## ગૂજરાતી

# શબ્દાર્થ ચિન્તામણિ.



તૈયાર કરનાર
જીવનલાલ અમરશી મહેતા.

ગૂજરાતી

# શબ્દાર્થ ચિંતામણિ



તૈયાર કરનાર

જીવનલાલ અમરશી મહેતા

[ નિવાસ-અમરેલી. ]

" મહારાજા અશોક ", " મરાઠી રિયાસત ", " ધર્મનો જય ", " શ્રી કૃષ્ણ-જીવન ", " વિકૃતબુદ્ધિનો વિવાહ " "સત્યભામા", "રામાયણની વાતો" વગેરેના લખનાર.



**कोशस्थै च महीपानां कोशस्य विदुषामपि ।**
**उपयोगोहि महान् राजन् क्लेशस्तेन विना भवेत् ॥**

રાજાને કોષ-ખજાને અને વિદ્વાનને કોશ-શબ્દભંડોળ ઘણો જ ઉપયોગી છે; કેમકે તેના વિના મહા મુસ્કેલી આવી પડે છે.



**કિંમત રૂ. ૫-૮-૦**

**જુદા બે ભાગમાં બાંધેલાના રૂ. ૭.**

આવૃત્તિ ૧ લી. ] પ્રત ૨૦૦૦. [ ઇ. સ. ૧૯૨૬.





## છાપનારાઓઃ—

(૧) સ્વરવિભાગ—પૃ. ૧ થી ૨૮૯ સુધીઃ—
"શ્રી સૂર્યપ્રકાશ પ્રિ. પ્રેસ; અમદાવાદ.
રા. મુળચંદભાઇ ત્રીકમલાલ.

(૨) વ્યંજન વિભાગ—ક થી ણ—પૃ. ૧ થી ૪૧૬:—
"વસંત" પ્રિ. પ્રેસ, અમદાવાદ.
રા. ચીમનલાલ ઇશ્વરદાસ મહેતા.

(૩) વ્યંજન વિભાગ—ત થી હ—પૃ. ૧ થી ૭૭૨:—
"શ્રી ભારતવિજય" પ્રિ. પ્રેસ; વડોદરા.
રા. પરભુલાલ શિવલાલ ઠક્કર.

# પ્રસ્તાવના

ગુજરાતી ભાષાના વિસ્તારી કોશની હાલ ઘણી આવશ્યકતા છે, એ જરૂર પૂરી પાડવાના પ્રયત્ન રૂપે આ પુસ્તક રચવામાં આવ્યું છે. આ કોશમાં લગભગ ૪૨૦૦૦ શબ્દો છે, અને આ સંખ્યા હાલના વિદ્યમાન કોશો કરતાં વિશેષ છે. દરેક શબ્દ જોડે તેનું વ્યાકરણદૃષ્ટિએ પદચ્છેદ તથા લિંગ દર્શાવ્યાં છે. તે પછી (મુખ્ય મુખ્ય શબ્દોમાં) વ્યુત્પત્તિ દર્શાવી છે. છેવટે શબ્દોના અર્થ અનેક પર્યાય સાથે દર્શાવ્યા છે. શબ્દો પરથી બંધાયેલી કહેવતો અને ઉક્તિઓ પણ ખુલાસા સાથે સ્થળે સ્થળે આપી છે. આ રીતે આ કોશ વિદ્યાર્થીને તેમજ સામાન્ય વાચક વર્ગને ઉપયોગી થઇ પડે તે પ્રકારનો છે.

કોશની બાબતમાં હિન્દુસ્તાનની બીજી ભાષાઓ કરતાં ગુજરાતી ભાષા ઘણી પાછળ છે. અનેક દૃષ્ટિબિન્દુના અને અનેક પદ્ધતિના કોશ રચાય તે પછી વિવિધ દૃષ્ટિબિન્દુઓ અને પદ્ધતિઓમાંથી વિવેક કરી સર્વયોગ્ય દૃષ્ટિબિન્દુઓ અને પદ્ધતિઓનો સમાવેશ કરનારા કોશ રચવાનું કામ હાથમાં લઈ શકાય તેમ છે. એ સંબંધમાં પણ આ કોશની ઉપયોગિતા છે.

જોડણીના પ્રશ્નની વ્યવસ્થા ગુજરાતી ભાષામાં હજી છેવટની થઇ નથી. શાળાખાતાના ગ્રન્થોમાં ચાલતી જોડણીને આ કોશમાં અનુસરવામાં આવી છે.

આશા છે કે આ ઉપયોગી પુસ્તકની ગુજરાતની પ્રજા તરફથી તેમજ દેશી રાજારજવાડાઓ તથા સરકારી કેળવણીખાતા તરફથી યોગ્ય કદર થશે, અને પુસ્તક વાચકવર્ગ તરફથી સારો સત્કાર પામશે.

અમદાવાદ,
તા. ૪ ફેબ્રુઆરી, ૧૯૨૬. } રમણભાઈ મહીપતરામ નીલકંઠ.

## હાઇસ્કૂલ, ટ્રેનિંગ કાલેજ, વિનયમંદિરમાં પાઠ્ય પુસ્તક તરીકે ચલાવવા યોગ્ય કેટલાંક પુસ્તકો.



**કાવ્ય:—**

૧—૮ નૂપુરઝંકાર- ( સા. શ્રી નરસિંહરાવ કૃત )
૦—૫ દલપતસતસઈ.
૦—૧૨ સ્ત્રોતસ્વિની } સ્વ. બોટાદકર કૃત.
૦—૧૨ નિર્ઝરિણી }
૧—૦ સંદેશિકા-(મિ. ખબરદાર કૃત)

**ગદ્ય:—**

૨—૦ દી. બ. અંબાલાલનાં ભાષણો અને લેખો
૧—૮ સુખશાન્તિ વિચારણા.
૧—૦ જોસફ મેઝેનીના લેખો.

**સાહિત્ય—નાટક:—**

૨—૦ ગુર્જર સાક્ષર જયંતીઓ
૨—૮ સંવાદમાલા.
૦—૧૨ કલાપી-કાન્તના સંવાદો.
૧—૮ રાઇનો પર્વત.
૧—૪ મેવાડ-પતન.
૧—૪ રત્નાવલિ નાટિકા.
૦—૧૨ સીતા.

**ઇતિહાસ—દેશ—ધર્મ:—**

૧—૮ અંગ્રેજની ઉન્નતિનો ઇતિહાસ-( નવલરામ કૃત.)
૧—૮ મરાઠી રિયાસત-પૂર્વાર્ધ.
૩—૦ દેશ-દર્શન.
૩—૮ હિન્દુ ધર્મની પાઠમાળા.
૪—૮ સંક્ષિપ્ત મહાભારત.

**ટુંકી વાતો:—**

૨—૦ કથામંજરી-ભાગ ૧ લો.
૩—૦ કથામંજરી-ભાગ ૨ જો.
૨—૦ હાસ્યમંદિર.
૧—૧૨ સંસ્કૃત સાહિત્યની કથાઓ ( મહાકવિ કાલિદાસ )

**નવલકથાઓ:—**

લુશી કેશવચંદ્ર.
૨—૦ વિપિન.
૦—૮ ઉષાનંદિની-(પ્રો. બેઇન કૃત)
૦—૮ નીલનેની-( ,, ,, )
૦—૧૨ સુભદ્રા.

વધુ વિગત માટે લખો:—

**જીવનલાલ અમરશી મહેતા; પીરમશારોડ; અમદાવાદ.**

## પ્રકાશકના બે બોલ.

શ્રી **મહાભારતનો** સાર અને એક ગૂજરાતી શબ્દકોશ પ્રસિદ્ધ કરવાની મારી ઉમેદ ઘણાં વર્ષોની હતી, અને તે માટે સાધનરૂપ ગૂજરાતી, મરાઠી અને હિંદી ભાષાનાં પુસ્તકો હું મેળવતો રહ્યો હતો. ભાઈ **રતિપતિરામે "સંક્ષિપ્ત મહાભારત"** તૈયાર કરી આપ્યુ અને તે પ્રસિદ્ધ થઈ ગૂજરાતી વાચકોનુ સન્માન પામતું જાય છે, અને આ શબ્દકોશ પણ પ્રસિદ્ધ થાય છે. આથી મને અત્યંત સંતોશ થાય છે.

આ કોશ તૈયાર કરવાનુ કામ મેં ત્રણેક વર્ષ ઉપર હાથમા લીધુ હતુ. ગૂજરાતીમાં આ પહેલાં પ્રસિદ્ધ થયેલા તેમજ બીજી ભાષાઓના કોશોની સહાયતા વડેજ આ કોશ તૈયાર થયો છે. ગૂજરાતી ભાષાના કોશની સ્વતંત્રપણે પ્રથમ રચના કરવાનું માન તો સ્વર્ગસ્થ સા. શ્રી **નર્મદાશંકર લાલશંકરનેજ** ઘટે છે. અત્યાર સુધીમાં કોશ માટે જે જે પ્રયાસો થયા છે તે બધાનો આધારસ્થળ " નર્મકોષ "જ ઘણે અંશે રહેલો છે. એ ન્યાયે આ કોશમાં પણ મારૂં સ્વતંત્ર કર્તાપણું નહિ જેવુંજ છે.

આ કોશ તૈયાર કરવામાં મે મુખ્ય આધાર ગુ. વ. સોસાઈટીએ તૈયાર કરવા ધારેલા બૃહદ્ કોશની પ્રુફકોપીનો લીધેલો હોવાથી મારે સૌથી પ્રથમ અને વિશેષ આભાર માનવંત સોસાઈટીનો માનવાનો છે. તે ઉપરાંત મારા બાળમિત્ર ભાઈ **દેવચંદ રામજી ઠક્કરે** આમાં કરેલી મદદ માટે તેમનો પણ તેવોજ આભાર માનવાનો છે.

પ્રથમ 'શાળોપયોગી' મધ્યમ કદનો કોશ કરવાની મારી યોજના હતી, અને તેની મતલબની જાહેરાત પણ મેં પ્રસિદ્ધ કરી હતી. પરન્તુ કામ હાથમાં લીધા પછી સમજાયુ કે કદ નાનું કરવા જતાં તેમાં પુરતી હકીકત આપી શકાશે નહિ, અને તેમ થતાં કોશ છેક સામાન્ય થઈ પડે ને હાઈસ્કૂલ કે કોલેજના વિદ્યાર્થીઓ માટે તે ઉપયોગી ન રહે. આથી પ્રથમની યોજના બદલીને હાલના સ્વરૂપમાં તૈયાર કર્યો છે. આ પૂર્વે પ્રસિદ્ધ થયેલા ગૂજરાતી કોશોમાં ન આવેલા એવા નવા શબ્દો આમાં ઉમેર્યા છે અર્થોની

ચોકસાઈ કરી તે વ્યવસ્થિત ગોઠવ્યા છે, અને જયાં બહુ લંબાણ જેવું લાગ્યું ત્યાં ટુંકું કર્યું છે. છતાં મહત્વની રહી ગયેલી વિગતો ઉમેરી પણ છે. આ કોશની શબ્દસંખ્યા ૪૨૦૦૦ લગભગની થવા જાય છે.

આ કોશ ત્રણ છાપખાનામાં સાથેજ છપાવવાની વ્યવસ્થા કરવી પડી તેથી આખા પુસ્તકમાં મથાળાનાં પાનાં સળંગ મુકી શકાયા નથી. ત્રણે છાપખાનાનાં મળીને લગભગ ૧૫૦૦ પાનાં થયાં છે. તેમાં અર્ધ કરતા વધારે ભાગ વડોદરાના "ભારતવિજય" પ્રેસનો છે, તેમજ છપાઇ પણ ત્રણેમા તેનીજ વધારે સારી છે, એ તો નજરે દેખાઇ જ આવે છે. એ પ્રેસનો બંદોબસ્ત મારા સ્નેહી રા. રા. મોહનલાલ ચુનીલાલ કોઠારીએ કરાવી આપ્યો નહોત તો આ કોશ–અહીંના છાપખાનાને આધારે રહેવાથી–બે વર્ષે પણ પુરો થાત કે કેમ, તે વિશે મને શંકા રહે છે. આમાં જો કે ખર્ચ વધારે લાગ્યું છે, અને મુશ્કેલી ઘણીજ પડી છે, તેમ છતાં "ભારતવિજય" પ્રેસે જલદીથી મોટો ભાગ છાપી આપ્યો તેથીજ હું આજે આ કોશ પ્રસિદ્ધ કરી શક્યો છું; અને તે માટે એ પ્રેસના મેનેજર ભાઇ પ્રભુલાલ શિવલાલ ઠક્કરનો આભારી છું. વડોદરામાં છપાયેલા ભાગનાં પ્રુફો તેમજ મેટર તપાસી જઇ સુધારવાનું કામ ભાઇ જગજીવન દયાળજી મોદીએ એક સ્નેહીની ફરજ તરીકે કર્યું છે તે માટે તેમનો તેમજ રા. રા. કોઠારી માસ્તરનો અને વખતો વખત ઘટતી સલાહ આપવા માટે ભાઇ હીરાલાલ ત્રિ. પારેખનો હું આભાર માનું છું.

આ કોશને ઉપયોગી બનાવવા મારી આવડત–શક્તિ અને સાધનના પ્રમાણમાં મેં બનતો પ્રયાસ કર્યો છે. ઝીણામાં ઝીણા–સ્મૉલ પૈકા–ટાઇપ વાપરીને વધારેમાં વધારે મેટર સમાવી છે અને કીમત પણ હાલની મોંઘવારીના હીસાબે બહુજ સસ્તી રાખી છે. ગુર્જર વાચકો તરફથી કેવી કદર થાય છે એ તો ભવિષ્યે જણાશે.

આ કોશમાં જે જે અપૂર્ણતા કે અશુદ્ધિ જણાય તે વિશે સુચના કરવા સૌ વાચકોને હું નમ્ર વિનંતી કરૂં છું.

અમદાવાદ,
તા. ૧–૨–૨૬

**જીવનલાલ અમરશી મહેતા.**

# અર્પણપત્રિકા.

શ્રીમંત મહારાજા સાહેબશ્રી

સર સયાજીરાવ ગાયકવાડ,

સેનાખાસખેલ સમશેરબહાદુર. જી. સી. એસ. આઈ.

વડોદરા.

આપ નામદારશ્રીને રાજ્યાભિષેક થયાને

પચાસ વર્ષ પુરાં થયાં

એ અપૂર્વ અને અલભ્ય

માંગલ્યમય "સુવર્ણ મહોત્સવ" ના સ્મરણાર્થે

આ

"ગૂજરાતી શબ્દાર્થચિંતામણિ"

હું

આપ નામદારશ્રીને

અર્પણ કરૂં છું.

અમરેલી, તા. ૧૩-૧-૨૬. | આપનો પ્રજાજન
જીવનલાલ અમરશી મહેતા.

આ કોષમાં વપરાયેલા ટુંકા અક્ષરોનો

# ખુલાસો.



| | |
|---|---|
| **सं**०=સંસ્કૃત | ન૦=નપુંસકલિંગ |
| **प्रा**०=પ્રાકૃત | સ૦=સર્વનામ |
| **म**०=મરાઠી | વિ૦=વિશેષણ |
| **हिं**०=હિન્દી | અ૦=અવ્યય |
| **फा**०=ફારસી | ક્રિ૦ સ૦=ક્રિયાપદ સકર્મક |
| **उ**०=ઉર્દુ | ક્રિ૦ અ૦=ક્રિયાપદ અકર્મક |
| આ૦=આરબી | ના૦=નામ |
| અં૦=અંગ્રેજી | બ૦ વ૦=બહુવચન |
| જુ૦=જુઓ | એ૦ વ૦=એકવચન |
| ઉ૦=ઉપરથી | કહે૦=કહેવત |
| પું૦=પુંલિંગ, નરજાતિ | ક્રિ૦ પ્ર૦=ક્રિયામાં પ્રયોગ |
| સ્ત્રી૦=સ્ત્રીલિંગ; નારીજાતિ | રૂ૦ પ્ર૦=રૂઢિપ્રયોગ |



૧૨૮૭૬

# ગુજરાતી
# શબ્દાર્થ ચિંતામણિ.

## અ.

**અ,** પુ. (સં.) ગુજરાતી ભાષાના મૂળાક્ષરોમાનો પહેલો સ્વર. (૨) નકાર બતાવનાર ઉપસર્ગ. સ્વરથી શરૂ થતા શબ્દની પૂર્વે 'અ'નુ અન્' થાય છે:-અન્+અ ત=અન ત. અન્+ઉષ્ણ= અનુષ્ણ ગુજરાતીમા "અન્ "નુ "અણ" થાય છે અને તે વ્યંજનથી શરૂ થતા શબ્દની પૂર્વે પણ આવે છે:-અણગમતુ; અણસમજુ. (૩) વિષ્ણુ (૪) વધારેપણુ બતાવે છે:-અઘોર. (૫) કેટલીક વખત નિરર્થક હોય છે.-અલોપ; અવરથા.

**અઇ,** અ. ઓ; એ; પણ (ગ્રામ્ય પ્રયોગ)

**અઇન,** વિ. (આ.) ખરેખર હોય તેટલું. ઉ૦ અઇન જમા; અઇન ખરચ.

**અઉ,** ન. (સં. अहि. ઉ.) કરડે એવો જીવ. (૨) છોકરાને બીવરાવવાનુ એક કાલ્પનિક સ્વરૂપ. આ 'અ'નો પહેલો ઉચ્ચાર થઇ હાઉ થાય છે.

**અઋણી** વિ.(સં. अऋणिन्) નહિ દેવાદાર; જેને માથે કરજ ન હોય તે [ઉ.) ઓ; અરે; હે.

**અએ,** (અયે,)અ. (સં. अयि.

**અક,** ન. (સં.) દુઃખ; પીડા. (૨) પાપ. [વિ. કેશરહિત.

**અકચ,** પુ. (સં.)કેતુ ગ્રહ. (૨)

**અકજ,** વિ. (અ=નહિ+કજ=યુક્તિ-ઉપાય ઉ. ) કજ વગરનુ; અપગ.

**અકડવું,** અ. ક્રિ. ફક્કડ થવું (૨) ગર્વ કરવો.

**અકડાઅકડી,** સ્ત્રી (અક્કડ. ઉ.) બરાબરી કરવી તે; સરસાઈ; ચડસાચડસી. (૨) ગર્વમા રહેવુ તે; પતરાજી. અકડાઅકડીનો વખત=કટાકટીનો વખત. અકડાઅકડી ઉપર આવવુ=સરસાઈમાં ઉતરવુ.

**અકડાઇ,** સ્ત્રી. (અક્કડ. ઉ.) મગરૂબીમા રહેવુ તે; પતરાજી. (૨) મદ; હુપદ. (૩) ફાકડાઈ-ટાપટીપમા રહેવું તે. અકડાઈ કરવી=તોરમા રહેવું. (૨) પતરાજી કરવી. (૩) ભભકામા રહેવું.

**અકડાઈ જવું,** અ. ક્રિ. શરદીથી અથવા એકને એક સ્થિતિમાં બહુ વાર રહેવાથી અવયવોનુ જડ થઈ જવુ; ઝલાઈ જવું. (૨) અભિમાની થઈ જવુ.

**અકડાવું,** અ.ક્રિ.અવયવોના સાંધા જડ થઈ જવા (૨)નગરૂબ થવું, ભભકામાં રહેવુ, મરડાવુ.

**અકતો, અગતો,** પુ. (**सं. अ+कृत**=કામ.) કારીગર લોકો છુટી પાળે છે તે. પાકી, અણોજો. **અકતો** પાળવો=કામકાજ બંધ રાખવું, પાખી પાળવી. **અકતે** કાંતવું=બીજાની મહેનતનો લાભ લેવો.

**અકથનીય,** વિ.(**सं.**) **अ**=નહિ+**कथ्**= કહેવું. ઉ.) નહિ કહેવા જેવું.

**અકથિત,** વિ. (**सं.**) નહિ કહેલું.

**અકથ્ય,** જુઓ અકથનીય.

**અકપટ,** ન. (**सं.**) કપટ નહિ તે. (૨) વિ. કપટ વગરનું, નિખાલસ.

**અકબરશાહી,** વિ. (**आ. अकबर्**=મહાન્. ઉ.) અકબર પાદશાહ સબંધી, અકબરી. (૨) ના. સ્ત્રી. અકબરનો અમલ. [રના કાળનું.

**અકબરો,** વિ, (**आ.**) અકબ-

**અકબંધ,** વિ. એક સળંગ બંધવાળું, સીલસીલાબંધ, વગર કોઠેલું; જેની ઉપરના બંધ એમને એમ હોય એવું. અકબંધ રાખવું=અનામત-એમનું એમ રહેવા દેવું.

**અકરણીય,** વિ.(**सं.**) નહિ કરવા જેવું; અકાર્ય.

**અકરાકેર,** પુ. (**फा. अक्करा**=આકરો+**आ. केहर**=નાશ.) નાશ. (૨) જેને લીધે ત્રાસ ત્રાસ થઈ રહે એવો બનાવ; ગજબ. [દેણગી.

**અકરામ,** ન. (**आ.**) ઇનામ;

**અકરાળ,** વિ. (**सं. आ+कराल.** ઉ.) ભયંકર, ડરામણું.

**અકરાળવિકરાળ,** વિ (**सं.**) અત્યંત ભયંકર, બહુજ બિહામણું.

**અકરાંતીઆવેડા,** પુ. બ. વ (**सं. अति+क्रम्**=ઉલ્લંઘવું. ઉ.) અકરાંતીઆની માફક કરવું તે, ખાઉધરાવેડા

**અકરાંતીઉં,** વિ. (**सं. अति+क्रम्**=ઓળંગવું, ઉ.) ખાવાની હદ ઉલ્લંઘી જનારૂ; બહુ ખાનારૂ.

**અકરુણ,** વિ. (**सं.**) નિર્દય; કરુણા રહિત.

**અકર્ણ,** વિ. (**सं. अ+कर्ण**=કાન.) કાન વગરનું; બહેરૂં.

**અકર્ણ્ય,** વિ. (**सं.**) કાનને યોગ્ય નહિ એવું, નહિ સાંભળવા જેવું.

**અકર્તવ્ય,** વિ. (**सं. अ+कृ**=કરવું. ઉ. **कर्तव्य**=કરવાયોગ્ય.) નહિ કરવા જેવું. [તે

**અકર્તા,** પુ. (**सं**) કરનારો નહિ

**અકર્તુમ,** અ. (**स. अ+कृ**=કરવું ઉ) ન કરવાને. (આ શબ્દ એકલો વપરાતો નથી પરંતુ 'કર્તુમ્ અકર્તુમ્' એમ સાથે વપરાય છે.)

**અકર્મ,** ન. (**सं.**) નહિ કરવા યોગ્ય; દુષ્કર્મ. (૨) અપરાધ.

**અકર્મક,** વિ. (**सं.**) જેને કર્મ નથી એવું. [યોગ્ય નહિ એવું.

**અકર્મણ્ય,** વિ. (**सं.**) કરવાને

**અકર્મી,** વિ. (**सं.**) કર્મ નહિ કરનાર. (૨) અકર્મ-નઠારૂ કામ કરનાર. (૩) ભ્રષ્ટ થયેલ. (૪) બુદ્ધિહીન.

**અકલ,** વિ. (**सं.**) જુઓ અકળ.

**અકલંકિત,** વિ. (**सं.**) જેને કલંક લાગેલું ન હોય એવું; શુદ્ધ; નિર્દોષ.

**અકલી,** વિ. (**फा.**) અક્કલવાળુ; બુદ્ધિશાળી. (૨) ગુચવણમાંથી માર્ગ શોધી કાઢે એવું; કસબી. (૩) સમજુ.

**અકલ્પિત,** વિ. (**सं. अ+कल्प्**=કલ્પવુ.) નહિ કલ્પેલું; ઓચીંતુ. (૨) કૃત્રિમ નહિ તે; અસલ. [ શુદ્ધ.

**અકલ્મષ,** વિ. (**सं.**) નિષ્પાપ;

**અકલ્યાણ,** ન. (**सं.**) કલ્યાણ નહિ તે; ભુરૂ; ખોટુ. **અકલ્યાણ ઇચ્છવું**=ભુંડુ તાકવું. **અકલ્યાણ કરવું**=ભુંડુ કરવું.

**અકસ,** પુ. (**फा.**) દ્વેષ; ખાર. અકસખોર=ખારીલું.

**અકસર,** અ. (**आ. अक्सर्**=ખસુસ કરીને.) ઘણું કરીને; જરૂર જરૂર. (૨) કદાચ.

**અકસીર,** વિ. (**आ. इकसीर**=ગુણ કરે એવું.) આબાદ અસર કરે એવું; ગુણકારી; નિષ્ફળ ન જાય એવું.

**અકસ્માત,** અ. (**सं.**) ઓચીંતું; અણધાર્યું; એકાએક. [બનાવ; હોનારત.

**અકસ્માત,** પુ. નહિ ધારેલો

**અકળ,** વિ. (**सं. अ**=નહિ+**कल्**=જાણવુ. ઉ.) ન જાણાય એવુ, ગહન; ગૂઢ. (૨) પરમાત્મા.

**અકળકળા,** સ્ત્રી. (**सं.**) ન કળી શકાય એવી લીલા, માયા; કુદરત.

**અકળવિકળ,** વિ. આકુળવ્યાકુળ, તલપાપડ થઈ રહેલું.

**અકળા,** સ્ત્રી. કળા નહિ તે.

**અકળામણ,** સ્ત્રી. દુ:ખ અથવા મુશ્કેલીમાંથી છૂટવાને થતી મુંઝવણ. (૨) કંટાળો. (૩) ગભરાટથી થતુ દુ:ખ.

**અકળાવવું,** સ. ક્રિ. પ્રે. ગભરાવવું; કાયર કરવુ.

**અકળાવુ,** અ. ક્રિ. દુ:ખ અથવા મુશ્કેલીમાંથી છૂટવાને મુંઝાવુ. (૨) કંટાળવું. (૩) દુ:ખી થવુ.

**અકળિત,** વિ. (**सं. अ+कल्**=જાણવું.) કળ્યામાં ન આવે એવુ; નહિ ધારેલું એવું. (૨) જેનું માપ ન થાય એવુ.

**અકંચન,** (અકિંચન) વિ. (**सं. अ+ कञ्चन.**) ગરીબ.

**અકંપિત,** (અકમ્પિત) વિ. (**सं. अ+ कम्प्**= ધ્રૂજવું. ઉ.) નહિ કંપેલુ; અડગ.

**અકાજ,** વિ. (**सं. अकार्य.** ઉ.) નહિ કામનું; નિરર્થક.

**અકાબર,** વિ. (**आ. अकाबिर** ઉ.) મોટું ઓદ્ધાવાળુ.

**અકામ,** વિ. (**सं.**)કામનારહિત.

**અકામી,** વિ. (**सं.**)જેને કામના નથી એવુ. (૨) સંયમી.

**અકાય,** વિ. (સં.) કાયારહિત; જેને દેહ નથી એવું;

**અકાર,** વિ. (सं.(अ+कृ=કરવું. ઉ.) 'અ' એવો જે ઉચ્ચાર તે. (૨) સં.अ=નહિ+कार्य.ઉ.) અકારણ.

**અકારજ,** અ. (સં. अ+कार्य. ઉ.) વગર કામે.

**અકારણ,** અ. (સં.अ+कारण.) વગર કારણે.

**અકારત,** અ. (સં. अ+कृत्य. ઉ.) વ્યર્થ. **અકારત** જવું=કોઈપણ કામમાં નહિ આવવું.

**અકારાંત,** (અકારાન્ત), વિ. (સં. अकार+अन्त.) જેને અંતે 'અ' હોય એવું

અકારૂં, વિ. અપ્રિય; અણગમતું.

**અકાર્ય,** વિ. (સં. अ=નહિ +कार्य=કરવા જેવું.) નહિ કરવા જેવું; કુકર્મ.

**અકાલ,** પુ. (સં. अ=નહિ +काल=સમય.) યોગ્ય સમય નહિ તે; કવખત. (૨) વિ. કવખતનું.

**અકાલિ,** વિ. (સં.) શ્રી. નાનક સ્થાપેલા ઉદાસી પંથનું.

**અકાલિક,** વિ. (સં.) સ્વાભાવિક સમયની આગળ પાછળનું.

**અકાલીન,** વિ. (સં.) કવખતનું; યથાર્થ કાળનું નહિ એવું.

**અકાળ,** જુઓ અકાલ.

**અકાળજ,** વિ. (સં अकाल +ज=જ-મેલું. ઉ.) અકાળે ઉત્પન્ન થએલું.

**અકિંચન,** (અકિઞ્ચન), વિ. (સં. अ+किञ्चन.) જેની પાસે કંઈ પણ ન હોય એવું. (૨) કંગાલ.

**અકિંચિત્કર,** (અકિઞ્ચિત્કર), વિ. (સં अकिञ्चित्+कृ=કરવું. ઉ.) કંઈપણ ન કરી શકે એવું; નિર્માલ્ય. (૨) નિર્દોષ

**અકીક,** પુ. (अा.) એક જાતનો રંગીન ચળકતો ને લીસો પથ્થર; સ્ફટિકની એક જાત.

**અકીકીઓ,** પુ અકીકને ઘસી ઉતારી તેની વસ્તુઓ બનાવનારો.

**અકીર્તિ,** સ્ત્રી. (સં.) કીર્તિ નહિ તે; નિંદા. કલંક; અપવાદ.

**અકીર્તિકર,** વિ. (સં.+कृ =કરવું.) અકીર્તિ કરાવે એવું.

**અકુટિલ,** વિ. (સં अ=નહિ +कुटिल) કુટિલતા ન હોય એવું. નિખાલસ.

**અકુપ્ય,** ન. સોનું; સુવર્ણ.

**અકુલીન,** વિ. (સં.) નીચા કુળનું.

**અકુલીનતા,-પણું,** સ્ત્રી. કુલીનતા નહિ તે; હલકાઈ.

**અકુશળ,** વિ. (સં. अ=નહિ +कुशल=હોશિઆર.) આવડત વગરનું, કુશળતા ન હોય એવું.

**અકુશળતા,** સ્ત્રી. (સં.) હોશિઆરી નહિ તે.

**અકુંઠિત,** ( અકુણ્ઠિત ), (સં.) બુઠું નહિ તે; અટકે નહિ એવું; તીક્ષ્ણ.

**અકૂપાર,** પુ. સમુદ્ર; દરિઓ.

**અકૃત,** વિ. (સં.) નહિ કરેલું; ખોટું કરેલું (૨) ન. ખરાબ કામ.

**અકૃતજ્ઞ,** વિ. (સં.) કરેલા કામને નહિ જાણનાર; કૃતઘ્ન

**અકૃતજ્ઞતા,** સ્ત્રી. (સં) કરેલા ઉપકારને નહિ જાણવાપણું.

**અકૃતાર્થ,** વિ. ( સં. અકૃત +અર્થ. ) જેણે પોતાનો અર્થ સિદ્ધ કરેલો નથી એવું; કમનસીબ.

**અકૃત્ય,** વિ. (સં) નહિ કરવા જેવું (૨) ન. ખરાબ કામ.

**અકૃત્રિમ,** વિ. ( સં અ=નહિ +કૃત્રિમ=બનાવટી. ) બનાવટી નહિ એવું; સ્વાભાવિક; કુદરતી.

**અકૃપા,** સ્ત્રી. (સં.) ઇતરાજી.

**અકૃપાળુ,** વિ. ( સં. ) કૃપાળુ નહિ તે.

**અકેક-કું,** વિ. (સં.) દરેક.

**અકોટ,** ન.(સં.) સોપારીનું ઝાડ; (૨) સોપારી.

**અકોટી,** (અકૉટી), સ્ત્રી. સ્ત્રીએ ને કાને પહેરવાનું એક ઘરેણું. અકોટા (પુ૦).

**અકૌટિલ્ય,** ન.(સં.)અકુટિલતા.

**અકૌશલ્ય,** ન.(સં)અકુશળતા; બેખબરદારી.

**અક્કડ,** વિ. ( दे इक्कड. ઉ.) નહિ વળી જાય એવું (૨) તોરી. અક્કડ ને અક્કડ રહેવું=રોફમાં રહેવું.

**અક્કડબાજ,** પુ. (+फा. बाज़-तन्=રમવું. ઉ. बाज़. ) અકડાઈવાળો; બાંકો; ફાંકડો. [ એકાએક.

**અક્કરચક્કર,** અ. નહિ ધારેલુ;

**અક્કરમી,** વિ. અકર્મી; ઠોઠ.

**અક્કલ,** સ્ત્રી. (फा.) બુદ્ધિ; સમજણ. (૨) ડહાપણ. **અક્કલનો આગળો**=મૂર્ખ. **અક્કલનો આંધળો**=અણસમજુ **અક્કલનો ઉધારો**=અક્કલ વગરનો. **અક્કલના કકરા કરવા**=બેવકુફ બનવું. **અક્કલ ગુમ થઈ જવી**=છક થઇ જવું. **અક્કલનો ખાં**=મૂર્ખનો સરદાર. **અક્કલ ઘરેણે મૂકવી**=પારકી અક્કલે ચાલવું. **અક્કલનો દુશ્મન**=અક્કલનો શત્રુ=મૂર્ખ **અક્કલનો બારદાન**=મૂર્ખ. **અક્કલનો સમુદર**=મૂર્ખ. **અક્કલ બહેર મારી જવી**=બુદ્ધિ નહિ ચાલવી; વિચારથી અંધ થઈ કામ કરવું. **અક્કલ મારી જવી**=બુદ્ધિનો ઉપયોગ નહિ થવો. **અક્કલ અધારે વહેંચાઈ છે**=ઈશ્વરે ગમે તેમ બુદ્ધિ વહેંચી છે. **અક્કલ બડી કે ભેંસ**=સ્થૂલતા ( શરીર ) ઉપર અક્કલનો આધાર નથી. **અક્કલથી ખુદા તો પિછાનો**=જરા તો અક્કલ વાપરો.

**અક્કલગરો,** ( અક્કલકરો ), પુ. (फा.) મોટામાં સ્વરવાદ કરે એવું

એક જાતની વનસ્પતિનુ મૂળીઉં.

**અક્કલબાજ,** વિ.(फा.) અક્કલવાળુ; તર્ક ઉઠાવનાર.

**અક્કલમંદ,** વિ. (फा.) અક્કલ =બુદ્ધિ+મંદ=વાળું.) બુદ્ધિવાળુ.

**અક્કલવંત-વાન,** વિ. બુદ્ધિશાળી.

**અક્કલહોશિઆરી,** સ્ત્રી.(फा.) બુદ્ધિકૌશલ્ય; સમજણ અને ખબરદારી. આ શબ્દનો ખતપત્તરમાં ઉપયોગ થાય છે. તેનો એવો અર્થ થાય છે, કે દસ્તાવેજ કરી આપનારે તે બુદ્ધિપૂર્વક કરી આપ્યો છે; કોઇએ ફરેબ દઇને કે જેમ તેમ સમજાવીને લખાવી લીધો નથી.

**અક્કેક-કું,** વિ. ( सं. एक +एक. ઉ.) એકએક; પ્રત્યેક. (૨) એક પછી એક

**અકખઈ,** વિ. (सं. अक्षयी. ઉ.) કદિ પણ નાશ પામે નહિ એવું; અક્ષયી.

**અક્ટોબર,**પુ. ( अं. ) ખ્રિસ્તી વર્ષનો દસમો મહીનો.

**અક્રમ,** પુ. ( सं. अ+क्रम =એક પછી એક આવે એવી જે ગોઠવણ તે.) ક્રમ નહિ તે. (૨) વિ ક્રમ રહિત; છુટુંછુટું.

**અક્રૂર,** વિ. (सं) ક્રૂર નહિ એવું: માયાળુ (૨) પુ. શ્રી કૃષ્ણનો કાકો અને ભક્ત.

**અક્રોધ,** પુ. (सं) ક્રોધ નહિ તે; ક્રોધ રહિત. [હોય તેવું; શાંત.

**અક્રોધી,** વિ. (सं.) ક્રોધ ન

**અક્ષ,** પુ. (सं) જેની ચારે બાજુએ ચિહ્ન કરેલા હોય એવા લંબ ચોરસ પાસા. (૨) મણકો (૩) ધરી. (૪) ધરીની બન્ને બાજુએ માપ કરવાને પાડેલા આંકાઓ

**અક્ષણિક,** વિ. (सं.) તુરત નાશ થઈ જાય નહિ એવું; સ્થિર.

**અક્ષત,** પુ. (सं.) વગર ભાગેલા અનાજના દાણા. ચોખા અને ધાણી અક્ષત તરીકે વપરાય છે. મંગળ પ્રસંગે દેવ અને મોટા માણસને વધાવી લેવામાં અક્ષતનો ઉપયોગ થાય છે. અક્ષત વાળવા-( દાણા ઉતારવા )=માણસની પ્રકૃતિ બગડતા તેને શું થયું છે, તે જાણવાને તેને માથેથી અડદ વગેરે સાતવાર ઉતારવા.

**અક્ષત,** વિ.(सं.) નહિ ભાંગેલું; અખંડ. (૨) નુકસાન વગરનું.

**અક્ષપાદ,** પુ.(सं.)ગૌતમ ઋષિ.

**અક્ષમ,** વિ. (सं.) જેનામાં ક્ષમાનો ગુણ ન હોય એવું. (૨) અસમર્થ; અસહનશીલ.

**અક્ષમાળા,** સ્ત્રી. (सं.)રુદ્રાક્ષની માળા; બેરખો. (૨) વસિષ્ઠઋષિનાં પત્ની અરુન્ધતી.

**અક્ષય,** વિ.(सं. अ+क्षि=क्षय् =ઘસાવું-નાશ પામવું. ઉ. ) નાશ પામે નહિ એવું; હમેશનું.

**અક્ષયતૃતીયા,** (**સં.**) અખાત્રીજ. વૈશાખ શુદ ત્રીજ.

**અક્ષયધામ,** ન.(**સં.**) નાશ ન પામે એવું સ્થાન; વૈકુંઠ. (૨) મોક્ષ.

**અક્ષયનવમી,** સ્ત્રી. (**સં.**) અખેનોમ; કાર્તિક શુદ નોમ. સૌભાગ્યવતી સ્ત્રીઓ તે દહાડે ભાગેલી વસ્તુઓ ખાતી નથી.

**અક્ષયપદ,** ન. (**સં.**) કદી નાશ ન પામે એવું સ્થાન. (૨) મોક્ષ.

**અક્ષયપાત્ર,** ન. (**સં.**) જેમાંની વસ્તુઓ ખૂટે જ નહિ એવું વાસણ.

**અક્ષયવાણી,** સ્ત્રી. (**સં.**) નહિ ખધ પડે એવી વાણી (૨) સરસ્વતી.

**અક્ષયી,** વિ. (**સં.**) નાશ પામે નહિ તેવું.

**અક્ષય્ય,** વિ. (**સં.**) ખૂટે નહિ એવું; કદી પણ ઘટે નહિ એવું

**અક્ષર,** પુ. (**સં. अ=નહિ+क्षर्** ખરવુ. ઉ.) કદી પણ જેનું સ્વરૂપાંતર થતુ નથી એવુ ; બ્રહ્મ (૨) અમુક ઉચ્ચારનું અમુક લેખનાત્મક ચિહ્ન; લખાણ. (૩) વચન. (૪) કર્મનો લેખ. **અક્ષર ઉતારવા**=મહેણું ટાળવું. **અક્ષર પાડવા**=લખાણ કરી આપવું. (૨) કોતરણી અથવા ગૂંથણીમાં અક્ષર કાઢવા. **અક્ષર વાળવા**=મરોડદાર અક્ષર થાય એમ કરવું.

**અક્ષર,** વિ. ( **સં. अ+क्षर्**= ખરવું. ઉ.) ખરે નહિ એવું. (૨) આધુ પાછું થાય નહિ એવું.

**અક્ષરગણિત,** ન. (**સં.अक्षर+गण्**=ગણવું. ઉ. ) આંકડા નહિ પરંતુ અક્ષરો માંડીને ગણતરી કરવાને લગતુ શાસ્ત્ર; બીજગણિત.

**અક્ષરછંદ,** પુ. (**સં.**) અક્ષરમેળ વૃત્ત.

**અક્ષરન્યાસ,** (અક્ષરવિન્યાસ), પુ. (**સં.**) અક્ષર અને અક્ષરોને લગતી બાબતનો વિચાર

**અક્ષરપદ,** ન. જુઓ અક્ષય [ ધામ.

**અક્ષરપદ્ધતિ,** સ્ત્રી. (**સં.**) અક્ષરો લખવાની રીત.

**અક્ષરબ્રહ્મ,** ન. ( **સં.** ) ત્રિકાલાબાધ પરમ તત્ત્વ. [અક્ષરોનો સમૂહ.

**અક્ષરમાળા,** સ્ત્રી. (**સં.**) અ-

**અક્ષરવિદ્યા,** સ્ત્રી. (**સં.**) અક્ષરો સંબંધી જ્ઞાન. (૨) બ્રહ્મવિદ્યા.

**અક્ષરવિન્યાસ,** પુ. (**સં.**) શુદ્ધ લખવાની રીત; જોડણી. (૨) મરોડથી સીધું લખવું તે

**અક્ષરશઃ,** અ. (**સં.**) એક પણ અક્ષર રહી જાય નહિ તેમ; સઘળુ જ.

**અક્ષરશત્રુ,** પુ. (**સં.**) અક્ષરનો દુશ્મન, અભણ; નહિ જાણનાર.

**અક્ષરાતીત,** વિ. (**સં.**) **अक्षर+अतीत.**) અક્ષરથી વર્ણવાય નહિ તેવું. (૨) ન. બ્રહ્મ; પરમાત્મા.

**અક્ષરી,** વિ. ( અક્ષર=વર્ણ+ઈ= વાળું. ) અક્ષરવાળું; અક્ષરનું.

**અક્ષવિત્** પુ. (**सं अक्ष**=પાસા +**विद्**=જાણવું.) પાસાની રમત રમી જાણનારો; જુગારી.

**અક્ષવિદ્યા,** સ્ત્રી. (**अक्ष**=પાસા +**विद्या**= શાસ્ત્ર.) પાસા નાખવાની વિદ્યા; દ્યૂતવિદ્યા.

**અક્ષવૃત્ત**, ન. (**સં.**) પૃથ્વીની સપાટી ઉપર મધ્ય ભાગથી પૂર્વ પશ્ચિમ દોરેલી લીટીઓ.

**અક્ષાંશ,** પુ. (**સં. अक्ष+अंश.**) પૃથ્વીના ગોળાની બરોબર વચ્ચેથી પૂર્વ પશ્ચિમ જે લીટી કલ્પેલી છે તેને વિષુવવૃત્ત કહે છે. અને તે વિષુવવૃત્તથી ઉત્તરે કે દક્ષિણે સરખે અંતરે જે લીટીઓ દોરેલી હોય તે અક્ષાંશ અથવા અક્ષાંશવૃત્ત કહેવાય છે. એક લીટી ધ્રુવબિંદુથી બીજા ધ્રુવબિંદુ સુધી દોરી તેના જે ભાગ કરવામાં આવે છે તે દરેકને અક્ષાંશ કહે છે. વિષુવવૃત્તની ઉત્તરના ૯૦ અને દક્ષિણ તરફના ૯૦ મળીને ૧૮૦ અક્ષાંશ થાય છે. રેખાંશથી ઉલટા અંશો-વિભાગો તે અક્ષાંશ.

**અક્ષાંશવૃત્ત,** ન. (**સં.**) વિષુવવૃત્તથી દક્ષિણે અને ઉત્તરે પૂર્વથી પશ્ચિમ લગી જે આડી લીટીઓ દોરેલી હોય છે તે.

**અક્ષિ,** સ્ત્રી. (**સં. अश्**. ઉ.) વસ્તુઓને જોનારી ઇંદ્રિય; આંખ; નયન; નેત્ર; લોચન. બહુવ્રીહિ અને અવ્યયી સમાસમાં અક્ષિનું અક્ષ થઇ જાય છેઃ-રામાક્ષ; પરોક્ષ

**અક્ષિક**, સ્ત્રી. (**સં**) એક જાતનું ઝાડ; સરગવાનું ઝાડ (અક્ષીવ).

**અક્ષિકોશ**, પુ. (**સં.**) આંખનો ગોખલો.

**અક્ષુબ્ધ,** વિ. (**સં.**) નહિ ક્ષોભ પામેલું; અક્ષુભિત; નહિ ઉશ્કેરાએલું, નહિ હલાવાએલું; નહિ ડોળેલું; શાંત.

**અક્ષોભ,** વિ. (**સં.**) ક્ષોભ વગરનું; શાંત નિરૂપદ્રવ.

**અક્ષોભનીય,** વિ. (**સં.** ક્ષોભ કરવાને યોગ્ય નહિ એવું; અક્ષોભ્ય.

**અક્ષૌહિણી,** (અક્ષોણી,) સ્ત્રી. (**સં. अक्ष**=રથ+**ऊह**=સમુદાય.) લશ્કરનો એક મોટો ભાગ, જેમાં ૨૧૮૭૦ હાથી, ૨૧૮૭૦ રથ, ૬૫૬૧૦ ઘોડા અને ૧૦૯૩૫૦ પાયદળ એટલું હોય તે.

**અખજ,** વિ. (**સં अ+खाद्य** ઉ.) નહિ ખાવા યોગ્ય. (૨) ન. (ખાવાને યોગ્ય નહિ એવું અર્થાત્) માંસ.

**અખડ**, વિ. (અ+ખડ=ખેડ.) નહિ ખેડાતું; અવાવરૂ. (૨) ખડ વગરનું

**અખડદહાડા,** પુ. બ. વ. કામકાજ વગરના દહાડા.

**અખડબખડ,** વિ. (**प्रा. खर-डिअं**. ઉ.) સરખું નહિ એવું; ઉંચું-નીચું.

**અખડાઇ પડવું**, અ. ક્રિ. કોઈ વસ્તુની ઠેસ વાગવાથી પડી જવું.

**અખડાબખડી**, વિ. સરખું નહિ એવું; ઉંચુંનીચું.

**અખડાવું**, અ. ક્રિ. અફળાઇ પડવું, ઠેસ વાગવાથી લગડાવું.

**અખતરૂં**, વિ. નઠારૂં; ખરાબ

**અખતરો**, પુ. आ. इख्तिआर=શોધ. ઉ.) પ્રયોગ; નવું જાણવાને જે કંઇક કરી જોવું તે; અજમાયેશ

**અખત્તર**, વિ. મેલું; નઠારૂં. (૨) હદ ઉપરાંત ગએલું.

**અખત્તરડાહ્યું**, વિ. દોઢ ડાહ્યું

**અખત્યાર**, પુ. (आ.) કામ કરવાની સત્તા; અધિકાર. (૨) હક; તાબો (૩) બળ. **અખત્યાર લેવો**=અમુક જમાનો હવાલો સંભાળી લેવો. **અખત્યાર લઈ લેવો**=સત્તા લઇ લેવી.

**અખત્યારપત્ર**, ન. અધિકાર પત્રક; સત્તાને લગતો લેખ; સનદ.

**અખત્યારી**, સ્ત્રી. ( आ. ) અમુક કામ કરવાને મળેલી સત્તા. (૨) અધિકારીપણું. **આપઅખત્યારી**=પોતાની મારજી.

**અખબાર**, પુ. ( आ. खबर નુ બ. વ ) વર્તમાન પત્ર; છાપું.

**અખબારનવીશ**, નવેશ,) પુ. ( आ. अखबार=ખબરો+फा. नविस्तन=લખનાર. ઉ. ) ખબરો લખનારો.(૨) વર્તમાન પત્રનો અધિપતિ.

**અખમ**, વિ. ( सं. अ+क्षम ઉ. दे. अखम.) નહિ ખમી શકે એવું; અસમર્થ; નાજુક.

**અખર**, સ્ત્રી. પડતર જમીન; ચરો. (૨) વિ. અસહ્ય; ન સહન થાય એવું.

**અખરામણ**, ન. દૂધ જમાવવાની ખટાશ; મેળવણ.

**અખરોટ**, ન. (सं. अक्षोट. ઉ) પહાડી પ્રદેશમાં થતું એક જાતનું ઝાડ. (૨) એક ફળ; અખોડ.

**અખંડ**, વિ. (सं. अ+खण्ड=કકડો.) જેનો ખંડ ન હોય એવું; આખું.

**અખંડતા**, સ્ત્રી (सं.) આખાપણું; અખંડપણું.

**અખંડનીય**, વિ.નહિ ભાગાય તેવું; ખંડન કરવાને યોગ્ય નહિ તે.

**અખંડનીયતા**, સ્ત્રી. (सं.) નહિ ભાગલા કરવા યોગ્યપણું

**અખંડપણું**, ન. અખંડતા; ભાગ થયેલા ન હોય એવી સ્થિતિ.

**અખંડસૌભાગ્ય**,ન.(सं. सु=સારૂં+भग=નશીબ. ) સારૂં નશીબ; નહિ તૂટેલું એવું પતિનું સુખ; હેવાતન.

**અખંડસૌભાગ્યવતી**,સ્ત્રી.(सं.) સુહાગણ; અખંડ હેવાતનવાળી; જેનો વિરાહિત પતિ જીવતો હોય એવી સ્ત્રી. બ્રાહ્મણો અને વડીલો પરણેલી સ્ત્રીઓને 'અખંડ સૌભાગ્યવતી રહે' એવી આશીષ આપે છે.

**અખંડાનંદ**, પુ.(**સં. अखण्ड +आनन्द**)હમેશનો આનંદ;પરમાનંદ; મોક્ષ. (૨) સંન્યાસીઓને ધારણ કરવાનું એક નામ.

**અખંડિત**, વિ. (**સં.**) નહિ ભાંગેલું; આખુ; જેમ હોય તેમ રહેલું.

**અખંતર**, ન, ભૂતપ્રેત.(૨)વિ. મેલું.

**અખાજ**, વિ. (**સં. अखाद्य.**) નહિ ખાવા જેવુ. (૨) જેને ખાવાની મના હોય તેવું

**અખાડ**, પુ. (**સં. आषाढ.** ઉ.) અસાડ મહીનો

**અખાડા**, પુ. બ. વ. ધ્યાન આપતું નહિ તે; કાન તળે કાઢી નાંખવું તે. અખાડા કરવા=ઉડાવવું; નહિ લેખવવું.

**અખાડો**, પુ.(**સં. अक्ष+घाट.** ઉ.) રમવાની જગા; મલકુસ્તી કરવાને બનાવેલી જગા.(૨) સાધુઓનો આશ્રમ. (૩) વ્યસનીઓને એકઠા થવાની જગા.

**અખાત**, પુ. (**સં. अ**=નહિ **+खात**=ખોદેલુ. ઉ.) કોઈએ ખોદેલો નહિ એવો મોટો અને લાબો ખાડ; જમીનની અંદર ગયેલો દરિઆનો ફાટો. (૨) જમીન ખણાઇ જઇ થએલું મોટું તળાવ; ધરો.

**અખાત્રીજ**, સ્ત્રી. (**સં. अक्षयतृतीया.**) વૈશાખ શુદ ત્રીજ. ચોમાસાની અને ખેતીના કામકાજની શરૂઆત આ ત્રીજ પછી થાય છે. અખાત્રીજ પછી દરીઓ તોફાની થતો હોવાથી વહાણો ચલાવવાનુ બંધ કરવામા આવે છે.

**અખાદ્ય**, વિ. (**સં. अखाद्य** =નહિ ખાવા યોગ્ય) ખાવાને યોગ્ય નહિ તેવુ; અખાજ.

**અખિલ**, વિ. (**સં.**)બધુ; આખુ.

**અખૂટ**, વિ (અ=નહિ+ખૂટ=ખૂટવું-ઓછું થવું. ઉ. ) ખૂટે નહિ એવું, અનંતઃ અપાર.

**અખોડ**, ન એકજાતનું ફળ; તેલી બીજવાળો એક સુકો મેવો અને તેનું ઝાડ. (૨) વિ. ખોડ વગરનુ.

**અખેપાત્ર**, ન. ( **સં. अक्षयपात्र.** ) અંદરની વસ્તુ કદી ન ખૂટે એવું વાસણ.

**અખોવન**, વિ. આખુ ; નહિ ભાગેલું; જેવું અને તેવું જ રહેલું. (૨) જેનું એકે સંતાન મરી ગયું ન હોય એવી સૌભાગ્યવતી સ્ત્રી.

**અખ્યાણું**, ન. હરેક શુભ કાર્યને આરંભે ગોરને તથા વસવાયાંને આપવામા આવતી બક્ષીશ. ઘણુ કરીને અનાજ, નાળિએર, સોપારી, કંકુ, વસ્ત્ર, ગોળધાણા, અને રૂપાનાણું અપાય છે.

**અખ્યાત**, વિ. (**સં.**) નહિ પ્રસિદ્ધ; નહિ જાણીતુ.

**અખ્યાતિ**, સ્ત્રી.(**સં.**) અકીર્તિ; અપજશ; નિંદા.

**અખ્યાતું**, વિ. (**સં. अ**=નહિ

+क्षत=ખંડિત.(અક્ષત. (૨) સુખી; અખંડિત. (૩) સુવાં ;સ્વતંત્ર ઉપયોગનું.

**અગ**, પુ. (**સં अ+गम्**=જવું. ઉ.) ગમન ન કરી શકે એવું. (૨) ઝાડ. (૩) પર્વત.

**અગજ**, વિ. (**સં**) પહાડમાં થએલું. (૨) વનસ્પતિ.

**અગડ**, ના. સોગન; બાધા. (૨) સાડમારીનું મેદાન; અખાડો.

**અગડધૂત**, પુ. મસ્ત; તપસ્વી; અવધૂત. (૨) વિ. ખૂબ મોટા પેટવાળુ.

**અગડબંબ**, વિ. (અગડ+**સં. बिम्ब. ઉ.**) ગોળમટોળ; જાડું; ( શરીરે જાડું અને બુદ્ધિએ બુઠ્ઠું માણસ. ) (૨) ના. એક જાતના અવધૂત.

**અગડંબગડમ્**, અ. જેમતેમ; ખરૂંખોટું.

**અગઢ**, વિ. ગઢ વગરનું; કિલ્લેબંધી રહિત.

**અગણનીય**, વિ. (**સં.**) નહિ ગણી શકાય એવું. (૨) નહિ ધ્યાનમાં લેવા જેવું.

**અગણિત**, વિ. (સં. **अ+गण**=ગણવું. ઉ.) અસંખ્ય; જેની સંખ્યા નક્કી નથી કરી શકાતી એવું.

**અગણું**, વિ.ત્રીજું :-અગગુ મ ગળી.

**અગણોતરો**, (અગન્યોતરો), પુ. સં. ૧૮૬૯ની સાલમાં પડેલો મોટો દુકાળ.

**અગત**, વિ. **સં.** ( **अ+गत**= ગએલું.) જીવતું. (૨) જરૂર. જુઓ અગત્ય.

**અગતસર**, અ. જુઓ અગત્યસર.

**અગતિ**, સ્ત્રી. (**સં अ**=નહિ +**गति**=મુક્તિ. ગતિ નહિ મળવી તે.) અધમ સ્થિતિમાં જવું તે.

**અગતીઓ**, પુ. લીલો ચળકતો ને ઊડતો એક જીવડો.

**અગત્ય**, સ્ત્રી. જરૂર; ગરજ. (૨) વજન; ગણના; પ્રયોજન.

**અગત્યનું**, વિ. જેના વગર ચાલે નહિ એવુ.

**અગથીઓ**, પુ. એક જાતનું ઝાડ. એનાં ફૂલો શ્રાદ્ધ સામગ્રીમાં આવે છે.

**અગદ**, ન. (**સં.**) ઔષધ

**અગદી**, અ. (**म.**) છેક જ; બીલકુલ; તમામ.

**અગન**, સ્ત્રી. (**સં. अग्नि. ઉ.**) ગરમીની અસર; બળતરા; **અગન ઉઠવી**= બળતરા બળવી. (૨) ક્રોધ આવવો; ક્રોધ ચઢવો.

**અગનગાડી**, સ્ત્રી. આગથી- વરાળથી ચાલનારી ગાડી.

**અગમ**, ( **સં. गम्**=જાણવું.) ન જાણવામાં આવે એવું; ભવિષ્યમાં આવનારૂ. **અગમ વિચારવું**=ભવિષ્ય કહેવું; સાવચેતી રાખવી.

**અગમચેતી**, સ્ત્રી. ભવિષ્ય કહેવું, થનાર બનાવનો વિચાર કરવો. (૧) (**सं. आगामिन्**=ભવિષ્યનું+**चित्ति**=વિચાર.) હવે પછી શું થશે તેની ચેતવણી લેવી તે. **અગમબુદ્ધિ-અગમચેતી** વાપરવી=આગળથી ઉપાય લેવા.

**અગમદોરો**, પુ. (અગમ=આગળનો+દોરો=બંધ.) ઘોડાનો આગલો બંધ.

**અગમનિગમ**, ન.ભૂતભવિષ્ય.(સંસ્કૃતમાં વેદને નિગમ તથા શાસ્ત્રને અગમ કહે છે. અહિં નિગમ તેના ખરા અર્થમાં નથી. અગમ ભવિષ્ય માટે અને નિગમ ભૂતકાળ માટે વપરાય છે.) (૨) આરંભ અને અંતનું તે.

**અગમનીય**, વિ. (**सं**) નહિ જવા યોગ્ય. (૨) નહિ સંગ કરવા યોગ્ય જુઓ અગમ્ય.

**અગમપચ્છમ**, વિ. આગળનું તેમજ પાછળનું.

**અગમપંથ**,પુ.(**सं अगम्यपंथ.**) નહિ જવા યોગ્ય માર્ગ. (૨) મોક્ષનો-ન જાણી શકાય એવો માર્ગ.

**અગમબુદ્ધિ**, સ્ત્રી. (**सं.**) આગળથી બુદ્ધિ ચલાવી લેવી. બનાવ બનતાં પહેલાં સમજી જવું.

**અગમબુદ્ધિઉ**,વિ. હોનાર વસ્તુનો આગળથી વિચાર કરી રાખનાર; આગળથી બુદ્ધિ પહોંચાડનાર.

**અગમભાખી**, વિ. અગમ+**सं. भाष्**= કહેવું.) આગળથી ભવિષ્ય ભાખનાર.

**અગમવાણી**, સ્ત્રી. ભવિષ્ય કહેવું તે. (૨) ન સમજી શકાય એવી વાણી. (૩) વેદવાણી.

**અગમો**, પુ. નહિ ગમવું તે; અણગમો. (૨) અભાવ; વિરાગ

**અગમ્ય**, વિ. (**सं. अ**=નહિ+**गम्**=જવું.)નહિ જવાને યોગ્ય તેવું; ના સમજાય એવું; જેનો સંગ યોગ્ય ગણાય નહિ તેવું.

**અગમ્યતા**, સ્ત્રી. (**सं.**) ગમ્યપણું નહિ તે; જવા જેવું નહિ તે. (૨) ગહનતા; દુર્વિજ્ઞેયતા.

**અગમ્યાગમન**, ન. (**सं. अगम्या+गमन**=જવું તે.) નહિ સંગ કરવા જેવીનો સંગ કરવો તે. માતા, ગુરૂપત્ની અને વડીલ વર્ગની સ્ત્રીનો સંગ કરવો તે.

**અગર**, ન. (**सं अगुरु.** ઉ.) એક જાતનું હલકું અને સુગંધીવાળું લાકડું.

**અગર**, (અગ્ગર), પુ. મીઠું પકવવાની જમીન; મીઠાની ખાણ. (૨) અત્યંત ખારૂં તે.

**અગર**, અ. અથવા.

**અગરચે**,અ.(**फा**) જો કે; જો.

**અગર જો**, અ. (**फा.**) પણ જો; નહિ તો; અથવા તો.

**અગરજો**, પુ. અગરમાથી બનાવેલો એક સુગધીદાર પદાર્થ; અગર.

**અગરબત્તી**, સ્ત્રી. ( **सं. अगुरु**=સુગંધી દ્રવ્ય **+वर्ती**=વાટ.) અગર અને બીજા સુગધીદાર દ્રવ્યોમાથી બનાવેલી બત્તી-વાટ.

**અગરાજ**, પુ. (**सं**) પર્વતોનો રાજા; હિમાલય.

**અગરાડા**, પુ. જાર બાજરીના લીલા સાંઠા.

**અગરી**, વિ. ( અગર+ઈ=વાળી. ) અગર વાળી. (૨) અગરીઆની સ્ત્રી.

**અગરીઅણ**, (-એણ), સ્ત્રી. અગરીઆની સ્ત્રી

**અગરીઓ**, પુ. મીઠું પકવનાર; અગર રાખનાર.

**અગરૂ**, ન. (**सं.**) હલકું સુગ ધીદાર લાકડું; ચ દન.

**અગર્વ**, વિ. ( **सं. अ**=નહિ **+गर्व**=અભિમાન.) નિરભિમાન,ગર્વ વગરનું; ભોળું.

**અગર્હિત**, વિ. (**सं. अ**=નહિ **+गर्हित**=નિંદાએલું.) નહિ નિંદાએલું; ઉત્તમ-

**અગલ**, સ્ત્રી. ગીલીદંડા કે લખોટીએ રમવાને જમીનમા જે નાનો ખાડો કરવામાં આવે છે તે; ગબી.

**અગવડ**, સ્ત્રી. સહેલાઈથી નહિ થઇ શકવા જેવી સ્થિતિ; અડચણ. (૨) એક ઠેકાણે પ્રજાનું ન માવું તે; સંકોચ.

**અગવાડું**, ન. આગળના ભાગનું; આગલું. (૨) મોખરાનું.

**અગવાડો**, પુ.(**सं.अग्र+वाट.** ઉ. ) ઘરની આગળનો ભાગ; આગણુ. આગલો વાડો. (૨) કંચવીનો ભાગ.

**અગવો**, પુ. (**सं. अग्रगः प्रा. अग्गा.** ઉ. )આગળ ચાલનારો; આગેવાન. (૨) ભોમીઓ.

**અગસ્ત્ય**, (અગસ્તિ),ન. (**सं.**) એક ઋષિનું નામ. (૨) એ નામનો એક તારો. (૩) અગથીઆનું ઝાડ.

**અગહન**, વિ. (**सं.**) નહિ ગહન તે; સરલ. (૨) આછું.

**અગળ**, વિ. (અ+ગળવું. ઉ.) ન ગળે એવું; કડક. (૨) અગ્રાહ્ય. (૩) અણગળ.

**અગાઇ**, (આગાહી), સ્ત્રી. ભવિષ્ય વાણી; ચેતવણી

**અગાઉ**, અ. આગળ; આગલા વખતમા.

**અગાઉથી**, અ. મુકરર વખતની પહેલાં.

**અગાડી-પછાડી**, સ્ત્રી. ઘોડાના આગલા અને પાછલા બંધ તે. ગળાની રાશ તે અગાડી અને પાછલા પગોની રાશો તે પછાડી.

**અગાડી-પછાડી**, અ. આગળ અને પાછળ; ચારે તરફ.

**અગાત**,અ.(**सं.गम्**=જવું. ઉ.) ગત કાળમા; આદિ.

**અગાધ,** વિ. (**सं. अ+गाध=** છીછરૂં.) નહિ છીછરૂં; ઘણું ઊંડું. **અગાધ** ઊંડું=બહુજ ઊંડું. **અગાધ** બુદ્ધિ=જેનું માપ ન કરી શકાય એવી બુદ્ધિ. **અગાધજળ**=જેનું તળીઉં ન માપી શકાય એટલું પાણી.

**અગાર,** ન.(**सं.आगार**=ઘર.) રહેઠાણ. (૨) ઓરડો.

**અગાસી,** સ્ત્રી. (**सं. आकाशिका.**ઉ.) મકાનના ઉપલા ભાગમાં કરેલી આકાશ લગી ખુલ્લી જે છાપરા વિનાની જગા તે, ધાબું; ગચ્ચી

**અગાસીઆ,** (આકાસીઉ.) વિ. આકાશના પાણી ઉપર આધાર રાખનાર.

**અગાસું**,વિ. જેની ઉપર કશું ઢાંકણ ન હોય તેવું, ખુલ્લું.

**અગાહ્ય,** વિ. (**सं. अ+ग्राह्य.** ઉ.) નહિ પકડાય એવું.

**અગાહી,**(આગાહી),સ્ત્રી.(**फा+आगाह**=જાણવું. ઉ.) બનનાર વસ્તુ કે વાતને આગળથી જાણવી-જણાવવી કે કહેવી તેઃ ચેતવણી (૨) અનુમાનથી પરિણામની કલ્પના કરીને કહેવું તે.

**અગિઆર,** વિ. દશ ને એક; ૧૧.

**અગિઆરસું,** ન.(**सं. एकादशाह.**) મરણ પછીનો અગિઆરમો દિવસ. **અગિઆરમું** સરાવવું=અગિઆરમાને દિવસે શ્રાદ્ધ ક્રિયા કરવી.

**અગિઆરશ,** સ્ત્રી. (**सं. एकादशी.**) હિંદુ મહીનાના બેઉ પક્ષની અગિઆરમી તિથિ; દરેક પક્ષની અગિઆરમી તિથિએ કરવામાં આવતું એક અનશન વ્રત. **અગિઆરશ** ઉજવવી=અગિઆરશના વ્રતનું ઉદ્યાપન કરવું.

**અગીઆરશીઓ,** વિ નિયમિત અગિઆરશ કરનારો. (૨) અગિઆરશે અમુક કરવાના નિયમવાળો (૩) જેણે અગિયારશ કરેલી હોય એવો

**અગિઆરા,** પુ બ. વ. અગિઆરથી વીશ લગીનો આંકનો ગડીઓ;**અગિ**આરા ગણવા=નાસી જવું; છ પાંચ ગણી જવાં; કોઈને જવાબ આપવા ન રહેતાં સટકી જવું.

**અગિઆરી,** સ્ત્રી. ( **सं. अग्नि+आगार.** ઉ.) પારસીઓ જે મકાનમાં તેમનો પવિત્ર અગ્નિ રાખે છે તે. અગ્નિશાળા. (૨) અગિઆરથી વીશ લગીના એક રકમી સંખ્યાએ ગુણાતા આંકના ગડીઆ.

**અગુણી,** વિ. (**सं. अ+गुण+इन् ई.**) નહિ ગુણવાળું; મૂર્ખ. (૨) ગુણ નહિ માને એવું.

**અગુપ્ત,** વિ. (**सं.**) ગુપ્ત નહિ તે; જાહેર.

**અગુવો,** ( **सं अग्रग:** ઉ. ) આગળ ચાલનારો; ભોમીઓ. (૨) મુખી.

**અગૂઢ,** વિ. (**सं.**) ગૂઢ નહિ તે; ખુલ્લું.

**અગૃહ,** વિ. (સં.) ઘર વગરનું. (૨) નહિ પરણેલું; સાથી વગરનું; સંન્યાસી; બ્રહ્મચારી

**અગોચર,** વિ. (સં. अ+गो=ઇંદ્રિયો+चर्=જવું.) ઇંદ્રિયોથી પહોંચી વળાય નહિ એવું; અદૃશ્ય; અલક્ષ્ય. અગોચર વાણી=ઇંદ્રિયોથી ન સમજાય તેવી વાણી=દૈવવાણી=આકાશવાણી

**અગોપનીય,** વિ. (સં.) છુપાવવાને યોગ્ય નહિ એવું.

**અગોપ્ય,** વિ.(સં.)અગોપનીય.

**અગ્નિ,** પુ. (સં. अग्=ઉંચે જવું. ઉ.) જેમાંથી પ્રકાશ અને ગરમી નીકળે છે તે; દેવતા; અનલ; આતસ. (૨) પ્રકાશ અને ઉષ્ણતાનો અધિષ્ઠાતા દેવ. (૩) પાંચ મહા તત્ત્વોમાંનું એક તત્ત્વ. (૪) જઠરાગ્નિ; મનુષ્ય અથવા પ્રાણીઓનો ખોરાક પચાવનારું તત્ત્વ. (૫) અગ્નિકોણનો દેવ. (૬) ગુસ્સો; આવેશ અગ્નિ ઊઠવો=લાય બળવી; રીસ ચઢવી; અગ્નિ ચરવો-(પીવો)=અગ્નિની આરપાર નીકળી જવું. કહે. અગ્નિને ઉધેઈ ન લાગે=જે ખરેખર શુદ્ધ છે તેનો કશો ડાઘ જ લાગતો નથી. અગ્નિ આગળ ઘી–દેવતાને દારૂ=બે વસ્તુઓ સાથે ન રાખવા જેવી હોય તેને માટે વપરાય છે. અગ્નિ ઓલવવો=શાંત પાડવું.

**અગ્નિકાષ્ઠ,** ન. (સં.) અગર. (૨) બાળવાનાં લાકડાં. (૩) જે લાકડાંમાંથી અગ્નિ ઉત્પન્ન થાય છે તે લાકડાં–અરણીનાં લાકડાં. અગ્નિકાષ્ઠ ભક્ષણ કરવાં=પોતાની મેળે બળી મરવું.

**અગ્નિકુમાર,** પુ. (સં.) જઠરાગ્નિ પ્રદિપ્ત કરનારૂ એક રસાયણ, એક પાચક ઔષધ.

**અગ્નિકુંડ,** પુ. (સં.) અગ્નિ રાખવાને જમીનમાં ખોદેલો ખાડો તે; જમીન ખોદી તથા ઈંટોથી ચણીને બનાવેલો ચોરસ ખાડો-વેદી.

**અગ્નિકોણ,** પુ. (સં.) પૂર્વ અને દક્ષિણ દિશાઓ વચ્ચેનો ખૂણો.

**અગ્નિક્રીડા,** સ્ત્રી. (સં.) આતસબાજી; દારૂખાનું. (૨) અગ્નિની સાથે જે રમતો કરવામાં આવે છે તે –ધખધખતા અંગારા ઉપર ચાલવું, બળતા કાકડા ચૂસવા.

**અગ્નિખૂણો,** પુ. પૂર્વ અને દક્ષિણ વચ્ચેનો ખૂણો

**અગ્નિગર્ભ,** વિ. (સં.) જેની અંદર અગ્નિ ગર્ભરૂપે રહેલો હોય એવું; જેના ઘર્ષણથી અગ્નિ ઉત્પન્ન થાય એવું. (૨) ના. અરણી; શમી. (૩) ચકમક; સૂર્યકાન્ત.

**અગ્નિગૃહ,** ન. (સં. अग्नि+गृह.) અગ્નિ રાખવાનું સ્થાન.

**અગ્નિજ્વાળા,** સ્ત્રી.(સં. अग्नि+ज्वाला.) અગ્નિની જ્વાળ.

**અગ્નિત્રય,** પુ. (સં.) ત્રણ અગ્નિનો સમુદાયઃ ગાર્હપત્ય, દક્ષિણાગ્નિ અને આહવનીય નામના ત્રણ અગ્નિઓ,

**અગ્નિત્રેતા,** પુ. (**સં.**) ત્રણ પવિત્ર અગ્નિ.

**અગ્નિદગ્ધ,** વિ. (**સં.**) અગ્નિએ બાળેલું; દાઝેલું.

**અગ્નિધમની,** સ્ત્રી (અગ્નિ+ધમની. ધમવું=ફૂંકવું) અગ્નિને ધમવાની ભૂંગળી.

**અગ્નિદાહ,** પુ. (**સં.**) શબને અગ્નિએ બાળી નાખવું તે; અગ્નિસંસ્કાર.

**અગ્નિદિવ્ય,** ન. (**સં.**) સત્ય જોવાને અગ્નિના સંબંધ કરવો તે. (આગળના સમામાં ગુન્હેગારોને તપાસવા માટે અગ્નિથી તમના સત્યની પરીક્ષા કરવામાં આવતી હતી. તેને અગ્નિદિવ્ય કહેતા.)

**અગ્નિદેવ,** પુ. (**સં.**) અગ્નિ નામનો દેવ. (૨) મોટો અગ્નિ.

**અગ્નિનૌકા,** સ્ત્રી (**સં.**) ઝટ સળગી ઊઠે એવા પદાર્થ જેમાં ભરેલા હોય એવું વહાણ. [ દેવ.

**અગ્નિપરીક્ષા,** જુઓ અગ્નિદિવ્ય.

**અગ્નિપુરાણ,** ન. (**સં.**) અગ્નિ દેવના માહાત્મ્ય વર્ણવતું એક પુરાણ. અગ્નિએ વસિષ્ઠ ઋષિને સંભળાવેલું માહાત્મ્ય.

**અગ્નિપ્રદ,** વિ. (**સં. अग्नि+प्र+दा=** દેવું. ઉ.) અગ્નિ ઉત્પન્ન કરે એવું; જઠરાગ્નિન પ્રદિપ્ત કરનાર ઔષધ

**અગ્નિપ્રસ્તર,** પુ. (**સં.**) અગ્નિ ઉત્પન્ન કરનારો પથરો. ચકમક; સૂર્યકાન્ત.

**અગ્નિબાણ,** ન. (**સં.**) અગ્નિ જેમાંથી ઉત્પન્ન થાય એવું તીર; હવાઈ. (૨) દારૂગોળાનાં બનાવેલાં હથિઆર; દારૂખાળો;

**અગ્નિભૂ,** પુ. (**સં.**) કાર્તિકસ્વામી.

**અગ્નિમણિ,** પુ. (**સં.**) જે પારદર્શક કાચ કે પત્થરમાંથી સૂર્યનાં કિરણો એકત્ર થઈ અગ્નિ ઉત્પન્ન કરે છે તે કાચ અથવા પત્થર; સૂર્યકાન્ત; આગીઓ કાચ.

**અગ્નિમાંદ્ય,** ન. (**સં. अग्नि+मंद.** ઉ.) અગ્નિ—જઠરાગ્નિનું મંદપણું; ભૂખ નહિ લાગવા તે.

**અગ્નિમુખ,** ન. (**સં. अग्नि+मुख.**) અગ્નિ જેમનું મુખ છે તે, દેવ.

**અગ્નિરથ,** પુ. (**સં.**) અગ્નિના બળથી ચાલતું યાન; આગગાડી.

**અગ્નિશાળા,** જુઓ અગ્નિગૃહ.

**અગ્નિશિખા,** સ્ત્રી. (**સં.**) અગ્નિની જ્વાળા, ઝાળ. [ જાતનો યજ્ઞ.

**અગ્નિષ્ટોમ,** પુ. (**સં.**) એક

**અગ્નિસખ,** પુ. (**સં.**) અગ્નિનો મિત્ર; વાયુ.

**અગ્નિસંસ્કાર,** પુ. (**સં.**) અગ્નિદાહ; શબને અગ્નિથી બાળવાની છેલ્લી ક્રિયા કરવી તે; અંત્યેષ્ટિ સંસ્કાર.

**અગ્નિહોત્ર,** પુ. (**સં. अग्नि+हु=**હોમવું. ઉ.) પરણેલા બ્રાહ્મણે

વિવાહના સાક્ષિભૂત અગ્નિને નિરંતર બળતો રાખી પત્ની સહવર્તમાન નિત્ય તેમાં હોમ કરવો તે.

**અગ્નિહોત્રી**, પુ. (સં.) વિવાહાગ્નિને સદા સર્વદા બળતો રાખી નિરંતર તેમાં હોમ કરનાર ગૃહસ્થાશ્રમી બ્રાહ્મણ.

**અગ્ન્યસ્ત્ર**, ન. (સં. अग्नि+अस्त्र.) જેનું બળ અગ્નિ છે એવાં ફેંકવાનાં હથિયારો; તોપો, બંદુકો, હવાઇઓ, વગેરે.

**અગ્ર**, ન. (સં.) ટોચ; કોઈ ચીજનો છેલ્લો પાતળો ને નાનો તીણો ભાગ. (૨) નાનો ને અણીદાર કકડો.

**અગ્ર**, વિ. (સં.) મુખ્ય; આગલું. (૨) ઉત્તમ; અધિક.

**અગ્રગણ્ય**, વિ. (સં. अग्र=મુખ્ય. + गण=ગણવું. ઉ.) પહેલા નંબરનું. ગણતરી કરતાં જેને અગ્રે-પહેલું ગણવું પડે તે; અગ્રેસર.

**અગ્રગણ્યતા**, સ્રી. (સં.) ગણતરી કરવામાં પહેલાપણું; પ્રતિષ્ઠા.

**અગ્રગામી**, વિ. (સં. अग्र+गामिन्. ઉ.) આગળ-મોખરે ગમન કરનાર; અગ્રેસર.

**અગ્રજ**, વિ. (સં. अग्र+ज=જન્મેલું.) પહેલાં જન્મેલું; મોટું.

**અગ્રજન્મા**, પુ. (સં.) બ્રહ્મા; પ્રજાપતિ. [ જન્મેલી; મોટી બેન.

**અગ્રજા**, સ્રી. (સં.) પહેલાં

**અગ્રજાતિ**, સ્રી. (સં.) મુખ્ય જાતિ; બ્રાહ્મણ. [ થનારો; આગેવાન.

**અગ્રણી**, પુ. (સં.) આગળ

**અગ્રધાન્ય**, ન. (સં.) પહેલાં પાકેલું ધાન્ય; મુખ્ય અનાજ; ચોમાસાનો પાક; મકાઇ, ડાંગર, વગેરે.

**અગ્રપૂજા**, સ્રી. (સં.) પહેલી-મુખ્ય પૂજા.

**અગ્રભાગ**, પુ. (સં.) પહેલો ભાગ; મુખ્ય ભાગ. (૨) આરંભ; આગલો ભાગ. (૩) શિખર.

**અગ્રવાદી**, વિ. (સં.) પહેલો વાદ ચલાવનાર; બોલવાની શરૂઆત કરનાર.

**અગ્રહ**, વિ. (સં.) ઘર વગરનું. (૨) નહિ પરણેલું; સાથી વગરનું; સંન્યાસી; બ્રહ્મચારી.

**અગ્રહણીય**, વિ. (સં.) નહિ ગ્રહણ કરવા યોગ્ય. [શીર્ષ મહિનો.

**અગ્રહાયણ**, પુ. (સં.) માર્ગ-

**અગ્રહાર**, ન. (સં.) બ્રાહ્મણને દાન તરીકે આપેલું ગામ અથવા જમીન (ખેતર).

**અગ્રંથિક**, વિ. (સં.) ગાંઠ વિનાનું આત્મજ્ઞાન; જેના મનમાં કશો વસવસો રહેલો ન હોય એવું.

**અગ્રાહ્ય**, વિ. (સં.) નહિ લેવા યોગ્ય. [ લેવા યોગ્યપણું.

**અગ્રાહ્યતા**, સ્રી. (સં.) નહિ

**અગ્રિમ**, વિ. (સં.) આગળનું; આગલું.

**અગ્રે**, અ આગળ. (૨) છેડે.

**અગ્રેસર**, વિ.(**સં.अग्र+सृ-सर्** =જવું. ઉ. ) આગળ જનાર. [અલિનતા.

**અઘ**, ન. (સં.) પાપ. (૨)

**અઘઓક**,સ્ત્રી.(અઘવું ઉ અઘ અને ઓકવું ઉ ઓક. ) અઘવુ અને ઓકવું: ઝાડા ઉલટી. (૨) ઝાડા ઉલટીના મળ. (૩) ઝાડા ઉલટીનું દરદ; કોલેરા.

**અઘઓઘ**, (**સં. अघ+ओघ** =ઢગલો.) પાપનો ઢગલો.

**અઘટના**, સ્ત્રી. (**સં.अ+घटना**= ગોઠવણ. ) સારી ગોઠવણ નહિ તે.

**અઘટતુ**ં, વિ ( અ=નહિ+ઘટતુ= યુક્ત. ) અયુક્ત; બરોબર નહિ તે; શોભે નહિ તેવું; અઘટિત.

**અઘટમાન**, વિ. ન બની શકે તેવું.

**અઘટિત**, વિ. (સં.) ઘટિત નહિ તે; નહિ શોભતુ; ગેરવાજબી.

**અઘટિતઘટના**, સ્ત્રી. (સં.) ન ઘડી શકાય એવી ઘટના. (વેદાંતમા માયાને માટે વપરાય છે. )

**અઘડ**, વિ. નહિ ઘડાએલું; અણ-ઘડ; અનુભવ રહિત.

**અઘણુ**, ન. અઘવું; મલોત્સર્ગ થવો. (૨) અપદ્વાર. નીચાણ જમીન.

**અઘણુખાડ**, પુ અઘવા જવાની

**અઘણુસી**, વિ. વારંવાર અઘવા જનાર; ઝાડાના દરદવાળું (માણસ)

**અઘન**, વિ. ઘન વગરનું; ખુલ્લું, નિરભ્ર. (૨) ઘન નહિ તે; પોલું.

**અઘનાશક**, વિ. (**સં. अघ** =પાપ+**नाशक**. ઉ ) પાપનો નાશ કરનાર; પાપને ધોઈ નાખનાર.

**અઘનાશન**, પુ. પાપનો નાશ કર-નાર; પરમેશ્વર.

**અઘમર્ષણ**, ન. (**સં. अघ+ मर्षण**=સહન કરવું તે. ) સર્વ પાપનો નાશ અથવા સહન કરનારા મંત્રનો જપ. (૨) સંધ્યામાં એક નાકમાંથી જળ લઈ બીજે નાકેથી કાઢી નાખવું તે; નોળી કર્મ.

**અઘરણી**,સ્ત્રી.સ્ત્રીને પહેલવહેલો ગર્ભ રહેવો. ( ૨ ) પહેલા ગર્ભાધાનનિમિત્તે સાતમે અથવા એકીને મહિને કરવામાં આવતી ક્રિયા; સીમંત; સીમંતોન્નયન. **અઘરણી આવવી**=પહેલીવાર સ્ત્રીનું સગર્ભા થવું. **અઘરણી કરવી**=અઘરણીની ક્રિયા કરવી બાપનું બારમું અને સ્ત્રીની અઘ-રણી ફરી ફરીને આવતાં નથી=જીંદગીમાં એકજ વાર આવે એવા પ્રસંગો માટે કહેવાય છે.

**અઘરણીઆત**, વિ. જે સ્ત્રીને અઘરણી આવેલી હોય તે.

**અઘરાળો**, પુ. જુઓ ઓઘરાળો.

**અઘરૂં**, વિ. ( **સં. अ**=નહિ +**ग्राह्य**=લેવાય તેવું. ) ન લેવાય તેવું; કઠિન; ન કરી શકાય તેવું. **અઘરૂં પડવું**=કઠણ લાગવું. **અઘરા સમ ખાવા** =ન બની શકે તેવું પણ કેવું.

**અઘર્મ**, વિ. (**સં. घर्म**=તાપ) તાપ વગરનું, ઠંડુ.

**અઘવવું**, ક્રિ. સ. અઘવાની ફરજ પાડવી. (૨) જોરજુલમથી નાણાં કે અમુક વસ્તુ કઢાવવી. (૩) હેરાન કરવું.

**અઘવાટ**, સ્ત્રી. પાપનો માર્ગ; અઘવાનો રસ્તો; અપદ્વાર.

**અઘવાડ**, સ્ત્રી. ગંદવાડ.

**અઘવાન**, વિ. પાપી.

**અઘવું**, અ. ક્રિ. પેટમાંનો કચરો શરીરની પાછલી વાટે બહાર કાઢવો; ઝાડે જવું; ઝાડે ફરવું.

**અઘહારી**, વિ. (સં. અઘ+હૃ=હરવું. ઉ.) પાપને હરી લેનાર; પરમેશ્વર.

**અઘાટ**, વિ. (અ=નહિ+ઘાટ=પાર.) જેનો પાર નથી એવું; અપાર. (૨) ધણીપણાના હક સાથે; કુલ હક સાથે; બીનસરતે. ખતપત્તરમાં આ શબ્દ વપરાય છે. (૩) પુ.શિલાલેખ. દાન અથવા બક્ષીસમાં અપાએલી જમીનનો, એક પત્થર ઉપર લેખ કરી, તેની ઉપર સૂર્ય ચંદ્ર પાડી તેને જમીનમાં ઘાલવામાં આવતો તે 'અઘાટ' કહેવાતો. અને તે જમીનો વંશપરંપરા ચલાવવામાં આવતી. (અઘાટીઆ જમીન.)

**અઘાટીઉં**, વિ. અઘાટ અપાએલું; માફીનું; ઇનામી; દાન કે દેવસ્થાન ખાતે અપેલું; તમામ હક સાથે વેચાએલું. (ખેતર —જમીન.) (૨) સમજાવી પટાવી તમામ હક લઇ લેવાની જેની વૃત્તિ હોય એવું.

**અઘાડવું**, સ. ક્રિ. પ્રે. અઘવા બેસાડવું. (૨) કઢાવવું.

**અઘાડો**, પુ. જુઓ અઘેડો.

**અઘાણ**, ન. અઘવું; અઘણ. (૨) ઝાડો. વિ. ગંદકી રહિત; વાસ વગરનું.

**અઘાણું**, વિ. અઘવાની હાજતવાળું.

**અઘાત**, વિ. ( સં. અ=નહિ +घात=હાનિ. ) જેમાં ઘાત ન હોય તેવું; મુશ્કેલ; વસમું.

**અઘામણ**, સ્ત્રી. વારંવાર અઘવાનું થાય તે; ઝાડા થયા કરે તે; અતિસાર. (૨) રોજનું થઈ પડેલું મહેનતનું કામ; દુ:ખ; પીડા.

**અઘામું**, વિ. મુશ્કેલ; અઘરૂં.

**અઘાર**, (હગાર.) સ્ત્રી. પંખી અને જીવડાંનો મળ.

**અઘારો**, પુ. ગંદવાડ. [અઘાડવું.

**અઘાવવું**, સ. ક્રિ. પ્રે. જુઓ

**અઘીજવું**, સ. ક્રિ અઘવાની ક્રિયા ઉપર અંકુશ ન રહેતાં મલોત્સર્ગ થઈ જવો. (૨) બી જવું. (૩) ભયથી વાત કહી દેવી.

**અઘૃણ**, વિ. (સં) દયા વગરનું.

**અઘેડો**, પુ. જુઓ અંઘેડો.

**અઘોક**, સ્ત્રી. જુઓ અધઓક.

**અઘોર**, વિ. (સં.) બહુવ્રીહિની રીતે. જેના જેવું બીજું નહિ એવું ઘોર. અતિ ઘોર; ઘણુંજ બિહામણું. (૨) દુષ્ટ. ( ૩ ) ભાન રહિત. ( ૪ ) ન. પાપ વિ. પાપી. (૫) મહા મુશ્કેલ. અઘોરપંથ=મેલી સાધનાઓ કરનારા બાવાઓનો એક મત. અઘોર

મંત્ર=મેલી સાધના કરવાનો મંત્ર. બંગાળી અને બીજી ભાષાઓમાં નહિ ઘોર એવો અર્થ થાય છેઃ–દેવી અઘોરકામિની. અઘોર =સૌમ્ય; પ્રિયદર્શન.

**અઘોરી,** વિ. એઠી; ગંદું; ઘણું ઉંઘનાર. (૨) અઘોર કર્મ કરનાર.

**અઘોરી,** પુ. અતિ ભયંકર કામ કરનાર અથવા અઘોર મંત્રને સાધનાર બાવાઓની એક જાત.

**અઘોષ,** પુ. (સં. घुष्=મોટેથી બોલવું.) ઉંડા ઉચ્ચારવાળા નહિ એવા અક્ષરો. (૨) વિ. અવાજ વગરનું.

**અચક,** સ્ત્રી. (અચકવું. ઉ.) કોઈ પણ વસ્તુની ગતિને અટકાવવાને તેની સામે મૂકવાની આડ; ઠેસ; અટકણ; આગળી; ભોભણ.

**અચકડું,** ન. પૂર્વે અનુભવેલાં સુખ યાદ આવવાથી થતી દુઃખની લાગણી.

**અચકમચક,** અ. ઓચીંતું; એકદમ.

**અચકવું,** (અચકાવું.) અ. ક્રિ. ( સં. आ+चक्=હઠાવવું. અથવા आ+कृश्=ખેંચવું.) કોઈ પણ ક્રિયા કરતાં એકદમ બંધ પડવું; અટકવું.

**અચકામણ,** સ્ત્રી. કોઈ પણ કાર્ય કરતાં અચકવું પડે એવી મુશકેલી; નડતર; અચકવું પડે એવું કારણ.

**અચકારો,** પુ. ગતિનો એકદમ અટકાવ થવાથી લાગતો ધક્કો.

**અચકાવનાર,** વિ. અટકાવનાર.

**અચકાવવું,** સ. ક્રિ. અટકાવવું.

**અચકોમચકો,** પુ. આંચકો અને મચકો–લહેકો કરવો; અચક અને મચક; અંગભંગ અને મુખ મરડવું; બોલવા ચાલવા કે ગીત ગાવામાં આંચકો ખાઈ મચકો લેવો.

**અચતુર,** વિ. (સં.) ઝટ ચેતી જાય નહિ તેવું; ચતુર નહિ તે.

**અચપચું,** વિ. ( સં. अर्द्ध= અદ–અચ.+पच्=પચવું.) અરધું પચેલું એવું; અદકચરું; કાચું પાકું. (૨) છેક ઘટ નહિ તેમ છેક પાણી જેવું પણ નહિ તેવું.

**અચણુચ,** અ. ઓચીંતું; એકાએક.

**અચર,** વિ. (સં. अ=નહિ+ चर्=ચાલવું.) ચાલે–ખસે નહિ તેવું; સ્થિર

**અચરકો,** પુ. આંચકો. અચરકો લાગવો=ધક્કો પહોંચવો.

**અચરજ,** ન. (સં. आश्चर्य =વિસ્મય.) નવાઈ; અજાયબી. (૨) નવાઈની ચીજ અથવા વાત.

**અચરત,** ન. આશ્ચર્ય; તાજુબી. અચરત થવું–પામવું=અચબો પામવો.

**અચરતી,** સ્ત્રી. અચબો; નવાઈ.

**અચરપચર,** અ. ગમે તેમ; પચે કે ન પચે તેમ.

**અચરેઅચરેરામ,** પુ. પોપટને પહેલવહેલાં બોલાવવાનો એક ઉચ્ચાર.

**અચલ,** (સં. अ=નહિ+चल् =ચાલવું.) ચાલે–ખસે નહિ તેવું; સ્થિર; જડ. (૨) પુ. પર્વત.

**અચલપદ**, ન. (સં.) ન ચળે એવું પદ; પરમપદ;મોક્ષ. [ચળેલું; સ્થિર.

**અચલિત**, વિ. (સં.) નહિ

**અચવ્યું**, વિ. (સં. अ=નહિ +चर्व्=ચાવવું.) નહિ ચાવેલું એવું; નહિ ચાખેલું એવું; નહિ કહેલું એવું; નહિ ભોગવેલું એવું.

**અચળપતિ**, પુ. (સં. अचल= પર્વત+पति=સ્વામી.) પર્વતોનોપતિ; હિમાચળ.

**અચળા**, સ્ત્રી. (સં.) પૃથ્વી.

**અચંચળ**,–લ. વિ. ( સં. अ =નહિ+चंचल=ચપળ. ) ચંચળ નહિ તે; જડ; દૃઢ.

**અચંડ**, વિ. (સં. अ=નહિ+ चण्ड=ઉગ્ર.) ઉગ્ર નહિ તેવું; શાંત.

**અચંબો–ચુંબો**, પુ. (સં. आश्चर्य=વિસ્મય+भू=થવું.) અતિ આશ્ચર્ય પમાડે એવો બનાવ; તાજુબી.

**અચાનક**, અ. ઓચીંતું; એકાએક. (૨) વિ. અ+ચાનક=ફાળજી. જેની ચેતવણી મળી ન હોય તેવું.

**અચાર**, ન. અથાણું (પારસીઓ આ શબ્દ વાપરે છે.)

**અચાલ**, સ્ત્રી. (સં. अ+चल् =ચાલવું.) ન ચાલે એવું; અગત્ય. (૨) અડચણ.

**અચિકિત્સનીય**, વિ. (સં. अ +चिकित्सनीय. कित्=જાણવું–પારખવું. છે.) ચિકિત્સા કરવા યોગ્ય નહિ એવું; બહુજ માંદું. (૨) પરખાય નહિ એવું.

**અચિત્ત**, વિ. (સં.) ધ્યાન નહિ રાખનાર.

**અચિર**, વિ. (સં. अ=નહિ +चिर=લાંબું.) લાંબી વખતનું નહિ તેવું; થોડા કાળનું. (૨) અ. ઉતાવળે.

**અચિરદ્યુતિ**, સ્ત્રી.(સં.अचिर= ટુંકું+द्युति=તેજ–પ્રકાશ.) ટુંકા વખતના તેજવાળી–વીજળી.

**અચિંતનીય**, વિ. (સં.) ન ચિંતવી શકાય એવું; કલ્પનામાં આવી નહિ શકે એવું; અચિન્ત્ય.

**અચિંતિત**, ત્રિ. (સં.) નહિ ચિંતવેલું; ઓચીંતું.

**અચિંત્ય**, વિ. (સં. अ=નહિ +चित्=વિચારવું.) વિચાર–ચિન્તન ન કરી શકાય તેવું; અચિંતનીય.

**અચીંતું**, [ અચિંતું ], અ. આગળથી નહિ ધારેલું હોય તેમ; એકાએક.

**અચૂક**, વિ. (સં. अ+च्यु=પડવું.] ચૂક વગર; જરૂર. (૨) સ્ત્રી. ખચીત.

**અચૂકપણું**, ન. ચૂક નહિ થવાપણું; ખચીતપણું.

**અચૂકબાણ**, ન. જે બાણ ખાલી ન જાય તે; રામબાણ. [૨] વિ. જેનું બાણ કદી ખાલી જ ન જાય એવું.

**અચેત**, વિ. ( સં. अ=નહિ+

ચેતન=જ્ઞાન.) જેને ચેતન–સંજ્ઞા રહેલી ન હોય તેવું; બેભાન; જીવ વગરનું.

અચેતન, વિ. (સં.) ચૈતન્યરહિત; જીવ વગરનું; બેભાન.

અચેતના-નતા, સ્ત્રી. (સં.) સંજ્ઞા રહિતપણું; બેભાન અવસ્થા;જડતા.

અચેષ્ટ, વિ. (સં.) ચેષ્ટા વગરનું; હાલે ચાલે કે બોલે નહિ તેવું.

અચો, પુ. (સં. अ+चर्=જવું.) વસ્તુઓનો જમાવ થવો તે; ભરાવો; કચરાનો જમાવ.

અચોપચો, પુ. કચરાનો ભરાવો અને સડો; ગંદવાડ.

અચ્છત, [અછત.] અ. એકાએક. (૨) ઉઘાડું; અછત. [સારું.

અચ્છા, [અચ્છું], અ. [હિં] બહુ

અચ્છિદ્ર, વિ. (સં. अ=નહિ+छिद्र=કાણું.) કાણા વગરનું; આખું.

અચ્છી, અ. કૃત્રિમ છીંકવું તે.

અચ્છું, વિ. (સં. अच्छ.) સારૂ; મજેનું (૨) સ્વચ્છ; શોભિતું. (૩) અ બહુ સારૂ.

અચ્છેદ [વિ. (સં) अ+छिद्=કાપવું. ઉ.] જેને છેદ પડેલો ન હોય એવું; આખુ.

અચ્છેર, ન. અડધો શેર; અડધા શેરનું માપ. જુઓ અચ્છેરી.

અચ્છેરી, સ્ત્રી. [અચ્છેરો.] અચ્છેરનું માપ; અચ્છેરનું વજન.

અચ્છેરીઉં, વિ. અચ્છેર માય તેવું; જેનું વજન અથવા માપ અચ્છેર હોય તેવું.

અચ્યુત, વિ. (સં.) નહિ નાશ પામે એવું; ન પડે એવું. (૨) પુ. વિષ્ણુ.

અચ્યુતાનંદ, પુ. (સં. अच्युत+आनंद.) અચ્યુતનો જે આનંદ તે; બ્રહ્માનંદ, આત્માનંદ. [નિઃશંક.

અછક, અ. જોતજોતામાં. (૨)

અછકલું, હલકું. જુઓ આછકલું;

અછત, સ્ત્રી. (સં. अ=નહિ+सत्=હોવાપણું.) નહિ હોવાપણું તે; છત નહિ તે; થોડું હોવું તે; તંગી.

અછતુ, વિ. (સં. अ=નહિ+सत्=પ્રગટ, ખુલ્લું.) છતુ નહિ તેવું; ગુપ્ત.

અછત્ર, વિ. (સં. अ=નહિ+छद्=ઢાંકવું.) છત્ર રહિત; ઢાકણ વગરનું; ઉઘાડું. (૨) જેને માથે વડીલ ન હોય એવું; અનાથ. (૩) છત્ર ચામર રહિત.

અછબડા, પુ. બ. એક જાતનો રોગ; જેમાં શરીર ઉપર આછી આછી ફોલ્લીઓ થઈ આવે છે તે.

અછરતું, વિ. ઉપર અડકેલું; ઊંચું. (૨) છલકાઈ જતું.

અછવાવું, અ. ક્રિ. (સં. आ=આસપાસ+छद्=છાવું.) કરમાઈ જવું; ઓછું ઉતરવું; છાયા પડવાથી વનસ્પતિનો જોઈએ તેવો વિકાસ નહિ થવો.

અછાડ, પુ. જુઓ ઓછાડ.

**અછાડપછાડ,** સ્ત્રી. અહીં તહીં ફેરવવું-પછાડવું તે. (૨) ધાંધલ.

**અછાનું,** વિ. (સં.अ=નહિ+छद् =ઢાંકવું. ] ઢાંકેલું નહિ તે; ઉઘાડું.

**અછાવવું,** સ. ક્રિ. નવું વાસણ વાપરવા કાઢવું.

**અછાળવું,** સ. ક્રિ. વાસણ ઉંચુ નીચું કરી તેમાંની વસ્તુ તળે ઉપર થાય તેમ કરવું; ઉછાળવું; ઉથલાવવું.

**અછિન્ન,** વિ. (સં.) છેદાયેલું કે કપાયેલું નહિ તે. (૨) અસતત; ચાલુ; અખંડિત.

**અછિન્નધારા,** સ્ત્રી. (સં.) ચાલુ ને ચાલુ ધારા હોય તે. (૨) મહાદેવ ઉપર જળનો ચાલુ અભિષેક કરવાનું નીચેથી ઝીણા કાણાવાળું જે પાત્ર તે; જળાધારી.

**અછેદ્ય,** વિ. (સં.) નહિ છેદાય એવું; છેદવાને યોગ્ય નહિ એવું.

**અછોઅછો વાનાં,** ન. બ. વ જે જોઇએ તે ઉમળકા ભેર આપવું તે.

**અછોઅછો વાનાં કરવાં,** સ. ક્રિ. ઘણાં ઘણા વાના કરવા; ઉમળકાથી ઘણો આદર સત્કાર આપવો.

**અછોછાંયડા,** પુ. બ. વ. બહુ લાડથી પ્રતિપાલન કરવું તે.

**અછોડો,** પુ. (સં. अ=નહિ+ मुच्=છોડવું.) બળદ કે ઘોડાને નહિ છુટી જાય તેમ બાંધવાનો દોર; રાશ. (૨) છેડો; ઘડીઆળને ખીસામાં રાખવા બાંધવામાં આવતો દોરો. (૩) સોના રૂપાની ગળે પહેરવાની સાંકળી. અછોડાવા =અછોડા જેટલું છેટું.

**અજ,** પુ. (સં. अ=નહિ+ज= જન્મેલ.) નહિ જન્મેલું તે, પરમેશ્વર; બ્રહ્મા, (૨) રઘુરાજાનો પુત્ર (૩) ચંદ્ર. (૪) કામદેવ. (૫) બકરો.

**અજગર,** પુ. (સં.अज+गल्= ગળવું. ઇ.) બહુ મોટા કદના સાપની એક જાત. (અજગર બહુજ આળસુ, અકરાતીઓ અને ધીમો હોવાથી આળસુ, અકરાતીઆ અને ધીમા માણસને તેની ઉપમા અપાય છે.) અજગરવૃત્તિ=આળસુ થઈને દૈવ ઉપર આધાર રાખીને પડી રહેવું તે; યોગીઓની એક વૃત્તિ

**અજગંધા,** (ગંધિની),સ્ત્રી (સં.) એક જાતની ઔષધિ, મરડાશીંગ.

**અજટા,** સ્ત્રી. (સં. अ+जटा= ફેલાવો.) જેનો ફેલાવો નથી એવી એક વનસ્પતિ; ભોયઆંબલી.

**અજતરફે-ફે,** અ. (फा.अज= થી+तर्फ=બાજુ.) આ તરફથી.

**અજનબી,** વિ. (અા.) પરદેશી; અજાણ્યું.

**અજન્મ,** વિ. (સં. अ=નહિ+ जन्म=અવતાર.) જેને જન્મ નથી તે; ઈશ્વર. [ (૨) સીતા.

**અજન્મા,** સ્ત્રી. (સં.) માયા.

**અજપાજપ,** પુ (સં. अजपा

+जप.) શ્વાસપ્રશ્વાસે મૌન રહી હંસ-સમંત્રનું મનમાં ને મનમાં ઉચ્ચારણ કર્યા કરવું તે; શ્વાસ લેતાં અને મૂકતાં **सोऽहं सोऽहं** કરવું તે.

**અજબ**, વિ. (आ. अजब=વિસ્મયકારક.) આશ્ચર્યકારક; વિચિત્ર; ચમત્કારી. અજબ થવું=આશ્ચર્ય પામવું. અજબ તમાસો=નવાઇ જેવો-વિચિત્ર ખેલ. અજબ તરેહનું=વિલક્ષણ; અલૌકિક.

**અજમાએશ**, (અજમાશ), સ્ત્રી. (फा. अजमुदन्=યત્ન કરવો. ઉ.) અજમાવી જોવું તે; અનુભવ લેવો તે; તપાસ; પ્રયોગ (૨) અટકળ કાઢવી તે; આશરો.

**અજમાએશદાર**, વિ. (फा.) અજમાએશ કરનાર; અટકળ કરનાર; અનુભવી.

**અજમાવવું**, સં. ક્રિ. તપાસી જોવું; પ્રયોગ કરી જોવો. (૨) અડસટ્ટો-શુમાર કાઢવો.

**અજમાવું**, સ. ક્રિ. તપાસાવું.

**અજમીઢ**, પુ. (सं.) પ્રાચીન ભારતના એક પ્રાંતનું નામ; અજમેરની આસપાસનો પ્રદેશ. [એશ.

**અજમુદા**, પુ. (फा.) અજમા-

**અજમો**, (અજમા), પુ. એક જાતનાં તીખાં અને વાસવાળાં બીઆં. અજમાના ફૂલ=અજમામાથી બનાવેલી એક દવા.

**અજમોદ**, સ્ત્રી. (सं. अजमोदा.) એક જાતની ઔષધિ; અજમાની જાતનાં બી. તેની ત્રણ જાત છે; ખુરાસાની અથવા હીવેચી અજમોદ, કરમાણી અજમોદ અને સાદી અજમોદ.

**અજયા**, સ્ત્રી. (सं.) જિતાય નહિ એવી સ્ત્રી; માયા; દેવી. (૨) એક જાતની વનસ્પતિ.

**અજય્ય**, વિ. (सं.) નહિ જિ-તાય એવું; મુશ્કેલીએ જિતી શકાય એવું; બહુજ બળવાન.

**અજર**, વિ (सं.) ન જરી જાય એવું; ઘસાઈ ક્ષીણ ન થાય એવું. (૨) (अ+जरा=ઘડપણ.) પુ. દેવ. (૩) જેને ઘડપણ આવતું નથી એવું.

**અજર**, સ્ત્રી. (आ.अज़र.) આ-નાકાની; વાર; વિલંબ.

**અજરઅમર**, વિ. (सं.अ=નહિ +जृ=વૃદ્ધ થવું+अ+मृ=મરવું.) જે જીર્ણ થતું નથી અને જે મરતું પણ નથી એવું, ઘસાય કે નાશ પામે નહિ એવું.

**અજરામર**, વિ. (सं.अजर+अमर.) જીર્ણ ન થાય અને નાશ પામે નહિ એવું; જેને જરા કે મરણ નથી એવું; અવિનાશી.

**અજરાલ**, વિ ઘણું મોટું; વિશાળ.

**અજલ**, સ્ત્રી. (आ.) આખર; મોત; કમોત અજલમ જલ=છેવટની ક્રિયા. (૨) (सं.) અજલ(ળ), વિ. જળરહિત; નિર્જળ.

**અજવાળવું**, સ. ક્રિ. (सं. उत्+ज्वल्=ઝળાંઝળાં થવું.) ઘસીને ઉજળું કરવું; ચળકવું. (૨) અજવાળું

કરવું. (૩) શોભાવવું; (૪) (લા.) બગાડવું; અપકીર્તિ કરવી.

**અજવાળી**, વિ. અજવાળાવાળી; ચાંદનીવાળી.

**અજવાળીઉં**, ન. શુદ–શુક્લપક્ષ; જેમાં પ્રતિદિવસ ચંદ્રની કળાઓ વધતી જાય છે તે પખવાડીઉં; શુક્લ પક્ષના દિવસો. (૨) ઘરમાં અજવાળું આવે તે માટે છાપરામાં રાખેલું જાળીઉં. (૩) વિ. અજવાળું આપનારૂં.

**અજવાળું**, ન.(સં. उज्ज्वल=ઉજળું.) પ્રકાશવાળી વસ્તુથી જે ઉજાસ પડે તે; ઉજાસ; તેજ. (૨) શોભા. અજવાળું કરવું=(લા.) અકીર્તિ કરવી. અજવાળું નાખવું=કોઈ વસ્તુ કે વાત જાણમાં આવે તેમ કરવું. અજવાળું પડવું =અમુક વસ્તુ કે વાત ખુલ્લી થવી. અજવાળું પાડવું=અમુક વાતને જાહેરમાં આણવી; ભ્રાંતિ દૂર કરવી. અજવાળામાં મૂકવું=જાહેર કરવું. અજવાળું જોવું= જન્મ થવો; બહાર આવવું. [ અકીર્તિ.

**અજશ**, પુ. (સં.) અપજશ;

**અજસ્ત્ર**, અ. (સં.) વારંવાર; હમેશ. (૨) વિ. વિચ્છેદ રહિત.

**અજહલ્લક્ષણા**, સ્ત્રી.(સં. अजहत्+लक्षणा.) પ્રકટ અર્થની સાથે તેના સંબંધી બીજા અર્થનો ધ્વનિ કરાય તે. અજહત્સ્વાર્થા.

**અજંપ**, પુ. (अ=નહિ+જંપ= શાંતિ, નિરાંત.) અશાંતિ; બેચેનપણું.

**અજંપો**, પુ. ઉંઘ નહિ આવવી તે.

**અજા**, સ્ત્રી. (સં.) માયા; કુદરત. (૨) બકરી. અજાગલસ્તન=બકરીના ગળા આગળના આંચળ. (આ આંચળ કંઈ કામના હોતા નથી, તેથી નકામા અને બોજારૂપ માણસને તેની ઉપમા આપવામાં આવે છે.) [ આશ્ચર્યકારક.

**અજાએબ**, વિ. અજબ જેવું;

**અજાગત**, વિ. (સં.) શ્વાસ લાગવાથી કે પાણીમાં ડુબવાથી થએલું. (મોત.)

**અજાચક**, વિ. (સં. अ+याचक. ઉ૦) નહિ માગનાર. અજાચકવૃત્તિ= માગીને ગુજરાન નહિ કરવું તે.

**અજાડી**, સ્ત્રી. હાથીને પકડવા સારૂ ખોદેલો ખાડો–ખાઈ.

**અજાણ**, વિ. નહિ જાણીતું તે; અણસમજુ. (૨) અજ્ઞાન, મૂર્ખ.

**અજાણતાં**, (અજાણે), અ. ન જાણતાં; બેસમજથી.

**અજાણ્યું**, વિ. (સં. अ+ज्ञा= જાણવું. ઉ.) નહિ જાણવામાં આવેલું.

**અજાતશત્રુ**, પુ. (સં. अजात =નહિ જન્મેલ + शत्रु=દુશ્મન). જેને કોઈ શત્રુજ ઉત્પન્ન થએલો ન હોય એવો સર્વને પ્રિય અને મિત્ર જેવો માણસ. (૨) યુધિષ્ઠિર.

**અજિત**, વિ. (સં.) (अ+जित =જિતાએલું.) બીજાથી જિતાય નહિ એવું.

**અજિન**, ન. (સં.) હરણનું ચામડું. [ ચામડું

**અજિનપગા**, ન. (સં) ચામા-

**અજીઠવાડ,** પુ. અજીઠા વાસણ; જમણનો કચરો. (૨) ગંદકી

**અજીઠું,** ન. (સં. जुष्ट=જમતાં વધેલું.) જમવાના ભાણામાં વધેલું હોય તે; આસપાસ વેરાયું હોય તે. (૨) વિ. એવું જ્યાં પડયું હોય તે (જગા.) (૩) પાણીથી રાંધેલું ધાન.

**અજીર,** સ્ત્રી. પરસાળ; માંડવી; ઘરનો મધ્ય ભાગ.

**અજીરણ,** ન. (સં.अ+जीर्ण=પચેલું.) પચેલું નહિ તે; અપચો; બદહજમી.

**અજીર્ણ,** ન. (સં. अ=નહિ +जीर्ण=જૂનું.) જૂનું નહિ તે; ફાટેલું કે ઘસાઈ ગએલું નહિ તેવું.

**અજીર્ણાંશ,** પુ. (સં. अजीर्ण +अंश=કંઈક ભાગ.) થોડું અજીરણ; સહેજ અપચો.

**અજુગતું,** વિ. (સં. अयुक्त.) યોગ્ય નહિ તેવું; અણઘટતું.

**અજોખણી,** સ્ત્રી. કાંટા ખેંચી લાવવાની લોઢાની આંકડીવાળી લાકડી.

**અજોગ,** પુ. ( સં. अ+योग.) સારો યોગ ન હોય તે; કસમો; પંચાગમાં સારો યોગ ન હોય તે.

**અજ્જમ,** જુઓ આજમ.

**અજ્જુ,** ન. 'ઇ' સ્વરનું વ્યંજનને લગાડવામાં આવતું ચિહ્ન.

**અજ્જુકા,** સ્ત્રી. (સં.) વેશ્યા.

**અજ્ઞ,** વિ. (સં. अ=નહિ+ज्ञा=જાણવું. ઉ. अज्ञ.) નહિ જાણનાર; બુદ્ધિહીન

**અજ્ઞાત,** વિ, (સં.) જેણે જ્ઞાન પ્રાપ્ત કર્યું નથી તે; અજાણ્યું.

**અજ્ઞાતયૌવના,** સ્ત્રી. (સં) પોતાના અંગમાં યૌવન આવ્યું છે એવો અનુભવ જેને નથી એવી નાયિકા; ઉછરતી જુવાન સ્ત્રી; મુગ્ધા; તેર ચૌદ વર્ષની સ્ત્રી.

**અજ્ઞાતવાસ,** પુ. (સં.) બીજા કોઈને માલમ પડે નહિ તેમ વાસ કરવો તે; છુપું રહેવું તે.

**અજ્ઞાન,** ન. ( સં. अ+ज्ञान ) જ્ઞાન નહિ તે; અજાણપણું (૨) પદાર્થનું મિથ્યા જ્ઞાન; અવિદ્યા. (૩) વિ. જેનું બાલ્ય જઇ પ્રૌઢાવસ્થા આવી નથી એવું; બેસમજ.

**અજ્ઞાનભાવ,** પુ. (સં.) અજ્ઞાનપણું; મિથ્યા જ્ઞાનનો ભાવ.

**અજ્ઞાની,** વિ. (સં.) નહિ જ્ઞાની; અજ્ઞાનવાળું.

**અજ્ઞેય,** વિ. (સં.) ન સમજાય તેવું; અકળ.

**અટક,** સ્ત્રી. (સં.) अट्=ભમવું. ઉ.) ગતિનો અટકાવ કરનારી ચીજ; અટકણ; ઠેસ. (૨) અટકવાનું કારણ; નડતર. (૩) વહેમ. (૪) ગુણકર્મ ઉપરથી કુટુંબ કે વંશનું ઉપનામ પડેલું હોય તે; અવટંક. (૫) એ નામની નદી.

**અટકચાળું**, ન. કોઈ માણસ ચીડાય તેમ કરવું તે; અડપલું.

**અટકચાળું**, વિ. અડપલું કરનારૂં; તોફાની; ઉપદ્રવી.

**અટકડી**, સ્ત્રી. શરીરની અંદરનો વાયુ થોડી થોડી વારે મોઢેથી બહાર નીકળે તે; વાધણી; હેડકી.

**અટકણ**, ન. ગતિને અટકાવનારૂં જે કંઈ હોય તે; ડેસ, ચાંપ. (૨) અડચણ.

**અટકણ**, વિ. અટકી જાય એવું.

**અટકણટટ્ટુ**, ન. ચાલતાં ચાલતાં એકદમ ઊભુ રહી જાય એવું ટટ્ટુ. (૨) વિ. અધવચ અટકી જાય એવું; પાર ન ઉતારે એવું.

**અટકણીઉં**, જુઓ અટકણ.

**અટકવું**, અ. ક્રિ. ગતિ કે પ્રવૃત્તિનું બંધ પડવું; ઊભું રહેવું. (૨) રાહ જોતા રહેવું; થોભવું; અચકાવું. (૩) લાગવું.

**અટકળ**, સ્ત્રી. (सं. उत्+कल्= કળવું, ઉ.) કંઇક આધાર ઉપરથી કળવું તે; આશરો કાઢવો તે; અનુમાન (૨) કલ્પના; ખ્યાલ. (૩) મહાવરો. (૪) તર્ક. અટકળ કરવી=અમુક આધાર ઉપરથી શું પરિણામ આવશે તેનોતર્ક કરવો.

**અટકળબાજ**, વિ. અટકળ કરનાર; અનુમાન બાંધનાર.

**અટકળવું**, અ. ક્રિ. અનુમાન કરવું; શુમાર કાઢવો. (૨) તર્ક કરવો; ધારવું; આશરે માનવું. પાક અટકળવો =કેટલો પાક ઉતરશે તેનો અંદાજ કાઢવો.

**અટકામણ**, ન. અટકવુ પડે તે. (૨) અટકવાનું કારણ. (૩) મુશ્કેલી.

**અટકામણ**, સ્ત્રી. અટકવું પડે એવી સ્થિતિ; મુશ્કેલી; ગળે કામકી બાઝે તે. (૨) ઓપટી. (૩) અટકાવવાનુ મૂલ્ય.

**અટકાર**, પુ. જુઓ ઓડકાર.

**અટકાવ**, પુ રોકવું તે. (૨) અંતરાય; નડતર. (૩) રજ. અટકાવ આવવો=સ્ત્રીને રજ પ્રાપ્તિ થવી. અટકાવ કરવો=રોકવું. અટકાવ પાળવો =રજ જણાય ત્યારથી ચાર દિવસ અળગાં રહેવુ. અટકાવ થવો=બંધ પડવું.

**અટકાવવું**, સ. ક્રિ. અટકે એમ કરવુ; બંધ પાડવું (૨) વાસવુ; બંધ કરવુ; ઠીંકવું.

**અટકાવું**, (અટકાવુ,) અ. ક્રિ. સ્ત્રીને રજ આવવું; અળગું બેસવું. (૨) રોકાવું.

**અટકી પડવું**, ક્રિ. અમુક કામકાજ કરતાં એકદમ રોકાઈ જવું. (૨) ખોટી થવુ. (૩) કામકાજ કરવાને અશક્ત થઈ જવુ.

**અટકીમટકી**, સ્ત્રી. છોકરીઓની એક રમત.

**અટકીરહેવું**, ક્રિ. અમુક વગર ખોટી થઈ રહેવું.

**અટકો**, પુ. એક જાતનો હલકો સિક્કો; કાવડીઉ; પૈસો. અટકાનો ઘોડો =નજીવું.

**અટકોમટકો**, પુ. અગમગ કરીને ચાલવાની એક તરેહ; લટકોમટકો.

**અટણુ**, ન. ( સં. अट् =ફરવું. ) ભમવું; રખડવું. (૨) મુસાફરી.

**અટણી**, સ્ત્રી. (સં.) ધનુષ્યનો દોરી ચઢાવવાનો કાપો (૨) કામઠાનો કરો.

**અટન**, ન. (સં.) ફરવું તે; ફેરણી. (૨) મુસાફરી.

**અટની**, વિ (સં.) अटन+ઈ. =વાળું. ) ફરનાર; મુસાફરી કરનાર.

**અટપટું**, વિ. ગુંચવણવાળું; ન સમજાય એવું. (૨) આડા અવળા પટ– આંટાવાળું.

**અટપવું**, જુઓ આટોપવું.

**અટલ**, (અટ્ટલ) વિ. અત્યંત હોશિઆર; પાકો; પ્રવીણ, ( ૨ ) અત્યંત; બહુજ; અઠંગ.

**અટવાણ**, ન. પગનું ગુંચાઈ જવું; દોરી કે જાળમાં ફસાઈ પડવું.

**અટવામણ**, ન. ( અટવાવું ઉ. ) અટવાઈ જવાય એવું જે તે; ગુંચવણ; ગભરામણ.

**અટવાવું**, અ. ક્રિ. ધુંટાઈને એકરસ થઈ જવું; મળી–ભળી જવું; વટાવું. (૨) મનમાં મુંઝાવું. (૩) કાયર થવું.

**અટવી**, સ્ત્રી. (સં ) વન; અરણ્ય.

**અટવું**, અ. ક્રિ.(સં अट्=ફરવું.) ભમવું; ફરવું.

**અટળ**, વિ. (અ=નહિ; ટળ=ટળવું ) ન ટળી શકે એવું; ફરકે ન પડાય–દૂર ન કરી શકાય તેવું; અનિવાર્ય.

**અટંગ**, વિ. પાંગળું. (૨) અ.તદ્દન

**અટા**, સ્ત્રી. (સં.) ફોગટ ભટકવું. (૨) મેડી. (૩) અ. આડું અવળું.

**અટાઉ**, સ્ત્રી. ઠગાઈ. અટાઉનો માલ બટાઉમાં જાય. (કહે.)

**અટાટ**, વિ. નકામું; ખાલી. (૨)અ. ખોટી રીતે; તદ્દન અન્યાયે.

**અટાપટા**, પુ. બ. વ. લાંબા પહોળા અને આડાઅવળા લીટા. રંગબેરંગીપણું.

**અટામણ**, ન. કણક આડણી કે વેલણને ચોંટી ન જાય તે સારૂ આડણી ઉપર તેમજ કણકના લુઆ ઉપર જે કોરો લોટ નાખવામાં આવે છે તે; (૨) ઢીલી ચીકણી વસ્તુનો સહેલથી ઉપયોગ થાય તે માટે વપરાતી બીજી વસ્તુ (૩)(લા ) નકામું જવું. (૪) મોટી વસ્તુની તૈયારી કરતાં જે સામાન્ય ખરચ થાય તે અટામણ મેળવીને બોલવું=વધારીને વાત કરવી.

**અટાર**, સ્ત્રી; ધૂળ; રજ.

**અટારી**, સ્ત્રી. (સં.अट्टारिका.) છજું; ઝરૂખો. (મકાનની ભીંત કે મર્યાદાની બહાર કાઢેલું છજું.)

**અટારૂ**, વિ. મસ્તીખોર; અટકચાળું; અડપલું.

**અટાળો**, પુ. ઉચાળો; સરસામાન; ખટલો. (જુનો ભાગેલો તૂટેલો સામાન.)

**અટાવું**, અ. ક્રિ. ઘુંટાવું; ભળી જવું; કચરાઈ જવું; મુંઝાવું; ભૂકો થઈ ભળી જવું; લોચા જેવું થઈ જવું; રંધાવું. (૨) વગર કારણે વટાવું; તુલના ન થાય તેવી રીતે વપરાવું; પીડાવું.

**અટિ**, સ્ત્રી. હાથીની આસપાસ

મહોરમના વખતમાં શેરી વીંટવામાં આવે છે તે. અાટિનો કરાર=સખત બંધનવાળો કરાર.

**અટિંબર**, પુ. (સં. આ+સ્તંભ્=ઊભા રહેવું. ઉ.) એકઠું થવું તે; ટિંબો થવો તે.

**અટી**, વિ. (સં. અટ્=ફરવું.) રખડનાર. (કેટલાક બાવા, રાત્રિ દિવસ ફરવાનું વ્રત રાખે છે તે.)

**અટીસોમટીસો**, છોકરીઓની એક રમત; અટકીમટકી.

**અટુંક**, વિ. (અ=નહિ+ટુંક=ટેક.) શરમ વગરનું; ટેક વગરનું.

**અટેરણુ**, ન. (હિં.) સુતરની આંટીઓ બનાવવાનું લાકડાનું એક યંત્ર.

**અટેરવું**, સ. ક્રિ. કાંતેલા સૂતરની આંટીઓ બનાવવી; આંગળીના ટેરવા ઉપર ચડાવી વિંટાળવુ. (૨) આગળી કરીને બતાવવું.

**અટોપવું**, જુઓ આટોપવુ

**અટ્ટ**, પુ. (સં.) ઝરૂખો. (૨) કિલ્લા ઉપરનુ સૈન્યગૃહ. (૩) મહેલ. (૪) પ્રહાર.

**અટ્ટલ**, જુઓ અટલ.

**અટ્ટહાસ**, ન. (અટ્ટ=મોટું + હાસ્=હસવું.) ખડખડાટ હસવું તે. (૨) શંકરનું હસવું તે.

**અટ્ટા**, પુ. (સં.) મોટું આગલું બારણું; દરવાજો; ડહેલી. (૨) મોટી ને પહોળી માંડવી; ઓસરી. અટ્ટા બંધ કરવા=બોલવું બંધ કરવું; હરાવવું.

**અઠ્ઠ**, વિ. જુઓ આઠ.

**અઠ્ઠાઈ**, (અટ્ટે-અઠે). સ્ત્રી. જૈનોનું આઠ દિવસના ઉપવાસ કરવાનું વ્રત.

**અઠ્ઠાણું**, વિ. (સં. अष्टनवति.) નેવું ને આઠની સંખ્યા; ૯૮.

**અઠ્ઠાવન**, વિ. (સં. अष्टपंचाशत.) પચાસ ને આઠની સંખ્યા; ૫૮.

**અઠ્ઠાવીશ**, વિ. (સં. अष्टविंशति.) વીશ ને આઠની સંખ્યા; ૨૮.

**અઠ્ઠાશી**, (ઇઠયાશી), વિ. (સં.) એશી ને આઠની સંખ્યા; ૮૮. અઠ્ઠાશીઓ=સંવત ૧૮૮૮ નો ભયંકર દુકાળ.

**અઠ્ઠાશીઆં**, (અઠયાશિયાં.) ન. બ. વ. સ્ત્રીઓને પગે પહેરવાનું રૂપાનું એક ઘરેણું. (૨) જેને ઠાંસીને ટાટ કરેલાં ન હોય તેવાં સાંકળાં.

**અઠ્ઠે**, અ. (સં. अत्र. ઉ.) અહીંઆ; આ ઠેકાણે જ. અઠ્ઠે દ્વારકાં=પોતાને જવાને સ્થાને નહિ જતાં જે સ્થાને પડાવ કર્યો હોય ત્યાં જ નચિંતપણે પડી રહેવું તે.

**અઠ્ઠો**, પુ. આઠની સંખ્યા બતાવનારો પાસો. (૨) બાજીના અકેકા પટને છેડે ત્રણ ત્રણ ખાનાં હોય છે તેમાંનું અકેકું જે વચલું પટ તે. (૩) ગંજીફા તથા બીજી કોઈ રમતની આઠની સંખ્યા બતાવનારી વસ્તુ. (૪) વિ. ઢીંગો; પક્કો; હઠ્ઠ; આકરો; કડક; ઉડાવનારો.

**અઠ્ઠોતેર**, જુઓ ઇઠ્ઠોતેર.

**અઠવાડીઉં**, ન. (सं. अष्ट + वार. ઉપરથી.) સાત દિવસ અને સાત રાતનો જે કાળ તે.

**અઠવાડીક**, વિ. (सं. अष्टवारिक. ઉ.) અઠવાડીએ અઠવાડીએ પ્રકટ થતું હોય તેવું; સાપ્તાહિક.

**અઠવાડું**, ન. (सं. वृत्=ફેરવવું. ઉ.) દોરડાને વળ દેવાનું લાકડાનું ઓજાર; આઠવું; ચકરડી.

**અઠાક**, સ્ત્રી. નાડી.

**અઠાઈ**, સ્ત્રી. જુઓ. અઠ્ઠાઈ.

**અઠીંગણુ**, ન. અઠી ગવાની વસ્તુ; તકીઓ.

**અઠીંગવું**, સ. ક્રિ. શરીરને આરામ મળે તેમ ટેકો લઈને બેસવું, ઉભા રહેવું કે સૂવું.

**અઠોઠી**, સ્ત્રી, ગોળની કડાઈમા બાફેલું આદુ.

**અડ**, સ્ત્રી. આડાઈ; આગ્રહ; હઠ. (૨) આંટ. (૩) અ. પાસે; નજીક.

**અડક**, સ્ત્રી. અટક; ઉપનામ.

**અડકણુ**, ન. (અડવું = ઉભા રહી જવું.) ચાંપ; ઠેસ. (૨) વિ. અટકી પડે એવું. (પ્રાણી).

**અડકથા**, જુઓ આડકથા; ઉપકથા.

**અડકવું**, અ. ક્રિ. કોઈ પણ વસ્તુને સ્પર્શ કરવો તે; અડવું; મેળાપ થવો. (૨) હાથમાં લેવું-છેડવું. (૩) મારવું.

**અડકાડવું**, સ. ક્રિ. અડકે તેમ કરવું; સ્પર્શ કરવો; લગાડવું. (લા.) મારવું. (૨) બંધ કરવું; વાસવું; ઢાંકવું; દેવું.

**અડકામણુ**, ન. અટકાવ. (૨) સાંકળ; ઉલાળો.

**અડકાવ**, પુ. સ્ત્રીને ઋતુ આવવો તે.

**અડકાવું**, અ. ક્રિ. બંધ થવું; બંધ કરવું (૨) અડકવાથી અશુદ્ધ થવું. (૩) સ્ત્રીઓને અટકાવ આવવો.

**અડકોદડકો**, પુ. છોકરાની એક રમત પોચા ઉભા રહે તેમ જમીન ઉપર આગળીઓ ટેકવી, છોકરા તેની ઉપર ટકોર મારતા મારતા પોચાને ચપટ બેસારે છે અને રમે છે.

**અડખેપડખે**, અ. આસપાસ; આગળ પાછળ. અડખેપડખે જોવું કે તપાસવું=પોતાની આગળ પાછળની સ્થિતિથી વાકેફગાર રહેવું; સાવધાન રહેવું.

**અડગ**, વિ. ડગે નહિ એવું; દૃઢ. (૨) નિર્ભય, હઠી મતવાન.

**અડથી**, સ્ત્રી. હેડકી; ઓડકાર.

**અડગો**, પુ. ભોગળ; અડગરો; આગળો.

**અડચણુ**, સ્ત્રી. હરકત; નડતર; રોકાણ. (૨) ગભરાટ. (૩) વાંધો. (૪) અડકાવ. અડચણ આવવી=અટકાવ આવવો.

**અડછવું**, વિ. અડધુંપડધું જણાએલું હોય તેવું.

**અડણુ**, ન. અટકાવ થાય એવી વસ્તુ. (૨) વિ. અટકી પડનારૂં. (૩) ચાંપ; ઉલાળો; ઠેસ. (૪) ન. ગાય ભેંસના દૂધ ભરાયેલો આંચળવાળો મોટો અવયવ; આઉ.

**અડતલું**, વિ. આડે આવી રહેલું હોય તે; ઓઠું. (૨) શરણું.

**અડતલું**, ન. આનાકાની; ફાંફાં. (૨) આશરો; ઓથ. (૩) ખૂણો.

**અડતલો**, પુ. આશરો; ઓથ. (૨) સુમાર; અટકળ.

**અડતાળીશ**, વિ. ચાળીશ ને આઠની સંખ્યા; ૪૮.

**અડતાળો**, પુ. સંવત ૧૮૪૮ માં પડેલો મોટો દુકાળ. (૨) ગોળના જોખની એક રીતનું નામ. ૪૮ શેરે મણ ગણાય તે અડતાળો તોલ કહેવાય.

**અડત્રીશ**, વિ. ત્રીશ ને આઠની સંખ્યા; ૩૮.

**અડથલ**, વિ. કામ કરવાથી હઠે નહિ તેવું; ખડતલ; જબરૂં. (૨) કદાવર; ઘડાએલું.

**અડથલો**, પુ. મોટી અડચણ; રોકાણ. (૨) ભીંત; ખૂણો. (૩) કોઈ વસ્તુની આડ; ફાંસ.

**અડદ**, પુ. (प्रा. उड़िदो=અડદ.) એક જાતનું કઠોળ; દ્વિદલ ધાન્ય; મગ કરતાં જરા મોટા અને કાળા દાણાનું કઠોળ. અડદ મગ ભરડવા=ગમે તેમ અવિચાર્યું બોલવું. અડદ છાટવા=ભૂતપ્રેત કાઢી મૂકવાં. અડદ દેખાડવા=નસાડી મૂકવાની પેરવી કરવી.

**અડદાવો**, પુ. (हिं.) ઘઉં તથા જુવારનો લોટ પાણીમાં બાંધી ઘોડાને ખવરાવે છે તે. અડદાવો કાઢવો=હેરાન કરવો. અડદાવો ભરડવો=વગર વિચારે બોલવું.

**અડદાળું**, વિ. અડદનું; જેમાં અડદનો ઉપયોગ કરાએલો હોય તેવું.

**અડદાળો**, પુ. છુંદાયાથી નરમ થઈ મળી જવું તે. (૨) ખૂબ માર પડવાથી હાડકાંપાંસળાં નરમ થઈ જવાં તે; શક્તિ ઉપરાંત કામ કરવાથી થાકી જવું તે; સંપૂર્ણ કચરાઈ જવું તે. અડદાવો.

**અડદીઆલાડુ**, પુ. અડદના લોટમાં વસાણાં મેળવીને બનાવેલા લાડુ; અડદનો પાક.

**અડદીઉં**, ન. અડદનું ખીરૂં.

**અડદીઉં**, વિ. અડદનું; અડદના જેવું; અડદીઓ પથ્થર=ભુખરા રંગનો પત્થર.

**અડધ**, વિ. (सं. अर्द्ध=અડધું. ઉપરથી.) અરધું

**અડધી**, સ્ત્રી. તાંબાનો એક નાનો ચલણી સિક્કો; પાઈ; પૈ. (એક આનાનો બારમો ભાગ.) પૈને ઠેકાણે 'અડધી' એમ મુંબઇમા બોલાય છે.

**અડધીઉં**, ન. કોઈ પણ મોટી વસ્તુનો અડધો ભાગ તે. (૨) બહુ મોટું નહિ તેમ બહુ નાનું પણ નહિ એવું પવાલું; પાલી. (૩) મોટી પટ્ટીની ચૂડીથી અડધી પટ્ટીની નાની ચૂડી.

**અડધું**, વિ. (सं. अर्द्ध=અડધું.) એકના બે ભાગ કર્યા હોય તેમાંનો જે એકેક ભાગ તે; એકના બે સરખા ભાગમાંનું પ્રત્યેક. અડધે મૂકવું=અધવચ

વાળી દેવું. અડધાઅડધા થઈ જવું=હમ-ળકાથી ગાંડા ઘેલા થઇ જવું. અડધે મુકીને કામ કરવું=તુરત કામ કરવું. અડધું મૂકી આખાને ન ધાવું=જે મળ્યું હોય તેમાં સંતોષ હેવો. અડધું થઈ જવું= સુકાઈ જવું.

**અડધુંપડધું**, વિ. લગભગ અડધું.

**અડધો**, પુ. રૂપીઆથી અડધી કીંમતનો રૂપાનો ચલણી સિક્કો.

**અડધોઅડધ**, વિ. બરાબર અડધું; એકના બે સમાન ભાગ પાડેલા હોય તેવું

**અડતું**, વિ. પાસેનું; જરૂરનું; અડીઓપડીનું. [ (૨) ખંત; ઉદ્યોગ

**અડપ**, સ્ત્રી. નિશ્ચય; પક્કો વિચાર.

**અડપઝડપ**, સ્ત્રી. તાત્કાલિક ચોટ; નિશ્ચયાત્મક હલ્લો.

**અડપલું**, ન. અટકચાળું. (૨) વિ. અટકચાળું; ઉછાંછળું. અડપલું કરવું=ચીડવવું. (૩) ચાલાક. [હઠથી મંડયા રહેવું.

**અડપવું**, અ. ક્રિ. વળગ્યા રહેવું;

**અડફટ**, સ્ત્રી (सं. आस्फालन.) ધકકો; ઝપટ; આંચકો; અથડામણ. એકના જવાના વેગનો બીજાને સહેજસાજ ધકકો લાગે તે. અડફટમાં આવવું=અણધાર્યો ધક્કો લાગી જવો. (૨) અસર થઈ જવી. [ ઉપલક.

**અડફાઉ**, વિ. ફાલતુ; અલફાઉ;

**અડબડીઉં**, ન. લથડીઉં; ગોથું. અડબડીઉં આવવું=ચકરી આવવી. અડબડીઉં ખાવું=ભૂલ ખાવી

**અડબંગ**, વિ. મૂર્ખ; અડાણી; હઠીલું; કહીએ કંઇ અને કરે કંઇ તેવું; ભય ફીકર કે વિચાર રાખ્યા વગર કામ કરે એવું.

**અડબોથ**, સ્ત્રી. (અડ=ચપટ-સામું+બોથ=બૂટ=કાનની નીચલી અણી.) કાન ઉપરની થાપટ; તમાચો; અડબોથનો ઉધારો શો=પ્રસંગે જે કાર્ય કરવાનું હોય તે તેજ પ્રસંગે કરવું. (૨) તૈયાર હોય તો આપીજ દેવું. (૩) વિ. નહિ સમજણું; બોથડ.

**અડવડવું**, અ. ક્રિ. અડ=આડું+વળવું=ફરવું-ચાલવું. ઉપરથી.) રખડવું. (૨) ગોથું ખાવું.

**અડવાણું**, વિ. પગરખાં રહિત; ઉઘાડું. (અડવાણું એટલે જોડા વગરનું અને અડવું એટલે શણગાર વગરનું)

**અડવાળવું**, સ. ક્રિ. મેળવવું; ઘુંટવું. (૨) ફીંદવું; ચુંથી નાખવું.

**અડવું**, વિ શણગાર રહિત; ઉઘાડું.

**અડવી**, ના. (हिं) એક ચીકણું મૂળીઉં. જુઓ અળવી.

**અડવું**, અ. ક્રિ. અડકવું; સ્પર્શ કરવો. (૨) મંડયા રહેવું; લાગુ પડવું. (૩) સ્પર્શ કરીને રહેવું. (૪) અટકવું.

**અડવો**, પુ. વાણીઓ. (ભવાઇમાં) (૨) વિ. બોડો; ખાલી.

**અડસટ્ટો**, પુ. શુમાર; આશરો; અટકળથી ગણવું તે. (૨) અડસટ્ટો કાઢવો= અંદાજ કાઢવો.

**અડસઠ** (અડસેઠ),વિ.(**सं. अष्ट**=આઠ+**षष्टि**=સાઠ.)સાઠ ને આઠની સંખ્યા; ૬૮. અડસેઠ તીર્થ કરવાં=આર્યાવર્તમાં જે ૬૮ તીર્થનાં સ્થાન છે યાત્રા કરવી.

**અડસર**, સ્રી. (આડું=લંબાઇની સમાંતર+**सं० सर्**=જવું.) લંબાઈની સમાંતર આડું મૂકવામાં આવતું લાકડું: મોભ. (૨) ઘરની પહોળાઇ જેટલો પર સાળથી નાનો ખડ; લંબાઇની સમાતર નીકળતી પહોળાઇ

**અડંગો**, અડિંગો, પુ. કામ થયા વગર ઉઠવું જ નહિ એવો આગ્રહ લઇ બેસવું તે; ધામો. (૨) કુસ્તીમાં એક તરેહનો પટ્ટાનો દાવ. અડંગો નાખવો =ધામો નાખવો. (૩) લાધવા બેસવું

**અડંબી**, સ્રી. મગરૂરી.

**અડા**, સ્રી. (અડવું=સ્પર્શ કરવો-ટેકવવું. ઉ.) ટેકો; આશ્રય.

**અડાઅડી**, સ્રી. (અડકવું=સ્પર્શ કરવો.) એક બીજાને અડકવું તે. (૨) સ્પર્દ્ધા કરવી. (૩) જોડાજોડ. (૪) અણીનો-ઓપટીનો વખત.

**અડાઉ**, વિ. આડ=આડે માર્ગે+ઉ =ઊગેલું.) વગર વાવ્યે આડે માર્ગે ગમે તેમ ઉગેલું એવું.

**અડાડવું**, સ. ક્રિ- અડકાડવું; લગાડવું; સ્પર્શ કરવો. (૨) ઠપકો દેવો; ધમકાવવું.



**અડાણી**, ત્રિ. (**अ**=નહિ+**दक्ष**=ડાહ્યું.) નહિ ડાહ્યું; અણસમજુ; હઠીલું.(૨)(**फा.** અ+દાહન=ડાહ્યું.)અસભ્ય; અનાડી; બેવકુફ.

**અડાણીઉં**, વિ. ધરાણીઉં; ગીરો મૂકેલું (ખેતર).

**અડાણો**, પુ. એક રાગનું નામ.

**અડાબીડ**, વિ. ((**सं. आ**=અતિ+**भि**=ભય લાગવો.) ભય ઊપજાવે એવું મોટું; જબરૂં; મજબુત. (૨) જેમાં ખોડ ખાંપણ નીકળે નહિ એવું.

**અડાગી**, અડાળી, સ્રી. ભીંતની સાથે જે પાટીઆ જડવામાં આવે છે તે. (૨) પાટીઆની વચારાની ભીંત.

**અડાયાં**, ન. બ. વ. રસ્તામાં, કે જંગલમાં પડીને સુકાઇ ગએલાં ગાય ભેંસના પોદળા. (થાપેલાં નહિ પણ એની મેળે જ છાણનાં પોચકાં સુકાઇ જઈને બનેલાં છાણાં. હોમની કેટલીક ક્રિયાઓમાં એ વપરાય છે.)

**અડાર**, વિ. (**सं. अष्टादश.** ૬.) દસને આઠ; જુઓ **અઢાર**.

**અડાલી**, સ્રી. લાકડાની થાળી-કથરોટ.

**અડાવવું**, સ.ક્રિ. અતિશય ખાવું; ચાંપીને જમવું. (૨) સાળવું ઓઢવી દેવું. (૩) નીડરપણે (ખોટું) કહેવું. (૪) દમ ભરાવવો. (૫) ઝટ દઇને ઢાંકી દેવું. (૬) સંગ કરવો. (૭) ગમે તે રીતે દાખલ કરી દેવું. (૮) ન કહેવાની વાત કહી દેવી.

**અડાસીઆં**, ન બ. વ. સ્ત્રીઓનું એક જાતનું પગનું ઘરેણું. (અડાસીઆ)

**અડાસે**, અ. નજીક. (૨) પડછાયે

**અડાળપડાળ**, ન. છાપરાના મોભની બન્ને બાજુના ભાગો; છાપરાના બે ઢાળ. (છાપરાનો આગલો ભાગ તે અડાળ અને પાછલો ભાગ તે પડાળ)

**અડાળી**, સ્ત્રી. પછીતને ટેકાણે માત્ર એક જ ભીંત કરીને બનાવેલી છાપરી; ઘરના આગલા ભાગમા એક ભીંત અને ઓટલા ઉપર છાપરું નાંખીને બનાવેલી છુટી ઓશરી. મકાનના આગલા ભાગની ઓશરી તે અડાળી અને પાછલા ભાગની તે પડાળી કહેવાય છે.)

**અડી**, સ્ત્રી. જેની અંદર ખોદીને ભાત પાડેલી હોય એવું એક ઓજાર; એડી. (૨) (હડી) દોડ; ઉતાવળે દોડી જવું તે.

**અડી**, વિ. (અડવું ઉ. )અડી પડાય એવી (વેળા); બહુજ અગત્યની. (૨) (અઢી) બે ને અર્ધું ; રા. [રમત.

**અડીઅડી**, સ્ત્રી. છોકરાની એક

**અડીઅલ**, વિ. ( અડવું = અડકવું. ઉ.) અડી જાય એવું; હઠીલું. (૨) છાતીવાળું. (૩)હોશિઆર; બાહોશ; ખડતલ. (૪) ઘુસણીઉં.

**અડીઉં**, ન. જુઓ અડી;એડી.

**અડીઉંદડીઉં**, ન. છોકરાંની એક રમત; દડીનો ઘોડો. [ડીઅલ.

**અડીએલ**, (અડિયેલ), જુઓ અ-

**અડીઓપટી**, સ્ત્રી. અટકી પડા ય એવો વખત; ખરેખરી જરૂરિઆત.

**અડીજડીને**, અ. મંડયા રહીને.

**અડીજવું**, અ. ક્રિ. દાખલ થઇ જવું; ગોઠવાઇ જવું; ઘુસી જવું. (૨) અટકી પડવું. [ (૨) એક રમત.

**અડીઓદડીઓ**, પુ. ઠપકાનો માર.

**અડીઠ**, વિ. (અ=નહિ+ડીઠું) ડીઠું ન દેખાય તેવું;નિર્મૂળ;જેનું નામ નિશાને ન રહે એવું. (૨) (અ+દીઠ.) નહિ દેખાય એવું કરવું તે. એનું અદીઠ કર= એને જે જોઇતુ હોય તે આપીને દૂર કર.

**અડીદડી**, સ્ત્રી. છોકરાની દડીની એક રમત.

**અડીપડવું**, અ. ક્રિ. અટકી પડવું; રહી જવું (૨) ઘુસી જવું. (૩) લડી પડવું; અથડાઇ પડવું.

**અડીવેળા**, સ્ત્રી. અણીનો વખત; અમુક વગર અટકી પડાય એવો વખત.

**અડીશેરી**, સ્ત્રી. અઢીશેરનું માપ કે વજન.

**અડુકદડુક**, વિ. એક વાર આમ અને એક વાર તેમ થવું તે; આમ તેમ ગબડવું કે ફરવું તે; કૂદવું; ઉછળવું.

**અડુકદડુકીઉં**, વિ. અહીંથી તહીં અને તહીંથી અહીં દોડનારું; ગડબડીઉં; બેઉ પક્ષમાં જવું આવવું હોય તેવું. અડુકદડુકીઓ=એક વાર આ પક્ષમા અને બીજીવાર સામા પક્ષમાં જનાર વધારાનો ભેરૂ.

**અડુડાટ**, હડુડાટ, પુ.દોડવાળો ધસારો; હડીબંધ ધસારો; ધસારો બતાવ-

નારો અવાજ; આંધળીઆં કરીને ધસી જવું. અડુડુડુ=ધસારો કે પ્રપાત સૂચવનારો એક ઉચ્ચારણ.

અડુસી, સ્ત્રી. જુઓ અરડુસી.

અડેકડે, અ. સરભર. (૨) વિ. શક્તિ સાચવી રાખી હોય તેવું.[કદાપિ.

અડેખડે, અ રડ્યું ખડ્યું; ક્વચિત્;

અડો, (હડો), પુ. ગાડાનો આગલો ભાગ; ગાડાની ઉંધોના આગલા છેડાની નીચે જે પાયા જેવું રાખવામાં આવે છે તે.

અડોઅડ, અ. એક બીજાને અડી રહ્યું હોય તેમ; લગોલગ; નજીક; જોડાજોડ.

અડોલ, વિ. (સં. अ=નહિ+ दुल्=ઝુલવું) ન હાલે એવું; સ્થિર.

અડોલી, સ્ત્રી. દોર, રાશ, નેતરું વગેરેને છેડે જે નાનો લાકડાનો કકડો-મોઇ બાંધવામાં આવે છે તે; માંકડી.

અડોસપડોસ, પુ. (સં. आवासप्रतिवास. ઉ.) ઘરની આસપાસનો જે સંબંધ તે.

અડોસીપડોસી, (આડોસીપાડોસી), ન. (સં.आ=નજીક + वासी =રહેનાર+प्रति=સામે ને वासी= રહેનાર.) પોતાના ઘરની આસપાસ અને સામે જે લોક રહેતા હોય તે.

અડોળ, વિ. (અ=નહિ+ડોળ=ઘાટ, આકાર. ઉ.) ડોળ વગરનું; બેડોળ.

અડોળકાટલું, ન. કંઈ પણ ઘાટ વગરનો પહાણાનો કકડો; ઉટાળો. (૨) વિ. કશા પણ કામમાં ન આવે એવું; જેની ઉપરની આકૃતિ કે ઘાટ ઘસાઇ ગએલાં હોય એવું. [ઓનાં ઘર.

અડ્ડા, ન. બ વ. મથુરાંના ચોબા-

અડ્ડો, પુ. (હિં.) પાળેલાં જનાવરોને બેસવાની જગા.(૨) મજુર તથા ગાડીઓને એકઠાં થવાની જગા.

અડ્યું, વિ. અટક્યું; કર્યા વિના ચાલે નહિ તેવું; જરૂરનું.

અડ્યુંખડ્યું, અ. ક્વચિત્; કદાપિ. (૨) વિ. ભાગ્યુંતૂટ્યું; ખૂણેખાચરે ક્યાંય પડી રહેલું હોય એવું. [સંપૂર્ણ.

અઢળ, વિ. બહુ; સારો; આબાદ;

અઢવણું. વિ. પગે ઉઘાડું.

અઢળ, વિ. ઢળી જાય નહિ એવું; ખસી પડે નહિ એવું; સ્થાયી

અઢળક, વિ. પુષ્કળ; બહુ. અઢળક ધન=પુષ્કળ ધન.

અઢાર, વિ.(સં.) દશ ને આઠની સંખ્યા; ૧૮. અઢાર ભાર વનસ્પતિ= દરેક જાતની વનસ્પતિ. (સંસ્કૃત સાહિત્યમાં ૧૮ ની સંખ્યા બહુ ઠેકાણે છે) ઊંટનાં અઢારે વાંકાં =દરેક બાબતમાં વાંકું અને ઉલટું બોલનાર. (૨) દોષથી ભરપૂર. [મોકલવાં.

અઢાવવું, સ. ક્રિ. ઢોરોને ચરવા

અઢી, જુઓ અડી; ૨॥.

અઢેલવું, અ. ક્રિ. અઢીંગવું; આધાર લેવો; ટેકાઇને ઉભા રહેવું કે બેસવું.

અણ, અ. (સં. अ-अन्= નકારવાચક ઉપસર્ગ. ) નિષેધ અને નકાર બતાવનારો શબ્દની પૂર્વે આવનારો ઉપસર્ગ. [અધિકાર.

અણુઅધિકાર, પુ. (સં.) નહિ

**અણુઅધિકારી**,પુ.(સં.अनधिकारिन्.) નહિ અધિકારી તે; જેને સત્તા આપેલી ન હોય તે. (૨) અમુક કાર્ય કરવાની જેનામા યોગ્યતા ન હોય તે.

**અણુઆવડ**, સ્ત્રી. નહિ આવડવાપણું તે. (૨) વિ. કારીગરી નહિ જાણનાર.

**અણુઊણુ**, વિ.(અણ+ઊણ=ઓછું.) ઓછું નહિ એવું; પૂર્ણ.

**અણુઋણી**, વિ. (સં. अनृणी ઉપરથી ) ઋણ-દેવા વગરનું; જેને માથે દેવું નહિ એવું.

**અણુકમાઉ**, વિ.હીનકમાઉ; નવરૂં; ધંધા વગરનું.

**અણુકસબી**, ( અણકિસબી ), વિ. ( અણ=નહિ+કસબી=કારીગરી વાળુ.) કસબ નહિ જાણનાર; યુક્તિ કે આવડત વગરનું. [એવું; હઠીલું.

**અણુકહ્યાગરૂં**, વિ. કહ્યામા ન હોય

**અણુકી**, જુઓ અણશી.

**અણુકૂટ**(કોટ) ,પુ. स. अन्न=અનાજ+कोष्ट=કોઠાર.) રાંધેલા અન્નનો ઢગલો; મહા પ્રસાદી. નવા વર્ષને દિવસે દેવની આગળ જે મહાપ્રસાદ ધરવામા આવે છે તે.

**અણુખલ**, સ્ત્રી. મનમાં કંઇ કંઈ ખુંચ્યા કરવું તે; કંઇ કંઇ કાળજી થયા કરે તે. (૨) અપ્રીતિ; કંટાળો; નડતર; આડખીલી.

**અણુખૂટ**, વિ. ખૂટે નહિ એવું; અક્ષય; બેશુમાર. [અખૂટ.

**અણુખૂટયું**, વિ. નહિ ખૂટેલું;

**અણુગણુ**,વિ.સં.अ=નહિ+गण्=ગણવું.) અગણિત; ઘણું; અસંખ્ય. [ નાપસંદ.

**અણુગમતું**, વિ. નહિ ગમતું તે;

**અણુગમવું**, ક્રિ (અણ્=નહિ+ગમવું=ગોઠવું; રૂચવું ) નહિ ગમવું; નહિ ગોઠવું.

**અણુગમો**, પુ. નહિ ગમવું તે; ચેન નહિ પડવું તે; મન ખિન્ન રહે અને ચેન પડે નહિ તે. અણગમો થવો =મનને નહિ ગોઠવું.

**અણુગળ**, વિ. (સં. अ=નહિ +ગળ=ગળેલુ ) ગાળેલું નહિ તે.

**અણુગાર**,વિ.+(સં.अन्=અણ+आगार=ઘર.) ઘર વગરનુ; રખડતું. (૨) પુ. સાધુ; યતિ (૩)અણગાર; નિયમ.

**ઍણુગોક**,(ખ), ન. સ્ત્રીઓનુ એક વ્રત; કાર્તિક, શ્રાવણ કે ભાદરવા મહીનામાં કોરૂ ખાઈને રહે છે તે વ્રત.

**અણુગોખ્યુ**, વિ. નહિ ગોખેલુ.

**અણુઘટતું**, વિ. (સં. अघटित. ઉપરથી. ) ઘટતું નહિ તેવું; અયોગ્ય.

**અણુઘડ**, વિ. (અણ્=નહિ+ઘડ= ઘડાએલું.) સારી રીતે ઘડેલુ નહિ એવું (લાકડું); રૂડી રીતે કેળવાએલું નહિ તેવું (મનુષ્ય); જંગલી.

**અણુઘડયુ**, વિ. નહિ ઘડેલું; જંગલી. ( ૨ ) બીન અનુભવી; નહિ ઘડાએલુ. [ વેલું.

**અણુચવ્યુ**, વિ. કોઇએ નહિ વર્ણ-

**અણુચાલ**, સ્ત્રી. અચાલ; ઓપટી;

(૨) અટકાવવનો વખત. [ચાલે.

**અણચાલે**, અ. ન. છૂટકે; વગર

**અણચિત્ત**, વિ. (સં. अ=નહિ+चित्त=મન.) ધ્યાન નહિ તેવું; ચિત્ત નહિ દીધેલું હોય તેવું.

**અણચિંતવ્યુ**, વિ. (સં अ=નહિ+चिन्त्=વિચારકરવો.) એકાએક; નહિ ધારેલું. [એક.

**અણચિંતુ**ં-વ્યું, વિ.ઓચીંતું;એકા-

**અણચી**, સ્ત્રી. વાંકુ બોલવું તે; રમતાં રમતા ખોટી યુક્તિ કરવી ને ફરી જવું તે.

**અણછ**, સ્ત્રી. સં. अनीच्छा=નહિ ઇચ્છા તે. ) નાખુશી; અસંતોષ. (૨) ખો. (૩) હેવા; ટેવ.

**અણછત**, જુઓ અછત.

**અણછતું**, વિ. પ્રકટ નહિ તે;છાનું; ઢાંક્યું; ગુપ્ત.(૨) ન હોવું તે; અછત.

**અણછીઉં**, ન.તુચ્છકાર;અણગમાના બોલ તથા ચાળા કરવા તે;છણકા.[ચાલે.

**અણછૂટકે**, અ. ન છૂટકે; વગર

**અણછો**, પુ. પડછાયો; છાયો.

**અણજાણ**, વિ. (સં. अ=નહિ+ज्ञा=જાણવું.) જેને જાણ નથી તે; મૂર્ખ. [નહિ તે; અજ્ઞાનતા.

**અણજાણપણું**, ન. જાણવાપણું

**અણજુગતું**,વિ.(સં.अयुक्त ઉ.) યુક્ત નહિ તે; અયોગ્ય; અઘટિત.

**અણટેવાએલું**,વિ. નહિ ટેવાએલું; ટેવ વગરનું. [તેડા વગરનું.

**અણતેડયું**, વિ. વગર તેડાવેલું;

**અણતોળ્યું**, વિ.(સં. अ=નહિ+तुल्=તોળવું.) તોળ્યા વગરનું.

**અણદીઠ-ઠું**,વિ.(સં.अदृष्ट=નહિ દીઠેલું.) નહિ દીઠેલું; કોઇ દહાડો ન દીઠું હોય તેવું.

**અણદોહ્યું**, વિ. દોહ્યા વગરનું.

**અણધાર્યું**, વિ. (સં. अ=નહિ+धृ=ધારવું.) નહિ ધારેલું; એકાએક બનેલુ.

**અણનામી**, વિ. નનામી; નામ વગરનું. (૨) અપ્રસિદ્ધ. (૩) નામ જેને નથી એવું; બ્રહ્મ. (૪) ઠાઠડી.

**અણપ્રીછયું**, વિ. નહિ પ્રીછેલું; નહિ જાણેલુ.

**અણફોડ**, વિ. નહિ ફોડેલું; અખંડ; ભાગેલું નહિ એવું.

**અણબનાવ**, પુ. બનાવ નહિ તે; સલાહ સંપ નહિ તે; દીલ જુદાં હોય તે. (૨) કજીઓ; વાંધો. અણબનાવ થવો =નહિ ગોઠવું આવવું.

**અણબુધ**, વિ. અજ્ઞાન; નાદાન.

**અણબોટ**, વિ. =(સં. अ=નહિ+भुज्=જમવું.ઉ.भुक्त)બોટયા વગરનું.

**અણબોલાવ્યુ**, વિ. નહિ બોલાવેલું; બોલાવ્યા વગરનું; અનામંત્રિત. (૨) વગર છેડયું; નહિ વતાવ્યું.

**અણબોલ્યુ**,(વિ.સં.अ+ब्रु=બોલવું.ઉ.) નહિ બોલેલું મુંગું; મૌન.

**અણભોમીઉં**,વિ. ભોમ માહીતગાર; અજાણ્યું.

**અણુમનુ**, વિ. નહિ મનવાળું; મન વગરનું; મન–પ્રીત–પ્રેમ–અનુરાગ વગરનું. [અણખામણું.

**અણુમાનીતુ**, વિ. નહિ માનીતુ;

**અણુમાપ**, વિ. નહિ માપેલું; માપ થાય નહિ એવું; અમાપ.

**અણુમાહીતગાર**, વિ. (फा.) માહીતી વગરનું;અજાણ્યું. [તિ; અજ્ઞાનતા.

**અણુમાહીતી**, સ્ત્રી. માહીતી નહિ

**અણુમિલ**, વિ. ન મળે એવું, કિમ્મતી.

**અણુમૂલ**, (મોલ), વિ. (सं. अ= નહિ+मूल्य=કિમ્મત.) જેનુ મૂલ થાય નહિ એવું; મોઘું.

**અણુરાગ**, પુ. (सं) રાગ નહિ તે; ઐક્ય નહિ તે; અબનાવ; અપ્રીતિ

**અણુરૂપ**, વિ. રૂપ નહિ તે; જેને કશું રૂપ કે આકાર નથી એવું; બ્રહ્મ.

**અણુલિંગ**, (सं अ=નહિ+लिंग =ચિહ્ન) લિંગ રહિત; શરીર વગરનું.

**અણુલિંગી**, વિ. વિદેહી; જેને લિંગ–શરીર નથી તે.

**અણુવટ**, પુ. સ્ત્રીઓને પગને અંગૂઠે પહેરવાનું ઘુઘરીઓવાળું રૂપાનું એક ઘરેણુ [સાથે રહેનાર.

**અણુવર**, પુ. વર અથવા કન્યાની

**અણુવરી**, સ્ત્રી. કન્યાની સાથે જનારી તેની નાની બેન કે બેનપણી.

**અણુવરીઉં**, ન. અણવર તરીકે વર કે કન્યાની સાથે જનાર.

**અણુવાકેફ**, વિ. અજાણ; જેને માહીતી ન હોય તેવું. [અજ્ઞાની.

**અણુવાકેફગાર**, વિ. અજાણ્યુ;

**અણુવાકેફગારી**, સ્ત્રી. નહિ જાણવાપણું; અજાણપણુ.

**અણુવિચાર્યું**, વિ. વિચાર કરેલો હોય નહિ તેવું; સાહસિક; ઉતાવળીઉં.

**અણુવિશ્વાસ**, પુ.(सं अ=નહિ+ विश्वास=ભરોસો.) વિશ્વાસ નહિ તે; ખાતરી નહિ તે.

**અણુવિંધ્યું**, (सं. अ=નહિ+ व्यध्=વીંધવું.) નહિ વીંધેલું;(૨) નહિ પલોટાએલું; શિખાઉ. (૩) નવું; કોરે; નહિ વપરાએલું.

**અણુશીઉં**, ન. ચોમાસામા થતું એક નાનુ પાતળુ ને લાબું જીવડુ.

**અણુસખડી**, સ્ત્રી. અજીઠું નહિ તે; ફરાળ; કાચુ કોરૂ; પાણીથી રાંધેલી રસોઇ સિવાયના ખાવાના પદાર્થો (રાંધેલા નહિ પણ ઘીમા તળેલા અલુણા પદાર્થો.)

**અણુસણ**, ન. (सं. अन्=નહિ +अशन=ખાવું=अनशन.) ઉપવાસ કરવા તે. (૨)વિ.ઉપવાસ કરવાનું વ્રત.

**અણુસમજ**, સ્ત્રી. (अ=નહિ+ सम ઉપસર્ગ+ज्ञा=જાણવું.) સમજ નહિ તે.

**અણુસમજણું**, વિ.નહિ સમજણું; અક્કલ વગરનું;બાળક જેવું. [નાદાન;બેવકુફ.

**અણુસમજુ**, વિ. અણસમજણું;

**અણુસરજ્યું**, વિ. (सं. (अ=

નહિ+સૃજ્=સરજવું.) નહિ સરજાએલું; નહિ પેદા થએલું. (૨) અણુઘાર્યું.

**અણુસારો**, (પુ. आ. ईशारह =ઇસારત.) જરાક આંખ ફેરવી કોઇને કંઇ સમજાવવું-ચેતવવું તે; ઇસારો; સંકેતથી જણાવવું તે.

**અણહુતું**, વિ (सं. अन्+भू-भव्=થવું-હોવું.ઉ.) ન હોય એવું; અણછતું.

**અણાવવું**, સ. ક્રિ. પ્રે. મગાવવું: કોઇની પાસે લવરાવવું.

**અણિમા**, સ્ત્રી. (सं.) યોગશાસ્ત્રની આઠ સિદ્ધિઓમાંની એક સિદ્ધિ; સૂક્ષ્મ સ્વરૂપ લેવાની શક્તિ.

**અણી**, સ્ત્રી. (सं.) લાંબી વસ્તુનો ઝીણો અગ્ર ભાગ; ગોળ ધારવાળો છેડો; આર. (૨) સંકટ કે મુશકેલીનો વખત. (૩) ટોચ; શિખર; શૃંગ; અગ્ર. (૪) કિનારી; અવધિ; અંત. અણી ચૂકવવી=બારીક વખતને સંભાળી લેવો. અણી સાચવવી=મુશકેલીને વખતે મદદ કરવી.

**અણીઆળું**, વિ. અણી કાઢેલી હોય એવું; અણીદાર.

**અણીદરો**, પુ. છોકરાંની એક રમત.

**અણીદાર**, વિ. અણીવાળું.

**અણીવાળું**, વિ. અણીદાર, તીક્ષ્ણ અગ્રવાળું.

**અણીશુદ્ધ**, વિ. જેની અણી પણ ખંડિત ન થઈ હોય તેવું; અખંડ; આખું. (૨) સલામત.

**અણીસું**, ન. એક જાતનું બી; વસાણું.

**અણુ**, પુ. (सं.) રજ; કણ; અતિ અલ્પ કણી. (૨) એક જાતનું ધાન્ય; કાંગ.

**અણુઅણુ**, વિ. અડવાણું; ઉઘાડું.

**અણુકણુ**, ન. (सं.) અણુથી પણ નાનું તે; ઝીણામાં ઝીણો પરમાણુ.

**અણુજો**, જુઓ અણોજો.

**અણુતા**, સ્ત્રી. (सं.) અણુપણું. (૨) અતિ સૂક્ષ્મતા.

**અણુદિન**, અ. (सं. अनुदिन =નિત્ય.) હમેશ; રોજ રોજ.

**અણુમાત્ર**, વિ. (सं.) જરા; કિંચિત્. (૨) થોડું. (૩) ક્ષણ; પળ.

**અણુરેણુ**, સ્ત્રી. (सं.) અત્યંત ઝીણાં રજકણો.

**અણુસમૂહ**, પુ. (सं.) અણુઓનો સમૂહ; પરમાણુઓનો જત્થો.

**અણોજો**, પુ. કારીગર લોકોને કામકાજે નહિ જવાનો-રજાનો દિવસ.

**અણોદરી**, સ્ત્રી. દિવસ પર દિવસ ઓછું ઓછું ખાવાનું વ્રત. (જૈન.) (૨) વિ. અનુદારી=નાના-નાજુક પેટવાળી.

**અતએવ**, અ. (सं. अतः+एव =ફક્ત.) એટલા માટે; તેથી.

**અતટ**, વિ. (सं. अ=નહિ+तट =કિનારો.) કિનારા વગરનું; જેને ઘાટ બાંધેલો ન હોય એવું; ખુલ્લું; સપાટ.

**અતડાઇ**, સ્ત્રી. (इतरत्व=જુદાઇ. ઉ.) જુદાઇ; અતડાપણું; અલગ રહેવું તે.(૨) તોર; મગરૂબી. (૩) આડાઈ.

**અતડાપણું**, ન. ભેળાતા નહિ રહેવું તે; જુદા રહેવાપણું.

**અતડું**, વિ. કોઈની સાથે ભેળાય નહિ એવું; અલગ રહેનારું (૨) શોભતું દેખાય નહિ તેવું; વરવું.

**અતથ્ય**, વિ. (સં અ=નહિ+તથ્ય=સાચું.) જૂઠું; અસત્ય; અહિત. (૨) નહિ રૂચતુ; નહિ ગમતુ.

**અતનુ**, પુ.(સં. અ=નહિ+તનુ=શરીર.) કામદેવ.

**અતપ**, વિ. (સં.અ+તપ=તાપ. તાપ વગરનું;ન તપે એવું [વગરનું;બેતમા.

**અતમા**, વિ. દરકાર વગરનું; પરવા

**અતમી**, વિ. તમા રહિત; બેદરકાર; ગરજ વિનાનું. ( ૨ ) બડાઈખોર; શેખીખોર.

**અતરડી**, સ્રી. કાનસ; રેતડી. (૨) (લા.) વિ. છોલી નાખનારી; ઘસાતું બોલનારી; અકારી.

**અતરડો**, પુ. ખરા લોહાનું બનાવેલું એક ઓજાર; મોટી કાનસ.

**અતરંગ**, વિ. જેમા તરંગ–મોજા ન આવતાં હોય એવું; સ્થિર,હલાયદુ (૨) અ. અદ્ધર.

**અતરાપતરી**, અ.ઓચીંતું;એકાએક.

**અતરાપી**, વિ. (સં.અત્ર=અહીં +અપિ=વળી.) કોઇએક; ઘરનું નહિ તે; પરાયું.

**અતરે**, અ. (સં. અત્ર=અહીં.) અહીં; આ સ્થળે.

**અતર્કિત**, (સં. અ+તર્કિત.) નહિ તર્ક કરાએલું; અણધાર્યું; ઓચીંતું.

**અતર્ક્ય**, વિ. (સં.અ+તર્ક્ય=તર્ક કરવા યોગ્ય) તર્ક ન થઇ શકે એવું.

**અતલ**, વિ (સં. અ+તલ=તળીઉં) જુઓ અતળ.

**અતલગ**, વિ. નજીકનું, પાસેનું.

**અતલસ**, સ્રી.( આ. અતૂલસ્=હીરાગળ. ) એક જાતનું રેશમી કાપડ.

**અતલસ્પર્શ**, વિ ( સં. અતલ+સ્પર્શ=અડવું. ) જેના તળીઆનો સ્પર્શ થઈ શકે નહિ એવું; જેનું માપ થાય નહિ એવું. (૨)ઉપરચોટીઉં; ઉપલક.

**અતવસ**, ન. એક જાતનું પહાડી ઝાડ; અતિવિષ

**અતસી**, સ્રી. અળસી; અળસીનાં બી. (૨) શણનો છોડ.

**અતળ**, ન. (સં. અતલ.)સાત પાતાળમાંનું એક. (૨) વિ. ઊંડું; તળીઆ વગરનું.

**અતળી**, વિ.(સં.અ=નહિ+તુલ્=તોળવું.) ન તોળાય કે ન માપ થાય એવું, અમાપ.

**અતળીબળ**, વિ. (સં.) જેની તુલના થાય નહિ એવા અત્યંત બળવાળું; બહુ જોરાવર. (૨) બહુ મોટું; ભારે.

**અતળીબાળુ**, વિ. બહુજ મોટું; વિશાળ. (૨) ભય ઉપજાવે એવું મોટું.

**અતંગ**, વિ. અ=નહિ+તંગ=ઘોડાની છાતીનો પટો.) તંગ રહિત. (૨) (તંગ=ટાટ.) ઢીલું; પોચું.

**અતંત્ર**, વિ. ( सं. अ+तन्त्र= યુક્તિ. )યોજના વગરનું;તંત્ર ન હોય તેવું; બેકાયદે.

**અતંદ્રિત**, વિ (सं.अ+तंद्रित= આળસુ.) આળસ વગરનું; સાવધાન.

**અત:**, અ. (सं. अतस्.) એ માટે;તેથી; આથી કરીને.(૨)આ ઠેકાણેથી. (૩) આ વખતથી. (૪) હવે પછી.

**અત:પર**, અ. (सं.अत:+पर =બીજુ ) હવે પછી; આથ દે.

**અતાઇ**, પુ.વિ. (आ.अता=બક્ષીશ+आइ=વાળો. ) બાહોશ ગવૈયો; બહુ સરસ ગાનાર–બજાવનાર; વગર ગુરુએ પોતાની મેળે ગાતા બજાવતા શીખેલો માણસ.

**અતાગ**, વિ. જેનો પાર ન હોય તેવું; જેને તળીએ જઇ માટી લઇ અવાય નહિ એવું; ઊંડાણવાળું.

**અતાર**,પુ. ( આ. અત્તર. )સુગંધી વેચનારો.

**અતાર**,વિ.(सं.अ+तार=તંતુ.) તાંતણો–તાર ન હોય તેવું; જેમાથી તંતુ નીકળે નહિ તેવું. ( ૨ ) અ. અત્યાર.

**અતાલીક**, પુ. (તુ.) અદબ શીખવનાર; શિક્ષક.

**અતિ**,વિ.(सं.अत्=જવું.ઉપરથી) ઘણું; વધારે. (૨) અ.લેઇએ તેથી વધારે.

**અતિઉષ્ણ**, (सं.अति+उष्ण= ગરમ.) ઘણું ઉનું; ઉકળતું.

**અતિકસ**,–સા,વિ.બહુ જ કસાએલું; ઘડાએલું. (૨) ચાબુકને ન માને એવો (ઘોડો).

**અતિકાય**, વિ ( सं अति+काय =શરીર. ) મોટા અને ભારે શરીરવાળું; જાડું (માણસ પશુ વગેરે ).

**અતિકાળ**,પુ.ઘણું મોડું થઇ જવું તે.

**અતિકૃશ**,વિ.( सं अति+कृश= સુકાવું.)બહુ જ દુબળું; સુકાઈ ગએલું.

**અતિકેસર**, પુ.(सं.) એક જાતનું ઝાડ; કુજહો.

**અતિક્રમ**, ( सं. अति+क्रम्= જવું.) ઉલ્લંઘન; હદ બહાર જવું તે.(૨) હલ્લો; ધસારો.

**અતિક્રમણ**, ન (सं.) આગળ નીકળી જવું તે; કૂદી જવું તે. (૨) હલ્લો; હુમલો.

**અતિક્રાંત**, વિ. (सं.)હદ બહાર ગએલું; આગળ વધી ગયેલું; ભરચક.

**અતિગંડ**, પુ. (सं.अति+गण्ड =ખુંધ.)સત્તાવીશ યોગમાનો છઠ્ઠો યોગ.

**અતિગંધ**,પુ. (सं.अति+गन्ध =વાસ–સુગંધી )જેમાં ઉગ્ર કે બહુ જ સુગંધી હોય તેવું પુષ્પ;ચંપો. (૨) ગંધક. (૩) વિ. બહુજ વાસવાળું.

**અતિગ્રહ**, વિ ( सं.अति+ग्रह= જ્ઞાન.) અત્યંત દુર્બોધ. (૨) બહુ સારા જ્ઞાનવાળું.

**અતિઘણું**, વિ. (सं.अति+गण् =ગણવું. ) બહુજ; પુષ્કળ. [ઝાડ; ગુલાબ.

**અતિચર**, ન.(સં.) એક જાતનું

**અતિજગતિ**, સ્ત્રી (સં.) તેર અક્ષરનાં વૃત્તનો વર્ગ (પિંગળમાં).

**અતિત**, પુ ( સં.अतिथि.ઉ. ) સાધુ; વેરાગી બાવો. (૨) અતિથિ, યાત્રાળુ; પ્રવાસી.

**અતિથિ**, (સં. अत्=ફરવું. ઉ. अतिथि. ) ફરતાં ફરતાં આવી ચઢેલો ભિક્ષુ; યાત્રાળુ; વટેમાર્ગુ; આગળ કદી નહિ આવેલો હોય એવો પરોણો; મહેમાન.

**અતિથિપૂજન**, ન.(સં.) અતિથિનો સત્કાર; પરોણાગત

**અતિથિસત્કાર**, પુ. (સં) ઘર આગળ આવેલા અતિથિને આદર આપવો તે; પરોણાગત.

**અતિદયાળુ**, વિ. (સં) બહુજ દયાવાળુ; કોઇનું જરાપણ દુઃખ જોઇને ગદ્ગદ્ થઇ થઈ જાય એવું.

**અતિદેશ**, પુ. (સં.) એક વસ્તુનો અર્થ તાણીતુસીને બીજી વસ્તુને લાગુ પાડવો તે.

**અતિપાત**, પુ. (સં) એક હલકા પછી જતું તે; નાશ થવો તે. (૨) અતિક્રમ; ઉલ્લંઘન.(૩)અન્યાય; ઉત્પાત.

**અતિપાતક**, ન.(સં.)મોટું પાપ.

**અતિપાતકી**, વિ. (સં.अति+पातक+इ=વાળો. )જેણે બહુ પાપ કરેલાં હોય એવું; મહાપાપી.

**અતિપ્રિય**, વિ.(સં. अति+प्रिय =વહાલું) જેની ઉપર અતિ સ્નેહ હોય તેવું. (૨) ભાવતું; ગમતું.

**અતિબળ**, ત્રિ.(સં. अति+बल =જોર.) અતિ બળવાન.

**અતિબળા**,સ્ત્રી.(સં.) એક જાતની વનસ્પતિ, નાગબલા; ગંગેટી. (૨) શ્રી રામને વિશ્વામિત્રે આપેલી એક અસ્ત્રવિદ્યા.

**અતિમુક્ત**, લતા), સ્ત્રી. (સં.) એક જાતનો વેલો;મધુમાધવી નામની વેલ.

**અતિરથ**, પુ. (સં.) મોટા રથમાં બેસીને યુદ્ધ કરનાર યોદ્ધો; મોટો શૂરવીર.

**અતિરથી**, વિ. (સં.) મોટી લશ્કરી ટુકડીનો નાયક; મોટો યોદ્ધો; મોટા રથમાં બેસીને યુદ્ધ કરનાર.

**અતિરિક્ત**, વિ. (સં.) ઘણું; બહુજ; અધિક (૨) શૂન્ય; ખાલી.(૩) શ્રેષ્ઠ. [ થયતા.

**અતિરિક્તતા**. સ્ત્રી. સં.) અતિ-

**અતિરેક**, વિ. (સં. બહુ ઘણું; પુષ્કળ. [ વાળું.

**અતિરોમશ**,વિ.(સં.) બહુવાસ-

**અતિલાડ**, ન. બહુજ લાડ લડાવવા તે

**અતિલોભ**, પુ. (સં. अति+लुभ्=લોભ કરવો.) બહુજ લોભ કરવો તે.

**અતિવાત,** વિ. (सं.) બહુ પવનવાળું. (૨)જેની પ્રકૃતિ બહુજ વાયુવાળી હોય તે.

**અતિવાદ,** પુ (सं.) બહુ બોલવું તે; લાંબું અને સાર વગરનું બોલ બોલ કરવું તે. (૨) વિ. બહુ બોલું; વાચાળ.

**અતિવાદી,** વિ. (सं) બહુબોલું વાચાળ. (૨) તકરારી.

**અતિવિખ,**ન.એક જાતની ઔષધિ

**અતિવૃષ્ટિ,** સ્ત્રી. (सं.) અત્યંત વરસાદ થવો તે.

**અતિવ્યાપ્તિ,** સ્ત્રી. (सं.) વધારે બહોળા પ્રદેશને લાગુ પડે એવું જે લક્ષણ તે.

**અતિશય,** વિ. (सं. अति + शी=વધી જવું. ઉપરથી शय.) ઘણુંજ; પુષ્કળ.

**અતિશયોક્તિ,** સ્ત્રી (सं.)હોય તેના કરતાં અતિશય વધારીને કહેવું તે. (૨) એક પ્રકારનો અલંકાર.

**અતિશાણું,** વિ. (अति=ઘણું +(म.) (शाणु=ડાહ્યું.) બહુ ડાહ્યું.

**અતિશૂદ્ર,** પુ. (सं.) શૂદ્રથી પણ ઉતરતી જાત: ભંગી; ચમાર.

**અતિશે,** વિ. અતિશય; બહુજ.

**અતિશ્રમ,** પુ. (सं.) બહુ મહેનત.

**અતિસાર,** પુ. (सं.अति=બહુજ+सृ–सर्=સરવું.) બહુજ ઝાડા થયા કરે એવો રોગ; મરડો; સંગ્રહણી.

**અતિસારઘ્ન,** વિ. (सं.) અતિસારનો નાશ કરનારૂં.

**અતિસ્તુતિ,** સ્ત્રી. (सं.) અત્યંત વખાણ કરવા તે; ખુશામત.

**અતિસ્નેહ,**પુ.(सं.) ઘણો સ્નેહ.

**અતિસ્વાર્થ,** પુ. (सं.) બહુ સ્વાર્થ; એકલપેટાપણું.

**અતિસ્વાર્થી,** વિ.(सं.) અત્યંત સ્વાર્થવૃત્તિવાળું; એકલપેટું.

**અતિહાસ્ય,** વિ. બહુજ હસનારૂં; મશ્કરૂં. (૨) ના. બહુ હસવું તે; અટ્ટહાસ્ય.

**અતીક્ષ્ણ,** વિ. (सं. अ=નહિ +तीक्ष्ण=ધારવાળું.) ધાર વગરનું. (૨) તીખા સ્વાદવાળું નહિ તે; સૌમ્ય.

**અતીત,** વિ. (सं. अति+इत =ગએલું इ=જવું. ઉપરથી.) વીતી ગએલું. (૨) જુદું પડી ગએલું; ક્રમમાંથી નીકળી ગએલું.

**અતીત,** પુ (सं अतिथि ઉ) એક સાધુ. જુઓ અતિત.

**અતીતાણી,** સ્ત્રી. વેરાગણ; બાવી; અતીતની સ્ત્રી.

**અતીન્દ્રિય,** વિ. (सं. अति+ इन्द्रिय) ઈંદ્રિયોથી સમજાય નહિ એવું.

**અતીવ,** (सं. अति+इव.) અતિશય; બહુજ.

**અતીશે,** જુઓ અતિશય.

**અતુલ**, વિ. (સં.) જેની તુલના ન થાય એવું; અમાપ.

**અતુલિત**, જુઓ અતુલ.

**અતુલ્ય**, વિ (સં અ=નહિ+तुल्=તોળવું.) જેનું તોલ થાય નહિ એવું; અમાપ; અનુપમ.

**અતૂટ**, વિ. (સં. अ+त्रुट्=તૂટવું.) તૂટેલું નહિ એવું; આખું; સળંગ.

**અતૃપ્ત**, વિ. (સં. अ=નહિ+तृप्त=ધરાએલું.) અસંતુષ્ટ; જેનું મન ધરાયું નથી એવું.

**અતૃપ્તિ**, (સં. अ=નહિ+तृप्ति=ધરાવાપણું.) નહિ ધરાવું તે; અસંતોષ.

**અતોલ**, વિ. (સં. अ+तुल्=તોળવું.) જેનું તોલ ન થાય એવું; અમાપ.

**અત્તર**, (સં अत्र=અહીં. ઉપરથી.) અહીં. 'અત્તર મતુ'=અહીં મતુ કરવું. (આ શબ્દ ખત પત્તરમાં વપરાય છે.)

**અત્તર**, ન. (આ. ઇત્ર=સુગંધી.) ફૂલ અને વાસવાળા બીજા દ્રવ્યોમાંથી કાઢેલું સુગંધીદાર સત્ત્વ.

**અત્તરઘડી**, અ. હમણા ને હમણાં જ; અબઘડી.

**અત્તરદાની**, સ્રી. (आ.) અત્તર રાખવાનું પાત્ર.

**અત્તરસાહેત**, (સ્યાત), અ. આ ઘડીએ; હમણાજ.

**અત્તરી**, વિ. (અત્તર+ઇ=વાળો.) અત્તરવાળો; અત્તર વેચનારો.

**અત્તરીઉં**, ન. અત્તરદાની.

**અત્તરીઓ**, પુ. અત્તર વગેરે સુગંધી તેલ અને દ્રવ્યો વેચનારો તે; અત્તર બનાવનારો; અત્તરવાળો.

**અત્તારી**, જુઓ અત્તરીઓ.

**અત્યગ્નિષ્ટોમ**, પુ. (સં. अति+अग्निष्टोम.) મોટો યજ્ઞ; એક પ્રકારનો મોટો યાગ.

**અત્યંત**, વિ. (સં. अति+अन्त=છેડો.) જેનો અંત ન હોય તેવું; અપાર.

**અત્યંતાભાવ**, પુ. (સં. अत्यंत+अभाव.) અત્યંત અભાવ તે; બીલકુલ અભાવ. (ન્યાય શાસ્ત્રમાં અભાવના જે ચાર ભેદ છે તેમાંનો એક ભેદ.)

**અત્યય**, પુ. (સં. अति+अय्=જવું) વિનાશ; અતિક્રમ. (૨) દુરાચાર.

**અત્યલ્પ**, વિ. (સં. अति+अल्प=થોડું.) બહુજ થોડું; જરાક; લગારેક.

**અત્તી**, સ્રી. (સં.) નાટકની ભાષામા મોટી બહેન.

**અત્યાગ્રહ**, પુ. (સં. अति+आग्रह.) બહુજ આગ્રહ રાખવો તે; હઠ.

**અત્યાગ્રહી**, વિ. (સં.) અતિશે આગ્રહ કરનાર; હઠીલું; પોતાના વિચારને વળગી રહેનાર.

**અત્યાચાર**, પુ. (**सं. अति+आचार**=રીત. **आ+चर्**=ચાલવું.) રીતભાત–રિવાજથી ઉલટું ચાલવું તે. (૨) મારફાડ.

**અત્યાચારી**, વિ. (**सं**) અત્યાચાર કરનાર.

**અત્યાજ્ય**, ( **सं. अ**=નહિ + **त्याज्य**=તજવા યોગ્ય.) નહિ તજવા લાયક.

**અત્યારપહેલાં**, અ. જે વખતે વાત કરતા હોમએ તેની પહેલાં.

**અત્યારપછી**, અ. હવે પછી; આજપછી.

**અત્યારલગી**, હમણાં સુધી; આ ઘડી સુધી·

**અત્યારસુધી**, હમણાં સુધી; આજ સુધી.

**અત્યારે**, અ.હમણાં; આ વખતે·

**અત્યાસક્તિ**, સ્ત્રી. **सं.**) **अति+आसक्ति**=લાગ્યા રહેવાપણું. **आ+सञ्ज्**=જવું–વળગવું. ) અત્યંત લાગ્યા રહેવું તે; બહુ પ્રીતિ રાખ્યા કરવી તે; લંપટતા.

**અત્યુક્તિ**, સ્ત્રી. (**सं.**) વધારીને કહેવું તે; અતિશયોક્તિ-

**અત્યુત્કટ**, વિ. ( **सं. अति+उत्कट**=ઉગ્ર.) બહુ ઉગ્ર; તેજસ્વી.

**અત્યુત્તમ**, વિ. (**सं. अति+उत्तम**=સારૂં.) બહુ સારૂં.

**અત્ર**,વિ.(.**सं.इदम्**=આ.ઉપરથી.) અહીં; આ ઠેકાણે.

**અત્રત્ય**, અહીંઆનું; આ ઠેકાણેનું; આણી તરફનું. [ ચરમ.

**અત્રપ**,વિ.(**सं.**)નિર્લજ્જ; બે-

**અત્રપા**, સ્ત્રી. (**सं.**) બેશરમી; નિર્લજ્જતા.

**અત્રસ્ત**.વિ. (**सं.अ**=નહિ.**त्रस्त**=બીનેલું.) નહિ ભડકેલું; અભય.

**અત્રાપિ**, સ. (**सं.अत्र+अपि.**) કોઇપણ.(૨) અ. તોપણ; તથાપિ.

**અત્રિ**, પુ.(**सं.**) સાત ઋષિમાના એક; અનસૂયાના પતિ; અત્રિ સંહિતાના કર્તા. અત્રિસુત=ચંદ્ર.

**અત્રૂટ**, જુઓ અતૂટ.

**અત્રૂપ**, વિ. (**सं.अ**=નહિ+**त्रूप्**=શરમાવું ) નિર્લજ્જ; શરમાળ નહિ તે.

**અત્રે**, અ. (**सं.**) અહીંઆં; અત્રે. આ ઠેકાણે.

**અથ**, (**सं.**) આરંભ તેમજ મંગળ વાચક શબ્દ. (૨) પ્રકરણ, વિકલ્પ અને પક્ષાંતર દર્શક શબ્દ.

**અથ**, અ. (**सं.**) હવે; પછી. (૨) તેથી; તેટલા માટે.

**અથકૃતિ**,વિ.(**सं.**) પુરૂં; સંપૂર્ણ.

**અથકિમ્**, અ. (**सं.**), તેથી શું; પછી શું.

**અથડવું**, અ. ક્રિ. (**सं. आ**=સુધી અને **स्खल्**=ઠામ.) રખડવું;

ચમર કામે લટકવું. (૨) લડવું; બોલા બોલી કરવી.

**અથડાઅથડી**, સ્ત્રી. સામસામે અથડાવું તે.(૨)ટંટા થવા તે; બોલાબોલી થવી તે. [ નારૂં.

**અથડાઉ**, વિ. રખડાઉ; આથડ-

**અથડામણ**, સ્ત્રી. આમતેમ અથડાવું પડે તે; રખડામણ. (૨) આથડવાની મહેનત. અથડામણ થવી (પડવી)=આમતેમ ફેરા ખાવાનો શ્રમ થવો.

**અથડામણકુટામણ**, સ્ત્રી. અથડાવું અને કુટાવું તે; આમ તેમ જવાની અને પાછા ફરવાની મહેનત.

**અથડામણી**, સ્ત્રી. રખડામણી.

**અથડાવરાવવું**, સ. ક્રિ. પ્રે. રખડાવરાવવું.

**અથડાવવું**, સ. ક્રિ. અથડાય એમ કરવું; ફેરા ખવરાવવા. (૨) અફાળવું; પછાડવું. (૩) ફોગટ મહેનત કરાવવી. (૪) લડાઇ કરાવવી. (૫) ભમાવવું. (૬) વાયદે ચડાવવું; ઉડાવવું.

**અથડાવું**, અ. ક્રિ. વગરપત્તે આંટા ખાવા; ફાંફાં મારવા. (૨) અફળાવું. (૩) ફળ વગરના ગોદા ખાવા. (૪) તકરાર થવી. [ વગરનું.

**અથરપથર**, વિ. ટાપટીપ કર્યા

**અથર્વ**, પુ. (સં.अथर्वन.) ચાર વેદમાંનો ચોથો-છેલ્લો વેદ. (૨) બ્રાહ્મણનો મોટો પુત્ર. [ દેવ; શંકર.

**અથર્વણ**, પુ. (સં.)શિવ; મહા-

**અથર્વણી**, (ણિ), પુ. અથર્વવેદમાં કુશળ બ્રાહ્મણ; અથર્વવેદ જાણનાર.

**અથર્વવેદ**,પુ. (સં.) ચારવેદમાંનો છેલ્લો અને ચોથો વેદ . [ભણેલો.

**અથર્વવેદી**, પુ.(સં.)અથર્વવેદ

**અથર્વવેદી**, વિ. (સં. अथर्व+ विद्=જાણવું. वेदिन्=જાણનારો.) અથર્વવેદ જાણનારો; અથર્વવેદ ભણનારો; જે અથર્વવેદનું કર્મ કરતો હોય તે. (૨) માથાફોડીઓ (૩) ખળ; લુચ્ચો; નાસ્તિક.

**અથવા**,અ.(સં.) કિંવા;વા કે,યા.

**અથવાર**, ( હથવાર ),વિ. ( હથવાર. હાથ+વાર=વાળી. ) એકજ હાથનું જેને ઓળખાણ-પરિચય હોય એવું.

**અથવાવું**, અ. ક્રિ. આથો આવવો; મીઠું ચડવું; મશાલો ચડવો; ખમીર આવવું.

**અથાક**, (અથાગ),વિ. (સં.अ= નહિ+स्थग्=ઢાંકવું.) તળીઉં માલમ પડે નહિ એવું,જેનો થાગ લાગે નહિ એવું.

**અથાણું**,ન. મશાલામાં આથી રાખેલાં ફળ; ( મીઠું મશાલો ચડાવીને બગડી જાય નહિ તેમ રાખેલાં કેરી, લીંબુ, ફળ અને કંદ વગેરે. ) આથણું; આચાર. અથાણું ખાટાં, ખારાં, તીખાં અને ગળ્યા સ્વાદથી જમણમાં લહેજત આપે છે. અથાણાંના સાત પ્રકાર છે. (૧) મેથીઆં, (૨) ગોળીઆં,(૩) બોળ, (૪) શઈતાં, (૫) હીંગીઆં, (૬) છરી-

આ, અને (૭) બફાણા અંગાગું બગડયું તેનું વરસ બગડયું'=જવલ્લે મળતા પ્રસંગને ને ન બગડે તેમ સાચવી લેવો

**અથાવવું**, સ. ક્રિ. આથો આવે તેમ કરાવવું.

**અથાવું**, અ. ક્રિ. અથાવાની સ્થિતિએ પહોંચવું; અથાણાને લાયક થવું. (૨) અકળાવું. (૩) એકાકાર થઈ જવું..

**અથેતિ**, વિ. જુઓ અથ ઇતિ.

**અથોટી**, ( હથોટી ), સ્ત્રી. (**સં. हस्त**=હાથ+**वृत्**=ફેરવવું ઉપરથી **वृत्ति+हस्तवृत्ति**=હાથ ચાળવણી ) હાથવતી કામ કરવાની રીત; હાથમાં કસબ રમી રહેવો તે; કામ કરવાની રૂઢી. (૨) શેરડીના ઉકળતા રસમાં આદાના કકડાના હારડા પાએલા હોય તે.

**અથોડી**, (હથોડી), સ્ત્રી. સોની અને લુહારનું ધાતુ ટીપવાનું એક ઓજાર; નાનો હથોડો.

**અથોડો**, ( હથોડો ), પુ લાકડાના હાથાનું લોખંડને ટીપવાના ઉપયોગમાં આવતું સોની ને લુહારનું એક ઓજાર.

**અદ**, અ.(**સં.अर्द्ध**. ઉ.) અડધો ભાગ બતાવનારો ગુજરાતી ઉપસર્ગ:- અદશેર.

**અદક**, વિ. ( **સં. अधिक** ) અધિક; વધારે. (૨) અડધું; ઓછું. (૩) અસમ.

**અદકચરૂં**, વિ. અડધું કચરાએલું; થોડું કચરેલું.(૨) ખૂબ મારેલું.

**અદકજીભુ**, વ. મોટી જીભવાળું; બહુબોલું.

**અદકડું**, વિ. દોઢડાહ્યું; અદુકડું; બેઉ બાજુએ ઢોલકી વગાડે એવું.

**અદકપાંસળું**, વિ. ન જીરવી શકે એવું. ( હજામની જાતિને અપાએલું વિશેષણ. )

**અદકબોલું**,વિ બહુબોલું વાતોડુ. (૨) લડી પડે એવું. [વધારે; ઘણું.

**અદકું**, વિ. ( **સં. अधिक** )

**અદકેરૂં**, ;વિ અદકું; બહુજ; ઘણું. ( કવિતામાં. )

**અદક્ષ**, વિ. (**સં.अ**=નહિ+**दक्ष**= ચતુર.) ચતુર નહિ તે; અકુશળ; અસાવધ; પ્રમાદી; ગાફેલ.

**અદખોખું**, (ખોખરૂં), વિ. અદકચરૂં; અડધુ ભાગેલું.

**અદખોલું**, વિ. અડધું ખુલ્લું; અદઉઘાડું. [અડધી માટીવાળું.

**અદગારીઉં**, ન. અડધું છાણ અને

**અદગ્ધ**, વિ.(**સં.अ**=નહિ+**दग्ध** =દાઝેલું. ) દાઝેલું નહિ એવું; નહિ બળેલું.

**અદત્ત**, વિ. (**સં.अ**=નહિ+**दत्त** =દીધેલું.) નહિ આપેલું.

**અદત્તા**, સ્ત્રી. (**સં.**) નહિ દીધેલી એવી કન્યા; જેનો વિવાહ-વાગ્દાન કરેલું ન હોય એવી કુવારી કન્યા. (૨) દાનમાં અપાએલી ન હોય એવી ( ગાય જમીન વગેરે ). [ખાવું; જમવું.

**અદન**, ન. ( **સં. अद्**=ખાવું. )

**અદના**, વિ. ( आ. अदना =નાલાયક;નમ્ર.) ગરીબ; નીચી સ્થિતિમા હોય તે. (૨) નજીકનું; પાસેનું.

**અદપચ્યું**,વિ. (अद+पच्=જરી જવું.) અર્ધું પચેલું એવું; અડધુ કાચા જેવું- (૨)જેમાંનું પાણી સુકાઈ ગયું ન હોય તેવું.

**અદપડીઆળી**, વિ. (સં. अद =અડધા+पड=પોપચાં+आळी=વાળી) અરધી ઉઘાડી અને અરધી મીંચેલી એવી

**અદબ**, સ્રી. ( आ. ) अदब= વિવેક; મર્યાદા; મલાજો; તાબામાં રહેવું તે. 'અદબ વાળવી'= બેઉ હાથને કોણીથી વાળી એક એકની ઉપર ચઢાવવા (૨)'અદબ રાખવી'=મલાજામા રહેવું.

**અદબદ**, વિ. ( સં. अर्द्धबद्ध =અડધું બાંધેલું. ) અધુરૂં; જેમનું તેમ; સંશયી.

**અદબસર**, વિ.(आ.) વિવેકસર; મર્યાદાવાળી રીતે, અદબ રાખનાર= માનમર્તબાસર.

**અદભવિષ્ય**, ન. ( સં. यत भविष्य. ઉ ) નશીબમાં હશે તે થશે એમ માનવું તે; યાનશીબ.

**અદભંગી**,વિ.મોટા ભાગ્યવાળું; ભડભાગી.

**અદમણ**, ન અડધો મણ; વીશ શેર વજન.

**અદમણીઓ**, જુઓ અધમણીઓ.

**અદમાસ**, જુઓ અજમાશ.

**અદમુઉં**, વિ. અડધું મરેલા જેવું.

**અદય**, ( સં. अ=નહિ+दया= અનુકંપા. ) દયા રહિત; નિર્દય; ક્રૂર.

**અદરસ**,પુ.(સં.आर्द्रक=આદુ+ रस=પાણી. ) આદાનો રસ.

**અદરાવવું**. સ. ક્રિ સગાઈ કરવી; લગ્ન કરવાને માટે ગોઠવણ કરવી. ( પારસીઓમા આ શબ્દ વપરાય છે. [થવું.

**અદરાવું**,અ ક્રિ.લગ્ન કરવાને કબૂલ

**અદર્શ**, વિ. (સં.अ= નહિ+ दृश्=જોવું ) નહિ દેખાતું; નહિ જણાતુ એવું; ન દેખાય તેવું

**અદર્શન**, ન. (સં ) દર્શનનોજ અભાવ નજર બહાર જવું તે; લોપ

**અદલ**. વિ.(आ.अदल=બરાબર.) બરોબર; યથાય; અપક્ષપાત; ખરેખરૂ

**અદલઇનસાફ**, પુ. ( आ.अदल+इनसाफ=नसफ=વચમાં અકડવુ-અર્ધુંઅર્ધુ કરવું. આ ઉપરથી ( ઈનસાફ=બે સરખા ભાગ થાય છે. અર્થાત્ બેઉ પક્ષને સંતોષ મળે છે માટે અદલઇનસાફ. ) ખરેખરો ન્યાય.

**અદલધાન્ય**, ન. (સં.) જેમાં દલ-પડ ન હોય એવું અનાજ; ઘઉં; બાજરી; ડાંગર વગેરે(ઉંબીમા થતું ધાન્ય.)

**અદલનોઘંટ**, પુ. ( आ.फा.) અદલ ઈનસાફ મેળવવા ઈચ્છનારાઓને બોલાવવા માટે રાખેલી ચેતવણી;આમંત્રણની ઘંટડી.

**અદલમદલ**, અ. (आ. **अद्ल्**=બરોબર+**बद्ल्**=બદલવું ) સરખે સરખાનો ફેરફાર કરવો તે.

**અદલાબદલી**, સ્ત્રી. (आ.) એક વસ્તુ આપીને બીજી વસ્તુ લેવાની ફેરફારી; આપણું બીજાને આપવું અને બીજાનું આપણે લેવું તે.

**અદલોબદલો**, પુ. (आ.) ફેરફાર; ઉલટસુલટ; વિનિમય.

**અદવાલી**, સ્ત્રી. ( सं. **अर्द्ध** + **वाली** ) અડધા વાલના વજનનું કાટલું.

**અદસસતું**, ( सं. **अर्द्ध**+**श्वस्**=શ્વાસ લેવો. **श्वसित.** ) અડધોપડધો શ્વાસ લેતું હોય તેવું. (૨) અડધું પડધું; અપૂર્ણ; અદકચરું.

**અદળ**, વિ. ( सं. अ+**दल**=પાન ) પાદડાં વગરનું. (૨) જેને દળ ન હોય એવું; જાડાઇ વગરનું. (૩) જેને ફાટ–પડ ન હોય એવું; જેની દાળ ન પડે એવું ( ધાન્ય ).

**અદંડય**, વિ. (सं. अ=નહિ+**दण्डय**=દંડવા યોગ્ય ) દંડવાને યોગ્ય નહિ એવું.

**અદંત**, વિ.(सं.)अ=નહિ+**दन्त**=દાંત ) દાંત વગરનું.

**અદા** (અદાવત) સ્ત્રી. વેર;દ્વેષ; ઝેર.

**અદાકરવું**, ક્રિ. બજાવવું; અમલમાં મૂકવું.

**અદાતા**, વિ. ( सं. अ=નહિ + **दा**=આપવું. ઉપરથી **दाता** ) દાતા નહિ તે; કંજુસ. કૃપણ

**અદાપ**, (–પો ), (सं. **आताप–उत्ताप** ) દુઃખ; પીડા.

**અદાર**, વિ. (सं.अ+**दारा**=स्त्री.) જેને સ્ત્રી ન હોય તે; કુવારો; વિધુર.

**અદાલત**, સ્ત્રી.(आ. **अदलत्**=ન્યાય કરવો. ) જ્યાં આગળ ન્યાય છણવામાં આવતો હોય તે સ્થળ;ન્યાયમંદિર.

**અદાવત**, સ્ત્રી.( आ. **अदावत्**=વેર.) કિન્નો; ઝેર; દુશ્મનાઇ.

**અદાવતીઉં**, વિ. (आ.)અદાવત રાખનાર ; કિન્નાખોર.

**અદાહ્ય**, વિ. ( सं. अ=નહિ+**दह्**=બળવું )બળવાને યોગ્ય નહિ એવું.

**અદિતિ**, સ્ત્રી.( सं. ) દક્ષ પ્રજાપતિની કન્યા; કશ્યપની સ્ત્રી અને દેવતાઓની માતા.

**અદિતિનંદન**, પુ.(सं.) સુરલોક.

**અદીઓ**, પુ. દાનમાં આપેલી વસ્તુ.

**અદીઠ**, વિ. નહિ દીઠેલું; અદષ્ટ.

**અદીન**, વિ. (सं.अ=નહિ+**दीन**=ગરીબ) ગરીબ નહિ તે; ગૃહસ્થ.

**અદુકડું**, વિ. (सं.**अर्द्ध**+**कट**=બાજુ.) ઉભું નહિ તેમ બેઠેલું પણ નહિ

એવી સ્થિતિનું; અસ્થિર; ઢળી-ખસી પડે એવું.

**અદુઘાડું**, વિ. અડધું ઉઘાડું.

**અદુડોમદુડો**, પુ. છોકરાંની એક રમત. (આ રમત પાણીમાં રમવામા આવે છે.)

**અદુષ્ટ**, વિ.(સં. अ=નહિ+दुष्ट=નઠારૂં.) નઠારૂં નહિ તે; સારૂં.

**અદુઃખ**, ન. (સં.अ=નહિ+दुःख=પીડા) દુઃખનો અભાવ; સુખ.

**અદુઃખનવમી**, સ્ત્રી. (સં. अदुःख+नवमी=નોમ.)ભાદરવા શુદ નોમનો દિવસ. (એ દિવસે સ્ત્રીઓ એક વ્રત કરે છે. એ વ્રતનું ફળ એવું છે કે દુઃખ થાય નહિ.)

**અદૂર**, વિ.(સં. अ=નહિ+दूर=છેટે) છેટે નહિ તે; પાસે.

**અદૂરદર્શી**, વિ. (સં. अदूर+दृश्=જોવું.) ટુંકી નજરનું; જેની નજર દૂર પહોચતી ન હોય તેવું; લાંબો વિચાર નહિ કરનાર.

**અદૂષિત**, (સં.अ=નહિ+दूषित) બગડેલું નહિ એવું;ચોકખુ.(૨)દોષરહિત.

**અદૃશ**, (-શ્ય), વિ.(સં. अ=નહિ+दृश्=જોવુ.) નહિ દેખાતું; ગુપ્ત. (૨) જોવા લાયક નહિ તે.

**અદૃશ્યવિદ્યા**, સ્ત્રી. (સં.) નહિ દેખાવાય એવી રીતે રહેવાની કળા; ગુપ્ત રહેવાની કળા.

**અદૃષ્ટ**, વિ. (સં. अ=નહિ+दृश्=જોવું) નહિ જોએલું; હવે પછી થવાનું તે. (૨) ભાવિ; કર્મ.

**અદૃષ્ટપૂર્વ**, વિ. (સં.) આગળ કદી નહિ જોએલું એવું; નવું જ.

**અદૃષ્ટમત**, પુ. (સં.)ભાવિમત; ભવિષ્યવાદ; ભાગ્યમા હશે એવું માનનારાઓનો જે મત તે.

**અદૃષ્ટવશાત્**, (સં.)ભાગ્યસંજોગે; દૈવયોગે.

**અદૃષ્ટવાદ**,પુ. (સં.) અદૃષ્ટ-ભાવિને માનનારાઓનો જે વાદ તે.

**અદૃષ્ટવાદી**, વિ. (સં.) અદૃષ્ટવાદને માનનારા.

**અદૃષ્ટવાન**, વિ. (સં. अदृष्ट+वान=વાળું) ભાગ્યવાળું.

**અદૃષ્ટવિદ્યા**, સ્ત્રી. (સં.) ભાવિવિદ્યા; જ્યોતિષ. (૨) જાદુ.

**અદેખાઈ**, સ્ત્રી. નહિ દેખી શકવું તે; બીજાની સારી સ્થિતિ જોઇને દ્વેષની જે લાગણી થાય તે; દ્વેષ.

**અદેખુ**, વિ. બીજાનું સારૂં થતું ન દેખી શકે એવું; ઇર્ષાળુ; કોઈની ચડતી જોઇને બળનારૂં.

**અદેય**, વિ. (સં.अ=નહિ+दा=આપવું.) નહિ આપવા લાયક.

**અદૈવ**, વિ. (સં) અભાગીઉં.

**અદો**, (સં. उत्+इ=જવું. उदय.) માતાના મંદિરમાં મોટે ધરિ

માતાની જય બોલાવવામાં આવે છે તે; જયઘોષ.

**અદોભવાની**, અ.(सं. उदय +भवानी=દેવી.) દેવીનો જય; માતા.ની જે. (૨) હીજડો 'અદોભવાની મા કર્યા કરવું'=ખાવાનું આપનારની કીર્તિ ગાયા કરવી ને ફરતા ફરવું.

**અદોષ**, વિ. (सं. अ+दोष. ઉ.) દોષ રહિત; ખામી રહિત.

**અદોષિત**, વિ. (सं.) દોષ વગરનું; બીનગુનેગાર.

**અદ્ધર**, વિ. (सं. अ=નહિ+धृ =ધારણ કરવું) જેને ધારણ ન હોય એવું; ટેકા વગરનું; આધાર વગરનું.

**અદ્ધરપદ્ધર**, અ. ટેકાવગર.

**અદ્દભુત**, વિ.(सं.)આશ્ચર્ય ઉત્પન્ન કરે એવું, ચમત્કારિક.

**અદ્દભુત**, ન.(सं.)આશ્ચર્ય; નવાઇ.

**અદ્દભુતતા**, સ્ત્રી.(सं.)અપૂર્વતા; નવાઈ.

**અદ્દભુતરસ**, પુ.(सं.) કાવ્યશાસ્ત્રમાં કહેલા નવ રસમાંનો એક રસ.

**અદ્ય**, અ.(सं.) આજ; હમણાં; અત્યારે.

**અદ્યતન**, પુ.(सं.) ચાલતો કાળ. (૨) વિ. આજનું.

**અદ્યપ્રભૃતિ**, અ.(सं.) આજપછી.

**અદ્યાપિ**, અ.(सं.) આજસુધી; હજુલગી.

**અદ્યાપિપર્યંત**, અ.(सं.) આજલગી

**અદ્રક**, ન.(सं. अद्रक) આદુ.

**અદ્રકરસ**, પુ. (सं. अद्रक= આદુ+रस.) આદાનો રસ.

**અદ્રવ્ય**, પુ.(सं.) દ્રવ્યનો અભાવ. વસ્તુતાએ નહિ એવું.

**અદ્રાવ્ય**, (सं. अ=નહિ+द्राव्य =द्रु=ગળવું.) ન ગળે એવું; જેનો રસ થાય નહિ એવું; કઠણ

**અદ્રિ**, પુ.(सं.) પર્વત; ગિરિ; પહાડ.

**અદ્રિજ**, વિ. (सं.) પર્વતમાં થએલું હોય તે. (૨) ગેરૂ; શિલાજીત.

**અદ્રિજા**, પુ.(सं. अद्रि=પર્વત +जन्=જન્મવું) પર્વતની પુત્રી; પાર્વતી; ગિરિજા.

**અદ્રિપતિ**, પુ. (सं.) પર્વતનો પતિ; હિમાલય; ગિરિરાજ.

**અદ્રિરાજ**, પુ. (सं.) પર્વતનો રાજા; હિમાલય.

**અદ્રિસાર**, પુ. (सं.) લોઢું. (૨) શિલારસ. [ગિરિજા.

**અદ્રિસુતા**, સ્ત્રી. (सं.) પાર્વતી;

**અદ્રોહ**, (सं. अ+द्रुह=દ્રોહ કરવો.) દ્રોહનો અભાવ; જેણે વિશ્વાસ રાખ્યો હોય તેના વિશ્વાસનો ભંગ નહિ કરવો તે.

**અદ્રોહી**, વિ. (सं. अ=નહિ+ द्रोह=છેહ+इ=વાળું.) દ્રોહ નહિ કરનાર; વિશ્વાસ ભંગ કરે નહિ એવું; ભરોસાવાળું.

**અદ્વય**, વિ. (સં. अ=નહિ+द्वि. ઉપરથી द्वय=જોડ) જેને બીજાપણું નથી એવું; જીવ અને આત્માની એકતા માનનાર. (૨) એક જ; જેની જોડ ન હોય એવું.

**અદ્વયવાદી**, વિ. (સં.) વેદાંતી; જીવેશ્વરની એકતાનો વાદ કરનારો. (૨) અમુક એકજ દેવને માનનાર.

**અદ્વાતદ્વા**, અ (સં. यद्वातद्वा ઉ.) જેમ ફાવ્યું તેમ. (૨) વિ. ફાટેલું; ઉડેલું.

**અદ્વિતીય**, વિ. (સં. अ=નહિ +द्वितीय=બીજું) જેના જેવું બીજું કંઈ ન હોય તેવું; અનુપમ.

**અદ્વેષ**, પુ. (સં. अ=નહિ+द्वेष =ઈર્ષ્યા) દ્વેષ નહિ તે. (૨) વિ. દ્વેષ વિનાનું.

**અદ્વૈત**, ન. (સં. अ=નહિ+द्वि =બે. ઉપરથી द्वैत=બેપણું) બેપણું નહિ તે; જેમા જુદાપણું ન હોય તે. (જીવ અને શિવ બેઉને જુદા માનવા તે દ્વૈત. જીવ અને શિવ બેઉ એકજ છે એમ માનવું તે અદ્વૈત.)

**અદ્વૈતપંથ**, પુ. (સં.) અભેદ-માર્ગ; જીવ ઈશ્વર જુદા નથી પણ એકજ છે એવા અભિપ્રાયનો જે પંથ તે.

**અદ્વૈતભાવ**, પુ. (સં. अद्वैत + भू ઉપરથી भाव) બીજાપણાનો અભાવ; ભેદબુદ્ધિ નહિ તે.

**અદ્વૈતમત**, પુ. (સં.) જીવ અને ઈશ્વર જુદા નહિ પરંતુ એક જ છે એવો મત; અભેદ મત.

**અદ્વૈતવન**, ન. (સં.) પુરાણો-માંથી કલ્પેલું એક વન; જ્યાં પ્રાણીઓ હળીમળીને રહે તેવું સ્થળ.

**અદ્વૈતવાદ**, પુ. (સં.) અદ્વૈત-[મતનો વાદ.

**અદ્વૈતવાદી**, વિ. (સં.) અદ્વૈત-મતનો પક્ષ કરનારો; વેદાંતી; બ્રહ્મ વગર બીજું કાંઇ છે જ નહિ એવું કહેનાર.

**અદ્વૈતસુખ**, ન (સં.) જેના જેવું બીજું સુખ નથી એવું પરમ સુખ.

**અદ્વૈતાનંદ**, પુ. (સં. अद्वैत+ आनन्द) જેમાં બીજાપણું નથી એવો પરમાનંદ.

**અધ**, અ. (સં. अर्द्ध ઉ.) અરધાપણું દેખાડનારો ગુજરાતી ઉપસર્ગ.

**અધ**, વિ. (સં. अर्द्ध ઉ.) અરધું; એકના બે સરખા ભાગોમાંના દરેક જેટલું.

**અધકચરૂં**, વિ. અરધું કચરેલું; અર્દ્ધ ભાગેલું; ખોખરૂં કરેલું. (૨) પુરૂં શેકાએલું, ચઢેલું કે સીઝેલું નહિ એવું. (૩) ભલીવાર વગરનું.

**અધકું**, વિ. (સં. अधिक= ઘણું) વધારે; ઘણું.

**અધકોશ**, પુ. (સં. अर्द्ध+ कोश=ગાઉ.) અડધો કોશ; અદગાઉ.

**અધખાયું**, વિ. અડધું ખવાઈ ગએલું. (૨) ભેગવાળી ધાતુ.

**અધખોખરૂં**, વિ. અડધું ખોખરા જેવું; અડધું ફૂટેલું–ભાંગેલું. [અડઉઘાડૂં.

**અધખોલું**, વિ. અડધું ખુલ્લું

**અધગજ**, વિ. અડધા ગજ જેટલું.

**અધગજી**, વિ. જેનો પનો અડધા ગજનો હોય એવું (કપડું).

**અધગાઉ**, વિ. અડધો ગાઉ.

**અધગારીઉં**, ન. અડધી માટી અને અડધું છાણ હોય એવો લેપ; ખોયરસો (૨) વિ. ખમી શકાય તેટલું ઠંડું.

**અધડોકું**, (અધડુકૂ), વિ. ડગુમગું થતું; અડધુપડધું બેઠું હોય એવું; પડી જાય એવું.

**અધણીઆતું**, વિ. (અધણી+આતું=વાળુ) ધણીપણા વગરનું; નાદાર.

**અધતસુ**, વિ. અડધો તસુ.

**અધધધ**, અ. આશ્ચર્ય, અચંબો અને બહુપણું દર્શાવનારો ઉદ્ગાર; અધુધુધુ.

**અધન**, વિ. (સં. अ=નહિ+धन=પૈસો) નિર્ધન; પૈસા વગરનું.

**અધના**, સ્ત્રી. (સં.) ધનવગરની સ્ત્રી.

**અધની**, વિ. (સં.) ધનવાળું નહિ તે; ગરીબ.

**અધન્ય**, વિ. (સં.) જેને ધન્ય નથી તે; અભાગીઉં. (૨) તુચ્છ; હલકું.

**અધપચ્યું**, વિ. (સં. अर्द्ध+पच्=પચવું) અડધું પચેલું. (૨) અડધું પોચું.

**અધપાલી**, સ્ત્રી. અડધી પાલી. (૨) વિ. અડધી પાલી જેટલું.

**અધબળ્યું**, વિ.( अर्द्ध+બળ્યું ) અડધું બળેલું (૨) બળિએલ. (૩)ઇર્ષ્યાથી સુકાઇ ગએલું.

**અધમ**, વિ. (સં.) નીચ; હલકું; તુચ્છ.

**અધમણી**,–મણીઓ, (–કો), સ્ત્રી. પુ અધમણનું વજન. અધમણનું કાટલું. (૨) વિ અધમણ વજનનો.

**અધમણીઉં**, વિ. અધમણ સમાય તેવું (પાત્ર–વાસણ); જેનું અડધો મણ વજન હોય તેવું.

**અધમતા**, સ્ત્રી.(સં )નીચતા;હલકાઈ.

**અધમાધમ**, (સં.) અધમનાં અધમ; મહાપાપી.

**અધમાંગ**, ન. (સં.) અધમ ગણેલું અંગ; કમ્મરની નીચેનો શરીરનો ભાગ. (૨) પગ.

**અધમુઉં**, વિ. થોડીવારમાં મરી જાય એવું. (૨) કામકાજથી કંટાળીથાકી ગએલું.

**અધમોઢાર**, પુ. (સં. अधम+उद्धार) નીચનો ઉદ્ધાર થવો તે. (૨) પાપીનો પણ ઉદ્ધાર કરનારો ઈશ્વર.

**અધમોદ્ધારણ**, ન. (સં. अधम+उद्धारण=તારણ) પાપીનું તારણ તે.

**અધર**,પુ.(સં.)નીચલો ઓઠ,હોઠ.

**અધર**, વિ. અ. (**સં. उत्**=ઉપર+**धृ**=ધારણ કરવું) અદ્ધર; કોઇપણ તરફથી આધાર કે ટેકો ન હોય એવું; નિરાધાર; લટકતું. 'અદ્ધર ઉડાવવું'=કોઇ જાણે નહિ તેમ ચોરી લેવું. (૨) સીધો જવાબ નહિ આપવો. 'અદ્ધર ને અદ્ધર ચાલવું'=ગર્વમાં રહેવું 'અદ્ધરને અદ્ધર રાખવું'=ત્રાસ આપવો. (૨) લાડ લડાવવાં. 'અદ્ધર માથું રાખવું'=કોઇને ગણકારવું નહિ. 'અદ્ધર લટકવું'=આશાનો ભંગ થવો. 'જીવ અદ્ધર રહેવો'=ફીકરમા રહેવું.

**અધરકવું**, (અધ્રકવું), સ. ક્રિ. મેળવવું; જમાવવું.

**અધરણ**, (આધ્રણ), ન. કોઇ વસ્તુને બાફવા કે રાંધવા માટે ઉનું મૂકેલું પાણી.

**અધરતુ**, વિ. રઝળતું.

**અધરદલ**, ન. ( સં. **अधर+दल**=પાન ) નીચલો હોઠ.

**અધરધરણહાર**, પુ. ( **अधर+**અનાશ્રય+**धरणहार**=ધારણ કરનાર) જેને ધરનાર કોઇ ન હોય તેને ધરનાર; પરમેશ્વર.

**અધરપલ્લવ**, પુ. (**સં. अधर+पल्लव**=કુંપળ ) કુંપળના જેવો નીચલો હોઠ.

**અધરપાન**, ( **સં. अधर+पा**=પીવું. ઉ. **पान** ) ચુંબન; બચ્ચી. (નીચલા હોઠ દ્વારા પ્રેમરસ પીવો.)

**અધરપુટ**, પુ. (સં.)હોઠની જોડ.

**અધરવાટ**, અ. (**अद्धर**=અંતરીઆળ+**वाट**=માર્ગ ) અંતરીઆળ.

**અધરસુધા**, (**સં.अधर+सुधा**=અમૃત) અધરામૃત.

**અધરસુધાધર**, પુ. (સં.)અધરામૃતને લેનાર; આશક.

**અધરાત**, સ્ત્રી.(**સં.अर्द्ध+रात्रि**=રાત ) મધ્યરાત્રિ; મધરાત.

**અધરામૃત**, ન. (સં.) અધરમાંથી ઝરતું અમૃત; ચુંબનરસ.

**અધરાયુ**, વિ. અસંતુષ્ટ; લોભી.

**અધરીકૃત**, વિ.(સં.) તિરસ્કારી કાઢેલું; હલકું પાડેલું.

**અધરોષ્ઠ**, પુ. (**સં अधर**=નીચલો+**ओष्ठ**=હોઠ)નીચલો હોઠ.

**અધર્મ**, પુ. ( **સં. अ**=નહિ અને **धृ**=ધરવું; ધારણ કરવું ઉપરથી **धर्म**-કર્તવ્ય. ) ધર્મનો અભાવ; અનીતિ. (૨) શ્રુતિ સ્મૃતિમાં કરેલી આજ્ઞાઓથી વિરુદ્ધ ચાલવું તે. અધર્મ બોલવું=જૂઠું બોલવું. અધર્મે ચાલવું=ખોટે માર્ગે જવું. અધર્મ વર્તવો=દુરાચાર ફેલાવો. અધર્મનું લેવું=ખોટી રીતે લેવું. અધર્મ થવો=ખોટું થવું;રૂઢિથી વિરુદ્ધ થવું.

**અધર્માચરણ**, ન. ( **अधर्म+आचरण**=ચાલવું તે) ધર્મને અનુસરતું આચરણ નહિ તે.

અધર્માચાર, પુ. (सं. अधर्म+आचार=વર્તન) ધર્મયુક્ત વર્તન નહિ તે.

અધર્માચારી, ત્રિ. (सं. अधर्म+आचार+इ=વાળો) અધર્મે ચાલનારો; પાપી.

અધર્માત્મા, પુ. (सं. अधर्म+आत्मा)અધર્મવાળો આત્મા; દુષ્ટાત્મા.

અધર્મિષ્ઠ, વિ. (सं.) અધર્મ જેને બહુ જ પ્રિય હોય એવું; દુષ્ટ.

અધર્મી, ત્રિ. (सं. अ+धर्म+इ=વાળો) ધર્મવાળો નહિ તે; પાપી.

અધર્મ્ય, વિ. (सं. अ+धर्म्य=યથાધર્મ) ધર્મને અનુસરતુ ન હોય તેવું

અધલુ, વિ. અડધું.

અધવચ, અ. (अर्द्ध+વચ્ચે=મધ્યે.) બરોબર અડધે ભાગે ગએલું હોય તેમ. મધ્યેથી; અંતરીઆળ; વચ્ચોવચ. (૨) પુરૂં થતાં પહેલા. અધવચ મૂકવું=અધુરૂં છોડી દેવું.

અધવચારૂં, વિ. અધવચનું; વચમાંનું; વચ્ચેથી છોડી દીધેલું.(૨)અધવચ આવી અટકેલું. (૩) ધડ માથા વગરનું.

અધવચાળ, અ અધવચ.

અધવધરૂં, વિ. (सं.अर्द्ध+वृध=વધેલું.) અડધું વધેલું-ખીલેલું; બરાબર પ્રૌઢ થએલુ નહિ એવું; ઓછી સમજવાળું.

અધવાયો, (सं. अध्व=માર્ગ+वह्=વહેવું=લઈ જવું.) વેપારી માલને માટે ભાડે ગાડાં ફેરવનારો. (૨) ઢોરોનો વેપાર કરનારો.

અધવાર, પુ. અડધો વાર. (૨) અડધો અડધ કરીને આપવું તે.

અધવારવું, અ. ક્રિ. પુરૂં હોય તેમાથી થોડુક કાઢી લેવું. (૨) અર્ધે ઉપર વીતી જવું. (૪) બીજામા અડધો અડધ ખાલી કરવુ.

અધવારીઉં, ન. જે કામ અડધું કરેલું હોય તે. (૨) બે જગાએ રહેલું તે; અધવારૂ. (૩) વિ. અધોઅધ કરેલું હોય એવું.

અધવારૂં, ન. અડધો અડધ વહેંચાએલું હોય તે. (૨) બે ઠેકાણે વાસ હોય તે. અધવારૂં કરવું=બીજે ઘેર કે બીજે ગામ અડધો વાસ રાખવો. (૨) અડધે ભાગે ભગીઓ રાખવો.

અધવાલી, સ્ત્રી. અર્ધી પાલી; માણાનો અર્ધો ભાગ. (૨) અર્ધો વાલ (વજન).

અધવાવર્યું, વિ. અડધું વાપરેલું.

અધશેર, પુ. અડધો શેર; વીશ તોલા ભાર; અડધા શેર વજનનુ કાટલું. (૨) વિ. અચ્છેર વજનનું.

અધસસતું (-સરતું), (વિ. सं. अर्द्ध+श्वसित=શ્વાસ લેતું.) મરણતોલ થયુ હોય તેવું.

અધસડુકું, વિ. (सं. अर्द्ध+-

शुष्क=સૂકું ) બરાબર સૂકાએલું નહિ તેવું; અધકચરૂં.

**અધઃકાય**, સ્ત્રી. (સં.) નાભિની નીચેનો શરીરનો ભાગ.

**અધઃપતન**, ન. (સં. अधः+ पतन=પડવું ) નીચે પડવું, નરકમાં પડવું.

**અધઃપાત**, પુ. (સં. अधः+ पत्=પડવું. ઉપરથી पात=નીચે પડવું.) ઉતરી જવું; હલકા થઇ જવું; પડતી. (૨) અધોગતિ.

**અધઃશય્યા**, સ્ત્રી. (સં. अधः+ शी=शय्=સૂવું ઉપરથી शय्या ) જમીન ઉપર સૂવું તે; નીચે સૂવું તે.

**અધાડ**, વિ. દાબ વગરનું; સ્વતંત્ર.

**અધાધંધ**, સ્ત્રી. અંધારૂં; અજ્ઞાન; અંધાધુંધી. [ખોટખોટું.

**અધાધુમ**, વિ. નરાતાળ; તદ્દન;

**અધાધુંધ**, સ્ત્રી. અંધાધુંધી; અંધારૂં. (૨) ગડબડાટ; અવ્યવસ્થા.

**અધાર્મિક**, વિ. (સં. अ+धार्मिक=ધર્મવાળું ) ધર્મ વિનાનું; અધર્મી.

**અધાર્મિકતા**, સ્ત્રી. (સં.) ધાર્મિકતા નહિ તે.

**અધાર્મિકપણું**, ન. (સં.) ધર્મ ઉપર આસ્થા નહિ તે.

**અધાંધ**, વિ. (સં. अर्द्ध+ अन्ध ઉ.) અર્દ્ધ આંધળું; દેખે ન દેખે એવું; રતાંધળું.

**અધિ**, અ. (સં. ઉપસર્ગ ) ઉપર, નીચે, પાસે, હદબહાર, આગળ, વચમાં. [ધણું; વિશેષ.

**અધિક**, વિ. (સં.) વધારે;

**અધિકતા**, સ્ત્રી. (સં.) અતિશયતા; બહુપણું. (૨) ઉત્કર્ષ; ઐશ્વર્ય; ગૌરવ.

**અધિકતિથિ**, સ્ત્રી. (સં.) વધારાની તિથિ; જેમાં બે સૂર્યોદય થતા હોય તે તિથિ.

**અધિકપણું**, ન. (સં.) અધિકતા; બહુપણું.

**અધિકમહીનો**, પુ. (સં.) પુરૂષોત્તમ મહીનો; સંક્રાંતિ રહિત મહીનો. (ચંદ્રની ગતિને આધારે થતી કાળગણનાને સૂર્યની ગતિથી થતી કાળગણના સાથે મેળવી લેવાને ૩૨ મહીના ૧૬ દિવસ અને ૪ ઘડીને અંતરે એક અધિક મહીનો લાવવો પડે છે.)

**અધિકમાસ**, પુ. (સં.) પુરૂષોત્તમ મહીનો.

**અધિકરણ**, ન. (સં. अधि+कृ =કરવું ઉપરથી करण ) જેની અંદર એકાદ પદાર્થ રહે અથવા અમુક ક્રિયા થાય તે.(૨)વ્યાકરણમાં સ્થળ બતાવનારો સાતમી વિભક્તિનો અર્થ. (૩) આધાર; આશ્રય. (૪) હક; અધિકાર. (૫) પ્રકરણ; વિભાગ.

**અધિકરણમંડપ**, પુ. (સં.)

જ્યાં શાસ્ત્રની રીતે કોઈ બાબતનું વિવેચન કરવામાં આવતું હોય તે સ્થાન.

**અધિકાઇ**, સ્ત્રી અધિકતા; બીજાથી ચઢી જવું તે.

**અધિકાધિક**, વિ. (સં.) ઘણું ઘણું; વધારે વધારે.

**અધિકાર**, પુ. (સં. अधि+कृ ઉ. कार) રાજકીય કે બીજી તરેહની સત્તા; પદવી. (૨) હક. (૩) યોગ્યતા; લાયકી. (૪) શાસન; અમલ (૫) પ્રકરણ.

**અધિકારિતા**, સ્ત્રી. (સં.) અધિકારીપણું (૨) યોગ્યતા; લાયકી.

**અધિકારી**, વિ. (સં.) અધિકારવાળું; હકદાર; લાયક (૨) સત્તાવાન.

**અધિકારી**, પુ. (સં.) અધિકાર જેને અપાએલો હોય તે. (૨) ધણી; માલીક.

**અધિકારીપણું**, ન. અમુક અધિકાર ભોગવવાપણું; અધિકારીની જે સત્તા તે.

**અધિકાંક**, પુ. (સં. अधिक+अंक=આંકડો) વધારાવાળો આંકડો (ગણિતમાં.)

**અધિકાંગ**, ન. (સં. अधिक+अंक=અવયવ) વધારાનો અવયવ; (છઠ્ઠી આંગળી વગેરે.) (૨) કવચ; બખતર ઉપર બાંધવામાં આવતો પટ્ટો.

: **અધિકું**, વિ. (સં.अधिक ઉ.) વધારે.

**અધિકૃત**, વિ. (સં.) જેને અધિકાર આપવામાં આવ્યો હોય તેવું (૨) અધ્યક્ષ.

**અધિકોત્તર**, વિ. (સં. अधिक+उत्तर) ઘણું; વિશેષ. ૨) અલૌકિક; વિલક્ષણ. (૩) પુ. જોઈએ તેથી વધારે બોલી નાખવું તે. (૪) અસાધારણ જે ગુણાદિક તે.

**અધિગત**, વિ. (સં. अधि+गम्=જાણવું ઉપરથી) જાણી લીધેલું. (૨) પ્રાપ્ત કરેલું; મેળવેલું.

**અધિગમ**, પુ. (સં.) પ્રાપ્તિ; મેળવવું તે. (૨) રક્ષણ; સ્વીકાર.

**અધિગમ્ય**, વિ. (સં.) જાણવા યોગ્ય; પ્રાપ્ત કરવા જેવું.

**અધિદેવ**, પુ. (સં. अधि=ઉપર+देव) અમુક વસ્તુ કિંવા સ્થળનો દેવ.

**અધિદેવતા**, સ્ત્રી. (સં. अधि+देवता=શક્તિ) અમુક સ્થળ કે વસ્તુની ખાસ દેવતા-શક્તિ તે; અધિદેવી.

**અધિદૈવત**, ન. (સં.)મુખ્યબળ; પ્રધાનશક્તિ.

**અધિદૈવિક**,વિ.જુઓ આધિદૈવિક.

**અધિપ**, પુ. (સં. अधि+पा=પાળવું ઉ) પાલક; રક્ષક; રાજા; મુખી.

**અધિપતિ**, પુ. (સં.) રાજા; ઉપરી; માલીક; (૨) નિયમિત રીતે પ્રગટ થતા વર્તમાનપત્ર કે ચોપાનીઆનો ચલાવનાર; લખનાર.

**અધિપતિપણું**, ન. રાજાપણું; ઉપરીપણું; માલીકપણું; લેખકપણું [કપણું.

**અધિપપણું**, ન. ઉપરીપણું; માલી-

**અધિભૌતિક**, જુઓ આધિભૌતિક.

**અધિમાસ**, પુ. (સં.) જુઓ અધિકમાસ.

**અધિમાંસ**, પુ. (સં.) વધારાનું માંસ. (૨) શરીર ઉપર જણાઈ આવે એવો એક જાતનો રોગ; દાઢનો રોગ.

**અધિયારી**, સ્ત્રી. વેઠ. અધિયારી સારવી=વેઠ કરવી; નિષ્ફળ પ્રયત્ન કરવો.

**અધિયારૂં**, ન. ભાગે આપવું; ઢોરને અમુક વખત સુધી પાળવા આપવું તે.

**અધિયો**, પુ. બુદ્ધિહીણ.

**અધિયોગ**, પુ. (સં.) જ્યોતિષ શાસ્ત્ર પ્રમાણે એક યોગ; યોગઉપર યોગનું આવવું તે.

**અધિરાજ**, પુ. (સં. अधि+राज् =દીપવું-શોભવું.) ચક્રવર્તી રાજા; રાજાધિરાજ; મોટો રાજા.

**અધિરાજ્ય**, ન. (સં.) મહારાજ્ય; સામ્રાજ્ય.

**અધિરૂઢ**, વિ. (સં. अधि+रुह् =ચઢવું. ઉપરથી रुढ.) ઉપર ચઢી બેઠેલું; સવારી કરેલું.

**અધિરોહણ**, ન. (સં.) ઉપર ચઢવું તે; આગળ વધવું તે.

**અધિવાસ**, પુ. (સં. अधि+वस् =રહેવું ) ઘણા માણસોનું સાથે મળીને એક સ્થળે રહેવું તે; મોટો વાસ. (૨) પહેરવાના વસ્ત્રની ઉપર ઓઢવાનું વસ્ત્ર.

**અધિવાસન**, ન. (સં.) દેવની પ્રતિષ્ઠા કરવી; માનથી બોલાવીને બેસારવું. (૨) સમિધાદિ સામગ્રીને મંત્રજળથી પવિત્ર કરવી. (૩) શરીરે સુગંધી ચોળી વસ્ત્ર પહેરવાં.

**અધિષ્ઠાતા**, પુ. (સં.) अधि+ स्था=ઉભા રહેવું. ઉ. ) આગેવાન; નિયામક; પ્રમુખ.

**અધિવાસર**, પુ. ( સં. अधि+ वासर=દિવસ) ઉત્તમ દિવસ; ઉત્સવ.

**અધિષ્ઠાત્રી**, સ્ત્રી. (સં.) અધિ-દેવતા; સ્ત્રીપ્રમુખ; સ્ત્રીનિયામક.

**અધિષ્ઠાન**, ન. (સં.) રહેવું તે; રહેવા-હોવાનું ઠેકાણું. (૨) ઉપરીપણું. (૩) પ્રભાવ. (૪) મુખ્ય સ્થાન. ( દોરડી જોઇ એવો ભ્રમ થાય કે તે સર્પ છે; તો ત્યાં સર્પનું અધિષ્ઠાન દોરડી જાણવી.)

**અધિષ્ઠિત**, વિ. (સં. अधि+स्था -तिष्ठ्=ઉભા રહેવું. ) મુખ્ય સ્થાપેલું; વસેલું; રહેલું; મોખરે બેસાડેલું; અમુક સ્થળ કે વસ્તુ ઉપર નીમેલું.

**અધિશ્રી**, વિ. (સં. अधि=ઘણું+ श्री=લક્ષ્મી-શોભા ) અત્યંત શોભાવાળું; બહુ સંપત્તિવાળું.

**અધીત**, વિ. (સં. अधि=ઉપર +इ=જવું ) વાંચેલું; અભ્યાસ કરેલું; જાણેલું.

**અધીન**, વિ. (સં.) આધીન; આશ્રિત; તાબેદાર.

**અધીનતા**, સ્ત્રી. (સં.) આધીનતા; તાબેદારી; પરવશતા.

**અધીર**, વિ. (સં. अ=નહિ+धृ=ધારણ કરવું) ધીરજ વગરનું; આકળું; ઉતાવળું; વિશ્વાસ ન કરે તેવું. (૨) અવિચારી; ચંચળ.

**અધીર**, સ્ત્રી. (સં.) અણવિશ્વાસ.

**અધીરજ**, સ્ત્રી. ધીરજ નહિ તે.

**અધીરજતા**, સ્ત્રી. (સં.) ધીરજ નહિ રાખવાપણું.

**અધીરતા**, સ્ત્રી. (સં.) અધીરાઈ.

**અધીરપ**, સ્ત્રી. (સં.) અધીરાઈ; અધીરજ.

**અધીરા**, સ્ત્રી. (સં.) બહુજ અધીરજવાળી સ્ત્રી; કાવ્યશાસ્ત્ર પ્રમાણે એક નાયિકા.

**અધીરાઈ**, સ્ત્રી. ધીરજ નહિ રહેવી તે. (૧) પરિણામને માટે શંકા રહેવી તે.

**અધીરાપણું**, ન. ધીરજ નહિ રાખવાપણું.

**અધીરૂં**, વિ. ધીરજ વગરનું; ધીરજ ન રાખે તેવું.

**અધીશ**, પુ (સં. अधि+ईश इ.) ઉપરી; મુખ્ય ઉપરી; રાજાધિરાજ. (૨) મહાદેવ; પરમેશ્વર.

**અધીશ્વર**, પુ. ( સં. अधि+ईश्वर=પ્રભુ ) મોટો ઇશ્વર; મહાદેવ. (૨) મહાન રાજા; પાદશાહ; શહેનશાહ.

**અધુકડું**, વિ જુઓ અહુકડું.

**અધુધુ**, અ. પુષ્કળતા અને આશ્ચય બતાવનારો ઉદ્ગાર, અધધધ.

**અધુના**, અ. (સં.) હમણાં; હાલ.

**અધુરૂ**, વિ. પુરૂં નહિ થએલું; અપૂર્ણ; આછું અધુરા પુરા કરવા=આયુષ્યના જે દિવસો અધુરા હોય તે પુરા કરવાને માટે જ જીવવું. અધુરો ઘડો છલકાય=અપૂર્ણ-અજ્ઞાની હોય તે ઉછળ્યા કરે.

**અધુરેજવું**, અ. ક્રિ. કસુવાવડ થવી. (૨) ભાગી પડવું. (૩) પાર નહિ ઉતરવું.

**અધૃતિ**, સ્ત્રી. (સં.) અધીરપણું.

**અધેડ**, વિ. ઉતરતી જુવાનીવાળું; ત્રીશ વર્ષની ઉપરનું, આધેડ.

**અધેય**, વિ. (સં.) નહિ ધારણ કરવા યોગ્ય, આરાધવાને યોગ્ય નહિ તે.

**અધેલી**, સ્ત્રી અડધો રૂપીઓ; આઠ આનાની કીંમતનો રૂપાનો સિક્કો.

**અધેલો**, પુ. અડધો પૈસો.

**અધૈર્ય**, ન. (સં.) ધૈર્ય-ધીરજ નહિ તે; નાહીંમતપણું.

**અધૈર્યવાન**, જુઓ અધીર.

**અધો**, વિ. (સં. अधः ઇ.) નીચું; નમતું; હલકું; ઉતરતું.

**અધોગતિ**, સ્ત્રી. (સં. अधः + गति ) મરણ પછી નરકવાસ થવો તે; ભૂતયોનિમાં પડવું તે. (૨) પડતી હાલત. (૩) અવનતિ; પડતી.

**અઘોટ**, જુઓ આઘેડ.

**અઘોટી**, સ્ત્રી શેરડીનો ઉકાળીને ઉતારેલો પણ ઠરેલો નહિ એવો રસ.

**અઘોટીઉં**, ન. શેરડીના રસથી ભરેલી કોઠીમાંથી જે અડધો રસ કાઢી લેવામાં આવે છે તે ક્રિયા.

**અઘોડ**,-(ટ), વિ. આઘેડ.

**અઘોડું**, ન. મુએલુ ઢોર ચમાર લઈ જાય તેના બદલામા તે તેના મા લિકને જે ચામડું આપે છે તે.

**અઘોતું**, વિ. ધોયું ન ધોયું હોય તેવું; નહિ ધોએલું; જેની ખેળ ઉતરેલી નથી એવું (વસ્ત્ર) (૨) જીર્ણ થઇ ગએલું વસ્ત્ર.

**અધોદ્વાર**, ન. (સં. अधः+ द्वार=બારણું) નીચેનો દરવાજો, અપદ્વાર; ગુદા.

**અધોદૃષ્ટિ**, સ્ત્રી. (સં. अधः+ दृष्टि=નજર) નીચે જોવું તે; નીચી નજર.

**અઘોધ**,વિ.નીચેનીચે;ઉતરતુંઉતરતું.

**અધોબિંદુ**, ન. (સં. अधः+ बिन्दु=ટપકું) આપણા માથાની સીધી લીટીએ આવતું નીચલે ભાગે પડતું બિંદુ. (એનાથી ઉલટું તે શિરોબિંદુ)

**અધોમુખ**, ન. (સં.) નીચું મોં; નમાવેલું મસ્તક.

**અધોમુખ**, વિ. (સં.) નીચું મુખ કરેલું હોય એવું.

**અધોલોક**, પુ. (સં.) નાગ લોક. (૨) ઉતરતા પંક્તિના લોકો.

**અધોવાયુ**, પુ. (સં.) પાછલી વાટેથી નીકળતો પવન; અપાન.

**અઘોવાયો**, (-વૈઓ), પુ. ઢોરને વેચવા લેવાનો ધંધો કરનાર. (૨) ભાડે ગાડાં ફેરવનારો.

**અઘોળ**, વિ. શેરના સોળમા ભાગ જેટલું. (૨) ના. શેરનો સોળમો ભાગ; અઢી રૂપીઆભાર.

**અઘોળી**, વિ. અઘોળ વજનનું કાટલું; અઘોળ માય એટલું પાત્ર.

**અધ્યક્ષ**, પુ. (સં. अधि+अक्ष =ધરી) ઉપરીપણું કરનાર; પ્રમુખ; નિયામક.

**અધ્યક્ષર**, પુ. (સં. अधि+ अक्षर) ઓંકાર; મુખ્ય અક્ષર; ૐ.

**અધ્યયન**, ન. (સં. अधि+ इ=જવું ઉપરથી अयन) ભણવું તે; અભ્યાસ.

**અધ્યસ્ત**, વિ. (સં.) અધ્યાસેલું; આરોપિત; અમુક વસ્તુમાં અમુક વસ્તુનો અધ્યાસ કરેલો હોય તે.

**અધ્યા**, પુ. (સં. अध्याय ઉ.) અધ્યાય.

**અધ્યાત્મ**, ન. (સં. अधि+ आत्मन्=આત્મા) આત્માસંબંધી વિચારો અને ક્રિયાઓ; બ્રહ્મજ્ઞાન સંબંધી જે કંઇ હોય તે.

**અધ્યાત્મયોગ**, પુ. (સં.) મનને વિષયમાંથી વાળીને પરમાત્મામા યોજવાની ક્રિયા.

**અધ્યાત્મશાસ્ત્ર**, ન. (સં.) આત્મજ્ઞાનનું શાસ્ત્ર-વિદ્યા; બ્રહ્મજ્ઞાનનું શાસ્ત્ર.

**અધ્યાત્મિક**, વિ. (સં.) આત્મા વિષયક; પરમાત્મા સંબંધી.

**અધ્યાપક**, પુ. (સં) ગુરુ; વેદ વગેરેનું અધ્યયન કરાવનારો; શિક્ષક.

**અધ્યાપન**, ન. (સં.) શિક્ષણ આપવું તે; શિક્ષા.

**અધ્યાય**, પુ. (સં.) ગ્રંથનો એક ભાગ; પ્રકરણ; પર્વ.

**અધ્યારૂ**, પુ. (સં. अध्वर्यु= યજ્ઞમા વરાએલો મુખ્ય બ્રાહ્મણ. ઉ) યજુર્વેદ જાણનારો બ્રાહ્મણ; ગોર. (૨) પારસીઓનો ગોર. (૩) નોતરીઓ. (૪) શિક્ષક.

**અધ્યારૂઢ**, વિ. (સં.)ઉપરચઢેલું; [સવાર થએલું.

**અધ્યારોપ**, પુ. (સં. अधि+आरोप=ચડાવવું) એક વસ્તુના ગુણનો બીજી વસ્તુમાં આરોપ કરવો તે; અધ્યાસ. (૨) વૃથા ભાસવું તે. (૩) જૂઠું આળ.

**અધ્યારોપણ**, ન. (સં.) એક વસ્તુના ગુણનું બીજી વસ્તુમા આરોપણ કરવું તે.

**અધ્યારોહણ**, ન. (સં.) ઉપર જવું-ચઢવું તે. (૨) સવારી કરવી તે. (૩) ઉન્નતિ.

**અધ્યાસ**, પુ. (સં. अधि+अस्=ફેંકવું. ઉ) મિથ્યાભાસ; ભ્રમ. (અન્યમા અન્ય ધર્મનું આરોપણ તે અધ્યાસ.) (૨) સંબંધભાવરહિત ઉંડો વિચાર. (૩) નિરંતર એકજ લક્ષ રહ્યા કરે છે.

**અધ્યાહાર**, પુ. (સં.अग्र+आ+हृ=હરવું. ઉ.) ઉપરથી લેવું તે.

**અધ્યાહાર્ય**, વિ. (સં) ઉપરથી સમજી લેવા જેવું હોય તે.

**અધ્યેતવ્ય**, વિ. (સં.) અધ્યયન કરવા યોગ્ય.

**અધ્યો**, જુઓ અધ્યાય.

**અધ્રકણ**, ન. મેળવણ.

**અધ્રકવું**, સ. ક્રિ. આખરવું;મેળવવું.

**અધ્રકાવવું**, સ. ક્રિ. મેળવાવવું.

**અધ્રણ**, ન. આધણ.

**અધ્રુવ** વિ. (સં. अ+ध्रुव=દૃઢ-સ્થિર) અનિશ્ચિત; અસ્થિર.

**અધ્રુવતા**,સ્ત્રી.(સં.) અસ્થિરતા.

**અધ્વગ**, પુ. (સં.) મુસાફર; વટમાર્ગુ.

**અધ્વર**,પુ.(સં.)યજ્ઞ.(૨)આકાશ.

**અધ્વર્યુ**, પુ. (સં.) યજ્ઞમાં વરાએલો યજુર્વેદ જાણનારો ઋત્વિજ બ્રાહ્મણ.

**અધ્વા**, પુ. (સં.) માર્ગ; પંથ.

**અધ્વાંત**, વિ. (સં.अ+ध्वान्त= અંધારૂં.) અંધારૂં નહિ એવું. (૨) ના. અજ્ઞાનાભાવ.

**અન્**, અ. (सं.) નહિ, વિના, વગર, અભાવ, નિષેધ કિંવા અલ્પતા બતાવનારો ઉપસર્ગ.

**અનકૂટ**, જુઓ અણકૂટ.

**અનક્ષર**, વિ. (सं. अन्+अक्षर=વર્ણ) અક્ષરશૂન્ય; મૂર્ખ;અભણ.

**અનગળ**, જુઓ અણગળ

**અનગાર**, પુ. (सं. अन्+आगार=ઘર) ઘર વગરનો હોય તે, સાધુ.

**અનગ્નિ**, વિ. (सं. अन्+अग्नि) શ્રૌતસ્માર્ત કર્મહીન; જેણે અગ્નિહોત્ર લીધો ન હોય તે.

**અનઘ**, વિ. (सं. अन्+अघ=પાપ) નિષ્પાપ; પાપ રહિત; સ્વચ્છ.

**અનઘડ**, વિ. નહિ ઘડાએલું; નવું.

**અનત**, વિ. (सं.) નહિ નમેલુ; અજીત.

**અનથ**, વિ. નાથ વગરનું; નહિ પલે ટાએલું; નિરંકુશ. (૨) વાળી રહિત.

**અનદ્યતન**, વિ (सं. अन्+अद्यतन) અવર્તમાન. (૨) ના. અનિયમિત વર્તમાનકાળ.

**અનધિકારી**, વિ. (सं.) નહિ અધિકારી.

**અનધ્યાય**, પુ. (सं. अन्+अध्याय-अध्ययन=અભ્યાસ) વેદનું અધ્યયન બંધ રાખવું તે; વેદાધ્યયન બંધ રાખવાનો દિવસ.

**અનનાસ**, ન. ખાટા અને મધુરા સ્વાદવાળું એક ફળ.

**અનનુકૂળ**, વિ. (सं. अन्+अनुकूल=ફાવતું) અનુકૂળ નહિ એવું; પ્રતિકૂલ.

**અનન્ય**, વિ. (सं. अन्=નહિ +अन्य=બીજું) જેના જેવું બીજું નહિ એવું; અપૂર્વ.

**અનન્યગતિ**, સ્ત્રી. (सं. બીજો ઉપાય ન હોય પણ માત્ર એકજ ઉપાય હોય તે (મુક્તિનો અંતિમ માર્ગ.)

**અનન્યતા**, સ્ત્રી. (सं. अन्+अन्यता) બીજાપણું નહિ તે; એકજપણું; પરમ ઐક્ય.

**અનન્યપ્રેમ**, પુ. (सं.) જેના જેવો બીજો પ્રેમ નહિ તે.

**અનન્યભક્તિ**, સ્ત્રી. (सं.) બીજા કોઈપર ન હોય એવી ભક્તિ.

**અનન્યભાવ**, પુ. (सं.) એકની ઉપર જ ભાવ હોય તે.

**અનન્વય**, પુ. (सं.) જેમાં ઉપમેય અને ઉપમાન હોય એવો એક અર્થાલંકાર. (૨) વિ. અન્વય (શબ્દાનુક્રમ) રહિત.

**અનન્વિત**, (सं.) જેનો અન્વય બરોબર થઇ શકે નહિ એવું; અસંબદ્ધ.

**અનપત્ય**, વિ. (सं. अन्+अपत्य=સંતાન) છોકરાં વગરનું; વાંઝીઉં.

**અનપરાધી**, વિ. (સં. अन्+अपराधी=ગુનેગાર ) અપરાધી નહિ તે; નિર્દોષ.

**અનપેક્ષ**, વિ. ( સં. अन्+अपेक्षा) અપેક્ષા રહિત; બેદરકાર.

**અનપેક્ષા**, સ્ત્રી. (સં. अन्+अपेक्षा=ઇચ્છા ) અપેક્ષા નહિ તે; બેદરકાર.

**અનપેક્ષિત**, વિ. (સં ) ઇચ્છા કરી ન હોય તેવું;અનાયાસે આવી મળેલું

**અનભિજ્ઞ**, (સં. अन्+अभि+ज्ञा=જાણવું. ઉ.) અજાણ્યું; અકુશળ.

**અનભે**, વિ. નિર્ભય.

**અનભ્યસ્ત**, વિ. (સં.)અભ્યાસ કર્યો ન હોય એવું; મહાવરો ન કરેલો હોય એવું.

**અનભ્યાસ**,પુ (अन्+अभ्यास) અભ્યાસ ન હોય તે; નહિ ટેવ પડેલી તે.

**અનમ**, પુ. બ્રહ્મા; પરમેશ્વર.

**અનમઠયું**, વિ. નહિ ગોઠવું.

**અનમનું**, વિ. જુઓ અણમનું.

**અનમાનીતું**, વિ.જુઓ અણમાનીતું.

**અનમી**, વિ. કોઈને નમે નહિ એવું; અજીત.

**અનમોલ**, જુઓ અણમૂલ.

**અનમ્ર**, વિ. (સં. अ=નહિ+नम्र=નરમ ) નરમ નહિ તે; આકરૂં; મિજાજી.

**અનય**, ન. (સં.) નીતિ નહિ તે; અનીતિ. (૨) આફત; દુઃખ; દુર્ભાગ્ય.

**અનય**, વિ. (સં.) નીતિરહિત; અવિવેકી

**અનર્ગળુ**, જુઓ અનર્ગળ.

**અનર્ગળ**, વિ. (સં. अन्+अर्गल=આગળો ) બંધ ન પડે તેવું; અપાર; પુષ્કળ.

**અનર્ઘ્ય**, વિ. (સં. अन्+अर्घ्य=અર્ઘને યોગ્ય.) અર્ઘ્ય આપવાને યોગ્ય નહિ એવું.

**અનર્થ**, પુ. (સં. अन्+अर्थ ઉ.) ખોટો-ઉલટો અર્થ કરવો તે. (૨) ખોટું કામ કરવું તે. (૩) જુલમ. (૪) હાનિ; ગજબ.

**અનર્થક**, વિ. (સં.) અર્થ વગરનું; નકામું; નિરર્થક (૨) હાનિકારક.

**અનલ**, પુ. (સં.) અગ્નિ; દેવતા; તેજ (૨) ગુસ્સો. (૩) એક કલ્પેલું પક્ષી.(જે જમીન ઉપર કદી ઉતરતુંજ નથી.)

**અનલહક**, (અ.) હું ખુદા છું એવું માનવું તે.

**અનલસ**, વિ. (સં. अन्+अलस=આળસ.) આળસ રહિત; સ્ફૂર્તિવાળુ.

**અનવટ**, (અણવટ) ન. સ્ત્રીઓને પગે પહેરવાનું રૂપાનું એક ઘરેણું.

**અનવદ્ય**, વિ. (સં.) દોષ વગરનું; અનિંદિત; સુંદર.

**અનવસર**, પુ. (સં. अन्+अवसर=સમય) કવખત; નાહ અવસર તે.

**અનવસ્થા**, (सं.) નહિ અવસ્થા તે; મનની ડગમગતી હાલત; અશાંતિ.

**અનશન**, ન. (सं. अन्+अशन=ખાવું+વ્રત) ઉપવાસ કરવાનું વ્રત.

**અનશ્વર**, વિ.(सं.)સ્થાયી;નિત્ય.

**અનસૂયા**, સ્ત્રી. (सं) કર્દમ મુનિની કન્યા અને અત્રિ ઋષિની પત્ની.

**અનહદ**, વિ. જેને હદ ન હોય એવું; અપાર.

**અનહદ**, પુ. શરીરમાં ચાલુ રહેતો આંતરધ્વનિ; શ્વાસની ચઢ ઉતરમાં सोहं सोहम् એવો જે ચાલુ રણકાર થયા કરે છે તે.

**અનહદનાદ**, પુ શ્વાસોચ્છ્વાસને લીધે અંતરમાં જે ધ્વનિ રણક્યા કરે છે તે.

**અનહિત**, ન. અણહિત; અકલ્યાણ વિ. (अन्+अहित=અનહિત) અહિત નહિ તે.

**અનંક**, વિ. (सं. अन्+अंक=આંકડો) આંકડા વગરનું, પુષ્કળ.

**અનંગ**, પુ. (सं. अन्+अंग) કામદેવ. (૨) વિ. જેને અંગ ન હોય તે.

**અનંગરંગ**, પુ. કામવૃત્તિ. (૨) કામશાસ્ત્ર.

**અનંગવાન**, પુ (सं.) અંગવાળું નહિ તે; કામદેવ.

**અનંગશત્રુ**, પુ. (सं) શિવ; મહાદેવ.

**અનંગળ**,વિ (અનર્ગળ ઉપરથી) અપાર

**અનંત**, પુ. (सं.) વિષ્ણુ; રુદ્ર; બ્રહ્મા (૨) એક નાગ. (૩) આકાશ. (૪) શ્રાવકોનો ચૌદમો તિર્થંકર

**અનંત**, વિ. (सं. अन्+अन्त=છેડો) જેનો અંત નથી એવું; ઘણુંજ.

**અનંતકોટિ**, વિ. (सं.) ઘણું; જેની સંખ્યાની ગણતરી થાય નહિ એવું.

**અનંતચતુર્દશી**, સ્ત્રી. (सं) અનંતચતુર્દશી; ભાદરવા શુદ ચૌદશ. (૨) શેષશાયી ભગવાનનું એક વ્રત.

**અનંતતા**, સ્ત્રી.(सं.) અનંતપણું; નિત્યતા.

**અનંતદોરો**, પુ. (सं.) ભાદરવા શુદ ચૌદશને દિવસે લેવામાં આવતો દોરો.

**અનંતપાર**, વિ. (सं) પાર વિનાનું; અમાપ. (૨) બહુ દૂર.

**અનંતમૂળ**, ન. (सं.) એક જાતની ઔષધિ; ઉપલસરી.

**અનંતર**, વિ. (सं.) अन्+अंतर=છેટું) નહિ છેટું તે; પાસેનું.

**અનંતર**, અ. પછી; ત્યારપછી.

**અનંતરાય**, વિ. (सं. अन्+अंतराय) અંતરાય વગરનું; ખુલ્લું; નહિ વાંધાવાળું.

**અનંતરાશિ**, સ્ત્રી. (सं.)જેમાં ઘણાં પદ (સંખ્યાઓ) હોય છે. (ત્રિરાશિ; પંચરાશિ ને અનંતરાશિ.)

**અનંતવિજય**, પુ. (સં.) યુધિષ્ઠિર રાજાના શંખનું નામ.

**અનંતવ્રત**, ન. (સં.) ભાદરવા સુદ ચૌદશને દિવસે કરવામાં આવતું એક વ્રત.

**અનંતશક્તિ**, વિ (સં.) જેની શક્તિ અનંત હોય એવું (પરમેશ્વર)

**અનંતશ્રેણિ,–શ્રેઢી**, સ્ત્રી. સં.) જેમાં એક પછી એક વધતી ઉતરતી સંખ્યાઓની ઘણી હારો આવતી હોય એવી હિસાબ ગણવાની એક રીત; અનંતરાશિ. [ (૨) પાર્વતી

**અનંતા**, સ્ત્રી. (સં.) ગળો.

**અનંબ**, વિ. (સં અન્+અંબા ઉ) માતા વગરનું; નમાયું.

**અનંભ**, વિ (સં. અન્+અંભ=જળ) પાણી વગરનું. (મરુદેશ.)

**અનંશ**, વિ. (સં.) ભાગ વિનાનું. (૨) વારસાનું અનધિકારી.

**અનાક**, વિ. (સં.) નાક વગરનું; નિર્લજ્જ. (૨) સ્વર્ગથી ઉતરતો લોક

**અનાગત**, વિ. સં.) નહિ આવેલું. (૨) ભવિષ્યમાં આવનારૂં.

**અનાગતવિધાતા**, પુ. (સં.) ભવિષ્યના સંકટને માટે આગળથી વિચાર કરનાર; પાણી પહેલી પાળ બાંધનાર.

**અનાચાર**, પુ. ( સં. अन्+आचार ) સારો આચાર નહિ તે; કુરાચરણ. (૨) ભ્રષ્ટવેડા; આળસડોળ.

જુ

**અનાચારી**, વિ. અનાચારવાળું; વ્યભિચારી.

**અનાજ**, ન. દાણા;કણ, ધાન્ય; અન્ન.

**અનાડ**, પુ નુકસાન; ઉપદ્રવ.

**અનાડી**, વિ. જંગલી; મૂર્ખ; ગમાર; જડ [નહિ સમજવું તે.

**અનાડીપણું**, ન. સમજાવ્યાથી પણ

**અનાડીવેડા**, પુ. અનાડીપણું.

**અનાત્મજ્ઞ**, વિ. (સં. अन् + आत्मज्ञ ) પોતાને નહિ જાણનાર.

**અનાત્મજ્ઞ**, વિ. (સં. अन+आत्मा) આત્માનો અભાવ તે; અજ્ઞાની માણસ-જીવ.

**અનાથ**, વિ. (સં.) નાથ વગરનું; ગરીબ; નિરાધાર (૨) દરિદ્રતા; દૈન્ય.

**અનાથપણું**, ન. દૈન્ય; ગરીબાઈ.

**અનાથાલય**, ન. (સં. अनाथ +आलय=રહેઠાણ) અનાથ–નિરાધાર માણસોને રહેવાનું સ્થાન; અનાથાશ્રમ.

**અનાથાશ્રમ**, પુ. (સં. अनाथ +आश्रम ) અનાથોને રહેવાનું સ્થાન; અનાથાશ્રમ.

**અનાથ્યું**,વિ.નહિ નાથેલું;નિરંકુશ.

**અનાદર**, પુ. (સં. अन्+आदर) આદર ન કરવો તે; તિરસ્કાર. (૨) અભાવ; અપ્રીતિ.

**અનાદિ**, વિ. (સં. अन्+आदि.) જેનું આદિ કારણ નથી એવું; સ્વયંભૂ.

**અનાદિસિદ્ધ**, વિ. (સં.) ઘણા કાળથી જે સિદ્ધ હોય એવું; પરમેશ્વર

**અનાદ્યન્ત**, વિ. (સં. अन् + आदि+अन्त) જેનો આરંભ અને અંત નથી એવું; બ્રહ્મ.

**અનાદ્યન્તત્વ**, ન. (સં.) આરંભ કે અંત ન હોવાપણું.

**અનાધાર**, વિ. (સં. अन्+आधार=ટેકો) આધાર રહિત; ટેકા વગરનું. (૨) ગરીબ; દીન.

**અનાધ્યાય**, ન.(સં.) જે દિવસે વેદાધ્યયન બંધ રહેવું હોય તે દિવસ.

**અનામ**, વિ. (સં.)નામ રહિત. (૨) બહુજ સારૂં; અતિ ઉત્તમ.

**અનામ**, પુ. (સં.) જેને નામ (લિંગ કે ચિહ્ન) નથી તે; પરમેશ્વર.

**અનામત**, વિ. (અ.) જેમનું તેમ રાખી મૂકવું તે. (૨) સલામત. (૩) ના. થાપણ. [સોંપવું.

**અનામત-મૂકવું**, સંભાળી રાખવાને

**અનામત-રાખવું**, એમનું એમ રહેવા દેવું; થાપણ તરીકે રાખવું.

**અનામતી**, વિ. અનામત આપેલું અથવા લીધેલું તે. (૨) ગીરો.

**અનામય**, વિ. (સં. अन् + आमय) તંદુરસ્ત; આરોગ્ય.

**અનામિક**, વિ. (સં.) નામ દેવાને યોગ્ય નહિ તે; નનામું. (૨) ના. અતિ શુદ્ર.

**અનામિકા**, સ્ત્રી. (સં.) અંગુઠાથી ગણતા જે ચોથી આંગળી તે.

**અનામિષ**, ત્રિ. (સં. अन् + आमिष) માંસ રહિત; દુર્બળ. (૨) લાભ રહિત.

**અનામી**, પુ. (સં.) જેને નામ નથી એવું; પરબ્રહ્મ.

**અનાયક**, ત્રિ. (સં. अ+नायक=નેતા) જેને નિયમમાં રાખનારો કોઈ નથી તે.

**અનાયાસ**, પુ. (સં. अन्+आयास) જેમાં મહેનત ન હોય તે. (૨) આરામ. (૩) વિ વગર મહેનતનું; સહેલું; સુગમ. [સહજ; સહેલથી.

**અનાયાસે**, અ. વગર મહેનતે;

**અનાર**, ન. (फा.) દાડમ, (૨) આતસબાજીમાં દારૂની કોઠી; હવાઇ

**અનારકળી**, સ્ત્રી. દાડમની કળી.

**અનારત**, ત્રિ (સં) નિરંતર; સતત.

**અનારોગ્ય**, ન. (સં. अन् + आरोग्य=તંદુરસ્તી) મંદવાડ; નતંદુરસ્તી.

**અનાર્ય**, પુ. ( સં. अन् + आर्य) આર્ય નહિ તે; યવન,મ્લેચ્છ.

**અનાર્યતા**, સ્ત્રી. (સં. अन्+आर्यता=આર્યપણું ) આર્યપણું નહિ તે; દુષ્ટતા; જંગલીપણું. (૨) મનુષ્યને ન ઘટે એવી રીતભાત..

**અનાર્યા**, સ્રી. (सं. अन् + आर्या= આર્ય સ્રી ) આર્ય સ્રી નહિ તે; યવની; દુષ્ટ સ્રી.

**અનાલસ્ય**, વિ. (सं. अन् + आलस्य=આળસ) આળસરહિત; ચાલાક

**અનાલાપ**, પુ. ( सं. अन् + आलाप=સ્વર ) મૌન; સુર બરાબર ન હોય તે.

**અનાવૃત્ત**, વિ. (सं. अन्+ आ+वृ=ઢાંકવું ) નહિ ઢાંકેલું; ઉઘાડું. (૨) અરક્ષિત; નિરાધાર.

**અનાવૃષ્ટિ**, સ્રી. (सं. अन् + आ=વધારે+वृष्=વરસવું) વરસાદ નહિ તે; સુકવણું; દુકાળ.

**અનાશ્રમી**, વિ. ( सं. अन्+ आश्रम+इन्=વાળું ) આશ્રમ વગરનું; ચાર આશ્રમોમાંના એકકે આશ્રમનું નહિ એવું.

**અનાશ્રયી**, વિ. ( सं. अन्+ आश्रय=આશરો ) આશરા વગરનું.

**અનાશ્રિત**, વિ. (सं.) જેને આશ્રય ન મળ્યો હોય એવું.

**અનાસર**, ન. ( આ. અન્સીર= તત્ત્વનું બહુવચન. ) આરબોના શાસ્રનાં ચાર મુખ્ય તત્ત્વ. (આતસ, પાણી, પવન અને પૃથ્વી.)

**અનાસ્થા**, સ્રી. ( सं. अन्+ आस्था=વિશ્વાસ-શ્રદ્ધા ) આસ્થા નહિ તે.

**અનાહત**, વિ. (सं. अन्+आ +हन्=હણવું ) નહિ મારેલું; નહિ ભોગવેલું. (૨) વગર તાડને થતો અવાજ. અનાહત ધ્વનિ=શ્વાસોચ્છ્વાસથી કંઠમાં જે અવાજ થાય છે તે.

**અનાહાર**, પુ. ( सं. अन् + आहार=ખોરાક ) ઉપવાસ.

**અનાહૂત**, (सं. अन्+आहूत= બોલાવેલું) નહિ બોલાવેલું. (૨) જાદુ.

**અનિગા**, સ્રી. (फा.) નિગા નહિ તે અવકૃપા. (૨) વિ. ધ્યાન વગરનું.

**અનિચ્છ**, વિ. (सं अन्+इच्छा =ઇચ્છા ) જેને ઇચ્છા નથી તે; બેપરવા.

**અનિચ્છપ્રારબ્ધ**, ન. ( सं. ) ઇચ્છા ન હોય તેમ છતા પ્રારબ્ધ હોય તે; દૈવેચ્છાથી અમુક વસ્તુ મળી આવવી તે.

**અનિચ્છા**, સ્રી. (सं. अन् + इच्छा ) ઇચ્છા નહિ તે.

**અનિત્ય** વિ. (सं. अन्+इष्= ઇચ્છવું. ઉ.) ઈચ્છેલું નહિ એવું.

**અનિત્ય**, વિ. (सं. अ+नित्य =હંમેશ ) નિત્ય નહિ એવું; ક્ષણિક; મિથ્યા; નાશવંત; અશાશ્વત.

**અનિત્યતા**, સ્રી. ( सं. अ+ नित्यता ) અનિત્યપણું; ક્ષણિકતા.

**અનિદ્ર**, વિ. (सं.) ઉંઘ વગરનું; આળસ રહિત

**અનિન્દિત**, વિ. (सं.) નહિ નિંદાએલું; વખાણાએલું; સારું.

**અનિન્દ્ય**, વિ. (સં.) નિંદવા યોગ્ય નહિ એવું; નિર્દોષ.

**અનિપુણ**, વિ. (સં.) નિપુણ નહિ તેવું; અકુશળ; અજ્ઞાન.

**અનિમિષ–મેષ**, વિ. (સં.) સ્પંદ રહિત; ઉઘાડી ને ઉઘાડી રહેનારી જે આંખની સ્થિતિ તે.(૨)જેમની આંખો પલકારા મારતી નથી તે અર્થાત્ દેવો (૩) મત્સ્ય. (માછલાંની આંખોને પાંપણ હોતી નથી.)

**અનિયત**, ( सं. अ+नि+यम् =રોકવું. ઉ.) ઠરેલું નહિ એવું; ચંચળ; અસ્થિર. (૨) નિયમ વગરનું.(૩) અનિત્ય.

**અનિયમ**, પુ. (સં.)નિયમ નહિ તે; અવ્યવસ્થા.

**અનિયમિત**, વિ. (સં.) નિયમ પ્રમાણે નહિ એવું; અવ્યવસ્થિત.

**અનિયમિતપણું**, ન. નિયમિતપણું નહિ તે; અવ્યવસ્થિતપણું; ગડબડ; ગેરરીત. [ નિયમે વહેતો પવન

**અનિયમિતપવન**,પુ.(સં.)વગર

**અનિરુદ્ધ**, પુ. શ્રીકૃષ્ણનો પૌત્ર, ઓખાનો પતિ અને બાણાસુરનો જમાઇ.

**અનિર્ણીત**, વિ. (સં.) જેનો નિર્ણય કરાએલો નથી એવું.(૨)અપૂર્ણ.

**અનિર્ભૃત**, વિ. (સં.) ચંચળ; ચાલાક.

**અનિર્વચનીય**, વિ. (सं. अ+ निः+वच्=બોલવું ઉ.)બોલી કે વર્ણવી શકાય નહિ એવું.

**અનિર્વાચ્ય**, વિ. (સં.) અનિર્વચનીય; નહિ વર્ણવી શકાય તેવું.

**અનિર્વાહ**. પુ. (सं. अ+निर् +वह्=વહેવું ) નિર્વાહનો અભાવ તે; દૈન્ય; ગરીબાઇ. (૨) વિ. જેનો નિર્વાહ થઇ શકે નહિ એવું.

**અનિલ**, પુ. (સં.) પવન; વાયુ.

**અનિલલહર**, સ્ત્રી. પવનની લહેર; પવનનું નાનું મોજું.

**અનિવાર**, વિ. (सं. अ+निर् +वृ=ઢાંકવું ) દૂર કરી કિંવા ટાળી શકાય નહિ એવું. (૨) અતિશય. (૩) અતિ અગત્યનું.

**અનિવાર્ય**, વિ. (સં.) ન ટાળી શકાય એવું; ન દૂર કરી શકાય તેવું; બહુજ જરૂરનું.

**અનિવૃત્ત**, વિ. (સં) નિવૃત્ત નહિ તે; છૂટું થએલું નહિ એવું; ચાલુ રહેલું.

**અનિશ્ચિત**, વિ. (सं. अ+निः+ चि=વીણવું) નહિ નક્કી કરેલું,મોઘમ; એમનું એમ હોય એવું. [નક્કીપણું તે.

**અનિશ્ચિતતા**, સ્ત્રી. (સં. નહિ

**અનિશ્ચિતપણું**, ન. (સં.) અનિશ્ચિતતા; ઢચુપચુપણું. (૨) આનાકાની. (૩) શંકા.

**અનિષ્ટ**, વિ. ( सं. अन्+इष्= ઇચ્છિત) ઇચ્છિત નહિ તે; અપ્રિય. (૨) દુર્ભાગ્ય; અકલ્યાણ; નુકસાન. (૩) અપશુકન. (૪) દુઃખ.

**અનીક**, ન. (સં.) સૈન્ય. (૨) મોઢાનો આગલો ભાગ. (૩) યુદ્ધ.

**અનીઠ**, વિ. (અ=નહિ+નીઠ=નીઠવું) ઘટે નહિ એવું; અપાર.

**અનીત**, વિ. અનિત્ય; ક્ષણિક. (૨) અનીતિ. (૩) નહિ લાગેલું તે.

**અનીતિ**, સ્ત્રી. (સં.) નીતિ નહિ તે; દુરાચાર. (૨) અન્યાયી વર્તન. (૩) વ્યભિચાર.

**અનીતિભર્યું**, વિ. અનીતિથી ભરેલું હોય એવું; વ્યભિચારી; અપ્રમાણિક

**અનીતિમાન**, વિ. (સં.) નીતિવાળું નહિ તે; વ્યભિચારી; ખોટે માર્ગે જનારું.

**અનીશ્વર**, પુ. (સં અન્+ઈશ્વર=પરમેશ્વર ) પરમેશ્વર નહિ તે. (૨) વિ. ઈશ્વર જેવું કંઇ છેજ નહિ એવું માનનાર.

**અનીશ્વરવાદ**, પુ. (સં.) જગતમાં ઈશ્વર છે જ નહિ એવું કહેવું; નાસ્તિક મત.

**અનીશ્વરવાદી**, વિ. (સં.) 'ઈશ્વર નથી' એવો વાદ ચલાવનાર; નાસ્તિક. [ મળતાં બી.

**અનીસું**, ન. એક જાતનાં અજમાને

**અનુ**, અ. (સં. ઉપ.) પછી, પછવાડે, સાથે, સરખું, ઉતરતું,ભાગમાં, ફરી, પાસે, તથા નિયમસર એવા અર્થો બતાવવા શબ્દની આગળ લેવાતો શબ્દ.

**અનુકરણ**, ન. (સં. अनु+कृ=કરવું. ઉપરથી करण) એકના જેવું બીજાએ કરવું તે; નકલ.

**અનુકરણજોગ**, (યોગ્ય), વિ. અનુકરણ—નકલકરવાનેલાયક હોય એવું.

**અનુકરણપાત્ર**, વિ. (સં.)અનુકરણ કરવાને યોગ્ય;દાખલો લેવા જેવું.

**અનુકરણીય**, વિ. (સં.) અનુકરણ કરવાને યોગ્ય, દાખલો લેવા જેવું.

**અનુકંપ**, પુ. (સં.) ધ્રૂજારો.

**અનુકંપા**, સ્ત્રી.(સં.अनु+कम्प्=ધ્રૂજવું ) દયા; અનુગ્રહ.

**અનુકંપ્ય**, વિ. (સં.) દયા કરવા યોગ્ય.

**અનુકાર**, પુ. (સં.) નકલ કરવી તે. (૨) ઉકાર રહિત.

**અનુકાંક્ષા**, સ્ત્રી. ( સં. अनु+कांक्ष्=ઇચ્છવું ) ઇચ્છા; આશા.

**અનુકૂલ**, વિ. (સં.)પસંદ પડતું; રૂચતું; મળતું આવતું; બંધબેસતું આવતું.

**અનુકૂલતા**, સ્ત્રી. (સં.)અનુકૂળપણું; સગવડ.

**અનુકૂલપતિ—નાયક**, પુ. (સં.) બધી રીતે યોગ્ય હોય એવો સ્વામી.

**અનુક્ત**, વિ. (સં. अन्+उक्त=કહેલું ) કહેલું નહિ એવું. (૨) અઘટિત. (૩) વિલક્ષણ.

**અનુક્રમ**, પુ. (સં. अनु=પાછળ +क्रम्=જવું ) એક પછી એક આવ-

નારો સંબંધ; પરંપરા. (૨) ગોઠવણ. (૩) એ નામનો અલંકાર. (૪) વ્યવસ્થા. (૫) આચાર. (૬) કાયદો.

**અનુક્રમણિકા**, સ્ત્રી. (સં) અાંકળીક; સૂચિપત્ર. [પળેપળ.

**અનુક્ષણ**, અ. (સં.) ક્ષણેક્ષણ;

**અનુખળ–ળો**, પુ (સં.) (उलूखल्=ખાંડણીઓ) ખાંડણીઓ. (લાકડામાંથી કોતરી કાઢેલો)

**અનુખું**, વિ. અસલ પોતાનું હોય તેનાથી જુદું; નોખું:–અનુખો વેશ.

**અનુગ**, પુ. (સં.) ચાકર, નોકર; સેવક; પાછળ પાછળ હીંડનારો.

**અનુગમન**, ન. (સં. अनु+गमन =જવું.) પાછળ જવું તે; સ્વામીની પાછળ બળી મરવું તે. (જુદી ચિતામાં બળી મરે તે 'અનુગમન' અને એક જ ચિતામાં પતિની સાથે બળી મરે તે 'સહગમન' કહેવાય છે.)

**અનુગામી**, વિ. (સં.) પાછળ પાછળ ચાલનાર (૨) અમુક માણસની પ્રમાણે કાર્ય કરનાર. (૩) અમુક માણસની ઇચ્છા પ્રમાણે વર્તનાર. (૪) અનુસરનાર.

**અનુગ્ર**, વિ. (સં. अन्+उग्र= =આકરૂં) આકરૂં નહિ તે; શાંત; સૌમ્ય.

**અનુગ્રહ**, (સં. अनु+ग्रह्= પકડવું) દયા કરવી; સ્વીકાર; કૃપા. (૨) વરદાન આપવું; આશ્રય કરવું (૩) સહાય થવું. (૪) સાથે હોવું–રહેવું. (૫) માફ કરવું.

**અનુગ્રાહી**, વિ. (સં.) મહેરબાન; જેનો અનુગ્રહ થયો હોય તે.

**અનુગ્રાહક**, વિ. (સં.) અનુગ્રહ કરનાર.

**અનુગ્રાહ્ય**, વિ. (સં.) દયા કરવા જોગ; હાથ પકડવા યોગ્ય.

**અનુચર**, પુ. (સં. अनु+चर्= ચાલવું) પાછળ ચાલનાર, નોકર. (૨) સાથે ફરનારો; સહચર–મિત્ર. [(૨) સખી

**અનુચરી**, સ્ત્રી. (સં.) દાસી.

**અનુચારક**, પુ. (સં.) સેવક; હજુરીઓ.

**અનુચિત**, (સં. अन्+उचित= યોગ્ય.) યોગ્ય નહિ તે; અઘટિત.

**અનુચિન્તન**, ન. (સં. अनु+ चिन्त्=વિચારવું) વારંવાર ચિન્તન કર્યા કરવું તે; મનન. [તે; નીચું.

**અનુચ્ચ**, વિ. (સં.) ઉચ્ચ નહિ

**અનુછ**, ન. સીતાફળ.

**અનુછડી**, સ્ત્રી. (દે.) સીતાફળી.

**અનુજ**, પુ. (સં. अनु=પાછળ +जन्=જન્મવું) પાછળથી જન્મેલો તે; નાનો ભાઇ.

**અનુજા**, સ્ત્રી. (સં.) પાછળથી જન્મેલી તે; નાની બેન.

**અનુજીવી**, વિ. (સં. अनुजीविन्) ચાકર. (૨) આશ્રિત. (૩) અર્થી. (૪) અનુચર.

**અનુજ્ઞા**, સ્ત્રી. (સં.) પરવાનગી

અનુમતિ. (૨) આજ્ઞા. (૩) એક જાતનો અર્થાલંકાર.

**અનુજ્ઞાત**, વિ. (**સં.**) રજા પામેલું.

**અનુતાપ**, પુ. (**સં. अनु+तप्**=તપવું ઉપરથી.) પશ્ચાત્તાપ; જીવ બાળ્યા કરવો તે; શોક.

**અનુત્તમ**, વિ. (**સં.**) સહુથી સરસ. (૨) નહિ ઉત્તમ; અધમ.

**અનુત્તર**, વિ. (**સં. अन्+उत्तर**=જવાબ) નિરુત્તર (૨) જવાબ આપી શકાય નહિ એવું. (૩) જેના જેવું બીજું હોય નહિ એવું–સુંદર.

**અનુત્પત્તિ**, સ્રી. (**સં. अन्+उत्पत्ति**) ઉત્પત્તિ ન હોવી તે.

**અનુત્સાહ**, પુ. (**સં. अन्+उत्साह**=ઉમંગ–હોંશ) ઉત્સાહ નહિ તે; નાહિંમત.

**અનુત્સાહી**, વિ (**સં.**) ઉત્સાહ વગરનું; હોંસીલું નહિ એવું.

**અનુદક**, વિ. (**સં. अन्+उदक**=પાણી) પાણી વગરનું.(૨) જેને કોઈ શ્રાદ્ધાંજલિ આપનાર ન હોય એવું.

**અનુદર**, વિ. (**સં. अन्**=અલ્પ + **उदर**=પેટ) નાજુક–નાના પેટવાળું. (સ્રીઓ અનુદરી કહેવાય છે.)

**અનુદાત્ત**, વિ. (**સં.**) નીચે સ્વરે બોલાતું હોય એવું. (૧ ઉદાત્ત, ૨ અનુદાત્ત અને ૩ સ્વરિત.)

**અનુદાર**, વિ. (**સં. अन्+उदार**=સખી) ઉદાર ન હોય તેવું; કંજુસ. (૨) નિષ્કપટ મનનું નહિ એવું.

**અનુદારતા**, સ્રી. (**સં.**) ઉદારપણું નહિ તે; કંજુસપણું; કૃપણતા.

**અનુદિત**, વિ. (**સં. अन्+उदित**=ઉગેલું) નહિ ઉગેલું.

**અનુદિન**, અ. (**સં.**) પ્રતિદિન; રોજ; રોજ ને રોજ

**અનુદ્‌ભૂત**, વિ. (**સં. अन्+उद्भूत**=ફૂટેલું) નહિ ફૂટી નીકળેલું; નહિ ઉગેલું.

**અનુદ્યમી**, વિ. (**સં. अन्+उद्यमी**) ઉદ્યમ વગરનું; નવરું.

**અનુદ્યોગી**, વિ (**સં. अन्+उद्योगी**) ઉદ્યોગ વગરનું, આળસુ.

**અનુદ્વેગ**, પુ. (**સં. अन्+उद्वेग**) ઉદ્વેગનો અભાવ; નચિંતતા.

**અનુધાવન**, ન. (**સં. अनु+धाव्**=દોડવું) પાછળ દોડવું તે.

**અનુધ્વનિ**, પુ. (**સં.**) રણકો; ગણગણાટ. (ધ્વનિ થયા પછી તેનો ઝીણો ઝીણો જે રણકાર થયા કરે છે તે.)

**અનુનય**, (**સં. अनु+नी**=લઈ જવું.) સમજાવું તે; વિનય; કાલાવાલા.

**અનુનાસિક**, વિ. (**સં.**) નાકમાંથી જેનો ઉચ્ચાર થતો હોય તે: ઙ, ઞ, ણ, ન, મ.

**અનુપ**, વિ. (**સં.**) અનુપમ.

**અનુપકાર**, પુ. (सं.अन्+उप-कार ) ઉપકારનો અભાવ.

**અનુપકારી**, વિ. (सं.+अन्+उप+कृ=કરવું ઉપરથી) ઉપકાર કરી જાણે નહિ તે. (૨) ઉપકાર ભૂલી જનાર; નગુણું; અપકારી. [કાર કરાએલું.

**અનુપકૃત**, વિ. (सं.) નહિ ઉપ-

**અનુપપત્તિ**, સ્ત્રી. ( सं. अन्+उपपत्ति=દલીલ; સંગતિ ) અસંગતિ દલીલ નહિ હોવાપણું; ખોટારૂં.

**અનુપપન્ન**, વિ. ( सं. अन्+उपपन्न=બેસતું) નહિ બેસતું; યુકિત પુરઃસર નહિ એવું.

**અનુપમ**, વિ. (सं. अन्+उपमा ) જેની ઉપમાને માટે બીજું કંઇ ન હોય એવું; અપ્રતિમ.

**અનુપમેય**, વિ. ( सं अन्+उपमेय=ઉપમા આપવા યોગ્ય ) ઉપમા આપવાને યોગ્ય નહિ એવું; અતિ ઉત્તમ; અદ્વિતીય.

**અનુપયુકત**, વિ. सं.अन्+उपयुक्त ) ઉપયુક્ત નહિ તે; નહિ બંધ-બેસતું; નકામું.

**અનુપયોગી**, ( सं. अन्+उपयोगी ) નહિ ઉપયોગી; વ્યર્થ.

**અનુપલબ્ધિ**, સ્ત્રી. વિ. ( सं.अन्+उपलब्धि ) ઇંદ્રિયોથી નહિ સમજવું તે; મગજમાં નહિ આવી જવું તે.

**અનુપસ્થિત**, વિ. (सं. अन्+उपस्थित ) ઉપસ્થિત ના હોય તે; તૈયાર ન હોય તે.

**અનુપળ**, ન. (सं. अनु+पल) એક પળનો સાઠમો ભાગ; વિપળ. (૨) અ વારંવાર; પ્રત્યેક પળે.

**અનુપાન**, ન. ( सं अनु+पा=પીવું ) ઔષધને અંગે જે કઇ પીવાનું (લેવાનું) હોય તે. [ઉપાય ન હોય એવું.

**અનુપાય**, વિ. ( सं. ) જેનો

**અનુપૂર્તિ**, સ્ત્રી. (सं.)પુરવણી; ઉમેરો (૨)હોકારો. (૩) વધારી આપવું તે.

**અનુપૂર્વ**, વિ. (सं.) એક એકની પછી આવતું; અનુક્રમવાળું.

**અનુપ્રવેશ**, પુ. (सं. अनु+प्र+विश्=દાખલ થવું ) એકએકની પાછળ પ્રવેશ કરવો તે.

**અનુપ્રાસ**, પુ. ( सं. अनु+प्र+अस्=ફેંકવું ) એકસરખા વર્ણોની આવૃત્તિ; શબ્દાલંકાર. ( અનુપ્રાસ પાંચ પ્રકારના છે છેકાનુપ્રાસ, વૃત્યનુપ્રાસ, શ્રુત્યનુપ્રાસ, અંત્યાનુપ્રાસ, અને લાટાનુપ્રાસ.)

**અનુબંધ**, પુ. (सं.अनु+बन्ध) એક બીજાની સાથે બંધાએલું હોય તે; સંબંધ. (૨) વિષય, પ્રયોજન, અધિકારી અને સબંધ એ ચારનો સમૂહ. ( વેદાંતમાં )

**અનુભવ**, પુ. (सं. अनु+भू=થવું. ઉ.) કાંઈ કરવાથી, જોવાથી, અથવા-

સથી, અવલોકનથી અથવા પરિચય પડવાથી જે પોતાને સ્વતઃ જ્ઞાન થયું હોય તે; વીતક. (૨) અભ્યાસ. (૩) ઉપભોગ (૪) પ્રયોગ.

**અનુભવવું**, સ. ક્રિ. અનુભવ લેવો; શ્રમ કરી જોવુ; ભોગવવું; સહન કરવું.

**અનુભવસિદ્ધ**, વિ પોતાને જેની ખાતરી થએલી હોય એવું.

**અનુભવી**, વિ. જેને અનુભવ થએલો હોય એવું; ઘડાએલું;ડાહ્યું, ભોમીઉ.

**અનુભાવ**, પુ. (સં.) પ્રભાવ; મોટપણ. (૨) સત્તા, વિદ્યા કે પદવીથી પ્રાપ્ત થએલો અધિકાર. (૩) મુખ, નેત્ર, રોમાંચ વગેરેથી જણાતો રસનો આવિર્ભાવ.

**અનુભૂત**, વિ. (સં.) જેનો અનુભવ થયો હોય તે; વીતેલું.

**અનુમત**, ન. (સં.) એકના મત સાથે બીજાનું મળતું આવેલું મત. (૨) વિચાર; ઠરાવ.

**અનુમતિ**, સ્રી. (સં.) સંમતિ.

**અનુમરણ**, ન. (સં.) એક જણની પાછળ બીજાએ મરવું તે; અનુગમન.

**અનુમાન**, ન. (સં. अनु+मा =માપવું ) અમુક વાત કે વસ્તુ ઉપરથી અમુક આમ હશે એમ તારવી કાઢવું તે; અટકળ; આશરો. (૨) એક અર્થાલંકાર.

**અનુમિત**, વિ. (સં.) અનુમાનથી જાણેલું.

**અનુમેય**, વિ. (સં.) અનુમાન કરવાને યોગ્ય.

**અનુમોદન**, ન. (સં.) સંમતિ આપવી તે; પ્રસન્ન થઈને મત આપવો તે; મંજુરી આપવી તે; ઉત્તેજન.

**અનુયાયી**, વિ. (સં. अनु= પાછળ+या=જવું. ઉ.) પાછળ પાછળ જનાર, અનુસરનાર.

**અનુરક્ત**, વિ. (સં.) જેને અનુરાગ થયો હોય તે; આસક્ત.[કરવું તે.

**અનુરંજન**, ન. (સં.) રંજન

**અનુરાગ**, પુ (સં.) મોહ થવો; પ્રીતિ; નેહ.

**અનુરાગી**, વિ. (સં.) જેને અનુરાગ થયો હોય તે; પ્રેમઘેલું.

**અનુરાધા**, સ્રી. (સં) સત્તાવિશ નક્ષત્રોમાંનુ એક નક્ષત્ર.

**અનુરૂપ**, વિ (સં.) સરખેસરખું. (૨) યથાયોગ્ય.

**અનુરૂપતા**, સ્રી. એકાકારતા.

**અનુરોધ**, પુ. (સં. अनु+रुध् =રોકવુ ) અટકાવ; હરકત.

**અનુરોધન**, ન. (સં.)અટકાયત.

**અનુલક્ષીને**, અ. વિચાર કરીને; અમુક વસ્તુને ઉદ્દેશીને

**અનુલેપ**, પુ. (સં) લેપ ઉપર લેપ કરવો તે.

**અનુલોમ**, વિ. (સં.) યથાક્રમ; અનુકૂળ. (૨) લગ્નનો એક પ્રકાર. (ઉચ

કોમના પુરુષનાં તેનાથી ઉતરતી કોમની સ્ત્રી સાથે લગ્ન થાય તે.)

**અનુલોમજ**, વિ. ઉતરતી વર્ણની સ્ત્રીમાં ઉંચી વર્ણના પુરુષથી ઉત્પન્ન થએલું.

**અનુવર્તન**, (સં.) પાછળ જવું છે; અનુસરણ.　[તાબેદાર; અનુયાયી.

**અનુવર્તી**, વિ. (સં.) આશ્રિત;

**અનુવાદ**, પુ. (સં. अनु+वद्) કહેલાને ફરીથી કહેવું તે; ભાષાંતર.

**અનુવાદક**, વિ ના. (સં.) બોલેલું બોલી બતાવનાર; ભાષાંતર કરનાર. (૨) એક જણના બોલ્યા પછી બોલનાર.

**અનુવૃત્તિ**, સ્ત્રી. (સં.) अनु + वृत् ઉ.) વારંવાર આવવું તે; (વ્યા. અમુક સૂત્રને ફરી ફરીને લગાડવું તે ) અધિકાર. (૨) વડિલોના ધંધામાં ને ધંધામા આજીવિકા કર્યા કરવી તે.

**અનુવેશ**, પુ. (સં.) મોટાને પડતો મૂકી નાનાનો વિવાહ કરવો તે.

**અનુશય**, પુ. (સં. अनु+शी ઉ.) અતિ દ્વેષ; લાબું વેર (૨)પસ્તાવો.

**અનુશાસન**, ન. (સં. अनु+शास् ઉ ) અમલ કરવો તે. (૨) આજ્ઞા. (૩) ઉપદેશ.

**અનુશીલન**, ન. (સં अनु+ शीलन=અભ્યાસ ) ફરીફરીને સેવા કરવી; એકની એક વસ્તુનો અભ્યાસ કર્યા કરવો.

**અનુશોચન**, ન. (સં अनु+शुच् =શોક કરવો ) વારંવાર શોક કર્યા કરવો તે. (૨) પશ્ચાત્તાપ.

**અનુષંગ**, પુ (સં.) કરુણા. (૨) ભાવના.　[ જોડાએલું.

**અનુષંગી**, વિ. (સં.) સંબંધી;

**અનુષ્ટુપ**, પુ. (સં.) આઠ આઠ અક્ષરનાં ચાર ચરણવાળો એક છંદ

**અનુષ્ઠાન**, ન. (સં. अनु+स्था =ઊભા રહેવું. ઉપરથી ) અમુક જાતની પૂજા જપ કે પ્રાર્થના કર્યા કરવી તે; મહાવરો; અભ્યાસ.

**અનુષ્ણ**, ( સં. अन्+उष्ण ) નહિ ઉનું; ટાઢું. (૨) ના. કમળ.

**અનુસરણ**, ન. (સં. अनु+सृ= સરવું ) અનુસરવું તે; પાછળ જવું તે.

**અનુસરવું**, સ. ક્રિ. પાછળ જવું; અમુકની માફક કરવું.

**અનુસંધાન**, ન. ( સં. अनु+ सम्+धा=ધારણકરવું)સાધણ;સંબંધ. (૨) ધ્યાન; લક્ષ.

**અનુસાર**, પુ (સં.) અનુસરણ.

**અનુસારી**, વિ. (સં.) અનુસરનાર; પાછળ જનાર.

**અનુસ્વાર**, પુ. (સં.) નાક દ્વારા થતો ઉચ્ચાર, જે અક્ષરની ઉપર મીંડું મૂકીને બતાવવામાં આવે છે તે.

**અનુહત**, વિ. (સં.) ભટકે નહિ એવું; અનહદ; અખંડ.

**અનૂઠું**, વિ. નવુંજ; અપૂર્વ.

**અનૂઢ**, વિ. ( **सं. अन्+ऊढ**=પરણેલું ) અવિવાહિત; કુંવારૂં.

**અનૂઢા**, સ્ત્રી. (सं.) કુમારિકા; અવિવાહિતા.

**અનૂપ**, વિ. (सं.) ભેજવાળું; જેમાં પાણી ઘણું હોય એવું.

**અનૂરી**, સ્ત્રી. સીતાફળી.

**અનૂરૂં**, ન. સીતાફળ. (૨) અરૂશ.

**અનૃણી**, વિ. (सं.) જેને ઋણ–દેવું નથી રહેલું તે.

**અનૃત**, ન. ( **सं. अन्+ऋत**=સત્ય. ઉ. ) ખોટું; બેશરમજી. ( ૨ ) મિથ્યા. [ બોલનાર

**અનૃતવાદી**, વિ. (सं.) અસત્ય

**અનૃશંસ**, પુ. (सं) નૃશંસ નહિ તે.

**અને**, અ. ને; તથા; વળી.

**અનેક**, વિ. ( **सं. अन्+एक** ) એક નહિ તે; વધારે.

**અનેકગુણયુકત**, વિ. (सं.) ઘણા ગુણવાળું.

**અનેકગુણસંપન્ન**, વિ. (सं.) જેણે ઘણા ગુણો પ્રાપ્ત કરેલા છે એવું.

**અનેકચર**, વિ. (सं.) ઘણાં-ની સાથે રહીને ચાલનાર.

**અનેકતા**, સ્ત્રી. (सं.) અનેક-પણું; બહુપણું. (૨) એકતા નહિ તે; જુદાઈ. [ અનેક પ્રકારે.

**અનેકધા**, અ. (सं.) બહુધ;

**અનેકવચન**, ન. (सं.) બહુ-વચન.

**અનેકવર્ણસમીકરણ**, (**सं. अनेकवर्ण**=ઘણા અક્ષર+**समीकरण**=સમાનતા ) બીજ ગણિતમાં હિસાબ ગણવાનો એક પ્રકાર.

**અનેકવિધ**, અ. (सं.) બહુ બહુ રીતે; ઘણે પ્રકારે

**અનેકાર્થ**, વિ. ( **सं. अनेक+अर्थ** ) જેના ઘણા અર્થ થતા હોય એવું; અનેક પ્રયોજનવાળું.

**અનેનાસ**, જુઓ અનનાસ.

**અનેરૂં**, વિ. અન્ય; બીજું. (૨) અલૌકિક; વિચિત્ર.

**અનૈક્ય**, ન. ( **सं. अन्+ऐक्य** ) એકતા નહિ તે; જુદાઈ. (૨) અણબનાવ.

**અનૈયું**, વિ. (**अन्याय** ઉપ-રથી ) ન્યાયસર નહિ વર્તનારૂં.

**અનૈશ્વર્ય**, ન. (सं.) ઐશ્વર્ય-નો અભાવ. (૨) ગરીબાઇ.

**અનોખું**, વિ. અજાયબ જેવું (૨) જુદું નહિ તે.

**અનોઠી**, સ્ત્રી. ગાનારને મોટો તાલ આપતાં તબલા ઉપર જે અંગુઠો પછા-ડવો તે; થાપટ.

**અનોપમ**, વિ. જુઓ અનુપમ.

**અનૌરસ**, વિ. (**सं. अन्+उरस** ઉ. **औरस**=છાતીનું ) પોતાનો પુત્ર નહિ તે. (૨) અપુત્ર.

**અનૌરસ**, પુ. (સં.) દત્તક.

**અન્ન**, ન. (સં. अद्=ખાવું ઉ.) અનાજ; ખોરાક. (અન્ન=રાંધેલું અનાજ.) અન્ન તેનું પુણ્ય ને રાંધનારીને ધુમાડો=વસ્તુ જેની હોય તેને તેનો લાભ; બીજાને તો ખાલી શ્રમ. અન્ન આહારે અને ઘી વ્યવહારે=ઘટતું હોય તેમ કાર્ય કરવું. અન્ન પારકું છે, કંઇ પેટ પારકું છે ?=મફતનું હોય તોપણ ગજા પ્રમાણે લેવાય. અન્ન તેવો ઓડકાર=જેવું કાર્ય તેવું ફળ.

**અન્નકુટ**, (કાઠ), જુઓ અણકૂટ.

**અન્નછત્ર**, ન (સં. अन्न+सत्र ઉ) ખાવાનું આપવાનું સ્થાન; ધર્મશાળા.

**અન્નજળ**, ન. (સં. अन्न+जल) દાણોપાણી. (૨) નસીબ.

**અન્નદાતા**, પુ. (સં. अन्न+दातृ=આપનાર) અન્ન આપનાર; શેઠ; ગુજરાનનું સાધન મેળવી આપનાર.

**અન્નદાન**, ન. (સં. अन्न+दा=આપવું ઉ.) અન્નનું દાન કરવું તે.

**અન્નદેવ**, પુ. (સં.) અન્નનો દેવ; અન્ન પોતેજ. (અન્ન એક અતિ ઉપયોગી વસ્તુ છે તેથી તેને માનાર્થે 'અન્નદેવ' કહેવામાં આવે છે.)

**અન્નદેવતા**, સ્ત્રી. (સં.) અન્નની અધિદેવતા; અન્નપૂર્ણા.

**અન્નપાણી**, ન. અન્નજળ. (૨) નસીબ. (૩) જોઇએ તેટલું ખાવાપીવાનું ન મળવું તે. અન્નપાણીના દુકાળ=અતિ દૈન્ય.

**અન્નપૂર્ણા**, સ્ત્રી. (સં. अन्न+पूर्णा=ભરનારી) અન્ન પુરું પાડનારી દેવી.

**અન્નપ્રાશન**, ન. (સં. अन्न+प्राशन) બોટણું: નાનાં છોકરાંને પહેલવહેલું અન્ન ખવરાવવાનો સંસ્કાર. (સોળ સંસ્કારમાંનો એક સંસ્કાર.)

**અન્નમય** (સં. व. सं.) જેથીઅ બનેલું-ભરપુર (શરીર).

**અન્નમયકોશ**, પુ. (સં. अन्नमय=માત્ર અનાજ હોય તેવું+कोश=ભંડાર.) માત્ર અન્નથીજ બનેલો કોશ; શરીર. (પંચીકરણના મત પ્રમાણે આનંદમય, વિજ્ઞાનમય, મનોમય, પ્રાણમય અને અન્નમય કોશોથી શરીર બનેલું છે.)

**અન્નરસ**, પુ. (સં. अन्न+रस) અન્નનો લોહી જેવો જે પ્રવાહી બને છે તે; અન્નનું સત્વ.

**અન્નવસ્ત્ર**, પુ. (સં.) ખાવાનું તથા પહેરવાનું; ભરણપોષણ.

**અન્નવિકાર**, પુ. (સં. अन्न+विकार=બગાડ) અપચો; અપચાથી ઉત્પન્ન થએલો રોગ.

**અન્નાચ્છાદાન**, ન. (સં.) અન્ન અને ઘરનું જે સાધન તે

**અન્નાશય**, પુ. (સં. अन्न+आशय=આધાર) પેટ; જઠર.

**અન્નોદક**, ન. (સં. अन्न+उदक ઉપરથી.) અન્નજળ; ખાવું

પીવું. (૨) સચિત; ભાગ્ય. અન્નોદક ઊઠવાં=ભૂખથી મરી જવું; મરણનું ચિહ્ન જણાવું. (૨) અમુક સ્થળમાં રહેવાનો કાળ પુરો થવો.

**અન્ય**, વિ. (सं.) બીજું, જુદું.

**અન્યગામી**, વિ. (सं.) બીજે ઠેકાણે જનાર; વ્યભિચારી.

**અન્યત્ર**, અ. અહીં તહીં; બીજે ઠેકાણે (૨) સિવાય; નહિતર.

**અન્યથા**, અ. (सं.) બીજી રીતે. (૨) આડું; ઉલટું.

**અન્યભૃત**, સ્ત્રી. (सं. अन्य=भृत=પાળેલું ) કોયલ. ( કોયલના ઇંડાં કાગડી સેવે છે તેથી તેને અન્યભૃતા કહે છે. )

**અન્યા**, પુ. અન્યાય. (૨) સ્ત્રી. પરસ્ત્રી. (કાવ્યશાસ્ત્રમાં સ્ત્રીઓના ત્રણ ભેદ છેઃ સ્વીયા, અન્યા અને સામાન્યા )

**અન્યાય**, પુ. (सं. अ+न्याय=ઇનસાફ) ન્યાય નહિ તે; ગેરઈનસાફ; અનીતિ.

**અન્યાયી**, વિ. (सं.) અન્યાય કરનાર; અપ્રમાણિક; અધાર્મિક.

**અન્યારી**, સ્ત્રી. બાળવાનાં લાકડાંની આડી. [રીતે; ગમે તે પ્રકારે.

**અન્યેપન્યે**, અ. એક અથવા બીજી

**અન્યોક્તિ**, સ્ત્રી. (सं. अन्य+उक्ति=કહેતી ) અન્યને ઉદ્દેશીને કહેવું તે. (૨) હોય તેથી જુદું બોલવું તે.

**અન્યોન્ય**, વિ. (सं. अन्यः+अन्य ) પરસ્પર; એકમેક. (૨) એક બીજાને પુરતી કરી આપે એવા અર્થનો એક અલંકાર.

**અન્યોન્યાધ્યાસ**, પુ. (सं.) એક બીજાના ગુણનો એક બીજામાં આરોપ કરવો તે.

**અન્વય**, પુ. ( सं. अनु+=इ જવું. ઉ. ) એક પછી એકનો સંબંધ. ( કર્તા, કર્મ, વિશેષણ અને ક્રિયાપદનો સંબંધ. ) (૨) પ્રતિજ્ઞા અને અનુમાનનો સંબંધ. (૩) વંશ; કુળ; સંતતિ. (૪) ધોરણ; આશય; હેતુ. (૫) ભાવાર્થ.

**અન્વયી**, વિ. (सं.) સંબંધ બતાવનાર. (૨) વંશવાળુ.

**અન્વારોહણ**, ન. (सं.) પતિની પાછળ સતી થઇ બળી મરવું તે.

**અન્વાસન**, ન. (सं. अनु+आस्=બેસવું ઉપરથી आसन) ઉપાસના. (૨) પસ્તાવો. (૩) વિદ્યાર્થીઓનું સ્થાન.

**અન્વીક્ષણ**, ન. (सं. अनु+ई-क्षण=તપાસવું ) અવલોકન કરવું તે.

**અન્વેષ**, પુ. (सं. अनु+इष् ) શોધ. (૨) સાધણ.

**અન્વેષણ**, ન. (सं.) શોધન; પડપૂછ. (૨) જિજ્ઞાસા. (૩) અનુસંધાન.

**અપ**, અ. (सं.) નીચે, દૂર, જુદું અને અનાદર વગેરે અર્થ દેખાડનારો ઉપસર્ગ. (૨) વિ. હલકું.

**અપઈ**, વિ. જાણીતું; સમજાયેલું.

અપકર્મ, વિ.(સં.)નઠારૂં કામ.

અપકર્ષ, પુ. (સં. अप+कर्ष्=ખેંચવું ) પાછા પડવું તે; ઘટ.

અપકાય, ન. (સં. अप+काया =શરીર ) પાણીમાંના જીવ.

અપકાર, ન.(સં.अप+कृ=કરવું ઉ) ગુણ ઉપર અવગુણ કરવો તે; નુકસાન; દ્રોહ.

અપકારક, વિ. (સં.) અપકાર [ કરનાર.

અપકીર્ત્તિ, સ્ત્રી. ( સં. अप+कीर्त्ति ) અપયશ; બેઆબરૂ.

અપકૃત્ય, ન. ( સં. ) ખોટું કામ; નુકસાન.

અપકૃષ્ટ, વિ. ( સં. ) પાછું પડેલું; ઉતરી ગએલું. (૨) પાપ. [કાચું.

અપક્વ, વિ. (સં.) નહિ પાકેલું;

અપક્વતા, સ્ત્રી. (સં.) કચાશ.

અપક્ષ, વિ. ( સં. ) પાંખ વગરનું; જેને કોઇનો પક્ષ ન હોય તેવું; સહાય વગરનું. [ નહિ તે: સમભાવ.

અપક્ષપાત, પુ. (સં.) પક્ષપાત

અપગા, સ્ત્રી.(સં.)નદી;સરિતા.

અપઘાત, પુ. (સં.) કમોત; અકસ્માતથી જે અકાળ મરણ થાય તે.

અપચાર, પુ. (સં. अप+चर्= ચાલવું. ઉ.) અયોગ્ય રીતે ચાલવું તે; ખાવા પીવામાં પથ્ય ન પાળવું તે.

અપચિહ્ન, ન. (સં.) નઠારૂં ચિહ્ન. (૨) મરણનાં ચિહ્ન; ઘેલછાના ચિહ્ન.

અપચો, પુ. (સં. अ+पच्= પચવું ) અજીરણ. (૨) પેટમાં ભાર હોવો તે.

અપચ્છાય,પુ.(સં.अप+छाया) જેની છાયા ન હોય એવું: દેવ. (૨) વિ. નઠારી છાયાવાળું; ભૂત પ્રેત વગેરે.

અપછરા, જુઓ અપ્સરા. [હાર.

અપજય, પુ. (સં.) પરાજય;

અપજશ, પુ. ( સં. अप+ यश ) અપયશ. [ નઠારૂં.

અપજશીઉં, વિ. અપજશવાળું;

અપઝાડ, વિ. ખરાબ, નુકસાનવાળું; ઉંધુ.

અપટ, વિ. (સં. अ+पटु= ચતુર) સમજ વગરનું;અડાણી.[પડદો.

અપટ, અ. રોજ; નિત્ય. (૨) ના.

અપટી, સ્ત્રી. ઓપટી.

અપટુ, વિ. (સં.) હોશિઆર નહિ તે; ચંચળ નહિ તે. (૨) સહેલું નહિ તે.

અપટુતા, સ્ત્રી. (સં.) પટુતા–ચતુરાઇ–ચંચળાઇ નહિ તે; કઠિનતા.(૨) બોથડપણું.

અપઢ, વિ. (સં.)અભણ;મૂર્ખ.

અપત, વિ. બહુજ નાનું; કઇપણ સમજે નહિ એવું.

અપતિવ્રતા, સ્ત્રી. (સં.) પતિવ્રતા નહિ તે; પતિની સેવા નહિ કરનારી સ્ત્રી. (૨) વ્યભિચારિણી.

**અપતીજ,** સ્ત્રી. (સં. अ+प्रतीति ) અવિશ્વાસ; અધીરાઈ.

**અપત્ય,** ન. (સં. अ=નહિ +पत्=પડવું. ઉ.) છોકરું; સંતાન.

**અપથ,** પુ. (સં. अ+पथ=માર્ગ.) કુમાર્ગ; નઠારો રસ્તો.

**અપથગામી,** વિ. (સં.) કુમાર્ગે જનાર; અનીતિને રસ્તે જનાર.

**અપથ્ય,** વિ. (સં.) પથ્ય નહિ તે; રૂચતું નહિ તે; રોગ ઉત્પન્ન કરે અથવા વધારે એવું.

**અપદાર્થ,** પુ. (સં. अ=નહિ +पद्=શબ્દ+अर्थ=અર્થ ) જેનો કાંઇ અર્થ ન હોય એવું; વસ્તુતાએ કંઈ ન હોવું તે. (ન્યાયના ૧ દ્રવ્ય, ૨ ગુણ, ૩ કર્મ, ૪ સામાન્ય, ૫ વિશેષ, ૬ સમવાય અને ૭ અભાવ, એ સાત પદાર્થમાં નહિ એવું.)

**અપદેશ,** પુ. (સં. अप=નીચે +दिश्=જેવું ઉપરથી દેશ) બહાનું; છળ; વેશ બદલીને ગુપ્ત રહેવું તે. (૨) યુક્તિ. (૩) ખરાબ દેશ.

**અપદ્વાર,** ન. (સં.) પાછલું બારણું; ગુપ્ત દ્વાર. (૨) મળનો ઉત્સર્ગ કરવાનું દ્વાર; ગાંડ.

**અપધ્વંસ,** પુ. (સં.) ઉતરી પડવું તે; નાશ. [ વિકૃત થએલું.

**અપભ્રષ્ટ,** વિ. (સં.) પડેલું; 

**અપભ્રંશ,** (સં. अप+भ्रंश ઉ.) પડી ગએલી–અશુદ્ધ થઇ ગએલી ભાષા.

**અપમાન,** ન. (સં.अप=નીચે+मन्=વિચારવું. ઉપરથી मान) માન નહિ તે; અનાદર.

**અપમાર્ગ,** પુ. (સં. अप+मृज् ઉ.) સાફ કરવું તે, માંજવું તે. (૨) સં. अप+मार्ग. ઉ. ) અધમ માર્ગ; અવળો રસ્તો.

**અપમૃત્યુ,** ન. (સં. अप=નઠારૂં +मृत्यु=મરણ ) અકાળ મરણ; કમોત.

**અપયશ,** પુ. (સં.) અપજશ; નામોશી. [ (૨) પાછલું.

**અપર,** વિ. (સં.) ભિન્ન;બીજું.

**અપરઉદર,** ન. (સં. अपर=બીજું+उदर=પેટ ) ઓરમાન માતાના પેટનું; ઓરમાયું. [ કોઇ ઠેકાણે.

**અપરત્ર,** અ. (સં.) બીજે

**અપરપાઠ,** પુ. (સં. अपर+पाठ=અભ્યાસ ) અધ્યયન ઉપરાંતનું વાચન.

**અપર મા,** સ્ત્રી. (સં. अपर =બીજું+माता=મા) ઓરમાન મા; સાવકી મા.

**અપરરાત્ર,** સ્ત્રી. (સં.) પાછલી રાત; મોડું પરોઢીઉં.

**અપરસ્વસ્તિક,** પુ. (સં.) ક્ષિતિજમાંની લીટીનું પશ્ચિમ તરફનું બિંદુ.

અપરંચ, ત્રિ. (સં. अपरञ्च =બીજું-વિશેષ ) બીજું એ કે; વિશેષ એ છે કે (કાગળ પત્તરમાં).

અપરંપાર, ત્રિ પાર વિનાનું;બહુજ.

અપરાજિત, વિ. (સં. अ+परा+जि=જીતવું ) નહિ હારેલું; અજિત. (૨) વિષ્ણુ. (૩) શિવ. (૪) એક ઋષિનું નામ.

અપરાજિતા,સ્રી.(સં.)એક દેવી.

અપરાધ, પુ. (સં. अप+राध् ઉ.) આજ્ઞાનો ભંગ કરવો તે. (૨) દોષ; વાંક. (૩) પાપ.

અપરાધણ, સ્રી. અપરાધ કરનારી; પાપિણી. [ દોષી; પાપી

અપરાધી, વિ. (સં.) ગુનેગાર;

અપરાધીનતા, સ્રી. (સં. अ+पराधीनता) પરાધીનતા નહિ એવી સ્થિતિ; સ્વાધીનતા. (૨) (સં. अपर+अधीनता) બીજાને વશ રહેવાપણું; પરાધીનતા.

અપરાહ્ન, પુ. (સં. अपर=પાછલો + अह्न= દિવસ ) પાછલો પહોર; સાંજનો વખત.

અપરિગ્રહ, પુ. (સં.) પરિગ્રહ ન હોય તે; સંન્યાસી. (૨) કોઇની પાસેથી દાનમાં કંઇ નહિ લેવું તે.

અપરિચિત, ત્રિ. (સં.) નહિ પરિચિત તે; અજાણ્યું.

અપરિચ્છિન્ન, વિ. (સં.) જેના ભાગ પડેલા ન હોય એવું.

અપરિમિત, વિ. (સં.) નહિ પરિમિત; અમાપ.

અપરીક્ષિત, વિ. (સં. अ+परि+ईक्ष्=જોવું ) નહિ પારખેલું.

અપરોક્ષ, વિ. (સં.) આંખથી દૂર નહિ તેવું: પ્રત્યક્ષ.

અપર્જવું, અ. ક્રિ. તજવું.

અપર્યાપ્ત, ત્રિ. (સં. अ=નહિ +परि+आप्=એકઠું કરવું ) અસીમ; અત્યંત.

અપલક્ષણ, ન. (સં. अप + लक्षण ) સારૂં લક્ષણ નહિ તે; દુર્ગુણ.

અપલક્ષણું, વિ. અપલક્ષણવાળું; દુર્ગુણી. (૨) એબવાળું.

અપલ્યા, સ્રી. (સં. अ+पल =માંસ ઉ) દુબળી-અશક્ત-નિર્માલ્ય સ્રી. (૨) ગંદી-ફુઅડ.

અપવર્ગ, પુ. (સં. अप+वृज्=જવું. ઉ ) અંત આવી જવો તે; મુક્તિ; મોક્ષ.

અપવાદ, પુ. (સં. अप+वद् =બોલવું. ઉ.) આક્ષેપનું ખંડન કરી નાખવું તે; રદીઓ; જવાબ. (૨) આળ ચડાવવું તે; નિંદા.

અપવાદી, વિ. ખોટી રીતે વાદ ચલાવનાર (૨) અસત્યવાદી.

અપવાસ, પુ. જુઓ ઉપવાસ.

**અપવાસણ**, જુઓ ઉપવાસણ.

**અપવાસી**, જુઓ ઉપવાસી.

**અપવિત્ર**, વિ.(सं. अ+पवित्र-पु=પવિત્ર રહેવું) પવિત્રતા રહિત; મલિન; દૂષિત.

**અપવિત્રતા**, સ્ત્રી. (सं ) અશુદ્ધિ; અસ્વચ્છતા.

**પવિત્રપણું**, જુઓ અપવિત્રતા.

**અપવિદ્ધ**, વિ. (सं.) તજેલું (૨) રદ કરેલું. (૩) વિંધેલું.

**અપવિદ્ધ**, પુ. ( सं. ) કોઇએ તજી દીધેલો અને કોઇએ ઉછેરેલો છોકરો; ધર્મશાસ્ત્રોમાં જે બાર જાતના પુત્રો કહેલા છે તેમાંનો એક.

**અપવ્યય** પુ. (सं. अप+व्यय=ખરચ) અયોગ્ય ખરચ.

**અપશબ્દ**, પુ. ( सं. अप+शब्द=શબ્દ) અપભ્રંશ. ૨) ગાળ; અઘટિત શબ્દ.

**અપશુકન**, પુ. (ફા. શગુન=એક પંખી. આ પંખીનું સામે આવવું સારૂં ગણાય છે તે ઉપરથી શુકન શબ્દ થએલો છે. ) અશુભ ચિહ્ન. અપશુકન કરવાં=શુભ કામ કરવા જનારને અશુભ ચિહ્ન દેખાડવાં. અપશુકન થવાં=ખોટાં શકુન જણાવાં. ખોટા બિલાડી અપશુકનમાંથી ન ગયાં=ભુંડું ભુંડાનો સાથ ભજવે.

**અપશુકનિઆળ**, વિ. અશુભ ચિહ્નવાળું; અમંગળ.

**અપસવ્ય**, ત્રિ. (सं.) જમણું. (૨) ઉલટું. અપસવ્ય કરવું=ડાબે ખભે જનોઈ હોય તે જમણે ખભે ફેરવવી. સવ્ય-અપસવ્ય કરી નાંખવું=ઉલટું સુલટું કરી નાખવું.

**અપસ્માર**, પુ. (सं.) વાયુનો એક રોગ; તાણનો રોગ.

**અપહરણ**, ન. (सं. अप+हृ-हर्=લઈ જવું) નસાડી જવું તે; ચોરી જવું તે.

**અપહાર**, પુ. અપહરણ; છીનવી લેવું તે; હડાવી જવું તે; ખરચ કરી નાખવું તે.

**અપહ્નુતિ**, સ્ત્રી. (सं. अप+ह्नु=છુપાવવું ) જાણીતું હોય તે છુપાવી રાખવું તે; ચૂરવણી. (૨) આ નામનો એક અર્થાલંકાર; જેમાં એક વાત છુપાવીને બીજીનો ધ્વનિ કરાય તે.

**અપંગ**, ત્રિ. એક અથવા વધારે અંગોની ખોડ હોય તેવું. (પગની ખોડવાળું તે લુલું, કાનની ખોડવાળું તે બહેરૂં, વગેરે.)

**અપંચીકૃત**, વિ. (सं.) પંચમહાભૂતમાં વહેંચી નાખેલું નહિ એવું; સ્થૂલ. (શરીરાદિ)

**અપંક્તિ**, વિ. (सं.) પંક્તિ નહિ. સેઃ નહિ બેસેલા; અલગ.

અપંડિતતા, સ્ત્રી.(સં.) પંડિતપણું નહિ તે

અપંથ, પુ. (સં.) કુમાર્ગ. (૨) અનીતિ.

અપાકરણ, ન. (સં. अप+कृ=કરવું. ઉ.) દૂર કરવું તે; દેવું અદા કરી દેવું તે.

અપાટવ, (સં.) અકુશળતા; કાર્ય કરવાની ચતુરાઈ નહિ તે, જડતા.

અપાતકી, (સં. अ=નાહ+पातकी=પાપી) પાપી નહિ તે, નિર્દોષ.

અપાત્ર. વિ. (સં.) પાત્ર નહિ તે; કુપાત્ર; ગુણહીન.

અપાદાન, (સં. अप + आ+दा=આપવું )પાંચમી વિભક્તિનું કારક. (વ્યાકરણ).

અપાન, (સં. अप+अन्=શ્વાસ લેવો) શરીરના નીચલા ભાગમાં રહેલો વાયુ; પાદ. (પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન.)

અપાપ, વિ. (સં) પાપ રહિત.

અપામાર્ગ, પુ.(સં.) અઘેડો.

અપાય, પુ. (સં. अप+इ=જવું. ઉ.) જઈ રહેવું તે; અલોપ. (૨) છૂટું પડવું તે. (૩) દુઃખ. (૪) હાનિ; નાશ. (૫) અનિષ્ટનું કારણ.

અપાયી, વિ. (સં.) અપાય કરનાર.

અપાર, વિ. (સં. अ+पृ=ભરવું. ઉ.) જેનો પાર ન હોય તેવું; ઘણું.

અપારદર્શક, વિ. (અ+પારદર્શક) જેમાંથી આરપાર દેખાય નહિ એવું; મલિન.

અપાવવું, સ. ક્રિ. પ્રે. આપે એમ કરવું.

અપાશરો, (મરો), પુ. (સં. उपाश्रय ઉપરથી) જૈનોનું એક ધાર્મિક સ્થાન. અપાશરે દીવો=અશક્ય અને અસંભવિત વાત (દીવામાં પડી જીવજંતુ મરે તેથી અપાશરામાં કદી પણ દીવો કરવામાં આવતો નથી તે પરથી)

અપાંગ, ન. (સં.) આંખનો ખૂણો. (૨) તિલક.

અપાંગદર્શન, ન. (સં.)કટાક્ષ; આંખના એક ખૂણા તરફથી જોવું તે.

અપાંગનેત્ર, ન. (સં.) અણીઆળી આંખો. [વળી.

અપિ, અ. (સં.) પણ; અને;

અપિચ, અ. (સં.) વળી; પણ; એમકે.

અપીલ, સ્ત્રી. (અં.) નીચલી અદાલતના ચુકાદા ઉપર ફરીને વિચાર કરવાની ઉપલી અદાલતને અરજ કરવી તે; અરજ. (૨) ખરેખરી બાબત રજૂ કરી યોગ્ય લાગે તેમ કરવાની લોકને વિનતિ કરવી તે.

અપીલકોર્ટ, સ્ત્રી. (અં.) અપીલ સાંભળનારી અદાલત.

**અપુચ્છ,** વિ. (सं. अ=નહિ +पुच्छ=પુછડું ) પુછડું ન હોય તેવું; બાંડું.

**અપુત્ર,** વિ. ( सं. अ=નહિ +पुत्र=છોકરો ) પુત્રવગરનું; વાંઝીઉં.

**અપુષ્પ,** વિ (सं.) જેને ફૂલ થતાં નથી એવી (વનસ્પતિ).

**અપૂજ,** વિ.(सं.) પૂજા વિનાનું, પૂજા વિના રહી ગયેલું.

**અપૂજ્ય.** વિ. (सं.) પૂજવાને યોગ્ય નહિ તે.

**અપૂપ,** ન. ( सं. ) પૂરી; રોટલી; માલપુઓ.

**અપૂર્ણ.** વિ. (सं.) પૂર્ણ નહિ તે; અધુરૂં.

**અપૂર્ણકાળ,** પુ. (सं.) પૂર્ણકાળ નહિ તે. (વ્યા)

**અપૂર્ણતા,** સ્ત્રી.(सं.) અધુરાપણું.

**અપૂર્ણબીજ,** ન. (सं.)અક્ષર- ગણિતમાં અપૂર્ણ રકમ બતાવનારા અક્ષરો.

**અપૂર્ણાંક,** પુ. ( सं. ) અપૂર્ણ અંકથી હિસાબ ગણવાની ગણિતની એક રીત. (૨) પૂર્ણ આંકડો નહિ તે; ½, ⅓, ¼, ⅔ વગેરે.

**અપૂર્વ,** વિ. (सं. अ+पूर्व) પૂર્વે નહિ બનેલું એવું; નવું.(૨)અદ્ભુત.

**અપૂર્વતા,** સ્ત્રી. નવીનતા;નવાઈ. (૨) વિચિત્રતા.

**અપૂશ,** સ્ત્રી થકવી નાખવું તે; પાણી ઉતરાવવું તે.

**અપૂસાન,** ન. (सं.) ભોજનને આરંભે અને અંતે જે આચમન કરવું તે.

**અપેક્ષા.** સ્ત્રી. (सं. अप+ईक्ष =જોવું ) આશા રાખવી તે; આશા, ગરજ.

**અપેક્ષિત.** વિ. ( सं ) ઇચ્છા રાખતું હોય એવું કકરવાનુ

**અપેક્ષ્ય.** વિ. (सं.)ઈચ્છવા યોગ્ય.

**અપેખ.** વિ. ન દેખાય એવું, અજાણ્યું.

**અપ્પટ.** (અપટ), અ નિત્ય. (૨) કમઅક્કલ, બેવકૂફ

**અપ્પાસ,** પુ. ઉપ્વાસ.

**અપ્રકટ,** વિ. ( अ=નહિ+प्र+कट =બાજુ ) ખુલ્લું નહિ તે; છાનું.

**અપ્રકૃત,** વિ. ( सं. ) ચાલુ બાબત સાથે જેને સંબંધ ન હોય એવું; અપ્રાસંગિક.

**અપ્રગલ્ભ,** વિ. (सं.) નમ્ર; શરમાળ. (૨) અપાવરધુ. [વાંઝીઉં.

**અપ્રજ,** વિ.(सं.) પ્રજા વગરનું;

**અપ્રણીત,** વિ. ( सं. ) જેને સંસ્કારો ન કરવામાં આવ્યા હોય એવું.

**અપ્રતિકૂલ,** વિ. (सं.) પ્રતિકૂલ નહિ તે; અનુકૂળ; ગમતું.

**અપ્રતિભટ,** પુ. ( सं. ) જેના

જેવો બીજો ભટ ન હોય એવો ભટ; અજીત યોદ્ધો.

**અપ્રતિમ**, વિ. ( સં. अ=નહિ +प्रति+मा = માપવું ઉ.) નિરુપમ; અપૂર્વ; સર્વોત્તમ.

**અપ્રતિષેધ**, પુ. ( સં. ) જેનો અટકાવ કરેલો ન હોય તે.

**અપ્રતિષ્ઠા**, સ્ત્રી. (સં.अ+प्रति +स्था = ઉભા રહેવું ) અપમાન; બેઆબરૂ.

**અપ્રતિહત**, વિ. ( સં. ) નહિ અટકાવેલું તે; ન અટકાવી અથવા ન હણી શકાય એવું.

**અપ્રતીજ** } જુ. અપ્રતીતિ.
**અપ્રતીત**

**અપ્રતીતિ**, સ્ત્રી. ( સં. अ+प्र- तीति=ભરોસો ) ખાતરી નહિ તે; અવિશ્વાસ.

**અપ્રત્યક્ષ**, વિ. ( સં. ) પ્રત્યક્ષ નહિ તે; ગેરહાજર.

**અપ્રત્યય**, વિ.(સં.) અવિશ્વાસ; સંશય.

**અપ્રધાન**, વિ. (સં. अ +प्र+ धा=મૂકવું. प्रधान=મુખ્ય ) ગૌણ; જરૂરનું નહિ એવું.

**અપ્રમાણ**, વિ. ( સં. अ+प्र+ मा=માપવું ઉ.) પ્રમાણ રહિત; અ-માપ. (૨) પુરાવા વગરનું; અસત્ય. (૩) આધારરહિત; મુદ્દા વગરનું; અમાન્ય; મિથ્યા.

**અપ્રમાણિક**, ( અપ્રામાણિક ), વિ. (સં.) પ્રમાણિક નહિ તે; જેની ઉપર વિશ્વાસ રખાય નહિ એવું; જેની સાખ ન હોય એવું.

**અપ્રમાણિકતા**, સ્ત્રી. લુચ્ચાઇ, કહેવું-દેખાડવું કંઈ ને કરવું કંઇ તે.

**અપ્રમાણિકપણું**, ન. અ-પ્રમાણિકતા.

**અપ્રમાદ**, પુ. ( સં. ) પ્રમાદ નહિ તે. (૨) વિ. આળસરહિત; ભૂલ-ચૂક કરે નહિ એવું; તેજ.

**અપ્રમિત**, વિ. ( સં. अ+प्र- मित=માપેલું) અમાપ; બેહદ. (૨) સાબીત નહિ થએલું.

**અપ્રમેય**, વિ. (સં.) માપ નહિ એવું; અમાપ; અપાર.

**અપ્રયોજક**, વિ. (સં.) પ્રયોજક નહિ તે; નિષ્ફળ. (૨) કોઇ યોજનામાં કામ નહિ આવે એવું.

**અપ્રવાસી**, વિ. (સં.) પ્રવાસી નહિ તે.

**અપ્રવાહી**, વિ. (સં.) પ્રવાહી નહિ તે; ઘટ્ટ; કઠણ.

**અપ્રવૃત્ત**, વિ. ( સં. ) પ્રવૃત્ત થએલું નહિ તે; સુસ્ત; નિવૃત્ત.

**અપ્રશસ્ત**, વિ. ( સં. अ+प्र+ शंस्=વખાણવું ) નહિ વખણાએલું; નિંદ્ય. (૨) વિસ્તારરહિત; વ્યવહારમાં ચાલેલું નહિ એવું.

અપ્રસન્ન, વિ. (સં.) નાખુશ; દિલગીર. (૨) પ્રતિકૂળ; વિપરીત.

અપ્રસન્નતા, સ્ત્રી. (સં.) નાખુશી; અવકૃપા; નાપસંદગી.

અપ્રસાદ, પુ. (સં. अ=નહિ+प्र+सद्=બેસવું) પ્રસાદ નહિ તે; નાખુશી.

અપ્રસિદ્ધ, વિ. (સં.) પ્રસિદ્ધ નહિ તે; અજાણ્યું.

અપ્રસ્તુત, વિ. (સં. अ=નહિ+प्रस्तुत ઉ.) પ્રસ્તુત નહિ તે; ચાલુ પ્રસંગનું નહિ એવું.

અપ્રસ્તુતપ્રશંસા, સ્ત્રી. (સં.) કાવ્યશાસ્ત્રનો એક અર્થાલંકાર.

અપ્રાકૃત, વિ. (સં.) પ્રાકૃત નહિ તે, વિલક્ષણ; સામાન્ય નહિ એવું.

અપ્રાપ્ય, વિ. (સં. अ=નહિ+प्र+आप्=મેળવવું) નહિ મળતું.

અપ્રાપ્તકાળ, પુ. (સં.) કુવખત. (૨) વિ. મોસમ પહેલાનું; વહેલું

અપ્રાપ્તિ, સ્ત્રી. (સં.) ન આવી મળવું તે; નુકસાન; કંઇ પ્રાપ્ત ન થવું તે.

અપ્રામાણિક, વિ. જુઓ અપ્રમાણિક.

અપ્રાપ્તયૌવન, વિ. (સં.) નથી પ્રાપ્ત થએલું યૌવન જેને તે; સગીર.

અપ્રાપ્તવ્યવહાર, વિ. (સં.) જેને વ્યવહાર સોંપવાનો સમય પ્રાપ્ત થયો ન હોય એવું; સગીર.

અપ્રાસંગિક, વિ. (સં.) વગર પ્રસંગનું; અકાલિક. (૨) બીન જરૂરનું. (૩) ન લાગુ પડતું હોય એવું.

અપ્રિય, વિ. (સં. अ=નહિ+प्री=પ્રસન્ન કરવું) પ્રિય નહિ તે; અણગમતું. [પ્રિય લાગવું તે;અભાવ.

અપ્રિયતા, સ્ત્રી. (સં.) નહિ

અપ્રીતિ, સ્ત્રી. (સં.) પ્રીતિ નહિ તે; કંટાળો.

અપ્રેમી, વિ. (સં.) પ્રેમ વગરનું; નિર્દય.

અપ્સરા, સ્ત્રી. (સં. अप्=જળ તેમાંથી सृ=सर्=સરવું—નીકળવું ઉપરથી. अप्सरा સમુદ્ર મંથન કર્યું ત્યારે સમુદ્રમાંથી નીકળી હતી) અતિ રૂપાળી સ્ત્રીઓનો એક વર્ગ.

અફગાન, પુ. (ફા.) અફગાનિસ્તાનનો વતની; કાબુલી.

અફગાની, વિ. અફગાનિસ્તાનનું.

અફર, વિ. નહિ ફરે એવું; મુકરર.

અફરાતફરી, સ્ત્રી. (ઇફરાત+તફરાત=ખેંચા લેવું) અહીંનું તહીં ને તહીંનું અહીં એમ જે કંઈ થયું હોય તે; ફેરબદલી. (૨) ઉચાપત.

અફલાતુન, વિ. (અ.) ગ્રીસના મહાન તત્વવેત્તા પ્લેટોના નામ ઉપરથી થએલું વિશેષણ; સર્વોત્તમ.

અફુલિત, વિ. (સં.) નહિ ફુલેલું; નિષ્ફળ.

**અફવા.** સ્ત્રી. (આ.) ઉડતી ખબર; લોકમાં એકાએક ચાલેલી વાત; ગપ.

**અફસોસ.** પુ. (આ. અફસોસ્ ઉ) શોક. (૨) પસ્તાવો. (૩) અ. અરે.

**અફસોસી.** સ્ત્રી. (ફા.) દીલગીરી; પશ્ચાત્તાપ.

**અફળ.** વિ. (સં અ=નહિ + फल=ફળ) નિરર્થક જવું તે; નિષ્ફળ.

**અફળા.** સ્ત્રી. (સં) જેને ફળ થતાં ન હોય એવી વનસ્પતિ; કુંવાર.

**અફળાટ.** પુ. (સં आ=ખતિ અને स्फाल्=અથડાવું) અફળાવું તે; અફળાવાથી જે અવાજ થાય તે.

**અફળાટવું.** સ. ક્રિ એક વસ્તુ બીજી વસ્તુ સાથે અફળાય તેમ કરવું; પછાડવું; ઠોકવું.

**અફળાવવું.** સ ક્રિ. પછાડવું. અથડાવવું.

**અફળાવું.** અ. ક્રિ. અવાજ થાય તેવી રીતે જોરથી અથડાવું; પછડાવું; ભટકાવું. (૨) લડી પડવું.

**અફાળકુટ.** સ્ત્રી. અફળાવું તે.

**અફાળવું** સ. ક્રિ અવાજ થાય તેવી રીતે પછાડવું અથવા ફેંકી દેવું.

**અફાળાવવું.** સ. ક્રિ. પ્રે પછાડાવવું

**અફીણ.** ન. (આ. આફ્યૂન્= અફીણ.) ખસખસના લીલાં ડોડવામાંથી નીકળતો કાળો અને તેલીઓ રસ. (અફીણ ઝેરી અને કડવું દ્રવ્ય છે. એ અમુક માત્રાથી વિશેષ ખવાય તો મરણ થાય છે.) અફીણ ખાવું=આપઘાત કરવો.

**અફીણી.** વિ. અફીણના બંધાણવાળું. (૨) (લા) સુસ્ત; આળસુ.

**અફીણીઓ.** પુ. અફીણનો વ્યસની

**અફીમ.** જુઓ અફીણ.

**અબખો,** પુ અભાવ

**અબખોરો.** પુ. (આ. આબ્ખોરા ઉ.) પાણી વાળું પહોળા મોનું પાણી પીવાનું પાત્ર; ટોયલી, આપખોરી

**અબગરવું,** સ. ક્રિ. ફાયદો કરવો.

**અબગાર,** ન. ખાતી વખતે જે ઘી પીરસવામા આવે તે.

**અબઘડી.** અ. હમણાંતે હપણાજ, તાબડતોબ.

**અબજ,** (સં. अब्ज) સો કરોડ જેટલી સંખ્યા

**અબદાગીરી,** સ્ત્રી. (આ આફ્તાબ+ગીરી. ફ.) રાજા અને મોટા માણસોને માથે જે સુદર કિંમતી છત્ર ધરવામા આવે છે તે

**અબદાલી,** પુ.(આ.) ધર્મિપુરુષ.

**અબદુલ્લા,** પુ. (આ.) પરમેશ્વરનો પૂજક.

**અબદ્ધ,** વિ. (સં. अ=નહિ +बन्ध् = બાંધવું. बद्ध = બાંધેલું.) બાંધેલું નહિ તે; છુટું.

**અબધૂત,** પુ. (સં. अव+धू

=ખંખેરી નાખવું ) વેરાગી; બાવો; સાધુ. (૨) પોતાના સ્વચ્છંદમાં નિમગ્ન રહેનાર; મસ્ત.

**અબનાલ**, સ્ત્રી. ( ફા. અબનાલ્ ઉ. ) તરવારની મૂઠ આગળ અને અણી આગળ સોના રૂપાની જે મિનાકારી ખોળી હોય છે તે.

**અબનુસપાન**, ન. ( तेलंगु ) ટીમરૂ; ટીમરવો. (એના ફળ મીઠા હોય છે અબનુસ દવામાં ગ્રાહી, વાતલ, અને પ્રમેહ મટાડનાર છે. એનું લાકડું પણ ઉપયોગમાં આવે છે.)

**અબરખ**, ( सं. अभ्रक ) ચળકતી પતરીદાર ને પારદર્શક એક ધાતુ. ( અબરખ ધોળું, કાળું, પીળું અને લીલું એમ ચાર જાતનું મળી આવે છે.)

**અબરૂ**, સ્ત્રી. (ફા. અ =ભમર) ભમર.

**અબલક**, (ખ), વિ. ( આ. આબ્લક= ચિત્રવિચિત્ર ) ચિત્રવિચિત્ર; કાબરચીતરૂં.

**અબલકી**, (ખી), વિ. કાબરચીતરૂં; પચરંગી. ' અબલખી ઘોડો '= પચરંગી ઘોડો.

**અબળ**, વિ. (સં.) બળ રહિત, દુર્બળ; નબળું.

**અબળા**, સ્ત્રી. (સં.) જેનામાં બળ ન હોય તે; નારી.

**અબંબ**, ન. ગડબડ.

**અબાધ**, વિ. ( સં. ) જેમાં કશી હરકત આવે તેમ ન હોય એવું.

**અબાધક**, વિ. (સં.) બાધ કરે એવું ન હોય તે.

**અબાધિત**, વિ. (સં.) અડચણ વગરનું; કશા પણ વાંધા વગરનું; દોષ વગરનું.

**અબાન્ધવ**, વિ. ( સં. ) જેને કુટુંબીઓ ન હોય તેવું; એકલવાયું.

**અબામ**, પુ. રીતરિવાજ; કરકરિઆવર.

**અબારૂં**, વિ. જેમાં વકાર-ફરિઆદ ન હોય તેવું; અધાધુંધ.

**અબાશી**, જુઓ અબ્બાશાહી.

**અબી**, અ. (सं अपि ઉપરથી ) હમણાં; હાલ.

**અબીર**, (લ ). ન. ( આ. અબીર=સુગંધ ) એક તરેહનો ખુશબોદાર ધોળો કાળો અથવા સફેત ભભરો ભૂકો. ( અબીલ ગુલાલ એ બે શબ્દો સાથેજ વપરાય છે. )

**અબુધ**, વિ. ( સં. ) મૂર્ખ; મૂઢ; અણસમજુ; કમઅક્કલ.

**અબુલોડબુલો**, પુ. પાણીમાં તરતાં તરતાં રમવાની છોકરાની એક રમત.

**અબુવો**, પુ. ( આબવો-આબુવો ) એક જાતની ફાફડાશીંગ. (આનું શાક અને અથાણું થાય છે.)

**અબુજ**, વિ. (સં. बुध्=જાણવું ઉ.) અણસમજુ; મૂર્ખ; મૂઢ.

અબૂઝ,વિ. જેને કદર ન હોય તે.

અબે, અ. અરે; એ. ( તિરસ્કારથી કોઇને બુંકારો કરવો તે.)

અબેતબે, વિ. જેમાં 'અબેતબે' બોલાય એવી, ( હિંદી ભાષા ).

અબોખા, પુ. કન્યાવાળા વરવાળાને ત્યાં ખાજું અને ખાંડ વરને ખવરાવવાને લઈ જાય છે તે. (૨) અમુક વસ્તુ જોવી પણ ન ગમે તે; અબખો; અભાવ.

અબોખેપડવું, સ. ક્રિ અભાવ થવો; અરુચિ થવી; મનથી ઉતરી જવું; અબખે પડવું.

અબોટ, પુ. છાણમાટીથી રસોઈની અને જમવાની જગા લીંપવી તે. (૨) જમવાને સારૂ નાહ્યા પછી ન અડકાય એવી જે સ્થિતિ તે. (૩) નાહ્યા વગર જ્યાં જવાય કે અડકાય નહિ એવું સ્થળ. (૪) પાતળું પાતળું લીંપવું તે.

અબોટીઉં, ન. જમતી વખતે પહેરવાનું રેશમનું–ઊનનું–શણનું વસ્ત્ર.

અબોલ, વિ. નહિ બોલવું તે; ચૂપ રહેવું તે. (૨) બેભાન.

અબોલા, પુ. નહિ બોલવું તે; રીસાઈને માન ધરવું તે; રૂસણું.

અબોલ્યું, વિ. નહિ બોલેલું; નહિ બોલવા બરોબર કરવું તે; બોલીને ફરી જવું તે. [સો કરોડ જેટલી સંખ્યા.

અબ્જ, ન. (સં.) કમળ. (૨)

અબ્દ, ન. (સં.) વાદળું: વરસાદ. (૨) વર્ષ; (૩) નાગરમોથ.

અબ્દસાર, પુ. (સં.) કપૂર.

અબ્દુર્ગ, પુ. (સં.) ચારે તરફ પાણી ભરેલું હોય એવો કિલ્લો.

અબ્ધિ, પુ. (સં.) સમુદ્ર.

અબ્ધિજા, સ્ત્રી.(સં.) સમુદ્રમાંથી ઉત્પન્ન થએલી–લક્ષ્મી.

અબ્બા, સ્ત્રી. ( સં. अम्बा= માતા.) મા; બા. (૨) ઘરડી ડોશી; ઘરડી ચાકરડી

અબ્બાશાઈ, વિ. જાંબુડીઆ.

અબ્બાસ, પુ. (આ.) સિંહ.

અબ્બાસી, પુ. (આ.) વાદળી, કાળો અથવા રતાશ પડતો વાદળી રંગ.

અભક, જુઓ હબક.

અભક્ત, વિ. ( સં. ) ભક્તિરહિત; બેવફા. (૨) નહિ વહેંચેલું.

અભક્તિ,સ્ત્રી.(સં.)ભક્તિ નહિ તે.

અભક્તિમાન, વિ. ભક્તિમાન નહિ તે. [ યોગ્ય નહિ તે.

અભક્ષ, વિ. ( સં. ) ખાવાને

અભક્ષ્ય, વિ. (સં.) નહિ ખાવા યોગ્ય. (૨) 'ન ખાવું' એવી જેને માટે મના કરેલી હોય તે.

અભડછેટ, જુઓ આભડછેટ.

અભડબોળો,જુઓ આભડબોળો.

અભડવા જવું, અ. ક્રિ. અભડાવા જવું;જ્યાં મરણ થયું હોય ત્યાં જવું.

**અભડાએલું**, વિ. જેને અડવું ન હોય તેને અડેલું. (૨) અપવિત્ર.

**અભડાવવું**, સ. ક્રિ. પ્રે. અભડાય તેમ કરવું; અપવિત્ર કરવું.

**અભડાવું**, અ.ક્રિ. સ્નાન કરીને શુદ્ધ થવું પડે એવી સ્થિતિમાં જવું; અપવિત્ર થવું. (૨) સ્ત્રીઓને ઋતુ-અટકાવ આવવો.

**અભણ**,વિ.નહિભણેલું;અક્ષરઅ-ય.

**અભદ્ર**, વિ. (સં.) અશુભ.(૨) ખરાબ.

**અભય**, પુ. (સં.) ભય નહિ તે. (૨) ભય રાખવાનું કારણ ન રહે એમ કરવું તે; અભયદાન.

**અભય**, વિ. (સં.) ભય વગરનું.

**અભયડિંડિમ**,ન.(સં.) સુલેહનો ઢંઢેરો.

**અભયદંડ**, પુ. (સં.) જેનાથી ભય રહે નહિ એવો દંડ.(પાંચ દંડમાંનો એક દંડ.)

**અભયદાન**, ન. (સં.) 'ભય નહિ થાય' એવું જે વચન આપવું તે; સલામતી બક્ષવી તે.

**અભયપત્ર**, પુ.(સં.) સલામતીને માટે દસ્તાવેજ કરી આપવો તે.

**અભયપદ**, ન. (સં.) ભય ન હોય એવું સ્થાન; મોક્ષ.

**અભયંકર**, વિ. ભયંકર નહિ તે; સૌમ્ય; રળિઆમણું.

**અભયા**, સ્ત્રી. (સં.) હરડે. (૨) એક દેવીનું નામ.

**અભયી**, વિ. (સં.) જેને અભય વચન મળેલું હોય તે;હિંમતવાળું.

**અભર**, વિ. ખાલી.(૨)ગરીબ.

**અભરખો** પુ.અભિલાષ;ઉમંગકોડ.

**અભરાઈ**, સ્ત્રી. ભીંતની સાથે સરસામાન મૂકવાને જે પાટીઓ જડવામાં આવે છે તે; છાજલી (૨) એક જાતનો સોનાનો ચારમી સિક્કો

**અભરાભરણ**, પુ. (અભર=ગરીબ+આ+ભરણ=ભરનાર-પોષક) ગરીબને પાળનાર; પરમેશ્વર.

**અભરામ**, વિ. (સં. अभ्रम ઉ) જેમાં કંઈ ભ્રમ ન હોય એવું,નિર્ભ્રમ. (અભરામ કુલ ન દાવા=ભ્રમવાળી સ્થિતિમાં નહિ પરંતુ સારી અક્કલ હોશિઆરીમાં તે લખત કરી આપેલું છે એટલે તે દાવો કરવાને યોગ્ય નથી.)

**અભરામ કુલ ન દાવા**, જેને માટે ફરીને કોઈ પણ રીતનો દાવો લાગુ કરાય નહિ એવું.

**અભરામી**, વિ. જેમાં કશો ભ્રમ રહેલો ન હોય એવું.

**અભરેભરવું**, સ. ક્રિ ન ભરાય તેવું હોય તે પણ ભરવું તે; પુષ્કળ આપવું તે. (૨) અનાથનું રક્ષણ કરવું.

**અભર્તૃકા**, સ્ત્રી. (સં.) જેને ભર્તા નથી તે; વિધવા.

**અભવ**, પુ. (સં.) મોક્ષ; સદ્ગતિ. (૨) વિનાશ.

**અભવ્ય**, વિ. (સં.) ભવ્ય નહિ તે; કનિષ્ટ.

**અભંગ**, પુ. ( મ. ) મરાઠી સાહિત્યમાંના એક રાગનું નામ. [આખું.

**અભંગ**, વિ. (સં.)નહિ ભાંગેલું.

**અભાખી**, (પી), વિ. ( સં. ) નહિ બોલનાર; મૌનવ્રતવાળું.

**અભાગણી**, વિ. (સ્ત્રી.) જેનું ભાગ્ય સારૂં ન હોય એવી સ્ત્રી;કમનશીબ

**અભાગી**, વિ. ( સં. ) સારા ભાગ્યવાળું નહિ તે.

**અભાગીઉં**, વિ. દુર્ભાગીઉ. (૨) દુઃખી; ગરીબ.

**અભાગ્ય**, ન. (સં.) દુર્ભાગ્ય.

**અભાવ**, પુ. (સં.) નહિ હોવું તે. (૨) ભાવ જતો રહેવો તે;અણગમો. (૩) અરૂચિ.

**અભાવા**, પુ. ખવાય નહિ તેમ છતાં પણ વિવિધ વસ્તુઓ ખાવાની જે ભાવનાઓ થવી તે; અભરખા; દોહદ.

**અભાવું**, ( અભાવવું ) નહિ ભાવવું તે.

**અભાવો**, પુ. જુઓ અભાવા.

**અભાષણ**, ન. ( સં. अ=નહિ +भाष=બોલવું ઉ. ) નહિ ભાષણ કરવું તે; મૌન.

**અભાસ**, જુઓ આભાસ.

**અભિ**, અ.(સં.) પ્રતિ,સામું;તરફ; ચારે બાજુનું; સરખું; સાથે; જુદું;પાસે; આગળ; નજીક, વગેરે અર્થ બતાવનારો ઉપસર્ગ.

**અભિકાંક્ષા**, સ્ત્રી. (સં. अभि +कांक्ष=ઇચ્છવું.) ઇચ્છા, અભિલાષા: લોભ.

**અભિક્રમ**, પુ. ( સં. अभि +क्रम्=જવું) આરંભ; શરૂઆત કરવી તે. (૨) ચડાઈ [રડવું તે. સંતાપ,કકળાટ

**અભિક્રોશ**, પુ.(સં.) પશ્ચાત્તાપ;

**અભિગમન**, ન. ( સં. अभि +गम्=જવું ) પાછળ જવું તે,આગળ વધવું તે; પાસે જવું-સામે જવું તે.

**અભિગ્રસ્ત**, વિ. ( સં. अभि +ग्रस = ગળવું-પકડવું ) ઘેરાએલું; સપડાએલું

**અભિગ્રહ**, પુ (સં.) હુમલો ચઢાઈ. (૨) ગૌરવ; મહત્તા. (૩) ધારણા ધારવી તે.(૪)શત્રુથી પકડાએલું તે; બાન.

**અભિચર**,પુ.(સં.) દાસ; સેવક; નોકર.

**અભિચાર**, પુ. ( સં. अभि+ चर्=ચાલવું) હિંસાકર્મ,મારણપ્રયોગ. (મારણ, મોહન, સ્તંભન, વિદ્વેષણ, ઉચ્ચાટન અને વશીકરણ.)

**અભિજન**, ન. ( સં. अभि+ जन=જનમવું ) પોતાનું માણસ.(૨) વતન. (૩) વંશ; કુળ.

**અભિજાત**, વિ. (સં. अभि+ जन्=જનમવું) સારી જાતનું; ઉંચા કુળનું (૨) શ્રેષ્ઠ.

**અભિજિત**, ન. (સં.) જ્યોતિષ શાસ્ત્ર પ્રમાણે એક નક્ષત્ર. (૨) દિવસનું આઠમું મુહૂર્ત.

**અભિજ્ઞ**, વિ. (સં. अभि+ज्ञा =જાણવું ) ઘણું જાણનારો; હોશિયાર; વાકેફ.

**અભિજ્ઞાન**, ન. (સં.) સ્મૃતિ; ઓળખ. (૨) ચિહ્ન; લક્ષણ.

**અભિધા**, સ્ત્રી. (સં.) નામ. ન્યાયમતમાં એક શબ્દશક્તિ.

**અભિધાન**, ન. (સં.) નામ અમુક વસ્તુને ઓળખવા માટે જે સંજ્ઞા કરી હોય તે; અટક.

**અભિનય**,પુ.(સં.अभि+नी ઉ.) મનનો ભાવ પ્રકટ કરવાનો જે અંગમરોડ તે;લટકો (૨) નાગરિક છટા;વિવેક.

**અભિનંદન**, ન. (સં. अभि+ नंद् ઉ.) આનંદ દેખાડવો તે; ધન્યવાદ.

**અભિનવ**, વિ. (સં.)નવું;તાજું.

**અભિનિવિષ્ટ**, વિ.(સં.,વળગેલું; મચેલું. (૨) નિશ્ચયવાળું.

**અભિનિવેશ**, પુ. (સં. अभि +नि+विश् ઉ.) અંદર ઊંડા દાખલ થઈ જવું તે. (૨) આગ્રહ; પાકો નિશ્ચય. (૩) અંતઃપાત.

**અભિનીત**, વિ. (સં.) જેનો અભિનય કરેલો હોય એવું; ભજવાએલું. (૨) ખેંચી આણેલું.

**અભિનેતવ્ય**, વિ. (સં.) ભજવવા યોગ્ય; અનુકરણ કરવા યોગ્ય.

**અભિનેય**, વિ.(સં.) ભજવવા યોગ્ય.

**અભિન્ન**,વિ.(સં ) જુદું નહિ તે; એકરૂ; સજ્જડ.

**અભિન્નતા**,સ્ત્રી. જેમાં જુદાપણું ન હોય તે; એકાકારતા.

**અભિપ્રાય**, પુ. (સં.अभि+प्र +इ ઉ. ) કોઇપણ બાબત, તેની બધી બાજુઓ જોઈ વિચારીને થયેલો નિશ્ચય તે. (૨) મતલબ, ધારણા. (૩) સલાહ.

**અભિપ્રોક્ષણ**, ન. (સં. अभि +प्र+उक्ष्=છાંટવું ) છાંટવું તે. (૨) મંત્ર ભણતા યજમાને દર્ભવડે જળ છાંટવું તે. (૩)કોઇ વસ્તુને પવિત્ર કરવાને તેની ઉપર જળ છાંટવું તે.

**અભિભવ**, પુ. ( સં. अभि +भू - भव् =થવું ) હાર; અનાદર; તિરસ્કાર.

**અભિભૂત**, વિ. (સં.) હારેલું; ગુંચવાડામાં પડી ગએલું. [૨ ધિક્કારેલું.

**અભિમત**, વિ. (સં ) માનેલું;

**અભિમંત્ર**, પુ. (સં.) મસલત ચલાવવી તે. (૨) મંત્ર ભણીને પવિત્ર કરવું તે.

**અભિમંત્રણ**, ન. (સં.) સાથે બેસીને વિચાર કરવો તે. (૨) સરકે

ઓળાવવું તે. ( ચેલેંજ. અં.) (૩) મંત્ર ભણીને સંસ્કાર કરવો તે.

**અભિમાન**, ન. (सं. अभि+ मन् ઇ. ) પોતાની મોટાઈનું જે હુંપણું તે; અહંકાર. (૨)મમતા. (૩)પ્રણય.

**અભિમાની**, વિ. (सं. ) અભિમાનવાળું; અહંકારી. ( ૨ ) ઉન્મત્ત; છકેલું.

**અભિમુખ**, વિ. (सं.) સામુ: સન્મુખ. (૨) તરફ; પ્રતિ.

**અભિયુક્ત**, વિ. (सं. अभि+ युज्=જોડવું ) જોડાએલું. (૨) સામે લગાડેલું. (૩) પ્રતિવાદી.

**અભિયોગ**, પુ. (सं. अभि+ युज् = જોડવું ) હુમલો; યુદ્ધને માટે બોલાવવું તે. (૨) પ્રયુપાય; પેરવી.

**અભિરામ**, વિ. (सं. अभि+ रम=રમવું ) મનોહર; સુંદર.

**અભિરુચિ**, સ્રી. (सं. अभि +रुच्-रोच्=પસંદ પડવું ) ભાવ; ઇચ્છા. (૨) કોડ. (૩) ખુશી. (૪)પ્યાર.

**અભિરૂપ**, વિ. (सं.) અનુરૂપ; મળતેમળતું.

**અભિલષિત**, વિ. (सं.)ઇચ્છેલું. (૨) રૂપાળું; ચાહેલું; અભિલાષવાળું.

**અભિલાખ**, જુઓ અભિલાષ.

**અભિલાખી**, જુઓ અભિલાષી.

**અભિલાષ**, પુ. ( सं. अभि+ लष्=ઇચ્છવું ) અંતઃકરણની બહુ ઇચ્છા તે; મનોરથ. (૨) તૃષ્ણા; લોભ (૩) હોંસ; ઉત્સાહ.

**અભિલાષી**, વિ. (सं ) અભિલાષવાળું; ઇચ્છાવાળું. (૨) હોસીલું. (૩) ઉત્સાહી.

**અભિવચન**, ન (सं.) સાંભું વચન આપવું તે; કોલ; કબુલાત.

**અભિવંદન**, ન. (सं. अभि+ वन्द्=વંદવું ) નમવું; પ્રણિપત. (૨) આસકા.

**અભિવંદના**, સ્રી. (सं.)વડીલ જનને પગે લાગવું તે; સ્તુતિ.

**અભિવાદ**, પુ. (सं.) વંદના; પ્રણામ. (૨) સામું બોલવું તે. (૩) આરોપ.

**અભિવાદન**, ન. (सं. अभि +वद्=બોલવું. ઇ. ) નામ દઈને નમસ્કાર કરવા તે.

**અભિવાદ્ય**, વિ (सं. अभि+ वन्द्=નમવું) પ્રણામ કરવાને યોગ્ય; પૂજ્ય.

**અભિવૃદ્ધિ**, સ્રી. (सं.) ઉત્તરોત્તર વૃદ્ધિ થવી તે; ચડતી; ઉત્કર્ષ.

**અભિવ્યાપ્તિ**, સ્રી. (सं.)સર્વત્ર લાગુ પડવું તે. (૨) વિ.બહોળા અર્થનું.

**અભિશંકા**, સ્રી. ( सं. अभि +शङ्क्=શક લઈ જવો) શંકા;સંશય.

**અભિશાપ**, પુ. (સં. अभि+शप्=શાપ દેવો) શાપ; ખોટું આળ; આરોપ. (૨) શાપ દેનારને સામો શાપ દેવો તે.

**અભિષિક્ત**, વિ. (સં.) અભિ-[ષેક કરાએલું; રાજ્યસ્થાપિત.

**અભિષેક**, પુ. (સં. अभि+सिच्=છાંટવું) મંત્ર ભણતાં ભણતાં પાણીની ધારા કરવી તે; દેવને અથવા રાજાને પાણી દૂધ વગેરેથી સ્નાન કરાવવું તે. રાજ્યાભિષેક=રાજ્યગાદી ઉપર સ્થાપન કરવું તે.

**અભિષેકપાત્ર**, ન. (સં.) અભિ-ષેક કરવાનું પાત્ર; ઝારી. (૨) વિ. અભિ-ષેકને યોગ્ય.

**અભિસરણ**, ન. (સં. अभि+सृ=સરવું) પાછળ જવું તે; અનુસરવું તે.

**અભિસાર**, પુ. (સં. अभि+सृ=સરવું) નાયક નાયિકાનું સંકેત સ્થાન તરફ જવું તે; પ્રિય જનને મળવા જવું તે.

**અભિસારિકા**, સ્ત્રી. (સં. अभि+सृ–सर्=જવું) કાવ્યશાસ્ત્ર પ્રમાણે સંકેતાનુસાર નાયકને મળવા જનારી નાયિકા; પાછળ પાછળ જનારી.

**અભિહિત**, વિ. (સં.) કહેલું; વર્ણવેલું.

**અભીક**, વિ. (સં.) બીક વગરનું. (૨) કામી. [ચાહેલું.

**અભીપ્સિત**, વિ. (સં.) ઇચ્છિત;

**અભીષ્ટ**, વિ. (સં. अभि+इष्ट=પ્રિય) બહુપ્રિય; ચાહેલું; મનમાનતું.

**અભુક્ત**, વિ. (સં. अ+भुज्=ભોગવવું. ઉપરથી) નહિ ભોગવેલું; નહિ ખાધેલું. (૨) ઉપવાસી.

**અભુક્તમૂળ**, ન (સં.) પંચાંગ પ્રમાણે આઠ ઘડીનો એક કાળ તે.

**અબુજ**, (અબુજ), વિ. (સં. बुध्=જાણવું. ઉ.) અજાણ; અજ્ઞાની.

**અભેદ**, પુ. (સં. अ+भिद्=જુદું થવું) જેમાં ભેદ ન હોય તે. (૨) સમાનતા. [ અદ્વૈત.

**અભેદ**, વિ. (સં.) ભેદ વગરનું;

**અભેદપણું**, ન. જુદ પણું નહિ તે; ઐક્ય

**અભેદભાવ**, પુ. (સં.) બધું એકજ છે અને કશો ભેદ નથી એવી જે સમજણ તે.

**અભેદવાદ**, પુ. (સં.) ભેદ નથી અને બધું એકજ છે એવો જે મત–પંથ તે; અદ્વૈત માર્ગ.

**અભેદવાદી**, વિ. (સં.) ભેદ નથી એવો જેનો મત–સિદ્ધાંત હોય તે; અદ્વૈત મતનું.

**અભેદાન**, જુઓ અભયદાન.

**અભેદ્ય**, વિ. (સં.) ભેદી શકાય નહિ એવું; મજબુત.

**અભેપદ**, જુઓ અભયપદ.

**અભેરામ**, જુઓ અભિરામ.

**અભેવ,** વિ. ( **સં. अभय** ઉપરથી કવિતામાં) અભય.

**અભોક,** (ખ-ગ), પુ. પુરૂં કરવું તે; ધ્રુપદના ત્રણ ભાગમાંનો છેલ્લો ભાગ પુરો કરવો તે. (૨) વિ. જેમાં પોલણ ન હોય તે; નક્કર

**અભોક વાળવો.** સ. ક્રિ. કવિતાની છેલ્લી ટૂક કવિએ પોતાના નામ સાથે બનાવવી તે. [ભોગવવા લાયક.

**અભોગ્ય,** વિ. ( **સં.** ) નહિ

**અભોજ્ય,** વિ. (સં.) નહિ ખાવા લાયક.

**અભોમ,** સ્ત્રી, (**સં. अ+भूमि** ઉ.) પરદેશ; અજાણ્યો દેશ. [અજાણ્યું

**અભોમીઉં,** વિ. નહિ ભોમીઉ;

**અભોયું,**વિ.ભય વગરનું,નિર્ભય

**અભ્યર્થના,** સ્ત્રી. (**સં. अभि +अर्थ** ઉ) વિનતિ; અરજ;માગણી.

**અભ્યસન,** ન. (**સં.**) અભ્યાસ. (૨) ટેવ; મહાવરો.

**અભ્યસવું,** સ. ક્રિ. અભ્યાસ કરવો; શીખવું. (૨) ટેવ પાડવી.

**અભ્યસ્ત,** વિ. (સં.) ભણેલું; જાણેલું. (૨) જેની ટેવ પડેલી હોય તે.

**અભ્યંગ,** પુ. ( **સં.** ) શરીરે સુગંધિવાળું દ્રવ્ય ચોળવું તે; મર્દન.

**અભ્યંગસ્નાન,**(સં.)આખે શરીરે સુગંધી દ્રવ્યો ચોળી સ્નાન કરવું તે.

**અભ્યંતર,** ન. અંદરનો જે અંતરાય તે (૨)અંતઃકરણ. (૨) ઉંડું

**અભ્યંતર,** વિ. અંદરનું વચલું.

**અભ્યાખ્યાન,** ન. (**સં.**)મિથ્યાપવાદ; આરોપ; (૨) તેરમું પાપસ્નાન

**અભ્યાગત,** પુ. (**સં. अभि+ आगम्=**આવવું. ઉ ) આગળથી કહ્યા નહિ આવેલો એવો પરોણો; અતિથિ. (૨)અનાર્થી;ગરીબ.(૩)કોઇ પણ આગંતુક

**અભ્યાસ,** પુ. (**સં.अभि+अस्** =નાખવું) અધ્યયન; ભણવું તે; એકને એક કામ પાછળ તે આવડે ત્યાં સુધી ખંતથી મચ્યા રહેવું તે. (૨) ટેવ અથવા મહાવરો પાડવો તે. (૩) પુનરુક્તિ. અભ્યાસ જોવો-તપાસવો=પરીક્ષા લેવી

**અભ્યાસક,** વિ. (**સં.**) અભ્યાસ કરનારો; વિદ્યાર્થી.

**અભ્યાસપત્રક,** ન. ( **સં.** અભ્યાસ બતાવનારૂં પત્રક કે પાટીયા ઉપર ચોડાતી યાદી.

**અભ્યાસવું,** સ. ક્રિ. અભ્યાસ કરવો. (૨) ટેવ પાડવી. (૩) અમુક વસ્તુને કે શાસ્ત્રને ઉંડા ઉતરીને જાણવું તે.

**અભ્યાસસારિણી,** સ્ત્રી. (**સં. अभ्यास+सृ-सर्=**સરવું ઉ.)અભ્યાસ કરવો અને ચાલુ રાખવો તે બતાવનારૂં પત્રક.

**અભ્યાસી,** વિ. (**સં.**)અભ્યાસવાળું; વિદ્યાર્થી. (૨)મહેનતુ. (૩)ટેવવાળું.

**અભ્યુક્ષણ,**ન.(**સં. अभि+उक्षण** =છાંટવું ) સિંચન;પોવું તે.

**અભ્યુત્થાન**, (સં. अभि+उत+स्था=ઉભા થવું.) પરોણાને આદર-માન આપવાને આસન ઉપરથી ઉઠી ઉભા થવું તે. (૨) કોઈની સ્પર્ધા કરવા ઉઠવું તે.

**અભ્યુદય**, પુ. (સં. अभि+उदय= ચડતી) ઉદય થવો તે; વૃદ્ધિ; આબા-દાની. (૨) શ્રેય; કલ્યાણ.

**અભ્ર**, ન. (સં.) વાદળું (૨) આકાશ (૩) અબરખ.

**અભ્રક**. જુઓ અબરખ.

**અભ્રચના**, સ્ત્રી. અપ્રીતિ, ઉપેક્ષા; બેદરકારી.

**અભ્રમાતંગ**, (સં. अभ्र+मातंग=હાથી) ઇન્દ્રનો હાથી.

**અભ્રરંગી**, વિ. (સં.अभ्र+रंग+ई=વાળું) આકાશના જેવા રંગ-વાળું; વાદળી.

**અમ**, (હમ), સ. અમે. (હુંનું બહુ વચન.) [અમુક.

**અમકડું**, વિ. (સં. अमुक ઉ.)

**અમથું**, વિ. (સં. मिथ्या ઉ.) સહેજ; અમસ્તું. (૨) મફત.

**અમદાવાદી**, વિ. અમદાવાદનું.

**અમન**, ન. (આ.) ચેન; આરામ.

**અમનચમન**, ન. (આ. અમન= હંમેશનું+ચમન = ફૂલવાડી) મોજમજા; એશઆરામ.

**અમર**, વિ. (સં. अ=નહિ+मृ=મરવું. ઉ) મરે નહિ એવું; ચિર જીવી. (૨) નિત્ય; સ્થાયી

**અમર**, પુ. (સં.) જેને જન્મ મરણ નથી તે; દેવ. (૨) એક જાતનું સુગંધી દ્રવ્ય. [ન પામે એવી નામના.

**અમરકીર્ત્તિ**, સ્ત્રી. (સં.) નાશ

**અમરદારુ**, ન. (સં.) દેવદાર; દેવદારનું ઝાડ.

**અમરત**, ન. (સં. अमृत ઉ.) અમૃત; સુધા (૨) વિ. મીઠું.

**અમરતા**, સ્ત્રી. (સં.) અમરપણું. ચિરજીવીપણું.

**અમરત્વ**, ન. (સં.) અમર-પણું. (૨) દેવપણું.

**અમરપટો**, (સં. अमर+पत्र ઉ.) અમરતાનો પટો; અમર રહેવાની ખાતરી. [દેવપણું.

**અમરપણું**. ન. અમરતા. (૨)

**અમરપતિ**. પુ. (સં.) દેવોનો રાજા; ઇન્દ્ર.

**અમરફળ**, ન. (સં.) જે ફળ ખાવાથી મરણ થાય નહિ તે ફળ.

**અમરલોક**, પુ. (સં.) દેવલોક; સ્વર્ગ.

**અમરલોકતા**, સ્ત્રી. (સં.) દેવ-લોકપણું. (૨) સ્વર્ગલોકનું સુખ.

**અમરવેલ**, (લી), સ્ત્રી. (સં.) હંમેશ લીલી રહેનારી ને વધનારી એક વેલ.

**અમરસરિત**, સ્ત્રી. (સં.) આકાશગંગા; સ્વર્ગગંગા.

**અમરા**, સ્ત્રી. સં. ) ગળો; ગ્રો. (૨) ડુંટીની નાળ.

**અમરાઈ**, સ્ત્રી. ( સં. आम्र+राजि અથવા आम्र+आवलि ઉપરથી अमराई) જ્યાં આંબાઓની હારો ને હારો હોય એવી જગા; આંબાવાડીઉં.

**અમરાપુરી**, સ્ત્રી. (સં.) દેવનગરી; ઇન્દ્રની રાજધાની.

**અમરાવતી**, સ્ત્રી. (સં.) ઇન્દ્રનું રાજધાનીનું નગર; સ્વર્ગની રાજધાની.

**અમરાંગના**, સ્ત્રી. (સં. अमर+अंगना=સ્ત્રી) દેવી; દેવસ્ત્રી. ( ૨ ) અપ્સરા.

**અમરી**, સ્ત્રી. (સં.) દેવાંગના; જેને મરણ નથી એવી સ્ત્રી.

**અમરીચમરી**. સ્ત્રી. સ્ત્રીએ ને માથે ઘાલવાનો સોના રૂપાનો ગટ્ટો અને તેને વળગાડેલી ચમરી. [રહિત.(૨)ના દેવ

**અમર્ત્ય**, વિ. ( સં. ) મરણ

**અમર્યાદ**, વિ. (સં. अ=નહિ+मर्यादा=હદ ) હદ બહાર ગએલું; અત્યુગ્ર; નિર્લજ્જ.

**અમર્યાદા**, સ્ત્રી. (સં.) મર્યાદા નહિ તે; બેઅદબી.

**અમર્ષ**, પુ. ( સં. अ+નહિ+मृष्=સહન કરવું. ઉ. मर्ष=સહનશીલતા ) ક્રોધ; અસહિષ્ણુતા. (કાવ્યશાસ્ત્ર પ્રમાણે તેત્રિશ વ્યભિચારી ભાવોમાંનો એક ભાવ )

**અમર્ષી**, વિ. ( સં. ) અસહનશીલ; અદેખું.

**અમલ**, પુ. ( આ. ) સત્તા; હુકમ; અખત્યાર. (૨) રાજ્યવહિવટ (૩) સુમાર; આશરો. (૪) કેફ; કેફી વસ્તુ; અફીણ. અમલ કરવો=કેફ કરવો; સત્તા ભોગવવી. અમલમાં મૂકવું=વહીવટમાં ઉતારવું.

**અમલજોરી**, સ્ત્રી. અમલનું બળ ચલાવવું તે. ( ૨ ) અમલના જોરનું અભિમાન.

**અમલદાર**, પુ.(ફા.)અમલવાળો.

**અમલદારી**, સ્ત્રી. (ફા.) અમલદાર તરીકે કામ કરવું તે (૨) સત્તા.

**અમલપાણી**. કેફ કરવો તે; અફીણનો કસુંબો કાઢી પીવો તે.

**અમલી**, વિ. કેફ કરનાર; બંધાણી. (૨) સુસ્ત.

**અમલો**, પુ. (આ.) ઇમારતનું બાંધકામ; મેડાબંધી ઇમલો.(૨) અમલદારને બેસવાનો જગા.

**અમસ્તું**, જુઓ અમથું.

**અમળ**, વિ. ( સં. ) નિર્મળ (૨) નિષ્કલંક.

**અમળતા**, સ્ત્રી. (સં.)નિર્મળતા.

**અમળતીઉં**, વિ. મળતીઉં નહિ તે; સામા પક્ષનું; અવળું. ( ૨ ) શરમાળ.

**અમળાટ**, જુઓ અંબળાટ.

**અમળાવવું**, જુઓ અંમળાવવું.

**અમળાવું**, જુઓ અંબળાવું.

**અમંગળ** વિ. (સં.) અશુભ; ખરાબ (૨) અપવિત્ર.

**અમા**. સ્ત્રી. ડોશીમા (માનાર્થે)

**અમાત્ય** પુ. (સં.) રાજાનો મિત્ર; મંત્રી, કારભારી.

**અમાનત**, જુઓ અનામત.

**અમાનતદારી**, સ્ત્રી પાત્રક પણું; વફાદારપણું. (૨) પ્રામાણિકતા.

**અમાનિતા** સ્ત્રી માનીપણું નહિ તે.

**અમાનિત્વ**, ન. (સં.) માની પણું નહિ તે; નમ્રતા. [નહિ તે.

**અમાની**, વિ. (સં.) માની

**અમાનીતું**, વિ. નહિ માનીતું; અણમાનતું.

**અમાનુષી**, વિ. (સં.) મનુષ્ય નહિ તે; દેવ; અલૌકિક (૨) જંગલી; રાક્ષસી. [નાકબુલ

**અમાન્ય**, વિ સં.) નહિ માન્ય;

**અમાન્યતા**, સ્ત્રી નહિ માન્ય થવું તે. [માપ વગરનું, ઘણું

**અમાપ**,વિ.(સં.અ+મા=માપવું.)

**અમાપ્ય**, વિ. (સં.) મપાય નહિ એવું. [અભાવ.

**અમાયા**, સ્ત્રી. (સં.) માયાનો

**અમારૂં**, (હમારૂં),(સં અસ્મદ્ ઉ.) મારૂંનું બહુવચન. [નિર્મળ.

**અમાળું**, વિ. મળ વગરનું;

**અમાવાસ્યા**, સ્ત્રી. (સં.) જે દિવસે ચંદ્ર બીલકુલ દેખાતો નથી તે દિવસ; વદ પક્ષનો છેલ્લો દિવસ;અમાસ.

**અમાસ**, સ્ત્રી. (સં.) વદ પક્ષનો છેલ્લો દિવસ; જે દિવસે ચંદ્ર બીલકુલ દેખાતો નથી તે દિવસ. અમાસ ને શુક્રવાર=એકે દિવસ નહિ (ન બને એવું બતાવવાને આ રૂઢિપ્રયોગ વપરાય છે.)

**અમિટ**, વિ.(સં.) મટે નહિ તેવું.

**અમિત**, વિ. (સં. અ=નહિ+મિત=માપેલું) નહિ માપેલું.

**અમિત્ર**,પુ.(સં.)મિત્ર નહિ તે;શત્રુ; દુશ્મન. (૨) વિપક્ષ. [નાઈ; વેર.

**અમિત્રતા**, સ્ત્રી. (સં.) દુશ્મ-

**અમિષ**, ન. મિષ નહિ તે; અનિમિત્ત. (૨) વિ. જેમાં કંઇ નિમિત્ત ન હોય તેવું

**અમી** (સં. અમૃત ઉ.) અમૃત; સુધા. (૨) મિઠાશ. (૩) દયાળુતા. (૪) મુખની લાળ.

**અમીન**, પુ. (આ. અમન્ ઉ. અમીન=વિશ્વાસુ) પંચનો મુખ્ય માણસ; લવાદ

**અમીનજર**, સ્ત્રી. મીઠી નજર; નિધા; મહેરબાની.

**અમીનાત**, સ્ત્રી. અમીનપણું. (૨) અમીનપણું કરવાનું સાંધીઆણું.

**અમીનિધિ**, પુ. અમૃતનો રાશિ; (૨) ચંદ્રમા.

**અમીનો**, સ્ત્રી. (આ.) અમીનાત. (૨) અમીનપણાના બદલામાં જે કંઇ મળતું હોય તે. (૩) ઈમાન.

**અમીર**, પુ. (આ.) સરદાર; ઉમરાવ.

**અમીરજાદો**, પુ. અમીરનો છોકરો.

**અમીરવ**, પુ. મધુર અવાજ, અમૃત જેવો મીઠો અવાજ.

**અમીરાઈ**, સ્ત્રી. અમીરપણું; અમીરની સત્તા ભોગવવી તે.

**અમીરાત**, સ્ત્રી. અમીરની સત્તા. (૨) અમીરપણા માટે મળતું સાલીઆણું.

**અમીરી**, સ્ત્રી. અમીરપણું. (૨) વિ. અમીરના જેવું.

**અમુક**, વિ. (સં. अदस्=તે, પેલું, ઉપરથી) ફલાણું.

**અમુક તમુક**, વિ. ફલાણું ઢીંકણું.

**અમુક્ત**, વિ. (સં.) મુક્ત નહિ તે; બદ્ધ-બંધાયેલો.

**અમુંઝણ**, સ્ત્રી. (સં. आ+मुह्=મુંઝાવું) કંઈ સુઝે નહિ એવી સ્થિતિ; મુંઝવણ; અકળામણ. (૨) આતુરતા. (૩) શ્વાસની મુશ્કેલીથી થતી ગભરામણ.

**અમુંઝાવવું**, સ. ક્રિ. પ્રે. ગભરાવવું; અકળાવવું. [ગભરાવું; ગુંગળાવું.

**અમુંઝાવું**, અ. ક્રિ. મુંઝાવું;

**અમૂર્ત**, વિ. (સં.) મૂર્તિરહિત. (૨) આકાશ, કાળ, આત્મા વગેરે.

**અમૂલખ**, વિ. (સં. अमूल्य ઉ.) કિંમતી. (૨) જેની કિંમત ન થાય એવું; સર્વોત્તમ. [મોંઘું.

**અમૂલિક**, વિ. કિંમતી; ભારે;

**અમૂલ્ય**, વિ. (સં. अ+मूल्य=કિંમત) જેની કિંમત ન થાય એવું; બહુજ કિંમતી. [એવું; અમર.

**અમૃત**, વિ. (સં.) મરે નહિ

**અમૃત**, ન. (સં.) જે પીવાથી મરણ ન થાય એવો રસ; સુધા; પીયૂષ. (૨) ઘરડપણ આવતું અટકાવે, આયુષ્યને વધારે અને મરેલાને પણ સજીવન કરે એવી ઔષધિ. (૩) દેવ; આત્મા. અમૃત ચોઘડીઉં=શુભ સમય. અમૃતજડી= જેનાથી મરણ ન થાય એવી વનસ્પતિ. અમૃતપાક=એક જાતની મિઠાઈ. (મશ્કરીમાં માર.) અમૃતસિદ્ધિયોગ=પંચાગ પ્રમાણે ગણાતો એક શુભ યોગ.

**અમૃતઝરો**, પુ. અમૃતનો ઝરો.

**અમૃતતા**, સ્ત્રી. (સં.) અમરતા.

**અમૃતધારા**, સ્ત્રી. (સં.) અમૃતની ધારા; અમૃતની ધારા જેવું મીઠું હોય તે.

**અમૃતલતા**, (અમૃતલતિકા), સ્ત્રી. (સં.) અમરવેલ.

**અમૃતમય**, વિ. અમૃતથી ભરપૂર.

**અમૃતસાર**, પુ. (સં.) ઘી; ઘૃત.

અમૃતા, સ્ત્રી. (સં.) ગળો. (૨) હરડે. (૩) અતિવિષની કળી.

અમે, અ. (સં. अस्मद् ઉ.) હુંનું બહુવચન.

અમેરિકન, વિ (અં.) અમેરિકાનું.

અમો, સ અમે.

અમોઘ, વિ. (સં. अ=नहि+मोघ=નિષ્ફળ) નિષ્ફળ જાય નહિ એવું; રામબાણ; ઇષ્ટ ફળ આપનાર.

અમોલખ, જુઓ અમુલ્ય.

અમ્મર, જુઓ અમર તેમજ અંબર.

અમ્મા, સ્ત્રી. (સં. अंबा ઉ.) માતા; મા; બા. (૨) ધાવ; ઉછેરનારી.

અમ્રૃત, ન. જુઓ અમૃત.

અમ્લ, વિ. (સં.) ખાટું.

અમ્લકેસર, ન (સં.) બીજોરૂં.

અમ્લતા, સ્ત્રી. (સં.) ખટાશ

અમ્લપિત્ત, ન. (સં.) ખટું પિત્ત. (૨) ઉદરનો એક રોગ, (જેમા ખાટા ઓડકાર આવે છે તે)

અમ્લસાર, પુ. (સં.) લીંબુનો સાર. (૨) હડતાળ.

અમ્લાન, વિ. (સં.) નહિ કરમાએલું; પ્રફુલ્લ; તેજસ્વી.

અય, ન. (સં. अय=લોઢું) લોખંડ. (૨) પાસા. (૩) અ. અરે; અહો; હે; અયિ.

અયણી, (અરણી), સ્ત્રી. એક જાતનું ઝાડ (આનાં સૂકાં લાકડાંને ઘસવાથી અગ્નિ ઉત્પન્ન થાય છે.)

અયત્ન, વિ. (સં.) યત્નનો અભાવ તે; અનાયાસ. [નહિ તે.

અયથાર્થ, વિ. (સં.) બરોબર

અયન, ન. (સં. इ=જવું ઉપરથી) સૂર્યનો ફરવાનો એક તરફનો ભાગ. (બાર મહીનામાં સૂર્ય બાર રાશિઓમાંથી પસાર થાય છે તેમાં મકર, કુંભ, મીન, મેષ, વરખ અને મિથુન એનું એક ષટ્ક અને કર્ક, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક ને ધન એ રાશિઓનું બીજું ષટ્ક. એ બે રાશિષટ્કમાંથી સૂર્યનું જે ગમન તે અકેકું અયન.)

અયનમાસ, પુ. (સં.) જેમાં અયન બદલાય તે મહીનો.

અયનવૃત્ત, ન. (સં.) સૂર્યના ગતિમાર્ગના બે વિભાગ દર્શાવનારી રેખા.

અયનાંશ, પુ. (સં.) બેઉ અયનો વચ્ચેનું છેટું બતાવવાને પાડેલા વિભાગ.

અયસ્કાંત, પુ. (સં.) લોઢાને આકર્ષણ કરવાના ગુણવાળો પત્થર; લોહચુંબક. [યાચના કરનાર.

અયાચક, વિ. (સં.) નહિ

અયાચકવૃત્તિ, સ્ત્રી. (સં.) જેમાં યાચના કરવામાં આવતી નથી એવી ગુજરાન ચલાવવાની રીત.

અયાઝ,–અયાજ, પુ (ફા.)

સુલતાન મહમુદના એક તુરકી ગુલામનું નામ.

**અયાળ**, સ્ત્રી. (યાલ=કેશવાળી) ઘોડાની, સિંહની અને બીજા નર પશુઓની ગરદન ઉપર જે વાળ હોય છે તે; કેશવાળી.

**અયિ**, અ. (સં.) અરે; હે.

**અયુક્ત**, વિ.(સં.अ=નહિ+युज्=જોડવું)જોડાએલું નહિ તે; છૂટું પડેલું; અણુઘટતું; યુક્તિ વગરનું.

**અયુક્તતા**, સ્ત્રી. (સં.) અણુઘટતાપણું; અનુચિતપણુ. [ સંખ્યા

**અયુત**, વિ.(સં.) દશ હજારની

**અયે**, અ. (સં.) અરે; હે; ઓ; અરે. [ ગોળો.

**અયોગોલક** પુ (સં.) લોઢાનો

**અયોગ્ય** વિ. (સં.) યોગ્ય નહિ તે; અઘટતું; ખોટું ભૂલભરેલું.

**અયોગ્યતા**, સ્ત્રી. (સં.) લાયકાત નહિ તે; અનૌચિત્ય. (૨) લક્ષ્મી.

**અયોનિજા**, સ્ત્રી. (સં.) સીતા.

**અયોનસંભવ**, વિ (સં.) ગર્ભસ્થાનમાં ઉત્પન્ન થએલું નહિ એવું; નહિ જન્મેલું.

**અર**, અ. (સં. अरम्=જલદી) ઝટ; તરત. (૨) અથવા.

**અરક**, જુઓ અર્ક.

**અરકચો**, જુઓ અરગજો.

**અરકાડવું**, સ. ક્રિ. અડકાડવું; લગાડવું; સ્પર્શ કરવો.

**અરક્ષિત**, વિ. (સં.) જેનું રક્ષણ કરેલું ન હોય એવું; જેની સંભાળ લેવામાં ન આવતી હોય એવું. (૨) ખુલ્લું; ઉઘાડું.

**અરગજો**, પુ. ઘણી જાતનાં સુગંધી દ્રવ્યો એકઠાં કરીને બનાવેલો પીળા રંગનો એક સુગંધી ભૂકો.

**અરઘ**, જુઓ અર્ઘ.

**અરઘવું**. સ. ક્રિ. પૂજવું પગ પખાળી આદરમાન આપવું.

**અરઘીઉં** ન. જે પાત્રવડે અર્ઘ આપવામા આવે છે તે.

**અરચવું**, સ. ક્રિ.(સં. अर्च्=પૂજવું.) પૂજા કરવી; અર્ચન કરવું.

**અરચા**, (અર્ચા) સ્ત્રી. કપાળમાં જે ચંદન કેસર વગેરેનો લેપ કરવામાં આવે છે તે; પિયળ

**અરચાવું**, સ. ક્રિ. પૂજાવું; બીજાને હાથે અરચા થવી.

**અરજ**, સ્ત્રી. (અા અર્ઝ=વિનતિ) પોતાનાથી મોટાને વિનંતિ કરવી તે. પ્રાર્થના. (૨) ફરિઆદ. (૩) અભાવો; દોહદ [ માગણી કરનાર.

**અરજદાર** વિ. અરજ કરનાર;

**અરજી**, સ્ત્રી. જેમાં અરજ લખી હોય તે કાગળ. [ અધવચ.

**અરજોળ**,અ. રખડતું; લબડતું;

**અરજોળે**,અ.અદ્ધર લટકતું હોય તેમ; અનિશ્ચિત; અધોલકણ.

અરઝોળો, પુ. ઓળંબો; કડીઆનું સીધી લીટી લેવાનું યંત્ર.

અરડાવું, અ. ક્રિ. આરડવું. (૨) દુઃખી થવું.

અરડુશી, સ્ત્રી. (म. अरलसा) એક જાતની વનસ્પતિ. ( એના પાન છાતીના અને ફેફસાના સોજા ઉપર શેક કરવાના કામમા આવે છે. )

અરડુસો, પુ. એક જાતનું ઝાડ.

અરણવ, પુ. ( सं. अर्णव = સમુદ્ર ) દરીઓ.

અરણી, સ્ત્રી. એક જાતનું ઝાડ.

અરણીસુત, પુ. (सं.) શુકદેવ.

અરણ્ય, ન.( सं. )વન; જંગલ; વગડો.

અરણ્યરોદન, ન. (सं.) નિરર્થક બખાળા કરવા તે.

અરણ્યવાસ, પુ. ( सं. ) વનવાસ; અરણ્યમાં જઈ રહેવું તે

અરણ્યવાસી, વિ. (सं.) વનવાસી. (૨) જંગલી.

અરતિ, સ્ત્રી. ( सं. ) અપ્રીત; અભાવ.

અરથ, જુઓ અર્થ.

અરથાત્, જુઓ અર્થાત્.

અરથી, વિ. (सं. अर्थिन् ઉ.) અર્થવાળું; ગરજાઉ. (૨) રથ વગરનું.

અરથે, જુઓ અર્થે.

અરદાસ, સ્ત્રી. અરજ; પ્રાર્થના.

અરદિબેહસ્ત, પુ. (ઝંદ.)અગ્નિ દેવતા.(૨) પારસી વર્ષનો ત્રીજો મહીનો.

અરધ, વિ. અડધ; અડધું.

અરધાંગ, ન. સ્ત્રી; અર્ધાંગના: પુરુષનું અડધું અંગ.

અરધી, (અડધી), સ્ત્રી. પાઈ, એક પૈસાના ત્રીજા ભાગ જેટલી કિમતનો બહુજ નાનો ચલણી સિક્કો.

અરધીઉં, ન. કોઇ પણ વસ્તુનો અડધો ભાગ; મોટી વસ્તુનો નાનો ભાગ. (૨) વિ. નાનું; અડધું.

અરધું, વિ. (सं.) અડધું.

અરધુંપરધું, વિ. અડધું કિંવા તેથી ઓછું હોય એવું.

અરપણ, જુઓ અર્પણ.

અરપવું, સ. ક્રિ. અર્પણ કરવું; આપવું.

અરપાવું, સ. ક્રિ. અપવું; અર્પણ થવું.

અરફેટ,-( ફેટ ), સ્ત્રી. એક વસ્તુનો બીજી વસ્તુને ધક્કો-આંચકો લાગવો તે.

અરબ, જુઓ આરબ.

અરબી, વિ. અરબસ્તાન સંબંધી; આરબોનું.

અરબીસમુદ્ર, પુ. અરબસ્તાન અને હિંદુસ્તાનની વચ્ચે આવેલો સમુદ્ર.

અરબ્બી, સ્ત્રી. એક જાતનો કંદ; અળવીની જાતનો કંદ. (૨) વિ. અરબસ્તાનને લગતું; આરબનું.

અરભક, ન. ( सं. अर्भक ) બાળ; બાળક.

અરમાન, સ્ત્રી. ઇચ્છા; ઉમેદ. (૨) (વિ.)આરમાન. [વહાણોનો કાફલો.

અરમાર, સ્ત્રી. (પો.) લડાઇના

અરમારી, સ્ત્રી. (પં તું.) ભીંત માંનું કબાટ; તાકું. (૨)દરિઆઇ કાફલો.

અરર, અ. (સં. અરે ) બીક, ગુસ્સો અથવા શોકને લીધે એકાએક નિકળતો ઉદ્ગાર.

અરલ, વિ. નીરોગી. (૨)જાડું. (૩) મૂર્ખ. (૪) અજગર.

અરવલી, પુ. (સં. અર્બુદાવલિ ઉ. ) આબુ પર્વત. [બહુવચન.

અરવાહ, પુ. (આ ) આત્માનું

અરવિંદ,ન સં.)કાળુ કમળ.

અરવિંદની સ્ત્રી.(સં.)કમલિની; કમળોનો સમૂહ. [ એવું; ફીકું.

અરસ, વિ જેમાં રસ ન હોય

અરસદરસ, પુ. દર્પણ.

અરસપરસ, વિ. અન્યોન્ય પરસ્પર. (૨) સામસામું.

અરસિક, વિ (સં.) જેને રસ ઉત્પન્ન થતો ન હોય એવું; નિ સત્ત્વ.

અરસિકતા, સ્ત્રી. ( સં. ) અરસજ્ઞતા.

અરસો, પુ. (આ. અરસ ઉ.) કાળ; અવકાશ; અંતર; દરમિયાન. (૨) જોગવાઇ. [ રેખાકૃતિ; છાપ.

અરાખડું, ન. સળ; ભાત;

અરાગ, પુ (સં.) અપ્રીતિ; અણબનાવ. (૨) સામી પ્રીત; ટેરો.

અરાજક. વિ. રાજા વગરનું; અવ્યવસ્થિત;બંદોબસ્તવગરનું;અંધાધુંધ.

અરાજ્ય, વિ. (સં.) રાજ્ય રહિત; અધાધુંધ.

અરાડ, વિ જુઓ અઢાર; ૧૮. (૨) કોઇ પણ જાતની રાડ વગરનું; સુલેહભર્યું

અરાડવું, જુઓ અરાડવું.

અરાડવું, સ. ક્રિ. અરકાડવું. (૨) બરાડા પાડવા દેવા; આરડવા દેવું. (૩) દમ બિડાવવો.

અરાઢ, વિ (સં.) દશ ને આઠની સંખ્ય ; ૧૮.(૨) બનતકરાર.

અરાબા, પુ. ( ફા. ) કુટુંબ-પરિવાર ખટલો.

અરામ, વિ. (અ +રામ =દાણા) જેની ઉપર રામ ચડતા ન હોય એવું; બીનવ્યાજી. [ હરીફ.

અરિ, પુ. સં.) દુશ્મન. (૨)

અરિદમન, પુ. સં.) શત્રુને દમનાર. (૨) પરાક્રમી. (૩) શત્રુને પાડેચો તે. [ વટ; શત્રુતા.

અરિપણું, ન. (સં.) દુશ્મના-

અરિષ્ટ, વિ. ( સં. ) અશુભ; અમંગળ. (૨) ન. સંકટ; ઉત્પાત. (૩) મરણચિહ્ન. (૪) મદ્ય; આસવ.

અરિહંત, પુ. (જૈ.) સર્વ.(૨)

એક જૈનાચાર્ય. (૩) વિ. શત્રુને હણનાર.

અરિહા, વિ. શત્રુને મારનાર. (૨) પુ. સૂર્ય.

અરિંદમ, વિ (સં.) અરિને દમનાર; જયવંત. (૨) પુ. જેણે શત્રુઓનું દમન કરેલું હોય એવો વિજેતા

અરીઠાં, ન. બ. વ. ( સં. अरिष्टक ઉ.) બોર જેવાં એક જાતનાં ફળ. ( રેશમી વસ્ત્ર અને વાળ ધોવામા લોકો તેનો ઉપયોગ કરે છે.)

અરીઠી, સ્ત્રી. અરીઠાંનું ઝાડ.

અરીઠું, ન. અરીઠીનું ફળ.

અરીઠો, પુ. અરીઠાનું ઝાડ. (૨) તેનું ફળ. [અદેખાઇ.

અરીખ્યા, સ્રી. (સં. ईर्ष्या ઉ.)

અરીસો, પુ. ( ફા. ) મો જોવાનો તખતો; આયનો.

અરુચિ, સ્ત્રી. (સં. अ=નહિ +रुच्=પસંદ પડવું) અભાવ, અપ્રીતિ. (૨) અન્ન ઉપર અભાવ થવો તે.

અરુચિકર, વિ. ( સં. ) રુચિ ઉત્પન્ન કરે એવું નહિ તે.

અરુચિર, વિ. ( સં. ) નહિ શોભતું; નહિ રૂપાળું. [પિંગળું.

અરુણ, વિ. (સં.) ફીકું લાલ;

અરુણ, પુ. ( સં. ) પ્રભાત; પ્રાતઃકાળ. (૨) સૂર્યના સારથિ.

અરુણતા, સ્ત્રી. (સં.) લાલાશ; પિંગળાશ.

અરુણા, સ્ત્રી. ( સં. ) મજીઠ. (૨) ચણોઠી. (૩) નસોતર.

અરુણાચળ, પુ. (સં. अरुण +अचल ) અરુણનો ઉદય થાય છે તે પર્વત; ઉદયાચળ.

અરુણિમા, સ્ત્રી (સં.) અરુણની લાલાશ; અરુણપણું.

અરુણોદય, ( સં. अरुण + उदय ) સૂર્યનો ઉદય થતાં પહેલાં જે રાતો પ્રકાશ પ્રકટી નીકળે છે તે. (૨) પ્રાતઃકાળ.

અરુન્ધતી, સ્ત્રી. ( સં. ) સપ્તર્ષિના સાત તારાઓની પાસેનો એક તેજસ્વી તારો. (૨)વસિષ્ઠ ઋષિનાં પત્ની.

અરૂચતું, વિ. (સં) અણગમતું; નહિ ગોઠતું. [સુંદર.

અરૂણું, વિ (સં.) લાલ. (૨)

અરૂપ વિ. (સં.) રૂપ વિનાનું; ઈશ્વરનું સ્વરૂપ.

અરૂપી, વિ. (સં.) જેને રૂપ નથી એવું; નિરાકાર (ઈશ્વર)

અરૂભરૂ, અ. સમક્ષ [આમ.

અરૂં, અ. ઓરું; પાસે. (૨)

અરૂંપરૂં, અ. આસપાસ; આમતેમ.

અરે, સ્ત્રી. ચીવટ; કાળજી. (૨) દુઃખનો પોકાર; હાય.

અરે, અ. (સં.) ઓ; હે; રે.

અરેકાર, પુ. (સં.) 'અરે'એવો દુઃખનો પોકાર.

**અરેરે**, અ. શોક અથવા ભયને લીધે થતો ઉદ્ગાર; અરેરાટ. (૨) હલકા માણસને બોલાવવાનું સંબોધન.

**અરેવાળું**. વિ. જેને અરે હોય એવું. (૨) કાળજીવાળું. [વિ તંદુરસ્ત.

**અરોગ**, પુ. રોગ નહિ તે.(૨)

**અરોગિતા**, સ્ત્રી. (સં.) તંદુરસ્તી. [ન હોય એવું

**અરોગી**, વિ. જેને કંઈ રોગ

**અરોચક**, વિ. (સં. अ=નહિ +रुच्=રોચવું) નાપસંદ; અણુ-ગમતું. (૨) અરુચિનો રોગ.

**અરોડું**, ન. આગલા વર્ષનો કપાસનો છોડ ફરીને ફાલતાં તેની ઉપર થએલો કપાસ.

**અરોડો**, પુ. આગલા વર્ષના કપાસના છોડ ઉપર થએલો નવો કપાસ.

**અર્ક**, પુ. (સં.) સૂર્ય. (૨) આકડો.

**અર્ક**, પુ. (અ. અરક) દ્રવ્ય-માંથી યંત્રદ્વારા કાઢેલું પ્રવાહી સત્ત્વ; સેન્દ્રય; કસ; તત્ત્વ.

**અર્કવિવાહ**, પુ. (સં.) ત્રીજી વાર પરણવાં પહેલાંઆકડીની સાથે લગ્ન કરાવવામાં આવે છે તે.

**અર્ગલ**, પુ. (સં.) આગળો; ભોગળ; બોલાવો( અર્ગલ = આગળી. )

**અર્ઘ**, ન. (સં.) અંજલીમાં પાણી લઇ દેવ અથવા પૂજ્યને સમર્પણ કરવાની એક માનભરી રીતિ.

**અર્ઘપાદ્ય**, ન. (સં.) અર્ઘ આપી પાદપૂજન કરવું તે; સત્કાર આપવાની એક માનભરી રીત.

**અર્ઘપ્રદાન**, ન. (સં.) અંજલીમાં જળ લઇ દેવાદિને અર્પણ કરવું તે.

**અર્ઘ્ય**, વિ. (સં.) અર્ઘ આ-પવાને યોગ્ય; પૂજ્ય. [નાર સેવક.

**અર્ચક**, વિ. (સં.) પૂજા કર-

**અર્ચન**, ન. (સં.) ચંદન પુષ્પ વગેરે અર્પણ કરવા તે; સેવા; પૂજા.

**અર્ચનભક્તિ**, સ્ત્રી. (સં.) ભક્તિના નવ પ્રકાર છે તેમાંનો એક પ્રકાર; સેવા. [સેવા.

**અર્ચના**, સ્ત્રી. (સં.) પૂજા;

**અર્ચનીય**, વિ. (સં.) પુજ્ય; માન આપવા યોગ્ય.

**અર્ચા**, સ્ત્રી. (સં.अर्च्=પુજવું) ચંદન અને ફૂલ વગેરેથી પૂજન કરવી તે. (૨) આખે કપાળે ચંદન લગાડવું તે; આડ; પિયળ

**અર્ચાશુદ્ધિ**, સ્ત્રી. (સં.) અપ-વિત્ર મૂર્તિને અર્ચ્ય બનાવવાની ક્રિયા.

**અર્ચિ**, (ચી), સ્ત્રી. (સં.) જ્યોત; જ્વાળા.

**અર્ચિત**, વિ. (સં.) પૂજિત.

**અર્ચ્ય**, વિ. (સં.) પૂજનીય; માનને યોગ્ય.

અર્જ, સ્ત્રી.(ફા.) અરજ; વિનંતિ.

અર્જન, ન. (સં. अर्ज्=રળવું, પેદા કરવું.) રળતર; કમાઇ. (૨) લાભ; નફો. (૩) ઇંદ્ર. (૪) મોર. (૫) સાદડનું કે કરેણનું ઝાડ. (૬) ધોળો રંગ. (૭) ઘાસ. (૮) આંજણી. (૯) વિ. ધોળું.

અર્જુની, સ્ત્રી. ( સં. ) ઉષા. (૨) એક વેલી. [ હોય તેવું; સરતું

અર્ઝાં, વિ. (ફા.) પુષ્કળ મળતું

અર્ણવ, પુ. ( સં. ) સમુદ્ર; સાગર; દરિયો.

અર્થ, પુ. ( સં. ) સમજણ; ખુલાસો; ભાવ; અભિપ્રાય. (૨) ધારણા. (૩) દ્રવ્ય; ધન. (૪) વિષય; વસ્તુ. (૫) સાર; ફળ. (૬) જરૂર. (ચાર પુરુષાર્થઃ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ.)

અર્થગાંભીર્ય, ન. (સં.) જેમાં અર્થની ગંભીરતા હોય તે.

અર્થગૌરવ, ન. (સં.) શબ્દાર્થની જેમાં ખુબી હોય તે.

અર્થચિત્ર, ન. ( સં. ) કાવ્યમાં નાના પ્રકારના અર્થની જે ખુબીઓ તે. (૨) શબ્દાલંકાર અને અર્થાલંકાર

અર્થતઃ, અ. ( સં. ) અર્થ પ્રમાણે; એ રીતે; મતલબ એમ. (૨) ખરેખર. [ પૂજારી.

અર્થદાસ, પુ. (સં.) પૈસાનો

અર્થપ્રકરણ, ન. (સં.) અર્થ સંબંધી બાબત; કરકસર અને નાણાંનો વિષય.

અર્થપ્રાપ્તિ સ્ત્રી. ( સં. ) ધન મળવું તે. (૨) કમાઇ; લાભ.

અર્થબુદ્ધિ, સ્ત્રી. (સં.) એકલા અર્થ ઉપરજ લક્ષ રહે તે; પોતાનો લાભ સાધી લેવાની વૃત્તિ.

અર્થવાદ, પુ. ( સં. ) ધન અને લાભ સંબંધીનો વિચાર.

અર્થવિજ્ઞાન, ન. (સં.) અર્થ સંબંધી ઉંડું જ્ઞાન. (૨) બુદ્ધિના આઠ પ્રકારોમાંનો એક પ્રકાર.

અર્થવૃદ્ધિ, સ્ત્રી. (સં.) પૈસો વધારવો તે.

અર્થવ્યય, પુ. (સં.) અર્થનો વ્યય કરવો તે; પૈસાની વપરાશ.

અર્થશાસ્ત્ર, ન.( સં. ) સંપત્તિ સંબંધી વિચારનું શાસ્ત્ર.

અર્થશાસ્ત્રી, પુ. (સં.) અર્થશાસ્ત્ર જાણનાર.

અર્થસંગ્રહ, પુ. (સં.) ધન સંઘરવું તે. (૨) અર્થનો જે સંગ્રહ હોય તે; ભંડાર.

અર્થસિદ્ધિ, સ્ત્રી.(સં.) ધારેલી મતલબ પાર પડવી તે.

અર્થાત્, અ.(સં.) એ કારણસર; તાત્પર્ય; વાસ્તવિક રીતે.

અર્થાલંકાર, પુ. (સં.) કાવ્યની અંદર અર્થવડે કરીને જે રસ આણવામાં આવે છે તે.

અર્થાંતરોપન્યાસ, પુ (સં. अर्थ+अंतर + उपन्यास ) પ્રકૃત અર્થને ટેકો આપવા અપ્રકૃત અર્થને વચમાં આણવો તે.

અર્થી વિ. ( સં. ) અર્થવાળું. મતલબી (૨) યાચક [માટે.

અર્થે, અ. વાસ્તે; કાજે; સારૂ;

અર્ધ વિ. (સં.) આખાના બે સરખા ભાગમાંનું એક તે.

અર્ધગોળ, વિ. અડધું જે ગોળ હોય તે. (૨) ગોળાનું અડધીઉં.

અર્ધચંદ્ર, પુ. ( સં. )અડધો ચંદ્રમા (૨) ગડગડીઉં નાળિએર.

અર્ધચંદ્રાકાર, પુ. ( સં. ) અર્ધચંદ્રના જેવો આકાર.

અર્ધનારીનટેશ્વર, પુ. (સં.) અર્ધાંગે જેણે પાર્વતીને ધારણ કરેલાં છે એવા મહાદેવજી.

અર્ધનિશા સ્ત્રી. (સં.)મધરાત.

અર્ધરાત, સ્ત્રી. (સં.) મધરાત; અડધી રાત.

અર્ધવર્તુલ, ન. (સં.) અર્ધ ગોળ; અડધું કુંડાળું.

અર્ધવિરામ, પુ. (સં.) લખાણની અંદર જરા વધારે વિશ્રામ લેવાને જે ચિહ્ન મૂકવામાં આવે છે તે: (;).

અર્ધાંગ, ન. (સં.) अर्ध+अंग ) અંગનો અડધો ભાગ. (૨) સ્ત્રી (અર્ધાંગના). (૩) મિત્ર. (૪) અડધું અંગ રહી જાય એવો રોગ; પક્ષાઘાત.

અર્ધાંગના, સ્ત્રી. (સં. अर्ध + अंगना=સ્ત્રી ) પરણેલી સ્ત્રી.

અર્ધાંગવાયુ, (સં.) અડધે અંગે થતો વાયુનો રોગ; પક્ષાઘાત; લકવો.

અર્ધું, જુઓ અર્ધ.

અર્ધોદયપર્વ, ન. (સં.) પોષ અથવા મહા મહીનાની અમાસે આવતા એક યોગનું વ્રત.

અર્પણ, ન. (સં. अर्प्=આપવું) આપી દેવું તે; દાન.

અર્પણપત્ર, ન. (સં.) બક્ષીશપત્ર; આપી દેવાનો લેખ.

અર્પણપત્રિકા, સ્ત્રી. ( સં. ) ગ્રંથ વગેરે વસ્તુ અર્પણ કરવાનો લેખ.

અર્પવું, સ. ક્રિ. ( સં. अर्प्= આપવું) આપી દેવું; ભેટ કરવી.

અર્પિત, વિ. ( સં. अर्प्= આપવું) આપેલું; અર્પણ કરેલું;આરોપિત.

અર્બુદ, વિ.દશ કરોડની સંખ્યા.

અર્બુદયાત્રા, સ્ત્રી. ( સં. ) આબુ પર્વતની યાત્રા.

અર્બુદાદેવી, સ્ત્રી. ( સં. ) અંબાદેવી.

અર્ભક, ન. (સં.) બાળક.

અર્ભકી, સ્ત્રી. (સં.) બાળકી; દીકરી.

અર્વાચીન, વિ. (સં.) હાલના વખતનું; નવું. (પ્રાચીનથી ઉલટું.)

અર્શ, પુ. (સં.) હરસ; મસા.

અર્હંત, પુ. (સં.) જૈનમતવાદી સાધુ. (૨) મોક્ષ પામેલો જીવ.

અલક, પુ. (સં.) કપાળ ઉપરના વાંકડીઆ વાળ; ચોટલો; અંબોડો

અલકનંદા, સ્ત્રી. (સં.) ગંગા; ભાગીરથી. (અલકપ્રભા.)

અલકા, સ્ત્રી (સં.) કુબેરની રાજધાની. (અલકાવતી.)

અલકાધિપ. પુ. (સં.) કુબેર.

અલકાપુરી, સ્ત્રી.(સં.) યક્ષપુરી.

અલકાબ, પુ. (અ. લકબનું બહુવચન=અલકાબ.) જુઓ ઇલકાબ.

અલકાવળી, સ્ત્રી. (સં. अलक +आवलि ઉ.) કપાળ ઉપરના વાંકડીઆ વાળની હાર; ગુંથેલી લટોનો સમૂહ. [ગુંદર; લાખ; અળતો.

અલકત, પુ. (સં.) એક જાતનો

અલકતક, પુ (સં.) લાક્ષારસ; અળતો. (અસલના સમયે સ્ત્રીઓ પગની પાનીઓ તેનાથી રંગતી.)

અલક્ષ, ન. (સં.) નહિ લક્ષ તે.

અલક્ષિત, વિ (સં.) નહિ લક્ષમાં રહેલું; અજાણમાં ગએલું. (૨) જેની ઉપર ચિહ્ન ન કરાએલું હોય એવું.

અલક્ષ્મી, સ્ત્રી. (સં.) નહિ લક્ષ્મી તે; દૈન્ય; ગરીબાઈ.

અલક્ષ્ય, ત્રિ. (સં.) ન જોઈ કે સમજી શકાય તેવું; અગોચર (૨) બ્રહ્મ.

અલખ, પુ. (સં. अलक्ष्य ઉ.) બ્રહ્મ; શિવ.

અલખત, સ્ત્રી. દોલત; માલમિલકત.

અલખનિરંજન, પુ. (સં.) માયાથી પર એવો પરમાત્મા.

અલગ, વિ. (સં. अ + लग्= જોડાવું ઉ.) ન્યારું; છેટું.

અલગત, (અળગત), વિ. (અ. અલ્ગત=ઠેકાણુ મા) સાધારણ; સ્હેજ. (૨) પાસેનું; નજીકનું (૩) અગત્ય; જરૂર.

અલગાર, સ્ત્રી.(અ. અલ્ગાર= ગુફાઓ ને ગુફાઓ ઉ.) હારની હાર. (૨) પુ. મોભો. (૩) વૈભવ. [દૂર.

અલગું, વિ. જુદું; ભિન્ન. (૨)

અલગોજા ન. (અ) શરણાઈના જેવું એક વાજું.

અલચ્છી, સ્ત્રી. (સં.) अलक्ष्मी ઉ.) અભાગ; દૈન્ય; દરિદ્રતા.

અલચ્છી, અ. (સં. अलक्ष्य) ધ્યાન બહાર; અલક્ષ્ય.

અલડ, જુઓ અલ્હડ, અલ્હડ.

અલપતુ, વિ. આલાપ કરતું. (૨) અલોપતું. (૩) ગુપ્ત.

અલપવું, સ. ક્રિ. આલાપવું; ગાવું. (૨) અલોપ થવું; દૃષ્ટિની બહાર જવું. [(૨) સંતાવું.

અલપાવું. ક્રિ. રાગ નીકળવો,

અલફાઉ, જુઓ અડફાઉ.

અલબત,(અલબત્તા),અ. (આ. અલબત=ખચીત.) નક્કી; બેશક; બેમજ; હારતો.

અલબેલડું, વિ. જુઓ અ-

અલબેલું, વિ (અણુ+બેલ. ઉ=જેની બેલ-જોડ ન હોય એવું) ઉત્તમ; અદ્વિતીય; અત્યંત રૂપાળું. [લબેલું.

અલભ્ય, વિ. (सं. अ+लभ्) ન મળે એવું. (૨)જેની કદર હોય નહિ એવું.

અલમસ્ત, વિ. ( આ. અલ+ ફા. મસ્ત=ગુલતાન) જોરાવર. (૨) જો-સ્સામાં આવેલું; ઉશ્કેરાએલું. (૩) ખાઇ પી બેફીકર રહી જાડું થયેલું.

અલમ્, અ. (सं) બસ.

અલર્ક, પુ. ( सं. ) હડકાયો કુતરો. (૨) એક રાજાનું નામ. [ મોળું.

અલવણ, વિ.(सं.)મીઠા વગરનું,

અલવાન, ન. ( આ. લ્વન્= રંગનું બહુ વચન.) કોર વગરની શાલ, કામળ.

અલસ, વિ. (सं.) ધીરૂં; સુસ્ત, થાકેલું; ઊંઘે ઘેરાયેલું હોય એવું

અલસગમન, ન. (सं.) ધીરી અને સુસ્ત ચાલ.

અલસાવું, અ. ક્રિ. (सं. अ= નહિ ને लस्=ઇચ્છા કરવી. ઉ. ) આળસાવું; મંદ પડી જવું; થાકી જવું. (૨) ઘેનાઇ જવું. [ વવું તે; ભૂષણ.

અલંકરણ, ન ( सं. ) શોભા-

અલંકાર, પુ ( सं. ) શોભા આપનારી વસ્તુ; ભૂષણ. ( ૨ ) શોભા. (૩) ચમત્કૃતિ.

અલંકારશાસ્ત્ર. ન. ( सं. ) વાણીના અલંકારો સંબંધી જેમાં વિચાર કરેલો હોય તે.

અલંકારી, વિ. (सं.) અલં-કારવાળું; અલંકાર જાણનારૂં.

અલંકૃત, વિ. (सं.) શણગા-રેલું; શોભાવેલું.

અલંગ, અ. ન લાગે વળગે એમ; છેટે. (૨) ના. બાજુ; હાર.

અલંઘ્ય, વિ. ( सं. ) નહિ ઓળંગાય એવું તોડાય નહિ એવું.[વૃત્તિ.

અલંબુદ્ધિ, સ્ત્રી. (सं.)સંતોષ-

અલા, સ્ત્રી.(આ આલા=લક્ષ્મી) સમૃદ્ધિ. (૨) સુભાગ્ય.

અલાઇ, વિ. અશક્ત; લાચાર; નબળું. (૨) અલાઇ-દી.

અલાઉ, વિ.જુદું.(૨) અજાણ્યું.

અલાકો, પુ. ( આ. ઇલાકહ્ ઉ.) જુઓ ઇલાકો. [ બરાડવું.

અલાણવું, અ. ક્રિ. ઊંટનું

અલાત-ચક્ર, ન. (सं. अलात =બળતું+चक्र=કુંડાળું ) બળતાનું જે ચક્ર કે કુંડાળું તે.

અલાદ, વિ (આ. અલાદ્= ઉતરવું.) ગરીબ; નિર્ધન.

અલાપ, પુ. (સં. આ=વધારે+ લપ્=બોલવું) ગળામાંથી ગાવું તે; સ્તુતિગાન.

અલાપચારી, સ્ત્રી. (સં. અ- લાપ+ચાતુરી ઉ.) અલાપરૂપ જે ક્રિયા તે; સળી કરવી તે.

અલાપવું, સ. ક્રિ. ગાવું; રાગ કાઢવો.

અલાબલા, સ્ત્રી. પીડા, ઉપાધિ. (૨) ભૂતપ્રેત; ઝેડઝપટ.

અલાબુ ન. તુંબડું.

અલાભ, પુ. નહિ (સં.) લાભ; ખોટ; નુકસાન. [=ચિહ્ન) નિશાન

અલાયત, ન. (આ. અલાયત

અલાયચી જુઓ ઇલાયચી. (૨) ડાંગરની એક જાત. [જાત.

અલાયચો, પુ ડાંગરની એક

અલાયદું, જુઓ ઇલાયદું.

અલાયો, પુ. ઓળાયો.

અલાયો, વિ. અક્કલો; હરાયો.

અલાવડાખોર, વિ. સામા માણસને સારું લાગે એવી વાતો કરનાર; મીઠડું; ખુશામતીઉં.

અલાવડું, ન. સામાને સારું લાગે એમ બોલવું તે. (૨) સાચું જૂઠું; ચાડીચુગલી.

અલાવડું, વિ. અલાવડું કરનાર; ખુશામતખોર; મીઠડું. (૨) ચાડીચુગલી કરનાર.

અલાવવું, સ. ક્રિ. અપાવવું.

અલાવા, અ. (આ.) સિવાય.

અલાવો, પુ. (આ. અલાવ'= કિનારીઓ) મહોરમના દિવસમાં એક ખાડામાં દેવતા સળગાવી તેની આસપાસ મુસલમાનો નાચે છે તે.

અલાહિદું, વિ. (આ. અલાહિદા=જુદું) જુદું; નોખું; અલગ.

અલિ પુ. (સં.) એક જાતની કાળી મોટી માખ; મધમાખ (૨) ભમરી.

અલિકુલ, ન. મધમાખીઓનું ટોળું; ભમરીઓનું ટોળું

અલિજહાં, વિ. (આ. આલી =ઉંચી +ફા. જાહ્=પદવી) ઘણું મહાન; ભવ્ય; વૈભવસંપન્ન.

અલિજાહાં, વિ. (અ) મોટા હોદ્દાવાળું; મોટા વૈભવવાળું.

અલિપ્ત. વિ, (સં. અ=નહિ ને લિપ્=લીંપવું) નહિ લપાએલું; અસંગી.

અલિંગી, વિ. (સં.) જેને કશું ચિહ્ન નથી એવું; વિદેહી. (૨) જીવનમુક્ત.

અલિંદ, પુ. (સં) આંગણું

અલી, સ્ત્રી. (સં.) સખી; સાહેલી; સેરડ; બેનપણી.

અલીક, વિ. (સં.) અપ્રિય; અણગમતું; ખોટું. (૨) કૃત્રિમ.

**અલુખડું**, ન. અળોખડું.

**અલુણાં**, ન. બ. વ. લુણ વગરનું ભોજન કરવાનું વ્રત. [ રાખવું તે.

**અલેક**, વિ. સુકાનને સીધું.

**અલેકગીરનારી**, પુ. બાબો-બાવો. (૨) ભિખારી; નિર્ધન. [લખેલું.

**અલેખ**, વિ. લેપ રહિત; નહિ

**અલેખું**, વિ. ગણતરી વગરનું.

**અલેખેલ**, અ. આ ફેરે.

**અલેચો**, પુ. એક જાતનું રેશમી કપડું. [ આળોટવું

**અલેટવું**, આળેટવું; લેટવું;

**અલેઢવું**, આઢેલવું.

**અલેણું**, ન. નહિ લેણું તે; અણબનાવ.

**અલેતું**, વિ.હસેતું; અણસમજુ.

**અલેપ**, પુ. લેપ નહિ તે. (૨) (વિ.) લેપ વગરનું.

**અલેલ**, વિ. ( આ. અલેલ= અંધાધૂંધ.) હિસાબ વગરનું. (૨) અધિર. (૩) ઉપર ટપકે. [ કહેનાર; ઉપલકીઉં.

**અલેલટપ્પુ**, વિ. આશરાથી

**અલેહિસ્સલામ**, અ. (આ.) માન વાચક શબ્દ ( પેગંબર સાહેબને માટે )=તેમના ઉપર સલામ હોય.

**અલૈયાંબલૈયાં**, ન. ઓવારણાં.

**અલોક**, વિ. (સં.) જોઇ શકાય નહિ તેવું; અતિ તેજસ્વી. (૨) જોવાને શોભ્ય નહિ એવું; અદ્ભુત.

**અલોપ**, પુ. (સં.अ+लोप બ. ત્રી ) બીલકુલ નહિ દેખાવું તે.

**અલૌકિક**, વિ. (સં. अ=નહિ + लोक्=જોવું ઉ. ) અસાધારણ; અલૌકિક જેવું. (૨) સુંદર; મનોહર.

**અલ્પ**, વિ. (સં.) થોડું. (૨) નાનું; લઘુ [નાર; મૂર્ખ.

**અલ્પજ્ઞ**, વિ (સં.) થોડું જાણ-

**અલ્પજ્ઞાન**, ન. ( સં. ज्ञा= જાણવું ઉ ) થોડું જ્ઞાન તે; ઓછી બુદ્ધિ.

**અલ્પજ્ઞાની**, વિ. (સં. अल्प +ज्ञा=જાણવું ઉ. ) ઓછી સમજનું.

**અલ્પપ્રમાણ**,ન. થોડું માપ તે. (૨) (વિ.) નાનું; જરા.

**અલ્પપ્રાણ**, પુ. ( સં. अल्प= થોડું+प्राण=વાયુ ) જેનો ઉચ્ચાર કરતાં ઓછો શ્વાસ જોઇએ એવા અક્ષરો. (૨) નમાલું (માણસ). [ સમજ.

**અલ્પબુદ્ધિ**, સ્ત્રી. (સં.) થોડી

**અલ્પભાષ-ષી**, વિ. ( સં. अल्प+भाष्=બોલવું.) થોડાબોલું.

**અલ્પમતિ**, સ્ત્રી. (સં.) થોડી સમજણ. (૨) લાંબી બુદ્ધિ પહોંચે નહિ એવું.

**અલ્પવિરામ**, ન. (સં.)વાંચતાં વાંચતાં થોડીવાર અટકવાનું જે ચિહ્ન હોય છે તે.

અલ્પાયુ, વિ. (सं. अल्प+आयु=આવરદા) ટુંકી જીંદગીનું.

અલ્પાયુષ્ય, ન. (सं. अल्प+आयुष्य) ટુંકું આયુષ્ય. (૨)વિ. ટુંકી આવરદાનું [શોષાવું; ક્ષીણ થવું;

અલ્પાવું, અ ક્રિ ઓછું થવું;

અલ્પાશન ન.(सं.अल्प=अशन=ખાવું) થોડુ ખાવું તે.

અલ્પાહાર પૃ. (सं. अल्प+आहार=ખાવું) થેડું ખાવું તે.

અલ્પાહારી વિ થોડું ખાનાર; મિતાહારી.

અલ્યા, અ. સમવયના અથવા નાના કે ઉતરતા દરજ્જાના પુરુષને સંબોધવાનો ઉદ્ગાર: હે; અરે.

અલ્લકદલ્લક, વિ. નિરાધાર. (૨) સ્ત્રી બાળકોની એક જાતની રમત.

અલ્લા, પૃ. (આ.) પરમેશ્વર; પ્રભુ 'અલ્લા એક બદામ'= ભિખારીની દશામાં આવી ગએલું. મીયા ચોરે મૂઠે અને અલ્લા ચોરે ઊંટે = મનુષ્ય થોડું લે છે પરંતુ ઈશ્વર તો સખત બદલો લે છે. 'અલ્લાને બનાયા જોડા, એક અંધા ને એક ઘોડા'=ઇશ્વર જેને જેવું જોઇએ તેને તેવું આપે છે. 'અલ્લા પાર હૈ તો બેડા પાર હૈ.'=જો ઇશ્વર સહાય હોય તો તુરત કાર્ય થાય છે. (બેડા=માલ ભરવાનું વહાણ.)

અલ્લાઇ, (ડી), વિ. અલ્લા સંબંધી; ઇશ્વરી. (૨) નિષ્પક્ષ. (૩) પ્રમાણિકપણે ચાલનારું; મોઢું.'અલ્લાઈ-ડી અથવા અલ્લે કારખાનું=ઈશ્વર ઉપરની આસ્થાને આધારે ચાલતું કામકાજ. (લ.) ધીમે અને વગર નિયમે પરંતુ પ્રમાણિકપણે ચાલતો વહીવટ.

અલ્લાચોટી, સ્ત્રી. છે કરાના માથાના પાછલા ભાગમાં જે વાળનો નાનો ગુચ્છ રાખવામાં આવે છે તે.

અલ્લાયો, પુ ઓળાયો.

અલ્લે, જુ. અલ્લાઈ-ડી.

અલ્ખ્ખ, અ. ખાખી બાવાઓનો ભીખ માગવનો પોકાર. (૨) પુ. ખાખીબાવો.

અલ્હડ,વિ. દુનીઆરીના અનુભવ વગરનું; અણસમજુ (૨) ઉદ્ધત.

અલ્હેડુ, વિ. અત.ન,દુનીઆદારીથી બેખબર.

અવ, અ. ઓછું, નઠારું,ઉલટું, અને નિશ્ચય, અનાદર, પરિભવ તથા વ્યાપકતા વગેરે અર્થ દેખાડનારો ઉપસર્ગ.

અવકળા, સ્ત્રી. (सं.) ઉલટી કળા; અપચિહ્ન. (૨) પડતી. (૩) નુકસાન. [સાધનબળ.

અવકાત, સ્ત્રી. (આ.) ઇલાજ;

અવકાશ, પુ. (सं.) અંતર; માગ (૨) ફુરસદ. (૩) વિરામ ચિહ્ન.

અવકાળી, (અવકાલિક), વિ. કવખતનું.

અવકૃપા, સ્ત્રી.(સં.) ઈતરાજી; કરડી નજર.

અવક્રિયા, સ્ત્રી. (સં.) ઉલટી ક્રિયા; ગેરવ્યાજબી. (૨) વિકાર. (૩) જેમ કરવું જોઈએ તેમ નહિ થવું તે. (૪) ધાર્યું હોય તેથી ઉલટું થવું તે.

અવગડ, (અગવડ), સ્ત્રી. સુગમ નહિ પડવું તે; મુશ્કેલી; અડચણ.

અવગડતા, સ્ત્રી. મુશ્કેલી; સુગમતા નહિ તે; સોઈ નહિ તે; પીડા; હરકત; પંચાતી; સગવડ નહિ થવી તે.

અવગણ, જુઓ અવગુણ.

અવગણના, સ્ત્રી. (સં. अव+गण्=ગણવું ઉ.) તુચ્છ ગણવું તે; લેખવવું નહિ તે; અનાદર કરવો તે; નિંદા

અવગણવું, સ. ક્રિ. તુચ્છ ગણવું; નહિ લેખવવું; અનાદર કરવો.

અવગત, વિ. (સં अव+गम्=જાણવું. ઉ.) જાણેલું (૨) અવગતીઉં થએલું

અવગતિ. સ્ત્રી (સં. अव+गति ઉ.) અધમગતિએ જવું તે. (૨) પડતી.

અવગતીઉં, ન. જેની અવગતિ થઈ હોય તે.

અવગાહ, પુ.(સં.)સ્નાન;નહાવું તે. (૨) અંદર પેસવું તે. (૩) ડુબકી.

અવગાહવું, અ. ક્રિ. પાણીમાં હલવીને નહાવું. (૨) ડૂબકી મારવી. (૩) ડોળી નાખવું.

અવગુણ, પુ. (સં.) ગુણથી ઉલટું તે; દોષ; ગેરલાભ; હરકત; ખોટ.

અવગુણકારક, વિ. (સં.) અવગુણ કરે એવું.

અવગુણકારી, વિ. (સં.) અવગુણ કરે એવું. (૨) અપકારી.

અવગુણી, વિ. અવગુણવાળું; દુર્ગુણી. (૨) નુકસાનકારક. (૩) કૃતઘ્ની.

અવગુણીઉં વિ નઠારા ગુણનું; અનીતિમાન.(૨) ગુણને નહિ જાણનારું; ગુણ ઉપર અવગુણ કરે એવું.

અવગ્રહ, પુ. (સં.) અનાવૃષ્ટિ. ૨ નગ્રહ. (૩) પ્રતિબંધ.(૪)સ્વભાવ.

અવઘડ, વિ. અણઘડ. (૨) નિગ્રહ (૩) પ્રતિબંધ. (૪) સ્વભાવ.

અવઘાત પુ. (સં.अव+हन्=મારવું ઉ.)મારી નાખવું તે (૨) આઘાત.

અવઘોષણા, સ્ત્રી. (સં. अव+घोष्=અવાજ કરવો.) દાંડી પિટાવવી તે; જાહેરાત.

અવચળ, જુઓ અવિચળ.

અવચિહ્ન, ન. (સં.) અશુભ સુચક નિમિત્ત. (૨) અપશુકન.

અવચ્છિન્ન, વિ. (સં.)છુટું પડી ગયેલું; જેમાં ફરક પડી ગયો હોય એવું. (૨) મર્યાદિત.

અવચ્છેદ, પુ. (સં.) જુદાપણું; તફાવત. (૨) સીમા.

અવજશ, પુ. (સં.) અપજશ; અપકીર્તિ.

અવજોગ, પુ (सं. अव+योग) સારો યોગ નહિ તે; પંચાંગ પ્રમાણે અશુભ સમય.

અવજ્ઞા, સ્ત્રી.( सं. ) અપમાન. (૨) આજ્ઞાભંગ.

અવટાવું, અટવાવું, અ. ક્રિ. ગુંચવાવું; થાકી જવું. (૨) ભેળાઇ જવું. (૩) ચૂંથાવું. [વપરાતું.

અવડ, (અ૦વડ—હાવડ)વિ. નહિ

અવર્ણ, વિ. (सं. अवर्ण ઉ.) હલકી જાતમાં જન્મેલું; હલકટ; શૂદ્ર.

અવતરણ, ન. ( सं. ) નીચે ઉતારવું તે; અવતાર. (૨) ઉતાર. (૩) ઉતારો; ટાંચણ.

અવતરવું, અ. ક્રિ. (सं अव +तृ=જનમવું. ઉ. ) જનમવું. (૨) જમીન ઉપર ઉતરવું.

અવતંસ, ન. પુ. (सं.) કાનનું ઘરેણું. (૨) અલંકાર; શિરોમણિ.

અવતાર, પુ. ( सं. अव+तृ= ઉતરવું. ) જન્મ; ઉતરવું તે. (૨) એક રૂપ બદલી બીજા રૂપમાં જવું તે. (૩) જીવન.(૪) પ્રસ્તાવના, ઉપક્રમણિકા.

અવતારિક,વિ.અવતાર સંબંધી.

અવતારી, વિ. ( सं. ) જેમાં કંઇક (દૈવત) અવતરેલું હોય એવું; અસાધારણ. અવતારી ગંજીફો=જેમાં અવતારનાં ચિત્રો પાડેલાં હોય એવો ગંજીફો.

અવદશા, સ્ત્રી. ( सं.) પડતી; દુર્દશા; વિપત્તિ.

અવદાત, વિ. (सं. अव+दै= શુદ્ધ કરવું ) શુદ્ધ; સ્પષ્ટ; ખુલ્લું. (૨) ધોળું; નિર્મળ—સુંદર.

અવદાન, ન. (सं. अव+दा= આપવું. ઉ.) અન્નની આહુતિઓ દેવતાને જે અપાય છે તે; ગળવું તે

અવદાહ, પુ. (सं. अव+दाह =બળવું) વિધિ વગર શબને બાળવું તે.

અવદીચ, પુ. (सं. उद्+अञ्च् =જવું.उदिच=ઉત્તર અને તે તરફનું ઉ.औदिच्य) ગુજરાતના બ્રાહ્મણોની એક મોટી જાતિ.

અવધ, સ્ત્રી. ( सं. अवधि ) છેડો; છેવટ. (૨) સમાપ્તિ. (૩)વેળા;મુદત

અવધપુરી, સ્ત્રી. ( सं. ) અયોધ્યા.

અવધાન, ન. (सं. अव+धा =મૂકવું ) લક્ષ; ધ્યાન; એકાગ્રતા. (૨) સાવધાની; ચોકસાઈ. (૩) સમાધિ (૪) કાળજી. (૫) ધારણા; વલણ. (૬) જૈનોની એક જાતની ધાર્મિક ક્રિયા.

અવધારણ, ન. (सं.) નિશ્ચય; ઠરાવ. (૨) અવધાન.

અવધારણા, સ્ત્રી. (सं.)નિશ્ચય; ઠરાવ; મનસુબો. (૨) તપાસ.

અવધારવું, સ. ક્રિ. (सं. अव +धृ=ધારણ કરવું ) નક્કી કરવું. (૨) દૃઢ રીતે મન ઉપર લેવું; ઠસાવવું.

અવધિ, પુ. સ્ત્રી. (सं.) સીમા;

છેવટ; સમાપ્તિ. (૨) વેળા; ઓધી; મુદ્દત. (૩) ટોચ; શિખર (૪) પરાકાષ્ઠા; હદથી જ્યારે. (૫) ધોરણ. (૬) આરંભ અથવા અંત. (૭) અ. સુધી; લગી.

**અવધૂત**, જુઓ અબધૂત.

**અવધ્ય**, વિ. (સં. अ+वध्= મારવું ઉ.) મારવાને યોગ્ય નહિ એવું.

**અવનવું**, વિ (સં. अव+नवीन) નવીન. (૨) અજાયબ જેવું; અલૌકિક.

**અવનિ–ની**, (સં. अव + नि –नी) પૃથ્વી. (૨) જમીન. (૩) સંસારપ્રપંચ. (૪) અવતાર; જન્મ.

**અવનિતળ**, ન. (સં. अवनि +तल) પૃથ્વીની સપાટી.

**અવનિપતિ**, પુ. (સં. अवनि+ पति=સ્વામી–રાજા) પૃથ્વીપતિ; મહારાજા.

**અવનિપાળ**, પુ. (સં. अवनि+ पाल=પાળનાર ) પૃથ્વીપાળ–રાજા.

**અવનીશ**, પુ. (સં. अवनि+ ईश=ઈશ્વર) પૃથ્વીનો ઈશ્વર; રાજા.

**અવબોધ**, પુ. (સં. अव=बुध =જાણવું ઉ.) જ્ઞાન; પ્રબોધ. (૨) જાણવું તે.

**અવભૃથ**, પુ (સં. अव+भृ= ધરવું ઉ.) દિક્ષાંતયજ્ઞ; યજ્ઞની પૂર્ણાહુતિ.

**અવમાન**, ન. (સં.) અપમાન; તિરસ્કાર.

**અવમાનવું**, સ. ક્રિ. માન નહિ આપવું; અવગણના કરવી.

**અવયવ**, પુ. (સં.) આખી વસ્તુનો વિભાગ; અંશ. (૨) ઉપકરણ. (૩) મૂળતત્ત્વ (૪) ધાતુ.

**અવયવી**, ત્રિ. (સં.) અવયવવાળું; શરીરી; અંશી. [ ખરાબ સમજ.

**અવયોગ**, પુ. (સં.) અવજોગ;

**અવર**, વિ. ( સં.अवर=બીજું) અન્ય. (૨) અધમ. (૩) પુ. (અં) કલાક.

**અવરજ**, ન. (સં.) પાછળ જન્મેલું બાળક.

**અવરજવર**, સ્રી. ( આવવું ઉ. અવર અને જવું ઉ. જવર ) આવજા; હીલચાલ.

**અવરણ**, વિ. ( સં. अ+वर्ण ઉ.) હલકી જાતનું; શૂદ્ર.

**અવરથા**, અ. વિ. (સં. वृथा =ફોગટ આમાં અ નિરર્થક છે ) ફોગટ; વૃથા. (૨) નજીવું; નિરર્થક.

**અવરાધ**, જુઓ અભરાધ.

**અવરાવું**, અ. ક્રિ. ઢંકાવું; છવાવું. (૨) આવરણમાં જવું.

**અવરોધ**, પુ. (સં. अव+रुध= રોકવું ) અટકાવ; નડતર. (૨) અંતઃપુર; જનાનખાનું. [ કરનાર.

**અવરોધક**, વિ. (સં.) અવરોધ

**અવરોધન**, ન. (સં.) અવરોધ કરવો તે; રોકવું તે; પ્રતિબંધ.

**અવરોહ**, પુ. ( सं. अव+रुह्= ઊગવું ઇ. ) નીચે ઉતરવું; ઢોળાવ (૨) ફણગો; વડવાઈ. (૩) સ્વર્ગ. (૪) ગળો.

**અવરોહણ**, ન. ( સં. ) અવતરણ; ઉતરવું તે; ઢોળાવ. (૨) પલાણ.

**અવરોહી**, વિ. (સં.) ઉતરવું; નીચે જતું. (૨) જેને ઝાડ મૂળ ફુટતાં હોય એવું.

**અવર્ગ**, પુ. (સં.) 'અ' ને લગતા અક્ષરોનો વર્ગ. (૨) વર્ગનો અભાવ.

**અવર્ગી**, વિ. (સં.) અ વર્ગનું. (૨) વર્ગનું નહિ તે.

**અવર્ણ**, વિ. (સં.) વર્ણરહિત; સંકર; કજાત. (૨) 'અ' આદિ જે અક્ષરો તે. (૩) અપવાદ.

**અવર્ણ્ય**, વિ. ( સં. ) વર્ણી શકાય નહિ એવું.

**અવર્થ**, વિ (સં.)હલકું; અનિષ્ટ.

**અવલ**, વિ.(ફા.) પહેલું; મુખ્ય; સરસ. અવલ આખર=આરંભનું અને અંતનું. અવલ કારકુન= પહેલો કારકુન અવલ અરજી=પહેલી અરજી.

**અવલઆખર**, અ. અથેતિ; પહેલેથી છેવટ સુધીનું.

**અવલક્ષણ**, ન.(સં.)અપલક્ષણ

**અવલમંજલ**, સ્ત્રી.(ફા.અવલ+ મંજલ=મુસાફરી.) પાયદસ્ત; દફનક્રિયા.

**અવલસાલ**, સ્ત્રી. બેસતું વર્ષ; (૨) આગલું વર્ષ. [મૂડી.

**અવલસિલક**, સ્ત્રી. આરંભની

**અવલંબ**, પુ. (સં.) આશ્રય; આધાર.

**અવલંબન**, ન.( सं.अव+लंब =લટકવું. ઇ.) આશ્રય; ઓથ. (૨) ટેકો.

**અવલેપ**, પુ. (सं. अव+लिप् =લીંપવું ઇ.) ખરડ; લેપ. (૨) અહંકાર.

**અવલેહ**, પુ (सं. अव+लिह् =ચાટવું. ) ચાટણું. ( ચાટવાને યોગ્ય ઔષધ. )

**અવલોકન**, ન. ( सं. अव+ लुक्=लोक्=જોવું ઇ. )જોવું તે. (૨) તપાસવું-પરીક્ષા કરવી તે.

**અવલોકનકાર**, પુ. ( सं. अवलोकन+कृ=કરવું ઇ. ) તપાસ-પરીક્ષા કરનાર.

**અવલોકનશકિત**, સ્ત્રી. (સં.) અવલોકન કરવાનું સામર્થ્ય; લખાણની પરીક્ષા કરવાની બુદ્ધિમત્તા.

**અવલોકવું**, સ. ક્રિ. (सं.अव+ लोक् ઇ. ) જોવું; ધારીધારીને જોવું. (૨) ચોકશી કરવી. (૩) ગુણદોષનું વિવેચન કરવું.

**અવશ**, વિ. (સં.) વશ નહિ તે; પરાધીન. (૨) આપઅખત્યાર; સ્વતંત્ર.

**અવશિષ્ટ**, વિ. (सं. अव+शिष् =રહેવું.ઇ.) વધેલું; બચેલું; બાકી રહેલું.

**અવશુકન**, જુઓ અપશુકન.

અવશેષ, વિ. ( સં. ) બાકી; વધેલું; શેષ.

અવશ્ય, વિ. વશ થાય નહિ એવું; હઠીલું. (૨) અ. જરૂર; ખચીત.

અવશ્યમેવ, અ. જરૂરજ; નક્કી.

અવસર, પુ. (સં. अव+सृ=સરવું ઉ. ) પ્રસંગ; વખત; લાગ.

અવસાત, અ. હમણાં; આ- ટાણે. (૨) ઓચીંતું.

અવસાન, ન. ( સં. ) મરણનો સમય; અંત. (૨) અટકવાનું ઠેકાણું; વિરામ. (૩) હદ. (૪) બંધ પડવું તે.

અવસાય, પુ. સમાપ્તિ; છેડો. (૨) નિશ્ચય. (૩) શેષ ભાગ.

અવસ્તા, સ્ત્રી. (ફા.) પારસી લોકોનું અસલ ધર્મપુસ્તક.

અવસ્થા, સ્ત્રી. (सं.अव+स्था =ઉભા રહેવું ) હાલત; દશા; સ્થિતિ. (૨) આયુષ્યના અમુક અમુક મુદતના ભાગ. (કૌમાર, યૌવન અને જરા.) (૩) મુકામ. [ મુકામ.

અવસ્થાન, ન. (सं.) રહેઠાણ;

અવસ્થાંતર, ન. ( सं. अव+ स्था+अंतर) સ્થિતિનો ફેરફાર થવો તે; રૂપાંતર.

અવહાર, પુ. (सं.) લડાઈમાંથી થોડી વિશ્રાંતિ લેવી તે. (૨) સંધિનો સમય.

અવહાસ, ન ( सं. अव+हस હસવું ઉ ) ઉપહાસ; મશ્કરી.

અવહિત્થ, ન. (सं.) ખોટો દેખાવ.(૨)વ્યભિચારીભાવોમાંનોએકભાવ.

અવળચવળ,વિ.અવળુંસવળું; ખરૂં ખોટું. (૨) અ. જેમ ગમે તેમ; ઉલટસુલટ.

અવળચંડું, ન. અવળું કરવું તે; અટકચાળું કરવું તે. (૨) અવળું-ખોટું થાય એવું કામ.

અવળચંડું, વિ. અવળું ચા- લનાર; અટકચાળુ. (૨) અવળું; ખરાબ.

અવળપંચક, ન. સારૂં કરવા જતાં ખોટું થઈ જવું તે; ઉલટું થઈ જવું તે.

અવળવાણી, સ્ત્રી. અવળું બોલવું તે. (૨) અવળુ બોલે ને સવળું થાય એવી વાણી. (૩) અશુભ વાણી. (૪) પ્રસંગથી ઉલટું બોલવું તે.

અવળાઇ, સ્ત્રી. અવળું કરવાની ટેવ; આડાઇ. (૨) હઠીલાઈ. (૩.) વિપ- રીત બુદ્ધિ. [ ઉથલપાથલ.

અવળાસવળી,અ. ઉલટસુલટ;

અવળું, વિ. ઉલટું; વિરુદ્ધ; ઉંધું. (સવળું, તેથી ઉલટું તે અવળું.) (૨) સન્મુખ નહિ એવું. અવળી કલ્પના =વિરુદ્ધ કલ્પના. અવળું કરવું=નુકસાન કરવું. અવળું મોં કરવું=રિસાવું. આડું- અવળું=આમતેમ. અવળા પાટા બાંધવા =ઉલટે રસ્તે ચઢાવવું. અવળા પાસા પ- ડવા=ઉલટું થવું.અવળો દાવ=ઉલટું થવું તે.

અવળી આંધળી બાંધવી=ઉંધાળું કાઢવું. અવળે પાને ચુનો ચોપડાવવો=ઉલટું કાર્ય કરાવવું; સંતાપવું.

અવળૌ, સ્ત્રી ઘણાં વસાણાં સાથે ખાંડીને બનાવેલો સુવાવડી માટેનો ક્વાથ. [રાજધાની; ઉજ્જયિની.

અવંતિ, સ્ત્રી. (સં.) માળવાની

અવાઈ, સ્ત્રી. ઉડતી ખબર; અફવા; ગુમાટ

અવાક્, વિ. ( વક =ચિકાશ, મેળ) જેમાં વક ન હોય તે.

અવાચક, વિ. (સં. अ+वच्= બોલવું ઉ. ) બોલી શકે નહિ એવું. (૨) બેભાન; મરવા પડેલું (૩) અજ્ઞાન; બાળક; પશુ જેવું.

અવાચી, સ્ત્રી. હેડકી; ડચકું.

અવાચ્ય, વિ (સં. ) નહિ બોલવા યોગ્ય; કહેવાય નહિ એવું.

અવાજ,પુ.(ફા. આવાઝ=શબ્દ ) ધ્વનિ; જે કંઇ સંભળાય તે.

અવાજદાર, વિ. (ફા. આવાઝ+દાર=વાળું ) અવાજ થાય એવું: રણકાવાળું; વાગતું. [નહિ તે; અઘટિત.

અવાજબી, વિ. (ફા.) વાજબી

અવાજા, પુ. અવાજ થવા તે; ભણકાર; ધડાકા.

અવાજી, વિ.(ફા.) અવાજવાળું; ૨( વાગતું; ખડખડતું.

અવાજો, પુ. (ફા.) અવાજ; ધ્વનિ; શબ્દ.

અવાટ,સ્ત્રી.કુમાર્ગ.(૨) અનીતિ.

અવાટ, વિ. વાટરહિત; માર્ગ વગરનું; અણખેડ.

અવાડું, ન. અડણ.

અવાડો, પુ. ઢોરોને પાણી પાવા માટેનો હોજ; હવાડો.

અવાઢ, વિ. ( અ+વાઢવું ઉ. વાઢ=કાપવાની શક્તિ; કાપ. ) કાપવાની શક્તિ રહિત.(૨) શેરડીના વાવેતરરહિત.

અવાણ, સ્ત્રી. ચાલવાની રીત. (૨) ગુણ. [ પરીક્ષા કરવી; નાણી જોવું.

અવાણવું, સ. ક્રિ. ચાલ જોવી;

અવાર, વિ. (સં. अ+निवार्य ઉ.) ન દૂર કરી શકાય એવું; અનિવાર્ય.

અવારણીય, વિ. (સં.) વારી શકાય નહિ એવું; નહિ અટકાવાય એવું.

અવારનવાર, અ. વારાફરતી; કોઇ કોઇ વાર. (૨) વખતો વખત.

અવારિત, વિ.(સં.)નહિ વારેલું; નહિ અટકાવેલું.

અવારો, જુઓ ઓવારો.

અવાવરું, વિ. (સં.अ+वि+आ+वृ ઉ.) નહિ વપરાતું; પડી રહેલું.

અવાસ, પુ. (સં. आ+वस्= વસવું ઉ.) ઘર; મકાન; મહેલ. અવાસ બળી ગયા ને કોયલા રહી ગયા=સારૂં હતું તે જતું રહ્યું ને નકારું રહી ગયું.

**અવાસ્તવ**, ( સં. ) વાસ્તવિક નહિ એવું; અસત્ય.(૨)અયોગ્ય. [મિથ્યા.

**અવાસ્તવિક**, વિ (સં.) અસત્ય;

**અવાળુ** પુ. (પ્રા. अवालुओ ઉ.) કંઠનળીની આસપાસની ગાંઠો. (૨) દાંતના પારા. અવાળુ ફુલવા=દાંતની આસપાસનો-પેઢાનો ભાગ ફુલવો.

**અવાંતર**, વિ. (સં.अव+अंतर) અંદરનું; વચગાળેનું. (૨)-ની અંદર આવી જતું. (૩) હવે પછીના વિષય સાથે સંબંધવાળુ; આડકતરૂં; ગૌણ.

**અવિકળ**, વિ. ( સં. ) વિકળ-ગાભરૂં થઇ ગએલું નહિ તે. [હોય તે.

**અવિકાર**, પુ. (સં.) વિકાર ન

**અવિકાર**, વિ. ( સં. ) વિકાર રહિત. (૨) નુકશાન કરે નહિ એવું.

**અવિકારી**, વિ.(સં.)વિકારવાળું નહિ તે; જે એક ને એક જ સ્વરૂપે હંમેશ રહેતું હોય તે. (બ્રહ્મ.) (૨)જેમા કંઈ ફેરફાર થતા ન હોય એવું; અવિકૃત

**અવિકૃત**, વિ (સં.)નહિ વિકૃતિ પામેલું એવું; નહિ બગડી ગએલું.

**અવિકૃતિ**,સ્ત્રી. વિકૃતિ નહિ હોય તે. (૨) વિ. જેમાં વિકૃતિ થઇ ન હોય એવું.

**અવિક્રીત**, વિ (સં.)વેચેલું નહિ.

**અવિગત**, વિ. ( સં. अ=નહિ गम्=જવું. ઉ. ગત. विगत=ગએલું.) નહિ ગએલું; નહિ છુટું પડેલું. (૨)નિત્ય.

**અવિગતા**, સ્ત્રી.( સં. )અજાણી= અજ્ઞાત-યૌવના.

**અવિગ્રહ**, પુ. (સં. विग्रह= આકાર ) નિરાકાર; અશરીર. (૨) વિ. શાંત; સુલેહવાળું.

**અવિગ્રહવાન**, વિ. (સં.)શરીર-વાળું નહિ તે. (૨)નિરૂપદ્રવ;સુલેહવાળું.

**અવિચળ**, વિ. ( સં.=अ+वि +चल्=ચળવુ. ઉ. ) ચળે નહિ એવું; દૃઢ;સ્થિર. (૨)ખસે નહિ એવું; અજ્જડ. (૩) કાયમ.

**અવિચળતા**, સ્ત્રી. (સં.) સ્થિ-રતા; દૃઢતા; મક્કમપણું.

**અવિચાર**, પુ. (સં. अ=નહિ+ वि+चर्=ચાલવું ઉ.)અન્યાય;અવિવેક.

**અવિચારી**, વિ. ( સં.) વિચાર વગરનું; અણસમજુ; પ્રમાદી; અવિવેકી; ઉદ્ધત.

**અવિચારીપણું**, ન. વિચાર ક-રીને કામ કરવાપણું નહિ તે; બેવકુ-ફાઇ; ઉદ્ધતપણું.(૨) સાહસિકતા.

**અવિચ્છિન્ન**, વિ. (સં. अ+वि +छिद् = છેદવું) છુટું છુટું થઇ ગયેલું નહિ તે; અખંડ. (૨) ચાલુ;અસ્ખલિત.

**અવિચ્છિન્નતા**, સ્ત્રી. ( સં.) વિ-ચ્છિન્નપણું નહિ તે; અખંડપણું; ચાલુ ને ચાલુ રહેવાપણું; પૂર્ણતા.

**અવિચ્છિન્નધારા**, સ્ત્રી. વગર તૂટવે પાણીનો દરેરો થયા કરવો તે. (૨) અભિષેક; ધારાવાડી. (૩) ચાલુ પ્રવાહ.

**અવિજ્ઞેય**, વિ. ( સં. अ=वि+ ज्ञा=જાણવું ઉ.) જાણી શકાય નહિ એવું; ન સમજાય એવું.

**અવિદ્યમાન**, વિ ( સં. अ+ विद्=હોવું ઉ. ) અવર્તમાન; અપ્રત્યક્ષ; નહિ હયાત.(૨.) સત્તા રહિત. (૩) ના. અભાવ.

**અવિદ્યા**,સ્ત્રી (સં. )મિથ્યાજ્ઞાન; અજ્ઞાન; માયા; હું ને મારાપણાનો અધ્યાસ. [ વિદ્વતા ન હોય તે.

**અવિદ્વાન**, વિ. (સં.)જેનામાં

**અવિદ્ધ**, વિ. (સં. अ+विध्= વીંધવું ઉ.) નહિ વીંધેલું; વેધ રહિત. (૨) નહિ પરોવાએલું (૩) જેના કાન વીંધેલા ન હોય તે; આર્યેતર પ્રજા. (કાન વિંધાવવા એ આર્ય પ્રજાનું એક શારીરિક ચિહ્ન છે,અને સુન્નત કરાવવી એ ઈસ્લામીઓનું શારીરિક ચિહ્ન છે.)

**અવિધવા**, સ્ત્રી ( સં. )વિધવા નહિ તે; સૌભાગ્યવતી સ્ત્રી.

**અવિધવાનવમી**, ( નોમ ), સ્ત્રી. પતિને મૂકીને મરી ગએલી સૌભાગ્યવતી સ્ત્રીઓનું શ્રાદ્ધ કરવાનો ભાદરવા વદ નવમીનો દિવસ; ડોશીઓની નોમ.

**અવિધાર**, અ. નક્કી; ખચીત; જરૂર. [અવશ્ય માનવું.

**અવિધારવું**, સ. ક્રિ. જાણવું;

**અવિદ્ધયોનિ**, સ્ત્રી. (સં.)જેના પતિનો સંગ થએલો ન હોય એવી સ્ત્રી.

**અવિનય**, પુ. (સં.) નહિ વિનય તે; ઉદ્ધતાઇ; અસભ્યતા. (૨) અપમાન.

**અવિનયી**, વિ. ( સં. ) જેનામાં વિનય ન હોય તે; અસભ્ય; ઉદ્ધત.

**અવિનાશ**, વિ. (સં.) જેનો નાશ થતો નથી એવું; અમર; અક્ષય; અક્ષર; નિત્ય; ઈશ્વર. (૨) પુ. વિનાશનો જે અભાવ તે.

**અવિનાશી**,વિ.(સં.) જેનો નાશ થાય નહિ તે; અમર; અક્ષય; સદાય રહે એવું.(૨)ના.જેનો નાશ નથી તે;બ્રહ્મ.

**અવિનાશીપણું**,ન. સદા જીવંત રહેવાપણું; અમરતા; અક્ષરતા. (૨) ઈશ્વરતા.

**અવિનીત**,વિ.( સં. अ+विनीत =દોરવું ઉ.) અનમ્ર; અવિનકી; ઉદ્ધત. (૨) જંગલી.

**અવિપક્ષ**, વિ. ( સં. ) સામા પક્ષ વગરનું. (૨) શત્રુ વગરનું.

**અવિપાક**, પુ. ( સં. ) જેમાં ખાધેલું પચે નહિ એવો પેટનો રોગ. (૨) સારો પાક નહિ તે.

**અવિભક્ત**, (સં.) નહિ વહેંચાએલું; મજીઆરૂ.

**અવિભાજ્ય**, વિ. ( સં. अ= નહિ+ वि+भज्=ભાગવું.ઉ. विभाज्य =ભાગ પાડવા યોગ્ય ) ભાગ પાડવાને યોગ્ય નહિ એવું; ન ભાગી શકાય તેવું.

**અવિભેદ**, વિ. ( સં. ) વગર

એકવું; નહિ જુદું; એકત્ર; આખું. (૨) જેમાં કશો મતભેદ ન હોય એવું.

અવિમલ, વિ. (સં) વમલ-ચોક્ખું નહિ તે; મેલું.

અવિરત, અ. (સં.) વગર અટકે; ચાલુ ને ચાલુ; હંમેશ; નિરંતર.

અવિરલ, વિ. (સં.) આછું નહિ એવું, ભરચક; ભરપૂર.

અવિરુદ્ધ, વિ. વિરુદ્ધ નહિ તે; અનુકૂલ: મળતું.

અવિરોધ, પુ. (સં.) વિરોધ નહિ તે; મેળ; અનુકૂળતા; મૈત્રી. (૨) વિ. વિરોધ રહિત.

અવિરોધી, વિ (સં.) નહિ વિરોધી; સંપીલું. જેમાં વિરોધ ન હોય તેવું.

અવિવક્ષિત, વિ. (સં.) નહિ વિવક્ષિત. (૨) બોલવુંજ છે એવો વિચાર ન હોય એવું; બીનજરૂરનું.

અવિવાહિત, વિ. (સં.अ=નહિ +वि+वह्=લઇ જવું ઉ.) કુંવારૂં; નહિ પરણેલું.

અવિવેક, પુ. (સં. अ=નહિ+ वि+विज़=પારખવું ઉપરથી) વિવેક નહિ તે; અસભ્યતા; અવિચાર. (૨) અપમાન ભરેલી વર્તણુક.

અવિવેકતા, સ્ત્રી. (સં.) અવિવેકીપણું. [નહિ એવું; અસભ્ય.

અવિવેકી, સ્ત્રી. (સં.) વિવેકી

અવિશ્રાંત, વિ. (સં.) ચાલુ ને ચાલુ; સતત; નહિ થાકેલ.

અવિશ્વસનીય, વિ. (સં.) વિશ્વાસ કરવાને યોગ્ય નહિ એવું.'

અવિશ્વાસ, પુ. (સં) અણ-ભરોસો. (૨) ખાતરી ન થવી તે.

અવિશ્વાસી, (સુ), વિ. (સં.) ભરોસા વગરનું (૨) નાસ્તિક; અધર્મી.

અવિશ્વાસુ, વિ(સં.) વિશ્વાસ-વાળુ નહિ તે. (૨) વિશ્વાસ ન રાખે એવું; અધીરીઉં.

અવિષય, પુ. (સં.) નહિ વિષય તે; વિરાગ. (૨) વિષયાંતર: અકર્મ.

અવિહિત, વિ. (સં.) વિહિત નહિ તે; જે કરવાનું શાસ્ત્રમાં કહેલું ન હોય તે. [ થવી તે; દુકાળ.

અવૃષ્ટિ, સ્ત્રી. સં.) વૃષ્ટિ નહિ

અવેક, પુ. (સં. अविवेक ઉ.) અવિવેક; ગેરવર્તણુક.

અવેજ, પુ. (આ. ઇવજ=બદલો) નાણું; મિલક્ત. (૨) માલ સાટે માલ આપવો લેવો તે. (૩) નફો; મૂડી.

અવેજી, પુ. પ્રતિનિધિ; અમુકને બદલે રાખેલો નોકર.

અવેર, પુ. વિવેકથી ઉપયોગ કરવો તે. (૨) કાબુમાં રાખવું તે. (૩) કરકસર કરવી તે. (૪) સમેટી લેવું તે.(૫) મોડું થવું તે.

અવેરવું, સ. ક્રિ. સંભાળવું; સાચવવું. (૨)સમજાવી પટાવીને ઉછેરવું; ધીરજથી ચલાવવું. (૩) કરકસરથી ઘર ચલાવવું.

**અવેરૂં**, અ. કવખતે; વખત બેવખત (૨) વિ૦ હઠીલું.

**અવેર**, પુ. (સં. अवयव ઉ.) અવયવ. (૨) વ્યવસ્થા.

**અવેળા**, સ્રી. (સં.) સ્રી. કવેળા; વખત બેવખત; પાછલો પહોર.

**અવેળી**, સ્રી. મેંદાનો શિરો.

**અવ્યક્ત**, વિ. (સં. अ=નહિ +व्यक्त=સ્પષ્ટ) નહિ વ્યક્ત તે; ગુપ્ત; અદૃશ્ય (૨) ના. આત્મા; બ્રહ્મ; માયા. (૩) સંખ્યા; પદ. (૪) ધ્વનિ; અવાજ (૫) પ્રકૃતિ; કુદરત. [તે; સ્વસ્થ.

**અવ્યગ્ર** વિ. (સં.) વ્યગ્ર નહિ

**અવ્યય**, વિ. (સં. अ=નહિ+ व्यय=ઓછું થવું તે.) જેને લિંગ, વિભક્તિ કે વચન લાગતાં નથી અને જે સદા એક રૂપેજ રહે છે તે શબ્દ. (૨) નહિ ઓછું થનાર; આદિ ને અંત રહિત; વિકાર વગરનું; અવિનાશી; નિત્ય; શાશ્વત; અમર; પરમાત્મા.

**અવ્યયીભાવ**, પુ (સં.) એક જાતનો સમાસ. (છઠ્ઠી વિભક્તિવાળા નામની પછી અવ્યય આવી નામ અને અવ્યય જોડાઈ જાય છે તે.)

**અવ્યવસાયી**, વિ. (સં.)વ્યવસાય રહિત; જેને લાંબું કામકાજ કરવાનું ન હોય તે; નવરૂ.

**અવ્યવસ્થા**, સ્રી. (સં.) વ્યવસ્થા નહિ તે; બેરબંદોબસ્ત.

**અવ્યવસ્થિત**, વિ. વ્યવસ્થા વગરનું; ગોટાળીઉં; ગોઠવણ વગરનું. (૨) ચંચળ.

**અવ્યવસ્થિતપણું**, ન. વ્યવસ્થા ન હોય એવી હાલત; ગડબડસડબડ; ગોટાળો.

**અવ્યવહાર્ય**, વિ. (સં.) જેની સાથે વ્યવહાર થઇ શકે નહિ એવું.

**અવ્યાકૃત**, વિ. (સં. अ+वि+ आ+कृ=કરવું ઉ.) આકાર નહિ પામેલું; નહિ પ્રકટ થયેલું; બીજરૂપ; જગતના કારણરૂપ(વેદાંત);પ્રધાન(સાંખ્ય).

**અવ્યાપ્તિ**, સ્રી. (સં.) સર્વત્ર લાગુ ન પડે એવો દોષ, અપ્રાપ્તિ.

**અવ્રણ**, ન. (સં.) વ્રણ નહિ તે. (૨) વિ. વ્રણ વગરનું.

**અવ્હેરાટ**, પુ. ગભરાટ; ગુંચવણ; સંભ્રમ. (૨) લાજ; શરમ.

**અવ્હેરૂં**,વિ.બહાવરૂં;ગભરાએલું.

**અશક**, પુ. (ફા. ઇશ્ક) ઇશ્ક; પ્યાર. અશકનો માર્યો ગાજરાં ખાય= પ્યારને લીધે માણસ હેરાન થાય છે તોપણ સમજતા નથી. (૨) નિઃશંક.(૩) અ. અચૂક; વગર શકે.

**અશકર**, અ. (ફા. આશ્કાર= દર્શાવવું ) ચોકખું; સાફ; ખુલ્લું. (૨) આખરે; છેવટે.

**અશકુન**, જુઓ અપશકુન.

**અશક્ત**,વિ.(સં.अ+शक्=શકવું;

શક્તિ વગરનું; નબળું. (૨) નાલાયક; દમ વિનાનું. (૩) માંદું; દુર્બળ.

અશકતતા, સ્ત્રી.(સં.) નબળાઈ; શક્તિ નહિ હોવી તે. (૨) નાલાયકી.

અશકિત, સ્ત્રી. (સં.) શક્તિ નહિ તે; નબળાઈ.(૨) મન્દું નહિ તે.

અશકિતમાન, વિ.(સં.)અશક્ત; દુર્બળ. [ એવું; અસંભવિત.

અશકય, વિ. (સં.) ન બની શકે

અશકયતા, સ્ત્રી. (સં.) નહિ બની શકવાપણું; અસંભવિતતા; શક્તિ નહિ હોવાપણું.

અશગ,વિ.(સં.अ=નહિ+शिखा ટોચ ) ટોચ વગરનું; જેને શગ ન હોય તેવું.

અશન, ન. (સં. अश=ખાવું) જમણ; ભોજન; ખોરાક. (૨) અન્ન.

અશનિ, સ્ત્રી. (સં.) વીજળી. (૨) વજ્ર. (૩) કરા પડવા તે.

અશયન, ન. (સં.) ઉંઘ નહિ તે; ઉજાગરો. [આશ્રય વગરનું.

અશરણ, વિ. (સં.) નિરાધાર;

અશરણશરણ, વિ. (સં.) અશરણને શરણ આપનાર; પરમેશ્વર.

અશરફી, સ્ત્રી. (ફા. અશ્રર= દશ ઉ.) મહોરનો સોનાનો સિક્કો.

અશરાફ, વિ. (આ. શરીફ= ઉમરાવ, તેનું બહુવચન.) ભલું;ભોળું; (૨) ઇમાનદાર. (૩) ખાનદાન; કુલીન.

અશરાફી, સ્ત્રી. ભલમનસાઈ; સાલસાઇ.(૨)ઇમાનદારી.(૩)સારોવ્યવહાર.

અશરીન, વિ. (આ.) વિશ. (અરબસ્તાની શક-સવતને માટે આ શબ્દ વપરાય છે.)

અશરીર, વિ. (સં) શરીર વગરનું; કામદેવ. [ પીટ (૨) દુઃખી.

અશર્મ, વિ. (ફા.) નિર્લજ્જ;

અશંક, વિ. (સં.) નિઃશંક; જેમાં શંકાનો અવકાશ ન હોય તેવું.

અશંકય, વિ. (સં.) શંકા કરવા યોગ્ય નહિ એવું.

અશાડ, જુઓ આષાઢ.

અશાડી, જુઓ આષાઢી.

અશાત,સ્ત્રી (સં.अ+शम्=શાંત થવું. ઉ.)દુઃખ; અશાંતિ. (૨) ઉદ્વેગ.

અશાતના,સ્ત્રી.(સં.)દુઃખ;લાગણી દુખાવી તે. (૨) અપવિત્રતા.

અશાતા, સ્ત્રી (સં.) નિવૃત્તિ-સુખ નહિ તે; ઉતાપો; ચિંતા.

અશાંત, વિ. (સં.) શાંત નહિ તે; તોફાની. [ તોફાન; બખેડો.

અશાંતતા, સ્ત્રી. (સં)અશાંતિ;

અશાંતિ, સ્ત્રી. (સં.) શાંતિ નહિ તે; બખેડો; બંડ; ચિત્તવિક્ષેપ.

અશાંતિકર, વિ. (સં.) અશાંતિ કરે એવું; તોફાન ઉઠું કરે એવું.

અશાંતિકારક, વિ. (સં.) તોફાન કરાવે એવું; કુલેહનો ભંગ કરાવે એવું.

અશાશ્વત, વિ. (સં.) અનિત્ય; અસ્થિર; ચ ચળ. (૨) ક્ષણભંગુર.

અશાશ્વતતા, સ્ત્રી. (સં.) અનિત્યતા; અસ્થિરતા.

અશાશ્વતપણું, ન. અનિત્યપણું; હંમેશનું ન હોવાપણું.

અશાસ્ત્ર, ન. ( સં. अ=નહિ+शास्=શાસન કરવું.) જે શાસ્ત્ર નથી તે; નિયમસર ન હોય તે; શાસ્ત્ર વિરુદ્ધ તે.

અશાસ્ત્રીય, વિ. ( સં. ) શાસ્ત્રની રીતને અનુસરતું નહિ એવું.

અશિક્ષિત, વિ. (સં. अ=નહિ+शिक्ष=શિખવવું ઉ.) અભણ; નહિ શીખેલું. [અગ્નિ. (૩) પવન.

અશિર, પુ. સં.) રાક્ષસ. (૨)

અશિવ (સં.) અશુભ; અમંગળ. (૨) અયોગ્ય.

અશીલ, વિ. શીલ વગરનું. (૨) નીચ; અકુલીન. (૩) ગરીબ; શાંત; શરમાળ; ભલું. [મલિન; ખરાબ.

અશુચિ, વિ. (સં.) અશુદ્ધ;

અશુદ્ધ, વિ. (સં.) અપવિત્ર; મલિન. (૨) દોષવાળું. (૩) ભૂંડું.

અશુદ્ધતા, સ્ત્રી. (સં.) અપવિત્રતા; મલિનતા. (૨) ખોડખાંપણ; દોષ. (૩) અસ્પષ્ટતા.

અશુદ્ધિ, સ્ત્રી ( સં. ) શુદ્ધિ નહિ તે; અપવિત્રતા; ભૂલચૂક. (૩) ચોખવટ નહિ તે.

અશુભ, ન. (સં.+शुभ=સુંદર-મંગળ.) અકલ્યાણ; નઠારું. (૨) મરણને લગતું કર્મ.

અશૂર, (સં.) શૂર નહિ તે; કાયર.

અશેષ, વિ. (સં. अ+शिष्=બાકી રહેવું) શેષ રહિત; સઘળું.

અશેળીઓ, પુ. જુઓ અસાળીઓ.

અશો, વિ. (ફા.) પવિત્ર.

અશોઈ, સ્ત્રી (ફા.) પવિત્રતા.

અશોક, પુ. (સં.) શોક નહિ તે; સુખ; ખુશાલી. (૨) આસોપાલવનું ઝાડ. (૩) વિ. શોક ટળીને આનંદ થાય એવું.

અશોચ્ય, વિ. (સં. अ+शुच्=શોક કરવો ઉ. शोच्य) શોક કરવાને યોગ્ય નહિ એવું.

અશૌચ, ન. (સં. अ+शुचि ઉ. शौच) અપવિત્રતા; અશુદ્ધિ. (૨) સૂતક

અશૌર્ય, ન. (સં. अ=નહિ+शौर्य=બળ) શૌર્ય નહિ તે; કાયરતા.

અશ્કર, જુઓ અશકર.

અશ્મર, પુ. ( સં. ) પત્થર. (૨) વિ પત્થરનું.

અશ્મરી, સ્ત્રી. (સં.) પથરી; મૂત્રાશયમાં થતો એક રોગ. [નાસ્તિકતા.

અશ્રદ્ધા, સ્ત્રી. (સં.) અનાસ્થા;

અશ્રદ્ધાળુ, વિ. (સં.) શ્રદ્ધા વગરનું; નાસ્તિક.

અશ્રદ્ધાળુતા, સ્ત્રી. (સં.)અનાસ્થા; નાસ્તિકપણું.

અશ્રવણીય, વિ. (સં.) સાંભળવાને યોગ્ય નહિ તે.

અશ્રાવ્ય, (સં. अ=નહિ+श्रु=સાંભળવું ઉ. श्राव्य=સાંભળવા યોગ્ય) નહિ સાંભળવા યોગ્ય.

અશ્રાંત, વિ. (સં. अ=નહિ+श्रम्=મહેનત લેવી ઉ. श्रांत) થાકેલું નહિ એવું. (૨) અ. વગર થાકે.

અશ્રુ, ન. (સં.) આંખમાંથી પાણી નીકળવું તે; આંસુ.

અશ્રુત, વિ. (સં. अ=નહિ+श्रु=સાંભળવું ઉ. श्रुत=સાંભળેલું ) નહિ સાંભળેલું; વેદ નહિ ભણેલું. અશ્રુતપૂર્વ= અગાઉ કદી પણ નહિ સાંભળ્યું હોય એવું.(૨)જેણે સાંભળેલું હોય નહિ તે.

અશ્રુધાર, (ધારા), સ્ત્રી. (સં. अश्रु+धारा=ધાર) આંસુની ધારા.

અશ્રુપાત, પુ. (સં.) अश्रु+पत्=પડવું ઉ.पात) આંસુ પાડવાં તે.

અશ્લાઘ્ય, વિ. (સં.) તારીફ કરવા લાયક નહિ એવું.

અશ્લીલ, વિ. (સં.) અશિષ્ટ; ગ્રામ્ય; શરમ આવે એવું.(૨) ગાળ; ભુંડું.

અશ્લીલતા,સ્ત્રી (સં)ગ્રામ્યતા; નિર્લજ્જપણું. [નઠારાપણું; ગ્રામ્યતા.

અશ્લીલપણું, ન. બેશરમપણું;

અશ્લેષા, સ્ત્રી. (સં.) સત્તાવિશ નક્ષત્રોમાંનું એક નક્ષત્ર.

અશ્વ, પુ. (સં.) ઘોડો. (૨) પુરુષની એક જાત.

અશ્વગતિ,સ્ત્રી (સં.अश्व+गति=ચાલ ) ઘોડાની ચાલ. (૨) ઘોડાની ચાલના જેવા ઢાળનો એક રાગ.

અશ્વગંધા, સ્ત્રી. (સં.) એક જાતની વનસ્પતિ; આસંધ.

અશ્વગ્રીવ,પુ.(સં.अश्व+ग्रीव=ગળું–ગરદન) ઘોડાના જેવી ગરદનવાળો એક રાક્ષસ. (૨) વિષ્ણુ ભગવાનનો એક અવતાર.

અશ્વતર, ન.(સં.)ખચ્ચર; રોઝ.

અશ્વતરી,સ્ત્રી. (સં.) ખચ્ચરી; રોઝડી.

અશ્વત્થ પુ. (સં.) પીપળો.

અશ્વત્થામા, પુ. (સં.) દ્રોણાચાર્યનો પુત્ર (એ ચિરંજીવી કહેવાય છે.)

અશ્વદંષ્ટ્રા, સ્ત્રી. (સં.) ગોખરૂ.

અશ્વધાટી, સ્ત્રી. ( સં. )સત્તાવિશ અક્ષરનું એક વૃત્ત

અશ્વપાળ, પુ. ( સં. अश्व+पाल=પાલન કરનાર ) ઘોડાઓનું પાલન કરનાર; ખાસદાર.

અશ્વમંત્ર, પુ. (સં.) જે મંત્રથી ઘોડાઓ વશ થાય તે મંત્ર.

અશ્વમેધ, પુ. ( સં. अश्व+मेध=યજ્ઞ.) ઘોડાને હોમવાનો યજ્ઞ.

અશ્વમેધી, વિ. (સં.) અશ્વમેધ કરનાર; અશ્વમેધ યજ્ઞ સંબંધી.

**અશ્વમેવ**, અ. ( **સં. अवश्यम् +एव**=નક્કી)જરૂર;નક્કી;અલબત્ત કરીને.

**અશ્વવાર**, પુ. (**સં.**)ઘોડેસવાર; અસવાર.

**અશ્વવિદ્યા**, સ્ત્રી. (**સં.**) ઘોડાઓ સંબંધી વિદ્યા.

**અશ્વવૈદ્ય**, પુ. (**સં**) ઘોડાનું વૈદું કરનાર; પશુવૈદ્ય.

**અશ્વશાળા**, સ્ત્રી. (**સં.** ઘોડા રાખવાની તથા કેળવવાની જગા;ઘોડાર.

**અશ્વારૂઢ**, વિ. ( **સં. अश्व+आरूढ**=ચડેલું )ઘોડે ચડેલું; અસવાર.

**અશ્વારોહ**, ( **સં. अश्व**=ઘોડો **आ+रुह्**=ચડવું ઉ. **आरोह**) ઘોડે ચડવું તે

**અશ્વારોહણ**,ન જુઓ અશ્વારોહ.

**અશ્વિન**, પુ.(**સં.** આસો મહીનો.

**અશ્વિની**, સ્ત્રી. (**સં.**) સત્તાવિશ નક્ષત્રોમાંનું પહેલું નક્ષત્ર. (૨) ઘોડી (૩) સૂર્યની સ્ત્રી.

**અશ્વિનિકુમાર**, પુ (**સં.**) બે ઘણાજ રૂપાળા દેવો. ( એ દેવોના વૈદ્ય ગણાય છે ) (૨) બહુજ રૂપાળો પુરુષ. (૩) કુશળ વૈદ્ય.

**અષાડ—ઢ**, જુઓ આષાઢ

**અષ્ટ**, વિ. (**સં.**) આઠ; ૮.

**અષ્ટક**, ન. (**સં.**) આઠનો સમુદાય; આઠ કડીની કવિતા. (૨) પ્રકરણ.

**અષ્ટકા**, ન. ( **સં.** )શ્રાદ્ધનો એક પ્રકાર.

**અષ્ટકોણ**, પુ. ( **સં.** ) આઠ ખુણાઓ. (૨) વિ. જેને આઠ ખુણા હોય એવું.

**અષ્ટગંધ**, સ્ત્રી ( **સં.** ) આઠ જાતનાં સુગંધી દ્રવ્યોનું ચૂર્ણ.

**અષ્ટદિક્પાળ**, પુ. (**સં**) આઠ દિશાઓના આઠ દેવતાઓ:૧ઈન્દ્ર,૨ અગ્નિ; ૩ યમ, ૪ નિઋતિ, ૫ વરુણ, ૬ વાયુ, ૭ કુબેર અને ૮ શિવ.

**અષ્ટધાતુ**, સ્ત્રી. ( **સં.** ) આઠ જાતની ધાતુઓ. (૧ સોનું, ૨ રૂપું, ૩ તાંબું, ૪ સીસું, ૫ કથીર, ૬ જસત, ૭ પારો અને ૮ લોઢું )

**અષ્ટનાયિકા**, સ્ત્રી. (**સં.**) કાવ્ય શાસ્ત્રમાં આઠ નાયિકાઓ કહી છે તે. (૧ સ્વાધીનપતિકા, ૨ ખંડિતા, ૩ અભિસારિકા, ૪ કલહાંતરિતા, ૫ વિપ્રલબ્ધા, ૬ પ્રોષિતભર્તૃકા, ૭ વાસકસજ્જા અને ૮ વિરહોત્કંઠા.)

**અષ્ટપદી**, સ્ત્રી ( **સં.** ) જેમાં આઠ પદ હોય એવું ગાયન.

**અષ્ટપ્રધાન**, પુ. (**સં.**) પ્રધાન મંડળ. (૧ પ્રધાન, ૨ મંત્રી, ૩ સચીવ, ૪ અમાત્ય, ૫ ધર્માધ્યક્ષ,૬ ન્યાયશાસ્ત્રી, ૭ વૈદ્ય અને ૮ સેનાપતિ.)

**અષ્ટભાવ**, પુ. ( **સં.** )કાવ્યશાસ્ત્રમાં કહેલા આઠ ભાવ. (૧ સ્તંભ, ૨ સ્વેદ, ૩ સ્વર-ભંગ, ૪ રોમાંચ, ૫ કંપ, ૬ વૈવર્ણ્ય, ૭ અશ્રુપાત અને ૮ પ્રલય.)

**અષ્ટમ**, ના. ત્રણ દિવસના સામટા ઉપવાસનું જૈનોનું એક વ્રત; અઠમ. (૨) વિ. આઠમું.

**અષ્ટમપષ્ટમ**, અ. આડુંઅવળું; જેમ તેમ. (૨) અસંબદ્ધ.

**અષ્ટમહાસિદ્ધિ**, સ્ત્રી. (સં.) આઠ પ્રકારની મહા સિદ્ધિઓ. (અણિમા, મહિમા, ગરિમા, લઘિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઇશિત્વ, વશિત્વ.) (૨) આનંદ; ઇચ્છિત પ્રાપ્ત થવું તે.

**અષ્ટમી**, સ્ત્રી. (સં.) પખવાડીઆની આઠમી તિથિ; આઠમ.

**અષ્ટમૂર્તિ**, પુ. (સં.) શિવ; શંભુ; મહાદેવ. [વર્ષની કન્યા.

**અષ્ટવર્ષા**, વિ. (સં.) આઠ

**અષ્ટાક્ષરી**, વિ. (સં.) જેમાં આઠ અક્ષર હોય એવું. (અષ્ટાક્ષરી મંત્ર 'श्रीकृष्णः शरणं मम')

**અષ્ટાદશ**, વિ. (સં.) અઢાર; ૧૮.

**અષ્ટાવક્ર**, પુ. (સં.) એ નામનો ઋષિ. (એ આઠે અંગે વાંકા ને કુબડા હતા. તે પરથી ખોડખાંપણવાળા માણસને 'અષ્ટાવક્ર' કહે છે. (૨) વિ. આઠે ઠેકાણે વાંકું હોય એવું.

**અષ્ટાવિધાની**, (અષ્ટવિધાની), (સં. अष्ट+अवधान=લક્ષ) એકજ વેળાએ ઘણી બાબતો ઉપર ધ્યાન આપી શકે એવું. (૨) ખટપટી; ચતુર.

**અષ્ટાવું**, અ. ક્રિ. ઈંઝરાવું. (૨) અકળાવું; પકડાવવું.

**અષ્ટમંગળું**, ન, પરણતાં આઠ મંગળફેરા ફરવા તે. (શ્રીમાળી બ્રાહ્મણની જ્ઞાતિમાં આઠ ફેરા ફરવાનો વહીવટ છે.) પુનર્લગ્ન. [વાળું.

**અષ્ટાંગ**, વિ. (સં.) આઠ અંગ-

**અષ્ટાંગપ્રણામ**, પુ. (સં.) આઠે અંગ નમાવીને નમસ્કાર કરવો તે. (આઠ અંગઃ-૧ મસ્તક, ૨ આંખો, ૩ છાતી, ૪ વાણી, ૫ મન, ૬ પગ, ૭ હાથ અને ૮ ઘુંટણ.)

**અષ્ટાંગયોગ**, પુ. (સં.) આઠે અંગ સહિત જે યોગ તે. (યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ.)

**અષ્ટોત્તરશત**, વિ. (સં. अष्ट+उत्तर=ઉપર+शत=સો) એકસો ને આઠ. [મિશ્રકત; પુંજી.

**અસકામત**, સ્ત્રી. (ફા.) માલ

**અસક્ત**, વિ. (સં.) જેને ફળની ઇચ્છા નથી એવું; નહિ વશ થએલું.

**અસખ**, પુ. (સં.) અમિત્ર; દુશ્મન. (૨) વિ. મિત્ર વગરનું (૩) દુઃખ.

**અસગું**, વિ. પારકું; જેની સાથે સગાઇનો સંબંધ ન હોય એવું.

**અસગોત્ર**, ન. (સં.) સગોત્ર નહિ તે; જુદું ગોત્ર તે (૨) વિ. સગોત્ર-નું નહિ તે. [નહિ તે.

**અસગોત્રી**, વિ. (સં.) સગોત્રી

**અસચ્છાસ્ત્ર**, ન. (સં.) વેદ-વિરુદ્ધ જે શાસ્ત્ર તે.

અસજ્જ, વિ. સજ્જ નહિ તે; નહિ તૈયાર (૨) ન ચાલી શકે એવું.

અસજ્જન, પુ. (સં.) દુર્જન; અસભ્ય. (૨) વિ. જેનામાં સજ્જનતા ન હોય એવું [નતા નહિ તે; દુર્જનતા.

અસજ્જનતા, સ્ત્રી (સં.) સજ્જ-

અસજ્જનપણું, ન. સજ્જનતા નહિ તે.

અસત, વિ. (સં.) જૂઠું; ખોટું. (૨) અધર્મી; અન્યાયી. (૩) અફળ; મિથ્યા. (૪) બ્રહ્મથી ભિન્ન વસ્તુ.

અસતર, જુઓ અસ્તર.

અસતરી, સ્ત્રી (સ્ત્રીનું અપભ્રંશરૂપ.) સ્ત્રી. (૨) ઇસ્ત્રી; કપડાંને સફાઈદાર બનાવવાનું ધોબીનું એક ઓજાર.

અસતી, સ્ત્રી. (સં.) નઠારી ચાલની સ્ત્રી. [ચાર દિશાઓની હદ.

અસતુલ, (?), ન. ખેતરની

અસત્કાર, પુ. (સં.) સત્કાર નહિ કરવો તે. [અભાવ; અશક્તિ.

અસત્તા, સ્ત્રી. (સં.) સત્તાનો

અસત્પથ, પુ (સં.) નઠારો-ખોટો માર્ગ; અધર્મનો માર્ગ.

અસત્ય, ન. (સં.) સત્ય નહિ તે; જૂઠ. [અસત્યતા.

અસત્યપણું, ન. જૂઠાણું;

અસત્યવાદી, (સં. असत्य=જૂઠું+वद्=બોલવું. ઉ. वादी.) જૂઠું બોલનાર.

અસદાચાર, પુ. (સં.) દુરાચાર; ખરાબ વર્તણુક

અસદાચારી, વિ. (સં. अ+सत्+आचार+ई=વાળું.) સારા આચારવાળું નહિ તે; દુરાચારી.

અસદ્ગતિ, સ્ત્રી. (સં.) દુર્ગતિ; મરણ પછી ભૂત થવું તે.

અસદ્ભાવ, પુ. (સં.) સદ્ભાવ નહિ તે; અણગમો.

અસદૃશ, વિ. (સં.) નહિ સદૃશ તે; બરોબર મળતું આવે નહિ એવું.

અસનાઈ, ના. (ફા.) દોસ્તી, સ્નેહ. (૨) અટકચાળું; પજવણી.

અસન્માન, ન. (સં.) અપમાન.

અસપિંડ, પુ. (સં.) સપિંડ નહિ તે; સાત પેઢી ઉપરાંતનો પુરુષ. (૨) વિ. સપિંડ ન હોય એવું; પરગોત્રનું.

અસબાબ, પુ. (અ.) સામાન; જંગમ મિલકત. (૨) સાહિત્ય; સામગ્રી (લડાઇની).

અસભ્ય, વિ. (સં.) અવિવેકી; ખળ; તોછડું; ઉદ્ધત.

અસભ્યતા, સ્ત્રી. સભ્યપણું નહિ તે; અવિવેક.

અસભ્યપણું, ન સભ્યતા નહિ તે.

અસમ, વિ. સમ નહિ તે; વિષમ.

અસમગ્ર, વિ. (સં.) સમગ્ર ન હોય તે.

અસમજ, સ્ત્રી. સમજ નહિ તે; બાળકબુદ્ધિ. (૨) મૂર્ખાઈ; નાદાની.

**અસમજણુ**, સ્ત્રી. સમજણુ નહિ તે; નાદાનિઅત; બાળકબુદ્ધિ.

**અસમજણું**, વિ. સમજણુવાળું નહિ તે; મૂર્ખ; નાદાન; બાળકબુદ્ધિનું.

**અણસમજુ**, વિ. સમજુ નહિ તે.

**અસમજુત**, સ્ત્રી. સમજુત નહિ તે; અણબનાવ; કુસંપ.

**અસમજુતી**, સ્ત્રી. સમજફેર; ગેરસમજુતી.

**અસમતા**, સ્ત્રી. (સં.) સમતા નહિ તે; વિષમતા.

**અસમર્થ**, વિ. (સં.) નહિ સમર્થ તે; અશક્ત.

**અસમાતું**, વિ. ન સમાય એવું; છલકાતું. (૨) હળીમળીને રહી શકે નહિ એવું; અટકચાળુ.

**અસમંજસ**, વિ. (સં.) અઘટિત; મળતું ન હોય તેવું; (૨) સમજમાં ન ઉતરે તેવું. (૩) સગર રાજાનો મોટો દીકરો.

**અસમાસ**, વિ. (સં) સમાપ્ત નહિ તે; અધુરૂં; અપૂર્ણ.

**અસમાન**, ન. (ફા. આસ=ઘંટી+માન્=જેવું ઉ. આસમાન=આકાશ.) આકાશ. જુઓ. આસમાન. વિ. (સં. अ=નહિ+समान=સરખુ) નહિ સરખું; બરોબરીનું નહિ એવું; અપૂર્વ.

**અસમાનતા**, (સં.) સમાનપણું નહિ તે.

**અસમાની**, વિ. આસમાની; આકાશના જેવા રંગનું.

**અસમાનીસુલતાની**, સ્ત્રી. (ફા. આસમાન=આકાશ+સુલતાન=રાજા.) દૈવકૃત અથવા રાજકૃત આફત; અનિવાર્ય આપત્તિ; આકસ્મિક વિપત્તિ.

**અસમાવર્ત**, પુ. (સં. अ+सम्+आ+वृत्=વળવું. ઉ.) બ્રહ્મચારી; સમાવર્તન નામનો સંસ્કાર કર્યો ન હોય એવો.

**અસમાહિત**, વિ. (સં.) ચિત્તની એકાગ્રતા ન હોય એવું; સમાધિરહિત.

**અસર**, સ્ત્રી. (આ. અસર) લાગણી. (૨) ગુણ. (૩) સારૂં માઠું પરિણામ થવું તે; ફળ. (૪) પાસ બેસવો તે; મનમાં વાત ઉતરવી તે. (૫) હાસલ (૬) કાય.

**અસરકારક**, વિ. અસર કરે એવું; સમબાણ (૨) ગુણકારક. (૩)પ્રબળ.

**અસરાર**, ન. (આ. સર્=છાનું નું બ. વ.) ખાનગી વાતચિત.

**અસલ**, વિ. (આ. અસ્લ=જડ=મૂળ. ઉ.) પહેલું. (૨) જુનું. (૩) ખરૂં. (૪) ઉંચા કુળનું. (૫) સારૂં; ઉત્તમ.

**અસલી**, વિ. જુનું; પુરાતની.

**અસવર્ણ**, વિ. (સં.) સવર્ણ નહિ તે વિજાતીય.

**અસવાર**, પુ. ઘોડેસવાર. (૨) પ્રાણીની પીઠ ઉપર બેસવું તે.

**અસવારી**, સ્ત્રી. પ્રાણીની પીઠ ઉપર બેસવું તે; આરોહણ. (૨) બેસનાર. (૩) રસાલો. (૪) ગાડી ઘોડા અને નોકર ચાકર સાથે ફરવું તે. (૫) ચઢાઈ.

**અસહાય**, વિ. (સં.) જેને કોઇની સહાય ન હોય એવું; નિરાધાર.

**અસહિષ્ણુ**, વિ. (સં.) સહન કરી શકે નહિ એવું; અક્ષમ.

**અસહ્ય**. વિ. (સં.) अ=નહિ+सह=સહેવું ઇ.) સહન થાય નહિ એવું; અક્ષમ.

**અસંકટ**, ન. (સં.) સંકટનો અભાવ. (૨) વિ સંકટ રહિત.

**અસંકલ્પ**, પુ. (સં.) સંકલ્પનો અભાવ; અનિશ્ચય. (૨) વિ. સંકલ્પ વિનાનું; નિશ્ચયવાળું નહિ એવું.

**અસંક્ષેપ**, પુ. (સં.) વિસ્તાર. (૨) વિ. સંક્ષેપ રહિત; વિસ્તારવાળું.

**અસંખ્ય**, વિ. (સં.) જેની ગણતરી થઈ ન શકે તેવું; અનંત.

**અસંજ્ઞા**, વિ. (સં.) સંજ્ઞા રહિત.

**અસંત**, પુ. (સં.) અસાધુ; અસજ્જન. (૨) વિ. અધર્મી; દુર્જન.

**અસંતાપ**, પુ. (સં.) સંતાપનો અભાવ; બેફીકર.

**અસંતુષ્ટ**, વિ. (સં.) જેને સંતોષ ન હોય એવું; નાખુશ.

**અસંતોષ**, પુ. (સં.) સંતોષ નહિ તે; લોભ.

**અસંતોષી**, વિ. (સં.) સંતોષ વગરનું; લોભી.

**અસંપૂર્ણ**, વિ. (સં.) સંપૂર્ણ નહિ તે; અધુરૂં.

**અસંપૂર્ણતા**, સ્ત્રી. (સં.) સંપૂર્ણતા નહિ તે; ઊણપ.

**અસંબદ્ધ**, વિ. (સં.) સંબંધ બેસતો ન હોય એવું; તૂટક.

**અસંબંધ**, વિ. સંબંધ વગરનું.

**અસંભવ**, પુ. (સં.) ન બનવા જોગ તે; અશક્યતા.

**અસંભવિત**, વિ. (સં.) જેનો સંભવ ન હોય એવું; ન માની શકાય એવું; અશક્ય.

**અસંભાવના**, સ્ત્રી. (સં.) અશક્યતા; ઉલટી ભાવના; મગજ-બેસવું ન આવવું તે; અઘટિતપણું.

**અસંભાવિત**, વિ. (સં.) દુર્જન; જેની સાખ-આબરૂ સારી ન હોય એવું.

**અસંભાવ્ય**, વિ. (સં.) અશક્ય; ન બને તેવું.

**અસંભૂત**, વિ. (સં.) કદાપિ નહિ થએલું એવું. [રહિત.

**અસંભ્રમ**, પુ. (સં.) ગભરાટ

**અસંમત**, વિ. (સં.) નહિ સંમત; નાકબુલ. [જોડાએલું; છુટું.

**અસંયુક્ત**, વિ. (સં.) નહિ

**અસંયોગ**, પુ. (સં.) સંયોગ નહિ તે; વિયોગ. (૨) કુસંપ.

**અસંશય**, પુ. (સં.) નિઃસંશય.

**અસંસર્ગ**, પુ. સંસર્ગ નહિ તે; સંબંધ વગરનું.

**અસંસ્કૃત**, વિ. ( સં. ) જેને સંસ્કાર કરેલા ન હોય એવું; અશુદ્ધ. (૨) ન. સંસ્કૃત નહિ તે; પ્રાકૃત.

**અસંસ્કૃતજ્ઞ**, વિ. (સં.) સંસ્કૃત નહિ જાણનાર.

**અસાક્ષાત**, વિ. ( સં. ) અપ્રત્યક્ષ; ખરેખરૂં નહિ તે.

**અસાખ**, વિ. સાખ વગરનું.

**અસાચ**, વિ. સાચું નહિ તે; જુઠું.

**અસાધ્વી**, સ્ત્રી. (સં.) જેનામાં સાધુતા ન હોય એવી સ્ત્રી.

**અસાધારણ**, વિ. ( સં. ) સાધારણ નહિ તે; અદ્‌ભુત; જવલ્લેજ મળે એવું. [ તે; દુષ્ટ.

**અસાધુ**, વિ. (સં.) સાધુ નહિ

**અસાધ્ય**, વિ. (સં.) ન સાધી શકાય એવું; ઉપાય લાગુ થઇ શકે નહિ એવું.

**અસામણુ**, જુઓ ઓસામણ.

**અસામાન્ય**, વિ. (સં.) અસાધારણ. [મીવાર.

**અસામીવાર**, જુઓ આસા-

**અસામ્ય**, ન. (સં.) મળતાપણું નહિ તે; જૂદાપણું.

**અસાર**, પુ. (સં.) સાર નહિ તે. (૨) વિ. સાર વગરનું; ખોટું; નિર્માલ્ય.

**અસારતા**, સ્ત્રી. સારપણું નહિ તે; નિરર્થકતા.

**અસારો**, પુ. વળ દીધેલો રેશમનો તાર. અસારો વાટવો=રેશમના તારને વળ દઇ મુલાયમ બનાવવો. [બિફીકર.

**અસાવધ**, વિ. ( સં. ) ગાફેલ;

**અસાવધાન**, વિ. (સં.) કાળજી વગરનું. [બેકાળજી.

**અસાવધાની**, સ્ત્રી. ગફલતી;

**અસાવરી**, (આશાવરી), સ્ત્રી. એક રાગિણી.

**અસાવવું**, જુઓ ઓસાવવું.

**અસાહાય્ય**, વિ. (સં.) સહાય વગરનું; અનાથ; નિરાધાર; એકલવાયું.

**અસાહિ**, જુઓ અસહાય.

**અસાળીઓ**, પુ. સરસવની જાતનાં લાલ અને સહેજ ચપટાં લાબાં બી.

**અસાંપ્રત**, વિ. ( સં. ) સાંપ્રત નહિ તે.

**અસાંસતુ**, ત્રિ. (सं. अ+श्वस् =શ્વાસ લેવો. ) ઉતાવળું; અશાવ; ગાભરૂં.

**અસિ**, પુ. (સં ) તરવાર; ખડ્ગ.

**અસિત**, વિ. ( सं. अ+सित= ધોળું ) ધોળું નહિ તે; કાળું.

**અસિતા**, સ્ત્રી. (સં.) ગળી. (૨) કાળા કેશવાળી સ્ત્રી. (૩) નાગણ. (૪) એક અપ્સરા.

**અસિદ્ધ**, વિ. (સં.) નહિ સિદ્ધ તે; કાચું; અધુરૂં.

**અસિધારા**, સ્ત્રી. (સં.) તરવારની ધાર. અસિધારાએ રહેવું, ચાલવું =બહુ સંભાળથી કામ કરવું. અસિધારા વ્રત=જેમાં જરા પણ ચૂક થતાં તરવારની માફક કપાઇ જવાય એવું જોખમ હોય તે.

**અસિપત્ર**, ન. ( સં. असि=તરવાર અને पत्र=પાનું ) તરવારના જેવાં વાંકાં અને તીણાં જેને પાન હોય એવી વનસ્પતિ. ( ૨ ) તરવારનું પાનું; મ્યાન. (૩) શેરડી. ( કારણ કે તેના પાન તરવારના જેવાં હોય છે. )

**અસિલતા**, સ્ત્રી. તરવારનું પાનું.

**અસીકરમ**, ( અસિકર્મ ), ન. ( સં. असि=તરવાર+कर्म ) તરવાર ચલાવવાનું કામ; ક્ષત્રિયધર્મ.

**અસીમ**, વિ. (સં )જેની સીમા ન હોય એવું; અપાર.

**અસીલ**, વિ. (અા. અરસ્ ઉ.) વકીલને પોતાનો કેસ સોંપનાર; કુળ (૨) વિ સાલસ; ભલું; કુલીન; ખાનદાન. (૩) નબળું; ગરીબ; શરમાળ.

**અસીસું**,ન. ઓશીકું;તકીઓ.

**અસુ**, પુ. (સં.) પ્રાણ; શ્વાસ. (૨) જીંદગી. (૩) શરીરનાં પાંચ તત્ત્વો.

**અસુ**, (ઇસુ), વિ (સં. ईदृश ઉ.) આવું.

**અસુખ**, ન. (સં.) સુખ નહિ તે; અનારોગ્ય; દુ:ખ

**અસુખાકરી**, સ્ત્રી. સુખાકારી નહિ તે; મંદવાડ.

**અસુખી**, વિ. (સં.) સુખી નહિ તે; દુ:ખી. (૨)માંદુ .(૩) નિર્ધન.

**અસુગમ**, વિ. (સં.) સુગમ નહિ તે; કઠિન.

**અસુર**, પુ.(સં.) રાક્ષસ; દાનવ.

**અસુર**, વિ. મોડું.

**અસુરી**, વિ. (સં.) આસુરી; રાક્ષસી.

**અસુરૂં**, વિ. (સં. अ+सूर्य.प्रा. असूर+उ=વાળું ) સૂરજ વગરનું; અંધારૂં; મોડું.

**અસુલભ**, વિ. (સં.) સુલભ નહિ તે; દુર્લભ; કઠણ.

**અસુહૃદ**, પુ. ( સં. ) શત્રુ; મિત્ર નહિ તે.

**અસુંદર**, ત્રિ. ( સં. ) સુંદર નહિ તે; કદરૂપું; કુબડું.

**અસુંદરો**, પુ. એક જાતનું ઝાડ. ( તેના પાનની બીડીઓ વળાય છે. )

**અસૂક્ષ્મ**, ( સં. ) સૂક્ષ્મ નહિ તે; જાડું. (૨) મોટું; ભારે.

**અસૂમ**, ત્રિ.લોભી નહિ તે;ઉદાર.

**અસૂયા**, સ્ત્રી. ( સં. ) અદેખાઇ; ઇર્ષા.

**અસેમસે**, અ.કોઇ મિષ લઇને.

**અસેવ્ય**, વિ. ( સં. ) નહિ સેવવા લાયક.

**અસો**, ક્રિ. થવા દો.

**અસો**, (શો), પવિત્ર; શુભ; મંગળ. (પારસી).

**અસોઇ**, (શોઈ), વિ. (ફા.) પવિત્ર; પુણ્ય. (૨) દેવતાઈ.

**અસૌમ્ય**, વિ. (સં.) સૌમ્ય નહિ તે; ઉગ્ર. (૨) ભયકર.

**અસ્ખલિત**, વિ. (સં. अ+स्खल्=ખરવું-અટકવું. ઉ. स्खलित=ખરેલું.) વગર ખરેલું; વગર અટકેલું. (૨) અચળ

**અસ્ત**, (સં.) આથમવું તે; આકાશમાં નહિ દેખાવું તે. (૨) નાશ. (૩) ઢંકાઇ જવું તે. અસ્તકાળ-અસ્તસમય=પડતીનો વખત.

**અસ્તબ્ધ**, વિ. (સં. अ=નહિ+स्तम्=અટકવું ઉ.) નહિ અટકેલું; નહિ સજ્જડ થઇ ગએલું; ચચળ (૨) નહિ ચકિત થએલું; અના.

**અસ્તમાન**, વિ.(સં.)આથમેલું.

**અસ્તર**, ન (સં. आस्तरण ઉ.) પડ; સારા કપડાની અદર સાધારણ કપડાનું જે પડ નંખાય છે તે.

**અસ્તરી**, સ્ત્રી. ઇસ્ત્રી.

**અસ્તરીઉં**, ન. મહોર.

**અસ્તરો**, પુ. (ફા. ઉસ્તરદન=મુંડવું-સાફ કરવું.ઉ.) સજૈયો; અસ્ત્રો.

**અસ્તંગત**, વિ. (સં.) જતું રહેલું; આથમી ગએલું; ઝાંખુ પડી ગએલું.

**અસ્તાક**, સ્ત્રી. ટેક; ઢાળ; રાગ.

**અસ્તાચળ**, પુ. (સં. अस्त+आ+चल्=હાલવું ઉ. अचल) જ્યાં સૂર્યાદિ ગ્રહો અસ્ત પામે છે એવો કલ્પાએલો એક પર્વત.

**અસ્તિ**, ક્રિ. (સં.) ત્રિ. પુ.એ. વ. ) છે; (પારસી લેખમાં-હસ્તિ) (૨) ના. હયાતી.

**અસ્તિત્વ**, ન. (સં.) હોવાપણું; હયાતી.

**અસ્તુ**, અ. (સં.)ભલે. (૨) હો; બનો; આમીન. (આશીર્વાદની સૂચના કરનારો ઉદ્ગાર.)

**અસ્તેય**, ન. (સં.) ચોરી નહિ કરવી તે.

**અસ્તોવ્યસ્ત**, વિ. વેરાએલું; અવ્યવસ્થિત; ચુંથાઇ ગએલું; આમતેમ પડેલું; અધિર; ઉલટસુલટ.

**અસ્ત્ર**, ન. (સં. अस्=ફેંકવું ઉ.) દૂર ફેંકવાનું હથિઆર. (બાણ, તીર, શર.)

**અસ્ત્રશસ્ત્ર**, ન. (સં.) દૂર ફેંકવાનાં અને હાથમા રાખીને ઉપયોગમા લેવાનાં લડાઈના હથિઆરો.

**અસ્ત્રી**,સ્ત્રી.ઇસ્ત્રી;અસ્તરી (૨)સ્ત્રી.

**અસ્ત્રો**, પુ. સજૈયો.

**અસ્થાન**, ન (સં.) નહિ સ્થાન તે; કુસ્થાન. (૨) વિ. સ્થાન વગરનું.

**અસ્થાયી**, વિ. (સં.) સ્થાયી નહિ તે; અનિત્ય; ક્ષણભંગુર.

**અસ્થિ**, ન.(સં.) હાડ; હાડકું.

**અસ્થિપિંજર**,ન.(સં.)હાડપિંજર.

**અસ્થિર**, વિ. (સં.) સ્થિર નહિ તે; ડગમગતું. (૨)અનિયમિત.

**અસ્થિરતા**, સ્ત્રી. (સં.)સ્થિરતા નહિ તે; ચંચળપણું.

**અસ્થિરપણું**, ન. (સં.) સ્થિરપણુ નહિ તે.

**અસ્થિસમર્પણ**,ન. (સં.) હાડકાં આપી દેવાં તે; હાડકાંને પવિત્ર સ્થળમાં નાખવાં તે. [ડકાંનો ઢગલો.

**અસ્થિસંચય**, પુ. (સં.) હા-

**અસ્થિસિંચન**, ન.(સં.) હાડકાંને છાંટવા તે; ચિતા ટાઢી પાડવી તે. (૨) ટાઢી ઠારવી. [અપવિત્ર.

**અસ્નાત**, (સં.) નહિ નાહેલું;

**અસ્નાન**, ન. (સં.)નહિ નાહવું તે. (૨) વિ. જેનું સ્નાન ન આવતું હોય એવું.

**અસ્નિગ્ધ**, વિ. (સં.) સ્નેહ કે ચિકાશ રહિત.(૨)કુમળો નહિ તે;કઠોર. (૩) અમી વગરનું.

**અસ્પર્શ્ય**,વિ.(સં.) સ્પર્શ થાય નહિ એવું. (૨) કોરૂં; અનામત.

**અસ્પષ્ટ**, વિ. (સં.) સ્પષ્ટ નહિ તે; બરાબર સમજાય નહિ એવું; ઝાંખું.

**અસ્પષ્ટતા**, વિ. (સં.) સ્પષ્ટતા નહિ તે; ગડબડ; ગુંચવણ; ઝાંખ.

**અસ્પૃહ**, વિ. (સં.) સ્પૃહા વગરનું; ઇચ્છારહિત.

**અસ્પૃહણીય**, વિ.(अ=नहि+ स्पृह=ચાહવું ઉ स्पृहणीय) નહિ ચાહવા યોગ્ય. (૨) બેડોળ.

**અસ્ફુટ**, વિ.(સં.)અસ્પષ્ટ; નહિ ખુલ્લું; ગડબડીયું. (૨) તોતળું.

**અસ્ફુટતા**, સ્ત્રી. (સં.) અસ્પષ્ટતા; અશુદ્ધિ; ગડબડ.

**અસ્માન**,ન.અસમાન; આકાશ.

**અસ્માનીસુલતાની**, જુઓ અસમાનીસુલતાની.

**અસ્ર**, ન. (સં.) લોહી; રુધિર. (૨) આંસુ. (૩) ખુણો.

**અસ્વચ્છ**, વિ. (સં.) સ્વચ્છ નહિ તે; મલિન.(૨) ડોળાએલું.

**અસ્વચ્છંદ**, સ્ત્રી. (સં.) પરાધીન; પરવશ.

**અસ્વતંત્ર**, વિ. (સં.) સ્વતંત્ર નહિ તે; પરાધીન; પરવશ.

**અસ્વતંત્રતા**, સ્ત્રી. પરાધીનતા; તાબેદારી; છુટ નહિ તે.

**અસ્વતંત્રપણું**, ન. પરવશતા; પરાધીનતા.

**અસ્વર**, પુ. (સં.) સ્વર નહિ તે; વ્યંજન અક્ષરો. (૨) વિ. મદ સ્વરવાળું.

**અસ્વરૂપ**, વિ. (સં.) સ્વરૂપ નહિ તેવું; સમાન ગુણ વગરનું.(૩) જેને સ્વરૂપ નથી એવું (બ્રહ્મ).

**અસ્વર્ગ્ય**, વિ. (સં.) સ્વર્ગને

યોગ્ય નહિ એવું.

**અસ્વસ્થ**, વિ. (સં.) સ્વસ્થ નહિ તે; બેચેન; ઠેકાણા વગરનું. (૨) અનારોગ્ય.

**અસ્વસ્થતા**, સ્ત્રી. (સં) સ્વસ્થતા નહિ તે; નાદુરસ્તી.

**અસ્વાર**, પુ (ફા. સ્વાર ઉ.) પ્રાણીની પીઠ ઉપર બેઠેલો માણસ; ઘોડેસ્વાર. (૨) ચઢેલું; ઉશ્કેરાએલું. (૩) ચડી બેસવું; રામા થવું. (૪) વાહનમા બેસનાર; ઉતારૂ; સિપાઈ.

**અસ્વારી**, (અસવારી), સ્ત્રી. (ફા.) ઘોરા ઉપર બેસીને ફરવું તે. (૨) વરઘોડો; સરઘસ. (૩) પ્રયાણ. (૪) ખટલો; રસાલો. (૫) કોઈ પણ વાહનમા બેસીને જવું તે. (૬) બેસનાર; ઉતારૂ. (૭) ઠાઠમાઠથી આવવું જવું તે.

**અસ્વાસ્થ્ય**, ન. (સં.) સ્વાસ્થ્ય નહિ તે; બેચેની. (૨) અનારોગ્ય.

**અસ્વીકાર**, પુ. (સં.) કબુલ ન કરવું તે.

**અસ્વીકાર્ય**, વિ (સં.) ગ્રહણ કરવા-માન્ય રાખવાને યોગ્ય નહિ એવું.

**અહ**, પુ. (સં.) દિવસ. (૨) અ. અહહ; અહો.

**અહક**, પુ. નહિ હક તે. (૨) વિ. જેમાં હક ન હોય તેવું; ગેરવ્યાજબી.

**અહત**, વિ. (સં.) નહિ હણેલું. (૨) નવુ લૂગડું.

**અહન**, પુ. (સં. अहन्=દિવસ.) દિવસ; દહાડો. (૨) વિ. ભાનવગરનું.

**અહમ્**, સં (સં.) હું.

**અહમેવ**, ના. (સં. अहम्+एव) અહંકાર; અભિમાન.

**અહમો**, પુ. અજંપો. (૨) જોસ.

**અહરણીય**, વિ. (સં.) લઈ જવાય નહિ તેવું.

**અહરહ**, અ. (સં.) હંમેશ; રાતદહાડો; (૨) રોજને રોજ.

**અહર્ગણ**, પુ. (સં.) દિવસનો સમૂહ. (૨) પંચાગ પ્રમાણે ગ્રહના મધ્યભાવ વગેરે જાણવાનું સાધન.

**અહર્નિશ**, અ. (સં.) દહાડો રાત; નિત્ય.

**અહલ્યા**, સ્ત્રી. (સં.) ગૌતમ-ઋષિની સ્ત્રી. (પાંચ મુખ્ય સતીઓમાં અહલ્યા ગણાય છે.) [દેવોનો રાજા.

**અહલ્યાજાર**, પુ. (સં.) ઇન્દ્ર;

**અહસાન**, ન. (આ. અહ્‌સાન. હસન=સારૂ થયું ઉ.) ઉપકાર; આભાર.

**અહસાનમંદ**, વિ. ઉપકારવાળું; આભારી. [આહાહા.

**અહહ**, અ. (સં.) અહોહો;

**અહંકાર**, પુ. (સં. अहम्=હું +कृ=કરવું ઉ.) હુંપદ; અભિમાન; ગર્વ; હુંજ સઘળું કરૂં છું એવી સમજણ.

**અહંકારી**, વિ. (સં.) અહંકારવાળું; અભિમાની.

**અહંકૃતિ**, સ્ત્રી. (સં.) અહંકાર: હુંપણું.

**અહંતા**, સ્ત્રી. (સં.) હુંપણું; મમત્વ; અભિમાન; આત્મસ્તુતિ.

**અહંપદ**, ન. (સં.) હુંપણું; અહંતા.

**અહંબુદ્ધિ**, સ્ત્રી. (સં.) 'આ હું અને આ મારૂં' એવી જે બુદ્ધિ તે; અવિદ્યા.

**અહંભાવ**, પુ. (સં.) હુંપણું; અહંતા. [અહંતા.

**અહંમતિ**, સ્ત્રી.(સં.) અવિદ્યા;

**અહહ**, અ. આશ્ચર્ય, ઉત્સાહ, વિસ્મય અને દુઃખદર્શક ઉદ્ગાર. અહોહો; અહાહા.

**અહાર**, પુ.(સં.)આહાર; ખોરાક. ખોરાકનો જથ્થો.

**અહાર્ય**, વિ. (સં. आ+हृ= હરવું ઉ.) નહિ લઈ લેવા યોગ્ય. (૨) ન નિવારી શકાય એવું.

**અહિ**, પુ (સં.) સાપ. (૨) પથિક, મુસાફર. (૩) ખળ; ધુતારો.

**અહિત**, ન. (સં.) હિત નહિ તે; નુકસાન (૨) વિ. હિતનું નહિ તે; હાનિકારક.

**અહિતકર**, વિ. (સં.) હિત નહિ કરનારૂં; નુકસાનકારક. (૨) અપથ્ય.

**અહિપતિ**, પુ. (સં.) સાપનો રાજા; શેષનાગ. (૨) ખળ; ધુતારો.

**અહિફેન**, (ણ), (સં.) સાપની ફેણ. (૨) અફીણ.

**અહિરિપુ**, પુ (સં.) શ્રીકૃષ્ણ. (૨) નોળીઓ. (૩) મોર. (૪) ગરુડ.

**અહિંકણે**, અ. અહીંઆં.

**અહિંસક**, વિ. (સં.) હિંસા ન કરતું હોય તે.

**અહિંસા**, સ્ત્રી. (સં.) હિંસા ન કરવી તે. અહિંસા ધર્મ=જેમાં હિંસાનો ખાસ નિષેધ કરવામાં આવેલો હોય એવો ધર્મ; જૈન ધર્મ.

**અહીર**, પુ. આહીર; ભરવાડ. (૨) વિ. માલ વગરનું.

**અહીં**, અ. આ ઠેકાણે; આ તરફ.

**અહીંઆં**,અ.આ સ્થાને; આ તરફ.

**અહીંતહીં**, અ. આમતેમ; આ ઠેકાણે અને બીજે ઠેકાણે; જ્યાં ને ત્યાં.

**અહીંથી**, અ. આ ઠેકાણેથી.

**અહુણાં**, અ. (સં. अधुना. प्रा. अहुणा ઉ ) હમણાં; હ.લ.

**અહેડી**, પુ. શિકારી.

**અહેતુક**, વિ.(સં.)હેતુ વિનાનું.

**અહો**, અ. આશ્ચર્ય, અને ઉત્સાહનો ઉદ્ગાર.

**અહોનિશ**, અ. આખો દહાડો ને રાત; હમેશ. (૨) વારંવાર

**અહોરાત્ર**, અ. આખો દહાડો ને આખી રાત. (૨) આખી રાત. (૩) હંમેશ. (૪) વારંવાર.

**અહોહો**, અ. આશ્ચર્ય અને

ઉત્સાહ બતાવનારો ઉદ્ગાર.

**અહ્રીક**, વિ. (સં.)નિર્લજ્જ.

**અળાઇ**, સ્ત્રી. જુઓ અળાઇ.

**અળખામણું**, વિ. (સં. अ+लक्ष+मान ઉ.) જેની ઉપર લક્ષ ન હોય એવું; અણગમતું.

**અળગું**, વિ. જુદું; છેટું; અ-તડું. અળગુ બેસવું=અટકાવ આવવો.

**અળછ-શ**,સ્ત્રી.અલક્ષ્મી; નિર્ધ-નતા. (૨) કચરોપુંજો; દળદર.

**અળતી**, સ્ત્રી. પોયણાનું ફળ.

**અળતો**, પુ. (સં. अ+लक्तक ઉ.) લાખમાથી બનાવેલો એક જાતનો લાલ રંગ. (મેંદીની માફક સ્ત્રીઓ પગની પાનીએ અળતો લગાડે છે)

**અળદાવું**, અ. ક્રિ. થાકી જ-વું; પિલાવું. [(૨) અટકચાળુ.

**અળપ**, વિ. વાનો કરનારૂં.

**અળવી**, સ્ત્રી એક જાતનું કંદ-મૂળ. (એના પાન ભજીઆમા અને ગાંઠો શાકમાં વપરાય છે. જુઓ અળુ.)

**અળવીતરૂં**, વિ. અટકચાળું; અડપલું.

**અળસાવું**, ક્રિ. ઉ. આળસી જવું; અટકી જવું.(૨) ઉંઘ આવવી.

**અળસી**, સ્ત્રી. (સં. अतसी ઉ.) એક જાતનાં તેલી બીજ.

**અળસીઉં**, ન. ચોમાસામાં સુતળી જેવા જાડા અને લાંબા જંતુઓ થાય છે તે.(એક મોટી વસ્તુ આગળ તેનાજ જેવી પણ બીજી નાની વસ્તુને તુચ્છકારના અર્થમાં બતાવતાં કહેવાય છે કે 'ક્યા અજગર, કયા અળસીઉં ?')

**અળંબો-બા**, પુ. (સં. भूछत्र) બિલાડીનો ટોપ; કુતરાનો કાન. (ચોમાસામાં જમીન, લાકડું કે બીજી કોઇ વસ્તુને સડો લાગતાં તેની ઉપર એક જાતની કૂમ જેવી જે વનસ્પતિ થાય છે તે).

**અળાઇ**, સ્ત્રી. તાપને લીધે શ-રીરે જે ઝીણી ઝીણી ફોલ્લીઓ થઇ આવે છે તે.

**અળાયો**, પુ. ઓળાયો. (૨) ભીંત બરોબર સીધી છે કે નહિ તે જો-વાનું કડીઆનું ઓજાર. [(૨) ઉપકાર.

**અળાવો**, પુ. ગાળો; ફાંસો.

**અળુ**, ન. (સં. अलुकम्. (म) अळु) અળવી; એક જાતનું કંદમૂળ. (અળુના કંદ ભોંયમાં થાય છે અને બહાર ફાફડા જેવા મોટાં પાન ફૂટી નીકળે છે. તેનાં ભજીયાં થાય છે.)

**અળુનાં પાન-પાંદડા**,ન.અળ-વીના પાન.

**અળુખડાં**, જુઓ અળોખડાં.

**અળોખડા**, ન. બ. વ. એક જાતનું કંદ. (૨) અળવીની ગાંઠો.

**અં**, અ. એમકે; ઠીક.

**અં**, અ. દુઃખ અને તિરસ્કારમાં

થતો ઉદ્ગાર. (૨) 'એમાં શું ?' એમ દર્શાવવાનો ઉદ્ગાર.

**અઉં**, અ એમકે.

**અંક**, પુ. (સં.) કોઇ પણ જાતનો અર્થ બતાવનારૂં ચિહ્ન, નિશાન કે આંકો તે. (૨) ગણિતનું સંખ્યાદર્શક ચિહ્ન તે.:–૧–૨–૯ વગેરે; આંકડો (૩) નાટકનો ભાગ; બાબ. (૪) ખોળો. (૫) બાથ; આલિંગન. અંકે કરવું=સાબીત કરવું; ખાતરી કરવી.

**અંકગણિત**, ન. (સં. अंक+गण्=ગણવું ઉ.) આંકડાઓથી ગણતરી કરવાનું શાસ્ત્ર; એ વિદ્યાનું પુસ્તક.

**અંકલિપિ**, સ્ત્રી. (સં.) આંકડા લખવાની રીત. (૨) આંક; ગડીઆ. (૩) આંકની ચોપડી.

**અંકાઇ**, સ્ત્રી. (સં. अंक=નિશાન કરવું ઉ.) અંકામણી (૨) લીટીઓ દોરામણી. (૩) લીટીઓ દોરવાની રીત.

**અંકામણ**, ન. (સં.) આંકવાની કિંમત તે.

**અંકામણી**, સ્ત્રી. (સં.) આંકવાનું મહેનતાણું. (૨) આંકવાની ઢબછબ.

**અંકાવતાર**, પુ. (સં. अंक+अव+तॄ ઉ.) નાટકના આગલા પાછલા અંકોને જોડનારો જે ભાગ તે; વિષ્કંભક.

**અંકાવવું**, સ. ક્રિ. ગુણદોષ જોવરાવવા; કસાવવું; કિંમત કરાવવી.(૨) લીટીઓ દોરાવવી.

**અંકાવું**, અ. ક્રિ. (સં.) અંકવાળા થવું; દોરાવું. (૨)કસાવું.

**અંકિત**, વિ. (સં.) અંકવાળું. ઓળખાએલું. (૨) અધીન. (૩) આંકેલું.

**અંકી**, વિ. (સં.) અંકવાળું; ભાગવાળું.

**અંકુર**, પુ. (સં.) ફણગો. (૨) બીજ; મૂળ. (૩) હેતુ; મર્મ (૪) રૂઝ. (૫) ઉત્સાહ; ઉમળકો. (૬)રોમ; રૂવું.

**અંકુરિત**, વિ. (સં.) અંકુરવાળું; જેને ફણગા ફુટયા હોય એવું.

**અંકુશ**, વિ. (સં.) હાથીને હાંકવાની આંકડી. (૨) દાબ; ભય.

**અંકે**, અ. આંકડામાં લખેલી સંખ્યા અક્ષરમાં લખવી તે. અંકે કરવું=નક્કી કરવું. (૨) ખાતરી કરવી.

**અંકોડાબંધ**, વિ. બરોબર બેસતું હોય એવું; કડીબંધ; હારોહાર.(૨) એક પછી એક સંબંધ બેસતો આવે એવું. (૩)સજ્જડ; પાકું.

**અંકોડી**, સ્ત્રી. આંકડી; કડી. (૨) જેને છેડે અંકોડો બેસાડેલો હોય એવી લાંબી લાકડી. (૩) ગલ (માછલાં પકડવાની ).

**અંકોડો**,પુ. એકડાની પેઠે વાંકો વાળેલો ધાતુનો સળીઓ: કડી; મોટી આંકડી. (૨) પકડ; સાણસી; ચિપીઓ. (૩) ચાંદીનું ઘરેણું.

**અંકોર**, જુઓ અંકુર.

**અંકોલ**, ન. (સં.) એક જાતનું ઝાડ; એનાં ફળને અંકોલાં કહે છે.

**અંકોશ**, જુઓ અંકુશ.

**અંગ**, ન. (સં.) શરીર; દેહ. (૨) અવયવ. (૩) સંબંધ; નિસબત. (૪) અંશ; ભાગ. (૫) બાજુ; દિશા. (૬) વિ. પોતાને લગતું. અંગ ઉધાર આપવું=જાત ઉપર ધીરવું. અંગ ભરાવું=તાવ આવવો. અંગ ભાગવું=કળતર થવી. અંગ વળવું=શરીર સુધરવું. અંગ ચોરવું=કામમા બખીલાઈ કરવી. અંગ વધારવું=માતેલા થવું.

**અંગઉદ્ધાર**, પુ. (સં.) અંગનો ઉદ્ધાર કરવો તે; મોક્ષે જવુ તે. (૨) માલ ઉધાર આપવો તે.

**અંગઉધાર**, ત્રિ. પોતાની જાત ઉપર લેવું તે; વ્યાજુ.

**અંગઉમંગ**, પુ. (સં.) પોતાનો ઉમગ; મનની ઉલટ.

**અંગકંપ**, પુ. (સં. अंग+कंप=ધ્રૂજવું ) શરીરમાં થથરાટ થવો તે; બીક જવું તે.

**અંગકાઠી**, સ્ત્રી. (સં.) શરીરનો બાન્ધો-બાંધો.

**અંગચપળતા**, સ્ત્રી. (સં.) પોતાની જાતની ચંચળાઈ; હોશિયારી.

**અંગજ**, પુ. (સં.) પુત્ર; છોકરો, દીકરો.

**અંગજા**, સ્ત્રી. (સં.) પુત્રી; છોકરી; દીકરી.

**અંગજ્ઞાન**, ન. (સં.) શરીર સંબંધી-જ્ઞાન; પ્રેરણા; સ્વાભાવિક જ્ઞાન. (૨) સ્પર્શજ્ઞાન.

**અંગણુ**, જુઓ આંગણું.

**અંગદ**, પુ. (સં.) બાજુબંધ; પહોંચી. (૨) વાલિનો પુત્ર.

**અંગદવિષ્ટિ**, સ્ત્રી. (સં.) સમાધાનીને માટે અંગદે રામની વતી રાવણ આગળ કરેલી વાતચિત.

**અંગદશિષ્ટાઇ**, સ્ત્રી. (સં.) અંગદે રાવણની સભામા જઇ વાપરેલી ચતુરાઇ. (૨) વિવેક.

**અંગના** સ્ત્રી. (સં.) સ્ત્રી; જુવાન અને રૂપાળી સ્ત્રી. (૨) પોતાની સ્ત્રી.

**અંગનું**, ત્રિ પોતાનું; લગતું; અંતરનું.

**અંગબળ**, ન. (સં) શરીરનું બળ; કૌવત.

**અંગભંગ**, પુ. (સં.) અંગનું ભાંગી જવું તે. (૨) અંગમરોડ; લટકું.

**અંગમર્દન**, ન. (સં.) શરીરનું ચોળાવું તે. (૨) ચંપી.

**અંગમહેનત**, સ્ત્રી. જાતમહેનત.

**અંગમોડ**, પુ. તાવ આવતાં પહેલાં અંગનું ભાગવું થાય તે; કળતર.

**અંગરક્ષક**, પુ. (સં.) અંગનું રક્ષણ કરનાર હજુરીઓ.

**અંગરક્ષા**, સ્ત્રી. (સં.) અંગનું

રક્ષણ; શરીરની સંભાળ. (૨) રાખડી.

**અંગરખું, (ખો),** ન. પુ. (सं. अंग+रक्ष्=રક્ષણ કરવું ઉ.) ગળાથી ઘુંટણ સુધીનું શરીરે પહેરવાનું શીવેલું કસોવાળું વસ્ત્ર; કડીયું.

**અંગરંગ,** પુ. (सं.) અંગનો રંગ, (અંતરનો) ઉમળકો. (૩) કાંતિ; ચહેરો. [નાદિનો લેપ કરવો તે.

**અંગરાગ,** પુ. (सं.) શરીરે ચંદ-

**અંગરોગ,** પુ. (सं.) શારીરિક વ્યાધિ.

**અંગરોગી,** વિ. શારીરિક રોગ વાળો. (૨) જન્મનો રોગી.

**અંગવસ્ત્ર,** ન. (सं.) ઓઢવાનું વસ્ત્ર; ઉપરણો (૨) સુતી વખતે ઓઢવાનું વસ્ત્ર. (૩) રાખેલી સ્ત્રી. (મરાઠી)

**અંગાઉ,** વિ. અંગસંબંધી; ખાસ પોતાનું; આગવું. ન. (૨) અંગઉધાર.

**અંગાખરૂં,** ન. અંગારા ઉપર ખરૂં કરેલું હોય તે; બાટી; ભાખરી.

**અંગાર,** પુ. (सं.) અગ્નિ. દેવતા. (૨) બળતો કોયલો. (૩) લાય; બળતરા.

**અંગારવું,** સ. ક્રિ૦ અંગારા વાળું કરવું; પવિત્ર કરવું. (૨) સળગાવવું; ચેતાવવું.

**અંગારી,** સ્ત્રી. નાનો અંગારો; ચીનગારી. (૨) સગડી; ભઠ્ઠી.

**અંગારીઉં,** વિ. બળી ગયેલું; અંગારાવાળું.

**અંગરસ,** પુ. (सं.) ફળનો પાણી ભેળવ્યા વગરનો શુદ્ધરસ.

**અંગારીઉં,** ન. અંગારા જેવું; બળીને ખાખ જેવું થઇ ગએલું.

**અંગારો,** પુ. (सं. अंगार ઉ.) બળતો કોયલો. (૨) કપૂત (૩) કજળી ગએલો જુવારનો દાણો. (૪) બળતરા થવી તે. કુળમાં અંગારો ઊઠયો=કુળમાં કપૂત નીવડયો. સો મણ ભારમાં એક અંગારો=ઘણા સારામાં એક નઠારો હોય તે. અંગારા ઊઠવા=બળતરા થવી.

**અંગી,** સ્ત્રી. અંગરખી; બાળકનું ઝબલું. (૨) વિ. પોતાનું સંબંધી; લાગતું વળગતું.

**અંગીઉં,** ન. બાળકને પહેરવાનું કુડતું; કબજો.

**અંગીઓ,** પુ. બાયડીગરનો સ્ત્રીઓનો કબજો; પેટી.

**અંગીકાર,** પુ. (सं.) પોતાનું કરવું તે; સ્વીકાર.

**અંગીકૃત,** વિ. (सं.) સ્વીકારેલું; માની લીધેલું.

**અંગીઠી,** સ્ત્રી. શગડી; પોંક પાડવાની જગા. (૨) લાય; ઝાળ.

**અંગીઠું,** જુઓ અંગીઠી.

**અંગીભૂત,** વિ. (सं.) લગતા માણસોમાંનું; અંગનું.

**અંગુ,** જુઓ અંગઉધાર.

**અંગુચો, (છો),** પુ. અંગ લુછ-

ચાનો કકડો; રૂમાલ; હુવાલ. (૨) પચોઉં.

**અંગુઠાદાવ**, પુ. કુસ્તીનો એક દાવ.

**અંગુઠી**, સ્ત્રી. વીંટી. (૨) ધાતુ કે હાથીદાંતની ખોળી. (૩) આગળીના રક્ષણ માટે પહેરવામાં આવતી ખોળી

**અંગુઠીઆં**, ન. પગને અંગુઠે પહેરવાના કરડા.

**અંગુઠો**, પુ. (સં. अङ्गुष्ठ) હાથ પગનાં પાંચ પાંચ આંગળામાનું પહેલું જાડું આંગળું. અંગુઠે કમાડ ઠેલવું=પોતે અળગા રહી બીજાની પાસે કાર્ય કરાવવું. અંગુઠા પકડવા=વાંકા વળી હાથથી પગના અંગુઠા પકડવા.(૨) શિખામણ લેવી. અંગુઠો બતાવવો=નાસીપાસ થએલાને ચીડવવું. (૩)દામ દેવાનું કહેવું. અંગુઠાનો રાવણ કરવો=રજનું ગજ કરવું.

**અંગુર**, ના. (ફા.) લીલી દ્રાક્ષ.

**અંગુલ**, સ્ત્રી. આંગળી.

**અંગુલી**, સ્ત્રી. (સં.) આંગળી.

**અંગુષ્ઠ**, પુ. (સં.) અંગુઠો.

**અંગેઠી**, સ્ત્રી. દેવતાની સગડી; (૨) આગ; લાય.

**અંગોઅંગ**, અ. અંગેઅંગે; રૂંવેરૂંવે; શરીરમાં સર્વત્ર.

**અંગોર**, સ્ત્રી. ફળદ્રુપ જમીન.

**અંઘામ**, (મો), પુ. (ફા.)કામની ધમાલ. (૨) મસ્તી; તોફાનનો વખત.

**અંઘેડો**, એક જાતનું ઝાડ; અંધેડી.

**અંઘોળ**, ન. અંગ ઉપર પાણી નાંખી નહાવું તે; સ્નાન.

**અંઘોળડી**, સ્ત્રી. નાની ઉનામણી. (અઘોળ કરવાની ઓરડી.) (૨) નાની તાંબાકુંડી. (૩) હસેચણી. (૪) વરકન્યાને સ્નાન કરાવતાં ગાવાનું ગીત. (૫) વરને સ્નાન કરાવનારી સ્ત્રી.

**અંઘોળવું**, અ. ક્રિ. નહાવું.(૨) તરબોળ કરી નાખવું.

**અંઘોળીઉં**, ન. ઉનામણું. (૨) નાહવા બેસવાનું પાટલા જેવું લાકડું. (૩) નાહવાનું પોતીઉં. (૪) વિ. અંઘોળને લગતું.

**અંઘોળીઓ**, પુ. ઉનામણો. (૨) સ્નાન કરાવનારો સેવક.

**અંઘ્રિ**, પુ. (સં.) પગ.

**અંચ**, જુઓ આંચ.

**અંચલ**, પુ. (સં.अञ्च्=જવું) પાલવ; છેડો.

**અંચળ**, પુ. જુઓ અંચલ.

**અંચળવો**, પુ. (સં. अंचल ઉ.) અંચળો;રૂમાલ; (૨) તેલમાં દોરડી બોળી સળગાવી દેવી તે. અંચળવો ઉતારવો=ઝોંકો ઉતારવો.

**અંચળો**, પુ. (સં. अंचल ઉ.) કપડાનો નાનો કકડો; દુશાલ.

**અંચિત**, વિ. (સં.अर्च=પૂજવું) અર્ચિત; પૂજેલું.

**અંજન**, ન. (સં. अंज्=લગાડવું ઉ.) આંજવાનું ઓસધ; મેશ; સુરમો; કાજળ.

**અંજનશલાકા**, સ્ત્રી. (સં.) આંજવાની સળી. (૨) મોહ પમાડનારી વસ્તુ (૩) જેનાથી જ્ઞાન ઉત્પન્ન થાય એવી વસ્તુ. [ની માતા.

**અંજના-ની**, સ્ત્રી.(સં.) હનુમાન

**અંજનીપુત્ર**, પુ.(સં.) હનુમાન.

**અંજળ**, ન. લેણાદેણી; દાણો પાણી.

**અંજલિ**, સ્ત્રી. (સં.) હથેળીમાંનો ખાડો અને તેમાં માય એટલું પાણી; ચાંગળું. (૨) ખોબો. (૩) થોડુંક પાણી માય એવું પાત્ર; થોડું પાણી લઈને અર્પવું અથવા પી જવું તે. અંજલિ આપવી=અર્ઘ આપવો.(૨)શ્રાદ્ધ સરાવવું.

**અંજામ**,ન.(ફા.)પરિણામ;છેડો.

**અંજાણ્યું**, વિ. જુઓ અજાણ્યું.

**અંજાવવું**, સ. ક્રિ. બીજાની પાસે અંજન કરાવવું. (૨) આંખું પાડવું; આંજી નાંખવું.

**અંજાવું**, અ. ક્રિ. (સં. अंज्=આંજવું) ચોપડાએલું થવું. (૨) ચરમીદા થવું; છેતરાવું; ચકિત થવું; લેવાઇ જવું.

**અંજીર**, ન. (સં.) એક જાતનું ફળ; મેવો.

**અંજીરી**, સ્ત્રી. અંજીરનું ઝાડ.

**અંજીરીઆ**, વિ. અંજીરના જેવા રંગનું.

**અંજુમન**, ન. (ફા.) મંડળ; સમુદાય; પંથ; જમાત.

**અંટવાવું**, જુઓ અટવાવું.

**અંટસ**, પુ. વેરની ઉંડી લાગણી; કિન્નો; અદાવત.

**અંટેવાવું**, અ. ક્રિ. ઠેસે ચઢયા કરવું; જતા આવતાં પગે અથડાયા કરવું.

**અંટેવાળ**, વિ. વચમાં અથડાયા કરે એવું; આડે આવતું.

**અંટેવાળ**, પુ. વચમાં આવતી નડતર; ઠહેરો. (૨) ગાય ભેંસને દોતી વખતે પાછલે પગે જે આંટી મારીને દોરડું બાંધવામાં આવે છે તે.

**અંટેવાળે આવવું**, ક્રિ. વચમાં હોવાથી પગે અથડાવું; આડે આવવું.

**અંઠાળ**, વિ. (સં.अट्=રખડવું ઉ.) રખડતું. (૨) મૂર્ખ; અસભ્ય. (૩) ઘસાઈ ગએલું; નકામું.

**અંડ**, ન. ( સં. अण्ड=ઈંડું.) ઈંડું. (૨) વૃષણ. (૩) લંબગોળ આકૃતિ.

**અંડકટાહ**, પુ. (સં.अण्ड+कटाह=પેણી) લાંબી પેણી. (૨) (૩) બ્રહ્માંડ. (૪) ઇંડાનું કોટલું.

**અંડકોશ**, પુ. (સં.) વૃષણ.(૨) બ્રહ્માંડ.

**અંડજ**, વિ. (સં. अण्ड+ज=જનમેલું) ઇંડામાંથી જનમેલું. (૨) ના. પંખી, માછલાં, સાપ વગેરે. (૩) બ્રહ્મ.

**અંડવૃદ્ધિ**, સ્ત્રી. (સં.) અંડકોશ વધીને મોટા થાય એવો રોગ.

**અંડલ**, વિ, વગર મહેનતનું;

હશામનું. (અંડળનું અાલપત.)[ખરૂંખોટું.

**અંડળગંડળ**, વિ ગાંડુંઘેલું;

**અંડાકાર**, પુ. (સં. अण्ड=ઈંડું+आकार) ઈંડાના જેવો આકાર; લંબગોળ આકાર. (૨) વિ. ઇંડાના જેવા આકારનું.

**અંડાકૃતિ**, સ્ત્રી. ( સં. अण्ड+आकृति) ઈંડાના જેવી આકૃતિ; લંબગોળ આકૃતિ. [વૃષણ.

**અંડુસ**, ન. સીતાફળ. (૨)અંડ;

**અંડોળ**,(અંદોલ),જુઓ આંદોલ.

**અંત**, પુ. (સં.) છેવટનો ભાગ; અણી; છેડો. (૨)પાર; આખર;પરિણામ. (૩) મર્યાદા. (૪) મોત; કાળ.(૫)(ગણિત પ્રમાણે) શ્રેઢિનું છેલ્લું પદ. અંત કાઢી નાખવો=વસ્તુનો નાશ થઇ જાય તેમ તેનો ઉપયોગ કરવો. અંત લેવો=બહુ આગ્રહથી એકને એક બાબત ઉપર મચ્યા રહેવું.

**અંતઃકરણ**, ન. (સં. अन्तर्=અંદરનું+कृ=કરવું ઉ. करण) જ્ઞાનેન્દ્રિય; મન. (૨) વિચારનું સ્થાન. અંતઃકરણચતુષ્ટય=મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર. અંતઃકરણપંચક=અંતઃકરણ, મન, બુદ્ધિ, ચિત્ત ને અહંકાર.

**અંતઃકુટિલ**, વિ. (સં. अन्तर्+कुटिल=વાંકું)દુષ્ટ અંતરનું; પ્રપંચી; વેરી. (૨) ના. શંખ.

**અંતઃપટ**, પુ. (સં. अन्तर=વચમાં+पट=વસ્ત્ર ) વચમાં જે આડું કપડું રાખવામાં આવે તે; વચલો પડદો.

**અંતઃપાત**, પુ. (સં. अन्तः+पात=પડવું તે.) અંદર પડવું તે.(૨) પૂર્ણ માહિતી (૩) અમુક વસ્તુ જોતાંને વાર તેમાં નજર પહોંચી જવી તે.

**અંતઃપાતી**, વિ. (સં.) અંદર ઉતરનારૂં; યથાર્થ જાણી લેનાર.

**અંતઃપુર**, ન. (સં.) ઘરની અંદરનો સ્ત્રીઓના ઉપયોગનો ખંડ; જનાનખાનું.

**અંતઃપ્રકૃતિ**, સ્ત્રી. (સં.) મૂળ સ્વભાવ; હૃદયનું વલણ. (૨) ખાનગી મસલતમાં ભાગ લેનાર પ્રજાજન.

**અંતઃશલ્ય**, પુ. (સં. अन्त+शल्य=ભાલો) અંદરની પીડા; હૃદયનો ખટકો.

**અંતક**, પુ. ( સં. अन्त=નાશ+कृ=કરનાર ઉ ) અંત કરનારો કાળ. (૨) ઘાતક; ફાંસી દેનાર.

**અંતઃકાળ**, પુ. ( સં ) આખરનો સમય. (૨) મોત. અંતકાળે આડું આવશે= યમલોકમાં સહાયકારી નીવડશે.

**અંતર**, ન. ( સં.अंतःकरण.ઉ.) મન; હૃદય; અંતઃકરણ. (૨) જીવાત્મા. (૩) છેટું. (૪) ભેદ.(૫) ફેર; ફરક. (૬) હેરફાર. (૭) ( ગણિતમાં ) બાકી રહેલી સંખ્યા.

**અંતરગળ**, સ્ત્રી. (સં अन्त्र+गल्=ગળવું ) આંતરડાનું નીચે ઉત-

રવું તે; વધસાવળ. [રની છાલ.

**અંતરછાલ,** સ્ત્રી. ઝાડની અંદ-

**અંતરજામી,** જુઓ અંતર્યામી.

**અંતરજ્ઞ,** વિ. અંતરને જાણુ-નાર; અંતરનું.

**અંતરપટ,** પુ. (સં.) અંતર બતાવનારો કપડાનો પડદો; આંતરો;ચક. (૨) ફડેતાળ. (૩) ભેદ; જુદાઇ.

**અંતરમેળ,** પુ. (સં.) અંદર-ખાનેથી બે જણના મનનું ઐકય હોય તે.

**અંતરવાસીઉં,** ન. શ્રાદ્ધ સરા-વતી વખતે ખભા ઉપર નાખવામા આવતો લુગડાનો કકડો.

**અંતરશત્રુ,** પુ.(સં.) હાડવેરી. અંદરખાનેથી અત્યંત વેર રાખતો હોય તેવો દુશ્મન.

**અંતરવેલ,** સ્ત્રી. (સં.) અમર-વેલ; આકાશવેલ. (આ વેલને જમીનમાં મૂળ હોતું નથી.)

**અંતરશ,** સ),અ.(સં. अन्तर् =અંદર+अश्=ખાવું. ઉ.) ખોરાક શ્વાસ નળી જઇ નાકવાટે આવી જવો તે. (૨) એ પ્રમાણે થવાથી થતી વ્યથા.

**અંતરસાક્ષી,** પુ.(સં.) અંતર એજ સાક્ષી; મનોમન સાક્ષી;અંતઃકરણને જે પ્રત્યક્ષ જણાતું હોય તે.

**અંતરસ્થ,** વિ. (સં. अन्तर्+ स्था=ઉભા રહેવું ) અંદર રહેલું તે.

**અંતરંગ,** વિ. (સં.) પોતાનું; નજીકનું સગું. (૨) બહુ સંબંધ અને માયાવાળું. (૩) વ્યાકરણમાંની એક પરિભાષા.(૪)ચટકવું;જુદાઇ.(૫) દૃઢ નહિ.

**અંતરાઈ,** સ્ત્રી. જુદાઇ; ભેદ. (૨) છેટું. [જવું.

**અંતરાઈ જવું,**અ. ક્રિ. ઘેરાઇ

**અંતરાત્મા,** પુ.(સં. अन्तर्+ आत्मा ) દેહમાં રહેલો આત્મા.

**અંતરામણ,** સ્ત્રી.અંતરાએલી હાલત; રોકાણ; વિઘ્ન. (૨) મુશ્કેલી; સંકડામણ.

**અંતરાય,**પુ. (સં.) વાંધો;અટ-કાવ. (૨) જુદાઇ. (૩) અવિશ્વાસ. (૪) ભેદ. (૫) આંતરો; છેટું.

**અંતરાયી,** વિ. આડે આવતું; બાધકારક; વાંધાપડતું. [ અટકાવવું.

**અંતરાવવું,** સ. ક્રિ. રોકાવવું;

**અંતરાવું,** અ. ક્રિ. બંધાઇ જવું; ઘેરાઈ જવું.

**અંતરાળ,** પુ. વચમાંની જગા; ગાળો; અવકાશ. (૨) જુદાઇ.

**અંતરેન્દ્રિય,** સ્ત્રી.(સં. अन्तर्+ इन्द्रिय ) અંતઃકરણ; મન; ચિત્ત.

**અંતરિઆળ,** અ. વચમાં; અધવચ.

**અંતરિક્ષ,** ના. (સં.) આકાશ (૨) અ. ઉંચે; અધ્ધર.

અંતરો, પુ. આંતરો; આડ. (૨) માગ મૂકવો તે. (૩) ભેદ.

અંતર્ગત, વિ. (સં.) અંદર ગએલું; હૃદયમાનું; પોતાનું-પ્રિય.

અંતર્ગૃહ, ન. (સં. अन्तर्+गृह=ઓરડો.) અંદરનો ઓરડો; સ્ત્રીઓને બેસવા ઊઠવાનો ખંડ.

અંતર્ગોળ, વિ.સપાટીની અંદર ગોળાકાર ખાડો પડતો હોય એવું.

અંતર્ચક્ષુ, ન. (સં.) પ્રજ્ઞા-ચક્ષુ; અંતઃકરણને જોઈ શકે એવાં ચક્ષુ.

અંતર્જામી, જુઓ અંતર્યામી.

અંતર્જ્ઞાન, ન. (સં. अन्तर्+ज्ञा=જાણવું) અંદરનું જ્ઞાન-સમજણ તે; સ્વાભાવિક જે જ્ઞાન તે.

અંતર્જ્ઞાની, વિ. (સં. अन्तर्+ज्ञा=જાણવું) આત્માના જ્ઞાનવાળું; હૃદયના ઉકેલવાળું.

અંતર્દશા, સ્ત્રી.(સં.) અંદરની હાલત.(૨)જ્યોતિષ પ્રમાણે મહા દશામાં આવતી બીજા ગ્રહોની ટુંકી વચગાળાની દશાઓ.

અંતર્દાહ, (સં.अन्तर्+दह्=બાળવું ઉ.)અંદરનો જે દાહ તે; કોઠાની ગરમી. (૨) બળાપો; પરિતાપ.

અંતર્દષ્ટિ, સ્ત્રી. (સં.) મનની સમજ;હૃદયથી સમજવું તે.(૨)ઉંડીનજર.

અંતર્દ્વાર, ન. (સં.) અંદરનું બારણું; છુપું બારણું.

અંતર્ધાન, ન. (સં. अन्तर्+धा=ધારણ કરવું ઉ.) અદૃશ્ય રહેવું-થવું તે. (૨) હતું નહતું થવું તે.

અંતર્ધ્યાન, ન. (સં.) अन्तर्+ध्यै=ધ્યાન કરેલું, ઉપરથી.) અંતરમાં ધ્યાન ધરવું-કરવું તે. (૨)સમાધિ.

અંતર્બાહ્ય, અ. (સં. अन्तर् અને बहिर्=બહાર) અંદર અને બહાર હોય તેમ.

અંતર્ભાવ, પુ. (સં. अन्तर्+भू=થવું ઉપરથી) અંદરનો ભાવ; મનોભાવ; ઉંડો ચાહ. (૨) અંદરનો સમાવેશ થવો તે.

અંતર્ભૂત, વિ. (સં.) મધ્યે રહેલું; અંદરથી ઉત્પન્ન થયેલું.

અંતર્ભેદ, પુ. (સં. अन्तर्+भेद ઉ.) અંતઃકરણનો મર્મ; રહસ્ય; વિચાર. (૨) અંતરની જુદાઇ.

અંતર્ભેદી, વિ. (સં.) અંતર ચીરી નાખે એવું. (૨) અંતરનું ખાનગી રહસ્ય જાણી લેનાર.

અંતર્ભેદુ, વિ.(સં.)અંતરનું જાણકાર; ખાનગી વિચારનું જાણનાર. (૨) દ્રોહી.

અંતર્યામી, પુ. (સં.अन्तर्+यम्=દાબવું) અંદરથી કાર્યમાં પ્રેરનાર; આત્મા; પરબ્રહ્મ.

અંતર્લાપિકા, સ્ત્રી. (સં. अन्तर्+लप्=બોલવું) પદની અંદર

રહેલો ભાગ; કવિતામાં અમુક પદ્ધતિ પ્રમાણે અક્ષરને ગોઠવવા તે. (અંદર ને અંદર જે અક્ષરો ગોઠવ્યા હોય તે અંતર્લાપિકા અને લીટી કે ચરણમાં ખુલ્લા અક્ષરો ગોઠવ્યા હોય તે બહિર્લાપિકા.)

અંતર્વર્તિ, (ર્તી), વિ. (સં. અંતર્+વૃત્=વર્ત્ -હોવું ઉ.) અંતરમાં પ્રવર્તી રહેલું તે.

અંતર્વર્ધિષ્ણુ, વિ. (સં.) પોતાની અંદરથી નવું ઉદ્ભવ કરવાની જેનામાં શક્તિ હોય એવું (શેરડી, વડ વગેરે.)

અંતર્વાણી, સ્રી. (સં.) અંતરની વાણી; હૃદયના ઉદ્ગાર.

અંતર્વૃત્તિ, સ્રી. (સં.) અંતરની ઇચ્છા; હૃદયભાવના.

અંતર્વેદ, પુ. (સં.) પવેદ.

અંતર્વેદી, સ્રી. (સં.) ગંગા અને યમુનાની વચલો પ્રદેશ. (૨) કુંડની અંદરનો નાનો કુંડ.

અંતર્વેધ, પુ. (સં. अन्तर्+वेध) હૃદયને વીંધી નાખવું તે. (૨) ઘરનાં બાંધણીનો એક દોષ. [ હાડવેર.

અંતર્વૈર, ન. (સં.) ઊંડું વેર;

અંતર્વૈરી, વિ. (સં.) અંતઃકરણમાં વેર રાખનાર; હૃદયમાં કિન્નો રાખનાર.

અંતર્હિત, વિ. (સં.) અલોપ થઇ ગયેલું; ઊડી ગયેલું.

અંતવંત, વિ. (સં. अन्त+वत्=વાળું) અંતવાળું; જેનો નાશ થવાનો છે એવું.

અંતવેળા, સ્રી. (સં. अन्त+वेला=વખત) છેવટની ઘડી; મરણવેળા. (૨) અટકી બેસવાનો વખત.

અંતશય્યા, સ્રી. (સં.) છેલ્લી પથારી; મરણપથારી.

અંતસકરણ, ન. જુઓ અંતઃકરણ.

અંતસ્થ, વિ૦ (સં. अन्त+स्था=ઊભા રહેવું.) છેવટનું; છેડા ઉપર રહેલું તે. (૨) ગુપ્ત; ખાનગી. (૩) ય, ર, લ, વ, એ અક્ષરો.

અંતાક્ષર, પુ. (સં. अन्त+अक्षर) છેલ્લો અક્ષર. (૨) ય, ર, લ, વ, એ અક્ષરો.

અંતિક, અ. (સં.) પાસે. (૨) પુ. પાસે રહેનાર; હજુરીઓ; પ્રાણરક્ષક. (૩) વિ. છેવટનું; પાછળનું.

અંતિમ, વિ. અંતે આવેલું; છેવટનું; નજીકનું.

અંતીઉં, વિ. અંતે આવેલું; (૨) અત્યંત ચીડાએલું; બહુજ આકુળવ્યાકુળ થયેલું; ગભરાએલું.

અંતીપંતી, સ્રી. છોકરાંની એક જાતની રમત. [ છેવટે; પરિણામે.

અંતે, અ. (સં.) છેલ્લે; છેડે;

અંત્ય, વિ. (સં.) અંતનું; છેલ્લું. (૨) અતિ હલકું; છેક છેલ્લામાં છેલ્લું. (૩) સ્રી. એક સંખ્યાનું નામ. (એકડો અને પંદર મીંડાંવાળી સંખ્યા.)

**અંત્યકર્મ**, ન. ( સં. ) છેલ્લી ક્રિયા; દહનક્રિયા. [ ઉપયોગ શબ્દ.

**અંત્યક્રિયા**, સ્ત્રી. (સં.) જુઓ

**અંત્યજ**, પુ. (સં. अन्त्य+जा ઉ.) છેલ્લે જનમેલો તે. (૨) ઢેડ, ચમાર, ભંગીઆ વગેરે જાતિના લોકો.

**અંત્યજાતિ**, સ્ત્રી. (સં.) છેલ્લી જાતિ.

**અંત્યાક્ષર**,પુ. (સં.)છેલ્લો વર્ણ.

**અંત્યાવસ્થા**, સ્ત્રી (સં. अन्त्य + अवस्था ) છેલ્લી અવસ્થા; જીંદગીનો છેલ્લો ભાગ.

**અંત્યાશ્રમ**,પુ. ( સં. अन्त्य=છેવટનું+आ+श्रम्=વિરામ લેવો. તે ઉપરથી आश्रम=અવસ્થા. ) છેવટની અવસ્થા; છેલ્લો આશ્રમ; સંન્યાસાશ્રમ.

**અંત્યાશ્રમી**, વિ. (સં. अन्त्य + आश्रम+इ=વાળું) છેલ્લા આશ્રમમાં રહેલું; સંન્યાસાશ્રમનું. (૨) ના. સંન્યાસી.

**અંત્યું**, (અંતીઉં), વિ. જીવ ઉપર આવેલું; મરણીઉ.

**અંત્યેષ્ટિ**, સ્ત્રી. ( સં. अन्त्य+इष्य-ज्=બલિ આપવો. તે ઉપરથી इष्टि=યાગ ) મરણ પાછળ કરવામાં આવતી ક્રિયા; ઉત્તરક્રિયા.

**અંત્ર**, ન. આંતરડું; નાડી.

**અંત્રજાળ**, સ્ત્રી. આંતરડાંની જાળ; આંતરડાંની ગુંચવણવાળી હાલત; આંતરડાંનો સમુદાય.

**અંત્રસ**,(અંત્રાસે),જુઓ અંતરસ.

**અંત્રો**, ( અંતરો-આંતરો ), પુ. આંતરો. (૨) આડ. (૩) ભિન્નભાવ. (૪) માગ; અવકાશ. (૫)ગાયનની શરૂઆતના ભાગ સિવાયનો બીજો ભાગ તે. (ગાયનમાં 'મોરો, અસ્તાઇ ને અંત્રો' એવા ભાગ હોય છે )

**અંદર**, અ.માં;મહીં;માં આવેલું.

**અંદરખાને**, અ. છુપી રીતે. (૨) ગુપ્ત રહીને. (૩) બહુજ ઉંડાણમાં; ખાનગીમાં; પોતપોતામાં.

**અંદાજ**,( જો ), પુ. (ફા. અંદાઝ) શુમાર; અડસટ્ટો; આશરો. (૨)હદ; પ્રમાણ. (૩) માપ; પરિમાણ.

**અંદુક**, સ્ત્રી. હાથીને પગે બાંધવાની સાંકળ.

**અંદેશો** પુ. ( ફા. અંદીશહ=ભય) સંદેહ; ચિંતા; શંકા; અણુપતીજ; વહેમ.

**અંદોલન**, ન. જુઓ આંદોલન.

**અંદોળવું**, સ. ક્રિ. હીંચકો નાખવો; ઝુલાવવું.

**અંધ**, વિ. (સં.) આંધળું.(૨) અજ્ઞાની. (૩) વિવેકશૂન્ય.

**અંધક**, વિ. ઝાંખું; ઝળઝળું. (૨) શીકું. (૩) એ નામનો એક દૈત્ય.

**અંધકાર**, પુ. ( સં. ) અંધારું;

તિમિર. (૨) અજ્ઞાન. (૩) કાળપ. (૪) છાનું રાખવું તે; પડદો.

**અંધકૂપ,** પુ. (સં.) પાણી પણ દેખાય નહિ એવો ઉંડો કુવો; ન દેખાય એવો થઈ ગયેલો કુવો; છુપો કુવો.

**અંધતા,** સ્ત્રી. (સં.) આંધળા-પણું. (૨) અજ્ઞાનતા.

**અંધતામિસ્ત્ર,** ન (સં.) યમ-લોકમાંનું એક નરક; રૌરવ.

**અંધત્વ,** ન. (સં.) આંધળા-પણું. (૨) અજ્ઞાન; અવિચાર.

**અંધપરંપરા,** સ્ત્રી. (સં.) આંધળાઓની પેઠે જોયા (વિચાર્યા) વિના ચાલવું તે; આંધળાઓની હાર.

**અંધરાવું,** અ. ક્રિ. અંધારૂં થાય તેમ વરસાદનું ચડવું.

**અંધાધુંધ,** (-દ), વિ. આંધળું ને ધુંધળું; જેમાં કંઇ સ્પષ્ટ જણાય નહિ એવું. (૨) ગેરબંદોબસ્તવાળું.

**અંધાધુંધી,** (-દી), સ્ત્રી. અ-રાજકતા; અવ્યવસ્થા. (૨) આંધી.

**અંધાપો,** પુ. આંખે દેખાય નહિ એવી સ્થિતિ; આંધળાપણું.

**અંધાર,** વિ. જેનાથી અંધકાર થાય તેવું. (૨) મુગ્ધ બનાવી દે એવું.

**અંધારકોટ,** પુ. વરસાદ ચડ-વાથી થઇ રહેલું અંધારૂં; ઘોરંભો; ઘણુંજ અંધારૂં હોય તે.

**અંધારકોટડી,** સ્ત્રી. જેમાં અં-ધારૂં હોય એવી ઓરડી; અજવાળા વગ-રની ઓરડી; કારાગૃહ.

**અંધારપટો,** પુ. આંખોની આડે બાંધવાનો પટ્ટો; અંધારી. (૨) આંખે પાટો બાંધી રમવાની એક રમત.

**અંધારપિછોડી,** સ્ત્રી. પોતાને બીજું કોઈ દેખી શકે નહિ એવું ઓઢવાનું વસ્ત્ર. (૨) જે ઓઢવાથી ઓઢાડનાર સિવાય બીજું સૂઝે જ નહિ તે; અંધારી. અંધારપિછોડો ઓઢાડવો=કંઇ સૂઝે નહિ એવે રસ્તે ચડાવવું.

**અંધારવું,** અ. ક્રિ. અંધકાર થાય એવું થવું; વાદળાંથી આકાશનું ઘેરાવું.

**અંધારાં,** ન. આંખે કુંડાળાં વળવાં; તમ્મર; ફેર; ચક્કર.

**અંધારી,** વિ. અંધકારવાળી; વદ પક્ષની. (૨) આંધળી.

**અંધારી,** સ્ત્રી. જેનાથી અંધારૂં કરાય તેવી દૃષ્ટિનું રોધન કરનારી વસ્તુ (ઘોડા બળદ તેમજ ચિત્તા આદિ પ્રાણીઓની આંખોએ બાંધવામા આવ-તી આંખઢાંકણીઓ.) (૨) સોનીનું એક ઓજાર. (૩) ઘુરકી; મોહિની. અંધારી નાખવી=માત્ર પોતાનેજ જુએ એમ કરવું.

**અંધારીઉં,** ન. જે પક્ષમાં ચંદ્રમા પ્રતિ દિવસ મોડો મોડો ઊગતો જાય છે તે પખવાડીઉં; વદ; કૃષ્ણપક્ષ. (૨) જેનાથી અંધારૂં થાય તે.

**અંધારીઉં-અજવાળીઉં,** ન. છોકરાંની એક જાતની રમત; તડકછાંયડો.

અંધારૂં, ન. (सं.अंधकार ઉ.) તિમિર; અજવાળું નહિ તે; કાળપ. (૨) અજ્ઞાન. (૩) અંધેર; ગેરબંદોબસ્ત. અંધારે કુટાવું=માહિતી વગર અથડાવું. (૨) વગર સમજે મહેનત કરવી. સો મણ તેલે અંધારૂં=સાધન હોવા છતાં પણ કાર્ય ન થવું. (૨) ગેરબંદોબસ્ત. અંધારે અક્કલ વહેંચાઇ=પાત્રાપાત્ર જોયા વગર થએલું કામ. અંધારે પણ ગોળ તો ગળ્યો જ લાગે=ખરૂં હોય તે તો કોઇ પણ સ્થળે ખરૂંજ છે.

અંધારૂંઘોર, ન. બહુજ અંધારૂં. (૨) બીલકુલ વ્યવસ્થા ન હોય તે; છેકજ ગેરબંદોબસ્ત.

અંધી, (આંધી), સ્ત્રી. અંધારી; આંધળી. (૨) અંધારૂં થઇ જાય એવો પવનનો વંટોળીઓ. [અજ્ઞાની

અંધુ. વિ. આંધળું. (૨)

અંધમૂલ, વિ. કમઅક્કલ; મૂર્ખ.

અંધેર, ન. અંધારૂં. (૨) ગેરબંદોબસ્ત.

અંધેર, વિ. અંધારાવાળું. (૨) જ્યાં કશો બંદોબસ્ત હોય નહિ એવું; અરાજક; અવ્યવસ્થિત.

અંધેરી, સ્ત્રી. (અંધેર ઉ.) અંધારાવાળી. (૨) જેમાં અવ્યવસ્થા અને ગેરબંદોબસ્ત હોય એવી સ્થિતિવાળી.

અંધો, વિ. આંધળો. (૨) માત્ર એક લક્ષવાળો. (૩) મોહી પડેલો; આંધળોભીંત થયેલો.

અંધ્યારૂ, (અધ્યારૂ), પુ. (सं. अध्वर्यु ઉ.) ગોર; પુરોહિત. (૨) (પારસીઓનો) મોબેદ.(૩)ગુરુ;મહેતાજી.

અંબુ, ન. (सं. अम्बु=પાણી.) પાણી. (૨) મા; બા. (૩) દેવી.

અંબટ, વિ. (म आंबट=ખાટું) ખાટું; ખટાશવાળું.

અંબર, ન. (सं.) આકાશ; ગગન. (૨) કસબી બુટ્ટાદાર રેશમનું બહુજ મુલાયમ વસ્ત્ર. (૩) એક જાતના સુગંધીદાર રેશમનું બહુજ મુલાયમ વસ્ત્ર. (૩) એક જાતનું સુગંધીદાર દ્રવ્ય.

અંબરીષ, પુ. એ નામનો એક ભક્તરાજ. (૨)વિષ્ણુ. (૩)શિવ. (૪)સૂર્ય. (૫) શેકવાનું કડાયું. (૬) પસ્તાવો.

અંબષ્ઠ, પુ. (सं.) બ્રાહ્મણથી વાણીઆણને પેટ થએલો પુત્ર. (૨) એ નામનો એક દેશ. (૩) માવત.

અંબળાવવું, સ. ક્રિ. વળ દેવરાવવો. (૨) ચોળાવવું.

અંબળાવું, અ. ક્રિ. વળ ખાવો. (૨) પેટમાં વાયુનું ધોળાવું; મુંઝાવું. (૩)રીસમાં રહેવું;આનાકાનીએ કાર્ય કરવું.

અંબા, સ્ત્રી. (सं.) મા; માતા. (૨) દેવી. (૩) અંબાજી.

અંબાજી,સ્ત્રી. (सं.) આબુમાં જે અંબાદેવીનું ધામ છે તેની અધિષ્ઠાત્રી દેવી.

અંબાડાં, ન. બ. વ. એક જાતનાં ખાટાં ફળ.

**અંબાડી**, સ્ત્રી. હાથી ઉપર બેસવા માટે બનાવેલી બેઠક; હોદ્દો. અંબાડીએ બેસી છાણાં વીણાય નહિ= જેવા સ્થાન ઉપર હોઇએ તેવું કાર્ય થાય.

**અંબાડીઉં**, ન. છાણાનો ઢગલો; મોટલું.

**અંબાડો**, પુ ભીંડીની જાતનો એક છોડ અને તેનાં છોટાં; શણ.

**અંબાર**, પુ. ઢગ; ઢગલો.

**અંબાલિકા**, સ્ત્રી. (સં.) પાંડુ રાજાની માતા.

**અંબાલિકેય**,પુ.(સં.)પાંડુરાજા.

**અંબાવવું**, સ. ક્રિ. પ્રે. ખટાય તેમ કરવું.

**અંબાવું**, અ. ક્રિ. ખટાશની અસર થવી. (૨) ઢીલા પડી જવું.

**અંબિકા**,સ્ત્રી.(સં.) અંબામાતા; દેવી. (૨) ધૃતરાષ્ટ્ર રાજાની મા.

**અંબિકેય**, પુ. (સં.) ગણપતિ. (૨) ધૃતરાષ્ટ્ર.

**અંબુ**, ન (સં.) જળ; પાણી.

**અંબુજ**, ન. ( સં. अंबु+जा= જનમવું; થવું. ) કમળ. (૨) પાણીમાં થતી વનસ્પતિ અને મચ્છ વગેરે. (૩) ચંદ્ર.

**અંબુદ**, પુ.( સં.अंबु+दा=આપવું )પાણી આપનાર; વરસાદ; મેઘ.

**અંબુધર**, પુ. ( સં. अंबु+धृ= ધારણ કરવું. ઉ. )જળને ધારણ કરનાર; મેઘ; વરસાદ.

**અંબુધિ**, (સં.) સમુદ્ર; સાગર.

**અંબુનિધિ**, પુ. ( સં. अंबु + निधि=ભંડાર ) જળનો ભંડાર;સમુદ્ર.

**અંબુરુહ**,ન.(સં.)કમળ;પાણીમાં ઉત્પન્ન થએલું હોય તે.

**અંબુવાહ**, પુ. ( સં. अंबु+ वह्=વહેવું. અંબુને વહેનારો તે.) મેઘ; વરસાદ.

**અંબેમાતકી** જે. અ. દેવી-ભક્તોનો માતાના મંદિરમાં જતાં આવતા થતો જયઘોષ.

**અંબોડી**, સ્ત્રી. નાનો અંબોડો.

**અંબોડો**, પુ. સ્ત્રીઓના માથાના વાળ ગૂંથીને વાળવામા આવતી ગાંઠ; કેશ-પાશ; ચોટલો. અંબોડો વાળવો=વાળ હોળીને બાંધવા.

**અંબોરડો** પુ. અંબોડો; ચોટલો; વેણી. ( કવિતામાં )

**અંબોળવું**, અ. ક્રિ. ખાટું બનાવવું. (૨) ઉમેરવું; વધારવું.

**અંબોળીઉં**,જુઓ આંબોળીઉં.

**અંભ**, ન. (સં.) પાણી; જળ.

**અંભોજ**, ન. ( સં. ) ચંદ્ર; સારસપક્ષી. (૨) કમળ.

**અંભોજિની**,સ્ત્રી (સં.)કમલિની.

**અંભોધર**,પુ. (સં.) મેઘ;વરસાદ.

**અંભોધિ**, પુ. ( સં. ) સમુદ્ર.

**અંભોનિધિ**, પુ. (સં.) સમુદ્ર; સાગર; દરીઓ.

**અંભોરુહ**, ન. ( સં. ) કમળ; [ પોયણું.

**અંભાં**, અ. ગાય-વાછરડાંનું જે બોલવું તે.

**અંશ**, પુ. ( **સં.** ) ભાગ. (૨) કળા; અક્ષર; ભેદ (૩) આખા ગોળાનો ૩૬૦ મો ભાગ તે. (૪) અપૂર્ણાંકમાં લીટી ઉપરનો આંક (૫) રાશિચક્રનો ૨૦ મો ભાગ. [ ભાગીઓ

**અંશક**, વિ૦ ભાગ પાડનાર;

**અંશાવતાર**, પુ. (**સં.**) જેમાં થોડો ઇશ્વરાંશ હોય એવો અવતાર.

**અંશી**, વિ. (**સં.** ) અંશવાળું; (૨) ભાગીઉં.

**અંશુ**, ન. (**સં.**) કિરણ; કર.

**અંશુમાન**, પુ. (**સં.**) સૂર્ય; સૂરજ.

**અંશુમાલી**, પુ. (**સં.**) સૂર્ય; કિરણની માળાવાળો.

**અંહુ**, અ. દુ:ખનો, ક્રોધનો, અને રીસનો ઉદ્‌ગાર

---

## આ

**આ**, પુ૦ (**સં. आ**) ગુજરાતી મૂળાક્ષરોમાંનો બીજો સ્વર. (૨) અલ્પતા, વિસ્તાર, પાસેપણું, મર્યાદા વગેરે દેખાડનારો ઉપસર્ગ. (૩) ગત્યર્થવાળા ધાતુઓની આગળ આવતા 'આ' મૂળથી ઉલટો અર્થ બનાવે છે:-ગમ્=જવું. તેનું આગમ્=આવવું.

**આ**, સ૦ ( **સં. अयम्** ઉ૦ ) અમુકને દેખાડનારો જે શબ્દ તે. નજીકનું તે; બીજું કોઇ પણ નહિ પરંતુ અમુક એક જ તે. (૨) (વિ૦) પાસેનું.

**આઇ**, સ્ત્રી૦ ( **સં. आर्या** અને **મ૦ आई=મા, બા.** ) માતા; જનની. (૨) દેવી. (૩) સ૦ આ. ( પારસીઓ 'આ' ને બદલે આઇ-આય બોલે છે. ) ( ૪ ) નામકરણ પ્રત્યય:-શેઠ=શેઠાઇ.

**આઇજી**, સ્ત્રી૦ (**સં. आर्या** ) સાસુ; બાઇજી. ( વહુએ સાસુને માટે વાપરવાનો માનાર્થી શબ્દ. )

**આઇતવાર**, પુ૦ (**સં. आदित्य** =રવિ+**वार**=દિવસ ઉ. ) આદીતવાર; રવિવાર. [વગર મહેનતે મળેલું.

**આઇતું**, વિ. તૈયાર થએલું. (૨)

**આઈન**, પુ૦ ( **ફા૦** ) કાયદો; ધારો. (૨) આદર્શ; દર્પણ. (૩) સુંદર; સુશોભિત.

**આઇને અકબરી**, સ્ત્રી૦ (**ફા૦** આઇન-ઈ-અકબરી ) અકબર બાદશાહના ધારા અને નિયમો વગેરેનો રાજનીતિને લગતો અબુલફજલે બનાવેલો ગ્રંથ.

**આઇસ**, પુ૦ ( **અં૦** ) બરફ; હિમ; અતિશય ઠંડકથી અથવા કૃત્રિમ રીતે બંધાએલું પાણી.

**આઇસક્રીમ**, ન૦ (**અં૦**) બરફની ઠંડકથી દુધનો જમાવેલો અથવા મેવાના રસનો એક ખાવાલાયક ઠંડો પદાર્થ

**આઉ**, (હાઉ), પુ૦ કરડે એવો

જીવડો. જુઓ, ' અલ '. (૨) વિશેષણ કરનારો પ્રત્યય.

**આઉંસ,** જુઓ ઔંસ.

**આએપત,** ( અ યપત ), સ્ત્રી૦ (सं. आय=ઉત્પન્ન ) પેદાશ; કમાઈ; આવક

**આક,** પુ૦ (सं. अर्क) આકડો.

**આકએકલી, (આકેકેડી),** સ્ત્રી. એક જાતની રમત. ('એનેવેન' ને મળતી.)

**આકડી,** સ્ત્રી૦ એકજાતનો છોડ. આકડા કરતા એનો છોડ કંઈક નાજુક અને નાનો હોય છે. આકડી વરણાવવી=ત્રીજી-વારનું લગ્ન કરનારાઓને પ્રથમ આકડીની સાથે લગ્ન કરાવવાનો હિંદુઓમા રિવાજ છે. (એમ કહેવાય છે કે, ત્રીજી સ્ત્રીથી શ્રેય થતું નથી પરંતુ ચોથીથી શ્રેય થાય છે:–'ચોથી ચોક પૂરે'. તેથી ત્રીજું લગ્ન આકડી સાથેનું અને ચોથું પેલી ત્રીજીવારની કન્યા સાથેનું ગણાવાને આ લગ્નવિધિ કરાવવામાં આવે છે)

**આકડીઉં,** ન૦ આકડાનું રૂ; તુર. (૨) આકડાનું દૂધ એકઠું કરવાનું શીંગડું. (૩) વિ૦ આકડાનું; આકડાને લગતું.

**આકડો,** પુ૦ ( सं. अर्क ) એક જાતનો મોટાં પહોળાં પાનનો છોડવો. (એના પાન, ડાળી ને ફૂલ તોડતા દૂધ નીકળે છે. તેને સંભગોળ ફળ થાય છે અને તે ફાટતાં તેમાથી બીની સાથે લાગેલું ઘણુંજ સુંવાળું રૂ હવામાં ઊડે છે. એને તુર કહેવામા આવે છે.) આકડા વાવવા=કેકેઠકાણે વેર કરવું. આકડાના તુરની માફક ઊડી જવું= કશા લેખામાં નહિ ગણાતાં નાશ પામવું.

**આકર,** પુ૦ ( सं. ) ખાડો; ખાણ. (૨) જથ્થો; સમુદાય; સમૂહ.

**આકરેજ,** ન૦ (सं.) ખનિજ.

**આકરણ,**ન. ( सं.) ઘાંટો પાડીને બોલાવવું તે.

**આકરૂં,** વિ. ગરમ સ્વભાવનું; આકળું. (૨) ઉતાવળું ;અધીરૂં. (૩)મોંઘું. (૪) ભરડ; તીવ્ર. (૫) વધારે તપેલું. આકરે પડવું=સ.રે પડવું.

**આકર્ણ,** અ૦ કાન સુધી.

**આકર્ષ,** પુ ખેંચ; તાણ; આકર્ષણ. (૨) જુગટું; જુગાર. (૩) ધનુષ્યનો અભ્યાસ કરવો તે. (૪) કસોટી.

**આકર્ષક,** ત્રિ. ( सं. ) ખેંચાણ-કારક. (૨) મોહક; લોભાવે તેવું.

**આકર્ષણ,** ન. ( सं. आ+कर्ष= ખેંચવું–સંકોચવું. ઉ. ) ખેંચાણ. (૨) સંકોચ. (૩) ખેંચવાની શક્તિ. (૪) મોહક ગુણ; વશીકરણ. (૫) દરેક વસ્તુમાં ખેંચવાનો તથા ખેંચાવાનો ધર્મ રહેલો છે તે. (આના પાંચ ભેદ છે: ૧ ગુરુત્વાકર્ષણ, ૨ સ્નેહાકર્ષણ, ૩ રસાયનાકર્ષણ, ૪ લોહચુંબકાકર્ષણ, અને વિદ્યુતાકર્ષણ).

**આકર્ષણશકિત,** સ્ત્રી. (सं.) ખેંચવાની શક્તિ; કોઇપણ વસ્તુને પોતાની પાસે ખેંચી લેવાનું બળ.

**આકર્ષણી,**સ્ત્રી. (सं.) અંકોડી; આંકડીવાળી લાકડી.

**આકર્ષણું**, સ. ક્રિ. ખેંચવું.(૨) લલચાવવું; મોહ ઉપજાવવો. [લલચાવું.

**આકર્ષાવું**, સ. ક્રિ. ખેંચાવું;

**આકર્ષિત**, વિ. (સં.) ખેંચેલું. (૨) સંકોચાએલું (૩) લલચાએલું; મોહ પામેલું.

**આકલન**, ન. (સં. आ+कल् =બાંધવું, જાણવું ) ઇચ્છા કરવી. (૨) જાણવું; કળી જવું.

**આકલનશક્તિ**, સ્ત્રી૦ (સં.) કોઇ પણ વસ્તુને બાંધવાની શક્તિ; સંધટ્ટન શક્તિ.

**આકલિત**, વિ. (સં. નહિ કલિત તે અકલિત અને તેથી ઉલટું તે.)જણાએલું; કળવામાં આવેલું. (૨) ફેંકાએલું. (૩) અંદર આવી ગએલું.

**આકલ્પ**, અ. એક કલ્પ સુધી. (ચાર યુગ મળીને એક કલ્પ થાય છે.)

**આકષ**, પુ. (સં.) કસોટી;નિકષ.

**આકસઆકસ**, ન. આ કે અમે તે; કાચું કોરૂં.

**આકસ્મિક**, વિ૦ (સં.) અચાનક; એકાએક. (૨) ઓચીંતું; અણધાર્યું.

**આકળવિકળ**,વિ. (સં. आकुल व्याकुल ઇ૦ ) આકળું; ગુસ્સાથી તપી ગએલું ( ૨ ) બાવરૂં; ગભરાએલું. (૩) તલપાપડ થઇ રહેલું.

**આકળાશ**, સ્ત્રી. આકળાપણું. (૨) ગભરાટ. (૩) અધીરાઇ.

**આકળું**, વિ. ગરમ સ્વભાવનું; ગુસ્સે થઇ જાય એવું. (૨) અધીરૂં; ઉતાવળું. (૩) ગભરાએલું. [ (૨) સંપૂર્ણ.

**આકંઠ**, વિ. (સં.) ગળા સુધી.

**આકંપિત** (આકમ્પિત), વિ (સં.) કાંપતું; ધ્રુજતું

**આકાડોડી**, (આકડેડી), સ્ત્રી. આકડાનું આકોલીઉં કે ડુંડવું.

**આકાર**, પુ. (સં. आ+कृ=કરવું ઇ૦) અમુક અમુક મર્યાદાથી બનેલું સ્વરૂપ; આકૃતિ. (૨) વર્તુલાદિ આકૃતિ ( ભૂમિતિમાં); રેખાસ્વરૂપ.(૩) શુમાર.(૪)લક્ષણ; નિશાની. (૫) જમાબંધીનો દર.

**આકારણી**, સ્ત્રી (સં.) વસ્તુની કિંમત આંકવી તે; આંકણી; મોજણી જમાબંધી. (૨) આંક પાડવાનું વતરણું.

**આકારવું**, સ. ક્રિ.(સં. आ+कृ= કરવું ઇ.) દર ઠરાવવો; આંક બાંધવો. (૨) નિશાની કરવી. (૩) નામે લખવું.

**આકાશ**, ન. (સં. आ+काश= પ્રકાશવું ઇ.) આભ; વ્યોમ.(૨)પોલાણ; ખાલી જગા. આકાશ ચડી આવવું=ઉપરા ઉપર દુ:ખ પડવાં. આકાશ પાતાળ એક કરવાં=અત્યંત શ્રમ લેવો. આકાશપાતાળ એક થઇ જવાં=ગજબ ગુજરવો. આકાશ હેઠું આવવું=અશક્ય કાર્ય સિદ્ધ થવું. આકાશના તારા માગવા= અશક્ય વસ્તુ માગવી. આકાશ કુસુમ= મિથ્યા વાત. આકાશમાં અડવું=બહુ ઉંચું

થવું. આકાશ સાથે વાતો કરવી=બહુ ઊંચું થવું. (૨) મોટી મોટી આશાઓ રાખવી. આકાશમાં ઊડવું=ફુલાવું. આકાશમાં ચડાવવું=વખાણીને ફુલાવવું. આકાશમાં ચંદરવો બાંધવો=મોટી કીર્તિ મેળવવી.

**આકાશકક્ષા**, સ્ત્રી. (સં.)આકાશચક્ર; ક્ષિતિજ ઉપર દેખાતી ગોળાકૃતિ.

**આકાશગમન**, ન. (સં.)આકાશમાં જવું તે. (૨) આકાશમાં ઊડવું-ફરવું તે.

**આકાશગંગા**, સ્ત્રી.(સં.) રાત્રે આકાશમાં ઝીણી ઝીણી અનેક ચાંદરણીઓથી ભરપૂર જે લાંબો અને ચળકતો નદી જેવો પટ દેખાય છે તે; સ્વર્ગસરિતા.

**આકાશગામી**, વિ.( सं. गम्=જવું.)આકાશમાં જવાને શક્તિમાન હોયતેવું.

**આકાશચકલી**, સ્ત્રી. બહુ ઊંચે ચડવાથી નાની ચકલી જેવો લાગતો ખેલાડી.(૨) બહુજ ઉંચા થાંભલા ઉપર ચડવાની એક રમત.(૩)ચકલી જેવી લાગતી બીજી હરકોઇ વસ્તુ.

**આકાશદીપ**, (દીવો), પુ. (સં.) આકાશમાં ઉંચાઇએ લટકાવેલો દીવો.

**આકાશપંથ**,પુ.(સં.)ગગનમાર્ગ.

**આકાશભાષણ**, ન. (સં.) ઈશ્વરને ઉદ્દેશીને ઊંચું જોઇ જે ભાષણ કરવામાં આવે તે. [ગગનમંડળ.

**આકાશમંડળ**, ન. ( સં. )

**આકાશમાર્ગ**, પુ. ( સં. ) સ્વર્ગમાં જવાનો માર્ગ.

**આકાશમુનિ**, પુ. ઊંટ. (૨) ઉંચું ને ઊંચું મુખ રાખી તપ તપનાર.

**આકાશયાન**, ન. (સં.)વિમાન; આકાશમાં અદ્ધર ચાલી શકે એવું વાહન.

**આકાશવલ્લી**, સ્ત્રી. ( સં. ) અમરવેલ. ( ઝાડ ઉપર પીળા તંતુઓવાળી પાન વગરની એક વેલ થાય છે તે.)

**આકાશવાણી**, સ્ત્રી. (સં.) આકાશમાંથી જે વાણી સંભળાય તે;દેવવાણી.

**આકાશવાસી**, વિ. ( सं.+आकाश+वस्=રહેવું ઉ० वासिन्) આકાશમાં રહેનાર; દેવલોક.

**આકાશવૃત્તિ**, સ્ત્રી. (સં.) દૈવવૃત્તિ; જેનો આકાશ ઉપર આધાર છે એવી વૃત્તિ. (૨) નિયમિત કે ચોક્સ આવક ન હોય તે.(૩) વિ. વરસાદના થવા ઉપર જેના જીવનનો આધાર હોય એવું. (૪) ઈશ્વર જે કંઇ મેળવી આપે તેના આધાર ઉપર આજીવિકા ચલાવનાર.

**આકાશવેલ**, સ્ત્રી. અમરવેલ.

**આકાશસ્થ**, વિ. (સં.) આકાશમાં રહેલું.

**આકાશસ્ફટિક**, પુ.(સં.) કરા.

**આકાશી**, વિ. (સં.) આકાશનું. (૨) આકાશમાં રહેનાર.

**આકાશીઆ**, વિ. ઘઉંની એક જાત. (૨) પાણી પાયા વગરનું થએલું અન્ન.

**આકાશીઉં**, વિ. આકાશ ઉપર આધાર રાખનારું; વરસાદ ઉપર જેના પાકનો આધાર હોય એવું.

**આકાંક્ષા**, (આકાઙ્ક્ષા), સ્ત્રી. (સં. आ+काङ्क्ष्=ઇચ્છવું) ઇચ્છા; મરજી. (૨) આશા; ઉમેદ.

**આકાંક્ષિત**, વિ. (સં.) ઇચ્છિત; જેની આકાંક્ષા હોય તે.

**આકીન**, ન. (અ. यकीन ઉ.) વિશ્વાસ; ભરોસો; આસ્થા; ભાવ.

**આકીનદાર**, વિ. (આ० फा० दार=વાળું) આકીનવાળું; વિશ્વાસુ. (૨) આસ્થાવાન; ભાવિક [વ્યાપ્ત; ભરેલું.

**આકીર્ણ**, વિ. (સં.) સંકુલ. (૨)

**આકુત**, ન. (સં. आकुत=અભિપ્રાય) અભિપ્રાય (૨) ખબર. (૩) વિ. સ્થૂલ; અતિશય જાડું (માણસ).

**આકુતી**, સ્ત્રી. (આ० याकुत=માણેક ઉ.) જેમાં યાકૂત-માણેકનો ઉપયોગ કરેલો હોય એવી બળ આપનારી વસ્તુ.

**આકુળ**, વિ. (સં. आकुल ઉ.) ગભરાએલું. (૨) આતુર; ઉત્સુક. (૩) પીડિત. [ગભરાએલું.

**આકુળવ્યાકુળ**, વિ. (સં.) ખુબ

**આકુંચન**, ન. (સં.) સંકડાઇ જવું તે; સંકોચ

**આકુંઠિત**, વિ. (સં.) જેનું ગળું બંધ થઈ ગએલું છે એવું; વાદવિવાદમાં હારી ગએલું. (૨) મૌન; લજ્જિત. (૩) બુઠ્ઠાઈ ગયેલું; ધાર વગરનું.

**આકૃતિ**, સ્ત્રી. (સં. आ+कृ=કરવું ઉ.) આકાર; ઘાટ. (૨) મૂર્તિ; ચેરો. (૩) અમુક જાતનો રેખાકાર. (ભૂમિતિમાં)

**આકૃષ્ટ**, વિ. (સં.) ખેંચેલું.

**આકેબત**, સ્ત્રી. (आ०) અંત; છેડો. (૨) ભાવિ. [ધંદો; ધારો; નિયમ.

**આકટ**, (ઍક્ટ), પુ. (अं०) કા-

**આકટિંગ**, વિ. (अं. ઍક્ટિંગ) થોડો વખત કોઇને ઠેકાણે કામ કરનાર; થોડી મુદત માટે; કામચલાઉ.

**આક્રમ**, પુ. (સં.) પરાક્રમ. (૨) ચડવું. (૩) પગરણ. (૪) આગ્રહ. (૫) વ્યાપ્તિ. (૬) ધોરણસર ચાલવાનો માર્ગ.

**આક્રમણ**, ન. (સં.) ચડાઈ, સવારી; ઉપર થઇ જવું તે. (૨) પરાક્રમ.

**આક્રંદ**, ન. (સં. आ+क्रन्द्=રોવું ઉ) વિલાપ; રોવું તે. (૨) ઘણા જોરથી બૂમ પાડીને રડવું તે; કકળાણ.

**આક્રાંત**, વિ. (સં.) આક્રમણ કરાએલું. (૨) ઘેરેલું. (૩) વશ કરાએલું.

**આક્રોશ** પુ. (સં.) આક્ષેપ; શાપ. (૨) નિંદા; ગાળ. (૩) ઠપકો.

**આક્ષિપ્ત**, વિ (સં. आ+क्षिप्=નાખવું ઉ०) નાખેલું; ફેંકેલું; અડચણ કરેલું.

**આક્ષેપ**, પુ. (સં.) મન્યા રહેવું તે; અભ્યાસ. (૨) ખેંચવું તે. (૩) વાંધો ભતાવી હુમલો કરવો તે.

**આક્ષેપક**, પુ. (સં.) આક્ષેપ કરનાર. (૨) મથ્યો રહેનાર; હુમલો કરનાર; અપવાદ દેનાર.

**આક્સિજન**, પુ. (અં. ઓક્સિજન) પ્રાણવાયુ; જેનાવડે પ્રાણીઓ જીવે છે તે હવા.

**આખડવું**, અ.ક્રિ. ઠોકર ખાવી; ઠેસ વાગવી; પડી જવું. (૨) ઠોકરો ખાતા હીંડવું. (૩) અથડાઈ પડવું. (૪) ફર્યા કરવું. (૫) ભમવું; લટકવું.

**આખડી**, સ્ત્રી. માનતા; બાધા.

**આખડીઉં**, ન. ઠોકર ખાઇને પડી જવું તે.

**આખડીપડવું**, અ. ક્રિ. ઠોકર ખાઇને પડવું.(૨) ધંધામાં નુકસાન પામી પાછા પડવું. (૩) લડી પડવું.

**આખર**, સ્ત્રી. (આ. આખિર=અંત) છેડો; સમાપ્તિ. (૨) મરણસમય. (૩) અ. છેલ્લે; છેવટે.

**આખરમોસમ**, સ્ત્રી. મોસમનો પાછલો ભાગ. (૨) આખર સાલ. (૩) જીંદગીનો છેવટનો ભાગ.

**આખરવું**, સ. ક્રિ. મેળવવું.

**આખરસાલ**, સ્ત્રી. સાલની અ-ખર. (૨) મરણનો વખત.

**આખરે**, અ. અંતે; છેવટે.(૨) નહિ ચાલે; જરૂર પડવે; નિરુપાયે.

**આખલીઉં**, ન. નાનો આખલો; નાનો બળદ.

**આખલો**, પુ. (સં. અ=નહિ+ક્ષત=કપાએલું ઉ.) સાંઢ; ગોધો; જેને ખસી ન કર્યો હોય એવો વાછરડો-બળદ.

**આખવું**, સ. ક્રિ. (આખ્યાન કરવું ઉ. ) કહેવું. [વાની જગા.

**આખળી**, સ્ત્રી. પત્થર ઘડ-

**આખળીઓ**, પુ. આડણી; જેની ઉપર રોટલી વણવામાં આવે છે તે.

**આખા**, પુ. નહિ ભાંગેલા દાણા. (૨) માથેથી દાણા ઉતારવા તે.

**આખાખાઉ**, ત્રિ. લોભીઓ; એકદમ ઘણું ખાવાની લાલચ રાખનાર. (૨) આળસુ.

**આખાખાચો**, ઉપલો શબ્દ જુઓ.

**આખાડ**, પુ ( સં. आषाढ ) જુઓ અસાડ. [ ધુતારો.

**આખાડભૂતિ**, પુ. ધર્મઢોંગી;

**આખાડો**, પુ. મોટો ખાડો.(૨) અખાડો. (૩) વિ. અસાડ મહિનાનો.

**આખીઉ**, ન. ચામડાની પખાલનું ઉપલું મોઢું.

**આખું**, ત્રિ. (સં. अक्षत ઉપરથી) તોડેલું નહિ એવું; સળંગ; સઘળું ; પૂર્ણ; પુરૂં. આખા હાડકાનું=આળસુ. આખી અણીએ=વગર હરકતે. આખો દહાડો નાગો ફરે ને નાહતી વેળાએ પડદો ધરે= અગત્યની બાબતને લેખવે નહિ અને નજીવી બાબત ઉપર બહુ ધ્યાન આપે. આખો બાકડો ખાવો =એકદમ પુષ્કળની. ઇચ્છા કરવી. આખું કોળું શાકમાં ન

જાય=ખુલ્લી બાબત ભૂલાય બનાણમાં જાય નહિ. આખી રાત દળી દળીને કુલડીમાં વાળ્યું=ડુંગર ખોદી ઉંદર કાઢવા જેવું કર્યું. આખી રાત રોઇ ત્યારે એક ડોશી મોઇ=નકામો મોટો આડંબર કર્યો.

આખુ, પુ. ઉંદર.

આખુંકણી, સ્ત્રી. ઉંદરીઉં.

આખુંજી, પુ. (ગ્રા. આખુન્=મહેતાજી ) મહેતાજી; ઉસ્તાદ; શિખવનાર (૨) કામ કરવું નહિ અને ખાવાને તૈયાર એવો જે માણસ તે.

આખુંપાખું, વિ. આખું હોય તેવું; અધકચરૂં. [નહિ ભાંગેલું.

આખુંભાંગ્યું, વિ. અધકચરૂં;

આખેટ, પુ. (સં.) શિકાર.

આખેટક, પુ. (સં.) શિકારી. (૨) પારધી. (૩) કુતરો.

આખેપ, પુ. મહાવરો; ટેવ.

આખેર, સ્ત્રી. આખર. (૨) અ. છેવટે; અંતે. [ ફરીને.

આખોઘડી, વિ. વારંવાર; ફરી

આખ્યા, સ્ત્રી. (સં.) પ્રસિદ્ધિ; ખ્યાતિ. (૨) ગુણકર્મ ઉપરથી પડેલું નામ; અવટંક. (૩) લોકવાયકા; અફવા.

આખ્યાત, વિ. ( સં. ) કહેલું.

આખ્યાન, ન. (સં.આ+ख्या=કહેવું. ઉ.)કથા; વખાણ; વર્ણન; હેવાલ.

આખ્યાયક, પુ. (સં.)કહેનાર. (૨) દૂત. (૩) વ્યાસ; આખ્યાન કરનાર.

આખ્યાયિકા, સ્ત્રી. (સં.)કથા; વાર્તા (૨) કવિતાનો એક રાગ. (૩) વંશાવળીવર્ણન.

આગ, સ્ત્રી. (સં. अग्नि ઉ.) અગ્નિ. (૨) લાય (૩) ગરમી. (૪)બળતરા. (૫) આવેશ (૬) ક્રોધ; દ્વેષ. (૭) આંચ. (૮) રોશની. આગ ઊઠવી=આગ ફાટી નીકળવી. (૨) દાઝયા જેવી બળતરા થવી. (૩) રીસ ચડવી (૪) પાણી ફરવું; વ્યર્થ જવું. આગ ફાકવી=ક્રોધ કરવો. (૨) દ્વેષથી બળી જવું. આગ બળવી=બળતરા થવી. (૨) દેવતા સળગવો. આગ મૂકવી=અગ્નિસંસ્કાર કરવો. (૨) નિરપેક્ષતા બતાવવી. (૩) ધિક્કારી કાઢવું. આગ લગાડવી=બાળી મૂકવું. (૨) કજીઓ કરાવવો. આગ લાગવી=લાય થવી. (૨) અદેખાઇ આવવી. (૩) રીસ ચડવી. (૪)અણીની વેળા આવવી. (૫) એકદમ ભાવનું ચડી જવું, કિંવા ઉતરી જવું. આગ વરસવી=સખત તડકો પડવો. (૨) ક્રોધથી આંખો લાલચૂમ થઇ જવી. (૩) અદેખાઇ આવવી. કહે૦ આગ લાગે ત્યારે કુવો ખોદાવવો=વખત વીતી ગયા પછી કાર્ય કરવું.

આગ, પુ. ( સં. आगमन ઉ.) આવવું તે. (૨)આવવા જવાનો વહેવાર.

આગઇ, અ. આગળ; પાસે.

આગગાડી, સ્ત્રી. આગથી પાણીની વરાળ થઇ તેને જોરે ચાલતી ગાડી; રેલગાડી; અગ્નિરથ.

**આગત**, વિ. (**સં. આ+ગમ્**=જવું. ઉ.) આવેલું (૨) મેળવેલું. (૩) જાણેલું.

**આગતસ્વાગત**, ન. (સં.) ઘેર આવતા પરોણાને આવકાર આપવો અને તેની સારી રીતે બરદાસ્ત કરવી તે; પરોણાચાકરી

**આગતાસ્વાગતા**, સ્ત્રી. (સં.) પરોણાચાકરી; અતિથિસત્કાર; સરભરા.

**આગદાન**, ન. (આગ+**ફા. દાન**) દેવતાનું વાસણ; આગીઉં. (૨) (**સં. દાન**=પુણ્ય ઉ.) પુણ્યાર્થે અગ્નિસંસ્કાર કરવો તે.

**આગબોટ**, સ્ત્રી. (આગ=અગ્નિ+અં. બોટ=હોડી.) વરાળને જોરે પાણીમાં ચાલનારૂં વહાણ. (સ્ટીમર.)

**આગમ**, પુ. (સં.) શાસ્ત્ર. (૨) સામવેદ. (૩) સ્મૃતિઓ. (૪) મંત્રશાસ્ત્ર. (૫) આરંભ. (૬) આવવું તે (૭) પુરાણામાં મુકાય એવો લેખ.

**આગમચ-જ**, અ. આગળથી; પહેલેથી; અગાઉથી.

**આગમણ**, સ્ત્રી. ચૂલાનો આગલો ભાગ. (૨) શક્તિ; તાકાત.

**આગમન**, ન. (સં.) આવવું તે. (ગમનથી ઉલટું.)

[ વેદ.

**આગમનિગમ**, ન. (સં. શાસ્ત્રો;

**આગમનિર્ગમ**, પુ. (સં.) આરંભ અને અંત; કાર્ય અને કારણ. (૨) આવવું અને જવું તે.

**આગમરહિત**, વિ. લેખવિનાનું. (૨) જેને શાસ્ત્ર નથી એવું.

**આગમવું**, અ. ક્રિ. મરણીઆ થવું; મોટું સાહસ ખેડવું; આદરવું.

**આગમાપાયી**, વિ. (સં.) આવે ને જાય એવું; ઉત્પન્ન થાય ને નાશ પામે એવું

**આગમાણું**, ન. દાળ અને ભાત.

**આગમું**, જુઓ આમગું.

**આગરણ**, સ્ત્રી. કોડ; લુહારની ચૂલ. (૨) ખલાસણ. (ખલાસી કોમની સ્ત્રી.)

**આગરવું**, સ. ક્રિ. સમાન અંતરે દોરીઓ પાથરવી; ચારના ભારાના બંધ બાંધવા.

**આગરૂં**, ન. મુખમાંથી દુર્ગંધ નીકળ્યા કરવી તે. (૨) આડીના જેવું લાકડું

**આગરો**, પુ. તંગીનો વખત.

**આગલું**, વિ. (સં. अग्रतः ઉ.) પહેલાંનું. (૨) મુખ્ય; બહાર પડતું.

**આગવું**, વિ. (સં. अग्र ઉ.) જેમાં બીજાનો ભાગલાગ ન હોય એવું; પોતાનું; ખાસ.

**આગવો**, પુ. (સં. अग्रतः ઉ. પ્રા० अग्गऊ ઉ. આગેવાન નેતા. (૨) માર્ગ બતાવનારો.

**આગસ્ટ**, પુ. (અં.) ખ્રિસ્તી વર્ષનો આઠમો મહીનો. (તેના દિ. ૩૧ હોય છે.)

**આગળ**, અ. ગએલા વખતમાં; અગાઉ. (૨) પહેલેથી. (૩) પાસે; કને.(૪) સામે. (૫) પ્રથમ; બહાર; મુખી તરીકે. આગળ દોડવું=સાહસ કરવું. આગળ થવું =મૂકીને જવું આગળ આવવું=પ્રસિદ્ધ થવું.

**આગળપાછળ**, અ. આગળ અને પછવાડે; બધી બાજુએ; આસપાસ. (૨) ગયા અને આવતા કાળ પ્રમાણે.(૩) લાગતુવળગતુ હોય તે પ્રમાણે.

**આગળી**, સ્ત્રી. બારણું ઉઘાડવાની ઉલાળી. (૨) મલમ ચોપડેલી પટ્ટી.

**આગળીઓ**, પુ. ઉલાળો; આગળો.

**આગળું**, વિ. ચડિઆતું; શ્રેષ્ઠ.

**આગળો**, પુ. આગળીઓ; ઉલાળો.

**આગંતુક**,વિ (સં.आ+गम् ઉ.) આવી ચડેલું; આવતું જતું હોય એવું (૨) ના. આવી ચડેલું માણસ; અતિથિ.

**આગા**, પુ. (फा. આગા=ગૃહસ્થ) ગૃહસ્થ; શેઠ. [ ધર્મ ગુરૂ.

**આગાખાન**, પુ. ખોજાઓના

**આગાખાની**,સ્ત્રી.આગાખાનનો ધર્મ માનનાર. (૨) જમદાની. (૩) એક જાતનું ફુલેવર મુલાયમ ઝીણું સુતરાઉ કપડું. [આવવાનું હોય તે.

**આગામિક**, વિ. જે (માણસ)

**આગામી**, વિ. (સં.) હવે પછી આવનારૂં. (૨) ભવિષ્યમાં આવનાર.

**આગાર**, પુ. (સં.) મહેલ; મકાન. (૨) રહેવાની જગા. (૩) છૂટ; મોકળાપણું.

**આગાહી**, સ્ત્રી. (फा.) ભવિષ્યવાણી. (૨) ધારણા.

**આગીઆખડક**, પુ. બળતા પહાડ; જ્વાળામુખી પર્વતો.

**આગીઉં**, ન. આગ રાખવાનું વાસણ; આગદાન. (૨) વિ. ગરમ મિજાજનું; આકરૂં.

**આગીઓ**, પુ ખદ્યોત; ચોમાસાના દિવસોમા થતો ઊડતો કીડો. (૨) જેનો સ્પર્શ થતાં આગ બળે એવો છોડ (૩)જેનાથી આગ પ્રકટે એવો એક વીર-વૈતાલ. (૪) એક જાતની બહુજ ચોળી જાર. (૫) જારને થતો એક જાતનો રોગ.

**આગીદુગી**, સ્ત્રી. (म.) ખોડખાંપણ; ભૂલચૂક.

**આગુવો**, પુ. આગેવાન; અગ્રેસર. (૨) રસ્તો દેખાડનાર; ભોમીઓ.

**આગે**, અ. અગાઉ; અસલના વખતમાં. (૨) પાસે. (૩) પહેલાં તો.

**આગેતરૂં**, વિ. પહેલાં વાવેલું; આગતર; આગોતરું.

**આગેવાન**,વિ. આગળ પડનાર; અગ્રેસર; (૨) સરદાર; નેતા. [તે.

**આગેવાની**, સ્ત્રી. આગળ પડવું

**આગોતર**, વિ. (સં. अग्रतर ઉ.) પહેલાંનું; શરૂઆતનું.

**આગોપીછો**, પુ. અંગરખાનો આગલો તથા પાછલો ભાગ. [સંબધી

**આગ્નેય**, વિ. (**સં.**) અગ્નિકોણ

**આગ્નેયાસ્ત્ર**, ન. (**સં.**) અગ્નિવડે જેનો ઉપયોગ થાય છે એવાં હથિઆરો; દારૂગોળો.

**આગ્રહ**, પુ. ( **સં.** ) મનમાં આણ્યું તે કરવુંજ એવી વૃત્તિ; હઠ. (૨) અતિશય કાલાવાલા કરવા તે. (૩) અવશ્યતા. (૪) કૃપા.

**આગ્રહી**, વિ. આગ્રહવાળું; આગ્રહ કરનારૂં. (૨) મમતી; અડીઅલ.

**આઘડું**, વિ. આઘું; દૂર; છેટે. (૨) અ. ભલે–ઝાને. (ઉપેક્ષા બતાવતાં વપરાય છે.)

**આઘાત**, પુ. (**સં. आ+हन्=** હણવું. ઉ.) શબ્દ થાય એમ અફળાવું તે; ફટકો; ઝપાટો. (૨) અથડાટ. (૩) વધ. (૪) પ્રહાર; ઝટકો.

**આઘુડો**, પુ. છોકરાઓની એક જાતની રમત.

**આઘું**,વિ. (**સં आ+घ्राण=**લેવાય તેવું ઉ.) ન લેવાય એવું; છેટે હોય તેવું. આઘું ઓઢવું=લાજ કાઢવી. આઘું કરવું =વાસવું; તજી દેવું. આઘા જઇને પાછા પડવું=બહુ મહેનત કરીને થાકી જવું. આઘુંપાછું કરવું=સંતાડવું; છુપાવવું. (૨) ચાડીચુંગલી કરવી. આઘુંપાછું જોવું= ચારે તરફનો વિચાર કરીને વર્તવું.આઘું રહેવું=સંબંધ નહિ રાખવો. આઘું બેસવું=સ્ત્રીએ રજસ્વલા થવું. (૨) ધંધામાથી નીકળી જવું. [ભમવું; ઘૂમવું.

**આઘૂર્ણ**, વિ. ( **સં.** ) ફરતું;

**આઘૂર્ણમાન**, વિ. (**સં.**)ચક્કરચક્કર ફરવું; હાલવું; ભમાવી નાખેલું.

**આઘે**, અ. દૂર; છેટે; વેગળે.

**આઘેરૂં**, વિ. આઘું; દૂરનું.

**આચકવું**, સ. ક્રિ. (**સં. आ+ कृष**=ખેંચવું ઉ.) આંચકો મારીને લઇ લેવું; ખેંચવું (૨) માથે લેવું.

**આચકી**, સ્ત્રી. તાણ આવવી તે; તાણ; ખેંચ; વાઈ આવવી તે. (૨) હલકો–ધીમો ધક્કો.

**આચકીલેવું**, સ. ક્રિ. બળથી પડાવી લેવું; ધક્કો મારીને લઇ લેવું; ઝુંટવી લેવું.

**આચકો**, પુ. કોઇ જાતના બળનો ધક્કો લાગવાથી પડવા જેવું થવું તે; ધક્કો; હડસેલો. (૨) પાછા પડવું તે.(૩) ખોટ; નુકસાન. (૪) ધ્રાસકો. (૫) હેલો; ઝોક. આચકો ખાવો=ખમચાવું; અટકવું.

**આચમન**, ન. (**સં. आ+चम्=** પીવું. ઉ.) જમણી હથેળીમાં થોડું પાણી લઈ પીજવું તે. આચમન મૂકવું=નિયમ કરવો. (૨) દાનમાં આપી દેવું. (૩) તજી દેવું. [ લેવાય એવી ચમચી.

**આચમની**, સ્ત્રી. થોડું પાણી

**આચરકુચર**, (આચરકુચલ),

વિ. પરચુરણ ખાવાનું-સરસામાન વગેરે; હાચુ કોરું.

**આચરણ**, ન. (સં. आ+चर्=જવું ઉ.) વર્તણુક; ચાલ; રીતભાત. (૨) ચરિત્ર; લક્ષણ. (૩) વ્યવહાર; રીત

**આચરવું**, સ. ક્રિ. (સં. आ+चर्=જવું ઉ.) વર્તવું; પાળવું; નિયમિત રીતે અમુક કાર્ય કર્યે જવું.

**આચાર**, પુ. ( સં. ) રીતભાત.

**આચારજ**, પુ. (સં. आचार्य ) આચાર્ય; મુખ્ય શિક્ષાગુરુ. (૨) બ્રાહ્મણની એક નાત.

**આચારજી**, પુ. (સં.) માનવંતો આચાર્ય; વડો ધર્મોપદેશક; વડો શિક્ષક.

**આચારભ્રષ્ટ**, વિ. (સં. भ्रंश्=પડવું ઉ. भ्रष्ट=પાડેલું) આચારથી ભ્રષ્ટ થએલું; શિષ્ટ સંપ્રદાયની વિરુદ્ધ વર્તનારું; પતિત થએલું.

**આચારવિચાર**, પુ. (સં. आ+चर् અને वि+चर=ચાલવું. ઉ.) શરીરથી ક્રિયા કરવી તે આચાર અને મનથી વર્તન કરવું તે વિચાર; શાસ્ત્ર પ્રમાણે વર્તવું તે; રીતભાત; વિવેક; શિષ્ટ-પરંપરા.

**આચારી**, ( સં. आचार+ई= વાળુ ] આચાર પાળનારું.

**આચાર્ય**, પુ. (સં. आ+चर् ઉ.) ધર્મ-સંપ્રદાય પ્રવર્તક; અમુક મત ચલાવનાર. (૨)વેદ-ધર્મશાસ્ત્ર વગેરે ભણાવનાર. (૩) શિક્ષક. (૪)કર્મ કરાવનાર. (૫) વિદ્વાન; બોધ કરનાર.

**આચ્છાદન**, ન. (સં. आ+छद्= ઢાંકવું ) ઢાંકણ; ચ દરવો; છાપરું; ચાદર, વસ્ત્ર વગેરે. (૨) સંતાડવું તે.

**આચ્છાદિત**,વિ.(સં.) ઢંકાએલું.

**આછ**,સ્ત્રી.છાશનુ પાણી.(૨)ખોટ.

**આછકલાઈ**, સ્ત્રી. (છાવું=છલકાઇ જવું.) મોટાઈ બતાવવી તે; છલકાઇ જવું તે; હલકાઇ; અવિવેક

**આછુંઅદામો**,વિ.ખુલ્લું બદામી.

**આછુંભુરું**, વિ. સહેજ ભુરૂં.

**આછેરું**, વિ. આછું. [ એવું.

**આછોતરું**,વિ.ઘણુંજ ઓછું હોય

**આજ**, અ. ( સં. अद्य ઉ. प्रा. अज्ज=આજ ) જે દિવસને વિષે બોલવા કે લખવામાં આવતું હોય તેજ દિવસ. આજકાલ=થોડા વખતમાં. આજકાલ કરવી=વાયદા કરવા; ઉડાવવું. આજની ઘડી=આ પ્રસંગ. આજની ઘડી કાલનો દહાડો=ગયું તે ગયું, આવવાનુંજ નહિ.

**આજકાલ**, અ. હમણાં. (૨) થોડાજ વખતમાં. આજકાલનો જોગી ને ઘુંટણ સામી જટા=વસ્તુ નાની અને ડોળદમામ બહુ.

**આજકાલનું**, વિ. થોડાજ વખત ઉપરનું; નવુંજ થએલું; હમણાંનું; અર્વાચીન. (૨) નાનું. (૩) અણસમજુ.

**આજન્મ**, અ. (સં. आ=આરંભથી+जन्=જનમવું ઉપરથી जन्म) જન્મથી માંડીને મરણ પર્યંત.

**આજન્માંત**, અ. જન્મથી માંડીને મરણ સુધી; આખા જીવનપર્યંત.

**આજપછી**, અ. હવે પછી.

**આજપર્યંત**, અ. આજ લગી.

**આજમ**, વિ. ( आ. આઝમ ) માનવંતું; મોટું.

**આજલગી**, અ. આજ સુધી.

**આજસુધી**, અ. આજલગી.

**આજાદ**, વિ. ( फा. आज़ाद् ) છૂટું; બંધનરહિત. [જુઓ આજાનુબાહુ.

**આજાનબાહુ**, જુઓ આજા-

**આજાનુ**, વિ. ઢીંચણ સુધીનું.

**આજાનુબાહુ**, વિ. ( सं. आ+जानु=ઢીંચણ ) જેના હાથ ઢીંચણે અડે એટલા લાંબા હોય તે. ( હિંદુ નજરે ભાગ્યશાળી ગણાય છે.) (૨) યુધિષ્ઠિર.

**આજાર**, પુ.(फा आज़ार=રોગ) રોગ; વિકાર. (૨) ઉપદ્રવ.

**આજારી**, વિ. ( फा. )માંદું.(૨) અનુરાગપીડિત. (૩) દુઃખી.

**આજીજી**, સ્ત્રી. (आ.) आजिज़ =નિરાધાર) કાલાવાલા; કાકલુદી; વિનંતિ.

**આજીવિકા**, સ્ત્રી. (सं.) ભરણપોષણ થાય એવી વૃત્તિ; ગુજરાન.

**આજુકું**, વિ. આજનું. [ચોમેર.

**આજુબાજુ**, અ. આસપાસ;

**આજુબાજુએ**, અ. ચારે તરફ; આસપાસ; સઘળે. (૨) કોરે; છેટે. આજુબાજુએ જોઈને કામ કરવું=બધી તરફની સ્થિતિનો વિચાર કરીને વર્તવું.

**આજે**, અ. ( सं. अद्य ઉ. ) આજ; ચાલતે સમયે; હમણાં.

**આજો**, પુ ( सं. आर्य ઉ.) માનો બાપ; દાદો. [ઔષધિ-દવા.

**આજોકાજો**, પુ. એક જાતની

**આજોપડવો**, પુ. માના બાપનું શ્રાદ્ધ કરવાનો આસો સુદ એકમનો દિવસ.

**આજ્ઞા**, ( सं. आ+ज्ञा=જાણવું ઉ. ) આદેશ; હુકમ; ફરમાન; પરવાનગી. આજ્ઞા માગવી-લેવી=રજા લેવી. આજ્ઞા પાળવી--માનવી=તાબે રહેવું. [જ્ઞાંકિત.

**આજ્ઞાકારી**, વિ. તાબેદાર; આ-

**આજ્ય**, ન. (सं.) ઘી; તૂપ.

**આજ્ઞાધારક**,વિ.(सं आज्ञा+धृ =ધારણ કરવું ઉ ) આજ્ઞાને ધારણ કરનાર.

**આજ્ઞાનુયાયી**, વિ. (सं. आ+ज्ञा+अनु+या=પાછળ જવું ) આજ્ઞા પ્રમાણે કરનાર; આજ્ઞાને અનુસરનાર.

**આજ્ઞાનુસારી**, વિ.(आज्ञा+अनु+सृ=પાછળ જવું ) આજ્ઞાને અનુસરનાર. [આપનાર.

**આજ્ઞાપક**, વિ. ( सं. ) આજ્ઞા

**આજ્ઞાપત્ર**, ન.( सं.) પરવાનો; સનંદ. [ફરમાન.

**આજ્ઞાપન**, પુ. ( सं. ) હુકમ;

**આજ્ઞાપાલક**, વિ. (सं.) આજ્ઞા પાળનાર; તાબેદાર.

**આજ્ઞાભંગ**, પુ. (સં.) આજ્ઞા તોડવી તે; નહિ માનવું તે.

**આજ્ઞાવર્તી**, ત્રિ. (સં.) આજ્ઞા પ્રમાણે વર્તનાર.

**આજ્ઞાંકિત**, વિ ( સં. आज्ञा+अंकित ) આજ્ઞાથી અંકિત થયેલું; આજ્ઞાને આધીન [નુકસાન.

**આઝા**, સ્ત્રી. ઇજા; હરકત;

**આઝો**, પુ વિશ્વાસ; શ્રદ્ધા.'(૨) હિંમત. [ઓખાણો.

**આટ**, સ્ત્રી. છાણાંની ગોઠવણ.

**આટપવું**, સ. ક્રિ. મકેલવું; પતાવવું. (૨) એકઠું કરી લેવું; સમેટી લેવું.

**આટલામાં**, અ. (સં. एतत्-एतावत् ઉપરથી ) વિસ્તાર, જથ્થો, મુદ્દત, લાંબું ટુંકું, થોડુંઘણું વગેરે રીતે હદ દર્શાવનારો અવ્યય.

**આટલું**, વિ. અમુક પરિમાણ, અમુક સંખ્યા કે અમુક મર્યાદા જેટલું.

**આટલુંબધું**, વિ. હદ ઉપરાંત; બહુ વધારે.

**આટવું**, અ. ક્રિ. કઠણ પદાર્થનું પાણીની સાથે ભળી જવું;મળવું;એકરસ થવું.

**આટાપાટા**, પુ. એક જાતની રમત. (૨) ચોંથરાં.

**આટાપાણી**,( આટોપાણી ), ન. આજીવિકા; ખોરાક; રોજી; કમાણી. (૨) નસીબ; ભાગ્ય.

**આટાર**, સ્ત્રી. રેતી; વેળુ.

**આટાલૂણ**, ન. ધૂળધાણી;નકામું જવું તે.

**આટીઆંપાટીઆં**, ન. આટીઆં=હાટીઆં અને પાટીઆ=પાટલા. 'આટીઆંપાટીઆં કરવા'=ખાવાનું વધેલું હોય તે ઢાંકી દેવું અને પાટલા વગેરે સાફસુફ કરીને ઠરાવવું. ( ૨ ) વડોદરા તરફ રમાતી એક રમત; સુરપાટી.

**આટીઉં**, ન. ઘંટીમાંથી લોટ વાળી લેવાનો કકડો.

**આટો**, પુ. અનાજને દળવાથી જે ઝીણો ભૂકો થાય છે તે; લોટ.(૨) છુંદો; ધાણ. આટો વાપરવો=જમણ કરવું. આટોપાણી=ખોરાક; આજીવિકા. (૨)ભાવિ; નસીબ. આટાલૂણ=નકામું; વ્યર્થ જવું તે. આટો ઉડવો=ખરાબ થવું; પાયમાલ થવું. 'આટો કાઢવો=કામ કરાવી કરાવીને થકવી નાખવું. આટોકૂટો કરવો=ઠેકાણે કરવું; પુરૂ કરવું; સંહાર કરવો. આટો નીકળી જવો=ધાણ વળી જવો. (૨) અત્યંત મહેનત પડવી. [ભભકો.

**આટોપ**, પુ. ( સં. ) આડંબર;

**આટોપવું**, સ. ક્રિ. સંકેલવું. (૨) બંધ કરવું. (૩) પુરૂં કરવું.

**આઠ**, ત્રિ. (સં. अष्ट ઉ.) ચાર ને ચાર; ૮. આઠ વાર ને નવ તહેવાર= મોજમઝામાંજ આનંદ માનનારાઓને માટે આ કહેવત કહેવાય છે.(૨) ગજા ઉપરાંત કામ કરનાર. આઠે અંગે=સંપૂર્ણ; પુરેપુરૂં. આઠેગાંઠે ઉમેદ=બધી રીતે રાજી

અને ઉત્સાહી. આઠે પહોર અને બત્રીસે ઘડી=હરહમેશ. [અડધું.

**આઠઆની,** ત્રિ. અડધોઅડધ;

**આંઠડો,** પુ. આઠનો આંકડો.

**આઠણું,** ન. વળ દેવાનું એક ઓજાર. [પખવાડીઆની આઠમી તિથિ.

**આઠમ.** સ્ત્રી. (સં. अष्टमी ઉ.)

**આઠમું,** વિ. (સં. अष्टम ઉ.) આઠમેનંબર; આઠની સંખ્યા દેખાડનારૂં.

**આઠસે,** (સો), આઠ વાર સો સો હોય એવી રકમ; ૮૦૦.

**આઠી,** સ્ત્રી. છોકરાંની એક રમત; આઠનું ઝુમખું; આઠ સેરનું સ્ત્રીઓનું એક ઘરેણું.

**આઠીઉં,** ત્રિ. લુચ્ચું; ઠગ; પક્કું.

**આઠું,** ન. અઠું; આઠનો ગડીઓ.

**આઠેઅંગે,** અ. સર્વરીતે; અંતઃકરણથી. [આઠઆઠને કકડે.

**આઠેઆઠે,** અ. આઠમે આઠમે;

**આઠેક,** ત્રિ. આઠની લગભગ; આઠ લગી. [(૨) રોજ; બારે માસ.

**આઠેજામ,** અ. આખો દહાડો.

**આઠેપહોર,** અ. (સં. अष्ट+प्रहर ઉ.) હંમેશ; રાતદિવસ.

**આઠેમ,** (અઠમ), સ્ત્રી. પખવાડીઆંની આઠમી તિથિ. [આઠમું વર્ષ તે.

**આઠો,** પુ. સંવત્સરનું દરેક

**આઠોડ,** સ્ત્રી. કણુસલાં ખંખેરીને એકઠી કરેલી જુવાર.

**આઠોઠય,** વિ. વ્યાપક; ઓતપ્રોત ભરેલું.

**આડ,** સ્ત્રી. જુદી પાડનારી વસ્તુ; પ્રતિબંધ; અટકાવ; અડચણ. (૨) વચમાં પડી રક્ષણ કરવું તે; ઓથ. (૩) હઠ; આડાઇ. (૪) આડું તિલક કરવું તે; પિયળ.

**આડ,** પુ. કપાસ પીલાવવાનું કારખાનું.

**આડકતરાનું,** ત્રિ. તદ્દન આડું નહિ પરંતુ વાંકું થતું જતું હોય તેવું. (૨) પરોક્ષ; બીજી રીતે.

**આડકતરૂં,** ત્રિ. (સં. कृन्=કાતરવું ઉ૦) આડું કાપવું તે; ઉલટું જવું તે.

**આડકથા,** સ્ત્રી. એક મુખ્ય કથા ચાલતી હોય તેમાં દૃષ્ટાંત તરીકે બીજી કથા આવે તે.

**આડકાટ,** (આટકાટ), ન. ગમે તે કોઇ જાતનું લાકડું; સાગ નહિ પરંતુ બીજું લાકડું.

**આડખરચ,** ન. નિત્યના ચાલુ ખરચની ઉપરાંત બીજું જે કંઈ ખરચ આવી પડે તે. [અડચણ. (૨) આગળી.

**આડખીલ,** (લી), સ્ત્રી. હરકત;

**આડગીરો,** ના. જેને ત્યાં વસ્તુ ગીરો હોય તેણે તે વસ્તુ કોઇ બીજાને ત્યાં ગીરો મૂકવી તે.

**આડઘરેણે,** અ. જુઓ આડગીરો.

**આડઘોડો**, પુ. નાની જાતનો ઘોડો; ટટ્ટુ. (૨) ગોઝ. [પાટલી.

**આડણી**, સ્ત્રી. રોટલી વણવાની

**આડત**, સ્ત્રી.બીજાની વતી ધંધો કરવા બદલ ઠરેલા ધોરણે મળતી રકમ; હકસાઇ; દલાલી. (૨) હકસાઇથી કામ કામ કરવું તે.

**આડતાળો** પુ જવાબના આંકડા મેળવવા તે. (૨) અડતાળીસો તોલ.

**આડતીઓ**, પુ. વેપારીની વતી આડતથી કામ કરનાર; દલાલ; પ્રતિનિધિ.

**આડતીસ**, (ત્રિશ), વિ.ત્રિશ ને આઠ; ૩૮. [ત્રાસુ હોય એવું;આડું અવળું.

**આડત્રાસું**, વિ. આડું અને

**આડદાવો**, પુ સામો દાવો; ઉલટો દાવો.

**આડપડદો**, પુ. આડું કપડું રાખવું તે; પટંતર; અંતરપટ. (૨) વિનય; લાજ. [બાજુ ઉપર.

**આડપાસું**, અ. એક બાજુએ;

**આડફેટ**, સ્ત્રી. હડસેલો; ધક્કો. (૨) સહેજ હડસેલો વાગવો તે.

**આડફેટું**, વિ. માર્ગની બહાર; ઉંધે રસ્તે.

**આડબંધ**, પુ. લાકડાનો કંદોરો.

**આડભીંત**, સ્ત્રી. વચમાંની ભીંત; બારણાની સામે જે ભીંત ભરેલી હોય તે.

**આડભીંતીઉં**,ન.ભીંતની જોડેનું પરભીંતીઉં; કોઠાર; ભંડાર.

**આડર**, પુ. (અં.) હુકમ; વરધી. (૨) પરવાનગી; રજા. (૩) સનંદ; પરવાનો. (૪) વ્યવસ્થા; ગોઠવણ; રચના.

**આડરસ્તો**, પુ. વચમાં થઇને જવાનો માર્ગ.

**આડવું**, જુઓ આરડવું.

**આડસર**, સ્ત્રી. પાણી અટકાવવાની ભીંત-પાળ. (૨) મોભ; આડી પાટડી. [ બીજી સાથે.

**આડસાલે**, અ. એક મૂકીને

**આડસોડીઉં**,ન. છાતીની આડે જે ઓઢવું તે; એક ખભો ઢંકાય અને એક ઉઘાડો રહે એમ જે વસ્ત્ર ઓઢવું તે. (૨)બીજાની સાથે અંદરના ભાગમાં રાખીને ઓઢવાનું કપડું; પિછોડી; ચાદર.

**આડંબર**, પુ. ઢોંગ; બનાવટી મોટાઇ. (૨) વિસ્તાર; ઘેરાવો; ફુલાવો.

**આડંબરી**,વિ.(સં.)ડોળ-ખોટો દેખાવ કરનાર. (૨) અહંકારી.

**આડા**, પુ. આગ્રહ; હઠ; આડાઈ.

**આડાઅવળા**, જુઓ આડું-અવળું.

**આડાઈ**, સ્ત્રી. આડું પકડવાની-હઠ કરવાની ટેવ; જીદ; જક. (૨) વાંકાપણું. (૩) વિરુદ્ધતા.

**આડાખીલી**,સ્ત્રી.નડતર; હરકત.

**આડાબોલું**, વિ. વાંકાબોલું; વિરુદ્ધ બોલનાર. [જીદ્દી.

**આડામોઈ**, વિ. હઠીલું; આગ્રહી;

આડી, સ્ત્રી. આડે મૂકવાની વસ્તુ; છાપરાનું વચલું આડસરથી પાતળું લાકડું. (૨) હદ; સીમા. (૩) કુસ્તીમાનો એક દાવ. (૪) આખડી; બાધા. (૫) હઠ; જક.

આડીઆકરસણ, ન. એક જાતની વનસ્પતિ.

આડીઆણ, સ્ત્રી. અટકાવ કરવાના સમ; પ્રતિજ્ઞા; સોગનપૂર્વક આજ્ઞા.

આડીઉં, ન. લાકડાં વહેરવાનું કરવત; કાંતવાનું લોઢાનું પતરું.

આડીટર, પુ. (અં.) હિસાબ તપાસનાર. (૨) સાંભળનાર, શ્રોતા.

આડીતર, સ્ત્રી. ખાડી પાર ઉતરવાને હોડીમાં બેસવું તે.

આડીભાષા, સ્ત્રી. ઉલટી વાણી; આડું બોલવું તે. (૨) અટપટી ભાષા.

આડીઆ, પુ. (બ. વ.) આડ કરનારા

આડીલીટી, સ્ત્રી. ઉભી નહિ એવી લીટી; પહોળાઇને જોડનારી લીટી.

આડીવાટ, સ્ત્રી. આડો રસ્તો; ન જવાય તેવો માર્ગ (૨) વચલો માર્ગ. આડી વાટની ધૂળ=કંઇ નહિ.

આડીવાડી, સ્ત્રી. વંશપરિવાર; કુટુંબકબીલો; વિસ્તાર.

આડું, વિ ઉભું નહિ તે. (૨) સીધું નહિ તેવું; વાંકું વળેલું. (૩) વચમાં પડેલું. (૪) હઠીલું; જક્કી. (૫) વાંધા-ખોરીલું. આડા ઉભા વાગી=કંઇ કંઈ શુભ કાર્ય કરવું હોય તેને વારવું. આડે હાથે=ખોટે માર્ગે. આડો અવળો હાથ મારવો=ખોટે માર્ગે ખીસું ભરવું. આડો આંક વાળવો=હદ વાળવી; તોબા કરાવવી; ગજબ કરવો. આડી હોટે ખાવું=અપ્રમાણિક રીતે ધર ભર્યે જવું.

આડું, ન. વચમાં પડેલું હોય તે; અણગમતું હોય તે. (૨) રીસ ચડે એવું કામ (૩) બારાનું એક લાકડું.

આડુંઅવળું, વિ. આડું અને ઉંધું. (૨) ઉંધુંચતું; ખરૂંખોટું. (૩)ખોટું. (૪) અ. ચારે તરફ. (૫) બધી રીતે.

આડુંઉભું, વિ. લંબાઇએ અને પહોળાઇએ હોય તેવું.

આડુંતેડું, વિ. વાંકુંચુંકું; આડું અવળું; ઉલટુંસુલટું; ગમે તેમ.

આડુંફાટવું, અ. ક્રિ. આડું જવું; આડે માર્ગે ઉતરી પડવું. (૨) ઓચીંતા ફરી જવું.

આડે, અ. વચમાં; સામે; વાંકે.

આડેઆવવું, અ. ક્રિ. નડવું; હરકત કરવી. (૨) સંકટમાં સહાય થવું; મદદે જવું. (૩) વચમાં પડવું; અટકાવવું.

આડેદહાડે, અ અમુક દિવસ સિવાયના બીજા કોઈ દિવસે;ગમે તે દિવસે.

આડો, પુ. હઠ; જીદ. [તોબા.

આડોઆંક, સીમા; અવધિ;

આડોખોખો,પુ. આડધો ખોખો-પોશ.

**આડોદહાડો**, પુ. અમુક પ્રસંગ નહિ એવો દહાડો; સાધારણ વખત.

**આડોલેવો**, અ. ક્રિ જીદ કરવી; આડાઇ કરવી. (૨) રૂસણું લેવું.

**આડોશપાડોશ**, વિ. આસપાસ રહેનાર; આગળ પાછળનું.

**આડોશીપાડોશી**, (સી), વિ. (ના.) આસપાસ રહેનારા.

**આઢ**, પુ. (સં. आढक ઉ.) ઢગ; ઢગલો. (૨) પુંજી.

**આઢક**, ન. એક માપ. (૨) સ્ત્રી. તુવેર. [જવું. (૨) રખડવું; ભટકવું.

**આઢવું**, અ. ક્રિ. ઢોરનું ચરવા

**આઢીઓ**, પુ. (સં. आढ ઉ.) આડ કરનારો; રૂની વખાર રાખનારો વેપારી (૨) ગોવાળીઓ.

**આઢય**, વિ. (સં.) પૂર્ણ; ભરેલું.

**આણ**, સ્ત્રી. (સં. आज्ञा ઉ) આજ્ઞા; હુકમ. (૨) ઢંઢેરો. (૩) સમ; સોગન; પ્રતિજ્ઞા. (આણને લગતી પ્રતિજ્ઞામા ઈશ્વર દેવ કે રાજાને વચમા આણવામાં આવે છે.) (૪) (સં. अन्य ઉ.) બીજું. [હુકમ.

**આણદાણ**, સ્ત્રી. સત્તા; અધિકાર;

**આણપાણ**, પુ. આનાપાણના હિસાબ.

**આણવું**, સ. ક્રિ. (સં. आ+नी =લાવવું, આણવું) જાતે જઇને લાવવું; મેળવવું; ઉત્પન્ન કરવું.

**આણંદ**, પુ. જુઓ આનંદ.

**આણંદકંકણ**, ન. અનંતદોરો; અનંત ચતુર્દશીને દિવસે બાંધવામાં આવતો દોરો. [અનંતદોરો.

**આણંદદોરો**, પુ. જુઓ

**આણંદી**, વિ. (સં. आनन्द ઉ.) આનંદી. [કરવી તે; એકઠું કરવું તે.

**આણાઆણ**, સ્ત્રી. લાવજા

**આણી**, વિ. (સં. एवम् ઉ.) આવી (રીતે); આ (પ્રમાણે). (આણી–એણી પેર.) [આણીગમ; આ તરફ.

**આણીકોર**, અ. આ બાજુ;

**આણીગમ**, અ. આ તરફ; આણીકોર. [આણીગમ.

**આણીતરફ**, અ. આ બાજુ;

**આણીતીર**, અ. આ કોરે; આ તરફ. [આ ગમ. (૨) અહીં.

**આણીપાસ**, અ. આ બાજુ;

**આણીગમ**, અ. આ તરફ; આણી બાજુએ.

**આણું**, ન. (સં. आमन्त्रण ઉ) તેડું; વહુને તેડી લાવવી તે, સાસરે રહેવા જવું તે; ફરીઆવર. ૦ આણું=પહેલીજ વાર પેંડરું લઇ બીજું સાસરે જવું તે; ઉલાણું. આણા મુખડી આપવી=વળાવવું; રજા આપવી.

**આણોતાણો**, પુ. વાણોતાણો; સાળમાંના લંબા અને આડા તાંતણા.

**આતતાયી**, વિ. (સં.) ૧ હઠ

અપરાધી; ઘોર કર્મ કરનાર. (૧ આગ લગાડનાર, ૨ ઝેર દેનાર, ૩ હથિયારવાળો, ૪ ધાડપાડુ, ૫ ખેતર લઇ લેનાર અને ૬ સ્ત્રીહરણ કરનાર)

**આતપ**, પુ. (સં. आ+तप्=તાપ) તડકો; તાપ; ગરમી. (૨) પ્રકાશ; અજવાળું.

**આતપત્ર**, ન. (સં.) છત્રી; છત્તર.

**આતમ**, (સં.आत्मा ઉપરથી) આત્મા; ચૈતન્ય. (૨) જીવ. (૩) અંતઃકરણ.

**આતર્પણ**, ન. (સં आ+तृप्=તૃપ્ત કરવું ઉ.) ખુશ કરવું; પ્રસન્ન કરવું; તૃપ્ત કરવું. (૨) ધરાય તેમ કરવું. (૩) ઉત્સવને દિવસે લીપવું.

**આતવાર**, પુ.(સં.आदित्यवार ઉ.) રવિવાર. 'આતવારે પરણ્યો ને મંગળવારે રાંડ્યો'=અનિશ્ચિત વિચારનું જે માણસ હોય તેને માટે આ કહેવત છે.

**આતસ**, પુ. (ફા.) અગ્નિ; દેવતા; આગ. (૨) અગન; લાય; બળતરા. (૩) ક્રોધ; ગુસ્સો.

**આતસબહેરામ**, ન. (ફા. આતસ+બહેરામ-પેગંબર.) પારસીઓના પવિત્ર અગ્નિનું ગૃહ.

**આતસબાજી**, સ્ત્રી. (ફા.) ફોડવાના દારૂની વિવિધ બનાવટો; દારૂખાનું

**આતસી**, વિ. (ફા.) આતસવાળું; ગરમ; બાળે તેવું. (૨) જલદ; તીખું; ક્રોધી.

**આતંક**, પુ. (સં.) રોગ; વ્યાધિ.

**આતંકનિગ્રહ**, વિ. (સં.आतंक=રોગ+नि+ग्रह्=પકડવું ઉ૦) રોગને અટકાવનાર; રોગનો નાશ કરનાર.

**આતાજી**, પુ. દાદો; નાનો; બાપ. (૨) બાપ (આતો). [ ધામ; બફારો.

**આતાપ**, પુ. તડકો; તાપ. (૨)

**આતિથ્ય**, ન. (સં.) અતિથિની સેવા; પરોણાગત; આગતાસ્વાગતા.

**આતીપોતી**, સ્ત્રી. પુંજી; મૂડી; થાપણ. (થોડી પુંજી હોય અને ઘણી બતાવે ત્યારે કહેવાય છે કે:-આતીપોતી અને ધર્મ લંગોટી.)

**આતુર**, વિ (સં.) અધીરું; ઉતાવળું. (૨) જોસમાં આવેલું.(૩)માંદુ; અસ્વસ્થ. (૪) હોંસીલું; આશાભર્યું.

**આતુરતા**, સ્ત્રી. (સં.) ઔત્સુક્ય; હોંસ. (૨) ઉતાવળ; આતુરાપણું. (૩) અતિશય ઇચ્છા. (૪) તૈયારી.

**આતુરપણું**,ન.જુઓ આતુરતા.

**આતુરસંન્યાસ**, પુ. (સં.) મરતી વખતે જે સંન્યાસ લેવામાં આવે છે તે,એકદમ જે સંન્યાસ લેવામાંઆવે તે.

**આતુરી**, સ્ત્રી. (સં.) આતુરતા. (૨) વિ. અધીરી; ઉતાવળી.

**આતો**, વિ. (ના.) લાડકો; અતિપ્રિય. (લાડમાં પુત્રને આતો! એવું સંબોધન થાય છે.) (૨) બાપ.

આત્મ, વિ (સં. आत्मन्=આત્મા ) પોતાનું; સ્વકીય. (૨) (ના.) આત્મા; જીવ.

આત્મક, વિ. (સં.) અમુક વસ્તુનો આત્મા; તેના વાળું. ( ત્રિગુણાત્મક=ત્રણ ગુણ જેમાં રહેલા હોય એવું.)

આત્મગતિ, સ્ત્રી. મરણ પછી આત્માની જે ગતિ થતી હોય તે; પોતાની ગતિ–શક્તિ.

આત્મઘાત, સ્ત્રી. (સં. आत्म+हन् ઉ. घात=હણવું ઉ. ) પોતાને હાથે પોતાનો જીવ કાઢી નાખવો તે; આત્મહત્યા; આપઘાત.

આત્મઘાતક, વિ. પોતાનો આત્મા કાઢી નાખનાર; આપઘાત કરનાર; પોતે પોતાને હણનાર.

આત્મઘાતકી, વિ. પોતાને હણનાર; આત્મઘાત કરનાર.

આત્મઘાતી, વિ. (સં.) આપઘાતી; પોતે પોતાને હણનાર. [હાડીઓ.

આત્મઘોષ, પુ. (સં.) કાગડો;

આત્મજ, પુ. (સં. आत्म+जन्=જનમવું ઉ.) આત્મામાથી ઉત્પન્ન થએલો તે; પુત્ર. (૨) કામદેવ.

આત્મજન, ન. (સં.) પોતાનું માણસ; નજીકનાં સગાં, અંગત માણસો. (૨) હજુરીઆં. (3) પ્રિયજન; સ્વજન.

આત્મજા, સ્ત્રી. (સં.) પુત્રી; દીકરી. (૨) બુદ્ધિ.

આત્મજ્ઞાન, ન (સં.) आत्म+ज्ञा=જાણવું ઉ. ) આત્મા સંબંધી જ્ઞાન; તત્ત્વજ્ઞાન; બ્રહ્મજ્ઞાન.

આત્મજ્ઞાની, વિ. (સં.) જેને આત્માનું જ્ઞાન થયું હોય એવું; બ્રહ્મજ્ઞાની.

આત્મતત્ત્વ, ન. (સં.) આત્માનું જે તત્ત્વ તે; આત્મારૂપ પરમપદાર્થ.

આત્મતત્ત્વવિદ્યા, સ્ત્રી. (સં.) આત્મા સંબંધી જ્ઞાન; બ્રહ્મજ્ઞાન; વેદાંતશાસ્ત્ર. [પોતાપણું

આત્મતા, સ્ત્રી. (સં.) સ્વરૂપતા;

આત્મતુષ્ટિ, સ્ત્રી. (સં.) આત્મસંતોષ; પોતે પોતાની મેળે સંતુષ્ટ થવું તે.

આત્મત્યાગ, પુ. (સં ) આત્માનો ત્યાગ કરવો તે; આત્માને છોડી દેવો તે.

આત્મત્યાગી, વિ. (સં.) આત્માનો ત્યાગ કરનાર.

આત્મદર્શન, ન. (સં.) આત્માનું દર્શન કરવું તે; બ્રહ્મસાક્ષાત્કાર થવો તે.

આત્મદર્શી, વિ (સં) બ્રહ્મજિજ્ઞાસુ; મુમુક્ષુ; આત્માને જોનાર.

આત્મદાન, ન. (સં.) પરોપકારને અર્થે પોતાના આત્માનું પણ દાન કરી દેવું તે. [પોતાને છેહ દેવો તે.

આત્મદ્રોહ, પુ. (સં.) પોતે

આત્મદ્રોહી, વિ. (સં.) પોતાને દ્રોહ દેનાર; પોતાનો ઘાતક.

આત્મધન, ન. (સં.) આત્મા એજ જેનું ધન છે એવો માણસ; પોતાના

આત્માનેજ સર્વસ્વ માનનાર. (૨) પુત્ર.

**આત્મનિવેદન**, ન. (સં.) પોતે અને પોતાનું સર્વ ઈશ્વરને અર્પણ કરવા જેવી અપૂર્વ ભક્તિ. (૨) આત્મામાં તલ્લીન થઇ રહેવું તે.

**આત્મનિવેદી**, વિ. (સં.) જેણે આત્માનું નિવેદન કરેલું હોય એવું; સ્થૂલ-દેહાત્મક અભિમાનનો જેણે પરિત્યાગ કરેલો હોય એવો. (૨) પોતાને હાથે રાંધીને જમનાર.

**આત્મનિષ્ઠ**, વિ. (સં. आत्म+निष्ठा=ભક્તિભાવ-શ્રદ્ધા) આત્મામાં તલ્લીન; બ્રહ્મનિષ્ઠ.

**આત્મનિંદા**, સ્ત્રી. (સં.) પોતે જ પોતાની નિંદા કરવી તે.

**આત્મનેપદ**, ન. (સં.) સંસ્કૃત ધાતુના બે પ્રકાર છે તેમાંનો એક.

**આત્મનેપદી**, વિ (સં.) આત્મનેપદને લગતું. (ધાતુઓ)

**આત્મપ્રતીતિ**, સ્ત્રી. (સં.) પોતાના આત્માની જે ખાતરી તે; આત્મનિષ્ઠા. (૨) જેને આત્માનો સાક્ષાત્કાર થએલો હોય તે.

**આત્મબળ**, ન. (સં.) પોતાનું સ્વતંત્ર બળ; માનસિકબળ; હૃદયબળ.

**આત્મબંધુ**, પુ. (સં.) આત્માનો બંધુ તે. (૨) આત્મજ્ઞાન પ્રાપ્ત કરવામાં જે સહાય કરનાર હોય તે.

**આત્મબુદ્ધિ**, સ્ત્રી. (સં.) મારાપણું; પોતાપણું. (૨) એકલપેટાઇ; સ્વાર્થમતિ.

**આત્મબોધ**, પુ. (સં. आत्म+बुध=बोध्=જાણવું) આત્મજ્ઞાન; સ્વરૂપજ્ઞાન; બ્રહ્મબોધ.

**આત્મભાવ**, પુ. (સં.) હુંપદ; અભિમાન. (૨) પોતાનું રક્ષણ તથા ઉન્નતિની ઇચ્છા.

**આત્મભૂત**, પુ. (સં.) આત્માથી થએલું; પુત્ર; સંતાન. (૨) કામદેવ; મદન.

**આત્મરક્ષા**, સ્ત્રી. (સં.) પોતાનું રક્ષણ કરવું તે; આત્માને હરેક રીતે સાચવવો તે.

**આત્મરામ**, પુ. (સં.) આત્મા એજ રામ એમ જેણે માનેલું છે એવો યોગી. (૨) આત્મામાજ રમણ કરનાર તે.

**આત્મવત્**, વિ. (સં) આત્મા જેવું; પોતાનાં જેવું.

**આત્મવિચાર**, પુ. (સં.) આત્મા શું છે તત્સંબંધી જે વિચાર તે; બ્રહ્મવિચાર.

**આત્મવિદ્યા**, સ્ત્રી. (સં.) પોતે પોતાને જાણવાની વિદ્યા; બ્રહ્મવિદ્યા; વેદાંત.

**આત્મવિસર્જન**, ન. (સં.) હું કંઇજ નથી એમ માનવું તે; સ્વાર્થનો ત્યાગ કરવો તે.

**આત્મવેગી**, વિ. આત્માના જેવા વેગવાળું; પોતાની મેળે હાલતું ચાલતું.

**આત્મવેત્તા**, પુ. (સં. आत्म+

विद्=જાણવું ઉ.) આત્માને જાણ-નાર; બ્રહ્મવેત્તા; જ્ઞાની; મુમુક્ષુ.

આત્મશક્તિ, સ્ત્રી. (સં.) પોતાની જે શક્તિ તે; આત્મબળ.

આત્મશુદ્ધિ, સ્ત્રી. (સં.) આત્માને શુદ્ધ કરવો તે; મન શુદ્ધ કરવું તે.

આત્મશ્લાઘા, સ્ત્રી. (સં.) પોતે પોતાનાં વખાણ કરવાં તે; આત્માભિમાન; ફૂલ મ રવી તે.

આત્મશ્લાઘી, વિ. (સં.) પોતાનાં વખાણ કરનાર; પોતાની ફૂલ હાંકનાર; બડાઈખોર.

આત્મસમર્પણ, ન (સં.) આત્મનિવેદન; આત્માને અર્થે આત્માને અર્પણ કરવો તે. [પોતાથી સંતુષ્ટ રહેવું તે.

આત્મસંતોષ, પુ. (સં.) પોતે

આત્મસંયમ, પુ. (સં.) આત્માને વશ રાખવો તે, ઇંદ્રિયનિગ્રહ; સંતોષ.

આત્મસંયમન, ન. (સં. આત્માને વશમા રાખવો તે; ઇંદ્રિયનિગ્રહ; સંતોષ. [પોતાનું રક્ષણ કરવું તે.

આત્મસંરક્ષણ, ન. (સં.)

આત્મસાધન, ન. (સં. आत्म+साध्=પુરૂં કરવું ઉ૦) પરમાત્માને પ્રાપ્ત થવાના જે ઉપાય તે. (૨) પુણ્યદાન.

આત્મસુખ, (સં.) આત્માનું જે પરમ સુખ તે.

આત્મસ્તુતિ, સ્ત્રી. (સં.) आत्म+स्तु=વખાણ કરવાં ઉ૦) પોતે પોતાનાં વખાણ કરવાં તે.

આત્મહત્યા, સ્ત્રી. (સં. आत्म+हन्=મારી નાખવું ઉ૦ हत्या) આપઘાત.

આત્મહત્યારૂં, વિ. પોતાનો ઘાત કરનાર. (૨) દુષ્ટ; પાપી

આત્મહા, પુ. (સં. हन्=હણવું ઉ) આપઘાત કરનાર

આત્મહિત, ન. (સં.) પોતાનું જે હિત તે; પોતાનું સારૂં કરવું તે; સ્વાર્થ.

આત્મા, પુ. (સં. आत्मन्=આત્મ) બ્રહ્મ; પરમાત્મા; જીવાત્મા. (૨) પ્રાણ; ચૈતન્ય; સ્વભાવ; પ્રકૃતિ; અંતઃકરણ; બુદ્ધિ.

આત્માનંદ, પુ. (સં.) આત્મચિંતનથી જે આનંદ ઉત્પન્ન થાય છે તે; પરમાનંદ; બ્રહ્માનંદ.

આત્માનાત્મવિચાર, પુ. (સં.) 'આત્મા' અને 'અનાત્મા' સંબંધી તત્ત્વવિચાર; નિત્યાનિત્ય શું તત્સંબંધી વિચાર.

આત્માનાત્મવિવેક, પુ. (સં.) આત્મા શું અને અનાત્મા શું તેનો વિચારપુરઃસર નિર્ણય કરવો તે

આત્માનુભવ, પુ (સં. आत्मा+अनुभव) આત્માનો અનુભવ; આત્મસાક્ષાત્કાર.

આત્મારામ, પુ. (સં. आत्मा+आराम=વિરામ) આત્મા; પરમાત્મા. (૨) જીવન્મુક્ત યોગી; આત્મામાંજ આ-

નંદ લેનાર.

**આત્માર્પણુ**, ન. (સં. आत्मा +अर्प=આપવું ઉ.) આત્મા અર્પણ કરી દેવો તે; આત્મવિસર્જન

**આત્માવલોકન**, ન. (સં. आत्मा+अव+लोक=જોવું ઉ.) આત્માનું અવલોકન; આત્મદર્શન; બ્રહ્મસાક્ષાત્કાર.

**આત્મિક**, (આત્મીય), ત્રિ. (સં.) આત્માસંબંધી. (૨) પોતાનું. (૩) આતસગનું; નજીકનું.

**આત્મીય**, વિ. (સં.) આત્માનું. (૨) પોતાનું; અંગત; ખાસ.

**આત્મોદય**, પુ. (સં. आत्मा+उदय) પોતાની ચડતી કરવી તે; આત્માનો ઉદય

**આત્મોદ્ભવ**, વિ. (સં. आत्मा+उद्+भव=ઉત્પન્નથવું) આત્મામાંથી ઉત્પન્ન થએલું; પોતાનું. (૨) પુ. કામદેવ. (૩) પુત્ર. (૪) સંકલ્પ. [(૨) બુદ્ધિ.

**આત્મોદ્ભવા**, સ્ત્રી. (સં.) પુત્રી.

**આત્યંતિક**, વિ. (સં.) છેક છેલ્લું; આખરનું. (૨) તમામ. (૩) આખું; સળંગ.

**આત્યંતિકપ્રલય**, પુ. (સં.) પુરેપુરો પ્રલય-નાશ થવો તે; સર્વાભાવ.

**આત્યંતિકી**, વિ. (સં.) છેલ્લામાં છેલ્લું.

**આથ**, સ્ત્રી. (સં. अर्थ=પસો ઉ.) પુંજી; ધન; દોલત.

**આથડ**, સ્ત્રી. અથડામણી; રખડપટ્ટી.

**આથડવું**, અ. ક્રિ. (સં. अट्=ફરવું ઉ.) રખડવું; ભટકવું; રઝળવું.

**આથડીઆં**, ન. બ. વ. ફાંફાં; અથડાયા કરવું તે. (૨) ગોથા; લથડીઆ.

**આથણું**, ન. અથાણું. (૨) આંથવાની ક્રિયા (રીત).

**આથમણુ**, સ્ત્રી. (સં. अस्तमान् ઉ.) સૂર્ય, ચંદ્ર, ગ્રહો વગેરે આથમે છે તે (દિશા); પશ્ચિમ દિશા.

**આથમણી**, વિ. (સં. अस्तमान् ઉ૦) પશ્ચિમ; પશ્ચિમ તરફની.

**આથમણું**, વિ. પશ્ચિમ તરફનું; આથમણી દિશાનું. [ઉતરવું; પડવું.

**આથમતું**, વિ. અસ્ત પામતું;

**આથમવું**, અ. ક્રિ. અસ્ત પામવું; ક્ષિતિજમાં અદૃશ્ય થવું; નાશ પામવું.

**આથર**, પુ. (સં. आस्तरण) નીચે પાથરવાનું જાડું આસ્તરણ; દળી; પછેડી; ચાદર. (૨) ઘાસનો થર.

**આથરણુ**, ન. (સં. आस्तरण) પાથરવ.ની ચાદર; ઓછાડ. (૨) પથારી.

**આથરવું**, સ. ક્રિ. (સં. आस्तृ=પાથરવું) પાથરવું; બિછાવવું. (૨) ગોઠવવું; ગંજી બનાવવી. [જાણનારો બ્રાહ્મણ.

**આથર્વણુ**, પુ. (સં.) અથર્વવેદ

**આથવું**, સ. ક્રિ. અથાય તેમ કરવું; મશાલો ચડે તેમ કરવું. (૨) ખમીર ચડાવવું; ખટાશ આવે તેમ કરવું.

(૩) ગુંગળાવી નાખવું; રગડવું.

**આથીપોથી**, વિ. પૈસેટકે અને પોષણે ભરપૂર આથી=પુંજીવાળી અને પોથી=હુમરેલસે પોષાએલી એવી.

**આથો**, પુ. (प्रा. आसत्थ) અનાજ અને વસાણાને પાણીમા પલાળી રાખતાં તેમાં ખટાશ ઉત્પન્ન થઈ ફીણ આવ્યા જેવી સ્થિતિ થાય તે; ખમીર ચડવું તે. આથો નાખવો=લોટને પાણીમાં મેળવી તેમાં ખટાશનો જોસ આવવા રાખી મૂકવો.આથો આવવો=ખમીર ચડવું. (૨) મીઠું ચડી જવું.

**આદ**, વિ. (સં. आदि ઉ०) પહેલાંનું; અસલનું; મૂળનું. [છેલ્લે સુધી.

**આદઅંત**, અ. પહેલેથી તે છેક

**આદત**, સ્ત્રી. (આ.) ટેવ; અભ્યાસ; મહાવરો. (૨) સ્વભાવ;ખાસીઅત; તબીઅત.

**આદમ**, પુ. (આ.) પુરુષ; વૃદ્ધ માણસ. (૨) માણસજાત. [માણસ જાત.

**આદમજાત**, સ્ત્રી. (આ.)

**આદમજીનોકોરડો**, પુ. છોકરાની એક રમત, દમગોટીલો.

**આદમિઅત**, સ્ત્રી. (આ.) માણસાઈ; ઈનસાનિઅત. (૨) સુજનતા; ભલમનસાઇ. (૩) સભ્યતા; વિવેક.

**આદમી**, પુ० (ફા०) માણસ; મનુષ્ય; જન (૨) પુરુષ; નર.

**આદર**, પુ. (સં. आ+दृ=માન આપવું ઉ)સન્માન; આભરૂ.(૨) આરંભ. (૩) વિવેક. (૪) ભાવના; ભાવ; પ્રીતિ.

**આદરણી**, સ્ત્રી. આદરની નિશાની; આદરનો સ્વીકાર. આદરણી ચડાવવી=કન્યાને લુગડાં ઘરેણાં ચડાવવાં.

**આદરણીય**, વિ. (સં.) માન આપવા યોગ્ય. (૨) ઇચ્છવા યોગ્ય.

**આદરબુદ્ધિ**, સ્ત્રી સન્માન આપવાની વૃત્તિ; વિવેકબુદ્ધિ. (૨) ભાવ.

**આદરભાવ**, પુ. (સં.) સન્માન આપવાની લાગણી; પ્રેમભાવ.

**આદરમાન**, ન. (સં.) આવકાર; આતિથ્ય; પ્રેમ ભરેલી સરભરા.

**આદરવું**, સ. ક્રિ. શરૂ કરવું; આરંભ કરવો. (૨) આવકાર આપવો. (૩) નિશ્ચય કરવો. (૪) સ્વીકારવું.

**આદરસત્કાર**, પુ. (સં.) આદરપૂર્વક સત્કાર કરવો તે; પરોણાગત.

**આદર્શ**, પુ. (સં.) દર્પણ; આરસો. (૨) નમૂનો. (૩) ટીકા; ભાષ્ય.

**આદવેર**, ન. (સં. आदि + वैर ઉ.) સ્વાભાવિક વેર; પાકી દુશ્મનાવટ; મૂળથી જે અણબનાવ હોય તે.

**આદાન**, ન. (સં.) લેવું; ગ્રહણ કરવું. (૨) પકડવું. (૩) રોગ પારખવો; નિદાન. [પડવું અને લેવું; લેણદેણ.

**આદાનપ્રદાન**, ન. (સં.) આ-

**આદાપાક**, પુ. (આદુ+સં. पच् =રાંધવું ઉ. પાક) આદુનો મુરબ્બો;

આદુનો જેમાં વિશેષ ભાગ હોય એવો પાક. (૨) માર.

**આદાબ**, પુ. (અા.) રૂઢપતા; વિવેક; અદબ. (૨) સૌજન્ય.

**આદામુળી**, સ્ત્રી. આદાનાં નાનાં ને કુમળાં મૂળ; આદાની ઝીણી-ઝીણી ચીરીઓ. [પેદાશ; વધારો.

**આદાય**, પુ. (સં.) લાભ; નફો;

**આદાશીશી**, સ્ત્રી. (સં. अर्ध+शिर्ष=મસ્તક ઉ.) અડધું માથું દુ-ખવાનો રોગ; માથાની એક બાજુમાં દુખવું તે.

**આદિ**, પુ. (સં.) મૂળ; બીજ; મૂળતત્ત્વ. (૨) કારણ; આરંભ. (૩) સ-મૂહનું જે પહેલું હોય તે. (૪) બ્રહ્મ.

**આદિ**, વિ. (સં.) આરંભનું; પૂર્વનું. (૨) મુખ્ય. (૩) અ. વગેરે.

**આદિઅંત**, પુ. (સં.) આરંભ અને સમાપ્તિ. (૨) પહેલું ને છેલ્લું.

**આદિક**, વિ. (સં.) અમુક અમુક; એ અને બીજા વગેરે.[પહેલો કવિ.

**આદિકવિ**, પુ. (સં.) વાલ્મીકિ;

**આદિકારણ**, ન. (સં.) મૂળ કારણ; મૂળબીજ. (૨) પરમેશ્વર.

**આદિકાવ્ય**, ન. (સં.) પહેલું કાવ્ય; રામાયણ.

**આદિગ્રંથ**, પુ. (સં.) પહેલું પુસ્તક. (વેદ) (૨) શીખ લોકોનું ધર્મ-પુસ્તક; ગ્રંથસાહેબ.

**આદિત**, જુઓ આદિત્ય.

**આદિતવાર**, જુઓ આદિત્યવાર.

**આદિતાલ**, પુ. (સં.) પહેલો તાળ.

**આદિત્ય**, પુ. (સં. अदिति=દેવમાતા ઉ) અદિતિને થએલા બાર પુત્રો. (૨) સૂર્ય. (૩) બારની સંખ્યાનો સંકેત.

**આદિત્યવાર**, પુ. (સં.) રવિવાર.

**આદિદેવ**, પુ. (સં.) પહેલો દેવ; બ્રહ્મ. [રાક્ષસ; હિરણ્યકશિપુ.

**આદિદૈત્ય**, પુ. (સં.) પહેલો

**આદિનાથ**, પુ. પહેલા જૈનાચાર્ય.

**આદિનારાયણ**, પુ. (સં. आदि=પહેલાં+नार=જળ+अयन=સ્થળ.) જળમાં શેષનાગ ઉપર પોઢેલા વિષ્ણુ ભગવાન. [પદ; અગત્યનું સ્થાન.

**આદિપદ**, ન. (સં.) પહેલું

**આદિપુરુષ**, (સં.) પરમેશ્વર.

**આદિમ**, વિ. (સં.) પહેલું; પ્રારંભનું.

**આદિમાયા**, સ્ત્રી. (સં.) બ્રહ્મની જે શક્તિથી આ સઘળો પ્રપંચ રચાયો છે તે; પ્રકૃતિ. (૨) દેવી.

**આદિલઈને**, અ. અમુકને પ્ર-થમ ગણીને. [વર્ણ; બ્રાહ્મણ.

**આદિવર્ણ**, પુ. (સં.) પહેલો

**આદિશક્તિ**, સ્ત્રી. (સં.) પહેલું બળ; આદ્યશક્તિ; દેવી. (૨) માયા.

આદીશ્વર, પુ. ( सं. ) જૈન ધર્મના પહેલા આચાર્ય.

આદુ, ન. ( सं. आर्द्रक )લીલી સૂંઠ. (તેમા તિખાશનો ગુણ રહેલો છે. એ લીલી હોય ત્યારે આદુ કહેવાય છે, અને સુકાતાં સૂંઠ કહેવાય છે.) આદુની સૂઠ થઇ જવી=મદ ઉતરી જવું. આદુ ખાઇને મંડવું=કમર બાંધીને કામ કર્યે જવું.

આદે,વિ.વગેરે.(૨) (અ.) તોબા.

આદેશ, પુ. (सं.)હુકમ;ફરમાન. (૨) શુભાશુભ ફળ થવું તે. (૩) ફેરફાર.

આદેશક, પુ. ( सं. ) આજ્ઞા કરનાર. (૨) સુબો; સેનાધિપતિ (૩) વિ. દબદબાવાળું; શેહે પડે તેવું

આદૌ, અ. (सं.) પહેલાં; પૂર્વે.

આદ્ય, વિ. (सं.) પહેલાંનું; પ્રથમનું.

આદ્યશક્તિ, સ્રી. સર્વની પહેલાંની શક્તિ; પ્રકૃતિ; માયા. (૨) દેવી.

આદ્યંક, પુ (सं.) પહેલો આંક. (૨) ત્રિરાશિનું પહેલું પદ.

આદ્યંત, અ. પહેલેથી છેલ્લા સુધી. (૨) ના. આરંભ ને અંત.

આધ, વિ. ( सं. अर्ध=અડધું ) અડધું; અર્ધ.

આધ્રણ, ન. આધરણ;અનાજને બાફવા માટે પાણીને ગરમ કરવામાં આવે છે તે. ( ૨ ) ( सं. आ+धृ =ધારણ કરવું ) સારી રીતે ધારણ કરવું તે. (૩) ધારણ કરનાર.

આધન, ન. ( सं. आ+धा= મૂકવું. ) કોઇ પણ વસ્તુનું કોઈ ઠેકાણે મૂકવું તે; ધારણ. (૨) અગ્નિહોત્રમાં પ્રથમ કરવાનું કર્મ. ( બે લાકડાને ઘસીને અગ્નિ ઉત્પન્ન કરવાનું કર્મ તે )

આધરણ, ન. જુઓ આધણ.

આધાપલીતું,વિ.અડધું ઘેલા જેવું.

આધાર, પુ. (सं. आ+धृ=ધારણ કરવું ) ટેકો; મદદ. (૨) સાબીતી; પુરાવો; પ્રમાણ. (૩) સાતમી વિભક્તિનો અર્થ (વ્યાકરણમા). (૪) બાંધ; પાણી રોકવાની મોટી પાળ. [ ટેકાવાળું.

આધારી, વિ. આધારવાળું;

આધાશીશી, સ્રી. ( सं.अर्ध =અરધું+शीर्ष=માથું ઉ.) માથાના અર્ધા ભાગમાં દુખાવો થાય તે.

આધિ, પુ. ( सं. आ+ध्यै= વિચાર કરવો. ) મનની પીડા; ચિંતા.

આધિક, પુ. ભૂત-પ્રેત કાઢનારો ભુવો. [ સરસતા. (૨) ઉમેરણ; વધારો.

આધિક્ય ન.અધિકપણું; અતિ-

આધિદૈવિક, વિ. (सं.) અધિદેવોને લગતું. (૨). ઇંદ્રિયોથી થએલું. (૩) ભૂતપ્રેત પિશાચ સંબંધી.

આધિપત્ય, ન. (सं.) અધિપતિપણું; ધણીપણું; ઐશ્વર્ય.

આધિભૌતિક,વિ (सं.). પંચમહાભૂતોથી અર્થાત્ મનુષ્ય, પશુ, પંખી

અને સ્થાવરાદિકથી ઉત્પન્ન થએલું હોય એવું; શારીરિક પીડા.

**આધિવ્યાધિ**, પુ. (સં. आधि= માનસિક પીડા અને वि+आधि= व्याधि=શારીરિક પીડા ) મન અને શરીરની પીડાઓ.

**આધીન**, (સં. अधीन) તાબેદાર; તાબે ( અધીન ઉપરથી ખોટી રીતે આધીન એમ લખાય છે.) [પરતંત્રતા.

**આધીનપણું**, ન. તાબેદારી;

**આધુનિક**, વિ. ( સં. अधुना= હમણાં ) હમણાંનું; આ કાળનું.

**આધે**, જુઓ અડધું.

**આધેબંધાવવું**, સ. ક્રિ. કિંમતનો અડધો ભાગ આપવો એવી બોલીએ ઢોરને ઉછેરવા આપવું. [સમજણું; ઠરેલ.

**આધેડ**, ત્રિ. પ્રૌઢ વયનું. (૨).

**આધ્યાત્મિક**, વિ. (સં.) આત્મા સંબંધી. ( દુઃખો ત્રણ જાતનાં છે: આધિદૈવિક, આધિભૌતિક અને આધ્યાત્મિક). (૨) આત્મતત્ત્વવિષયક.

**આધ્રકણુ**, ન. જુઓ આધરણ.

**આધ્રકવું**, મેળવવું.

**આન**, વિ. (સં. अन्य=બીજું. ઉ० ) અન્ય; બીજું. [નગારૂં.

**આનક**, પુ. (સં.) ઢોલ; મૃદંગ;

**આનન**, ન. (સં.) મોં; મુખ.

**આનંદ**, પુ. (સં. आ+नन्द्= ખુશી થવું ) હર્ષ; હરખ; ખુશી.

**આનંદકંદ**, ન. (સં.) आनन्द+कन्द=મૂળ ) આનંદનું મૂળ. (૨) બ્રહ્મ; ઈશ્વર.

**આનંદકારી**, ત્રિ. ( સં. आनंद+कृ=કરવું ઉ० ) આનંદ કરનારૂં.

**આનંદઘન**, ત્રિ. આનંદથી ભરપૂર. (૨) બ્રહ્મ; પરમાત્મા. [રાગિણી.

**આનંદભૈરવી**, સ્ત્રી. (સં.) એક

**આનંદમય**, વિ (સં.) આનંદથી ભરપૂર.

**આનંદમયકોશ**, પુ. ( સં. ) આનંદને અનુભવનારૂં શરીરમાંનું તત્ત્વરૂપ.

**આનંદવું**, અ. ક્રિ. ખુશી થવું; આનંદ પામવો.

**આનંદવૃત્તિ**, સ્ત્રી. (સં. आनन्द+वृत्=હોવું ઉ० वृत्ति) ખુશાલીમાં રહેવું; આનંદમાં રહેવું.

**આનંદા**, સ્ત્રી. (સં.) ભાંગ.

**આનંદાશ્રુ**, ન. (સં. आनंद+अश्रु ) હરખનાં આંસુઓ; આનંદથી આંખોમાં અશ્રુ ઉત્પન્ન થાય છે તે.

**આનંદિત**, વિ. આનંદ પામેલું.

**આનંદી**, વિ. (સં.) આનંદવાળું; ખુશમિજાજી. (૨)આનંદ કરનાર.

**આનાકાની**, સ્ત્રી. હા ના; કચુંપચું કર્યા કરવું તે.

**આનિયાં**, ન. કોટની કાંઠલીમાં પત્તાંને બદલે જે પુતળીઆં હોય છે તે.

**આની**, સ્ત્રી. રૂપીઆનો સોળ

જમો ભાગ; એક આનાનો સિક્કો. (૨) સોળમો ભાગ.

આનો, પુ. રૂપીઆનો સોળમો ભાગ. (૨) કોઇ પણ પૂર્ણાંકનો સોળમો ભાગ.

આન્દોલન, ન. (સં.) આમ તેમ ઝુલવું, ડોલવું, હાલ્યા કરવું તે. (૨) હિલચાલ.

આપ, સ. (સં. आत्मन् - आत्मा ઉ. प्रा. आप्पा ઉ. ગુ. આપ.) પોતે; ખુદ; જાતે. (૨) (માનાર્થે) તમે (૩) પોતાપણું; અહંતા. આપ મુઆ વિના સ્વર્ગે ન જવાય=પોતાની જાત વગર બીજાથી કામ ન થાય. આપ સમાન બળ નહિ ને મેઘ સમાન જળ નહિ=બીજાના નહિ પરંતુ પોતાના બળથીજ કાર્ય થઈ શકે. આપ મુઆ પછી ડુબ ગઇ દુનીઆ=પોતે પોતાનું કરવું; બીજાની દરકાર ન કરવી. આપ સુખી તો જગ સુખી=પોતાના પ્રમાણેજ બધું લાગે. આપ ભલા તો જગ ભલા=આપણે જેમ વર્તીએ તેમ દુનીઆ આપણી સાથે વર્તે. આપ ઘેર દીકરી, તે પર ઘેર વહુ=સમદૃષ્ટિ રાખવી. આપ આપકી સમાલીએ, મેં મેરી ફોડતા હું=સહુએ પોત પોતાનું સંભાળવું. આપ જીતાય, કંઇ જગ જીતાય?=બધાને સરખી રીતે વશ ન કરાય. આપથી ઉતરતી સગા બાપની=માણસ પોતાની જાતને બચાવે. આપવીતી સહુ જાણે; પરવીતી કોઈ ના જાણે=સૌ પોત પોતાનું દુઃખ રડે; પારકાનું દુઃખ કોઇના ધ્યાનમાં આવતું નથી.

આપ, ન. (સં. अप्=જળ) પાણી; જળ.

આપ, વિ. પોતાનું; પોતીકું; સંબંધી.

આપઅખત્યાર, વિ. જેની ઉપર બીજા કેઇનો અખત્યાર ન હોય એવું.

આપઅખત્યારી, સ્ત્રી. સ્વસત્તા; સ્વતંત્રતા.

આપઆપણું, પોતપોતાનું.

આપઆપમાં, અ. પોતપોતામાં; અંદર અંદર.

આપકરમી, વિ. પોતાના કર્મને લીધે રળનાર; સ્વપરાક્રમી

આપખુદી, સ્ત્રી. (ફા. ખુદ=પોતે. ઉ.) પોતાની મરજી પ્રમાણે જ ચાલવું તે; સ્વેચ્છાચાર.

આપખુશી, સ્ત્રી. પોતાની ઇચ્છા; પોતાની મરજી.

આપગા, સ્ત્રી. (સં.) નદી; સરિતા.

આપઘાત, સ્ત્રી. (સં.) પોતે-પોતાનો પ્રાણ કાઢી નાખવો તે; આત્મઘાત.

આપઘાતીઉં, વિ. આપઘાત કરે એવું. (૨) અતિ સાહસિક; બહુ જ આકરું; અવિચારી.

આપણ, ન. (સં.) ચૌટું; બજાર.

આપણા, સ. (आत्मा ઉ. प्रा. आप्पा તેની ઉ. ગુ. આપણું.) આપણે નું બહુવચન. (૨) પોતે અને પોતા-

ને લગતા બીજાઓ. આપણું ઘર આ-ઘેથી દેખાય=પોતાનું સુખદુઃખ મનુષ્યને સહજ જ જણાય, પારકાંને જણાય નહિ.

**આપણે**, સ. હું અને તમે; પોતે અને પોતાના લાગતા વળગતાઓ.

**આપત**, સ્ત્રી. (સં. आ + पत्=પડવું ઉ.) આપત્તિ; વિપત્તિ. (૨)મુશ્કેલી. (૪) આયપત; કમાઈ.

**આપત્કાળ**,પુ. (સં.)અણી–સંકટ; દુઃખનો વખત; ગુંચવણનો વખત.

**આપત્તિ**, સ્ત્રી, (સં.) વિપત્તિ; દુઃખ. (૨) મુશ્કેલી; મોટું દુઃખ; આફત; કોપ. [ છોકરૂં; સંતાન.

**આપત્ય**,ન.(સં.अपत्य=છોકરૂં)

**આપદા**, સ્ત્રી. ( સં. )આપત્તિ. (૨) દુઃખ. (૩) મુશ્કેલી.

**આપદૃષ્ટિ**, સ્ત્રી. (સં.) સ્વાર્થબુદ્ધિ; પોતાનાજ શ્રેયની વૃત્તિ.

**આપદ્ધર્મ**, પુ. (સં.)આપત્તિના કાલનું કર્ત્તવ્ય. [ તે; દેનાર.

**આપનાર**, વિ. આપતું હોય

**આપન્ન**, વિ. (સં.) પ્રાપ્ત થએલું; ઘેરાએલું. (૨) જેને માથે મોટું સંકટ આવી પડયું હોય તે. [ર્ભવતીસ્ત્રી.

**આપન્નસત્ત્વા**, સ્ત્રી. (સં.)ગ-

**આપન્યા**, સ્ત્રી. (સં. आपत्+ज्ञान ઉ૦) પોતાની સ્થિતિનું જ્ઞાન. (૨) સંતોષ. (૩) ચિત્તનું સમાધાન.

**આપબળ**, ન. (સં. आत्म+बल ઉ૦) પોતાનું જોર; છાતીની હિંમત.

**આપબુદ્ધિ**, સ્ત્રી. (સં.) આપઅક્કલ; પોતાની સમજ.(૨) સ્વાર્થબુદ્ધિ.

**આપમતલબી**, વિ. પોતાનોજ ફાયદો જોનાર; સ્વાર્થી.

**આપમતીઉં**, વિ. (સં.) પોતાનું જ ખરૂં માનનાર; મમતીલું; દુરાગ્રહી. (૨) પોતાના ધાર્યા પ્રમાણે જ કરનારૂં; હઠીલું.

**આપમુખત્યાર**, વિ. પોતાની મરજી પ્રમાણે કરવાને સત્તાવાળું; સ્વતંત્ર. (૨) જેની ઉપર કોઈનો દાબ કે દેખરેખ ન હોય તેવું.

**આપમુખત્યારી**, સ્ત્રી. પોતાની મરજીમાં આવે તેમ કરવાની સ્વતંત્ર સત્તા.

**આપલે**, સ્ત્રી. આપવું અને લેવું; ધીરધાર; લેણદેણ.

**આપવખાણ**, ન. પોતેજ પોતાના ગુણ ગાવા તે; શ્લાઘા. (૨) પતરાજી. (૩) બડાઇ. [ ખોટી મોટાઈ.

**આપવડાઈ**, સ્ત્રી. પોતાની

**આપવું**, સ. ક્રિ. ( ऋ=જવુંનું પ્રેરક अर्प्=આપવું ઉ. ) પોતાનું કંઇ પણ બીજાને મળે તેમ કરવું; અર્પવું; દેવું. આપીએ તેવું પામીએ=જેવું કર્મ કરીએ તેવું ફળ મળે. આપીને માગે, તેની અક્કલ જાય આઘે=સ્વર્થ સુધી જ સાસ-

પણું, પછી નહિ. આપવાનાં કાટલાં જુદાં ને લેવાનાં જુદાં=કહેલું એક અને કરવું બીજું. આપે તો દીકરા, અને ન આપે તો મૂળગા ય લે=આપલેમાં અવિવેક રાખવો તે. [ પોતામાં; અંદર અંદર.

**આપસઆપસમાં**, અ. પોત-

**આપસમાન**, વિ. પોતાના જેવું.

**આપસ્વાર્થ**, પુ. પોતાનો જે સ્વાર્થ તે; એકલપેટાપણું.

**આપસ્વાર્થી**, વિ. (સં.) આપ મતલબી; એકલપેટું. [ ભાઇ;ભાઇસાહેબ.

**આપા**, પુ (म. अप्पा=ભાઇ)

**આપાપર**, અ. પોતાનું અને પારકું; મારૂંતારૂં.

**આપુ**, ન. આપ; પોતાપણું.

**આપુશાહ**, પુ. સાહુકાર; દેવું પતાવી આપનાર.

**આપૃચ્છા**, સ્ત્રી. (સં.) વાત-ચીત; ખબર પૂછવી તે. (૨) પરવાનગી. (૩) પડપૂછ.

**આપેક્ષા**, સ્ત્રી. (સં. अपेक्षा) ઇચ્છા; વાંચ્છના. (૨) ગરજ; મતલબ.

**આપો**, પુ. બાપો; બાપ; પિતા.

**આપોઆપ**, અ. પોતાની મેળે; કુદરતી રીતે. [ ખુદ.

**આપોઆપ**, પોતે જ; જાતે;

**આપોપું**, ન. પોતાપણું;આપ-પણું. (૨) ટેક; પણ. (૩) વજન; પોત.

**આપોપું**, અ. એની મેળે; પોતાની મેળે.

**આપોશણ**, (અપોશણ), ન. જમતા પહેલાં પાણીનું જે આચમન કરવામાં આવે છે તે.

**આપ્ત**, વિ. (સં.) મેળવેલું. (૨) વિશ્વાસમાં લીધેલું; પોતાનું માનેલું; સ્વકીય. [ માણસો; વિશ્વાસુ માણસો.

**આપ્તજન**, ન. (સં.) પોતાનાં

**આપ્તવર્ગ**, પુ. (સં.) પોતાનું મંડળ; વિશ્વાસુ મંડળ.

**આપ્તા**, સ્ત્રી. (સં.) જટા.

**આપ્તિ**, સ્ત્રી.( સં.)લાભ;પ્રાપ્તિ; મળવું તે. (૨) સંબંધ; જોડાણ.

**આફૂણી**,સ્ત્રી.આપત્તિ.(૨)ફેણ.

**આફૂણીઓ**, અ. પોતાની મેળે; એની મેળે. (૨) નકામું. (૩) ઓ-ચીંતુ-એકદમ.

**આફત** સ્ત્રી. ( આ. આફત તેમજ સં. आपत् ઉપરથી ) આ-પત્તિ; વિપત્તિ;પીડા; મુશકેલી. (૨) આ-રોપ આવવો. (૩) વચમાંથી વાંધો ઉ-ભો થવો. (આફતો બે જાતની છે: આ-સમાની અને સુલતાની. ધરતીકંપ, આગ વગેરે આસમાની અને લડાઇ, જુલમ વગેરે સુલતાની આફતો કહેવાય છે.)

**આફતાબ**, પુ. (ફા. આફતાબ ઉ૦) સૂર્ય; સૂરજ. (૨) તાપ; તડકો. (૩) તેજ.

**આફતાબગીરી**, સ્ત્રી. ( ફા. ) છત્રી; છત્ર.

આફ્યડું, (-ડું), અ. અમથું. (૨) એની મેળે; પોતાની મેળે.

આફરવું, અ. ક્રિ. પેટ ચડવું; આફરો ચડવો. [ ફૂલી જવું;આફરો ચડવો.

આફરીજવું, અ ક્રિ. રોગથી

આફરીન, સ્ત્રી. (ફા. આફરિન્ ઉ.) વખાણ; શાબાશી. (૨) અ. ધન્ય-ધન્ય; શાબાશ. (૩) કુરબાન. [ ફૂલવું.

આફરું, ન. પવનનું ઉપર ચડવું;

આફરો, પુ. પવનથી પેટનું ઢમ-ઢોલ થઇ જવું; મીણો ચડવો. (૨) કોઇ પણ બાબતના અતિશયથી ઢમઢોલ થઇ જવું

આફલાતુન, વિ. (પ્લેટો નામના નામાંકિત જ્ઞાની ઉપરથી) સહુથી સરસ.

આફળવું, અ. ક્રિ. અથડાવું; પટકાવું. (૨) વાગવું; પછડાવું. (૩) નિ-ષ્ફળ જવું.

આફિડેવિટ, સ્ત્રી. (અં.)સરકાર-માં સોગન ઉપર પ્રતિજ્ઞા કરવી તે;કબુલાત.

આફિસ, સ્ત્રી. (અં.) કામ કર-વાનું ઠેકાણું; કચેરી. (૨) પેઢી; દુકાન. (૩) કામ;અધિકાર; દરજ્જો. [તાની મેળે.

આફુરૂં, અ. એની મેળે; પો-

આફુસ, ન. (પોર્ટુગીઝ) આં-બાની એક જાત. (પોર્ટુગાલનો ઍાલ્ફો-ન્સો નામનો વહાણવટી અમેરિકા તરફ-થી આંબાની કલમ હિંદુસ્તાનમાં લાવ્યો હતો તેની કેરીઓ.)

આફ્રિકન, વિ. (અં.) આફ્રિકાનું; આફ્રિકાને લગતું.

આફ્રિકા, પુ. એશિયા અને યુરોપની દક્ષિણે આવેલો એક ખંડ.

આફ્રિદી, વિ. ( અં. ) સરહદ ઉપર રહેતા લોકોનો એ નામનો સમૂહ.

આબ, ન. ( ફા. આબ=પાણી. સં. अप्=પાણી ઉ.) પાણી; જળ. (૨) પાણીથી સિંચાતો દેશ. (પંજાબ) દોઆબ=બે પાણી-નદીઓ વચ્ચે આવેલો પ્રદેશ. (૩) તેજ; કાંતિ. (૪) ધાર; તિખાશ. (૫) મૂલ; માલ; દમ.

આબકદુબક, પુ. ગીલીદંડાની રમતનો એક દાવ.

આબકારી, વિ. (ફા. આબ= જળ+कार=કરનાર ઉ૦) કેફી ચીજો ઉપર સરકાર તરફથી લેવાતો કર. ( ૨ ) ભિસ્તીનું કામ.

આબખોરી, સ્ત્રી. (આ. આબ =પાણી + ખુર્દન=પીવું ઉ૦ ખોર )પાણી પીવાનું પહોળા મોંનું નાનું પાત્ર.

આબખોરો, પુ. (ફા.) પાણી પીવાનો નાનો લોટો.

આબદા, સ્ત્રી. જુઓ આપદા.

આબદાગીરી, સ્ત્રી. મોટું અને સુંદર છત્ર. [ જસ્વી. (૨) મૂલ્યવાન.

આબદાર, વિ. પાણીદાર: તે-

આબદ્ધ, વિ. ( સં. ) બાંધેલું. (૨) સજ્જડ.

આબરૂ, સ્ત્રી. (ફા. આબ=તેજ

+રૂ=ચહેરો ઉ૦ ) સારાપણાની છાપ; પ્રતિષ્ઠા. (૨) પ્રામાણિક વ્યવહાર માટે પડેલી સાખ. ( ૩ ) શાબાશી; તારીફ; કીર્ત્તિ. આબરૂ ઉપર જવું=પ્રતિષ્ઠા ભંગ કરવી. આબરૂ ઉપર હાથ નાખવો= આબરૂ લેવી. આબરૂના કાંકરા કરવા= અપકીર્ત્તિ કરવી.

**આબરૂદાર**, વિ. (ફા.) આબરૂવાળું; નામાંકિત. (૨) શાહુકારીવાળું.

**આબરૂપત્ર**, વિ. (ફા.)માનપત્ર; પ્રતિષ્ઠાપત્ર.

**આબંધ**,પુ.(सं.)દૃઢબંધન;પ્રેમ.

**આબાદ**, વિ. ( ફા. ) ભરેલું; વસેલું; બહોળા વેપારવાળું. (૨) ખેડાએલું; ફળવંત. (૩) સુખી. (૪)જયવંત. (૫) સલામત. (૬) ખુશનુમા. (૭) અતિશય. (૮) ચૂક રહિત. (૯) કાયમ; હમેશ. [ બાદપણું; ચડતી દશા.

**આબાદાની**, સ્ત્રી. (ફા.) આ-

**આબાદી**, સ્ત્રી.(ફા.)આબાદાની.

**આબાળવૃદ્ધ**, અ. બાળકથી માંડીને ઘરડાં સુધી.

**આબુ**, પુ. ( सं. अर्बुद् ઉ. ) ગુજરાતને ઉત્તરે આવેલો મોટો પર્વત.

**આબુવો**, પુ. એક જાતનો વેલો. (૨) એ વેલાનાં ફળ.

**આબેહયાત**, પુ. ( ફા. આબ= પાણી કે હયાત=જીંદગી ) જીંદગી લંબાવનારૂં પાણી.

**આબેહુબ**, વિ. ( ફા. આબ+ હૂ=પેલું. ઉ૦) અસલ હોય તેવુંજ.

**આબોહવા**,સ્ત્રી. (ફા.આબ+હવા =પવન) પાણી અને હવા. (૨) દેશપ્રકૃતિ. (૩) ઠંડી; શૈત્ય.

**આભ**, ન.આકાશ; ગગન. આભના તારા ઉતારવા=ગજબ કરવો; અશક્યને શકય કરવા જેટલો પરિશ્રમ લેવો. આભના તારા દેખાડવા=બહુ પરિશ્રમ આપવો. આભની સાથે બાથ ભીડવી=શક્તિ ઉપરાંત કામ કરવા જવું; મોટાની સાથે લડવું. (૨) વાદળ; મેઘ; વરસાદ. આભ ફાટે ત્યાં થીગડું ન દેવાય=ઉપાય ન થઈ શકે એવું કામ. આભ ઉંડળમાં લેવું=મોટી બાથ ભરવી. આભ ને જમીન એક થવી =બહુ મોટો બનાવ બનવો. આભ જમીનનો ફેર-અંતર=એક બીજાથી બહુ જ ભિન્ન-જુદું તે. આભ તૂટી પડવું=મોટી આફત આવી પડવી. આભ ફાટવું=ઘણી વસ્તુ આવવી. આભના તારા ઉતારવા=બહુ જોર કરવું.

**આભડછેટ**, સ્ત્રી. અશુદ્ધ થવું-અભડાવું તે; અપવિત્રતા.

**આભડવાજવું**, અ. ક્રિ. મરણ પામેલાની પાછળ સ્મશાનમાં જવું.

**આભડવું**, અ. ક્રિ. અડવું; અપવિત્ર થવું. આભડયું અભડાવે અને વઢસ્યું વટલાવે=માણસ જેવું હોય તેવું બીજાને કરવા મથે.

**આભરણ**, ન. ( सं. आभरण )

અલંકાર; આભૂષણ. (૨) વસ્ત્ર; ઘરેણાં.

**આભલું**, ન. આભ; આકાશ; વાદળ. (૨)ચાટલું.(૩)વાદળનો એક ગાભો.

**આભા**, સ્ત્રી. ( સં. आ=પુષ્કળ +भा=ચળકવું, પ્રકાશવું ) કાંતિ; તેજ. (૨) સુંદરતા.

**આભાર**, પુ. (સં. आ+भृ=ભરવું) પાડ; ઉપકાર. (૨) ઓશીઆળ; એહસાન. [ ભાર બતાવનારૂં.

**આભારદર્શક**, વિ. (સં.) આ-

**આભારસૂચક**, વિ. (સં.) આભાર થયો એમ દેખાડનારૂં.

**આભારી**, વિ. (સં. आ+भृ=ભરવું ઉ० आभार+इ=વાળું ) જેની ઉપર ઉપકાર થએલો હોય તે. (૨) કરેલા ઉપકારને સમજનારૂં;કૃતજ્ઞી.(૩) ઓશીંગણ.

**આભાલાડુ**, પુ. મોટો લાભ કલ્પવો તે. (૨) કાલ્પનિક મોટાઇ. ( ઝાંઝવાનાં જળ જેવો અર્થ બતાવે છે. )

**આભાવ**, પુ. (સં.) વહેમ; સંદેહ; શંકા. (૨) વિતર્ક; કલ્પના; ભ્રમ.

**આભાસ**, પુ. (સં. आ+भास्=દેખાવું ) બે વસ્તુનું સરખું દેખાવું તે. ઝાંખો જૂજ પ્રકાશ; ડોળ; દેખાવ.

**આભીર**, પુ. (સં.) આહીર; ભરવાડ; રબારી. [ વાડણ.

**આભીરી**; સ્ત્રી. આહિરણી;ભર-

**આભું**, વિ. ચકિત, દિંગ; વિસ્મય પામેલું; બાવરું.

**આભૂષણ**, ન. ( સં. आ+भूष्=શણગારવું ઉ०) અલંકાર; શોભા.

**આભોક**, પુ. (સં.) વાળી લેવું તે; માંડવાળ. (૨) કબજો; ભોગવટો.

**આભોગ**, પુ. (સં. आ+भुज्=ભોગવવું ) માણવું તે; ભોગવવું તે; સંગ; ઉપભોગ. (૨) ધ્રુપદ રાગનો ત્રીજો ભાગ. (૩) સાપની ફેણ.

**આભ્યંતર**, વિ. ( સં. अभि+अन्तर=માં ) અંદરના ભાગોમાંનું. (૨) અંતઃકરણનું. (૩)ન.અંદરનો ઓરડો.

**આમ**, વિ. ( અા. આમ=પ્રાધારણ ) સાધારણ; સાર્વજનિક. (૨) ન. સાધારણ લોકો તે દિવાને આમ=સાધારણ લોકને બેસવાનું–સાર્વજનિક-દિવાનખાનું.

**આમ**, પુ. (સં. आम=કાચો મળ ) આંતરડામાંનો અપરિપકવ કચરો; જળસ. (૨) અતિસાર જેવો રોગ; મરડો. (૩) વિ. કાચું; અપક્વ.

**આમ**, અ० આ પ્રમાણે. (૨) આ તરફ (૩) અહીંયાં.

**આમચું**, ન. કાચી કેરીનાં સુકવેલાં ચીરીઆં. (૨) કોઇ પણ ખાટા ફળનું સૂકવેલું ગડું; કોકમ.

**આમચૂર**, ન. ( સં. आम्रचूर्ण ઉ० ) કેરીનો ચૂરો; છુંદો. [છુંદો.

**આમછુંદો**,પુ.કેરીનો તાજો લોલો

**આમજ**, અ. એમજ;એજ રીતે.

**આમટ**, વિ. ખાટું; ખટાશવાળું.

**આમટી**, સ્ત્રી. આંબલીના પાણીની કઢી. (૨) ખાટી દાળ.

**આમણ**, ન. જેમાં આમ રહે છે તે આંતરડું; પેડુમાંનું આતરડું. (૨) પૈડાને લગતો એક ભાગ. [દબાઈ ગએલું.

**આમણદુમણું**, વિ. આભારથી

**આમણસામણ**, અ. એક બીજાને; અરસપરસ; અન્યોન્ય; સામસામા

**આમતેમ**, અ. અહીંતહીં; જ્યાં ત્યાં. [(૨) આગમન.

**આમદ**, સ્ત્રી. આવક; પેદાશ.

**આમદાની**, (આવદાની), સ્ત્રી. (ફા. આમદન=આવવું) આવક; પેદાશ. (૨) આવવું તે. (૩) આબાદી.

**આમનસામન**, અ. સામસામું; આપસઆપસમાં.

**આમાતિસાર**, પુ. (सं.आम+अतिसार) મરડો; સંગ્રહણી.

**આમાત્ય**, પુ. દિવાન; કારભારી.

**આમાન્ન**, ન. (सं. आम=કાચું +अन्न) કાચું અનાજ.

**આમિલ**, પુ. (અ.) હાકેમ; અમલ કરનાર; અમલદાર.

**આમન્યા**, સ્ત્રી. મર્યાદા; માન. (૨) વિવેક. (૩) આજ્ઞા.

**આમય**, પુ. (सं.) રોગ; વ્યાધિ.

**આમરણાંત**, અ. (सं.) મરણ થતાં લગી; આખો જન્મારો. [રસ.

**આમરસ**, પુ. (सं.) આંબાનો

**આમરસીઆ**, વિ. કેરીના રસ જેવા રંગનું.

**આમલ(ળ)સારો ગંધક**, પુ. એક જાતનો શુદ્ધ કરેલો ગંધક.

**આમલી**, (सं. आम्लिका) આંબલી; એ નામનું ઝાડ અને તેનાં ફળ.

**આમવાયુ**, પુ. (सं.) અપચાને લીધે થતો એક રોગ.

**આમસરા**, સ્ત્રી. મહોલ્લો.

**આમળવું**, સ. ક્રિ. વળ દેવો; વાંકું વાળવું. (૨) મચરડવું. (૩) ચોળવું; મસળવું.

**આમળીઉં**, ન. વળ દીધેલું દડું.

**આમળું**, ન. જુઓ આંબળું.

**આમળો**, પુ. (આંબળો) વળ; વળવાળો આંટો. (૨) ગાંઠ; અદેખાઈ; દ્વેષ; અભિમાન; મરડાટ. કહે૦ દોરડી બળે પણ આમળો ન મૂકે=માણસ મરી જાય પણ પોતાનું અભિમાન ન મૂકે.

**આમંત્રણ**, ન. (सं. आ+मन्त्र=વિચાર કરવો-તેડવું) નિમંત્રણ; તેડું; નોતરું. (૨) બોલાવવું તે. (૩) આણું; તેડું. [નોતરવું.

**આમંત્રવું**, સ. ક્રિ. બોલાવવું;

**આમિષ**, ન. (सं.) માંસ. (૨) ભક્ષ. (૩) લાંચ. (૪) લોભ.

**આમીન**, અસ્તુ; લખાણની અંતે લખાતો આશિર્વાદાત્મક શબ્દ.

**આમુષ્મિક**, વિ. (सं.) પર-

વાઃ સંબંધી. [આ રીતે પણ.
આમે, અ. કોઈ પણ રીતે;
આમેજ, વિ. (ફા.) સામેલ;
મેળવેલું. [વાસ. (૨) હર્ષ; ખુશી.
આમોદ, પુ. (સં.) સુગંધ; સુ-
આમ્નાય, પુ. (સં.) વેદ; શ્રુતિ.
(૨)સંપ્રદાય; ઉપદેશ. (૩) રૂઢિ; રીતભાત
આમ્ર,પુ.(સં.)આંબો.(૨)સહકાર.
આમ્રમંજરી, સ્ત્રી. (સં.)
આંબાની ફૂલવાળી-મોરાએલી ડાળી.
આમ્લ, વિ.ખાટું; ખટાશ પડતું.
આય, સ્ત્રી. શક્તિ; સામર્થ્ય.
આય તેની વાય=જેનામાં શક્તિ તે જીતે.
(૨) (સં. आ+ई=જવું ઉ૦)
આવક; લાભ; પ્રાપ્તિ. (૩) નાજર.
(જનાનખાનાનો) [છેડો.
આયખું, ન. આયુષ્ય. (૨)
આયડુ, પુ. ગોવાળીઓ.
આયડું,ન ઢોરોનું ચરવા જવું તે.
આયતન, ન. (સં. आ+यत्=
આધાર રાખવો) દેવસ્થાન. (૨)
આશ્રમ; સ્થાન.
આયતું, વિ. (સં. :यत्=યત્ન
કરવો ઉ૦ अयत्नतः) વગર મહેનતે
મળેલું; તૈયાર. આયતા પર રાયતું=તૈયાર
મળેલું હોય તેને ઉરાડી મૂકવું.
આયદો, પુ. બીજા ભાગીદારને
આપવાનો ભાગ.
આયના, સ્ત્રી.(સં. आज्ञा ઉ૦)
આજ્ઞા; આમન્યા. (૨) માન;અદબ;વિવેક.
આયનો, પુ. (ફા. આઈન=
દર્પણ) આરસો; તખતો.
આયપત, સ્ત્રી. (સં.आय+पत्
ઉ૦) આવક; કમાઈ; આવદાની.
આયપતવેરો, પુ. આવક-કમાણી
ઉપરનો કર.
આયંદે, આયંદા, અ. (ફા.
આમદન્=આવવું) હવે પછી. (૨)
આખરે. [માટે રાખવામાં આવતી બાઇ.
આયા, સ્ત્રી. છોકરાંને સંભાળવા
આયાત, સ્ત્રી (સં. आ=નજીક
+या=જવું,આવવું) માલનું આવવું તે;
આગ. (૨) વિ. આવેલું. [લઇ જવું તે.
આયાન, ન. (સં.) આગમન;
આયામ, પુ. (સં.) દીર્ઘતા;
લંબાઇ.
આયાસ, પુ. (સં. आ+यस्=
મહેનત કરવી ઉ૦) મહેનત; શ્રમ. (૨)
મુસીબત; દુઃખ. (૩) થાક.
આયાસી, વિ. (સં.) મહેનતુ;
ઉદ્યોગી. (૨) મુશકેલ. (૩) થાકેલું.
આયુ, ન. (સં.) જન્મથી
મરણ સુધીનો વખત; આવરદા.
આયુધ, ન. (સં. आ+युध्=
લડવું) હથિયાર; અસ્ત્રશસ્ત્ર. (૨) યુદ્ધ-
સાહિત્ય. (છત્રિશ જાતનાં આયુધ છેઃ
ચક્ર, ત્રિશૂળ, ધનુષ્ય, બાણ, વજ્ર, કે-
વાણ, તુફંગ, કોકબાણ, ફરસી, કટાર,

છરા, બરછી, ઢાલ, તરવાર, ગદા, સાંગ, તોમર, પાશ, ભુશુંડી; બાંટ, ખંજર, જંબુર, લદ્દ. જંત્ર, અંકુશ, બાણ, હળ, મૂશળ, ખાંડું, બરબડ, જંબળ, જરદ, ગુપ્તી, ગુરંજ, પઠા, પિસ્તોલ. ) આયુધ છોડવાં=વાનપ્રસ્થ થવું; હાર કબૂલ કરવી; નાશીપાસ થવું.

**આયુરારોગ્ય**, ન. (સં. आयुः+आरोग्य ) આયુષ્ય ને આરોગ્ય.

**આયુર્વેદ**, પુ. (સં) આર્યોનું વૈદિક શાસ્ત્ર. [ વેદને લગતું.

**આયુર્વેદિક**, વિ. (સં.) આયુ-

**આયુશ**, ન. (સં.) આયુષ્ય; આવરદા. [ વાળું; ઘણું જીવનારૂં

**આયુષ્માન**, વિ. (સં.) આયુષ્ય-

**આયુષ્ય**, ન. (સં.) આવરદા.

**આયુષ્યદોરી**, સ્ત્રી. (સં.) જીવનદોરી; જેની ઉપર આયુષ્યનો આધાર હોય તે. [ આયુષ્યની હદ.

**આયુષ્યમર્યાદા**, સ્ત્રી. (સં.)

**આર**, સ્ત્રી. (સં. आ+ऋ= જવું.) અણી; સોય; અંકુશ. [ કાંજી.

**આર**, પુ. પાણીનું વહન. (૨) ખેળ;

**આરક્ત**, વિ. (સં. आ=સહેજ +रक्त=લાલ) સહેજ રાતું; લાલાશ પડતું.

**આરક્તતા**, ન. રતાશ; લાલાશ.

**આરગણું**, ન. મોચીનું એક ઓજાર; આર.

**આરગન**, ન. ( અં. ) યુરોપ તરફનું એક જાતનું વાજું.

**આરચા**, સ્ત્રી. ( સં. अर्च्=પૂજવું ઉ० अर्चा ) પૂજા. (૨) આડ; પિયળ.

**આરજા**, સ્ત્રી. ( સં. आर्या ઉ० ) સંસારી; સંસારનો ત્યાગ કરી વિરાગી થએલી જૈન સાધ્વી સ્ત્રી.

**આરજુ**, સ્ત્રી. (ફા. આર્જ= આશા ઉ०) આશા; ઈચ્છા. (૨) અધીરાઈ. (૩) કાળજી; ચિંતા.

**આરજુમંદ**, વિ (ફા.) આશાવાળું. (૨) આતુર. (૩) કાળજીવાળું.

**આરડવું**, અ. ક્રિ. ( સં. अव+रट्=ગાવું) ખેંચીને અવાજ કાઢવો. (૨) મોટો અને બેસૂરો અવાજ કરવો.

**આરણકારણ**, ન. બાનું; મિષ; નિમિત્ત. (૨) હચુપચુ; અચોકસ.

**આરત**, સ્ત્રી. હોંસ; ઇચ્છા. (૨) ઓરીઓ; કોડ; વિ. પીડિત. (૨) જરૂરનું; ન ચાલે એવું.

**આરતી**, સ્ત્રી. ( સં. आर्तिः= પીડા ) દુઃખ; પીડા; સંકટ. (૨) પૂજાની સમાપ્તિ પછી કપૂરનો દિવો દેવની સામે રાખી ઉતારવો તે. (૩) જેમાં કપૂરનો કકડો સળગાવવામાં આવે છે તે પાત્ર. (૪) આરતી ઉતારતાં જે ગાયન ગાવામાં આવે છે તે.

**આરતીઉં**, વિ. દુઃખી; પીડિત. (૨) આરતવાળું; ગરજાઉ. (૩) આરતીનું પાત્ર.

**આરથી**, પુ. કુંભસ્થળનો નીચલો ભાગ. (૨) રક્ષણ. [પાર; ઠેઠ; સળગ.

**આરપાર**, અ. આ પારથી પેલે-

**આરબ**, પુ.(આ. અરબ) અરબ સ્તાનનો વતની. આરબની શોકી=બહુ સખત દેખરેખ.

**આરબી**, વિ. અરબસ્તાનનું; તેને લગતું. (૨) સરસ; ઉત્તમ.

**આરબ્ધ**, ન. કર્મનો એક પ્રકાર; જેનું તરતજ ફળ મળે એવું કર્મ. (૨) વિ. આરંભેલું; શરૂ કરેલું.

**આરબ્બી**, જુઓ આરબી.

**આરભટી**, સ્ત્રી. જેમાં રૌદ્ર, ભયાનક અને બીભત્સ રસ આવ્યા હોય એવી વાણી.

**આરંભ**, પુ. (સં. आ+रभ्= શરૂ કરવું ઇ.) શરૂઆત; પહેલ. (૨) મંડાણ કરવું તે. (૩) મૂળ. [માંડવું.

**આરંભવું** સ. ક્રિ. શરૂ કરવું;

**આરંભશૂર**, વિ. પ્રારંભે ઉત્સાહવાળું અને પછી નરમ પડી જાય એવું.

**આરંભાવવું** સ. ક્રિ. પ્રે. શરૂ કરાવવું.

**આરવા**, પુ. ( આ. રૂહ=મન. તેનું બ. વ. આરવાહ ) અંતઃકરણ; મન.

**આરવે**, પુ. ઘણું જમ્યા પછી જે અકળામણ થાય તે.

**આરસપહાણ**, પુ. (સં. आदर्श पाषाण ઇ.) શીસો, ચળકતો અને સુંદર પત્થર; સંગેમરમર.

**આરસબંધી**, સ્ત્રી. આરસ જડેલા હોય એવી જમીન.

**આરસી**, સ્ત્રી. (સં. आदर्श ઇ० प्रा. आयरीसो ) દર્પણ; ચાટલું. કહે૦માંકડાને હાથ આરસી=આછકલાઇ બતાવવાને આમ કહેવાય છે.

**આરસીગરા**, પુ. ( ફા આરસી+ગર=બનાવનાર )અરીસા બનાવનાર

**આરસીછલ્લો**, પુ. મુખ જોવાનો આરસી જડેલી હોય એવી વીંટી.

**આરસીછાપાં**,વીંટી; વીંટલાઓ.

**આરસો**, પુ. તખતો; અરીસો. (૨)કાચ ઉપર ચીતરેલું ચિત્ર; છબી.

**આરાધક**, વિ. (સં. आ+राध् =પ્રસન્ન કરવું ઇ૦ ) આરાધના કરનાર; ભક્ત; પૂજારી. [તે. (૨) ભક્તિ.

**આરાધન**, ન. (સં.) આરાધવું

**આરાધના**, સ્ત્રી. (સં.) આરાધવાની ક્રિયા. (૨) ભક્તિ.

**આરાધવું**, સ. ક્રિ. ( સં. आ+ राध्=ખુશ કરવું ઇ. ) પ્રસન્ન થાય તેમ કરવું; સ્તુતિ-સેવા-પૂજા કરવી; ભજવું. [ નાર સ્ત્રી.

**આરાધિકા**, સ્ત્રી. આરાધન કર-

**આરાધ્ય**, વિ. (સં.) આરાધવાને યોગ્ય; પૂજ્ય.

**આરામ**, પુ. (સં. आ+रम्=

રમવું ઉ૦ ) વિશ્રામ; વિસામો.(૨) શાંતિ; દુ:ખમુક્તિ. (૩) બાગ; બગીચો.

**આરામખુરશી**,સ્ત્રી.વિશ્રાંતિથી બેસી શકાય એવી ખુરશી.

**આરામગાહ**, સ્ત્રી.પરમ આરામ હંમેશ માટે આરામ લેવા જવું તે; સ્વર્ગે જવું તે. [ સાચવનાર.

**આરામિક**, પુ. માળી; બાગ

**આરારૂટ**, ન. (અં. એરોરૂટ) એક જાતનું કંદ ને તેનો ભૂકો.

**આરાવારા**, પુ. પૂર્વજોના દિવસ; શ્રાદ્ધના દિવસો.

**આરાસુરી**, સ્ત્રી. અંબામાતા.

**આરાસ્તગી**, સ્ત્રી. ( ફા. આરાસ્તન્=શોભાવવું ) શણગાર; તજવીજ; યોજના. [કરેલું; શણગારેલું.

**આરાસ્તે**, વિ. ( ફા. ) તૈયાર

**આરી**, સ્ત્રી. કરવતી. (૨) મોચીનું ઓજાર. [ તુચ્છ; હલકું.

**આરીઉં**, ન. ચીભડું. (૨) વિ.

**આરીકારી**, સ્ત્રી. ચતુરાઇ; ચપળતા. (૨) સેવા કરવી (૩) ઉસ્તાદી; દાવપેચ.

**આરૂઢ**, વિ.(સં. आ+रुह्=ચડવું ઉ૦ ) ચડેલું; બેઠેલું.

**આરેઆવવું**, કિનારે આવીપહોંચવું. (૨) પૂરું થવા આવવું. આરે આવેલું વહાણ બૂડયું=તૈયાર થયેલું કામ બગડયું. (૩) પશુમાદાઓને ગર્ભ ધારણ કરવાનાં ચિહ્ન દેખાવાં.

**આરેડું**, વિ. ( સં. आ=બહુજ +रुद्=રોવું ઉ૦ आरुदित ઉ.) બહુજ રોનારું. [ પુરું થવા આવેલું

**આરેતારે**, અ. પાકવા આવેલું;

**આરો**, પુ. ( સં. आ+ऋ=જવું. ઉ૦ आर=છેડો–અંત ) કિનારો; ઓવારો; તીર. (૨) છેડો; અંત. (૩) પૈડાની નાભીથી પરિધ લગીનો કકડો. (૪) છાણાંનો ઉબાળો. (૫) માર્ગ.

**આરોગવું**, સ.ક્રિ.જમવું;ખાવું. (૨) (તિરસ્કાર–અભાવ–રીસમાં) ઠાંસીને ખાવું; કોઈને મૂકીને ખાવું.

**આરોગ્ય**, ન. (સં.) તંદુરસ્તી; સુખાકારી.

**આરોગ્યતા**, સ્ત્રી. સુખાકારી.

**આરોગ્યરક્ષક**, વિ. આરોગ્યનું રક્ષણ કરે એવું; તંદુરસ્તી સાચવનારું.

**આરોગ્યરક્ષણ**, ન. તંદુરસ્તીની સાચવણી. [ રોગ્ય સંબંધી જ્ઞાન.

**આરોગ્યવિદ્યા**, સ્ત્રી. (સં.) આ-

**આરોગ્યશાળા**, સ્ત્રી. ( સં. ) આરોગ્ય માટે જ્યાં ઉપાયો થતા હોય એવું સ્થાન; દવાખાનું. [ ગ્યશાળા.

**આરોગ્યાલય**, ન. (સં.) આરો-

**આરોતારો**, પુ. એક જાતનું ઘાસ.

**આરોપ**, પુ. ( સં. आ+रुह्= ચડવું ઉ.) જેનામાં જે ન હોય તેનામાં તે છે એમ કહેવું તે. (૨) આળ; દોષ

(૩) ઠપકો દેવો તે.

**આરોપણુ**, ન. (સં.) આરોપવું; (૨) ઊભું કરવું. (૩) પહેરાવવું.

**આરોપવું**, સ. ક્રિ. ચડાવવું. (૨) પહેરાવવું. [વરાવવું; પહેરાવવું.

**આરોપાવવું**, સ. ક્રિ. પ્રે. ચડા-

**આરોપી**, વિ. (સં.) આરોપ-વાળું; તહોમતદાર; ગુનેહગાર.

**આરોહ**, પુ. (સં.) ચડવું. (૨) ચડાવ. (૩) રાગ ખેચવો તે.

**આરોહણ**, ન. (સં.)आ+रुह्= ચડવું ઉ૦) ચડવું તે. (૨) ઉપર બેસવું તે. (૩) સવારી કરવી તે. (૪) ઉન્નતિ.

**આરોહવું**, અ. ક્રિ. ચડવું. (૨) સવાર થઇ બેસવું.

**આર્જવ**, ન. (સં. ऋजु=સરલ ઉ.) સરલતા; સીધાપણું. (૨) કાલાવાલા; વિનવણી. (૩) ખુશામત.

**આર્ટિકલ**, પુ. (અં.) વર્તમાન-પત્રોમાં આવતું લખાણ. (૨) સામાન્ય નામની આગળ આવતો પ્રત્યય.

**આર્ત**, વિ. (સં.) પીડિત. (૨) ગભરાએલું. [ વિ. ઋતુ સંબંધી.

**આર્તવ**, ન. (સં.) રજ. (૨)

**આર્તિ**, સ્ત્રી. (સં.) દુઃખ; પીડા.

**આર્તિહર**, વિ. ( સં. ) પીડા હરનાર. [ ટાળનાર.

**આર્તિહારક**, વિ. (સં.) દુઃખને

**આર્દ્ર**, વિ. (સં.) ભીનું; ભેજ-વાળું. (૨) ઢીલું; નરમ. (૨) મૃદુ; કોમળ.

**આર્દ્રક**, ન. (સં.) આદુ.

**આર્દ્રતા**, સ્ત્રી. (સં.) ભિનાશ. (૨) કોમળતા. (૩) અનુકંપા. (૪)નરમાશ.

**આર્દ્રા**, સ્ત્રી. (સં.) સત્તાવિશ નક્ષત્રમાંનું એક ચોમાસામાં આવતું નક્ષત્ર.

**આર્ય**, પુ. (સં.) અસલના સુધરેલા લોકો; ઉંચા કુળનો સુધરેલો માણસ. (૨) વિ. ઉંચા કુળનું; ખાનદાન.

**આર્યત્વ**, ન. (સં.) આર્યપણું; કુલીનતા; ખાનદાની.

**આર્યધર્મ**, પુ. (સં.) અસલના સુધરેલા લોકોનો ધર્મ; બ્રાહ્મણધર્મ.

**આર્યપુત્ર**, (સં.) પતિ; સ્વામી. ( પ્રાચીન કાળમાં આર્ય સ્ત્રીઓ પોતાના પતિ માટે આ શબ્દ વાપરતી. )

**આર્યભાષા**, સ્ત્રી. (સં. )આર્ય-લોકોની ભાષા; સંસ્કૃત અને પ્રાકૃત.

**આર્યસમાજ**, પુ. (સં.) વેદને જ મુખ્ય ગણી તે પ્રમાણે વર્તવું એવા અભિપ્રાયવાળુ સ્વામીશ્રી દયાનંદે સ્થાપેલું ધર્મમંડળ. [ સાસુ.

**આર્યા**, સ્ત્રી. કુલીન સ્ત્રી. (૨)

**આર્યાગીતિ**, સ્ત્રી. (સં.) એક જાતનું વૃત્ત; રાગ

**આર્યાવર્ત**, પુ (સં. आर्य+आ+वृत्= ફરવું ઉ. आवर्त=ઘેરેલું;કુંડાળું) આર્ય લોકોએ રોકેલો દેશ; ઉત્તર હિંદુ-સ્થાન; ભારતખંડ.

રમવું ઉ૦) વિશ્રામ; વિસામો.(૨) શાંતિ; દુઃખમુક્તિ. (૩) બાગ; બગીચો.

**આરામખુરશી**, સ્ત્રી. વિશ્રાંતિથી બેસી શકાય એવી ખુરશી.

**આરામગાહ**, સ્ત્રી. પરમ આરામ હંમેશ માટે આરામ લેવા જવું તે; સ્વર્ગે જવું તે. [સાચવનાર.

**આરામિક**, પુ. માળી; બાગ

**આરારૂટ**, ન. (અં. એરોરૂટ) એક જાતનું કંદ ને તેનો ભૂકો.

**આરાવારા**, પુ. પૂર્વજોના દિવસ; શ્રાદ્ધના દિવસો.

**આરાસુરી**, સ્ત્રી. અંબામાતા.

**આરાસ્તગી**, સ્ત્રી. (ફા. આરાસ્તન્=શોભાવવું) શણગાર; તજવીજ; યોજના. [કરેલું; શણગારેલું.

**આરાસ્તે**, વિ. (ફા) તૈયાર

**આરી**, સ્ત્રી. કરવતી. (૨) મોચીનું ઓજાર. [ તુચ્છ; હલકું.

**આરીઉં**, ન. ચીભડું. (૨) વિ.

**આરીકારી**, સ્ત્રી. ચતુરાઇ; ચપળતા. (૨) સેવા કરવી. (૩) હસ્તાદી; દાવપેચ.

**આરૂઢ**, વિ.(સં. आ+रुह्=ચડવું ઉ૦) ચડેલું; બેઠેલું.

**આરેઆવવું**, કિનારે આવીપહોંચવું. (૨) પૂરું થવા આવવું. આરે આવેલું વહાણ બૂડયું=તૈયાર થયેલું કામ બગડયું. (૩) પશુમાદાઓને ગર્ભ ધારણ કરવાનાં ચિહ્ન દેખાવાં.

**આરેડું**, વિ. (સં. आ=બહુજ +रुद्=રોવું ઉ૦ आरुदित ઉ.) બહુ જ રોનારું. [ પુરે થવા આવેલું

**આરેતારે**, અ. પાકવા આવેલું;

**આરો**, પુ. (સં. आ+ऋ=જવું. ઉ૦ आर=છેડો–અંત) કિનારો; ઓવારો; તીર. (૨) છેડો; અંત. (૩) પૈડાની નાળીથી પરિઘ લગીનો કકડો. (૪) ભાણાંનો ઉભાળો. (૫) માર્ગ.

**આરોગવું**, સ.ક્રિ. જમવું; ખાવું. (૨) (તિરસ્કાર–અભાવ–રીસમાં) ઠાંસીને ખાવું; કોઈને મૂકીને ખાવું.

**આરોગ્ય**, ન. (સં.) તંદુરસ્તી; સુખાકારી.

**આરોગ્યતા**, સ્ત્રી. સુખાકારી.

**આરોગ્યરક્ષક**, વિ. આરોગ્યનું રક્ષણ કરે એવું; તંદુરસ્તી સાચવનારું.

**આરોગ્યરક્ષણ**, ન. તંદુરસ્તીની સાચવણી. [રોગ્ય સંબંધી જ્ઞાન.

**આરોગ્યવિદ્યા**, સ્ત્રી. (સં.) આ-

**આરોગ્યશાળા**, સ્ત્રી. (સં.) આરોગ્ય માટે જ્યાં ઉપાયો થતા હોય એવું સ્થાન; દવાખાનું. [ગ્યશાળા.

**આરોગ્યાલય**, ન. (સં.) આરો-

**આરોતારો**, પુ. એક જાતનું ઘાસ.

**આરોપ**, પુ. (સં. आ+रुह्= ચડવું ઉ.) જેનામાં જે ન હોય તેનામાં તે છે એમ કહેવું તે. (૨) આળ; દોષ.

(૩) ઠપકો દેવો તે.

આરોપણુ, ન. (સં.) આરોપવું; (૨) ઊભું કરવું. (૩) પહેરાવવું.

આરોપવું, સ. ક્રિ. ચડાવવું. (૨) પહેરાવવું. [વરાવવું; પહેરાવવું.

આરોપાવવું, સ. ક્રિ. પ્રે. ચડા-

આરોપી, વિ. (સં.) આરોપ-વાળું; તહોમતદાર; ગુનેહગાર.

આરોહ, પુ. (સં.) ચડવું. (૨) ચડાવ. (૩) રાગ ખેંચવો તે.

આરોહણ, ન. (સં.)आ+रुह्= ચડવું ઉ૦) ચડવું તે. (૨)ઉપર બેસવું તે. (૩) સવારી કરવી તે. (૪) ઉન્નતિ.

આરોહવું, અ. ક્રિ. ચડવું. (૨) સવાર થઇ બેસવું.

આર્જવ, ન. (સં. ऋजु=સરલ ઉ.) સરલતા; સીધાપણું. (૨) કાલાવાલા; વિનવણી. (૩) ખુશામત.

આર્ટિકલ, પુ. (અં.) વર્તમાનપત્રોમાં આવતું લખાણ. (૨) સામાન્ય નામની આગળ આવતો પ્રત્યય.

આર્ત, વિ. (સં.) પીડિત. (૨) ગભરાએલું. [ વિ. ઋતુ સંબંધી.

આર્તવ, ન. (સં.) રજ. (૨)

આર્તિ, સ્રી. (સં.) દુઃખ; પીડા.

આર્તિહર, વિ. ( સં. ) પીડા હરનાર. [ટાળનાર.

આર્તિહારક, વિ. (સં.) દુઃખને

આર્દ્ર, વિ. (સં.) ભીનું; ભેજ-વાળું. (૨) ઢીલું; નરમ. (૨) મૃદુ; કોમળ.

આર્દ્રક, ન. (સં.) આદુ.

આર્દ્રતા, સ્રી. (સં.) ભિનાશ. (૨) કોમળતા. (૩) અનુકંપા. (૪)નરમાશ.

આર્દ્રા, સ્રી. (સં.) સત્તાવિશ નક્ષત્રમાંનું એક ચોમાસામાં આવતું નક્ષત્ર.

આર્ય, પુ. (સં.) અસલના સુધરેલા લોકો; ઉંચા કુળનો સુધરેલો માણસ. (૨) વિ. ઉંચા કુળનું; ખાનદાન.

આર્યત્વ, ન. (સં.) આર્યપણું; કુલીનતા; ખાનદાની.

આર્યધર્મ, પુ. (સં.) અસલના સુધરેલા લોકોનો ધર્મ; બ્રાહ્મણધર્મ.

આર્યપુત્ર, (સં.) પતિ; સ્વામી. ( પ્રાચીન કાળમાં આર્ય સ્રીઓ પોતાના પતિ માટે આ શબ્દ વાપરતી. )

આર્યભાષા, સ્રી. (સં.)આર્યલોકોની ભાષા; સંસ્કૃત અને પ્રાકૃત.

આર્યસમાજ, પુ. (સં.) વેદને જ મુખ્ય ગણી તે પ્રમાણે વર્તવું એવા અભિપ્રાયવાળું સ્વામીશ્રી દયાનંદે સ્થાપેલું ધર્મમંડળ. [ સાસુ.

આર્યા, સ્રી. કુલીન સ્રી. (૨)

આર્યાગીતિ, સ્રી, (સં.) એક જાતનું વૃત્ત; રાગ

આર્યાવર્ત, પુ (સં. आर्य+आ+वृत्= ફરવું ઉ. आवर्त=ઘેરેલું;કુંડાળું) આર્ય લોકોએ રોકેલો દેશ; ઉત્તર હિંદુસ્થાન; ભરતખંડ.

**આલ**, ન. એક જાતનું ઝાડ. (૨) હલદાલ. (૩) ટેવ; આદત.

**આલક્ષિત**, વિ. ચિહ્નથી દેખાડેલું; રેખાવાળું; દેખાડું.

**આલખીપાલખી**, સ્ત્રી. છોકરાંની એક રમત. [ ખોરાક; ઘેંશ.

**આલણ**, ન. એક જાતનો લેપ;

**આલપાકો**, પુ. (અં.) એક જાતનું ચકચકીત કપડું.

**આલપાલ**, સ્ત્રી. ચાકરી; સેવા. (૨) છોકરાંની માવજત. (૩) સરભરા; સારવાર.

**આલબેલ**, સ્ત્રી. (અં. ઑલવેલનું અપભ્રંશ રૂપ ) ચોકીદારો રાતને વખતે કલાકે કલાકે જે બૂમ પાડે છે તે.

**આલમ**, સ્ત્રી. ( આ. આલમ ઉ૦)દુનીઆ;જગત (૨)લોક; માણસ જાત.

**આલમદુનીઆ**, સ્ત્રી.( આ. ) બધું જગત; વિશ્વ; પૃથ્વી; માણસજાત.

**આલમનુર**, પુ ( આ. ) પ્રકાશવાળો પ્રદેશ.

**આલય**, ન. (સં. आ+ली=જવું ઉ૦ ) ઘર; રહેવાની જગા.

**આલવાલ**, પુ. (સં.) ક્યારો.

**આલવું**, જુઓ આપવું.

**આલસ્ય**,ન. (સં.अ+लस्=યત્ન કરવો ઉ૦) આળસ; મંદતા.

**આલંબ**, પુ. ( સં. आ+लम्ब्= ટંગાવું) આધાર; ટેકો; આશ્રય. (૨)ધારણ.

**આલંબન**, ન. (સં.) આશ્રય; સહાય; રસ ઉત્પન્ન કરનારી મૂળ વસ્તુ.

**આલંબવું**, અ. ક્રિ. પકડવું; આધાર લેવો. (૨) પહોંચવું. (૩) ટંગાવું.

**આલાપ**, પુ. ( સં. आ+लप्= બોલવું ઉ૦)રાગ બેસાડવાને રાગ કાઢવો તે. (૨) વાતચિત. (૩) સ્તુતિનું ગાન. (૪) બકવાદ (૫) દોષ; આક્ષેપ. [ગાવું.

**આલાપવું**, સ.ક્રિ. રાગ કાઢવો;

**આલામત**,સ્ત્રી.(आ.)નિશાની;ચિહ્ન.

**આલાલીલું**, વિ. (આલું=તાજું +લીલું=ઓનું ) લીલુંસૂકું.

**આલિંગન**, ન. (સં. आ+लिग् =જવું) ભેટવું; બાથમાં લેવું.

**આલિંગમંત્રી**,પુ.નાયબ દિવાન.

**આલિંગવું**,સ. ક્રિ. ભેટવું; બાથ ભરવી; છાતી સરસું ચાંપવું.

**આલી**, સ્ત્રી.(સં.) સાહેલી;સૈયર.

**આલીગારૂં**, વિ. અટકચાળું.

**આલીજનાબ**, વિ.(આ. આલી =ઉંચું. જનાબ=કચેરી) ઉંચી પદવીવાળું.

**આલીજાંહ**, (જહાં), વિ. ( ફા. આલીજાંહ=ભવ્ય) ઘણું મોટું; ભભકાદાર; ભવ્ય.

**આલીહજરત**, વિ.(આ. આલી +હજરત=ઘણું માનનીય ) મોટી કીર્તિવાળું.

**આલીશાન**, વિ. (આ.) ઉત્તમ

પ્રતિષ્ઠાવાળું. (૨) ભવ્ય; અતિ વિશાળ.

**આલુ**, ન. ખોટો આરોપ; અપવાદ. (૨) એક ફળ; જરદાળુ.

**આલુબુખાર**, ન. (ફા.) એક જાતનું સૂકું ફળ. [ નાખવા તે.

**આલુંચન**, ન. માથાના કેશ ચૂંટી

**આલે**, વિ. નજીકનું. (૨) વધારે પ્રિય. (૩) સારૂં; શ્રેષ્ઠ.

**આલેખ**, પુ. (સં.) લખાણ; ખત. (૨) લખી આપેલું તે. (૩) પટ્ટો; સનંદ. (૪) ચિત્ર; સિક્કો.

**આલેખન**, ન. (સં.) લખાણ કરવું તે; સનંદ-પટ્ટો કરવો તે. (૨) ચિત્ર; ચીતરવું તે. (૩) રૂપરેખા કરવી તે. (૪) ખોતરવું-ખોદવું તે.

**આલેખની**, (આલેખિની). સ્ત્રી. (સં.) કલમ. (૨) ચીતરવાની પીંછી. (૩) લખવાની પદ્ધતિ. (૪) ટાંકણું.

**આલેખવું**, સ. ક્રિ. (સં. आ+लिख्=લખવું ઉ૦) લખવું. (૨) ચીતરવું. (૩) ખોતરવું. (૪) મણકારવું.

**આલેખ્ય**, વિ. (સં.) આલેખવા યોગ્ય.

**આલેપ**, પુ. (સં. आ+लिप्= લીંપવું) લેપ કરવો; ચોપડવું. (૨) ચોડવું.

**આલોક**, પુ. ( સં. आ+लुक्= જોવું ઉ૦) દેખાવ; દર્શન; ચિતાર.

**આલોકન**, ન. (સં.) જોવું; ધારી ધારીને જોવું. (૨) તપાસવું. (૩) દેખરેખ રાખવી.

**આલોકવું**, સ ક્રિ. જોવું, તપાસવું.

**આલોચ**, (સં. आ+लोच्=જોવું) જોવું; વિચારવું. (૨) દેખાવ; દર્શન. (૩) વિવેચન; વિચાર.

**આલોચન**, ન. જોવું; વિચારવું; દેખાવ. (૨) વિવેચન. (૩) માની દેવું; કબુલ કરવું.

**આલોચવું**, સ. ક્રિ. વિચારવું; મનન કરવું.

**આલોપાલો**, પુ. ઝાડનાં નાનાં મોટાં પાન; વનસ્પતિ. (૨) ખોરાક.

**આલોયણ**, ન. ( प्रा. જૈન) આલોચન; કબુલાત. (જૈન ધર્મમાં એક એવો રિવાજ છે કે સાધુ વગેરેએ ગુરુની આગળ પોતાનાં કર્મ કબુલ કરી માફી માગવી. આ રિવાજનું નામ 'આલોયણ' કહેવાય છે.)

**આવ**, સ્ત્રી. (સં. या=આવવું ઉ૦) આવક; આગ. [ ઉત્પન્ન; પેદાશ.

**આવક**, સ્ત્રી. આવવું તે. (૨)

**આવકચિઠ્ઠી**, સ્ત્રી. આવનારા માલની ચિઠ્ઠી; ભરતીઉ. (૨) રસીદ; પાવતી.

**આવકજાવક**, સ્ત્રી. આવવું જવું તે. (૨) આવતા અને જતાની નોંધ.

**આવકાર**, પુ. (સં.) આવનારને માન આપવું તે; સન્માન કરવું તે.

**આવકારો**, પુ. જુઓ અવકાશ.

**આવચીબાવચી**, સ્ત્રી. એક

જાતની વનસ્પતિ અને તેનાં બી; તક અરીઆં.

**આવજા**, (આવજાવ), સ્ત્રી. આવવું અને જવું; અવરજવર. (૨) આયાતનિકાસ.

**આવટવું**, અ. ક્રિ. (સં. आ+ वृत्=વર્તવું ઉ.) નીવડવું; થવું (૨) ફેરવવું.

**આવડ**, સ્ત્રી. આવડત. (૨) જ્ઞાન. (૩) યુક્તિ; કળા.

**આવડત**, સ્ત્રી. આવડ. (૨) કળા. (૩) ચતુરાઈ. (૪) જ્ઞાન; સમજણ.

**આવડત્રેવડ**, સ્ત્રી. કામ કરવાની રીત; કરકસર.

**આવડવું**, અ. ક્રિ. (સં. आ+ वृत्=ફેરવવું. प्रा. आवडिअं) કોઈ પણ કાર્ય કેમ કરાય છે તે બરોબર જાણવું; કરતાં ફાવવું. કહે૦ આવડે નહિ ઘેશ ને રાંધવા પેશ=જેટલું આવડે એટલું જ ડહાપણ કરવું. આવડે એટલું બોલીએ નહિ અને ભાવે તેટલું ખાઇએ નહિ=દરેક વસ્તુ કે વાત વિવેકસર અને પ્રમાણસર કરવી જોઇએ.

**આવડું**, વિ. (સં. एतावत् ઉ૦) આટલું; અમુકના જેવડું.

**આવતું**, વિ. હવે પછી થવાનું.

**આવદાની**, (આમદાની), આવક; પેદાશ; કમાઇ; ઉપજ. [મરવું.

**આવનજાવન**, જનમવું અને

**આવરફૂટો**, પુ. (સં. आयुष्य+ कुंठ=બુઠ્ઠું થવું) ભાગી તૂટી જવું. (૨) આવરદાનો અંત.

**આવરણ**, ન. (સં.) ઢાંકણ; આચ્છાદન. (૨) ઢાલ. (૩) અજ્ઞાનનું પડ.

**આવરદા**, પુ. (સં. आयुष्य+ दा=આપવું ઉ.) આયુષ્ય; જીવનસમય.

**આવરવું**, અ. ક્રિ. (સં. आ+ वृ=છ.વું) વ્યાપવું; ફેલાવું.

**આવરેજ**, પુ. (અં. એવરેજ) સરાસરી; આશરો; અંદાજ. (૨) ફાળો; ભાગે પડતું આવતું હોય તે.

**આવરો**, પુ. (ફા. આવર્દન= લાવવું ઉ૦) રોકડ મેળ તથા જમાખર્ચી રકમોની નોંધોને લગતો ચોપડો. (૨) બહુ ખાવાની ભાવના.

**આવર્ત**, ન. (સં. आ+वृत्= ફરવું) કુંડાળું; ચકરાવો; આંટો.

**આવર્તન**, ન. (સં.) ફરવું; ચકરાવો. (૨) વારંવાર ફરવું; ફેરફારી.

**આવર્તવું**, અ. ક્રિ. ફરી વળવું; ઢાંકવું; ઘેરી લેવું. સ. ક્રિ. બાથમાં લેવું; ભેટવું; આલિંગન કરવું.

**આવર્તાંક**, પુ. (સં. आवर्त+ अंक) વારંવાર આવતો આંકડો.

**આવલ**, ન. તાજું પીંજેલું રૂ.

**આવલી**, સ્ત્રી. (સં.) પંક્તિ; ઓળ; શ્રેણી.

**આવલાં**, ન. કોસ અને તેને લગતો સરસામાન.

**આવવું**, અ. ક્રિ. ( सं. आ+या=આવવું ઉ૦ ) ભેગા થવું; મળવું; પાછા ફરવું. (૨) ફૂટવું. (૩) જણાવું; લાગવું. ' આવી મળવું '=સહાયક—સમાન થવું.

**આવશ્ય**, સ્ત્રી. જુઓ અવશ્ય.

**આવશ્યક**, વિ. (सं.) જરૂરનું.

**આવશ્યકતા**, સ્ત્રી. જરૂરીયાત; અગત્ય; ખપ.

**આવસથ**, ન. ( सं. आ+वस्=રહેવું ઉ૦ ) ઘર; નિવાસસ્થાન. (૨) ધર્મશાળા; ઉતારો; મુકામ. (૩) અગ્નિહોત્ર શાળા.

**આવસથ્ય**, પુ. (सं.) અગ્નિહોત્રનો અગ્નિ; દંપતીએ રાખેલો અગ્નિ.

**આવહ**, વિ. ( सं. आ+वह्=વહેવું ) લઈ જવું; વહન કરવું.

**આવહનપત્ર**, ન. બોલાવવાનું આજ્ઞાપત્ર; સમન્સ.

**આવળ**, સ્ત્રી. એક નાનો છોડ. ( તેની છાલ ચામડાં કેળવવામાં લાગે છે.)

**આવળીઓ**, પુ. ઓરીઓ; મનની ઇચ્છા; ભાવ.

**આવાગમન**, ન. આવવું અને જવું. (૨) જન્માંતર. [ ઘડી.

**આવાર**, અ. આ વખતે; આ

**આવાસ**, પુ. ( सं. आ+वस्=રહેવું ) મુકામ; નિવાસ. (૨) ઘર; મંદિર.

**આવાહન**, ન. ( सं. आ+वह्=લઈ જવું ) આમંત્રણ; બોલાવવું. (૨) મંત્રથી દેવાદિનું મૂર્તિ વગેરેમાં આવવું.

**આવિર્ભાવ**, પુ. (सं.) સ્પષ્ટ દેખાવું; ઉત્પન્ન થવું; ફૂટી નીકળવું.

**આવિર્ભૂત**, વિ. (सं.) પ્રગટ; દેખાઈ આવતું; છતું; ખુલ્લું.

**આવિષ્કરણ**, ન. (सं. आविस्+कृ=કરવું. ક્રિ. करण ) ખુલ્લા થવું; પ્રાગટ્ય; પ્રકાશ. [ પ્રકાશિત; દેખાડેલું.

**આવિષ્કૃત**, વિ. (सं.) પ્રકટિત;

**આવિષ્ટ**, વિ. ( सं आ+विश्=પેસવું ઉ૦)પેઠેલું; દાખલ થએલું; વળગેલું.

**આવું**, વિ. ( सं. एतावत् ઉ૦) આ પ્રમાણેનું; આ પ્રકારનું.

**આવૃત્ત**, વિ. (सं.) ઘેરાએલું; ઢાંકેલું.

**આવૃત્તિ**, સ્ત્રી. (सं.) બીજીવાર થવું તે; ફરી ફરીને એની એજ ક્રિયા થયા કરવી તે.

**આવેગ**, પુ. ( सं. आ=ઘણું+विज्=જુદા થવું ઉ૦ वेग ) બળ; જોર.(૨)જુસ્સો આવવો.(૩)ક્રોધ; ગુસ્સો.

**આવેશ**, પુ. ( सं. आ+विश्=પેસવું ઉ૦ ) જુસ્સો; ઉભરો. (૨) ઉમળકો. (૩) ક્રોધ; કોપ. (૪) લહેર.

**આવેશી**, વિ. આવેશવાળું; આતુર. (૨) ક્રોધી; ગુસ્સાખોર.

**આવેષ્ટિત,** વિ. (સં.) વીંટાએલું; ઘેરાએલું.

**આશ,** સ્ત્રી. (સં. आशा ઉ૦) આશા; ઇચ્છા; કામના; ભાવ.

**આશક,** પુ. (આ. आशिक़=પ્રેમી) પ્રેમી; આસક્ત થએલ; અનુરાગી.

**આશકમાશુક,** ન. બ. વ. (फा. माशूक़=પ્રેમવાળી સ્ત્રી) અન્યોન્ય પ્રત્યે અનુરાગી સ્ત્રીપુરુષ.

**આશકા,** સ્ત્રી. દેવને ઉતારેલી આરતીનો સ્પર્શ કરવો તે. [ખુલ્લું.

**આશકાર,** વિ. (ફા.) સ્પષ્ટ;

**આશકારા,** ત્રિ. (ફા.) જગજાહેર; પ્રખ્યાત. [પ્રીતિ; રતિ.

**આશકી,** સ્ત્રી. યારી; પ્રેમ;

**આશના,** સ્ત્રી. (ફા.) સખી; સાહેલી. [યારી.

**આશનાઈ,** સ્ત્રી. અનુરાગ; પ્રીતિ;

**આશય,** પુ. (સં. आ+शी=પડવું) હેતુ, ઉદ્દેશ; અભિપ્રાય; મનસુબો.

**આશરવાદ,** જુઓ આશીર્વાદ

**આશરવું,** ક્રિ. આશ્રય લઇને કરવું; આશ્રય લેવો.

**આશરાગતીઉં,** ન. આશ્રયે આવીને રહેલું.

**આશરાપડતું,** વિ. અટકળ પડતું.

**આશરે,** અ. આશરા પ્રમાણે; લગભગ; શુમારે, અટકળે.

**આશરો,** પુ. (સં. आश्रय ઉ૦) આશ્રય. (૨) શુમાર; અડસટ્ટો.

**આશાક,** પુ. આંચકો; આશંકા. (૨) ઓછું આણવું તે; શરમાવું તે.

**આશંકા,** સ્ત્રી. (સં. आ+शंकु=વહેમ પડવો) શંકા; વહેમ.

**આશંકિત,** વિ. (સં.) શંકાવાળું.

**આશા,** સ્ત્રી. (સં.) ઇચ્છા; ઉમેદ. 'આશા આપવી'=સહાય કરવાનું કહેવું. 'આશાભર્યું'=જેને ઘણી ઇચ્છા પુરી કરવાની રહેલી છે એવું; જુવાન.

**આશાઢ,** જુઓ આષાઢ.

**આશાપુરી,** સ્ત્રી. આશા પુરનારી એક દેવી. [બંધન; આશાદોરી.

**આશાબંધ,** પુ. (સં.) આશાનું

**આશાબંધી,** વિ. આશાના બંધનવાળી; સગર્ભા સ્ત્રી.

**આશાભંગ,** પુ. આશા તૂટી જવી તે; નિરાશ થવું તે.

**આશાયુક્ત,** વિ (સં.) આશાવાળુ

**આશાવરી,** પુ. એક રાગનું નામ.

**આશાવંત,** વિ. (સં.) આશાભર્યું.

**આશાવાળું,** વિ. આશાવંત; આશાયુક્ત.

**આશિષ,** સ્ત્રી. (સં. आ+शास्=ઈચ્છવું ઉ.) આશા પાર પડે એવું વચન; આશીર્વાદ.

**આશી,** સ્ત્રી. (સં. आ+शृ=

મારી નાખવું હ૦) સર્પની ફાઢ; જીવલેણ ઝેર. (૨) એક જાતની ઔષધિ.

આશીનીશી, અ. સંતોષપૂર્વક.

આશીર્વચન, ન. (સં.) આશીર્વાદ; આશિષ.

આશીર્વાદ. પુ (સં.) આશિષ

આશીર્વાદાત્મક, વિ. જેમાં આશીર્વાદ હોય એવું; આશિષવાળું.

આશીર્વાદાર્થ, આશીર્વા-ને માટે.

આશુ વિ. ઉતાવળું; ત્વરિત; શીઘ્ર

આશુચ, ન. (સં. अ=નહિ+शुचि =શુદ્ધ) સૂતકવાળું; અશુદ્ધ; અસ્વચ્છ.

આશુતોષ, પુ (સં. आशु= જલદી+तोष=તુષ્ટિ-આનંદ આપનાર) મહાદેવ; શંકર; શિવ.

આશૌચ, ન. (સં.) અશૌચ, સૂતક; અસ્વચ્છપણું; અપવિત્રતા.

આશ્ચર્ય, ન. (સં. आ+चर् =ચાલવું-વર્તવું) વિસ્મય; નવાઇ.

આશ્ચર્યકારક, ત્રિ. (સં.) વિસ્મય ઉપજાવે એવું; નવાઈ પમાડનાર; અજબ.

આશ્ચર્યજનક, વિ. (સં.) આશ્ચર્ય ઉત્પન્ન કરે એવું; નવાઈ ઉપજાવનારું.

આશ્મ, પુ.(સં.) પત્થર; પહાણ.

આશ્મરિક, વિ. (સં) પત્થરનું. (૨) ન. મૂત્રકૃચ્છ; પથરીનો રોગ. (૩) પથરીના રોગવાળો દર્દી.

આશ્રમ, પુ. (સં.) વિરામ લેવાનું સ્થાન; ઋષિઓ અને સાધુસંત વગેરેને રહેવાનું સ્થાન; વાડી, ઉપવન. (૨) પુરુષજીવનના કર્ત્તવ્યોને માટે જીંદગીના જે ચાર ભાગ પાડવામાં આવેલા છે તેમાંનો દરેક ભાગ. (બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ અને સંન્યાસાશ્રમ. [ મઠમા રહેનાર.

આશ્રમવાસી, વિ. તપોવનવાસી;

આશ્રમસ્થાન, ન. (સં.) રહેવાનું ઠેકાણું. (૨) આશ્રમ મળે એવું સ્થાન.

આશ્રમિક, ત્રિ. (સં.) આશ્રમ-ધર્મ પાળનાર; આશ્રમમાં જઇ રહેલું.

આશ્રમી, ત્રિ. (સં.) આશ્રમ-વાળું, આશ્રમમાં રહેનારું.

આશ્રિત, વિ. (સં.) આશ્રયે પડેલું; આશ્રયથી આજીવિકા ચાલતી હોય એવું.

આશ્લિષ્ટ, ત્રિ. (સં.) ભેટાએલું; હૃદયે ચાંપ એલું.

આશ્લેષ, પુ. (સં.) આલિંગન; ભેટવું; છાતી સાથે ચાંપવું.

આશ્વાસ, પુ. (સં.) નિવૃત્તિ. (૨) અભયદાન; સાંત્વન.

આશ્વાસક, વિ. (સં.) આશ્વાસન કરનાર; સાંત્વન દેનાર; અભયદાન આપનાર.

આશ્વાસના, ન. સ્ત્રી. (સં.) સાંત્વન; ધીરજ આપવી.

આશ્વાસવું, સ. ક્રિ. આશ્વાસન આપવું; ધીરજ આપવી; શાંત પાડવું;

આશા—અભય આપવાં. (૨) આગતા-સ્વાગતા કરવી; બરદાસ લેવી.

**આશ્વિન,** પુ. જેની પૂર્ણિમાએ અશ્વિની નક્ષત્ર આવતું હોય એવો મહીનો; વિક્રમ સંવત્સરના બાર માસમંનો છેલ્લો મહીનો. [ નવમો મહીનો.

**આષાઢ,** પુ. (સં.) વિક્રમ સંવત્સરનો

**આષાઢી,** વિ. ( સં. ) આષાઢ મહીનાની ( પૂર્ણિમા ).

**આસ,** જુઓ આશા.

**આસકા,** સ્ત્રી. દેવને ચડાવેલી વસ્તુનો કાંઈક ભાગ શરીરને લગાડવો તે.

**આસક્ત,** વિ. (સં.) અનુરક્ત; મોહિત. [ અતિશય પ્રીતિ.

**આસક્તિ,** સ્ત્રી. (સં.) અનુરાગ;

**આસન,** ન. ( સં. ) બેસવાનું ઠેકાણું. (૨) બેસવા, ઉભા રહેવા અને સૂવાની અમુક પ્રકારની ઢબ. (૩) ચોપડી અથવા પત્રકનું ખાનું. (૪) ચાદર ઉપર આંખીનું બેસવું. ( આસંગ ) (૫) એક ઔષધિ. ( અશ્વગંધા-આસંધ ) ( ૬ ) અમુક એક જગા. (૭) જે વસ્તુની ઉપર બેસાતું હોય તે વસ્તુ.

**આસનકેદ,** સ્ત્રી. જે કેદમાં મજુરી કરવાની નહિ તેવી કેદ.

**આસનવિધિ,** પુ. (સં.) આસન કરવાની રીત.

**આસનાવાસના,** સ્ત્રી. દિલાસાથી ધીરજ આપી સમજાવવું; સાંત્વન.

**આસની,** સ્ત્રી. છેક નાનું આસનીઉં.

**આસનીઉં,** ન. ઊન, દર્ભ કે ઝાડની છાલ વગેરેનું બેસણું; આસન કરવાની વસ્તુ. [સમીપ.

**આસન્ન,** અ. (સં.) પાસે; નજીક;

**આસન્નકાળ,** પુ (સં.) છેલ્લો સમય; મરણસમય. [બાજુએ.

**આસપાસ,** અ. ચોતરફ; ચારે

**આસમાન,** ( આસમાન ), ન. ( ફા. ) આકાશ; ગગન.

**આસમાની,** વિ આસમાનનું. (૨) આસમાન સંબંધી. આસમાની આફત=દૈવકોપ;કુદરતી સંકટ આસમાની કિતાબ=દૈવી ચોપડી. (૩) આકાશના જેવા રંગનું.

**આસરડવું,** ( આસૈડવું. ), (સં. आ=ઘણું+सृ=सर्=સરવું ઉ૰ ) અવાજ થાય એમ ખાવું; અકરાંતીઆ થઈને હદ ઉપરાંત ખાવું. (૨) ઉસરડવું.

**આસવ,** પુ. ( સં. आ=ખૂબ+सू=સત્વ કાઢવું ) સત્વ; અર્ક. (૨) ગાળેલો દારૂ. [ લાગેલું હોય એવું.

**આસવતું,** વિ. કામ; કામમાં

**આસંગ,** પુ. (સં.) અતિસંગ; પાછળ ને પાછળ લાગ્યા રહેવું; મંડ્યા રહેવું. (૨) સમાગમ; સંજોગ.

**આસંગો,** પુ. ( સં. आसंग ઉ૰ ) પ્રીતિથી લાગ્યા ને લાગ્યા રહેવું; પ્રેમપારવશ.

આસંત્રો, (આસોંદરો), પુ. એક જાતનું ઝાડ. (આ ઝાડનાં પાંદડાં પીવાની બીડીઓ બનાવવાના કામમાં આવે છે.)

આસંધ, સ્ત્રી. એક જાતની વનસ્પતિ; અશ્વગંધા. (સં૦)

આસાએશ, સ્ત્રી (ફા) વિશ્રાંતિ; વિરામ. [આભાર.

આસાન, ન. (ફા) એહસાન;

આસાની, સ્ત્રી. (ફા) સહેલાઈ.

આસામી, (અ'શામી), પુ. (ફા.) શખસ; અમુક માણસ. (૨) દેણદાર. (૩) પૈસાદાર. (૪) પુરુષ; માણસ (સામાન્ય).

આસામીવાર, અ. દરેક આસામીનું.

આસાર, પુ. (સં.) ફાળકો, (રેશમ કે સુતરનો.) (૨) ઝાપટો.

આસીડ, પુ. (અં. ઍસીડ ઉ૦) તેજાબ. (૨) વિ. ખાટું; આમ્લ.

આસીરિઅન, વિ. આસિરિયાનું (૨) આસિરિઆનું રહેવાસી.

આસીસ્ટંટ, પુ. (અં.) મદદનીશ; હાથ નીચેનો માણસ;સહાયક. (૨) વિ. મદદ કરનાર; સહાય આપનાર.

આસુર, વિ. (સં. અ=નહિ+સુર=દેવ) અસુરનું. (૨) જંગલી; અણુખરે નહિ શોભે એવું.

આસુરવિવાહ, પુ. (સં.) જંગલી વિવાહ. ધર્મશાસ્ત્રકારોએ આઠ જાતના વિવાહ કહેલા છે તેમાંનો એક વિવાહ. (એમાં કન્યાને બળાત્કારે ઉપાડી લઇ જઇ લગ્ન કરવામાં આવે છે.)

આસુરી, વિ. (સં.) અસુર સંબંધી; રાક્ષસી; તામસી; ક્રોધી. આસુરી ઉપાય=જંગલી ઉપાય; ઊંટવૈદું.

આસેસર, પુ. (અં.) ન્યાયમાં સલાહકાર–મદદગાર; પંચ.

આસો, પુ. (સં. आश्विन ઉ૦) વિક્રમ સંવત્સરનો છેલ્લો મહીનો.

આસોપાલવ, પુ. (સં. अशोक ઉ૦) આંબાના જેવું મોટું ઝાડ; અશોક.

આસોંદ, સ્ત્રી. એક જાતની ઔષધિ; અશ્વગંધા; આસંધ.

આસોંદરો, પુ. (સં. अश्मतक ઉ૦) આસંત્રો; આસિંદ્રો.

આસ્કંદ, પુ.(સં.) એક જાતનો કૂદ. (૨) તિરસ્કાર. (૩) હલ્લો; ધસારો.

આસ્ટ્રેલીયન, વિ. આસ્ટ્રેલીઆનું.

આસ્ટ્રેલીઆ, પુ. હિંદુસ્તાન અને ચીનની દક્ષિણે આવેલો એક મોટો ખંડ. (એ પાંચમો ખંડ ગણાય છે.)

આસ્તર, ન. (સં.) ઢાંકણું; પાથરણું.

આસ્તરણ, ન.(સં. आ+स्तृ=પાથરવું) પાથરણું. (૨) ઢાંકણ. (૩) ચાદર. (૪) ઓઢવાનું.

આસ્તા, જુઓ આસ્થા.

આસ્થા, સ્ત્રી. (सं. आ+स्था ઉભા રહેવું) શ્રદ્ધા; ભાવ; વિશ્વાસ. (૨) પ્રેમથી વળગી રહેવું તે; આસક્તિ. (૩) મૂડી; પુંજી.

આસ્થાવાળું, વિ. જેને આસ્થા હોય તે; શ્રદ્ધાવાળું.

આસ્તિક, વિ. (सं.अस्=હોવું) જગતનો નિયંતા ઈશ્વર છે એમ માનનાર.

આસ્તિકતા, સ્ત્રી. આસ્તિકપણું

આસ્તિકપણું, ન. આસ્તિક્ય.

આસ્તિક્ય, ન. (सं.) આસ્તિકપણું.

આસ્તે, (ફા. આહેસ્તે ઉ૦) હળવે; ધીમે. [વાળું; ભાવિક.

આસ્થિક, વિ. (सं.) આસ્થા

આસ્પદ, ન. (सं.) જગા; ઠેકાણું.(૨)પદવી;હોદ્દો(૨)વિ.ઉપજાવનાર.

આસ્ફાલન, ન. (सं. आ+स्फाल्=હાલવું) અથડામણ;અફળાટ.

આસ્ફોટન,ન. (सं.आ+स्फुट=ફૂટવું) મોટા ધડાકા સાથે ફૂટી જવું. (૨) ભડાકો. (૩) પ્રગટ કરવું; જાહેર કરવું. (૪) ફોડવું. [ચહેરો.

આસ્ય, ન (सं.) મુખ; મોં;

આસ્વાદ, પુ. (सं.आ+स्वाद्=ચાખવું ઉ૦) ચાખવું; રસ લેવો; રુચિ; સ્વાદ. (૨) (ખાધાનો) ગળકો.

આસ્વાદક, ત્રિ. (सं.) રસ લેનાર; ચાખનાર.

આહન,સ્ત્રી.એક જાતની ઔષધી.

આહર, અ.આખરે;છેલ્લે;છેવટે

આહવ, ન. (सं.) રણક્ષેત્ર.

આહવનીય, ત્રિ. (सं.) હોમવાને યોગ્ય. (૨) હોમનો અગ્નિ.

આહા, અ. આશ્ચર્ય; દુઃખ વગેરે દેખાડનારો ઉદ્ગાર.

આહાર, પુ. (सं. आ+हृ=હરવું, લઈ જવું ઉ૦) ભોજન. (૨) ખોરાકનો અમુક જથ્થો ખાવાનું માપ.

આહારવિહાર, પુ. (सं.)ખાવું પીવું; હરવું ફરવું વગેરે. (૨) ખાવાપીવા અને રહેવાની પદ્ધતિ.

આહારી,(सं.) આહાર કરનાર; અકરાંતીઉં; બહુ ખાનાર. [ને યોગ્ય.

આહાર્ય, વિ. (सं.) આહાર-

આહાહા, અ. હર્ષ અને શોકની લાગણી સાથે વિસ્મય દેખાડનારો ઉદ્ગાર.

આહીર, પુ. (सं.आभीर ઉ૦) ભરવાડ; ગોવાળીઆની એક જાત.

આહીરડી, સ્ત્રી.આહીરની સ્ત્રી; ભરવાડણ; ગોવાલણી.

આહુતિ, સ્ત્રી. (सं. आ + हु હોમવું ઉ૦) અગ્નિમાં હોમવાની વસ્તુ. આહુતિ આપવી=ભોગ આપવો.

આહેડી, પુ. (सं. आखेट=શિકાર ઉ૦) શિકારી; મૃગયા કરનાર; પારધી. (૨) ભીલડી; પારધીની સ્ત્રી.

આહેરડી, ભીલની સ્ત્રી. (૨)

આહીરડી; ઘરવાડણ. [આહેલી જમીન.

આહોડ, સ્ત્રી. વાવેતરમાં પ્રથમજ

આહ્નિક, ન. (સં. अह्न्=દિવસઉ૦) નિત્યકર્મ; ધર્મ સંબધીનું નિત્યનું કર્મ.

આહ્‌લાદ, પુ. (સં. आल्हाद्=ખુશી થવું) આનંદ; મોજમજા; કલ્લોલ.

આહ્‌લાદક, વિ. આનંદકારક; રમણીય. [ હિત; પ્રસન્ન.

આહ્‌લાદિત, વિ (સં.) આનં-

આળ, ન. (સં. आ=ઘણું+लग्=લગાડવું ઉ૦ प्रा० अलग्गम्) ખોટો આરોપ. (૨) તહોમત; બટ્ટો; દોષ. (૩)બહાનું; ઓઠું.(૪) વિ. વાળું; ભરેલું: (લોહીઆળ.)

આળપંપાળ, ન. ભૂત પ્રેતાદિ. (૨) આશ્વાસન. (૩) વિ. મિથ્યા; ફોગટ; કાલુંઘેલું

આળસ, સ્ત્રી. (સં. आलस्य) ઉદ્યોગ કરવાનું મન ન થવું તે; સુસ્તી. આળસ ખાવી=બગાસાં ખાવાં. આળસ મરડવી=હાથ લાંબા કરી શરીર મરોડવું.

આળસવું, અ. ક્રિ. આળસી જવું; મંદપડી જવું (૨)અટકવું; જતું રહેવું.

આળસાઇ, સ્ત્રી. આળસુપણું.

આળસાવું, અ. ક્રિ. આળસી જવું; મંદ પડી જવું: (૨)ધીરે પાડી દેવું; મુલતવી રાખવું.

આળસીજવું, અટકવું; મંદ પડવું.

આળસુ, વિ. આળસથી ભરેલું; મંદ. (૨) ધીરું; ધીમું.

આળસુપણું, ન. આળસાઇ; મંદતા.

આળાલુંબો, પુ. સંસારની આશા તૃષ્ણા.

આળી, સ્ત્રી. સોનીની એટલી.

આળીઓ, પુ. કુવો; જમીનમાં પડેલી બખોલ; ખાડો.

આળીગાળું, વિ. અટકચાળું.

આળું, વિ. (સં आर्द्र=ભીનું ઉ૦) લીલું; ઢીલું. (૨) ગદગદ્ થઇ ગએલું. (૩) વાળું: (દયાળુ. સુખાળુ.) આળું ઓઢવું=બદનામી લેવી, ફજેત થવું.

આળે, અવ્યય (કવિતામાં.)

આળોટણ, ન. આળોટવું તે.

આળોટવું, અ. ક્રિ. લોટવું; પથારીમાં સુતે સુતે લોટવું. આળોટી ઊઠવું=દુ:ખ સહન કરી લેવું; મંદવાડ પછી સાજા થઇ ઊઠવું.

આળોવણ, ન. (જૈન) પાપના પ્રક્ષાલન માટે કરવાનું એક વ્રત; ક્ષમાવ્રત.

આં, અ. ઓ, વારૂ; પછી. (હુંકારનો ઉદ્‌ગાર.) (૨) ભલે; ઠીક; હો. (ઉત્તેજક ઉદ્‌ગાર.) .

આંઉસ. પુ. (અં.) અઢી તોલા જેટલું અંગ્રેજી વજન.

આંક, પુ. (સં. अंक्=ચિહ્ન કરવું ઉ૦) સંખ્યાની નિશાની; આંકડો. (૨) સંખ્યાના ગડીઆ. (૩) લાન. (૪)

હદ; સીમા. (૫) મૂલ. (૬) નિશાની; ચિહ્ન. (૭) નામ પાડવું તે. (૮) અડસટ્ટો; અંદાજ. (૯) ધરી; આંસ. (૧૦) ચાળાની ઝીણા વેહવાળી ચાળણી.

**આંકચાળણી,** સ્ત્રી. ઝીણાં છિદ્રવાળી ચાળણી. (૨) આક ચાળવવાની રીત; હખોટા; અંકગણિત.

**આંકડી,** સ્ત્રી. છેડેથી વાળેલો ધાતુનો સળીઓ; કડી; સાકળ. (૨)આંતરડાંમાં થતી પીડા; ચૂક (૩) તાણ; ખેંચ. (૪) અણગમો.

**આંકડો,** પુ. (સં.) સંખ્યાવાચક ચિહ્ન; ૧–૨–૩. (૨) કીંમત માંડવી તે.(૩)લેણદેણ સંબંધીનો હિસાબ. (૪) છેડેથી વળેલું હોય તે. (૫) તોર; ગર્વ. (૬) લખતા વાંચતાં આવડવું તે. (૭) ડંખ; ચટકો.

**આંકણ,** સ્ત્રી. આંકવાની રીત. (૨) ખળામાંનું સારૂં સારૂં અનાજ એક કોરે કરવું તે.

**આંકણી,** સ્ત્રી.લીટીઓ દોરવાની નાની લાકડી અથવા ધાતુની પટ્ટી. (૨) આંકવાની રીત. (૩) આખ્યાનનું કડવું. (૪) જમાબંધી. (૫) કસોટી.

**આંકણું,** ન. આંકવાનું હથિયાર.

**આંકવું,** સ. ક્રિ. લીટીઓ દોરવી. (૨) કીંમત કરવી. (૩) અટકળવું (૪) કસ કાઢવો.

**આંકો,** પુ. (સં. અંક ઉ०) આંક; ચિહ્ન; સળ; વળ. (૨) હદ; છેડો. (૩) ધોરણ; નિયમ. [છાતીનાં હાડકાં.

**આંકોશીઆં,** ન. પાંસળાં;

**આંખ,** સ્ત્રી. (સં. અક્ષિ ઉ०) જોવાની ઇંદ્રિય; નેત્ર.(૨) જોવાની શક્તિ; નજર. (૩) નિઘા; પ્રેમદૃષ્ટિ. (૪) દેખરેખ; તપાસ. (૫) વેહ; છિદ્ર; કાણું. (૬) ઉત્પાદક આક. (શેરડીની આંખ). આંખ ઉઘાડવી=ચેતવવું;અનુભવ મળ્યાથી જાગ્રત થવું; સમજ પડવી; આંખ ઉઘાડીને જોવું=બુદ્ધિપુરઃસર વિચાર કરવો. આંખ ઉંચી કરવી=ચઢી આવવું. (૨) આખ ઉઘાડી સ્વાસ્થ્ય બતાવવું. આંખે અંધારાં આવવા=તેજથી ઝંખાઈ જવું. આંખે અંધારી બાંધવી=વશ કરી લેવું. આંખમા આંગળીઓ ઘાલવી=છેતરવું. આંખમા કમળો હોવો=અદેખાઇ થવી. આંખ કાઢવી=ધમકાવવું; બીવડાવવું આંખ ખેંચવી=પરાણે વાંચવું.(૨)આતુરતા રાખવી. આંખમા ખૂંચવું=અદેખાઇ આવવી; ખટક્યા કરવું. આંખે ચઢવું=ધ્યાન ખેંચવું; અદેખાઈના કારણરૂપ થવું. આંખમાં ચકલી રમવી=ચંચળતા જણાઈ આવવી. આંખ ચોરવી=કોઈ ન દેખે તેમ કાર્ય કરવું. આંખ ચોળવી=રોઇને રહેવું. આંખ ઠરવી=તૃપ્તિ થવી. આંખ દબાવી (આખ મીંચારી)=મરણ થવું. આંખમાં ધૂળ નાખવી=મૂળ ખવડાવવી. આંખ નીકળી પડવી=નહિ દેખી ખમાવું. આંખને ગમે તે મોને ભાવે=માત્ર

ગુણજ નહિ પરંતુ દેખાવ પણ હોવોજ જોઇએ. આંખનો પાટો=અતિ અપ્રિય. આંખની કીકી=અત્યંત પ્રિય. આંખ ફરકવી=શુભાશુભ ચિહ્ન જણાવું. આંખ ફરવી=ગુસ્સે થવું; શૂર ચડવું; મરણ વખતે આંખનું ઠરવાનું તે. આંખ ફોડવી=બહુ શ્રમ લીધેલો હોય એમ દેખાડવું. આંખ ભરાવી=આંસુ ઢાળવાં, રોવું; દીલગીર થવું. આંખ ભરવી=ટીકી ટીકીને જોવું ને મોહ ઉત્પન્ન કરવો. આંખ મારવી=કટાક્ષ કરવો. આંખમાં મીઠું પડવું=અદેખાઇનો કીડો હાલી ઊઠવો. આંખ મળવી=ઉંઘ આવવી. (૨) સ્નેહ થવો. આંખ મેળવવી=પ્રત્યક્ષ મળવું. આંખમાં તતડીઆં પડવા=બહુજ ઇર્ષ્યા થવી. આંખ મીચાવી=મરણ થવું. આંખ મીચીને કામ કરવું=કંઇ પણ જોયા વિચાર્યા વગર સાહસ કરવું. આંખ આડા કાન કરવા=સાંભળ્યું ન સાંભળ્યું કરવું. આંખમાં શનિશ્ચર હોવો=દ્વેષ ને ઝેર હોવું. આંખો ઓઢીએ જવી=ઉદ્ધત-અગશર થઈ જવું. આંખ ફાટવી=એકદમ ગુસ્સો આવવો. ફાટી આંખે ફરવું=મદોન્મત્ત થઈ જવું.

**આંખચાંહલો**, પુ. રૂડે અવસરે સ્ત્રીઓને કપાળે અને ગાલે ટીપકી વગેરે ચોડવામાં આવે છે તે. [ વામાં ).

**આંખડલી**, સ્ત્રી. આંખ. (કવિ

**આંખડી**, સ્ત્રી. આંખ. (કવિતામાં)

**આંખનીઆડ**, સ્ત્રી. મિલ્લી દંડાની રમતમાંનો એક દાવ.

**આંખફૂટામણી**, સ્ત્રી. એક જાતની વેલી અને તેનાં ફળ

**આંખમચકારો**, પુ. આંખનો સ્પંદ; આંખ ઉઘડે અને બંધ થાય એટલો વખત; આંખથી સંજ્ઞા કરવી તે.

**આંખમિચામણી**, સ્ત્રી. એક જાતની છોકરાંની રમત. (૨) આંખ આડા કાન કરવા તે. (૩) ઇસારત કરવી તે.

**આંખીઆં**, ન. મૂર્છા; બેશુદ્ધિ. (૨) ઝળઝળીઆં.

**આંગ**, ન. ( સં. अंग ઉ० ) અંગ; દેહ. આંગ પર આપવું=સાનમાં કંઇ રાખ્યા વગર નાણું ધીરવું. આંગ-પર આવવું=શરીર પર હુમલો કરવો.

**આંગડ**, સ્ત્રી. દાગીના; નગદી; રૂપીઆ વગેરે જોખમ.

**આંગડી**, સ્ત્રી. નાનાં છોકરાંની અંગરખી; ઝભલું.

**આંગડીઓ**, પુ; કીમતી અવેજ લઇ જનારો માણસ; જોખમ લઈ જનાર. વિ. (૨) વિશ્વાસુ નોકર.

**આંગણ**, ન. (સં. अंगण ઉ०) જુઓ આંગણું.

**આંગણું**, ન. (સં. अंगण ઉ०) ઘર આગળની ખુલ્લી જગા; ફળીઉં.

**આંગણુલું** (સં.) આંગણું. (કવિતામાં વપરાય છે.) [બહારની ખુલ્લી જગા.

**આંગણીઉ**, (સં.) ઘરના બારણા

**આંગલું**, ન. નાના બાળકનું ઝભલું.

**આંગળ**, ન. (સં. अंगुली ઉ૦) આંગળી (૨) આંગળીના જેટલું માપ. (૩) વેપારીઓમાં દશની સંખ્યા બતાવવાની સંજ્ઞા. આંગળવા=આંગળ માપનું.

**આંગળતોડા**, પુ. પાણીમાં રહેનારા એક જાતના જીવડા.

**આંગળી**, સ્ત્રી. (સં. अंगुली ઉ૦) હાથ પગના પાંચ આગળના છુટાછુટા અવયવ. પાંચ આંગળીઓમાંની ત્રણનાં જુદાં નામ છે: અંગુઠા, વચલી આંગળી અને ટચલી આંગળી. આંગળી કરવી=લડાઈ કરાવવી; નિંદા કરવી.

**આંગળીઆત**, વિ. નાતરાની સ્ત્રીના આગલા ધણીથી થએલું છોકરૂં.

**આંગળું**, ન. આંગળી.

**આંગિરસ**, પુ. (સં.) અંગિરસને પુત્ર; એક ઋષિ

**આંગી**, સ્ત્રી.રંગ રંગનાં ધાતુનાં પાનાં લગાડીને ગોખલા જેવા ઘાટ કરેલા હોય તે; બહુચરાજી અને અંબાજી માતાના ગોખની આકૃતિઓ તે.(૨) વરને પહેરાવવાનું એક વસ્ત્ર.

**આંઘોળ**,ન.અઘોળ સ્નાન;નાહવું તે

**આંચ**, (સં. अग्नि ઉ૦) સળગતા દેવતાના સખત ગરમીવાળા ભાગ; સખત તાપ. (૨) ઊનું કરવું. (૩) ધમકી આપવી. (૪) હરકત; ભય; બીક. (૫) ભભકા; દમામ.

**આંચકી**, સ્ત્રી. શરીર અને નાડીઓનું ખેંચાવું; તાણ. (૨) હેડકી.

**આંચકીઆવવી**, તણાઇ જવું; ખેંચાઇ જવું; તાણ આવવી. (૨) હરકત આવવી.

**આંચકીખાવી**, અટકવું; ખમચાવું; શરમાવું.

**આંચકો**, (આચકો), (મ. आचका) ધક્કો; હડસેલો. (૨)અટકવું; ખમચાવું;શરમાવું.(૩) ખોટ;નુકસાન.

**આંચણ**, જુઓ આંચળ.

**આંચણી**, (લી), વારંવાર નિરર્થક શબ્દને બોલ્યા કરવાની ટેવ તે. (૨) (ગાયનમાં) અસ્તાઇ; ટેક; મોરો.

**આંચળ**, ન. (સં. अंचल= છેડા,અંતભાગ,પાલવ.) માદા જે અવયવ વડે બચ્ચાને ધવરાવે છે તે અવયવ; થાન; સ્તન. આંચળ ઝરવો=આંચળમાંથી દૂધનું ટપકી જવું. આંચળ આવવો=આંચળમાં એક જાતનો રોગ થવો આંચળ ઉઠી જવો=દૂધ આવવું બંધ થવું.

**આંચળવાળું**, વિ જેને આંચળ હોય એવું.

**આંછ**, સ્ત્રી. (આંખની) છારી; ઝાંખ.

**આંજણ**, ન. (સં. अंजन )ઉ૦ અંજન; કાજળ; સુરમો; આંજવાનું.(૨) છેતરપીંડી.

**આંજણી**, સ્ત્રી.આંખની પાંપણ ઉપરની ફોલ્લી.

**આંજનેય**, પુ. (સં.) હનુમાન; અંજનીનો પુત્ર.

**આંજવું**, સ ક્રિ. (अञ्ज=

લગાડવું) અંજન કરવું. (૨) છેતરવું. (૩) ભેળવી નાખવું. (૪) ઝાંખું પાડવું; છક્કડ કરી નાંખવું; સ્વાધીન કરી લેવું. (૫) (૫) ભૂલથાપ દેવી. (૬) નજર ચુકાવવી આંજ્યું ખમે પણ દેખ્યું ન ખમે =છેતરીને લઇ જાય તે સહેવાય, પણ હાથે કરીને અપાય નહિ. કાળી ચૌદશનાં આંજ્યાં તે કોઈથી ન જાય ગાંજ્યાં=જે એકવાર છેતરાય છે તે ફરી છેતરાતાં નથી.

**આંજીઉં**, ન. જુવારમાં થતો એક જાતનો રોગ; અંગારો.

**આંટ**, (सं.आ+वर्त=ફરવું ઉ૦) ગાંઠ; ગૂચ (૨) શાખ; આબરૂ; વટ. (૩) ટેવ; હઠીલી. (૪) યુક્તિ; ઝીણવટ. (૫) પદ્ધતિ; રીત. (૬) કલમ પકડવાનો ત્રણ આંગળીઓનો ભાગ. (૭) ચપળતા; હોશિઆરી.

**આંટણ**, ન. (सं. आ+=वर्त ફરવું ઉ૦)ચામડી ઉપરના ઘસારાનું ચિહ્ન.

**આંટવું**, સ. ક્રિ. ધારવું; તાકવું; નિશાન માંડવું. (૨) અ. ક્રિ. ટપી જવું; શ્રેષ્ઠ થવું.

**આંટી**, સ્ત્રી. ગૂંચ; વળની ગાંઠ. (૨) ગડી. (૩) સુતરનો ફાળકો. (૪) વાંધો. દ્વેષ; અદાવત; મનમા પડેલી ગાંઠ. (૫) યુક્તિ; પ્રપંચ. (૬) ફાંસો; પેચ. (૭) કાયદો.

**આંટીઘુંટી**, સ્ત્રી. પેચ; બાજી; ગુંચવણ. (૨) મુશ્કેલી; સંકટ.

**આંટીફાંટી**, સ્ત્રી. છોકરાંની એક રમત. [ ગત્યનો દાવ.

**આંટેટપ્પો**, પુ. રમતમાં અ-

**આંટો**, (सं. आ+वर्त ઉ૦) ફેર; ચકરાવો; પેચ; વળ. (૨) વેર; કિન્નો; અદાવત. (૩) ફરી આવવું તે; ફેરો.

**આંટોફેરો**, પુ. જઇ આવવું તે; જતા આવતા રહેવું તે.

**આંટોફેરોખાવો**, જના આવતા રહેવું; કામકાજ કરતા રહેવું.

**આંટોમારવો**, ચક્કર લઇ આવવું; સહેજ જઈ આવવું; બાતમી મેળવવા જવું. [ વૃષણ; ગોળી.

**આંડ**, પુ. (सं. अण्ड ઉ૦)

**આંતર**, વિ. (सं. अन्तर् ઉ૦) અંદરનું.

**આંતરરાગ**, પુ. (सं.आन्तर+राग=પ્રેમ) અંતરનો પ્રેમ; મનનો ઉમળકો; ભાવ.

**આંતરડી**, સ્ત્રી. નાનું આંતરડું. (૨) લાગણીવાળી નાડી (૩)અંતઃકરણ; કાળજું; આંતરડી બાળવી=રિબાવવું; પીડાવવું.

**આંતરડું**, ન. (सं. अन्त्र ઉ૦) પેટમાંનું અન્નરસને પચાવી મળને બહાર કાઢનારૂં નળના જેવું મોટું નાડીઓનું ગુંચળું. આંતરડાં ઉચાં આવવાં=ઘણી મહેનત પડવી. આંતરડાની સગાઇ=સહોદરપણું.

**આંતરવું**, સ. ક્રિ. પડદો ભરવો;

અંતર કરવો. (૨) ઘેરી લેવું; રોકવું.(૩) અટકાવવું. (૪) નિરુપાય બનાવવું.

**આંતરસેવો**, પુ. અંદરનું શીવણ; કપડાને અંદરથી જે દોરો ભરી-લેવામા આવે છે તે.

**આંતરી**, સ્ત્રી. બેસ; કોર;છેડો; પાલવ.(૨) બે ધોતીઆની વચ્ચે રાખેલી જગા. (૩) ગરમ કપડામાં પડતી જીવાત.

**આંતરે**, અ. એક મુકીને બીજું.

**આંતરો**, પુ. પડદો; અંતરપટ. (૨) જુદું પાડવાની નિશાની. (૩) ભેદ; જુદાઇ. (૪) છેટું ; અંતર. (૫) ફરક; ગાળો; અવકાશ. (૬) ધ્રુપદનો ટેક.

**આંતો**, પુ. બે દોરને સાથે વણેલા હોય તેમા જ્યારે ત્રીજો દોર સાથે વણવાનો હોય ત્યારે પહેલા બે દોરને ઉવેળવો પડે છે. આ પહેલા બે દોરને 'આંતો' કહેવામા આવે છે.

**આંદોલન**, ન (સં.) આમ તેમ હાલવું. (૨) લોકમા ઉશ્કેરણી ગ-લાવવી; હિલચાલ કરી લોકોનાં મન ચલિત કરવાં; ધૂનારો; ખળભળાટ. (૩) અનુસંધાન.

**આંધળીઉં**, ન. આંધળા જેવા થઇને કાર્ય કરવું;આંખોમીચીને પડવું;સાહસ

**આંધળીખિસકોલી**, સ્ત્રી. એક જાતની રમત; દહીંનો ઘોડો.

**આંધળીચાકણ**,સ્ત્રી. બે મુખનો સાપ. (આ સાપ આંધળો હોય છે અને એક મોં વડે ખાય છે.)

**આંધળીપીપળી**,સ્ત્રી.છોકરાંની એક રમત.

**આંધળું**, વિ. (સં. अन्ध ઉ.) નહિ દેખતું; અંધ. (૨) અજ્ઞાન;અભણ. આંધળીને પાથરતા વહાણું વહાય=અજા-ણ્યા માણસથી ઝટ લઇને કામ ઉકલે નહિ. આંધળી ભેંસે મોઢવું ફીંડું=લાંબી નજર ન હોય, તેને ભાગ જોગે એકાદ વ-સ્તુ હાથ આવી તોતેનો જ ઉપયોગ કર્યા કરે. આંધળા ચોરે ચાંદરણું ફીંડું=ખોટે ખોટું; ગપેગપ. આંધળામાં કાણો રાજ-ઓ=ઉજડ ગામમાં એરંડો પ્રધાન. આં-ધળો દળે કે ગાય=જેને લાંબી સૂઝ ન હોય તે એક જ કામ કરે. આંધળાના હાથમાં આરસી=જેને જેનો ઉપયોગ નથી તેને તે વસ્તુ નકામી છે. આંધળાની ગાય ને અલ્લાનાં રખોપાં=નિર્બળનો આશ્રય. આંધળાની આંખ=અત્યંત અગત્યની વસ્તુ. આંધળીઆં કરવાં=યા હોમ કરીને કૂદી પડવું. આંધળુ લીંત=વિચાર રહિત.આં-ધળો ધંધો=નફો તોટો સમજાય નહિ તેવું કામ. આંધળુ ગુમડું=મોં કે છિદ્ર વગર-નું ગડ.

**આંધળોપાટો**, પુ. છોકરાંની એક રમત. આધળો ભોટવો.(૨)નજરબંધી.

**આંધી**, સ્ત્રી. વંટોળીઓ; વાવા-ઝોડું.

**આંફ**, જુઓ હાંફ.

**આંબ**,પુ.આમ,આંબ.(૨) આંબો.

**આંબટ**, વિ. ખાટું; ખટાશદાર.

**આંબફળ**,ન.કેરી; આંબાનું ફળ.

**આંબરસ**, પુ. કેરીનો રસ.

**આંબલી**, સ્ત્રી. (सं. आम्लिका ઉ० ) આમલી; એક જાતનું ઝાડ અને તેનાં ફળ. આંબલી પીપળી રમાડવી= ભમાવવું. આંબલીનો બંધ=કંજૂસ. આંબલીના પાનમાં સુખમાં=રહેવા દે; કાળું કર; ચાલ્યો જા.

**આંબલીઓ**, પુ. ( કવિતામાં વપરાતું આંબાનું લલિતરૂપ) આંબો. (૨) આંબલીનો ઠળીયો; કચુકો.

**આંબવું**, અ. ક્રિ. ( અંબાવું જુઓ. ) પહોંચવું; અડવું. (૨) અંબાવું. (૩) હાથ લાંબો કરવો; વિસ્તારવું. સ. ક્રિ. અડકવું. [ ગંધક.

**આંબળસારો**, વિ. શુદ્ધ નિર્મળ

**આંબળું**, ન. (सं. आम्लक ) એક જાતનું ખાટું ફળ; આમળું.

**આંબા**, પુ. ( सं. आम्र ઉ० ) આંબાનાં ઝાડ. ( બ. વ. ) (૨) કેરીઓ.

**આંબાગાળો**, પુ. કેરીગાળો.

**આંબામોર**, પુ આંબાનું ફૂલ. (૨) ડાંગેરની એક ઉત્તમ જાત.

**આંબામોરી**, સ્ત્રી. એક ખટમધુરી હળદરના જેવી ગાંઠ.(અથાણું થાયછે.)

**આંબાવાડી**, સ્ત્રી. અમરાઈ; આંબાનું વન.

**આંબાવાડીઉં**, ન. આંબાનો બાગ; આમરાઇ.

**આંબાસાખ**, સ્ત્રી. આંબાની ડાળી ઉપરજ પાકવા માંડેલી અને એની મેળેજ ખરી પડેલી કેરી.

**આંબાહળદર**, ( सं. आम्रहरिद्रा ઉ० ) એક જાતનો પીળા રંગનો કંદ; હળદરથી કંઇક મોટા ગાંઠીઆવાળો અનેઆંબાનાજેવી વાસવાળો કંદ.

**આંબેલ**, ન. આમળી. ( ૨ ) એક વખત અલુણું ભોજન જમવાનું, શ્રાવકોનું વ્રત.

**આંબો**, પુ. ( सं. आम्र ઉ० प्रा. अंबो ) એક જાતનું ઝાડ.(આંબાનું ઝાડ મોટું થાય છે. વસંત ઋતુ બેસતાં તેને ફૂલ આવે છે તેને મહોર કહે છે. તેનાં ફળ કેરી કહેવાય છે.) આંબો મોરવો=આંબાને ફૂલ આવવાં. આંબો ખોદી નાંખવા=થાય તે કરી લેવું. આંબો લેવો=ફરતો ભમરડો ઝીલી લેવો. આંબાની કાઢી ને રાંધનારી દાઢી=સોંઘું તે મોંઘું જ. આંબે મોર, કલાઇ લેખું અને જતે દહાડે કંઇ ના દેખું=નિષ્ફળ પ્રયત્ન.

**આંબોઇ**, સ્ત્રી. દુંટીની નીચે રહેલી રગોની ગાંઠ; પેચોટી. આંબોઈ ખસવી=રગો ખસવી. આંબોઈ કરાવવી=રગો ચોળાવી અંત્રગાંઠને દુંટીની નીચે લાવવી.

**આંબોસાં**, ન. સૂકાં આલુ: સૂકી દ્રાક્ષ. [ સૂકવી રાખેલી ચારી.

**આંબોળીઉં**, ન. કાચી કેરીની

**આંબોઈ**, સ્ત્રી. જુઓ આંબોઇ.

**આંસ**, ન. ( सं. अंश ઉ. ) પરિઘ વચ્ચેની પસાર થતી લીટી.(૨)ધરી.

**આંસુ**, ન. ( सं. अश्रु ઉ. ) શોક હર્ષની લાગણી થતાં પાણી આવે છે તે; અશ્રુ.

**આંસુડાં**, ન. બ. વ. આંસુ; અશ્રુ.

**આંહાનુંશ**, સ્ત્રી. કરવું કે ન કરવું એવી ગડભાગ; હા ના; આનાકાની.

---

## ઇ.

**ઇ**, સ્ત્રી. ( सं. इ ) ગુજરાતી ભાષાના મૂળાક્ષરોમાંનો ત્રીજો સ્વર.(૨) નારીજાતિનો પ્રત્યય. (૩) વાળું અથવા પણું અર્થ બતાવનારો પ્રત્યય.

**ઇ**, ત્રિ. (सं. इदम् ઉ૦) આ; એ. (ઇ વાત. કાઠિ૦ )

**ઇએળ**, સ્ત્રી. લાંબો પાતળો ને લીસો જીવડો; કીડો. [ જંગલી છોડ.

**ઇકડ**, **ઇકડે**, **ઇક્કડ**, સ્ત્રી. એક

**ઇક્ન્યુમન**, ન. (અં.) મગરનાં ઇંડાંને તથા નાનાં બચ્ચાંને ખાઇ જનારૂં એક ઇજીપ્શિયન પ્રાણી.

**ઇકબાલ**, ન. (આ. કબૂલ=તે આગળ આવ્યો ઉ૦) ઇકબાલ=ભાગ્ય ) નશીબ; સદ્ભાગ્ય; આબાદાની; કિસ્મત.

**ઇકરાર**, પુ. (આ. કરર=તેણે આરામ કર્યો ઉ૦ ઇકાર ) જેવું હોય તેવું ખરેખરૂં કહેલું. ઇકરાર કરવો=હા પાડવી. (૨) પ્રતિજ્ઞા ઉપર કબુલ કરેલો મજકૂર; જુબાની; કબુલાત.

**ઇકરારનામું**, ન.(આ.) પ્રતિજ્ઞા ઉપર જે મજકુર લખાવેલો હોય તે; કબુલાતનામું.

**ઇકાર**, પુ. (सं. इ+कृ=કરવું ઉ. कार ) ઇ વાચક જે ઉચ્ચાર તે.

**ઇકારાંત**, વિ. (सं. इकार + अंत ) જેને છેડે ઇકાર હોય એવું.

**ઇકોતરી**, સ્ત્રી. એક આંકનું નામ.

**ઇકોતરો**, પુ. સંવત ૧૮૭૧ ના વર્ષમાં પડેલો દુકાળ.

**ઇકોતેર**, વિ. શિત્તેર ને એક;૭૧;

**ઇક્કડ**, વિ. જેનામાં દયાનો અંશ ન હોય એવું; લાગણી રહિત,નિર્દય.

**ઇક્વિટિ**, સ્ત્રી. (અં.) નૈસર્ગિક ન્યાય; ખરેખરો ઇનસાફ આપવો તે.

**ઇક્ષુ**, સ્ત્રી. (सं.) શેરડી, ઉસ.

**ઇક્ષુકાંડ**, (इक्षुकाण्ड) પુ. (सं. इक्षु+काण्ड=ભાગ.) શેરડીનો સાંઠો; શેરડીના સાંઠાની બે ગાંઠ વચ્ચેનો જે ભાગ તે.

**ઇક્ષુદંડ**, પુ. (सं.)શેરડીનો સાંઠો.

**ઇક્ષુરસ**, પુ. ( सं. ) શેરડીને પીલીને તેમાંથી કાઢેલો રસ.

**ઇખતલાત**, પુ. (આ. એખતલાત ઉ૦ ) એકઠું કરવું તે. (૨) મિત્રતા; સંબંધ. (૩) બે જણની વચ્ચે જે સારો સંબંધ હોય તે; એખલાસ.

**ઇખતલાફ**, પુ. ( આ. એખતલાફ ઉ૦) વિરુદ્ધતા. (૨) ભિન્નપણું. (૩)

દ્વેષ; ઇર્ષા, અદેખાઇ.

**ઇખતેઆર**, પુ. (આ.) અખ-તીયાર૰ [ સ્વભાવ.

**ઇખલાક**, પુ. (ફા.) ગુણ; સારો

**ઇખલાસ**, ( એખલાસ ), પુ. (આ.) અતિશય મેળાપ; ઘણી દોસ્તી; ઘરોબો.

**ઇખ્તિયાર**, ( અખત્યાર ), પુ. (આ. ખયર=જે પસંદ કર્યું હોય તે ) સત્તા; અધિકાર; હક.

**ઇખ્તેસાર**, પુ. ( આ. ખસર્=એકદમ ઠંડું થવું) ટુંકું કરવું તે; સંક્ષેપ; ટુંકો સાર.

**ઇખ્લાસ**, પુ. (આ. ખલસ=ચોખ્ખુ હતું ઉ૰) મિત્રતા; પ્યાર. (૨) અતિશય મેળાપ; ઘણીજ પ્રીતિવાળો સંબંધ. (૩) ખરો-નિખાલસ સ્નેહ. (ઇખલાસ, એખલાસ.) [ રમત.

**ઇગલીઢીગલી**, છોકરાંની એક

**ઇચિકબાંડી**, સ્ત્રી. છોકરાંની એક રમત.

**ઇચવું**, સ. ક્રિ. (સં. इ=ખાવું તેમજ નાંખવું ઉ૰) ખૂબ ખાવું. (૨) નાંખવું; ફેંકવું. (રમતમાં) જોાણુ પહેલો ઇચે છે. (૩) ઝોકાવવું; હોમી દેવું.

**ઇચ્છક**, વિ. (સં. इष्-इच्छ्=ઇચ્છવું ઉ.) ઇચ્છનાર.

**ઇચ્છનધારા**, સ્ત્રી. (સં. अच्छिन्न=અતુટ +धारा = ધાર ઉ૰ અપભ્રંશ.) ચાલુ ને ચાલુ ધારા પડતી રહે તે. (૨) શંકરને અભિષેક કરવાનું એક પાત્ર.

**ઇચ્છવું**, સ. ક્રિ. (સં. इच्छ्=ઈચ્છવું) ઈચ્છા કરવી; ચાહવું. (૨) આશા રાખવી; ઉમેદ બાંધવી.(૩)માગવું(૪)ગમવું.

**ઇચ્છા**, સ્ત્રી. ( સં. इच्छ्=ઇચ્છવું ઉ.) કામના; વાસના;મરજી; ખુશી; રુચિ. (૨) અભિલાષ; ભાવ.

**ઇચ્છાચાર**, પુ. ( સં. इच्छा+आचार=વર્તન ) ઇચ્છા પ્રમાણે વર્તવું તે. [ વર્તનારું; સ્વછંદી.

**ઇચ્છાચારી**, વિ. મરજી પ્રમાણે

**ઇચ્છાનુસાર**, અ. મરજી મુજબ.

**ઇચ્છાન્વિતર**, વિ. ઇચ્છાવાળું. (૨) આશાભર્યું; વાસનાવાળું.

**ઇચ્છાપુરતું**,વિ ઇચ્છામાં આવે તેટલું; જોઇએ તેટલું; રૂચિ પ્રમાણે. (૨) પુષ્કળ. [ ઇચ્છાથી.

**ઇચ્છાપુરઃસર**, અ. ( સં. )

**ઇચ્છાપૂર્વક**, અ. (સં.) ઇચ્છા-સહિત; હોંસભેર.

**ઇચ્છાફળ**, ન. ( સં. ) ઇચ્છેલું ફળ; ઇચ્છવા પ્રમાણે મળવું તે. (૨) ત્રિરાશિમાં ચોથી ઈષ્ટ સંખ્યા.

**ઇચ્છાબળ**, ન (સં.) ઇચ્છા-શક્તિ; ઈચ્છા પાર પાડવાનો ઉદ્યમ.

**ઇચ્છાભોજન**, ન. (સં.) મરજીનું જમણ; જે ખાવાની ઇચ્છા હોય તે

ખવરાવવું તે; ભાવતું ભોજન.

ઇચ્છાવર, પુ. (સં.) ઇચ્છા પ્રમાણેનો ચૂંટી કાઢેલો વર. (કન્યાએ પસંદ કરેલો વર 'ઇચ્છાવર' કહેવાતો).

ઇચ્છાશક્તિ, સ્ત્રી. ભાવનાબળ; હૃદયબળ; સંકલ્પબળ.

ઇચ્છાંક, પુ. (સં. इच्छा+अंक ઉ૦) ઇચ્છેલો આંકડો; જે આંકડાની આકૃતે જવાબ કઢાય છે તે. [ ધારેલું.

ઇચ્છિત, વિ (સં.) ઇચ્છેલું;

ઇચ્છુ, વિ. ઇચ્છાવાળું; ઇચ્છનાર; અભિલાષી. [ ધારેલું; કામના કરેલું.

ઇચ્છેલું, વિ. (સં.) ઇચ્છિત;

ઇછવું, જુઓ ઇચ્છવું

ઇજત, સ્ત્રી. (આ. ઇજ્જત = આબરૂ ઉ) આબરૂ; શાન; પ્રતિષ્ઠા; મોભો. (૨) નામ; ખ્યાતિ, નામના. ઇજતના કાંકરા થવા=આબરૂ ગુમાવવી. ઇજત લેવી=બળાત્કાર કરવો.

ઇજતઆસાર, વિ. (આ. ઇજ્જત અસરનું બહુવચન. માનવાચક શબ્દ) આબરૂદાર; પ્રતિષ્ઠિત. (માનમા લખવાનો શબ્દ.)

ઇજતદાર, વિ. (આ. ઇજ્જત +ફા. દાર=વાળું) આબરૂવાળું; નામીચું; સંભાવિત.

ઇજન, ન. (આ. ઇજન=આમંત્રણ) આમંત્રણ; નોતરું.

ઇજનકરવું, સ. ક્રિ. આમંત્રણ કરવું (૨) માનભેર બોલાવવું.

ઇજલાસ, સ્ત્રી. (આ. જલ્સ= તે બેઠો ઉ.) એકઠા થવું તે; બેઠક.

ઇજલાસનિશાન, (આ.) સભાસદ. (સામ તો અને નવાબોને પત્ર લખતાં માનાર્થે ઈજલાસનિશાન એમ લખાય છે.)

ઇજા, સ્ત્રી. (આ. ઇજા=પીડા) હરકત; હાનિ (૨) દુ:ખ; પીડા; વેદના. (૩) ક્રૂરતા કરવી તે.

ઇજાફત, સ્ત્રી. (આ. જાફ=તેણે ઉમેર્યું ઉ.) વધારો; ઉમેરો. (૨) સમાસ. બે શબ્દને જોડવા તે. (૩) છઠ્ઠી વિભક્તિ. ઇજાફત ગામ=ઇનામમાં અપાએલું ગામ. ઇજાફતખાતું=નજરાણાને લગતું ખાતું.

ઇજાર, સ્ત્રી. (ફા.) સુરવાળ; પાયજામો; ચોરણો; લેંઘો.

ઇજારદાર, પુ. (આ. અજર= નુકસાન ભરવું ઉ. ઇજારા તેને (ફા.) દાર પ્રત્યય લાગતાં ઇજારાદાર તેનું ઇજારદાર.) જેણે ઇજારો રાખેલો હોય તે. (૨) વિ ઇજારાવાળું; પટે રાખનાર; સનંદી.

ઇજારદારી, સ્ત્રી. (આ.) ઇજારદારનો ધંધો. (૨) ઇજારદારપણું.

ઇજારબંધ, પુ. ચોરણાની નાડી; કમરપટો.

ઇજારવું, અ. ક્રિ. (આ. ઇઝા =હાનિ, પીડા, દુ:ખ ઉ૦) હીલચાલ થવું; દુ:ખ કરવું; સંતાપ કરવો. (૨) અર્ધ થવુ કરવું.

ઇજારે, અ. ઇજારાથી; ઉઘડ રીતે.

ઇજારેદાર, જુઓ ઇજારદાર.

ઇજારેરાખવું, સ. ક્રિ. અમુક શરતોએ કોઇ કામ માથે લેવું; કંટ્રાક્ટ રાખવો; ઉધડ લેવું (૨) એકહાથ કરી લેવું.

ઇજારો, (આ. અજર=નુકસાન ભરી દેવું ઉ.) કોઇ જમીન અથવા હક પૈસા આપી અમુક મુદત સુધી ભોગવવા નો કરાર કરવો તે.

ઇજ્જત, જુઓ ઇજ્જત.

ઇઝરાવવું, સ. ક્રિ. પ્રે. દીલમાં બળ્યા કરે એમ કરવું.

ઇઝરાવું, અ. ક્રિ. મનમાં બળ્યા કરવું; મુંઝાવું.

ઇઝહાર, ક્રિ. જાહેર કરવું.

ઇટાલિઅન, વિ. (અં.) ઇટાલીનું; ઇટાલીને લગતું.

ઇટાલિક, વિ. (અં) વાંકડું; ધ્યાન ખેંચે એવું.

ઇટ્ટી, સ્ત્રી. દોસ્તી તોડવી તે; કટ્ટી.

ઇઠ્ઠોતેર, વિ. સિતેર અને આઠ; ૭૮

ઇઠ્યાસી, વિ. અઠ્યાશી; એંશી ને આઠ; ૮૮.

ઇડરીઓગઢ, પુ. ઇડરનો ગઢ; ઇડરનો સહેલથી ન જીતી શકાય એવો કિલ્લો (૨) વિ. મુશ્કેલ (કામ).

ઇડા, સ્ત્રી. (સં.) પવનને જા આવ કરવાની એક નાડી. (ઇડા, પિંગલા અને સુષુમ્ણા એ ત્રણ મોટી નાડીઓ દ્વારા શરીરમાં પવન ફરતો માનવામાં આવે છે.)

ઇડીપીડી, સ્ત્રી. (सं.इति=આ-ફત+पीडा=દુઃખ ઉ०) નજર ન લાગે તે માટે વરકન્યાને માથેથી ગોળીઓ ઉતારીને ફેંકી દેવામાં આવે છે તે.

ઇણું, વિ. (सं हीन ઉ०) નઠારૂં; ભુંડું. [ આમળ.

ઇત, અહીંઆં; અણી તરફ;

ઇતબાર, પુ. (આ. અબર=વિ-શ્વાસ રાખ્યો ઉ. ઇઅતિબાર) ભરોસો; વિશ્વાસ; શ્રદ્ધા; ખાતરી.

ઇતબારી, વિ. (આ. ઇઅતિ-બારઇ=વિશ્વાસુ) વિશ્વાસુ; ભરોસાદાર. (૨) પ્રમાણિક; સાચુ.

ઇતમામ, પુ. (આ. તમ્મ=તે આખુ હતું ઉ० ઇત્માન) મનુષ્યની યોગ્યતા પ્રમાણેનું બધું, રસાલો; ખટલો; અસબાબ. (૨) વિ. સંપૂર્ણ.

ઇતર, વિ. (सं. इतर ઉ०) બી-જું. (૨) જુદું; સ્નું. (૩) ત્રાહિત.

ઇતરડી, ઇંતડી, સ્ત્રી. ઢોરના શરીર ઉપર થતો એક જંતુ. (૨) અતરડી.

ઇતરત, અ. (सं.) બીજેથી; અલગ રીતે. [ વધારે પડતું કરવું તે.

ઇતરાઇ, સ્ત્રી. ચાલુ રીતરિવાજથી

ઇતરાજ, વિ. (આ. અરજ= વચ્ચે પડયો ઉ०) ગુસ્સે થએલું; નારાજ.

ઇતરાજકરવું, ક્રિ. નાખુશ કરવું; ગુસ્સે કરવું.

ઇતરાજી, સ્ત્રી. (આ. અરજ= વચ્ચે પડયો ઉ०) નાખુશી; અવકૃપા; ગુસ્સો.

ઇતરાવવું, અ. ક્રિ. ફૂલ દેખાડવી; મોટાઇ બતાવવી.

ઇતરેતર, વિ.(સં.)એક બીજાનું; અન્યોન્યનું. (૨) અ. પરસ્પર; અન્યોન્ય.

ઇતલાખ, વિ. (અ. ઇયતલાખ ઉ.) જુદું; છૂટું. (આ શબ્દ ફોજના સિપાઇઓને લાગે છે:–ઇતલાખ સિપાઇ અને સરજામ સિપાઇ.) [ આમતેમ

ઇતસ્તત, (સં.) અહીંતહીં;

ઇતિ, અ. (સં. इदम्=આ ઉપરથી) સમાપ્તિ સૂચક શબ્દ.

ઇતિકર્ત્તવ્ય, અ. (સં.) કર્ત્તવ્ય પુરૂં કર્યું એમ.

ઇતિકર્ત્તવ્યતા, સ્ત્રી.કરવા યોગ્ય હોય તે કર્યું એવું બતાવવાપણું. [ સંયોગ.

ઇતિફાક, પુ. ( અ. ) બનાવ;

ઇતિમાદ, પુ. ( આ. અયદ= થાંભલો ઉ. ) વિશ્વાસ; ખાતરી; ભરોસો.

ઇતિવૃત્ત, ન. (સં. इति=આવું+ वृत्त ) જેવી રીતે બન્યું હોય તેની હકીકત; ઇતિહાસ.

ઇતિશ્રી, સ્ત્રી. (સં. इति+श्री ઉ. ) સમાપ્તિસૂચક શબ્દ.

ઇતિહાસ, પુ. (સં. इति=આ પ્રમાણે+ह=ખરેખરૂં+अस् ઉ. आस= હતું તે. ) ગતકાળમાં ખરેખર આ પ્રમાણે બન્યું હતું એમ દેખાડનારૂં લખાણ; રાજ્ય, દેશ, પ્રજા, વ્યક્તિ કે વસ્તુને લગતી ખરી હકીકતનું પુસ્તક.

ઇતિહાસકાર, વિ (સં. इतिहास+कृ=કરવું ઉ० कार) ઇતિહાસ બનાવનાર· ઇતિહાસ લખનાર.

ઇતિહાસરૂપ, વિ (સં.) ઇતિહાસના આકારમાં હોય તેવું,ઇતિહાસ જેવું.

ઇતિહાસિક જુઓ ઐતિહાસિક.

ઇતુ, વિ. એવું; જેવું; આવું. (એક જનાવર ઈતું તે પુંછડે પાણી પીતું)

ઇત્થંભૂત, વિ. (સં. इत्थम्=એ પ્રકારે+भू=થવું ઉ. ) આ પ્રમાણે થએલું એવું.

ઇત્યર્થ, પુ. ( સં. इति=આ પ્રમાણેનો+अर्थ=અર્થ ) એ પ્રમાણેનો અર્થ; મતલબ: હેતુ.

ઇત્યલમ્, અ.(સં. इति+अलम् =બસ ) બહુ થયું; બસ છે.

ઇત્યાદિ, (સં. इति+आदि ઉ.) આ પ્રમાણે બીજા પણ; વગેરે.

ઇત્યાદિક, વિ. એ પ્રમાણે બીજાં પણ; વગેરે વગેરે.

ઇથર, પુ. (અ.) હવામાંનો અતિ સૂક્ષ્મ પદાર્થ. [ ખાવાનો પદાર્થ.

ઇદડાં, ન. ઢોકળાં; એક જાતનો

ઇદમ્, સ. (સં. इदम्=આ.) આ; એ.

ઇદમતૃતીયમ્, ન. અતિ નવોજ બનાવ; વિપરીત બનાવ.

ઇદર, અ. ( સં. इतः ઉ. હિં. उधर=इधर. )અહીંઆં; આણી તરફ.

**ઇનકાર**, (ઇન્‌કાર), પુ. (આ. નકાર=ના પાડી ઉ૦)ના પાડવી તે; નિષેધ.

**ઇનકારિઅત**, સ્ત્રી. (આ.) ના ગુજર જવું તે; ના પાડવી તે.

**ઇનસાઅલ્લાહ**, (આ.) જેમ ખુદા ખુદાની મરજી હોય તેમ; ઈશ્વરેચ્છા.

**ઇનસાન**, (ઇન્‌સાન), (આ. ઈનુસ=પ્રેમ કરવો ઉ૦) માણસ; આદમી; મનુષ્ય જાત

**ઇનસાનિયત**,ન.(આ.)માણસાઈ.

**ઇનસાફ**, પુ. (આ. નસફ=તે વચમા અટકયો ઉ૦) સત્ય હોય તે કહેવું તે; ન્યાય; વગર પક્ષપાતે યોગ્ય લાગે તેમ કરવું તે (૨) આદર આપવો.

**ઇનસાફદાર**, પુ. (ફા.) ઇનસાફવાળો -ઇનસાફ આપનાર; ન્યાયાધીશ.

**ઇનસાફી**, વિ. ઇનસાફવાળું; ન્યાયી. [ રીત. (૨) કચેરી; અદાલત.

**ઇનસાફી**, સ્ત્રી. ઇનસાફ કરવાની

**ઇનામ**, ન (આ. નઅમ=મન રાજી કરે એવું) ખુશી થઈને કોઇને કંઇ આપવું તે; બક્ષીશ; પારિતોષિક. (૨) સાબાશી.

**ઇનામઇજાફત**, ન. અપાઈ ગએલા ઇનામમાં વધારો કરી આપવો તે.

**ઇનામચિઠ્ઠી**, સ્ત્રી. ઇનામની સનંદ તે.

**ઇનામચોથાઈ**, સ્ત્રી. ઇનામ તરીકે ચાલતી જમીનના ઉત્પન્નમાંથી જે ચોથો ભાગ સરકાર લે તે.

**ઇનામદાર**, પુ. (આ.ઇનઆમ+દાર) જેને ઇનામ મળેલું હોય તે; ઇનામનો ભોગવટો કરનાર.

**ઇનામદારી**, સ્ત્રી. ઇનામદારનો જે ઓહ્દો, હક કે પદવી તે.

**ઇનામપટ્ટો**, પુ. (ફા.) ઇનામી વસ્તુના ભોગવટા બદલ કરી આપેલો પટ્ટો.

**ઇનામપત્ર**, ન. ઇનામને લગતું લખત; બક્ષીશનામું.

**ઇનામફેજામી**, સ્ત્રી. ઇનામી જમીન ઉપર સરકારમાં જે ભરવાનું ઠરાવેલુ હોય તે; ઇનામસલામી.

**ઇનામી**, વિ. ઇનામ તરીકે અપાએલું તે. (સાત જાતની ઇનામી જમીન ચાલે છે; રાજકીય, જાતઇનામ, દેવસ્થાન,વતનઇનામ, પરગણા વતનદારી, સરકાર ઉપયોગી, અને ગામનોકરિઆત)

**ઇનાયત**, સ્ત્રી. (આ. અના= ઈશારો કર્યો ઉ૦ ઇનાયત=મહેરબાની) કૃપા. (૨) પ્રસન્નતાની નિશાની તરીકે જે કંઈ બક્ષીશ કરેલું હોય તે; અર્પણ.

**ઇન્સ્પેકટર**, પુ. (અં.) તપાસ રાખનાર.

**ઇફો**, અ. (ઇ=આ+પાસ=બાજુ) આ બાજુ; આણી તરફ; આણીમેર. (૨) અહીં; અહીંઆં.

**ઇબલીસ**, વિ. નઠારો–કજીઆખોર (નિશાળીઓ).

**ઇબાદત**, સ્ત્રી. (આ. અબદ ઉ.) સ્તુતિ; પ્રાર્થના; પૂજા; ભજન; બંદગી.

**ઇમારત**, સ્ત્રી. (આ. અમર ઉ૦) લખવા ગોઠવાતી ઢબ; રચના.

**ઇભ**, પુ. ( **સં. इभ** ) હાથી; હાથીનું બચ્ચું.

**ઇમલો**, જુઓ અમલો

**ઇમાન**, ન. ( આ. અમન=નિર્ભય થયો ઉ૦ ) સત્યનિષ્ઠા; ભાવ; વિશ્વાસ; આસ્થા. (૨) ધર્મ. (૩) પ્રમાણિકપણું; નેકી.

**ઇમાનતબાર**, પુ. (આ) સાચો વિશ્વાસ; પ્રમાણિકપણાનો ભરોસો.

**ઇમાનદાર**, ત્રિ. ઇમાનથી વહેવાર ચલાવનાર, પ્રમાણિક, વિશ્વાસુ

**ઇમાનદારી**, સ્ત્રી. સત્નિષ્ઠા; પ્રમાણિકતા. [ ઉપર રહેનાર; સાચુ.

**ઇમાની**, વિ ઇમાનવાળું; ઇમાન

**ઇમાની**, સ્ત્રી. સાચવટ, પ્રમાણિકતા.

**ઇમામ**, પુ. (આ. ઇમામ ઉ૦) ધાર્મિક કામોનો આગેવાન; કાજી; મુલ્લા.

**ઇમ મહુસેન**, પુ. (આ.) હજરત મહંમદ સાહેબના દોહિત્ર. ( એ કરબલાના રણમાં શહીદ થયા. )

**ઇમાનદાંડગો**, પુ ધર્મનું બહાનું લઈ લુચ્ચાઈ કરનાર. (૨) ધર્મની દરકાર નહિ રાખતા પાપકર્મ કરનાર.

**ઇમારત**, સ્ત્રી. ( આ. અમર=તે વસ્યો ઉ૦ ) મકાન; ઘર; હવેલી; કિલ્લો. (૨) યુક્તિ; તદબીર. ઇમારત બાંધવી=બનાવટ કરવી; કામનો વાઘ કરવો.

**ઇમારતી**, ત્રિ. ઇમારતના કામમા આવે એવું. (૨) ઈમારતને લગતું.

**ઇમ્તહાન**, ( આ. મહાન=તેણે તપાસ્યુ ઉ૦ ) પરીક્ષા; તપાસ.

**ઇયત**, વિ. જેટલું; એટલું.

**ઇયળ**, સ્ત્રી. એક જાતનો લીસો ને લાંબો નનો જીવડો; કીડો.

**ઇયા**, અ યા; અથવા.

**ઇયાદ**, યાદ.

**ઇરશા**, સ્ત્રી. ( **સં. इर्ष्या ઉ.** ) અદેખાઇ; મત્સર.

**ઇરાક**, પુ (આ.) દરીઆકાંઠાનો મુલક ( ઇજ્રૂર અને યુફ્રેટીસ નદીઓના કિનારાપરનો મુલક. )

**ઇરાદો**, પુ. ( આ. રઉદ=બાંધ્યું, સંબધ કર્યો ઉ૦ ) મનની ધારણા; ઉદ્દેશ. [ ઇરાન સબંધી.

**ઇરાની**, ત્રિ. ( ફા. ) ઇરાનનું;

**ઇલકાબ**, પુ. ( આ. લકબ=તેણે ખિતાબ આપ્યો. તેનું બહુવચન=અલ્કાબ ) ખિતાબ; માનબરેલી પદવી.

**ઇલમ**, ( ઇલ્મ ), પુ. ( આ. ઇલ્મ=વિદ્યા ) હરકોઇ વિદ્યા; શાસ્ત્ર; કળા. (૨) મેલી વિદ્યા; જાદુ. (૩) ઉપાય; તજવીજ. [ જાણનાર.

**ઇલમબાજ**, વિ. (ફા.) ઇલમ

**ઇલ્મી**, ( ઇલ્મી ), વિ. (ફા.) ઈલમ જાણનાર; કાબેલ; હોશિયાર. (૨) શુરો. (૩) કળાવાન; વિજ્ઞાનસંપન્ન.

ઇલા, સ્ત્રી. (સં. इल्=જવું ઉ૦) પૃથ્વી. (૨) ગાય. (૩) વાણી.

ઇલા, અ. (આ. ઇલાહી=હે મારા ઈશ્વર ઉ.) હે પ્રભુ, એવો ઉદ્ગાર કરવો તે. ઇલા ઇલા પોકારવી=અરે ઈશ્વર, અરે ઈશ્વર, એમ પોકારવું; ત્રાહિત્રાહિ કરવું. [ તાબાનું

ઇલાકેદાર, વિ. (ફા.) પ્રાંતિક;

ઇલાકો, પુ. (આ. અલક=વળગવું ઉ૦ ઇલાકા) પ્રાંત; મુલક; સુબો.

ઇલાખો, પુ. (આ. અલક=વળગવું ઉ. અલાખો) સંબંધ; લાગતું વળગતું. (૨) દાવો; ધણીપણું; હક.

ઇલાજ, પુ. (આ. અલજ=જીતવું ઉ૦) ઉપાય; તજવીજ; યુક્તિ. (૨) ઓસડ; ઉપચાર.

ઈલાજી, વિ.ઈલાજવાળું; ઇલાજ જાણનાર; ઉપાય કરનાર. (૨)વૈદ્ય; હકીમ.

ઈલાયચી, સ્ત્રી. એલચી.

ઇલાયચો, પુ. એક જાતની સાંગર. (૨) એક જાતનું કપડું.

ઇલાયદું, (અલાયદું), વિ.જુદું; અલગ. (૨) એકજ જણનું ખાસ

ઇલાવૃત્ત, ન. (સં.) પ્રાચીન આર્ય ભૂગોળ પ્રમાણે એક મોટો ખંડ.

ઇલાહી, વિ.(આ.)પૂજ્ય;વંદનીય.

ઇલી, સ્ત્રી. છોકરાંની એક રમત.

ઇલેક્ટ્રિક ટેલિગ્રાફ, પુ. (અં.) વીજળીની મારફતે સંદેશા મોકલવાનું યંત્ર; તાર.

ઇલેક્ટ્રિસિટિ, સ્ત્રી. (અં.)વીજળી; વિદ્યુતશક્તિ.(૨)વીજળીને લગતું વિજ્ઞાન.

ઇલેક્ટ્રોપ્લેટિંગ, ન (અં.)વિદ્યુત્ શક્તિની મદદથી ચિત્રોની છાપવાને યોગ્ય તખતીઓ બનાવવી તે.

ઇલ્તિમાસ, સ્ત્રી. (આ. લમસ= અરજ કરી ઉ૦) અરજ; વિનતિ.

ઇવ, સ્ત્રી. (હિબ્રુ પ્રમાણે જન્મ આપનારી) આદિ સ્ત્રી; આદિ માતા. (ખ્રિસ્તી ધર્મના મત પ્રમાણે 'ઈડન'ના બાગમાં ઈશ્વરે તેને 'આદમ' સાથે મેળવી હતી.) [ જેમ; જેવું.

ઇવ, અ. (સં.) એજ પ્રમાણે;

ઈવનિંગપાર્ટી, સ્ત્રી. (અં.) સાંજની-રાતના વખતની જાફત; સાંજનો મેળાવડો.

ઇશક, પુ. (આ.ઇશ્ક=ચહવું ઉ.) હદથી વધારે પ્રીતિ-પ્યાર. (૨) સ્ત્રી. પુરુષનો પ્રેમ.

ઇશકબાજ, વિ ઇશકમાં ખેલનાર; રતિલોલુપ.

ઇશકબાજી, સ્ત્રી. ઇશ્કબાજી; કામમગ્નતા; પ્રેમાસક્તિ.

ઇશકી, વિ. ઇશ્કી; શોખી. (૨) સૌંદર્યભોગી; છેલ. (૩) પ્રેમી; આસક્તિવાળું; કામઘેલું.

ઇશકેમજાજી,પુ (આ.)કૃત્રિમપ્યાર.

ઇશકેરફીકી,પુ.(આ.)ખરો પ્યાર.

**ઇશતેહાર**, (આ. શહર=જાહેર કર્યું ઉ. ઇશ્તિહાર ) જાહેરનામું.

**ઇશારત**, (ઇસારત), સ્ત્રી.(આ. શઅર=આગળ મૂક્યું ઉ.) સાન; ઇશારો; સંકેત. (૨) ચિહ્ન; નિશાની; સંજ્ઞા; ગુપ્ત સૂચના. ઇશારત લિપિ=કરપલ્લવી.

**ઇશારો**, પુ ઇસારે; સાન; અણસારે; સંકેત. (૨) ઢંકાણમાં જણાવવું તે; સૂચના.

**ઇશ્યુ**, (અં.) ઉદ્‌ભવ; ફણગો; પરિણામ. (૨) મુદ્દો; તકરાર ચલાવવાનાં કારણો. (૩) સંતાન, પ્રજા.

**ઇષુ**, પ્ર. (સં.) બાણ; શર; તીર.

**ઇષ્ટ**, વિ. (સં. इष्=ઇચ્છવું ઉ.) ઇચ્છેલું; ધારેલું; વહાલું.

**ઇષ્ટદેવ**, પુ. (સં.) પ્રિય દેવ: જેની ઉપર આસ્થા બેઠી હોય તે દેવ. (૨) કુળદેવ.

**ઇષ્ટમિત્ર**, પુ. (સં.) પ્રિય મિત્ર.

**ઇષ્ટા**, સ્ત્રી. પ્રિય સ્ત્રી. (૨) ખીજડાનું ઝાડ.

**ઇષ્ટાપત્તિ**, સ્ત્રી. ( સં. इष्ट+आपत्ति ) ઇચ્છેલું પ્રાપ્ત થવું તે.

**ઇષ્ટિ**, સ્ત્રી. (સં. યજ્ઞમાં બલિદાન આપવાની એક રીત ) એક જાતનો યાગ. (૨) અભિલાષા.

**ઇસકામત**, સ્ત્રી. (આ. કઅમ=ઉભો રહ્યો ઉ૦ ઇસ્તિકામત ) પુંજી; મીલકત.

**ઇસતેહાલ**, (ઇસ્તિલાહ), (આ. સલહ=મળતું આવ્યું ઉ. ઇસ્તિલાહ) રૂઢિ પ્રમાણે બોલવું તે; વિવેક.

**ઇસઅગોળ**, (ઇસબગોલ), (ફા ) અસ્પગૂલ. અસ્પ=ઘોડો અને ગૂલ=કાન ઉ.) ઊંટીઉં જીરૂં.

**ઇસમ**, પુ. ( આ ઇશમ=નામ ઉ.) માણસ; વ્યક્તિ.

**ઇસમવાર**, અ. માણસદીઠ; નામવાર.

**ઇસવી**, વિ. ઇસુ સંબંધી; ઇસુનો સંવત્સર.

**ઇસાઇ**, વિ. ઇસાપેગંબરના ધર્મનું.

**ઇસાપેગંબર**, પુ. (સૂર્યાની ભાષાના ઈશૂઅ ઉ. અરબીમાં ઇસા થયું. ) મોટો પેગંબર.

**ઇસારત**, જુઓ ઇશારત.

**ઇસારો**, જુઓ ઇશારો.

**ઇસી**, વિ. એવી; આવી.

**ઇસો**, વિ. આવો; આના જેવો.

**ઇસોટો**, પુ. લાકડાની નીસરણીનો લાંબો દાંડો.

**ઇસ્કરૂ**, (સ્ક્રૂ), પુ. (અં.) પેચ. (૨) ચાંપ; દાબ. 'ઇસ્કરૂ ફેરવવો'=ઉશ્કેરવું. (૨) વિચાર ફેરવવો. [ રોકડ.

**ઇસ્કામત**, સ્ત્રી. (આ.) પુંજી;

**ઇસ્કોતરો**, પુ. (મૂળ ફ્રેંચ ઉ. અં.) ખાનાખાનાવાળી લખવાની પેટી.

**ઇસ્કોલ**, સ્ત્રી. (અં સ્કૂલ) નિશાળ.

**ઇસ્ક્રુ**, જુઓ ઇસ્કરૂ.

**ઇસ્ટર**, વિ. ના. એપ્રિલ મ-

સમાં આવતા ખ્રિસ્તીઓના તહેવાર; ગુડ ફ્રાઇડેના તહેવાર.

**ઇસ્ટાપડી**, સ્ત્રી. (અં. સ્ટોપ=બંધ કરવું ઉ.) બારણું બંધ કરવાની કડી; સાંકળ; ચાંપ.

**ઇસ્ટેટ**, સ્ત્રી. (અં. એસ્ટેટ) સ્થાવર મીલકત; ઘર જમીન વગેરે. (૨) વતન; જાગીર. [મોજું.

**ઇસ્ટોકીંગ**, પુ. (અં. સ્ટોકિંગ)

**ઇસ્તંબુલ**, ન. (તુર્કી) યુરોપીય તુર્કસ્તાનનું મુખ્ય શહેર–કૉન્સ્ટોન્ટીનોપલ

**ઇસ્તંબુલી**, વિ. ઇસ્તંબુલનું.

**ઇસ્તિકબાલ**, (આ. કબલ=સામા જવું ઉ.) સામા તેડવા અથવા મળવા જવું તે.

**ઇસ્તિલાહ**, ન. (આ. સલહ=મળવું આવ્યું ઉ૦) રૂઢિ પ્રમાણે બોલવું તે; વિવેકસર ભાષણ કરવું તે.

**ઇસ્તેહાર**, જુઓ ઈશ્તેહાર.

**ઇસ્ત્રી**, સ્ત્રી. ધોબીનું એક ઓજાર. (સફાઇને માટે કપડા ઉપર ફેરવવામાં આવે છે.) 'ઇસ્ત્રી કરવી'=ગડી નાખવું; સફાઇબંધ કરવું.

**ઇસ્પિતાલ**, સ્ત્રી. (અં. હૉસ્પિટલ) જ્યાં દરદીને દવા મળે, રોગની ચિકિત્સા થાય અને સારવાર કરવામાં આવે તે જગા. [રનો ધર્મ માનનાર.

**ઇસ્સાયલ**, વિ. ઇસા પેગંબ-

**ઇસ્લામ**, પુ. (આ. સલમ=નિર્ભય થયો ઉ૦) મુસલમાની ધર્મ.

**ઇસ્લામી**, વિ. ઇસ્લામ ધર્મનું; મુસલમાની. (૨) ના. મુસલમાન.

**ઇસ્વીસન**, (આ. સિન=દાંત. ઉ૦ વર્ષ) હજરત ઈસા પેગંબર સાહેબના સંબંધથી ગણાતું વર્ષ. [આ જગતમાં.

**ઇહ**, અ. (સં.) આ પૃથ્વીમાં;

**ઇહલોક**, પુ. (સં.) આ લોક.

**ઇહકો**, પુ. અફસોસ; ભય; ત્રાસ.

**ઇહાં**, અ. અહીંઆં; અત્ર; આ ઠેકાણે. [મની નાડી.

**ઈંગળા**, સ્ત્રી. (સં.) એ ના-

**ઈંગાર**, પુ. (પ્રા.) અગ્નિ; દેવતા; અંગારો. (૨) અતિશય બળતરા થવી તે; લાય; આગ.

**ઈંગિત**, ન. (સં. ઇંગ્=જવું ઉ) મનમાં થતા વિચારોનું શરીર ઉપર જણાતું ચિહ્ન; નિશાની. (૨) સંકેત. (૩) સેના.

**ઇંગિતજ્ઞ**, વિ. (સં. इंगित+ज्ञा=જાણવું ઉ.) મનુષ્યના ચલનવલન ઉપરથી તેના મનનો ભાવ સમજનાર.

**ઇંગુદી**, સ્ત્રી. (સં.) ઇંગોરો.

**ઇંગોરી**, સ્ત્રી. જેને ઇંગોરાં નામનાં ફળ થાય છે તે ઝાડ; ઇંગુદી.

**ઇંગોરૂં**, ન ઇંગોરીનું ફળ. (આ ફળો ચીકણા અને તેલીઆં હોય છે. તેનું તેલ ઘા રૂઝવે છે.)

**ઇંગ્રેજ**, પુ. (અં. ઇંગ્લિશમેન ઉ.) ઇંગ્લાંડનો વતની.

**ઇંગ્રેજી**, વિ. (અં. ઇંગ્લિશ) ઇંગ્રેજનું. (૨) અંગ્રેજની ભાષા.

**ઇંગ્લંડ**, ન. (અં.) ઇંગ્રેજ લોકનો દેશ; ઇંગ્લાંડ; વિલાયત.

**ઇંગ્લિશ**, વિ. (અં.) ઇંગ્રેજી; અંગ્રેજનું. (૨)(ન.)અંગ્રેજ લોકની ભાષા.

**ઇંચ**,પુ.(અં.)ફુટનો બારમો ભાગ.

**ઇંચવું**, જુઓ ઇચવું

**ઇંચીઉં**, ત્રિ. ઇંચનું; એક ઇંચના માપનું [પર ઉ૦)શિલ્પશાસ્ત્રી.

**ઇંજનેર**, પુ (અં. એનજીનિ-

**ઇંજનેરખાતું**, ન.(અં.એનજી-યરીંગ ફ.) બાધકામોને લગતાં કામો કરનારૂં ખાતું; શિલ્પકળાના કામકાજને લગતું ખાતુ.

**ઇંજનેરી**, વિ. (અં. એનજી-નિયરીંગ. ઉ૦) યાંત્રિક; શિલ્પી.

**ઇંજવું**, સ. ક્રિ. અર્પણ કરવું; આપી દેવું (૨) સંસ્કારવું (૩) અભિષેક કરવો. (૪) પ્રસન્ન કરવું. (૫)ઊંજવું.

**ઇંજાવવું**, સ. ક્રિ. પ્રે. અર્પણ કરાવવું; સંસ્કાર કરાવવો; પ્રતિષ્ઠા કરાવવી; ઉંજાવવું.

**ઇંટ**, સ્રી. (સં. इष्टिका ઉ.) માટીનું લંબચોરસ પકવેલું ચોસલું. 'પત્થર કરતાં ઇંટ કુંળી'=માણસોની કડકાઇ સરખાવવાને વપરાય છે. ઇંટ પલળે, કંઇ પત્થર પલળે?'=કઠણ હૃદયના માણસને અસર થાય નહિ.

**ઇંટબંધી**, ત્રિ. ઇંટથી બાંધેલું.

**ઇંટવાડો**, પુ. ઇંટો પકવવાની ભઠ્ઠી; પાકેલી ઇંટોનો ઢગલો.

**ઇંટાળો**, પુ. ઇંટનો કકડો, રોડું [૨] ઇંટો બનાવવાનું ઓજાર, 'ઇંટાળાના દેવને ખાસડાની પૂજા'—'ઇંટાળાના દેવને કપાસીઆની આંખો'=જે જેવું હોય તેને તેવું આપવું જોઇએ.

**ઇંટેરી**, વિ. ઇંટોથી બાંધેલું.

**ઇંટેલ**, વિ. ઇંટોથી બાંધેલું.

**ઇંટો રે ઇંટો**, સ્રી. એક જાતની છોકરાંની રમત. [તની રમત.

**ઇંડાદાવ**, પુ છોકરાંની એક જા-

**ઇંડાળ**, સ્રી. (સં. अण्ड+आवलि ઉ૦) ઇંડાં લઇને જનારી કીડીઓની હાર.

**ઇંડિઅન**, વિ (અં) હિંદુસ્થાનનું. (૨) હિંદુસ્થાનનો વતની.

**ઇંડીઆ**, પુ.(અં.) હિંદુસ્થાન.

**ઇંડું**, ન. (સં. अण्ड=ઇંડું) અર્ધપકવ ગર્ભવાળો લંબગોળ પદાર્થ; બેદું. (તે પાકતાં તેમાંથી બચ્ચુ બહાર નીકળે છે) [ત્રુઓની માગણીનું પત્રક.

**ઇંડેંટ**, ન. (અં.) અગત્યની વ-

**ઇંઢોણી**, જુઓ ઉંઢાણી.

**ઇંતડી**, સ્રી. એક નાનું જીવડું. (તે ઢોરોને જૂની પેઠે વળગે છે.)

**ઇતિખાબ,** (ઇંતેખાબ), પુ. (આ. નખબ-ચૂંટવું. ઉ. ઇનતિખાબ.) ટુંકામાં મતલબ; તાત્પર્ય; સાર. [૨] વિગતવાર હેવાલ. [૩] ખરી નકલ.

**ઇંતિજાર,** વિ (આ.) અધીર.

**ઇંતિજારી,** સ્ત્રી.(આ.)આતુરતા.

**ઇંતિઝામ,** પુ. (આ. નઝમ=બરાબર ગણ્યુ ઉ. ઇન્તિઝામ) બંદોબસ્ત; વ્યવસ્થા. [તાલાવેલી

**ઇંતેજારી,** સ્ત્રી.(આ.)આતુરતા;

**ઇંદિરજવ,** પુ. કડુ નામનાં ઝાડનાં બીઆ.

**ઇંદિરા,** સ્ત્રી. (સં. इन्द्=બહુ મોટા થવું ઉ॰ इन्दिरा) લક્ષ્મી; શ્રી.

**ઇંદિરાવર,** પુ, (સં. इन्दिरा+वर=સ્વામી ઉ.) વિષ્ણુ; નારાયણ.

**ઇંદીવર,** ન. (સં. इन्दीवर) કાળું કમળ.

**ઇંદુ,** પુ (સં.इन्दु=ભીના થવું ઉ.) ચંદ્રમા; ચાંદો; શશિ. [૨] એકની સંજ્ઞા.

**ઇંદુકલા,** સ્ત્રી. (સં.) ચંદ્રકળા.

**ઇંદુકાંતા,** સ્ત્રી (સં.) રાત;રાત્રિ. (૨) રોહિણી નક્ષત્ર. (૩) કળદર.

**ઇંદુમંડળ,** ન. (સં.) ચંદ્રમંડળ; ચંદ્રમા અને તેને લગતા તારાઓના સમૂહ.

**ઇંદુમુખી,** વિ. (સં. इन्दु=ચંદ્ર+मुख=મોં+ई=વાળી) ચંદ્રના જેવા સુંદર મુખવાળી.

**ઇંદુમૌલી,**પુ. સં.)મહાદેવ;શંકર.

**ઇંદુવલ્લી,** સ્ત્રી.(સં.) સોમવલ્લી.

**ઇંદુવાર,** પુ. (સં.) સોમવાર.

**ઇંદુવ્રત,** ન. (સં.)ચાંદ્રાયણ.

**ઇંદુશેખર,**પુ.(સં.)મહાદેવ; શંકર.

**ઇંદુર,** પુ. (સં.) ઉંદર.

**ઇંદ્ર** પુ. (સં. इन्द्र=અતિ મોટા થવું ઉ. इन्द्र=બહુજ મોટા)દેવોનો રાજા; સ્વર્ગનો અધિપતિ. (૨) રાજા.

**ઇંદ્રગોપ,** પુ. (સં.) વરસાદ થયા પછી જે રાતા રંગનાં સુંદર જીવડાં થાય છે તે; ગોકળગાય.

**ઇંદ્રચાપ,** ન. (સં. इन्द्र+चाप=ધનુષ્ય). મેઘધનુષ્ય; મચ્છ. (સાધારણ લોકો 'મચ્છ તણાયો' એમ કહે છે.)

**ઇંદ્રજાલિક,** વિ. (સં.) ભ્રાંતિ કરાવનારૂં; માયિક. (૨) ખરૂં નહિ તે; બનાવટી. (૩) પ્રાપંચિક

**ઇંદ્રજાળ,** સ્ત્રી. (સં.)ભ્રમ કરાવનારી મંત્રવિદ્યા; જાદુ; માયા. (૨) હાથચાલાકી. (૩) કાવતરૂં; કપટજાળ.

**ઇંદ્રધનુષ્ય,** ન.(સં) મેઘધનુષ્ય.

**ઇંદ્રનીલ,** વિ. (સં.)આસમાની રંગનું. (૨) ના. નીલમ; પાનું; શનિ.

**ઇંદ્રનેત્ર,** વિ. (સં. હજાર.(૨) ઇંદ્રની આંખ જેવું.

**ઇંદ્રપુરી,** સ્ત્રી. (સં.) ઇંદ્રની રાજધાની; અમરાવતી. (૨) સુંદર રચના

વાળું બાંધકામ.

ઇંદ્રલોક, પુ. (સં.) સ્વર્ગ; ઇંદ્ર આદિ દેવતાઓનો પ્રદેશ.

ઇંદ્રવજ્રા, પુ (સં.) અગિયાર અક્ષરનો એક છંદ.

ઇંદ્રવધૂ, સ્ત્રી ગોકળ ગાય.

ઇંદ્રવંશા, પુ. (સં) બાર અ-ક્ષરનો એક છંદ.

ઇંદ્રવાયણું, (ઇંદ્રવારણું), ન. સુવર્ણના જેવા સુંદર પીળા રંગનું એક ફળ. (આ ફળ બહારથી અતિ સુંદર હોવા છતાં અંદરથી એવું કડવું હોય છે કે કોઈ તેને ચાખી પણ શકતુ નથી તેથી ઉપરની સફાઇ, શોભા અને ટાપટીપ વાળાને એની ઉપમા અપાય છે.)

ઇંદ્રવિજય, પુ. (સં) ત્રેવિશ અક્ષરનો એક છંદ.

ઇંદ્રસુત, પુ. (સં.) જયન્ત.( ) અર્જુન. (૩) સાદડનું ઝાડ. (૪) વાળી (વાનર).

ઇંદ્રાણી, સ્ત્રી. (સં.)ઇંદ્રની સ્ત્રી. (૨) મોટી ઇલાયચી. (૩) અતિ સુંદર અને પુષ્કળ વૈભવવાળી સ્ત્રી.

ઇંદ્રાયુધ, ન ( સં. ) ઇન્દ્રનું હથિઆર; વજ્ર.

ઇંદ્રાસન, ( સં. इन्द्र+आस्= બેસવું ઉ. आसन) ઇન્દ્રનું સ્થાન (૨) ઇન્દ્રનું રાજ્ય.

ઇંદ્રિય, (સં.) વિષયગ્રાહક અવયવ.(ઇંદ્રિયોના બે પ્રકાર છે: ૧ કર્મેન્દ્રિયો અને ૨ જ્ઞાનેંદ્રિયો. કર્મેંદ્રિયોમાં ૧ વાક્ ૨ હસ્ત ૩ પાદ ૪ અપદ્વાર અને ૫ ઉપસ્થ. અને જ્ઞાનેન્દ્રિયોમાં ૧ ત્વચા ૨ ચક્ષુ ૩ શ્રોત્ર ૪ જીભ અને ૫ નાકનો સમાવેશ થાય છે)

ઇંદ્રિયગમ્ય, વિ. (સં.) ઇંદ્રિયોથી જણાય એવું.

ઇંદ્રિયગોચર, વિ. (સં.) ઇંદ્રિયોથી જણાય તેવું; ખુલ્લું. [સમુદાય.

ઇંદ્રિયગ્રામ,પુ. (સં.) ઇંદ્રિયોનો

ઇંદ્રિયજન્ય, વિ. (સં इन्द्रिय +जन्य) ઇંદ્રિયથી ઉત્પન્ન થએલું.

ઇંદ્રિયજિત, વિ. (સં. इन्द्रिय +जि=જીતવું ઉ.) ઇંદ્રિયોને જીતેલું.

ઇંદ્રિયજ્ઞાન, ન. (સં.) ઇંદ્રિયો-દ્વારા થતો બોધ.

ઇંદ્રિયનિગ્રહ, પુ. ( સં. इन्द्रिय +नि+ग्रह्=પકડવું ) ઇંદ્રિયોને કબજે રાખવી તે; સંયમ.

ઇંદ્રિયબોધ, પુ. (સં इन्द्रिय +बुध्=જાણવું ઉ. बोध=જ્ઞાન ) ઇંદ્રિયોની મારફતે થતું જ્ઞાન.

ઇંદ્રિયસંયમ, પુ. (સં. इन्द्रिय +सं+यम्=દાબમાં રાખવું. संयम= દાબ) ઇંદ્રિયોને દાબમાં રાખવી તે.

ઇંદ્રિયાતીત, વિ (સં. इन्द्रिय +अति+इ=જવું. ઉ इत=ગયેલું) ઇંદ્રિયોથી ન પહોંચી શકાય એવું (બ્રહ્મ.)

ઇંદ્રી, સ્ત્રી. ઇંદ્રિય. (૨) પુરૂષની જનનેંદ્રિય. [ એમ કરવું તે.

ઇંદ્રાજુલાબ, પુ. બહુ મૂત્ર થાય

ઇંધણ, ન. (સં. इन्ध्=બળવું ઉ.) બાળવાના લાકડાં.

ઇંધણધોરી, વિ. (સં. इंधन ઉ. પ્રા. इंधणं=બાળવાનાં લાકડાં અને धृ=ધારણ કરવું ઉ. धोरी=વહેન.૨=બળદીઓ.) મૂર્ખ; ભાર વહેનાર (૨) હીણકમાક.

ઇંધણું, ન. બાળવાનું લાકડું.

ઇંધન, ન. (સં इन्ध्=બળવું ઉ.) બાળવાનાં લાકડાં; કાઠી.

## ઈ.

ઈ, સ્ત્રી. (સં ई) ગુજરાતી મૂળાક્ષરોમાનો ચોથો સ્વર. (૨) લક્ષ્મી; સંપત્તિ.

ઈકાર, પુ. ઈનો ઉચ્ચાર.

ઈક્ષક, વિ. (સં. ईक्ष=જોવું ઉ.) જોનાર; અવલોકનાર. (૨) ચોકસી કરનાર.

ઈક્ષણ, ન. (સં.=ईक्ष=જોવું ઉ.) જોવું; દર્શન; અવલોકન.(૨) નેત્ર; આંખ. (૩) દેખાવ. (૪) તપાસ કરવી.

ઈક્ષિત, વિ. (સં.) જોયેલું;અવલોકેલું (૨) અનુભવેલું. (૩) તપાસેલું.

ઈડા, સ્ત્રી.(સં.) સ્તુતિ; પ્રાર્થના.

ઈતિ, સ્ત્રી. (સં) આપત્તિ; સંકટ.

ઈદ, સ્ત્રી. (ફા.) ઈસ્લામીઓનો એક મોટો તહેવાર.

ઈદગાહ, ઇદની નિમાજ પઢવાની જગા.

ઈદશ, વિ. (સં ईदृक् ઉ.)આવું; આના જેવું.

ઈનમીન, વિ. (સં. मा=માપવું ઉ. मित) પરિમિત; થોડું.

ઈપ્સા, સ્ત્રી. (સં. इष्=ઇચ્છવું ઉ.) ખાએશ; ઇચ્છા. (૨) આશા; અભિલાષ.

ઈપ્સિત, વિ. (સં इष्=ઇચ્છવું (ઉ. ઈચ્છેલું; વાચ્છેલું. (૨) મેળવેલું. (૩) મનગમતું; ભાવતું.

ઈપ્સુ, વિ. (સં.) ઇચ્છાવાળું.

ઈર્ષા, સ્ત્રી (સં.) બીજાનું સારું નહિ દેખી શકવું તે; મત્સર; અદેખાઈ. (૨) બીજાથી ચડિઆતા થવાની લાગણી.

ઈર્ષાખોર, વિ. અદેખું; ઝેરીલું; ઇર્ષાવાળું. [અદેખું.

ઈર્ષી, વિ. (સં.) ઈર્ષાવાળું;

ઈર્ષ્યા, જુઓ ઇર્ષા.

ઈર્ષ્યાળુ, વિ (સં) અદેખું; ઝેરીલું.

ઈલિ, સ્ત્રી. (સં.) કટાર. (૨) નાની ગદાના આકારનો એક સોટો(ઈલિકા).

ઈશ, પુ. (સં.) મહાદેવ; શિવ; શંકર. (૨) સ્વામિ; ધણી. (૩) ઉપરી. (૪) રાજા.

**ઈશાન**, સ્ત્રી. (સં. ईश=શિવ.) ઉત્તરપૂર્વ વચ્ચેની દિશા. (૨) મહાદેવ; શંકર.

**ઈશાનકોણ**, સ્ત્રી. (સં.) ઉત્તરપૂર્વ વચ્ચેનો ખુણો.

**ઈશાનખુણો**, પુ. ઉત્તરપૂર્વ વચ્ચેનો ખુણો.

**ઈશાની**, વિ. (સં. ऐशानी ઉ.) ઈશાન બાજુની.(૨)દુર્ગા;પાર્વતી;દેવી.

**ઈશ્વર**, પુ. (સં. ईश्=સત્તા ચલાવવી, અને वर=ઉત્તમ ઉ) જગતમાં જે સર્વોપરિ સત્તા છે તે; પરમેશ્વર. (૨) મહાદેવ;શિવ.(૩)સ્વામી; શેઠ. (૪) રાજા. ઈશ્વર ઉપર ચિઠ્ઠી=દૈવાધીનતા. ઈશ્વર માથે રાખવો=ઈશ્વરથી ડરીને પ્રમાણિકપણે ચાલવું. ઈશ્વરને વચમાં રાખીને=પ્રતિજ્ઞા ઉપર. ઈશ્વરના ઘરનું=ભોળુ; નિખાલસ. ઈશ્વરને ખોળે =નિડર રહીને-ઈશ્વરદત્ત=જન્મથી મળેલું; કુદરતી. ઈશ્વરપ્રીત્યર્થ=નિષ્કામ ઈશ્વરાર્પણ કર્મ કરવા તે. ઈશ્વરના ઘરના ખેલ=કુદરતી બનાવો.

**ઈશ્વરઇચ્છા**, સ્ત્રી. (સં) પરમેશ્વરની મરજી; સહન કરવું અને મન વાળવું તે.

**ઈશ્વરકરુણા**, સ્ત્રી (સં.) પરમેશ્વરની દયા.

**ઈશ્વરકર્તૃત્વ**, ન. (સં.)ઈશ્વરનું કર્તાપણું.

**ઈશ્વરકૃપા**, સ્ત્રી. (સં.) પરમેશ્વરની મહેરબાની.

**ઈશ્વરતા**, સ્ત્રી. (સં.) પરમેશ્વરપણું; મોટાઈ.

**ઈશ્વરનોલાલ**, પુ. ઈશ્વરે જેને ઉદારતા આપેલી હોય તે; પરોપકારી; પરમેશ્વરનો ભક્ત

**ઈશ્વરપ્રેરણા**, સ્ત્રી. (સં.) પરમેશ્વર તરફનું સૂચન; આંતરજ્ઞાન.

**ઈશ્વરસ્તુતિ**, સ્ત્રી. (સં.) પ્રભુપ્રાર્થના.

**ઈશ્વરી**, સ્ત્રી. (સં.) આદિમાયા; દેવી. (૨) વિ. ઈશ્વર સંબંધી; ઈશ્વરનું.

**ઈશ્વરીપુરુષ**, પુ. (સં.) ઈશ્વરના અંશવાળો પુરુષ તે.(૨) ભોળો; નિખાલસ.

**ઈશ્વરીમાયા**, સ્ત્રી. (સં.) જગતની વિચિત્ર રચના; કુદરત

**ઈશ્વરેચ્છા**, સ્ત્રી. (સં.) ઈશ્વરની ઇચ્છા; પ્રભુને જે ગમે તે ખરૂં એવી શ્રદ્ધા.

**ઈષણા**, સ્ત્રી. (સં. इष्=ઇચ્છવું ઉ.) ઇચ્છા.

**ઈષત્**, વિ. (સં.) અલ્પ; થોડું; સહેજ.

**ઈષા**, ન. (સં.) હળ અથવા ગાડાનું એક લાંબું લાકડું.

**ઈષાદંત**, પુ. (સં.) લાંબા દાંતવાળો હાથી.

**ઈષ્મ**, પુ. (સં.) વસંત ઋતુ.

**ઈસ**, સ્ત્રી. ખાટલાનું તેની લંબાઇનું લાકડું.

**ઈસેસ**, પુ. સાલેડા નામના ઝાડનો ગુંદર. ( ધૂપના કામમાં આવે છે તેમજ દવા તરીકે વપરાય છે. )

**ઈહા**, સ્ત્રી. (સં. ईह्=ઇચ્છવું

હ ) ઈચ્છા. (૨) આશા; ઉમેદ (૩) ઉદ્યમ.

ઈહામૃગ, પુ. (सं.) નટકનો એક ભેદ. (૨) મૃગ જેવી અલભ્ય નાયિકાને ઈચ્છનારો નાયક.

---

## ઉ.

ઉ, ન. ( सं. उ ) ગુજરાતી મૂળાક્ષરોમાંનો પાંચમો સ્વર.

ઉકટો, પુ. ( सं. अंज्=આંજવું ઉ.) દુઃખતી આંખ ઉપર ચોપડવાનો લેપ

ઉકડો, પુ. ( प्रा उक्काडा ઉ.) વરસોંદ; આખા વરસને માટે ઉચક લેવાની રકમ.

ઉકરડી, સ્ત્રી. (सं. उत्कर ઉ.) કચરાની ઢગલી; નાનો ઉકરડો. (૨) મલિન દેવતા. (લગ્નાદિ પ્રસંગે તેનું સ્થાપન કરે છે તેને ઉકરડી ગોતરવી અગર ઉઠાડવી કહે છે. )

ઉકરડો, પુ. ( सं. उत्कर. प्रा. उक्केरो=ઉકરડો ) કચરો નાખવાથી થયેલો ઢગલો. (૨) ગંદું સ્થાન. ઉકરડો કરવો=કામકાજને અથવા દેવાને વધવા દેવું.

ઉકલ, ન. (सं) સાધન. (૨) દેહ; શરીર.

ઉકલવું, અ. ક્રિ. (सं.उत्+कल् =જાણવું.) વંચાવું; બેસવું. (૨) સૂઝ પડવી; ખૂટવું. (૩) ખુલ્લું થવું; ગૂંચ નીકળવી. (૪) આગળ નજર પહોંચવી; આવડવું.

ઉકળવું, અ. ક્રિ. ( सं. उत्+कल्=ઉકળવું ઉ.) પ્રવાહીનું ગરમીથી ઉછળવું. (૨) ફૂંકાવું; ગુસ્સે થઈને મોટેથી બોલવું. (૩) સારું કરવું; કલ્યાણ કરવું.

ઉકળાટ, પુ. ગરમીને લીધે થતી અકળામણ; ધામ; બફારો; કઠારો. (૨) ગુસ્સાથી જે ઉતાપ થાય તે. (૩) ક્રોધ; ગુસ્સો. (૪) ચિંતા; ફીકર.

ઉકળાવવું, સ. ક્રિ. પ્રે. ઉકળે એમ કરાવવું. [સારા પાકનો સમય.

ઉકાળ, પુ. ( સુકાળ ઉપરથી)

ઉકાળવું, સ. ક્રિ. ઉકળે એમ કરવું. ઉકળવું. [એમ કરાવવું.

ઉકાળાવવું, સ. ક્રિ. ઉકળે

ઉકાળો, પુ ( सं. ) વનસ્પતિ-દ્રવ્યોનો કવાથ; કાવો. (૨) ઉકળાટ; ધામ; બફારો. (૩) ક્રોધ કે ગુસ્સાથી જીવને જે ધમધમાટ થાય તે; ચિંતાથી કે કલેશથી લોહીનું તપી જવું તે.

ઉકાંચળી, વિ. સ્ત્રી. (सं. उत्कंचुका ઉ.) કાંચળી પહેરી ન હોય એવી સ્ત્રી.

ઉકાંટો, પુ. (सं. उत्+कंटक=રોમાંચ ) ઉછાળો; ઓકારી. (૨) અભાવ. [ તેવો કિનારો

ઉકાંઠો, પુ. વપરાતો ન હોય

ઉકેલ, પુ. (सं. उत्+कल ઉ.) સૂઝ; સમજ; આવડ; નિકાલ.

ઉકેલવું, સ. ક્રિ. (सं. उत्+

कल्=જાણવું ઉ.) વાંચવું. (૨) વસ્તુને છુટી કરવી. (૩) ગૂંચ કાઢવી. (૪) પૂરું કરવું; નિકાલ લાવવો. (૫) એની એ વાત કરવી. (૬) ફરી ઉતરવું. (૭) સમજવું; અર્થ કહેવો. (૮) ખુલાસો કરવો. (૯) વળ કાઢવો; ઉખેડવું.

ઉકેલાવું, અ. ક્રિ. (સં. उत्कीलितं. प्रा. ऊकीलिउं ઉ.) જુઓ ઉકેલવું.

ઉકેલી નાખવું, સ. ક્રિ. છોડી નાખવું; છુટું કરવું. (૨) પૂરું કરી નાખવું; નિકાલ લાવવો. (૩) વળ ઉતારવો.

ઉક્ત, વિ. (સં. वच्=બોલવું ઉ. કહેલું) બોલેલું; આગળ જણાવેલું

ઉક્તિ, સ્ત્રી. (સં. वच्=બોલવું) વચન; કથન; ભાષણ. (૨) સયુક્તિક વચન. (૩) સાથે આપેલી જમીન.

ઉખડ, (ઊખર), ત્રિ. (સં. ऊषर ઉ०) ખારાટવાળી જમીન

ઉખડવું, અ ક્રિ. (સં. उत्+खन्=ખોદવું ઉ. प्रा. उक्खोडियम् = ખોદેલું.) છુટું પડી જવું. (૨) જડમૂળથી નીકળી જવું; નાશ પામવું. (૩) વહી જવું; વઢી જવું.

ઉખડામણ, ન. (સં.) ઉખાડવાનું મહેનતાણું તે [રાટવાળી જમીન.

ઉખડી, (ઊખડી), વિ. (સં.) ખા-

ઉખડેલું, વિ. છુટું પડેલું. (૨) વઢેલું; છોડ્યું.

ઉખદ, સ્ત્રી. નવાઈ; આશ્ચર્ય.

ઉખર, (ઊખર), ત્રિ. (સં. ऊषर ઉ.) ક્ષારવાળું; જેમાં ખારાટ હોય એવું. (૨) પડતર; ઉજડ.

ઉખળ, પુ. (સં. उलूखल=ખાંડણીઓ ઉ.) ખાંડણીઓ. (૨) પહેલવહેલી જમીન ખેડવી તે. (૩) નાનું મૂશળ; સાબેલું. (૪) ચોકીઆ ગાડાના બે આગળના બળદોનું ધૂંસરું.

ઉખળવું, અ. ક્રિ. વળ નીકળવો.

ઉખળી, સ્ત્રી. (સં.) લાકડાંની ખાડણી.

ઉખળું, ન. સાંબેલું. (૨) ખાંડણી. (૩) વિ. વયે નાનું છતા વધારે ઉંચુ વધેલું.

ઉખળો, પુ. (સં.) ખાંડણીઓ. (૨) વિ. વયના પ્રમાણમા બહુ જ ઉંચો વધી ગયેલો.

ઉખાણું, (ઉખાણો), ન. (સં. उप+आख्यान ઉ.) લોકમાં ચાલતી નાની પણ જાહેર વાત; કહેવત. (૨) સમશ્યા; કોયડો.

ઉખાડ, પુ. (સં. उत्खात=ઉખાડેલું ઉ.) ઉખડી ગએલું તે; પોપડો. (૨) ખાડો; કોતર.

ઉખાડવું, સ. ક્રિ. ઉખડે એમ કરવું. (૨) જડમૂળથી કાઢી નાખવું.

ઉખાણો, પુ. (સં. उप+आख्यान ઉ. प्रा. उक्खाणो) ઉપાખ્યાન.

(૨) દૃષ્ટાંત; ઉદાહરણ; કહેવત. (૩) ( સં. उत्+खन्=ખોદવું ઉ ) ઉખાડવાનું ઓજાર; તાવેથો.

ઉખેડ, પુ ઉખાડ; ઉખેડવું તે. (૨) વિ. નહિ ખેડેલું; અણખેડ; ઉજડ.

ઉખેડવું, સ. ક્રિ. ( સં. उत्+खन्=ખોદવું ઉ. ) ઉખડે એમ કરવું; ઉખાડવું. (૨) પાયમાલ કરવું

ઉખેળવું, જુઓ ઉકેલવું.

ઉખેળાવવું, સ. ક્રિ. ઉખડાવવું.

ઉગમ, પુ ( સં. उद्गम ઉ ) મૂળ; ઉત્પત્તિસ્થાન; જન્મ; શરૂઆત. (૨) ઉદય.

ઉગમણ, જુઓ ઉગમણું

ઉગમણી, વિ. જુઓ ઉગમણું.

ઉગમણું, વિ. પૂર્વ તરફનું; પૂર્વનું.

ઉગર, સ્ત્રી. ( ઉગરવું ઉ. ) બચત; બચાવ.

ઉગરવું, અ. ક્રિ. (સં. उद्+गृ-गिर्=ગળતાં (ખાતાં) રહી જવું. ઉ. ) બચી જવું; રહી જવું. (૨) હયાત રહેવું. (૩) વધવું; બાકી નીકળવું.

ઉગવું, (ઊગવું), અ. ક્રિ. (સં. उद्+गम् ઉ. उद्गततनुं प्रा. उग्गऊ ઉ.) ફૂટી નીકળવું; બહાર નીકળવું. (૨) ઉદય થવો; દેખાવું. (૩) ઉદ્ભવવું; ઉત્પન્ન થવું. (૪) સફળ થવું; કલ્યાણ થવું.

ઉગાડવું, સ. ક્રિ. ઊગે એમ કરવું; ઉગવવું.

ઉગામવું, સ. ક્રિ. (સં. उद्+गम्= જવું ઉ.) સામે ધરવું; વાગે તેમ કરવું; ઉપાડવું.

ઉગાર, પુ. ( ઉગરવું ઉ. ) બચાવ; બચત. (૨) ફાયદો; લાભ.

ઉગારવું, સ. ક્રિ. વધારવું. (૨) મરણના દુઃખમાંથી બચાવી લેવું; રક્ષણ કરવું. [ કરાવવું

ઉગારાવવું, સ. ક્રિ. પ્રે. ઉગરે તેમ

ઉગારેપડવું, અ. ક્રિ. બચવું; વધવું; જમે રહેવું.

ઉગારો, પુ. બચાવ; બચત. (૨) વધારો; લાભ; ફાયદો.

ઉગાવરાવવું, સ. ક્રિ. દ્વિ. પ્રે. કોઈની મારફત ઉગે તેમ કરાવવું.

ઉગ્ર, (સં.) કરડું; આકરું; જબરું; ગરમ; તામસી; ક્રોધી. (૩) ક્રૂર; ભયંકર. (૪) જબરુ; મોટું.

ઉગ્રતા, સ્ત્રી. (સં.) કરડાશ.

ઉગ્રગંધા, સ્ત્રી. (સં.) હીંગ. (૨) એક જાતની બહુ વાસવાળી વનસ્પતિ.

ઉઘડવું, અ. ક્રિ. ( સં. उद्+घट्=ખુલવું ) ખુલવું; ઉઘાડું થવું. (૨) વેરાઈ જવું; ઉતરી જવું. (૩) પ્રકટ થવું (૪) ખીલવું. (૫) કલ્યાણ થવું. (૬) સમજ પડવી. 'મોં ઉઘડવું'=નિર્ભય થઈ બોલવા માંડવું; સામા થવું. (૨) રૂચિ થવી; 'નસીબ—ભાગ્ય ઉઘડવું'=ધન, વૈભવ, પદવી વગેરે ઐશ્વર્ય મળવાં.

ઉઘડું, (ઉઘ ડું), વિ. ખુલ્લું.

ઉઘરાણી, સ્ત્રી. (સં. उद्+गृह्= લેવું) નાણાંની માગણી કરવી; લેણું; એકઠું કરવાનું કામ 'ઉઘરાણી પાધરાણી'=લેણું વસુલ કરવાનું કામકાજ.

ઉઘરાણું, ન. ઘણા માણસો પાસેથી ઉઘરાવીને એકઠું કરવું તે; ટીપ,ફંડ.

ઉઘરાત, સ્ત્રી. ઉઘરાવવાની ક્રિયા; વસુલાત; કર, સાંથ, મહેસુલ

ઉઘરાતદાર, પુ. ઉઘરાવનાર; સરકારી લેણું એકઠું કરનાર

ઉઘરાવવું, સ. ક્રિ. (સં. उद्+गृह्=લેવું) એકઠું કરવું. (૨) માગી માગીને એકઠું કરવું.

ઉઘરાળો, જુઓ ઓઘરાળો.

ઉઘલવું, વિ. છલકાઈ જવું; બહાર નીકળી પડવું. (૨) પરણવાને ઘોડે ચડવું.

ઉઘલવું, અ. ક્રિ. છલકાવું; ઉભરાઈ જવું. (૨) પરણવાને માટે ઘોડે ચડવું.

ઉઘલાવવું, સ. ક્રિ. છલકાવવું. (૨) ઘોડે ચડાવવું.

ઉઘલાવો, પુ. ઉછાળો; આનંદનો ઉભરો. (૨) વરને ઘોડે ચડાવવાનો સમારંભ.

ઉઘાડ, પુ. (સં उद्+घट्=ઉઘાડવું. ઉ૦) ઉઘડી જવું તે; ખુલ્લા તડકાવાળા દિવસો; નિખાલસપણું. (૨) ઉદય; લાભ; ફાયદો.

ઉઘાડબારું, ન. ખુલ્લો માર્ગ; નાસી છુટવાનો રસ્તો. (૨) વિ. ખુલ્લું; વગર ઢાંકેલું.

ઉઘાડવું, સ. ક્રિ. (સં. उद्+घट् ખુલ્લું કરવું) ખોલવું. (૨) જાહેરમાં આણવું. (૩) દલ્યાણ કરવું. (૪) સમજાવવું; ખરી વાત જણાવવી

ઉઘાડું, વિ. ખુલ્લું, પ્રકટ; નાગું. (૨) નહિ ઢાંકેલું; જેનું રક્ષણ કરેલું ન હોય એવું. ઉઘાડું કરવું=ફજેત કરવું. 'ઉઘાડું કહેવું'=વગર શરમે ખરું કહેવું ઉઘાડું માથું=વગર સાનનું; બેશરમું. ઉઘાડું બોલવું=ભૂંડું—અસભ્ય બોલવું. ઉઘાડો હાથ=ખુલ્લી સહાયતા.

ઉઘાડેચોક, જુઓ ઉઘાડેછોગે.

ઉઘાડેછોગે, અ. ખુલ્લી રીતે; પ્રકટપણે. [ ઉઘડું.

ઉચક, વિ. (સં. उच्च ઉ.)

ઉચકવું, જુઓ ઉંચકવું

ઉચકામણ, (ઉંચકામણ), ન. ઉચકવાનું મહેનતાણું.

ઉચકાવવું, (ઉંચકાવવું), સ. ક્રિ. પ્રે. ઉપડાવવું; લેવરાવવું.

ઉચકીલેવું, (ઉંચકી લેવું), સ. ક્રિ. ઉપાડી લેવું; ઉચકાવવું. (૨) મદદ કરવી; અનુમોદન આપવું.

ઉચકી, સ્ત્રી. વાધણી; હેડકી.

ઉચકું, વિ. ઉછીનું. (૨) નાદાર; દેવાળીઉં.

ઉચકો, પુ. એકસામટું આપી દેવું; બદલો; બાંધી રકમ આપી દેવી.

ઉચક્કો, પુ. ( सं. उत्चक्षुष् દે. ) ઉચાળેયો; છકી ગયેલો માણસ.

ઉચણવું, સ. ક્રિ. ( सं. उद्+चि=છુટું કરીને ગોઠવવું ) છુટું છુટું કરીને રીતસર ગોઠવવું; રેશમ કાઢવું. [ બોલવું.

ઉચરવું, સ. ક્રિ. ઉચ્ચાર કરવો;

ઉચલબાંગડી, સ્ત્રી. ટાંગાટોળી; પગ હાથ પકડી ઉપાડી લેવું.

ઉચલવું, સ. ક્રિ. ( सं. उद्+चल्=ખમવું ) ઉપાડવું; ઉંચકવું. (૨) વાસ બદલવો; ઉચાળો લઇને જતા રહેવું.

ઉચલાઉચલ, (-લી),સ્ત્રી.ઉચકાઉચકી; હાથોહાથ વસ્તુ ઉપાડી લેવી તે. (૨) દોડાદોડી; ખળભળાટ.

ઉચલાવવું, સ. ક્રિ. પ્રે. ઉચલે એમ કરવું-ઉચાળા ભરાવવા.

ઉચવવું, અ. ક્રિ. આપવું; ધીરવું.

ઉચવું, ( ઉચી જવું ), અ. ક્રિ. દૂર નહિ અપવું. (૨) મળવું હોય તે બંધ થવું.

ઉચાટ, પુ. सं. उद्+चित्त= ઉંચું ચિત્ત તે. ) ઉચું ચિત્ત રહ્યા કરવું તે; ચિંતા; ફીકર. (૨) અધીર; ગભરાટ.

ઉચાટીઉં, વિ. ઉચાટ કરનારું; અધીરું; ઉતાવળીઉં.

ઉચાપત, સ્ત્રી.(सं. उद्+चि. ઉ.) પારકી મીલકત ઓળવી લેવી તે. (૨) વિ. ઉઠાવી લીધેલું.

ઉચારવું, ( ઉચ્ચારવું ), સ. ક્રિ. બોલવું.

ઉચાળવું, સ. ક્રિ. (सं. उद्+चल् ઉ. ) છોડાવવું; તજાવવું; ખાલી કરાવવું. [ લગતો સરસામાન.

ઉચાળો, પુ. ઘરવખરી; ઘરને

ઉચિત, વિ (सं.) યોગ્ય, ઘટિત.

ઉચીજવું અ. ક્રિ. (सं. उच्च= ઉંચે+या=જવું-પડી જવું ) દૂર ઉડી જવું.

ઉચેડવું, ( ઉછેડવું ), સ. ક્રિ. ( सं. उत्+छिद्=કાપવું ) ઉખાડવું; ઝાડની છાલ ચીરવી.

ઉચેલ, (ઉલેચ ), પુ. (सं. उत् +अंचल=છેડો ) પાલવ; ઉપલો પાલવ. (૨) કઠીનો છેડો.

ઉચેલવું. સ. ક્રિ. (ગ્રામ્ય.) ઉલેચવું; થોડે થોડે કાઢી નાખવું.

ઉચ્ચ, વિ (सं.) ઉચું; મોટું; પ્રૌઢ; ઉત્તમ; શ્રેષ્ઠ.

ઉચ્ચક, જુઓ ઉચક-ઉચકો.

ઉચ્ચતા, સ્ત્રી. (सं.) ઉંચાપણું; મોટાઈ.

ઉચ્ચાટ, જુઓ ઉચાટ.

ઉચ્ચાટન, ન. (सं. उत्+चट्= મારવું ઉ.) મનુષ્યની ઉપર દુઃખ નાખવાનો એક અભિચાર. ( ૧ મારણ,

૨ ભરણ અને ૩ ઉચ્ચાટન. )

**ઉચ્ચાર,** પુ. ( **सं.** ) અવાજ કરવો તે. (૨) બોલવાની ઢબ; અવાજ, (૩) મળ.

**ઉચ્ચારણ,** પુ. ( **सं.** ) કથન; બોલવું. (૨) જે કંઇ ઉચ્ચારેલું હોય તે (૩) બોલવાની રીત.

**ઉચ્ચાલન,** ન. (**सं. उत्+चल्** =જવું ઇ. ) ઉંચું કરવું તે. (૨) કંપ; ધ્રૂજારો.

**ઉચ્ચારવું,** સ. ક્રિ. (**सं. उत्+चर्**=બોલવું ) ઉચ્ચાર કરવો; બોલવું.

**ઉચ્ચિષ્ટ,** (ઉચ્છિષ્ટ), વિ. ( **सं. शिष्**=બાકી રહેવું ઉ **शिष्ट**=બાકી રહેલું **उत्+शिष्ट**=છાંડેલું. ) છાંડેલું; જમતાં વધેલું (૨) એંઠાએલું. (૩) ના. છાંડણ.

**ઉચ્ચૈઃશ્રવા,** પુ. દેવતાઈ ઘોડો; સર્વોત્તમ અશ્વ ( સમુદ્રમથન કરતાં જે ચૌદ રત્ન નીકળ્યા તેમાનું એક રત્ન )

**ઉચ્છણ,** ન. ઓઢણ; ઓઢણું.

**ઉચ્છિન્ન,** વિ. (**सं उत्+छिद्**= તોડવું ઇ.) ઉખાડેલું; તોડી નાખેલું; નિર્મૂળ કરેલું.

**ઉચ્છિલીંધ્ર,** ન. ( **सं. उत्+ शिलीन्ध्र**=હલકી જાતની વનસ્પતિ.) બિલાડીનો ટોપ; કુતરાનો કાન.

**ઉચ્છિષ્ટ,** વિ. ( **सं उत्+शिष्ट** =છાંડેલું. **शिष्**=બચવું ઇ. ) છાંડેલું; જમતાં જમતાં બચેલું. (૨) કોઇની ઉપરથી ઉતારેલું.

**ઉચ્છૃંખળ,** વિ. (**सं. उत्**=બહાર ને **शृंखला**=સાંકળ) ઉદ્ધત; સ્વછંદ; લગામવગરનું; બેશરમ.

**ઉચ્છૃંખળતા,** સ્ત્રી. (**सं. उत्+ शृंखला=उच्छृंखल** ઇ.) ઉદ્ધતાઈ; બેશરમાઈ (૨) સાહસ.

**ઉચ્છેદ,** પુ. ( **सं. उत्+छिद्**= કાપવું ઇ ) નાશ; નિકંદન; જડમૂળથી ઉખાડી નાખવું.

**ઉચ્છેદક,** વિ. (**सं. उत्+छिद्**= ઇ.) નાશ કરનાર; જડમૂળથી ઉખડી નાખે એવું.

**ઉચ્છેદન,** ન. (**सं. उत्+छिद्** ઇ. ) નાશ; જડમૂળમાંથી ઉખડી જવું.

**ઉચ્છેદવું,**સ.ક્રિ (**सं.उत्+छिद्**= છેદવું ) જડમૂળથી કાપી નાખવું; નામ નિશાન ન રહે એમ કરી નાખવું.

**ઉચ્છેદીઉં,** ન. ( **सं.** ) નિર્વંશ માણસની મીલકત. (૨) વિ. નવારસીઉ; નધણીઆતું.

**ઉચ્છોષણ,** ન (**सं. उत्+शुष्** =સુકાવું. ઇ.) સુકાવું; ખેંચાઇ જવું. (૨) સૂકવી નાખનારૂં; ખેંચી લેનાર.

**ઉચ્છ્વાસ,** પુ. (**सं. उत्+श्वस्** =શ્વાસ લેવો ઇ. ) શ્વાસ લેવો; શ્વાસનું ચાલવું. (૨) આશા; ઇચ્છા; ધારણા. (૩) પ્રકરણ; કાંડ.

**ઉછરભાવ**, પુ. વૃદ્ધિભાવ; ઉછરવાનું ઉત્કટ બળ.

**ઉછરવું**, અ. ક્રિ. ( सं. उत्+श्रि=વધવું. ચડવું ઉ. ) વધવું: મોટું થવું. (૨) ઊગવું; વધવું. (૩)નીકળી આવવું.

**ઉછરેલું**, વિ. મોટું થયેલું. 'ઉછર્યુંપાછર્યું=મોટું થએલું-બાળમરણના ભયમાંથી મુક્ત થએલું.

**ઉછરંગ**, પુ. (सं. उत्साह અને राग ઉ ) ઉત્સવનો આનંદ; ઉમંગ; હરખનો ઉછાળો. [ હર્ષઘેલું.

**ઉછરંગી**, વિ. ઉછરંગવાળું;

**ઉછળવું**, અ. ક્રિ. (सं. उत् + शल्=ઉછળવું ) જોરથી ઉંચું થવું; સામે કુદવું (૨) ઉછાળા મારવા. (૩) ફૂદમજોર ચાલવું. (૪) છલંગ મારવી.(૫) જોરથી બોલવું. 'ઉછળી ચાલવું'=વગર વચાર્યું સાહસ કરવું. ( ૬ ) ઉભરાવું; ખદખદ થવું. (૭) ચાલવું; પ્રવર્તવું. (૮) મોંઘું થઇ જવું. (૯)ખરચવું-વાપરવું

**ઉછળામણી**, સ્ત્રી. લીલામ; હરરાજી. (૨) ઉછાળી નાખવું; પૈસા વેરી નાખવા. (૩) સ્પર્ધા; હરીફાઈ.

**ઉછંગ**, પુ (सं. उत्संग. ઉ. ) ખોળો. [ અંકનું.

**ઉછંગી**, વિ. ઉછંગનું; ખોળાનું;

**ઉછાળણી**, જુઓ ઉછળામણી.

**ઉછાળનાર**, વિ. ફરરાજી કરનાર.

**ઉછાળવું**, સ. ક્રિ. ઉંચે ફેંકવું. (૨) તળે ઉપર કરવું. (૩) ઉડાવી દેવું. (૪) ખરચવું; વાવરવું. [ કરાવવું.

**ઉછાળાવું**, ક્રિ. પ્રે ઉછાળે એમ

**ઉછાળીઆં**, ન. ઉછળે એમ કરવું તે. (૨) બરબાદ કરવું તે.

**ઉછાળીઓદાવ**, પુ. ગીલીદંડાની રમતનો એક દાવ.

**ઉછાળો**, પુ. (सं. उत्+शल्=ઉછળવું ઉ.) કૂદકો; મલંગ. (૨)આવેશ; હુમલો. (૩) ઉભરો; બકારી. 'ઉછાળો મારવો'=રોગનું ફરી પ્રકટ થવું.

**ઉછાંછળું**, વિ. ( सं. उच्छृंखल ઉ. ) ઉદ્ધત; અવિચારી. (૨) છાછરા પેટનું. (૩) સાહસિક.

**ઉછીતું**, વિ. (सं उत्+श्रि ઉ. उच्छ्रित=ઊભું કરેલું ) ટુંકે વાયદે મેળવેલું. 'ઉછીતાની મા મોઇ'=ઉછીતું લેવું પડે એવું કદ સુધરે નહિ.

**ઉછીનું**, જુઓ ઉછીતું.

**ઉછેદવું**, જુઓ ઉચ્છેદવું.

**ઉછેદીઉં**, જુઓ ઉચ્છેદીઉં.

**ઉછેદીઓ**, પુ. જેનું કોઈ વાલી વારસ ન હોય તે. (૨) એક સાધારણ ગાળ.

**ઉછેર**, પુ. ઉછેરણ; મોટું કરવું તે. (૨) વિ. ઉછેરેલું; મોટું કરાએલું.

**ઉછેરવું**, સ. ક્રિ. (सं. उत्+श्रि=વધવું-ચડવું ઉ ) મોટું કરવું. (૨) સંવર્ધન કરવું. (૩) કેળવવું.

**ઉછેરાવનાર**, ન. મોટું કરનાર.

**ઉછેરાવવું**, સ ક્રિ. મોટું કરાવવું.

**ઉછેરાવું**, અ. ક્રિ. એની મેળે મોટું થવું.

**ઉજડ**, વિ. ( સં. उत्+जल= ઉડી ગએલાં જળવાળું ) નિર્જળ; નિર્જન; શૂન્ય. (ઝાડ પાન વગરનું તે વેરાન અને જીવંત પ્રાણી વગરનું તે ઉજડ). 'ઉજડ ખખ'=વસ્તી વગરનું ને સૂનું. ( ૨ ) રેતીનું રણ હોય તેવું. 'ઉજડ થવું'= વસ્તી વગરનું થવું; ખેદાનમેદાન થઈ જવું. 'ઉજડ ગામમાં એરંડો પ્રધાન'= જ્યાં સારાં લાયક માણસો ન હોય ત્યાં નિર્ગુણ-મૂર્ખ માણસો પૂજાય છે.

**ઉજડનોમ**, સ્ત્રી. અસાડ સુદ નોમ; ભડળી નોમ.

**ઉજડું**, (ઉજડું-ળું.) ન. ઝાંખું અજવાળું. (૨) પ્રભાત.

**ઉજમ**, પુ. ( સં. उत्+यम्= વધવું-ચડવું. उद्यम ઉ. ) હોંસભર્યો ઉદ્યમ. (૨) હર્ષ; આનંદ. (૩) મનની ખુશાલી.

**ઉજમણી**, (ઉજામણી), સ્ત્રી. ઉજાણી; મીજબાની. (૨) વ્રતાદિને ઉજવવાની ક્રિયા. [ કરવું તે.

**ઉજમણું**, ન. વ્રતનું ઉદ્યાપન

**ઉજમાવું**, અ. ક્રિ. હરખે ભરાવું; આનંદભેર તૈયાર થઇ જવું.

**ઉજમાળું**, વિ. ઉદ્યમી; કામ ઝડપથી કરી લેનાર. (૨) ઉજમવાળું; હોંસીલું. (૩) સારું; ઉત્તમ.

**ઉજર**, ન. (આ.) બાનું.

**ઉજરડું**, ન. (સં. उत्+ज्वल् =બળવું-પ્રકાશવું ઉ.) અજવાળું; અરુણોદય

**ઉજવણી**, સ્ત્રી. વ્રતઉદ્યાપનની ક્રિયા; કોઇ પણ વાત યથાયોગ્ય રીતે પાર ઉતારવાનો કાર્યક્રમ.

**ઉજવણું**, ન. જુઓ ઉજમણું.

**ઉજવું**, સ. ક્રિ. દોડવું.

**ઉજળાઈ**, સ્ત્રી. ઉજળી હાલત; સ્વચ્છતા. (૨) ખાનદાની.

**ઉજળાટ**, પુ. ચકચકાટ; ચળકાટ. (૨) પૈસે ટકે સુખીપણું.

**ઉજળામણ**, સ્ત્રી. ઉજ્જ્વળતા; ચળકાટ. (૨) ભભકો. (૩) સ્વચ્છતા; સફાઇ (૪) પૈસે ટકે સુખીપણાનો દેખાવ.

**ઉજળાશ**, સ્ત્રી. ચળકાટ; તેજ.

**ઉજળું**, વિ. ( સં. उत्+ज्वल् =ચળકવું, પ્રકાશવું. उज्ज्वल ઉ.) સફેત; ધોળું. ( ૨ ) ચળકતું; ચકચકતું. (૩) ખૂબ સાફ કરેલું; સ્વચ્છ; નિર્મળ. (૪) રીતભાતે સુઘડ. (૬) ટાપટીપીઉં. (૭) સુખી; પૈસાવાળું. ઉજળે લુગડે રહેવું=નિષ્કલંક રહેવું.

**ઉજાગર**, વિ. ( ઉજળું ઉ. ) ચકચકિત; અજવાળનાર. (૨) સુંદર.

**ઉજાગરો**, પુ (સં. उत्+जागृ= જાગવું ઉ.) જાગવું તે; જાગરણ; ઉંઘ વિનાની હાલત. (૨) ચિંતા.(૩) ભય.

**ઉજાડ**, સ્ત્રી. ઉજડપણું; પાયમાલી; નાશ.

**ઉજાડણ**, વિ. ઉજડ કરનાર; નાશ કરનાર; નઠારાં પગલાંનું; અપશુકનીયું.

**ઉજાડવું**, સ ક્રિ. ઉજડ કરવું; પાયમાલ કરવું.

**ઉજાણી**, સ્ત્રી. ઇચ્છાભોજનનો મેળાવડો; જાફત; મિજમાની. [ ખજવાળું.

**ઉજાર**, વિ, ઉજળું; સારૂં. (૨) ન.)

**ઉજારો**, પુ. અજવાળું.

**ઉજાવું**, અ. ક્રિ. હરખાવું; હોંસીલા બનવું; ઉમંગમાં આવવું.

**ઉજાળવું**, સ. ક્રિ. (सं. उत्+ज्वल्=બળવું ઇ. ) અજવાળવું; શોભાવવું. (૨) પ્રતિષ્ઠા વધારવી (૩) કલ્યાણ કરવું. (૪) ચકચકિત કરવું.

**ઉજાશ**, પુ. થોડું થોડું અજવાળું ઝાંખો પ્રકાશ. [ કંઇક અજવાળું.

**ઉજેશ**, પુ. ઝાંખો પ્રકાશ;

**ઉજેશકાર**, પુ. તેજ; ચકચકાટ. (૨) વિ. ઉજેશ થઈ રહે એવું; દેદિપ્યમાન.

**ઉજ્જન**, ન સ્ત્રી. (सं. उज्जयिनी ઇ. ) માળવાનું રાજનગર–ઉજ્જન, ઉજ્જયિની.

**ઉજ્જ્વળ**, વિ. ( सं. उत्+ज्वल्=બળવું ઇ.) ઉજળું; પ્રકાશિત; તેજસ્વી (૨) પૈસે ટકે સુખી. (૩) ખાનદાન; ગુણવાળું; પ્રતિષ્ઠાવાળું.

**ઉજ્જ્વળતા**, સ્ત્રી. (सं.) ઉજળ-પણું. (૨) ખૂબસુરતપણું. (૩) ભભકાદાર-પણું. [ એ એક છંદ.

**ઉજ્જ્વળાછંદ**, પુ. બાર અક્ષર-

**ઉઝત**, જુઓ ઉઝ્ઝત.

**ઉઝતી**, વિ. તકરારી; આગ્રહી.

**ઉઝરડવું**, સ. ક્રિ. ઘસરડીને ઉખાડવું; ઉતરડવું; નખથી ત્વચા કે છાલને કાઢી નાખવી.

**ઉઝરડાવું**, અ. ક્રિ. છોલાવું.

**ઉઝરડો**, પુ. શરીર ઉપર નખ, કાંટા વગેરે ઘસાવાને લીધે જે લીસોટા પડે તે; કાપો; ઘસારો. [ ક્રિયા કરનાર.

**ઉઝરનાર**, વિ. ઉજવવાની

**ઉઝેડવું**, સ ક્રિ. નખ દઈને ઉખાડવું; વલુરવું; જોરથી ખણવું; ધાર-વાળા હથિયારથી ઘસરડીને ઉખાડી નાખવું.

**ઉઝેડો**, જુઓ ઉઝરડો.

**ઉઝ્ઝત**, સ્ત્રી (અ. હુઝ્ઝત=વિ-વાદ ઇ. ) જોરથી સામી તકરાર કરવી તે; મમત; આગ્રહ.

**ઉટ**, ન. (सं.) ઘાસ, પાંદડાં વગેરે.

**ઉટકવું**, (ઉડકવું), સ. ક્રિ. (सं. उद्+टंक ઇ. ) સાફ કરવું; માંજવું.

**ઉટકાઈ**, સ્ત્રી. ઉટકવાની મજુરી.

**ઉટકામણ**, ન. (सं. उत्+टंक=उट्टंकन. ઇ. ) ઉટકવાની મજુરી.

**ઉટંગ**, ન (सं) उत्+तरंग=લહેર) કલ્પના; બુટ્ટો. (૨) અટકળ; અનુમાન. (૩) આધાર વગર બાંધેલું અનુમાન. (૪) અફવા.

**ઉટજ**, ન (सं.) ઝુંપડું.

**ઉટણું**, (ઉપટણું), ન. શરીરે ચોળવાનું ખુશબોદાર આટાની મેળવણી.

ઉટવણું,(-પણું), જુઓ ઉપટણું.

ઉટવાવું, અ. ક્રિ. ચોળાવું; ચોપડાવું. [ ચોપી.

ઉટંગી, વિ. ઉટંગ કરનાર.(૨)

ઉટાંકવું, સ. ક્રિ. ( ટાંક=પૈસો ) તોળવું; વજન કરવું.

ઉટાંકો, પુ. ( સં. ) આશરો બાંધવો તે; અંદાજ; અડસટ્ટો.

ઉટાંગ, ન. ( સં. उत्तरंग ઉ. ) આધાર વગરની વાત; ચડમૂળ વગરની ગપ્પ. (૨) કલ્પના; અટકળ; શુમાર.

ઉટાંટીઓ, પુ. મોટી ઉધરસ.

ઉટોકુટો પુ. કુશકા; અનાજને ખાંડયા પછી બાકી રહેલાં ફોતરાં વગેરે.

ઉઠ, વિ. સાડાત્રણ. (ઉઠવરસનો)

ઉઠતાંબેસતાં, અ. વારેઘડીએ.

ઉઠબેઠ, સ્ત્રી. વારેવારે ઉઠવું અને વારેવારે બેસવું તે.(૨) અજંપો. (૩) સનેપાત. (૪) વિદ્યાર્થીઓને શિક્ષા કરવાની એક રીત. (૫) તાલીમ-કસરતમાં જોર કરવાની એક રીત. [ શબ્દ.

ઉઠબેશ,(ઉઠબેસ), જુઓ ઉપલો

ઉઠમણું, ન. (સં. उत्+स्था= ઉભા થવું. उत्थान ઉ.) બેસણું; માણસ મરી ગયું હોય ત્યાં બીજાં માણસોનું શોક નિમિત્તે આવવું. (૨) પાથરણું.

ઉઠવણું, જુઓ ઉઠમણું.

ઉઠવું, અ. ક્રિ. (સં. उद्+स्था ઉપરથી ) ઉભું થવું. (૨) જાગવું; શુદ્ધિમાં આવવું; સાવધ થવું. (૩) નીકળવું; પેદા થવું. (૪) કોઈ પણ કામ કરવાની તૈયારી કરવી. (૫) કામ બંધ કરવું. (૬) એકાએક થઈ આવવું. (૭) નીવડવું. (૮) જવું; ઉતરી જવું. (૯) મરણથી બચવું (૧૦) પડતી દશા આવવી. (૧૧) છોડી દેવું. (૧૨) વહી જવું; બગડી જવું. (૧૩) ખીલવું.

ઉઠવેઠ, સ્ત્રી. ઉઠવા વગેરેની મહેનત.(૨) સંભાળ લેતાં જે દુઃખ પડે તે.

ઉઠાઉ, વિ. ઉઠાવી લઈ જનાર; છુપી રીતે ઉઠાવી લે એવું.

ઉઠાઉગીર, વિ. ઉઠાવવાવાળું; ધુતારું; ચોર. (૨) ઉઠાવી જવાને માટે જાણીતું થએલું.

ઉઠાડવું, સ. ક્રિ.ઉઠે તેમ કરવું. (૨) જાગ્રત કરવું. (૩) ખીજવવું. (૪) કાઢી મૂકવું. (૫) છોડાવવું.

ઉઠામણું, જુઓ ઉઠમણું.

ઉઠાવ, પુ. ખપ; ઉપાડ. (૨) ચડાવ; ચડાઈ. (૩) કઈ. (૪) ચડાવો. (૫) ફૂગવું; ફૂલવું. (૬) બનાવટ. (૭) (૮) દેખાવ. [ચડાઉ.

ઉઠાવણી, સ્ત્રી. ઉશ્કેરણી. (૨)

ઉઠાવણું, જુઓ ઉઠમણું.

ઉઠાવદાર, વિ. ભભકાબંધ; અસરકારક. (૨)ઉઠાવો કરનાર; કલ્પનાઓ ચલાવનાર.

ઉઠાવવું, સ. ક્રિ. ઉંચકવું; ઉપા-

ડવું. (૨) ચોરવું. (૩) (પુષ્કળ) જમવું. (૪) ચલાવવું; ઉભું કરવું. (૫) જગાવવું. (૬) કરવું; બજાવવું. (૭) માથે લઇ લેવું.

ઉઠાવો, પુ. કલ્પના; મનની બનાવટ.

ઉઠાં, ન. સાડાત્રણના આંક; ઉઠાંના ગડીઆ.

ઉઠાંતરી, (ઉઠાંત્રી), સ્ત્રી. ઉઠવું. (૨) બીજે મુકામે જવ ને ઉપડવું. (૩) ત્યાગ કરવો. [ વાળવું.

ઉડકવું, સ. ક્રિ. માંજવું; અજ-

ઉડકાવવું, સ. ક્રિ. પ્રે. અજવાળાવવું.

ઉડગણ, પુ. (સં. उडु=તારા +गण=સમૂહ ઉ.) તારાઓનો સમૂહ; નક્ષત્રગણ (૨) પરિવાર; મંડળ.

ઉડણ, વિ. (સં. उड्डयन=ઉડેલું ઉ.) ઉડે તેવું; ઉડવાની શક્તિવાળું.

ઉડણઘો, સ્ત્રી. કાકીડાના વર્ગનું એક નાનું જ ગલી પ્રાણી; ચંદનઘો.

ઉડણઘોડો, પુ. હવામાં અદ્ધર ઉડે એવો ઘોડો; બહુજ ચપળ અને ઝડપથી ચાલનારો ઘોડો. (૨) તાન્ત્રિક ઘોડો; ઉડણપાવડી.

ઉડણદંડ, પુ. ઉડવાની શક્તિવાળો તાન્ત્રિક દંડ. [ એવો દાવ.

ઉડણદાવ, પુ. અદ્ધરથી લેવાય

ઉડણશેહ,(-સેહે), જુઓ ઉડાનશેહ.

ઉડતાળીશ, વિ. ચાળીશ ને આઠ.

ઉડતું, વિ. ઉડે તેવું. (૨) આધાર વગરનું; ખોટું. (૩) અસ્થિર; ચલિત. (૪) બહુજ ચતુર.

ઉડદ, પુ. અડદ; મગથી જરાક મોટા દાણાનું કઠોળ.

ઉડબંગ, વિ. (हिं) કહીએ કંઇ અને કરે કંઇ એવું; ચસ્કેલા મનનું; મનસ્વી. (૨) પોતાનાજ વિચારમાં લીન.

ઉડમુડ, વિ. ઉંધું ઘાલીને પોતાનું કામજ કર્યે જાય એવું; એક ઇંદ્રિયના જ્ઞાનવાળું.

ઉડવું, અ. ક્રિ (સં. उद्+डी= ઉડવું.) હવામાં અદ્ધર રહી એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવું. (૨) હલકી વસ્તુનું હવામાં ફરફરવું. (૩) હવામાં ઉંચે કૂદવું. (૪) જોરથી ચાલવું; દોડવું. (૫) ઉછળવું. (૬) નાસી જવું. (૭) માથે આવેલી વાત ખોટી ઠરવી. (૮) ફૂલથી કે શૂરથી કામ કરવું. (૯) ધસારો કરવો. (૧૦) ફીકું પડવું; જતા રહેવું. (૧૧) વપરાઈ-ખપી જવુ. 'ઉડતી બલા'=અણધારી આફત.

ઉડાઉ, વિ. (સં. उड्डयन= ઉડેલું ઉ.) ખરચાળ; ખરાબ માર્ગે ધન ઉડાડી દેનાર. (૨) ફુલા હાથનું.

ઉડાઉડ, સ્ત્રી. દોડાદોડ. (૨) અવ્યવસ્થા. [ અવ્યવસ્થા.

ઉડાઉડી, સ્ત્રી. આંધાધુંધી;

ઉડાઉપણું, ન. ખરચાળપણું; અવિવેકે ખરચ કરી નાખવાનો સ્વભાવ.

ઉડાડવું, જુઓ ઉડાવવું.

ઉડાણ, (સં.) ઉડવાની રીત. (૨) ઉડતું હોય એવી ઝડપે ચાલનાર.

ઉડાન, ન. (સં. उड्डयन ઉ.) ઉડવાની રીત; ઉડવું તે. (૨) વિ. ઝડપી; ઉતાવળીઉં.

ઉડાનઘોડો, પુ. ઉડતો હોય એમ ઉતાવળો ચાલનાર ઘોડો; પવનવેગી ઘોડો. (૨) વિ. ઉતાવળે હીંડનાર.

ઉડાનશેહ, સ્ત્રી. શેતરંજની રમતનો એક દાવ. [ એમ કરાવરાવવું.

ઉડાવરાવવું, સ. ક્રિ. પ્રે.ઉડાવે

ઉડાવવું, સ. ક્રિ. ઉડે તેમ કરવું. (૨)આમતેમ ભમાવવું. (૩)વાપરી નાખવું. (૪) સારી પેઠે ખાવું (૫) ચગાવવું. (૬) મશ્કરી કરવી. (૭) ફેલાવવું.

ઉડુ, પુ. (સં.)નક્ષત્ર; તારા; ગ્રહ.

ઉડુપતિ, પુ. (સં.) ચંદ્રમા.

ઉડુરાજ, પુ. (સં.) ઉડુગણોનો સ્વામી; ચંદ્ર.

ઉડેલ, વિ. જેના વિચાર વ.રેવારે ફર્યા કરતા હોય એવું.(૨) ફાટેલું.(૩) નઠારૂં.

ઉડેલું, વિ. ફાટેલું: અસ્થિર મનનું. (૨) ઉંચે ચડેલું.

ઉઢણું, ન. ઉઢાણી; માથાને ભાર લાગે નહિ તે માટે લુગડાને ગોળ વીંટાળી માથાની ઉપર મુકવામાં આવે છે તે.

ઉઢરણી, સ્ત્રી નાનું ગૂંથેલું ઉઢણું; ઉઢરણું; ઉઢાણું; ઉઢેણું; ઇંઢોણી.

ઉઢાણી,સ્ત્રી. ઉઢરણી;ભાર માથે લેતાં પહેલાં ઘાસ અથવા લુગડાનો માથે મૂકવાનો વીંટો;ઉઢેણી; ઉઢાણ;ઇંઢોણી.

ઉણપ, સ્ત્રી. ( સં. ऊन=ઓછું ઉ.) ઓછાપણું; ખોટ; ખામી. [ ઉણપ.

ઉણમ, સ્ત્રી. ઓછાપણું; ઘટ;

ઉણાપણું,ન.ઊનતા; ઓછાપણું.

ઉણાશ, સ્ત્રી. ઉણપ.

ઉણું, ન. ( સં. ऊन=ઓછું ઉ ) ઓછું. (૨) વાંધો; વાંક.(૩) વિ.પૂર્ણ નહિ ભરાએલું એવું; અપૂર્ણ.

ઉત્, અ. ( સં. ) ઉચું; ઉપર; બહાર

ઉતકંટો, પુ. (સં. उत्कंटक) ઉભા કાંટાવાળો એક જાતનો છોડ; કાંટા-સેળીઓ.

ઉતડવું, સ. ક્રિ. ( સં. उद्+तड्=મારવું, ચીરવું. ઉ. કિંવા उद्+तृ=કાઢી લેવું, ખેંચી લેવું ઉ.) જોરથી ઉખાડી–ખેંચી–તોડી લેવું; ઉતરડવું. (૨) ઉકેલવું.

ઉતપત, વિ. (સં. उद्+पत्=બહાર આવવું; જનમવું. ઉ.) જનમેલું; પેદા થએલું.

ઉતપતવું, અ. ક્રિ. (સં. उद्+पत्=બહાર જવું ) બહાર નીકળી પડવું; જવું.

ઉતરચડ, સ્ત્રી. વારંવાર ચડવું ઉતરવું તે.(૨)જડું પાતળું; ભારે હલકું.

ઉતરડ, સ્ત્રી. (ઉતરતી ઉતરતી =નાની નાની થતી જતી અને ચડતી તે.)એક પછી એક નાનાં નાનાં વાસણની ગોઠવણ.

ઉતરડવું, સ. ક્રિ. ( સં. उद्+तॄ=ચઈ લેવું, ખેંચી-ઉખાડી-ઉકેલી લેવું. ) ઉકેલવું; ઉખેડવું.

ઉતરડાવવું, સ. ક્રિ પ્રે. ઉતરડે એમ કરાવવું; ખેંચી નખાવવું.

ઉતરડાવું, અ. ક્રિ. ચીરાવું; ફાટવું. (૨) ઉકલી જવું.

ઉતરડીઉં, ન. ઉતરડ કરવાનું વાસણ (૨) બુઝારું (૩) વિ ઉતરડ સંબંધીનું.

ઉતરડી નાખવું, સ. ક્રિ. તોડી -ચીરી નાખવું. (૨) ઉકેલી નાખવું.

ઉતરણ, (ઉતરાણ), ન. સ્ત્રી. ઉતાર; ઉતરતા ઢોળાવવાળો માર્ગ; ઢોળાવ ઉતરવાનું જે તે. (૨) પાર; ઉતાર. (૩) એક જાતનો વેલો.

ઉતરતી, વિ. પડતી. ( )નમળી હાલત. (૩) મૂળ સંખ્યામાં ઓછી થતી એવી. (૪) ઘડપણવાળી (ઉમ્મર).

ઉતરતીભાંજણી, સ્ત્રી. ભારે કિંમતની સંખ્યાને ઓછી કિંમતની સંખ્યાનું રૂપ આપવાની રીત.

ઉતરતીશ્રેઢી, સ્ત્રી. જે હારમાં એક પછી એક ઉતરતી સંખ્યાની રકમો મૂકાય છે તે. (ગણિતની એક રીત.)

ઉતરતું, વિ. ઘટતું; ઓછું થતું. (૨) નીચાણ તરફ જતું. (૩) અસ્ત તરફ-પરિણામ તરફ જતું. (૪) હલકું; નરસું; નઠારું.

ઉતરવું, અ. ક્રિ. (સં. उद्+तॄ =મહાર-પાર જવું. ઉ.)ઉપર થઈને જવું; પાર જવું. (૨) ઉપરથી નીચે જવું (૩) કમી થવું. (૪) મુકામ કરવો. (૫) ગુણ વગેરેનું કમી થઇ જવું. (૬) બરાબર થવું. (૭) ઉત્પન્ન થવું. (૮) સમજવું. (૯) ઘડાવું. (ઘાટમાં.) (૧૦) ચીતરાવું. (૧૧) બગડી જવું. (૧૨) અપ્રિય થઈ જવું. (૧૩) તૈયાર થવું.

ઉતરાણ, સ્ત્રી. ( સં. उत्तर+अयन ઉ.) ઉત્તરાયણ; મકરસંક્રાંતિ; સૂર્યનું ઉત્તર તરફના રાશિચક્રમાં જવું. ( ૨ ) મકરસંક્રાંતિને દિવસે પાળવામાં આવતો તહેવાર. (૩) ન. ઉતાર.

ઉતરાતું, વિ. ( સં. उत्तरतः ઉ.) ઉત્તર તરફનું.

ઉતરાવરાવવું, સ. ક્રિ. ઉતારે એમ કરાવવું.

ઉતરાવવું, સ. ક્રિ. ઉતરે એમ કરાવવું. (૨) નીચે ઉતારવું. (૩) ચીતરાવવું. (૪) ઘાટ કરાવવો. (૫) ધાર કઢાવવી. (૬) નકલ કરાવવી. (૭) મુંડાવવું. (૮) ઘસડવું. (૯) મનમાં ઠસાવવું. પાણી ઉતરાવવું=ઘણો શ્રમ આપવો; પજવવું. (૨) આબરૂ કરાવવી.

ઉતરાવું, ક્રિ. ઉતરે એમ કરવું.

ઉતરી, સ્ત્રી. ગળામાં પહેરવાની સોનાની સાંકળી–કંઠી.

ઉતરીઆવવું, ક્રિ. પરંપરાએ પેદા થવું; નીકળી આવવું; જનમવું.

ઉતરીજવું, ક્રિ. બગડી જવું; સ્વાદહીન થવું. (૨) ખસી જવું. (૩) ફીકું પડી જવું.

ઉતરીપડવું, અ. ક્રિ. ગુસ્સે થવું; તપી જવું. (૨) હલકાઇ કરવી.

ઉતરેડ, જુઓ ઉતરડ.

ઉતરેલું, વિ. નીચે આવેલું. (૨) ઓળંગી ગયેલું. (૩) સ્થાનભ્રષ્ટ થયેલું (૪) ખરાબ થયેલું. (૫) અપ્રિય થયેલું. (૬) તૈયાર થયેલું. [ જવું; ઉતીજવું

ઉતવું, અ. ક્રિ. વાંકુંચુંકું થઇ

ઉતળું, વિ. (સં. उत्=ઉંચુ +तल= તળીઉં ) છાછરા તળીઆવાળું; છાછરું; છાલકું. [ ઉંચું ઉ.) ઉચું; ઊણું; છીછરું.

ઉતંગ, વિ. ( સં. उत्+तंग=

ઉતાપ, પુ. ( સં. उत्ताप ઉ. ) તાપ; ઘામ. (૨) ચિંતા. (૩) સંતાપ; પીડા. (૪) કઢાપો; બળાપો.

ઉતાપો, પુ. (સં. उत्ताप ઉ.) ઘામ; તાપ. (૨) ચિંતા. (૩) સંતાપ. (૪) કઢાપો.

ઉતાર, પુ. (સં. उद्+तृ ઉ.) પાણીનું ઊતરી જવું; ઓટ. (૨) પ્રતિક્રિયા. (૩) માથેથી ઉતારેલું તે. (૪) ઉતારવાનું ભાડું. (૫) દરદ વગેરેનો જોસ્સો ઓછો થવા માંડવો તે. (૬) હલકટ; જેનું કોઇ નામ ન દે એવું–ખરાબ.

ઉતારણ, ન. ઉતારવું તે. (૨) ઉતારવાની મજુરી. (૩) વિ. ઉતારનાર.

ઉતારત, ઉથારત, ( સં. ) ઉદાહરણનું; દાખલા તરીકે.

ઉતારવું, સ. ક્રિ. પાર લઇજવું. (૨) નીચે આણવું. (૩) નકલ કરવી. (૪) ઘાટ કાઢવો. (૫) મુંડાવવું. (૬) માથે ફેરવી લઇ લેવું. (૭) નીચે મૂકવું (૮) ઓછું કરવું. (૯) અસર કમી કરવી. (૧૦) અમુક માપે કરવું. [ એમ કરાવવું.

ઉતારાવવું, સ. ક્રિ. પ્રે. ઉતારે

ઉતારીપાડવું, સ. ક્રિ. તોડી પાડવું. (૨) વજન ઘટાડી દેવું. (૩) પાયરી ઉતારવી.

ઉતારીલેવું, સ. ક્રિ. લઇ લેવું; કાઢી લેવું. (૨) લુટી લેવું. (૩) પૂરું કરી લેવું. (૪) વીણી લેવું. [ બેસનાર.

ઉતારુ, વિ. ઉતરનાર; મુસાફર;

ઉતારેલું, વિ. નીચે આણેલું; પાર લઇ જવાયેલું; અમુક ઘાટ કરાએલું; નીચે મૂકેલું. [ નકલ; પ્રતિકૃતિ.

ઉતારો, પુ. મુકામ; પડાવ;

ઉતાવળ, સ્ત્રી. ( સં. उत्ताल= મૃદંગ. ઉ. ) ત્વરા; ઝટ કરવું તે.

ઉતાવળીઉં, વિ. ઉતાવળે કામ કરનારું; કોઇ પણ કામમાં નકામા વખત

ન જવા દે એવું. (૨) આતુર; ગાભરું; બાવરું.

ઉતાવળું, વિ. ઉતાવળવાળું; અધીર. (૨) ચટપટીઉ; વહેલુંવહેલું.

ઉતેડવું, જુઓ ઉતરડવું; ઉતેડવું.

ઉત્કટ, વિ. ( સં. उद्+कट= આવરણ ) તીવ્ર; ઉગ્ર. (૨) વિષમ. (૩) પ્રબળ.

ઉત્કર્ષ, પુ. ( સં. उत्+कर्ष ) અતિશય. ( ૨ ) વૃદ્ધિ; ઉદય; ચડતી; આબાદી. [ એવું; ઉત્કર્ષકારક.

ઉત્કર્ષક, વિ. (સં.) ઉત્કર્ષ કરે

ઉત્કલ, પુ. એક દેશ. (ઓઢીઅં.)

ઉત્કંઠા, સ્રી. (સં.) અતિશય ઇચ્છા; આતુરતા; અધીરાઇ.

ઉત્કંઠિત, વિ. (સં.) અતિ આતુર; અતિશય ઈચ્છાવાળું; હોંસભર્યું.

ઉત્કંઠિતા, સ્રી. (સં.) ઉત્કંઠાવાળી સ્રી; પતિને માટે અત્યંત આતુર એવી નાયિકા; અધીરી.

ઉત્કંપ, પુ. (સં. उत्+कम्प ) ધ્રૂજારી; ઉતાવળ. [ મનવાળી.

ઉત્કા, સ્રી. ( સં. ) ઉંચા

ઉત્કૃષ્ટ, વિ. (સં.) ઉત્તમ; શ્રેષ્ઠ; સારું.

ઉત્ક્રમ, પુ (સં.) ઉલટો ક્રમ; ઉપર જવું; કૂદી જવું; ઉલટી રીત; નિયમનું ઉલ્લંઘન. [ ઉલ્લંઘન.

ઉત્ક્રમણ, ન. (સં.) અતિક્રમણ;

ઉત્ક્રાંત, વિ. (સં. उद्+क्रम्= જવું. ઇ.) ઉપર થઇને ગએલું; ઓળંગી ગએલું.

ઉત્ક્રાંતિ, સ્રી. પ્રકટીકરણ; વિકાસ.

ઉત્ક્ષેપણ, ન. ( સં. उद्+क्षिप्= નાખવું ઇ. ) નાખવું; ફેંકવું; ઉખાડી નાખવું. (૨) ઉપણવું. (૩) મોટા વીંઝણો.

ઉત્ખાત, વિ. (સં. उत्+खन्= ખોદવું ઇ.) ખોદેલું; ઉખાડેલું; ઉથાપેલું. (૨) વિદારિત.

ઉત્તમ, વિ. (સં.) સહુથી ચડીઆતું.

ઉત્તમગતિ, સ્રી. (સં.) મુઆ પછી સારી ગતિએ જવું તે; મુક્તિ.

ઉત્તમતા, સ્રી. ( સં. ) સહુથી સારાપણું.

ઉત્તમપદ, ( સં. ) શ્રેષ્ઠ સ્થાન; ઉંચોવર્ગ. (૨) સ્વર્ગ. (૩) મોક્ષ; મુક્તિ.

ઉત્તમપુરુષ, પુ. (સં.) પુરુષોમાંમાં સારામાં સારો પુરુષ તે. (૨) (વ્યાકરણમાં ) પહેલો પુરુષ.

ઉત્તમશ્લોક, વિ. (સં. उत्तम+श्लोक=કીર્તિ) સારામાં સારી ખ્યાતિવાળું; સુવિખ્યાત.

ઉત્તમા, સ્રી. ( સં. उत्+तम+आ ) બહુજ સારી સ્રી; કાવ્યશાસ્રમાં વર્ણવેલી નાયિકાઓમાંની સરસ નાયિકા; પ્રતિકૂલ પતિ તરફ પણ હિતકારિણી રહેનારી સ્રી.

ઉત્તમાંગ, ન. ( સં. उत्तम+अंग ઇ. ) ઉત્તમ અંગ; મસ્તક. (૨) મુખ. [ ઉત્તમ; સરસમાં સરસ.

ઉત્તમોત્તમ, વિ. (સં.) ઘણુંજ

ઉત્તર, સ્ત્રી. (સં. उत्तरा ઉ.) સૂર્યની સામે-પૂર્વ દિશાએ મુખ કરીને ઊભા રહેતાં ડાબા હાથ તરફ જે બાજુ રહે છે તે; ઉત્તર દિશા.

ઉત્તર, પુ. ન. (સં.) કોઈ કંઈ પૂછે તેને સામું જે કંઈ કહેવામાં આવે તે; જવાબ; પુછાવામાં જે કંઇ કહેવું તે. (૩) શબ્દ; વચન; વાક્ય. (૪) (ગણિત-શ્રેઢીમાં) બે સંખ્યાનું વચમાનું અંતર

ઉત્તર, પુ. વિરાટ રાજાનો પુત્ર

ઉત્તર, વિ. (સં.)આગલું;બાકીનું.

ઉત્તરઅક્ષાંશ, પુ. (સં. उत्तर+अक्ष+अंश) વિષુવવૃત્તની ઉપર-ના અક્ષાંશ. [પાછલો ભાગ, ઉપસંહાર.

ઉત્તરકથા, સ્ત્રી. (સં.) કથાનો

ઉત્તરકાળ, પુ. (સં.) આવતો વખત. (૨) જીંદગીનો પાછલો ભાગ.

ઉત્તરકુરુ, પુ. (સં.) જંબુદ્વીપ-માંનો એક દેશ. [ઉત્તરનો દેશ.

ઉત્તરકોશલ, પુ (સં.) અયોધ્યાની

ઉત્તરક્રિયા, સ્ત્રી. (સં.) મરણ પછી જે ક્રિયાઓ કરવામાં આવે છે તે; અંતિમ ક્રિયા; દાડો.

ઉત્તરદિશા,સ્ત્રી.(સં.)જુઓઉત્તર

ઉત્તરધ્રુવ, પુ. (સં.) પૃથ્વીના આંસનો ઉત્તર તરફનો છેડો. (૨) પૃથ્વીની ઉત્તર દિશાએ આકાશમાં સ્થિર દેખાતો તારો.

ઉત્તરધ્રુવપ્રદેશ, પુ. (સં.) પૃથ્વી-ની ધરીના ઉત્તર તરફના છેડા નજીકનો પ્રદેશ

ઉત્તરપક્ષ, પુ. (સં.) બચાવ-પક્ષ; પ્રતિવાદીનો પક્ષ; ઉત્તર કે નિર્ણય આપનારનો પક્ષ (૨) જવાબ. [ચરણ.

ઉત્તરપદ, ન. (સં.) પાછલું

ઉત્તરપૂજા, સ્ત્રી. સં.) દેવ વગેરે-ની છેલ્લી પૂજા.

ઉત્તરભાગ, પુ (સં.) પાછળનો-છેવટનો ભાગ.

ઉત્તરમીમાંસા, સ્ત્રી. (સં.) મીમાંસા શાસ્ત્રનો પાછલો ભાગ; વેદાંત. (મીમાંસા શાસ્ત્રના બે ભાગ છે: પૂર્વ-મીમાંસા અને ઉત્તરમીમાંસા).

ઉત્તરરાગિણી,સ્ત્રી (સં.)પાછલી રાતે ગાવાનો રાગ.

ઉત્તરરાત્ર, સ્ત્રી. (સં.) મધ-રાતથી તે સવાર સુધીનો વખત; પા-છલી રાત.

ઉત્તરરામચરિત, ન. (સં.) કવિ-વર ભવભૂતિ પ્રણીત એક કરુણારસપ્રધાન સંસ્કૃત નાટક. (એમાં રામના ઉત્તર-ચરિત્રની વાત છે) [ઘડપણ.

ઉત્તરવય, સ્ત્રી (સં.) વૃદ્ધાવસ્થા;

ઉત્તરવયસ્ક, વિ.(સં.)ઘરડું;વૃદ્ધ.

ઉત્તરવ્યવસ્થાપત્ર, ન. (સં.) મરણ પછી પોતાની મીલકતની વ્યવસ્થા કરવા સંબંધીનું લખાણ; વીલ; વસિ-યતનામું. [થી કામ આવે એવું સાધન.

ઉત્તરસાધન, ન. (સં.) પાછળ-

**ઉત્તરા,** સ્ત્રી. ( सं. ) વિરાટની પુત્રી; અભિમન્યુની સ્ત્રી. (૨) એ નામનું નક્ષત્ર. (૩) ઉત્તર દિશા.

**ઉત્તરાફાલ્ગુની,** સ્ત્રી. ( सं. ) સત્તાવિશ નક્ષત્રોમાંનું બારમું નક્ષત્ર.

**ઉત્તરાધિકાર,** પુ (सं. उत्तर+अधि+कृ=કરવું ઉ. ) પાછળથી મળનારો હક; ભવિષ્યમાં જે અધિકાર મળવાનો હોય તે. [ અધિકારી; વારસ.

**ઉત્તરાધિકારી,** પુ. (सं.) પછીનો

**ઉત્તરાભાદ્રપદા,** સ્ત્રી. ( सं. ) છવ્વિશમું નક્ષત્ર.

**ઉત્તરાભિમુખ,** અ. (सं.) ઉત્તર તરફને મોઢે; ઉત્તર તરફ મુખ રહે તેમ. (૨) વિ. ઉત્તર તરફ જેનું બારણું પડતું હોય એવું (મકાન)

**ઉત્તરાયણ,** ન (सं. उत्तर+अयन ઉ. ) ઉત્તર તરફ સૂર્યનું જવું. (૨) મકરસંક્રાંતિ. (૩) વાયુનું ઉત્તર તરફ વહેવું.

**ઉત્તરાર્ધ,** ન.(सं.उत्तर+अर्ध ઉ.) છેલ્લો અથવા પાછલો ભાગ. (૨) પૃથ્વીનો ઉત્તર દિશા તરફનો ભાગ.

**ઉત્તરાલંકાર,** પુ. (सं. પ્રશ્નના ઉત્તરમાં કંઈક વધારે કહેવું તે; ભાષાનો એક અલંકાર.

**ઉત્તરાષાઢા,** સ્ત્રી.(सं.)એક નક્ષત્ર.

**ઉત્તરીય,** ન. ( सं. ) ઉપવસ્ત્ર; અંગવસ્ત્ર; ઉપરણી ( ઓઢણી ).

**ઉત્તરોત્તર,** ( सं. ) ક્રમાનુસાર; એક એકની પછી વધતાં વધતાં; આગળ આગળ.

**ઉત્તાન,** વિ. (सं. उद्+तन्=ખેંચવું. ઉ. ) આકાશ તરફ મો રાખેલું. એવું; ચત્તુ. [મનુનો પૌત્ર; ધ્રુવજીનો બાપ.

**ઉત્તાનપાદ,** પુ. (सं.) સ્વાયંભૂ.

**ઉત્તીર્ણ,** વિ. ( सं. उद्+तॄ=તરવું. )તરી પાર ઉતરેલું;પસાર થઈ ગએલું.

**ઉત્તુંગ,** વિ. ( सं. उत्=અત્યંત +तुंग=ઉંચું ) ઉચ્ચ; ભારે; બરાઉ; જાડું ને ઉંચું. [ બરાઉપણું;

**ઉત્તુંગતા,** સ્ત્રી (सं. ) ઉચ્ચતા;

**ઉત્તેજક,** વિ. (सं.) ઉત્તેજનકારક. (૨) ઉત્સાહ ઉત્પન્ન કરે એવું. (૩) ઉદ્દીપક

**ઉત્તેજન,** ન. ( सं. उद्+तेज ઉ ) ઉત્સાહ; હોંસ. (૨) ઉશ્કેરણી;પુષ્ટિ.

**ઉત્તેજવું,** સ. ક્રિ. ઉત્તેજન આપવું; ઉશ્કેરવું; ફુલાવવું.

**ઉત્તેજિત,** વિ. ઉત્સાહિત; ઉશ્કેરેલું; ચડાવેલું (૨) ટેકો કે આશ્રય આપેલું.

**ઉત્થાન,** ન. ( सं. उद्+स्था=ઉભા થવું ઉ.) ઉભા થવું. (૨) ઉઠાવ. (૩) ઉદ્યોગ. (૪) ઉત્સાહ. (૫) ટેકો.(૬)કારણ.

**ઉત્થાપક,** વિ. (सं. उद्+स्था ઉ.) ઉથલાવી નાખનાર; ઉખાડનાર. (૨) ઉત્થાપન કરનાર; ઉભું કરનાર.

**ઉત્થાપન** ન. (सं. उद्+स्था

ઉ. ) ઉભું કરવું; ઊઠાડવું; ઉખાડી નાખવું (૨) સ્રુધ ઉઠવું.

ઉત્થાપવું, સ. ક્રિ. (સં. उद्+स्था ) ઉઠાડવું; જગાડવું, (૨) ઉખાડવું; ઉથલાવી નાખવું.

ઉત્પત્તિ, સ્ત્રી. ( સં. उत्+पत् ઉ.) ઉત્પન્ન થવું; પેદા થવું; ઉદ્ભવ; જન્મ. (૨) બહાર આવવું; ઊગવું; પેદાશ.

ઉત્પત્તિશાસ્ત્ર, ન. (સં.) ઉત્પત્તિ કેમ ને કેવી રીતે થાય છે તેને લગતું વિજ્ઞાન.

ઉત્પત્તિસ્થાન, ન. (સં.) ઉત્પન્ન થવાનું ઠેકાણું; જન્મસ્થાન. (૨) પેદાશનું ઠેકાણું.

ઉત્પન્ન, વિ. (સં. उद्+पद्) ઊગેલું; જન્મેલું. (૨) ન. પેદાશ; નફો; ફાયદો. (૩) નીપજ; પાક; મહેસુલ. (૪) આવક; કમાઈ.

ઉત્પન્નભક્ષી, વિ. (સં.) ઉત્પન્ન થતું હોય તેટલું ખાઇને રહેનાર; રળે ને ખાય એવી સ્થિતિનું; ગરીબ.

ઉત્પન્નવિનાશી, વિ. (સં.उत्पन्न+विनाश+ઈ) ઉત્પન્ન થતાંવેંત જ નાશ પામનારું; ક્ષણભંગુર. [કમળ; પદ્મ.

ઉત્પલ, ન. (સં. उत्पल )

ઉત્પલાક્ષી, સ્ત્રી. (સં. उत्पल+अक्ष+ઈ=વાળું) કમળના જેવી આંખોવાળી (સ્ત્રી); કમલાક્ષી.

ઉત્પાત, પુ. [સં. उद् + पत्= ઊડવું. ઉ.) ઓચીંતું આવી પડનાર; દુ:ખ; સંકટ. (૨) તોફાન; બંડ. (૩) ધાંધલ. (૪) અમંગળ.

ઉત્પાતીઉં, વિ. ઉત્પાત કરે એવું; તોફાની. (૨) મસ્તીખોર. (૩) અપશુકનિઆળ. (૪) જંપીને બેસે નહિ એવું.

ઉત્પાદક, વિ. (સં.) ઉત્પાદન કરનાર; પેદા કરનાર. (૨) ઈશ્વર.

ઉત્પાદન, ન. [સં. उद्+पत्= ઉત્પન્ન થવું ઉ ) ઉત્પન્ન કરવું તે; પેદાશ. (૨) ફળ.

ઉત્પીડન, [સં उद् + पीड= પીડવું ઉ ) પીડા કરવી; સ્પર્ધા; હરિફાઇ; ચડસાચડસી.

ઉત્પ્રેક્ષા, સ્ત્રી. (સં. उद्+प्र+ईक्ष=જોવું ઉ. ) સરખામણી; ઉપમા; સંભાવના.

ઉત્પ્રેક્ષિત, વિ. (સં. उद्+प्र+ईक्ष=જોવું ઉ.) ઉત્પ્રેક્ષા કરાએલું.

ઉત્સંગ, પુ. (સં.) ખોળો; અંક. (૨) તળેટી; કઠણ; પાર્શ્વ ભાગ.

ઉત્સર્ગ, પુ ન. ( સં. उद्+सृज्) તજી દેવું; ત્યાગ; દાન. (૨) આપી દેવું; નિવેદન.

ઉત્સર્જન, ન. (સં.) ત્યાગ; સમર્પણ; દાન. (૨) છ માસે કરવામાં આવતી એક વૈદિક ક્રિયા.

ઉત્સવ, પુ. (સં.) ગાઈ બજાવીને મોજ કરવી; આનંદનો મેળાવડો; ઓચ્છવ.

ઉત્સારક, પુ. (सं. उद्+सृ= દૂર કરવું ઉ.) ખસેડનારઃ દૂર કરનાર. (૨) પુ. દ્વારપાળ.

ઉત્સાહ, પુ. (સં. उद् + सह्= યત્ન કરવો. ઉ.) કામ કરવાનો ઉમળકો; ઉત્કંઠા. (૨) આનંદ; હર્ષ. (૩) વીરરસનો એક સ્થાયી ભાવ.

ઉત્સાહભંગ, પુ. (સં) મનોભંગ; નાહીંમત થવું; નાઉમેદી.

ઉત્સાહવંત–વાળું, વિ. હોંસવાળું; ઉમંગી.

ઉત્સાહી, વિ. ઉત્સાહવાળું.

ઉત્સુક, વિ. (સં. उत्+सू ઉ.) અધીરું; ઉતાવળુ; આતુર (૨) હોંશીલું; ઉમંગી. [ અધીરાઇ.

ઉત્સુકતા, સ્ત્રી. (સં.) આતુરતા;

ઉથમીજીરૂં, ન. જીરાની એક જાત.

ઉથલપાથલ, સ્ત્રી (प्रा.हे.उत्थल्लणम्. ઉ.) તળે ઉપર થઈ જવું; ફેરફારી; પરિવર્તન.

ઉથલવું, અ. ક્રિ. (સં. उद्+स्खल्=ચળવું–ફરવું.ઉ.) ઉથલી પડવું; ઉંધું પડવું; પાછું પડવું.

ઉથલાવવું, સ. ક્રિ. ફેરવવું. (૨) બદલવું. [ ઉથલાઇ જવું.

ઉથલીપડવું, અ. ક્રિ. ગબડી જવું;

ઉથલો, પુ. આરંભ કે ઉપસંગની ક્રી. (૨) ફરીને મંદવાડ થઇ આવવો. (૩) સામો જવાબ આપવો. (૪) ઉલટાવીને જવાબ દેવો. [ મારવી.

ઉથાપ, સ્ત્રી. ઉથલો; સામી થાપ

ઉથાપન, ન. (સં.) જુઓ ઉત્થાપન.

ઉથાપવું, સ. ક્રિ ઉલટાવી નાખવું. (૨) અનાદર કરવો. (૩) સામા થવું.

ઉથામવું, સ. ક્રિ. ઉથલાવવું; ઉંચકવું. (૨) મિથ્યા મહેનત કરવી. (૩) તપાસવું- એમ કરવું.

ઉથામાવવું, સ. ક્રિ. પ્રે. ઉથામે

ઉથેવો, પુ. ઘરના છાપરામાંનું કાણું.

ઉથો, પુ. કહોવાણ; સળો; સડો.

ઉદ્, અ. (એક ઉપસર્ગ) ઉપર, જુદું, નઠારું.

ઉદ, ન. (સં. उदक ઉ.) ઉદક; પાણી. [ અંબુ; નીર.

ઉદક, ન. (સં.) પાણી; જળ;

ઉદકોદર, ન. (सं. उदक+उदर=પેટ) પાણીથી ભરાઇ ગએલું પેટ; જળોદર.

ઉદગ્ર, વિ. (સં. उद् + अग्र= અણી) ઉંચી અણીવાળું. (૨) ઉંચું; ઉભેડું. (૩) આગળ વધેલું; વૃદ્ધ.

ઉદધિ, પુ. (સં.) દરીઓ; સમુદ્ર.

ઉદપાન, ન (સં.) પાણી પીવાનું સ્થાન; હવાડો. (૨) પરબ.

ઉદબત્તી, સ્ત્રી. અગરબત્તી; ધૂપસળી.

ઉદબુદો, પુ. (सं. उद्+बुद्बु-

ન્દૂ=પરપોટો) બુદબુદ; પરપેટો.

**ઉદય**, પુ (सं. उद्+इ=જવું) ઊગવું; ઉંચે ચડવું. (૨) ચડતી; આવિર્ભાવ; ઉદ્ભવ; જન્મ.

**ઉદયકાળ**, પુ (सं) ચડતીનો સમય; શ્રેય થવાનો વખત. (૨) આબાદીનો વખત. (૩) ઊગવાનો વખત.

**ઉદયગિરિ**, પુ. (सं. उदय+गिरि=પર્વત) જ્યાંથી ઉદય થાય છે તે પર્વત; પૂર્વદિશામાં આવેલો કલ્પિત પર્વત.

**ઉદયન**, પુ. પાંડવ વંશનો એક રાજા. (૧) સિદ્ધરાજનો મુખ્ય પ્રધાન.

**ઉદયાચલ**, પુ. (सं. उदय અને अ=નહિ + चल्=હાલવું ઉ) ઉદયગિરિ; પૂર્વ દિશામાં કલ્પેલો એક પર્વત.

**ઉદયાસ્ત**, પુ. (सं. उदय + अस्त ઉ) ઉદય અને અસ્ત થવો તે; ચડતીપડતી.

**ઉદર**, ન. (सं.) પેટ; હોજરી. (૨) જઠરાશય. (૩)ગર્ભાશય. (૪) ઉત્પત્તિસ્થાન. (૫) મધ્યભાગ. (૬) પોલાણ. (૭) આજીવિકા.

**ઉદરગ્રંથી**, સ્ત્રી. (सं.) ગુલ્મરોગ;પેટમાં ગાંઠ થાય એવો રોગ. [વાળાસ્ત્રી

**ઉદરણી**, સ્ત્રી. સગર્ભા સ્ત્રી;ભેજીવ

**ઉદરત્રાણ**, ન. [सं. उदर+त्रा=રક્ષણ કરવું.] પેટરક્ષક;કમરબંધ;કમરપટ્ટો.

**ઉદરનિર્વાહ**, પુ. (सं. उदर અને निः+वह्=ગુજારો કરવો ઉ.) ઉદરનો નિર્વાહ કરવો તે; ભરણપોષણ

**ઉદરપોષણ**, ન. (सं. उदर+पुष्=પોષણ કરવું ઉ.) ભરણપોષણ; ઉદરનિર્વાહ.

**ઉદરંભરિ**, વિ.(सं. उदर અને भर्=ભરવું ઉ ) પેટભરુ; પોતાનું જ પેટ ભરનાર.

**ઉદરાવો**, પુ. ચિત ;શીકર;ફાળજી.

**ઉદવસ્ત**, વિ. ઉજડ;પાયમાલ.

**ઉદંબર**, પુ. (सं. उदुम्बर ઉ.) ઊમરો; ઉમરાનું ઝાડ. (૨) એક જાતના બ્રાહ્મણ.

**ઉદાત્ત**, વિ. (सं. उद् + आ+दा ઉ. ) આપવે લેવે ઉદાર મનનું; મોકળા મનવાળું; નિખાલસ. (૨) ઉંચો સ્વર કાઢવો તે; ઉચ્ચસ્વર. [ વાયુ.

**ઉદાન**,પુ. (सं.)શરીરમાંનો એક

**ઉદાર**, વિ. (सं. उद्+ऋ=ઉંચે જવું ઉ.) દાનત્યાગશીલ સ્વભાવનું; પ્રાણીમાત્ર પ્રતિ હિતબુદ્ધિવાળું; દાતા; પરોપકારી. [ ઉદારશીલતા.

**ઉદારતા**, સ્ત્રી. (सं.) ઉદારપણું.

**ઉદારત્વ**,ન (सं.)ઉદારપણું; ઉદારતા.

**ઉદારધી** (सं.)ઉદાર બુદ્ધિવાળું; છુટછાટથી વર્તનાર. [ ભભકો.

**ઉદાલ્ય**, ન. ધક્કાટોપ; ખાલી

**ઉદાવજ**, પુ. મળમૂત્ર બંધ થઇ જવાનો રોગ. (૨) પાણીનું વમન.

**ઉદાવર્ત**,(સં. उत्+आ+वर्त्= ફરવું. ઇ.) ગોળાનો રોગ; મળ, મૂત્ર અને વાયુ રોકાઇ જાય એવો રોગ.

**ઉદાસ**, વિ. (સં. उद्+अस्= હોવું ઇ. ) ગમગીન; શોકાતુર. (૨) નાખુશ; દુઃખી. (૩) ત્યાગી.

**ઉદાસી**, સ્ત્રી. દીલગીરી; અફસોસ; શોક. (૨) નાનકનો એક ધર્મપંથ અથવા તે પંથનો માણસ.

**ઉદાસીન**, વિ. (સં. उद्+अस् ઇ. ) લાગણીઓ જેણે છોડી દીધી હોય એવું; વીતરાગ; વૈરાગી. (૨) ના. એક ધર્મ-પંથ. [ સીનપણું.

**ઉદાસીનતા**, સ્ત્રી. (સં.) ઉદા-

**ઉદાસીનપણું**, ન. (સં.) ઉદાસીનતા.

**ઉદાહરણ**, ન. ( સં. उद्+आ+हृ=હરવું ઇ. ) દૃષ્ટાંત; પ્રમાણ; દાખલો. ઉદાહરણ લેવું=શિક્ષા લેવી; શીખવું. (૨) દૃષ્ટાંત લેવું.

**ઉદિત**, વિ. ( સં. उद्+इ=જવું ઇ. ) ઊગેલું; ઉદય પામેલું. (૨) ખીલેલું; ફૂલેલું. (૩) જાગ્રત થએલું. (૪) બોલેલું.

**ઉદીચી**, સ્ત્રી. (સં. उद्+अच्= જવું ઇ. ) ઉત્તર દિશા.

**ઉદુંબર**,(સં.) ઉંબરો. (૨) નપુંસક. (૩) કોઢની એક જાત. (૪) ત્રાંબું. [illegible]

**ઉદે**, પુ. ( સં. उदय ઇ. ) [ ઊગવું તે.

**ઉદેતી**, વિ. (સં. उदय ઇ.) જે તિથિમાં સૂર્યનો ઉદય થયો હોય તે તિથિ; ઉદયવાળી. [ (રંગ).

**ઉદો**, વિ. ખુલ્લો આસમાની

**ઉદો-ઉદો**, અ. ( સં. उदय= શ્રેય-કલ્યાણ ઇ. ) ઉદય, ઉદય હો ! (ઉદો ઉદો મા જગદંબે')

**ઉદ્ગત**, વિ. (સં. उद्+गम्) ઉપર ગએલું; ઉદિત; બહાર નીકળેલું. (૨) ઉચું.

**ઉદ્ગતિ**, સ્ત્રી. (સં) ઉદ્ગમન; ઉંચે ચડવું. (૨) ઉદય (૩) ઉત્પત્તિ.

**ઉદ્ગમ**, પુ· ( સં. उद्+गम्= ઊગવું. ) ઉદય. (૨) ઉઘડવું; ફાલ આવવો. (૩) પેદા થવું; આવિર્ભાવ. (૪) પ્રસ્થાન; બહાર જવું.

**ઉદ્ગાતા**, પુ. (સં.) સામવેદ જાણનારો બ્રાહ્મણ. (૨)યજ્ઞમાં સામવેદનો આચાર્ય.

**ઉદ્ગાર**, પુ. (સં. उद्+गॄ=ગરવું ઇ.) અવાજનું બહાર નીકળવું; ઉચ્ચાર. (૨) ઉદ્વમન.

**ઉદ્ગીત**, વિ. (સં.) ઉંચેથી ગાએલું; મોટેથી બોલેલું. [ પ્રણવ.

**ઉદ્ગીથ**. પુ. (સં.) સામવેદનો

**ઉદ્ઘાટ**, પુ. (સં. उद्+घट्=ઉઘડવું, ખુલ્લું કરવું ઇ.) ખુલાસો. (૨)ચોક-

ઉદ્‌ઘાટન, ન. (સં. उद्+घट्ट ઉ.) ખુલ્લું કરવું; ખુલાસો કરવો. (૨) રેંટ ઘટિકાયંત્ર. (૩) ચોક. (૪) ઉઘાડવાનું ઓજાર.

ઉદ્‌ઘાત, (સં. उद्+हन्=મારવું ઉ.) આરંભ. (૨) પુસ્તકમાં ભાગપાડવો તે. (૩) મુદ્‌ગર. (૪) વિ. ઉંચું.

ઉદ્‌ઘોષ, પુ. (સં. उद्+घोष्=ગર્જવું, અવાજ કરવો ઉ) મોટો ઉંચો અવાજ; પોકાર. (૨) ઢંઢેરો.

ઉદ્‌ઘોષણા, સ્ત્રી. (સં.) બૂમ; પોકાર. (૨) લોકો જાણે તેમ જાહેર કરવું તે; ઢંઢેરો.

ઉદ્દામ, વિ. (સં. उत्+दाम=બંધન) બંધન રહિત; ઉચ્છૃંખળ. (૨) આકળું; ઉગ્ર; ગરમ.

ઉદ્દામપક્ષ, (સં.) આગળ પડતા વિચાર ધરાવનારો રાજદ્વારી પક્ષ. [કોદરા.

ઉદ્દાલ, પુ. (સં.) રાતા ધઉં.(૨)

ઉદ્દાલક, પુ. (સં.) અરુણી ઋષિનો પુત્ર; ધૌમ્યનો શિષ્ય અને મોટો આત્મજ્ઞાની ઋષિ.

ઉદ્દિષ્ટ, (સં. उद्+दिश=દેખાડવું-બતાવવું ઉ) બતાવેલું; ધારેલું.(૨) ઇચ્છેલું (૩) ન. બતાવેલું રૂપ.

ઉદ્દીપન, ન. (સં. उद्+दीप्=પ્રકાશવું. ઉ.) પુષ્કળ પ્રકાશવું; ખીલવું -વૃદ્ધિંગત થવું. (૨) પ્રજ્વલનમાન. (૩) ઉત્તેજનાર. (૪)કાવ્યશાસ્ત્રમાં એક વિભાવ.

ઉદ્દેશ, પુ. (સં. उद्+दिश् ઉ.) મુખ્ય ધારણા; હેતુ; મૂળ; લક્ષ્ય; કારણ; અભિપ્રાય. (૨) બતાવવું. (૩) દૃષ્ટાંત.(૪) પ્રદેશ.

ઉદ્દેશક, વિ. (સં.) ઉદ્દેશ સંબંધી; ઉદ્દેશને દર્શાવનારૂં.

ઉદ્દેશ્ય, વિ. (સં.) ઇરાદો કરવા યોગ્ય હોય એવું; ઉદ્દેશેલું હોય એવું. (૨) ધારેલું; વિચારેલું; હેતુ-મતલબવાળું; પ્રયોજન.

ઉદ્ધત, વિ. (સં. उद्+हन्=મારવું ઉ. हत) અવિનીત; ઉન્મત્ત થઇ વર્તનાર (૨)જંગલી;ઉછાંછળું.(૩) ઘોર.

ઉદ્ધતપણું, ન. ઉદ્ધતાઇ; ઉચ્છૃંખલપણું; અવિનય; તોછડાઇ [ વર્તન.

ઉદ્ધતવેડા, પુ. ઉદ્ધતાઇના જેવું

ઉદ્ધતાઈ, સ્ત્રી. ઉદ્ધતપણું.

ઉદ્ધરણ, ન. સં उद्+हृ-हर् =ઉંચકી લેવું-ઉપાડી લેવું ઉ.) ઉદ્ધાર; ઉંચકી લેવું; ઉપાડી લેવું; બહાર કાઢવું; છોડવવું [૨]મુક્તિ; છુટકારો.[૩] નિરાકરણ.

ઉદ્ધરવું, સ. ક્રિ. (સં. उद्+धृ=ઉંચકાવું-બહાર નીકળી આવવું.) બહાર-ઉપર આવવું; છૂટવું. [૨] અ. ક્રિ. મુક્તિ મળવી; તરી પાર ઉતરવું.

ઉદ્ધવ, પુ. શ્રીકૃષ્ણનો પરમમિત્ર અને યાદવોમાંનો અગ્રેસર.

ઉદ્ધાર, પુ. (સં. उद्+धृ=ઉપર ધરી રાખવું. ઉ.)મુક્તિ; મોક્ષ; છુટકારો;

**ઉદ્ધારક**, વિ. (સં.) ઉદ્ધાર કરનાર; છુટકારો અપાવનારૂં.

**ઉદ્ધારકારક**, વિ. (સં. उद्धार+कृ=કરવું ઉ.) ઉદ્ધાર કરાવે એવુ

**ઉદ્ધારણ**, ન. (સં.) ઉદ્ધાર.(૨) ઉદ્ધારક.

**ઉદ્ધારણહાર**. જુઓ ઉદ્ધારક

**ઉદ્ધારનાર**, વિ. (સં.) ઉદ્ધાર કરનાર. [૨] કલ્યાણ કરનાર. [૩] તારનાર.

**ઉદ્ધારવું**, સ. ક્રિ. (સં उद्+धृ=ઉંચે ધરી રાખવું. ઉ.) ઉંચુ કરવું; કાડવવું; બહાર કાઢવું; તારવું. (૨) બચાવવું. (૩) સારી સ્થિતિમાં લઇ જવું.

**ઉદ્ધ્વસ્ત**, વિ. (સં. उद्+ध्वस्=નાશ કરવો ઉ.) ઉજડ; પાયમાલ થએલું.

**ઉદ્ભટ**, પુ (સં. उद्+भट ઉ.) મોટો યોદ્ધો. (૨) વિ. મુખ્ય; આગેવાન. (૩) મહાશય

**ઉદ્ભવ**, પુ. (સં. उद्+भू=ઉત્પન્ન થવું. ઉ.) જન્મ. (૨) બહાર નીકળવું. (૩) ખુલ્લું થવું.

**ઉદ્ભાવિત**, વિ. (સં.) ઉત્પન્ન કરાએલું; પેદા કરેલું. (૨) કાલ્પનિક; ઉપજાવી કાડેલું.

**ઉદ્ભિજ્જ**, વિ. ( સં. उद्+भिद्=ફુટી નીકળવું અને जन्=જનમવું. ઉ ) ફુટી નીકળનાર; ઊગનાર.

**ઉદ્ભિજ્જવિદ્યા**, સ્ત્રી. ( સં. ) વનસ્પતિશાસ્ત્ર; વનસ્પતિ સંબંધી વિજ્ઞાન.

**ઉદ્યમ**, પુ. ( સં. उद्+यम्=ઉપાડી લેવું-યત્ન કરવો.] કોઈ પણ કામમા લાગવું; ઉદ્યોગ; કામ. (૨) મહેનત; તજવીજ (૩) વૃત્તિ

**ઉદ્યમવંત**, વિ. (સં) ઉદ્યમવાળુ ઉદ્યોગી; કામધંધાવાળુ .(૨)મહેનતુ.

**ઉદ્યમી**, વિ. ( સં. ) ઉદ્યોગી. (૨) મહેનતુ.

**ઉદ્યાન**, ન. (સં. उद्+या+अन ઉ ) બાગ; વાડી.

**ઉદ્યાપન**, ન. ( સં. उद् + પ્રે. याप् મોકલવું ઉ. ) ધર્મકર્મની સમાપ્તિ કરવી.

**ઉદ્યુક્ત**, વિ. (સં. उद्+युज्=તૈયાર થવુ.) ઉદ્યોગમા લાગેલું હોય એવું; તૈયાર થએલું હોય એવું.

**ઉદ્યોગ**, પુ. ( સં. उद्+युज्=મડવું ઉ.) કામ પાછળ મંડવું; ઉદ્યમ; ધંધો. (૨) કામ. (૩) મહેનત.

**ઉદ્યોગશાળા**, સ્ત્રી. (સં.) જ્યાં ઉદ્યોગો શિખવાડવામા આવતા હોય તે ઠેકાણું; કલાભવન.

**ઉદ્યોગી**, વિ. (સં.) હંમેશાં ઉદ્યોગ કરનાર; ધ્યાન રાખીને કામ કર્યે જનાર.(૨) મહેનતુ; નવરૂં બેસી રહે નહિ એવું.

**ઉદ્યોજક**, વિ, (સં.) પ્રયોજક; સારી યોજના કરનાર.

**ઉદ્યોત**, પુ. (સં. उद्+द्युत्=

પ્રકાશવું-ઝળકવું. ઉ.) પ્રકાશ; અજવાળું. (૨) આલોક (૩) પ્રકરણ.

ઉદ્વર્તન, ન. (सं उद्+वृत्= ઉછળવું. ઉ.) ઉછાળો. (૨) વિલેપન. (૩) ગેરવર્તણુક.

ઉદ્વહ, પુ (सं. उद्+वह्=લઈ જવું ઉ.) વિવાહ. (૨) આકાશમાંના સાત વાયુમાંનો એક. (૩) પુત્ર.

ઉદ્વાહ, પુ. (सं. उद्+वह्=લઈ જવું. ઉ.) વિવાહ; પરણવું.

ઉદ્વાહન, ન. (सं.) વિવાહ; લગ્ન. (૨) વિવાહની ક્રિયા.

ઉદ્વાહની, સ્ત્રી. (सं.) કોડી.

ઉદ્વિગ્ન, વિ. (सं. उद्+विज्= ડરી જવું, બીવું, ઉ) બીધેલું; ચિંતાતુર; ઉંચા મનવાળું.

ઉદ્વેગ, પુ. (स. उद्+विज्= ભય લાગવો, બીવું.) ઉદ્ભ્રમ; ભય; શોક (૨) ચિંતા. (૩) શોક.

ઉધ, સ્ત્રી. (सं. वह् નું ऊढ. ઉ.) પૈડાની ધરી અને ધૂંસરી વચ્ચેના લાંબાં લાકડાં; ઉઘીઉં. [ફીડીઓ; ઉધેઇ.

ઉધઇ, સ્ત્રી. સળો કરનારી ધોળી

ઉધડ, વિ. (सं. उद्धृत ઉ.) એમને એમ લેવું-આપવું તે; ઉચક; સામટું; જથાબંધ.

ઉધડકવું, અ. ક્રિ. (ઉર+ ધડકવું=ધબધબ થવું.) છાતીનું ધબધબ થવું; હૃદયનું જોરથી ચાલવું; ધ્રૂજવું; ચોંકવું; ગર્જના કરી ઉભા થવું.

ઉધડીઉં, વિ. ઉધડ કામ કરનાર. (૨) કાળજી વગરનું. (૩) ભાડાનું; દામ આપીને કરાવેલું.

ઉધડું, વિ. ઉધડ; સામટું.

ઉધડું લેવું, સ. ક્રિ. ઉચક લેવું; આ બો જત્થો અમુક એક રકમથી લઈ લેવો. (૨) ધડધડાવી નાખવું; સખત ઠપકો આપવો; ધમકાવવું

ઉધમાત, પુ. (सं. उन्माद ઉ.) તોફાન; મસ્તી. [ઉધડકવું.

ઉધરકવું, ક્રિ. ઊંઘમાં બડબડવું;

ઉધરવું, વિ ઉધાર થવું (૨) ઉછરવું; મોટું થવું.

ઉધરવું, અ. ક્રિ. (सं. उद्+धृ. ઉ.) નામે ચડવું. (૨) ઉછરવું; મોટા થવું.

ઉધરસ, સ્ત્રી. (सं. उद्+घ्रस् =ખાઈ નાખવું-ફેંકી દેવું. ઉ.) ઠાંસવું તે; કફ. ઉધરસ ખાવી=ઠાસવું; ખોંખારવું.

ઉધરાવવું, સ. ક્રિ. પ્રે. નામે લખાવવું; ખાતે મંડાવવું.

ઉધરાવો, પુ. મનમાં જે ઉચાટ રહે તે; અમુક થતાં સુધી રહેતી ફીકર તે; અસ્વાસ્થ્ય.

ઉધળવું, અ ક્રિ. (सं. उद्+ हल्=ખેડવું-જવું. ઉ.) નાશી જવું; છટકી જવું. (૨) ગાળો ભાંડવી.

ઉધાએલું, વિ. ઉધાઇથી ખરાબ થએલું; સડી ગયેલું.

ઉધાન, ન. (सं. उद्+धृ ઉ.)

ઉંચે ચડવું; જોરથી ઉપડીને ઉંચે જવું. (૨) શ્વાસ; દમ. (૩) ઉંચાળાની હળ ચડતી. (૪) મોટી ભરતી.

**ઉથાનપડી**, સ્ત્રી. ઉથાનને એળાડનારાં ઔષધોની પડીકી (૨) તેરની સંખ્યાનો સંકેત.

**ઉથાનપાયા**, વિ. ત્રણ પાયાનું; ઓછી અક્કલનું; ગાંડા જેવું.

**ઉથામો**, પુ. (सं. उद्+स्था) ઉઠાવવાનો યત્ન-મનને ઉકેરવું તે; પ્રયાસ. ઉથામો કરવો=વારંવાર યત્ન કર્યા કરવો.

**ઉધાર**, વિ. (सं. उद्+धृ) અદ્ધર રાખવું તે; જેનો પતાવટ કરી ન હોય એવું. (૨) ઉછીનું આપેલું; જમે નહિ થએલું. ઉધાર લેવું=પોતાની સાખ ઉપર લેવું. 'ઉધાર આપવું'=ધીરવું.

**ઉધારપાસું**, ન. ઉધારે લખવાની ચોપડાની બાજુ. (ચોપડાનો જે ધણી હોય તેને ત્યાં આવે તે બધું જમે બાજુએ અને જાય તે બધું ઉધાર પાસે લખાય છે.) (૨) ધીરેલું જે કંઇ હોય તે.

**ઉધારવું**, સ. ક્રિ. ઉધાર બાજુએ લખવું; નામે ચડાવવું.

**ઉધારીઓ**, વિ. ઉધારે લેનાર. (૨) ઉધાર્યું; ઉધાર આપવાનું.

**ઉધારો**, પુ. (सं. उद्+धृ) બાકી રહેવા દેવું તે. (૨) વાયદો. (૩) સાંસા; ખોટ.

**ઉધેઈ**, સ્ત્રી. (सं. उद्+धृ = ઉપર ખેંચી કાઢવું) એક જાતની ધોળી કીડીઓ. [એક છંદ.

**ઉધોરછંદ**, પુ. ચૌદ માત્રાનો

**ઉધ્વડજોશી**, વિ. ઠેકાણા વગરનો.

**ઉન**, સ્ત્રી. (सं. ऊर्ण ઉ.) ઘેટાના નિમાળા; ઊન.

**ઉનઈ**, વિ. ઓગણીશ.

**ઉનડ**, વિ. રખડતું; રઝળતું. (૨) આળસુ. (૩) લુચ્ચું.

**ઉનમ**, સ્ત્રી. (सं. ऊन=ઓછું ઉ.) ઓછ; ઉણપ. (૨) હીણપત; લાછન.

**ઉનવા**, પુ. મુતરતાં લાય બળે એવો રોગ. [બળતરા કરાવું.

**ઉનાવું**, સ. ક્રિ. મનમાં

**ઉનાઅહાણા**, એક જાતની ઔષધિ.

**ઉનામણીઉં**, ન. પાણી ઉનું મૂકવાનું વાસણ. [કરવાનો ઘડો.

**ઉનામણીઓ**, પુ. પાણી ઉનું

**ઉનામણું**, ન. પાણી ગરમ કરવાને માટે વપરાતું નાનું પાત્ર; દેગડી.

**ઉનામણો**, જુઓ ઉનામણીઓ.

**ઉનાવું**, જુઓ ઉઝાતું.

**ઉનાળો**, પુ. (सं. उष्णकाल ઉ.) ગરમીની મોસમ; નિદાઘ. (વરસની ત્રણ મોસમો ગણાય છે: ૧ ઉનાળો, ૨ ચોમાસું અને ૩ શિયાળો. ફાગણથી જેઠ ઉનાળો, અષાડથી આસો ચોમાસું અને કાર્તિકથી મહા શિયાળો.)

**ઉનેવાળ**, પુ. બ્રાહ્મણોની એક જાત. (મૂળ ઉનાના રહેનારા.)

**ઉન્નત**, વિ. (**सं. उद्+नम्**=ઉંચું થવું; ઊગવું. ઇ.) સીધું; ઉભું; ઉંચું. (૨) ટટાર; ઉભેલું.

**ઉન્નતિ**, સ્ત્રી (**सं. उद्+नम्** ઇ.) અભિવૃદ્ધિ; આબાદી; ચઢતી. (૨) મોટાઇ.

**ઉન્નતિકારક**, વિ. (**सं.**) ઉન્નતિ કરે એવું.

**ઉન્મત્ત**, વિ. (**सं. उद्+मद्**) ગાંડું; ભાન વગરનું. (૨) કેફ કરવાથી ભાન ભૂલી ગએલું; છાકટું; વ્યસની. (૩) કોઇને પત કરે નહિ એવું. (૪) અવિનયી; અહંકારી. (૫) ઉદ્ધત.

**ઉન્મત્તવાયુ**, પુ. (**सं.**) મનુષ્યને ગાંડું કરી નાખે એવો એક જાતનો વાતરોગ; મોહ.

**ઉન્મત્તાઈ**, સ્ત્રી. ઉન્મત્તપણું; ઘેલછા.(૨) ઉદ્ધતાઇ,છકેલપણું.(૩)મદ;છાક

**ઉન્મન**, ન. અભાવ; અપ્રીતિ.

**ઉન્મની**, સ્ત્રી. (**सं.**) ચિત્તની એક અવસ્થા; યોગીની એક બ્રહ્મપરાયણ અવસ્થા. (જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, તુરિયા અને ઉન્મની એ પાંચ અવસ્થાઓ છે.)

**ઉન્મનું**, વિ. (ઉન્મન, ઉન્મનો, ઉન્મની.) ઉંચા મનવાળું; અપ્રસન્ન

**ઉન્માર્ગ**, પુ. (**सं. उत्**=ઉલટું +**मार्ग**=રસ્તો ઇ.) ઉલટો રસ્તો;કુમાર્ગ.

**ઉન્માદ**, પુ. (**सं. उद्+मद्** ઇ.) ઘેલછા; ચિત્તભ્રમ. (૨) તોર; અહંકાર. (૩) ઘેલછા ઉત્પન્ન કરનારો એક રોગ.

**ઉન્મીલ**,ન ન. (**सं. उद्+मील्** =આંખ ઉઘડવી ઇ.) આંખો ઉઘડવી; જાગ્રત થવું. (૨) ખીલવું; મુક્ત થવું.

**ઉન્મીલિત**. વિ. (**सं. उद्+मील्**=ઉઘડવું ઇ.) ઉઘડેલું. (૨) ખીલેલું; ખુલ્લું થએલું.

**ઉન્મુખ**, વિ. (**सं. उद्+मुख** ઇ.) ઉલટું; પ્રતિકૂળ. (૨) ઇંતરાજ; અપ્રસન્ન. (૩) આતુર; ઉત્સુક (૪) તત્પર; તૈયાર.

**ઉન્મૂલન**,ન. (**सं. उद्+मूल्**=ઉખાડી નાખવું.) મૂળમાંથી ઉખાડી નાખવું તે.

**ઉન્મેય**, વિ. (**सं.उद् + मा**= તોળવું) માપવાને યોગ્ય;વજન કરવા લાયક.

**ઉન્મેષ**, પુ. (**सं. उद्+मिष** ઇ.) આંખની જે ઉઘાડવાસ તે; પલકારો.

**ઉપ**, અ. (**सं.**) પાસે, ઉપર, ઓછું વગેરે અર્થ બતાવનારો ઉપસર્ગ.

**ઉપઆનો**, પુ. એક આનાનો સોળમો ભાગ.

**ઉપકરણ**, ન. (**सं. उप+कृ**= કરવું) જોઇતાં સાધન; સામગ્રી; સાહિત્ય; હથિઆર. [ ઉપકારનું કાર્ય કરવું.

**ઉપકરવું**, ક્રિ. ઉપકાર કરવો;

**ઉપકળા**, સ્ત્રી. (**सं.**) ઉતરતી કળા; નાની કળા.

**ઉપકંઠ**, પુ. (**सं.**) ગામ અથવા શહેરની નજીકનો ભાગ; પરવાડ. (૨) ગળું. (૩) તળેટી.

**ઉપકાર**, પુ. (सं. उप + कृ ઇ.) બદલાની ઇચ્છા વગર કાર્ય કરી આપવું તે; કોઈનું ભલું કરવું તે.

**ઉપકારક**, વિ. (सं.) ઉપકાર કરે એવું; ઉપકાર રૂપ થઈ પડે એવું; કલ્યાણકારક. (૨)ઉપકાર કરનાર; ઉપકારી.

**ઉપકારી**, વિ. (सं.) ઉપકાર કરે એવું. (૨) ઉપકાર જેની ઉપર થયો હોય એવું. (૩) ઉપકારનું.

**ઉપકાર્ય**, વિ. ઉપકારને લાયક. (૨) ઉપકાર કરવા જેવું. [ ઓશીંગણ.

**ઉપકૃત**, વિ. (सं.) આભારી;

**ઉપકૃતિ**, સ્ત્રી. (सं.) ઉપકાર; ગુણ; પાડ. (૨) કલ્યાણ કરવા જેવી કૃતિ.

**ઉપક્રમ**, પુ. ( सं. उप+क्रम्= ચાલવું ઇ ) મંડાણ; આરંભ. (૨) ઉદ્યોગ; ધંધો.

**ઉપક્રમણિકા**, સ્ત્રી. ( सं. ) ગ્રંથનો મુખબંધ;પ્રસ્તાવના. (૨)વિષયોની વિગત. [ આરંભ કરવા લાયક.

**ઉપક્રમણીય**, વિ. ( सं. )

**ઉપક્રોશ**, પુ. ( सं. ) નિંદા. (૨) ઠપકો. [ જવું. (૨) ઉતરતી ગતિ.

**ઉપગતિ**, સ્ત્રી. (सं.) નજીક

**ઉપગમન**, ન. (सं. उप+गम् =જવું ઇ.) મળવું (૨) જ્ઞાન. (૩)સ્વીકાર

**ઉપગીતિ**, સ્ત્રી. (सं.) આર્યા અને ગીતિને મળતો એક છંદ.

**ઉપગુરુ**, પુ. (सं.) ઉપશિક્ષક.

**ઉપગ્રહ**, પુ. (सं ) મુખ્ય ગ્રહથી ઉતરતો ગ્રહ; ચંદ્ર, તારા વગેરે.

**ઉપચક્ર**, ન. (सं ) નાનું ચાક.

**ઉપચક્ષુ**, ન. (सं.) ચસ્મા.

**ઉપચય**, પુ ( सं. उप+चि= =ચૂંટવું ) વધારો; ઉચાઇ; લાભ. (૨) ઢગલો. (૩) લગ્નકુંડળીમાંનાં ૩, ૬, ૧૦ અને ૧૧ મા સ્થાનો.

**ઉપચરણ**, ન. (सं.) વધારવાનું પદ; ગૌણપદ. (૨) ગૌણ આચરણ.

**ઉપચાર**, પુ. (सं.) ઉપાય; સારવાર; ચાકરી. (૨) તજવીજ; ક્રિયા. (૩) સંસ્કાર; માર્જન. (૪) સાધન; સામગ્રી. (૫) ઉપમા; પદ.

**ઉપચારક**, પુ. (सं.) ચિકિત્સક; ઉપચાર કરનાર. (૨) સેવક; દાસ.

**ઉપચારિકા**, સ્ત્રી. (सं.) દાસી; સારવાર કરનારી સ્ત્રી. [સાધનો હોય તે.

**ઉપછટ**, (ઉપછન) સ્ત્રી. પુષ્કળ

**ઉપજ**, સ્ત્રી. (सं. उद्+पद्= ઊગવું ) ઉત્પન્ન થવું તે; પેદાશ. (૨) જન્મ; નફો; નીપજ.

**ઉપજનીપજ**, સ્ત્રી. (सं. उत्पन्न અને निष्पन्न ઇ.) ઊગવું અને વધવું; આવક; પેદાશ.

**ઉપજવું**, અ. ક્રિ. ( सं. उप+ जन् ઇ.) ઉત્પન્ન થવું; મળવું. (૨) ભળ આવવું;કર્યું થવું.(૩)તીકળવું; નીવડવું.

**ઉપજવેરો**, પુ. ઉપજ ઉપર જે

કર લેવામાં આવતો હોય તે; આયપત વેરો.

ઉપજાતિ, પુ (સં.) અગિયાર અક્ષરનો એક અક્ષરમેળ છંદ.

ઉપજાવવું, સ. ક્રિ. (સં.) ઉત્પન્ન કરવું. (૨) કલ્પવું; ઊભું કરવું.

ઉપજિહ્વા, સ્ત્રી. (સં.) નાની જીભ.

ઉપજીવક, વિ. (સં.) કોઈની પાછળ જેની આજીવિકા ચાલતી હોય તેવું; આશ્રિત; સેવક. [ આજીવિકા.

ઉપજીવન, ન. (સં.) ગુજરાન;

ઉપજીવિકા, સ્ત્રી. (સં.) આજીવિકા.

ઉપજીવી, વિ. જુઓ ઉપજીવક

ઉપજ્ઞા, સ્ત્રી. (સં.) ઉપદેશ વગર પ્રાપ્ત થએલું જ્ઞાન; પ્રેરણાનું જ્ઞાન.

ઉપજ્ઞાન, ન. (સં.) ગૌણજ્ઞાન. (૨) સંસારજ્ઞાન. [ચોળવાનું દ્રવ્ય; પીઠી.

ઉપટણું, ન. નહાતાં પહેલાં શરીરે

ઉપટવું, અ. ક્રિ. (સં. उत्+ पत्=ઉડી જવું.) ઉખળી જવું; ઉડી જવું.

ઉપટામણી, સ્ત્રી. કન્યાનાં સગાંનો સંબંધપટ વેવાઈની આગળ વાંચવામાં આવે છે તે.

ઉપડવું, અ. ક્રિ. (સં. उत्+ पत् ઉ.) બહાર નીકળવું; ફૂટવું; ઉપસવું. (૨) આગળ વધવું. (૩) પાયમાલ થઈ જવું. હાથ ઉપાડવો=મારવું. પગ ઉપડવા=ઉતાવળા ચાલવું. ઉપડી જવું=ચાલી જવું; મરી જવું.

ઉપડાઈ, સ્ત્રી. ઉપડામણી.

ઉપડામણ, ન. ઉપાડવાની મજુરી.

ઉપડામણી, સ્ત્રી. ઉપડામણ.

ઉપડાવનાર, વિ. ઉપડાવી લઈ જનાર. (૨) ઉપાડવાની ફરજ પાડનાર.

ઉપડાવવું, સ. ક્રિ. પ્રે. ઉપાડે તેમ કરાવવું; ઉંચકાવવું.

ઉપડેલું, વિ. (સં. उपस्थित ઉ.) ઊભું થએલું; જાગૃતિમાં આવેલું.

ઉપણનાર, વિ. ઉપણવાની ક્રિયા કરનાર; ઝાટકનાર.

ઉપણવું, સ. ક્રિ. (સં. उत्+ पु=ચોકખું કરવું. ઉ.) અનાજને પવનની સામી ફુંકે ઉડાડવું; પવન નાખીને ચોકખુ કરવું; ઝાટકવું. [કરાવવું.

ઉપણાવવું, સ. ક્રિ. પ્રે. ઉપણે એમ

ઉપણીઆં, ન. ઉપણવાનાં સાધન.

ઉપતટ, પુ (સં. उप=નાનું+ तट=કિનારો ) ઓછા વાપરવાળો કિનારો; કિનારા નજીકની જગા.

ઉપતાપ, પુ. (સં. उप+तप्= તપવું. उत्ताप ઉ.) ઉતાપો; સંતાપ.

ઉપદંશ, પુ. (સં. उप+दंश्= કરડવું ઉ.) કરડવું; ડંખ. (૨) ચાંદીનો રોગ.

ઉપદાન, ન. (સં. उप+दा= આપવું ઉ.) મોટા દાનની પાછળ જે કંઇ થોડું દાન આપવું તે. (૨) લાંચરૂશવત (૩) નજરાણું.

ઉપદિષ્ટ, વિ. (સં. उप+दिश्=

ઉપદેશ કરવો ઇ.) ઉપદેશેલું. (૨) જેને આજ્ઞા થયેલી છે એવું.

**ઉપદેવતા**, સ્ત્રી. ( સં. )નાના દેવ; ઉતરતા દેવ. (યક્ષ વગેરે.)

**ઉપદેશ**,(સં. उप+दिश्=શીખવવું ઇ.) બોધ; શિક્ષણ; સમજણ. (૨) સલાહ; સૂચના. (૩) ચેતવણી; દીક્ષા.

**ઉપદેશક**, ( સં. ) ઉપદેશ કરનાર; ગુરુ.

**ઉપદેશકારક**, વિ. ( સં. उपदेश + कृ=કરવું ઇ. ) ઉપદેશ કરે એવું; જેમાંથી ઉપદેશ મળે એવું.

**ઉપદેશવું**. ક્રિ. ઉપદેશ કરવો; સલાહ આપવી; પ્રેરવું; ચેતવણી આપવી; શિખામણ દેવી. [ગુરુ.

**ઉપદેષ્ટા**, પુ. (સં.) ઉપદેશકર્તા;

**ઉપદ્રવ**, પુ. ( સં. उप+द्रु=પીડવું ઇ.) પીડા; દુઃખ; ઈજા. (૨) સંતાપ; ઉપાધિ; ત્રાસ. (૩) આપદા.

**ઉપદ્રવકારક**, વિ. ( સં. उपद्रव +कृ=કરવું ઇ. कारक) ઉપદ્રવ કરે એવું.

**ઉપદ્રવી**, વિ. (સં. उपद्रव+इ) ઉપદ્રવવાળું.

**ઉપદ્વીપ**, પુ. (સં.) નાનો બેટ. (૨) બેટ જેવું. [ગૌણધર્મ. (૨) પાખંડ.

**ઉપધર્મ**, પુ. (સં.) ઉતરતો—

**ઉપધાતુ**, સ્ત્રી. ( સં. ) ઉતરતી ધાતુ; ગૌણ ધાતુ; ધાતુના જેવી. (૨) મિશ્ર ધાતુ. (સાત ઉપધાતુઓ કહેવાય છે: ૧. માક્ષિક. ૨ મોરથુથુ. ૩ અભ્રક, ૪ નીલાંજન, ૫ મનઃશિલ, ૬ હડતાળ અને ૭ રસાંજન.)

**ઉપધાન**, ન. (સં. उप+धा=મૂકવું ઇ.) ઓશીકું; તકીઓ.

**ઉપધાન્ય**, ન. (સં.) ખડધાન્ય; હલકી જાતનું અનાજ.

**ઉપધારણા**, સ્ત્રી. (સં. उप+धृ=ધરવું ઇ.)ચિત્તને સ્થિર કરવાનો એક યૌગિક પ્રકાર.

**ઉપનયન**, ન. (સં. उप+नी=લઇ જવું ઇ) જનોઈ દેવું; ઉપવીત સંસ્કાર; સોળ સંસ્કારમાંનો એક સંસ્કાર. (૨) જનોઈ; ઉપવીત. [જનમવું; અવતરવું.

**ઉપનવું**, અ. ક્રિ. ઉત્પન્ન થવું;

**ઉપનામ**, ન (સં) ટુંકું નામ; અટક. (૨) લાડકું નામ.

**ઉપનાયક**, પુ. ( સં. )વાર્તા, નાટક વગેરેમાં મુખ્ય પાત્ર પછીનું બીજું પાત્ર હોય તે. (૨) ઉપપતિ.

**ઉપનિષત્**, ન. (સં. उप+नि+सद्=બેસવું ઇ.) વેદોને લગતાં જુદાં જુદાં કેટલાંક પુસ્તક.(ઉપનિષદો લગભગ ૧૦૮ ઉપરાંત છે.)

**ઉપનેત્ર**, (સં.) ચશ્મા, ઉપચક્ષુ.

**ઉપન્યાસ**, પુ ( સં. उप+नि+अस्=મૂકવું ઇ. ) આપવું તે. બહાર પાડવું તે. (૨) ભાષણ; પ્રસ્તાવના; વિચાર.

**ઉપપતિ**, પુ (સં.) દેર; દીઅર. (૨) યાર; આશક.

ઉપપત્તિ, સ્ત્રી. ( ઉપ+પદ્= જાણવું ઉ. ) પ્રમાણો આપવાં; સંગતિ મેળવવી. (૨) હેતુ. (૩) ઉપાય. (૪) સિદ્ધિ (૫) પુરાવો. [હારી

ઉપપત્ની, સ્ત્રી.(સં.) રાખ (૨)

ઉપપદ, ન. (સં.) ઉતરતું પદ. (૨) નાનું પદ. (૩) સમાસનું પહેલું પદ.

ઉપપન્ન, વિ. (સં.)સિદ્ધ;રૂજ્ઞિત.

ઉપપાતક,ન.(સં.)ઉતરતું પાપ.

ઉપપાદન, ન. ( સં. ઉપ+પદ્ ઉ.) ઉત્પન્ન કરાએલું હોય તે.(૨)ખાતરી કરી આપવી તે. (૩) સંપાદન.

ઉપપુર, ન. (સં.) પરું; નગરની નજીક જે વાસ હોય તે.

ઉપપુરાણ,ન.(સં.) નાનું પુરાણ.

ઉપપ્રદાન, ન. (સં.) ભેટ; નજરાણો. (૨) વધારામાં આપવું તે; લાંચ.

ઉપપ્લવ, ન. (સં. ઉપ+પ્લુ= બોળી નાખવું, હુમલો કરવો.) ઉપદ્રવ.(૨) જુલમ. (૩) આક્રમણ. (૪)ગ્રહણ થવું તે

ઉપપ્લવકારક, વિ. ઉપપ્લવ કરે એવું; નાશકારક;પાયમાલી કરે એવું.

ઉપપ્લવી, ( સં. ) ઉપદ્રવવાળું; ઉત્પાત કરે એવું.

ઉપભોક્તા, પુ. (સં. ઉપ+ભુજ્ =ભોગવવું ઉ.) ભોક્તા; ભોગવટો કરનાર; માલીક. (૨) વારસ.

ઉપભોગ, પુ ( સં. ઉપ+ભુજ્ =ભોગવવું ઉ.) ભોગવટો. (૨) અનુભવ. (૩) સુખ લેવું.

ઉપમર્દ, પુ. ( સં. ઉપ+મૃદ્= મારી નાખવું ઉ.) નાશ; વિનાશ.

ઉપમર્દક, વિ. નાશ કરનાર; વિનાશક.

ઉપમા, સ્ત્રી. ( સં. ઉપ+મા= સરખાવવું ઉ ) સરખામણી. (૨) મળતાપણું. ઉપમા દેવી=સ્તુતિ કરવી. ઉપમા લેવી=માન લેવું. (૨) દાખલો લેવો.

ઉપમાતા, સ્ત્રી. ( સં. ) ધાવ. ઓરમાન મા.

ઉપમાન, ન. (સં. ઉપ+મા= સરખાવવું ઉ.) જેની સાથે ઉપમા કરવાની હોય તે; સરખાવવા યોગ્ય.

ઉપમિતિ, સ્ત્રી. (સં.ઉપ+મા= સરખાવવું ઉ.) સરખામણી

ઉપમેય, વિ. ( સં. ) ઉપમાને યોગ્ય; સરખાવવા લાયક.

ઉપયુક્ત, વિ. (સં. ઉપ+યુજ્ =જોડવું ઉ. ) બરોબર જોડાએલું; યોગ્ય. (૨) ઉપયોગી. (૩) બંધબેસતું.

ઉપયોગ, પુ. ( સં. ઉપ+યુજ્= જોડવું ઉ.) કોઈ પણ વસ્તુને પોતાના કામમાં લેવી તે. (૨) કામ. (૩) જરૂરિઆત.

ઉપયોગિતા, સ્ત્રી. ( સં. ) પ્રયોજન; ઉપયોગપણું.(૨)જરૂર;અગત્ય.

ઉપયોગી, વિ. ( સં. ) ઉપયોગનું (૨) અગત્યનું. (૩) લાયક.

ઉપર, અ. પર; ઉંચે. (૨)નેડી પાસ; વધારે. (૩) પછી. (૪) આગળ.

ના-(૫) ઉપરાણું; મદદ. 'ઉપર આભ ને નીચે ધરતી=નિરાધાર; નિરાશ્રિત 'ઉપર કરવું'=ચડાવવું. 'ઉપર થઇને ફરવું'=અવગણના કરીને ફરવું. 'ઉપર નીચે થવું'= અધીરા થઇ જવું. (૨) આકળા થવું. 'ઉપર પગ મૂકવો'=ન લેખવવું. 'ઉપર રહીને'=પોતાની દેખરેખતળે. 'ઉપર હાથ રાખવો'=સત્તા ચલાવવી. 'ઉપરનું ઉપર રાખવું'=નીચું પડવા ન દેવું. (૨) પોતાનો કક્કો ખરો કર્યા કરવો. (૩) માનભંગ થવા ન દેવું.

**ઉપરઉપરથી**, અ. ઉપરચોટીઉં. (૨) સહેજ; થોડું; જરા.

**ઉપરક્ષક**, પુ. (સં. उप+रक्ष्=રક્ષણ કરવું ઉ.) હજુરીઓ; મુખ્ય રક્ષકના હાથ નીચેનો માણસ.

**ઉપરચોટીઉં**, વિ. ઉપલકીઉં; જેવું તેવું; થોડું.

**ઉપરછલ્લું**, વિ. ઉપરચોટીઉં.

**ઉપરટપકે**, અ. ઉપરઉપરથી. (૨) અદ્ધર રાખીને; આશરે.

**ઉપરણી**, સ્ત્રી. (સં. उत्तरीय ઉ.) ઓઢણી; ઉપર ઓઢવાનું વસ્ત્ર.

**ઉપરણું-ણો**,ન પુ.ખેસ; પિછોડી; અંગવસ્ત્ર.

**ઉપરતિ**, સ્ત્રી. (સં. उप+रम्=રમવું. ઉ.) વિરતિ; વિરામ; વૈરાગ્ય.(૨) શાંતિ. (૩) નિવારણ.

**ઉપરદળ**, ન. (સં. उपरि=ઉપરનો +दल=ભાગ ઉ.) ઘુમલો; જમીન ઉપર કરેલું બાંધકામ. (૨)પડથાર.

**ઉપરવટ**, વિ. (સં. उपरि=ઉપર+वत्=જેવું) ઉત્તમ; ચડિઆતું. (૨) અ. ઉપર થઇને; ન ગણકારતાં; મરજી ઉપરાંત. (૩) પોતાને બીજા કરતાં વધારે ડાહ્યા માનવું તે.

**ઉપરવટણો**, પુ. ખલ-બત્તો; વાટવાનો પત્થર.

**ઉપરવાડ**, સ્ત્રી. ઘર, ફળીઉં અથવા ગામની નજીકનો ભાગ. (ઉપ+પરવાડ.ઉપ=નાની-નજીકની અને પરવાડ=પોળ-વાસ-ફળીઉં)નજીકનો વાસ.

**ઉપરવાડીઓ**, પુ. ઉપરવાડેરહેનારો; પરામા-બહારના વાસમાં કે આસપાસના ગામમાં રહેનારો; આશ્રિત.

**ઉપરવાડે**, અ. પાછલે બારણે; પછવાડેથી; હદની ઉપર થઈ ને.

**ઉપરવાસ**, પુ.(સં. उपरि=ઉપર+वस्=રહેવું ઉ.) ઉપર રહેવું તે; મેડે રહેવાનું રાખવું તે.

**ઉપરવાસીઓ**, પુ (સં. उप=નજીકનો+वस्=રહેવું ઉ. वास्=વસવાટ) ગામની બહાર જેનો વસવાટ હોય તે. (૨) અંત્યજ; ભંગી; ચાંડાળ; શૂદ્ર.

**ઉપરવાસો**, જુઓ ઉપરવાસ.

**ઉપરાઉપરી**,અ. (સં. उपरि+उपरि ઉ.) વારંવાર; એક પછી એક; લાગલાગટ.

**ઉપરાછાપરી**, ( ઉપરાચાપરી ), અ. એક એકની ઉપર; એક પછી એક.

**ઉપરાજવું**, સ. ક્રિ. પેદા કરવું.

**ઉપરાણું**, ન. પક્ષ લેવો; તરફદારી; પક્ષ; સહાય.

**ઉપરામ**, પુ. ( સં. उप+रम्= અટકવું ) નિવૃત્તિ; વિરામ. (૨) અટકવું. (૩) સંન્યાસ. (૪). શાંત પડી જવું તે; મોક્ષ; મૃત્યુ.

**ઉપરામણી**, સ્ત્રી. બે વસ્તુની કિંમતમાનો વધારો. [ કુમક.

**ઉપરાણું**, ન. પક્ષ; સહાય; મદદ;

**ઉપરાંટું**,(ઉફરાંટું),વિ.આડકેડું. (૨) બાજુ તરફનું. (૩). ઊભું.

**ઉપરાંત**, અ. ( સં. उपरि+अंत ઉ. ) વધારે. (૨) સિવાય; વળી; બીજું. (૩). પછી.

**ઉપરી**, વિ. ઉપરનું; હરકોઈ કામ ઉપર જે નિયુક્ત થએલું હોય તે; તપાસ રાખનાર; મુખી.

**ઉપરીપણું**, ન. વડાપણું; ઉપર દેખરેખ રાખવાપણું; ઉપરી તરીકેની સત્તા.

**ઉપરૂં**, (ઉફરૂં ), વિ. પાસાભેર; ઉભું.

**ઉપરોધ**, પુ. ( સં. उप+रुध्= અટકાવવું ઉ. ) અટકાવ; રોકાણ. (૨). આવરણ. (૩) ઘેરો. (૪) પીડા; દુઃખ.

**ઉપરોધકારક**, વિ. અટકાવકારક; આડે આવે એવું. (૨). પીડાકારક.

**ઉપરોધી**, વિ. અડચણ કરનારૂં; રોકાણ કરનારૂં. (૨) પીડાકારક.

**ઉપલ**, પુ. (સં.) પત્થર. (૨) કાંકરો; પત્થરનો કકડો. (૩). રત્ન.

**ઉપલક**, વિ. ( સં. उप+लग्= લાગુ રહેવું ઉ.) ઉપર ઉપરનું; ફાલતુ. (૨) ચોપડામાં નહિ નોંધેલું એવું. (૩) અધિક. (૪) ઉપરચોટીઉં. [ ઉપરચોટીઉં.

**ઉપલકીઉં**, વિ. ઉપર ઉપરનું;

**ઉપલકીઓ**, વિ. ઉપરઉપરથી કામ કરવાની ટેવવાળો. (૨) ઉપરઉપરથી ઉડાવનાર. (૩) ઓછા જ્ઞાનવાળો.

**ઉપલક્ષણ**, ન. (સં. उप+लक्ष्= ચિહ્ન કરવું ઉ. ) ગૌણલક્ષણ; ઇસારત. (૨) લક્ષણા; એક જાતનો અલંકાર.

**ઉપલક્ષ્ય**,વિ.થોડા ઉપરથી ઘણું સમજાય એવું. (૨) ન.આશ્રય; અવલંબન.

**ઉપલગ**, જુઓ ઉપલક.

**ઉપલબ્ધ**, વિ. (સં. उप+लभ्= મેળવવું. ઉ.) મેળવેલું; જાણેલું.

**ઉપલબ્ધિ**, સ્ત્રી. ( સં. ) જ્ઞાન; સ્મૃતિ; મતિ. (૨) લાભ; પ્રાપ્તિ.

**ઉપલભ્ય**, વિ. (સં. उप+लभ्= મેળવવું ઉ. ) મેળવવા યોગ્ય. (૨) જાણવાયોગ્ય. [ વનસ્પતિ.

**ઉપલસરી**, સ્ત્રી. એક જાતની

**ઉપલાણુ**, વિ. ઉપરનું; ઉંચું.

**ઉપલાણું**, વિ. જુઓ ઉપરાણું.

**ઉપલ્યું**, વિ. ઉપરનું; આગળનું.

**ઉપલ્યો**, વિ. ઉપરનો. (૨) પરમેશ્વર.

**ઉપલાણે**, અ. ઉપરના ભાગે.

**ઉપલી**, સ્ત્રી. જમીનમાં દાટેલી ખાંડણી. [ એક રોગ.

**ઉપલીઉં**, ન. ફોલ્લીઓને મળતો

**ઉપલું**, વિ. ઉપરનું.

**ઉપલેટ**, સ્ત્રી. એક જાતની ઔષધી.-(એનો ભુકો કપડાંને ઉધઈ લાગે નહિ તે માટે વેરવામાં આવે છે. સુગંધી તેલમાં પણ તે વપરાય છે.).

**ઉપલેપ**, પુ. (સં.) સાધારણ લેપ કરવો તે. (૨) લીંપણ.

**ઉપવન**, ન. (સં.)બાગ; બગીચો; વાડી. (૨) આરામ.

**ઉપવર્ણન**, ન (સં. उप+वर्ण्= વર્ણવવું ઉ.) સાધારણ વર્ણન કરવું.

**ઉપવસ્ત્ર**, ન. (સં.) ખભે નાખવાનું વસ્ત્ર; ખેસ; દુપટ્ટો.

**ઉપવાત**, પુ (સં.) વાયુ; પવન.

**ઉપવાસ**, પુ. (સં. उप+वस्= ભૂખ્યા રહેવું.)અપવાસ;ખાધા વગર ચલાવવું તે. (૨) વ્રત; નિયમ; ઉપોષણ.

**ઉપવાસી**, વિ. ઉપવાસવાળું.

**ઉપવિદ્યા**, સ્ત્રી.(સં.उप+विद्= જાણવું ઉ.) ગૌણ વિદ્યા; મોટી ચૌદવિદ્યા કહેવાય છે તેનાથી ઉતરતી વિદ્યા.

**ઉપવીત**,ન. (उप+वे=વણવું. ઉ. વીત=વણેલું. ) જનોઈ.

**ઉપવેદ**, પુ. ( સં. उप+विद्= જાણવું ઉ. ) ગૌણવેદ. ( આયુર્વેદ, ધનુર્વેદ વગેરે. )

**ઉપશમ**, પુ. (સં. उप+शम्= શાંત પડવું. ઉ.) શાંત પડવું; વિરામ લેવો. (૨) શાંતિ. [શાંતિ; વિરામ; વૈરાગ્ય

**ઉપશમન**,ન.(સં.)શાંત પડવું તે;

**ઉપશમવું**, અ. ક્રિ. ઠંડા પડવું; શાંત પડવું; વિરમવું. (૨) પ્રવૃત્તિમાંથી નીકળી જવું. (૩) ઉતરી જવું.

**ઉપશાખા**, સ્ત્રી. ( સં. ) નાની ડાળી. (૨) ગૌણ પાંદડું. (૩) તાબાનું ખાતું. (૪) છોડનું મૂળ.

**ઉપશાસ્ત્ર**, ન. (સં. उप+शास्= અમલ કરવો ઉ ) ઉપવિદ્યા; ગૌણ શાસ્ત્ર; નાનું શાસ્ત્ર. [શાંત પડવું; ઠંડા પડી જવું.

**ઉપશાંતિ**, સ્ત્રી. (સં.) પાછળથી

**ઉપશિક્ષક**,પુ.(સં. उप+शिक्ष्= શિખવવું ઉ.) તાબાનો શિક્ષક; વડા મહેતાજીનો મદદનીશ. ઉપશિક્ષિકા=સ્ત્રીશિક્ષક.

**ઉપસર્ગ**, (સં. उप+सृज्=વળગવું ઉ. ) સંસ્કૃત ધાતુઓની આગળ જોડાનારો શબ્દ. (૨) દુઃખ. (૩) અપશુકન. (૪) એક જાતનો રોગ ( સંસ્કૃતમાં प्र, परा, अप, सम्, नि, अव, अनु, निर्, दुर्, वि, अधि, सु, उत्, परि, प्रति, अभि, अति, अपि, उप અને આ એ ઉપસર્ગો છે. ધાતુના અર્થમાં ઉપસર્ગ લાગતા ફેરફાર થઇ જાય છે. )

ઉપસવું, અ. ક્રિ. ( सं. उप+सृप्=ચાલવું-ફૂલવું ઉ. ) ફૂલવું; ઉંચુ થવું; ઉપડવું. (૨) ઉખડવું. (૩) સુજવું. (૪) ભરાવું; વવવું; ચડવું

ઉપસંહાર પુ.(सं.उप+सं+हृ=એકઠું કરવું. ઉ.) અંત; શેષ; એકત્રીકરણ. (૨) ટુંકામાં-સંક્ષેપમાં આટોપવું; સારાંશ. [ મુખનો અખાત.

ઉપસાગર, પુ. (सं.) પહોળા

ઉપસાટ, પુ. ઉપસણ. (૨) સોજો. (૩) ફુલાવો.

ઉપસાવવું, સ. ક્રિ. ઉપસે એમ કરવું; ફુલાવવું.

ઉપસાવું, અ. ક્રિ. ઉપસવું; ફૂલવું; સુજવું.

ઉપસ્કર, પુ. ( सं. उप+कृ=કરવું ઉ ) સામગ્રી; સાહિત્ય (૨)ઘરખટલો.

ઉપસ્ત્રી, સ્ત્રી. રાખેલી સ્ત્રી.

ઉપસ્થ, ન. ( सं. ) પુરુષની ગુહ્યેન્દ્રિય.

ઉપસ્થાન, ન. (सं.उप+स्था=ઊભા રહેવું ઉ.) હાથ ઉંચા રાખી દેવની સન્મુખ ઊભા રહેવું અને સ્તુતિ કરવી તે

ઉપસ્થિત, વિ. (सं.) આવેલું; નજીક ઊભેલું; પ્રાપ્ત થએલું; આવી પડેલું. (૨) મોઢે હોય તેવું. [ જેવું.

ઉપહસનીય, વિ. (सं.) હસવા

ઉપહાર, પુ. ( सं. उप+हृ=અર્પવું ઉ ) પૂજાનો સરસામાન. (૨) બક્ષીસ. (૩) કિંમત; લવાજમ.

ઉપહાસ, ન. सं. उप+हस्=હસવું.) મશ્કરી. (૨) મશ્કરીમાં ઉડાવવું તે.

ઉપહાસ્ય, ન. હસી કાઢવા જેવું.

ઉપળું, ન. ખાટલાની પહોળાઈએ રહેનારૂં લાકડું. (લંબાઈએ રહેનારાં લાકડાં ઇસો કહેવાય છે અને પહોળાઇએ રહેનારાં લાકડાં ઉપળાં કહેવાય છે.)

ઉપંગ, ન. (सं.)એક જાતનું વાદ્ય.

ઉપાકર્મ, ન.( सं. उप+आ+कृ=કરવું ઉ.) ઉપકારણ; વેદાભ્યાસનો આરંભ કરતા પહેલાં કરાતી એક ક્રિયા. (૨) જનોઇ પહેર્યા પછી કરવાનું એક કર્મ.

ઉપાખ્યાન, ન.( सं. उप+आ+ख्या= કહેવું ઉ.) આખ્યાન; કથા; નાની વાર્તા. (૩) આડકથા. (૪) મહેણું.

ઉપાડ, પુ. ખપ; ઉઠાવ (૨) ચડતી. (૩) સોજો. (૪) ઉન્માદ. (૫) શરૂઆત. (૬) મહેનત; પ્રયાસ (૭) નાણાં ઉપાડવાં. (૮) ઉપયોગ. (૯) ઘરાકી; માગણી.

ઉપાડવું, સ ક્રિ.(सं. उद्+पत्=ઉંચે જવું ઉ.) ઉચકવું; ઉઠાવવું. (૨) મૂળમાંથી ઉખેડવું. (૩) ખસેડવું. (૪) માથે લેવું. (૫) નાણાં મૂકેલાં હોય ત્યાંથી લઈ લેવાં. (૭) ચલાવવું.

ઉપાડીજવું, અ.ક્રિ. લઈ જવું. (૨) ઉઠાવી જવું. (૩) ચોરી જવું. (૪) ચલાવી લઇ જવું.

ઉપાડો, પુ. કાંટા વગેરેનો ભારો.

**ઉપાદાન,** (**सं.**) અંગીકાર. (૨) પાસેનું કારણ

**ઉપાધિ,** સ્ત્રી. ( **सं.** ) પીડા. (૨) જંજાળ; ચિંતા. (૩) ઉપનામ; પદવી; ખિતાબ.

**ઉપાધ્યાય,** પુ. (**सं.**) વેદ ભણાવનારો ગુરુ, પુરોહિત; ગોર. (૨) અધ્યાપક; મહેતાજી 'ઘરના છૈયાં ઘંટી ચાટે, ને ઉપાધ્યાયને આટો'=પોતાને માટે ન હોય ત્યાં બીજાને શું આપવું ?

ઉપાધ્યો, જુઓ. ઉપાધ્યાય

**ઉપાન,** (ઉપાનહ્ )ન (**सं. उप+आ+नह्** ઉ.) જોડા; પગરખાં, ખાસડ.

**ઉપાય,** પુ (**सं.**) દુઃખમાંથી છુટવાને જે કંઈ કરવું તે; ઇલાજ; યુક્તિ (૨) સાધન; રસ્તો. (૩) ચિકિત્સા; ઉપચાર. (સામ, દામ, ભેદ અને દંડ એ ચાર ઉપાય કહેવાય છે.)

**ઉપારંભ,** પુ. (**सं. उप+आरंभ**=શરૂઆત) આરંભ; શરૂઆત.

**ઉપાર્જન,** ન. (**सं. उप+अर्ज्**=રળવું ઉ.) કમાઈ. (૨) લાભ. (૩) સંગ્રહ; સંચય

**ઉપાર્જના,** સ્ત્રી.(**सं.**) કમાણીને માટે જે સેવા કરવી તે; ચાકરી. (૨) કાલાવાલા. (૩) કમાણી; રળતર

**ઉપાર્જિત,** વિ. (**सं. उप+अर्ज्** રળવું ઉ ) કમાઈ. ( ૨ ) લાભ. ( ૩ ) સંગ્રહ; સંચય.

**ઉપાલંભ,** ન. (**सं. उप+आ+लभ्** ઉ.) ઠપકો; મહેણું.

**ઉપાવવું,** સ. ક્રિ. પેદા કરવું.

**ઉપાવું,** સ.ક્રિ. બનાવવું; પેદા કરવું.

**ઉપાશણુ,** ન. ઉપાસન; ઉત્તેજન; ઉશ્કેરણી. (૩.) અપાશરો.(૨) આશરો.

**ઉપાશ્રય,** પુ. (**सं. उप+आश्रय**

**ઉપાશ્રિત,** વિ. (**सं.**) આશ્રિત; આશ્રય લેનાર.

**ઉપાસક,** વિ. (**सं.**) ઉપાસના કરનાર; સેવા કરનાર.(૨)ના.પુ.ભક્ત, સાધક.

**ઉપાસન,** ન. (**सं. उप+आस्**=બેસવું ઉ.) ઉપાસના કરવી તે; સેવા. (૨) શરૂઆત કરાવવી; જાગ્રતિ કરાવવી. (૩) તીર ફેંકવાનો અભ્યાસ કરવો.

**ઉપાસના,** સ્ત્રી. ( **सं. उप+आस्**=બેસવું ઉ.) દેવનું સેવન કરવું; પૂજન; આરાધના.(ઉપાસનાના ત્રણ પ્રકાર છેઃ ૧ આત્મોપાસના, ૨ કર્મોપાસના, અને ૩ જ્ઞાનોપાસના.) [ ઉપાશ્રય.

**ઉપાસરો,** જુઓ અપાશરો;

**ઉપાસવું,** સ.ક્રિ. આરાધવું; સેવવું

**ઉપાસંગ,** પુ. (**सं. उप+आ+संज्**=એકઠું કરવું ઉ.) ભાથો.

**ઉપાસિત,** વિ. ઉપાસના કરાએલું.

**ઉપાસી,** વિ. ઉપાસના કરનાર; ભક્ત. (૨) ઉપવાસી. [ પૂજ્ય.

**ઉપાસ્ય,** વિ. (**सं.**) આરાધ્ય;

**ઉપાંગ,** ન. (**सं. उप+अंग**) ઉતરતું અંગ; વધારો; પરિશિષ્ટ; પુરવણી.

ઉપાંગલલિત, ન.(સં.)એક જાતનું વ્રત.

ઉપાંત, અ. (સં. उप=પાસેનું અને अंत=છેડો)નિકટ; પાસે; સમીપ.

ઉપાંત્ય, વિ. (સં. उप+अन्त्य ઉ.) છેલ્લાની પહેલાનું.

ઉપેક્ષક, વિ. (સં.)ઉપેક્ષ કરનાર.

ઉપેક્ષણ, ન (સં.) આંખ આડા કાન કરવા તે; ઉપેક્ષા કરવી તે.

ઉપેક્ષા, સ્ત્રી. (સં. उप+ईक्ष्= ધ્યાનમાં ના લેવું.) ધ્યાનમાં ન લેવું તે; ગણકારવું નહિ તે; બેદરકારી.

ઉપેન્દ્ર, પુ. (સં.) વિષ્ણુ ભગવાન.

ઉપેન્દ્રવજ્રા, પુ. (સં.) અગિઆર અક્ષરનો એક ગણમેળ છંદ.

ઉપેય, વિ. (સં.) ઉપાય કરવા યોગ્ય. (૨) સાધવા લાયક.

ઉપોઢ, (સં. उप+वह्=લઈ જવું. ઉ.) પરણેલું. (૨) પાસેનું. [ રપતિ.

ઉપોતિ, સ્ત્રી. એક જાતની વન-

ઉપોદકા, સ્ત્રી. એક જાતની વનસ્પતિ.

ઉપોદિકા, સ્ત્રી. પોથી. (૨)પોઈ.

ઉપોદ્ઘાત, પુ. (સં. उप+उद्+हन्=મારવું ઉ.) ઉપક્રમ; શરૂઆત; આરંભ; પ્રસ્તાવના. (૨) વાદનો વિષય; પૂર્વ પક્ષ.

ઉપોષણ, (સં.) ભૂખ્યા રહેવું તે.

ઉફરાટ, પુ. (ગુ.) મગરૂરી.

ઉફેરાટું, અ. પાછાભેર. (૨) અવળું; ઉંધુ. [ ફેરવવું.

ઉફરાંટવું, અ.ક્રિ. ફેરવવું; પાછું

ઉફરાંટીઉં, ન. લખેલા કાગળની સામી બાજુ.

ઉફેરું, વિ. પાછાભેર ઊભું; આડું ઊભું. (૨) ઊલટું. (૩ એક. (૪) ઉપરાંત; ઉપરનું. (૫) ઉઘાડું.

ઉફૂટાઇ, સ્ત્રી. મમત; આ'તમ'જાપ્યા.

ઉફાણો, પુ. ઉભરો; જોસ, ઉફાન.

ઉફાન, ન ઉભરો; આવેશ; ઉફાણો.

ઉફાંત, જુઓ ઉફાંદ.

ઉફાંદ, સ્ત્રી. ઉકાઉપણું. (૨) અડકાર. (૩) ખાલી ઠાઠ કરવો.

ઉબ, સ્ત્રી. ફુગ.

ઉબક, (-કો), સ્ત્રી.પુ.(સં. उद्+वम्=કેલ્લી થકી ઉ.) ભકારી; ઉછાળો; ઓકારી.

ઉબટ, વિ. (મ) ઉભાઈ ગએલું; ઉભવાળું. (૨) ખોર. (૩) ઉતરી ગએલું. (૪) કોહેલું. [ વગની તે.

ઉબરાણ, ન ઉભાઇ જવું તે; ફુગ

ઉબડું, વિ. ઉતરી ગએલું; બગડી ગએલું. (૨) વાશી.

ઉબડીઉં, ન. ઉધીઉં.

ઉબવું, અ. ક્રિ. ફુગાવું; સડી જવું. (૨) ખોરું થઇ જવું.

ઉભગ, પુ. ઉલટો વગ.

**ઉમળવું**, અ. ક્રિ. વળ ઉતરી જવો (૨) કોહાણ; રોગનું ફરી થઇ આવવું.

**ઉમળેક**, જુઓ ઉપલક.

**ઉમાડીઆં**, ન. ઉંમાડીઉં; લાકડું સળગાવી હાથમાં રાખવું તે.

**ઉમાણ**, ન. ( सं उत्+मान= નિશાન ઇ.) ખેતરની હદ બતાવવાને કરેલો ઉંચો ટેકરો; બાણ. (૨) ઉન્માર્ગ.

**ઉમાન**, વિ. છાતીવાળું. (૨) નિર્ભય.

**ઉમાળું**, ન. ગુમડું.

**ઉમાળો**, પુ. છાણુંનો ગોઠવણ. (૨) એક હાથમાં માય એટલું ઘાસ. (૩) એક જણથી ઉપાડી શકાય તેટલો ભારો. (૪) ઘણીક વસ્તુઓનો નદીમાં તરતો જથ્થો. (૫) ફજરો. (૬) હોહા; ચર્ચા

**ઉમેતર**, ન. ઉનાળામાં કુવાનું પાણી પાઇ કરેલો પાક. (૨) લગ્નમાં આવેલા પરોણાઓને રજા આપવી તે.

**ઉમેર**, સ્ત્રી. હળમાં મારવામાં આવતી ફાચર.

**ઉમેસો**, પુ. ઉમેસો; ઝાડે ફરવાની હાજત થાય તે; ચૂંક.

**ઉમેળવું**, અ. ક્રિ. ઉમેળવું; વાવેલું ઉખેડી નાખવું. (૨) તાજું કરવું. (૩) વાળ ઉખળે એમ કરવું.

**ઉંભટ**, વિ. જરાક ઊંચું હોય તેવું.

**ઉભડ**, પુ. મજુર, ઉધડીઓ; હાડીઓ.

**ઉભડું**, વિ. કાયમ; સ્થાયી.

**ઉભણી**, સ્ત્રી. ઘરની ઉંચાઇ. (૨) ઘરની બેસણી.

**ઉભય**, સ. (सं.) બેઉ; બંન્ને.

**ઉભયચર**, ત્રિ. (सं. उभय અને चर्=ચાલવું ઇ.) બેઉમાં ફરનારૂં અને રહેનાર.

**ઉભયતઃ**, અ. બંને બાજુએથી.

**ઉભયતાં**, ત્રિ. બન્ને બાજુએ.

**ઉભયથા**, અ. બેઉ રીતે.

**ઉભયપક્ષ**, પુ. (सं.) બેઉ પક્ષ.

**ઉભયલોક**, પુ. (सं) આલોક અને પરલોક એમ બેઉ લોક.

**ઉભયવિધ**, વિ. (सं.) બેઉ પ્રકારનું. (૨) આમ ને તેમ બોલનાર. (૩) ઢોંગી; દંભી.

**ઉભયાન્વયી**, વિ. (सं.) બે પદ અથવા બે વાક્યને જોડનાર. (અવ્યય.)

**ઉભયાન્વિત**, વિ. (सं.) બે તરફથી જોડાએલું.

**ઉભયાર્થ**, ત્રિ. (सं. उभय+अर्थ ઇ.) બે અર્થવાળું; અસ્પષ્ટ. (૨) બેઉ રીતે કામ લાગે એવું.

**ઉભયાલંકાર**, પુ. (सं.) જેમાં શબ્દાલંકાર તેમજ અર્થાલંકાર બેઉ આવતા હોય એવો અલંકાર.

**ઉભરણ**, ન. ઉભરાવું. (૨) જોસ ચડવો. (૩) આથો આવવો.

**ઉભરણી**, જુઓ ઉભરણી.

**ઉભરામણ**, ન. ઉભરો. (૨) ઉભરાઇને બહાર નીકળી ગયું હોય તે.

**ઉભરાવું**, અ. ક્રિ. ઉભરાઇ જવું; જોસ ચડી આવવો. (૨) ઉકળવું. (૩) ન સમાવું.

**ઉભરો**, પુ. ઉભરાવું. (૨) જુસ્સો. 'ઉભરો બેસવો'=શાંત થવું. 'ઉભરો કાઢવો'=મનની લાગણીનો જોસ બહાર કાઢવો

**ઉભવું**, અ. ક્રિ. ઉભા રહેવું.

**ઉભળવું**, અ. ક્રિ. ફરીને પાછું થવું; અંદરથી બહાર આવવું; ઉભળવું

**ઉભળાવવું**, સ. ક્રિ પ્રે. ઉભળે એમ કરવું.

**ઉભાઉભ**, અ. તૈયાર ને તૈયાર રહેવું તે; ખડે પગે રહેવું તે; તત્પર ને તત્પર. (૨) ઉભાઉભાં; ઝટપટ.

**ઉભાર**, પુ. બહારનો દમામ, ઢોંગ.

**ઉભારહેવું**, અ. ક્રિ. ઉભવું

**ઉભારીઓ**, સ્ત્રી. લાખ ભર્યા વગરની પોલી ઘુઘરીઓ.

**ઉભાળ**, ત્રિ. ઉભેડું; ઉભું હોય તેવું. (૨) ઢાળ પડતું. [ એકદમ.

**ઉભાંઉભાં**, અ. તુરતાતુરત;

**ઉભીરાસ**, સ્ત્રી. વગર વહેંચે રાખેલો પાક.

**ઉભું રહેવું**, જુઓ ઉભવું.

**ઉભેડું**, વિ. ઉભું હોય એવું.

**ઉભેતાં**, બન્ને બાજુ.

**ઉભેળવું**, ક્રિ. ઉએળવું; બીજીવાર અનાજ ઓરવું. (૨) કરડ કરવી. (૩) વધેલું ઉખેળવું. (૪) દબાઇ ગએલી વાતને તાજી કરવી. (૫) ભેળવવું. [એવી ડાંગર.

**ઉભેગો**, પુ કરડ; અડધી ખંડા-

**ઉમટવું**, અ. ક્રિ. ફાટવું; ઉતરવું.

**ઉમડઘુમડ**, ત્રિ. ઘુમટ જેવું છવાઇ રહેલું.

**ઉમડીઉં**, ઉંધીઉં.

**ઉમણ**, વિ. ભૂખ વગરનું.

**ઉમદું**, વિ. ઉત્તમ: શ્રેષ્ઠ.

**ઉમયા**, જુઓ ઉમા: પાર્વતી.

**ઉમર** સ્ત્રી. વય. (૨) ઉંબરો (ઝાડ). (૩) ઘરનો ઉંબરો. [હોંસ.

**ઉમરખ**, પુ. અભરખ—અભિલાષ;

**ઉમરડાં**, ન. ઉંબરાનાં ફળ.

**ઉમરડો**, પુ. ઉંબરો (વૃક્ષ)

**ઉમરાવ**, પુ. (આ. ઉમરા ઉ.) અમીર; શ્રીમંત.

**ઉમરાવજાદો**, પુ. (આ. ઉમરા+ જાદ્=જનમેલું ઉ) અમીરજાદો; મોટો માણસ; શ્રીમંતનો કુંવર.

**ઉમરો**, પુ. ઉંબરાનું ઝાડ.

**ઉમલવું**, અ. ક્રિ. (**सं. उद्+ मील्**=મળવું ઉ. ) ઉઘડવું. (૨) ભૂદા થવો. (૩) (કળીચૂનાનું) પીગળવું

**ઉમલેટીઆ**, પુ. ચૂંટીઓ; ચીમટીઓ.

**ઉમસ**, સ્ત્રી. મૂર્છા; વાઇ; ઉલટી.

**ઉમળકો**, પુ. પ્રેમનો ઉભરો; વહાલ આવવું.

**ઉમંગ**, પું. (સં.) આનંદ; હર્ષ; ખુશી. (૨) હોંસ. (૩) ઇચ્છા.

**ઉમંગવું**, અ. ક્રિ. આનંદવું; ખુશી થવું. (૨) ઉમંગ થવું. [આનંદી.

**ઉમંગી**, વિ. ઉમંગવાળું; હોંસી;

**ઉમા**, સ્ત્રી. હિમાલયની પુત્રી; શિવજીની પત્ની; જગદંબા. (૨) કીર્તિ. (૩) કાંતિ. [લાકડું.) ઉમાડીઉ.

**ઉમાડીઉં**, પું. (સં. उल्मुक=બળતું

**ઉમ માહેશ્વર**, ન. મરી ગએલાની પાછળ સ્ત્રી પુરુષના જોડાને જે લુગડાં વગેરે દાનમાં આપવા માં આવે છે તે.

**ઉમામાહેશ્વરી**, વિ. ગંગા-જમની; બેરંગી.

**ઉમાર્ગ**, પું. અવળો માર્ગ; અનીતિનો માર્ગ.

**ઉમાલી**, વિ. ઉદાર દિલનું; ખરચાળ. (૨) હોંસી; ઉમંગી.

**ઉમેદ**, સ્ત્રી. (ફા.) આશા; ઇચ્છા; હોસ (૨) ભરોસો.

**ઉમેદવાર**, વિ. (ફા.) ઇચ્છા-વાળું; આશાએ કામકાજ કરનાર.

**ઉમેદવારી**, સ્ત્રી. ઉમેદવાર તરીકે કામ કરવું; આશામાં કામ કરવું.

**ઉમેરણું**, ન. ઉમેરો; વધારો. (૨) મેળવણ.

**ઉમેરણી**, સ્ત્રી. વધારો. (૨) મેળવણી. (૩) ચડાવો; ઉશ્કેરણી.

**ઉમેરનાર**, ના. ઉમેરો કરનાર. વિ. ઉમેરનારૂં; વધારનારૂં.

**ઉમેરવું**, સ. ક્રિ. (સં. उत्+मील्=વધારવું ઉ.) વધારવું; મેળવવું. (૨) ઉશ્કેરવું.

**ઉમેરાવવું**, સ. ક્રિ. પ્રે. વધારાવવું; મેળવવું. (૨) ઉશ્કેરવું; ચડાવવું.

**ઉમેરો**, પુ. વધારો. (૨) મેળવણી.

**ઉર**, ન. (સં उरस् ઉ.) હૃદય; છાતી (૨) ધ્યાન. (૩) મન. (૪) અંતઃકરણ.

**ઉરગ**, પુ. (સં.) સાપ; સર્પ. (૨) એક જાતનો કીડો. [ રાજ; શેષનાગ.

**ઉરગપતિ**, પુ. (સં.) નાગ-

**ઉરજ**, પુ. (સં. उरस्+जन=જનમવું ઉ.) ઉત્પન્ન થએલું. (૨) છાતી; સ્તન. (૩) કામદેવ; પ્રેમ.

**ઉરઝાવું**, અ. ક્રિ. ગુંચવાવું; મુંઝાવું.

**ઉરણીઉં**, વિ. ગુણઓશિંગણ. (૨) ઋણમુક્ત.

**ઉરદુ**, (ઉર્દુ), વિ. હિંદી અને ફારસી ભાષાના મિશ્રણવાળી ભાષા.

**ઉરદે**, (ઉર્દે), અ. (આ. ઉર્દે ઉ.) અથવા; અગર. (૨) બીજે નામે; અથવા તો.

**ઉરમંડળ**, ન. (સં.) હૃદયમંડળ.

**ઉરમાળ**, સ્ત્રી. (સં.) છાતી ઉપર લટકતી માળા; હાર.

**ઉરરાગ**, પુ (સં.) હૃદયનો પ્રેમ.

**ઉરવર**, ન. એક જાતનું ફળ; કમળકાકડી.

ઉરવલ્લી, સ્ત્રી. પેટ ઉપર જે વાટા પડે છે તે; ત્રિવલ્લી. (૨) નાભીથી ઉપર જતી બહુજ ઝીણા રુવાંની હાર.

ઉરવા, પુ. બદનામ; ગીબત.

ઉરસ, વિ. (સં ओरस ઉ) ઉરથી ઉત્પન્ન થએલું તે; પરણેલી સ્ત્રીથી ઉત્પન્ન થએલો છોકરો. [ છાતી

ઉરસ્થળ, ન. (સં.) વક્ષસ્થળ;

ઉરસ્ત્ર, ન. (સં.) છાતીનું રક્ષણ કરનારું.

ઉરહાર, પુ. (સં.) ઉરમાળ, બખતર (૨) વિ અત્યંત પ્રિય.

ઉરાડનાર, ના. ઉરાડી દેનાર.

ઉરાડવું, સ. ક્રિ. ઉડે એમ કરવું; ચગાવવું (પતંગ). (૨) ખરચી નાખવું. (૩) ઉભાગવું. (૪) છટકાવી દેવું. (૫) ગુમ કરવું. (૬) ચાપીને ખાઈ જવું. (૭) અલોપ કરવું. (૮) પાયમાલ કરવું. (૯) ખસેડવું.

ઉરાંગઉટાંગ, ન.(અં.) માણસને બહુજ મળતી આવતી વાનરની એક જાત (તેઓ હાથમાં લાકડી લઈ માણસની માફક ટટાર ઉભા થઇ ચાલે છે અને ઘરડા માણસને બહુજ મળતા દેખાય છે. સ્વભાવે શાણા અને મીલનસાર હોય છે.)

ઉરૂ, વિ. મોટું. (૨) વિશાળ. (૩) ઘણું. (૪) ઉચું.

ઉરૂબરૂ, અ. (ફા. રૂબરૂ. રૂ=મો + બ=સુધી. ઉ.) સામે છતાં; હાજર છતાં; સન્મુખ; સમક્ષ.

ઉરોજ, ન. ( સં. उरस्+जन्= જનમવું. ઉ. ) સ્તન.

ઉર્ફે, ન. (અા.) ઉપનામ.

ઉર્વારૂ, સ્ત્રી. (સં) કાકડી.

ઉર્વી, સ્ત્રી. (સં.) પૃથ્વી. (૨) જાંગનો મધ્ય ભાગ. [મેલ·

ઉલ, સ્ત્રી. ઓળ; જીભ ઉપરનો

ઉલ્લક, સ્ત્રી. વમન; ઉલટી. (૨) ઉલટીનો ઉબકો.

ઉલકુ, (હુલકું), ન.(સં उल्का =અગ્નિ વરસવો તે.) ઓચીંતા ગભરાટ. 'હુલકું પડવું'=ગભરાટ ને નાસભાગ થઈ રહેવી

ઉલ્લેકો, પુ નાળિએરના કાચલા-નો વગર ભાગેલો અને એકજ કાણા-વાળો ગોળો; ડોયો.

ઉલટ, સ્ત્રી. હોંસ. (૨) ઉમેદ. (૩) ઉમંગ. (૪) ઉલટાવું; પાછા ફરવું.

ઉલટપાલટ, જુઓ ઉલટસુલટ.

ઉલ્લટભેર, વિ. ઉલટભરેલું. (૨) અ. ઉલટથી.

ઉલ્લટવું, અ. ક્રિ. ઉલટથી કરવું; ઉલટભેર ખસવું (૨) સામા થવું. (૩) મંડી પડવું.

ઉલટસવાલ, પુ. સામો સવાલ. 'ઉલટ તપાસ'=સામાના વકીલની તપાસણી.

ઉલ્લટસુલટ, વિ. અવળું સવળું; આમતેમ; ફેરફેર.(૨)ઉંધુંચતું ; આડું અવળું

ઉલ્લટાવવું, સ. ક્રિ. ફેરવવું; ઉથલાવવું; પાસું બદલી નાખવું. (૨)

પસારો કરાવવો.

ઉલટી, સ્ત્રી. વમન; ઓકારી.

ઉલટું, વિ. અવળું; ઊંધું. (૨) વિરુદ્ધ; આડું. (૩) જૂઠું. (૪) સામું. (૫) સામા પક્ષનું. [ દોસ્તી

ઉલફત, સ્ત્રી. (અ.) મોહબ્બત;

ઉલવું, અ. ક્રિ. કમી થવું; ખૂટી જવું; પુરૂં થઈ જવું; બંધ પડવું

ઉલ્લસવું, અ. ક્રિ. (સં. उत्+लस्=આનંદ કરવું-રમવું. ઇ.) ગેલમાં આવવું; હરખાવું. (૨) ખીલવું (૩) લહેરે ચડવું. (૪) ઉલ્લાસથી ઉભરાવું. (૫) મલક કરવી. (૬) પ્રકાશવું.

ઉલળવું, અ. ક્રિ. એક બાજુએ નમી જવું. (૨) ઉથલવું. (૩) ઉંધળવું. (૪) હોંશભેર ધસવું. (૫) જતું રહેવું.

ઉલંઘવું, સ. ક્રિ. (સં. उत्+लंघ=ઓળંગવું ઇ.) ઓળંગવું; ઉપર થઈને જવું; પાર ઉતરી જવું; ઉતરી જવું. (૨) અનાદર કરવો.

ઉલાણ, વિ. ઉલળી જતું હોય એવું.

ઉલાયો, પુ. ઓળાયો.

ઉલાળ, વિ. ઉલળવું; એક બાજુના વજનથી નમી પડતું હોય તેવું

ઉલાળવું, સ. ક્રિ. ઉલળે એમ કરવું; એકાદ બાજુએ ઢળી-ઢળી-નમી જાય એમ કરવું. (૨) બંધ કરવું; કાઢી નાખવું.

ઉલાળીકુંચી, સ્ત્રી. જે વાંકા સળીઆથી ભારણાંનો ઉલાળો ઉઘાડાય છે તે.

ઉલાળીઓ, પુ. ઉલાળો. (૨) સ્ત્રીઓનું એક જાતનું ઘરેણું. (૩) કાઢી નાખવું તે; સમાપ્તિ.

ઉલાળો, પુ. બારણું બંધ રાખવાનો આગળો. (૨) વલણ; ઉથલો. (૩) ઉછાળો.

ઉલાંચો, પુ. આંચકો.

ઉલાંટ, સ્ત્રી. ઉંધું વળી જવું.

ઉલાંટગુલાંટ, સ્ત્રી. માથું જમીન ઉપર રાખી પગ ઉંચા કરી ઉથલાઇ જવું તે. (૨) વિરુદ્ધ બાજુએ ફરી જવું તે.

ઉલૂક, પુ (સં.) ઘુવડ; રાત્રિને વખતે બહાર નીકળનારૂં અને દિવસે ઝાડની બખોલમાં ભરાઇ રહેનારૂં એક પંખી.

ઉલેચ, પુ. લુગડાનો કકડો; રૂમાલ; છત્ર.

ઉલેચણી-ણો, સ્ત્રી. પુ. ગોળી-માંથી જે પાત્રવડે પાણી લેવામાં આવે છે તે. [ પાણી બહાર ફેંકી દેવું.

ઉલેચવું, સ. ક્રિ. થોડે થોડે

ઉલેચો, પુ. ચંદરવો; છત્ર.

ઉલેર, વિ. ઉંચું વધવાના વલણવાળું; ઉંચું.

ઉલ્કા, સ્ત્રી. (સં.) ઉંબાડીઉં; આકાશમાંથી અગ્નિ વરસવો તે. (૨) આકાશનો અગ્નિ.

ઉલ્કાપાત, પુ. આકાશમાંથી અગ્નિ પડવો તે. (૨) મોટો ઉત્પાત; મહા અનર્થ.

**ઉલ્કામુખ**, ન. (સં.) જ્વાળામુખી પર્વતનું મુખ. (૨) ઉમાડીઆનો બળતો છેડો. [દાનાઓ.

**ઉલ્મા**, પુ. (આ.) વિદ્વાનો;

**ઉલ્લર**, જુઓ ઉમ્બર.

**ઉલ્લંઘન**, ન. (સં. उत्+लंघ् =ઓળંગવું ઉ.) કૂદી જવું; ઉપર થઈને જવું. (૨) અનાદર કરવો. (૩) વિરુદ્ધ જવું. (૪) અપરાધ.

**ઉલ્લાણુ**, વિ. ઉલળી જાય એવું; નમેલું.(૨)ના.ગાડાં ઉલળી જાય એવો ઢોળાવ.

**ઉલ્લાવનાર**, ના. લાડ લડાવનાર; આનંદમાં રાખનાર. (૨) ઝુલાવનાર.

**ઉલ્લાવવું**, સ. ક્રિ. હુલાવવું; લાડકોડમાં રાખવું. (૨) હાથમાં રાખીને ઝુલાવવું. [(૨) પ્રકાશવું (૩) ખીલવું

**ઉલ્લાસવું**, અ. ક્રિ. હરખાવું.

**ઉલ્લાસી**, વિ. (સં.) આનંદી; હરખાએલું. (૨) ખીલેલું.

**ઉલ્લાળ**, વિ. ઉલળી જાય એવું; નમી જાય તેવું. [ખૂંપી જવું.

**ઉલ્લાજવું**, અ. ક્રિ. બધ પડવું:

**ઉલ્લૂ**, વિ. મૂર્ખ; ગમાર. ( ) આંધળા જેવું; અણસમજુ.

**ઉલ્લેખ**, પુ. લેખ. (૨) વર્ણન. (૩) લખાણ. (૪) એક જાતના અલંકાર. (૫) પ્રમાણ; પ્રસંગ; નિયમ.

**ઉલ્લેખવું**, સ. ક્રિ. લખવું. (૨) કોતરવું. (૩)વખાણ કરવું (૪)ખત કરવું.

**ઉલ્હાવવું**, સ. ક્રિ. ખુશીમાં રાખવું; લડાવવું (૨) ઝુલાવવું.

**ઉવટ**, સ્ત્રી. આપદા. (૨) હેરાનગતિ.

**ઉવટણ**, ન (સં. उत्+वर्त् = ફેરવવું ઉ.) શરીરે ચોળવાનો સુગંધી પદાર્થ. (૨)સુગંધી પદાર્થ શરીરે ચોળવો. (૩) ઉટકવાના કામમાં આવતી વસ્તુઓ.

**ઉવટણો**, જુઓ ઉપરવટણો; બતો. [વગરની જમીનમાં થઈને જવું.

**ઉવાટ**, સ્ત્રી કુમાર્ગ; રસ્તા

**ઉવારો**, પુ. ઓવારો; ઓવારણાં.

**ઉવેખ**, પુ. ઉપેક્ષા; અનાદર.

**ઉવેખનાર**, વિ. ઉપેક્ષા કરનાર; આંખ આડા કાન કરી જનાર.

**ઉવેખવું**, સ. ક્રિ. (સં. उत्+क्षिर्=ધિક્કારવું-ઉપેક્ષા કરવી.) ઉપેક્ષા કરવી; દરકાર ન રાખવી. (૨) ઉપાડવું. (૩) હલકું ગણવું (૪) સાંખવું. (૫) ઉલ્લ થવું. [એમ કરવું.

**ઉવેખાવવું**, સ ક્રિ. પ્રે ઉવેખે

**ઉશના**, પુ. ભૃગુનો પુત્ર; મોટો આદિ કવિ. (૨) એક ચંદ્રવંશી રાજા.

**ઉશાપ**, શાપને બદલવો તે.

**ઉશઉં**, ન. ગાતડું.

**ઉશીકું**, ન ઓશીકું: તકીઓ.

**ઉશીનર**, પુ. એક પૌરાણિક રાજા; શિબિ રાજાનો પિતા.

**ઉશીર**, પું. (સં.) એક જાતનું સુગંધીદાર ઘાસ. [ નાખવું.

**ઉશેટવું**, સ. ક્રિ. ફેંકવું;

**ઉશેટાવવું**, સ. ક્રિ. પ્રે. ઉશેટે એમ કરાવવું.

**ઉશ્કેરણી**, સ્ત્રી. કોઈની સામે ક્રોધ ઉત્પન્ન થાય એવી શીખવણી; ઉત્તેજન; ચડાવવું.

**ઉશ્કેરનાર**, વિ. ચડાવનાર; શીખવનાર; ઉત્તેજન આપનાર; સામે થવાની સલાહ આપનાર.

**ઉશ્કેરવું**, સ. ક્રિ. કોઈને ચડાવવું; ઉત્તેજન આપવું; શીખવણી કરવી. (૨) જગાડવું; ચડાવી મૂકવું.

**ઉશ્કેરાવવું**, સ. ક્રિ. પ્રે. ઉશ્કેરાય તેમ કરવું.

**ઉષદાત્ત**, પું. ગુજરાતના નહપાન રાજાના જમાઈ. (ઉષદત્તે મોટાં મોટાં પુણ્ય કર્મો કરી પોતાનું નામ ધર્માત્મા તરીકે ગજાવી મૂક્યું હતું. નાશિક અને કારલીના તેના પુણ્યકર્મોની વિગતો આપેલી છે. તે બહુ મોટો દાનવીર હતો) [ ઉચ્છ્વાસ.

**ઉશ્વાસ**, પું. (સં.) ઉચો શ્વાસ;

**ઉષઃકાળ**, પું. (સં. उष्=પ્રકાશવું, બળવું, તેજસ્વી થવું ઉ.) પ્રભાતનો સમય; સૂર્યોદયનો સમય.

**ઉષા**, સ્ત્રી. (સં.) પ્રભાત; અરુણ. (૨) ખારી જમીન; ક્ષાર લોણ. (૩) ત્રણ સંધ્યાકાળ. (૪) ઓખા; બાણાસુરની પુત્રી.

**ઉષ્ટ્ર**, ન. (સં.) ઊંટ.

**ઉષ્ટ્રિકા**, સ્ત્રી. (સં.) ઊંટડી.

**ઉષ્ણ** વિ. (સં.) ઉનું; ગરમ.

**ઉષ્ણકટિબંધ**, પુ (સં. उष्ण+कटिबंध ઉ.) વિષુવવૃત્તથી ૨૩ા અંશ ઉપરનો અને ૨૩ા અંશ નીચેનો પ્રદેશ. (આ કટિબંધમાં જેટલો તાપ પડે છે તેટલો પૃથ્વીના બીજા ભાગોમાં પડતો નથી.)

**ઉષ્ણતા**, સ્ત્રી (સં.) ગરમી; તાપ. (૨) અગન; બળતરા.

**ઉષ્ણતાનયન**, ન. (સં. उष्णता+आ+नी=લઈ જવું. ઉ.) ગરમીને લઈ જનાર. (૨) ગરમીને લાવવાની ક્રિયા.

**ઉષ્ણતામાપક**, વિ. (સં.) ઉષ્ણતાનું માપ કરનાર; ગરમી માપનારું.

**ઉષ્ણતાવાહક**, વિ. (સં.उष्णता+वह्=લઈ જવું વહેવું, ઉ.) ગરમીને લઈ જનારું. [ નારું યંત્ર.

**ઉષ્ણમાનયંત્ર**, ન. ગરમી માપ-

**ઉષ્ણાળું**, વિ. ગરમીવાળું; ગરમ.

**ઉષ્ણાંશુ**, પું. (સં. उष्ण+अंशु=કિરણ ઉ.) સૂર્ય; જેનાં ગરમ કિરણો છે એવું.

**ઉષ્ણોદક** ન. (સં.उष्ण+उदक=પાણી) ગરમ પાણી.

**ઉસ**, પું. ખારાપણાને લીધે

જમીન ઉપર ખારનું પાતળું પડ જામી આવે છે તે. (લોકો તેને હુગડાં ધોવામાં વાપરે છે.) (૨) શેરડી.

ઉસટ, વિ. સટ (સેટ) નું નહિ એવું; વાડકાઓનો જે ગંજ-સેટ કરવામાં આવે છે તેમાંનું નહિ એવું.

ઉસપવું, સ. ક્રિ. હોડીમાંથી પાણી ઉલેચવું. (૨) ખાલી કરવું. (૩) મ્યાન કાઢવું.

ઉસરડવું, સ. ક્રિ. ભેગું કરવું; એકઠું કરવું. (૨) એકઠું કરી નાખવું. (૩) ઉલેચવું. (૪) કાઢી નાખવું.

ઉસરડાવવું, સ. ક્રિ. પ્રે. ઉસરડે એમ કરાવવું; ભેગું કરાવવું. (૨) ઉલેચાવવું. (૩) વાળી ઝાડી નખાવવું.

ઉસરણ, ન. ઓછું થવું. (૨) ઘટાડો. (૩) ઉમેરણ.

ઉસર-પાટો પુ. પાયમાલી; નાશ.

ઉસરવું, અ. ક્રિ. નાશ થવો. (૨) ઓછું થવું. (૩) ટળવું; જતા રહેવું.

ઉસરી-ખેડુ, પુ. ભાડુતી ખેડુ; ઉપરવાડીઓ.

ઉસારવું, સ. ક્રિ. ઉપાડવું.

ઉસેડવું, સ.ક્રિ. જુઓ ઉસરડવું.

ઉસેવણ, ન. ધોવા અથવા રંગવાના ઉકાળાઓનું પાણી.

ઉસેવવું, અ. ક્રિ. સુતર અથવા રેશમને ઉકાળાઓમાં બોળી રાખવા (૨) બાફ આપવો; ધોવું.

ઉસ્તવાર, વિ (ફા.) જોરાવર. (૨) વાદમા ફરે નહિ એવું; દઢ. (૩) છાતીવાળું. [ (૨) દઢતા.

ઉસ્તવારી, સ્ત્રી. (ફા.) મજબુતી.

ઉસ્તાદ, (ફા.) મહેતાજી. શીખવનાર. (૨) વિ. કાબેલ; પહોંચેલું.

ઉસ્તાદી, સ્ત્રી. મહેતાગિરી. (૨) કાબેલિયત; હુશિયારી (૩) પક્કાઈ; બાહોશી. (૪) યુક્તિ.

ઉળુખળો, પુ. (સં. उलूखल ઉ) ખાંડણીઓ.

ઉંખ, સ્ત્રી. ઇચ્છા.

ઉંગણ, ન. (સં. अंजन ઉ.) ઉંજવું. (૨) ધરી ઉપર તેલ સીંચવું.

ઉંચકર્ણું, વિ. બહેરું; થોડું સાંભળવા વાળું. [ કરવું.

ઉંચકવું, સ. ક્રિ. નીચેથી ઉચું

ઉંચકામણ-ણી, ન. સ્ત્રી. ઉંચકવાની મજુરી.

ઉંચકામણી, સ્ત્રી. ઉપડામણી.

ઉંચકીજવું, ઉપાડીને લઇ જવું.

ઉંજણ, ન. (સં. अञ्ज= આંજવું ઉ.) ઉંજવું; ઉંજવાના સાધન (૨) ઉંજણી નાખવી. (૩) ઉંજણીની વસ્તુ. [વાની રીત.

ઉંજણી, સ્ત્રી. ઉંજવું તે; ઉંજ-

ઉંજવું, સ. ક્રિ. (સં. अञ्ज्=આંજવું- ચોપડવું ઉ.) તેલ આંજવું. (૨) મંત્ર ભણી વા નાખવો.

ઉંજાવવું, સ. ક્રિ. પ્રે. કોઈની

પાસે ઉંજવાની ક્રિયા કરાવવી; મંત્રાવવું. (૨) ચીકટ ચોપડાવવું.

**ઉંટાંટીઓ**, પુ. નાનાં છોકરાંને થતો મોઢી ઉધરસનો રોગ.

**ઉંડજી**, સ્ત્રી. (સં. उड्डीन=હવામાં અકરાવો મારવો.) એક હાથની બાથ

**ઉંડળગુંડળ**, ન ગોળો ગિંડાગો વાળવો (૨) ગમે તેમ બોલવું. (૩) પેટમાં ગોળા વળવા; ચૂંક આવવી. (૪) વિ. ઉંધુંચત્તું; ઉલટું સુલટું.

**ઉંડાઈ**, સ્ત્રી. ઉંડાણ.

**ઉંડાણ**, ન૦ ઉંડાપણું; ઉંડાઈ.

**ઉંડુ**, વિ૦ અમુક સપાટીથી જે નીચું ઉતરતું તે. (૨) લાંબુ; આઘું; ઘણું જ અંદર. (૩) અગાધ; ગંભીર; પાર ન પમાય તેવું. (૪) ઘાડું. (૫) ન સમજાય તેવું. ઉંડા ઉતરવું=વિષયની અંદર અંદર વિચાર કરતા જવું. (૨) જોખમમાં જવું. ઉંડાં મૂળ નાખવાં=સ્થિર થવું; મજબૂત થવું.

**ઉંણુ**, અ. ઓણ; આ વર્ષે.

**ઉંદર**, પુ. મૂષક.

**ઉંદરકણી**, સ્ત્રી. ઉંદર પકડવાનું પાંજરું; ઉંદરીઉં.

**ઉંદરકણીઉં**, ન. ઉંદરીઉં.

**ઉંદરકરણી**, સ્ત્રી. (સં.) ઉંદરના કાન જેવાં પાંદડાંવાળી એક વનસ્પતિ.

**ઉંદરડી**, સ્ત્રી. ઉંદરની માદા. (૨) ઉંદરની એક નાના કદની જાત.

**ઉંદરડો**, પુ. મોટો ઉંદર.

**ઉંદરવાઈ**, સ્ત્રી. ઉંદર પકડવાનું પાંજરું. [ જેવો એક રોગ.

**ઉંદરી**, સ્ત્રી. માથામાં થતો લુખસ

**ઉંદરીઉં**, ન ઉંદરવાઈ. (૨) ઉંદરનું દર.

**ઉંધખોટીઉં**, વિ. ઉંધું કામ કરનાર; અવરમી આદમી.

**ઉંધણવું**, અ. ક્રિ. ઉપજવું.

**ઉંધાંગળું**, વિ. ઝાંખું; નિસ્તેજ. (૨) ટુંકી નજરનું. (૩) મૂર્ખ (૪) ઉડાઉ.

**ઉંધીઉં**, (ઉંનિયું), ન. પાપડી વગેરે માટલામાં ઘાલી બાફવી તે.

**ઉંધીપુતળીનું**, વિ. જેની કીકીમાં સામી વસ્તુનું ઉંધું પ્રતિબિંબ પડતું હોય એવું.

**ઉંબર**, પુ (સં. उदुम्बर ૬.) ઉંમરનું ઝાડ (૨) બારણાની બે સાખો વચ્ચેનું જમીન સાથે બેસાડેલું લાકડું. (૩) આંગણું.

**ઉંબરી**, સ્ત્રી. ઉમરાનું ઝાડ. (૨) બારસાખમાંનું મોટા ઉંબરાથી નાનું એક લાકડું. [ ફગ; ચુંદર.

**ઉંબરું**, ન. ઉમરડું; ઉમરડાનું

**ઉંબરો**, પુ. જુઓ ઉમરડો.

**ઉંબાડીઉં**, ન. બળતું લાકડું.

**ઉંબી**, અ. ઘઉં જવ વગેરે ધાન્યના દાણા જેની અંદર થાય છે તે ડુંડી.

**ઉંરું**, ન. કોસ ખેંચનારા બળદોને ઉતરવાનો ઢાળ પડતો ખાડો.

**ઉંહુ**, અ. દુઃખપણાનો એક ઉદ્‌-

ચાર. (૨) ચેષ્ટા.

ઉંહકારો, પુ. નિસાસો. (૨)હાય હાય; અરેરે. (૩) હા કહેવી. (૪) વાતમાં ધ્યાન છે એમ બતાવવાનો અ઼વ્યક્ત ઉચ્ચાર. (૫) સ્વાભિમાનનો એક ઉદ્ગાર. (૬) તુચ્છકારનો એક ઉદ્ગાર. [ હઠ.

ઉંહું, અ૦ ના; નાહ. (૨) જીદ;

---

## ઊ.

ઊ, પુ. ( सं. ऊ ) ગુજરાતી મૂળાક્ષરમાંનો છઠ્ઠો સ્વર.

ઊખર, વિ. ( सं. ऊषर )ખારી; ખારવાળી જમીન.

ઊઘલવું, અ ક્રિ. (सं. उद्+लस्=દીપવું–હરખાવું. ઉ. ) હસતા, હરખાતા અને શોભતા બહાર નીકળવું; ઘોડે ચઢી પરણવા જવું. (૨) છલકાવું.

ઊઘલાવવું, સ. ક્રિ. પ્રે. ઊઘલે એમ કરવું. [ માટે લઇ જવો તે.

ઊઘલાવો, પુ. વરને પરણાવવા

ઊચીજવું, દૂધ દેતાં અટકવું.

ઊઠ, વિ. સાડાત્રણ.

ઊઠવું, જુઓ ઉઠવું.

ઊઠવેઠ, સ્ત્રી. માથાકુટ; મહેનત. (૨) ચાકરી; સારવાર.

ઊઠાડવું, સ. ક્રિ. જાગ્રત કરવું.

ઊઠાં, ન. બ. એકથી સો સુધીના સાડાત્રણના ગુણાકારના ગડીઆ.

ઊડણ, વિ. (सं.) ઉડતું; ઉડે એવું. (૨) ઉછળનારૂં. (૩) આકાશમાં ચાલનાર. (૪) જેના વડે ઉડાય તે.

ઊડણઘો, સ્ત્રી. ચંદનઘો. [રોગ.

ઊડણરોગ, પુ. ઉડતો લાગે એવો

ઊડતારોગ, પુ. એક ઉપરથી ઉડીને બીજાને થાય એવો વ્યાધિ.

ઊડવું, જુઓ ઉડવું.

ઊઢ, વિ. (सं.) પરણેલું.

ઊઢા, સ્ત્રી. (सं.) પરણેલી.

ઊણનાર વિ ભેણવાનું કામ કરનાર; તુણવાનું કામ કરનાર.

ઊણપ, સ્ત્રી. ઓછપ; ઘટ

ઊણમ, સ્ત્રી ઉણપ; ઓછાપણું.

ઊણવું, સ. ક્રિ. (ऊन=ઓછું ઉપરથી ઊણવું.) વણાટમાંના જે વાણા-તાણા તુટી ગયા હોય તે મેળવી દેવા;તુનવું.

ઊણાશ, સ્ત્રી. ઓછપ; ઘટ.

ઊન, વિ. (सं. ऊन) ઓછું. (૨) અધુરૂં. [ વગેરેના શરીર ઉપરના વાળ.

ઊન, સ્ત્રી. (सं.) બકરાં ઘેટાં

ઊરૂ, સ્ત્રી. (सं.) સાથળ; જાંઘ.

ઊરૂસ્તંભ,પુ.(सं.) એક જાતનો વાયુનો રોગ; જાંઘોનું રહી જવું.

ઊર્ણ, ન. (सं.) તંતુ; જાળ.

ઊર્ણનાભ, પુ. (सं.) કરોળીઓ.

ઊર્ણિ, પુ. (सं.) કરોળીઓ.

ઊર્ધ્વ, અ. (सं.) ઉંચે; ઉપર.

ઊર્ધ્વપુંડ્ર, ન. (સં.) ઊભું તિલક.

ઊર્ધ્વરેતા, પુ. (સં.) જિતેંદ્રિય. (૨) મહાદેવ. (૩) ભીષ્મપિતામહ.

ઊર્મિ, સ્ત્રી. (સં.) તરંગ; મોજું. (૨) એકાએક ઇચ્છા થઇ આવે તે; ઉમળકો.

ઊહાપોહ, પુ. (સં.) સામસામે વાદવિવાદ કરવો તે; વાદ.

ઊંઘ, સ્ત્રી. (સં. स्वप्=સુવું—ઊંઘવું ઉ. પ્રા. सुणइ જેનું દે. उघइ.) કામકાજથી થાકી જઇ આંખો મીચીને આરામ લેવો તે; નિદ્રા (૨) અજ્ઞાન. (૩) અંધારું. (૪) આળસ (૫) જંપ. ઊંઘમાં ઘોરવું=આળસ કર્યા કરવું. (૨) અજાણમાં જવું; નિરર્થક જવું. ઊંઘ ન જુએ સાથરો અને ભુખ ન જુએ ભાખરો=અગત્યને વખતે સારું એ કંઈ જોવાતું નથી. ઊંઘ વેચીને ઉજાગરો=સુખ ગુમાવી દુઃખ કોણ વહોરી લે? ઊંઘતાનો પાડો ને જાગતાની પાડી=જાગવાનીનાં ફળ સારાં.

ઊંઘણરોગ, પુ. આફ્રિકામાં થતો એક ભયંકર રોગ. (આ રોગમાં માણસને કાયમ ઊંઘ આવે છે; અને કેટલાક દિવસ સુધી ઊંઘમાં ને ઊંઘમાં પડી રહી પછી મરણ થાય છે.)

ઊંઘણશી, વિ. બહુ ઊંઘનાર; સહેજમાં ઊંઘી જનારું. (૨) સુસ્ત, આળસુ.

ઊંઘવું, અ. ક્રિ. નિદ્રા કરવી. (૨) આળસમાં પડી રહેવું, અજ્ઞાનમાં રહ્યા કરવું.

ઊંઘાડવું, સ. ક્રિ. પ્રે. ઊંઘે એમ કરવું. (૨) પડતું મૂકવું; વાત પાછી ઠેલવું.

ઊંઘાળવું. વિ. બહુ ઊંઘનાર.

ઊંઘેટું, વિ. ઊંઘવાળું, ઊંઘે ભરાએલું.

ઊંણું, વિ. (સં. ऊन=ઓછું) ઓછું. (૨) બાકી. 'ઊણું પડવું'=ઓછું પડવું.

ઊંટ, ન. (સં. उष्ट्र) ઉચું ને ચોપગું એક ભારવહારી પ્રાણી. (રેતીમાં મુસાફરી કરવામાં તે બહુ ઉપયોગી છે.)

ઊંટકંટો, પુ. એક જાતની વનસ્પતિ.

ઊંટડી, સ્ત્રી. ઊંટની માદા; સાંઢણી. (૨) સોનાનું એક ઓજાર.

ઊંટડો, પુ. નર ઊંટ. (૨) ગાડાનો ઠડો. (૩) કેન (નાળ ઉપાડવાનો સંચો). (૪) ઉંચો માણસ. (૫) ઉંચો ને લાંબો [illegible].

ઊંટવૈદ, પુ. લેભાગુ વૈદ.

ઊંટવૈદું, ન. અનાડી દવા.

ઊંટીઉંજીરું, ન. ઓથમીજીરું.

ઊંટીઓ, વિ. ઊંટ જેવો ઉંચો. (૨) મૂર્ખ, સુસ્ત માણસ.

ઊંહ, અ. દુઃખ, ગર્વ અને અહંકારનો એક ઉદ્ગાર; જુઓ ઉંહ.

ઊંહું, અ. નકારસૂચક ઉદ્ગાર. ના. (૨) અભિમાન. (૩) હઠીલાઇ. જુઓ ઉંહું.

---

## ઋ.

ઋ (સં. ऋ) ગુજરાતી ભાષાના મૂળાક્ષરોમાંનો સાતમો સ્વર.

ઋક્, સ્ત્રી (સં., વેદ; ઋગ્વેદ. (૨) ઋચા.

ઋકાર, પુ. (સં.) ઋ અક્ષર; એનો ઉચ્ચાર.

ઋક્ષ, પુ. (સં.) રીંછ. (૨) નક્ષત્ર; તારો.

ઋક્ષરાજ, પુ. (સં.) રીંછાનો રાજા; જામ્બુવાન. (૨) નક્ષત્રોનો રાજા; ચંદ્ર.

ઋખી જુઓ ઋષિ.

ઋગ્વેદ, પુ. (સં.) આર્યોના ચાર વેદોમાંનો પહેલો વેદ.

ઋગ્વેદસંહિતા, સ્ત્રી. (સં.) ઋગ્વેદનો એકલો મંત્રભાગ.

ઋગ્વેદી, વિ. (સં.) ઋગ્વેદ ભણેલ; ઋગ્વેદનો અભ્યાસી. (૨) જેને ઋગ્વેદની રીતિએ સંસ્કાર કરવામાં આવતા હોય તે.

ઋચા, સ્ત્રી. (સં. ઋચ્ ઉ.) ઋગ્વેદના મંત્રની કડી–પદ.

ઋજુ, વિ. (સં.) સરલ; સીધું. (૨) અનુકૂળ; નરમ.

ઋજુતા, સ્ત્રી. (સં.) સરલતા. (૨) અનુકૂળતા; નરમાશ.

ઋણ, ન. (સં.) દેવું (૨) બંધન. ધર્મશાસ્ત્રમાં ત્રણ પ્રકારનું ઋણ કહ્યું છે: (૧) દેવઋણ, (૨) ઋષિઋણ અને (૩) પિતૃઋણ (૪) બાદ કરવાનો આંકડો અને બાદનું ચિહ્ન.

ઋણમુક્ત, વિ. (સં.) કરજથી છુટુ થએલું.

ઋણમુક્તિ, સ્ત્રી. (સં.) દેવામાંથી છુટું થવું તે.

ઋણાનુબંધ પુ. (સં. ઋણ+अनुबन्ध ઉ.) કરજનું બંધન; લેણુદેણનો સંબંધ.

ઋણી, વિ. (સં.) દેવાદાર; કરજવાળું.

ઋત, ન. (સં.) સત્ય; સાચું. (૨) પાણી

ઋતુ, પુ. (સં.) કાળવિશેષ. (૨) સ્ત્રીઓને રજ આવવું તે.

ઋતુકાળ, પુ.(સં.) ગર્ભાધાનકાળ; પ્રજોત્પત્તિનો કાળ.

ઋતુદર્શન, ન. (સં. ઋતુ=રજ+દૃશ=દેખાવું. ઉ.) રજનું દેખાવું.

ઋતુપ્રાપ્તિ, સ્ત્રી. (સં.) રજનું પ્રાપ્ત થવું; અટકાવ આવવો.

ઋતુભેદ પુ ઋતુઓમાં થતો ફેરફાર.

ઋતુમતી, વિ. (સં.) રજસ્વલા; જેને ઋતુ આવેલ હોય એવી સ્ત્રી.

ઋતુરાજ, પુ. (સં.) ઋતુઓનો રાજા; વસંતઋતુ.

ઋતુવર્ણન, ન. (સં.) ઋતુઓનું જેમાં વર્ણન હોય એવું લખાણ.

ઋતુશાંતિ, સ્ત્રી (સં.) સ્ત્રીઓને ઋતુ આવ્યા પછી તન્નિમિત્તે જે ક્રિયા કરવામાં આવે છે તે.

ઋતુસંહાર, ન. ઋતુવર્ણન; મહા કવિ કાલિદાસનું એ નામનું સ્તવકાવ્ય.

ઋતુસ્નાતા, સ્ત્રી ઋતુકાળ પુરો થવાથી નાહેલી સ્ત્રી.

ઋતે, અ. (સં.) વિના; વગર. (૨) ખાલી.

**ઋત્વિજ**, પુ. (સં. ऋत्विक उ.) પુરોહિત; આચાર્ય.

**ઋદ્ધિ**, સ્ત્રી (સં.) સિદ્ધિ. (૨) લક્ષ્મી. (૩) આબાદી; રિદ્ધિસિદ્ધિ.

**ઋષભ**, પુ. સં.) ગો.ધો. (૨) એક ઋષિ (૩) આદિ જીન. (૪) વિ. અતિ ઉત્તમ. (૫) સાત સૂરમાંનો બીજો સૂર.

**ઋષિ**, પુ. (સં.) સંસારથી પારંગત; જ્ઞાની; આચાર્ય; તપસ્વી.

**ઋષિકુમાર**, પુ. (સં. ઋષિનોપુત્ર

**ઋષિકુળ**, ન. ઋષિઓના સમુદાય.(૨)જેમાં અતિ ઉત્તમ જ્ઞાન આપવામા આવતું એવી એક પ્રાચીન કાળની સંસ્થા.

**ઋષિપત્ની**, સ્ત્રી. (સં.) ઋષિની સ્ત્રી. [ ભાદરવા સુદ પંચમ.

**ઋષિપંચમી**, સ્ત્રી. (સં.)

---

## એ.

**એ**, પુ. (સં ए) ગુજરાતી મૂળાક્ષરોમાંનો આઠમો સ્વર.

**એ** અ. અરે; ઓ; હે.

**એ**, સ. (સં. इदम्=આ ઉ.) આ. (૨) તે. (૩) પેલું

**એઉ**. સ. એઓ (માનાર્થે.)

**એઓ**, સ. 'એ'નું બહુવચન; એઉ. (૨) પેલા.

**એક**, વિ. (સં.) પહેલો અંક. (૨) મુખ્ય. (૩) અમુક. (૪) સરખું. (૫) આશરે.

**એકએક**, વિ. દરએક; એક પછી એક.

**એકકોરે** અ.એક બાજુએ, એકાંતમાં.

**એકચક્રવે**, અ એકજ રાજાના હાથમા બધી સત્તા હોય તેમ.

**એકચિત્ત**, ન. (સં.) ધ્યાન; લક્ષ. (૨) વિ. જેનું મન એકજ બાબતમા લાગેલું હોય એવું.

**એકછત્રે**, (સં. एक + छत्र= અમલ. ઉ) ઘણા મોટા પ્રદેશ ઉપર એકજ જણનું રાજ્ય હોય તેમ.

**એકજ**, વિ. માત્ર એક.

**એકજણ**, ન. (સં. एक+जन= માણસ ઉ.) એક માણસ; અમુક એકજણ.

**એકજથ્થે** અ. (સં. एक+यूथ= ટોળું. ઉ) એક સાથે; એક ઠેકાણે; બધું ય; આખું.

**એકઠું**, વિ. (સં. एक+स्था= ઊભું રહેવું. ઉ.) એકત્ર કરેલું; ભેગું. એકઠું કરવું=સંપ-મેળ કરાવવો. એકઠું થવું= મળી જવું; એક થવું.

**એકડેએક**, પુ. એકથી તે સો લગી બોલવા-લખવાનો એક આંક. (૨) એક સંજ્ઞા. એકડેએકથી = પહેલેથી; આરંભથી.

**એકડો**, પુ૦ એકનું જે ચિહ્ન તે; આંકડો. એકડો કરવો=સહી કરવી. (૨) કબુલાત આપવી. એકડો લેવો=કબુલાત લેવી. એકડો કાઢી નાખવો-તુચ્છકારી નાખવું. એકડા વિનાના મીંડાં=મુખ્ય

વસ્તુ વગરનું બધું નકામું.

**એકતરફી**, વિ૦ નકામું; એક પક્ષનું; એક બાજુનું.

**એકતા**, સ્ત્રી. (સં.) એકપણું.

**એકતારૂં**, વિ. એકતારવાળું; સળંગ એક તારનું.

**એકતારો**, પુ. જેને એકજ તાર હોય એવું વાજીંત્ર; તંબુરો.

**એકતાલ**, પુ. (સં.) જેમાં એકજ તાલ આવે એવો રાગ. (૨) ગાયનમાં તાલ લેવાનો એક ભેદ. (૩) ઐક્ય.

**એકતાળી**, વિ. (સં.) ચાળીશ ને એક; ૪૧.

**એકતાળો**, પુ. જેમાં મણના એકતાળીશ શેર થાય એવો તોલ. (૨) કોઈ પણ સૈકાની ૪૧ મી સાલે પડેલો દુકાળ.

**એકત્ર**, વિ. (સં. एक+त्र) મળેલું; એકઠું. (૨) મેળવેલું. ૩) સરખું.

**એકત્રતા**, સ્ત્રી. એકત્રપણું; મેળ; સંપ.

**એકત્રીશ**, વિ. ત્રીશ ને એક; ૩૧.

**એકત્વ**, ન. (સં.) એકપણું. (૨) સંપ. (૬) મળતાપણું; મેળ.

**એકથંભું**, વિ. એક થાંભલાવાળું; એક થાંભલા ઉપર બાંધેલું.

**એકદમ**, અ. (ફા. એક+દમ=શ્વાસ હ.) તાબડતોબ; લાગલાગટ; ઝટસામેર.

**એકદળ**, વિ. (સં. एक+दल=પાંદડું) એક પાંદડીઉં. (૨) દળ વગરનું.

**એકદળીઆં**, વિ. એકજ દળવાળાં. (૨) એકજ પાંદડાવાળાં.

**એકદંડ**, પુ. (સં.) એક આધાર; એક તરફની થોડીઘણી મદદ.

**એકદંત**, (સં,) ગણપતિ. (૨) એક દાંતવાળો હાથી.

**એકદંડીઉં**, વિ (સં. एक+दण्ड=લાકડી-રતમ.) એક થાંભલાવાળું. (મોટા એક થાંભલા ઉપર મેડી કરી તેમાં અસલના રાજાઓ અણમાનીતી રાણીઓ અને કુંવારી કન્યાઓને પહેરામાં રાખતા.) (૨) મરણ થતા પહેલાંનો શ્વાસ (એકદંડીઓ શ્વાસ).

**એકદા** અ. (સં) એક વખત. (૨) કદાપિ. (૩) પૂર્વે.

**એકદાણીઉં**, ન. એકસરખા દાણાવાળું ઘરેણું; મંગળસૂત્ર.

**એકદીલ** ન. એકમન. [એકતા.

**એકદીલી**, સ્ત્રી. સંપ; મનની

**એકદૃષ્ટિ**, સ્ત્રી. (સં. एक=મળતું-સમ+दृष्टि=નજર-આશય) જેમનો એક સરખો હેતુ હોય તે; એકનજર. (૨) કાણું.

**એકદેશ**, પુ. (સં.) એકજ હેતુ હોય તે. (૨) એકતરફીપણું. (૩) આખી વસ્તુનો અમુક એક ભાગ.

**એકદેશી** વિ. (સં.) એકજ દેશનું. (૨) એક બાજુનું. (૩) અધુરૂં.

**એકધા**, અ. (સં.) એક પ્રકારે;

એકજ રીતે.

**એકધારી**, વિ. (સં. एक+धारा=અગ્ની) સરખી ધારવાળું.

**એકધારૂં**, વિ. (સં.) સરખું; એકસરખું.

**એકનજર**, સ્ત્રી. સરખી નજર; એક વિચાર (૨) એક હેતુ હોય તે.(૩) નજર મળવી તે.

**એકનસીઉં**, વિ. હઠીલું; આગ્રહી.

**એકનિષ્ઠ**, વિ. (સં. एक+निष्ठा ઉ.) એકજ નિષ્ઠાવાળું. (૨) વિશ્વાસુ; પ્રમાણિક.

**એકનિષ્ઠા**, સ્ત્રી (સં. एक+नि+स्था=દઢ રહેવું. ઉ.) એકનીજ ઉપર જે વિશ્વાસ તે; પ્રમાણિકતા.

**એકનું એક**, વિ. તેનું તેજ; એકજ.

**એકપક્ષી**, વિ. (સં. एक+पक्ष=બાજુ+ઈ=વાળું) એક બાજુનું.

**એકપણું**, ન. એકતા. (૨) સરખાપણું.

**એકબારગી**, અ. એક રીતે; એક ઠેખે. (૨) એક વખત.

**એકભાવું**, વિ. એકજ ભાવનું.

**એકભુક્તવ્રત**, ન. દિવસમાં એકજવાર ખાવાનું વ્રત. [ (૩) પહેલું.

**એકમ**, સ્ત્રી. પડવો. (૨) એક.

**એકમગ**, અ. એક બાજુ; એક તરફ.

**એકમજલી**, વિ. એક મજલાનું; એકમાળીયું. [ એકદિલ.

**એકમત**, વિ. (સં.) એકવિચાર;

**એકમતીઉ**, વિ. એક અમુક મતને પકડનારૂં; હઠીલું.

**એકમન**, વિ. (સં.) એકદીલ; સંપીલું.

**એકમાત્રા**, સ્ત્રી. (સં.) એક પાણ. (૨) અ. થોડું; જરા.

**એકમાર્ગી**, વિ. (સં.) એકજ માર્ગનું; સીધે રસ્તે જનારૂં.

**એકમેક**, અ. એકબીજાને; પરસ્પર. (૨) વિ. એકની અંદર બીજું ભળી ગયું હોય એવું; એકરસ.

**એકમેર**, અ. એક તરફ; એક પડખે.

**એકર**, પુ. (અં.) જમીનનું અંગ્રેજી ચોરસ માપ. ( ૪૮૪૦ ચોરસ વાર. )

**એકરસ**, વિ. (સં.) એકપણું થઇ રહ્યું હોય એવું; મળી ગએલું. (૨) બરોબર મળી–ભળી ગએલું.(૩)ગુલતાન.

**એકરંગી**, વિ. એક રંગનું.(૨) એક જાતના સ્વભાવનું. (૩) એકજ જાતના વિચારવાળું.

**એકરાર**, જુઓ ઇકરાર.

**એકરાશ**, સ્ત્રી. એક બીજાને મળતાપણું હોય તે; સમગુણતા; સંપ.

**એકરૂપ**, વિ. એક સરખું હોય તેવું; એકરસ.

**એકલ**, વિ. એકલું.

**એકલક્ષી**, વિ. એકજ લક્ષવાળું.

**એકલડું**, વિ. એકલું; માથ વગરનું.

**એકલડોકલ**, વિ. એકલું; સોબત વગરનું; છડું.

**એકલપેટું**, વિ. માત્ર પોતાનુંજ પેટ ભરવાનું સમજતું હોય એવું:સ્વાર્થી.

**એકલમલ**, વિ. એકલડોકલ; કવચિત્, કોઈક. (૨) જવલ્લે મળી આવે એવું. (૩) એકકા. (૪) એકમાર્ગી.

**એકલસાઈ**, સ્ત્રી. સોનાનું એક ઘરેણું. [ પુત્ર પરિવાર વગરનું.

**એકલવાયું**, વિ. એકલું; સ-

**એકલું**, વિ. બીજું કોઈ સાથમાં ન હોય તેવું. (૨) માત્ર પોતેજ; કેવળ. [ સમય.

**એકવખત**, અ. એકવાર; એક

**એકવગું**, વિ. એકી તરફે;બાજુએ.

(૨) એકતરફી, એકબાજુએ.

**એકવચની**, વિ.એકવચનવાળું. એક વાર બોલે તે પ્રમાણેજ કરે એવું; પ્રામાણિક. [ નબળું.

**એકવડીઉં**, વિ. નાજુક બાંધાનું;

**એકવડું**, વિ. પાતળું; નાજુક બાંધાનું. (૨) એક પડવાળું.

**એકવર્ણસમીકરણ**, ન. બીજગણિતના જે સમીકરણમાં માત્ર એકજ અવ્યક્ત પદ હોય તે.

**એકવાર**. એક વખત; એકદા.

**એકવારીઉં**, વિ. એક વખતનું.

(૨) ના. એકવાર ખાંડાએલી ડાંગર.

**એકવિચાર**, પુ. (સં.) મળતા આવવું તે.

**એકવીસ**, વિ.વીસ ને એક; ૨૧.

**એકસટ**, એક આખો જથ્થો. (૨) વિ. એક જથ્થાનું.

**એકસઠ**, વિ. સાઠ ને એક; ૬૧.

**એકસંપ**,પુ. (સં.)એક બીજાની સાથે મળી જવું તે; એકમેકતા કરવી તે.

**એકસંપી** સ્ત્રી. એકસંપપણું; જુદાઇ નહિ તે (૨)એકમતના થઇ જવું;તે.

**એકસાન**, વિ. એકરૂપ.

**એકસેટ (–ઠ)** વિ. સાઠ ને એક; ૬૧.

**એકસેરું**, વિ. એક સેરવાળું.

**એકસો**, વિ. સો; ૧૦૦.

**એકહથ્થુ**, વિ. એક જણના હાથથી થયેલું; એકજ જણના હાથમાં હોય એવું. [એક થયેલું હોય તે; કુલ.

**એકંદર**. વિ. બધું મળીને જે

**એકાએક**, ઓચીંતું એકદમ.

**એકાકાર** વિ.(સં.एक+आकार) એક સરખા આકારનું; સેળભેળ;એકતાર.

(૨) ના. સમ આકાર થઇ જવું તે.

**એકાકારતા**. (એ કાકારપણું), એકજ આકાર હોય એવું હોવાપણું: સમતા.

**એકાકી**, વિ. (સં.) એકલું: સાથ વગરનું. (૨) ઓચિંતું; એકદમ. (૩) અસહાય; નિરાધાર.

એકાક્ષ, પુ. ( सं. ) કાગડો. (૨) એક આંખવાળુ.

એકાક્ષરી, વિ. ( सं. ) જેમાં એકજ અક્ષર હોય એવું. ( એકાક્ષરી મંત્ર: ૐકાર. )

એકાગ્ર, વિ. (सं. एक+अग्र= અણી; બિંદુ ઉ.) એક વસ્તુ ઉપર લાગેલું, એકધ્યાન;તલ્લીન.

એકાગ્રતા, સ્રી. ( सं. ) તલ્લીનતા; એકધ્યાન.

એકાચાર, પુ. ( सं एक+आ+चर्=ચાલવું-વર્તવું ઉ.) એકસરખી રીતભાતનું.

એકાદ વિ. (सं. एक+आदि= પહેલું ઉ) એક દું; એકજ. (૨) ક્વચિત; કોઈએક.

એકાદશ વિ. (सं एक અને दश=દશ) અગિઆર;દસને એક;૧૧.

એકાદશા, ન. (सं. एक+दश+अह्= एकादशाह= અગિઆરમો દિવસ ) અગિઆરમું.અગિયારમો દિવસ.

એકાદશી, સ્રી. ( सं. ) હિંદુ મહિનાની અગિઆરમી તિથિ.

એકાદું, વિ. કોઈ એક અથવા બે. (૨) ક્વચિત એક.

એકાનએક,અ.ઓચીંતું;એકદમ

એકાવન,વિ.પચાસ ને એક,૫૧.

એકાવળહાર,પુ.(सं.एक+आवलि=સેર ) એક સેરની માળા.

એકાવળી,સ્રી.(सं. एक+आवलि=સેર ) એક સેરની કંઠી. (૨) એક અર્થાલંકાર.

એકાશી, વિ. (सं. एकाशीति ઉ. ) એંશી ને એક; ૮૧. (૨) ઘણાય; અનેક. ('તારા એકના એકાશી થજો'.)

એકાસુધ, અ. એકેએક; દરેક; બધું.

એકાંક,વિ (सं.) એક આંકવાળું.

એકાંગ, વિ. (सं.) હીનઅંગ; અપંગ.

એકાંત, સ્રી. (सं. एक+अंत= છેડો ) જ્યાં કોઇની અવરજવર ન હોય એવી જગા; ખાનગી જગા; નિરાંતનું ઠેકાણું. (૨) ખાનગી બેઠક.

એકાંતરું, ન (सं. एक+अंतर =છેટું. ) એક એક દિવસને અંતરે ભોજન કરવું તે; એક જાતનું વ્રત.

એકાંતરીઓ, વિ. એક એક દિવસને અંતરે આવતો હોય તેવો (તાવ).

એકાંતરે, અ. એક એક દિવસને અંતરે

એકાંતવાસ, પુ (सं एकांत+वस्=વસવું. ઉ. वास રહેવું તે. ) એકાંતમાં રહેવું તે; છુપા રહેવું તે.

એકાંતવાસી,વિ. એકાંતમાં રહેનાર.

એકી, સ્રી. (सं. एक ઉ.) એકપણું; ઐક્ય. (૨) જે સંખ્યાને બેએ ભાગતા બાકી કંઈ પણ વધે તે. ( ૩ ) પિશાબ કરવા જવાનો સંકેત. ( એક આંગળી બતાવવી તે.)

**એકીકરણ**, ન. ( સં. कृ=કરવું ઉ. करण) મેળવવું.

**એકીબેકી**, સ્ત્રી. વસ્તુની સંખ્યા એકી છે કે બેકી છે તે અટકળથી કહેવાની એક રમત. ( નવાં પરણેલાં જોડાંને આ રમત રમાડવામાં આવે છે. )

**એકીવારે**, અ એકદમ; સામટું; એકી વખતે.

**એકેએક** વિ. જેટલાં હોય તેટલાં; હોય તેટલાં સઘળાં. (૨) અ. દરેક; એકકે બાકી ન રહે તેમ.

**એકેક**, અ. એક પછી એક એમ (૨) વિ. એકએક; એકેએક. (૩) છુટું; અલગ.

**એકેકું**, વિ. એક એક હોય એવું. (૨) એક પછી એક.

**એકેંદ્રિય**, વિ. (સં. एक+इन्द्रिय=જ્ઞાનશક્તિ) એક ઇંદ્રિયવાળું.

**એકૈક**, અ. એક પછી એક. (૨) પ્રત્યેક. (૩) એકએક. [ એક પણ

**એકો**, પુ. એકનો મડીઓ. (૨)

**એકોદર**, વિ. (સં. एक+उदर=પેટ–કુખ–ગર્ભાશય. ઉ. ) એક પેટનાં; એક માતનાં (છોકરાં).

**એક્કો**, વિ. અમુક એકજ હોય એવું; સર્વોપરિ; સહુથી સરસ; બહુજ કુશળ. (૨) એકજ; કેવળ. (૩) રમવાના પાનામાંનું એકની સંજ્ઞાનું પાનું (૪) એક બળદ જોડાતો હોય એવી ગાડી. (૫) ઐક્ય; એકસંપી.

**એખરો**, પુ. એક જાતનું ઓષધ. (૨) કચરાપુંજા જેવો માલ.

**એજન**, અ. (અ.) એજ પ્રમાણે; સદર. [ પ્રતિનિધિ. (૨) મુનિમ.

**એજંટ**, પુ. (અં.) આડતીઓ;

**એજ્યુકેશનલ**, વિ. (અં०) કેળવણીને લગતું.

**એટલામાટે**, અ. ઉપર કહ્યું તે પ્રમાણે હકીકત છે વાસ્તે; તે ઉપરથી.

**એટલામાં**, અ એ વખતે; તરતજ.

**એટલું**, વિ. (સં. एतावत् ઉ.) આટલું; થોડુંક; જરાક.

**એટલે**, અ. ફલાણાનો અર્થ 'આ છે' એમ જણાવનારો શબ્દ. (૨) એ ઉપરથી; એટલા માટે (૩) પછી; ત્યારે.

**એઠ**, સ્ત્રી. એઠવાડ; કચરો. (૨) વિ. ખરાબ; નિંદ્ય. (૩) છંડામણ. (૪) ઠપકો આપે એવું માણસ.

**એઠવાડ**, પુ. (સં. उच्छिष्ट ઉ.) એઠવાડો; ખાવા પીવાથી જે ગંદવાડ થયો હોય તે. (૨) કચરોપુંજો; અસ્વચ્છતા. (૪) વિ. તુચ્છ.

**એઠું**, ન. (સં. उच्छिष्ट ઉ.) જમતાં વધેલું અન્ન (૨) શંઘેલું અન્ન. (૩) વિ. જેને શંઘેલું–છાંડેલું અન્ન લાગ્યું હોય એવું; ગંદું.

**એઠુંજુઠું**, ન. અપવિત્ર અને ગંદું થયેલું હોય એવું જે તે. (૨) છાંડેલું.

**એડવવું**, સ. ક્રિ. અડાવી દેવું; ઠઠાડવું; ઘુસાડવું.

**એડી**, સ્ત્રી. બીબું; જેની ઉપર આકાર ખોદેલા હોય એવું સોનીનું એક ઓજાર. (૨) જોડાનો પાની આગળનો ઉંચો ભાગ. (૩) પાનીની અણી.

**એતદ્દેશી**, વિ. (સં. एतत्+देश+ई ઉ) એ દેશને લગતું.

**એથી**, અ. એને લીધે; એ કારણે; તેથી

**એદી**, વિ. (આ. અદી=મે હાથની અદબ.) આળસુ; મંદ (૨) ધીરૂં. (૩) વ્યસની. (૪) ગંદું. (૫) નિરુદ્યમી.

**એદીખાનું**, ન. આળસુ અને ગંદી હાલત; જ્યાં કચરોપુંજો પડ્યો હોય અને ચોકખું ન દેખાતું હોય એવું સ્થાન.

**એન**, સ્ત્રી. (આ. એન=આંખ) આબરૂ; અણીનો વખત. (૨) નાક; શોભા. (૩) સાખ; વટ. (૪) ટેક. એન સાચવવી=અણીનો વખત સંભાળી લેવો. (૨) ટેક રાખવો.

**એન**, એક જાતનું લાકડું.

**એન**, વિ. નક્કી; ખરૂં; આબાદ. (૨) સુંદર. (૩) જમીનનુંજ ખાસ.

**એનઉપજ**, સ્ત્રી. જમીનના પાકની જે ઉપજ તે જ; મહેસુલ.

**એનકરજ**, ન. અસલ દેવું.

**એનખરચ**, ન. જમીન પાછળ થએલું ખરચ; ખાસ ખરચ.

**એનઘેન**, સ્ત્રી. (આ. એન=આંખ. ગેન=વાદળું ઉ) બાળકોની એક રમત. [ ભર ચોમાસું.

**એનચોમાસું**, ન. જામેલું ચોમાસું;

**એનજમા**, સ્ત્રી. જમીનના કરમાંથી જે ઉપજ આવી હોય તે.

**એનજમીન**, સ્ત્રી વાવેતરવાળી જમીન. (પડતર નહિ તેવી.)

**એનજુવાની**, સ્ત્રી. ખરી જુવાની; ભરયૌવન.

**એનવાવેતર** ન. અન્ન ઉત્પન્ન થાય એવું વાવેતર.

**એના**, વિ. સુંદર; સરસ.

**એપ્રિલ**, પુ. (અં.) ખ્રીસ્તી સંવત્સરનો ચોથો મહીનો.

**એબ**, સ્ત્રી (આ. એબ=ખોડ.) ખોટ; ખામી; લાંછન; આળ.

**એબદાર**, વિ (આ.) દોષવાળું; ખોડવાળું; લાંછનવાળું.

**એબિઅલ**, વિ. લંછનવાળું; દોષપાત્ર (૨) અશુભકારક. [ એ રીતે.

**એમ**, અ. (સં. एवम् ઉ.)

**એમાન**, ન. (સં. आमान्न=કાચું અન્ન) મરતા મનુષ્ય પાસે કાચા અન્નનું જે દાન અપાવવું તે.

**એરગેરીઅ જમીન**, સ્ત્રી. સરકાર માલીકીની નહિ એવી જમીન; ઇનામી.

**એરણ** સ્ત્રી. લુહાર અને સોનીઓ જે લોખંડના ગટ્ટા ઉપર ધાતુને

કરે છે તે. 'એરણની ચોરી ને સોયનો દામ'=વગવસીલાવાળી શિક્ષા; અયોગ્ય ન્યાય. [ મૂળ.

એરંડમૂળ, ન. (સં.) એરંડાનાં

એરંડી, સ્ત્રી. એરંડાનું નાનું રૂપ—નાનો છોડ. (૨) એરંડાના બીજ; દિવેલી. [ દીવેલ.

એરંડીઉં, ન. એરંડાનું તેલ;

એરંડો, પુ. (સં. एरण्ड= એ નામનો છોડ ) એક તૈલોત્પાદક છોડવો. 'એરંડો ઉગે ત્યાંથી પોલો'=જન્મથીજ દોષવાળું હોય તે દોષવાળુંજ રહે. 'ઉજડ ગામમાં એરંડો પરધાન.'=જ્યાં કુશળ માણસો ન હોય ત્યાં મૂર્ખ માણસો પૂજાય.

એરા, સ્ત્રી. પકડ; ચાંચ. (૨) કબજો

એરૂ, પુ સાપ. [ જવર.

એરો, પુ. હવારો. (૨) અવર-

એરોખેરો, પુ. સોના રૂપાનો શણગાર

એલકાબ, પુ. ખિતાબ;ઇલકાબ.

એલચી, (એળચી), સ્ત્રી. ( સં. एला ) ઇલાયચી.

એલચીદાડો, પુ. જેમાં ઇલાયચીના દાણા ગોઠવાએલા હોય છે એવો પાતળો પોપટો.

એલફેલ, વિ. (આ. ફિઅલ= કામ ઉ. ) ગમેતેમ; વગર વિચાર્યું, અસભ્ય. [ કરવા તે.

એલફેલ, ન. અસભ્ય ચેનચાળા

એલળવું, અ. ક્રિ. વસ્તુઓનું ભીનું થવું; ઓગળવું; પાણી થવું.

એલાલતા, સ્ત્રી. (સં.) ઇલાયચીની વેલ.

એલીવાર,અ. ઓણ; આ સાલ.

એલો, પુ. આંચકો; હેલો; ધક્કો.

એલોબેલો, પુ. છોકરાઓની એક રમત.

એવ, અ. નિશ્ચય; નક્કી.

એવડુ, વિ (સં. एतावत् ઉ.) એના જેવડું; એવું. (૨) એટલું બધું.

એવણ, સ. એ; તે. [ મહાવરો.

એવા, હેવા), પુ ટેવ; અભ્યાસ;

એવાતણ (હેવાતણ), ન. સ્ત્રીનો પતિ હૈયાત હોય એવી હાલત; સૌભાગ્ય.

એવાન, પુ. (ફા.) મહેલ.

એવામાં, અ. એટલામાં; એ દરમિયાન. [ જેવું; સરખું.

એવું, વિ. એ રીતનું. (૨) એના

એશ, સ્ત્રી. (આ. એશ) મોજમજા. [ મજા; ભોગવિલાસ.

એશઆરામ, પુ. (આ.) મોજ-

એશિયા, પુ. પૃથ્વીના પૂર્વ ગોળાર્ધમાંનો એક મોટો ખંડ. [ લગતું.

એશિયાટીક, વિ. એશિયાને

એસણું, ન. સોનીની નાની સગડી.

એસતેકબાલ, પુ. ન. (આ. ઇસ્તિકબાલ. ઉ. ) સામૈયે જવું તે; પરો-

ણાને આદરસત્કારથી તેડી લાવવા સામા જવું તે.

**એસિડ**, પુ. (અં.) ખટાશ.

**એસ્કવાયર**, પુ. (અં.) એક માનવંતો ખિતાબ; મોટા માણસના નામની સાથે જોડવાનો એક માનવંત શબ્દ

**એસ્ટીમેન્ટ**, ન. (અં.) અટકળ; અજમાએશ. (૨) ગણતરી. (૩) કિંમત; આંકણી.

**એહ**, સ. એ; તે. (કવિતામાં).

**એહમક**, વિ. (આ. અહમક્.) બેવકૂફ.

**એહરવું**, સ. ક્રિ. (સં.अप+सृ=સરવું) પાછું હઠવું; ઉતરવું; ઓસરવું.

**એહવાલ**, પુ. (આ. અહ્વાલ્ ક.) હકીકત; વર્ણન. (૨) હાલત. (૩) આખ્યાન.

**એહસાન**, ન. (આ. ઇહ્સાન) ઉપકાર. (૨) મહેરબાની. [ ઉપકારી.

**એહસાનમંદ**, વિ. આભારી;

**એળ**, સ્ત્રી. ઇયળ.

**એળવવું**, સ. ક્રિ. એકમેકને ફાવટ આવે તેમ કરવું; સ્નેહ કરાવવો; હેળવવું. (૨) ટેવ પાડવી; કેળવવું.

**એળવણી**, સ્ત્રી. ભાળવણી; હેળવણી; સુપરત.

**એળીઓ**, પુ. (સં. पलय ઉ.) કુંવારનો સૂકવેલો રસ. (એ બે જાતનો છે: ૧ સાદો એળીઓ અને બીજો સીકોતરો એળીઓ.) [સહેજમાં; થોડા શ્રમે.

**એળે**, અ. ફોગટ; નકામું. (૨)

**એં**, અ. હાં પછી; હેં. (ફરીને સાંભળવા માટે કરવામાં આવતો અવાજ) (૨) ધમકી આપવાનો અવાજ. (૩) અતિ આશ્ચર્ય–ખેદ બતાવનારો ઉદ્ગાર.

**એંચમએંચા**, સ્ત્રી. ખેંચાખેંચી (૨) ફેંકાફેંકી. (૩) હોસાતુસી.

**એંચવું**, સ. ક્રિ. નાખવું; ફેંકવું. (૨) ખેંચવું; તાણવું. (૩) હીંચકા ખાવા

**એંચાતાણું**, વિ. ત્રાંસી નજરવાળું.

**એંટ**, સ્ત્રી. આંટ; ટેક. (૨) સાહુકારી. (૩) મમત.

**એંટાળ**, વિ. હઠીલું. (૨) ઇંટોવાળુ. [ (૨) મમતીલું.

**એંટી**, વિ. એંટવાળું; ટેકી.

**એંશી**, વિ. (સં.) આઠ દશકની સંખ્યા; ૮૦.

## ઐ.

**ઐ**, સ્ત્રી. (સં. ऐ) ગુજરાતી ભાષાના મૂળાક્ષરોમાંનો નવમો અક્ષર. (૨) ઓ; પણે.

**ઐઆમ**, ઐયામ, પુ. (અ. યોમ=દિવસનું બહુવચન.) વખત; દિવસ. (૨) હવા; મોસમ.

**ઐકાર**, પુ. (સં.) 'અ' અક્ષર અને 'ઐ' એવો જે ઉચ્ચાર તે.

**ઐકારાંત**, વિ. (સં. ऐकार+अन्त ઉ.) જેને અંતે 'ઐ'કાર

આવેલો હોય એવું પદ.

**ઐકાંતિક**, વિ. ( सं. ) એકાંત-નું; માત્ર પોતાનેજ લગતું.

**ઐક્ય**, ન. (सं.) એકપણું. (૨) સંપ; ઘણાએ એક વિચારના થવું તે.

**ઐચ્છિક**, વિ. (सं.) ઇચ્છાનું; આપખુશીનું [ કહ્યું માને નહિ એવું.

**ઐડ**, વિ. આડું; કોઈનું પણ

**ઐતરેય**, વિ. (सं.) ઈતર નામના વૈદિક ઋષિનું. (૨) ઋગ્વેદનો એક ભાગ; એ નામનું એક ઉપનિષત્.

**ઐતિહાસિક**, વિ. (सं.इति+ह+अस्=હોવું ઉ૦) ઇતિહાસને લગતું.

**ઐયાશી**, વિ. ( અ. ) એશ. આરામ ભોગવનાર.

**ઐયો**, વિ. આ; પેલું.

**ઐરાવણ**, પુ. (सं.) ઐરાવત હાથી. (૨) એ નામનો એક સર્પ.

**ઐરાવત**, (सं.) ઇન્દ્રનો મોટો ને ધોળો હાથી. (૨) ઇન્દ્રધનુષ્ય.

**ઐશાની**, વિ. ( सं. ) ઈશાન-નું; ઇશાન સંબંધી.

**ઐશ્વર્ય**, ( सं. ) વિભૂતિ; આબાદી. (૨) મોટાઈ; સુખવૈભવ.

**ઐશ્વર્યશાળી**, વિ. (सं.) ધન, સુખ, વૈભવ અને મોટાઇવાળું.

**ઐહામુષ્મિક**, વિ (सं.) આ-લોક અને પરલોક સંબંધી. (૨) અહીંનું અને તહીંનું. [ આ દુનીઆનું.

**ઐહિક**, વિ. (सं.) આ કાળનું;

**ઐંદ્રજાલિક**, વિ. ( सं. ) મા-યાવી. (૨) ચમત્કારી ખેલ કરનાર; માયા કરનાર. [ જેનું ગ્રહણ થઇ શકે એવું.

**ઐંદ્રિયક**, વિ. (सं.) ઇંદ્રિયોથી

**ઐંદ્રી**, સ્ત્રી. (सं.) ઇંદ્રાણી.(૨) પૂર્વ દિશા.

## ઓ.

**ઓ**, પુ (सं. ओ ) ગુજરાતી ભાષાના મૂળાક્ષરોમાંનો દશમો અક્ષર. (૨) અ. અરે; હે. (૩) પણે; પેલી બાજુ. (૪) સ. આ; પેલું; તે; એ.

**ઓઇઆં**, ( ઓઇયાં, ) અ. પેટ ભરાયાનો સંતોષજનક ઉદ્ગાર. ઓઇઆં કરવું=ગટ કરી જવું; ઉચાપત કરવું. (૨) પચાવી પાડવું.

**ઓક**, ન. ( सं. ओकस्=ઘર ઉ૦ ) ઘર; વતન; રહેઠાણ. (૨) (ઑ-ક) સ્ત્રી ઉલટી; વમન. (૩, પુ. યુરોપમાં થતુ એક જાતનું મોટું ઝાડ.

**ઓકવું**, સ. ક્રિ. ખાધેલું પાછું કાઢવું; વમન કરવું. ( ૨ ) લીધેલું પાછું આપવું. (૩) જે કંઇ સાંભળ્યું હોય તે કહી દેવું.

**ઓકળી**, સ્ત્રી. (सं.उत्कलिका ઉ૦ ) લીંપણની પાંસળીઓના જેવી ભાત; લહેરીઆ. [અને 'ઓ' એવો ઉચ્ચાર.

**ઓકાર**, પુ. (सं.) 'ઓ' અક્ષર

**ઓકારાંત**, વિ. (સં. ओकार+ अन्त ઉ.) જેને છેડે ઓકાર હોય એવું.

**ઓકારી**, સ્ત્રી. વમન; ઉલટી. (૨) વમનનો ઉછાળો.

**ઓકારો**, પુ. ઉછાળો; બકારો. (૨) વમન કરતા થતો અવાજ.

**ઓકાવવું**, સ ક્રિ પ્રે. ઓકે એમ કરવું; કઢાવવું. (૨) બોલી દે એમ કરવું. [ ધેલું મુખમાંથી પાછું નીકળવું

**ઓકાવું**, ક્રિ. ઉલટી થવી; ખા-

**ઓકસફર્ડ**, ન. (અં.) ઈંગ્લાંડનું વિદ્યાપીઠ માટે પ્રખ્યાત થએલું એક મોટું શહેર.

**ઓકિસજન**, પુ [અં.] પ્રાણવાયુ; જેનાથી પ્રાણીમાત્રનું જીવન પોષાય છે તે વાયુ

**ઓખડ**, ન. ઔષધ; દવા.

**ઓખણવું**, અ. ક્રિ. (સં. उत्+खन्=ખોદવું ઉ૦) ખોતરવું; પજવવું. (૨) ગીબત કરવી; દોષ કે ખોરો કાઢવી; વગોવવું પત્તર ઓખણવી=હેરાન કર્યા કરવું. પેઢી ઓખણવી=માણસ અને તેના વંશને વગોવવા. [ નાખવું; પજવવું.

**ઓખણાવવું**, ક્રિ. ખોતરી

**ઓખદ**, ન. જુઓ ઓસડ.

**ઓખદાઆં**, ન દવાઓ.

**ઓખર**, ન. (સં. ऊषर=ખારવાળી જમીન. ઉ૦) નરક; મદવાડ.

**ઓખરવાડો**, પુ. ઉકરડો; ગંદવાડ

**ઓખરવું**, અ. ક્રિ. ઓખર કરવું; મળ વગેરે કચરો ખાવો. [(ઢોર)..

**ઓખરી**, વિ. ઓખર કરનારૂં

**ઓખા**, સ્ત્રી. (સં. उषा ઉ૦) બાણાસુરની પુત્રી, અનિરુદ્ધની સ્ત્રી.

**ઓખાઈ**, પુ. દેશી જોડાની એક જાત.

**ઓખામંડળ**, ન. સોરઠનો એક પ્રાંત.

**ઓખાણું**, ન. (સં. उपाख्यान ઉ૦) ઉખાણું; કહેવત. (૨) સમસ્યા; કોયડો.

**ઓખાત**, ઓખાદ, સ્ત્રી. (ફા.) ગજું; મગદુર; તાકાદ. (૨) વિસાત; કાયનાત; સાહ્ય; મામલત. [ડવું. (૨)મોઢું કરવું.

**ઓખાવું**, સ. ક્રિ છેલવું; ઉખે-

**ઓખાંગવું**, અ. ક્રિ. આખલાનું બરાડવું.

**ઓખી**, સ્ત્રી. (ઓખા ઉપરથી) ઓખામંડળનું; ઓખામંડળનો એક અસલી સિક્કો (ઓખાઇ.)

**ઓગટ**, (ઓગાર), ન. ઢોરને ખાતા વધેલું ઘાસ. [ જે ઘાસ તે.

**ઓગઠ**, ન. ઢોરને ખાતાં વધેલું

**ઓગણચાળીશ**, વિ. (સં. एकोनचत्वारिंशत् ઉ૦) ચાળીશમાં એક ઓછું, ત્રીસ ને નવ; ૩૯.

**ઓગણત્રીશ**, વિ. (સં. एकोनत्रिंशत् ઉ૦) ત્રીશમા એક ઓછું;

વીશ ને નવ; ૨૯.

**ઓગણપચાસ**, વિ. (सं. एकोन पंचाशत् ઇ૦) પચાસમાં એક કમ; ચાળીશ ને નવ; ૪૯.

**ઓગણપડાયો**, પુ. ૐ, પ્રણવ

**ઓગણસાઠ**, વિ. (सं. एकोन+षष्ठि) સાઠમાં એક ઓછા; પચાસ ને નવ; ૫૯.

**ઓગણો**, પુ. (सं. उद्+गद्=ગરવું ઇ) શેકાતાં રહી ગએલા દાણા; ગાંગડું; ડોળ.

**ઓગણીઆં**, ન. (બ. વ.) સ્ત્રીઓના કાનનું એક ઘરેણું.

**ઓગણીશ**, (सं. एकोन+विंशति ઇ૦) વીશમાં એક કમ; દસ ને નવ; ૧૯. ઓગણીશા=ઓગણીશનો આંકડો.

– **ઓગરાળો**, જુઓ ઓઘરાળો.

**ઓગલો**, પુ. રાંધવાના પાત્રમાંનું એક તરફ નહિ ચડેલું અનાજ.

**ઓગસ્ટ**, પુ. (અં.) ખ્રીસ્તી વર્ષનો આઠમો મહીનો.

**ઓગળવું**, અ ક્રિ. (सं. अव+गॄ=ગરવું ઇ૦ प्रा. ओग्गलइ ઇ૦) પ્રવાહી થવું; પીગળવું. (૨) ગળવું; સુકાવું. (૩) દયા આવવી; અસર થવી.

**ઓગળાવવું**, સ. ક્રિ. પ્રે. ઓગળે એમ કરાવવું; પીગળાવવું.

**ઓગાન**, પુ. મોજું; તરંગ; છોળ; લહરી.

**ઓગાળ**, પુ. (सं. अव+गल्=ગળવું ઇ૦) અમુક વસ્તુને ચાવવાથી તે વસ્તુ અને લાળનો જે એક રસ થાય છે તે.

**ઓગાળવું**, સ. ક્રિ. ગાળવું; એકરસ થાય એમ કરવું. (૨) દયાની અસર ઉપજાવવી.

**ઓગાળાવવું**, સ. ક્રિ. પ્રે. ઓગાળે એમ કરાવવું.

**ઓઘ**, પુ. ઢગલો. (૨) પાણીનો વેગ; પ્રવાહ. (૩) પુષ્કળતાનો જોસ.

**ઓઘડ**, વિ. (અણઘડ ઇ૦) અસર વગરનું; ઉદાસીન. ઓઘડનાથ=સમજણ વગરનું.

**ઓઘરાળું**, વિ. ઓઘરાળાવાળું; ગંદું; કોઈ પ્રવાહીના રેલાથી ડાઘ પરેલા હોય એવું.

**ઓઘરાળો**, પુ. પ્રવાહી નરમ પદાર્થ પીરસવાની ઠુંમા દાડાની કડછી. (૨) ઓગાળના રેલાનો ડાઘ.

**ઓઘરી**, સ્ત્રી. કપડાને છેડે છુટા રહેલા તાંતણા; આંતરી; ઝૂલ.

**ઓઘલો**, પુ. (ઓઘ ઇ૦) ગંજ; ઢગ; અનાજના છોડને કાપી તથા પુળા બાંધીને બનાવેલો ઢગલો; ઓઘા; ઘાસની ગંજી.

**ઓઘવતી**, સ્ત્રી. કુરૂક્ષેત્રમાંની [ એક નદી.

**ઓઘાવું**, ક્રિ. ગભરાવું. (૨) પીડાવું. (૩) ઓઘલા તરીકે ગોઠવાવું; ખડકાવું.

**ઓઘાસ**, જુઓ ઓગઠ.

**ઓઘો**, (સં.)ગંજી. (૨) ઊનના દોરાની સાવરણી. (૩) ઓઘા વગરના એમને એમ ફરફરતા રાખેલા વાળનો જથ્થો. ઓઘો બાળવો=ભેદ ભાગવો; ભોપાળું ઉઘાડું પાડવું. ઓઘા ભેગી ઢગળ=મોટાની સાથે નાનું.

**ઓઘોડોઘો**, પુ. એક જાતની છોકરાઓની રમત.

**ઓચર**, (વાઉચર), (અં. વાઉચર.) જેનાથી કંઇ સાબીત થાય એવું લખાણ; પાવતી; દસ્તાવેજ.

**ઓચરવું**, ક્રિ. (સં. उत्+चर्=બોલવું. ઉ૦) ઉચ્ચરવું; બોલવું; અવાજ કાઢવો. [ (અ ચેઈ વાઉચરનું બહુવચન.)

**ઓચરીઆં**, જુઓ ઓચર.

**ઓચિંતું**, ( સં. अ+चित्=જાણવું ઉ૦) અણચિંત્યું; અચાનક.

**ઓચ્છવ**, ( સં. उत्सव ઉ૦ ) મોટી ખુશાલી; આનંદ-મંગળનો દિવસ; સારે ટાણું. [ કમીપણું; ઘટ; કસર.

**ઓછ**, સ્ત્રી. (ઓછું ઉપરથી.)

**ઓછપ**, સ્ત્રી. ઓછાપણું; ઘટ.

**ઓછંગ**, પુ. ( સં. उत्संग=ખોળો) ખોળો; ગોદ; અંક.

**ઓછાડ**,(સં. आ+छद्=ઢાંકવું ઉ૦ ) ઢાંકવા-પાથરવાનું વસ્ત્ર; ચાદર.

**ઓછાડવું**, સ. ક્રિ. (સં. आ+छद्=ઢાંકવું ઉ૦) ઢાંકવું; ઓઢાડવું; પાથરવું. (૨) છાવું.

**ઓછાપણું**, ન. જુઓ ઓછપ.

**ઓછાયો**, પુ.(સં. अव+छाया ઉ૦) છાંયડો; પડછાયો. (૨) આશંકા; લાજ

**ઓછાવું**, અ. ક્રિ. ઓછું થવું; હલકું થવું. (૨) સંકોચાવું; શરમાવું.

**ઓછાશ**, સ્ત્રી. ઓછપ.

**ઓછીઆં**, ન. લાડ; અછોઅછો વાનાં. [ સંભાળ.

**ઓછીઓ**, પુ. ઓછાયો. (૨)

**ઓછું**, વિ. અમુક પ્રમાણની બરોબર નહિ તે; થોડું; કમ; ઊણું. (૨) હલકું (૩) બાકી; અધુરૂં; ઉતરતું. ઓછું આવવું=ગળગળા થઇ જવું. ઓછું થવું=નાશ થઈ. ઓછું પડવું=દુ:ખ લાગવું; રિસાવું. ઓછું પાત્ર=હલકા કુળનું.

**ઓજ**, ન ( સં ओजस्=તેજ, બળ.) ચૈતન્ય; શક્તિપ્રભાવ.

**ઓજાર**, ન. (આ. વિજર=હથિઆરનું બ. વ. અદૂજાર ઉ૦) કારીગરી કરવાનું સાધન; રાચ. ( બચાવનાં-લડાઇનાં સાધન તે હથિઆર અને અમુક કાર્ય કરવાનાં સાધન તે ઓજાર.)

**ઓજો**, પુ. માટીના ઘાટ બનાવનાર; કુંભાર.

**ઓજી**, સ્ત્રી. કુંભારણ.

**ઓઝટ**, સ્ત્રી. ઝપટમાં આવી જવું. (૨) પડછાયો; અસર.

**ઓઝડવા**, પુ. ઝપટનો પવન.

(૨) ભૂતના જેવી અસર થવી તે.

ઓઝણું, ન. પહેરામણી; દાયજો; આંધન; કરિઆવર.

ઓઝપવું, અ. ક્રિ. શરમાવું.

ઓઝપ, પુ. ભૂત પ્રેતનો ભય.

ઓઝમ, પુ. છાયો; ઓળો.

ઓઝરી, જુઓ હોજરી.

ઓઝરીઉં, ન. એક જાતનું રેશમી કપડું.

ઓઝરૂં, ન. પેટ; અન્નાશય.

ઓઝલ, સ્ત્રી. સ્ત્રીઓની મર્યાદા સચવાય તે માટે રાખવામા આવતો અંતરાય; જનાનો, જનાનખાનું; અંતઃપુર.

ઓઝપો, પુ. શરમ લાગવી તે; મલાજો. (૨) અજપો. ઓઝલ પડદે = સ્ત્રી પુરૂષની બેઠક જુદી પાડનારો પડદો. ઓઝલ પાળનાર=અંતઃપુરમા રહેનાર.

ઓઝા, ના. એક અટક; ઉપનામ.

ઓઝાડ, પુ. છાબો; ઝાંપડો.

ઓઝો, પુ. બોજો; ભાર.

ઓટ, પુ. ઓછું વરસવું તે; દરીઆના ભરતીએ ચડેલા પાણીનું ઉતરી જવું તે. (૨) પડદો; અંતરાય.

ઓટકાર, જુઓ ઓડકાર.

ઓટણ, ન. ઓટવાની ક્રિયા.

ઓટણી, સ્ત્રી. ઓટવાની રીત. (૨) ઓટણ. (૩) ઓટવાની મજુરી.

ઓટલી, સ્ત્રી. નાનો ઓટલો.

ઓટલો, પુ. (સં. आस्थल ઉ૦) મકાનના આગલા ભાગ આગળ કાઢેલો ચોતરો; ઓટો. ઓટલે બેસવું=ઘરબાર ગુમાવવા. (૨) નિર્લજ્જ થવું. ઓટલા ભાગવા=કાન ભંભેરી કોઈનું ઘર ભગાવવું. ઓટલો ઘસી નાખવો=ખૂબ ખુશામત કરવી. ઓટલો બેસવે =નુકસાન થવું. ઓટલો વળવો=બુરૂ થવું; બગડવું.

ઓટનાર, વિ. ઓટવાનું કામ કરનાર.

ઓટવું, સ. ક્રિ.(સં. आनवृत् =ફેરવવું. ઉ૦) કપડાની કિનારી વાળી અંદર શીવવું (૨) મેળ ખવરાવવો.

ઓટાઈ, સ્ત્રી. ઓટણી. (૨) ઓટામણ. [મજુરી.

ઓટામણી, સ્ત્રી. ઓટવાની

ઓટાવવું, સ. ક્રિ. પ્રે. ઓટે એમ કરાવવું. (૨) પાણીની સાથે એકત્ર કરાવવું.

ઓટી, સ્ત્રી. ઇજાર અથવા ધોતીઆની કમર આગળની બાજુનું જે પડ–વળ–તે. ઓટીમા ઘાલવું=કમરે પહેરેલા વસ્ત્રના પડમા ઘાલવું. (૨)કબજે લઇ લેવું; તાબે કરવું. ઓટીમાનો હારે ને મુઠીમાનો જીતે=તરત આપી દેનાર ફાવે અને અસુર કરનારો હારે. [મૂર્ખ.

ઓટીવાર–ળ, વિ. બહુબોલું;

ઓટો, પુ. ઓટલો.

ઓઠ, પુ. (સં. ओष्ठ) મોઢાની

ફાડને ઢાંકનાર ઉપરની અને નીચેની ચામડીની બે જાડી પટીઓ; હોઠ; ઓષ્ઠ. ઓઠ બહાર તે કોટ બહાર=મોઢામાંથી નીકળ્યું તે જાહેર થાય જ. ઓઠ ઉઘાડવા=બોલવા માંડવું; સામું બોલવા માંડવું. ઓઠ કરડવા=પસ્તાવો કરવો. ઓઠ પીસવા=ક્રોધ કરવો. [ ઘુસાડનાર.

ઓઠવનાર, વિ. અડાવી દેનાર;

ઓઠવવું, સ. ક્રિ. ( સં. अव+स्था=મૂકવું ઉ૦ ) અડાવી દેવું; ગોઠવી દેવું. (૨) બદલે મૂકવું (૩) ચાંપીને ખાવું.

ઓઠવાવું, અ. ક્રિ. ઘુસી જવું; દાખલ થવું.

ઓઠંગવું, જુઓ અઠીંગવું.

ઓઠંગીઉં, જુઓ અઠીંગણું.

ઓઠીંગણું, ન. આઠીંગવાની વસ્તુ; તકીઓ; ટેકો.

ઓડું, ન (સં. अव+स्तृ=ઢાંકવું. ઉ૦ अत्थारो ) અંધારૂં અને એકાંત જેવું રહેવું હોય તેવી જગા; પડદાવાળી જગા (૨) છાયા. (૩) ડાગો. (૪) બાનું (૫) નમુનો; બીબુ. (૬) મૂર્ખ; નામનું દરજ્જે ચડાવેલું માણસ; પુતળું. (૭) ગમે નહિ તેવું.

ઓડ, સ્ત્રી. નવાણુ ખોદનાર અને માટીનાં ઘર બાંધનારની એક જાત. (૨) પવન અટકાવવાનો પડદો. (૩) બોથી આગળનો ભાગ. (ઑડય.) (૪) વિ. (ફા. ઓર=તરેહવાર. ઉ ) વિચિત્ર; અળખામણી ભરેલું.

ઓડકાર, પુ. (સં. उद्गार ઉ.) મોં વાટે અનાજ સાથે વાયુનું બહાર નીકળવું; પેટ ભરાયાની-ધરાયાની નિશાની. અન્ન તેવો ઓડકાર=કરીએ તેવું પામીએ.

ઓડણ, સ્ત્રી. ઓડની સ્ત્રી.

ઓડવું, અ. ક્રિ. ધારણ કરવું; ઓઢવું. (૨) રજુ કરવું. (૩) ખાળવું; રોકવું. (૪) કપડાથી શરીરઢાંકવું [મદદ આપે એવું.

ઓડામણ, વિ. સહાયક; દાતાર;

ઓડાવું, અ. ક્રિ. ખેંચાવું; ઈચ્છવું.

ઓડો, પુ. પશુઓને ઓઢાડવાનું વસ્ત્ર; ઓઢો. (૨) કર ઉઘરાવવાને રસ્તા ઉપર રાખવામા આવેલું થાણું; ચોકી. (૩) કરસણને બાળી મૂકે એવો દક્ષિણનો પવન.

ઓડું, (ઑડું), વિ. ઓથે ધરવાને કામ આવે એવું; નમાલું; જેને કંઇ ગતાગમ ન હોય એવું. (૨) ના. બવેજી; પુતળું. (૩) ચાડીઓ.

ઓઢ, સ્ત્રી. વલણ; વૃત્તિ; શીલ.

ઓઢણ, ન. (ઓઢવું ઉ૦) ઓઢવાનું વસ્ત્ર; ઓઢણી [ઢવાનું વસ્ત્ર; ઉપરણી.

ઓઢણી, સ્ત્રી. છોકરીઓને ઓ-

ઓઢાણું, ન. ઓઢવાનું વસ્ત્ર; ઉત્તરીય; ઓઢણી.

ઓઢવું, સ. ક્રિ (સં उत्तरीय = ઉપર ઓઢવાનું વસ્ત્ર. ઉ) માથું ઢાંકવું.

(૨) જોખમ લેવું; વહોરવું. માથે ઓઢવું= લાજ કાઢવી. (૨) જોખમ લઇ લેવું; દેવાળું કાઢવું. [ ઢાંકણ.

ઓઢાડ, પુ. ઓઢો. (૨) ઓછાડ,

ઓઢાડવું, સ. ક્રિ. પ્રે. ઓઢે એમ કરવું. (૨) જોખમ નાખવું. (૩) પાયમાલ થાય તેમ કરવું; દેવાળું કઢાવવું. (૪) વળગાડી દેવું.

ઓઢો, પુ. ઓઢણ; ઓઢવાનું વસ્ત્ર. (૨) ઢાંકણ; આચ્છાદન.

ઓણ, ( ઑણ ), અ. ( સં. अधुना ઉ૦ ) ચાલુ સાલમાં. (૨) વર્તમાન કાળમાં.

ઓણકું, (ઑણકું), વિ. આ સાલનું, હાલનું; વર્તમાન સમયનું.

ઓતણી, સ્ત્રી. ધાતુ ગાળી તેનો ઘાટ કરવાની ક્રિયા. (૨) ધાતુ ગાળવાનું અને રસ ઢારવાનું પાત્ર (૩) ધાતુના રસનાં બીબાં પાડવાની રીત. (૪) ધાતુ ગાળવાની કુંડી (૫) ભરતર કામ.

ઓતપ્રોત, વિ ( સં. आ+वे= વણવું. ઉ૦ ओत=વણેલું+प्र+ऊत= આગળ વણેલું.)વસ્ત્રના વાણાતાણાની માફક સર્વ ઠેકાણે વ્યાપી રહેલું; સર્વત્ર ભરેલું.

ઓતમ, જુઓ ઉત્તમ.

ઓતરંગ, પુ. (સં. उत्=ઉંચું+ अंग=ભાગ ઉ૦) બારસાખના ચોકઠાનું ઉપલું લાકડું.

ઓતરાઉં,-દું,વિ. ઉત્તરતરફનું.

ઓતવું, સ. ક્રિ. ધાતુને ઓગાળી ઢારવી; ધાતુના રસનો ઘાટ કરવો; ધાતુનું ભરતર કામ કરવું. [ (૨) ગુમ થવું.

ઓતળવું, સ. ક્રિ. ભૂલી જવું.

ઓતારુ, વિ. (સં. उद् અને આડું ) આડી બાજુનું; આડફેટું.

ઓતાર, પુ. ( સં. अवतार ઉ૦ ) ઉતાર. (૨) થરથરાટ ( અમુક દેવનું મનુષ્યના શરીરમા આવવું અને મનુષ્યને ધ્રુજારો છુટવો તે. )

ઓતારી, પુ. ઓતવાનું કામ કરનાર; કસારો; લુહાર.

ઓતીઆરી, પુ. મઠ અથવા આશ્રમનો ઉપરી; મહંત.

ઓત્તર, જુઓ ઉત્તર.

ઓત્તારી, અ. ઓહો ! વાહ રે. ( આશ્ચર્ય તરીકે ઉત્તેજન આપવાનો ઉદ્ગાર. )

ઓત્તે, અ. પણે; બીજે ઠેકાણે.

ઓથ, સ્ત્રી. આશરો; શરણ. (૨) મદદ; સહાય.

ઓથમીંજરું, ન. ઊટીઉં જરું.

ઓથરવું, અ ક્રિ. ભયંકરસ્વપ્ન આવવું; આફતથી ગભરાઇ જવું.

ઓથાર, પુ ( સં. आक्रान्त. प्रा. ओथारियो ઉ૦ ) સ્વપ્નમાં પડેલી આફતથી ગભરાઈ જવું તે; ભય કર સ્વપ્નને લીધે જાગી ઉઠવું તે.

ઓથું, જુઓ ઓઠું.

**ઓથો**, પુ. (ઓથ ઉ०) આશ્રય; શરણ; સહાય; ટેકો. (૨) છાંયો.

**ઓદન**, પુ. ( सं. ) રાંધેલા ચોખા; ભાત.

**ઓદર**, જુઓ ઉદર.

**ઓદા**, સ્ત્રી. આપદા; અડચણ. (૨) ગાડાના ચીલામાં પડેલા ખાડા.

**ઓદારવું**, સ. ક્રિ. (सं. अव+दृ-दार्=ચીરવું. ઉ० ) વિદારવું; ચીરવું; ફાડવું (૨) ખેડવું. [જાત; ઉદિચ્ય.

**ઓદીચ**, ના. બ્રાહ્મણોની એક

**ઓદ્ધાવાળું**, વિ. (ફા) જેને ઓદ્ધો હોય તેવું [હોય તે; અમલદાર.

**ઓદ્ધેદાર**, ના. જેને ઓદ્ધો

**ઓદ્ધેદારી**, સ્ત્રી. (ફા.) ઓદ્ધેદારપણું.

**ઓદ્ધો**, પુ. અધિકાર; પદવી; દરજ્જો. (૨) અંબાડી; હાથી ઉપર બેસવાની કઠેરાવાળી બેઠક.

**ઓધ**, સ્ત્રી. વંશ; કુળ; કુટુંબ પરંપરા. (૨) વારસો. ઓધ ઉતરવું= છોકરાં અને તેનાં છોકરાં અને તેનાં છોકરાંમાં પરંપરાએ ચાલ્યું જવું. [ ઉછરવું.

**ઓધરવું**, જુઓ ઉદ્ધરવું. (૨)

**ઓધવાડો**, પુ. કુટુંબ; વંશ; કુટુંબપરંપરા. [ મળવું.

**ઓધવું**, અ. ક્રિ ગમવું; મન

**ઓધાન**, ન. (सं. आ + धा પકડવું ઉ.) ગર્ભ રહેવો.

**ઓધાર**, જુઓ ઉદ્ધાર.

**ઓધારવું**, પુ. (सं. अवधि ઉ०) લાગ; વખત; તક.

**ઓધીઓ**, સ. ક્રિ. ખભે લેવું; મદદ કરવી; ટેકો દેવો.

**ઓનાળવું**, સ. ક્રિ. દાણાને પાણીમાં તરતા રાખીને ધોવા.

**ઓપ**, પુ. (सं. अप्=પાણી) ઝગકાટ; ચકચકાટ; (૨) સફાઇ; શોભા.

**ઓપટી**, સ્ત્રી. (सं. आपत्ति ઉ०) જરૂર; અગત્ય. (૨) અણીનો વખત; મુશ્કેલી. (૩) અટકાવ; ઋતુનો સમય. ઓપટીનો વખત=અણીનો વખત. ઓપટી સાચવવી=અણીને વખતે મદદ કરવી. ઓપટીનો માણસ=અણીને સમયે કામ આવે એવો માણસ.

**ઓપણી**, સ્ત્રી. ઓપ ચડાવવાની રીત (૨)ઓપ ચડાવવાનું ઓજાર.

**ઓપતું**,વિ.શોભતું; ઝગઝગાટ.

**ઓપદાર**, વિ. ચકચકાટવાળું.

**ઓપવાળું**, વિ. ઓપદાર; ઝગઝગાટવાળું.

**ઓપવું**, સ. ક્રિ. માંજી અથવા ઘસીને તેજદાર બનાવવું. (૨) અ. ક્રિ. શોભવું; ખલવું.

**ઓપાવવું**, સ. ક્રિ. પ્રે. ઓપે એમ કરાવવું. (૨) શોભાવવું.

**ઓફિસ**, સ્ત્રી. (અં.) કચેરી;

કાર્યાલય. (૨) કામગીરી (૩) ઓદ્ધો; પદવી. [ છડાનો બરાવ.

**ઓબલો**, પુ થોભાઓ, મૂછના

**ઓબળાહું**, ન. બગાસું; આ-ળસથી મુખ વિકાસીને શ્વાસ લેવો-મૂકવો તે.

**ઓબાળ-ળો**, જુઓ ઉબાળો.

**ઓભા**, સ્ત્રી. પીડ; મુશ્કેલી. (૨) સાલ; ફાસ. (૩) તંગી; તાણ. (૪) ઉપાધિ.

**ઓભામણ-ણી**, સ્ત્રી.પંચાતી; ખટપટ; ઊપાધિકારક પીડા; હેરાનગતી.

**ઓભાવવું**, સ. ક્રિ. પ્રે. ઓ-ભાય એમ કરવું.

**ઓભાવું**, અ. ક્રિ. સંકટમાંથી છુટા થવાને આમતેમ વલખા મારવાં; ગોથા ખાવાં; પીડાવું. (પોતે જાતે વોરી લીધેલી પીડાથી છુટવાને ફાંફાં મારવાં.)

**ઓમ્**; પુ. (सं. ॐ) વેદનો પહેલો અને પવિત્ર ઉચ્ચાર; પ્રણવ.

**ઓય**, અ. આશ્ચર્ય અને શોક બતાવવાનો ઉદ્ગાર.

**ઓયઓયરે**, અ. દુઃખ અને ઉંડી પીડાનો પોકાર;હાય હાય રે; અરરર.

**ઓયણું**, (ઓરણું), ન. ઓરવા જેટલું તે; ચાંગળુ, (૨) જે કંઈ ઓરવાનું હોય તે.

**ઓર**, સ્ત્રી. દેખાદેખી. ચડસા-ચડસી. (૨)(ઑર) ગર્ભરક્ષક આવરણ. (૩) તરફ; બાજુ. (૪) કેરીને પાકમાં નાખવી તે.

**ઓર**, (ઑર), વિ. બીજું; અન્ય. (૨) વળી. (૩) સામું. (૪)બહુ; વિચિત્ર. [ ખોલી; કોટડી.

**ઓરડી**, સ્ત્રી. નાનો ઓરડો,

**ઓરડો**, પુ. ઘરમાંનો ખંડ. (૨) મકાનનો કોઈ પણ ખંડ. (૩) જ-નાનો; અંતઃપુર. (૪) ભંડાર; સંપત્તિ. ઓરડો કરવો=ઉમરે આવેલાં વરવહુને સાથે રાખવાં. ઓરડે અજવાળુ=પૈસો ટકો હોવો તે. (૨) સંપત્તિ હોવી તે. ઓરડે બેસવું=વિધવા થવું. ઓરડો દે-વાવો=નિર્વંશ થવો.

**ઓરણી**, સ્ત્રી. ખેતરમાં અનાજ વાવવું (૨) જેમા વાવવાનું નાખવામાં આવે છે તે ચાવળ ઉપરનું ચાડુ. (૩) ચાસની અંદર જે દરેડો કરવો તે. (૪) ખા ખા કરવું તે.

**ઓરણું**, ન. જે કંઇ ઓરવાનું હોય તે. (૨) ખોરાક; ખાવાનું. (૩) ચાહુ. (૪) ઓરવાનું કામ.

**ઓરત**, સ્ત્રી. (આ. અવરત ઉ૦) સ્ત્રી; બાયડી (૨) વહુ; ધણીઆણી.

**ઓરતો**, પુ. (सं. आरक्त= प्रा. आरत्तो=અનુઃક્તિ=ભાવ)ભાવ; હોસ; લહાવો. (૨) ઉમેદ; ઓરીઓ; અભિલાષ. ઓરતો રહી જવો=મનની ઇચ્છાઓ મનમાં જ રહી જવી.

ઓરમાઈ, વિ. ( सं. अपर+माता ઉ૦ ) અપર માતાનું; જુદી માતાનું; સાવકું.

ઓરમાન, વિ. ઓરમાઇ; સાવકું.

ઓરમાયું, વિ. અપરમાતાવાળું.

ઓરશું, ન, ત્રણધારી લાપસી; જાડા લોટનો બનાવેલો કંસાર.

ઓરવવું, સ. ક્રિ. છુટું છુટું કરીને સુકવવું. (૨) પાણીથી ભીંજવવું.

ઓરવું, સ. ક્રિ. —માં નાખવું; ફરોડો કરવો; ધારા પાડવી; જમીનમાં બી પેરવાં. [ લગરવાની જગા; ગોદી.

ઓરવો, પુ. બંદરમાં વહાણો

ઓરસ, પુ. (ફા.) મુસલમાનોનો મેળો; ધર્મને લગતાં સ્થળની વાર્ષિક યાદનો કિંવા તહેવારના ઉત્સવનો મેળાવડો.

ઓરસડી, સ્ત્રી. નાનો ઓરસીઓ.

ઓરસીઓ, પુ. ચંદન ઘસાય એવો પત્થરનો ગોળ ને બરસટ કકડો. ઓરસીઆ જેવું સાફ=આગળ પાછળ કંઇ વાડીવિસ્તાર ન હોય એવું. ઓરસીઆ જેવું કપાળ=દુર્ભાગ્યસૂચક.

ઓરંગો પુ. કુસ્તીનો એક દાવ. (૨) તરંગ; બુટ્ટો.

ઓરાડવું, સ ક્રિ. ઉપર નાખવું; ઢાંકવું; ભેરવી દેવું. સાલ ઓરાડવી=બક્ષીશ આપવી; સારી જગા આપવી; વારસ કરવો.

ઓરી, સ્ત્રી. એક જાતનો ઉડતો તાવ. (એમાં નાનાં બાળકના શરીર ઉપર ઝીણીઝીણી ફોલ્લીઓ થઈ આવે છે.)

ઓરીઓ ( ઑરીઓ ), પુ. અભિલાષ; લહાવો. (૨) આશા; ઉમેદ. (૩) કાંઠા ઉપરનો કુવો. ઓરીઓ વીતવો=ભાવના પૂરી થવી. [ થડમાં.

ઓરૂં, (ઑરૂં), પાસે; નજીક;

ઓરે, અ. અરે, અરેરે, એવો દુઃખોદ્ગાર.

ઓલ, સ્ત્રી. નાગરનો વર માથે જે પટકો બાંધે છે તે; ઉલ.

ઓલતો, પુ. ( सं. अक्तक ઉ૦) અળતો.

ઓલા, પુ. આળું ચામડું; ખાલ.

ઓલાણ, ન. કોસ ખેંચતા બળદોને ઉતરવાને બનાવેલો ઢાળબંધ ખાડો. (૨) ઓલાઈ જવું તે.

ઓલાદ, (ઑલાદ), સ્ત્રી. (ફા.) વંશ; કુળ. (૨) વંશાવળી; વર્ગ; વર્ણ; જાત. [ મંડપ.

ઓલાહો, પુ. છાયાવાળી જગા;

ઓલાં, ન. કરા; હીમ.

ઓલિયો, પુ. (અ.) મહાત્મા પુરુષ; પીર લોક.

ઓલીઉં, ( ઑલીઉં ), વિ. ભોળીઉં; જેને રાગદ્વેષ ન હોય એવું; નહિ પહોચેલું. (૨) ઉદાર; નિખાલસ.

ઓલુંદોલું, (ઑલુંદોલું), વિ. ઓલીઉં અને દોલતવાળું; ભોળું અને ઉદાર; નિષ્કપટી. [ આવાડમાં. )

ઓલ્યું, સ. પેલું; તે. ( કાઠિ-

ઓવારણાં, ન. દુઃખણાં લેવાં; કલ્યાણ ઇચ્છવું; વિનય અને સ્નેહ દેખાડવાનો એક ચાલ. ઓવારણાં લેવાં=પોતાના પ્રિયજનને કંઇ અનિષ્ટ ન થાય માટે તેના માથા ઉપરથી હાથ ઉતારી પોતાને લમણે ટચાકા ફોડવા તે.

ઓવારવું, (ઑવારવું), સ. ક્રિ. ઉતારવું; વાળવું; ઓવારણાં લેવાં. (૨) સુતરને ફાળકા ઉપર ઉતારવું. (૩) અર્પવું. [ ઘાટ.

ઓવારો, (ઑવારો), પુ. કિનારો;

ઓવી, સ્ત્રી. (સં.) દક્ષણી ભાષામાં વિશેષે કરીને વપરાતો એક રાગ

ઓશલો, પુ. છાતી કૂટવી તે. (૨) રસોઇ કરી આપવી તે.

ઓશંક, (-કા), જુઓ આશંકા.

ઓશંકવું, સ. ક્રિ. (સં. આ શંક્ ઉ૦) શરમાવું. (૨) ઝંખાવું; પાછા પડવું.

ઓશંકાવું, (ઑશંકાવું), અ. ક્રિ. શરમાવું; લજવાવું. (૨) સંકોચાવું; પાછા પડવું (૩) ભય લાગવો.

ઓશિઆળ, સ્ત્રી. (સં. આશ્રય ઉ૦) વશ રહીને વર્તવાપણું; ગરજ; અધીનતા.

ઓશિઆળું, વિ. ઓશિંગણુ; આશ્રયવશ. (૨) દબાએલું; ઉપકારમાં આવેલું. (૩) શરમીંદું; ઝાંખું.

ઓશિંગણુ, વિ. ઉપકૃત; આભારી; ઋણી.

ઓશીકું, ન. (સં. ઉત્+શીર્ષમ્ ઉ૦) સુતાં માથું ઉંચું રાખવાનો જે તકીઓ તે; ઉપધાન. (૨) માથા બાજુની દિશા.

ઓશીજાળું, વિ. અસ્વચ્છ; અવ્યવસ્થિત; જવાજતુ ભરાઇ રહે એવું.

ઓષ્ઠ, પુ. (સં.) ઓઠ; હોઠ; અધર.

ઓષ્ઠ્ય, વિ. (સં.) ઓષ્ઠસ્થાની.

ઓસ, પુ. ઝાકળ; ડાર. (૨) ઝાંઝવાં; મૃગજળ.

ઓસડ, ન (સં. औषध ઉ૦) ઔષધ; દવા. (૨) ઉપાય; ઈલાજ; ઓસડ કરવું=કાસળ કાઢવું. ઓસડવેસડ=દવાદારૂ.

ઓસડીઆં, ન. દવાઓ; ઔષધિઓ. [ (૨) રંગનો ઉકાળો.

ઓસણી, સ્ત્રી. ઓસરવાનું કામ.

ઓસરવું, અ. ક્રિ. (સં. अप+सृ=પાછા હઠવું ઉ૦) પાછા હઠવું; સંકોચાવું. (૨) ઓછું થવું; ઘટવું; ઉતરવું. (૩) શરમાવું; આશંકાવું. (૪) દુર્બળ થઇ જવું; સુકાવું.

ઓસરી, (ઑશરી), સ્ત્રી. (સં. उप+सृ=સરવું. ઉ૦) ઘરના આગલા ભાગમાં છાપરાવાળી છુટી જગા.

ઓસવવું, સ. ક્રિ. (સં. उष्णी कृ. ઉ૦) ઉકાળીને નિતારી લેવું; ઓસાય એમ કરવું; ઓસાવવું.

ઓસવાવું, અ. ક્રિ. સંકોચાવું;

સોસાવું; દુર્બળ થવું (૨) ચડવું; બફાઇ-રંધાઇ જવું. (૩) ઘટવું; ઓછું થવું; શરમાવું.　　　　[ આની એક જાત.

**ઓસવાળ**, ના. શ્રાવક વાણી-

**ઓસવું**, અ. ક્રિ. વરાળનું ઓસ થઇ પાણીમાં પરિણામ પામવું. (૨) નીગળવું; ગળવું; ટપકવું.

**ઓસંગ**, પુ. ઓળો.

**ઓસારૂ**, પુ. (આ.) ઘણા ગુણ.

**ઓસાણ**, ન. હાંમત; ધૈર્ય. (૨) હોસ. (૩) નિશાન.

**ઓસામણ**, ન. અનાજ ચડી ગયા પછી વધારાનું જે પાણી કાઢી લીધું હોય તે. (૨) દાળનું પાણી.

**ઓસાર**, પુ. (સં. आ+सृ સરવું ઉ૦) ભીતની પહોળાઇ; જાડાઇ. (૨) મદદ; આશ્રય; સહાય. (૩) ઓટ; ઉતરી જવું.

**ઓસાવવું**, સ. ક્રિ. પાણીમાં અનાજ ચડાવ્યા પછી વધારાનું પાણી કાઢી નાખવું; નીંગાળવું. (૨) રંધાવું.

**ઓહીઓ**, પુ. દાતરડું.

**ઓહો**, અ. આશ્ચર્ય, આનંદ અને ચકિતપણાનો ઉદ્ગાર; અહો; ઓહોહો. (૨) એમાં શું થઇ ગયું એવા અર્થમાં વપરાય છે.

**ઓહોહો**, અ. બહુજ આશ્ચર્ય અને ઘણોજ આનંદ બતાવનારો ઉદ્ગાર; અધધધ.

**ઓળ**, સ્ત્રી. (સં. आवली ઉ૦) હાર; પંક્તિ; લીટી. (૨) શ્રેણી; વર્ગ. (૩) ભાડું.

**ઓળખ**, સ્ત્રી. (સં. अव+लक्ष् જાણવાનું ચિહ્ન; ઓળખાણ. (૨) અટક. (૩)જેના વડે અમુક 'આમ છે' એવું સમજાય તે સંબંધ.

**ઓળખપાળખ**, સ્ત્રી. ઓળખાણ પાળખાણ.

**ઓળખવું**, સ. ક્રિ. ( સં. अव+लक्ष् અમુકને ખાતરીથી જાણવું; પિછાણવું. (૨) પરખી કાઢવું. (૩) નોખું કરવું.

**ઓળખાણ**, સ્ત્રી. ન. પિછાન; ઓળખ; સંબંધ. (૨) પારખ; જાણ; સમજ. (૩) પરિચય. (૪) ખાતરી; જામીનગીરી.

**ઓળખાવવું**, સ. ક્રિ. પ્રે. ઓળખે એમ કરાવવું; જાણીતું કરવું; સંબંધ સમજાવવો. (૨) પરખાવવું; ખાતરી કરાવવી.

**ઓળખાવું**, અ. ક્રિ. જાણીતા થવું. (૨) નામ કાઢવું; કીર્તિ પામવી. (૩) ઓળખાણ પડવું.

**ઓળખીતું**, વિ. ઓળખાણવાળું; જાણીતું. ઓળખીતો સિપાઈ હેડમાં ઘાલે=ઓળખાણવાળો હોય તે વધારે રખડે.　　　　[ દુવા; આશીષ.

**ઓળગ**, સ્ત્રી. ફેરા ખાવા. (૨)

**ઓળગવું**, અ. ક્રિ. ફેરા આંટા ખાવા.　　　　[ ઓળગાણાની સ્ત્રી.

**ઓળગાણી**, સ્ત્રી. ચંડાળણી;

**ઓળગાણો**, પુ. અતિ શૂદ્રની એક જાત, (તેમાંનો જે નર તે); ચંડાળ; ભંગીઓ.

**ઓળવવું**, સ. ક્રિ. છુપાવીને ઉપયોગમાં લેવું; ઉડાવવું; હચાપત કરવું. (૨) ખોઇ નાખવું; ગુમાવવું. (૩) છુપાવવું.

**ઓળવું**, સ. ક્રિ. કાંશકી વડે વાળને છુટાછુટા કરવા તથા સમારવા.

**ઓળવો**, પુ. (सं. आलय ઉ૦) ઘર; મકાન.

**ઓળંગવું**, સ. ક્રિ. (सं. उत्+लंघ्=ઉપર થઇને જવું. ઉ૦) ઉલ્લંઘવું; પેલે પાર જવું. (૨) કૂદી જવું. (૩) તોડવું; અવગણના કરવી (૪) પસાર કરી જવું. [એમ કરવું; કૂદાવવું

**ઓળંગાવવું**, સ ક્રિ. પ્રે. ઓળંગે

**ઓળંબો**-(ભો), પુ. ચણેલી ભીંત સીધી છે કે નહિ તે જોવાનું કડીઆનું એક ઓજાર.

**ઓળંભો**, (ઓળંબો), પુ. (सं. उपालंभ ઉ૦) મશ્કરીમાં આવવું. (૨)ઠબકો; ફરિઆદ. (૩)પડછાયો; ઓળો; આભાસ. [(૨) શેકેલા પોપટા.

**ઓળા**,પુ.લીલા ચણાના પોપટા.

**ઓળાઓળ**, અ. હારબંધ; હારોહાર. (૨) એક પછી એક; ઓળબંધ.

**ઓળાણી**, સ્ત્રી. કાંશકી.

**ઓળામણાં**, ન. ઓવારણાં. (૨) મનામણાં.

**ઓળાયો**, (ઓળૈયો), અમુક હદ દેખાડનારી વાંકી લીટી.

**ઓળાવવું**, સ. ક્રિ. છુપાવવું; સંતાઇ રહેવું; ઓઠે ભરાઇ રહેવું. (૨) બીજાની પાસે વાળ સરખા કરાવવા.

**ઓળાંસવું**, સ. ક્રિ. જરા ભાર દઈ શરીરે તેલ લગાડવું; મર્દન કરવું; માલેસ કરવું. (૨) ખુશામત કરવી.

**ઓળીઆ**, પુ. વાંસ; ઝાલર.

**ઓળીઆપટ્ટી**, સ્ત્રી દાંડા ઉપર વિંટાળવામાં આવતી પટ્ટી.

**ઓળીઉં**, ન. (सं. आवली ઉ૦) ભુંગળીઉં. (૨) લાંબા કાગળને ગોળ વિંટાળેલો હોય તે. (૩) ટીપણું.

**ઓળેઓળે**, અ. સૂપડે ને ટોપલે; જેમ ફાવે તેમ; ખૂબ.

**ઓળો**, પુ. છાયો; પડછાયો (૨) આશ્રય. (૩) રક્ષણ. ઓળો પડવો=છાયાની ખરાબ અસર થવી. ઓળો તજવો=છાયડે પણ ન જવું

**ઓંકાર**, પુ. (सं.) 'ૐ' એવો અક્ષર અને તેનો ઉચ્ચાર; પ્રણવ.

**ઓંકારેશ્વર**, (सं.) નર્મદાના મૂળ આગળ આવેલું એક મહાદેવનું ધામ.

## ઔ.

**ઔ**, પુ.(सं.) ગુજરાતી ભાષાના મૂળાક્ષરોમાંનો અગિઆરમો સ્વર. (૨)ન. જીવજંતુ; જીવડું (૩) આઉ; બાઉલું; પશુઓના આંચળ અને તેને લગતો જેમાં દૂધ રહે છે તે માંસમય અવયવ. (૪)

## ક.

**ક**, પુ. [ **સં.** ] ગુજરાતી ભાષાના મૂળાક્ષરોમાંનો પહેલો કંઠસ્થાની વ્યંજન. (૨) વિષ્ણુ. (૩) અગ્નિ. (૪) સૂર્ય.

**ક** [ **સં. કુ**નો અપભ્રંશ ] શબ્દની આગળ આવતાં નઠારૂ, અયોગ્ય, વગેરે અર્થ બતાવે છે:–કપૂત, કજાત. (૨) શબ્દની પાછળ આવતા નાનું, કનિષ્ઠ, લાડકું, સરખું અને કરનાર, એવો અર્થ બતાવે છે:–બાળક, દંડક. કેટલેક ઠેકાણે મર્યાદા બતાવે છે:–જરાક, થોડુંક. (૪) તદ્ધિત તરીકે વિશેષણ અને નામ પણ કરે છે:–તૂટક, છૂટક

**કઈ**, સ્ત્રી જુઓ કયી

**કઈક**, સ કૈક (૨) વિ કોઇ એક; કેટલાક, ઘણાએક

**ક-ઋતુ**, ( ક-રૂત ) [ **સં. कु+ऋतु** ] ખરાબ ઋતુ. (૨) અસાધારણ કાળ.

**કકડતું**, જુઓ કડકડતું.

**કકડધ્વજ**, વિ. [ **સં. कड**=કડક+**ध्वज** ] અક્કડ ઊભુ રહે એવુ, નરમ નહિ પડેલુ; ટટાર.

**કકડવું**, જુઓ કડકડવું.

**કકડાટ**, જુઓ કડકડાટ

**કકડાવવું**, જુઓ કડકડાવવું.

**કકડી**, સ્ત્રી. નાનો કકડો; કટકી; કરચ. **કકડીક**=કકડી જેટલું; બહુજ થોડું.

**કકડીને**, અ. ખૂબ જોસમાં.

**કકડો**, પુ. [ **સં. कड्**=કકડો કરવો ] આખાનો ભાગ; કડકો; કરચ. રૂ૦ પ્ર૦ (૧) કકડેબચકે=થોડેથોડે. (૨) કકડેકકડે=થોડેથોડે; ધીરે ધીરે. (૩) કકડોકકડો=લગાર લગાર (૪) કકટોક=માત્ર કકડા જેટલુંજ. (૫) કકડોકોર=કકડાની પણ કોર જેટલું. **ક્રિ. પ્ર** કકડેકકડા થઇ જવું=ભાગીને ભુકો થઇ જવું

**કકણવું**, જુઓ કણકણવું.

**કકણાટ**, જુઓ કણકણાટ.

**કકણાટો**, પુ કકણાટ. (૨) કપ. (૩) કંટાળો

**કકણાવવું**, જુઓ કણકણાવવું.

**કકણો**, જુઓ કણકણાટ.

**કકરાવવું**, જુઓ કરકરાવવું.

**કકરૂં**, જુઓ કરકરૂં

**કકળવું**, કકળવું, ક્રિ અ કળકળાટ કરવો.

**કકળાટ**, જુઓ કળકળાટ.

**કકળાણ**, ન. [ **સં. कलकल** ] કલ્પાંત (૨) ભૂમરાણ.

**કકળાવવું**, જુઓ કળકળાવવું.

**કકાટીઓ**, પુ ચકમકનો પત્થર.

**કકાર**, પુ. [ **સં. क्+कृ** ] ‘ક’ એવો ઉચ્ચાર–અક્ષર તે. કકારાદિ=‘ક’ જેમાં આદિ છે એવું કકારાંત=‘ક’ અંતે હોય એવું.

**કકુભ**, સ્ત્રી. [ **સં.** ] તંબુરા કે વીણાનું તુંબું. (૨) એક જાતની રાગિણી. (૩) દિશા; શોભા.

**કક્કો**, પુ. કોઈપણ ભાષાની વર્ણમાળાના અક્ષરો. (૨) કકાર. (૩) ક્રિ૦ પ્ર૦ (૧) કક્કેથી માંડવું=પહેલેથી શરૂ કરવું (૨) કક્કો કાઢવો=લખતાં વાચતાં આવડવું. (૩) કક્કો ઘૂંટવો=લખતાં શીખવું. (૪) કક્કો ખરો કરવો=પોતાનું કથન મનાવવાનો આગ્રહ રાખવો. (૫) કક્કો ભણવો=બોધ લેવો. કહે૦ (૧) કક્કાને ફૂટી મારે એવું=નિરક્ષર. (૨) કક્કા કેરું નામે ન જાણે, ને હું મોટો પંડિત=મૂળતત્ત્વનુએ જ્ઞાન હોય નહિ અને પુરો હોશીયાર ગણાવાનો ડોળ કરે.

**કક્ષ**, સ્ત્રી [ **सं. कक्षा** ] કાખ; બગલ. (૨) કંદોરો (૩) બાજુ; તરફ

**કક્ષા**, સ્ત્રી. [ **सं.** ] ગ્રહોને ફરવાનો આકાશ પર કલ્પેલો માર્ગ. (૨) કાખ; બગલ. કક્ષાંશ=કક્ષાના અંશ.

**કક્ષાપટ**, ન. [ **सं.** ] લંગોટ.

**કખ**, સ્ત્રી. [ **सं. कक्षा** ] બગલમાં થતો એક રોગ. (૨) તણખલું.

**ક—ખડમાકડી**, સ્ત્રી. ઘાસ ઉપર થતું એક જાતનું જીવડું.

**કખાય**, પુ [ **सं. कषाय** ] ઉકાળો; કાઢો. (૨) ભગવો રંગ (૩) વિ૦ તુરૂં; કસાણું (૪) રાતા પીળાશ પડતા રંગનું.

**કગરવું**, જુઓ કરગરવું.

**કગરસ**, સ્ત્રી. ધાતુને છોલતા પડેલી ઝીણી રજ; કરગસ.

**કગરાવવું**, જુઓ કરગરાવવું.

**કગ્ગ**, અ૦ કંઈપણ; કશુંએ. ( ૨ ) કદી; કદાપએ.

**ક-ઘા**, પુ. [ **सं. कु+घात** ] નઠારો ઘા; ન રૂઝે એવો ઘા. (૨) અયોગ્ય ઠેકાણે થયેલો ઘા. (૩) કવેળાનો ઘા. (૪) અંતરાય.

**કચ**, પુ. [**सं.**] માથાના વાળ; ચોટલો. (૨) દેવોના ગુરુ બૃહસ્પતિનો પુત્ર

**કચ**, ( કચ્ય ) સ્ત્રી. [**सं. कच्** = બોલવું ] બકબકાટ, ટકટક. (૨) તકરાર; કજીઓ. કહે કચનું મો કાળું=તકરાર કરવી તે સારૂ નહિ (૩) હઠ.

**કચકચ**, સ્ત્રી બોલબોલ કરવું તે; ટકટક. (૨) તકરાર; પંચાત (૩) અ૦ કચકચ એવો અવાજ થાય એમ.

**કચકચવું**, ક્રિ. અ. [**सं. कच्** =બોલવું ] બોલ બોલ કરવું. (૨) 'કચ કચ' એવો અવાજ થવો.

**કચકચાટ**, પુ કચકચ કર્યાં કરવું. (૨) બડબડાટ.

**કચકચાટ**, અ કચકચ થાય એમ તાણીને. (૨) વિ સજ્જડ.

**કચકચાવવું**, ક્રિ સ કચકચ થાય એમ કરવું. (૨) જોરથી ખેંચીને બાંધવું; દબાવવું ( ૩ ) હલાવવું. ( ૪ ) હેરાન કરવું.

**કચકચીઉં**, વિ કચકચ કર્યાં કરે એવું; તકરારી. (૨) હઠીલું.

**કચકડું**, [**सं. कच्छप**] કાચ-

બાની પીઠનું ઉપરનું પડ. (એની વીંટીઓ, કાંસકી, રમકડાં વગેરે થાય છે.)

**કચડકચડ,** અ (અનુ.) કાકરા અથવા લાકડામાથી નીકળતો અવાજ.

**કચડવું,** જુઓ કચરવુ

**કચડાકચડી,** જુઓ કચરાકચરી

**કચડાટ,** પુ જુઓ કચરડાટ.

**કચડાવું,** જુઓ કચરાવુ.

**કચરો,** વિ કુમળો. (કચ્છ.)

**કચપચ,** સ્ત્રી બોલચાલ. (૨) તકરાર; ખટપટ. (૩) કલબલ.

**કચપચીઉં,** વિ. કચપચ કરનાર. (૨) તકરારી. (૩) ધીરે ધીરે વાત કર્યા કરનાર [કાચબાનું હાડકું.

**કચબડું,** ન કેરીનું ગાબચું. (૨)

**કચરડવું,** ક્રિ. સ કચરડ એવો અવાજ થાય એમ કરવું, જોરથી દાબવું.

**કચરડાટ,** પુ૦ કચરડ એવો અવાજ થાય તે.

**કચરપચર,** વિ. કાચુંકોરૂં; અપરિપક્વ. (૨) અ૦ ઉપરાઉપરી; રહી રહીને.

**કચરવું,** (કચડવુ), ક્રિ. સ. [सं. कृष्=તાણવુ] જોરથી દાબવુ; ચગદવુ.

**કચરાકચર,** સ્ત્રી ભીડાભીડ; ભચરડાભચરડ.

**કચરાકચરી,** સ્ત્રી ભીડાભીડ; ભીડ.

**કચરાપટ્ટી,** સ્ત્રી ગંદકીની રેલછેલ. (૨) પુ કચરો કાઢનારો માણસ. (૩) સ્ત્રી. કચરો કાઢનારી સંસ્થા: મ્યુનિસિપાલીટી. (૪) વિ. કચરા જેવું; ગંદું; હલકું.

**કચરાવવું,** ક્રિ પ્રે કચરે એમ કરાવવું. (૨) મરાવવું; નરમ કરાવવું.

**કચરાવું,** ક્રિ અ દબાવું. (૨) ઘુંદાવું. [(૨) વિ કચરાયેલું.

**કચરીઉં,** ન અડધુ કચરેલુ હોય તે.

**કચરી-ઘાલવું,** ક્રિ. સ દાબીને નરમ કરી નાખવું. (૨) જોરથી વશ કરવું. (૩) કેદ કરવું.

**કચરી-નાખવું,** ક્રિ સ ચગદી નાખવુ; નરમ પાડી દેવું.

**કચરી-મારવું,** ક્રિ સ. હેરાન કરવુ; રગડવુ.

**કચરો,** પુ. [सं. कच्चर = ગદુ] ધૂળ, તરણા, પાદડાં, કાગળના કકડા વગેરે. (૨) કોઈ પણ વસ્તુમાનું વીણામણ. (૩) કાદવ; કીચડ. (૪) ચણતરની માટી (૫) ખરાબમાં ખરાબ હોય તે; ઉતાર.'- એ તો રાંડ આખા ગામનો કચરો છે. ક્રિ. પ્ર. કચરો કાઢવો=વાળવું; ખરાબ હોય તે દૂર કરવું. કહે૦ કચરેકચરો વધે=કચરો હોય ત્યાં બીજો કચરો આવીને પડે. (૨) કચરો વાળતા જન્મારો ગયો ને ભાભાજી! ઉકરડો કયો ?=જાણીતી બાબતમા પૂછનાર માટે વપરાય છે. (૩) કચરાની ટોપલીમાં નાખી દેવું=નિરુપયોગી ગણી રદ કરવું.

**કચવાટ,** પુ. મનનું કચવાવું; અસંતોષ. (૨) ફરિયાદ. (૩) અણબનાવ. (૪) ગભરાટ; જીવ ઘોળાવો તે.

**કચવાણુ,** ન. બગડી જવું તે.

(૨) ગભરાટ. (૩) મન દુખાવું; મુંઝવણ. (૪) વચમાં ઘૂસવું તે.

**કચવાવવું**, ક્રિ. પ્રે૦ દીલ દુખવવું.

**કચવાવું**, ક્રિ૦ અ૦ મન દુખાવું; દીલગીર થવું. [ સેળવાળું.

**કચવું**, વિ સફાઈ વગરનું; ભેળ-

**કચાકચ**, અ કચકચ કપાય તેમ.

**કચાટ**, પુ કચવાટ (૨) કચકચ. (૩) જીદ. (૪) વિ હઠીલું.

**કચાટીઉં**, **કચવાટીઉં**, વિ કચવાટ-વાળું. (૨) કચકચ કરનાર. (૩) જીદ્દી.

**કુ-ચારો**, પુ. ભયંકર સ્વપ્ન. (૨) ઓથાર

**કુ-ચાલ**, સ્ત્રી. નઠારી રીતભાત; કુટેવ.

**કુ-ચાલે**, અ. ન છૂટકે; નિરુપાયે.

**કચાશ**, ( કચાસ ), કાચાપણું. (૨) કસર.

**કચિઆણ**, ન ભીડ; ગરદી

**કચિ-આરું**, વિ કાચું હોય એવું; અસંપૂર્ણ.

**કચિઆરો**, પુ નાની ઇંટો.

**કચિડું**, વિ. ચુથાઇ ગયેલું; ભેળ-સેળ. (૨) ગંદું.

**કચીઉં**, વિ. કચકચ કરનાર. (૨) હઠીલું; જીદ્દી.

**કચુકો**, પુ. આંબલીનો ઠળીઓ. કહે૦ કચુકા પીલે તેલ ના નીકળે=જેમાં જે ન હોય તેમાથી તે મેળવવાની મહેનત કરવી તે ફોગટ.

**કચુડ-કચુડ**, અ. હીંચકાના ઝુલ-વાથી થતો અવાજ; ચાવતાં થતો અવાજ.

**કચુડો**, પુ. ( કચુડકચુડ થાય તે ઉપરથી) હીંચકો; ઝુલો.

**કચુમલ**, જુઓ કચુંબર.

**કચુરો**, પુ. એક જાતની ઝેરી વ-નસ્પતિ; ઝેરકચોલું.

**કચુંદવું**, ક્રિ૦ સ૦ પાણીમાં હલા-વવું. (૨) કસણવું; ગુંદવું.

**કચુદી નાખવું**, ક્રિ સ ચુંથી નાખવું; બગાડવું.

**કચુંબર**, સ્ત્રી પાતળી, નાની અને ઝીણી ચીરીઓ; છુંદો.

**કચેરી**, સ્ત્રી. [ हिं. ] અમલ-દારને કામ કરવાનું ઠેકાણું. (૨) ઘર-માનો બેઠકનો ખંડ; દિવાનખાનું ક્રિ૦ પ્ર૦ કચેરીએ ચડવુ = ફરિયાદ કરવી. કહે૦ કચેરીમા કચરો=જ્યાં અજવાળું જોઇએ ત્યા અધારૂ.

**કચોરી**, સ્ત્રી. મસાલાદાર પુરણ ભરીને તળી કાઢેલી ખારી પૂરી; ધારી.

**કચોલડું**, ન જુઓ કચોલું. ( ક-વિતામાં )

**કચોલું-ળું**, ન તેલ ધૂપેલ કાઢવા-નું નાનું સુંદર પ્યાલુ (૨) કંકાવટી.

**કચ્ચર**, અ. ખૂબ કચરાઇને ચગ-દાઈ ગયેલું હોય તે. (૨) સ્ત્રી. જળમાં થતી એક વનસ્પતિ.

**કચ્ચરઘાણ**, ( કચરઘાણ ), પુ. વિનાશ; પાયમાલી. ક્રિ. પ્ર. કચ્ચરઘાણ થઈ જવું=સાવ નાશ થઇ જવો.

**કચ્ચા**, વિ. [ हिं.] કાચું; અકુ-

શળ. (૨) પાકું-ઉંવટનું નહિ એવું. :–કચ્ચા બાર.

**કચ્ચાઇ,** સ્ત્રી. કાચાપણું; કચાશ.

**કચ્ચાંબચ્ચાં,** ન. (બ.વ.) છોકરાં છૈયાં.

**કચ્ચું,** ન કાચકીનું બી; કાચકું; કાંકચીઓ. (૨) વિ. [ हिं. ] કાચું; અનુભવ વગરનું.

**કચ્છ,** પુ. [सं.] કમરે પહેરેલા કપડાની પાટલીને પાછળ ખોસવી તે; કછોટો; લંગોટ. (૨) સરહદ ઉપરનો નીચલો પ્રદેશ; સિંધ અને કાઠિઆવાડ વચ્ચે આવેલો એક નાનો પ્રાંત. (૩) કાચબો.

**કચ્છપ,** પુ. [सं.] કાચબો. (૨) અર્ક કાઢવાનું એક યંત્ર. (કાચબા જેવી આકૃતિનું હોવાથી. ]

**કચ્છપી,** સ્ત્રી. [सं.] કાચબી; કાચબાની માદા.

**કચ્છાવતાર,** પુ. [सं.] ઈશ્વરના દશ અવતારોમાંનો એક અવતાર.

**કચ્છી,** વિ કચ્છનું; કચ્છમાં રહેનાર અને કચ્છમાં બનેલું હોય એવું.

**કચ્છો,** પુ. [सं. कच्छ] કાછડો મારવાનું કપડું; લંગોટ. (૨) કછોટો.

**કછવું,** ક્રિ૦ સ૦ કછોટો મારવો; કાછડી વાળવી.

**કછોટી,** સ્ત્રી. [ सं. कच्छ ] લંગોટી. (૨) વૃષણ અને તેને લગતું આંતરડું.

**કછોટીબંધ,** વિ. કાછડી વાળનાર; પુરુષ વર્ગ. (કછોટીબંધ નોતરાં એમ કહેવાય છે.) (૨) જેની કછોટી છુટી ન હોય એવું; બ્રહ્મચારી.

**કછોટો,** પુ. [ सं. कच्छ ] કાછડો; કચ્છ. (૨) કચ્છમાં આવી જતો શરીરનો ભાગ.

**કછોરૂ,** ન નઠારૂં છોકરૂં. કહે૦ છોરૂ કછોરૂ થાય પણ માબાપ કમાબાપ ન થાય=છોકરૂં કદાપિ પોતાની ફરજ ભૂલે પણ માબાપ એવાં થતાં નથી.

**કજલ,** સ્ત્રી. સોગટાંની રમતની એક રીત. (૨) કરામત; યુક્તિ.

**કજલી,** સ્ત્રી. [सं. कज्जली] ગંધક પારાનું મિશ્રણ. [ કપિંજલ.

**કજલો,** પુ એક જાતનું પંખી;

**કજળવું,** ક્રિ અ ઝાંખા પડી જવું; રાખથી ઢંકાવું; ઠરી જવું. (૨) સોગટાંની રમતમાં પહેલ રહેલું જુગ બંધાવું.

**કજળાઇ-જવું,** ક્રિ૦ અ૦ બળીબળીને ઝાંખા પડી જવું; ઠરી જવું.

**કજા,** સ્ત્રી. [अ. कज़ा] આફત; હાણ. (૨) મોત; મૃત્યુ.

**કજા,** સ્ત્રી. [सं. कला ] હિકમત; યુક્તિ.

**કજાઅન,** અ. દૈવયોગે.

**કજાઇ,** વિ. દૈવાધીન.

**ક-જાત,** વિ. [सं. कु+जात] નીચ તુખમનું;નઠારા ગુણનું;હલકી વરણ.

**કજારજા**, સ્ત્રી [ फा. ] રાજકદૈવક નુકસાની.

**કજીઆ-ખોર**, वि. [ अ. कझीये+फा. खुर्दन ઉ. खोर ] કજીઓ કર્યા કરવાનો જેનો સ્વભાવ હોય એવું; ટંટાખોર

**કજીઆ-દલાલ**, પુ. કજીઓ કરનારાઓની વચ્ચે પડીને કામ કરનાર. (૨) કજીઓ કરનારા પાસેથી દલાલી ખાવાનો ધંધો કરનાર

**કજીઆ-દલાલ**, વિ કજીઓ કરાવનાર: લડાવી મારનાર.

**કજીઆ-રજીઆ**, પુ૦[બ. વ.] ક્લેશ કંકાસ; લડાઇ ટંટો.

**કજીઓ**, પુ. [अ. कझीये] તકરાર; લડાઇ. (૨) કંકાસ; કલેશ (૩) ઈનસાફ કરવાની બાબત. ક્રિ પ્ર. [૧] કજીઓ કરવો=લડવું. [૨] કજીઓ માંડવો=દાવો કરવો. કહે૦ કજીઆનું મો કાળું=કજીઆમાંથી નઠારૂં પરિણામજ આવે. [૨] કજીઓ વેચાતો લેવો=લડાઇ વહોરવી. [૩] કજીઆ કંકાસથી ગોળાનું પાણી સૂકાય=કજીઆમાથી બુરૂં જ થાય.

**ક-જોડ**, સ્ત્રી સરખી જોડી નહિ તે.

**ક-જોડ**, વિ એકબીજાની સમાન નહિ એવું.

**કજોડું**, ન. સ્ત્રીપુરુષનું અસમાન જોડું (૨) એકબીજાને મળતી ન હોય એવી બે વસ્તુઓનું જોડું.

**કજ્જલ**, ન. [ सं. ] અગ્નિની જ્વાળા મારફતે નીકળતી કાળી રજ; કાજળ. (૨) અંજન.

**કજ્જલી**, જુઓ કજલી.

**કટ**, સ્ત્રી. [ सं. ] કમર. (૨) ચટાઇ. (૩) મહેનત; મજુરી. (૪) એકસંપી. (૫) કંકણ; કડું.

**કટ**, અ. એવો અવાજ.

**કટક**, ન [ सं. ] લશ્કર; ફોજ; સૈન્ય કટકદળ=મોટી ફોજ (૨) ચટાઇ; હુમલો. (૩) લશ્કરી છાવણી. (૪) કડું; કંકણ. (૫) કોટલુ; ખોખું. કહે૦ (૧) કીડી ઉપર કટક=નાની વસ્તુ ઉપર બહુ ભાર (૨) કટકની હાંલ્લી કટકમાં ફોડવી =બહાર જે કર્યું હોય તે ત્યાંનું ત્યાં રહેવા દેવુ.

**કટ-કટ**, સ્ત્રી (કટ, અવાજ ઉપરથી અનુ૦) કટકટ કરવું તે; ટકટક. (૨) કજીઓ; ટંટો. ક્રિ૦ પ્ર૦ કટકટ કરવી= ટોકવું; બબડવું.

**કટકટવું**, ક્રિ૦ અ૦ કટકટ એવો અવાજ થવો (૨) એવો અવાજ નીકળે એમ ચાલવું. (૩) ટકટક કરવુ.

**કટકટીઆપણું**, ન. કટકટ કરવાનો સ્વભાવ; ટકટક કરવાની ટેવ.

**કટકટીઉં**, વિ. કટકટ કરનારૂં; ટકટકીઉં. [એવું; બટકણું; બરડ.

**કટકણું**, વિ. કટ-દઇને ભાંગી જાય

**કટકીઉં**, વિ. બટકણું; ભાંગી જાય એવું.

**કટકીઉં**, ન છાપરી. [૨] માળ.

**કટકું**, ન નાનો કકડો.

**કટકો**, પુ. [**સં. कड्**=કકડો કરવો ] આખાનો ભાગ; કકડો; બહુજ થોડું.

**કટકોલ**, સ્ત્રી. પીકદાની.

**કટમ**, ન. કુટુંબ

**કટર**, સ્ત્રી. તાડ અથવા ખજુરીના થડની બનાવેલી હોડી.

**કટલું**, ન. [ **સં. कुटीर** ] નાનું ઝુંપડું. (૨) ઝુપડાનો ઝાંપો; ઢાંકણું. (૩) કડતલું. [ (૨) તકરાર.

**કટાકટ**, સ્ત્રી. હરિફાઈ; દુશ્મનાઇ.

**કટાકટી**, સ્ત્રી. ઘણીજ દુશ્મનાઇ. (૨) મારામારી; ઝપાઝપી. (૩) કસાકસી.

**કટાક્ષ**, ન. [**સં.** ] પ્રેમભરી વાંકી નજરે જોવુ; ભાવ કે સંકેત દર્શક છુપી માન કરવી.

**કટાટ**, વિ. તકરારી; કજીઆખોર.

**કટાણું**, વિ કાટને લીધે બેસ્વાદ થયેલું. (૨) કટાળા ભરેલું. (૩) ન. કવેળા. ક્રિ. પ્ર. મોં કટાણું કરવું= નાપસંદગી દર્શાવવી.

**કટામણું**, વિ. કાટ ચડાવે એવું. (૨) કટાઈ જાય એવું. (૩) ખિન્ન; અપ્રસન્ન

**કટાર**, સ્ત્રી. [ **સં. कट्टार** ] બે બાજુએ ધારવાળું ભાલાના પાના જેવું નાનું હથિયાર; કટારી. (૨) લીટીઓની હારનો એક ભાગ; કોલમ. (૩) કટાક્ષ.

**કટારડી**, વિ. નાની કટાર. (કવિતામાં), નેન કટારડી=આંખનું ઘાયલ કરે એવું જોવું તે.

**કટારી**, સ્ત્રી. કટાર. (૨) કટાક્ષ. રૂ૦ પ્ર૦ નેનકટારી=આંખરૂપી કટાર

**કટાવ**, પુ. એક જાતનો પદબંધ, રાગ. (૨) કટિબંધ.

**કટાવવું**, ક્રિ. પ્રે. કપાવવું; વઢાવવુ. (૨) કાટ ચડે એમ કરવું.

**કટાવું**, ક્રિ અ કાટ ચડવો. (૨) કટાણું થવું. (૩) ખિન્ન-નાખુશ થવું. (૪) કપાવું; વઢાવું.

**કટાસણું**, ન. [ **સં. कट**=ઘાસની સાદડી+**आसन** ] ઘાસનું-દર્ભનું આસનીઉ.

**કટાહ**, પુ. [**સં** ] કાચબાની પીઠના હાડકાનું કોટલું, અથવા તેના જેવા ઘાટનું જે કંઇ તે. (૨) સ્ત્રી પેણી, તાવડી.

**કટિ**, (કટી), સ્ત્રી. [**સં.**] શરીરનો વચલો ભાગ; કમર; કેડ.

**કટિત્રાણ**, ન. [ **સં.** ] કમરનું રક્ષણ થાય એવું જે કંઈ તે; કમરબંધ.

**કટિબંધ**, પુ. [**સં.**] કમરપટ્ટો; કંદોરો. (૨) કટાવ. (૩) ગોળા ઉપરના ગોળ પટાદાર ભાગ તે.

**કટિમેખલા**, સ્ત્રી. [**સં.**] કમરપટ્ટો; કંદોરો. (૨) સ્ત્રીઓની કમરનું ઘરેણું.

**કટિશૂળ**, ન. [**સં.**] કમરનો દુખાવો. [પહેરવાનો નાનો કંદોરો.

**કટિશૃંખલા**, સ્ત્રી. [**સં** ] કેડમાં

**કટિસૂત્ર,** ન. [સં.] કંદોરો; કમરે બાંધવાનો દોરો.

**કટિસ્નાન,** ન. [સં.] કમર અને તેની નીચેના ભાગનું અર્ધસ્નાન.

**કટુ,** વિ. [સં.] કડવાશવાળું; કડવું. (૨) નહિ રૂચે એવું. (૩) તીખું કટુત્રય=સૂંઠ, મરી અને પીપર

**કટુક,** વિ. સહેજ કડવું. (૨) સહેજ તીખું:

**કટુતા,** સ્ત્રી [સં.] કડવાશ.(૨) તિખાશ (૩) ઝેર; ખાર.

**કટુતાઈ,** સ્ત્રી કડવાશ (૨) ખાર

**કટુપત્ર.** ન. [સં.] પીતપાપડો.

**કટુફળ,** ન. [સં] કડવું ફળ; ઇંદ્રવાયણું (૨) ઝેરી નાળિએર (૩) કાંકચીઓ (૪) કારેલું.

**કટેરો,** પુ કઠેડો; ગોખ, કિનાર.

**કટોરી,** સ્ત્રી. [સં. कटोरा] પડઘીવાળી છીછરી વાડકી; પ્યાલી. (૨) પાતળા પતરાની બનાવેલી નાની ટીકડી. (૩) સ્ત્રીના કાપડાનું એક તાળું.

**કટોરો,** પુ. [સં. कटोरा] પડઘીવાળું ને પહોળા મોનું પાત્ર; વાડકો; પ્યાલો.

**કટ્ટી,** સ્ત્રી મિત્રતા-તોડી નાખવી તે; છુટી. ક્રિ પ્ર કટ્ટી કરવી=છુટા પડી જવું. (નાનાં છોકરાં પોતાના ટોળામાંથી જેને બાતલ કરે છે તેની સાથે કટ્ટા કે કટ્ટી કરી, એમ કહે છે.)

**કડ્ડ,** વિ ઘણુંજ આકરૂ; પક્કું; પૂરેપૂરૂં. (૨) ખારીલું; સખત.

**કઠ,** સ્ત્રી. [સં. कट=સાદડી] સાદડી (૨) ઉકળાટ; ધામ; કઠારો. (૩) એક ઋષિ. (૪) એ નામનું ઉપનિષદ્.

**કઠણ,** વિ. [સં. कठिन] ઝટ ભંગાય નહિ એવું; સખત; ખૂચે એવું. (૨) સમજાય-કરાય નહિ એવું; અઘરૂં. (૩) ઉપાય ચાલે નહિ એવું. ક્રિ પ્ર. (૧) કઠણ કરવું=અસર થાય નહિ એવું કરવું (૨) કઠણ થવું=નિર્દય થવું; કંઈ અસર રાખવી નહિ.

**કઠણાઈ,** સ્ત્રી સખતાઇ (૨) સંગીનપણું (૩) મુશકેલી (૪) નિર્દયતા (૫) આકરાપણું (૬) મજબુતાઈ.

**કઠણાશ,** સ્ત્રી કઠણપણું.

**કઠરાઇ,** સ્ત્રી. અકળામણ; મુંઝવણ.

**કઠલો,** પુ જુદી જુદી ઘણીક જાતની વસ્તુઓનો સમુદાય; ઘરખટલો.

**કઠવું,** ક્રિ૦ અ૦ [સં. कट्= દુઃખમાં રહેવું.] અંદરથી દુઃખી થવું; બેચેની રહેવી; પેટનાંનો ભાર નડવો. (૨) કઠારો લાગવો. (૩) કઠણ લાગવું; ખૂચવું.

**કઠવો,** પુ તેલ ઘી વગેરે ભરવાનો માટીનો ઘડો.(૨) કુવાની અંદર નખાતો કોઠો. (૩) વિ૦ ડખે એવો. (જોડા).

**ક-ઠામ,** ન. [સં. कु+स्थान] ખરાબ સ્થાન; અપવિત્ર-અસ્વચ્છ જગા. (૨) શરીરનો દેખાડાય નહિ એવો ભાગ.

કઠે. કઠામ ગુમડું ને સસરો વૈદ=ઉપાય કરાય નહિ એવી મુશકેલી.

**કઠારો**, પુ. [ सं. कठ्=દુખવું ] અંદરથી થતી અકળામણ; બફારો થવો તે; ઉકળાટ; ધામ.

**કઠિઆરણ**, (કઠિયારેણ), સ્ત્રી. [ सं. काष्ठिक=લાકડાં કાપીને વેચનાર ] કઠિઆરાની સ્ત્રી (૨) લાકડા કાપીને વેચવાનો ધંધો કરનારી સ્ત્રી

**કઠિઆરી**, સ્ત્રી લાકડાં વેચવાનો ધંધો કરનારી સ્ત્રી; કઠિઆરાની સ્ત્રી (૨) કઠિઆરાપણું. (૩) બાળવાના લાકડાની ગાડી.

**કઠિઆરો**, પુ. [ सं. काष्ठिक ] બાળવાના લાકડાં વેચવાનો ધંધો કરનાર

**કઠિન**, વિ [सं.] કઠણ; સખત; મજબુત.

**કઠિનતા**, સ્ત્રી. [सं] કઠણપણું.

**કઠીઓ**, પુ એક જાતનો જુનોસિક્કો.

**કુ-ઠેકાણું**, ન ખરાબ જગા; અયોગ્ય સ્થાન. (૨) ગુપ્ત સ્થાન.

**કઠેડો**, (કઠેરો), પુ ઉંચી કિનાર ઉપરથી પડી ન જવાય તે માટે કરેલી આડ; કઠેરો. (૨) ગોખ; ઝરૂખો; છજું. (૩) ખટારો.

**કઠેરો**, પુ. કઠેડો.

**કઠોડી**, સ્ત્રી. નાનું કઠોડું.

**કઠોડું**, ન. મશાલો ભરવાનું લાકડાનું ખાનાવાળું ચોકઠું. [ (૨) કઠેરો; ગોખ.

**કઠોડો**, પુ. વહાણનો પાછલો ભાગ.

**કઠોદર**, ન. [सं. कष्ट+उदर] એક જાતનો પેટનો રોગ.

**કઠોર**, વિ. [सं.] બહુજ કઠણ હોય એવુ; જરાય અસર ન થાય એવું. (૨) કર્કશ; કડવું લાગે એવું.

**કઠોરતા**, સ્ત્રી. કઠોરપણું; નિર્દયતા.

**કઠોરપણું**, ન. કઠોરતા.

**કઠોરાઈ**, સ્ત્રી. કઠોરતા.

**કઠોળ**, ન જેની બે ફાડ થતી હોય એવુ અનાજ. ( મગ, મઠ, તુવેર, ચણા, વાલ વગેરે. )

**કડ**, સ્ત્રી કમર. (૨) એકવાર ખાડેલી ટાંગરઃ કરટ. (૩) ગણીને અપાતી વસ્તુ ઉપર સેકડે જે વધારો અપાય છે તે.

**કડ**, અ એવો અવાજ.

**કડક**, વિ. [ सं. कडु ] આકરૂં; ગરમ; સખત. (૨) કઠણ; બરડ. (૩) કાચું; અપરિપક્વ (૪) કોરૂ; ખાલી; નિર્ધન; ભૂખ્યું. કડક બંગાળી=છેક ખાલી થઇ ગયુ હોય તે.

**કડક**, સ્ત્રી કાનનું ઘરેણું, કડી; વાળી. (૨) તખતી ( લાકડાની બારીની ).

**કડકડ**, અ (અનુ) એવો અવાજ. (૨) કડકડાટ.

**કડકડતું**, ( કકડતું ), ઘણુજ તપી ગયેલું; ઉકળતું. (૨) ખડખડતું; ઇસ્ત્રીવાળું (અંગરખુ). (૩) આકરૂ; ધ્રુજાવે એવું.

**કડકડવું**, (કકડવુ), કડકડ એવો અવાજ થવો; અત્યંત ગરમ થવું. (૨) ધ્રુજવું. હાલવું. (૩) ખડખડવું. (૪) સંકોચાઈ જવું.

**કડકડાટ,** (કકડાટ), પુ કડકડવું તે; કડકડ એવો અવાજ.

**કડકડાટ,** અ. અટક્યા વગર; એક સરખી રીતે; સપાટાબંધ. [ રહેવું તે.

**કડકડાટી,** સ્ત્રી. કડકડ એમ થઈ

**કડકડાવવું,** ક્રિ. સ. ઉકાળવું; ખૂબ ઊનું કરવુ. (૨) ધ્રુજાવવું; ખડખડાવવું; પીસવુ; કચરડવુ

**કડકડિત,** વિ અતિ ગરમ; કડક. (૨) સફાઇબંધ; ઇસ્ત્રી કરેલુ.

**કડકડીને,** અ ઘણાજ જોસમા; ઘસારાબંધ. (૨) કડકડ થઇને

**કડકણું,** વિ. કરડકણું.

**કડકઅંગાળી,** વિ. ભપકામાં રહેનાર, પણ ખાલી ખીસાનું; આડંબરી.

**કડકા,** પુ. (બ. વ.) પાણી ઉકળતાં જોસના જે ઉછાળા આવે છે તે.

**કડકી,** સ્ત્રી. નાનો કડકો: કરચ.

**કડકીઉં,** ન પુરુષને કાને પહેરવાનો મોતીનો મોટો વાળો.

**કડકો,** પુ. આખી વસ્તુમાંથી જુદો પડેલો ભાગ; કકડો. (૨) બચકું; કોળીઓ કહે૦ કડકે કડકે બિસ્મિલ્લા=છોકરે છોકરે અધરણી=દર વખતે ઘસારો (૩) વિ ખાલી ભપકાવાળો.

**કડકોચલી,** સ્ત્રી. કરચલી.

**કડખા,** સ્ત્રી એક રાગિણી.

**કડચ,** સ્ત્રી કરચ; કકડી

**કડચલી,** સ્ત્રી. કરચલી

**કડચલો,** પુ. પાણીમાં થતું ઘણા પગવાળું એક નાનું પ્રાણી; કરચલો.

**કડછી,** સ્ત્રી. [ सं. कंबी ] નાની વાડકી જેવા ચાડાનું ને લાંબા હાથાનું એક વાસણ

**કડછો,** વિ. [ दे. कडच्छ-कडुच्छओ ] મોટી કડછી.

**કડ-ડડ,** અ૦ ઝાડ-ઘર વગેરેના પડવાથી થતો એવો અવાજ. (૨) ઉપરાઉપરી ગર્જનાઓ થવી તે.

**કડગ,** સ્ત્રી. કઢણ; ખટકની કોર. (૨) ટેવ; આદત. (૩) પાણીના કોસની ઝોળ કાંબી. [ (૩) ખડતલ.

**કડતલ,** સ્ત્રી કરતાલ (૨) કુથલી.

**કડતલું,** ન કપાસની સાઠીઓનું ગૂથેલું પડ. (કાઠી)

**કડદો,** પુ. [ सं. कट+दाय=ભાગ ] ઘટાડો; ઘટ આપવી તે. (૨) ભેગ. ક્રિ પ્ર કડદો ઉતારવો=મેલ કાઢી નાખવો. (૨) કડદો કરવો=કાટલું કાઢવું.

**કડપ,** (કરપ), પુ. [ अ. करर्ष्= દાબ. ] વજન; ભારબોજ.

**કડપલું,** ન. છોડને કાપી કાપીને ખેતરમા થોડે થોડે છેટે ઢગલા કરવા તે. (૨) રાંધેલા અન્નનો વાસણને વળગેલો પોપડો.

**કડબ,** ન. [ दे. कडप्पो ] જાર બાજરીના સુકા સાંઠા. (૨) કરપ; હાક. [ માથી ઊગનાર.

**કડરૂહ,** વિ. સાંધામાંથી-ગાંઠ-

**કડલી,** સ્ત્રી. નાનાં છોકરાંના હાથનું ઘરેણું; કલ્લી. [ (લિઉઆ અને કડવા.)

**કડવા,** પુ. કણબીની એક જાત.

**કડવાટ,** પુ. [ **सं. कटु+वृत्ति** ] કડવાશ; કટુતા. (૨) મનની અપ્રિય લાગણી; દ્વેષ.

**કડવાટવું,** ના ધા. કડવું થાય એમ કરવું; કડવું ઓસડ આપવું.

**કડવાશ,** સ્ત્રી. કઇક કડવો સ્વાદ તે; કટુતા. [ વેલ; ગળો.

**કડવી,** સ્ત્રી. એક જાતની કડવી

**કડવું,** ન. [ **सं कट** ] એકજ રાગના કાવ્યની કેટલીક કડીઓનો સમુચ્ચય.

**કડવું,** ન. [ **सं. कटु** ] કટુ સ્વાદવાળુ. (૨) પસદ પડે નહિ એવું; અપ્રિય રૂ પ્ર. કડવું ઝેર=અત્યત કડવું કડવી જીભ = અપ્રિય વાણી બોલવાની ટેવ. કડવું ઓસડ=હિતકર પરંતુ કડવું લાગે એવું. કડવી આંખ= ખારીલી નજર

**કડવું,** ક્રિ. જુઓ કરડવું.

**કડવો,** જુઓ કરવો.

**કડસલો,** પુ મોટી ભીંતને લગતી નાની ભીંત ચણીને બનાવેલું ભડારીઉં; પડભીંતીઉં.

**કડા,** સ્ત્રી. (પુ) એક જાતની ડાંગર. (૩) કડાઈ (મોટી). (૨) ચોખા.

**કડાઈ,** સ્ત્રી. [ **सं. कटाह** ] ચેણી; તાવડી; કઢાઇ. ક્રિ. પ્ર. કડાઈ ચઢાવવી=મિષ્ટ ભોજન બનાવવું.

**કડાક,** અ. (કડ અથવા કટ ઉપરથી) એવો એક અવાજ. (૨) ઉપરાઉપરી એવો અવાજ થાય તેમ.

**કડાકડ,** અ. કડકડ એમ ઉપરાઉપરી અવાજ થતા હોય તેમ. (૨) સ્ત્રી. મારામારી; લડાલડી.

**કડાકડી,** સ્ત્રી. સામસામી ધડાધડી; ધમાધમી; લડાલડી. (૨) હરિફાઇ; દુશ્મનાઈ. (૩) નકોરડો ઉપવાસ; લાંઘણ. રૂ૦ પ્ર૦ કડાકડીનો વખત=અણીનો વખત. [ મહેનત; પીડા; પચાતી.

**કડાકુટ,** સ્ત્રી. બહુ માથાફોડની

**કડાકુટીઉં,** વિ. કડાકુટ કરાવે એવું; માથાફોડીઉ (માણસ).

**કડાકુટો,** પુ. કડાકુટ; માથાફોડ.

**કડાકો,** પુ. [ **सं. कड्**+ભાંગવું. ઉ૦ અનુ. ] મોટો અવાજ થવો તે. ક્રિ. પ્ર૦ કડાકા કાડવા=આગને અથવા આંગળાંને વાળીને 'કટ' એવો અવાજ થાય એમ કરવું. કડાકા થવા=જોરથી ગર્જનાઓ થવી. (૨) લાધણો થવી કડાકા કરવા =લાધણો કરવી.

**કડાઝુડ,** અ. [ **सं. कट**=અતિશય+**युध्**=લડવું ] ખૂબ બાઝેલું હોય તેમ. (૨) વિ. સેળભેળ થઇ ગયું હોય એમ બાઝેલું.

**કડાબીડ,** અ અડાબીડ; ઘમઘોકાર; સજ્જડ.

**કડાબીન,** સ્ત્રી.[અં. કાબિન ઉ.] ઘોડેસવારની નાની અને ટુકી બંદુક.

**કડાયું**, ન. [સં. **कटाह**] કઢવાનું નાનું વાસણ; પેણી; કઢાઇ.

**કડાર**, વિ. [સં.] માંજરૂં. (૨) અહંકારી.

**કડાણું**, ક્રિ. અ. ચિડાવું; ખિજાવું.

**કડાસન**, ન.(સં. **कट+आसन**) દર્ભનું આસનીઉં.

**કડિતુલ**, પુ. [સં.] ખડ્ગ.

**કડી**, સ્ત્રી. [સં. **कटक**=કડું] ધાતુના સળીઆનો ગોળ આકાર, નાનું કડું. (૨) અંકોડી; આંકડી. (૩) બેડી (૪) કવિતાનું પદ; ચરણ. (૫) ઓળ; હાર રૂ. પ્ર કડીતોડ=મજબુત; અંકોડાબંધ (૨) કડીબંધ=યથાનુક્રમ.

**કડીઅણ**, (કડિયેણ), સ્ત્રી કડીઆની સ્ત્રી.

**કડીઆ-કામ**, ન. કડીઆએ કરવાનું કામ.

**કડીઆ-કોટ**, પુ. મોઇદંડાની [રમતનો એક પ્રકાર.

**કડીઆ**, પુ. [દે. **कडइओ**] ચણવાનું કામ કરનારો માણુસ. (૨) ચણુવાનું કામ કરનારા માણુસોની એક નાત.

**કડીબંધ**, વિ. હારબંધ; કડીઓ જોડાયલી હોય તેવું.

**કડીતોડ**, વિ કડીઓ જોડાયલી હોય તેને તાડી નાખે તેવું. (૨) રકમે રકમ દાખલ હોય તેવો (હિસાબ). (૩) ભારે મહેનત.

**કડુ**, ન. [સં. **कटु**] ઇંદ્રજવના ઝાડની સુકી ડાંખળીઓ. (૨) વિ. કડવું.

**કડુચું**, વિ. [સં. **कटुक**] સહેજ કડવું. (૨) કસાણું; બેસ્વાદ.

**કડુખલો**, પુ. [સં. **कट+खल**=બાજુ] નાની સાંકડી અને બાજુની જગા; ખુણો.

**કડું**, ન. [સં. **कटक**] ધાતુના સળીઆને ગોળ વાળીને બનાવેલો આકાર; મોટી કડી (૨) હાથને કાંડે તથા બાવડે પહેરવાનો અલંકાર.

**કડે**, અ. પાસે; કને. જોડે.

**કડેડાટ**, અ કડડડાટ; વગર અટકવે; બેધડક. [સારી રીતે,

**કડેધડે**, અ. ધમધોકારે; બહુ

**કડો**, પુ. [સં. **कुटज**] ડુંગરી ભાગમાં થતુ એક ઝાડ; ઇંદ્રજવનું ઝાડ.

**કડોકફ**, પુ દેવતા પાડવાનું ચકમક અને મુંજની રસીવાળું એક ઓજાર.

**કડોળ**, વિ. બેડોળ; બદસુરત. (૨) કદરૂપું.

**કઢણ**, સ્ત્રી. [સં. **कट**] ઉભા ઢોળાવવાળા ખડકની ધાર. (૨) [સં. **कठिन**] ઉભો અને સીધો ઢોળાવ. (૩) ચામડાના કોસનું ચક્કર. (૪) છેડે અંકોડો હોય એવી લાકડી; વાંસી. (૫) ન. (કઢવું=ઉકાળવું.) દાળનું (કઢેલું) પાણી. (૬) વિ. કઢાપો

કરવાનો જેનો સ્વભાવ હોય એવું (માણસ).

**કઢવું**, ક્રિ. સ. [सं. क्वथ्] ખૂબ ઉકાળવું. કઢિએલ=કઢેલું. કઢાપો કરવો=ગુસ્સાથી લોહીને તપાવી નાખવું

**કઢંગ**, પુ કુચાલ; ગેરવર્તણુક.

**કઢંગું**, વિ ઢંગવગરનું; વિલક્ષણ. (૨) આડુઅવળું, નિયમસર નહિ એવું: તરેહવાર.

**કઢા**, સ્ત્રી કઢાઇ; મોટો પેણો.

**કઢાઇ**, સ્ત્રી. [ सं. कटाह ] તળવાનું વાસણ, પેણી. ક્રિ પ્ર. કઢાઇ ચડાવવી=મોજમજાનું ભોજન કરવું.

**કઢાપો**, પુ ગુસ્સો આણી લોહી તપાવવું; શોક; કલેશ. (૨) ધામ; અફારો. (૩) કઢી.

**કઢામ**, ન ઘોડા અને બળદ પલોટવાનું લાકડાનું ચોકઠું.

**કઢાયું**, ન મોટી કઢાઈ, પેણો

**કઢારું**, ન કોઠીરું; ઢોર બાંધવાનું નાનું ઘર.

**કઢારો**, પુ ઉચક વસ્તુ લેવી દેવી તે; ઉધડ ઇજારો.

**કઢાવવું**, ક્રિ. પ્રે. ઉકળાવવું. (૨) કઢાપો કરાવવો; ચીડવવું. (૩) કાઢવા લાગવું. (૪) રજા અપાવવી.

**કઢાળ**, વિ. ખરાબ ઢાળવાળું.

**કઢિયલ**, વિ. કઢેલું; બહુ ઉકાળીને ઘાટું કરેલું.

**કઢી**, સ્ત્રી. [ सं. क्वथ= ઉકાળવું ] ચણાનો થોડો લોટ અને મશાલો ભેળવી કઢેલી છાશ. [ ઉકાળો.

**કઢો**, પુ કઢાપો; કલેશ. (૨) કવાથ;

**કણ**, પુ. [ सं. कण ] અનાજ; દાણો. (૨) કરચ; રજ. (૩) ટપકું; ટીપું. (૪) આંટણ; વળી; સળ. (૫) કાંગરો; શિખર. (૬) ભાગ; તરેહ. (૭) અભ્યાગતને ભિક્ષાન્ન આપવું તે. કહે૦ કણનું મણ=થોડામાંથી ઘણું મળવું કીડીને કણ અને હાથીને મણ=જેને જેટલું જોઇએ તેને તેટલું મળવું તે.

**કણક**, સ્ત્રી. [सं. कणिक]ભિક્ષા તરીકે આપવાનું અન્ન (૨) ભેળસેળ અન્ન. ક્રિ પ્ર કણક આપવી=ભિક્ષા આપવી (૨) કણક કાઢવી=ભિખારીનો ભાગ કાઢવો (૩) બાંધેલો લોટ; કણેક. કણક કૂટવી=બાંધેલા આટાને ખૂબ કસણેથી ગુંદવો. કણક બાંધેલા અને કણબી કસણ્યાં ગુણ દે=એ બેને દાબવાથી ફાયદો થાય છે. (૨) કણકમાં પાણી પડયું તે પડયુ = થયું તે નહિ થયુ થવાનું નહિ.

**કણકણ**, સ્ત્રી. [ सं. कण्= રોવું ] કણકણાટ. (૨) અ. (અનુ) દુઃખ અથવા અસંતોષને લીધે ગળામાંથી નીકળતો અસ્પષ્ટ અવાજ.

**કણકણવું**, ક્રિ. અ. [सं. कण्] દુઃખ અથવા અસંતોષને લીધે ગળામાંથી

અસ્પષ્ટ અવાજ કાઢવો; ઝીણું ઝીણું રોવું.

**કણકણા**, સ્ત્રી. (પુ.) રોમાંચ સાથે શરીરમાં કંપારી આવવી તે; કમકમાટી. (૨) કંટાળો

**કણકણાટ**, પુ. કણકણવું તે; કણકણ એવો અવાજ (૨) કંટાળો; કમકમાટ. [ એમ કરાવવું.

**કણકણાવવું**, ક્રિ. પ્રે. કણકણે

**કણકણી**, સ્ત્રી કયારી; ધ્રુજારી. (૨) કંટાળાની લાગણી.

**કણકણો**, પુ ધ્રુજારો; કંપ.

**કણકી**, સ્ત્રી. ભાંગી ગએલા ચોખાનો ભૂકો રૂ. પ્ર કણકી તડબડાવવી=કણકીની ધેંશ કરવી.

**કણજ**, સ્ત્રી. મળોત્સર્ગને માટે આંતરડાને જોર આવવું તે; કરાંઝ.

**કણજી**, સ્ત્રી. [ सं. करंज ] એક જાતનું ઝાડ. ( કણઝાં નામના તેલી બીઆં થાય છે. )

**કણજીઉં**, ન. કણજીના બીઆનું તેલ. ( આ તેલ દીવે બાળવાના અને જીવાત મારવાના કામમાં આવે છે. )

**કણદાર**, વિ દાણાદાર.

**કણદીઓ**, પુ. સ્ત્રીઓને હાથે પહેરવાનું એક ઘરેણું.

**કણપીઠ**, સ્ત્રી. જે ઠેકાણે અનાજ વેચાતું હોય તે જગા; દાણાબજાર.

**કણબણ**, કણબેણ, સ્ત્રી. કણબીની સ્ત્રી.

**કણબી**, પુ. ખેતી કરનાર માણસ; ખેડુત. (૨) ખેતી કરનારા માણસોની નાત; પાટીદાર. (૩) તાબેદાર નોકર; ગુલામ. **કહે૦** કણબીની મત ફૂલે તે ભણે ભણે ને ભૂલે. (૨) કણબી કાર્તકે ડાહ્યો. (૩) કણબીનું મોં કુવાડે ચીરેલું. (૪) "કણબી પાછળ કરોડ, કણબી કોઈ પાછળ નહિ; પણ ખાટલે મોટી ખોડ કે ઉંદુનું ઓસડ નહિ" (૫) કણબીનો કુંઓ, એક મુઓ ને બીજો ઊભો. (૬) કણબી બગડયાં કેડવે ( કણબીના ત્રણ ભાગ છે. ૧ લેઉઆ, ૨ કેડવા ( કડવા ) અને ૩ આંજણા. )

**કણમણવું**, ક્રિ અ નાખુશ થવું; કણકણવું.

**કણમણાટ**, પુ કણકણાટ; નાખુશી.

**કણલાભ**, સ્ત્રી ધંટી (૨) પાણીના વમળ.

કણવટ, ન. [ सं. कण+वृत्ति ] માગીને આણેલું જુદી જુદી જાતનું સેળભેળ થઇ ગએલું અનાજ; કણકી

**કણવટીઉં**, ન. કણે કણે કરીને એકઠું કરેલું અન્ન. [ ભિક્ષુક.

**કણવતીઉં**, વિ. માગી ખાનાર;

કણવીર, ન. [ सं. कर्णिकार ] કરેણ; એક જાતનું ફૂલઝાડ.

કણવું, ક્રિ. અ. [ सं. कण्=અવ્યક્ત અવાજ કરવો. ] દુઃખના જોરને લીધે ગળામાથી અવ્યક્ત અવાજ નીકળવો. (૨) દાણે દાણે વીણવું. (૩) ક્રિ. સ. વીણી ખાવું.

કણુસ, ન. [ सं. कणिश ] કણ ભરેલો ડોડો; કણુસલું　　[ ડુંભી.

કણુસલું, ન　અનાજનું ડુંડું;

કણુસાઈ. પુ. [ सं. कण+सदृश ] કળીદાર લાડુનો એક પ્રકાર; મોતીચૂર.

કણુસું, ન. [ सं. कणिश ] કણુસલું.

કણા, પુ. ( કણોનું બ. વ. ) સાપોલીઆં; સાપનાં નાના બચ્ચાં. (૨) અંકોડા, મણકા.

કણા, સ્ત્રી. તીખી લીંડીપીપર. (૨) જીરૂ (૩) બારીક ભાગ. (૪) એક જાતની માખી.　　　[ ઘોડો.

કણાટીન-ર, ન. [सं] દીવાળીનો

કણાદ, પુ. [ सं. ] વૈશેષિક ન્યાયશાસ્ત્ર બનાવનાર એક મોટા ઋષિ. (૨) સોની.

કણાયતું, વિ. [ सं. कण+आयत ] કામના બદલામાં જેને પેટીઉં મળતું હોય તેવું.

કણિક, પુ. [ सं. ] કણુસલું. (૨) ઝીણો દાણો. (૩) કણુક. (૪) ભિક્ષુક.　[ ઝીણો દાણો. (૨) આટણ.

કણિકા, સ્ત્રી. [ सं. ] ઝીણામાં

કણી, સ્ત્રી. [ सं. ] બહુજ બારીક કણ; ઝીણી કરચ. (૨) તેલ ઘીમાં તળ્યા પછી તળીએ જે ઝીણી ભૂકી પડી રહે છે તે. (૩) આંઠણ; કપાશી.

કણીઉં, વિ. કણચણનારૂં. (૨) કાંકરીવાળું. (૩) ન　ગાદલું; ગોદડું.

કણીઓ, પુ　કણ-દાણા વેચવાનો ધંધો કરનારો માણસ; ફડીઓ. કહે૦ (૧) કણીઆના શાપથી કંઈ વરસાદ અટકે ? (૨) કણીઓ સદાય રણીઓ, ક્વચિત્‌જ કાકણીઓ. ( કાકણીઓ=કડાંવાળો અર્થાત્ ધનાઢ્ય. )

કણું, ન　આંખમાં પડેલું કસ્તર.

કણેક, સ્ત્રી　જુઓ કણુક.

કણેતું, ન　અન્નવેતન. (૨) પેટીઉં.

કણેર, પુ. [ सं. कर्णिकार ] એક જાતનું ફૂલઝાડ; કરેણ.

કણો, પુ. [ सं. कण ] થોડા દિવસનું જન્મેલું પાતળું સાપોલીઉં. (૨) ફેંટો; મોળીઉ.　　[ડુંગળીનાં બી.

કણોજી, સ્ત્રી ( ન૦ ) કાંદાનાં-

કણોતું, જુઓ કણેતું.

કણ્વ, પુ. [ सं. ] એ નામના એક મુનિ.　　　[ નો કાપ.

કત, સ્ત્રી. [ अ. कत्त ] કલમ-

કતક, ન. [ सं. ] એક જાતનું ઝાડ અને તેનું ફળ; નિમળી. ( એમ કહેવાય છે કે, નિર્મળીનો ભૂકો પાણીમાં નાખતાં કચરો વગેરે તળીએ બેસી જઈ તે ચોકખું થઈ જાય છે. )

કતકું, ન. લાકડાનો લાંબો જાડો કડકો; ડંગોરો.

**કતરણી**, સ્ત્રી. [ सं. कर्तनी ] (૨) પતરાં કાપવાની મોટી કાતર.

**કતરઝોડ**, વિ. વળગ્યું છૂટે નહિ એવું; હઠીલું. (૨) કંટાળો આપે એવું.

**કતરવેધીઉં**, વિ વગીઉં; વા કરનારૂં. [ પશ્ચાતનામું.

**કતબા**, પુ. [ अ. ] લવાદનામું;

**કતરાતું**, વિ કતરાય એમ આડું જતું; તિર્યગ્

**કતરાવું**, ક્રિ. અ. [ सं. कर्त् ] કપાવું; કપાઇને જુદું પડવું. (૨) આડું જવું.

**કતરાંશ**, પુ વિરુદ્ધતા, આડાપણું.

**કતરેહ**, પુ અણબનાવ; ખટપટ.

**કતલ**, સ્ત્રી. [ अ. कतल ] નિર્દય રીતે કાપી નાખવું તે; કાપાકાપી. ખુનરેજી. રૂ. પ્ર. કતલની રાત=અત્યંત ધમાલનો વખત. (૨) કતલે આમ= રૈયતને કતલ કરવી તે.

**કતલની રાત**, સ્ત્રી૦ તાબુત કાઢવાની આગલી રાત. (હજરતઅલીના હસન ને હુસેન નામે બે દીકરાઓ કતલ થઈ ગયા હતા, તેમની વર્ષીની રાત )

**કતાર**, સ્ત્રી. [ अ. किताल् ] કતલ; કાપાકાપી. (૨) [ अ. कितार् ] જોડાજોડ-ચાલુ ને ચાલુ હોવું તે; પરંપરા.

**કતાલ**, પુ. [ आ. કિતાલ. ] બહુ કતલ કરનાર માણસ. (૨) લડાઇ.

**ક-તાળ**, વિ. [ सं. कु+ताल ] બેતાલ. (૨) સ્ત્રી રડારોળ; કલેશ; અફસોસ.

**કતોદય**, પુ. [सं. कृत+उदय] કરેલા કર્મના ફળનો ઉદય; કિસમત.

**કતોદીઓ**, પુ. લૂટારો.

**કત્તા**, સ્ત્રી. [ सं. कपर्दिका. प्रा. कत्ता ] ડીકરાનો ગોળ કકડો.

**કત્તો**, પુ. [ अ. कतअ ] જાડા અક્ષર આવે એવા કાપની કલમ: કિત્તો.

**કથક**, વિ. [ सं. ] કથા કહેનાર; પુરાણી. (૨) જાહેર ભાષણ કરનાર. (૩) હાવભાવ કરી દેખાડીને નાચનાર અને ગાનાર. (૪) ન કહેવત.

**કથણી**, સ્ત્રી. [ सं. कथ= કહેવુ ] કથા કહેવાની-વાત કરવાની પદ્ધતિ; કહેણી

**કથન**, ન. [सं.] કથા કે વાત કહેવી તે. (૨) કહેવું, બોલ; વચન. (૩) વિવેચન; નિરૂપણ; વ્યાખ્યાન. (૪) કહેણી; કહેવત.

**કથનાવળી**, સ્ત્રી. [सं. कथन+आवली ] કહેવત સંગ્રહ. (૨) વાર્તાઓનો સંગ્રહ.

**કથની**, સ્ત્રી. [ सं. कथ ] કથવું તે; બોલવું તે; (૨) કથા વાર્તા વગેરે કહેવાની રીત. (૩) કુથલી; નિંદા.

**કથનીય**, વિ. [**સં.**] કથવા-કહેવાને યોગ્ય. [ બતાવનાર.

**કથનાર**, વિ. કથા કે વાત કહી

**કથરોટ**, સ્ત્રી. [ **સં. काष्ठिक** ] લાકડાનું અથવા ધાતુનું ઉંચા કાંઠાવાળું ગોળ અને છાછરૂં વાસણ. કહે૦ મન ચંગા તો કથરોટમાં ગંગા=મન જો શુદ્ધ હોય તો પછી ઘરનું પાણીએ ગંગાજળ જેવું જાણવું.

**કથવું**, ક્રિ. સ. [ **સં. कथ**= કહેવું ) કથા કે વાત કહેવી; ભાષણ કરવું. (૨) વિવેચન કરવું; ટીકા કરવી.

**કુ-થળવું**, ક્રિ. સ. [ **સં. कु+स्था**=ઉભા રહેવુ ] વસ્તુનું બગડવું; ચુંથાઇ જવું. (૨) સ્થાનભ્રષ્ટ થવું; ઉતરી જવું.

**કથા**, સ્ત્રી. [**સં.**] હકીકત; વાર્તા; કહાણી; ઐતિહાસિક અથવા કલ્પિત વૃત્તાંત; વર્ણન. કહે૦ (૧) કથા એ તો વૃથા ને ગીતા એ તો જીતા=વાર્તાઓથી મોક્ષ મળે નહિ; જ્ઞાનથીજ મોક્ષ મળે.

**કથાનક**, ન. [**સં.**] મોટી કથા-માંનું એકાદ આખ્યાન. (૨) નાની વાર્તા; આડકથા.

**કુ-થાનક**, ન. [ **સં. कु+स्थानक** ] પોતાને યોગ્ય નહિ એવું સ્થાન; કઠામ. [ મુખ્ય પાત્ર.

**કથા-નાયક**, પુ. [**સં.**] કથાનું

**કથાનુસંધાન**, ન. [**સં.**] કથાનો પ્રવાહ તૂટી ન જાય એવો જે તેનો ચાલુ સંબંધ તે. (૨) મોટી કથામાંની આડકથા.

**કથા-પીઠ**, ન. [**સં.**] કથાનો પહેલો પ્રસ્તાવ; પ્રસ્તાવના.

**કથા-પ્રબંધ**, પુ. [**સં.**] કથાનું સંવિધાન; કથાની રચના.

**કથા-પ્રસંગ**, પુ [**સં.**] કથાને માટે અનુકૂળ સમય.

**કથા-ભટ**, પુ. [**સં.**] કથાવૃત્તિ-વાળો બ્રાહ્મણ; પુરાણી; વ્યાસ

**કથા-મુખ**, ન. [ **સં.** ] કથાની શરૂઆતનું લખાણ; ઉપોદ્ઘાત; પ્રસ્તાવ.

**કથામૃત**. [**સં. कथा+अमृत** ] કથાની આનંદદાયક લહેજત; વાર્તારસ.

**કથાયોગ**, પુ. [**સં.**] કથાને માટે પ્રાપ્ત થએલો પ્રસંગ. [ શરૂઆત.

**કથારંભ**, પુ. [**સં.**] કથાની

**કથા-શરીર**, ન. [**સં.**] કથાની બનાવટ-રચના; કથાનો અગત્યનો ભાગ.

**કથાળવું**, ક્રિ. સ. કુથળે એમ કરવું; બગાડવું.

**કથાંતર**, ન. [**સં.**] મુખ્ય વાર્તા મૂકીને વેગળા જવું રહેવું તે; (૨) કહેવાનું હોય તે પડતું મૂકી ન કહેવાનું હોય તે કહેવું તે. [ વર્ણવેલું.

**કથિત**, વ. [ **સં.** ] કહેલું;

**કથિત-પાઠ,** પુ. [सं.] વસ્તુ પ્રત્યક્ષ રાખી મોઢેથી તેને લગતી હકીકત શીખવવી તે; વાંચનદ્વારા નહિ પણ વસ્તુ દેખાડી મોઢેથી શિક્ષણ આપવું તે.

**કથીર,** ન. [म. कथील] કલાઈ અને સીસાના ભેળસેળવાળી એક ધાતુ. (૨) તુચ્છ વસ્તુ; હલકી ચીજ. (આ ધાતુ ઝટ પીગળી જાય ને કાળી પડી જાય એવી હોય છે.)

**કથીરી,** સ્ત્રી પશુઓના વાળમાં પડતું એક જાતનું સ્વેદજ જીવડું.

**કથીરો,** પુ. મોટી કથીરી.

**કથેલું,** વિ કહેલું; કથિત.

**કથોલ,** જુઓ કથોલું.

**ક-થોલું,** વિ. [सं. कु+स्थल] અગવડ ભરેલુ; યોગ્ય સ્થાન ઉપરનું નહિ એવું.

**કથ્ય,** વિ. [सं.] કથવાને યોગ્ય.

**કદ,** ન. [अ. कद्=રેદ] લંબાઇ, પહોળાઇ, ઉંચાઇ અને જાડાઈ વગેરેથી જે ઘેરાવ બનતો હોય તે; વિસ્તાર. (૨) ઉંચાઇ. (૩) ભારબોજ; વજન. (૪) સાદુ રેશમી પોત.

**કદખલાઈ,** સ્ત્રી. લુચ્ચાઇ; બખીલાઇ.

**કદખલીઉં,** વિ. લુચ્ચું; ધૂર્ત.

**કદખોળ,** સ્ત્રી. નિંદા. (૨) વિ. નિંદક.

**કદડો,** પુ. કંદોરો; કમરનો સુતર [કે રેશમનો દોરો.

**કદન,** ન. [सं.] કતલ; હિંસા. (૨) પાપ.

**કદનસુત,** કામના વધ કરનાર શિવનો પુત્ર.

**કદમ,** ન. [अ. कदम्] બે પગલાંની વચમાંનું અંતર; પગલું. (૨) ચાલવાની રીત, રૂ૦ પ્ર૦ કદમ-વા=પગલાને અંતરે; આશરે અઢી ફૂટને છેટે. (૩) કદંબનું ઝાડ.

**કદમ-નિવાજ,** વિ. [अ. कदम् +फा. निवाज] મહેરબાન; કૃપાળુ.

**કદમ-બાજ,** વિ. મોટાં અને લાંબાં પગલાંવાળું.

**કદમ-બોસ,** વિ. [अ. कदम +फा. वोसीदन्=ચુંબન કરવુ.] પગને ચુંબન કરનાર; માનીતો સેવક.

**કદમ-બોસી,** સ્ત્રી. [फा. મોટા માણસને માન આપતાં તેને પગે ચુંબન કરવું તે; પાદચુંબન

**કદમી,** વિ. [फा.] આગલા જમાનાનું; પ્રાચીન, (૨) પારસીઓના બે વિભાગોમાંનો એક.:-એક કદમી અને બીજો શહેનશાહી. ગરીબો જે પહેલા આવ્યા તે કદમી કહેવાયા અને રાજવંશીઓ જે પછી આવ્યા, તે શહેનશાહી કહેવાયા.

**કદર,** સ્ત્રી. [अ. कदर] સમજીને કિંમત કરવી તે; બૂઝ. (૨) દયા; દિલસોજી.

**કદરજ,** વિ. [सं. कदर्य] કંજુસ; કૃપણ.

**કદરદાન**, વિ. [अ. **कद्र्. फा. दानिस्तन्**=જાણવું] ખૂબ જાણે એવું; કામની પિછાન કરે એવું; ખૂબી સમજનાર. (૨) ના. પ્રમાણમાં બદલો આપે એવું. [ બુઝાવું.

**કદરવું**, ક્રિ. અ. કદર કરવી. (૨)

**કદરી**, વિ. [ सं. **कदर्य** ] કંજુસ; કૃપણ.

**કદરૂપું**, વિ. [ સં. **कु** ને ઠેકાણે વપરાતો **कद्**=ખરાબ એવું દેખાડનારો અવ્યય + **रूप** ] નહિ રૂપાળું; બદસુરત.

**ક-દવા**, સ્ત્રી. [ **फा. दुआ** ] અંતઃકરણથી બુરું ઇચ્છવું તે; શાપ.

**કદવાન**, વિ. મોટી આકૃતિવાળું; ઉંચું, જાડું અને દેખાવે દમામદાર હોય એવું (માણસ).

**કદશના**, સ્ત્રી. [ सं. **कद्+ अशना** ] કોઇ શું કરે છે અને શું નહિ તે સંબંધી કંઇ ધ્યાન જ રાખવું નહિ તે.

**ક-દહાડો**, પુ. કમોસમ. કહે૦ ક-દહાડે કકોડાં=જે ન હોવું જોઈએ તે થાય ત્યારે વિસ્મયથી આમ કહેવાય છે. (૨) દુઃખનો સમય.

**કદળી**, સ્ત્રી. [ सं. **कदली** ] કેળ; જેને કેળાં થાય છે તે. (કેળ એકજ વાર ફળે છે. એને બી નથી હોતું પણ તેના મૂળમાંથી બીજા ફણગા ફૂટી નવા છોડ ઉત્પન્ન થાય છે. એના પૈસાનાં દોરડાં વગેરે થાય છે.)

**કદળી-નાળ**, પુ. કેળના થડની અંદરનો સુંવાળો સોટો.

**કદળી-પુષ્પ**, ન. કેળનું ફૂલ.

**કદળી ફળ**, ન. કેળું.

**કદળીવન**, ન. કેળોનું વન.

**કદળી-સ્તંભ**, પુ. [ सं. **कदली+स्तंभ** ] કેળનો થાંભલો; કેળનું થડ. (ઉત્સવ અને શુભ અવસરમાં કેળોનો મંડપ કરવાનો રિવાજ છે.)

**કદંબ**, ન. [सं.] એક જાતનું મોટું ફૂલઝાડ. (ચોમાસાની શરૂઆતમાં મેઘગર્જન થતાંજ એના ફૂલની કળીઓ ફુટે છે.) [ સમયે; કદાચ.

**કદા**, અ. [सं.] ક્યારે; કોઇ

**કદાગરો**, પુ. અંટસ; અદાવત. (૨) કજીઓ.

**કદાચ**, અ. [सं. **कदाचित्**] કોઇકવાર; કદાપિ.

**કદાચિત્**, અ. [सं.] કોઇ વખતે; કદાચ. (૨) જો એમ બને-હોય તો.

**કદાપિ**, અ. [ सं. ] કદી પણ; કોઈ વખતેજ; આકસ્મિક રીતે.

**કદાપિ**, અ. [सं.] કોઇ વાર; કદાચ.

**કદાવર**, વિ. [अ. **कद्**. फा. **आवर्दन्**] ઉંચા જાડા અને ભવ્ય દેખાવવાળું; જબરમાન.

**કદી,** અ. [सं. कदापि] કોઇ દહાડો; કોઇકવાર.

**કદીક,** અ. કોઇકજ વાર; જવલ્લે.

**કદીમ,** વિ. [अ.] જુના જમાનાનું; પુરાણું.

**કદીમદી,** અ કોઈ કોઇવાર; કવચિત.

**કદીર,** વિ. (અ) શક્તિવાળુ.

**કદુ,** સ્રી (ફા.) દૂધી, નઈ.

**કદુરત,** સ્રી. (અ.) મલિનતા.

**કુ-દૃષ્ટિ,** સ્રી. [सं. कु+दृष्टि] સ્વાર્થવાળી નજર; બદનજર. (૨) અવકૃપા.

**કદ્દ,** પુ ઠુંઠો, ગોળ, જાડો ને મજબુત લાકડાનો કકડો; બત્તો, ઉપરવટણો. (૨) ધોકો. (૩) પુરુષનો ગુહ્ય અવયવ દૂધમા કદ્દુ ઓરવો=કામ બગાડવું; ફાસ મારવી. (૪) [फा. कदु] કોહોળું.

**કુધાન,** ન. [सं. कु-कुत्सित + धान्य] હલકી જાતનું અનાજ; ખરાબ ધાન. (કોદરા, બંટી, કાંગ વગેરે) (૨) ખડધાન; બગડી ગએલું ધાન, કહે૦ કુધાનને કેળવીને ખાવું=હલકી જાતની વસ્તુ હોય તેને પણ સારી રીતે કેળવીને વાપરી હોય તો ઠીક લાગે

**કુ-ધોણ,** (કધોણી),* વિ. ખૂબ ધોવાથી પણ સાફ ન થાય તેવું.

**કુ-ધોતું,** વિ. ખૂબ ધોતાં પણ સાફ ન થાય એવું (કપડું).

**કુ-ધોવણ,** વિ. કુ-ધોતું.

**કનક,** ન. [सं.] સોનુ. (૨) ધન; દોલત. (૩) ધતુરો. કહે૦ કયાં કનક અને કયાં કથીર=કયાં ગુણી અને કયાં દુર્ગુણી ?

**કનક-ફુલ,** ન કાનનું ઘરેણું. (૨) ધતુરાનું ફુલ.

**કનકવી,** સ્રી. નાનો કનકવો

**કનકવો,** પુ પાતળા અને હલકા કાગળનો બનાવેલો હવામાં ઊડે એવો આકાર, પતંગ

**કનકુડો,** પુ જુઓ કનકવો

**કુ-નજર,** સ્રી કુદૃષ્ટિ.

**કનડગત,** સ્રી હરકત. (૨) દુઃખ

**કનડવું,** ક્રિ સ હેરાન કરવું; હરકત કરવી: દુઃખ દેવું [ હરકત.

**કનડાટ,** પુ પજવણી; કનડવું. (૨)

**કનફુલ,** ન સ્રીઓના કાનનું ઘરેણું

**કનવાર,** સ્રી. [म. कैवार] પક્ષપાત; લક્ષ (૨) દરકાર, કાળજી

**કનસ્તર,** જુઓ કનાસ્તર

**કનાત,** સ્રી. [अ. कनात्] જાડા બેવડા કપડાનો પડદો.

**કનાસ્તર,** ન વાંસ અથવા ઘાસની સાપોની ગુણ. (૨) ચિનાઇ લોખંડનો દાબડો. (૩) પડો.

**કનિષ્ઠ,** વિ. [सं.] નાનું; હલકું; ઉતરતું. (ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ, એમ મુકાબલો કરતાં બોલાય છે.)

**કનિષ્ઠ-પક્ષ,** પુ. [सं.] નાનો-ઉતરતો પક્ષ (૨) હલકી પાયરી.

**કનિષ્ઠિકા**, સ્ત્રી. [ **सं.** ] સૌથી નાની-ટચલી આગળી (૨) વિ. નાનકડી (બેન).

**કની**, અ [ **स. किं+न. प्रा. किण्णो** ] કે નહિ. (પ્રશ્નાર્થમાં વપરાય છે.)

**કનીનિકા**, સ્ત્રી. [ **सं.** ] કીકી; આંખની પુતળી.

**કને**, અ. નજીક; પાસે. (૨) તાબે; કબજે

**કનેરી**, સ્ત્રી. માદા માણસને માટે ચોખાની બનાવેલી કાંજી. (૨) કિનારી; કોર (૩) કાંગરી.

**કનેરા**, સ્ત્રી. [ **सं.** ] વેસ્યા. (૨) હાથણી. (૩) ખારીપૂરી. (૪) એક જાતનું નાનું પંખી

**કનૈયો**, પુ. [ **सं. कमनीय. प्रा. कमणिओ**=રૂપાળો ] રૂપાળો; સુંદર. (આ શબ્દ બાળમુકુંદ શ્રીકૃષ્ણને માટે રૂઢ થએલો છે.) [ ભાગ; બૂટ.

**કનોચાં**, ન (બ વ.) કાનનો નીચલો

**કન્નાં**, ન. કનકવા અથવા પતંગની કમાન બાંધવાની દોરી

**કન્ની**, સ્ત્રી. પતંગને નીચલે ખુણે જે પુછડી બાંધવામાં આવે છે તે (૨) પતંગ; નાનો કનકવો.

**કન્યકા**, સ્ત્રી. [ **सं.** ] નાની અને કુંવારી છોકરી. (ઉપર 'કન્યા' કરતાં સહેજ નાની ઉમરની.)

**કન્યા**, સ્ત્રી. [ **सं.** ] કુંવારી છોકરી. (૨) પુત્રી; દીકરી. (૩) બાર રાશિમાંની છઠ્ઠી રાશિ (૪) દેવી; દુર્ગા; પાર્વતી. (૫) મોટી ઇલાયચી (૬) પતંગને જે દોરી બાંધવામાં આવે છે તે

**કન્યા-કલંક**, ન. [ **सं.** ] કન્યાને કુંવારી અવસ્થામાં લાગેલું લાંછન

**કન્યા-કાળ**, પુ [**सं.**] કન્યાને પરણાવી દેવાનો સમય; સ્ત્રીત્વ આવવાનો કાળ

**કન્યાકુબ્જ**, પુ (સ્ત્રી) કનોજ પ્રાંત.

**કન્યાકુમારી**, સ્ત્રી હિંદુસ્તાનની છેક દક્ષિણે આવેલી ભૂશિર

**કન્યાગ્રહણ**, ન. [ **सं.** ] કન્યાનું ગ્રહણ કરવું તે; લગ્ન

**કન્યાગત**, વિ. [ **सं.** ] કન્યાને ભાગે ગએલું; કન્યાને દાનમાં અપાએલું. (૨) કન્યારાશિમા ગએલ (ગ્રહ)

**કન્યાચુડી**, સ્ત્રી પરણતી વખતે કન્યાને પહેરાવવાની ચુડલી

**કન્યાદાન**, ન. [ **सं.** ] કુંવારી છોકરીનાં યોગ્ય વરની સાથે લગ્ન કરી આપવાં તે.

**કન્યાદોષ**, પુ. [**सं.**] કન્યાસંબંધી જે કંઈ ખોડખાંપણ હોય તે

**કન્યાધન**, ન. [ **सं.** ] કન્યા રૂપી ધન. (૨) કન્યાને આપેલું ધન.

**કન્યાપતિ**, પુ. [ **सं.** ] કન્યાનો વર; જમાઈ.

**કન્યાપુત્ર**, પુ. [ सं. ] કન્યાને થએલો છોકરો; કાનીન. (૨) દોહિત્ર.

**કન્યારત્ન**, ન. [ सं. ] કન્યારૂપી રત્ન.

**કન્યારાશિ**, સ્ત્રી. [ सं. ] બાર રાશિઓમાંની એક 'કન્યા' નામે રાશિ તે.

**કન્યારાશી**, પુ. બાયલો; સ્ત્રીના જેવા ગુણવાળો પુરુષ.

**કન્યાવિક્રય**, પુ. [ सं. ] કન્યાના બદલામાં વરની પાસેથી બદલો લેવો તે.

**કન્યાશાળા**, સ્ત્રી. [सं.] છોકરીઓ માટેની ખાસ નિશાળ.

**કન્યાહરણ**, ન. [ सं. ] બળજોરીથી કન્યાને ઉપાડીને લઇ જવી તે.

**કન્યાળું**, ન. નદી અથવા તળાવના સુકા પાત્રમા ખોદેલો મોટો ખાડો. (૨) વિ. કન્યાવાળું.

**કપ**, પુ. અગ્નિનો તણખો ઝીલવાનું દોરડું; જામગરી; કફ. (૨) [અં.] પ્યાલો.

**કપચી**, સ્ત્રી. પથ્થરનો ભૂકો; કાંકરેટ.

**કપટ**, ન. [ सं. ] કહેવું એક અને કરવું બીજું, એવો જે વ્યવહાર તે; લુચ્ચાઇ. (૨) ઢોગ. કહે૦ કપટ ત્યાં ચપટ= છળનું પરિણામ નાશ.

**કપટકળા**, સ્ત્રી. [ सं. कपट+कला ] કપટ કરવાની આવડત.

**કપટ-કોટ**, પુ. ખોટો પડદો; બનાવટ.

**કપટખોર**, વિ. (ફા.) કપટવાળું.

**કપટનિંદા**, સ્ત્રી. [ सं. ] કોઇને છેતરવા માટે કોઇની નિંદા કરવી તે.

**કપટબાજ**, વિ. કપટ કરનાર.

**કપટબાજી**, સ્ત્રી. દગલબાજી; ધૂર્તતા.

**કપટભાવ**, પુ. [ सं. ] દેખાડવાનો જે ભાવ તે; ઉપરથી પ્રેમ દેખાડી અંદરથી છેહ દેવાની ભાવના.

**કપટરૂપ**, વિ. બનાવટી; કૃત્રિમ; છેતરવાને બનાવેલું.

**કપટવિદ્યા**, સ્ત્રી. [ सं. ] કપટ કેમ કરવું તેની આવડત; છળવિદ્યા.

**કપટવેશ**, પુ. [ सं. ] કૃત્રિમ રૂપ ધારણ કરવું તે.

**કપટી**, વિ. કપટથી ભરેલું.

**કપઠાર-ળ**, જુઓ કમઠાળ.

**કપડ-છાણ**, વિ. કપડામાં શીવી લઇ છાણ માટીથી લીપેલું. (૨) કપડાથી છણેલું-ચાળેલું.

**કપડું**, ન. [ सं. कर्पट ] રૂ, રેશમ, ઊન અથવા શણ વગેરેના તંતુઓને વણીને બનાવેલો ઘાટ; લુગડું; વસ્ત્ર. (૨) (બ. વ. કપડાં.) પોશાક. કહે૦ ઉજળે કપડે ડાઘ લાગે=આબરૂ હોય તેને બીવાનું.

**કપડમટી**, સ્ત્રી. ઓસડને ભઠ્ઠીમાં પકવવા ચારે બાજુથી કપડામાં બંધ કરી માટી ચોપડે છે તે.

**કપતાન**, પુ. [ अं. ] કમાન. વહાણ કે આગબોટ ઉપરના ખલાસીઓનો

કપરી; ટંડેલ. (૨) લશ્કરની પલટણનો ઉપરી. (૩) આગેવાન.

**કપરધુળ**, ન. રેશમી લુગડું; ગાજ.

**કપરૂં**. વિ. કોઇથી ગાંજ્યું જાય નહિ એવું; આકરૂં. (૨) અઘરૂં; મુશ્કેલ.

**કપરોડ**, સ્ત્રી ખાડાની અથવા કુવાની અંદરનું આડું પોલાણ; બખોલ.

**કપર્દિકા**, સ્ત્રી. [ **સં.** ] કોડી; એક હલકી કિમ્મતનો સિક્કો; દમડી.

**કપાઈ મરવું**, ક્રિ. અ. કપાઇને મરી જવું (૨) માંહોમાંહે ટંટો કરીને પાયમાલ થઈ જવું. [ બારણું. (૨) કબાટ.

**કપાટ**, ન. [ **સં.** ] કમાડ;

**કપાણ**, ન. તડકાની ઝાળ; લૂ.

**ક-પાતર**, વિ. [ **સં. कु+पात्र** ] યોગ્ય પાત્ર નહિં એવું; ખરાબ (૨) લડકણું.

**કપાલ**, ન. [ **સં.** ] આગલું હાડકું; ખોપરી. (૨) ઠીબ.

**કપાલી**, વિ. [ **સં.** ] ખોપરીઓની માળા પહેરનાર. (૨) પુ. શિવ; શંકર. (૩) અઘોરી બાવાઓનો એક વર્ગ.

**કપાવવું**, ક્રિ. પ્રે. કાપી નખાવવું. (૨) જુદું પડાવવું; બાતલ કરાવવું.

**કપાવું**, ક્રિ. છેદાવું; વઢાવું. (૨) અંદર અંદર અદેખાઈથી. મારામારી કરવી.

**કપાસ**, પુ. [ **સં. कार्पास** ] જેને રૂ થાય છે તે છોડ. (૨) બી સાથેનું જે રૂ તે. (૩) કપાશીઓ.

**કપાશી**, સ્ત્રી. ચામડીમાં પડેલી આંક; આંટણ.

**કપાશીઆ**, પુ. (બ. વ.) રૂનાં બીઆં; કપાસ. (૨) વિ. જ્યાં કપાસનો પાક થતો હોય એવું ગામ-ખેતર વગેરે. કહે૦ (૧) કપાશી રે કપાશી, વેપાર કરજે તપાશી, નહિ તો છીયાં રહેશે ઉપાશી. અર્થાત્ કપાસનો વેપાર પોતાનું ગજું જોઇને કરવો. (૨) કપાશીએ કંઈ કોઠી ફાટે નહિ=નજીવા વધારાથી અકસ્માત્ થાય નહિ.

**કપાળ**, ન. [ **સં. कपाल** ] ભ્રમરોની ઉપરનો અને માથાના વાળની નીચેનો મોઢાનો ભાગ; ભાલ; લલાટ. (૨) ખોપરી. (૩) ભાગ્ય; નશીબ. (૪) મસ્તક; મગજ. (૫) કંઈ નહિ; મૂળ. ક્રિ. પ્ર. કપાળ કૂટવું=માથાકુટ કરવી; પશ્ચાત્તાપ કરવો. કપાળ કૂટવું=મોટું દુઃખ આવી પડવું કપાળમાં ચાલ્લો કરવો= કંઇ નહિ આપવું. કપાળે ચોંટવું=બનારે પડવું. કપાળે રેલા ઉતરવા=મહેનત પડવી. કપાળે લખેલું = નિર્મિત. કપાળે હાથ દેવો=ભાગ્યને દોષ દેવો. કપાળે લખાવી લાવવું=સુભાગ્ય લઈ આવવું. રૂ. પ્ર. કપાળમાં ડામ=તિરસ્કારમાં કઈ પણ નહિ આપવું. કપાળે કાજળ=બેઆબરૂ થવી. મોટું કપાળ=સુભાગ્ય. કપાળે તેજ=સુભાગ્યસૂચક પ્રભા. કહે૦ કપાળનું ટીલું થાય, પૂંઠે ન થાય=જે જ્યાં થતું હોય ત્યાંજ થાય. કપાળ પ્રમાણે ટીલું=જેવા દેવ તેવી પૂજા. કોડીઆ જેટલું કપાળ=ઓછું ભાગ્ય. કપાળે કપાળે જુદી મતિ=માણસે માણસે જુદા જુદા અભિપ્રાય.

**કપાળ-કુટ,** સ્ત્રી માથાફોડ; મગજ-મારી. એકજ તરેહની મહેનત.

**કપાળકુટીઉં,** વિ. કપાળ કુટાવે એવું (૨) માથું દુઃખી જાય એવી મહેનતવાળું.

**કપિ,** પુ. [ **સં.** ] વાનર.

**કપિતાન,** વિ વાંદરા જેવું: તોફાની

**કપિધ્વજ,** વિ. [ **સં.** ] જેની ધ્વજામાં કપિ-વાનરનુંચિહ્નછે તે(અર્જુન).

**કપિમુખ,** વિ. [ **સં.** ] કપિના જેવા મોનુ

**કપિલ,** વિ. [ **સં.** ] ભુખરૂં; બદામી રંગનું. (૨) પુ. સાંખ્યશાસ્ત્રના કર્તા-એક ઋષિ.

**કપિલા,** સ્ત્રી. [ **સં.** ] તદ્દન બદામી રંગની અથવા તદ્દન એક રંગની ગાય. (૨) દક્ષ પ્રજાપતિની એક કન્યા (૩) એક જાતની ઔષધિ. કહે૦ કપિલા છઠ બાર વરસે એક વાર આવે=સારો પ્રસંગ લાખે વખતે આવે

**કપિલા-ષષ્ઠી,** સ્ત્રી. [ **સં.** ] ભાદરવો મહીનો, વદપક્ષ, છઠનો દહાડો, હસ્ત નક્ષત્ર, વ્યતિપાત અને મંગળવાર, એ છ વાનાના યોગવાળો જે દિવસ તે (આવો યોગ લગભગ બાર વરસે આવે છે)

**કપિજલ,** ન. [ **સં.** ] એક જાતનું પંખી; તેતર.

**કપીલો,** પુ. એક જાતની વનસ્પતિ.

**કપૂર,** ન. [ **सं. कर्पूर** ] એક જાતના ઝાડનો ગોળો, કડવો,જ્વાળાગ્રાહી અને અત્યંત સુગધીદાર ગુંદર. કહે૦ કપુરનું વૈતરૂ=મોટો લાભ ન મળે, પણ મહેનત તો ન જાય. કપુરથી કઇ દાંત ન પડે=સારાથી નઠારી ઇજા ન થાય.

**કપુર-કાચલી,** સ્ત્રી એક જાતનું સુગધીદાર દ્રવ્ય

**કપુર-ચીની,** સ્ત્રી એક જાતની વનસ્પતિ (૨) ચિનાઈ સાકર

**કપુરતેલ,** ન કપુરનુ તેલ

**કપુરી,** વિ કપુરના જેવુ; સફેદ. (૨) પાનનો એક પ્રકાર

**કપુરીઆં,** ન (બ વ.) નાગર-વેલનાં પાનની એક જાત (૨) કાચી કેરીનાં લાંબાં ચીરીઆં

**કપુત,** પુ. [ **सं. कु+पुत्र** ] કુળને લાંછન લગાડે એવો છોકરો

**કપેચું,** વિ અટપટું: કઠણ; મુશ્કેલ.

**કપેચાં, કપોચાં,** ન (બ વ ) એક જાતનું વસાણું.

**કપોટી,** સ્ત્રી પાતળુ અને ફુલીને ઉંચુ થએલું પડ (૨) છાલ; છોતરૂ

**કપોટું,** ન જુઓ કપોટી

**કપોત,** પુ. [ **સં.** ] કબુતરની જાતનુ એક પખી, હોલો

**કપોતક,** પુ. [ **સં.** ]નાનો હોલો. (૨) સુરમો. (૩) સાજીખાર,

**કપોતરૂં,** ન. [ **सं. कु+पोत** ] નકામી છાલ; છોડું. (૨) ગાભચું. (૩) કાગળીઉ. [ કપોતિની.

**કપોતી,** સ્ત્રી. [ **સં.** ] હોલી;

**કપોળ**, પુ. [ सं. कपोल ] ગાલ. (૨) વાણીઆની એક જાત.

**કપોળ-કલ્પિત**, વિ. કલ્પિત; બનાવટી; જેને પ્રમાણ ન હોય એવું.

**કપ્પડ**, ન કપડું; વસ્ત્ર

**કપ્પર**, વિ. કપરૂ, વસમું; આકરૂં. (૨) ના નદીના કિનારાની ભેખડ.

**કપ્પા**, પુ. (બ વ) કોથળા; થેલા. (૨) કુલ્લાં

**કપ્પી**, સ્ત્રી. [सं. कूपी] શીશી, કુલ્લી (૨) ગરગડી. (૩) ડાગળી; થીગડી.

**કપ્પો**, પુ. [ सं. कूप ] શીસો. (૨) સહેલથી ભાર ઉંચકાય એવી યાંત્રિક બનાવટ

**કફ**, પુ. [ सं. ] શરીરમાંના ત્રણ રસમાંનો એક રસ (૨) છાતી અને ગળાને રૂંધી નાખનારો એક રોગ; બલગમ; ગળફો. (૩) ઉત્રરસ. (૪) ચકમકના તણખા ઝીલવાની જામગરી; કપ.

**કફ-જ્વર**, પુ. [ सं. ] કફદોષને લીધે ઉત્પન્ન થયેલો તાવ.

**કફન**, ન. [ अ. ] શબને ઓઢાડવાનું લુગડું. (૨) શબ મૂકવાની પેટી. કહે૦ કફનફાડુ ગયો ને મેખમારૂ આવ્યો= વધારે નઠારો આવ્યો.

**કફની**, સ્ત્રી. [ अ. ] ટુંકી બાંયનું લાંબું પહેરણ. ક્રિ. પ્ર. **કફની પહેરવી**= સાધુ થઈ જવું.

**કફલાત**, સ્ત્રી. ભીંતે ચુનાનો લેપ લગાડવો તે; છો. (૨) મરામત.

**કફો**, વિ. [अ.] નાખુશ; ઇતરાજ.

**કફોત**, સ્ત્રી. [ सं. कफारत ] નુકસાન. (૨) ટંટો.

**કફોડું**, વિ. [ सं. कु+स्फुट ] રીતસર ન હોય એવું; અધુરૂં (૨) કઢંગું.

**કફ્ફારત**, ( અ ફા. ) ઢાંકનાર; અપરાધમાંથી છૂટવાને માટે જે પુણ્ય કરવામાં આવે છે તે

**કફોદર**, ન. [ सं. ] કફદોષને લીધે થતો પેટનો એક રોગ

**કબજ**, વિ. [ अ. कब्ज ] તાબામાં હોય એવું; બંધાએલુ; રોકાએલું. કહે૦ કબજ રાજા તો મુલક ટે ટે=રાજાને હાથમાં લઈ લીધો તો પ્રજાનો શો હિસાબ ?

**કબજાગીરો**, વિ મીલકતનો કબજો આપીને તે ઉપર વ્યાજે નાણાં લેવાં તે.

**કબજાન**, પુ કબજો; હવાલો

**કબજિઆત**, સ્ત્રી રોકાણ; બંધન; અટકાવ. (૨) અવરોધ, બંધકોશ.

**કબજે કરવું**, ક્રિ. સ તાબામાં લેવું; બંધનમા રાખવું; દાબમાં રાખવું.

**કબજે-દાર**, વિ. જેની પાસે-કબજો હોય તે; ભોક્તા.

**કબજે રાખવું**, ક્રિ. સ. તાબે રાખવું; અટકાવી રાખવુ; હુકમમાં રહે એમ કરવુ.

**કબજો**, પુ. [ अ. ] કોઇ પણ વસ્તુનું સ્વાધીનતામાં હોવું તે; હવાલો; તાબો. (૨) બાંય વગરનું બદન.

**કબાડ**, વિ. મૂર્ખ; ગામડીઉં. (૨) નાનું ટાંકું; ભંડારીઉં.

**કબડવું**, સ. ક્રિ. હેરાન કરવું.

**કબડાવું**, ક્રિ. અ. હેરાન થવું

**કબર**, સ્ત્રી. [ अ. क़ब्र् ] મુડદું દાટીને તેની ઉપર કરેલું ચણતર કામ; ઘોર; છત્રી.

**કબર-સ્તાન**, ન. [ अ + फ़ा. स्तान ] જ્યાં મુડદાં દટાતાં હોય તે જગા; સ્મશાન. ક્રિ. પ્ર. કબર ખોદવી=પોતાનો નાશ થાય એમ કરવું કહે૦ મુઆ પહેલાં કબર=આગળથી અમંગળ ધારવું

**કબરી**, સ્ત્રી. [सं.] ચોટલો; વેણી.

**કબલ**, (અ.) પ્રથમ; પહેલાં.

**કબંધ**, ન. [ सं. ] માથા વગરનું શરીર; ધડ. (૨) રાહુ. (૩) પુ. એક રાક્ષસ.

**ક-બાજી**, સ્ત્રી. [ सं. कु + अ. बाख़्तन ] કાર્યનું બગડી જવું તે; સારૂ કરવા જતાં ખોટું થઈ જવું તે. (૨) મૂર્ખાઈ ક્રિ પ્ર. કબાજી કરવી=મૂર્ખાઇનું કામ કરવું. કબાજી સૂઝવી=ગેરલાભ થાય એવું સૂઝવું.

**કબાટ**, ન. [ सं. कपाट. अं. કપબોર્ડ. ઇ. ] ઉભા ઘાટની ખાનાવાળી પેટી; કપાટ.

**કબાડ**, [सं. कु+वृत्त] ખરાબ તરેહવાર; ઘાટ વગરનું; નઠારૂ. (૨) પુ. ઘાસનો ભર; ગંજી. (૩)ઇમારતી લાકડું.

**કબાડકઠ**, સ્ત્રી. [ सं. कु+वृत्त+कष्ट ] વૈતરૂં; વગર સમજે મહેનત કરવી તે.

**ક-બાડી**, સ્ત્રી. નઠારી રીતભાતે ચાલવું તે; ગેરવર્તણૂક. (૨) પુ. કઠિઆરો. (૩) વિ કબાડાં કરનાર; ખરાબ રીતભાત રાખનાર

**કબાડીઉં**, વિ કબાડી કરનાર; કુબાંડી

**કબાડું**, ન. [ सं. कु+वृत्त ] સારૂ ન કહેવાય એવુ વર્તન; દુષ્કર્મ (૨) અનીતિનું કામ; વ્યભિચાર.

**કબાબ**, જુઓ કવાબ.

**કબાબચીની**, સ્ત્રી. [ फ़ा. ] એક જાતની વનસ્પતિનાં બી.

**કબાલો**, પુ. [ अ. कबालह् ] અમુક વસ્તુ આપવા લેવાનો કરાર; સાટું.

**કબી**, ( કભી ), અ. [ फ़ा. ] કદી; કોઇવાર.

**કબીર**, પુ. [ अ. कबीर् ] પંજાબ તરફનો એક મોટો આત્મજ્ઞાની અને સુધારક કવિ. કબીર વડ=નર્મદાના તીર ઉપરનો એક ઘણાં વરસનો બહુ મોટો અને જોવાજોગ વડ

**કબીરપંથ**, પુ. ઇશ્વર એકજ છે અને હિંદુમુસલમાન સૌ ભાઇ છે એવો અદ્વૈતને અનુસરતો કબીરે ચલાવેલો ધર્મમાર્ગ.

**કબીરપંથી**, વિ. કબીરના મતને માનનાર.

**કબીરો**, પુ કબીરપંથીઓનું પહોળા મોંનું ભિક્ષાપાત્ર; કટોરો. (૨) (અ.) મોટો અપરાધ.

**કબીલદાર**, વિ. [ अ. कबीलह्+फा. दार ] કબીલાવાળો; ગૃહસ્થ; કુટુંબી.

**કબીલો**, પુ. [ अ. कबीलह् ] બૈરાં છોકરાં વગેરેનો સમૂહ; પરિવાર. (૨) ગૃહસ્થ પુરુષને જે જરૂરનુંહોય તે બધું.

**કબુ**, અ. [ फा. ] કદી; કોઇવાર.

**કબુતર**, ન એક જાતનું પંખી; પારાવત. ( માણસો તેને પાળે છે. ઝડપથી લાંબે સુધી ઊડનારાં કબુતર ' કાસદીઆં કબુતર ' કહેવાય છે.) રૂ.પ્ર કબુતરખાનું= મેલી, ગંદી અને ગડબડાટવાળી ગીચ જગા.

**કબુતરી**, સ્રી. કબુતરની માદા. (૨) કબુતરની માફક શરીરને ગોળ દડા જેવું કરી નાખનારી નટડી.

**કબુદ્ધિ**, જુઓ કુબુદ્ધિ.

**કબુદ્ધિઉં**, વિ. અવળી મતિનું.

**કબુલ**, વિ. [ अ. कबूल् ] ખાતરીથી હા કહેલી હોય એવું; મંજુર; માન્ય.

**કબુલણી**, કબુલાત.

**કબુલત**, કબુલાત.

**કબુલવું**, ક્રિ. સ. કબુલાત આપવી; માન્ય રાખવું; વચન આપવું. (૨) કોઇની તરફથી માથે લેવું.

**કબુલાત**, સ્રી. [ अ. कबूल् ] ખાતરીથી કહેવું, અથવા લખી આપવું તે; કરાર; સ્વીકાર. ક્રિ. પ્ર. કબુલાત લેવી=ખાતરી કરી લેવી. કબુલાત માગવી= ખાતરી માગવી.

**કબુલાતનામું**, ન. કબુલ છે, એવું મોઢેથી અથવા લખાણથી નક્કી કરી લેવું તે; કરારનામું

**કબુલાવવું**, ક્રિ. સ. કબુલ કરાવવું; મનાવવું. (૨) પોતે નહિ તો પોતાનો જામીન આમ કરશે, એવું સામાને ખાતરીથી કહેવરાવવું.

**કબેલું**, ન કચરાની પાકી કોઠી અથવા માટલાની મોટી જાડી ને બેડોળ ઠીબ. (૨) જાડું પહોળું ને મોટું નળીઉં; મોભારીઉં. (૩) વ્યંગ. જાડું મોટું માણસ.

**ક-બોલ**, પુ. કુવચન; ગાળ. (૨) મેણું; ટોણો.

**કભા**, પુ. [ अ. केबा ] વરને પહેરવાનો જામો; વાઘો.

**કભાય**, પુ. [अ. केबा ] જામો; (૨) ઓઢો. (૩) બાંય.

**ક-ભારજા**, સ્રી. [सं. कु+भार्या] કુલક્ષણી સ્રી.

**ક-ભાવ**, પુ. [ सं. कु+भाव ]. અપ્રીતિ; કંટાળો; તિરસ્કાર.

**કભી**, અ. કદી; કદાપિ.

**કમ**, વિ. [ फा. ઉપસર્ગ ]. ઓછું; થોડું. (૨) હીણું, ખરાબ.

**કમ-અક્કલ**, વિ. [फा.] ઓછી બુદ્ધિનું; મૂર્ખ.

**કમ-અમલ**, વિ. કમજાત; શખેલીના પેટનું. [ તે.

**કમ-આવડ**, સ્રી. ઓછી આવડત.

**કમ-કદર**, વિ. [फा. **कम** અને अ. **कद्र**] કોઇના કામની જેને ઓછી કિમ્મત હોય તે; કદર વગરનું.

**કમકમવું**, ક્રિ. અ. [सं. **कम्प** ઉ૦] થરથરવું; ધ્રૂજવું; રો-માંચ અનુભવવો. (૨) ત્રાસવું; કંટાળો ખાવો.

**કમકમાટ**, પુ. [सं. **कम्प**] થરથરાટ; ધ્રૂજારો. (૨) ત્રાસ; કંટાળો.

**કમકમાટી**, સ્ત્રી. ધ્રૂજારી; કંપારી. (૨) સૂગ.

**કમકમી**, સ્ત્રી કંપારી; ધ્રૂજારી;સૂગ.

**કમ-કૌવત**, વિ. ઓછું કૌવત હોય એવું; અશક્ત; નબળું

**કમ-કૌવતી**, સ્ત્રી અશક્તિ;નબળાઇ.

**કમખરચાળ**, વિ ઓછા ખરચવાળું.

**કમખો**, પુ. [फा. **कम्‌ख्वाब**] સ્ત્રીઓનું છાતીએ પહેરવાનું વસ્ત્ર; કંચુકી; કાંચળી; ચોળી

**કમખોરાક**, પુ. ઓછો ખોરાક [હોવો તે.

**કમખોરાકી**, સ્ત્રી. પૂરતો ખોરાક નહિ મળવો તે; તંગી.

**કમચી**, સ્ત્રી. [तु. **कमूची** = ચાબુકની દોરી.] કોરડો; ચાબુક

**કમજબાન**, સ્ત્રી. [फा. **कम**+ **जबान**] ભુંડી બોલી, અપશબ્દ; ગાળ. (૨) વિ. તોતળું; થોડાબોલું.

**ક-મજરે**, અ. [फा. **कम**+ **मुजरा**] બરબાદ; એળે; નિરર્થક.

**કમજાત**, વિ. [फा. **कमज़ाद्**] હલકી જાતિનું; વર્ણસંકર; હરામી.

**કમજાદે**, અ. કમીજાસ્તી; ઓછુંવત્તું

**કમજુસ્ત**, વિ. [फा. **कम** अ. **जुश**=ઉકળવું] જેનામાં જુસ્સો ન હોય એવું; અશક્ત. (૨) કાયર; હીચકારૂ.

**કમજોર**, વિ. નબળું; કમતાકાત.

**કમજોરી**, સ્ત્રી નબળાઇ; અશક્તિ

**કમઠ**, પુ. [सं.] કાચબો. (૨)વાંસ.

**કમઠાણ**, ન મોટો ખટલો; ર-સાલો. (૨) અમલદારનાં સાધનોનો મોટો જથ્થો

**કમઠાયો**, પુ. સુતારના અથવા ક-ડીઆના કામથી સારી રીતે માહીતગાર હોય એવો માણસ.

**કમઠી**, સ્ત્રી. [सं.] કાચબી.

**કમણવું**, અ. ક્રિ. [सं. **कु** + **मन**] કચવાવું, અમનોપ બતાવવો; કણકણવું

**કમતર**, વિ. [फा.] કમતી; ઓછું; નબળું. (આ શબ્દ 'કમ' ફારસી અને **तर** સંસ્કૃત તુલનાત્મક પ્રત્યયથી બનેલો છે.)

**કમતરીન**, વિ. બહુજ કમ-ઓછું. (૨) ગરીબ; રાંક. (૩) તુચ્છ.

**કમતાકાત**, વિ. [फा.] જેનામાં ઓછી શક્તિ હોય તેવું.

**કમતાકાતી**, સ્ત્રી. [फा.]અશક્તિ.

**કમતી,** વિ. [फा.] ઓછું; થોડું.

**કમન,** પુ. કામદેવ; આસોપાલવ. (૨) વિ. ખૂબસુરત

**કુ-મન,** ન. [सं. कु+मनस्] નાખુશી, અભાવ, અપ્રીતિ, વિ કમન-નું=નહિ ગમતું; મન વગરનુ.

**કમ-નજર,** ( ફા. અ. ) અવકૃપા

**કમ-નશીબ,** ન. [फा.] ઓછું ભાગ્ય; દુર્ભાગ્ય. (૨) વિ ઓછા ભાગ્યનું; અકર્મી. [ ભાગ્યતા.

**કમ-નશીબી,** સ્ત્રી. [फा.] દુ-

**કમનીય,** વિ. [सं.] ચહાવા-ઇચ્છવા યોગ્ય. (૨) સુંદર; મઝેનું.

**કમનીયતા,** સ્ત્રી. [सं.] સુંદરતા; મનોહરતા. [ પાક ઉતરવો તે.

**કમ-પાક,** પુ. [ फा. ] ઓછો

**કમપેશ,** વિ. [फा.] ઓછુવત્તુ.

**કમબખત,** વિ. [फा.] લુચ્ચુ; ધૂર્ત. (૨) દુર્ભાગી; કમનશીબ.

**કમબખતી,** સ્ત્રી. [फा.] દુર્દૈવ; દુર્દશા; વિપત્તિ. (૨) ધૂર્તતા.

**કમર,** (फा.) કેડ. (૨) કોઈ પણ વસ્તુનો વચલો ભાગ.

**કમર-કસ,** વિ. [ फा. ] કમર કસનાર; જોરનું કામ કરનાર.

**કમરખ,** ન. એક જાતનું ઝાડ અને તેનું ફળ. (આ ફળ નાનું અને ખટમધુર હોય છે.)

**કમરપટ્ટી,** સ્ત્રી. કમરે બાંધવાની પટ્ટી. (૨) કોઈ પણ ચીજનો વચલો પટો.

**કમરપટો,** પુ કમરે બાંધવાનો લાંબો અને પાતળો પટકો; કમરબંધ; કંદોરો, મેખલા. (૨) કોઇ પણ ગોળ અથવા લંબાકૃતિની વચ્ચેનો પટ્ટી જેવો ભાગ.

**કમરબંધ,** પુ કમરપટો; કદોરો. (૨) વિ સજ્જ; તૈયાર.

**કમરીક,** ન. કપડાની એક જાત

**કમલજ,** વિ. કમળમાં જન્મેલું; બ્રહ્મા.

**કમલજા,** સ્ત્રી. [ सं. ] કમળમાંથી ઉત્પન્ન થએલી–લક્ષ્મી

**કમલા,** સ્ત્રી. [सं.] લક્ષ્મી. (૨) સુંદર સ્ત્રી.

**કમલાકર,** ન. [सं.] કમળોનો સમુદાય. (૨) જેમાં ઘણાં કમળો થતાં હોય એવું તળાવ.

**કમલાપતિ,** પુ. [सं.] લક્ષ્મી-પતિ; વિષ્ણુ.

**કમલિની,** સ્ત્રી. [सं.] જેને કમળ થાય છે તે વેલ. (આ વેલના મુખ્ય બે ભેદ છે. એક વેલનાં ફૂલ દિવસે સૂર્યને જોઇ ખીલે છે અને સૂર્ય આથમતાં બીડાઇ જાય છે; બીજી વેલનાં ફૂલ રાતે ચંદ્રમાને જોઇ ખીલે છે અને દહાડે બીડાઇ જાય છે. પહેલી કમલિની અને બીજી પોયણી કહેવાય છે.)

**કમલોત્તર,** ન. કસુંબાનું ફૂલ.

**કમલોદ્ભવ,** પુ. [ सं. ] કમળ-માં ઉત્પન્નથી થએલા-બ્રહ્મા.

**કમવવું**, ક્રિ. સ. ચામડાને સારૂં અને સુંવાળું થાય તેમ કરવું; કેળવવું.

**કમ-સમજ**, સ્ત્રી. ઓછી અક્કલ. (૨) વિ. ઓછી સમજનું.

**કમસુખન**, (फा.) ઓછું બોલનાર.

**કમળ**, ન. [ सं. कमल ] પાણીમાં થતી એક ફૂલવેલનું સૂર્યવિકાસી ફુલ; પદ્મ.

**કમળકાકડી**, સ્ત્રી. કાળા કઠણ પડનું એરંડીના જેવડું એક ફળ; કમળના ડોડામાંનુ બી.

**કમળ-કોશ**, પુ. [ सं. ] કમળ-ફૂલનો ડોડો.

**કમળતંતુ**, પુ. [ सं. ] કમળ-ફૂલની અંદરના રેસા.

**કમળનાળ**, સ્ત્રી. [सं. कमल +नाल ] કમળની લાંબી દાંડી.

**કમળપૂજા**, સ્ત્રી. [ सं. ] કમળ ચડાવીને પૂજન કરવું તે. (૨) મસ્તક કાપીને દેવને ચડાવવું તે. પ્ર૦ કમળપૂજા કરવી=મસ્તક કાપીને અર્પણ કરવું.

**કમળભૂ**, વિ. કમળમાંથી ઉત્પન્ન થએલું; બ્રહ્મા.

**કમળ-મુખી**, વિ. સ્ત્રી. કમળના જેવા મુખવાળી. (૨) ન. સૂરજફૂલ.

**કમળ-મુદ્રા**, સ્ત્રી. [सं.] કમળ-ના આકારે હાથનાં આંગળાંને વાળવાં તે.

**કમળ-લોચની**, વિ. (સ્ત્રી.) કમળના જેવાં લોચનવાળી.

**કમળ-વદના**, વિ. (સ્ત્રી.) કમળના જેવા મુખવાળી.

**કમળાસન**, પુ. [ सं. कमल+ आसन ] કમળ જેનું આસન છે એવા; બ્રહ્મા.

**કમળી**, સ્ત્રી. પિત્તાશયના વિકારનો એક રોગ; કમળો.

**કમળો**, પુ. પિત્તના વિકારથી ઉત્પન્ન થતો એક રોગ. કહે૦ કમળાવાળો બધુંય પીળું દેખે=જેને જેવી અસર થઈ હોય તેને બધુંય તેના જેવું જણાય. (૨) એની આંખમાં કમળો છે=એની આંખમાં વિકાર છે.

**કમંડળ**, ન. [ सं. कमंडलु ] કડવા નાળિએરનું બનાવેલું પાણીપાત્ર. (૨) સારી રીતે ધાર પાડી શકાય એવું કમંડલુના ઘાટનું ધાતુપાત્ર.

**કમંડળુ**, ન. [ सं. कमंडलु ] કડવા નાળિએરના ખોખાનું બનાવેલું પાણીપાત્ર; કમંડળ

**કમા**, સ્ત્રી [सं.]શોભા;ખુબસુરતી.

**કમાઇ**, સ્ત્રી. કમાવું તે; કમાણી. (૨) લાભ; નફો; ફાયદો. કહે૦ (૧) કમાઇ કોડીની ને ખરચ લાખોનું=અર્થાત્ દીવા-ળાની નિશાની. (૨) કમાઈના કોથળા ને દીવાસળીના ટોપલા=જેમ વધારે કમાઇ તેમ તેનો વધારે ધુમાડો. (૩) કોડીની કમાઇ નહિ અને ઘડીની નવરાઇ નહિ= ખાલી ધામધુમ. કરવી તે.

**કમાઉ**, વિ. કમાનાર; કમાઈ કરનાર. કહે૦ (૧) કમાઉ દીકરો વહાલો લાગે=જેનાથી લાભ હોય તે પ્રિય લાગે. (૨) કમાઉ દીકરો દેશાવર ફરે અને હીણકમાઉ તે મોજે કરે=જેને કમાવાની ખંત છે તે સુખે રહી શકતું નથી અને જેને પારકા પેટ ઉપર જીવન ગાળવું છે તેને હંમેશ મજા સૂઝે છે.

**કમાચણ**, સ્ત્રી. [सं. कामचारी] અનીતિએ ચાલનારી સ્ત્રી; વેશ્યા.

**કમાડ**, ન. [सं. कपाट ] બારણું; ઢાંકણું. કહે૦ (૧) પગે કમાડ વાસવાં=જાહેરમાં નહિ આવતાં અંદરખાને રહીને કાર્ય કરવું. (૨) કમાડ કરતાં ઉલાળો ભારે=બાર હાથનું ચીભડું ને સોળ હાથનું બી.

**કમાડુ**, ન. ક્યારાઓમાં પાણી વાળવાનું કામ કરનાર.

**કમાણી**, સ્ત્રી. કમાઇ; રળતર. (૨) નફો; લાભ; ફાયદો. (૩) સંચય; સંગ્રહ.

**કમાન**, સ્ત્રી. [फा. ] કોઈ સ્થિતિસ્થાપક ચીજનું કામઠું; ધનુષ્ય. (૨) ચણતરમાંનો અથવા લાકડાનો બનાવેલો અર્ધગોળાકાર મહેરાબ. (૩) મેઘધનુષ્ય. (૪) કળ. (૫) ઘડિઆળ વગેરેમાં જે સ્થિતિસ્થાપક પોલાદનું ગુંછળું સખવામાં આવે છે તે. [રાબદાર.

**કમાનદાર**, વિ. કમાનવાળું; મહે-

**કમાનાર**, પુ. રળનાર.

**કમાલ**, વિ. [अ. कमाल ] સંપૂર્ણ; આખું. (૨) સુંદર; ઉત્કૃષ્ટ. રૂ. પ્ર. કમાલએબ=પુરેપુરી ખોડ. કમાલ આકાર=જમીનનો પુરો ધારો. કમાલદર=પુરેપુરો દર. કહે૦ કમાલપુત્ર કોઇનો નહિ=નઠારો છોકરો કોઇનો-પોતાનાંનો પણ નહિ.

**કમાવવું**, (કમાવરાવવું), ક્રિ. પ્રે. રળાવવું; કોઇ કમાય તેમ કરવું. (૨) ક્રિ. સ. પકવવું; સુંવાળું અને સારૂં કરવું.

**કમાવું**, ક્રિ. સ. મેળવવું; પેદા કરવું; રળવું. (૨) ઉદ્યમ કરવો. (૩) સંગ્રહ કરવો. કહે૦ કમાવે ટોપીવાળા અને ઉડાવે ધોતીવાળા.

**કમાળીઓ**, પુ. પુરુષત્વરહિત માણસ; નપુંસક. (૨) પુરુષના દેખાવની સ્ત્રી.

**કમિટી**, સ્ત્રી. [अं. ] અમુક કામ કરવાની ઇચ્છાવાળી મંડળી; સમિતિ.

**કમિશન**, ન. [ अं. ] ભાળવણી, (૨) અખત્યારનામું; સનંદ. (૩) અખત્યાર; અધિકાર. (૪) જે પુરુષોને અખત્યાર હોય તે પુરુષોનું મંડળ. (૫) કોઇ અગત્યની બાબતની તપાસ કરવાને નિમાએલી મંડળી. (૬) હકસાઇ; આડત.

**કમિશનર**, પુ. [ अं. ] કામ કરવાની સત્તાવાળો પુરુષ; મુખત્યાર; મોટા સરકારી ખાતાનો ઉપરી અધિકારી.

**કમી**, વિ. [ फा. ] કમ; ઓછું, (૨) ઊણું; અધુરું.

**કમી-જાસ્તી**, અ. [ फा. ] ઓછુંવત્તું; થોડુઘણું. (૨) ના. વધઘટ.

**કમીટ-કરવું**, ક્રિ. સ. [ अं. કમિટ ઉ. ] હવાલે કરવું; ઇનસાફ માટે ઉપલા ન્યાયાધીશ તરફ મોકલવું.

**કમીન**, વિ. [फा.] મેલા મનનું; કપટી. [ ઓછાપણું.

**કમીના**, સ્ત્રી. [फा.] કમીપણું;

**કમીનો**, વિ. (ના) કંગાલ; ગરીબ

**કમીસ**, (અ) પહેરણ

**કમુરત**, ન. [सं. कु+मुहूर्त] સારૂ મુહૂર્ત નહિ તે; અયોગ્ય સમય

**કમુરતાં**, ન (બ વ.) મંગળ કાર્ય ન થાય એવા દિવસો

**કમુળ**, વિ કુળને એબ લગાડનાર.

**કમોત**, ન [ सं. कु+मृत्यु ] કુદરતી રીતે નહિ થયેલું એવું મરણ; અસ્વાભાવિક મરણ [ સાહસિક

**કમોતીઉં**, વિ કમોતે મરી ગએલું;

**કમોદ**, સ્ત્રી. એક જાતની ડાંગર (કમોદની ઘણી જાતો છેઃ સુખવેલ, પંખાળી, ત્રણ પાંખડી વગેરે)

**કમોદડો**, પુ. કમોદથી ઉતરતી જાતની ડાંગર.

**કમોદીઆ**, વિ જેમાં કમોદ પાકતી હોય એવી જમીન યા ક્યારડા.

**કમોસમ**, સ્ત્રી. [सं. कु+ अ. मौसिम ] કોઇ પાક અથવા વસ્તુને માટે યોગ્ય કાળ નહિ તે; કરત.

**કમ્મર**, સ્ત્રી. [फा.] શરીરનો વચલો ભાગ; કટિ; કેડ; કમર ક્રિ૦ પ્ર૦ કમ્મર તોડવી=બહુ મહેનત લેવી. કમ્મર બાંધવી=કોઈપણ કામ કરવાને તત્પર થવું.

**કયડો**, પુ પતંગને ચોટાડેલી વાંસની સળી (૨) સોના રૂપાનો બે ત્રણ આંટાનો કરડો (૩) સુવાવડીને પાવાનો એક જાતનો કવાથ.

**કયું**, સ. [सं. किम् ] કોણ; શું ન. કયુ પુ કયો અને સ્ત્રી. કયી; કઈ

**કર**, પુ. [सं ] હાથ. (૨) સૂંઢ. (૩) કિરણ (૪) વેરો; જકાત (૫) બેની સંજ્ઞા (૬) કરનાર, એવો અર્થ બતાવનારો પ્રત્યય કહે૦ કર કરનાર જાય પરંતુ કર ન જાય=પેડેલું લાકડું નીકળે નહિ (૭) [ म ] રહેનાર એવો અર્થ પણ થાય છે (પુણેકર, થાણેકર.)

**કરકટી**, સ્ત્રી શબને ઉંચકી લઇ જવાની ઠાઠડી; નનામી

**કરકડ**, અ એવો થતો અવાજ.

**કરકડતું**, વિ. ઉકળતું.

**કરકડવું**, ક્રિ૦ અ૦ 'કડકડ' એમ બોલવું; ભાંગતું હોય એમ થવું; નમવું. (૨) અત્યંત ઉનું થઈ ઉકળવું

**કરકડાટ**, પુ. એવો અવાજ. (૨) અ. એકદમ; સડસડાટ; સપાટાબંધ.

**કરકડોળ**, ન. પરચૂરણ જાતનું કડોળ વગેરે.

**કરકર**, સ્ત્રી. [सं कर्कर] ઝીણી કાંકરી; કરગર. (૨) અદેખાઇ; ઇર્ષ્યા (૩) એ કોઇ વસ્તુ કપાતાં થતો એવો અવાજ.

**કર-કરીઆવર**, પુ કન્યાને સાસરે વળાવતી વખતે જે કંઇ આપવું પડે છે તે; પહેરામણી; રીત

**કરકરૂં**, વિ. [सं. कर्कर] ઝીણી ઝીણી કાંકરી લાગતી હોય તેવું; જાડું. (૨) તીવ્ર; આકરા સ્વભાવનું.

**કર-કમલ**, પુ. [सं] હસ્તકમળ.

**કર-કલશ**, પુ [सं.]ખોબો:અંજલી.

**કરકસર**, સ્ત્રી. [सं. कर+कृष्] હાથ ખેંચીને વાવરવું તે; સંભાળીને જરૂર જેટલુંજ ખરચ કરવું તે.

**કરકસરીઉં**, વિ. કરકસરથી ખરચ કરવાવાળુ.

**કરકાટક**, ન. વર્તુલ કાઢવાનું ઓજાર.

**કરકાંટીઉં**, વિ. સુકાએલા શરીરનું

**કરકોચલી**, સ્ત્રી. કરચલી.

**કરકોલવું**, ક્રિ. સ. ધીમે ધીમે ખોતરી ખાવું.

**કર-કોશ**, પુ. હાથ જોડીને બનાવેલી અંજલી.

**કરકોસર**, સ્ત્રી. કરકસર.

**કરખ**, ન. [सं. कृष्] તાણ; મુશકેલી. (૨) દુઃખ; શોક.

**કરગર**, સ્ત્રી. કરકર. (૨) અદેખાઈ.

**કરગરવું**, ક્રિ. અ. કાલાવાલા કરવા; આજીજી કરવી. (૨) દયા માગવી; માફી ઇચ્છવી. (૩) અત્યંત દૈન્યપૂર્વક યાચવું.

**કરગરાટ**,પુ કરગરવું તે; કાલાવાલા.

**કરગસ**, સ્ત્રી રજ; કરગર.

**કર-ગ્રહ**, પુ. [सं.] કન્યાનો હાથ પકડવો તે; પાણિગ્રહણ; લગ્ન (૨) આશ્રય આપવો તે.

**કરગ્રાહી**, વિ હાથ ઝાલનાર; પતિ.

**કરચ**, સ્ત્રી.[सं. कर्त्] નાનો કકડો; કોર

**કરચલી**, સ્ત્રી. કરચોલી; વળીઉં. (૨) કરચલાની માદા.

**કરચલું**, ન. પાણીમાં થતું એક બહુપગું જળચર; કરચલો.

**કરચાવવું**, ક્રિ૦ સ૦ ખીજવવું; ચીડવવું. (૨) ઉપર ઉપરથી કાપી નખાવવું.

**કરચો**, પુ ખુંપરો; ગરજો. (૨) અભણ ગામડીઓ માણસ લા૦ કણબી.

**કરચોલી**, સ્ત્રી કરચલી; વળીઉં.

**કરજ**, ન. [फा. कर्जन्] કોઇ પાસેથી વ્યાજે લીધેલું નાણું; દેવું.

**કરજદાર**, [फा.] દેવાદાર; ઋણી.

**કરજાઉ**, વિ જેને માથે કરજ હોય એવું. (૨) કરજે લીધેલું.

**કરજાળી**, સ્ત્રી. કાજળ પાડવાનું કોડીઉં. (૨) ચીમની; ધૂમાડીઉં.

**કરજી**, વિ. કરજદાર; દેવાદાર.

**કરડ**, (કેડ), સ્ત્રી. એકવાર ખાંડેલી ડાંગર. (૨) ચુલાની બળેલી માટી. (૩) ડંખ.

**કરડકણાપણું**, ન. કરડવાની ટેવ. (૨) બુરકવાની આદત.

**કરડકણું,** વિ. કરડવાની ટેવવાળું. **કહે૦** કાણું ઘોડું ને કરડકણું=અપલક્ષણ ને આકરૂં.

**કરડ-પાંચમ,** સ્ત્રી શ્રાવણ સુદ પાંચમનો દિવસ ( તે દિવસે સ્ત્રીઓ કરડની ખીચડી ખાઇને એક વ્રત કરે છે )

**કરડવું,** ક્રિ. સ. [ **सं. कर्त** ] બચકુ ભરવું, ડસવું (૨) ડંખવું. (૩) ખૂચવું.

**કરડાગી,** સ્ત્રી મર્મવચન; વિપરીત અર્થમાં કંઈ કહેવુ તે; વક્રોક્તિ (૨) અકડાઈ; છેલાઇ

**કરડાપાટી,** સ્ત્રી સોનીનું એક ઓજાર.

**કરડાવવું,** ક્રિ પ્રે કરડે એમ કરવું, કરડવાને ઉશ્કેરવુ; ડસાવવુ.

**કરડી-નજર,** સ્ત્રી ક્ષમા વગરની નજર; ભયભરી નજર; અવકૃપા (૨) નજર લાગવી તે ( બેરામા એવો વહેમ છે કે એક માણસની બીજા માણસ ઉપર સ્નેહ અથવા દ્વેષથી નજર લાગે છે )

**કરડું,** વિ. [ **सं. कषाय** ] સહેજ કડવું, બેસ્વાદ. (૨) [ **सं. क्रूर. प्रा. कुरडो.** ] ક્રૂર; નિર્દય. (૩) [ **सं. कड्.** ] આકરૂં. કડક. (૪) સ્ત્રીઓના કાનનુ એક ઘરેણું

**કરડો,** પુ. [ **सं. कटक** ] સોનારૂપાની આંગળીએ પહેરવાની વળદાર વીટી. (૨) સોનીનું એક ઓજાર.

**કરણ,** ન. [ **सं.** ] જેનાથી અમુક ક્રિયા થાય તે; કારણ; નિમિત્ત. (૨) સાધન; ઇંદ્રિય. (૩) કાળનો અમુક ભાગ ( પંચાગમાં ) (૪) કરવુ તે; કર્મ (૫) કરવું તે એવું દેખાડનારો એક પ્રત્યય. ( એકીકરણ )

**કરણાટ,** ન કાનના ઘાટનું એક વાજું; તતુડું.

**કરણી,** સ્ત્રી. કામ; ક્રિયા; વર્તણુક. (૨) ગુણ; યોગ્યતા. (૩) જાદુ (૪) કડીઆનું એક ઓજાર; થાપી. (૫) જેનું નિઃશેષ મૂળ ન નીકળી શકે એવી રકમ (ગણિતમાં) **કહે૦** જેવી **કરણી** તેવી પાર ઉતરણી=જેવું કર્મ તેવું તેનું ફળ

**કરણીકા,** સ્ત્રી ફૂલની અંદરનો ભાગ જેમાં બી થાય છે તે

**કરણીય,** [ **सं.** ] કરવા યોગ્ય; અવશ્ય કરવા જેવું.

**કુ-રત,** સ્ત્રી. [ **सं. कु+ऋतु** ] કમોસમ.

**કરતલ.** પુ. [**सं.**] હાથનો પંજો; [ હથેળી.

**કરતલ-ભિક્ષા,** સ્ત્રી. [ **सं.** ] હાથમાં માય તેટલીજ ભિક્ષા લેવી, એવું જે એક વ્રત તે.

**કરતલી,** સ્ત્રી હથેળી.

**કરતાલ,** ન. [ **सं.** ] હાથવને તાલ આપવા તે (૨) ગાયનમાં તાલ આપવાને માટે વગાડવાનુ એક વાદ્ય; કાસીઆ.

**કરતુ,** ન. [ **सं. कृ=**કરવું ] કર્મ; કરતુક. (૨) કમોસમ

**કરતુક**, ન કર્મ; કામ (૨) વર્તણુક; આચરણ. ( નઠારાં )

**કરન્યાસ**, પુ. [ सं. ] મંત્ર ભણીને કરાદિ વિભાગો ઉપર જુદા જુદા દેવનું સ્થાપન કરવું તે

**કરપ**, પુ દાબ; અંકુશ; રૂઆબ (૨) ભાર; બોજ; વજન.

**કરપટું**, ન કરપટીનુ ફળ ( આ ફળ ધોળાં ત્રણ ખુણીઆં ચપટાં ને ગોળ થાય છે તે અથાણાના કામમાં આવે છે )

**કરપલું**, ન બે હાથમા રહે એમ કરવું તે; ઉટળ [ ચાલાકી

**કર-પટુતા**, સ્ત્રી. [ सं. ] હાથ-

**કરપલ્લવ**, પુ. [ सं. ] પંજો; પોચો (૨) હાથ રૂપી પલ્લવ

**કરપલ્લવી**, સ્ત્રી. [ सं. ] હાથના ચાળાથી વિચાર જણાવવાની વિદ્યા.

**કરપાવું**, ક્રિ. અ. [ सं. कृष ] ખરપાવું; ખરી પડવું; થોડે થોડે કપાઈ જવું

**કર-પીડન**, ન. [ सं. ] પાણીગ્રહણ; લગ્ન

**કરપીણ**, વિ. [ सं. कृपण ] કંજુસ (૨) ક્રૂર; નિર્દય.

**કરપુટ**, પુ. [ सं. ] બે હાથના પંજાઓ એકઠા કરવાથી બનતો ભાગ; પસલી; ખોબો. [ બાંધેલો માળો.

**કરપો**, પુ પંખીઓને ઉડાડવા માટે

**કરબડી**, સ્ત્રી. પ્રાણીઓને ચણ નાખવાનું શીંકું. (૨) ભીંત ઉપરની પરવડી.

**કરબાલ**, પુ નખ (૨) તલવાર.

**કરબોરૂં**, ન કલમો કરવાનું જાડું રાડું.

**કરભ**, પુ. [ सं. ] નાનો-જુવાન-હાથી (૨) કોણીથી કાંડા લગીનો હાથનો ભાગ ( દ ક ).

**કરભાગ**, પુ. [ सं. ] રૈયત પાસેથી રાજા જે ભાગ લે છે તે; ચોથ.

**કરભી**, સ્ત્રી હાથણી. (૨) ઊંટડી.

**કરભીર**, પુ. સિંહ; વનરાજ; કેસરી.

**કરભૂષણ**, ન. [ सं. कर+भूषण ] હાથનુ ઘરેણું. (૨) દાન. (૩) પતિ.

**કરભોરૂ**, સ્ત્રી. [ सं. करभ+उरू ] હાથીની સૂંઢના જેવા ઉરૂવાળી સ્ત્રી

**કરમ**, ન. [ सं. कर्म ] કામ. (૨) નશીબ, ભાગ્ય. (૩) કપાળ. (૪) ઘાતકી-નિંદ્ય કર્મ (૫) બે કદમની (કરમની) રસ્તો માપવાની લાકડી. (૬) [ सं. कृमि ] પેટમાં જે જીવ થાય છે તે; કરમીઆ. [ કહાણી.

**કરમકથા**, સ્ત્રી. વીતક વાત; કરમ-

**કરમ-કુટ**, સ્ત્રી. ખોટી માથાફોડ. (૨) વિતંડા (૩) એકની એક બાબતનું પિંજણ.

**કરમજ**, જુઓ કિરમજ.

**કરમણવું**, ક્રિ. અ. કચવાવું; અસંતોષથી ગણગણવું. [ વ્યવસાય; ઉદ્યોગ.

**કરમાણુક**, સ્ત્રી. [ म. कर्मणुक ]

**કરમદી**, સ્ત્રી. એક જાતનું ફળઝાડ

**કરમદું**, ન. કરમદીનું ફળ. (આ ફળ નાનું અને ખાટું થાય છે. કેટલાક લોક એનું અથાણું કરે છે.)

**કરમબખ્ખસેશ**, સ્ત્રી. [फा.] ભાગ્યશાળીપણું. (૨) સખાવત. (૩) રહેમિઅત; ક્ષમા

**કરમવેરો**, પુ માથાવેરો; જજીઆ વેરો. (૨) નશીબમાં લખાએલી વેઠ.

**કરમળો**, પુ. ઘી ગોળમાં ચોળેલો બાજરીનો લોટ: કુલેર. (૨) કરમો; દહીભાત.

**કરમાણી-અજમો**, પુ. એક જાતનું કડવું વસાણું.

**કરમાધરમી**, અ. જેવાં કર્મ અને જેવો ધર્મ હોય તે પ્રમાણે.

**કરમાવવું**, ક્રિ પ્રે. કરમાય તેવું કરવું; ચીમળાવવું.

**કરમાવું**, ક્રિ. અ. [सं. क्रम्] વિલાવું. (૨) બિડાવું; બંધ થવું. (૩) ઉતરી જવું; ઢીલા થવું. (૪) સુકાવું.

**કર-માળા**, સ્ત્રી. [सं. कर + माला] જપમાળા; બેરખો. (૨) હાથની આંગળીઓને માળા બનાવવી તે.

**કરમી**, [सं. कर्म+ई] કર્મવાળો; ભાગ્યશાળી; પૈસાદાર.

**કરમીઓ**, પુ. [सं. क्रमि] પેટમાં થતા જંતુ; કરમ.

**કરમો**, પુ. દહીં, જીરૂં અને મીઠું નાખેલા ભાતનું માતાને ધરવાનું નૈવેદ્ય.

**કરમોડ**, પુ. કરમોડાવું તે; લચક. ક્રિ. પ્ર કરમોડ ખાવી=લચકાઈ જવું.

**કરમોડવું**, ક્રિ. સ લચકાય તેમ કરવું. (૨) મસળવું; ભેગું કરવું; ચોળવું.

**કરમોડાવું**, ક્રિ.અ. મરડાવું; લચકાવું.

**કરમોડીઓ**, પુ. પશુઓને થતો એક રોગ.

**કરમોવવું**, ક્રિ સ. લોટને મોવો. (૨) ચોળવું; બંધાય તેમ કરવું

**કરમોવું** ક્રિ. સ લોટને ભીંજવવો.

**કરલ**, ન. [सं.] કૉઠીનું ઝાડ. (૨) ચીકણી કઠણ માટી.

**કરવડો**, પુ. હુકા નાળચા વાળો તાંબાનો લોટો; કરવો

**કરવત**, [सं. कर+पत्र] લાકડાને વહેરવાનું દાતાદાંતાવાળું એક ઓજાર. ક્રિ૦ પ્ર૦ કરવત મુકાવવું=ઇચ્છિત વસ્તુ પામવાને કરવતે વહેરાઇ મરણ પામવું. (આગલા જમાનામા કાશીમાં કેટલાક લોકો કરવત મૂકવાનો ધંધો ચલાવતા.) કહે૦ કાશીનું કરવત આડું એ વહેરે ને અવળુ એ વહેરે=હોશિયાર માણસ બેઉ પક્ષ બોલી શકે.

**કરવતી**, સ્ત્રી. નાનું કરવત. (૨) સોનીનું એક ઓજાર. (૩) એક જાતની ઘોડાગાડી

**કરવતીઓ**, પુ. વહેરણીઓ. (૨) વિ. કરવતવાળો.

**કરવતી કોર**, સ્ત્રી. કરવતના જેવા દાંતા દાંતાવાળી કોર; કાંગરીવાળી કોર.

**કરવતી દાવ**, પુ કુસ્તીનો એક દાવ.

**કરવરૂં**, વિ ઓછા પાકવાળું. (વર્ષ)

**કરવાલ**, સ્ત્રી. [સં. करवालिका] તલવાર.

**કરવીર**, પુ. [સં.] એક જાતનું ફૂલઝાડ. (૨) કરેણનું ફૂલ.

**કરવું**, ક્રિ. સ. [સં. कृ.] મહેનત લેવી; પ્રવૃત્તિ ચલાવવી, પાર પાડવું; બજાવવું. (૨) નવું બનાવવું. (૩) આચરવું (૪) ઘડવું. (૫) રાંધવું. (૬) બાંધવું; પાળવું. આ ક્રિયાપદ જુદા જુદા શબ્દો સાથે જોડાઇને જુદા જુદા અર્થમાં પ્રવર્તે છે. :-મન કરવું, ભોજન કરવું, પત કરવું, હિત કરવું, શયન કરવું, વગેરે. રૂ૦ પ્ર૦ અછોઅછો કરવું=ઘણી બરદાસ કરવી. કહે૦ કરીએ તેવું પામીએ=જેવાં કર્મ તેવું ફળ. કરતા હો તે કરો ને છારાની દોણી ભરો=કરવાનું હોય તેજ કરવું અને બીજામાં માથું મારવું નહિ.

**કરવું-કારવવું**, ક્રિ. અ. કારભાર કરવો. (૨) કરવા ન કરવાનું નક્કી કરીને વર્તવું. (૩) આપવું મેલવું. રૂ૦ પ્ર૦ કરતા કારવતા=કુલ મુખત્યાર. કર્યું કારવ્યું =કરેલું ને કરાવેલું.

**કરવો**, પુ. નાળચાવાળો લોટો.

**કરશણ**. ન. [સં. कर्षण] મોલ; વાવેતર. (૨) ખેતી. (૩) કણસલું.

**કરશણી**, પુ. [સં. कर्षक] ખેડુત; ખેડનાર.

**કરસલી**, સ્ત્રી. [સં. कलश] નાનો લોટો; કળસલી.

**કરસફ**, પુ. [અ.] શાહીના ખડીઆમાં નાખવાનો ડુચો.

**કરસંપુટ**, ન. [સં. कर+संपुट] હાથના બેઉ પંજાને જોડવા; તે.

**કરંજ**, ન [સં.] એક જાતનું નાનું ઝાડ.

**કરંજો**, પુ. [फा.] ફુવારો; ફુવારાની જાહેર જગા. (કારંજ)

**કરંડક**, પુ. [સં] કરંડીઓ; ઘાસ અથવા વાંસનો બનાવેલો ડબો.

**કરંડીઓ**, પુ. [સં. करंडक] ઘાસ અથવા વાંસની ચીપોને ગુંથીને બનાવેલી પેટી; કંડીઓ.

**કરંડો**, પુ. કરંડીઓ; કંડીઓ.

**કરા**, પુ. [સં. करका] બરફના કકડા; બરફના કાકરા ક્રિ૦ પ્ર૦ કરા પડવા=બરફ જેવા ગાંગડાનો વરસાદ વરસવો.

**કરાઇ**, પુ. વહેરણીઓ; કરવતીઓ. (૨) કોશ.

**કરાખી**, સ્ત્રી. [સં. कक्षा] શરીરે પહેરવાના કાપડામાં બગલ આગળ નાખવાનો ત્રણખુણીઓ કકડો.

**કરાડ**, સ્ત્રી. [સં. कराल] ખડક; ઊંડા ખાડા ઉપરની ઉભી કોરણ.

(૨) પર્વત ફાટીને બનેલી ખો; ફાટ. (૩) ઉચું શિખર; ટેકરી; ભેખડ (૪) કિનારો; કોતરની ઉભી બાજુ

**કરાડી,** સ્ત્રી. પર્વતમાં પત્થર ફાટવાથી પડેલી સાંકડી અને ઉંડી ફાટ (૨) નદીમાં બહુ પાણી રહેતું હોય તેવી જગા; ધરો. (૩) સોનીનું એક ઓજાર.

**કરાડીઓ,** જુઓ કરાળીઓ

**કરાડો,** પુ. ખડક; કરાડ; ભેખડ; ઉંચો કિનારો; કોઈ ઉંડી ફાટ (૨) જેની ઉપર વહેરવાનુ લાકડુ, આડુ નાખેલું હોય છે તે લાકડુ.

**કરાણી,** પુ વહાણમાં દેખરેખ રાખવાને નિમાએલો માણસ; વહાણનો કારકુન અથવા ભંડારી

**કરામણ,** ન. [सं. कृ] કરવાનું મહેનતાણું (૨) કરવાપણુ, કરવાની ખુબી. (૩) યુક્તિ, કૌશલ્ય. (૪) બુદ્ધિ. (૫) ચાતુર્ય (૬) કળા. (૭) મોહિની.

**કરામણી,** સ્ત્રી જુઓ કરામણ.

**કરામત,** સ્ત્રી. [अ. करमात्] હીકમત. (૨) કળા; કિસબ. (૩) બનાવટ. (૪) ચતુરાઇ. (૫) જાદુઇ તદબીર.

**કરામતી,** વિ કરામતવાળુ. (૨) ચતુર (૩) પ્રપંચી.

**કરાર,** પુ [अ.] સાટું; સરત; ઠરાવ (૨) કબુલાત (૩) આરામ. (૪) નિરાત; નચિંતતા. કરારે=કરા પણ ભય વગર. કરાર વળવો=શાંતિ-નિરાંત થવી.

**કરાર-દાદ,** સ્ત્રી સુલેહની અરજ. (૨) નચિંતતાને માટે માગણી કરવી તે; બન્ને પક્ષોએ મળીને કરેલી માગણી.

**કરાર-નામું,** ન. [अ. फा. नामह.] સરતવાળું લખત. (૨) સંધિપત્ર. (૩) ઠરાવપત્ર. [ પત્ર

**કરાર-પત્ર,** ન કરારનામું (૨) ઠરાવ-

**કરારવું,** ક્રિ સ. સાટુ કરવુ; સરત કરવી; ઠરાવ કરવો

**કરારે,** અ બેલાશક; ખુશીથી

**કરાલ.** વિ. [सं.] ભયંકર; બિઆમણું. (૨) ઉગ્ર; તીવ્ર. (૩) ઉંચુ.

**કરાલિની,** સ્ત્રી. [सं.] ભયકર દેખાવની સ્ત્રી. (૨) એક ભયંકર પૌરાણિક દેવી

**કરાવવું,** ક્રિ પ્રે કરે એમ કરવુ; બીજાની પાસેથી કામ લેવું. (૨) બનાવરાવવું. (૩) ચવરાવવુ. (કરવું ની માફક કરાવવું પણ ઘણા શબ્દોની સાથે જોડાઈ વિવિધ અર્થમાં પ્રવર્તે છે)

**કરાવી-લેવું,** ક્રિ. બનાવરાવવુ;બજાવરાવવું; અમલ ચલાવવો; જુલમ કરવો

**કરાવું,** ક્રિ. થવું; બનવું; ઉપજવું.

**કરાળ,** વિ. [सं. कराल] ભયંકર. (૨) પ્રચડ (૩) કસ્તૂરી મૃગ. (૪) સ્ત્રી કાળી તુળસી (૫) કાળી ચીકણી માટી વાળી જમીન

**કરાળીઓ,** [सं. कुलाल] માટીનાં વાસણ વેચનાર.

**કરાંજ**, સ્ત્રી. મળ બહાર કાઢવાને આંતરડાંમાં આવતી આંકડી.

**કરાંજવું**, ક્રિ. અ. મલોત્સર્ગ માટે જોર કરવું. (૨) ક્રોધ કરીને જોરથી બોલવું

**કરાંઠી**, સ્ત્રી. સુકી ડાંખળી; સુકાઇ ગએલા છોડવા.

**કરાંઠું**, ન. સુકું ડાળખું

**કરાંશી**, સ્ત્રી. સુતારનું એક હથિઆર.

**કરિણી**, સ્ત્રી. [ **સં.** ] હાથણી; હાથીની માદા.

**કરી**, પુ. [ **સં. करिन्** ] હાથી.

**કરી**, સ્ત્રી. પથ્ય; પરહેજ. (૨) અણોજો. ક્રિ. પ્ર. કરી પાળવી=વૈદે જેમ કહ્યું હોય તેમ ખાનપાન રાખવું. (૨) છુટી પાળવી. [ (૨) ગાંધીપણું.

**કરીઆણું**, ન. (બ. વ ) વસાણું.

**કરીઆતું**, ન. એક જાતની કડવી વનસ્પતિ. (તાવની દવા તરીકે વપરાય છે )

**કરીઆવર**, પુ. રીત; છોકરીને સાસરે વળાવતી વખતે જે કંઇ આપવું પડે તે. ( કરકરિઆવર )

**કરીને**, અ. થી; થકી; લીધે. (૨) વડે. (૩) ધારીને; વિચારીને; અનુમાનીને.

**કરીમ**, વિ [**अ.**] મહેરબાન; ઉદાર; દાતાર. (પરમેશ્વર.)

**કરીર**, પુ. [ **સં.** ] ડાંખળી ડાંખળીવાળી પણ પાન વગરની એક વનસ્પતિ, જેને કેરડાં થાય છે તે; કેરડો.

**કરુણ**, વિ. [ **સં.** ] દયાભરેલું; દયા ઉપજાવે એવું. (૨) દયાળુ. (૩) દીન; ગરીબ; કંગાલ.

**કરુણા**, સ્ત્રી. [ **સં.** ] મનને ગદ્ગદ્ કરી નાખે એવી લાગણી; દયા; ઘૃણા.

**કરુણાકર**, વિ. [ **સં. करुणा+आकर.** ] કરુણાના ભંડાર. (૨) કરુણા કરનાર.

**કરુણાત્મ**, વિ. [ **સં.** ] કરુણાથી ભરપુર; દયાવાળુ.

**કરુણાનિધિ**, પુ. [ **સં. करुणा+निधि.** ] કરુણાનો ભંડાર; કરુણાસિંધુ [ યોગ્ય

**કરુણાપાત્ર**, વિ. [**સં**] દયાને

**કરુણામય**, વિ [ **સં.** ] કરુણાયુક્ત; દયાથી ભરપુર.

**કરુણારસ**, પુ [ **સં.** ] દયાની લાગણી ઉત્પન્ન થાય એવો રસ. (શૃંગારાદિ આઠ રસમાંનો ત્રીજો રસ )

**કરુણાર્દ્ર**, [ **સં.** ] દયાથી ગદ્ગદ્ થઈ ગએલું; કરુણાથી ભીનું.

**કરુણાવતી**, વિ. [ **સં.** ] કરુણાવાળી; દયાવાળી (સ્ત્રી.)

**કરુણાવંત**, વિ. [ **સં.** ] દયાવંત; દયાળુ.

**કરુણા-સાગર**, પુ. [ **સં.** ] કરુણાસિંધુ [ સાગર.

**કરુણાસિંધુ**, પુ. [ **સં.** ] કરુણા-

**કરુણાળુ**, વિ. [ सं. ] દયાળુ; કૃપાવંત

**કુ-રૂપ**, વિ. [ सं. कु+रूप ] બદસુરત; કદરૂપું; બેડોળ.

**કરૂપું**, વિ. રૂપવગરનું; બદસુરત.

**કરૂવરૂ**, અ. અભાવ અથવા તિરસ્કારથી ફટફટ કરવું તે:-લોકો મને કરવરૂ કરી મૂકે.

**કરેડું**, ન. ઢોરનું વિઆયા પછીનુ તરતનું દૂધ. (૨) ધીમાની છાશ.

**કરેઠી**, સ્ત્રી. સુકી સોટીઓ; કરાઠી

**કરેઠું**, ન. વાંકું; આડું.

**કરેડું**, વિ. [ सं. कषाय ] બદસ્વાદ; ખરાબ લાગે એવું; આકરૂં.

**કરેડો**, પુ રેંટીઆનો ઊભો થાભલો.

**કરેણ**, ન. એક જાતનું ફુલઝાડ અને ફુલ.

**કરેણાં**, ન. (બ વ.) કરેણના ફુલ.

**કરેણો**, પુ. [ सं. कर्णिकार ] કરવીર નામનું ફુલઝાડ; કર્ણિકાર.

**કરેપ**, પુ. એક જાતનું ચિનાઇ વણાટનું રેશમી કપડું; જેનો વણાટ હીરાકણીની ભાતનો હોય છે

**કરેળી**, ( કરેલી ) સ્ત્રી. [ सं कराल ] મોટેથી ચીચિઆરીઓ પાડીને રડારોળ કરવી તે; કીકિઆરી. (૨) ક્રોધ; ત્રાસ.

**કરૈયાં**, ન (બ. વ) છાપરાની બન્ને બાજુએ ઢાળ પડતું ચણતર ચણવામા આવે છે તે.

**કરો**, પુ. [ सं. कर ] મકાનની બાજુની દિવાલ. કહે૦ પડે કરો તો ઉતરે બરો=ઘરનાં બીજાં બધા સમારકામ કરતાં કરાનું સમારકામ બહુ ખરચાળ થઇ પડે છે માટે.

**કરોચ**, પુ. [ सं क्रौंच ] હંસ. (૨) બગલું (૩) તિતર (૪) કુકડો.

**કરોટી**, સ્ત્રી. [ सं. ] ખોપરી.

**કરોડ**, સ્ત્રી શરીરની બાજુ; પડખું.

**કરોડી**, સ્ત્રી પાર્શ્વભાગ. (૨) બાધા; નિયમ; વ્રત.

**કરોઠું**, ન. રીત; રિવાજ; નિયમ

**કરોડ**, સ્ત્રી. [ सं. कोटि ] સો લાખ જેટલી સંખ્યા; ૧૦૦૦૦૦૦૦. (૨) વાંસો; બરડો. (૩) બરડાનું ઊભું હાડકું.

**કરોડ-પતિ**, પુ કરોડની સંખ્યાએ ગણાતી મીલકતનો માલીક.

**કરોડ-રજ્જુ**, સ્ત્રી. કરોડના મણકાને સંકલિત રાખનારી જાડી નાડી.

**કરોડાધિપતિ**, જુઓ કરોડપતિ.

**કરોયલ**, સ્ત્રી કોયલ.

**કરોળીઓ**, પુ મુખની લાળના તતુઓની જાળ બાંધનાર એક છપગું જીવડું; ઊર્ણનાભ. (૨) ચેરા અને શરીર ઉપરની પાતળી ત્વચા ઉતરી જઈ પડતો ડાઘ (આ એક જાતનો રોગ કહેવાય છે.)

**કર્ક**, પુ. [ सं. ] કરચલો; ખેકડો. (૨) કાચબાના આકારનું તારાનું ઝુમખું. (૪) ઘોડો. (૪) કાંટો.

**કર્કટ**, પુ. [ सं. ] કરચલો. (૨) એક રાશિનું નામ. (૩) બીલી.

**કર્કટી**, સ્ત્રી કરચલી. (૨) નનામી. (૩) કાકડી. [ ખટબચડું

**કર્કર**, વિ. [ सं. ] આકરૂં;

**કર્કવૃત્ત**, [सं.] કર્કરાશિનો માર્ગ.

**કર્કશ**, વિ. [ सं. ] આકરૂં; કઠોર; સખત. (૨) કડવાબોલું.

**કર્કશા**, (વિ સ્ત્રી) ખરાબ; લટકણી ને નઠોર સ્ત્રી.

**કર્કન્ધુ**, ન. [ सं. ] એક જાતનું શાકફળ; કંકોડાં. [ સૂર્ય.

**કર્કાર્ક**, પુ. [ सं. ] કર્કરાશિનો

**કર્કોટક**, પુ. [ सं. ] નાગની એક જાત; આઠ મુખ્ય નાગોમાંનો એક મોટો નાગ

**કર્ણ**, પુ. [ सं. ] સાંભળવાની ઇંદ્રિય; કાન. (૨) કાટખુણ ત્રિકોણની કાટખુણો કરનારી બે બાજુઓને જોડનારી લીટી (૩) સુકાન. (વહાણનું.) (૪) કુંતીનો પુત્ર. ( તે એક મોટો દાનવીર ગણાય છે. )

**કર્ણકઠોર**, વિ. [ सं. ] કાનને સાંભળતાં સખત લાગે એવું; અપ્રિય.

**કર્ણચ્છેદ**, પુ. [ सं. ] કાન વીંધવા તે. (૨) કાન કાપવા તે.

**કર્ણધાર**, વિ. [ सं. कर्ण+धृ ] વહાણનું સુકાન ધરનાર; વહાણને ચલાવનાર.

**કર્ણપિશાચ**, પુ. [ सं. ] એક જાતનું-કલ્પિત ભૂત (એમ કહેવાય છે કે જેણે આ પિશાચ સાંધ્યો હોય તેને તે ગામગપાટા કાનમાં કહી જાય છે.) (૨) અફવા; લોકવાયકા

**કર્ણફૂલ**, ન. સ્ત્રીઓને કાને પહેરવાનું એક ઘરેણું.

**કર્ણરેખા**, સ્ત્રી. કાટખુણાની સામેની લીટી; મુખ્ય લીટી.

**કર્ણલીટી**, સ્ત્રી. કર્ણરેખા.

**કર્ણવેધ**, પુ. કાન વીંધવા તે. (૨) કાનમા પાડેલુ છિદ્ર.

**કર્ણસૂળ**, ન. [ सं. कर्णशूल ] કાનનું શૂળ; કાનમા સણકા મારે એવો એક રોગ. (૨) કાનને સાભળવું ન ગમે એવું જે તે.

**કર્ણાકર્ણિ**, અ. કાનોકાન. ( એક જણ બીજાને કહે, બીજો ત્રીજાને કહે અને ત્રીજો ચોથાને કહે એમ.)

**કર્ણાટ**, ન. કાનના આકારનું એક વાજીંત્ર. (૨) એક વેલો.

**કર્ણાટક**, પુ. એ નામનો એકદેશ.

**કર્ણાટકી**, વિ. કર્ણાટકનું. (૨) સ્ત્રી. કર્ણાટક દેશની સ્ત્રી.

**કર્ણિકા**, સ્ત્રી. [ सं. ] કળી. (૨) હાથીની સૂંઢની અણી. (૩) વચલી આંગળી. (૪) લેખણ.

**કર્ણિકાર**, પુ. [**સં.**] કરેણ.

**કર્ણેન્દ્રિય**, સ્ત્રી. [**સં.**] સાંભળવાનો અવયવ; કાન.

**કર્તરિપ્રયોગ**, પુ. [**સં.**] જે પ્રયોગમાં કર્તાનાં લિંગવચનનો સંબંધ ક્રિયાપદ સાથે રહેતો હોય તે. (૧ અકર્મકકર્તરિ, ૨ સકર્મકકર્તરિ, અને ૩ ભાવકર્તરિ )

**કર્તરી**, સ્ત્રી. કાતર.

**કર્તવ્ય**, ન. [**સં.**] કર્મ; કામ. (૨) ધર્મ; ફરજ. (૩) વર્તન; આચાર. (૫) ત્રિ. અવશ્ય કરવાલાયક.

**કર્તવ્યતા**, સ્ત્રી. કરવાપણું; ધર્મ; ફરજ.

**કર્તવ્યપણું**, ન. કરવાપણું; કર્તવ્યતા; ફરજ

**કર્તવ્યપરાયણ**, વિ. [**સં.**] પોતાની ફરજને વળગી રહેનાર.

**કર્તવ્યપરાયણતા**, સ્ત્રી. [**સં.**] કર્તવ્યનિષ્ઠતા: પોતાને જે કંઈ કરવા યોગ્ય હોય તેને ચીવટથી વળગી રહેવાપણું

**કર્તા**, [**સં.**] કરનાર; બનાવનાર. (૨) પુ સ્વામી; માલીક. (૩) આદિપુરુષ (૪) ક્રિયાનાયક (૬)પરમેશ્વર.

**કર્તાર**, પુ કર્તા; કરનાર; બનાવનાર

**કર્તાહર્તા**, પુ ઉત્પન્ન કરી જાણે તેમજ નાશ કરી જાણે એવો જે તે (પરમેશ્વર) (૨) કરવા ન કરવાનું જેની મુનસફી ઉપર હોય તે. (૩) મુખ્ય કારભારી

**કર્તૃત્વ**, [**સં.**] કરવાપણું. (૨) કર્તાપણું. (૩) ગુંજાશ.

**કર્તૃવાચ્ય**, વિ. [**સં.**] કર્તા પ્રમાણે જેને જાતિવચન લાગતાં હોય એવું. (ક્રિયાપદ: વાક્ય )

**કર્તૃત્વશક્તિ**, સ્ત્રી. [**સં.**] ઉત્પાદક બળ, ગુંજાશ.

**કર્તક**, ન કર્મ, કામ (૨) પ્રપંચ; ખટપટ. (૩) પાપ, નઠારાં કામ

**કર્દમ**, પુ. [**સં.**] કાદવ, કીચડ: ગારો. (૨) એક ઋષિ તેમજ એક પ્રજાપતિનું નામ.

**કર્પટ**, ન. [**સં.**] કાપલા; કકડો; ચીથરૂં (૨) કપડું.

**કર્પર**, ન. [**સં.**] ઠીકરૂં. (૨) ભાગેલું માટીનુ વાસણ. (૩) માથાના હાડકાની ખોપરી

**કર્પરી**, સ્ત્રી ઠીકરી, કલેડી. (૨) ખાપરીઉ. [(૨) રૂના છોડ.

**કર્પાસ**, પુ. [**સં.**] કપાસ:

**કર્પુર**, ન. [**સં.**] કપુર: એક ઝાડનો ચોળો, સુગંધીદાર, જવાળાઆદી રસ

**કર્પુર-ગૌર**, વિ. [**સં.**] કપુરના જેવુ ગોરૂ, શ્વેતવર્ણ (૨) મહાદેવ

**કર્બુર**, વિ. [**સં.**] કાબરચીતરૂં; એક બે રંગના મિશ્રણવાળુ (૨) ખાખી રંગનુ

કર્મ, ન. [સં.] ક્રિયા; વ્યાપાર. (૨) કામ; કાર્ય. (૩) પ્રવૃત્તિ; ધંધો (૪) ધર્મનાં ક્રિયમાણો (યજ્ઞાદિ) (૫) ભાવિ. (૬) સંસ્કાર. (૭) વર્તણુક. (૮) નઠારાં કામ (૯)(વ્યા.) જેની ઉપર ક્રિયા થતી હોય તે. કહે૦ કર્મ કઠણ ને કાયા સુંવાળી. કર્મ કઠિઆરાનુ ને દેહ રાજાનો. કર્મ કરે તે કોઈ ના કરે. કર્મના કોઠાં તો કોનાં જોવાં ઓઠાં. કર્મ-ધર્મમાં કોઇનો ભાગ નથી. કર્મ વિનાની ખેતી કરે તો બળદ મરે કે સુકવણુ પડે કર્મ વિનાના કરશણીઆ ને જાને કોની જાઉ કર્મમાં નહિ એરંડીઉં તો ઘી ક્યાથી ખાઉં

કર્મક, વિ. [સં] કર્મ કરનાર. (૨) જેમાં કર્મ હોય એવુ, (સકર્મક ક્રિયાપદ) [પુ. મજુર

કર્મકર, વિ. કામ કરનાર (૨)

કર્મકાર, પુ લુવાર (૨) બળદીઓ. (૩) બેગાર.

કર્મકાંડ, પુ [સં.] વેદમાં ચાર વર્ણની પ્રજાને અવશ્ય કરવાનાં જે કાર્યો ગણાવ્યાં છે તે ભાગ

કર્મકુટ, સ્ત્રી. હંમેશાની કંટાળારૂપ થઈ પડેલી એકની એક બાબત.

કર્મગતિ, સ્ત્રી [સં.] સંચિતોનું પરિણામી ફળ; નશીબ.

કર્મ-ચંડાળ, પુ. [સં] કર્મથી ચંડાળ જેવો હોય તે; દુષ્ટ; અધર્મી

કર્મજ, વિ. [સં.] કર્મથી ઉત્પન્ન થએલું.

કર્મઠ, વિ. [સં.] કર્મકાંડી; વેદવિહિત કર્મ કરનાર; કર્મકુશળ

કર્મણિદ્વિતીયા, સ્ત્રી. [સં.] કર્મ અર્થે જે બીજી વિભક્તિનો પ્રયોગ થાય છે તે.

કર્મણિપ્રયોગ, પુ. [સં.] કર્મ પ્રમાણે જેમા ક્રિયાપદ જાતિવચન લેતુ હોય એવો પ્રયોગ

કર્મણિવાચ્ય, વિ. [સં.] કર્મ પ્રમાણે જાતિવચન લેનારૂ (ક્રિયાપદ).

કર્મનિષ્ઠ, વિ. [સં.] કર્મ ઉપર આસ્થાવાળું; કર્મરત.

કર્મનિષ્ઠા, સ્ત્રી. [સં.] કર્મ ઉપર પૂર્ણ શ્રદ્ધા હોવી તે; નશીબ ઉપરનો વિશ્વાસ. [અર્પણ કરી દેવાં તે.

કર્મન્યાસ, પુ. [સં.] કર્મ ઈશ્વરને

કર્મપાશ, પુ. [સં.] કર્મબંધન: કર્મની જાળ. [પરિણામ.

કર્મફળ, ન૦ [સં.] કામનું

કર્મબંધ, પુ. [સં.] કર્મબંધન; (૨) કર્મની બેડી [વર્ત; ભરતખંડ.

કર્મભૂમિ, સ્ત્રી [સં.] આર્યા-

કર્મભ્રષ્ટ, વિ. [સં] કર્મોથી વિમુખ થઇ ગએલું.

કર્મમાર્ગ, પુ. [સં.] કર્મકાંડ: કર્મ કરવાથી નિઃશ્રેયસ પ્રાપ્ત થાય છે એવું માનનારો માર્ગ.

**કર્મયોગ,** પુ [સં.] કર્મ સાધવાં તે. (૨) બનાવ; ભાવિજોગ

**કર્મરી,** સ્ત્રી. એક જાતની વનસ્પતિ; ધ ચલોચન.

**કર્મરેખા,** સ્ત્રી. [સં.] કર્મગતિ; કર્મનો આલેખ. (૨) હાથપગમાંની એક અમુક લીટી.

**કર્મવાદ,** પુ. [સં.] કર્મને લગતો વાદ. (૨) દૈવવાદ.

**કર્મવાદી,** વિ. [સં.] કર્મને માનનાર. (૨) નશીબઉપર આધારરાખનાર

**કર્મવિપાક,** પુ. [સં.] કર્મનું પાકવું; કર્મનું ફળ (૨) કેવાં કેવાં કર્મે કેવા કેવા જન્મ થાય છે તે બતાવનારૂ પુસ્તક.

**કર્મસંગ,** પુ. [સં.] કર્મ સાથે સંબંધ; કર્મના ફળની આશા તે.

**કર્મસંજોગ,** પુ. [સં.] નશીબનો યોગ. (૨) બનાવ [ત્યાગ.

**કર્મસંન્યાસ,** પુ. [સં.] કર્મનો

**કર્મસંન્યાસી,** પુ. [સં.] જેણે કર્મનો ત્યાગ કરેલો હોય એવો સંન્યાસી.

**કર્મસાક્ષી,** વિ. [સં.] કર્મને જોનાર. (૨) કર્મના પરિપાકનો અનુભવ લેનાર. (નવ કર્મસાક્ષી છેઃ-પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ એ પાંચ ભૂતો તથા સૂર્ય, મંગળ, યમ અને કાળ.)

**કર્મસાધન,** ન. [સં.] કર્માનુષ્ઠાન.

**કર્મસિદ્ધિ,** સ્ત્રી. [સં.] કર્મનું ફળ પ્રાપ્ત થવું તે.

**કર્મસ્થાન,** ન. [સં.] કર્મ કરવાનું ઠેકાણું. (૨) દેહ; શરીર. (૩) સંસાર; જગત (૪) જ્યોતિષમાં લગ્નથી દશમું સ્થાન.

**કર્મહીણ,** વિ. [સં. कर्महीन] કર્મભ્રષ્ટ; કર્મરહિત. (૨) બેનશીબ.

**કર્મહીણું,** વિ. નિર્ભાગી; અભાગીઉં.

**કર્માતીત,** વિ. [સં. कर्म+ अतीत] કર્મથી પર; કર્મથી પણ ન પહોંચી વળાય એવું

**કર્માધર્મા,** અ. કર્મ અને ધર્મને અનુસરતી રીતે.

**કર્માધીન,** વિ. [સં.] કર્મવશ; દૈવાધીન

**કર્માનુસાર,** અ. [સં. कर्म+ अनु+सृ=સરવું] કર્મ પ્રમાણે; જેમ ભાવિ હોય તેમ. (૨) જેવાં કર્મ કર્યાં હોય તે પ્રમાણે.

**કર્માનુસારી,** વિ. [સં.] કર્મને અનુસરતું.

**કર્માંતર,** ન. [સં.] સંસ્કારાદિ ક્રિયા. (૨) ક્રિયાની અંદર જે વિરામ લેવાય છે તે.

**કર્મિષ્ઠ,** વિ. કર્મ કરવા ઉપર જેને પ્રીતિ હોય એવું. (૨) કામ કરવામાં કુશળ.

**કર્મી,** વિ. [સં.] કર્મવાળો; જેનાં સુકૃત ફળ્યાં હોય એવો; ધનાઢ્ય;

વેળવી (૨) ઉદ્યોગી કહે૦ કર્મીનો મંદવાડ અને અકર્મીનું છિનાળુ કદી છાનાજ રહે નહિ. કર્મી ખાય ને રૂપાળી ભુખે મરે.

**કર્મેંદ્રિય**, સ્ત્રી. [ सं. कर्म+इन्द्रिय ] કાર્ય કરનારા અવયવો. (ઇંદ્રિયો અગિઆર છે. પાંચ કર્મેંદ્રિયો, અને પાંચ જ્ઞાનેંદ્રિયો મન, વાક્, પાણિ, પાદ, પાયુ અને ઉપસ્થ, એ પાચ કર્મેંદ્રિયો કહેવાય છે)

**કર્ષ**, પુ [ सं. ] એક પ્રાચીન વજન (તોલો)

**કર્ષક**, પુ. [ सं. कृष्=ખેડવુ ] ખેડુત; કૃષિકાર.

**કર્ષણ**, ન. [ सं. ] ખેતી; ખેડ. (૨) ખેંચ; તાણ. (૩) તુલ; કરશણ

**કલ**, સ્ત્રી. [सं.]પક્ષીનું ઝીણું અને મધુરૂં ગુંજન; હંસનાં બચ્ચાંનો કલરવ.

**કલઈ**, જુઓ કલાઇ.

**કલકલ**, સ્ત્રી. [ सं. ] ગુંજારવ. (૨) સંપૂર્ણ ખીલી રહેવું તે. (૩) કકળાટ; ઘોંઘાટ.

**કલકલવું**, જુઓ કળકળવું

**કલકલાટ**, પુ. [ सं. कलकल. ઉ. અનુ. ) ઘોંઘાટ.

**કલકલાણ**, ન. ઘોંઘાટ. (૨) રડારોળ. (૩) કંકાસ અને રડાપીટ.

**કલકી**, જુઓ કલ્કિ.

**ક-લક્ષણ**, ન. [सं. कु+लक्षण] અપલક્ષણ; દુરાચાર. (૨) ખરાબ ચિહ્ન.

**ક-લક્ષણું**, વિ નઠારા લક્ષણવાળુ; દુરાચારી. (૨) અભાગીઉ (૩) જેનામાં સારા લક્ષણ ન હોય એવું.

**કલખાપરી**, સ્ત્રી [सं. कल+खर्पर ] યુક્તિથી પકવેલી એક જાતની પોચી માટી

**કલગી**, સ્ત્રી. [ फा. ] જરીના રેસાઓનું છોગું; મંજરી (૨) ફૂલનો ગોટો. (૩) દેવીગીતની એક તરેહ.

**કલગીદાર**, વિ. કલગીવાળુ; છોગાવાળુ

**કલગેર**, (કલગર), સ્ત્રી. ઉંચા રેશમનું એક કપડું; બાંધણીની સાડી.

**કલત્ર**, ન. [सं.] સ્ત્રી; પત્ની; વહુ.

**કલદાર**, વિ કળાવાળું; કળાથી બનાવેલુ. (૨) બ્રિટિશ રાજ્યનો સિક્કો; રૂપીઓ. [ જગા.

**કલણ**, ન. કીચડ-ગારાથી ભરપુર

**કલતર**, ન કલણ. (૨) અજમારા; પાકનો અડસટ્ટો કાઢવો તે. (૩) ક્રોસ ફેરવવાનાં સાધન (૪) કળતર; પીડા.

**કલથી**, સ્ત્રી. [ सं. कुलित्थ ] એક જાતનું દ્વિદલ ધાન્ય; હલકામાં હલકું કઠોળ.

**કલના**, સ્ત્રી. [सं. कल्=જાણવું] અટકળ; અડસટ્ટો. (૨) તુલના; પિછાન.

**કલપ**, [ अ. ] વાળ કાળા કરવાનો એક જાતનો રંગ; કલફ.

**કલપવું**, ક્રિ. સ. સારવું; ઉત્સર્ગ કરવો. (૨) ક્રિ. અ. ઝુરવું. (૩) રડવું.

**કલક**, પુ. [ सं. कल्क ] વાળને રંગ આપવાનો એક ખરડ.

**કલબલ**, સ્ત્રી બોલ બોલ કરવું તે; અનેક અવાજોનો સેળભેળ; ઘોંઘાટ. (૨) ન સમજાય તેવું ઉતાવળું બોલવું તે.

**કલબલાટ**, પુ ઘોંઘાટ; ગડબડાટ. (૨)જુદી જુદી જાતના અવાજોવાળો ઘોંઘાટ

**કલમ**, સ્ત્રી. [ सं. कलमः अ. कल्म. ] લેખણ. (૨) ભાષા, (૩) ચીતરવાની કળા; પીંછી. (૪) પર્વ; કાંડ; અથવા અમુક લખાણમાંની જુદી જુદી સરતોમાંની કોઈ પણ એક (૫) ઝાડની ડાળને કલમની માફક કાપી ઉગાડવી તે. ક્રિ. પ્ર. કલમ કપાવી=બરતરફ થવું. કહે૦ કલમ કડછી ને બરછી=મુત્સદ્દી લખાણ લખવાની આવડ, રસોઇની આવડત અને યુદ્ધની આવડત કલમ, કડછી ને બરછી તો નાગરની.

**કલમ-કશ**, વિ. [ अ. कल्म. फा. कशीदन. ) સારી રીતે કલમ ચલાવી જાણનાર; છટાદાર અને મુસદ્દી લખાણ કરનાર.

**કલમ-કસાઈ**, પુ. [ फा. ] કલમથી કસાઈના જેવું કર્મ કરનારો.

**કલમ-તરાશ**, વિ. (ના.) [ फा. तराशीदन. ] કલમ ઘડનાર. (૨) કલમ ઘડવાની છરી.

**કલમ-દાન**, ન. [ फा. दान= સ્થાન; જગા. ] કલમો રાખવાની ભુંગળી અથવા પેટી.

**કલમબંદી**, સ્ત્રી. [फा.] કલમવાર લખાણ; મુદ્દાસર લખાણ. (૨) કલમવારી કબુલાત (૩) સરકાર અને જમીનદારની વચ્ચે થએલી કબુલાત. (૪) જમીનની કલમવાર તપસીલનુ પત્રક. (૫) જપતીદારે દેણદારની મીલકતની તપસીલ લઇ યાદી કરવી તે.

**કલમબંદી-વેરો**, પુ ખેડુતો પાસેથી એક સરખી રીતે જે કર લેવાતો હોય તે

**કલમી**, સ્ત્રી. વહાણની કાઠી; નાનો સઢ. (૨) વિ કલમ કરીને ઉગાડેલુ. (ઝાડ.)

**કલમો**, પુ. [ अ. कल्म्= બોલવું ] કુરાનની કડી; ખડ. (૨) વચન; ઉપદેશ વચન. (૩) ફરમાન; આજ્ઞા ક્રિ. પ્ર કલમા પઢવા=મુસલમાની ધર્મ સ્વીકારવો.

**કલરવ**, પુ. [ सं. ] પંખીઓનો મધુર અવાજ

**કલવાર**, સ્ત્રી. દુધીઆ સોપારી

**કલવું**, ન. [ सं. कवल ] જુઓ કલવો. (૨) કળવું

**કલવો**, પુ. [ सं. कवल. ] પરણવા જતા વરને કન્યાના બાપને ત્યાંથી પહેલું વહેલું જે ખાવાનું મોકલવામાં આવે છે તે; મગળ કવલ.

**કલશ**, જુઓ કળશ.

**કલહ**, પુ. [ सं. ] બે જણે સામસામી તકરાર કરવી તે; વિવાદ. (૨) વિગ્રહ; યુદ્ધ; લડાઇ.

**કલહપ્રિય,** પુ. [ सं. ] નારદ, જ્યાં ત્યાં સાચાં જૂઠાં કરી લડાઈ કરાવનાર

**કલહંસ,** પુ. [ सं. ] નાનો-હંસ; કાલું કાલું બોલતું હસતું બચ્ચું.

**કલહાંતરિતા,** સ્ત્રી. [ सं. ] કલહ કરી પતિ ઉપર રિસાએલી નાયિકા, રૂસણું લઇ બેઠેલી સ્ત્રી. [ દોષ.

**કલંક,** ન. [ सं.] લાંછન; ડાઘ;

**કલંકી,** વિ કલંકવાળું (૨) પુ કલંકવાળો-ચંદ્રમા

**કલંઠ,** જુઓ કલાંઠ.

**કલંદર,** પુ. [ सं. ] મદારી; વાદી; પારધી (૨) વર્ણસંકર માણસ

**કલંધર,** પુ. વિ. [ सं. कलंक+ धर. ] કલંકને ધારણ કરનાર (ચંદ્ર). (૨) જેને લાજ શરમ ન હોય એવો ઉચ્છુંખલ માણસ

**કલા,** સ્ત્રી. [ सं. ] ચંદ્રનો સોળમો ભાગ (૨) કાળમાન. (૩) સ્ત્રી-રજ. (૪) હુન્નર; કસબ; કળા

**કલાઇ,** સ્ત્રી ધોળી અને ઝટ ઓગળી જાય એવી એક હલકી ધાતુ; બંગ ક્રિ. પ્ર. કલાઈ કરાવવી=માથું મુંડાવવું.

**કલાઇસિફેતો,** પુ કલાઇ બાળીને કરેલી ધોળી રાખ.

**કલાક,** પુ. [ अं. ] અઢી ઘડી જેટલો વખત; અવર.

**કલાકેલિ,** પુ. [ सं. ] કામદેવ. (૨) વિ. વિલાસી.

**કલાકેલિ,** સ્ત્રી. [ सं. ] યુક્તિ-વાળી રમત; ગમત.

**કુ-લાગું,** વિ. [ कु+લાગ. ] લાગ વગરનું; કઢંગું.

**કલાદ,** પુ. [ सं. ] સોની; હેમકૂટ.

**કલાધર,** પુ. [ सं. कला+धृ= ધરવું. ] કળાઓને ધારણ કરનાર-ચંદ્રમા.

**કલાનિધિ,** પુ. [सं.] ચંદ્ર; ચંદ્રમા.

**કલાપ,** પુ. [ सं. ] સમૂહ; જથ્થો. (૨) મોરનાં પીછાંનો જથ્થો (૩) ઘરેણું. (૪) ઘર; મિયાન.

**કલાપી,** પુ. [ सं. ] કલાપ-વાળો-મોર.

**કલાપીટ,** સ્ત્રી કકલાણ કરવું અને પીટવું-તે; રડારોળ. (૨) ઘોંઘાટ; ધાંધલ.

**કલાફૂલ,** ન. સ્ત્રીઓના કાનનું એક ઘરેણું.

**કલાબુત,** ( કલાબતૂ ), પુ. [फा. कलाबतून=સોનાનો તાર. ] કસબ; રેશમના દોરા સાથે વણેલો સોના રૂપાનો તાર.

**કલાબો,** પુ. બાંયનો કાપ.

**કલામ,** સ્ત્રી. [ अ. ] ભાષા; બોલી. (૨) લખાણ; વાક્યરચના. (૩) ફકરો; પદ; વિભાગ.

**કલામેશરીફ,** ન. કુરાન.

**કલાર,** ન. એક જાતની વનસ્પતિ; કંકોલી.

**કલારસ,** પુ. કળા ઉપરનો પ્રેમ; કળાનો આસ્વાદ.

**કલાલ,** પુ. [ **सं. कल्या**=મદિરા અને **पाल**=રાખનાર. ] દારૂ બનાવી વેચનાર

**કલાલખાનું,** ન. પીઠું; દારૂ વેચવાનું ઠેકાણું (૨) વ્યસનીઓને ભેગા થવાની જગા. (૩) તોફાન, મસ્તી કરવી તે

**કલાલણ,** સ્ત્રી. કલાલની સ્ત્રી

**કલાલી,** સ્ત્રી. દારૂ ગાળવા વેચવાનો ધંધો.

**કલાવતી,** વિ. [ **सं.** ] કળાવાળી; કાંતિવાળી. ( સ્ત્રી. ) ૨) જેને કળાઓ આવડતી હોય તે (સ્ત્રી.) (૩) તુંબરુગંધર્વની વીણા.

**કલાવવું,** ક્રિ. સ. [ **सं. कल-कलय**=ચડાવવું. ] ચડાવવું; પટાવવું; વખાણ કરીને બોલાવવું; યુક્તિથી કઢાવવું. કરનારી સ્ત્રી

**કલાવંતી,** સ્ત્રી. નાચ અને ગાન

**કલાસ,** જુઓ કલાસ.

**કલાંકલાં,** અ ખીલેલું હોય તેમ.

**કલાંઠી,** સ્ત્રી. શરીરના પાંસળી

**કલિ,** પુ. [ **सं.** ] ખોટારૂં; નઠારૂં (૨) કલહ; કંકાસ. (૩) જગતના આયુષ્યનો ચોથો અને છેલ્લો ભાગ; એક યુગ. (૪) પાપબુદ્ધિ.

**કલિઆર,** ( કાલિઆર ), હરણના ટોળાનો વડો નર.

**કલિકા,** સ્ત્રી. [ **सं** ] ફૂલવાની તૈયારી ઉપર આવેલું ફૂલ; કળી.

**કલિત,** વિ. [ **सं. कल्**=જાણવું. ] જાણવામાં આવેલું.

**કલિયુગ,** પુ [ **सं.** ] ચાર યુગમાંનો છેલ્લો યુગ ( મહા ભારત અને મનુસ્મૃતિ પ્રમાણે ૧૦૦૦-૧૨૦૦ વર્ષનો અને પૌરાણિક રીતે ૪૩૨૦૦૦ વર્ષનો કલિયુગ ગણાય છે )

**કલિમલ,** પુ. [ **सं** ] કલિયુગની ખરાબ અસર (૨) અપરાધ; પાપ, અસદ્ વાસના

**કલિંગડું,** ( કાલિંગડું ), તરબુચ; આરીઆંની જાતનું મિષ્ટ પાણીથી ભરપૂર એક મોટું ફળ.

**કલિંગ-દેશ,** પુ. [ **सं** ] દક્ષિણ હિંદુસ્તાનમાં આવેલો એક દેશ

**કલિંદકન્યા,** સ્ત્રી. [ **सं.** ] યમુના નદીનું એક નામ; કાલિંદી

**કલુષ,** ન. [ **सं.** ] મલિનતા; અપવિત્રતા. (૨) પાપ. (૩) વિ મેલું; ગંદું. (૪) પાપી.

**કલુષિત,** વિ. [ **सं.** ] મલિન; અપવિત્ર. (૨) પાપી (૩) મેલું; ગંદુ. (૪) કચવાએલું; રિસાએલું;

**કલુષી,** વિ. પાપી. (૨) સ્ત્રી. ભેંસ; મહિષી.

**કલેક્ટર,** પુ. [ અં. ] જિલ્લાનો મહેસુલી અમલદાર; એકઠું કરનાર.

**કલેજું,** ન કાળજું. (૨) મન; અંતઃકરણ.

**કલેડી,** (કલેઢી), સ્ત્રી નાનું કલેડું. (૨) ઠીબ. (૩) વેતર ન થયું હોય તેવી ગાય-ભેંસ.

**કલેડું**, ન. માટીની ઠીબ; માટીની લોઢી. કહે૦ કલેડા વગર શું શ્રાદ્ધ રહેશે=અમુક વસ્તુ નહિ હોય તો શું કામ અટકી પડશે ? કદી નહિ. (૨) સાસુ ભાગે તે કલેઢાં અને વહુ ભાગે તે ઠીકરાં=મોટું માણસ કરે તે સારૂ અને નાનું માણસ કરે તે બધું ખોટું. (૨) તાવડી.

**કલેવર**, ન. [ **સં.** ] શરીર; દેહ. (૨) હાડપિંજર.

**કલેશ**, જુઓ ક્લેશ.

**કલૈ**, જુઓ કલાઇ.

**કલૈગરો**, પુ. વાસણોને કલાઇકરનારો.

**કલૈ-સપેતો**, પુ. કલાઇને બાળીને બનાવેલી ખાખ.

**કલોડું**, ન. કરોડું; રાડું.

**કલોડી**, સ્ત્રી. વાછડી, નાની ગાય.

**કલ્ક**, પુ. [ **સં.** ] પાપ. (૨) દંભ (૩) કાનનો મેલ. (૪) વાટીને બનાવેલો લોદો. (૫) કાદવ; કીચડ.

**કલ્કિ**, પુ. [ **સં.** ] વિષ્ણુનો દશમો અવતાર.

**કલ્પ**, પુ. [ **સ.** ] જગતની ઉત્પત્તિથી માંડીને તેનો નાશ થાય ત્યાં લગીનો કાળ. (૨) રૂઢિ; રીતભાત. (૩) શાસન; અમલ. (૪) વેદનાં જે છ અંગ ગણાય છે તેમાંનું એક. (૫) ધર્મકાર્યનો વિધિ.

**કલ્પક**, વિ. [ **સં.** ] કલ્પના કરનાર; શોધક. (૨) પુ. વિધ; આચાર.

**કલ્પતરુ**, ન. [ **સં.** ] જે જોઇએ તે આપનારૂ એક કાલ્પનિક દેવવૃક્ષ. (૨) જેમાંથી મનોવાંચ્છિત મળે તેવી કોઇ પણ વસ્તુ.

**કલ્પદ્રુમ**, જુઓ કલ્પતરુ.

**કલ્પના**, સ્ત્રી. [ **સ.** ] રચના. (૨) તર્ક; તુરંગ. (૩) અનુમાન; અટકળ (૪) યુક્તિ; કળા

**કલ્પના-બળ**, ન. [ **સ.** ] નવી બનાવટ કરવાનું સામર્થ્ય.

**કલ્પનાશક્તિ**, સ્ત્રી. [ **સ.** ] કલ્પના કરવાનું બળ.

**કલ્પનાસૃષ્ટિ**, સ્ત્રી. [ **સ.** ] કલ્પનાથી કરેલી બનાવટ; તર્ક-તરંગના ઘોડા

**કલ્પનીય**, વિ. [ **સં.** ] કલ્પના કરવા જેવું.

**કલ્પલતા**, સ્ત્રી. [ **સં. कल्पलतिका** ] મનોવાંચ્છિત પુરૂં પાડનારી સ્વર્ગની એક લતા

**કલ્પવું**, ક્રિ. સ. [ **સં. कल्प्** ] મનમાં વિચારથી રચવું; તર્ક કરવો (૨) અનુમાનવું. (૩) માનવું.

**કલ્પવૃક્ષ**, જુઓ કલ્પતરુ.

**કલ્પસૂત્ર**, ન. [ **સં.** ] કર્મકાંડને લગતા નિયમોનુ શાસ્ત્ર.

**કલ્પાવવું**, ક્રિ. પ્રે. ટળવળાવવું; કાળજું બાળવું. (૨) દુઃખી કરવુ; રોવરાવવું; અંતર દાઝે એમ કરવું. (૩) સરાવવું; ઉત્સર્ગ કરાવવો.

**કલ્પાંત**, પુ. [ **સં.** ] કલ્પનો છેડો; મહા પ્રલયનો કાળ. (૨) ન. અત્યંત રોવું-કળકળવું તે.

**કલ્પિત**, વિ. [ **સં.** ] કલ્પેલું; કૃત્રિમ.

**કલ્પેલું**, વિ. કલ્પિત.

**કલ્મષ**, ન. [ **સં.** ] પાપ. (૨) લાંચ્છન; ડાઘ. (૩) દોષ; અપરાધ (૪) મલિનતા.

**કલ્મે-શરીફ**, ન. કુરાન.

**કલ્યાણ**, ન. [ **સં.** ] શ્રેય; હિત. (૨) મંગળ; ક્ષેમ. (૩) એક સંગીત રાગ (૪) વિ. સારૂ; ભલું **રૂ.** પ્ર **કલ્યાણ-મસ્તુ**=સારૂ થાઓ.

**કલ્યાણ કરવું**, ક્રિ સ સારૂ કરવું (૨) ઉદ્ધાર કરવો; તારવું.

**કલ્યાણકર્તા**, વિ. [ **સં.** ] શ્રેય કરનાર (૨) તારણ કરનાર; ઉદ્ધારનાર.

**કલ્યાણકારી**, વિ. શુભકારી; મંગળકારી. (૨) તારણ-ઉદ્ધારણ કરે એવું.

**કલ્યાણી**, સ્ત્રી. [ **સં.** ] કલ્યાણ કરનારી; શુભકારિણી. **રૂ.** પ્ર. બાઈ-કલ્યાણી=સ્ત્રી જેમ કહે તેમ કરનાર; બાયલો માણસ ક્રિ. પ્ર બાઇ કલ્યાણી કરવું=આજીજી કરવી. (૨) ભીખ માગવી. બાઈકલ્યાણીપણું=દૈન્ય દેખાડવું તે.

**કલ્લા**, પુ. (હિં.) ગાલ ઉપરના વાળ

**કલ્લાઈ**, ( કલ્લી-કલ્લે ) સ્ત્રી. કપડાની પાટલી અથવા ઘડી કરવી તે.

**કલ્લી**, સ્ત્રી. છોકરાને હાથને કાંડે પહેરવાનું પાતળું સોના રૂપાનું કડુ (૨) કપડાની કરેલી પાટલી. કલ્લી કરવી=કપડાની ઘડી કરવી.

**કલ્લું**, ન. [ **સં. कटक**=કડું ] સ્ત્રીઓને પગે પહેરવાનુ રૂપાનુ કડું; કડલું.

**કલ્લો**, પુ. [ **સં. कवल**=ગ્રાસ ] કોળીઓ (૨) પુળો (૩) ભરાવ — મૂછનો કલ્લો **ક્રિ. પ્ર** કલ્લો વાળવો=બાળકનો જન્મ થયા પછી પેટનો જોરથી કલ્લો કરવો

**કલ્લોલ**, પુ. [ **સં.** ] આનંદથી ઉભરાવું; પ્રસન્નતામા હસવું ખેલવુ (૨) મોટો તરંગ; લહેર.

**કલ્હાર**, ન. [ **સં.** ] એક સુગંધી ફૂલ

**કવ**, અ. (**સં. क्व.**) કયારે; કયે દહાડે.

**કુ-વખત**, પુ. કુ-વેળા; વખત બે વખત. (૨) કાર્યને યોગ્ય સમય નહિ તે.

**કુ-વગું**, વિ વગ વગરનું; સારી વગ ન હોય એવું. (૨) કલોગું; કથોલું.

**કવચ**, ન. [ **સં.** ] અસ્ત્રશસ્ત્રથી શરીરનું રક્ષણ કરનારૂં અભેદ્ય પહેરણ; બખતર. (૨) મુઠચોટ ન લાગે તે માટે મંત્રોથી શરીરનું રક્ષણ કરવું તે.

**કુ-વચન**, ન. [ **સં. कु+वचन** ] કુ-વેણ; કુ-બોલ. (૨) ન કહેવાય તેવાં વેણ કહેવાં તે. (૩) ગાળ.

**કવચું-ચાં** ન. કૌચનાં બી; કૌચાં (કૌચ નામની વેલ વાડોમાં એની મેળેજ ઊગી નીકળે છે. એને આમલીના જેવા કાતરા થાય છે. એ કાતરાની રૂંવાંટી શરીરને લાગી હોય તો અત્યંત ચેળ આવે છે.)

**કવછટ,** સ્ત્રી. મહેનત; શ્રમ. (૨) ઋતુકાળ

**કવડી,** સ્ત્રી. કોડી; જલચર જંતુઓની છીપો. (આ કોડીઓ પૂર્વે હલકા સિક્કા તરીકે ચલણમાં ચાલતી) (૨) મોઈદંડાની રમત

**કવણ,** સ્ત્રી. [સં. कः-किम्] કોણ; કયું; શું

**કવન,** ન. [ સં. कव्=કહેવું ] કવવું; કવિતા કરવી; કવિતા

**કવની,** પુ. કવિ; વર્ણન કરનાર (૨) ભાટ (૩) કહેવાની રીત (૪) કહેતી.

**કવર,** ન. [ अं. ] પરબીડીઉં. (૨) ઢાંકણ; ઓછાડ (૩) પાઠક (૪) મીઠું; લવણ.

**કવરક,** પુ. [सं.] કેદી; બંદીવાન.

**કુ-વરણું,** વિ. ગેરવાજબી; ખોટું; અયોગ્ય; સખત; કડવું

**કવરાવવું,** ક્રિ. પ્રે. કાયર કરવું; હેરાન કરવું; સતાવવું. (૨) કવિતા કરાવવી.

**કવરી,** સ્ત્રી. સ્ત્રીઓના ચોટલાની લટ

**કુ-વરો,** પુ. અણઘટતો વરો-ખર્ચ.

**કુ-વર્ગ,** પુ. [ सं. ] 'ક' સ્થાનના જે પાંચ અક્ષરો તે; ક્ ખ્ ગ્ ઘ્ ઙ્.

**કુવર્ણ,** સ્ત્રી. [ सं. कु+वर्ण= જાતિ. ] કુજાતિ; હલકી જાત. (૨) વ્યંજન અક્ષરોમાંના ક્ ખ્ ગ્ ઘ્ ઙ્ એ પાંચ અક્ષર

**કવલ,** પુ. [ सं.] એક વાર મોં ભરાય એટલો જથ્થો; કોળીઓ.

**કવલાં,** ન. ( બ. વ. ) નળીઆં; નળીઆની હારો. (૨) મોભારીઆં.

**કવવું,** ક્રિ. સ. [ सं. कव् ] વર્ણવવું; કવિતા કરવી

**કુ-વશ,** વિ. [ सं. कु+वश ] પરાધીન; તાબેદાર (૨) સ્ત્રી આપદી; જરૂર.

**કુ-વા,** પુ. [ कु+वायु ] વહાણ હંકારવાને અનુકૂળ પવન નહિ તે; પ્રતિકૂળ પવન. (૨) પ્રતિકૂળતા (૩) અહિત. (૪) દોષ; બગાડ (૪) પ્રતિકૂળ વાતાવરણ.

**કુ-વાટ,** [ सं. कु+वर्त्म ] નઠારો રસ્તો (૨) વિપરીત રીતભાત; અનીતિનો માર્ગ

**કુ-વાણું,** [ सं. कु+वानु=વસ્તુ-ચીજ. ] જેમાં કંઈક નઠારી વસ્તુ હોય એવું (૨) લાંછન; ખોડ.

**કવાબ,** પુ. [ फा. ] માંસની એક બનાવટ

**કવાયત,** સ્ત્રી. [अ. कवायत ] સૈનિક શિક્ષણ; યુદ્ધને લગતા નિયમોનું શિક્ષણ. (૨) યુક્તિ.

**કવાયતી,** વિ. [ अ. ] કવાયત પામેલું; લડાયક કેળવણીવાળું; સુશિક્ષિત.

**કુ-વાયુ,** ન. [ सं. कु+वायु ] કુ-વા; વહાણને પ્રતિકૂળ પવન. (૨) કુ-

વખત. (૩) વિ. પ્રતિકૂળ; ઉલટું. કહે૦ સવાયે હીરા ને કવાયે કાંકરા.

**કવારી,** સ્ત્રી. અપકીર્તિ; બેઆબરૂ.

**કવાલ,** [अ.] રાગ તાણીને ગાનાર; ગવૈયો (૨) તાણીને ગાવાનો એક રાગ.

**કવાલી,** વિ.તાણીને ગાવાનું (ગાયન)

**કવાણું,** ક્રિ. અ ગવાવું; કવિતા કરાવી. (૨) વગોવાવું; નિંદાવું. (૩) બગડી જવું; લથડવું; કથળી જવું. (૪) ઊંચી જવું; દૂધ દેતું બંધ થવું.

**ક-વાસ,** પુ. [ सं. कु+वास ] કુસ્થાન–કઠામ (૨) નઠારી વાસ. (૩) જવ મધ અને મીઠાની મેળવણીનું પેય

**કવિ,** પુ. [सं.] કવિતા કરનાર. (૨) પંડિત; વિદ્વાન. (૩) વૈદ્ય. (૪) વિ. ડાહ્યું; શાણું. કહે૦ જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ.

**કવિજન,** પુ. [सं.] કવિઓ.

**કવિત,** ન. એક રાગ–છંદનું નામ; મનહરછંદ. ( ભાટ લોકનાં કવનો બહુ મોટે ભાગે 'કવિત માં લખાએલાં હોય છે. )

**કવિતા,** સ્ત્રી. [ सं. ] કવિનું જે કથન–કવન–તે; કાવ્ય; પદબંધ; અલૌકિક વાણીની રચના.

**કવિતાઈ,** સ્ત્રી. કવિતા કરવાપણું; કવિપણું. (૨) વિ. કવિ સંબંધી; કવિતા સંબંધી.

**કવિતા-શક્તિ,** સ્ત્રી. [ सं. ] કવિતા બનાવવાનું સામર્થ્ય.

**કવિત્વ,** [ सं. ] કવિતા બનાવવાની શક્તિ.

**ક-વિદ્યા,** સ્ત્રી. [सं. कु+विद्या ] જ્ઞાનનો દુરુપયોગ; લુચ્ચાઇ. (૨) તંત્રવિદ્યા; મંત્રવિદ્યા; મેલીવિદ્યા.

**કવિરાજ,** પુ. [ सं. कवि+राजन् ] સારો કવિ; ઉત્તમ કવિ.

**કવિવર,** પુ. [ सं. कवि+वर ] કવિઓમાં શ્રેષ્ઠ ઉત્તમ કવિ.

**કવીશ્વર,** પુ. [ सं. कवि+ईश्वर ] કવિઓમાં સર્વોપરી; ઉત્તમ કવિ. [ સર્વોત્તમ કવિ.

**કવીંદ્ર,** પુ. [ सं. कवि+इन्द्र ]

**ક-વેણ,** ન. નઠારૂં વચન; અપશબ્દ; ગાળ

**ક-વેળા,** સ્ત્રી. કવખત; અયોગ્ય વખત. (૨) ક-રત, ક–મોસમ. (૩) અશુભ સમય

**કવ્ય,** ન. [ सं. ] પિતૃઓને આપવાનું અન્ન; પિતૃઓ નિમિત્ત જે બ્રહ્મભોજન વગેરે કરવામાં આવે છે તે. ( દેવતાઓને આપવાનું તે હવ્ય અને પિતૃઓને આપવાનું તે કવ્ય. )

**કશ,** સ્ત્રી. [ सं.] કોસનું દોરડું; વરત. (૨) હળની કેરા.

**કશાણું,** ન. કણુશલું.

**કશલી,** સ્ત્રી. [ सं. कलश ] નાનો લોટો; કળસલી.

**કશાલો,** પુ. કડાકૂટો.

**કશું**, વિ. [सं. **कश्चन** ] કોઇ; કંઈ; કંઈપણ. (૨) શું. (૩) કેવું; કયી જાતનું. [ ખોટી શોભા.

**કુ-શોભા**, સ્ત્રી. નહિ શોભા તે;

**કુ-શોભિતું**, વિ. નહિ શોભતું; અણઘટતું. [ (૨) મોહ.

**કશ્મલ**, ન. [सं.] પાપ; દુઃખ.

**કશ્ચિત્**, અ. [सं.] કોઇએક: કોઇપણ. [ દેશ. (૨) કેસર.

**કશ્મિર**, પુ. [ सं. ] કાશ્મીર

**કશ્યપ**, પુ. [सं.] કાચબો. (૨) એક ઋષિ; બ્રહ્માના પુત્ર મરીચિનો પુત્ર; દિતિ અને અદિતિનો પતિ તથા દેવ અને દાનવો બેઉનો પિતા.

**કષાય**, પુ. [ सं. ] વનસ્પતિ દ્રવ્યોનો ઉકાળો; કાઢો. (૨) ગેરૂ જેવો ભગવો રંગ. (૩) પાપ. (૪) કડુચો સ્વાદ. (૫) તરંગ. (૬) વિ. મેલું; મલિન. (૭) રંગેલું; ભગવું.

**કષાયિત**, વિ. [ सं. ] રંગેલું. (૨) કસાણું; કટાણું. (૩) મેલુ થએલું. (૪) રિસાએલું; દુભાએલું.

**કષ્ટ**, ન. [ सं. ] દુઃખ; પીડા. (૨) સંકટ; મુશકેલી. (૩) શ્રમ; મહેનત. ક્રિ. પ્ર. કષ્ટ કરવું=ઉપવાસ વગેરેથી શરીરે દુઃખ સહન કરવું. (૨) કંકાસ કરવો. (૩) મહા કષ્ટે રહેવું. રૂ. પ્ર. કાયાકષ્ટ=દેહનું દુઃખ. કષ્ટસાધ્ય=દુઃખે કરીને પ્રાપ્ત થાય એવું.

**કષ્ટ-કારક**, વિ. [ सं. ] કષ્ટ આપે એવું; કષ્ટ કરાવે એવું. (૨) મુશકેલ; દુઃખસાધ્ય.

**કષ્ટકાળ**, પુ. [ सं. ] પીડાનો સમય; આપત્તિકાળ. (૨) મુશકેલીનો વખત.

**કષ્ટદાયક**, વિ. [ सं. ] દુઃખ દેનારૂં; મહેનત આપે એવું.

**કષ્ટનષ્ટાષ્ટક**, ન. [सं. **कष्ट+ नष्ट+अष्टक** ] કષ્ટને નષ્ટ કરનારૂં આઠ કડીઓનું સ્તોત્ર–કાવ્ય.

**કષ્ટાવું**, ક્રિ. અ. ( ના. ધા ) પ્રસવ સમયે પીડાવું.

**કષ્ટિત**, વિ. [ सं. ] દુઃખી; પીડિત (૨) જેમાં મુશકેલી પડી હોય એવું (૩) શ્રમથી પ્રાપ્ત થએલું.

**કષ્ટી**, સ્ત્રી. પીડા; મુશકેલી; તસ્દી. (૨) કષ્ટકારકતા. (૩) વિ દુઃખી; પીડિત. (૪) જાતે દુઃખ વેઠનાર.

**કસ**, પુ. [ सं. **कष्** ] કસોટી ઉપરથી નક્કી કરેલો સોના રૂપાનો આંક; પરીક્ષણ (૨) સાર; તત્ત્વ; સત્ત્વ. (૩) જોર; બળ (૪) ફાયદો; લાભ; માલ. (૫) કપડાને બાંધવાની નાની દોરડી.

**કસકસતું**, વિ. [ सं. **कृष्** ] ખેંચાતું; તણાતું; તંગ; સજ્જડ. (૨) પરાણે બરાબર થતું; કંઇક ઓછું રહેતું હોય એવું

**કસકસવું**, ક્રિ. અ. [सं. **कृष्** ] તણાવું; ખેંચાવું; સજ્જડ થવું. (૨) પરાણે બરોબર માપસર થવું.

**કસકસાવવું,** ક્રિ. પ્રે. તાણવું; ખેંચવું, જોરથી બાંધવું. (૨) પરાણે બરોબર થાય એમ કરવું (૩) તાવવું; પરીક્ષા કરી જોવી.

**કસકસીને,** ( કસીકસીને ) અ. ખેંચીને; તાણીને; જોર કરીને (૨) તાવીને; પરીક્ષા કરીને (૩) પરાણે બરોબર થાય એવી રીતે

**કસટીઓ,** પુ. અકના સવાયા કરનાર.

**કસડો,** પુ કંદોરો; કમરબંધ.

**કસણ,** ન. [ **सं. कर्षण** ] કસોટી.

**કસણવું,** ક્રિ. સ. [ **सं. कृष्** ] જોરથી મસળવું; ગુંદવું; કેળવવું. (૨) ભેગું કરવું, ચોળવું.

**કસણાએલું,** વિ. ગુંદાએલું; કેળવાએલું; મિશ્ર થએલું

**કસણાવવું,** ક્રિ સ ચોળાવવું; ગુંદાવવું.

**કસણી,** સ્ત્રી. [ **सं. कृष्** ] કસોટી; દુઃખ (૨) વાંસળી; પૈસા ભરવાની લાંબી કોથળી.

**કસણું,** જુઓ કણસવું

**કસતું,** વિ. પરાણે બરોબર થતું; તણાતું; ખેંચાતું. (૨) ઓછું રહેતું

**કસદ,** સ્ત્રી. [ **अ.** ] ધારણા; હેતુ; આશય.

**કસદાર,** વિ. કસવાળું; સત્ત્વવાળું. (૨) ચીકણું (૩) રસાળ. (૪) ચંચળ; તેજસ્વી. (૫) ધનવાન; પૈસાવાળું.

**કસવાળું,** વિ. જુઓ કસદાર.

**કસબ,** પુ. [ **अ.** ] રેશમના તાંતણા સાથે વણેલા સોનારૂપાના તાર. (૨) ધંધો; રોજગાર (૩) હુન્નર; કળા, કારીગરી. (૪) લુચ્ચાઈ અનીતિનું કામ.

**કસબ-ચોર,** પુ ધંધામાં ઠગાઇ કરનાર. (૨) પોતાની આવડત છુપી રાખનાર

**કસબ-ચોરી,** સ્ત્રી ધંધાની આવડતથી લાભ કાઢી લેવાની કળા; કસબચોરપણું.

**કસબણ,** સ્ત્રી. અનીતિને માર્ગે આજીવિકા કરનારી સ્ત્રી; વેશ્યા. (૨) કસબ જાણનારી સ્ત્રી; આવડવાળી સ્ત્રી

**કસબી,** વિ. હુન્નરકળા જાણનાર; હોશિઆર. (૨) કસબ ભરેલું.

**કસમ,** પુ. [ **अ. कसम्** ] સમ; સોગન.

**ક-સમજ,** સ્ત્રી કમ-સમજણ; ખોટી સમજ; અણસમજુ.

**કસમનામું,** ન. [ **फा.** ] સોગન ઉપર લખાવેલું લખાણ.

**ક-સમો,** પુ. [ **सं. कु+समय** ] ક-વખત; નઠારો સમો.

**કસમોડા,** પુ. [ બ. વ. ] અંગ મરોડાવાના ઉકાંટા આવવા તે; આંકડી આવવી તે; કંપારી. (૨) વેગ્યા આવવી તે.

**કસમોડાવું,** ક્રિ. અ. કસમોડા આવવા; આંકડી આવવી; અંગ તણાવું (૨) વચકાવું.

**કસર,** સ્ત્રી. [ अ. ] કચાશ; અપૂર્ણતા (૨) ઘટ; ખોટ. (૩) ખામી; ખોડ. (૪) કંજુસાઈ; કૃપણતા. (૫) નુકસાન. (૬) ગુનો; ભૂલ. ક્રિ. પ્ર૦ **કસર કરવી**=સંભાળીને વાપરવું. **કસર આપવી**=ઘટનો બદલો આપવો. **કસર રાખવી**=કંઈક ન્યૂનતા રાખવી. **કસર રહેવી**=સહેજ કચાશ રહેવી.

**કસરત,** સ્ત્રી. [ अ. ] શરીર કસવાની ક્રિયા; વ્યાયામ; તાલીમ. (૨) અભ્યાસ; મહાવરો. (૩) શારીરિક ચલનવલનના ખેલ

**કસરત-બાજ,** વિ. કસરત કરનાર; નિયમિત રીતે શરીરને કસનાર.

**કસરત-શાળા,** સ્ત્રી૦ કસરત કરવાનું ઠેકાણું; અખાડો; અંગમહેનતની રમતો કરવાની જગા.

**કસરતી,** વિ. કસરતબાજ; કેળવાએલું; કસાએલું.

**કસરીઉં,** વિ. કસર કરનાર; કંજુસ. (૨) સભાળી સંભાળીને વાવરનાર

**કસલી,** જુઓ કળસલી

**કસવાટ,** ન. ઘાણીની અંદરનું આંટાવાળું ચોકઠું.

**કસવાડો,** પુ હળના જુદા જુદા ભાગોમાંનો એક ભાગ; કાચર

**કુ-સવાણ,** સ્ત્રી. શરીરની અનારોગ્ય સ્થિતિ; મંદવાડ.

**કસવું,** ક્રિ. સ. [ सं. कृष् ] તપાસી જોવું; કસોટી કરી જોવી. (૨) ખેંચવું; તાણવું. (૩) રગડવું; ઘસવું. (૪) ખેડવું (૫) મહેનત આપવી. (૬) દાબવું; પીલવું; ખૂબ હેરાન કરવું (૭) અજમાવવું (૮) ક્રિ અ. ઘટવું. ક્રિ. પ્ર **શરીર કસવું**=શરીરને મહેનત આપવી. રૂ૦ પ્ર૦ **કસીને કામ લેવું**=સખતાઈથી કામ લેવું. **કસીને કામ પાડવું**=અનુભવ લીધા પછી કામ પાડવું. **કમર કસવી**=તૈયાર થવું. **કહે૦** સોનું જોઇએ કસી ને માણસ જોઈએ વસી=કસવાથી સોનાની અને સાથે રહેવાથી માણસની પરીક્ષા થાય.

**કસાઇ,** પુ. [ अ. ] પશુઓને મારી તેનું માંસ વેચવાનો ધંધો કરનાર; ખાટકી. (૨) ખુની માણસ. (૩] વિ. ક્રૂર; નિર્દય; ઘાતકી **કહે૦** કસાઇને ઘેર કલ્લોલ ને ધર્મી વગાડે ઢોલ=પાપી મોજ કરે છે અને ધર્મી રખડી પડે છે (૨) કસાઈને ઘેર કુશળ ને ધર્મીને ઘેર ધાડ=કસાઈનું સારૂં થાય છે ને ધર્મીનુ બુરૂં થાય છે. કસાઈને ઘેરથી ગાય છોડાવવી. કસાઇવાડે જવું અને હાડકાંની આભડછેટ કેમ પાલવે ?

**કસાઈ-વાડો,** પુ કસાઇ મહોલ્લો; ખાટકીવાડો. (૨) ગંદું સ્થાન; નઠારી જગા.

**કસાકસ,** જુઓ કસાકસી.

**કસાકસી,** સ્ત્રી. ખેંચાખેંચી; હરિફાઈ; ચડસાચડસી

**કસાણું,** વિ. [ सं. कषाय ] બેસ્વાદ; કષાય; કોહાએલું.

**કસાતું,** વિ. કસદં; ખેંચાતું; ઓછું.

**કસાવવું**, ક્રિ. સ. કસોટી કરાવવી; કસ કઢાવવો; પરખાવવું.

**કસાવું**, ક્રિ. અ. કસાએલા થવું; પલોટાવું; અનુભવ મેળવવો.

**કસાંજણ**, ન. [ सं. कास्य+अंजन ] કાંસાના પાત્રમાં ઘૂંટીને બનાવેલું એક જાતનું આંખોનું ઔષધ.

**કસીદો, કશીદો**, પુ. [ अ. कशीदन=ખેંચવું ] જરીનું ભરતકામ; રેશમ સાથે વણેલા સોના રૂપાના તારનું ભરત. (૨) ઇંટ અથવા નળીઆંનો ઓગળી જવાથી બનેલો કીટો.

**કુ-સુઝ**, સ્ત્રી. ખોટી અથવા ઓછી સુઝ; અનાવડ. (૨) ખોટી સમજણ.

**કુ-સુતર**, વિ. [ सं. कु+ સુતર ] મુશકેલ; અઘરૂં; વસમું. (૨) બગડેલું; ખરાબ થએલું. (૩) સુતર-સીધું નહિ એવું; આડું; વાંકું. [ મુશકેલ

**કસુતરૂં**, વિ. કસુતર; અઘરૂં;

**કસુર**, સ્ત્રી. [ अ. ] ચૂક; ભૂલ; ખામી. (૨) તકસીર; ગુનો; વાંક.

**કુ-સુવાવડ**, ગર્ભનું તેના નિયત કાળ પહેલાં સ્રવી જવું તે. (૨) અધુરે માસે ગર્ભ ગળવાથી નુકસાન થવું તે

**કસુંબલ, ( કસુંમલ )**, વિ કસુંબાના રંગનું; લાલ.

**કસુંબી**, સ્ત્રી. [ सं. कुसुंभ ] જેનાં ફૂલમાથી રાતો રંગ નીકળે છે એવી એક વનસ્પતિ; તેના છોડ અને ફૂલ. (૨) વિ. કસુંબી રંગનું; લાલ.

**કસુંબો**, પુ. કસુંબીનો છોડ. (૨) કસુંબીનાં સુકાં ફૂલ. (૩) એ ફૂલનો લાલ રંગ. (૪) કસુંબી રંગનું સ્ત્રીઓને પહેરવાનું લુગડું; સાળુ. (૫) અફીણને પાણીમાં ઘુંટીને બનાવેલો ઘાટો રસ. ક્રિ. પ્ર. કસુંબો પીવો=સુલેહ કરવી; સંપવું; ફરીને મિત્રતા કરવી.

**કસોજ**, વિ ( કુ+સજ્જ ) કસુતર; બગડેલું; ખરાબ થએલું.

**કસોજું**, વિ નહિ સોજું; ચોકખું નહિ એવું; અસ્વચ્છ; અશુદ્ધ. (૨) કદરૂં; આકરૂ.

**કસોજણ**, ન. ઝટકામણ; કચરો.

**કસોટી**, સ્ત્રી. પરીક્ષા; તપાસ; અનુભવ. (૨) સોનાનો કસ જોવાની પથરી (૩) કસ કાઢવાની રીત. ક્રિ પ્ર કસોટી કરવી = તપાસી જોવું; અનુભવ લેવો. કસોટીમાં લેવું=સખતાઈથી કામ લેવું. (૨) પરીક્ષામાં આણવું.

**કસ્તર**, ન તણખલું; રજ; કચરો; ગદવાટ. (૨) કંસારા લોકો સાંધવાના વાસણને જે લેપ કરે છે તે.

**કસ્તી**, સ્ત્રી. [ फा. ] પારસીઓનું જનોઈ. [ પારસી સ્ત્રી પુરુષો કમરે કસ્તી રાખે છે. ] ક્રિ. પ્ર. કસ્તી કરવી= અપવિત્ર થવાય એવું કાર્ય કર્યા પછી હાથ મોઢું ધોઈ કસ્તીને છોડી ધર્મનાં અમુક વચનો ભણી તેને ફરીને કમરે બાંધવી.

**કસ્તૂરિકા**, સ્ત્રી. [ सं. ] કસ્તૂરી.

**કસ્તૂરી,** સ્ત્રી. [ **सं.** ] નરમૃગની ડુંટીમાંથી મળતું એક અત્યંત સુગંધીદાર કાળા ભુરા રંગનું દ્રવ્ય; મૃગમદ. (કસ્તૂરીની વાસ વિશ વર્ષ સુધી જતી નથી. તે ગુણમાં અતિ ગરમ ગણાય છે.)

**કસ્તૂરી-મૃગ,** પુ. [ **सं.** ] જેની ડુંટીમાંથી કસ્તૂરી નીકળે છે તે મૃગ.

**કસ્તુરીઓ-ઝાંટ,** પુ. કસ્તૂરીના જેવી વાસવાળી એક વનસ્પતિ.

**કસ્બાતણ,** સ્ત્રી. કસ્બાતીની સ્ત્રી. (૨) નઠારી સ્ત્રી.

**કસ્બાતી,** પુ. કસ્બાનો ધણી; તાલુકદાર; ગરાશીઓ.

**કસ્બો,** પુ. [ **अ. कसबह** ] શહેરથી નાનું અને ગામડાથી મોટું ગામ. (૨) તાલુકો. કહે૦ કસ્બે તુર્ક ન છેડીએ= જ્યાં જેનું જોર હોય ત્યાં તેને છેડવો નહિ

**કહ્લાર,** ન. [ **सं.** ] એક જાતનું ધોળું કમળ. (૨) એક જાતનું ફૂલઝાડ.

**કહાડવું,** જુઓ કાઢવું

**કહાણી,** સ્ત્રી. [ **सं. कथ्** ] દંતકથા; કથા; બહુ જાણીતી વાત. (૨) અદ્ભુત વાત. (૩) કહેણી; કહેવત. (૪) લોકાપવાદ.

**કહાર,** પુ. પાલખી વગેરે ઉપાડનાર ભોઈ.

**કહાવવું,** ક્રિ. પ્રે. કહેવરાવવું; સંદેશો મોકલવો. (૨) હુકમ કરાવવો.

**કહી-બતાવવું,** ક્રિ. પ્રે. કહી દેખાડવું; મેણું મારવું; પોતે કરેલા ઉપકાર માટે અભિમાનથી કહેવું.

**કહીં,** અ. ક્યાંક; કોઈ ઠેકાણે.

**કહીંકહીં,** અ. કોઈ કોઈ ઠેકાણે; ક્યાંક ક્યાંક.

**કહેણ,** ન. [ **सं. कथन** ] સંદેશો; કહેવરાવવું તે. (૨) હુકમ; આજ્ઞા. (૩) વેણ; વચન. (૪) તેડું; નોતરૂં.

**કહેણી,** સ્ત્રી. કહેવત (૨) કહેવાની રીત. (૩) વાર્તા; કથા. (૪) લોકાપવાદ; દોષ.

**કહેતી,** સ્ત્રી કહેવું તે; કહેવત. (૨) વાર્તા; કથા. (૩) લોકાપવાદ.

**કહેવત,** સ્ત્રી. કહેણી; ઉક્તિ; લોકોક્તિ; નીતિવચન; ઉખાણો. (૨) ઉદાહરણ; સમશ્યા. (૩) કલંક; આળ.

**કહેવત-સંગ્રહ,** પુ. [ **सं. कथ्** અને **संग्रह** ] કહેવતોનો એકઠો કરેલો જત્થો. [ ઊનતા.

**કહેવરામણ,** ન. દોષ; ખોડખાંપણ;

**કહેવરાવવું,** ક્રિ. પ્રે. સંદેશો મોકલાવવો; બીજા માણસ મારફત જણાવવું.

**કહેવાનું,** વિ કહેવાયોગ્ય; જણાવવા લાયક.

**કહેવાવું,** ક્રિ. અ. બોલાવું. (૨) લખાવું; જાહેર થવું.(૩)લોકાપવાદ આવવો.

**કહેવું,** ક્રિ. સ. [ **सं. कथ्** ] બોલવું; જણાવવું; કથવું. (૨) લખાણથી જણાવવું. (૩) સમજાવવું. (૪) શિખામણ દેવી. (૫) ઠપકો દેવો. (૬) આજ્ઞા કરવી. (૭) જમવા તેડવું. કહેવું કંઇ અને કરવું કંઇ=બોલવું જુદું અને આચરવું જુદું.

**કહેવા** કરતાં કરવું ભલું=કહ્યા કરતાં કરવું તે સારૂં. **કહેવું** થોડું, **કરવું** ઘણું=કહ્યા કરતાં વધારે કરી દેખાડવું **કહચે** ઘણુ કે **સહચે** ઘણું=અટબડાટ કર્યા કરતાં સહેવું તે વધારે સારૂ કહે૦ લુંડી નવાબ તો કહે નવાબ=હાજીહા કરવું કહેતા બી દિવાના ને સુણતા બી દિવાના અર્થાત્ બેઉ સરખા

**કહો,** ( કોહ, કોહો ), પુ. ગડગુમડ; સડો; બગાડ; વિકાર

**કહોઈ જવું,** ક્રિ અ બગડી જવુ; સડી જવું; વિકૃતિ થવી.

**કહોડ,** ( કૉઢ, કૉહોડ , સ્ત્રી. કારીગરને કામ કરવા બેસવાની જગા. (૨) ઢોર બાંધવાની જગા. [ગૌશાળા

**કહોડીઉં,** ન ઢોર બાધવાની જગા;

**કહોવણ,** ન. કહોવું તે; સડો; બગાડ; વિકાર [ બગાડ.

**કહોવરામણ,** ન. સડો; ગદકી;

**કહોવાણ,** ન. સડો; બગાડ; વિકાર. (૨) કહોવાની ક્રિયા

**કહોવું,** ક્રિ. અ બગડવું; સડવું; ખરાબ થઇ જવું; બદબદવું. કહે૦ કહોયુ ત્યાંથી કાપી નાખવું=વધારે બગડે નહિ તેમ કરવું.

**કહ્યાગરૂં,** વિ. કહ્યું માનનારૂ; વિનીત; આજ્ઞાંકિત; અદબવાળું

**કહ્યું,** વિ. ( ભૂ. કૃ. ) કહેલું; કહેવામાં આવેલું. (૨) ન. કહેવું. (૩) વચન; શિખામણ; ઉપદેશ. ક્રિ. પ્ર કહ્યું કરવું= માનવું કહે૦ મારી અક્કલ કહ્યું કરતી નથી=મને ગમ પડતી નથી.

**કળ,** સ્ત્રી. [સં. कल्=જાણવું] જ્ઞાન; સમજણ; ઉકેલ; આવડ; ગમ. (૨) નિરાંત; શાતા; ટાઢક (૩) મૂર્છા; તમર; ભમરી ક્રિ પ્ર કળ ચડવી= વ્યાકુળ થઈ જવું કળ વળવી=શાંત પડવુ

**કળ,** સ્ત્રી. [ સં. कला ] કળા હુન્નર. (૨) યુક્તિ; ઉપાય (૩) આંકડી; ચાંપ (૪) યત્ર; કરામત (૫) કુંચી; ચાવી ક્રિ. પ્ર. કળ ઉઘાડવી=ચાંપ ખોલી દેવી. કળ દાબવી=યત્ર કરે તેમ કરવુ કળ દેવી=ચડાવવુ; કુચી આપવી કળ મરડવી=બીજે રસ્તે ચડાવવુ, ઉશ્કેરવુ. કળ બતાવવી=યુક્તિ બતાવવી; માર્ગ બતાવવો કહે૦ કળથી થાય તે બળથી ન થાય=યુક્તિથી કાર્યસિદ્ધિ થાય છે; બળથી નહિ.

**કળ,** સ્ત્રી. પોચી ગારાવાળી જગા; કાદવવાળી પોચી જમીન.

**કળકળ,** સ્ત્રી [સં. कलकल] કળકળાટ. (૨) માથાઝીક; પચાતી. (૩) પંખીના બચ્ચાનો ઝીણો અવાજ

**કળકળવું,** ક્રિ. અ. [સં. कलकल ] ઝીણો અવાજ કરવો; ગણગણવુ. (૨) ખળખળવું (૩) કોઇના દોષ માટે બડબડવું. (૪) કંટાળવું; મનમા દાઝવું (૫) શોક કરવો

**કળકળાટ,** પુ. [ સં. कल् ] શોરબકોર; બૂમરાણ. (૨) બડબડાટ. (૩) રોવું અને દુઃખ કરવું; ક્લેશ. ક્રિ. પ્ર. કળકળાટ કાઢવો = દુઃખ દૂર કરવું.

કહે૦ કાળીચૌદશનો કળકળાટ=કાળી-ચૌદશે બધો શોક કાઢી નાખવો.

**કળકળાટ**, ન. રડારોળ; કલ્પાંત. (૨) શોરબકોર. [ કરવું.

**કળકળાવવું**, ક્રિ. પ્રે. કળકળે એમ

**કળછા**, પુ. [ સં. क्लेश ] અણબનાવ; કલહ; તકરાર.

**કળજુગ**, પુ. [ સં. कलियुग ] ચાર યુગમાંનો છેલ્લો યુગ; કલિયુગ. (૨) નઠારો વખત; અધર્મનો સમય (આ યુગનું પ્રમાણ ૪,૩૨૦૦૦ વર્ષનું ગણાય છે.) (૩) નઠારો માણસ. ક્રિ૦ પ્ર૦ કળજુગ આવવો=અસત્કર્મોની પ્રવૃત્તિ થવી. કળજુગ ભરાવો=અસદ્વિચારો ઉત્પન્ન થવા. કહે૦ કળજુગનો પોરો= અસત્કાળનો જમાનો. હડહડતો કળજુગ=ખરાબમાં ખરાબ માણસ. (૨) અજુગતા બનાવ બને એવો સમય.

**કળણ**, ન. કાદવથી ભરેલું સ્થાન; જેમાં ઉતરતાં માણસ કે પ્રાણી અંદર ગળી-ઉતરી જાય તેવી જગા. (૨) જ્ઞાન; સમજણ.

**કળણા**, સ્ત્રી. [ સં. कलना ] જાણ; માહિતી.

**કળતર**, ન. શરીરની અંદર થતી પીડા; વાયુ, શરદી અથવા અતિ મહેનતને લીધે માંસના લોચાઓમાં થતી પીડા. (૨) અટકળ; અંદાજ. (૩) કલણ.

**કળતાણું**, ન. કળતરનું મહેનતાણું. (આગળ આર્ય રાજાઓ પાકનો અડસટ્ટો કરાવી અમુક ઉતર થશે એવું નક્કી કરી તેના છઠ્ઠા ભાગ જેટલો ભાગ મહેસુલ તરીકે લેતા આમ કરનારને જે મહેનતાણું મળતું તે કળતાણું કહેવાતું )

**કળથી**, સ્ત્રી. હલકી જાતનું એક કઠોળ.

**કળંપવું**, ક્રિ. સ. [સં. क्लृप् ] મુએલા માણસને માટે કોઇ વસ્તુનો દાન તરીકે ઉત્સર્ગ કરવો. (૨) ખેતરમાં રાંપડી ફેરવવી (૩) ક્રિ૦ અ૦ ખપવું; ઉપયોગમાં આવવું. (૪) ઝુરવું; તલસવું

**કળપાવવું**, ક્રિ. પ્રે કળપે એમ કરવું (૨) તલસાવવું.

**કળપી**, સ્ત્રી ખેતરમાથી નિંદામણ કાઢી નાખવાનું ઓજાર; રાંપડી

**કળબ**, સ્ત્રી રાંપડી; કળપી.

**કળબવું**, ક્રિ. સ. રાંપડી ફેરવવી; નિંદામણ કાઢી નાખવાને ખરપડી ફેરવવી.

**કળવકળ**, સ્ત્રી. [ સં. कल-विकल ] યુક્તિ. (૨) યુક્તાયુક્ત વિચાર (૩) ચેન; શાતા (૪) સુઝ; સમજ. [ લેનારૂં; તદબીરવાળું.

**કળવકળીઉ**, વિ યુક્તિથી કાર્ય કાઢી

**કળવળ**, સ્ત્રી કલમલ; ઝીણું ઝીણું બોલવું તે (૨) યુક્તિ; દાવપેચ.

**કળવિકળ**, સ્ત્રી. કળા; યુક્તાયુક્ત વિચાર; સમજણ.

**કળવું**, ક્રિ. સ. [ સં. कल् ] જાણવું; અટકળવું; પારખવું. (૨) ક્રિ. અ. દુખવું; પીડા થવી. કહે૦ કળ્યો કોયડો ફોડીનો=જાણી વાતની કંઇજ

કિમ્મત નહિ. ક્રિ. પ્ર. કળી જવું=સમજી જવું. (૨) કાદવમાં ઉતરી પડવું.

**કળશ**, પુ. [ सं. कलश ] પાણી ભરવાનું ધાતુનું નાનું પાત્ર. (૨) ઘુમ્મટની ટોચ.

**કળશી**, સ્ત્રી. સોળ મણનું વજન.

**કળશીઓ**, પુ. [ सं. कलश ] કળશ; લોટો. ક્રિ. પ્ર. કળશીએ જવું=ઝાડે ફરવા જવું. કળશીઓ થવો=ઝાડો થવો. કળશીઆળું=ફાંદેરા; કોગળીઉં.

**કળહીણ**, વિ. [ सं. कलाहीन ] કળા વગરનું; નિસ્તેજ. (૨) અક્કલ વગરનું.

**કળા**, સ્ત્રી. [ सं. कला ] યુક્તિ; ચાતુર્ય. (૨) હુન્નર; આવડ. (૩) ચંદ્રની પૂર્ણકળામાંનો પ્રત્યેક સોળમો ભાગ. (૪) તર્કબુદ્ધિ; તદબીર. (૫) કાળનું અમુક માપ. ( આઠ સેકંડ ) (૬) અંશનો સાઠમો ભાગ. (૭) સોળ એવી સંકેતની સંખ્યા. (૮) માત્રા. (૯) કાંતિ; તેજ. (૧૦) નાનો ભાગ; અંશ. (૧૧) વિદ્યા; કારીગરી.

**કળાકર**, પુ. મોર. ક્રિ. પ્ર. કળા કરવી=શોભા બનાવવી. કળા પૂરી=મોરે પોતાનાં પીછાં પહોળાં કર્યાં.

**કળાકૌશલ્ય**, ન. હુન્નરની હોશિઆરી; કળાઓ કરવાની ચતુરાઈ (૨) ઉદ્યોગ હુન્નર સંબંધી નિપુણતા.

**કળાણ**, ન. પોચી, ગારાવાળી જગા; કળણ. (૨) વિ. કીચડમાં ઉતરી પડાય એવું.

**કળાનિધિ**, પુ. [सं.] ચંદ્રમા.

**કળાપો**, પુ. આક્રંદ; રડારોળ. (૨) કઢાપો.

**કળાયલ**, વિ. કળાવાળું; જેણે કળા પ્રસારેલી હોય એવું; ભભકાદાર; પ્રફુલ્લ. (૨) કલગીદાર.

**કળાવવું**, સ. ક્રિ. કહાવવું; લડાવવું.

**કળાવંત**, વિ. [सं. कलावंत] કળા-કાંતિવાળું. (૨) જેને કળાઓ આવડતી હોય તેવું; કારીગર. (૩) ગાનાર; ગાઇ બજાવી જાણનાર.

**કળાવંતણી**, સ્ત્રી. નાચગાન કરનારી સ્ત્રી; ગીત નૃત્ય અને ગાવા બજાવવા ઉપર આજીવિકા કરનારી સ્ત્રી.

**કળાવંતી**, જુઓ કળાવંતણી.

**કળાવાન**, વિ. કળાવાળું; હુન્નરી; કાબેલ.

**કળાહીણ**, વિ. જેને કળાનું જ્ઞાન ન હોય એવું; અકુશળ. [ હલ.

**કળાહોળ**, પુ. શોર; ઘોંઘાટ; કોલા-

**કળિત**, જુઓ કલિત.

**કળિંગડું**, ન તરબુચ.

**કળી**, સ્ત્રી. [ सं. कलिका ] અણીવાળી લંબગોળ આકૃતિ. (૨) વગર ખીલેલું ફૂલ; કલિકા. (૩) ચણાના લોટની બુંદી; શેવ (૪) કપડાનો ત્રિકોણાકાર કકડો. (૫) કલિયુગ. ક્રિ. પ્ર. કળી ખીલવી=આનંદમાં મગ્ન થઇ જવું. (૨) યૌવનમાં આવવું. [ડોડો. (૩) વિ. કુળવાન.

**કળીઓ**, પુ. બી; ઠળીઓ. (૨)

**કળીચુનો**, પુ. ધોળા પત્થરની રાખ; વધારે શુદ્ધ કરેલો ચુનો.

**કળી-જવું**, ક્રિ. અ. [सं. कल्] જાણી જવું; સમજી જવું. (૨) પોચી જમીનમાં ઉતરી પડવું. (૩) માંસના લોચાઓમાં પીડા થવી.

**કળીજુગ**, પુ જુઓ કલિયુગ.

**કળુકું**, વિ. ગારાવાળું; કળી જવાય એવું.

**કળેવળે**, અ. યુક્તિથી; તદબીરથી.

**કળો**, પુ. [सं. कलह] કલહ; કલેશ; કઢાપો (૨) ગુલાંટ; ઉથલો: વીંટ; આવેશ.

**કળોટી**, સ્રી. એક જાતની રેતી. (એ શેકવાથી ઉજળી થાય છે અને સાથીઆ પૂરવાના કામમાં આવે છે.)

**કળોઠું**, જુઓ કરોઠું.

**કળોઠી**, જુઓ કળોટી.

**કળોઠ**, (કરોઠ), ન. પાસુ; પડખું

**કંઇ**, વિ. [सं. किञ्चित्] થોડું; જરા; લગાર. (૨) અમુક. (૩) કશું. (૪) કોઇ; કોઇ એક. (૫) અ. ક્યાં; કહીં. (પ્રશ્નાર્થે અને વિસ્મય દેખાડવા માટે વપરાય છે.)

**કંઈ-એક**, વિ. કેટલાએક; ઘણાક. (૨) થોડું-એક; લગારેક.

**કંઈક**, વિ. થોડુંક; જરાક. (૨) અ. કહીંક; ક્યાંક.

**કંઈકંઈ**, સ. શું શું; કશુંક કશુંક.(૨) અ. કહીં કહીં; કોઈ કોઈ ઠેકાણે.

**કંઈ નહિ**, અ. જરાએ નહિ; થોડું કે નહિ. (૨) ફીકર નહિ; હશે; હોય.

**કંઈપણ** અ. જરાક; લગારેક. (૨) કશું પણ.

**કંઈ-બી**, અ. કંઇપણ; લગારે; જરાએ.

**કંક**, પુ. [सं.] એક જાતનું પંખી; બગલું. (૨) પંખીનાં પીછાં લગાડેલાં તીર. (૩) એ નામધારી બ્રાહ્મણ; વિરાટના દરબારમાં ગુપ્ત રહેતાં યુધિષ્ઠિરે ધારણ કરેલું નામ.

**કંકણ**, ન. [सं.] સ્રીઓને હાથે પહેરવાનું કાચનું કડુ; બંગડી. (૨) સોનાની અથવા બીજી ધાતુની બંગડી; કડું. રૂ૦ પ્ર૦ કંકણદોરો=વૈવાહિક વિધનાં મીંઢળ ને દોરો. (૨) તેને લગતી ક્રિયા.

**કંકણાકાર**, વિ. [सं. कंकण+आकार] કંકણના જેવા આકારનું; બંગડી જેવું વચમાંથી પોલું ગોળ; વર્તુલાકાર.

**કંકણાકૃતિ**, સ્રી. [सं. कंकण+आकृति] કંકણના જેવી આકૃતિ; વર્તુલ.

**કંકણી**, સ્રી. [सं. किंकिणी] કાંગરાવાળી સોનાની બંગડી; કાંકણી. (૨) ઘુઘરીઓવાળો કંદોરો. (૩) કંપારી; કમકમી.

**કંકર**, પુ. [सं. कंकर] કાંકરો. (૨) કણ; દાણો.

**કંકરીઆ,** સ્ત્રી (બ. વ) કાંકરી (૨) કાંકરીઓની એક રમત

**કંકાયુ,** [ **सं.** ] એક જાતનો પાણીનો સાપ.

**કંકાલ,** સ્ત્રી. એક જાતની કાંટા કાંટાવાળી વનસ્પતિ; કાંકોલ.

**કંકાલી,** સ્ત્રી. કાંટાવાળી વનસ્પતિ; કાંકોલ. (૨) કપાલી; શિવ.

**કંકાવટી,** સ્ત્રી. કંકુ રાખવાની લાકડાની કે ધાતુની ગોળ પ્યાલી. (૨) કપાળ. (૩) (વક્રોક્તિમાં) ચલમ.

**કંકાસ,** પુ. [ **फा. कंगाश** ] કોઈની સાથે લડવું અને પછી કલ્પાંત કરવું તે. (૨) કલેશ; કજીઓ. કહે૦ કંકાસે તો ગોળીનું પાણીએ નાસે=કલેશથી સમુળગો નાશ થાય કંકાસનુ મો કાળુ= ગમે તેમ કરીને કકાસ કાઢવો

**કંકાસણી,** વિ કકાસ કર્યા કરનારી સ્ત્રી, કજીઆખોર (સ્ત્રી)

**કંકાસીઅણ,** સ્ત્રી કંકાસણી.

**કંકાસીઉં,** વિ કલેશી; કજીઆખોર, તકરારી. (૨) કોઇ પણ રીતે ક્લેશ કરીને રો રો કરે એવું.

**કંકુ,** ન. [ **सं. कुंकुम** ] એક જાતનું રાતું ચૂર્ણ; લાલ ભુકો; (હળદર અને ખારાની મેળવણીથી કંકુ બને છે.) મંગળમય ગણાતું ચૂર્ણ. કિ૦ પ્ર૦ કંકુનાં કરવાં=આનંદ મંગળ કરવાં. કંકુ છાંટવું= શુભ છે એવું દેખાડવું. કંકુના કોગળા કરવા=સુખ વૈભવ ભોગવવાં. રૂ૦ પ્ર૦ કંકુનાં પગલાં=ઉન્નતિનાં ચિહ્ન. કહે૦ કંકુવાળે હાથે=સૌભાગ્યભેર; મંગળમય રીતે. કંકુને પગલે=માનભેર. કંકુનો ચાંલ્લો=વિજય; વખાણ [ બગલો.

**કંકુડો,** પુ કનકવો; પતંગ (૨)

**કંકુપડો,** પુ. [ **सं. कुंकुम+ पटल** ] કંકુનું પડીકું; કંકુનો પડીઓ.

**કંકોડી,** સ્ત્રી. એક જાતની વેલ, જેને કંકોડાં થાય છે તે. (૨) એક જાતની વનસ્પતિ-ચૂર્ણ (શીત આવ્યાં હોય ત્યારે ગરમી ઉત્પન્ન કરવાને એ ચૂર્ણ શરીરે ચોળવામાં આવે છે.)

**કંકોતરી,** સ્ત્રી. [ **सं. कुंकुम- पत्रिका** ] મંગળપત્રિકા; શુભ અવસરોની જેની ઉપર કંકુ છાંટેલું હોય એવી આમંત્રણપત્રિકા

**કંકોલ,** પુ એક જાતની વનસ્પતિના બી; ચિનીકબાલા

**કંગણ,** જુઓ કંકણ

**કંગણી,** જુઓ કંગની

**કંગન,** ન. [**हिं.**] કંકણ.

**કંગનવા,** પુ. [ **हिं.** ] કાંસકો; દાંતીઓ.

**કંગની,** સ્ત્રી. [**हिं.**] કાંસકી; ઓળાણી.

**કંગાલ,** વિ. [**फा. कंगाल** ] અત્યંત ગરીબ; નિરાધાર. (૨) દરિદ્રી; નિર્માલ્ય; તુચ્છ. (૩) રસકસરહિત.

**કંગાલિઅત,** સ્ત્રી. દૈન્ય; ગરીબી; નિર્ધનતા. (૨) ખરાબમાં ખરાબ સ્થિતિ.

**કંગુરો**, પુ. [**फा.**] કાગરો; દાંતો; અણી; ટોચ. (૨) કાંકરો.

**કંચન**, ન. [**सं. काञ्चन**] શુદ્ધ સોનું; હેમ. (૨) ધન; દોલત. **રૂ. પ્ર** **કંચન** જેવું=નિર્મળ; સ્વચ્છ (૨) શુદ્ધ; ભેગ વગરનું; નિર્દોષ.

**કંચની**, સ્ત્રી ગાઈ બજાવીને આજીવિકા કરનારી સ્ત્રી; કળાવતણી; ગણિકા.

**કંચવો**, પુ. [**सं. कञ्चक**] કમખો; ચોળી; કાપડું

**કંચાવું**, ક્રિ. અ. રગડાવું; ખમવું; હેરાન થવું કહે૦ **કંચાયા** સારા પણ વચાયા ખોટા=મુગે મોઢે સહન કરવું તે સારૂ, પણ ફજેત થવું તે ખોટું.

**કંચુક**, પુ. [**सं.**] કમખો; કાચળી; ચોળી (૨) સાપે ઉતારી નાખેલી ત્વચા. (૩) બખ્તર.

**કંચુકી** સ્ત્રી. [**सं.** કાંચળી; ચોળી; કમખો. (૨) પુ. જનાનખાનાનો ચોપદાર; ખોજો. [ચોળી

**કંચુલિકા**, સ્ત્રી. [**सं.**] કંચુકી;

**કંચોળુ**, ન. એક જાતની સુગંધીદાર વનસ્પતિ. [પખી. (૨) કામદેવ.

**કંજન**, ન. [**सं.**] એક જાતનું

**કંજર**, પુ. [**सं.**] બ્રહ્મા. (૨) હાથી. (૩) ન. ઉદર; પેટ.

**કંજરી**, સ્ત્રી. એક જાતનું ઝાડ, તેમજ પંખી. (૨) ઝાંઝ; ખંજરી. (૩) કાંચળી.

**કંજુસ**, વિ. કૃપણ; સૂમ; બખીલ.

**કંજુસાઈ**, સ્ત્રી. કૃપણતા; સૂમપણું.

**કંઝરી**, સ્ત્રી. એક જાતનું જળપંખી.

**કંટક**, પુ. [**सं.**] કાંટો; ખીલો. (૨) નડતર; ફાસ; હરકત (૩) શત્રુ; દુશ્મન (૪) આંકડો. (૫) રોમાંચ. (૬) આડખીલી.

**કંટકિત**, વિ. [**सं.**] કાંટાવાળુ. (૨) મુશ્કેલ. (૩) રોમાંચિત.

**કંટકી**, વિ. કાંટાવાળું; વિષમ.

**કંટલ**, વિ. કાંટાવાળું (૨) જેને કાંટા થતા હોય એવું ઝાડ (બાવળીઓ).

**કંટવાડ**, સ્ત્રી. કાંટાની વાડ.

**કંટારીઉં**, ન શબ ઉપરનુ કપડું; કારીઉં. [(૨) બાવળ.

**કંટાલુ**, સ્ત્રી. [**सं.**] રીંગણી.

**કંટાળવું**, ક્રિ. અ. અકળાઇ જવું; ત્રાસવું; ખિન્ન થવું; હારી જવું; થાકી જવું.

**કંટાળી**, વિ. કાંટાવાળી. (૨) સ્ત્રી. કાંટાકાંટ્યવાળી વનસ્પતિ; હાથલો થોર.

**કંટાળું**, વિ. કાંટાવાળું.

**કંટાળો**, પુ. અકળામણ; કાયર થઇ જવું તે; ત્રાસ; અરુચિ; ચીડ; તિરસ્કાર; સૂગ; અપ્રીતિ.

**કંટી**, સ્ત્રી. અનાજનું ડુંડું; ઉબી; કણુસલું. (૨) તાજી લીલી ડાંગર.

**કંટીઉં** ન. ડુંડુ.

**કંટીઆ**, પુ. (બ. વ.) લાંઘણ; ઉપવાસ; જમી આવ્યા પછી બીજે દિવસે ભૂખ્યું રહેવું તે.

**કંટીવાળો,** જુઓ કટેવાળો.

**કંડુડીઆ,** બાળકને રમવાની નાની કોઠી.

**કંડુ,** ન. ખરેંટું; ઢોર વિઆયા પછીનું જાડું ચીકણું દૂધ. (૨) વિ. આકરૂં; કડક; ઉગ્ર.

**કંટેવાળો,** પુ. રાંધવાના વાસણને બહારની બાજુએ માટીનો ખરડ કરવો તે.

**કંટેસરી,** સ્ત્રી. કંઠી; ડોકમાં પહેરવાનું સોનાનું ઘરેણું (કાઠી). (૨) કાંટાસેળીઓ.

**કંટોડીઉં,** ન. કચરો પુંજો નાખવાનો ખાડો; ઉકરડાનો ખાડો.

**કંટોલી,** સ્ત્રી. જેને કંટોલાં થાય છે તે વેલ.

**કંટોલું,** ન. કંકોડું; કાંટાવાળું એક [ શાકફળ.

**કંઠ,** પુ. [ સં. ] ગળું કોટ; ડોક. (૨) મોઢાની બારી, તેની તળેટી અને તેની આસપાસનો નળાકાર ભાગ; ઘાંટી. (૩) જેમાંથી અવાજ નીકળે છે તે અવયવ. (૪) સાદ; રાગ; ઘાંટો. (૫) કિનારો; કાંઠો. (૬) ઘડા-લોટા વગેરેના મોં આગળનો ભાગ કહે૦ કંઠે કાટા પડવા=કંઠ સુકાઇ જવો. કંઠે કરવું=મોઢે કરવું. કંઠે પ્રાણ આવવો=બહુ મુશકેલ પડવું; મરવા જેવું લાગવું. ક્રિ પ્ર. કંઠ ખુલવો=બહુ સારો સ્વર નીકળવો. કંઠે શોષ પડવો=તરસ બહુજ લાગવી. કંઠ ભરાવો=ગદ્ગદ્ થઈ જવું.

**કંઠનીલક,** પુ. [સં.] મશાલ; મોટો દીવો.

**કંઠપાશ,** પુ. [સં.] ગળે ફાંસો; ગળાનો પટો. (૨) કોટી કરવી.

**કંઠમણિ,** પુ. [સં.] કંઠીમાંનો મોટો હીરો. (૨) અત્યંત પ્રિયજન. (૩) હરડીઓ.

**કંઠમાધુર્ય,** ન. [સં.] અવાજની [ મધુરતા.

**કંઠમાળ,** સ્ત્રી ગળાની આસપાસ ગડગુમડ થઇ આવે એવો એક રોગ.

**કંઠસૂત્ર,** ન. [ સં. ] કંઠી; ગળાનું ઘરેણું. (૨) મંગળસૂત્ર. (૩) પુ. બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્ય (જેને કંઠે સૂત્ર (જનોઇ) હોય તે)

**કંઠસ્થ,** વિ. [સં.] મોઢે, કંઠાગ્ર.

**કંઠસ્થાની,** વિ. [સં.) કંઠમાંથી બોલાતુ. (અ, ક ખ ગ ઙ અને હ.)

**કંઠસ્નાન,** ન. [ સં. ] કંઠની નીચેના ભાગથી નહાવું તે (૨) શિરચ્છેદ; ગળુ કાપી નાખવું તે.

**કંઠાગ્ર,** અ. [સં. कण्ठ+अग्र] મોઢે. (૨) ન. ગળાનો અથવા જીભનો આગલો ભાગ.

**કંઠાભરણ,** ન. [ સં. कंठ + आभरण] ગળાનું ઘરેણું; હાર; છડો.

**કંઠાર,** પુ. દરીઆકિનારો.

**કંઠાલ,** ન. [ સં. ] સૂરણ. (૨) લડાઇ; યુદ્ધ. (૩) કતલ.

**કંટાવરોધ,** પુ. [ સં. ] ગળું બંધ થઈ જવું તે; શ્વાસ ગુંગળાવો તે.

**કંઠાવરોધી,** વિ. કંઠને સજ્જડ કરી નાખે એવું; ગુંગળાવી નાખનારૂ.

**કંઠાળ,** સ્ત્રી ઘોડા અથવા ગધેડા ઉપર માલ લાદવાની ગુણ; કોથળો.

**કંઠી,** સ્ત્રી. ડોકનું ઘરેણું; હાર.(૨)ધાર્મિક નિશાન.ક્રિ પ્ર. કંઠી બાધવી=પોતાના મતનું કરી લેવું; શિષ્ય કરવો કંઠીબંધા=શિષ્યો; સેવકો (૩) સમાસના ઉત્તરપદ તરીકે આવતાં કઠવાળી:-કિન્નરકંઠી; કોકિલકંઠી.

**કંઠીઉં,** વિ. ગળું પકડે એવું; ગળે [ ઉતરતાં વસમું લાગે એવું.

**કંઠો,** પુ. હાર, હીરા અથવા મોટાં મોતીનો હાર

**કંઠય,** વિ. [ सं.] કંઠને લગતું; કંઠમાંથી જેનો ઉચ્ચાર થતો હોય એવું.

**કંડ,** પુ. [ सं. कुंड ] કુંડ; ખાડો (૨) કુવો ચણવાની વાંકી ઇંટ.

**કંડી,** પુ વાદી; સાપ પાળનાર.

**કંડીઓ,** પુ. [सं. करंडक] વાંસ અથવા નેતર કે ઘાસનો બનાવેલો દાબડો: કરંડીઓ. (૨) વર્તુલના ભાગ હોય એવી ઇંટોએ બાંધેલો (કુવો).

**કંડીલ,** ન. [आ. कंदील ] ફાનસ; દીવો કરવાનો કાચનો પ્યાલો; હાંડી.

**કંડીલીઉં,** ન. દીવાદાંડી; દીવાને પવન લાગે નહિ તેમ રાખવાને બનાવેલું માટીનું વાસણ.

**કંડુ,** સ્ત્રી. [सं.] ચેળ; ખજવાળ.

**કંડુયન,** ન. ખંજવાળ. (૨) ખજવાળવું તે. [ પતિ; સ્વામી.

**કંત,** પુ. [ सं. कान्त ] કંથ;

**કંતરાણ,** ન. [फा. कंतान] શણનું કપડું; શણીઉં

**કંતરેહ,** પુ અણબનાવ; કુસંપ.

**કંતાઈ,** સ્ત્રી. કતામણ; કાંતવાનું મહેનતાણું. (૨) કાંતવાપણું; કાતવાની રીત.

**કંતાઈ-ગએલું,** કૃ વિ. કંતાએલું; દુર્બળ; સુકાઇ ગએલું; જર્જરિત

**કંતાઈ-જવું,** ક્રિ. અ. દુર્બળ થઇ જવું; રોગથી નખાઇ જવું, હાલહવાલ થઈ જવું; ઘસાઇ જવું.

**કંતાએલું,** વિ. કાંતવામાં આવેલું. (૨) બળહીણ થઈ ગએલુ; ઘસાઈ ગએલું.

**કંતાણ,** ન. શણીઉં; શણના રેસામાંથી બનાવેલું કપડું. ( બ્રાહ્મણો આ જાતના કપડાને પવિત્ર ગણે છે. )

**કંતાન,** ન.[फा.] શણીઉ. (૨) ચીનનું એક મોટું બંદર. [ નતાણું.

**કંતામણ,** ન. કંતાઇ, કાંતવાનું મહે-

**કંતાવવું,** ક્રિ. પ્રે. કાંતે એમ કરાવવુ; ૨, શણ, રેશમ કે ઊનમાથી તાર કઢાવવા.

**કંતાવું,** ક્રિ અ. તાર નીકળવા; તાગડો થવો. (૨) સુકાઇ જવું; ઘસાઈ જવું. (૩) હેરાન થવુ; પીડાવું.

**કંથ,** પુ. [सं.] વર; નાથ; કાંત; પતિ. (૨) પ્રિય; વલ્લભ કહે૦ રત્નો જોઇને ચાલીએ અને કંથ જોઇને મહાલીએ= જેમ ઘટતુ હોય તેમ કરીએ. [શય છે].

**કંથડો,** પુ. પતિ. (વહાલપમાં વપ-

**કંથવો**, પુ. સાધુ; બાવો (૨) અત્યંત ગરીબ-નિર્ધન માણસ. (૩) ચોમાસામા થતું એક જીણું જીવડું.

**કંથા**, સ્ત્રી. [સં.] જીર્ણ-ફાટયુ તૂટયું વસ્ત્ર.

**કંથાર**, જુઓ કથેર

**કંથારાં**, (બ વ.) કથેરનાં બી.

**કંથારી**, સ્ત્રી. [સં.] કથાર, તીક્ષ્ણ કાટાવાળો એક જંગલી છોડ

**કંથેર**, સ્ત્રી કાંટાવાળી ગીચ ડાળીઓવાળું એક જંગલી ઝાડ. (બહુ સારી જાતનું મધ કંથેરના જાળામાં થાય છે.) કહે૦ કંથેરમાં કોઈ હાથ ઘાલે નહિ=વસમાને કોઇ છેડે નહિ.

**કંદ**, (કન્દ), ન. [સં.] જેમાં ખાવા જેવો ગર હોય એવું મૂળીઉં (શકરીઆં, સૂરણ, રતાળુ, ગાજર, બટાકા વગેરે.) (૨) સમાસના ઉત્તર પદ તરીકે મૂળ કારણ-આનંદકંદ; સુખકંદ

**કંદરા**, સ્ત્રી. [સં.] ગુફા; બો.

**કંદર્પ**, પુ. [સં.] કામદેવ; મદન.

**કંદીલ**, જુઓ કંડીલ.

**કંદુક**, પુ. [સં.] દડો; દડી. (૨) ગોળો; લાડુ.

**કંદોઇ**, પુ. મિઠાઈ બનાવનાર તથા વેચનાર; હલવાઇ. (૨) એ જાતનો માણસ; સુખડીઓ.

**કંદોરાબંધ**, વિ. કંદોરો બાંધનાર. કંદોરાબંધ નોતરાં=પુરૂષોને નોતરાં (સ્ત્રીઓને નહિ). (૨) કમરપુર ઉંચાઈની દિવાલની આધણી

**કંદોરી**, સ્ત્રી કમરની દોરી; નાનો કંદોરો. (૨) ચિહ્‌ન; આંકો; રેખા. (૩) મજલા મજલાની ઉંચાઇએ દિવાલની ઉભી સપાટીની બહાર પડતી ઇંટની જે ધાર કાઢવામાં આવે છે તે; ભીંતની કિનારી

**કંદોરો**, પુ કમરે બાધવાનો દોરો; કમરપટ્ટો; કમરે પહેરવાનું સોના રૂપાનું ઘરેણું (૨) આકો; લીટો; ચિહ્‌ન (૩) ભીંતની બહાર નીકળતી ધાર; કિનારી.

**કંદ્રપ**, પુ. [સં. कन्दर्प] કામદેવ

**કંધ**, સ્ત્રી. [સં. स्कंध] કાંધ; ખાધ. (૨) નાગરમોથ.

**કંધરા**, સ્ત્રી ડોક; બોચી; ગ્રીવા

**કંધોડું**, ન. ઢોર બાંડે રાખવું તે.

**કંધોલ**, સ્ત્રી. [સં. स्कंध] ગરદન; ખાંધ કહે૦ છોકરૂં કધોલે અને આખા ગામમાં શોધ્યું=નજીકની વસ્તુને દૂર શોધવી

**કંપ**, પુ. [સં.] ધ્રૂજારો; કંપારો.

**કંપન**, ન [સં.] ધ્રૂજવુ તે; કંપ; થરથરાટ. (૨) વિ. ધ્રૂજાવનાર; ડગમગાવનાર

**કંપની**, (કુપની), સ્ત્રી. ટોળી; મંડળી, લોકસમૂહ. (૨) પેઢી; ભાગીદારો મેળવીને મોટું કાર્ય કરવાને બાંધેલું મંડળ. (૪) રાજ્ય કરનારી મંડળી. (૫) સોબત; સંગ; સહવાસ.

**કંપની–સરકાર**, સ્ત્રી રાજ અમલ ચલાવનારી મંડળી–ઈસ્ટ ઇંડિયા કંપની. ( સને ૧૮૫૮ પહેલાં આ કંપની હિંદનો રાજકારભાર ચલાવતી હતી. )

**કંપ-વા**, પુ. શરીરનો અમુક ભાગ–કંપ્યા કરે એવો એક જાતનો વાયુનો રોગ; કંપવાયુ; લકવો.

**કંપવાય**, જુઓ કંપવા.

**કંપવું**, ક્રિ. અ. ધ્રૂજવું; કાંપવુ; થરથરવું. (૨) બીહું; ડરવું.

**કંપાઉંડ**, વિ. (अ)મિશ્ર; થણાવાનાનું બનેલું. (૨) ન. ઘરની આસપાસ જાળી કરીને આંતરી લીધેલી છુટી જગા; ચોગાન.

**કંપાણ**, ન કાંટો; મોટી વસ્તુ જોખવાનો લોઢાનો કાંટો.

**કંપાણી**, વિ. કંપાણવાળો; તોલાટ (૨) પુ. તોળવા જોખવાનો ધંધો કરનાર વણિકોની એક અટક, જાત

**કંપાયમાન**, વિ. [ सं. ] ધ્રૂજતુ; થરથર થતું; અસ્થિર; ચલિત

**કંપારી**, સ્ત્રી. ધ્રૂજારી. (૨) અપ્રીતિ; અભાવ;કમકમાટી. [ તિરસ્કાર.

**કંપારો**, પુ ધ્રૂજારો; થરેરાટ (૨)

**કંપાવવું**, ક્રિ. પ્રે. ધ્રૂજાવવું; હલાવવું; ચળાવવું. (૨) બીવરાવવું

**કંપાસ**, પુ. કાંટો. (૨) હોકાયંત્ર. (૩) વર્તુળ દોરવાનું યંત્ર; કર્કટ. (૪) માપ લેવાનું કાટાવાળું એક યંત્ર.

**કંપિત**, વિ. ધ્રૂજાવેલું; હાલતું. (૨) ધ્રૂજતું હોય એવું.

**કંપુ**, ન ફોજની ટૂકડી (૨) છાવણી; પડાવ; મુકામ.

**કંબલ**, સ્ત્રી. [ सं. ] કામળી. (૨) ગોદડી; ગાય બળદની ગરદન નીચે જે જાડી ચામડી લબડે છે તે.

**કંબ**., સ્ત્રી. [ सं कम्बी ] વાંસની ચીપ; સુતાર લોકો વાંસની ચીપનો જે ગજ રાખે છે તે.

**કંબુ**, ન. શંખની બંગડી. (૨) પુ. શંખ. (૩) દશ લ.ખની સંખ્યા.

**કંબુકંઠી**, સ્ત્રી. [ सं.] શંખના જેવા રૂપાળા કંઠવાળી સ્ત્રી ( શંખને ત્રણ આવલી હોય છે, તેવી કંઠ ઉપર ત્વચાની સુંદર આવલીવાળી )

**કંબુગ્રીવા**, સ્ત્રી. [सं.] શંખના જેવા ગળાવાળી

**કંબુજ**, પુ શંખ.

**કંબૂ**, વિ ચોર સ્વભાવનું.

**કંબોઈ**, સ્ત્રી. એક જાતનું ઝાડવું. ( એની ડાળીઓ સીધી ને સોટી જેવી થાય છે, અને તે દાતણ તરીકે તેમજ ટોપલીઓ બનાવવામાં વપરાય છે.)

**કંસ**, પુ. ઉગ્રસેનનો પુત્ર, મથુરાનો રાજા, અને શ્રીકૃષ્ણનો મામો

**કંસાર**, પુ ઘઉંના લોટને ગોળના પાણીમા બાફીને બનાવેલો ખાવાનો પદાર્થ.

**કંસારણ,–રી**, સ્ત્રી. કંસારાની સ્ત્રી. (૨) એક જાતનુ જીવડું.

**કંસારો**, પુ. ધાતુના ઘાટ ઘડવાનો ને વેચવાનો ધંધો કરનાર માણસ, અને તે જાતનો પ્રત્યેક પુરુષ.

કા, વિ. [सं.] કુત્સિત; નઠારૂં; ગુચ્છ. રૂ. પ્ર. કા-ગતિ=શી મગદૂર. કા-કથા=શી વાત.

કાઈ, સ્ત્રી. [सं. काय] શરીર; દેહ. (૨) આવરણ; અહંતા. (૩) વિ કાયર.

કાઈ જવુ, ક્રિ. અ. કાયર થઇ જવું; કંટાળવું. [મોટી કઢાઈ.

કાઈલ, સ્ત્રી. શેરડીનો રસ કાઢવાની

કાઉકાઉ, અ. (અનુ) કાગડાની વાણી જેવું ઉચ્ચારણ. (૨) ખરાબ કામ કરનાર પ્રતિ લોકોનો તિરસ્કાર થવો તે.

કાઉસગ, ન. [सं. कायोत्सर्ग] કાય-દેહનો ઉત્સર્ગ તે; જૈનધર્મનો એક સમાધિયોગ

કાઉ, પુ કાગડો.

કાઉવાઉ, અ. સમજાય નહિ તેમ ઘણા જણ બોલે તે

કાક, પુ. [सं.] કાગડો; વાયસ. (૨) નળની ચકલી.

કાકચાં, જુઓ કાચકાં.

કાકચી, જુઓ કાચકી

કાકડ, ન. [सं. कर्कट] કાકડી; ચીભડું. (૨) એક જાતનાં કાકડી જેવાં ફળ. [રમતનું નામ.

કાકડ-કુંભો, પુ. છોકરાઓની એક

કાકડાશીંગ, સ્ત્રી. એક જાતની ઔષધિ.

કાકડી, સ્ત્રી. [सं. कर्कटी] નાનાં અને કુમળાં આરિયાંની એક જાત (૨) કપડાની બનાવેલી જાડી દિવેટ.

કાકડીઉં, ન. એક જાતનું રેશમ

કાકડો, પુ મોટી કાકડી; ચિંથરાનો વળ દીધેલો જાડો અને લાંબો વાટો. (૨) ગળાની બારીની આસપાસનો કાકડા જેવો અવયવ, ચોરીઆ (૩) કાચુ નાળિએર. ક્રિ. પ્ર. કાકડા કરાવવા=ચોરીઆ દબાવરાવવા. કાકડા મળી જવા=ચોરીઆ સૂઝવા. કાકડા ફાકવા=બળતા કાકડાને મોંમાં ઘાલવા કાકડા ઉતારવા=માથા ઉપર બળતા કાકડા ફેરવવા.

કાકતાલીય, વિ. [सं.] અણ-ધાર્યું; ઓચિંતું; કાગડો તાડ ઉપર બેસતા અણધારી તેજ વખતે તેની ડાળ તૂટી પડે તેમ (એક બનાવ બન્યા પછી કંઈ પણ પ્રયત્ન વગર તરતજ બીજા બનાવનું બનવું, તેને સંસ્કૃતમાં 'કાકતાલીય ન્યાય' કહે છે. 'તાડનું પડવું ને ડોશીનું મરવું' એમ પણ કહેવાય છે.)

કાકદૃષ્ટિ, સ્ત્રી. [सं.] કાગડાના જેવી નજર; છિદ્રશોધક દૃષ્ટિ; ચંચળ તેમજ સ્વાર્થભરી નજર; નઠારી નજર.

કાકધ્વજ, પુ. [सं.] વડવા-નળ; સમુદ્રમાંની ગરમી. [ઔષધિ.

કાકનાસા, સ્ત્રી. નસોતર; એક

કાકપક્ષ, પુ. [सं.] કાન ઉપર-ના વાળના ગુચ્છા.

**કાકપત્ર**, ન. [सं.] કાગડાના પગના આકારની નિશાની; હંસપદ.

**કાકપદ**, ન. [सं.] કાકપત્ર.

**કાકપુષ્ટ**, પુ. કોયલ.

**કાકબ**, પુ. મહુડાંનો ગોળ. (આ ગોળ ગડાકુ બનાવવામાં વપરાય છે.) (૨) વિ. હલકા લોકો.

**કાકર**, પુ. [सं. कंकर] તીણો દાણો; દાંતો (કરવતનો) (૨) ચામડીમાં પડેલો ચીરો. (૩) કાંટો. (૪) કાંકરો. (૫) ઠળિયો. [દાંતાઓની ધાર.

**કાકરડી**, સ્ત્રી. ઝીણા ઝીણા ઘણા

**કાકરણી**, સ્ત્રી. રેતરડી; કાનસ; અતરડી

**કાકરવું**, ક્રિ. સ. કરવતના કાકરને તીણા બનાવવા. (૨) ઉશ્કેરવું; ઉત્તેજન આપવું; મમતનો વળ ચડાવવો. (૩) ખોતરી ખોતરીને ધીરે ધીરે લઇ લેવું.

**કાકરીઆ-કુંભાર**, પુ. જેને માથે મજેની કલગી હોય એવું એક પંખી.

**કાકલી**, વિ કોમળ. (૨) દયામણું.

**કાકલીઆ**, પુ. શીતળા; બળીઆ-કાકા. જુઓ કાકાબળીઆ.

**કાકલુદી**, સ્ત્રી. આજીજી; કાલાવાલા.

**કાકલુદીવેડા**, પુ. આજીજી કરવાની ટેવ.

**કાકવંઝા**, સ્ત્રી. જેને એકજ છોકરૂં થયું હોય એવી સ્ત્રી. (૨) એકજવાર ફળનાર વનસ્પતિ; કેળ.

**કાકવી**, સ્ત્રી. ગોળની રસી.

**કાકા**, પુ. જુઓ કાકો. (૨) કાગડાની વાણીનું અનુકરણાત્મક રૂપ. રૂ. પ્ર. કાકા કહીને=જખ મારીને.

**કાકા-કૈઆ**, પુ. (મલાય ભાષામાં 'કાકા-ટૈઆ' શબ્દ છે, તે ઉપરથી.) માથે કલગીવાળો એક જાતનો પોપટ. (મશાલાના ટાપુઓ અને આફ્રિકાના પૂર્વ કાંઠાનાં જંગલોમાં આ પખી થાય છે. જંગલનાં પ્રાણીઓની બોલીઓનું તે બહુજ સારૂં અનુકરણ કરે છે. તે માણસની ભાષા શીખી તે પ્રમાણે પણ બોલે છે.)

**કાકાજી**, પુ. વહુવરનો કાકો; સસરાનો નાનો ભાઇ.

**કાકાપુરી**, વિ. માલ વગરનું, નિરર્થક; ન ચાલી શકે એવું (૨) ના. રાખનું છોકરૂં; ગુલામ.

**કાકાબળીઆ**, પુ. શીતળા; એક જાતનો ચેપી અને કુદતા તાવનો રોગ.

**કાકાબાસી**, હલકું મોતી.

**કાંકિની**, સ્ત્રી. [सं.] કોડી; જેને ઘુઘરીઓ બાંધેલી હોય એવી કંકણી.

**કાકી**, સ્ત્રી. કાકાની સ્ત્રી.

**કાકીજી**, સ્ત્રી. વરના કે વહુના કાકાની સ્ત્રી.

**કાકીસાસુ**, સ્ત્રી. કાકીજી.

**કાકુ**, પુ. કીકો; ગગો; છોકરો. (છોકરાને બોલાવવાનું એક લાડકું નામ).

**કાકો**, પુ. બાપનો ભાઈ. (૨) બાપ તરફનો સગો. (૩) (વ્યંગમા) મોટો દુશ્મન; વેરી. **કહે૦ કાકા** મામા કહેવાના ને ગાંઠે હોય તો ખાવાના. **કાકા** નાઠયા ત્યારે ફોઈ રાંડયા. **કાકા** લગી કુટુંબ અને મામા લગી મોસાળ **કાકા** રાશી અને પાખડી માશી.

કાકોલ પુ.[ **सं.** ] સર્પ: સાપ.

**કાકોસસરો**, પુ સસરાનો ભાઈ; કાકોજી.

કાંખ, સ્ત્રી. [ **सं. कक्षा** ] ખભાની નીચેનો હાથના મૂળનો ભાગ; બગલ. **ક્રિ. પ્ર** કાખમાં રાખવું=પોતાના આશ્રયમા-કબજામાં રાખવું. [ગુમડું.

**કાખબલાઈ**, સ્ત્રી. બગલમાં થતું

**કાખબિલાડી**, સ્ત્રી. બાબલાઈ; કાખબલાઇ.

**કાખલી**, સ્ત્રી બગલ. **ક્રિ. પ્ર. કાખલા** કુટવી=મશ્કરી કરીને હસવુ. (૨) અતિ હરખથી નાચવું.

**કાખાઇ**, સ્ત્રી. કાસકી.

**કાખી**, સ્ત્રી. અંગરખા કે કાપડાની બગલની કળી

**કાખું**, ન કાખનો વાળ

**કાખોલાઈ**, સ્ત્રી. બગલમાં થતી ગાંઠ.

**કાગ**, પુ. [ **सं. काक** ] કાગડો; વાયસ **કહે૦** કાગનું પીંછ=વધારેલી-અસરાવેલી વાત તેજ પ્રમાણે કાગના વાઘ.

કાગજ, પુ. [ **फा.** ] તાવ; **કાગળ**. (૨) પત્ર; પત્રિકા.

**કાગડાકામઠી**, સ્ત્રી ઇતરાજી; નાખુશી. (૨) અન્યોન્યમા વિશ્વાસ ન હોય એવી સ્થિતિ.

**કાગડા-કેરી**, સ્ત્રી આકડાનાં ડોડવાં

**કાગડાટોપી**, સ્ત્રી પીંછાવાળી લાંબી ટોપી; કાગડાની પૂછડી જેવા ફુમતાં-વાળી ટોપી.

**કાગડાસાણસી**, સ્ત્રી. [ કાગડાની ચાચ જેવી ) ધાતુ ગાળવાની કુલડીને પકડવાની સાણસી

**કાગડી**, સ્ત્રી. કાગડાની માદા. વિ૦ (૨) બહુ બોલકણી સ્ત્રી

**કાગડીઆ**, પુ પતંગ; કનકવા.

કાગડો, પુ. [ **सं. काक** ] કાક; વાયસ, **કહે૦** કાગડાની કોટે **કંકોતરી**=તરત વાત જાહેર થાય. **કાગડાનું હસવું** ને દેડકાના પ્રાણ જાય. **કાગડાને** શાપે ઢોર ન મરે **કાગડાને સોળે દહાડા શ્રાદ્ધ**; કાશીમાય કાગડા તે કાળા. **કાગડો** કામઠીને ન ધીરે. **કાગડા** ઉડવા=નિર્વંશ જવો **કાગડાને** બેસવું ને તાડને પડવુ. **કાગડાનું** બેસવું અને બોલવું=પરદેશ ગયેલું માણસ ઘેર આવશે એવી માન્યતાવાળું શુભચિહ્ન. **કાગડાની નજરે** જોવું=ચાલાક રહેવું. **કાગડાની કોટે રતન**=અપાત્રે દાન. **કાગડો દહિંથરૂં લઇ ગયો**=સારી વસ્તુ નઠારાને હાથ જવી. **કાગડો** કોયલને હસે=પોતાની ખામી કોઈ ન દેખે, અને બીજાને હસવા જાય. **રૂ. પ્ર.** કાગને ડોળે રાહ જોવી=બહુજ આતુરતાથી વાટ જોવી.

**કાગડોળ,** વિ. બદસિકલ; કદરૂપું.

**કાગડોળીઉં,** ન. એક જાતની રેચક વનસ્પતિ. (૨) વિ કાગડાના જેવા ડોળાવાળું; એકાક્ષી.

**કાગદ,** પુ કાગળ; કાગજ

**કાગદી,** પુ. [ फा. ] કાગળ બનાવનાર તેમજ વેચનાર. (૨) વિ. નાજુક; કાગળનું હોય એવું.

**કાગમાળ,** પુ. કાગડાનો માળો કાગમાળ=માલ વગરનું; નિર્માલ્ય (૨) કામચલાઉ

**કાગસું,** [ કાગનું ], ન. રથના અઢા આગળનું લાકડું, આડી.

**કાગવંધ્યા,** સ્ત્રી. જેને એકજ છોકરૂ થયું હોય એવી સ્ત્રી

**કાગવાસ,** સ્ત્રી શ્રાદ્ધને દિવસે કાગડાઓને નાખવાનું અન્ન. ક્રિ પ્ર. કાગવાસ નાખવી=કાગડાને છાપરા ઉપર બલિ આપવો.

**કાગવિદ્યા,** સ્ત્રી. [ सं. काक+विद्या ] પશુ પંખીની ભાષા સમજવી તે; કાગડાની ભાષા જાણવી તે; ભવિષ્ય સમજવાની વિદ્યા; લુચ્ચાઈ.

**કાગળ,** પુ. [ फा. ] તાવ; કાગજ; પત્ર; ખત. (૨) ક્ષેમકુશળ અને બીજી ખબરઅંતર લખેલું પત્તું; સમાચારપત્ર; ખત. ક્રિ પ્ર. કાગળે ચડવું= અંતરિઆળ મરી જવું (૨) જાહેરમાં આવવું. રૂ પ્ર. કાગળની કોથળી=બહુજ નાજુક વસ્તુ.

**કાગળપત્તર,** પુ વહેવારોપયોગી લખાણ; સામસામે લખેલા અને આવેલા કાગળો વગેરે.

**કાગળીઆં,** ન. (બ. વ ) કામકાજના અગત્યના દસ્તાવેજો. (૨) લોન, હુંડી અને શેર, જેનાં નાણાં થાય એવા દસ્તાવેજો.

**કાગળીઓ,** પુ કાગળ લઇ જનારો.

**કાગારોળ,** પુ. શોરબકોર; ઘોંઘાટ. (૨) રડારોળ; હાયપીટ

**કાચ,** પુ. [ सं. ] રેતીને ઓગાળીને બનાવેલો ચળકતો અને લીસો પદાર્થ (બહુ સારો અને શુદ્ધ કાચ 'બિલોર' કહેવાય છે (૨) દર્પણ; આરસો (૩) પાસાદાર ચકચકતી વસ્તુ. રૂ. પ્ર. કાચનો કુપો=ઝટ દઈને ભાગી જાય એવુ ઉદા૰ કાયા તારી કાચનો કુંપો ક્રિ. પ્ર. કાચના ઘરમા રહીને પત્થર મારવા=પોતાનેજ હાનિ પહોંચે એવું કામ કરવું.

**કાચ-એળીઓ,** પુ શુદ્ધ કરેલો એળીઓ (આ એળીઓ આફ્રિકા તરફથી આવે છે.)

**કાચકી,** સ્ત્રી. એક જાતની કાંટાવાળી વનસ્પતિ. (૨) ગળાની બારી આગળ થતો એક રોગ. (૩) મોટી મુશ્કેલી; સંકડામણ.

**કાચકું,** ન કાચકીનું બી; કાંકચીઓ. (આનો ગર્ભ પેટના કરમીઆના દરદ ઉપર વપરાય છે )

**કાચડ,** સ્ત્રી. ગુમડાની આસપાસની સૂજેલી જગા.

**કાચળી**, સ્ત્રી. કાચબાની માદા. (૨) ગળાની બારીના સોજાનો રોગ

**કાચબો**, પુ. [ **सं. कच्छप** ] કૂર્મ; અત્યંત કઠણ ઉપસેલી પીઠવાળું એક જળચર.

**કાચર**, સ્ત્રી. કકડી; કરચ

**કાચરકુચર**, ( કાચલકુચલ ), અ૦ પરચૂરણ, પંચરાઉ; ભાગ્યુતૂટયું; નકામું.

**કાચરી**, સ્ત્રી. ફળની ચીરીઓ કરી સુકવેલી કકડીઓ; શાકની સુકવણી.

**કાચ-લવણ**, ન. [ **सं.** ] કાચ બનાવવાની રેતી ઓગાળવાનો ખાર; બગડીખાર

**કાચલી**, સ્ત્રી નાળિએરનું ભાગેલું કોટલું; કોઇપણ ફળનું કોટલું. (૨) વાટકી જેવો કોપરાનો અર્ધો ગોળો (૩) શાકની સુકવણી (૪) ભિક્ષાપાત્ર.

**કાચલું**, ન મીંજ કાઢી લીધા પછી રહેલું ફળનું અર્ધગોળ કઠણ છોડું. (૨) ઠીકરૂં; ઠીબ

**કાચંડી**, સ્ત્રી. કાકીડા-કાચંડાની માદા.

**કાચંડો**, પુ કાકીડો; સરડો.

**કાચિંડો**, પુ. જુઓ કાચંડો.

**કાચી-કેદ**, સ્ત્રી. નજરકેદ; કેસ ચાલતા સુધી જાપતામા રાખવું તે.

**કાચી-જપતી**, સ્ત્રી. પાકી જપતી કરતા પહેલા માલને કબજે રાખવો તે

**કાચી-જમાબંદી**, સ્ત્રી. [**फा.**] અટકળેલી જમાબંદી; જમીનમહેસુલ તરીકે જે લેવાનું સરકારે ઠરાવેલું હોય તે.

**કાચી-નોંધ**, સ્ત્રી. ખરડો; ઉપરટપકે લખી રાખેલું.

**કાચી-બુદ્દી**, સ્ત્રી. અણસમજુ; ભોળું. ( આ શબ્દ વ્યંગમાં વપરાય છે. અમુક જણ કંઇ કાચી-બુદ્દી નથી, અર્થાત્ નિર્માલ્ય કે નિઃસત્ત્વ નથી. )

**કાચી-બુદ્ધિ**, સ્ત્રી. પાકી સમજ નહિ તે; નાદાની; છોકરવાદી. [ મુદત.

**કાચી-મુદત**, સ્ત્રી. નક્કી નહિ કરેલી

**કાચું**, વિ. પાકું નહિ તેવું; લીલું; કઠક; પૂરૂં નહિ થએલું એવું; ઉપરચોટીઉં, અદૃઢ, હંમેશનું નહિ એવું: નાનું; નાદાન ક્રિ પ્ર. કાચું કાપવું=યોગ્ય સમય આવ્યા પહેલાં ખરી વાત જાહેર કરી દેવી. રૂ. પ્ર. કાચાં કબીલો=નાનાં નાનાં છોકરાંવાળું કુટુંબ. કાચે તાતણે બધાવું=તાબે રહી વર્તવું કાચા કાનનું=જે સાંભળે તે માને એવું ભોળું. કાચું સોનું=બહુ જ ઉત્તમ (૨) રૂળરૂપ; રસાળ કહે૦ કાચે ઘડે પાણી ભરવું=મિથ્યા પ્રયત્ન કરવો. (૨) લાકડાની તરવારે મહીનો ખાવો.

**કાચુંકુંવારૂં**, વિ. ઉમરે નાનું અને વળી અવિવાહિત. (૨) નાના બાળકોવાળું ( કુટુંબ )

**કાચું-કોરૂં**, વિ. કાચું-નાહ રાંધેલું, અને લુખું; ધાણીચણા વગેરે પરચૂરણ ખાવાનુ.

**કાચું-દવાયું**, વિ. કાચું અને ઝાળ લાગી હોય એવું; બળ્યુંઝળ્યું; કાચું પણ નહિ તેમ બળી ગએલું પણ નહિ એવું.

**કાચું-પાકું**, વિ. કંઈક કાચું અને કંઈક પાકું એવું.

**કાચું-પોચું**, વિ. કોમળ; નબળું; ભોળું; અકુશળ; પાકું અને પહોંચેલું નહિ એવું.

**કાછ**, પુ. [सं. कच्छ ] કાછડો; કચ્છ.

**કાછઈ**, સ્ત્રી. ભાઠું; નદીના [ પુલિનની જમીન.

**કાછડી**, સ્ત્રી. [ सं. कच्छ ] ધોતીઉં પહેરવું તે. ક્રિ. પ્ર. કાછડી છૂટી જવી=ભય લાગવો, રૂ પ્ર કાછડી-છૂટો=લફંગો; વ્યભિચારી.

**કાછડો**, પુ. [ सं. कच्छ ] ધોતીઆની આગલી પાટલીને બે પગ વચ્ચેથી પાછળ ખોસવી તે.

**કાછર**, ન. એક જાતનું લુખુ ઘાસ

**કાછિઅણ**, સ્ત્રી. કાછિયાની સ્ત્રી.

**કાછિયો**, પુ. શાક વેચવાનો ધંધો કરનાર; એ નાતનો એકાદો પુરુષ.

**કાછો**, પુ. [ सं. कच्छ ] કાછડો; કચ્છ.

**કાછોટી**, સ્ત્રી. ડુંટીની નીચેનો કચ્છથી જેને ભીડી લેવામાં આવે છે તે ભાગ. જુઓ કછોટી.

**કાછોટો**, જુઓ કાછડો.

**કાજ**, અ. માટે; સારૂ; વાસ્તે. (૨) ન. [ सं. कार्य ] કાર્ય, કામ.

**કાજકાર**, વિ. [सं. कार्यकर्ता] કામ કરનાર; કામ કરે એવો કાબેલ; લાયક.

**કાજગરૂં**, વિ. તરૂણ; જુવાન. (૨) બહુજ વહાલું; અતિપ્રિય. (૩) લાડકું; માનીતું. (૪) સુકુમાર; નાજુક.

**કાજળ**, ન. [ सं. कज्जल ] મેશ; દીવા ઉપરની કાળી રજ; મશી. કાજળની કોટડી=લાંછન લાગે એવું ઠેકાણું.

**કાજળકંકુ**, ન. સ્ત્રીઓના શણગાર-ની વસ્તુઓ.

**કાજળવું**, ક્રિ. અ. કજળી જવું; અગ્નિ રાખથી છવાતાં ઓલવાઇ જવું; ઠરી જવું.

**કાજળી**, સ્ત્રી. મેશ; મશી; કાજળ. (૨) રાખનું પડ. (૩) ફળફળાદિ બગડી જતાં જે ફૂગ આવે છે તે. (૪) સ્ત્રીઓનું એક વ્રત.

**કાજા**, [ सं. कार्य ] કામકાજ કરવાની રીત. (૨) કામ; કાર્ય; કૃત્ય.

**કાજાગરૂં**, વિ. કામગરૂ; લાભકારક.

**કાજી** પુ. [ આ. કાઝી ] કજીઓ ચૂકવનાર; કુરાન પ્રમાણે ઇનસાફ કરનારો અમલદાર; મુસલમાન ન્યાયાધીશ. (૨) વિદ્વાન; પંડિત. રૂ૦ પ્ર૦ કાજીની કુતરી=મોટાની નાની વસ્તુ પણ મોટી ક્રિ પ્ર. કાજી વિના હલાલ ન થાય=તીર્થંજ મુડાય કહે૦ કાજી તો કહેનેકા, કરનેકા નહિ=પારકે ભાણે મોટો લાડવો

**કાજુ**, પુ. એક જાતનું તેલી ફળ. ( કાજુ ધોળા મીઠા અને તેલીઆ બીજના થાય છે.) (૨)વિ. સારૂ; ખાસું; ઠીક.(કાજુંં)

**કાજે**, અ. માટે; સારૂ; વાસ્તે; અર્થે.

**કાજો**, પુ. કચરો; પુંજો.

**કાઝંગી,** સ્ત્રી લગામ; રેન.

**કાટ,** પુ. ધાતુઓનો વિકાર; મેલ (૨) ઇમારતી લાકડાં (૩) નાશ; ઘાણ.

**કાટકો,** પુ. મોટો અવાજ; ભારે ગર્જના.

**કાટકોણ,** (કાટખુણો), એક આડી સીધી લીટીને બીજી બરોબર ઊભી સીધી લીટીથી કાપતાં જે નેવુ અંશનો ખુણો થાય છે તે. (૨) કાટખુણો બરોબર છે કે નહિ તે તપાસવાનું કડિયા–સુતારનું એક ઓજાર.

**કાટખુણ,** જુઓ કાટકોણ.

**કાટખુણ ચોખુણ,** પુ ચારે સરખા ખુણાવાળો ચોરસ ખંડ

**કાટખુણત્રિકોણ,** પુ. જેમાં એક કાટખુણો હોય તેવો ત્રિકોણ.

**કાટપીટિયો,** પુ. ઇમારતી લાકડાંનો વેપાર કરનાર

**કાટરડો,** પુ. પ્રવાહી વસ્તુનો મેલ, કચરો. (૨) કટાઇને અથવા બીજી રીતે બગડીને ખરાબ થઈ ગએલો માલ.

**કાટલાં,** ન. ( બ. વ. ) અમુક અમુક વજનનાં તોલાં; વજન. કાટલાંદાસ= કાટલું કરનાર; ઓછું આપનાર.

**કાટલિયો,** જુઓ કાયટીઓ.

**કાટલું,** ન. જોખ; વજન (૨) ટીપી નાખવું તે (૩) કાશ; બલા; પાપ. (૪) ફાંસ કાઢી નાખવી તે; સદંતર પાયમાલ કરવું તે રૂ. પ્ર છાપેલું કાટલુ=સારે કે ખોટે નામે પ્રસિદ્ધ થએલું. ક્રિ. પ્ર. કાટલું કાઢવું=જીવથી મારી નાખવું.

**કાટવું,** ક્રિ. સ. [ सं. कर्त ] કાપવુ; વાઢવું (૨) કાતરવુ; વેતરવું (૩) કરડવું.

**કાટવો,** પુ. ઓસડમાં વપરાતો [ એક છોડવો.

**કાટાકાટ,** સ્ત્રી. [ सं ] કાપાકાપ; કતલ. (૨) અંટસ; અદાવત.

**કાટોડો,** પુ કચરો; પ્રવાહી નીતરીને નીચે ઠરેલો મેલ.

**કાટ્ટી,** પુ કાયટિયો; અગિયારમું [ સરાવનાર

**કાઠ,** પુ. કાઠડો (૨) કાઠી; લાકડાં. (૩) કાટ ( ઈમારતી લાકડાં ) (૪) વિ. ધૂર્ત; પહોંચેલો.

**કાઠડી,** સ્ત્રી. જનાવરની પીઠ ઉપર રાખવામાં આવતી લાકડાની બેસણી; કાઠું.

**કાઠડું,** જુઓ કાઠડો

**કાઠડો,** પુ. [सं. काष्ठ ] કઠેરાવાળુ લાકડાનું બેસણુ. ઊંટે કર્યાં ઢેકા, ત્યારે માણસે કર્યાં કાઠડા=આડે લાકડે આડો વેહ=આપણે જેવું કરીએ તેવું સામો માણસ પણ કરે.

**કાઠલો,** પુ. કન્યાને આપવાનું ઘરેણું.

**કાઠા,** પુ. લાલ ઘઉંની એક જાત.

**કાઠા–ડલી,** સ્ત્રી. કાઠડા ઉપર નાખવાની ગોદડી અથવા દળી.

**કાઠાળું,** વિ કાઠાવાળું; કદાવર બાંધાવાળુ ( માણસ ).

**કાઠિઆવાડ,** ન કચ્છનું રણ, અરબી સમુદ્ર અને ખંભાતના અખાતની વચ્ચે આવેલો દ્વીપકલ્પ–સોરઠ પ્રાંત.

**કાઠીઆવાડી,** વિ. કાઠિઆવાડનું; કાઠિઆવાડ સંબંધી. [ કઠિનતા.

**કાઠિન્ય,** ન. [ **સં.** ] કઠણાઇ;

**કાઠી,** પુ. કાઠિઆવાડના અસલ વતનીઓની એક જાત. (૨) સ્ત્રી. [ **સં. काष्ठ** ] બાળવાનાં લાકડાં. **કહે૦ આંબાની કાઠી ને રાંધનારી નાઠી.** (૩) જમીનનું એક માપ ( ૩૫ મુઠી-૧૯ાા ફીટનું ) (૪) લાકડી; વાંસ; સ્તંભ. (૫) કલેવર; અંગબંધારણ.

**કાઠીઓ,** પુ. ગાડાનું ખોખું.

**કાઠું,** ન. શરીર બંધારણ; બાંધો; કલેવર; શરીર. (૨) હવાલાનું લાકડાનું ખોખું. (૩) ઢોલનો લાકડાનો નળો. (૪) કાઠડો. (૫) વિ. હીણું; ખરાબ; નઠારૂં; કટક; આકરૂં; મિજાજી; કંજુસ; કૃપણ; ઉતરતું.

**કાઢવું,** ક્રિ. સ. ખેંચવું; બહાર લાવવું. (૨) ખસેડવું; દૂર કરવું. (૩) લખવું; ચીતરવું. (૪) નિચોવી લેવું; ઘુંટવું; ગાળવું. (૫) કાંતવું. (૬) વણવું. (૭) પ્રસિદ્ધ થવું. (૮) અંદાજ ઉપજાવવો (૯) ઉપાડવું. (૧૦) સાધવું. (૧૧) નિર્ગમવું; વિલંબ કરવો. (૧૨) ઉપજાવવું; બનાવવું. (૧૩) સહેવું. (૧૪) ગણવું. (૧૫) નસાડી જવું. (૧૬) સ્થાપવું (૧૭) ધાંટો પાડવો.

**કાઢી-નાખવું,** ક્રિ. સ. ફેંકી દેવું; રદ કરવું; અયોગ્ય ઠરાવવું; નાપસંદ કરવું.

**કાઢી-મુકવું,** ક્રિ. સ. રજા આપવી; નહિ રાખવું (૨) ઉતારવું; હાંકી કાઢવું; દૂર કરવું. (૩) તૈયાર કરી રાખવું; શોધી મૂકવું. [ ઉકાળો; કાવો.

**કાઢો,** પુ. [ **સં. क्वाथ** ]

**કાડ,** પુ. પુરૂષનો ગુપ્ત અવયવ.

**કાણ,** સ્ત્રી. માણસના મરણ પછી રોવું, કૂટવું અને શોક કરવો તે ક્રિ. **પ્ર.** કાણે જવું=રોવા કૂટવા જવું. કાણ માંડવી= સ્નેહી સગા ને નાતીલાંને એકઠાં કરી શોક કરવો. (૨) બીજો કોઇ ખેદનો બનાવ.

**કાણ-મોકાણ,** સ્ત્રી. રડારોળ

**કાણિઅત,** વિ. કાણ કરનાર; શોક દર્શાવનાર.

**કાણિઆં,** વિ. (બ. વ.) કાણે આવેલાં.

**કાણું,** ન. શાર; વેહ; છિદ્ર; દર. (૨) દ્વાર; બારણું; મોં; નાકું; રસ્તો. વિ. (૩) છિદ્રવાળું; જેમાં ભેદ-કુસંપ હોય એવું (ઘર કે કુટુંબ); એક આંખવાળું.

**કાત,** ન. પેટની નીચેનો ભાગ. (૨) આય; તાકાદ; સત્તા.

**કાતડી,** સ્ત્રી ચામડી; ત્વચા.

**કાતર,** સ્ત્રી. [ **સં. कर्तनी** ] કાપવાનું બે પાંખીઆવાળું ઓજાર. (૨) કતરાતું વાંકું કરતા જવું તે. ક્રિ. **પ્ર.** કાતર ફેરવવી-મૂકવી=કાપી નાખવું; ખરાબ કરવું. (૨) રદબાતલ કરવું. (૩) નુકસાન કરવું. (૪) કમી કરવું (૫) દગો દેવો. (૬) ઉધું ખણવું.

**કાતર,** વિ. [ **સં.** ] બીકણ; કાયર. (૨) અધીર. (૩) દુઃખી.

**કાતરણી**, સ્ત્રી. કાતરડી; ધાતુનાં પતરાં કાપવાની મોટી કાતર. (૨) કાપણી. (૩) કાપવાની રીત.

**કાતરતા**, સ્ત્રી. [સં.] બીકણપણું; કાયરતા. (૨) બાયલા–હિચકારાપણું.

**કાતરવું**, ક્રિ. સ. કાતરથી કાપવું; વેતરવું. (૨) કમી કરવું. (૩) ખોતરવું; ખણવું. (૪) કરડીને ખાવું. (૫) વિચાર કરીને વર્તવું. (૬) ધસાતું બોલવું.

**કાતરા**, પુ. (બ. વ.) વાંકી ને ચપટી શીંગો. (૨) અર્ધ વતુંલાકાર કકડા. (૩) કાપા; આંકા; લિસોટા. (૪) ઉગતા અનાજના અંકુરો ખાઈ જનારાં એક જાતનાં જીવડાં. (૫) ફૂટતાં ગોળાકાર ફરે એવી આતસબાજી.

**કાતરી**, સ્ત્રી પાતળી ગોળ પતરી.

**કાતરીઉં**, ન. ઘરનો છેક ઉપરનો થોડી ઉંચાઇવાળો મેડો (૨) બેઉ બાજુ ધાર કાઢેલું લાકડાનું હથિઆર (૩) (પારસી ગુજરાતીમાં) ભેજું; મગજ (૪) ચુડીઓની વચ્ચે પહેરવાનું કંકણ (૫) કટાક્ષ.

**કાતરી-ખાવું**, ખોતરીને ખાવું; કરડીને ખાવું. (૨) કાપી નાખવું.

**કાતરેલું**, વિ. કાણાં પાડેલું; કરડેલું.

**કાતરો**, આમલીનું વાંકું ફળ; બીજી પણ કોઈ વનસ્પતિનું અર્ધ ગોળાકાર ફળ.

**કાતલ**, (અ.) કાતિલ; કતલ કરનાર.

**કાતળ**, સ્ત્રી. અફવા; ખોટી ખબર; ગપ.

**કાતળી**, સ્ત્રી. પાતળી ગોળ ચીરી. (૨) વાંસ અથવા શેરડીની બે ગાંઠોની વચ્ચેનો ભાગ.

**કાતળું**, ન. જાડું ગાબચું; જાડી ચીરી. (૨) મોટો બેડોળ કકડો.

**કાતી**, સ્ત્રી. કાપવાનો દાત; રાક્ષસી. (૨) કાપવાનું તીણું ને આકરૂં હથિઆર; વાંસી; કાતું; મોટી છરી. (૩) દુષ્ટ વૃત્તિ.

**કાતું**, ન. કાપવાનું હથિઆર; છરા જેવું બહુ સારી ધારવાળું નહિ એવું હથિઆર (૨) કાતી; દાંતી. (૩) ધાર વગરનો છરી.

**કાત્યાયન**, પુ એક ઋષિ; વરરુચિ; મોટોવૈયાકરણી અને ધર્મશાસ્ત્ર બનાવનાર.

**કાત્યાયની**, સ્ત્રી દેવી–દુર્ગા. કાત્યાયની વ્રત=દેવીનું એક વ્રત. (૨) યાજ્ઞવલ્કયની સંસારવ્યવહારકુશળ સ્ત્રી. (૩) આધેડ ઉમરની ભગવા વસ્ત્ર પહેરનારી વિધવા.

**કાથ**, ન. સત્વ; નૂર. (૨) દૈવત.

**કાથા-કુઆલા** પુ. (બ. વ.) કુથલી; સાચાં જુઠાં,

**કાથાગોળી**, સ્ત્રી. મસાલો નાખીને બનાવેલી કાથાની ગોળીઓ.

**કાથાદોરી**, સ્ત્રી નાળિએરનાં છોડાં કચરીને બનાવેલી દોરી.

**કાથી**, સ્ત્રી.નાળિએરનાં છોડાંની દોરી.

**કાથીઉં**, વિ. કાથાના રંગનું.

**કાથો**, પુ.ખેરની છાલનું કાઢેલું સત્વ. (એ ઠંડો અને ઘા રૂઝવનારો છે તથા

પાનમાં ખાવાના કામમાં આવે છે. ) (૨) નાળિએરના છોડાંના રેસાની બનાવેલી દોરી.

**કાદર,** ( અ. કાદિર ) શક્તિવાળો

**કાદવ,** પુ. [ सं. कर्दम ] કીચડ; ગારો; પંક. **કાદવ** ફેંકવો=અપજશનું કામ કરવું. કાદવ ખુંદવો=વગર લાભનો વેપાર કરવો. [ ગારો.

**કાદવકીચડ,** પુ. પંક; કચરોપુંજો;

**કાદંબ,** પુ. બાળહંસ. (૨) બાળક-પક્ષી (૩) બાણ.

**કાદંબર,** સ્ત્રી દહીની તર.

**કાદંબરી,** સ્ત્રી. [ सं ] કોકિલા, (૨) મેના. (૩) મહાકવિ બાણભટ્ટ બનાવેલી એક અત્યુત્તમ સંસ્કૃત વાર્તા

**કાદંબિની,** સ્ત્રી. [सं.] મેઘ-માળા; ઘનઘટા.

**કાન,** પુ. [ सं. कर्ण ] કર્ણ, શ્રવણ; શ્રોત્ર; સાંભળવાની ઇંદ્રિય (૨) નાકું; કાણું. (૩) લક્ષ; ધ્યાન. (૪) સુકાન(વહાણનું)(૫) અણી; ટોચ. ક્રિ. પ્ર. **કાન** તળે કાઢી નાખવું=નહિ ગણકારવું. કાનપર હાથ મુકવા=અજાણપણું બતાવવું કાન ફુંકવા=ઉપદેશ કરવો. (૨) ઉશ્કેરવું **કાનમાં** ફુંક મારવી=ચેતાવી દેવું. કાન ભરવા=ભભેરવું. કાન પકડવો=કબૂલ કરવું કાન મરડવા=ઠપકો દેવો. કાન કાપવા= છેતરવું. કાન દેવા=ધ્યાનથી સાભળવું. કાન ફફડાવવા=તત્પર થવું. કાન કરડવા=છાની છાની વાતો કરવી. કાનમાંથી કીડા ખરવા= બહુ નઠારી કે અશ્લીલ ભાષા સાંભળવામાં આવવી કાનની બૂટ પકડવી=કબૂલ કરવું. કાન ઘરાણે મૂકવા=જાણી જોઇને વાત ન સાંભળવી કાનમા ઝેર રેડવું=કોઇને કોઇની ઉપર દ્વેષ કરાવવો. કાને નાખવું= જણાવવું કાનનું કાચું=ભોળું

**કાનકોચીઓ,** પુ કાન વીંધનારો.

**કાનકોરણી,** સ્ત્રી કાનખોતરણી

**કાન-ખજુરો,** પુ એક લાંબો ઘણા પગવાળો જીવડો. [ વાગોળ.

**કાન-ચીમડીઉં,** ન. ચામાચીમડીઉં,

**કાન-ચીમોરી,** સ્ત્રી. વાગોળ.

**કાન-છેરીઆં,** ન ( બ વ. ) કાન ઉપરના વાળના ગુચ્છા [ ટોપી.

**કાન-ટોપી,** સ્ત્રી. કાન ઢંકાય એવી

**કાનડી,** સ્ત્રી દક્ષિણ હિંદુસ્તાનના કાનડા પ્રદેશમાં બોલાતી એક ભાષા.

**કાનફુ,** પુ વણકરનું એક ઓજાર.

**કાનડો,** પુ એક રાગ.

**કાન-ઢાંકણી,** સ્ત્રી. કાનટોપી.

**કાનન,** ન. [ सं. ] વન; અરણ્ય.

**કાન-પટી,** સ્ત્રી કાનનો નીચલો ભાગ.

**કાન-પટો,** પુ. કાને બાંધવાનો પટ્ટો.

**કાન-ફટો,** પુ કાનને વિંધી તેમાં મોટું કુંડળ પહેરનારી સાધુની એક જાત; ગોરખપંથના વેરાગીઓ.

**કાન-ફુસીઉં,** વિ. ચાડીઉં; ચૂગલી-ખોર (૨) કાન ભંભેરનાર.

**કાનમ,** સ્ત્રી. કાળી જમીન; મહી અને નર્મદાની વચ્ચેનો મુલક.

**કાન-મૂળીઉં**, ન. કાનના નીચલા અવવયમાં થતી ગાઠ.

**કાનશિયાળ**, સ્ત્રી. કાનખજુરા કરતા નાનું એક જંતુ. [ ડતો ભાગ.

**કાનશિળ**, પુ. કાનનો બહાર પ-

**કાનસ**, સ્ત્રી. અતરડી; રેતડી

**કાનસીઆ** પુ. ( બ વ. ) કાન ઉપરના વાળના ગુચ્છા [ છોકરો.

**કાનીન**, પુ. [ सं. ] કુંવારીનો

**કાની**, અ પેઠે; માફક; પ્રમાણે.

**કાનુ**, ન એક જાતનું વાજું.

**કાનુગા**, (ફા.) કાયદો જાણનાર; જમીનનો હિસાબ રાખનાર.

**કાનુડો**, પુ. શ્રીકૃષ્ણ

**કાનુન**, પુ. [ अ. ] કાયદો; ધારો; નિયમ. (૨) વ્યવહાર; ચાલ

**કનોકાન**, અ. પરંપરા; કાનોકાન

**કાનો**, પુ. દીર્ઘ 'અ' ( આ ) નું ચિહ્ન; અક્ષરની આગળ મૂકવામાં આવતી પાઇ ( ા ).

**કાનોમાત્રા**, સ્ત્રી. કાનો અને માત્રા= ઓકારનું ચિહ્ન ( ો ).

**કાન્યકુબ્જ** પુ કનોજ દેશ.

**કાપ**, પુ. વાઢ; કાપો; છેદ; આંકો. (૨) વેતરવુ તે; વેતરવાની રીત (૩) ઘાટ; આકાર; ડોળ (૪) કાપલી (૫) સ્ત્રીઓના કાનનું એક ઘરેણું. (૬) લીટો; આંકો.

**કાપકુપ**, સ્ત્રી. થોડુ ઘણું કાપવું તે. (૨) કાપાકાપ; કસર કરવી તે. [શઠતા.

**કાપટ્ય**, ન. [ सं. ] કપટ; છળ;

**કાપડ**, ન. [ सं. कर्पट ] કપડું; લુગડું; વસ્ત્ર.

**કાપડી**, પુ સાધુ સન્યાસી. (૨) એક માગણ જાત. (૩) માગણ (૪) કાપડું પહેરી ખેલ કરનાર (૫) સ્ત્રી. નાનું કાપડુ.

**કાપડીઓ**, પુ. કપડાં વેચનાર.

**કાપડું**, ન. કાચળી, ચોળી

**કાપણી**, સ્ત્રી કાપવાની રીત. (૨) પાકેલા અનાજને કાપવુ તે, લણવું. (૩) પતરાં કાપવાની કાતર

**કાપલાકુપલી**, સ્ત્રી કકડાકકડી; કપડા વગેરેના નાના મોટા કકડા

**કાપલી**, સ્ત્રી ચીર, કાગળ કે કપડાનો નાનો કકડો.

**કાપલો**, પુ કાગળ કે કપડાનો કકડો.

**કાપવું**, ક્રિ. સ. [ सं. कर्त=કાપવું] છુટ્ટુ પાડવુ; ચીરવું. (૨) ઘટાડવું; જુદુ પાડવું. (૪) વટાવવું **ક્રિ. પ્ર** નોતરુ **કાપવુ**= જ્ઞાતિ બહાર કરવું [ ખુનરેજી.

**કાપાકાપ**, સ્ત્રી કતલ; વાઢાવાઢ;

**કાપાકાપી**, સ્ત્રી. કતલ; ખુનરેજી. (૨) મારામારી; લઢાલઢી. (૩) દ્વેષ; અદાવત [ ઓછું કરવુ તે.

**કાપાકુપ**, સ્ત્રી. કાપાકાપ (૨)

**કાપાકુપી**, સ્ત્રી. ઘટ; ઘટાડવુ તે.

**કાપાલિક**, પુ. [ सं. ] માથાની ખોપરીઓ રાખનારા શિવના ઉપાસક એક જાતના સાધુ; અઘોરી.

**કાપાળી**, પુ. કપાળ ધારણ કરનાર.

**કાપુસ**, ન. [म.] રૂ; કપાસ.

**કાપો,** પુ. કાપ; ચીરો; આંકો.

**કાફર,** વિ. [આ] નાસ્તિક, મુસલમાની ધર્મને નહિ માનનાર (૨) લુચ્ચું; હરામખોર (૩) અધર્મી; જંગલી (૪) પુ આફ્રિકાના જંગલી લોક.

**કાફરી,** (કાફિરી), પુ [આ] આબિસિનીઅન; હબસી, સીધી (૨) આફ્રિકાનો રહેવાસી

**કાફલો,** પુ. (આ) સંઘ; ટોળું (૨) લશ્કરના સિપાઇઓનો સમૂહ (૩) લડાયક વહાણોનો સમુદાય

**કાફિયો,** પુ (અ) અનુપ્રાસ.

**કાફી,** સ્ત્રી બુનદાણાનો કાવો; કોફી

**કાબર,** સ્ત્રી. મેનાનાજેવડું એક પખી

**કાબરચીતરું,** વિ. [सं. कर्बुर] બહુરંગી; ચિત્ર વિચિત્ર; તરેહવાર રંગનું.

**કાબરી,** સ્ત્રી. કસુંબીનાં બીઆં.(૨) ધોળા અને કાળા રંગની તલી. (૩) ઝીણાં ને રંગબેરંગી તેલી બીઆ.

**કાબરીઉં,** જુઓ કાબરચીતરૂ.

**કાબરૂં,** વિ. [सं. कर्बुर] રંગબેરંગી; કાબરચીતરૂ.

**કાબસ,** પુ. તેલનો કચરો.

**કાબા,** પુ. (બ. વ.) [अ. કબંર=વાઘ.] કચ્છ તરફ વસતા ચોર અને ચાંચિઆઓની એક જાત. લુટારા; જમીન ઉપર તેમ જ સમુદ્ર ઉપર લુટફાટનો ધંધો લઈ બેઠેલી એક જંગલી જાત. (૨) (અ.) ઉંચી ઈમારત.

**કાબુ,** પુ. [ આ. ] અંકુશ. (૨) અખત્યાર. (૩) કબજો. (૪) વજન.

**કાબુદાર,** વિ. [ આ. ] વજનદાર. (૨) સત્તા ધરાવનાર. (૩) કબજો રાખે એવું

**કાબુલ,** ન. [આ.] અફઘાનીસ્તાનનો એક ભાગ; અફઘાનીસ્તાનનું પાટનગર.

**કાબુલી,** વિ. [ अ. ] કાબુલનું, (૨) પઠાણોની એક જાત.

**કાબેલ,** વિ. [ अ. काबिल ] પહોચેલું; હોશિઆર (૨) પ્રવીણ; કોઈનું ગાંજ્યુ જાય નહિ એવું.

**કાબેલિયત,** સ્ત્રી [ अ. ] હોશિઆરી; બાહોશપણું; ખબરદારી. (૨) ચતુરાઇ; ચાલાકી.

**કાભા,** જુઓ કભારજા.

**કામ,** ન. [ सं. कृ=કરવું ઉ. कर्म ] કર્મ; કૃત્ય. (૨) વ્યવસાય; વ્યાપાર. (૩) બાબત. (૪) જરૂર; ફરજ; ધર્મ. (૫) ઈચ્છા; અર્થ ક્રિ. પ્ર. **કામ આવવું**=ઉપયોગી થવું (૨) મરી જવું. **કામ પાડવું**=અનુભવ લેવો. **કામ સરવું**=અર્થ ફળવો. **કામ સોંપવું**=વિશ્વાસ કરવો. **કામ ચલાવવું**=ગુનાની તપાસ કરવી. **કામ કાઢી લેવું**=અર્થ સાધી લેવો. **કામ સંભાળવું**=ફરજ બજાવવી.

**કામ,** પુ. [ सं. कम्=काम ] ઇચ્છા; અભિલાષ; પ્રીતિ; પ્યાર. (૨) કામદેવ; મદન. (૩) આનંદ. (૪) હિત. (૫) અનુમતિ. (૬) મનોરથ. (૭) વિષયવાસના.

**કામકળા,** સ્ત્રી. કામદેવની કળા. (૨) રતિ. (૩) કામ કરવાની આવડત.

**કામકાજ,** ન. નાનું મોટું કોઇ પણ કામ; ધંધો; રોજગાર.

**કામકેલિ,** સ્ત્રી. [सं.] રતિરમત.

**કામક્રિડા,** સ્ત્રી. [ सं. ] પુરુષ-નું કામપ્રસંગથી રમવુ તે. (૨) પિ-ગળનો એક છદ.

**કામગ,** વિ. પોતાની ઇચ્છા પ્રમાણે.

**કામગરૂં,** વિ. કામવાળુ; કામમાં મચ્યું રહેનાર.

**કામગીરી,** સ્ત્રી. ફરજ, ધર્મ. (૨) નોકરી ચાકરી. (૩) સત્તા, અધિકાર.

**કામચલાઉ,** વિ. કામ ચલાવી શકે એવુ. (૨) અમુકની ગેરહાજરીમાં તેનું કામ ચલાવવા માટે રાખેલું; અવેજી

**કામચારી,** વિ.[सं.काम्+चर.] પોતાની મરજી પ્રમાણે ચાલનાર.

**કામચોર,** પુ. [ सं. कृ=કરવું चुर्=चोर ] કામનો ચોર; પોતાને સોંપાયેલી ફરજનું બરોબર કામ નહિ કરનાર. (૨) કસબચોર

**કામજોગ,** વિ. કામ જેટલું; કામ પુરતું.

**કામજ્વર,** પુ. [ सं. ] કામ-વિકારના આવેશને લીધે જે બેચેની ઉત્પન્ન થાય છે તે; કામપીડા.

**કામઠ,** પુ. [ सं. ] કાચબો.

**કામઠી,** સ્ત્રી. નાનું કામઠું. (૨) હથિયારમાં કામઠી રાખનાર લઠૈયો.

**કામઠીઓ,** પુ. કામઠીવાળો; ધનુર્ધારી. [ ધનુષ.

**કામઠું,** ન.વાસનુ ફેંકવાનું હથિઆર;

**કામઠકોટીઉં,** ન. કામઠાં બાધીને બનાવેલું ઘર.

**કામડી,** સ્ત્રી પાતળા કાચા વાસની સોટી; વાસની ચીપ.

**કામડું,** ન વળી શકે એવો પાતળો કાચો વાંસ; વાસનો કકડો અથવા ચીપ.

**કામણ** ન મોહ પમાડે એવું જે કંઇ તે; વશીકરણ . વિદ્યા, ક્રિ. પ્ર. કામણ કરવુ=મોહિત કરી ભોળવવુ.

**કામણગારૂં,**વિ. મોહ ઉપજાવે એવું; વશ કરે એવુ. (૨) સુંદર; રૂપાળું.

**કામણ ટુમણ,** ન. મોહ ઉપજા-વનારી અને વશ કરનારી તાંત્રિક ક્રિયાઓ.

**કામણ-ટુમણિયું,** વિ. જેને કા-મણટુમણ કરતા આવડતું હોય એવુ.

**કામતાઇ,** સ્ત્રી. [ सं. ] વિષયા-સક્તિ; ભોગાસક્તિ

**કામત્વ,** ન. [ सं. ] કામપણું.

**કામદ,** વિ. [ सं. ] મનકામના આપનાર. (૨) પુ ઇશ્વર (૩) કીર્તિક સ્વામી.

**કામદશા,** સ્ત્રી. [ सं. ] કામને લીધે થએલી હાલત; ચિંતા, સ્મૃતિ, ગુણ કથન, ઉદ્વેગ, પ્રલાપ, ઉન્માદ, રોગ, જડતા અને મરણ, એ દસ દશાઓ કહેલી છે.)

**કામદા,** વિ. [ सं. ] ઇચ્છા પુરી પાડનાર. (૨) કામધેનુ. (૩) નાગરવેલ.

**કામદાની,** (ફા) એક પ્રકારનું લુગડું.

**કામદાર** વિ. કારભારી, (૨) કામ કાજ કરનાર; દિવાન

**કામદારી,** સ્ત્રી કામદારપણું

**કામદુધા,** સ્ત્રી. કામધેનુ.

**કામદુર્ગા,** જુઓ કામધેનુ

**કામદતી,** સ્ત્રી મદનદૂતી; કોયલ.

**કામદૃષ્ટિ,** સ્ત્રી. [ સં. ] કામની ઇચ્છાવાળી નજર.

**કામદેવ,** પુ. [ સં. ] કામભોગની ઇચ્છાનો જે કલ્પિત દેવ તે; મદન

**કામધંધો,** પુ કામ અને ધંધો; વેપારરોજગાર

**કામધેનુ,** સ્ત્રી. [ સં. ] મનકામના પૂર્ણ કરનારી એક સ્વર્ગીય ગાય

**કામના,** સ્ત્રી. [ સં. ] ઇચ્છા, અભિલાષ (૨) ભાવ (૩) પ્રીતિ; ઉમેદ; વાસના.

**કામની,** જુઓ કામિની

**કામબાણ,** ન. [ સં. ] કામદેવનું બાણ. (કામનાં પાંચ બાણ ગણાવેલાં છે: ૧ અરવિંદ, ૨ અશોક, ૩ આમ્ર, ૪ નવમલ્લિકા, અને ૫ નીલોત્પલ. (૨) નેત્ર કટાક્ષ

**કામભાવ,** પુ. [ સં. ] કામની જે ઇચ્છા-અભિલાષ તે.

**કામરૂપ,** વિ. [ સં. ] ઇચ્છામાં આવે એવું રૂપ ધરનાર. (૨) સુંદર; મોહક.

**કામલેદ,** એક જાતનું ઊનનું કપડું.

**કામવતી,** વિ. [ સં. ] જેને કામભાવના હોય એવી સ્ત્રી

**કામ-વાસના,** સ્ત્રી. [ સં. ] કામનો અભિલાષ; વિષયેચ્છા

**કામ-વિકાર,** પુ. [ સં. ] વિષયાભિલાષને લીધે મનુષ્યના મનમાં ફેરફાર થવો તે

**કામવૃદ્ધિ,** સ્ત્રી. [ સં. ] કામનું વધવું તે.

**કામ-શર,** જુઓ કામબાણ.

**કામ-શાસ્ત્ર,** ન. [ સં. ] સ્ત્રીપુરુષના સંયોગની બાબતનો જેમા ઝીણવટથી વિચાર કરેલો હોય તે, (ગ્રંથ-પુસ્તક ); કોકશાસ્ત્ર; અનંગરંગ.

**કામસ,** પુ ગોળનો મેલ, શેરડીના રસનો કચરો.

**કામસર,** અ. કામને માટે (૨) કામને અંગે.

**કામસૂત્ર,** ન. [ સં. ] કામભોગવિલાસની રીતિઓનું જેમાં સંક્ષેપે વર્ણન આપેલું છે એવું એક વાત્સાયને બનાવેલું સંસ્કૃત પુસ્તક

**કામહીણ,** વિ. [ સં. ] નપુંસક; હીજડો. (૨) ભાવનારહિત; અશક્ત.

**કામળ,** પુ જુઓ કામળી.

**કામળી,** સ્ત્રી ધાબળી.

**કામળીઓ,** પુ. કામળીના જેવાં રૂવાં વાળો ચોમાસામાં થતો એક જીવડો.

**કામળો,** પુ. [ સં. कम्बल ] મોટી કામળી. (૨) કામળીઓ જીવડો.

**કામા,** સ્ત્રી. [ સં. ] સુંદરી; સ્ત્રી.

**કામા,** પુ. ઢંગ. (૨) [ अं. ] અલ્પવિરામ.

**કામાક્ષી,** સ્ત્રી. [ सं. ] જેની આંખોમાં કામ હોય એવી સ્ત્રી. (૨) એક તાંત્રિકદેવી.

**કામાગ્નિ,** [ सं. काम+अग्नि ] ઈશકનો તાપ; કામવાસનાનો તાપ.

**કામાટી,** પુ દક્ષ્ખણના ખેતી અને મહેનત મજુરી કરનાર લોકોની એક જાત; એ જાતનો પુરુષ.

**કામાતુર,** વિ. [ सं. ] ઇશકના આવેશવાળું, કામવિશે આતુર. [ અગ્નિ.

**કામાનલ,** પુ. [ सं. કામનો

**કામાંથું,** વિ કામકાજ કર્યાં કરનાર; ઉદ્યોગી. [ ચાકરડી.

**કામારી,** વિ. કામકાજ કરનારી સ્ત્રી;

**કામાવેશ,** પુ. [ सं. काम+आवेश ] કામનો જુસ્સો.

**કામાસન,** ન. [ सं. ] કામ દબાય એવું આસન.

**કામાસ્ત્ર,** ન. [ सं. काम+अस्त्र ] કામદેવનું ફેંકવાનું હથિઆર.

**કામાંધ,** વિ. [सं. काम+अंध ] કામ વ્યાપવાથી સારાસારવિચાર ગુમાવી બેઠેલું; કામમુગ્ધ. [ સુંદર સ્ત્રી

**કામિની,** સ્ત્રી. [ सं. ] સ્ત્રી;

**કામી,** વિ. જેને કામની બહુ જ ઇચ્છા રહેતી હોય એવું.

**કામુક,** વિ. [ सं. ] ઇચ્છા રાખનાર. (૨) કામી; વિષયી; લંપટ

**કામુકા,** સ્ત્રી. [ सं. ] જેનામાં બહુ કામવૃત્તિ હોય એવી સ્ત્રી; વિલાસિની.

**કામું,** ન. કામ; કાર્ય. (૨) વ્યાપાર; ક્રિયા. [ ઇચ્છાવાળું

**કામેચ્છુ,** વિ. [ सं. ] કામની

**કામેટી,** સ્ત્રી. [ अं. ] મંડળી. (૨) પરીક્ષા; તપાસ.

**કામેશ્વર,** પુ. [ सं. ] શિવ; શંકર; મહાદેવ. [ દુર્ગાદેવી.

**કામેશ્વરી,** સ્ત્રી. [ सं. ] પાર્વતી;

**કામો,** પુ. કામ; મોટું કામ; પરાક્રમ.

**કામોદય,** પુ. [ सं. ] કામનો ઉદય થવો તે; જુવાની.

**કામોરો,** પુ. કામકાજ કરનાર.

**કામ્ય,** વિ. [ सं. ] ઇચ્છાવાળું; લાભની ઇચ્છાવાળું. (૨) કર્તવ્યકર્મ. (૩) સુંદર. [ ઇચ્છાવાળાં કર્મો.

**કામ્યકર્મ,** ન. [ सं. ] ફળની

**કામ્યતા,** સ્ત્રી. [ सं. ] સુંદરતા.

**કામ્યશ્રાદ્ધ,** [ सं. ] જેમાં અમુક ઇચ્છિત-ફળ રહેલું હોય એવું શ્રાદ્ધ.

**કાય,** સ્ત્રી. કાયા; શરીર; કલેવર.

**કાયકષ્ટ,** ન. દેહનું દુઃખ; શરીરની પીડા. (૨) દેહને તપ વ્રત વગેરેથી દમવો તે. (૩) શારીરિક શ્રમ.

**કાયચિકિત્સા,** સ્ત્રી. શરીરનો રોગ મટાડવાની પરીક્ષા; સારવાર.

**કાંચટીઓ,** પુ. અગિઆરમું સરાવનારો બ્રાહ્મણ.

**કાચટું,** ન. અગિઆરમાનું શ્રાદ્ધ (એ ક્રિયા નિમિત્તે જે શ્રાદ્ધ, અન્નદાન બલિ વગેરે થાય તે કાચટું )(૨)અગિઆરમાની શ્રાદ્ધ બ્રહ્મભોજન ઈત્યાદિ ક્રિયાઓ.

**કાયદાસર,** વિ કાયદાપ્રમાણેહોયએવું.

**કાયદેસર,** અ. કાયદાની રીતે.

**કાયદો,** પુ કોઇપણ જાતનો વ્યવહાર સારી રીતે ચલાવવાને માટે કરેલા નિયમો; ધારો; કાનુન; હુકમ. (૨) ઘોડાના ચોકડા સાથે સબંધ રાખતી દોરી.

**કાયનાત,** સ્ત્રી. [ अ. ] શક્તિ; બળ (૨) માલ; વિસાત નુર.

**કાયફળ,** ન સોપારી જેવડુ ઔષધિના કામમાં આવતું એક ફળ.

**કાયફળી,** સ્ત્રી. કાયફળનું ઝાડ.

**કાયમ,** વિ. [ आ. ] હમેશનું, નિત્ય; સ્થિર; મંજુર; મુકરર. **ક્રિ૦** પ્ર૦ **કાયમ** કરવું=બહાલ કરવુ. **કાયમ** રાખવું=મંજુર રાખવું. (૨) રહેવા દેવું.

**કાયમ-ખરડો,** પુ. તલાટીની એક નોંધપોથી; કાયમની વિગતવાળું લખાણ.

**કાયમદાયમ,** વિ હમેશનું; નિત્યનું.

**કાયર,** વિ. [ अं. कायल ( सं. कातर )] થાકી અથવા કંટાળી ગએલું; હેરાન. (૨) નાહિમ્મત; હીચકારું; ડરકણુ. [ જાતા.

**કાયરતા,** સ્ત્રી. હીચકારાપણું;નિર્બ-

**કાયરપણું,** ન. હીચકારાપણુ.

**કાય-રોગ,** પુ શારીરિક વ્યાધિ.

**કાયલી,** વિ. રોગથી કાયર થઈ ગએલું; માંદું.

**કાયસ્થ,** પુ. હિંદુઓની એક નાત. (૨) કારકુનીનું કામ કરનારી એક નાત.

**કાયા,** સ્ત્રી. [ सं. ] શરીર. (૨) જનનેંદ્રિય કહે૦ માયાને ભય છે, કંઈ કાયાને ભય છે ?=દેહ નિર્ભય છે, માત્ર તેને માયા લાગેલી હોય તો તે હરાઈ જવાનો ભય રહે છે.

**કાયાકષ્ટ,** ન. [ सं. ] દેહકષ્ટ

**કાયાકષ્ટી,** સ્ત્રી શરીરને કષ્ટ આપવું તે; વ્રત, તપ, ઇત્યાદિક. (૨) પીડા.

**કાયાકુટી,** સ્ત્રી. એક જાતની વનસ્પતિ કાયાકુટીનું તેલ=શરીરમાં થતી કળતર ઉપર ચોળવાનું તેલ.

**કાયિક,** વિ. [ सं. ] શારીરિક; શરીર સબંધી ( કાયિક, વાચિક અને માનસિક )

**કાર,** શ્ર કર્તૃત્વ વાચક પ્રત્યય:-ચિત્રકાર, (૨) અક્ષર-ઉચ્ચાર વાચક પ્રત્યય:-કકાર (૩) 'પણું' દેખાડનાર પ્રત્યય:-અહંકાર (૪) પુ. ઉદ્યમ; ઉદ્યોગ; ધંધો. (૫) સાખ; આંટ; આબરૂ. (૬) માન; પ્રતિષ્ઠા. (૭) ભાર; બોજ; વજન. (૮) નિશ્ચય (૯) યત્ન. (૧૦) ક્રિયા. (૧૧) સંબંધ (૧૨) ફેરફાર. (૧૩)ભોઈ; પાલખી ઉચકનાર.

**કારક,** પુ. [ सं. ] ક્રિયા પ્રયોજક, (વ્યાકરણમા); વિભક્તિઓનાં જુદા

જુદા અર્થ બતાવનાર (૨) કરનાર:- સુખકારક

કારકિર્દી, સ્ત્રી. [ फा. कार+ कर्दगी ] કારભાર ચાલુ હોય ત્યાં સુધીનો વખત; અમલ. (૨) અમલ દરમિયાન ચલાવેલું જે કામકાજ તે; વહીવટ

કારકુન, પુ. [ फा. कार+ कर्दन ] લખવાનુ કામકાજ કરનારો નોકર; મહેતો; ગુમાસ્તો

કારકુની, સ્ત્રી. [ फा. ] કારકુનપણું; મહેતાગીરી ગુમાસ્તી (૨) લહીઆપણું. (૩) લુચ્ચાઈ; પક્કાઈ.

કારખત, સ્ત્રી મહેનત, તસ્દી; શ્રમ

કારખાનું, ન. [ फा. કારખાને ] જેમાં મોટું હુન્નરકળાનુ કામકાજ ચાલતુ હોય તે જગા; મકાન. (૨) ઘણા માણસોથી ચલાવવામાં આવતુ મોટું કામ

કારગત, સ્ત્રી કામ; અર્થ (૨) ચલણ (૩) શક્તિ; કૌવત (૪) અસર.

કારચબી, ( કારચોબી ), સ્ત્રી રેશમ ઉપરનું જરીનુ ભરત, (૨) સુખડ ઉપર કરેલી કોતરણી.

કારજકારી, વિ. [ सं. कार्य+ कार ] કાર્ય કરનાર; કામ કરી આપનાર (૨) ગુણકારી: ઉપકાર કરનાર.

કારડો, પુ. [ सं. केदार ] પાણી ભરાઈ રહે એવુ ખેતર; ક્યારડો. (૨) કરવો.

કારણ, ન. [ सं. ] જેથી કાર્યની ઉત્પત્તિ, કામની પ્રવૃત્તિ થાય તે અસલ વાત. (૨) આધાર; ઉદ્દેશ (૩) અગત્ય (કોઈ પણ વસ્તુનું મૂળ તે તેનું કારણ કહેવાય છે. કારણના ત્રણ ભાગ છે:-૧ સમવાયી કારણ. ૨ અસમવાયી કારણ અને નિમિત્ત કારણ ) (૪) સબબ. (૫) ભૂતપ્રેત, વગેરે. (૬) અ. કેમકે; એટલા વાસ્તે; અર્થે. લીધે: માટે.

કારણ–અવતાર, પુ. [ सं. ] અમુક કાર્ય કરવાને સારૂ ઈશ્વર જે અવતાર લે છે તે. [ વાસ્તે.

કારણકે, અ કેમકે: કાજે; તેથી;

કારણતા, સ્ત્રી. [ सं. ] કારણપણું; હેતુતા

કારણ-દેહ, પુ. [ सं. ] કર્મક્ષયને કારણે બંધાએલી સ્થુલપિંડ કાયા (૨) માયિક સ્વરૂપ.

કારણભુત, વિ. [ सं. ] કારણરૂપ થઇ પડતુ તે; પ્રયોજક; સાધનભુત

કારણવાદી, વિ. [ सं. ] મૂળ વસ્તુ ઉપર તકરાર ચલાવનાર; પૂર્વપક્ષી; ફરિયાદી.

કારણ-શરીર, ન. [सं.] કારણવાળો જીવ; ( આ શરીર મારૂ છે અને હું આ શરીર રૂપ છું, એમ માનનારો માયામાં વીંટાએલો જીવ ) લિંગદેહ. (૨) અમુક કાર્યને માટેજ જેણે શરીર ધારણ કરેલું હોય એવો આત્મા.

કારણ-સર, અ. મતલબસર; સબબે; કામન માટે.

**કારણી**, વિ. [सं. कारिणी] કરનારી; બનાવનારી; યોજનારી.

**કારણોત્તર**, પુ. [सं. कारण+उत्तर] કારણનો જે ઉત્તર તે; પ્રત્યુત્તર.

**કારતક**, પુ. [सं. कार्त्तिक] વિક્રમ સંવતનો પહેલો મહીનો. જુઓ કાર્તિક. કારતક સ્નાન=આસો સુદિ ૧૧ થી તે કારતક સુદિ ૧૧ સુધી સવારના પહોરમાં સ્નાન કરવાનું એક વ્રત.

**કારતકી**, વિ કારતક સંબંધી. કારતકી પુનમ=કાર્ત્તિક મહીનાની પૂર્ણિમા.

**કારતુસ**, પુ. દારૂ ભરેલી કોથળી; દારૂની ટોટી.

**કારદાન**, ન. [फा. કાર+દાસ્તન] હીકમત; યુક્તિ; તદબીર. (૨) યોજના; કળા. રચના.

**કારભાર**, પુ. [फा.] વ્યવસ્થાનું કામ; વહીવટ; કોઇ મોટા કામની વ્યવસ્થા કરવાનો વ્યવસાય; ખટપટીઉ કામ.

**કારભારણ**, સ્ત્રી. કારભાર કરનારી સ્ત્રી; કારભારીની સ્ત્રી. [વહીવટ કરનાર.

**કારભારી**, પુ. કારભાર કરનાર;

**કારભારૂં**, ન કારભારીનું કામ.

**કારમું**, વિ. જેનું સત્સ્વરૂપ સમજાતું ન હોય એવું; ચમત્કારિક; અદ્ભુત; સુંદર. (૨) ભય ઉપજાવે એવું; ભયંકર.

**કારમોક**, અ. અચાનક; એકદમ.

**કારવ**, પુ. [सं.] કાગડો; વાયસ.

**કાર-વહેવાર**, પુ. [कार्य+व्यवहार] કામકાજ તેમ જ રીતભાત; આબરૂ.

**કારવા**, પુ. [सं.] પ્રતિષ્ઠા.

**કારવી**, સ્ત્રી. [सं.] કાગડી. (૨) અશ્વગંધા. (૩) મેથી.

**કારવો**, પુ. [सं. कहार] એક તરેહનો કેરબાનો નાચ; કેરબા વખતે ગાવાનો રાગ (૨) વખત.

**કારસાજી**, સ્ત્રી. [फा. कार+साज] મુડી; અવેજ; અનામત.

**કારસી**, સ્ત્રી મોટો કાંટો, કંપાણ.

**કારસીઓ**, પુ. હિંચકાની સાંકળ ભેરવવાનો આકડો; કડું.

**કારસો**, પુ. ભેત; પ્રબંધ. (૨) યુક્તિ; તદબીર. (૩) ઉડાવ; મનસુબો.

**કારસ્તાન**, ન. [फा. कार+दस्तान] બીજાઓને ચડાવી ફુલાવીને ઉભો કરેલો પ્રપંચ; તરકટ; તોફાન; લુચ્ચાઇનું કામ. [પ્રપંચી.

**કારસ્તાની**, વિ. કારસ્તાન કરનાર;

**કારંજ**, પુ. [फा.] ફુવારો; ફુવારાવાળો બાગ.

**કારંજો**, પુ. જુઓ કારંજ.

**કારંડવ**, ન. [सं.] એક જાતનું જળચર પખી; બતક.

**કારંડવ્યૂહ**, પુ. [सं.] કારંડવના આકારની સૈન્યરચના. (૨) બુદ્ધ ધર્મનો સાધુ.

**કારાગાર**, ન. [ सं. कारा+आगार ] બંદીખાનું; કેદખાનું.

**કારાગૃહ**, ન. [सं.] બંદીખાનું; તુરંગ; જેલ.

**કારાપારા**, પુ (બ વ.) બુદ્ધિ પુરઃસર કોઈના કામમાં દોષ કાઢવો તે; ખોટું બોલવું તે (૨) ગુંથાગુથ

**કારિકા**, સ્ત્રી. [सं.] જેમાં સમજણ આપી હોય કે ખુલાસો કર્યો હોય એવું ગદ્ય કે પદ્યમય લખાણ, ટીકા

**કારિપેરી**, સ્ત્રી બેંબાલી; બોલવું કંઈ અને કરવું કંઇ એવી વર્તણૂક.

**કારી**, વિ. [ सं. कृ=કરવુ ઉપરથી ] કરનારૂં, કરે એવુ, એવો અર્થદર્શક પ્રત્યયઃ–ગુણકારી. મંગળકારી. (૨) [फा.] ઉંડું; જબરૂં.

**કારીગર**, પુ. [फा.] કારીગરી કરનાર (૨) હુન્નરી; કસબી; કર્મકાર (૩) સારૂં ઝીણું અને નાજુક કામ કરનાર; હોંશીયાર.

**કારીગરી**, સ્ત્રી. કારીગરીનું જે કામ તે; કળાનું–નાજુક ને સુંદર કામ તે; કરામત; કળા; કસબ; ચતુરાઇ, ઉસ્તાદી.

**કારીપારી**, સ્ત્રી સાચ ખોટું કહીને દોષ કાઢવા તે.

**કારુણિક**, વિ. [ सं. ] દયાળુ; કરૂણાવાળું (૨) કરુણા ભરેલું (૩) દયાજનક. [ દયા.

**કારુણિકતા**, સ્ત્રી. [सं.] કરુણા;

**કારુણ્ય**, ન. [ सं. ] કરુણાનો ભાવ; કરુણા; દયા.

**કારૂ**, ન. ભટકતી અને હલકી કારીગરીનાં કામ ઉપર આજીવિકા ચલાવનારી એક જાત :–નારુકારુ [તિ વેલ

**કારેલી**, સ્ત્રી. જેને કારેલા થાય છે

**કારેલું**, ન. એક જાતનું કડવાશવાળું શાકનું ફળ. (૨) લિંગ; તુચ્છવસ્તુ, (તિરસ્કારમાં).

**કારોબાર**, જુઓ કારભાર. વહીવટ.

**કારોબારી-મંડળ-ળી**, સ્ત્રી. વ્યવસ્થાપક સભા. (૨) અમલ ચલાવનારા મંત્રીઓની મંડળી.

**કાર્ડ**, ન. [अं.] પત્ર. (૨) જાડા કાગળનો કકડો (૩) રૂ પિંજવાનું યંત્ર.

**કાર્ડર**, પુ રૂ પિંજનાર; પિંજારો, (૨) પત્તા ખેલનાર.

**કાર્તવીર્ય**, પુ [सं.] મહિષ્મતિના રાજા કૃતવીર્યના પુત્ર સહસ્રાર્જુન.

**કાર્તાંતિક**, પુ. [सं.] જ્યોતિષ્યનો ધંધો કરનાર; જ્યોતિષી.

**કાર્તિક**, પુ. [ सं. ] વિક્રમ સંવતનો પહેલો માસ; કારતક.

**કાર્તિકેય**, પુ. [ सं. ] શિવ–પાર્વતીનો પુત્ર; કાર્તિકસ્વામી ( એ મહા બળવાન અને સદા બ્રહ્મચારી હતા તેથી લડાઈના દેવ ગણાય છે. )

**કાર્પટ**, ન. [ सं. ] કબાટ.

(૨) કાપલો; જીર્ણ વસ્ત્ર. (૩) વિ. કંગાલ; દીન; ગરીબ [યાત્રાળુ. (૨) કંગાલ.

**કાર્પટિક**, પુ. [**સં.**] સાધુ;

**કાર્પણ્ય**, ન. [**સં.**] કૃપણતા; દૈન્ય. [(૨) રૂનું વસ્ત્ર.

**કાર્પાસ**, પુ. [**સં.**] કપાસ; રૂ.

**કાર્પાસી**, સ્ત્રી. [**સં.**] કપાસ. (૨) કપાસનો છોડ.

**કાર્બન**, પુ. [**અં.**] શુદ્ધ કોયલો; બળી બળીને રહેલું તત્ત્વ.

**કાર્બોનિક**, વિ. [**અં.**] કાર્બનનું.

**કાર્મુક**, ન. [**સં.**] ધનુષ્ય. (૨) વાંસ; વંશ. (૩) ધનરાશિ.

**કાર્ય**, ન. [**સં.**] કામ, કાજ; વ્યાપાર; હેતુ; પ્રયોજન.

**કાર્ય-કારણ**, ન. [**સં.**] કાર્યનું જે મૂળ તે. (૨) નૈમિત્તિક હેતુ; આશય

**કાર્યકુશળ**, વિ. [**સં.**] કાર્ય કરવામાં હોંશિઆર; કારીગર.

**કાર્યક્રમ**, પુ. [**સં.**] કાર્ય કરવાની અનુક્રમવાર ગોઠવણ; કામ કરવાની નક્કી કરેલી યાદી. [વ્યવસ્થા.

**કાર્યભાર**, પુ. કારભાર; વહીવટ;

**કાર્યશક્તિ**, સ્ત્રી. [**સં.**] કામ કરવાની શક્તિ. [કરી-સાંધી-લેનાર

**કાર્ય-સાધક**, વિ. [**સં.**] કામ

**કાર્યસિદ્ધિ**, સ્ત્રી. [**સં.**] કાર્યસફળતા; વિજય; ફતેહ.

**કાલ**, પુ. [**સં.**] સમય; વખત. (૨) મૃત્યુ; નાશ. (૩) મોસમ; ઋતુ.

**કાલ-(લ્ય)**, સ્ત્રી. જે દિવસે વાત કરતા હોઇએ તેની પહેલાંનો અથવા પછીનો દિવસ. (૨) હમણાં; થોડા વખત ઉપર.

**કાલકલાઈ**, સ્ત્રી. નાનપણ; બચપણ.

**કાલકૂટ**, ન. [**સં.**] ખનિજ ઝેર. (૨) કારસ્કર નામના વૃક્ષના મુંદરનું ઝેર. (૩) અફીણ. (૪) બહુજ કારી ઝેર; હલાહલ. [કાઢવો તે. (૨) સલાટ.

**કાલ-ક્રમણ**, ન. [**સં.**] વખત

**કાલ-ખંડ**, પુ. [**સં.**] યકૃત; જમણા પાસામાં રહેલો એક અવયવ.

**કાલ-ચક્ર**, ન. [**સં.**] કાળરૂપી ચક્ર; મોટી આફત.

**કાલજ્ઞ**, વિ. [**સં.**] કાળને જાણનાર; જોશી. (૨) વખત જોઇ વિચારીને કામ કરનાર.

**કાલ-ધર્મ**, પુ. [**સં.**] મૃત્યુ; અવસાન, (૨) સમય પ્રમાણે થવું તે. (૩) ઋતુ; મોસમ.

**કાલનેમિ-(મી)**, પુ. [**સં.**] હિરણ્યકશિપુનો પુત્ર.

**કાલબુત**, ન. જોડાના નમુનાનું પગના આકારનું લાકડાનું મોચીનું હથીયાર. (૨) (ફા) હાડપિંજર.

**કાલવવું**, ક્રિ. સ. મેળવી દેવું; ભેળવવું; ઘુંટવું.

**કાલરાત્રિ**, સ્ત્રી. [**સં.**] કલ્પની છેલ્લી રાત; અમાસની રાત.

**કાલાગુરુ**, ન. [**સં.**] કાળું અગર.

**કાલાગ્નિ**, પુ. [ **સં.** ] કાળનો જે મહા અગ્નિ તે; પ્રલયાગ્નિ.

**કાલાવાલા**, પુ. ( બ. વ. ) આજીજી કરવી તે; કરગરવું તે; અતિ નમ્રપણે પ્રાર્થના કરવી તે.

**કાલાષ્ટમી**, સ્ત્રી. [ **સં. काल+ अष्टमी** ] વદિ આઠમ.

**કાલાં**, ન. (બ. વ.) કપાસનાં ડોડવાં-જીંડવાં. ( ખીલીને ફાટેલાં જીંડવાંને કાલા કહેવામાં આવે છે. એમાંથી કપાસ નીકળે છે. ) કાલાં ફોલવાં=જીંડવામાંથી કપાસ ખેંચી લેવો.

**કાલિક**, વિ. [ **સં.** ] સમય સંબંધી; વખતને લગતું.

**કાલિકા**, સ્ત્રી. [**સં.**] મેઘઘટા. (૨) દુર્ગાદેવી, (૩) પિંગળનો એક છંદ

**કાલિદાસ**, પુ. [**સં.**] સંસ્કૃત સાહિત્યનો બહુ જાણીતો એક મહા કવિ ( ઋતુસંહાર, રઘુવંશ, કુમારસંભવ, મેઘદૂત, શાકુંતલ, માલવિકાગ્નિમિત્ર, વિક્રમોર્વશીય, વગેરેનો કર્તા.)

**કાલિમા**, સ્ત્રી. [**સં. कालिमन्**] કાળાપણું; કાળાશ. (૨) અંધારૂ. (૩) લાંછન. (૪) છાયા.

**કાલિંગડું**, તરબુચ.

**કાલિંગડો**, પુ. એક જાતનો રાગ.

**કાલિંગી**, સ્ત્રી. [ **સં.** ] એક વેલ. (૨) મોટી કાકડી. (૩) વિ. કલિંગ દેશનું

**કાલિંદી**, સ્ત્રી. [ **સં.** ] જમના નદી.

**કાલીન**, વિ. [ **સં.** ] કાળનું; સમયનું.

**કાલીયક**, ન. [ **સં.** ] કાળી સુખડ; સીસમ (૨) નાગની એક જાત.

**કાલુ-માછલી**, સ્ત્રી છીપમાં રહેનારી એક દરિઆઇ માછલી. ( આ માછલીના શરીરમાંથી એક જાતનો રસ નીકળી છીપમાં તેનાં ટીપાં બાઝે છે અને એ ટીપાં જ્યારે ઠરી દાણો બંધાય ત્યારે તે મોતી કહેવાય છે.) મોતી બનાવનારી માછલી. ( કાલુ=દરિઆઇ ખડક. તેને વળગીને રહેનારી માછલી તે કાલુ માછલી. )

**કાલું**, ન. કપાસનું ફાટેલુ જીંડલું.

**કાલું**, વિ. [ **સં. कल**=તોતળું ] તોતળું; અસ્પષ્ટ; ધીરૂ, મધુરૂ અને ભાગ્યુંતૂટ્યું. (૨) અણુસમજુ; ગાડુંઘેલું; બાલીશ ક્રિ૦ પ્ર. કાલાં કાઢવાં=બાળકની માફક લાડવું; ઘેલાં કાઢવાં. રૂ૦ પ્ર૦ કાલુંઘેલું=બાલિશ. (૨) કાલાંની કચ અને બહેરાનો ગધડો=જેનો પાર ન આવે એવું.

**કાલેરો**, પુ. એક જાતનો ગાવાનો રાગ; કાલિંગડો.

**કાલ્પનિક**, વિ. [ **સં. कल्पू**= ધારવું ઉ૦ ] કલ્પેલું; ધારેલું; અનુમાનેલું; ઉપજાવેલું; બનાવટી.

**કાવડ,** સ્ત્રી. ખાંધે બોજો ઉપાડવાને બનાવેલી તુલા. (વાંસની લાકડીને બેઉ છેડે ત્રાજવાં જેવાં શિંકા બાંધી તેમાં બોજો મૂકી વચ્ચેથી ખાંધે ઉંચકવામા આવે છે તેને કાવડ કહે છે. શ્રવણે આવી કાવડમાં માબાપને ઉંચકી સર્વ તીર્થોની યાત્રા કરાવી હતી.)

**કાવડીઉં,** ન. પૈસો.

**કાવડીઓ,** પુ. કાવડ રાખી તેમાં ભાર વહેનારો. (૨) કાવડમાં દેવની મૂર્તિ રાખી ફરનારા બાવાઓની એક જાત.

**કાવડું,** વિ. ધૂર્ત; ઠગારૂ. (૨) ન. કાવડનું લાકડું; પણછ વગરનું કામઠું.

**કાવતરાખોર,** વિ. કાવતરૂં કરનાર; કપટી; પ્રપંચી.

**કાવતરૂં,** ન. કારસ્તાન; છળ; પ્રપંચ; ઠગાઇ; ફરેબ.

**કાવરી,** સ્ત્રી. કાચની બંગડી.

**કાવરૂં,** વિ. કાયર, ગાભરૂં; ભયભીત; ચોંકેલું; બાવરૂં.

**કાવલું,** વિ. નાજુક; કુમળું. (૨) તકલાદી; સહેજમાં ભાગી જાય એવું; કકરૂ.

**કાવળ,** ન. કપટ; છળ; પ્રપંચ.

**કાવળી,** સ્ત્રી. મેલનું પડ. (૨) બંગડી.

**કાવશ,** અ. કશું પણ નહિ, (૨) આલીખમ; તળીઆઝાટક.

**કાવાદાની,** સ્ત્રી. [અ. કહવા=કોફી+દાન=પાત્ર.] કાવો કરવાનું વાસણ; કિટલી. [ની હાર.

**કાવું,** ન. છાપરા ઉપરની નળિયાં-

**કાવેરી,** સ્ત્રી. દક્ષિણ હિંદુસ્તાનની એક નદી.

**કાવો,** પુ. કાઢો; ઉકાળો. (૨) ભુનદાણાનો કાઢો. (૩) ઘોડાને ગોળ ચક્કર ફેરવવો તે. (૪) છળ; પ્રપંચ.

**કાવોદાવો,** (કાવાદાવા), પુ. (બ. વ.) પ્રપંચ; છળ; કારસ્તાન; દગો. (૨) નિમકહરામી; લુચ્ચાઇ. (૩) સ્વાર્થની બાજી ખેલવી તે.

**કાવ્ય,** ન. [ સં. ] પદ્ય; કવિતા; રસિક પદબંધ; ઉત્કૃષ્ટ રસ, ભાવ, અલંકાર વગેરે ગુણોથી યુક્ત વાણી. (સંસ્કૃતમાં કુમાર સંભવ, રઘુવંશ, કિરાતાર્જુનીય, શિશુપાલવધ અને નૈષધ, એ પાંચ મુખ્ય કાવ્ય કહેવાય છે.)

**કાવ્ય-કળા,** સ્ત્રી. કવિતા બનાવવાની કળા. (૨) કવિતામાં તરેહવાર રચના કરવી તે.

**કાવ્ય-ચોરી,** સ્ત્રી. બીજાના લખાણમાંથી ચોરી કરી પોતાને નામે ચડાવી દેવું તે; તફડંચી.

**કાવ્યરચના,** સ્ત્રી. [ સં. ] કવિતાની બનાવટ; પદબંધ.

**કાવ્યરસિક,** વિ. [ સં. ] કવિતાનો રસ જાણનાર; કવિતાનું રસીઉં.

**કાવ્યરૂપ,** વિ. કવિતામય.

**કાવ્યવિદ્યા,** સ્ત્રી. [ સં. ] કવિતા બનાવવાની આવડત; કાવ્ય સંબંધી જ્ઞાન.

**કાવ્યશક્તિ,** સ્ત્રી. [ સં. ] કવિતા બનાવવાની આવડત; કવિત્વ

**કાવ્યશાસ્ત્ર**, ન. [ **સં.** ] જેમાં કાવ્યના ગુણદોષનું નિરૂપણ કરેલું હોય તે; જેમાં કવિતા, તેના રસ, અલંકાર, ગુણ, દોષ વગેરેની મીમાંસા કરેલી હોય તે.

**કાશ**, પુ. [ **સં. कुश** ] એક જાતનું પાતળી સળીઓનું ઘાસ. ( કાશના પાતળા સાંઠા બરડ પણ ગળ્યા અને રસવાળા હોય છે.

**કાશ**, સ્ત્રી. પીડા; આડખીલી; નડતર. કહે૦ કાશગઈ

**કાશલ**,–કાસળ, ન. [ **સં. क-श्मल**=પાપ ] પીડા; ફાંસ; સાલ; નડતર; આડખીલી. **ક્રિ૦ પ્ર૦** કાશલ કાઢવું=મારી નખાવવું.

**કાશંડી**, સ્ત્રી. અમુક ઘાટનું પાણીનું પાત્ર. ( બનારસ–નાશિકની બનાવટનો પડઘીવાળો બેઠા ઘાટનો લોટો.) કાસન્ડી =મોટા પેટાનો પડઘીવાળો લોટો.

**કાશ્મીર**, પુ. [ **સં.** ] પંજાબ-ની ઉત્તરે આવેલો રમણીય પહાડી પ્રદેશ.

**કાશ્મીરી**, સ્ત્રી. એક જાતનું ઊનનું કપડું, (૨) વિ કાશ્મીરનું.

**કાશ્યપ**, પુ. [ **સં.** ] એક વૈદિક ઋષિ.(૨)એ ઋષિથી ચાલેલું ગોત્ર.

**કાશ્યપી**, પુ. [ **સં.** ] ગરુડ. (૨) અરુણ.

**કાશ્યપી**, સ્ત્રી. [ **સં.** ] પૃથિવી; ધરા. (૨) પ્રજા. (૩) કશ્યપની સ્ત્રી

**કાષાય**, વિ. [ **સં.** ] રંગીત. (૨) ભગવું; ભુખરું.(૩) કટાણું; બેસ્વાદ.

**કાષ્ઠ**, ન. [ **સં.** ] લાકડું; કાઠી. (૨) વનસ્પતિ. (૩) બળતણ; ઇંધણાં.

**કાષ્ઠઘંટા**, સ્ત્રીઃ લાકડાની ઘંટડી; પશુઓને ગળે બાંધવાનો ડેરો. ( આથી ઢોર ઉતાવળું ચાલી કે દોડી શકતું નથી )

**કાષ્ટમય**, વિ. તદ્દન લાકડાનું ; લાક-ડાથી ભરપુર. (૨) લાકડાં જેવું. (લા.) સુકું; પાતળું. (૩) કઠણ; મજબુત (૪) નિર્દયઃ અસર રહિત.

**કાષ્ટમૌન**, ન. [ **સં.** ] લાકડું બોલતું નથી તેમ બીલકુલ બોલવું નહિ તે.

**કાષ્ઠવત્**, વિ. [ **સં.** ] લાકડા જેવું.

**કાષ્ઠા**, સ્ત્રી. [ **સં.** ] દશા; સ્થિતિ. (૨) સીમા. પરાકાષ્ટા=અતિશય-તાની હદ; આડો આંક.

**કાષ્ટૌષધિ**, સ્ત્રી. [ **સં. काष्ट+ औषधि** ] વનસ્પતિની દવા; માત્ર વનસ્પતિમાથી બનાવેલું ઓસડ.

**કાસ**, પુ. [ **સં.** ] ઉધરસનો રોગ; ખાંસી.

**કાસકંદ**, ન. તાર્તારીમાંનું એક શહેર. (૨) કાસ રોગ ઉપર ઓષધ તરીકે વપ-રાતું એક જાતનું મૂળીઉં.

**કાસદું**, જુઓ કાયદું.

**કાસદ**, પુ. [ **અ.** ] સંદેશવાહક; કાગળ પત્ર લાવનાર લઇ જનાર; ખેપીઓ.

**કાસદીઉં**, ન. કાસદુ; કાસદનું કામ. (૨) વિ. કાસદ તરીકે કામ કરનાર.

**કાસદું**, ન. કાસદનું કામ; કાગળ સંદેશા વગેરે લાવવા લઈ જવાનું કામ.

**કાસની,** સ્ત્રી એક વનસ્પતિ-ઔષધિ.

**કાસર,** પુ. [ सं. ] પાડો.

**કાસરી,** સ્ત્રી. [ सं. ] ભેંસ.

**કાસવાસ,** પુ. દમ; શ્વાસ.

**કાસલ-ળ,** જુઓ કાશલ

**કાસંદી,** સ્ત્રી. પડઘીવાળો લોટો. જુઓ કાશંડી.

**કાસંદ્રો,** પુ. એક જાતનો છોડ; કાસંદરો. [ સરોવર.

**કાસાર,** ન. [सं.] તળાવ;

**કાસીઉં,** ન. [ सं. काश ] એક જાતનું ઘાસ.

**કાસી-દોરીઓ,** પુ એક જાતનું સુતરાઉ કાપડ.

**કાસુંદરો,** પુ. એક જાતનો છોડવો.

**કાહળ,** ન. [ सं. ] એક જાતનું વાજીંત્ર; શીંગી. (૨) રણશીંગું; તતુડું

**કાહિલી,** વિ. [ फा. ] કાયલી; માદું, (૨) ચામડીની બળતરા.

**કાળ,** પુ. [ सं. काल ] સમય; વખત; વેળા ( વ્યાકરણ પ્ર. ) ભૂતકાળ, વર્તમાનકાળ, ભવિષ્યકાળ. (૨) મૃત્યુ; નાશ. (૩) યમ અથવા યમનો દૂત. (૪) દુકાળ. (૫) દુર્દશા; આફત. (૬) હારકશક્તિ; શિવ; શંકર. ક્રિ૦ પ્ર૦ કાળ આવવો=ક્રોધ થઠવો=ગુસ્સે થવું. કાળ સમાવવો=ક્રોધ મારવો. કાળ થવો=મરણ થવું. કાળ પડવો=દુકાળ પડવો. રૂ૦ પ્ર. કન્યાકાળ=કુમારિકાને પરણાવવાનો સમય. કાળ ખૂટવો=આયુષ્ય આવી રહેવું કાળનું મોં બાળવું=ક્રોધ ન કરવો. કાળ શોકને ખાય=દુઃખનું ઓસડ દહાડા. કાળ જાય ને કહાણી રહે=કાળ તો ચાલ્યો જાય છે પણ કૃત્ય જતું નથી. કાળ પડે ત્યારે કોદરા મોંઘા=જ્યારે વસ્તુની તંગી હોય ત્યારે માલ વગરની વસ્તુ પણ મોંઘી થઇ પડે છે

**કાળ-કરાળ,** વિ. [सं.] કાળના જેવું ભયંકર. (૨) પુ. ભયંકર કાળ-મૃત્યુ.

**કાળકા,** સ્ત્રી. [सं. कालिका ] એક દેવી; કાળી. ( ગુજરાતમાં પાવાગઢ ઉપર જે દેવી છે તે મોટી કાળકા માતા કહેવાય છે. )

**કાળકૂટ,** ન. [ सं. ] કારી ઝેર; હળાહળ. (૨) અફીણ. (૩) વછનાગ.

**કાળક્રમણ,** ન. [ सं. ] વખત કાઢવો તે

**કાળક્ષેપ,** પુ. [ सं. काल+क्षि=क्षय=ઓછું થવું. ] નિરર્થક કાળ ગાળવો તે; વિલંબ; વાર.

**કાળગતિ,** સ્ત્રી. [ सं. ] દૈવ; ભાવી; સમયનું બદલાઈ જવું તે.

**કાળચક્ર,** ન. [ सं. ] કાળનું ફરવું તે. (૨) ફેરફાર; કાળના વહનમાં જે સારી માઠી સ્થિતિ થાય તે. (૨) નાશ; આફત.

**કાળચંદ્ર**, પુ. [ **સં.** ] જ્યોતિષ પ્રમાણે જે રાશિનો ચંદ્ર નુકસાનકર્તા ગણાતો હોય તે; ઘાતચંદ્ર

**કાળચોઘડીઉં**, ન. નાશકારક પળ

**કાળજ**, ન કાળજું; છાતી; હૃદય

**કાળજડું**, ન. કાળજું

**કાળજી**, સ્ત્રી. કોઈપણ વાતની લાગણી; ફીકર; ચિંતા. (૨) ધાસ્તી; ભય. (૩) સંભાળ; ખબરદારી (૪) ચાનક; ખંત. (૫) ધ્યાન; લક્ષ

**કાળજીભું**, વિ. અશુભબોલું; જેના મુખમાંથી અમંગળ વાણી નીકળતી હોય હોય એવું.

**કાળજું**, ન. જમણા પાસામાં રહેલો એક મોટો માંસલ અવયવ. ( એ પિત્ત ઉત્પન્ન કરે છે અને રુધિરને શોધે છે ) પિત્તાશય; યકૃત. (૨) શરીરમાંનો તે અવયવ કે જ્યાં પ્રેમ, ભય, શોક વગેરે લાગણીઓ થાય છે—મન; અંતઃકરણ **ક્રિ૦** પ્ર૦ કાળજું ઠરું થવું=સંતોષ મળવો. કાળજું બળવું=દીલગીર થવું. કાળજું ખસી જવું=ઘેલા થવું. **રૂ૦ પ્ર૦** કાળજાનું પાકું=હર્ષશોકમાં સમતા રાખવા વાળું. કાળજાની કોર=અત્યંત પ્રિય કાળજું કોરાવું=હૃદય વિંધાઇ જવું. કાળજા વિનાનું=બોથડ. કાળજાનો ડાઘ= અંતરમાં ઉંડી લાગણી થએલી હોય તે; દ્વેષ; ઝેર. કાળજે કોરી રાખવું=કોઈ દિવસ ભુલાવું નહિ. તે. કાળજાનું કાચું=બીકણ. કાળજું ઠેકાણે રાખવું= હરખ શોકમાં ધીરજ રાખવી કાળજું ધડકવું=ડરવું. કાળજે હાથ રાખવો=સબુરી પકડવી. કાળજું ફાટી જવું=ગાંડા થઇ જવું; ત્રાસી જવું, કાળજું ફૂટી જવું=મૂર્ખ બનવું. કાળજું બળવું= જીવ બળવો; દુઃખ થવું

**કાળજ્વર**, પુ. [ **સં.** ] મરતા પહેલાં જે તાવ આવે છે તે (૨) અતિ ભયંકર તાવ

**કાળજ્ઞાન**, ન. [ **સં.** ] સમય જાણવો તે (૨) ઋતુના ભેદ જાણવા તે.

**કાળનિદ્રા**, સ્ત્રી. [ **સં.** ] મરણ; મરણના જેવી ઉંઘ; અઘોર નિદ્રા.

**કાળપ**, સ્ત્રી કાળાશ; કાળાપણું.

**કાળપરત્વે**, અ. સમય પ્રમાણે; વખતને લીધે.

**કાળપૂછી**, વિ જેના પૂછડામાં અશુભ ચિહ્ન હોય એવી; જેના પૂછડામાં બધા જ કાળા વાળ હોય એવી (ભેંસ).

**કાળપ્રસંગ**, પુ. [ **સં.** ] નાશનો સંધિ; મરણવેળા; મોટી હાનિનો વખત. [ પાશ; મોત.

**કાળપાશ**, પુ. [ **સં.** ] યમનો

**કાળભાતિ**, પુ. વિકરાળ પુરુષ.

**કાળભૈરવ**, પુ. [ **સં.** ] શિવ; મહાદેવ.

**કાળમાન**, ન. [ **સં.** ] વખતનું માપ; સમયનું પ્રમાણ. ( પળ, ઘડી, પહોર, દિવસ, રાત, અઠવાડીઉં, પખવાડીઉં, માસ અને વર્ષ એ કાળમાનના ભાગો છે.)

**કાળમાપક,** વિ. [ सं. ] કાળનું -સમયનું માપ થાય એવું ( યંત્ર ) ઘટિકાયંત્ર, ઘડિઆળ.

**કાળમીઢ,** પુ. એક જાતનો અત્યંત કઠણ કાળો પત્થર (૨) વિ અતિ કઠણ હૃદયનો માણસ.

**કાળમુખું,** વિ (૧) જેનું મુખ કાળ જેવું નઠારૂં હોય તે (૨) જેના મુખમાંથી અમંગળ વાણી નીકળતી હોય તેવું; કાળજીભું. (૩) લાંછનવાળું.

**કાળમૂર્તિ,** પુ. [ सं. ] કાળના જેવી ભયંકર આકૃતિવાળો પુરુષ

**કાળયવન,** પુ. [ सं. ] એક યવન રાજા; કંસ અને જરાસંધનો મિત્ર.

**કાળયાતના,** સ્ત્રી. [सं.] જમરાજા તરફથી થતી શિક્ષા જેવી પીડા.

**કાળયાપ,** પુ. (सं.) કાળક્ષેપ.

**કાળયુક્ત,** પુ. [ सं. ] એ નામનો એક સંવત્સર

**કાળયોગ,** પુ. [ सं. ] સંજોગ; સાંધ; બની આવવું તે.

**કાળરાત્રિ,** સ્ત્રી. [ सं. ] વદિ પક્ષની આઠમની રાત. (૨) સિત્તોતેર વર્ષે આવતી આસો સુદિ ( અથવા આવણ વદિ ) આઠમની રાત. (૩) કલ્પાંતની છેલ્લી રાત. (૪) કાળીચૌદશની રાત.

**કાળવું,** વિ. કાળાશ પડતું.

**કાળવૃદ્ધિ,** સ્ત્રી. [ सं. ] માસિક વ્યાજ

**કાળવેલીઓ,** પુ. છોકરાં ચોરી જનારો; ધુતારો બાવો. (૨) ભુરકી નાખનારો.

**કાળવેળા,** સ્ત્રી નઠારો વખત. (૨) સંધ્યાકાળ

**કાળસ્વરૂપ,** ન. [सं.] કાળના જેવું ભયંકર રૂપ. (૨) વિ કાળના જેવું.

**કાળા,** પુ. ( બ. વ. ) નઠારા લેખ; દુર્ભાગ્ય, ( કહે એવા તે કોના કર્મના કાળા હશે ? )

**કાળાટ,** પુ. કાળાપણું; કાળાશ.

**કાળા-તલ,** પુ તલ ત્રણ જાતના થાય છે. કાળા, ધોળા અને કબરા. (૨) ચામડી ઉપર નાનાં કાળાં ટપકાં થાય છે તે ક્રિ૦ પ્ર૦ કાળા તલ ચોરવા= ખરાબ કાર્ય કરવું

**કાળાશ,** સ્ત્રી. સહેજ કાળાપણું.

**કાળાં,** ન. (બ વ. વિશેષણ નામ તરીકે.) કાળા રંગનાં મરી; સત્વલાં મરી. (૨) નઠારાં કર્મ. કાળાંધોળાં કરવાં=તરકટ કરવું; નિંદ્ય કામ કરવાં.

**કાળાંજન,** ન. આંખે આંજવાનું કાળું અંજન; સુરમો.

**કાળાંતરે,** અ. [ सं. काल+ अंतर ] કોઈ વાર; ઘણે લાંબે વખતે; કાળનું અંતર-ફેરફાર થઈ ગયા પછી.

**કાળાં-મરી,** ન. ( બ. વ. ) કાળા રંગના મરી; તીખાં. ( તેનું ઉપલું છોડું કાળું અને કરચલીવાળું હોય છે. એ છોડું

કાઢી નાખ્યું હોય તો તે ધોળાં મરી કહેવાય છે.) [ મુખી કાળો હરણ.

**કાળિયાર**, પુ. હરણના ટોળાનો

**કાળી**, સ્ત્રી. [ **सं. काली–कालिका** ] એક દેવી; કાળકા; કાળી માતા. ( પાવાગઢ ઉપરનાં દેવી).

**કાળીઉં**, ન કાળી કઠી; કીડીઆની કંઠી. (૨) અફીણ. (૩) વિ. કાળું; કાળા રંગનું (૪) તમાકુની એક જાત

**કાળીઓ-સરસ**, પુ. એક જાતનું મોટું ઝાડ. [ કાળીઉં.

**કાળી-કંઠી**, સ્ત્રી. કીડીઆંની કઠી;

**કાળી-ગાંઠી**, સ્ત્રી સ્ત્રીઓનું ગળામાં પહેરવાનું એક ઘરેણું.

**કાળી-ચૌદશ**, સ્ત્રી આસો વદિ ચૌદશ; નરક ચતુર્દશી

**કાળીજીરી**, સ્ત્રી એક જાતના કાળા ઝીણાં અને કડવાં બી.

**કાળી-ટીલી**, સ્ત્રી. બદનામી; લાંછન.

**કાળી-દરાખ**, સ્ત્રી. કાળા રંગની દ્રાક્ષ.

**કાળી-દરાજ**, સ્ત્રી. [**सं. कृष्ण+दद्रु** ] જેનાથી ચામડીની સપાટી કાળી થઇ જાય એવી દાદર.

**કાળી-નાગ**, પુ. કાળો નાગ; કાળા રંગનો સાપ; એક નાગ. ( યમુનાના એક ધરામાં રહેનારો નાગ. )

**કાળી-પરજ**, સ્ત્રી. અનાર્ય લોકોની એક જાત; દુબળા.

**કાળી-મુશળી**, સ્ત્રી. એક જાતની કાળા રંગની ઔષધિ.

**કાળી-રાત**, સ્ત્રી. કાળી ચૌદસ. (૨) અંધારી રાત. (૩) વદિ પક્ષની આઠમની રાત.

**કાળી-રોટી**, સ્ત્રી. માલપુવા. (સાધુ લોકો તેને કાળી રોટી કહે છે. )

**કાળું**, વિ. [**सं. काल**=કાળુ ] કૃષ્ણ; શ્યામ (૨) નઠારૂં; દુષ્ટ. ક્રિ. પ્ર કાળું કરવું=ખસી જવું; મું કાળું કર. રૂ. પ્ર. કાળી નાગણ=બહુજ ઉગ્ર ઝેરવાળી નાગણી-તેવા સ્વભાવની સ્ત્રી.

**કાળું-ખડો**, પુ. એક જાતની વનસ્પતિ.

**કાળું-પાણી**, ન. સમુદ્ર (૨) દરીઆનું પાણી ક્રિ પ્ર કાળા પાણીએ જવું= સમુદ્ર પાર જવું (૨) કાળા પાણી ઉપર થઇને દૂર જવું. કાળાંપાણી ઓળંગવાં=લાંબી સફર કરવી; દરીઆ પારના દેશોમાં જવુ

**કાળો-કેર**, પુ ત્રાસદાયક બનાવ; ભારે જુલમ; મહા ભયંકર બનાવ; સંહાર

**કાળો-કોપ**, પુ. ગજબ; અત્યંત ખરાબ બનાવ (૩) દેવકોપ; જુલમ (૩) ભયંકર અને ત્રાસદાયક બનાવ.

**કાળો-ચોર**, પુ. અંધારી રાતે ચોરી કરનાર; ખરેખરો-પ્રસિદ્ધ ચોર; પાકો તસ્કર.

**કાળોતરી**, સ્ત્રી. જેમાં મરણની ખબર લખેલી હોય એવો કાગળ. કાળોતરીઓ =અશુભ સમાચાર લઈ જનાર એપીઓ.

**કાળો-નાગ**, પુ. તરત મરણ થાય એવા આકરા ઝેરવાળો સાપ. (૨) કામદેવ.

**કાળોવાળો**, પુ. એક જાતનાં કાળાં મૂળીઆં ( એક ઔષધિ ).

**કાળો-સાલેમ,** પુ. એક જાતની પૌષ્ટિક ઔષધિ.

**કાળો-સોમલ,** પુ. એક જાતનું ખનિજ ઝેર. ( સોમલ ધોળો, લાલ અને કાળો એમ ત્રણ જાતનો થાય છે )

**કાં,** અ. [ सं. किम् ] કોઇ સાથે વાત કરવાની શરૂઆત કરવાનો ઉદ્ગાર; (૨) શા સારૂ; કેમ.

**કાંઇ,** સ. [सं. किम्-किंचित् ] કંઈ; કંઈક. (૨) વિ. બરોબર નહિ જોએલું, જાણેલું કે સાંભળેલું એવું. રૂ. પ્ર. કાંઇનું કાંઇ થઇ જવું=ઉલટસુલટ થઇ જવું.

**કાંઇ-એક,** જુઓ કાંઇક.

**કાંઈક,** વિ. (સ.) કંઇક; થોડુ ઘણું; એકાદ.

**કાંઈકાંઈ,** સ. બરોબર સમજાય નહિ એવું ઘણું; કંઇ કંઈ. ઉ૦ કાળજામાં કાંઇ કાંઇ થાય છે. (૨) વિ. જરા; લગાર; થોડુંથોડું.

**કાંઉં,** અ. [ सं. किम् ] શા માટે; શા સારૂ; કેમ.

**કાંક,** સ. વિ. કાંઇએક; કંઇક.

**કાંકડ,** ન. એક જાતનું ફળ.

**કાંકડું,** ન. [ सं. कंक ] એક બહુ જ ભુખાળવું પંખી.

**કાંકણુ,** ન. કંકણુ; હાથનું કડું.

**કાંકણુ-દોરા,** પુ. (બ. વ.) કાંકણુ અને દોરો; કન્યાને પહેરાવેલાં કાંકણુ અને વરને બાંધેલો મીંઢળ દોરો તે. વિવાહદિક્ષાનાં ચિન્હ. ( લગ્નવિધિ પુરો થતાં ગણપતિ આગળ એ છોડી નાખવામાં આવે છે. ) કાંકણદોરા છૂટવા=વૈવાહિક સમારંભ પુરો થવો.

**કાંકણી,** સ્ત્રી. [ सं. कंकण ] કંકણી; કાંગરાવાળું વલય.

**કાંકરી,** સ્ત્રી. [ सं. कंकर ] નાનો કાંકરો; મરડીઓ; ઝીણો કણ; પત્થરનો નાનો દાણો. ક્રિ. પ્ર. કાંકરી મારવી=ખરે વખતે કામ કરવું. કહે૦ કાંકરી ઘડો ફોડે=નાની વસ્તુથી પણ મોટું કામ થઈ જાય.

**કાંકરી-ચાળો,** પુ. છેડતી; અટપલું; અટકચાળુ. કાંકરીચાળો કરવો=સામાને ઉશ્કેરણી થાય એવું કરવું.

**કાંકરી-દાવ,** પુ. છોકરાઓની એક રમત; સોગટાંને ઠેકાણે કાંકરીઓ મૂકીને રમાતી એક રમત.

**કાંકરેટ,** સ્ત્રી. (ન.) [अं.] ચુનો, કાંકરો, રોડાં વગેરેનો થર. ક્રિ. પ્ર. કાંકરેટ કરવી=ઈંડાં, પત્થર કે કાંકરા સાથે ચુનો મેળવી તેને ટીપીને બેસાડવું; થર કરવો.

**કાંકરો,** પુ. [ सं. कंकर ] પત્થરનો નાનો ગોળ કડકો; ગાંગડો. (૨) ફાંસ; અડચણ; કંટક; નડતર. (૩) શંકા; વહેમ; ખટકો. (૪) ખીલ. (૫) પેન. ક્રિ. પ્ર. કાંકરો કાઢી નાખવો=નહિ ગણકારવું; રદ કરવું; નિરૂપયોગી ગણી કાઢવું. આબરૂના કાંકરા કરવા=સાખ ગુમાવવી; વકર ઘટાડવો. કાનમાં કાંકરા

ઘાલવા=સાંભળ્યું ન સાંભળ્યું કરવું; ઉપેક્ષા કરવી. કાંકરે કાંકરે પાળ બંધાય=થોડે થોડે મોટું કામ થાય. (૫) કાંકરા પડવા= જાહેરમાં ફિટકાર થવો.

**કાંકળ,** જુઓ કાંકોલ

**કાંકીડો,** પુ. જુઓ કાચિંડો.

**કાંકે,** અ. કેમકે; કારણકે. (૨) રીસે; ક્રોધે:–કાંકે ચડવું=રૂવાં ઉભાં થાય એવા ક્રોધમાં આવી જવું. [ આડવું.

**કાંકોલ,** સ્ત્રી. કાંટાવાળું એક જંગલી

**કાંક્ષા,** સ્ત્રી. [ सं. ] ઇચ્છા; ભાવના; આશા.

**કાંગ,** સ્ત્રી. [सं. कंगु] સામાની જાતનું એક ધાન્ય.

**કાંગડ,** ન. વણકરનું એક ઓજાર; કાંઠલો.

**કાંગડુ,** ન. ડોળ; અનાજમાંનો જે દાણો પલળતો કે બફાતો નથી તે

**કાંગણીઉં,** ન. એક જાતનું લુગડું.

**કાંગરવું,** ક્રિ. અ. ગુસ્સે થવું; રીસે ભરાવું.

**કાંગરાદાર,** વિ. કાંગરાવાળું.

**કાંગરાવાળું**, વિ. કાંગરાદાર.

**કાંગરી,** સ્ત્રી. કરવતના દાંતા જેવી હાર; શંકુ આકૃતિની અણીદાર ભાત. (૨) કોર; ધાર; કિનાર.

**કાંગરૂ,** જુઓ કાંગારૂ.

**કાંગરો,** પુ. [ फा. कंगुरो ] મોગરો; દાંતો; શંકુ આકૃતિનું શિખર. (૨) કોટની એક તરેહ. કાંગરા ફૂદવા= હદ બહાર જતા રહવું.

**કાંગલું,** વિ. નિર્માલ્ય; ગરીબ; નિર્બળ; નાદાર. (૨) લાડકું; નાજુક. માઈકાંગલું=રોતડું; માના ખોળાને શરણે જઈ ભરાય એવું. (૩) અસહનશીલ; આત્મબળ વગરનું.

**કાંગવો,** પુ. કાંગમાંથી બનાવેલો ખાવા જેવો પદાર્થ. [ (૨) કાંસકી.

**કાંગસી,** સ્ત્રી. એક જાતની વનસ્પતિ.

**કાંગાઈ,** સ્ત્રી. કાંગાપણું; કાયરપણું; નાજુકાઈ; નબળાઇ; ગરીબાઈ.

**કાંગારૂ,** ન. [અ.] આસ્ટ્રેલિયાનું એક ચોપગું જનાવર (તેના આગલા પગ બહુજ ટુંકા હોય છે. અને તેના પેટ ઉપર ત્વચાની કોથળી હોય છે તેમાં તે પોતાનાં બચ્ચાં રાખે છે )

**કાંગાવેડા,** પુ (બ. વ.) કાંગાઈ; કાંગાપણું; નિર્બળતા; ગરીબાઇ.

**કાંગું,** વિ. રાંક; દીન; કાંગલું; કાયર; દુર્બળ, નિર્માલ્ય; બાયલું.

**કાંચન,** ન. [ सं. काञ्चन ] સોનું, સુવર્ણ બહુજ શુદ્ધ કરેલું ઉત્તમ સોનું. (૨) ધન; લક્ષ્મી; દોલત.

**કાંચનક,** પુ. એક જાતના ચોખા. (૨) પદ્મકેસર. (૩) સ્ત્રી. હડતાળ.

**કાંચનાર,** ન. [ सं. ] એક જાતનું ફૂલ અને ઝાડ. (૨) વિ. છેતરનાર; ખરાબ કર્મ કરનાર.

**કાંચલડી,** સ્ત્રી. કાંચળી.

**કાંચવું,** ક્રિ. સ. હલાવવું; ખરાબ કરવું; ડોળવું. (૨) ભોળવવું; ઠગવું.

**કાંચળી,** સ્ત્રી. [ **સં. कंचुको** ] કાપડું; ચોળી; કમખો. (૨) ખોળ; ચામડીનું પડ. ક્રિ. પ્ર. **કાંચળી પહેરવી**=પુરુષપણું તજી સ્ત્રીપણું ધારણ કરવું; બાયલા બનવું. (૨) ભવાઇમાં ઉતરવું. સાપે **કાંચળી ઉતારવી**=શરીર ઉપરની ત્વચાનો ત્યાગ કરવો.

**કાંચળિયા પંથ,** પુ. અજ્ઞાન લોકોમાં ચાલતો ધર્મઘેલાઇનો એક માર્ગ. ( આ પંથનાં સ્ત્રી પુરુષો તેમના તહેવારને દિવસે આચાર્યને ત્યાં એકઠાં થઈ ઉજાણી જમે છે. જમતા પહેલાં ઉતારી નાખેલી કાંચળીઓ આચાર્ય એક ઝોળામાં સેળભેળ કરી નાખી જમી ઉઠતા પુરુષોને તેમાની અકેક વહેંચી આપે છે જે સ્ત્રીની કાંચળી જે પુરુષને મળે તે તેની સાથે વિના સંકોચે ભોગ ભોગવે. છે. એમ કહેવાય છે કે આમાં તેઓ મા દીકરી કે બેનનો પણ ભેદ રાખતા નથી.)

**કાંચી,** સ્ત્રી. [ **સં. काञ्ची** ] મેખળા; સ્ત્રીઓને કમરે પહેરવાનું ઘરેણું; કમરપટી; કંદોરો. (૨) એ નામની એક પૌરાણિક નગરી. ( ભરતખંડમા સાત નગરીઓ પૂર્વે બહુ મોટી હતી: ૧ અયોધ્યા, ૨ મથુરા, ૩ માયા (મયા), ૪ કાશી, ૫ અવંતિકા (ઉજ્જન), ૬ દ્વારકાં અને ૭ કાંચી. )

**કાંજી,** સ્ત્રી રાબડી; રાબ; સાબુ-ચોખાની રાબ. (૨) ખેળ; આર; કપડાં અને સુતરને ચીવટ બનાવવા માટે ચડાવવામાં આવતી રાબ (૩) લાહી.

**કાં-જે,** અ. કાંકે; કેમકે; કારણકે.

**કાંટલો,** જુઓ કાંઠલો

**કાંટારખુ,** ન. [ **સં. कंटक** અને **रक्ष** ] કાંટાઓથી પગનુ રક્ષણ કરનારૂં; પગરખું. (૨) વિ. ખડતલ; નિડર; દુર્દમ; રીઢુ

**કાંટા-સળીઓ,** પુ. એક જાતની વનસ્પતિ. ( આ વનસ્પતિ દવાના કામમાં આવે છે. એના ફૂલમાથી જે રેસા નીકળે છે તે શૂળો જેવા હોય છે તેથી તેને કાંટાસળીઓ કહેવામાં આવે છે )

**કાંટાળું,** વિ. કાંટાવાળું; જેને કાંટા હોય એવું. (૨) જ્યાં કાંટા વેરાએલા હોય એવું. (૩) મુશકેલીઓવાળું; દુર્ઘટ.

**કાંટી,** સ્ત્રી. એક જાતની માછલી.

**કાંટીઓ,** પુ. વાડો; સંડાસ; જાજરૂ.

**કાંટીઉં,** વિ. મડદા ઉપર નાખવાનું લુગડું. (૨) નરકખાણ

**કાંડું,** ન. કઠોળનાં પાંદડાં, ડાખળાં અને શિંગોનો સુકો ભુકો (૨) નાકું; છિદ્ર; દાગીનામાં ચુની જડવાનો ખાડો; ઘર.

**કાંટો,** પુ. [ **સં. कंटक** ] રેસો; અંકુર; શૂળ; ફણગો. (૨) વાળ, રૂવાં વગેરે. (૩) ધાતુ કે લાકડાનો અણીદાર સોયો. (૪) સ્ત્રીઓને નાક પહેરવાનું ઘરેણું; ચૂંક. (૫) જેની અંદર સમતોલતા બતાવનારો સોયો હોય એવું તોલ કરવાનું યંત્ર; કંપાણ. (૬) વાંકો અને

અણીદાર અકેડે. (૭) અણી. (૮) વાકી અણીદાર આંકડી. (૯) એડી; શંકુ; અંકુશ (૧૦) ખીલો. (૧૧) વાગે એવું વાકું હાડકું. (૧૨) ઘોડાના તંગનો ખીલો (૧૩) ગજ (૧૪) અટકણ ઠેસ (૧૫) હરકત; નડતર (૧૬) ડખ; દંશ (૧૭) પીડા, મુશ્કેલી (૧૮) વહેમ; શંકા. (૧૯) રીસ; કિન્નો (૨૦) પાણી; નૂર; તેજ. (૨૧) ટેક; મમત (૨૨) જુસ્સો. ક્રિ૦ પ્ર૦ કાંટો કાઢવો=નડતર મટાડવી. કાંટો વાગવો=અંતરમા સાલે એવું થવું કે ઠેકાંટા પડવા=શોષ પડવો કાંટા વાવવા=વેર કરવું (૨) પોતાનો માર્ગ મુશ્કેલ થાય એવી રીતે વર્તવું

**કાંઠલો,** સ્ત્રી. નાનો કાઠો

**કાંઠલી,** સ્ત્રી. [ સં. कंठ ] કંઠ—ગળાની આસપાસનો વર્તુલાકાર ભાગ (૨) ગળાની આસપાસનો ગોળ આકાર (૩) સાળનું કવડું: વાણાનો તાર તાણાના તારમા નાખવાનું મોઇ જેવું ઓજાર (૪) હાંસડી; ગળાનું એક જાતનું ઘરેણું. (૫) વસન; સગપણ થયા પછી કન્યાને જે ઘરેણુ આપવામા આવે છે તે. (૬) કિનારો; તીર.

**કાંઠો,** પુ. [ સં. कंठ ] કિનારો; તીર; ઓવારો; ઘાટ. (૨) મો આગળનો ભાગ. (૩) અંત; છેડો. (૪) હાંસડી; કાંઠલો.

**કાંડ,** પુ. [સં. काण्ड] ગ્રન્થનો ભાગ; પ્રકરણ. (૨) કાતળી (૩) ન. સૈન્ય.

**કાંડણી-ની,** સ્ત્રી એક વનસ્પતિ

**કાંડવું,** ક્રિ૦ સ૦ સતાવવું; દુ:ખ દેવું.

**કાંડાબળીઉં,** વિ જેના કાંડામા બહુ બળ હોય તેવું

**કાંડપૃષ્ઠ,** પુ [ સં. ] સૈનિક (૨) વેશ્યાપતિ (૩) દત્તક પુત્ર.

**કાંડા-વછેડ,** સ્ત્રી ખાલી ઝઘડા. (૨) ચડસાચડસી. (૩) કાંડાબળની અજમાશ લેવાની મરદાનગીની રમત.

**કાંડી,** [ સં. काण्ड ] પંજાની ઉપરનો કાંડાનો ભાગ; કાડું (૨) (म) દીવાસળી; દીવાસળીની પેટી (૩) વિ. બળવાન કાંડાવાળું.

**કાંડીઉં,** ન સ્ત્રીઓને કાંડે પહેરવાનું એક ઘરેણું.

**કાંડું,** ન. [સં. काण्ड] કોણીની નીચેનો હાથનો ભાગ ક્રિ૦ પ્ર૦ કાંડું ઝાલવું=આશ્રય આપવો. (૨) જીંદગીભર નિભાવી લેવાનું માથે લેવું. (૩) મુદ્દામાલ સાથે પકડવું. કાંડું કાપી આપવું=સહી કરી આપવી.

**કાંણાં-કોડી,** સ્ત્રી બાળકને રમાડવાની એક રીત.

**કાંણું,** ન. ખાડો; દર; પોલ; શાર; છિદ્ર; વેહ; બાકુ; ગાબડુ. (૨) દોષ; ખોડ. (૩) દ્વાર; બારણુ.

**કાંણું,** વિ. કાણાવાળું; છિદ્રવાળું. (૨) જેમા વસ્તુનો કે વાતનો ટકાવ ન થાય એવું. (૩) જેની એક આંખ ફૂટી ગઈ હોય એવું. (૪) આંખની ખોડવાળું. કહે૦ કાણાને કાંણું ન કહેવાય=અપ્રિય ભાષણ કરવું નહિ.

**કાંત**, પુ. [ सं. कान्त ]શ્રીકૃષ્ણ. (૨) ચંદ્ર. (૩) પતિ; સ્વામી (૪) ન. કંકુ, ખરૂ લોઢું. (૫) વિ. સુંદર; રૂપાળું (૬) રેંટીઆની તરાક. [ કાંતવાની આવડત

**કાંતણી**, સ્ત્રી. કાંતવાની રીત. (૨)

**કાંતણું**, ન. કાંતવાપણું. (૨) જે કાંતવાનું હોય તે. (૩) કાંતવાનું કામ (૪) ભાંજગડ; લંબાવ્યા કરવું તે. (૫) તરાક

**કાંતપક્ષી**, ન. મોર.

**કાંત-પાષાણ**, પુ. [ सं ] ચકમકનો પત્થર. (૨) લોહચુંબક. (૩) એક જાતનું લોઢું. [ ચુંબક.

**કાંત-લોહ**, ન. [ सं. ] લોહ-

**કાંતવું**, સ૦ ક્રિ૦ વળ દઇને તાર કાઢવો. (૨) ઝિણાશથી–કરકસરથી કામ કરવું–લેવું. (૩) ચૂંથવું ક્રિ૦ પ્ર૦ ઝીણું કાંતવું=બારીકીથી કામ લેવું.

**કાંતા**, સ્ત્રી. [ सं. ] સુંદર સ્ત્રી.

**કાંતાર**, ન. [सं.] વન; મોટું વન.

**કાંતિ**, સ્ત્રી [ सं. कान्ति ] દીપ્તિ; શોભા; છબી.

**કાંતિદાયક**, વિ. [सं.] શોભા આપે એવું; પ્રભા દેનારૂં.

**કાંતિનગરી**, સ્ત્રી. મોક્ષપુરી.

**કાંતિમતી**, વિ. શોભાવાળી; સુંદર.

**કાંતિવાન**, વિ. તેજદાર; શોભાવાળું.

**કાંતિ-લોહું**, ન. [ सं कान्त-लोह ] કલાઇ ચડાવેલાં લોઢાના પતરાં. (૨) લોહચુંબક.

**કાં-તો**, અ. અગર; વા; અથવા.

**કાંદડું**, ન રેંટીઆની તરાકના બે છેડા જેમાં રહે છે તે; ચમરખું.

**કાંદો**, પુ. [ सं कन्द ] ડુંગળી, પ્યાજ; હરકોઇ વનસ્પતિના મૂળની ગાંઠ (૨) મૂળ; થડને તેના ઉપરની થોડી લીલી પાંદડી. (૩) ફાયદો; લાભ નફો.

**કાંધ**, સ્ત્રી [ सं स्कन्ध ] ખાંધ; ખભો (૨) ગળુ; ડોક. (૩) ધુંસરાનું આંટણ.

**કાંધલી**, સ્ત્રી. ધુંસરી.

**કાંધા-ખત**, ન. અમુક મુદતે કટકે કટકે અમુક રકમ ભરવાનું લખત

**કાંધીઓ**, પુ. [ स स्कंधक ] ખભા ઉપર ભાર ઉપાડનાર. (૨) મજુર; મડદું ઉંચકનાર. (૩) બળદ. (૪) નાણાંની ધીરધાર કરનાર. (૫) ચલાવનાર; ઉત્તેજક. ક્રિ૦ પ્ર. કાંધ આપવી= મડદું ઉપાડવામાં મદદ કરવી; મદદગાર થવું. કાંધીઆ કરવા=જે માણસો સ્મશાન ગયા હોય તેમને જમાડવા.

**કાંધું**, ન. આખી રકમના નક્કી કરેલા ભાગોમાંનો એકેકો ભાગ; હપતો.

**કાંધેબળીઓ**, વિ. બહુ બળવાન; મજબુત.

**કાંધેલી**, સ્ત્રી. ધુંસરી; ખાંધ ક્રિ૦ પ્ર કાંધાં પાંજરાં=હપતે હપતે નાણું લેવાદેવાનો ધંધો.

**કાંધે-વળીઓ**, પુ. દાણચેકી ઉપર દેખરેખ રાખનાર.

**કાંધે–વાળીઓ**, પુ. કાંધે ઉપાડી લે એવા મોટા છોકરો. (૨) વિ. ધુરંધર; ઘરનો બોજો ઉપાડી લે એવા છોકરો કે માણસ.

**કાંપ**, પુ. [ सं. कंप ] કંપારો; ધ્રુજ. (૨) ચીકણો કાદવ. (૩) સ્ત્રીઓને કાનની બુટીએ પહેરવાનું ઘરેણું. (૩) [ અ. ] છાવણી.

**કાંપવું**, ક્રિ. અ. [ सं. कंप ] થરથર થવું; ડગમગવું; હાલવું; ધ્રૂજવું. (૨) ટરી જવું. [ તેટલો જથ્થો.

**કાંપો**, પુ. ઉંદળ; ઉંડળમાં માય

**કાંબ**, સ્ત્રી. [ सं. कबा ] કમઠાનો ગજ; આંકણી.

**કાંબડી**, સ્ત્રી. કામડી, નાનું કામડું

**કાંબલેટ**, સ્ત્રી. ઊનનું ઉંચું કપડું. (૨) વાંસની ચીપ. (૩) અરણી અથવા બીજી કોઈ જાતનાં ઝાડવાંની સીધી સોટી.

**કાંબળી**, કામળી, સ્ત્રી. નાનો કાંબળો; ધાબળી; ઊનની પછેડી.

**કાંબળો**, પુ. [ सं. कंबल ] ઊનને જાડા વણાટનો ધાબળો.

**કાંબી**, સ્ત્રી. સ્ત્રીઓને પગે પહેરવાનું રૂપાનું એક ઘરેણું. (૨) કાસના મોનો કાંઠલો. (૩) ડોલ. (૪) સારણગાંઠ, દાબવાનો કંદોરો. [ માટે.

**કાંય**, કંઈપણ; કશુંએ; (૨) કેમ; શા

**કાંરે**, અ. કેમ રે; અરે શું છે? કાં.

**કાંશકી**, (કાંસકી), સ્ત્રી વાળ ઓળવાનો નાનો દાંતીઓ.

**કાંશકો**, પુ. મોટી કાંશકી. [ ઝાંઝ.

**કાંશીજોડા**, ન. (બ. વ.) કાંસાનાં

**કાંસ**, પુ. [ सं. कृष् ] પાણીને દૂર લઈ જવાને બનાવેલી નહેર.

**કાંસલું**, (કાસીઉ), કાસાનું કઢાઇ જેવું વાસણ; તાસળુ.

**કાંસવું**, ક્રિ. અ. [ सं. कास ] ઠાંસવું; ઉધરસ ખાવી.

**કાંસાકુટ**, સ્ત્રી. વાસણોનો ભાગેલો જથ્થો; ભંગાર; કાંસાના ભાગ્યાંતૂટયાં વાસણ. (૨) કાસાના વાસણનો ખડખડાટ.

**કાંસાં**, જુઓ કાંશીજોડાં.

**કાંસીઓ**, પુ. કાંસાનો વાટકો.

**કાંસું**, ન. [ सं. कांस्य ] તાંબા અને કલાઈની મેળવણીની બનેલી એક ઉપધાતુ. (આમા જસતનો પણ કંઇક ભાગ હોય છે. તાંબાની માફક તેને કાટ લાગતો નથી પણ તે બરડ હોવાથી ઝટ ભાગી જાય છે.)

**કિચકિચ**, સ્ત્રી૦ (અનુ.) કચકચ; ચકલીઓનું બોલવું; પંખીઓની કલબલ.

**કિચકિચવું**, અ૦ ક્રિ૦ કિચકિચ કરવું; ખેંચાવું, ભારથી તૂટી જાય એમ થવું. (૨) દાત કકડાવવા.

**કિચકિચાવવું**, સ. ક્રિ. કિચકિચ થાય એમ કરવું. (૨) દાંત પીસવા. (૩) ખેંચીને બાંધવું. [ પંક.

**કિચડ**, (કીચડ), પુ કાદવ; ગારો;

**કિચોડો**, (કીચુકો, કચુકો), આમલીનો ઠળિયો. (૨) કીચુડ કીચુડ થાય એવું ચકડોળ; ચીચોડો.

**કિટ-ખાયું**, વિ. ઉધઇ લાગેલું; સડી ગએલું.

**કિટલી**, સ્ત્રી. [અં.] ચાદાની.

**કિટાવું**, અ. ક્રિ. કટાવું. (૨) બગડવું. (૩) બેસ્વાદ થવું.

**કિટોડો**, કીટરડો, પુ. ઘી તેલ વગેરેમાંનો નીચે જામેલો મેલો પદાર્થ; કીટું. (૨) ધાતુ ગાળતા તેમાં નિકળતા કચરાનો ગઠ્ઠો; કીટો.

**કિટ્ટ**, પુ. [સં.] કચરો; કાટ.

**કિતવ**, પુ. [સં] ઠગારો; કપટી; ધુતારો. (૨) જુગારી; વંચક; ખળ.

**કિતાબ**, પુ (ફા.) ગ્રંથ; ચોપડી; પુસ્તક (૩) [ અ. ખિતાબ ] ઈલકાબ; પદવી. [ કાલય; પુસ્તકોની દુકાન.

**કિતાબ-ખાનું**, ન. (આ) પુસ્ત-

**કિતો**, પુ. ( આ. ) પહોળા જાડા કાપની કલમ; ખરડો; દોપિસ્તા. (૨) ખંડ; કકડો. (૩) નકલે નકલ; સદર.

**કિ-દહાડે**, અ. કયારે; કયે દહાડે.

**કિનરી**, (**કિન્નરી**), સ્ત્રી. નાનીસારંગી.

**કિનાર**, સ્ત્રી. (ફા.) કોર; ધાર.

**કિનારી**, સ્ત્રી.(ફા.) કિનાર; કોર; ધાર

**કિન્ડરગાર્ટન**, ન. ( અં.) બાલ-વાડી. (૨) ત્રણ ચારેક વર્ષનાં બાળકો માટેના શિક્ષણની એક પદ્ધતિ.

**કિન્નર**, પુ. (સં) ગાવાબજાવવાનો ધંધો કરનારી એક જાતિ અને તેના લોક; સ્વર્ગના ગાયક.

**કિન્નરી**, સ્ત્રી. [સં.] કિન્નરની સ્ત્રી. (૨) મધુર કંઠવાળી ગાનારી. (૩) સારંગીના જેવું નાનું તંતુવાદ્ય.

**કિન્નરેશ**, પુ. [સં.] કિન્નરોનો રાજા; કુબેર.

**કિન્નાખોર**, વિ. (ફા.) કિન્નાવાળું; ઝેરીલું; અંટસ રાખે એવું.

**કિન્નો**, પુ. (ફા.) દ્વેષ; ખાર; ઝેર; અંટસ.

**કિફાયત**, સ્ત્રી. (ફા.) લાભ; નફો. (૨) વિ૦ સસ્તું; સોંઘું. [ સોંઘું.

**કિફાયતી**, વિ. (ફા.) લાભવાળું;

**કિયત**, વિ. [સં.] કેટલું; કેવડું; કેવું.

**કિયું**, સ. વિ. [સં. किम्] કયું; કોણ.

**કિરકોલ**, વિ. [મ.] છૂટક; પરચુરણ

**કિરણ**, ન. [સં.] રશ્મિ; કર; તેજસ્વી પદાર્થમાંથી સીધી લીટીએ નિકળતી રેખાઓ. (૨)આભા; જ્યોતિ; પ્રકાશ.

**કિરણમાલી**, પુ. [સં.] સૂર્ય.

**કિરણાલેખ્ય-કળા**, સ્ત્રી. [સં.] તેજની છાયા લઇ છબી ઉતારવાની કળા; ફોટોગ્રાફી.

**કિરત**, સ્ત્રી. કીર્તિ; યશ. [ દયા.

**કિરપા**, સ્ત્રી. [સં. कृपा] કૃપા;

**કિરમાણી**, પુ. અજમો, એક જાતનો અજમો. [એક જાત; ભીલ; કોળી.

**કિરાત**, પુ. [સં] જંગલી લોકોની

**કિરાતાર્જુનીય**, ન. મહાકવિ ભારવી કૃત એક કાવ્ય.

**કિરાતાશિન**, પુ. ગરુડપક્ષી.

**કિરાતિની**, સ્ત્રી. જટામાસી.

**કિરાતી,** સ્ત્રી. [સં.] ભીલડી; કાળણ. (૨) અનાર્ય સ્ત્રી. (૩) દુર્ગા.

**કિરાયાદાર,** વિ. ભાડે રહેનાર.

**કિરાયું,** ન [ફા ] ઘર, જમીન અથવા બીજી કોઈપણ વસ્તુનું ભાડું.

**કિરિ,** પુ. [સં.] ડુક્કર; ભુંડ.

**કિરિઆણું,** જુઓ કરીઆણું.

**કિરીટ,** પુ. [સં.] મુકુટ; તાજ.

**કિરીટી,** વિ. [ સં. ] મુગટવાળું. (૨) જેને માથે મુકુટ ધરાતો હોય તે. (૩) રાજા. (૪) અર્જુન.

**કિરે,** અ [અનુ] એક પંખીનો ઉચ્ચાર.

**કિર્ર,** વિ. [ મ. ] ગીચ; ભરચક; નિબિડ (વન). (૨) વાંસની ઝાડીવાળું (વન). (૩) પંખીનો ગુંજારવ

**કિલ,** અ. [સં.] નિશ્ચે; નક્કી.

**કિલકાર,** પુ [ સં. ] પંખીઓના આનંદનો કલબલાટ (૨) આનંદના ઉભરાભેર અવાજ કરવો તે.

**કિલકારી,** સ્ત્રી. આનંદના ઉભરાથી અવાજ કરવો તે. (૨) મશ્કરી.

**કિલકિલાટ,** પુ. [ સં. [ કિલકિલ અવાજ. (૨) ખુનાલીનો ઉમરો.

**કિલકિલાવવું,** સ. ક્રિ 'કિલકિલ' કરે એમ કરવું. (૨) ખુશ કરવું; હસાવવું; ખિલાવવું.

**કિલકિંચિત,** ન. [ સં. ] શૃંગાર ભાવનો એક તરેહ.

**કિલવો,** પુ. કિલ્લેદાર.

**કિલાવો,** પુ મહાવતને ચડવા માટે હાથીને ગળે લબડતું રાખેલું દોરડું.

**કિલ્લી,** સ્ત્રી કુંચી; ચાવી.

**કિલ્લું,** ન. અનાજમાં થતું એક જાતનું નાનું જીવડું; ધનેડું.

**કિલ્લેદાર,** પુ. [ ફા ] કિલ્લાનો ઉપરી અમલદાર. (૨) વિ કિલ્લાવાળું.

**કિલ્લેબંદી,** સ્ત્રી. કિલ્લાનું બાંધકામ.

**કિલ્લો,** પુ [ फा. ] કોટ; તટબંધી; ગઢ; દુર્ગ.

**કિલ્વિષ,** (કિલ્મિષ), ન [સં.] પાપ; મળ; અપરાધ

**કિશોર,** વિ. [ સં. ] ઉમર લાયક ન થયેલું બાળક; સગીર.

**કિશોરી,** સ્ત્રી. [ સં. ] કુમારી; કન્યા; તરુણ ઉમરની સ્ત્રી.

**કિશ્ત,** સ્ત્રી. [ फा. ) ખેડ; ખેતી. (૨) જમીન ઉપરનું સરકારી ભાડું; મહેસુલ. (૩) હાર; પરાજય; શેહ.

**કિષ્કિંધ,-ધ્ય,** પુ. એ નામનો એક દેશ; એક પહાડ.

**કિષ્કિંધા,** સ્ત્રી. [સં.] રામાયણમાં વર્ણવેલા વાનરરાજ્યની રાજધાની.

**કિસ,** વિ. [ સં. कीदश ] શું; કંઈ લેખામાં નહિ એવું; તુચ્છ. (૨) કેવું; કેટલું (૩) કોણ; કયું. ( જુની ગુજરાતીમા કિસું=કેવું )

**કિસમ,** સ્ત્રી. [ फा. ] જાત; રીત; પ્રકાર ઢબ; વલણ.

**કિસમિસ,** (ખીસમીસ), બી વગરની નાની દ્રાક્ષ

**કિસલય,** ન [ સં. ] નવાં અને કુમળાં પાનવાળી ડાળખી; કુંપળ.(૨) કુમળું

નવું તાજું પાંદડું.

**કિસ્ત,** સ્ત્રી. જુઓ કિશ્ત.

**કિસ્તી,** સ્ત્રી. હોડી.

**કિસ્બણ,** સ્ત્રી. કસબણ; વેશ્યા. (૨) કસબી સ્ત્રી.

**કિસ્મત,** સ્ત્રી. [ અ૦ કિસ્મત ] ભાગ્ય; નશીબ

**કિસ્સો,** પુ [फा] કહાણી; અદ્ભુત કથા. (૨) કલ્પિતકથા (૩) યુક્તિ હીકમત. ક્રિ૦ પ્ર૦ કિસ્સો કરવો=યુક્તિ કરવી; (૨) તરકટ કરવું.

**કિંકર,** પુ [सं.] દાસ;ચાકર;નોકર.

**કિંકરી,** સ્ત્રી. [सं.] દાસી; ચાકરડી.

**કિંકિણી,** સ્ત્રી. [सं.] કાંકણી; કાંગરાવાળુ ઘરેણું. (૨) ઘુઘરીઓવાળો કંદોરો. (૩) નાની ઘંટડી

**કિંકિરાત,** [सं] પરાગ, પુષ્પરજ. (૨) અશોક (૩) કામદેવ

**કિંગલાણ,** ન. અત્યંત હરખાઇ જવું તે. [ અતિ આનંદમાં આવવું.

**કિંગલાવું,** અ. ક્રિ મલકાઇ જવું;

**કિંચન,** અ. [ सं. ] કંઇપણ; જરાપણ.

**કિંચિત્,** અ. [सं.]જરા; લગાર.

**કિંજલ્ક,** ન. [ सं. ] મકરંદ; કેસર. [ તોપણ; તથાપિ.

**કિંતુ,** અ. [ सं. ] પરંતુ;

**કિંપુરુષ,** પુ. [ सं. ] કિન્નર. (૨) તુચ્છ--સાધારણ માણસ.

**કિંબહુના,** અ. [ सं. ] વિશેષ શું ? એટલું જ

**કિંમત,** જુઓ કીમત.

**કિંવદંતી,** સ્ત્રી. [ सं. ] લોક. વાયકા; અફવા

**કિંવા,** અ. [ सं ] વા. અથવા.

**કિંશુક,** પુ. [ सं ] ખાખરો.

**કી,** વિ. કયી.

**કીકરો,** પુ. ટાંકણું; પત્થર ઘડવાનું ઓજાર; વીંધણું; ફરશી (૨) મહેમાન; પરોણો. (૩) કાંકરો; મરડિયો

**કીકિઆણ,** ન. કકળાણ; ચીસો પાડવી તે (૨) કલ્પાંત.

**કીકિઆરી,** સ્ત્રી. તીણી બૂમ; ચીસ, રાડ; મહા દુ:ખની ચીસ

**કીકી,** સ્ત્રી. [सं. कनीनिका] આંખની અંદરની ગોળ ટીપકી; રતન. (૨) નાની છોકરી.

**કીકો,** પુ નાનો છોકરો.(૨)લાડકો છોકરો (૩) અણસમજુ બાળક

**કીચ,** પુ કીચડ

**કીચક,** પુ. [सं.] પોલો વાંસ. (૨) વિરાટ રાજાનો સાળો.

**કીચડ,** પુ. કાદવ; કચરો.

**કીચુકો,** પુ. આમલીનો ઠળીઓ.

**કીચુડો,** પુ ગોળ ફરતું નાનું ચકડોળ.

**કીજે,** ક્રિ. [ सं. क्रियताम् ] કરવું. ( કવિતામાં ) કીજીએ=કરીએ (૨) કહેવું.

**કીટ,** પુ. [ सं ] મેલ; કચરો.

(૨) કાટ. (૩) કીડો. જીવજંતુ; ઉધઈ.

**કીટ,** અ. તૈયાર; પાકે; મોઢે. (૨) વિ. પૂરેપૂરો જાણકાર; હોંશિયાર; નિષ્ણાત

**કીટી,** સ્ત્રી કપાસને લાગેલી પાદડી; કસ્તર.

**કીટીઉં,** વિ કીટીવાળું (રૂ) (૨) છારવાળું (ઘી).

**કીટું,** ન ઘીમાંનો કચરો અને છારા. (૨) વિ. કાટવાળું.

**કીટો,** પુ. માટીના અત્યંત ગરમીને લીધે બનેલો ગઠ્ઠો. (૨) તાપથી ગળેલી ધાતુનો વિકાર (૩) ગાંઠોવાળાં લાકડાં; વેઢા (૪) બગાડ

**કીડ,** સ્ત્રી. [ सं. कीट=કીડો ઉ. ] કીડા; જીવજંતુ; ઉધઈ; સડો (૨) કીડાનો ઉપદ્રવ; દાદર, ઉદરી વગેરે. (૩) ચળ; ખંજવાળ.

**કીડખદું,** વિ કીડાથી ખવાએલું.

**કીડી,** સ્ત્રી. [ सं. कीटिका ] એક ઘણુંજ નાનું જીવડું.

**કીડિઆરૂં,** ન. કીડીઓનું દર. (૨) કીડીઓનું ઉભરણ. ક્રિ પ્ર. કીડિઆરૂં પૂરવું=કીડીઓના દર આગળ લોટ નાખવો.

**કીડિઆસેર,** સ્ત્રી. કીડીઆની આવલી–કંઠી (સધવા હીંદુ સ્ત્રીનું કંઠાભરણ છે.)

**કીડીઉં,** ન. દોરામાં પરોવાય એવો કાચનો નાનો ગોળ દાણો.

**કીડી-કંથવો,** પુ કીડી અને કીડીથી પણ નાનું એક જીવડું.

**કીડીમંકોડી,** સ્ત્રી. કીડી અને તેના જેવાં ઝીણાં જીવડાં.

**કીડામારી,** સ્ત્રી. જે ખાવાથી પેટમાના નાના નાના જંતુઓનો નાશ થાય એવી એક કડવી વનસ્પતિ

**કીડો,** પુ. [ सं. कीट ] પેટે ચાલનારો જીવડો.

**કીધું,** કરવુ ક્રિયાપદનું ભૂતકાળનુ રૂપ; કર્યું (૨) કહેવુંનું ભૂતકાળનું રૂપ;કહ્યુ.

**કીનખાબ,** પુ રેશમ ઉપર કસબની ભાત પાડેલું જાડું કપડું.

**કીમત,** સ્ત્રી. [ ફા કિમત ] ઉપયોગિતાની યોગ્યતા; તુલના; કદર; મૂલ્ય

**કીમતવાર,** અ. કીમત પ્રમાણે; કીમત સાથે.

**કીમતી,** વિ. કીમતવાળું; મોંઘું (૨) અગત્યનું; દુર્લભ.

**કીમીઆગર,** પુ. [फा.] કીમીઓ જાણનાર; કળાબાજ. (૨) ધુતારો.

**કીમીઓ,** પુ. [ फा. ] હલકી ધાતુને કીમતી ધાતુ બનાવવાની ગુપ્ત કળા. (૨) ઈલમ; યુક્તિ. (૩) જેમાથી સારો લાભ મળે એવો ધંધો.

**કીર,** પુ. [सं.] પોપટ; શુક.

**કીરતન,** ન. જુઓ કીર્તન.

**કીરતનીઆં,** ન. (બ. વ.) કીરતનમાં વગાડવાનાં કાંસાના ઝાંઝ. (૨) કીર્તનનું બહુવચન.

**કીરતાર,** પુ. પરમેશ્વર; કર્તા.

**કીરમજ,** સ્ત્રી. [ सं. कृमिज ] કૃમિમાંથી ઉત્પન્ન થતી એક વસ્તુ. (૨) (આ. કિરમિઝ.) કૃમિ અથવા એક જાતના કીડાનાં ખોખાંમાંથી રંગ બને છે તે કીરમજ કહેવાય છે. તે રંગ અને દવા તરીકે વપરાય છે [ લાલચેર.

**કીરમજી,** વિ. કીરમજના રંગનું;

**કીર્તન,** ન. [सं.] યશોગાન; ગુણગાન.

**કીર્તિ,** સ્ત્રી. [सं ] સારા ગુણ અને વર્તનની વાહવાહ બોલાવી તે; ખ્યાતિ; આબરૂ.

**કીર્તિમાન,** વિ. [सं.] કીર્તિવાળુ.

**કીર્તિવંત,** વિ. [सं.] કીર્તિમાન; કીર્તિવાળું.

**કીર્તિસ્તંભ,** પુ. [सं.] મોટા વિજયની યાદગીરી રહેવાને બંધાવેલો મિનારો.

**કીલ,** પુ. મળ; કચરો. (૨) મળી

**કીલકારી,** સ્ત્રી. મલકાટ; ખુશીનું હસવું. ક્રિ. પ્ર. કીલકારીઓ કરવી=મજાક રૂપે હસવું.

**કીલી,** સ્ત્રી. ( सं. किलक= ખીલો ઇ. ) કુંચી. (૨) ત્રિજોરી. (૩) કીકી (અણસમજુ નાની બાળકી).

**કીલીદાર,** પુ. ત્રિજોરીવાળો; સિલક રાખનાર.

**કીશ,** પુ (सं.) વાંદરો.

**કીશપર્ણ,** પુ. सं.) અઘેડો.

**કીહારે,** અ. ક્યારે; કયે વખતે.

**કીહાં,** અ. ક્યાં; કયે ઠેકાણે.

**કુ,** અ૦ (ઉપસર્ગ) सं.] શબ્દની આગળ જોડાતાં નઠારૂ, હલકુ, એવો અર્થ દર્શાવે છે. ગુજરાતીમા 'કુ'નો 'ક' થાય છે.

**કુઈ,** સ્ત્રી નાનો કુવો.

**કુક,** ન. (અનુ) કુકડાનું બોલવું.

**કુકડભાગે,** અ. નીમે ભાગે.

**કકડાં,** ન. (બ.વ.) [सं.कुक्कुट] કુકડો કુકડી અને તેનાં બચ્ચાંકચ્ચાં; મરઘાં.

**કુકડી,** સ્ત્રી. કુકડાની માદા; મરઘી.

**કુકડો,** પુ. [सं कुक्कुट]મરઘો.

**કુકર,** જુઓ કુતરો

**કુકર,** પુ. (अं.) નવી રચનાવાળો એક જાતનો ચુલો.

**કુકરી,** (કુંકરી) સ્ત્રી. ઘસીને ગોળ બનાવેલી ઠીકરાની કકડી. (૨) હળનો એક અવયવ; કાચર. [ હાડકું; હરડિયો.

**કુકરો,** પુ. દાઢીની નીચેનું ગળામાંનું

**કુકર્મ,** ન. [सं. कु=નીચ+कर्म] નઠારૂં--નીચ કર્મ; પાપ.

**કુકર્મી,** વિ. નઠારૂ કામ કરનાર; પાપી.

**કુકલ્પના,** સ્ત્રી. [ सं. ] નઠારી કલ્પના; ખરાબ વિચાર.

**કુકવો,** પુ. મરનારને નામે પુરુષનું રડવું [ (હા.) રૂપિયો: સિક્કો.

**કુકો,** પુ. ઠીકરીનો ગોળ કકડો. (૨)

**કુક્ષિ,** સ્ત્રી. [ सं. ] કૂખ; પેટ. (૨) ગર્ભસ્થાન.

**કુગતિ,** સ્ત્રી. [सं.] અસદ્‌ગતિ, અવદશા.

**કુગ્રામ,** ન. [ सं. ] નઠારૂં ગામ.

**કુચ,** પુ. [सं.] સ્તન; થાન. (અં.) (૨) લશ્કરી ઢબની ચાલ; (૩) મજલ; મુકામ. [ નાનો કુચડો

**કુચડી,** સ્ત્રી. જાડા વાળની પીંછી;

**કુચડો,** પુ. ભીંડી કે મુંજના રેસાને જુડીની માફક બાંધીને બનાવેલી ધોળવાની પીંછી. (૨) વાસણ માંજવાનો ખાખરાના લાકડાનો દંડીકો (૩) ભોટવો;ચંબુ.

**કુચાલ,** સ્ત્રી ગેરવર્તણુક; ખરાબ ચાલચલગત. (૨) ખોટી રીત; નઠારી રૂઢિ

**કુચેષ્ટા,** સ્ત્રી અઘટિત મશ્કરી કરવી તે; અયોગ્ય ચાળા કરવા તે.

**કુચો,** પુ. [सं. कूर्च] કુચડો. (૨) સત્ત્વ વગરનું (૩) નિંદા કર્યા કરવી તે. (૪) છુંદો (૫) ખોખુ

**કુછ,** [हिं.] જરા; કંઇ; લગીરેક.

**કુછંદ,** પુ. નઠારી-ખરાબ લત, વ્યસન; નઠારો નાદ.

**કુછંદાઈ,** સ્ત્રી. ખોટી લત,ગેરવર્તણુક.

**કુછંદી,** વિ. ખરાબ લતવાળુ; વ્યસની; લંપટ.

**કુજો,** પુ. ચંબુ; ભોટવો

**કુજોગ,** પુ. [ सं. कुयोग ] સારો યોગ નહિ તે; યોગ્ય સમય નહિ તે.

**કુટ,** સ્ત્રી ભાંજગડ, પંચાતી. (૨) કુટણી. (૩) ભંગાર.

**કુટણખાનું,** ન. હડો; અનીતિના કામ માટે સ્ત્રી પુરુષોને એકઠા કરવાનું સ્થાન.

**કુટણાં,** ન. રાજીઆ. (૨) કડાકૂટ.

**કુટણી,** સ્ત્રી. ભડવાઈ કરનારી સ્ત્રી; દૂતી. [ (૩) વિ. કુટણી કરનારૂ.

**કુટણું,** ન કુટવું તે. (૨) ભડવાઇ.

**કુટણો,** પુ. ભડવો

**કુટંબ,** જુઓ કુટુંબ

**કુટાકુટ,** સ્ત્રી. ઉપરા ઉપરી કુટવુ તે. (૨) ધમાચકડી; ગડબડ. (૩) ઉપરાઉપરી ધબધબ મારવું તે.

**કુટારો,** પુ. ખટખટારો; કંટાળો ઉપજાવે એવું જે કંઈ તે.

**કુટાવું,** અ. ક્રિ અથડાવુ, ટિચાવું. (૨) આમતેમ પછડાવું; અફળાવું.

**કુટિલ,** વિ. [ सं. ] વાંકું; આડુ (૨) કપટી; ખળ (૩) નહિ માને તેવુ; આડું

**કુટિલતા,** સ્ત્રી. [सं.] કુટિલપણુ.

**કુટી,** સ્ત્રી ઝુંપડી; પર્ણશાળા (૨) એક જાતનુ કંદ.

**કુટુંબ,** ન. [सं.] વંશ; કુળ; પરિવાર; એક બાપનો પરિવાર; ગોત્ર.

**કુટુંબપરિવાર,** પુ છોકરાંનાં છોકરાં વગેરે એક કુટુંબના માણસોનો સમુદાય.

**કુટુંબી,** વિ. એક કુટુંબનું;જેને કુટુંબ છે એવું; ગૃહસ્થ; બચ્ચરવાળ.

**કુટેલ,** વિ. કુટાએલું; અનુભવી; હોશિયાર. [ લક્ષણ.

**કુટેવ,** સ્ત્રી. ખરાબ આદત; અપ-

**કુટો**, પુ. ભૂકો; જેરઃ છુંદો; કચું-બર; ભંગાર; કકડેકકડા. [ ઠેકાણું.

**કુઠામ**, ન. [कु+स्थान] નઠારૂં

**કુઠાર**, પુ. [सं.] લાકડાં કાપવા-નું હથિઆર; કુવાડો. [છળ; કપટ; દગો

**કુડ**, ન. છેતરવાની છુપી ઇચ્છા;

**કુડતું**, ન. કુરતું, પહેરણું; બદન.

**કુડંતર**, પુ. ભીતનો આતરો.

**કુડાપાડું** વિ. વાંધાવચકાવાળું

**કુડાપો**, જુઓ કઠાપો.

**કુડું**, વિ ભુંડું. (૨) વાંકું; કુડવાળુ.

**કુડલું**, જુઓ કુલ્લું.

**કુણ**, જુઓ કોણ

**કુતરાની ટોપી**, ટોપ, સ્ત્રી. (પુ.) ચોમાસામાં ભેજવાળી જમીનમાં જે ફૂગ ફૂટી નીકળે છે તે. (એને બિલાડીનો ટોપ અથવા કુતરાનો કાન પણ કહે છે.)

**કુતરી**, સ્ત્રી. કુતરાની માદા. (૨) વિ. બહુ બકબક કરનારી સ્ત્રી

**કુતરો**, પુ. [सं. कुकुर] શ્વાન. (૨) ઘાસની વાકા કાંટાવાળી માંજર કહે૦ કુતરાની પૂંછડી સો વર્ષ ભોયમાં રાખો તોય વાંકીને વાંકી=સ્વભાવ કદી પણ બદલાતો નથી.

**કુતુહલ**, ન. [सं.] અમુક વસ્તુ જાણવા જોવાની આતુરતા; ઉત્કંઠા. (૨) નવાઈ [ખાચો

**કુત્તી**, સ્ત્રી. [हिं.] કુતરી. (૨)

**કુત્તો**, પુ. [हिं.] કુતરો.

**કુત્સિત**, વિ. [सं] તુચ્છ; ધિ-ક્કારવા જોગ; અધમ; મેલુ.

**કુથલી**, સ્ત્રી. [स. कथन-नी] ટાયલું; ચર્ચા; ટીકા.

**કુથ**, સ્ત્રી હાથી ઉપર નાખવાની ઝુલ.

**કુથલો**, જુઓ કુથો.

**કુથો**, પુ ઘણી માથાકુટ કરવી પડે એવું કામકાજ (૨) નાની મોટી ઘણી બાબતોનો સમુદાય. (૩) ગૂંચ. (૪) કુચો.

**કુદકારો**, પુ. કૂદકો; ફલંગ

**કુદકું**, ન લાકડાનો દસ્તો; ઠફણું; બધું.

**કુદકો**, પુ છલગ; ઠેકડો; ભુસકો.

**કુદરત**, સ્ત્રી. [फा.] પરમેશ્વરની સરજતઃ માયા (૨) જાતિસ્વભાવ; ખા-સિયત (૩) રીત. (૪) ઈશ્વરી શક્તિ.

**કુદરતી**, વિ. કુદરતનું; સ્વાભાવિક; સહજ.

**કુદાકુદ**, સ્ત્રી. વારવાર કુદકા મારવા તે; બહુજ આતુરતા; ધમાલ.

**કુદાવવું**, સ. ક્રિ. ઠેકાવવું (૨) ખીજવવુ; ઠપકો દેવો. (૩) ચડાવવું; ખીલવવું

**કુદાળી**, જુઓ કોદાળી.

**કુદાળીઆં**, ભવાઈઆઓને અપાતું બપોરનું ભોજન. [ખરાબ દાનત.

**કુદષ્ટિ**, [सं.] ખોટી નજર;

**કુધારો**, પુ ખરાબ રીત; સારો ન ગણાય એવો વહીવટ.

**કુધાન્ય**, ન. [सं.] હલકું અનાજ; ખરાબ થઈ ગએલું ધાન્ય.

**કુનારી**, સ્ત્રી. [ सं. ] નઠારી સ્ત્રી; કુભારજા.

**કુનેહ**, સ્ત્રી. યુક્તિ; હીકમત. (૨) ચતુરાઇ; હોંશિઆરી.

**કુપથ**, પુ. [ सं.] નઠારો માર્ગ; અનીતિનો માર્ગ.

**કુપથ્ય**, ન. [ सं. ] ન ખાવાનું ખાવું તે. (૨) વિ. આરોગ્ય; માફક ન આવે એવું.

**કુપાત્ર**, વિ. [ सं. ] અયોગ્ય. (૨) ખરાબ; દુષ્ટ; નાલાયક.

**કુપુત્ર**, પુ. [ सं. ] નઠારો છોકરો; કપૂત.

**કુપ્પી**, સ્ત્રી નાની શીશી; કુડલી.

**કુપ્પો**, પુ મોટો શીસો; કુડલો.

**કુફર**, જુઓ કાફર.

**કુફરાન**, ન. [ આ ] તોફાન; ધતિંગ. (૨) આળ; અપવાદ; તરકટ.

**કુબજા**, જુઓ કુબ્જા.

**કુબડું**, વિ. [ सं. कुब्ज ] કદરૂપું; બદસુરત. (૨) ખુંધું; બેડોળ અંગવાળું.

**કુબી**, સ્ત્રી. [ અં ] કુબીજ; કોબી.

**કુબુદ્ધિ**, સ્ત્રી. [ सं. ] નઠારી બુદ્ધિ; બદદાનત; લુચ્ચાઇ

**કુબેર**, પુ. ધનનું રક્ષણ કરનારો દેવ; ધનનો ભંડારી.

**કુબો**, પુ. ઘાસનું ઝુંપડું. (૨) ચુનો અને ઇંટો વગેરેનો થર. (૩) એ થરને કુટવાનું લાકડાની બેસણીવાળું ઓજાર.

**કુબોધ**, પુ. [सं.] ખોટી સલાહ; ખોટો ઉપદેશ. [ ખોડવાળું

**કુબ્જ**, વિ. [ सं. ] ખુંધવાળું;

**કુબ્જા**, સ્ત્રી. ખુંધી. (૨) રૂપ વિનાની અને ખોડવાળી સ્ત્રી. (૩) કંસની એક દાસી.

**કુભા**, સ્ત્રી. [सं.] પૃથ્વીની છાયા.

**કુભાંડ**, ન. [सं.] તરકટ; જુઠાણું.

**કુભાંડી**, વિ તરકટી; જુઠાણું ઉભું કરનાર; પ્રપંચી.

**કુભારજા**, ( કભારજા ), સ્ત્રી [ सं कुभार्या ] ખરાબ સ્વભાવની સ્ત્રી કર્કશા; કંકાસણી સ્ત્રી.

**કુભાવ**, પુ. [सं.] નઠારો ભાવ: કભાવ; અપ્રીતિ [ ભોજન

**કુભોજન**, ન. [ सं. ] ખરાબ

**કુમક**, સ્ત્રી. ( ફા. ) મદદ.

**કુમકુમ**, ન. [ सं. कुंकुम ] કંકુ. [ (૨) વિ. મૂર્ખ; દુષ્ટ

**કુમતિ**, સ્ત્રી. [ सं. ] કુબુદ્ધિ.

**કુમળાવું**, અ. ક્રિ. કરમાવું; ચીમળાવું; સુકાવું

**કુમળાશ**, સ્ત્રી કુમળાપણું; નરમાશ.

**કુમળું**, વિ. [ सं. कोमल ] કોમળ; સુકુમાર; નરમ; કુણું; તાજું; પોચું; નાજુક; કરુણ.

**કુમાર**, પુ. પાંચ વર્ષલગીનો બાળક; રાજપુત્ર. (૨) તરુણ. (૩) કાર્તિકસ્વામી.

**કુમારપાળ**, પુ. એ નામનો એક

રાજા. (૨) વિ. કુમારોને સંભાળનાર; કુમારાઓને પાળનાર. [એક સંસ્કૃત કાવ્ય.

**કુમારસંભવ,** ન. કવિ કાલિદાસનું

**કુમારિકા,** [ **સં.** ] કુંવારી કન્યા; (૨) કુંવરી.

**કુમાર્ગ,** પુ. [ **સં.** ] ખરાબ રસ્તો. (૨) પાખંડ ધર્મ

**કુમાવિસદાર,** [**સં.**]પુ. તાલુકાનો અધિકારી; મામલતદાર.

**કુમાશ,** સ્ત્રી. [ આ. ] કપડાંની સફાઇ નરમાશ.(૨) યથાર્થતા; સુરેખતા

**કુમાશદાર,** વિ કુમાશવાળું.

**કુમાસદાર,** પુ અધિકારી; કુમાવિસદાર [ કુછંદી મિત્ર

**કુમિત્ર,** પુ. [ **સં.** નઠારો-

**કુમુદ,** ન. [ **સં.** ] રાત્રિવિકાસી ફૂલ; પોયણું; કુમુદિનીનું ફૂલ

**કુમુદનાથ,** પુ. [ **સં.** ] ચંદ્રમા.

**કુમુદિની,** સ્ત્રી. [ **સં.** ] પોયણી.

**કુયોગ,** [ **સં.** ] કજોગ; નહિ સારો યોગ તે (૨) ખરાબ વખત.

**કુર,** સ્ત્રી. ટઠ્ઠી; જાવળું

**કુરકુર,** [ **સં. कुतकुत** ] કુતરાનાં ભોટીલાં; તેમને બોલાવવાનો સાંજ્ઞિક અવાજ. (૨) દાંતવડે થોડે થોડે કરડવું તે.

**કુરકુરીઉં,** ન. કુતરાનું બચ્ચું; ભોટીલું.

**કુરગોડી,** સ્ત્રી. છોકરાઓની એક રમત

**કુરતાની,** સ્ત્રી. પલગની ઉપર નાંખવામાં આવતું જાળીદાર કપડું; મચ્છરદાની. [ કરવી તે. (કુર્નિસ.)

**કુરનીસ,** (કુરનસ) અદબસર સલામ

**કુરબાન,** વિ. ( આ. ) અમુક ઉપર ગાંડુંઘેલું; ફિદા; ખુશ; મુગ્ધ; વારી જવું તે. (૨) ન. ભોગ, બલિ. [ ટિંટોડી.

**કુરર,** સ્ત્રી. એક જાતનું પંખી;

**કુરલ,** સ્ત્રી કેશની લટ.

**કુરંગ,** પુ. [ **સં.** ] હરણ; મૃગ. કુરંગનયના=કુરંગના જેવી (ચચળ) આંખોવાળી સ્ત્રી કુરંગણી=કુરંગની માદા.

**કુરાન,** ન. [ આ. ] ઇસ્લામીઓનો પવિત્ર ધર્મગ્રંથ; કુરાને શરીફ.

**કુરીઓ,** પુ. જુવારનો ભાત. (૨) જુવારનો પોંક.

**કુરુ** પુ પાંડવ કૌરવનો મૂળ પુરુષ.

**કુરુક્ષેત્ર,** ન. પાણીપતનું મેદાન જ્યાં પાંડવ કૌરવોનું યુદ્ધ થયું હતું તે. (૨) કલેશનું સ્થળ. [ બદસુરત.

**કુરૂપ,** વિ. [**સં.**] કદરૂપું; વરવું;

**કુરૂપતા,** ( કરૂપતા ), નહિ રૂપાળાપણું; બદસુરતી. [ ઝાડ, ને તેનું ફૂલ.

**કુરૂબક,** ન. [**સં.**] એક જાતનું

**કુરૂરી,** સ્ત્રી. [**સં.**] એક જાતના પંખીની માદા. (આનો સ્વર બહુ તીણો હોય છે.)

**કુલકુલાં,** વિ. [ આ ] તમામ, સર્વ સત્તા સમેત. (૨) જેમાં કશોપણ ભિન્ન ભાવ ન હોય તેવું; અંગત.

**કુલક્ષણ**, ન. [**સં.**] અપલક્ષણ; કુટેવ [ લક્ષણવાળું

**કુલક્ષણું**, વિ. અપલક્ષણુ; ખરાબ

**કુલગુરુ**, પુ. [**સં.**] વડિલ; કુટુંબનો વડો (૨) કુટુંબનો પુરોહિત.

**કુલટા**, સ્ત્રી ખરાબ ચાલની સ્ત્રી

**કુલડી**, સ્ત્રી સેનું રૂપુ ગાળવાનું માટીનું પાત્ર; માટીનું નાનું પાત્ર.

**કુલમ**, જુઓ કોલમ.

**કુલવધૂ**, સ્ત્રી [**સં**]કુળને શોભાવે એવી વહુ [ મજબુત હથિઆર

**કુલિશ**, ન. [ **સં** ] વજ્ર, ઈન્દ્રનું

**કુલા**, ન (બ. વ.) ઢગરા.

**કુલાબો**, (કોલાબો)પુ. (ન) જમીનનો દરીઆમાં લંબાઇ ગએલો ભાગ; ભૂશિરની જમીન.

**કુલાલ**, પુ. [ **સં.** ] કુંભાર. (૨) કલાલ.

**કુલીન**, વિ. [ **સં.** ] કુળવાન, આબરૂદાર ઘરનું; ખાનદાન.

**કુલીનતા**, સ્ત્રી. [ **સં.** ] કુળવાનપણું, ખાનદાની

**કુલે**, અ. [ આ. ] તમામ; સઘળું

**કુલેર**, કુલર, સ્ત્રી. ગોળ કે ખાંડમા પાણી સાથે ચોળેલો લોટ.

**કુલ્લી**, સ્ત્રી ચામડાનું ઘી તેલ ભરવાનું પાત્ર; કુડલી.

**કુલ્લું**, ન. મોટી કુલ્લી; કુડલું.

**કુલ્લા**, પુ. ગાડના બાજુનો અવયવ; ઢગરૂ

**કુવચ**, જુઓ કૌવચ, કૌચ.

**કુવચન**, ન, [ **સં.** ] નઠારૂં વેણ, અપશબ્દ.

**કુવચની**, વિ નઠારૂ બોલનાર

**કુવત**, ન કૌવત.

**કુવલય**, ન. [ **સં.** ] કાળું કમળ.

**કુવાક્ય**,ન.નઠારૂંવચન; ખરાબ વેણ.

**કુવાથ**, જુઓ કવાથ.

**કુવાથંભ**, પુ. વહાણના મોટા સઢનો થાંભલો.

**કુવાડો**, પુ. [ **સં. कुठार** ] લાકડાં કાપવાનું લોઢનું ઓજાર.

**કુવાસ**, સ્ત્રી. ખરાબ વાસ; દુર્ગંધ; બદબો.

**કુવાસના**, સ્ત્રી. [ **સં.** ] નઠારી ઇચ્છા; દુષ્ટ ભાવના.

**કુવેણ**, ન. કુવચન; કડવું વચન.

**કુવેણી**, સ્ત્રી. કંડીઓ.

**કુવૃત્તિ**, સ્ત્રી. [ **સં.** ] નઠારી ઈચ્છા; ખોટી વૃત્તિ.

**કુવેતર**, ન કુવાવાળી જમીન.

**કુવો**, પુ. [ **સં.** ] તળીએથી પાણી આવે એટલો ઉંડો ગોળ ખોદીને બાંધેલો ખાડો; કૂપ (૨) વહાણના વચલા સઢનો થાંભલો.

**કુશ**, પુ. [ **સં.** ] એક જાતનું ઘાસ; ડાભ; દર્ભ. (એ પવિત્ર ગણાયછે.)

**કુશકા**, પુ. (બ. વ.) ફોતરાંનું ઝીણું ભુસું.

**કુશકી,** સ્ત્રી ડાંગરનાં ફોતરાંનો બારીક ભુકો; બહુ ઝીણી રજ; થુલી [ સુખી.

**કુશલી,** વિ. [ सं. ] આમાદ;

**કુશળ,** વિ. [ सं. कुशल ] પુણ્ય; ક્ષેમ (૨) આરોગ્ય (૩) હોશિઆર.

**કુશળતા,** સ્ત્રી. [ सं. ] કુશળપણું; સુખરૂપતા; આરોગ્ય. (૨) હોશિઆરી; આવડત.

**કુશળક્ષેમ,** વિ. [सं.] સુખી અને આરોગ્ય

**કુશાગ્રબુદ્ધિ,** સ્ત્રી. [सं. कुश+अग्र+बुद्धि ] કુશની અણીના જેવી ઝીણી બુદ્ધિ. તીક્ષ્ણ બુદ્ધિ.

**કુશાદા,** ( દે ), વિ સારૂ; ખુલ્લકાદાર; વિશાળ; સગવડવાળુ.

**કુશીલ,** ન. [सं.] ગેરવર્તણુક; ખરાબ રીતભાત. [ ખેલાડી.

**કુશીલવ,** પુ. [ सं. ] નાટકનો

**કુશીલતા,** સ્ત્રી. [ सं. ] ગેરવર્તણુકપણું.

**કુષ્ઠ,** [ सं. ] એક જાતનો ત્વચાનો રોગ; કોઢ. (૨) પોલાદ

**કુષ્ઠી,** વિ. કોઢવાળુ.

**કુસંગ,** પુ. [ सं. कु+संग ] નઠારી સોબત.

**કુસંગત-તિ,** સ્ત્રી. [ सं. ] સારી સંગતિ નહિ તે; નઠારી દોસ્તી.

**કુસંગી,** વિ. ખરાબ સોબતવાળું.

**કુસંપ,** પુ. [ सं. ] સંપ નહિ તે; અણબનાવ (૨) નઠારી બાબતમાં સંપ.

**કુસંપી,** વિ. સંપ નહિ રાખનાર; અતડુ રહેતુ હોય એવું; [ શરાફી.

**કુસીદમ,** ન. [सं.] વ્યાજવટ્ટ;

**કુસુમ,** ન. [ सं. ] ફૂલ; પુષ્પ; સુમન [જેનું બાણ છે એવો દેવ, કામદેવ.

**કુસુમબાણ,** પુ. [ सं. ] ફૂલ

**કુસુમાકર,** પુ. [ सं. कुसुम+आकर ફૂલનો સમહ જ્યા હોય તે જગા; બાગ. [ ભરેલો ખોબો.

**કુસુમાંજલિ,** પુ. [सं] ફૂલથી

**કુસુમાયુધ,** પુ. [ सं. ] ફૂલ જેનું આયુધ છે એવો દેવ; કામદેવ

**કુસુમિત,** વિ ફૂલેલુ; પુષ્પિત; ફૂલવાળું.

**કુસુંબી,** સ્રી. એક જાતની લાલ રંગ આપનારી તેલી વનસ્પતિ; કસુંબી; કસુંબો. (૨) વિ. લાલ રંગનું.

**કુસ્તી,** સ્ત્રી. [ફા] કસરતની એક તરેહ; બાથબત્થા; ચીત કરવું તે. (૨) લડાઈ (૨) (લા) ખૂબ મહેનત લેવી.

**કુસ્તીબાજ,** વિ કુસ્તી જાણનાર; મજબુત શરીરનું.

**કુસ્તીબાજી,** સ્રી, કુસ્તીની રમત.

**કુસ્વપ્ન,** [ सं. ] નઠારૂં સ્વપ્ન.

**કુસ્વભાવ,** પુ. [ सं. ] નઠારો સ્વભાવ. [ બખોલ.

**કુહર,** ન. [ सं. ] ગુફા; દર;

**કુહાડી,** સ્ત્રી. લાકડાં ચીરવાનું લોઢાનું હથિઆર; નાનો કુહાડો.

**કુહાડો,** પુ. [ **सं. कुठार** ] લાકડાં કાપવાનું હથિઆર; પરશુ કહે૦ પગ ઉપર કુહાડો મારવો=પોતેજ પોતાનો નાશ થાય એવું કરવું.

**કુહુ,** અ. કોયલના રાગનું અનુકરણ.

**કુળ,** ન [ **सं. कुल** ] વંશ; વેલો; પરંપરા; ઓલાદ; ગોત્ર.

**કુળક્ષય,** પુ. [**सं**] કુળનો નાશ.

**કુળતારક,** વિ કુળને તારનાર

**કુળદીપક.** પુ. [ **सं.** કુળને દીપાવનાર.

**કુળદેવી,** સ્ત્રી. કુળની ઇષ્ટદેવતા.

**કુળભૂષણ,** ન કુળનું ભૂષણ.

**કુળલજામણું,** વિ કુળને લજાવે એવું; કુળને એબ લગાડે એવું.

**કુળવધૂ,** સ્ત્રી જુઓ કુલવધૂ.

**કુળવંત,** વિ. [ **सं.** ખાનદાન; કુળવાન.

**કુળવાન,** વિ. [ **सं.** ] કુળવંત.

**કુળહીન,**–ણુ, વિ. [**स.**] નીચા કુળનું; કજાત.

**કુળાચાર,** પુ. [**सं. कुल+ आचार** ] કુળનો આચાર; કુટુંબ પરંપરાની રીતભાત.

**કુળા'ભિમાન,** ન. [ **स. कुल+ अभिमान** ] કુળની મમતા.

**કૂકડૂકૂક,** અ. કુકડાના અવાજનું અનુકરણ.

**કુખ,** સ્ત્રી. [**स कुक्षि**] પેટની બે બાજુની બખોલ (૨) હોજરી; પેટ (૩) ગર્ભાશય. રૂ. પ્ર. કુખે ડામ દેવો=પ્રજોત્પત્તિ ન થાય એમ કરવું કુખ માંડવી=કુખે સંતાન થવાં

**કુખીઓ,** પુ નાની બાયનો કબજો.

**કુચ** સ્ત્રી [ ફા ] મુકામ ઉઠાવી આગળ ચાલવું પુ (૨) ભોટવો; કુજો.

**કુજન,** ન. [ **सं.** ] પંખીઓનું ઝીણું ઝીણું બોલવું; ગુંજન.

**કુટપ્રશ્ન,** પુ. [ **सं.** ] અઘરો સવાલ; કોયડો

**કુટસંક્રાન્તિ,** સ્ત્રી. [**सं.**] અર્ધી રાત ગયા પછી સૂર્યનું સંક્રમણ થાય તે.

**કુટવું,** ક્રિ. સ. [ **सं. कुट्टन** ] ખાંડવું; છૂંદવું. (૨) પીટવું; ટીપવું. (૩) ટોચવું; અફાળવું. (૪) મારવું; ઝાપટવું. છાતી પીટવી. (૬) સખત શિક્ષા કરવી.

**કુટસ્થ,** પુ. [ **सं. कूट+स्था=** ઉભા રહેવું. શિખરની માફક જે નિર્વિકાર રહે તે. ] પરમાત્મા; આત્મા.

**કુડ,** ન દગો; છળ; કપટ. (૨) મનમાં જે મેલ, આંટી હોય તે.

**કુદવું,** અ. ક્રિ. [ **सं. कुर्द** ] ઉછળવું; ઠેકવું. (૨) ઉંચેથી નીચે પડવું; ભુસકો મારવો. (૩) ઉલ્લંઘવું; ઓળંગવું. (૪) જોર કરવું; ૫ રાજી કરવી (૫) પોવાના ગજા કરતાં વધારે કરવું.

**કુંઅર-આર,** જુઓ કુંવાર.

**કુંઆરૂં,** જુઓ કુંવારૂં.

**કુંકણી,** વિ. [ **म.** ] કોકણનું.

**કુંકણીકેળાં,** ન. (બ. વ.) કોકણમાં થતા કેળાની એક જાત

**કુંકરી,** સ્ત્રી. કુકરીદાવ

**કુંકરો,** જુઓ કાંકરો

**કુંકાપગું,** વિ. [**सं. कुंकुम+पद**] કંકુનાં પગલાંવાળું; મંગળકરક પગલાંવાળું.

**કુંકાવટી,** સ્ત્રી. જુઓ કંકાવટી.

**કુંકાવટો,** પુ પૂજાની સામગ્રી રાખવાનું પાત્ર; કટોરો.

**કુંકાવરણું,** વિ. [ **सं. कुंकुम+वर्ण** ] કંકુના જેવા રંગનું; રાતું.

**કુંકુમ,** ન. [ **सं** ] હળદર અને ખારાની મેળવણીથી બનાવેલું રાતા રંગનું ચૂર્ણ: કંકુ

**કુંગરો,** જુઓ કાંગરો

**કુંચડી,** સ્ત્રી પીંછી.

**કુંચલી,** સ્ત્રી [**सं. कंचुलिका**] નાની છોકરીઓને માથે ઓઢવાની બે બાજુએ શીવેલી કોથળી.

**કુંચવાવું,** અ ક્રિ. સંકોચાવું; કચવાવું, આનાકાની કરવી

**કુંચી,** સ્ત્રી. તાળું કે કળ ઉઘાડવાનું ઓજાર; ચાવી; કિલ્લી. (૨) હીકમત; ઉપાય; રસ્તો. (૩) [ **सं. कूर्चक** ] જુડી; પીંછી. (૪) ભેદ; રહસ્ય.

**કુંચો,** પુ. મોટી કુંચી. (૨) કુચડો.

**કુંજ,** સ્ત્રી. [**सं. कुञ्ज**] ઝાડની ગીચ ઘટા; લતામંડપ

**કુંજકુટીર,** ન [**सं.**] લતાગૃહ.

**કુંજડી,** સ્ત્રી. લીલાં ઝાડવા અને વેલીઓથી બનેલી ઘટાવાળા માર્ગો. (૨) વૃંદાવનનું એક ગાઢું વન (૩) સાંકડો અને છાયાવાળો ગીચ વનમાર્ગ (૪) આકાશમા ઉડનારૂ એક પક્ષી (૫) વિ. બહુ બોલનારી સ્ત્રી

**કુંજડો,** પુ શાકભાજી અથવા ફલવાન વેચનાર [ માડવો.

**કુંજભવન,** ન. [ **सं** ] વેલાનો-

**કુંજર,** પુ. [**सं**] હાથી; મોટોહાથી. કુંજર પીપર=મોટી પીપર. (૨) એક જાતની ઔષધિ. [ માં એક યોગ.

**કુંજરછાય,** પુ. [ **सं.** ] જ્યોતિષ-

**કુંજરાએલું,** વિ ટાઢથી કે બીજી કોઈ અડચણથી કુદરતી રીતે નહિ વધવા પામેલુ એવું (૨) દબાઈ રહેલું; બળિયેલ.

**કુંજરાવું,** અ. ક્રિ. નહિ વધવું; સંપૂર્ણ નહિ ખીલવું. (૨) અંતરમાં બળવું; ઉંડી ખીજથી ચડેલે ચહેરે રહેવું.

**કુંજવિહારી,** પુ [**सं**] કૃષ્ણ. [ચર.

**કુંજસદન,** ન. [**सं**] વૃક્ષવેલીઓનું

**કુંજાર,** વિ. ઘટાદાર; સંપૂર્ણ ખીલેલું.

**કુંજો,** પુ. પાણી ભરવાનું સાંકડા મોઢાનું વાસણ; ભોટવો; ચંબુ; શિશોઈ.

**કુંઝડો,** પુ કુંજરાએલો માણસ.

**કુંઠિત,** વિ. [**सं**] બુઠ્ઠું; ખાંડું. (૨) અટકી ગએલું રૂંધાએલું.

**કુંડ**, પુ. [ **સં.** ] ખાડ; પાણીનો પાકો બાંધેલો ખાડો. (૨) જમીન ખોદી બાંધેલો ખાડો; વેદી; હોજ. (૨) કુંડને આકારે બનાવેલું પાત્ર.

**કુંડગોલક**, પુ સ્વામી જીવતો છતાં વ્યભિચારથી ઉત્પન્ન થયેલો પુત્ર; કુંડકુવર.

**કુંડળ**, [**સં**] કાને પહેરવાની વાળી.

**કુંડળી**, સ્ત્રી. [**સં. कुण्डली**] કુંડાળી; નાનું કુંડાળું. (૨) ગ્રહ વગેરેની ગણતરીનું ખાનાંવાળું ચોકઠું.

**કુંડળીઓ**, પુ. એક માત્રામેળ છંદ.

**કુંડાળું**, ન ગોળ ચકરડું. (૨) વર્તુલાકારે બનેલો વીંટલો (૩) વર્તુલાકાર બેસવું તે; ગુંછળું ક્રિ પ્ર. કુંડાળાં કરવાં=ગોટાળો કરવો. [ આંતરો.

**કુંડાંતરો**, પુ. કામડાની ટટ્ટીનો

**કુંડી**, સ્ત્રી. [ **સં.** ] નાનું ગોળ બેસણીવાળું વાસણ; તાબાકુંડી. (૨) મેલું પાણી ભરાવા માટે બાંધેલો ખાડો; ટાંકી (૩) વિશાની સંખ્યાનો સંકેત; કોડી. (૪) ગબ્બી.કુંડીદા=ભમરડાની રમત.

**કુંડું**, ન. નીચેથી સાંકડું અને ઉપરથી પહોળા મોંનું ગોળ વાસણ. (૨) કુંડાળું; ચકરડું ક્રિ પ્ર કુંડે નાખવું= ગોળ ચકરમાં ફેરવવું.

**કુંણું**, વિ કુણું; તાજું, નવું.

**કુંતલ**, પુ. [ **સં.** ] વાળ; કેશ, વાળની રૂવાંટી. (૨) એ નામનો એક દેશ.

**કુંતિભોજ**, પુ. [ **સં.** ] એક યાદવ રાજા.

**કુંતા**, સ્ત્રી. પાંડવોની માતા; કુંતી.

**કુંદ**, પુ. [**સં.**] મોગરો. (૨) મોગરાનું ફૂલ. [સોનું.

**કુંદન**, ન. [**સં.**] શુદ્ધ ચોકખું

**કુંદવું**, સ ક્રિ. કુંદનથી ચુની બેસાડવી (૨) ઓપ આપવો; કુંદી કરવી.

**કુંદવું**, ન૦ ઘાસના જથાની ગંજી.

**કુંદી**, સ્ત્રી. ધોયેલાં કપડાને સફાઈદાર કરવાની ક્રિયા

**કુંદો**, પુ. લાકડીનો અથવા બંદુકનો જાડો છેડો; ધોકો; દંડુકો.

**કુંપળ**, સ્ત્રી. ફૂટતી ડાળખી, નવા અંકુર. [ પાંદડાંનું ડાળું.

**કુંપળીઉં**, ન. નવાં તાજાં ફૂટેલાં

**કુંપી**, સ્ત્રી સાંકડા મોની નાની શીશી. (૨) કુલ્લી; ચામડાની નાની કોથળી.

**કુંપો**, પુ. [ **સં. कूप** ] સાંકડા મોંનો મોટો શીસો (૨) કુડલો.

**કુંભ**, પુ. [ **સં.** ] ઘટ: ઘડો. ક્રિ પ્ર કુંભ મૂકવો=નવા ઘરમાં રહેવા જતા પહેલા જળ ભરેલો ઘડો મૂકવો રૂ પ્ર કુંભસ્થાપન=દેવની પધરામણી તરીકે ઘડાનું સ્થાપન કરવું. (૨) ખુંધ. (૩) બાર રાશિઓમાંની એક રાશિનું નામ. કુંભજ=કુંભમાથી ઉત્પન્ન થએલું: અગસ્ત્ય, દ્રોણાચાર્ય, વસિષ્ઠ.

**કુંભકર્ણ**, પુ. [ **સં.** ] બહુ ઉંઘણશી એક રાક્ષસ. (૨) રાવણનો ભાઇ.

**કુંભસ્થળ**, ન. [ **સં.** ] ખુંધ; સ્કંધ; ગંડસ્થળ.

**કુંભાર,** [**सं. कुम्भकार**] માટીનાં ઠામ બનાવનાર તેમજ વેચનાર; ઓઝો; પ્રજાપતિ.

**કુંભારણ,** સ્ત્રી. કુંભારની સ્ત્રી.

**કુંભારવાડો,** પુ. કુંભારોને રહેવાનો લતો.

**કુંભારીઉં,** વિ. કુંભારના જેવું; કુંભારનું. (૨) (લ્ર) ખરાબ; બેડોળ. (૩) કામચલાઉ; માટીથી બાંધેલું (ઘર).

**કુંભી,** સ્ત્રી. કુંભના જેવી બેસણી; થાંભલા નીચે મુકવાની બેઠક (૨) કુંભીપાક=એ નામનું એક નરક.

**કુંભું,** ન. જમીનની ભરતનું એક માપ (લગભગ દોઢ વીઘો.

**કુંવર.** [**सं. कुमार**] કુમાર; રાજપુત્ર; મોટા માણસનો દીકરો. (૨) કુંવારો છોકરો. (૩) ભાગ્યશાળી છોકરો; માનીતો છોકરો.

**કુંવરી,** સ્ત્રી. [**सं. कुमारी**] રાજાની દીકરી; શાહજાદી.

**કુંવળ,** ન. ઘઉંનું પરાળ.

**કુંવાડીઓ,** પુ. ચોમાસામાં વગર વાવ્યે થતી એક વનસ્પતિ.

**કુંવાર,** સ્ત્રી. બીજ વિનાની એક વનસ્પતિ. (એના પાંદડા લાંબાં ને જાડાં હોય છે તેને પાઠું કહે છે ને તે પાઠું જ રોપાય છે. એમાંનો રસ સુકવ્યાથી એળીઓ થાય છે.)

**કુંવારકા,** સ્ત્રી.[**सं. कुमारिका**] કુંવારી કન્યા. (૨) જે નદી સમુદ્રને નહિ મળતાં ભોંયમાં સમાઇ જતી હોય તે નદી–સરસ્વતી.

**કુંવારકું,** ન. નાના બાળકના મરણ પાછળ નાનાં છોકરાંને જે ભોજન અપાય છે તે.

**કુંવારૂં.** વિ. નહિ પરણેલું.

**કુંઉ,** વિ. કુણું; પરિપક્વ થયું ન હોય તેવું.

**કૂપ,** પુ. [**सं.**] કુવો.

**કૂપી,** સ્ત્રી. [**सं**] કુડલી; કુલડી; શીશી. [ ભાત.

**કૂર,** પુ. [**सं**] રાંધેલા ચોખા;

**કૂર્ચ,** પુ. [**सं.**] માથું (૨) દાઢી. (૩) એક જાતનું આસન. (૪) કૂચો.

**કૂર્મ,** પુ. [**सं.**] કાચબો. કૂર્માવતાર=દસ અવતારમાંનો એક અવતાર.

**કૂલ,** પુ. [**सं.**] કિનારો; જળાશયની નજીકનું સ્થાન. [(૨) મુશકેલી.

**કૃચ્છ,** ન. [**सं.**] કષ્ટ, વિપત્તિ.

**કૃચ્છ્રચાંદ્રાયણ,** ન. [**सं.**] મહા મુશકેલીએ થઈ શકે એવું એક પ્રાયશ્ચિત; એક વ્રત.

**કૃત,** વિ. [**सं.**] કરેલું; બનાવેલું; રચેલું (શબ્દની આગળ તેમ પાછળ બેઉ ઠેકાણે યોજાય છે. :– કૃતનિશ્ચય; કાલિદાસકૃત.)

**કૃતકૃત્ય,** વિ. [**सं.**] જેણે પોતાનું કાર્ય પુરૂં કરેલું છે એવું; કામ કરી પરવારેલું.

**કૃતઘ્ન,** વિ [**सं**] કરેલા ઉપકારને નહિ જાણનાર; નિમકહરામ.

**કૃતઘ્નતા,** સ્ત્રી. [**सं.**] નિમકહરામી.

**કૃતઘ્ની,** વિ. [**सं.**] કરેલા ઉપકારને ભૂલી જઇ અપકાર કરનાર; હરામી.

**કૃતજ્ઞ,** વિ. [ **सं. कृत+ज्ञ** ] કરેલું જાણનાર; ઉપકારી; નિમકહલાલ.

**કૃતજ્ઞતા,** સ્ત્રી. [ **सं.** ] કરેલા ઉપકારને જાણવાપણું; ભક્તિ; વફાદારી.

**કૃતજ્ઞી,** વિ. કૃતજ્ઞ

**કૃતયુગ,** પુ. [**सं**] સત્ય યુગ; નીતિ-ધર્મનો જમાનો; સત્યવાદી કાળ

**કૃતાપરાધ,** વિ. [ **सं. कृत+अपराध** ] ગુન્હેગાર, તકસીરવાર.

**કૃતાર્થ,** વિ. [ **सं. कृत+अर्थ** ] તરી પાર ઉતરેલું; કૃતકૃત્ય; સફળ.

**કૃતાર્થતા,** સ્ત્રી [**सं.**] કૃતાર્થપણું; સિદ્ધિ; સાફલ્ય.

**કૃતાર્થી,** વિ. કૃતાર્થ.

**કૃતાંજલિ,** વિ. [ **सं. कृत+अंजलि** ] જેણે બે હાથ જોડીને અંજલિ કરેલી છે એવું.

**કૃતાંત,** પુ. [ **सं. कृत+अंत** ] કાળ; નાશ [ (૨) સાહિત્યનું કામ.

**કૃતિ,** સ્ત્રી. [**सं.**] કાર્ય; ક્રિયા.

**કૃત્તિકા,** સ્ત્રી. [**सं.**] એક નક્ષત્ર.

**કૃત્ય,** ન. [ **सं.** ] કાર્ય; કામ. (૨) ઠરેલો સિદ્ધાંત. (ભૂમિતિ.)

**કૃત્યા,** સ્ત્રી. [ **सं.** ] એક દેવતા; જેનાથી નાશ પ્રવર્તે એવી તાંત્રિક દેવી. (૨) મેલડી, જોગણી (૩) કંકાસણી સ્ત્રી.

**કૃત્રિમ,** વિ. [ **सं.** ] બનાવટી; અસલ નહિ એવું. [ રચના.

**કૃત્રિમતા,** સ્ત્રી. [**सं.**] બનાવટ;

**કૃત્રિમી,** વિ. બનાવટનું; (૨) ભેદભર્યું; વેષધારી. [ અસંપૂર્ણ રૂપ.

**કૃદંત,** ન. [ **सं.** ] ક્રિયાપદનુ

**કૃપણ,** પુ. [**सं.**] અતિ લોભી; કંજુસ; બખીલ.

**કૃપણતા,** સ્ત્રી. [**सं.**] કંજુસાઈ.

**કૃપા,** સ્ત્રી. [ **सं** ] માયા; કરુણા; મહેરબાની. (૨) પ્રસાદ.

**કૃપાણ,** પુ. [**सं.**] ખડગ; તરવાર.

**કૃપાદૃષ્ટિ,** સ્ત્રી [ **सं.** ] દયાની નજર; નિઘા. [ મોટી કૃપા કરનાર

**કૃપાનાથ,** પુ. [**सं**] પરમેશ્વર;

**કૃપાનિધાન,** વિ. પુ. [ **सं.** ] કૃપાનો ભંડાર; પરમેશ્વર

**કૃપાનિધિ,** પુ. [ **सं.** ] કૃપાનો ભંડાર; પરમેશ્વર.

**કૃપાપાત્ર,** વિ. [ **सं.** ] કરુણા કરવા જોગ (૨) જે કોઈ કૃપાને પાત્ર થયું હોય તે. [ મહેરબાન.

**કૃપાવંત,** વિ. [ **सं.** ] દયાળુ;

**કૃપાસિંધુ,** પુ. [**सं.**] કૃપાનો સાગર, પરમેશ્વર.

**કૃપાળ,** વિ. [**सं.**] દયાળ; કરુણાળ.

**કૃપાળુ**, વિ. [સં] કૃપાથી ભરેલું.

**કૃમિ**, પુ. [ સં. ] પેટમાં—આંતરડાંમાં જે લાંબા જીવ થાય છે તે; કરમીયાં. [નાશ કરે એવું ઓસડ.

**કૃમિઘ્ન**, વિ. [ સં. ] કરમીયાંનો

**કૃશ**, વિ. [ સં. ] દુર્બળ; સુકું. (૨) પાતળું; નાજુક; અલ્પ.

**કૃશતા**, સ્ત્રી. [ સં. ] દુર્બળતા; પાતળાપણું.

**કૃશાનુ**, પુ. [સં.] અગ્નિદેવતા.

**કૃશાંગી**, સ્ત્રી. [સં. कृश+अंग] નાજુક શરીરવાળી સ્ત્રી; દુબળી સ્ત્રી.

**કૃષિ**, સ્ત્રી. [ સં ] ખેતી.

**કૃષિકર્મ**, ન. [સં.] ખેતીનું કામ.

**કૃષિકાર**, વિ. [સં] ખેતી કરનાર. પુ. ખેડુત.

**કૃષીવલ**, પુ. [ સં. ] ખેડુત.

**કૃષ્ણ**, પુ. ઈશ્વરના દસ અવતારો માંનો એક અવતાર. (૨) વિ. કાળું.

**કૃષ્ણચરિત્ર**, ન. [ સં. ] શ્રી કૃષ્ણના જીવનની લીલા. (૨) કાળાં–ખોટાં કર્મો.

**કૃષ્ણતા**, સ્ત્રી. [ સં ] કાળાશ.

**કૃષ્ણતુળશી**, સ્ત્રી. [સં.] કાળાં પાનવાળી તુળશી.

**કૃષ્ણદેહ**, પુ. [ સં. ] ભમરો.

**કૃષ્ણપક્ષ**, પુ. [ સં. ] જેમાં દિવસે દિવસે ચન્દ્રમા મોડો ઊગે તે પખવાડીઉં; વદિ પખવાડીઉં; અંધારીઉં.

**કૃષ્ણમુખ**, વિ. કાળું મોં. પુ. (૨) કાળા મોં વાળો વાંદરો. (૩) એ નામનો એક દૈત્ય.

**કૃષ્ણલવણ**, ન. [સં.] સંચળ.

**કૃષ્ણવલ્લી**, સ્ત્રી. કાળી તુળશી.

**કૃષ્ણશૃંગી**, સ્ત્રી. ભેંસ.

**કૃષ્ણસાર**, પુ. [સં.] કાળિઆર મૃગ; હરણ [ દ્રૌપદી.

**કૃષ્ણા**, સ્ત્રી. [સં.] ગળી. (૨)

**કૃષ્ણાજીન**, ન. કાળું મૃગ.

**કૃષ્ણાર્પણ**, ન. [સં] ઈશ્વરને ભેટ આપવું તે. (૨) નિઃસ્વાર્થે દાન. રૂ૦ પ્ર૦ કૃષ્ણાર્પણ કરવું=ધર્માદા કરવું.

**કૃસર**, (કૃસરાંશ), પુ. [ સં. ] ખીચડો; ખીચડી.

**કે**, બ બે વાકયને સાંધનારો અવ્યય. ( એ બીજા શબ્દની સાથે આવીને બે વાકયને જોડે છે ) (૨) અથવા. (૩) એટલે (૪) પ્રશ્ન પૂછવામાં તે વાકયને છેડે આવે છે. :–તમે આવો છો કે?

**કેઇ**, જુઓ કયી.

**કેકય**, પુ. [ સં. ] એ નામનો દેશ અને તેનો રાજા.

**કેકર**, વિ. [ સં. ] ત્રાંસું: આડું. કેકરાક્ષી=ત્રાંસું જોનારી સ્ત્રી.

**કેકા**, સ્ત્રી. [સં.] મોરની વાણી; ટહુકાર. [ (૨) ઘોડાર.

**કેકાણ**, પુ. [સં.] ઘોડો; તુરંગ.

**કેકિ**, પુ. [સં.] મોર: મયૂર.

**કેકુબાદ**, [ફા.] ખરેખરો ન્યાયી.

**કેખુશરૂ**, [ફા.] એક ન્યાયી બાદશાહ.

**કેચિત**, સ. [सं.] કોઇએક. (૨) ક્વચિત. [ ચોકસ

**કેટલાએક**, વિ. થોડાએક; અમુક;

**કેટલું**, પરિમાણ જાણવાને પ્રશ્નાર્થે વપરાતું વિશેષણ. રૂ૦ પ્ર૦ કેટલી વીસે સો થાય ?

**કેડ**, સ્રી. [सं. कटि] શરીરનો વચલો ભાગ. કમર; કડ રૂ૦ પ્ર૦ કેડનું ભાગલું=કામકાજ કરવામાં આળસુ. કેડો ભાગી જવી=નાસીપાસ થઇ જવું.

**કેડ**, પુ. કેડો; પીછો; પૂંઠ. (૨) દોષની તપાસ રાખ્યા કરવી તે. ક્રિ. પ્ર. કેડ લેવી=પૂંઠ પકડવી. (૨) ચાનકથી કોઇ કામમાં મંડયા રહેવું.

**કેડવા**, પુ. કમરનો વાયુ.

**કેડવો**, પુ. વંશ; કુળ.

**કેડી**, અ. પછી; પછવાડે. (૨) પગે ચાલવાનો સાંકડો માર્ગ.

**કેડીઉં**, ન. અંગરખું; બદન, બંડી. (૨) વિ. કમર લગીનું.

**કેડે**, અ. પાછળ; પૂઠે; વાંસે. ક્રિ. પ્ર. કેડે પડવું=પાછળ લાગવું.

**કેડો**, પુ. પીછો; પૂઠ. (૨) અંત; છેડો. (૩) માર્ગ. (૪) પીડવવા કે હેરાન કરવા કોઈની પાછળ પડવું તે.

**કેણી**, સ. કયી; કોણ. ( નારીજાતિ માટે ). [ કઈ તરફ; કયે ઠેકાણે.

**કેણીગમ**, (મગ), અ. કઇ બાજુ;

**કેતક**, ( કેવડો ), પુ. [ सं. केतकी ] સ્રીઓને ચોટલામાં ઘાલવાનું એક ઘરેણું; વેણીનું ફૂલ; ચાક.

**કેતકી**, સ્રી. [सं.] લાંબાં અને પહોળાં પાંદડાંના ગોટા જેવીએક વનસ્પતિ.

**કેતન**, ન. [सं.] ચિહ્ન; ધ્વજા. (૨) સ્થાન; મકાન; આશ્રમ.

**કેતુ**, પુ. [सं.] નવ ગ્રહોમાંનો એક ગ્રહ; ધૂમકેતુ. ( જ્યોતિષમાં આ પાપગ્રહ ગણાય છે. ) (૨) ધ્વજા; વાવટો; નિશાન.

**કેથે**, અ. કોઇ ઠેકાણે. (૨) કયાં.

**કેદ**, સ્રી. [ અ. ] કોઇના જાપતામાં રહેવું તે; બંધન; અટકાવ; કબજો. (૨) ગોંધી રાખવું તે. (૩) ગોંધી રાખવાની જગા; બંધીખાનું. ક્રિ. પ્ર. કેદ કરવું= પકડીને કબજે રાખવું. કેદ થવું=પરાધીનતામાં પડવું.

**કેદખાનું**, ન. [ફા.] જ્યાં ગુન્હેગાર માણસોને કેદ કરીને રાખવામાં આવતાં હોય તે ઠેકાણું; જેલ; બંધીખાનું.

**કેદાર**, પુ. [सं] કયારો; ખેતી માટે તૈયાર કરેલો પાળો. (૨) ગર્ત; ખાડો.

**કેદારો**, પુ. એક મુખ્ય રાગ.

**કેદી**, વિ. કેદ કરાએલું; કેદખાનામાં પડેલું. [ માણસનું.

**કેનું**, સ. [सं. कः ] કોનું, કયા

**કેફ**, સ્રી. [ અ. ] જુસ્સાની, આનંદની અને ઘેનની અસર કરનારો ગુણ; નીશો; ઘેન. (૨) અભિમાન; તોર; ખુમારી; મસ્તી. [ બીના.

**કેફિઅત**, સ્રી. [ ફા. ] હકીકત;

**કેફી**, વિ. [ ફા. ] કેફ કરનાર; વ્યસની (૨) જેમાં કેફનો ગુણ હોય એવું

**કેબીન**, સ્ત્રી. [અં.] વહાણ (સ્ટીમર)ના ઉતારૂઓને રહેવાની ખોલી; નાની ઓરડી. (૨) ઝુંપડી.

**કેમ**, અ. [સં. किम] શા માટે; શે કાજે, શા વાસ્તે. (૨) કયી રીતે; કેવી તરેહથી (૩) શું; શું છે. (૪) કેવું; કેવી રીતનું; કયમ. કેમે કરતાં=જેમે તે રીતે

**કેમકે**, અ. કારણ કે; સબબ કે.

**કેમજે**, જુઓ કેમકે

**કેમરે**, અ. અરે; શા માટે

**કેયૂર**, પુ. [સં.] બાજુબંધ; બેરખા.

**કેર**, ન. [સં. करीर] કેરડાનાં નાનાં ફળ (એ કેરાં અથવા કેરડાં કહેવાય છે ને અથાણા તરીકે વપરાય છે.)

**કેરખી**, સ્ત્રી. કાંગરી. (૨) સોનાની ગોળ ટીપકીઓની હાર.

**કેરડો**, પુ. [સં. करीर] ઝીણા કાંટાવાળી ડાળીવાળું ઝાડ.

**કેરબો**, પુ. એક જાતનો નાચ (૨) કેરબાના નાચમાં ગવાતાં ગાયનો. (૩) એ ગાયનો જે રાગમાં ગવાય છે તે રાગ.

**કેરી**, સ્ત્રી આંબાનું ફળ; આંબા. (૨) છઠ્ઠી વિભક્તિનો નારી જાતિનો પ્રત્યય.

**કેરીગાળો**, પુ. કેરીની મોસમ.

**કેરૂં**, પ્ર. કવિતામાં વપરાતો છઠ્ઠી વિભક્તિનો નાન્યતર જાતિનો પ્રત્યય.

**કેલ**, પુ. ચુનાનો ગારો; કોલ. (૨) મજબુત જામી જાય એવી કોઇ પણ બનાવટ. ક્રિ પ્ર. કેલીપાયા નાંખવા=મજબુત કામ કરવું (૩) અથાણાનો મસાલો.

**કેલપડી**, સ્ત્રી. અગિઆર; એ સંખ્યાનો વેપારી સંકેત. [ લીલા.

**કેલિ**, સ્ત્રી. [ સં. ] રમત; ખેલ;

**કેલિકલહ**, પુ. [ સં. ] કામકલહ; ક્રીડા કરતાં થએલો કજીઓ; રસાણું.

**કેલિમુખ**, ન. [ સં. ] પરિહાસ. (૨) વિલાસ.

**કેલિશયન**, ન. [ સં. ] પલંગ.

**કેલો**, વિ વેપારીઓનો એકનો સંકેત શબ્દ.

**કેવડીઉં**, વિ. કેવડું ઉપરથી કવિતામાં વપરાતો શબ્દ. (૨) કેવડાની સુગંધવાળું.

**કેવડીઓ-કાથો**, પુ. બહુ શુદ્ધ કરેલો કાથો; કેવડાની સુગંધવાળો કાથો.

**કેવડું**, વિ. [ સં. कियत् ] કેટલું; શા માપનું. (એ જાણવાના પ્રશ્નમાં વપરાય છે ) (૨) કેટલા વરસનું

**કેવડો**, પુ. એક જાતની વનસ્પતિ. (તેમાંથી તીવ્ર સુગંધીદાર માંજરો ફૂટે છે.)

**કેવલી**, વિ. કેવળ-મોક્ષ જ્ઞાનવાળું; જ્ઞાની. (૨) એકમાર્ગી.

**કેવળ**, વિ. [ સં. केवल ] જેમાં બીજું ભળેલું ન હોય તેવું; એકજ; શુદ્ધ; નિર્મળ. (૨) એકલું; એક અમુકજ; નરદમ; માત્ર; ફક્ત.

**કેવળધામ**, ન. [ સં. ] જ્યાં

દ્વૈત **નથી** પણ માત્ર બ્રહ્મ છે એવું સ્થાન; પરમધામ; મોક્ષધામ.

**કેવળપ્રયોગી અવ્યય,** પુ ઉદ્ગાર બતાવનારો અવ્યયઃ-હાય હાય; ઓ; અરે; ધિક્; છટ.

**કેવારે,** અ. કયી વખતે; કયારે.

**કેવું,** વિ. કઈ જાતનું; કયા પ્રકારનું; શા સ્વરૂપનું, વગેરે જાણવાને પ્રશ્ન પૂછવામાં વપરાય છે

**કેશ,** પુ [**સં.**] વાળ: નિમાળા. (૨) ચોટલો.

**કેશકલાપ.** પુ. [**સં**] વાળનો સાથે બાંધેલો અંબોડો; વેણી

**કેશપાશ,** પુ. [ **સં.** ] સ્ત્રીના માથાના લાંબા વાળનો ગુચ્છ; વેણી; ચોટલો.

**કેશવ.** પુ. [ **સં.** ] પ્રભુ. (૨) વિષ્ણુ; શ્રી કૃષ્ણ. (૩) પાણીમાં રહેલું મડદું.

**કેશવાળી,** સ્ત્રી. સિંહ, ઘોડા વગેરે પ્રાણીની ગરદન ઉપરના વાળ; યાળ.

**કેશાકર્ષણ,** ન. [ **सं. केश+ आकर्षण** ] વાળના જેવી ઝીણી નળીઓમાંથી પ્રવાહી પદાર્થનું ખેંચાવું

**કેશિની,** સ્ત્રી. સુન્દર કેશવાળી સ્ત્રી. (૨) જટામાસી.

**કેસ,** પુ. [ **અં.** ] મુકરદમો; તપાસવાની કોઈ એક બાબત; કામ; બનાવ. (૨) નવું થવું તે. (૩) વિગતપત્ર; પાનું; ફારમ

**કેસર,** ન. [ **સં.** ] એક જાતની વનસ્પતિના ફૂલના સુગંધીદાર રેસા. (૨) કોઈપણ ફૂલની અંદરના રેસા.

**કેસરપપ્પુ,** વિ. ભટકણુ; રિસાળ; બહાવરૂં; ભોળીઉં.

**કેસરી,** વિ. કેસરના રંગનું; કંઇક લાલાશ પડતું પીળુ, રૂ. પ્ર કેસરી ભાત= જેમાં કેસર નાખેલું હોય એવો ભાત. (૨) (લા) માર; મુક્કીનો માર.

**કેસરી,** પુ [ **સં.** ] સિંહ; વનરાજ; મૃગરાજ.

**કેસરીઉં,** વિ. કેસરના રંગનું જેમાં કેસર ભળેલુ હોય એવું. (૨) રંગીલુ: આનંદી; ઉત્સાહથી ભરેલું.

**કેસરીઆં,** ન. (બ વ.) મરણના નિશ્ચયે કાર્ય કરવાને તત્પર થવું તે. રૂ. પ્ર કેસરીઆ કરવાં.

**કેસવાઈ,** જુઓ કેશવાળી.

**કેસુ,** ન કેસુડાં.

**કેસુડાં,** ન. (બ. વ.) [ **सं. किंशुक** ] ખાખરાનાં ફૂલ. ( આ ફૂલ લાલ હોય છે અને તેને પાણીમાં ઉકાળતાં પાણીનો રંગ કેસરી લાલ થાયછે )

**કેસુડી,** સ્ત્રી. કેસુડા ઉકાળીને બનાવેલુ પાણી. (૨) ખાખરો.

**કેળ,** સ્ત્રી. [ **सं. कदली** ] કેળાં આપનારૂ વૃક્ષ. ( કેળનું થડ સુંદર દેખાય છે. નાજુકાઇ બતાવવામા કેળની ઉપમા લેવાય છે. રૂ પ્ર. કેળના ગર્ભ જેવી=ઘણી સુકુમાર (સ્ત્રી).

**કેળવણી,** સ્ત્રી. કેળવવું; કેળવવાની

રીત; શિક્ષણ; સંસ્કાર; તાલીમ. (૨) વિદ્યા; જ્ઞાન; ભણતર

**કેળવણીખાતું**, ન. શિક્ષણ ચલાવનારી સંસ્થા; વિદ્યાખાતું

**કેળવવું**, સ. ક્રિ. કેળવાય એમ કરવું; શિક્ષણ આપવું; માહીત કરવું; પલોટવું; ખીલવવું; વધારવું; જ્ઞાન આપવું; ભણાવવું; શીખવવું;તાલીમઆપવી;ઉછેરવું

**કેળવાવું**, અ. ક્રિ. કેળવણી લેવી.

**કેળિયું**, ન. કપાશીયા વગેરે નોખવાનું શણનું છાબડું.

**કેળું**, ન. કેળનું ફળ. (૨) ' કઇ નહિ ' એવા તુચ્છકારમાં પણ બોલાય છે. (૩) અશ્લીલ અર્થમાં અસભ્ય લોક વાપરે છે રૂ. પ્ર. ધીકેળાં થવાં=સારો લાભ મળવો. [ વચલો ભાગ

**કેંદ્ર**, ન. [ **સં.** ] મધ્યબિંદુ;

**કૈકેયી**, સ્ત્રી. રાજા દશરથની સ્ત્રી.

**કૈતવ**, ન.[**સં.**]કપટ; છળ; ઢોંગ.

**કૈરવ**, ન. [**સં.**] ચંદ્રને જોઈ ખીલનારૂં કમળ; કુમુદ.

**કૈરવિણી**, સ્ત્રી. [**સં.**] કુમુદિની; પોયણી. (૨) તલાવડી. ( જેમાં પોયણાં થતા હોય એવી તલાવડી )

**કૈલાસ**, પુ. [ **સં. केलस=** સ્ફટિક ] હિમાલયનું એક શિખર; મહાદેવનું અને કુબેરનું ધામ. [ દેવ; કુબેર

**કૈલાસપતિ**, પુ. [ **સં.** ] મહા-

**કૈલાસવાસ**, પુ. કૈલાસમાં વાસ થવો તે; અર્થાત્ મરણ.

**કૈલાસવાસી**, વિ. [ **સં.** ] કૈલાસમાં જઇ વસેલું; મરણ પછી કૈલાસને પ્રાપ્ત થએલું; મરણ પામેલું.

**કૈવર્ત**, પુ. માછી. [ બ્રહ્મપ્રાપ્તિ.

**કૈવલ્ય**, ન. [ **સં.** ] મુક્તિ;

**કૈશકી**, સ્ત્રી. [ **સં.** ] નાટકની ચાર વૃત્તિઓમાંની એક વૃત્તિ. (૨) શૃંગાર, હાસ્ય અને કરુણાયુક્ત વાણી.

**કૈશોર**, ન. [ **સં.** ] જુવાની: તારુણ્ય ( પંદરવર્ષની અંદરની અવસ્થા.)

**કૈસરેહિંદ**, પુ. [ **अं. कसर=** શાહેનશાહ ] હિંદુસ્થાનનો મહારાજા. (૨) જાહેર સેવા બજાવનારાઓને સરકાર તરફથી આપવામાં આવતો એક માનદર્શક સોનાનો કે ચાંદીનો ચાંદ.

**કૈં**, અ. ક્યાં; કહીં. (૨) કોઇ કોઇવાર. (૩) કોઇ પ્રકારે; કંઇ પણ.

**કૈંક**, વિ. કોઈએક; કેટલાક; ઘણાક. (૨) કંઇએક; જરાક, થોડું. **અ.** (૩) ક્યાંક; એકાદ ઠેકાણે [ કોઈ.

**કો**, સ. [ **સં. कः** ] કોણ. (૨)

**કોઇ**, સ. [ **સં. कोपि** ] ગમે તે; જે તે: ગમે તે એક; એકાદું; કશ્ચિત્.

**કોઇએક**, વિ. ગમે તે એક. (૨) કેટલુંક; થોડુંક.

**કોઇકાળે**, અ. ઘણે વખતે; કવચિત્; કોઇ દહાડો; કદી. (૨) ઘણેકાળે, એકાદવાર.

**કોઇકોઈ**, કોઇક; એકાદ; ઘણામાંથી એકાદ. [ વાનું કાછું.

**કોઇતો**, ( કાયતો ), લાકડાં કાપ-

**કોક**, વિ. જુઓ કોઇએક.

**કોક**, પુ. [सं.] ચક્રવાક; હોલો. (૨) રતિશાસ્ત્ર બનાવનાર એક વિદ્વાન.

**કોક**, ન. રતિશાસ્ત્ર; કામવિદ્યા.

**કોકડી**, સ્ત્રી કાચા સુતરની ગુંછળી; દડી. (૨)કરચલી; વટ (૩)સુકવેલી રાયણ.

**કોકડું**, ન રેંટીયા ઉપર કાંતેલા સુતરની લાંબી દડી. (૨) કરમાએલી સ્થિતિ. (૩) ગુંચવાઈ ગયેલું કામકાજ (૪) દુધના કોઠા થવા.

**કોકનદ**, ન [सं.] સોનું. (૨) કમળ.

**કોકબાણ**, ન. કામદેવનું બાણ.

**કોકમ**, ન (બ. વ.) એક ખટાશ વાળી ફળની છાલ. (કોકમ દાળ શાકમાં આમલીની માફક ખટાશને માટે નખાય છે

**કોકરવરણું**, વિ. [ दे. कुरुमाणम् ઉ. ] થોડુંવણું ઉનું; હુંફાળું; કોકીલું. (કોકરવાયું એમ પણ કહેવાય છે)

**કોકરવું**, ન. કાનના વચલા વેહમાં પહેરવાનું ફુલ.

**કોકરવું**, સ ક્રિ. ખોતરવું; ધીરે ધીરે ખણવું-ફોસલાવીને ફોલી ખાવું. (૨) છેતરવું.

**કોકરૂં**, ન. બકરીનું બચ્ચું.[ભટવો.

**કોકલાલી**, સ્ત્રી. ભટવાઈ કોકલાલ=

**કોકશાસ્ત્ર**, ન કામશાસ્ત્ર; રતિવિદ્યા.

**કોકા**, પુ. સારાં ને કીમતી કપડાં; જામા.

**કોકા**, સ્ત્રી ચુબન; બચી.

**કોકિલ**, પુ. [ सं. ] કોયલ. (વસંતમાં પંચમરાગ ગાનારૂ એક પંખી.)

**કોકિલા**, સ્ત્રી. [ सं ] કોયલ; (કોકિલા કાગડીના માળામાં જઇ ઇંડાં મૂકે છે. કાગડી તેને સેવી બચ્ચાં ઉછેરે છે જ્યારે તેઓ બોલવા માંડે છે ત્યારે તે પોતાના નહિ, એવું સમજાયાથી તેમને મારી કાઢે છે. આ ઉપરથી કોયલ પરભૃતા–બીજાથી પોષાયેલી કહેવાય છે)

**કોકી**, સ્ત્રી. ચકલી; ચલ્લી. (છોકરાંને રમવાને બનાવેલી ચકલી.)

**કોકીશાં**, ન. કામઠાની પણછના બેઉબાજુ તરકનાગાળા. ૨) કોટમાંનાંબાકાં.

**કોકો**, પુ. [ अं. ] નાળિએરીની જાતનું એક ઝાડ અને તેનાં બિયાં. (૨) કોકાના બીજના ભુકાનો ઉકાળો.

**કોગળિયું**, ન ઝાડા ને ઉલટીનો રોગ; કોલેરા; વિશુચિકા.

**કોગળો**, પુ. [ सं कवल ] મોઢું ભરાય એટલું પ્રવાહી તે. (૩) મોઢામાં પાણી ભરી તેને પાછું કાઢી નાખવું તે. ક્રિ પ્ર કોગળા કરવા=મોં સાફ કરવું.

**કોચ**, પુ. [अं.] ટેકીને બેસાય એવું આસન; મંચ; તકીઆવાળી ખાટ.

**કોચમેન**, (કૉચમૅન), પુ. [અં. ગાઢી હાંકનાર; ગાડીવાન.

**કોચરૂં**, વિ. કોચાઇ ગએલું; ખવાઈ ગએલું; કાણાંવાળું; ઘણું જુનું

**કોચલું**, ન. ફળની ઉપરનું કઠણ છોડું; કઠણ થઇ ગએલું ફળ. (૨) સંકોચાઇ ગએલું હોય એવું.

**કોચવું**, સ. ક્રિ. આરપાર કાણું પાડવું. (૨) ખાતર પાડવું. (૩) વિંધવું; ભોકવું; શારવું (૪) કાણું પડે તેમ ખોતરી ખાવું. (૫) વારંવાર ટોકવું.

**કોચું**, [ કૉચું ], વિ. સુકાઇને કરચલી પડી ગઈ હોય એવું. (૨) રસકસ નહિ ભરાતાં એમનું એમ રહી ગએલું.

**કોજાગરી**, વિ. માણેકઠારી–આસો માહિનાની પુનેમ.

**કોટ**, પુ. [ સં. कोष्ठ ] શહેરની આસપાસ બાંધેલી ઉંચી ને મજબુત દીવાલ; વ્યૂહરચના; કિલ્લેબંધી. ( ૨ ) વંડો; ભીતનો વાડો. (૩) કોટની અંદરનો જે ભાગ તે.

**કોટ**, [अं.] ડગલો.

**કોટ**, ( કોટય ), સ્રી. ડોક; ગળું (૨) કોટે વળગવું તે; કોટી; આલિંગન.

**કોટડી**, સ્રી. ઓરડી; ખોલી (૨) કારાગ્રહ; નાની અને સાંકડી બંધિઆરજગા

**કોટડું**, ન. કોટડી; ઓરડી; માટીની ભીંતોનું અને માળ વગરનું નાનું ઘર. (૨) માટીની અથવા ઇંટની નાની ભીંત; નાનો નીચો કોટ. (૩) છાપરૂં પડી ગયા પછી ઉભી રહેલી ભીંત.

**કોટલું**, ( કોચલું ), ન. જેની અંદરથી ગરભ કાઢી લીધેલો હોય એવું સુકું કાચલું; છોડું.

**કોટવાળ**, પુ. ગામનો બંદોબસ્ત અને સંભાળ રાખનાર અમલદાર.

**કોટવાળી**, સ્રી. કોટવાળનું કામ.

**કોટાકોટ**, વિ. કરોડોની સંખ્યાનું. ( કોટાનકોટ ) (૨) કોટની લગોલગ.

**કોટિ**, [ સં. कोटि ] સો લાખ જેટલી સખ્યા; કરોડ. કોટિધા=અનેક રીતે. (૨) ધનુષ્યની પણછનો છેડો. (૩) તકરારનો મુદ્દો; દલીલ. (૪)પ્રકાર; પંક્તિ

**કોટિધ્વજ**, વિ કરોડોનો શાહુકાર.

**કોટી**, સ્રી. કોટે વળગવું તે; આલિંગન. ક્રિ પ્ર. કોટી કરવી=ગળે બાઝીને રોવું. (૨) સ્નેહથી ગળે વળગી પડવું.

**કોટિયું**, ન. નાનીહોડી; મછવો;પનાઈ

**કોટેકોટ**, જુઓ કોટાકોટ.

**કોટયાવધિ**, [ સં. कोटि+अवधि] કરોડોની મોલકતવાળો; જેની કરોડોથી ગણતરી થતી હોય એવું.

**કોઠ**, ( કૉઠ ), ન. કોઠી નામના ઝાડનું ફળ. (૨) જેના શરીર ઉપર કોઠના જેવાં ધાબાં હોય એવો સાપ.

**કોઠમડી**, સ્રી૦ ચોમાસામાં ભોંય ઉપર થતો એક કડવો વેલો.

**કોઠલી**, સ્રી. નાની કોઠી. (૨) નાનો કોઠલો. (૩) નાનો કોઠાર.

**કોઠલો**, પુ. માટીનો પટારા જેવો બનાવેલો ઘાટ. ( ગામડાના લોક આમાં દહીં દૂધ વગેરે રાખે છે) (૨)કોઠાર;ભંડાર.

**કોઠાર**, પુ. [ સં. कोष्ठागार ] અનાજ ભરી રાખવાનો ઓરડો અથવા મોટો કોઠલો; અનાજની વખાર. (૨) ભંડાર; ખજાનો.

**કોઠારી**, પુ. કોઠારનો ઉપરી; ભં-

-ડારી. (૨) ઘરગતુ કામની વ્યવસ્થા કરનાર

**કોઠારીઉં**, ન. જુઓ કોઠાર.

**કોઠી**, સ્ત્રી. માટીનો ઉંચો નળાકાર એક ઘાટ. (૨) વખાર; વેપારની પેઢી; દુકાન. (૩) થાણું; ચોકી. (૪) ખાળકુંડી.

**કોઠી**, (કૅાડી), સ્ત્રી. કોઠનું ઝાડ.

**કોઠીમડું**, કોઠમડીનું ફળ (૨)ચીભ-ટાની એક જાત

**કોઠું**, ન. જાળ; ફાંસો (૨) સામો ધણી છેતરાય તેવો પ્રપંચ. (૩) બના-વટી ઘાટ. કોઠું કરવું-ઉતારવું=યુક્તિથી ઘાટ ઘડવો-કામ સાધવું.

**કોઠો**, પુ, બાંધેલો મોટો કુવો; કોટ કે કીલ્લાનો બુરજ. (૨) કેટલાંક કુંડાળાંની અંદરનું વચલું કુંડાળું. (૩) ખાનું; આસન. (૪) શરીર; કલેવર. (૫) અંગરખાનો છાતીની આસપાસનો ભાગ. (૬) પેટમાંના પાચન કરનારા અ-વયવોનો સમૂહ (૭) ઢોર પુરવાનો ડબો. (૮) શહેર સુધરાઇ ખાતું અને તેની ઓફિસ; મ્યુનિસિપાલિટી (૯) મન; અંતઃકરણ.

**કોડ**, પુ. (બ. વ.) આનંદ અને હોંશથી કોઇ કાર્ય કરવાની ઉત્કટ મનો-ભાવના; હોંશ; ભાવ; ઉત્સાહ.

**કોડ**, (કોટય), સ્ત્રી. કારીગર લો-કને કામકાજ કરવાની જગા. (૨) ઢોર બાંધવાની ગમાણવાળી જગા

**કોડો**, (કોડો), પુ. મોટી કોડી; મૂઠીના આકારનો શંખ; મોટી પેચદાર છીપ. (૨) વિ. મૂર્ખ.

**કોડામણું**, વિ. દેખાવડું; રૂપાળું. (૨) વરણાંગીઉં; ટાપટીપવાળું. (૩) કોડીલું.

**કોડીઉં**, ન. માટી કે ધાતુનું દીવો કરવાનું; નાનું પાત્ર; નાનું શકોરૂં. (૨) વિ. કોડીલું (૩) કોઢીઉં. (૪) કોડી જેવું. (૫) ચટાપટાવાળું: રૂ. પ્ર. કોડીઆ જેટલું કપાળ=દુર્ભાગી માણસ માટે વપરાય છે.

**કોડી**. સ્ત્રી. દરિઆઇ જીવડાનું નાનું કોટલું. (આગળ કેટલેક ઠેકાણે હલકા ચ-લણ તરીકે કોડી વપરાતી, છતાં તે તુચ્છ ચલણ હતુ તેથી કહેતી થઈ કે 'કોડીની કીંમત છે'). કોડી જાર=કોડીના જેવા ભ-રાઉ દાણાની એક જાતની જાર.

**કોડી**, સ્ત્રી. વિશની સંજ્ઞા.

**કોડીલું**, વિ. હોંસીલું; ઉમંગી. (૨) ટાપટીપીઉ; રૂપાળું. (૩) કોઢના રોગવાળું.

**કોડું**, વિ માલ વગરનું હોય એવું; બાડું; રીતભાતની સમજ વગરનું; વાધા-ખોરીઉ; અવિવેકી

**કોડો**, પુ. મોટી કોડી. (૨) કુહાડો.

**કોઢ**, [સં. कुष्ट] એક જાતનો ત્વચાનો રોગ. (આ રોગથી ચામડી ઉપર ધોળા કાળાં ધાબાં પડી જાય છે ને હાથપગનાં આંગળાં ગળતા જાય છે.)

**કોઢીઉં**,વિ. કોઢના રોગવાળું [જગા.

**કોઢારૂં**, ન. કોઢીઉં; ઢોર બાંધવાની

**કોણ**, [સં. कः] પ્રશ્નાર્થે વ-પરાતુ સર્વનામ; કવણ; કયું.

**કોણ**, [સં.] ખુણો; ખાંચો,વાંક.

**કોણી,** (કોણી), **સ્ત્રી.** જ્યાંથી હાથ વળે છે તે હાડકાવાળો હાથનો વચલોભાગ.

**કોતક,** જુઓ કૌતુક.

**કોતર,** ન. [ **સં. कोटर** ] પર્વતમાંનો ઉંડાણ ભાગ; મોટી મોટી ખાઈઓ; ઉંડા ખાડાખઈઆ.

**કોતરકામ,** ન નકશી; વસ્તુને કોતરીને તેમાં વેલ, બુટ્ટા, ઝાડપાન વગેરે પાડવાં તે

**કોતરડું,** ન. નાનું કોતર; બહુ ઉંડી ન હોય તેવી ખાઈ

**કોતરણી,** સ્ત્રી કોતરવું તે: કોતરવાનું કામ; કાતરવાની ઢબછબ; નકશી. (૨) કોતરણી કરવાનું ઓજાર (૩) કોતરણી કરવાનું મહેનતાણુ

**કોતરવું,** સ. ક્રિ. [ **સં. कृत्**= ખોતરવું] અંદરથી ખણી કાઢવું; ખોતરવું. (૨) આકાર પાડવો: નકશીનું કામ કરવું.

**કોતરાવું,** અ ક્રિ. આપોઆપ અંદરથી ખવાઈ જવું; કોરાવું

**કોતરીખાવું,** સ. ક્રિ. સામાને સમજણ પડે નહિ તેમ ધીરે ધીરે યુક્તિથી ખાવું [ હાર

**કોતલ, સ્ત્રી.** શણગારેલા ઘોડાની

**કોતાઈ,** સ્ત્રી. [ફા ] ખોટ; ઓછાપણુ; ટાચ; કસર.

**કોતાર,** પુ માવત; હાથી હાંકનાર

**કોતુક,** જુઓ કૌતુક.

**કોથમીર, સ્ત્રી.** ધાણાના લીલા છોડ.

**કોથળી,** સ્ત્રી. ખલેચી; થેલી; નાનો કોથળો. (૨) એક હુન્નરની સંજ્ઞા. (૩) વૃષણ.

**કોથળીસાંથ,** સ્ત્રી મહેસુલની રકમની દર હુન્નર રૂ. ની થેલીએ જમીનદારોને મળતો વટાવ

**કોથળો,** પુ થેલો; મોટી કોથળી (૨) ખટીઓ. ક્રિ પ્ર. કોથળો કરવો=કોથળામાં માલ ભરી વેચવાનો ધંધો કરવો

**કોદંડ,** ન. [**સં.**] ધનુષ્ય: ચાપ: કામઠું. [ જાતનું ખડધાન્ય.

**કોદરા,** પુ. [**સં. कोद्रव** ] એક

**કોદરી.** સ્ત્રી. કોદરાને ભરડતાં તેમાથી રાઈ જેવા ઝીણા અને ધોળા જે કણ નીકળે છે તે; કોદરાના ચોખા.

**કોદાળી,** સ્ત્રી. [ **સં. कुदाल** ] જમીન ખોદવાનું ઓજાર

**કોદાળો,** પુ મોટી કોદાળી.

**કોદી,** અ કોઇ દિવસ; કોઈવાર. (૨) ના ધરટી ભેંશ [ કસ્તર.

**કોદું,** ન. ઘરટો ભેંશ, ડોસુ. (૨)

**કોન,** જુઓ કોણ

**કોનગ્રેસ,** સ્ત્રી. [ **अं.** ] જુદા જુદા ભાગના પ્રતિનિધિઓની સભા; મહાસભા

**કોનસેલ,** [ **अं.** ] સલાહ: મસલત: મંત્ર. (૨) સલાહકાર; મંત્રી; વકીલ; એલચી. (૩) કાયદા સંબંધી અભિપ્રાય આપનાર; બેરિસ્ટર. **કોન્સેલર**=મંત્રી; અમાત્ય.

**કોનસ્ટેબલ**, પુ. [અં.] પોલિસ ખાતાનો અમલદાર; જમાદાર.

**કોનફળ**, ન. રતાળુ; સકરકંદ

**કોનું**, સ. કોણનું.

**કોપ**, [સં.] કોપ; ક્રોધ; ગુસ્સો; પતરાજી; ખફા. (૨) નાશકારક આફત; મોટું દુ:ખ; ગજબ

**કોપટી**, સ્ત્રી. ઉપરનું પાતળું પડ.

**કોપરબરાસ**, ન. [અં.] તાંબા-પિત્તળના મિશ્રણથી બનાવેલી એક મિશ્ર ધાતુ. (૨) (વ્યં.) વિ. માલ વગરનું; તકલાદી; ખોટું. (૩) વર્ણસંકર.

**કોપરાપાક**, પુ. કોપરાના ખમણની બનાવેલી એક મિઠાઈ. (૨) (વ્યંગ) માર

**કોપરી**, સ્ત્રી. ખોપરી.

**કોપરીઉં**, ન કાણી; ખુણીઉ

**કોપરું**, ન. નાળિએરની અંદરનો ગર; ટોપરૂ. [કોપરાનું તેલ.

**કોપરેલ**, ન કોપરાંમાંથી કાટેલુ તેલ;

**કોપવું**, અ. ક્રિ. ક્રોધાયમાન થવું.

**કોપાયમાન**, વિ. [સં.] ગુસ્સે થએલું; કોપેલું.

**કોપીન**, ન. [સં. कौपीन] લંગોટીનું ટુંકુ વસ્ત્ર.

**કોફી**, સ્ત્રી. [અં.] બુનદાણાને શેકીને દળવામાં આવે છે અને પછી તે ચાની માફક ઉકાળીને પીવાય છે તે.

**કોબર**, ન. બે શિખરો વચ્ચેનો ગાળો. (૨) પહાડી માર્ગ; કોતર; ખીણ.

**કોબ**, જુઓ કોબો.

**કોબાવાળી**, વિ કુબો કરનારી સ્ત્રી.

**કોબીજ**, સ્ત્રી. [અં.] એક જાતની કુમળાપાંદડાંના ગોટાવાળી શાકની વનસ્પતિ.

**કોબો**, પુ. થાપ દેવી તે. (૨) થાપ બેસાડવાનું કામ. (૩) થાપ બેસાડવાનું મોગરી જેવું લાકડું.

**કોમ**, સ્ત્રી. [અ.] અમુક જાત, નાત, કે ધર્મને લઇ ઓળખાતો લોકસમૂહ.

**કોમળ**, વિ. [સં.] કુમળું; સુકુમાર; નાજુક. (૨) સુંવાળું. (૩) પોચું; નરમ; ઢીલું. (૪) દયાળુ; સદ્‌ભાવવાળુ.

**કોમળતા**, સ્ત્રી [સં] કુમળાપણું. (૨) નરમાશ [નાજુકાઇ.

**કોમળતાઇ**, સ્ત્રી સુકુમારતા (૨)

**કોયડો**, પુ. ઘણી માથાકૂટ પછી બેસે એવું જે કંઇ તે; ગૂંચ; ઝટ ન ઉકલે એવો પ્રશ્ન. (૨) ગુંચવણ.

**કોયલ**, સ્ત્રી. [સં. कोकिला] કોકિલા. કાગડાના જેવું એક પક્ષી. (૨) દાંતનુ એક જાતનું રમકડું.

**કોયલડી**, સ્ત્રી. કોયલ (કવિતામાં).

**કોયલી**, સ્ત્રી. ગળાનો એક રોગ.

**કોયલું**, વિ. કહોઈ ગયેલું; સડેલું; બગડેલું.

**કોયલો**, પુ. અર્ધું બળીને ઠરી ગએલી વસ્તુનો કાળો કકડો; બળેલા લાકડાનો ઠારેલો અંગારો.

**કોયાબોલું**, વિ. દોઢડહાપણ કરનારૂં; વાંકું બોલનારૂં; ચીપીચીપીને કટાક્ષકરનારૂં.

**કોર**. સ્ત્રી. પ્રાંત; ભાગ; અંતિમ છેડો; ધાર; કિનારી; પટ્ટી. (બીજા શબ્દો

સાથે જોડાઇને વપરાય છે. :—કાળ-જડાની કોર. )

**કોરગું**, વિ. અસર; લાગણી વગરનું.

**કોરટ**, ( કોર્ટ ), સ્ત્રી. [અં.] ઇનસાફની અદાલત; ન્યાયાધીશી; કચેરી

**કોરડાદાવ**, પુ છોકરાઓની એક રમત.

**કોરડું**, વિ. ભીનું નહિ તે; કોરૂ; સુકું; ગાગડુ. (૨) વરસાદ વગરનુ :—કોરડું વરસ.

**કોરડો**, પુ ચાબુક. (૨) અમલ; દોર; સત્તા. ક્રિ પ્ર. કોરડો ફાટવો= ત્રાસ. વર્તાવો. [ ધાર; છેડો.

**કોરણ**, સ્ત્રી. કોર; બાજુ; કિનારી;

**કોરણ**, ન. ધૂળનું વાવાઝોડું; આંધી. (૨) અંત; છેડો; સીમા

**કોરણીઓ**, સ્ત્રી. કોરીને કરેલી ખોભણો. (૨) પુ કોરવાનું કામ કરનારો.

**કોરણી**, સ્ત્રી. કોરવું તે; કોરવાનું કામ; કારીગરી (૨) કોરવાની મજુરી. (૩)કોરવાની હથોટી. (૪) કોરવાનું ઓજાર.

**કોરમું**, ન કકોળનો જીણો ભુકો.

**કોરવંકુ**, વિ. એક બાજુએથી વાંકુ; એક તરફથી ઢળતું હોય એવું

**કોરવાણ**, વિ. કોરૂ પડયુ હોય એવું; ભિનાશ વિનાનું; સુકવણ.

**કોરવું**, ક્રિ. અ. અંદરથી ખોતરીને કાઢવું; કાણું પાડવું; શારવું;-વીંધવું.

**કોરસણી**, સ્ત્રી. કોરવાનું ઓજાર.

**કોરાડું**, વિ. કોરૂં; શોષક. [ કોરણ.

**કોરાણ**, ન. કોરાપણું; સુકવણું. (૨)

**કોરારી**, પુ. બહુ ઝેરી સાપની એક જાત.

**કોરૂં**, વિ. ભીનું નહિ એવું; સુકું. (૨) લુખું; એકલું. (૩) નહિ વપરાએલું; નવું. (૪) અલગ; નિર્લેપ. કોરે લુગડે= કઇ પણ આળ વગર. રૂ. પ્ર. કોરૂમોરૂં= બીલકુલ કોરું.

**કોરી**, સ્ત્રી. કચ્છ કાઠિયાવાડમાં પૂર્વે ચાલતો ચારેક આનાની કિંમતનો રૂપાનો સિક્કો.

**કોરે**, અ. બાજુએ; કિનારે. (૨) તરફ ક્રિ. પ્ર. કોરે બેસવું=અટકાવ આવવો.

**કોલ**, પુ. [ આ. ] વચન; કબુલાત; પણ. (૨) બંદરમાં આવતાં જતાં વહાણની નોંધ.

**કોલ**, પુ. કેલ; ચુનાની મેળવણીનો ગારો. (૨) શિઆળ; કોહલું (૩) શેરડી પીલવાનું યંત્ર; ચીચોડો.

**કોલકરાર**, પુ [ ફા. ] એક બીજાએ સમજુતીથી કરાર કરવા તે; સંધિ; તહનામું; કબાલો

**કોલતાર**, પુ. [અં.] કેટલાંક દ્રવ્યો બાળતા તેમાંથી નીકળતો એક જાતનો પ્રવાહી પદાર્થ; ચુવો. (૨) કોલસામાંથી કાઢેલો ચુવો; પ્રવાહી ડામર.

**કોલન**, ન. [ અં. ] વાંચનમાં અમુક શબ્દો પછી અમુક વખત અટકવાને માટે મૂકવામાં આવતું આવું (;) ચિહ્ન; અર્ધવિરામ. [ કુલમ.

**કોલમ**, સ્ત્રી. ડાંગરની એક જાત;

**કોલમ,** ન. [ अं. ] ઓળ; હાર. (૨) વિભાગ; ખાનું; આસન; કોઠો.

**કોલસો,** પુ. લાકડાનો અથવા બીજી કોઈ વસ્તુનો અડધો બળેલો ભાગ; ઓલવાયલો અંગારો; કોયલો. [બકોર

**કોલાહલ,** પુ [**सं**] ઘોંઘાટ; શોર-

**કોલી,** સ્ત્રી. [**सं. कपीला** ઉ.] ગોરી ગાય.

**કોલુ,** ન શેરડીને પીલીને રસ કાઢવાનું યંત્ર; ચીચોડો.

**કોલેરા,** ન. ઝાડા ને ઉલટીનો એક જીવલેણ રોગ; કોગળીઓ.

**કોલો,** પુ ભુરીઓ પુરુષ.

**કોલો,** પુ ખુણો; બે દિવાલોની અસમાનતાને લીધે પડેલો ખુણો; ખાંચો

**કોવાડ,** પુ. જેને આધારે કોસનું પૈડું રહે છે તે લાકડું (૨) વિ જાડી બુદ્ધિનો અને મારફાડની હીમાયત કરનારો માણસ.

**કોવાડી,** જુઓ કુહાડી.

**કોવાડો,** જુઓ કુહાડો.

**કોવાણુ,** ન. સડવું કે ફુગાવું; બગડવું.

**કોવિદ,** પુ. [ **सं**. ] પંડિત; વિદ્વાન; જ્ઞાની [ બગડવું.

**કોવું,** અ ક્રિ. વિકૃતિ થવી; સડવું;

**કોશ,** સ્ત્રી. [**स. कुशी**] ખાંડવા તથા ખોદવાનું એક તરફ અણીયાળુ લાંબું ઓજાર. (૨) હળપુણી નરાજ.

**કોશ,** (કોષ), પુ. [ सं. ] ભંડાર; ખજાનો (૨) કોઠો; શરીરની અંદર કલ્પાયેલા જુદા જુદા વિભાગોમાંનો અકકેકો વિભાગ. (અન્નમય કોશ; પ્રાણમય કોશ ) (૩) શબ્દોના સંગ્રહનું પુસ્તક

**કોશકાર,** વિ. કોશ બનાવનાર.

**કોશરીઉં** વિ. બખીલ; કંજુસ; કરકસરીઉ

**કોશાગાર,** પુ. [ **सं. कोश+ आगार** ] ભંડાર; ખજાનો.

**કોશાધિકારી,** પુ. [**सं. कोश+ अधिकार+इ** ] ખજાનાનો ઉપરી અમલદાર; ખજાનચી.

**કોશાધ્યક્ષ,** પુ. [ **सं. कोश+ अध्यक्ष** ] કોશનો વડો અમલદાર: ખજાનચી. [ વચમાની ફાચર.

**કોશીઆળો,** પુ કોશ અને હળની

**કોશીઓ,** પુ. કુવેતી; કોસ હાંકનાર (૨) એક જાતનું પંખી.

**કોશીશ,** સ્ત્રી [ફા.] યત્ન; ઉપાય; પ્રયાસ; ઉદ્યોગ.

**કોશેટો,** પુ. રેશમના કીડા પોતાના મોમાંથી તાંતણા કાઢી જે કોકડું પોતાના શરીર ઉપર બનાવે છે તે.

**કોષ,** પુ [**सं.**] ભંડાર; ખજાનો. (૨) સંગ્રહ

**કોષ્ઠ,** સ્ત્રી. [ **सं.** ] એક જાતની વનસ્પતિ

**કોષ્ટક,** ન. કોઠો; તોલ, માપ, ભરત વગેરેના પરિમાણનો સંબંધ દર્શક કોઠો.

**કોસ,** પુ. દોઢ બે મૈલનું માપનું નામ; ગાઉ. (૨) કુવામાંથી પાણી ખેંચવાનું ચામડા કે લોઢાનું બનાવેલું સાધન.

**કોસણ** સ્ત્રી. પાંસળીઓ; કૂખ

**કોસંબી,** સ્ત્રી. એક જાતની વનસ્પતિ.

**કોસીસું,** ન. કિલ્લાની અંદરથી બંદુક કે તોપ મારવા માટે કીલ્લામાં રાખવામાં આવતું બાકું.

**કોહણ,** ન. ચીકણાપણું; દોઢડહાપણ.

**કોહીનુર,** પુ [ફા. કોહ+નુર] તેજનો અંબાર; અત્યંત તેજસ્વી. (૨) હિંદનો એક બહુમૂલ્ય હીરો (આ હીરો હાલ બ્રિટિશતાજમા જડાયલો છે)

**કોળ,** પુ. મોટો ને જાડો ઉંદર. વકર્યો ઉંદર કોળ થાય=ઉંદરને બળ આવે ત્યારે તે કોળ જેવો થઇ જાય છે.

**કોળણ,** સ્ત્રી. કોળી જાતની સ્ત્રી

**કોળવાઈ,** સ્ત્રી. કોળ પકડવાનું પાંજરૂં.

**કોળી,** પુ અનાર્ય લોકોની એક જાત; ભીલ; ઠાકરડો.

**કોળી,** (કૉળી), સ્ત્રી હાથની મુઠીમાં લેવાય તેટલું; કલ્લો.

**કોળું,** ન [सं. कूष्माण्ड] ભોપળુ; સાકરકોળુ. (૨) કહોળું.

**કૌવો,** પુ પોપટની જાતનું એક પંખી; કાકાકૌવા. (૨) કાગડો.

**કૌતક,** જુઓ કૌતુક.

**કૌતુક,** ન. [सं.] આશ્ચર્ય; નવાઈ; અજાયબી; તાજુબી; ટિંખળ; ગમ્મત.

**કૌતૂહલ,** ન [सं.] આતુરતા; ઇંતેજારી; કૌતુક.

**કૌપીન,** ન [सं] સંન્યાસીની લંગોટીનું લુગડું.

[ પ્રપંચ.

**કૌભાડ,** ન. [सं.] તરકટ; કાવતરૂં;

**કૌમા** ન. [सं.] બચપણ; નાનપણ; બાલ્ય. [ મારભાવ.

**કૌમાય,** ન [सं.] કુમારપણું; કુ-

**કૌમુદી,** સ્ત્રી. [सं.] ચાંદની; ચંદ્રમાનુ અજવાળુ. (૨) સંસ્કૃત વ્યાકરણનો એક ગ્રંથ.

**કૌરવ,** પુ. [सं.] કુરુવંશના રાજાઓ

**કૌવચ,** સ્ત્રી. એક જાતનું વસાણું.

**કૌવત,** [આ.] શક્તિ; બળ. (૨) મજબુતી [ હીંમતઆરી.

**કૌશલ્ય,** ન. [सं] કુશળતા; મા-

**કૌંસ,** પુ લખાણમા વપરાતુ એક ચિહ્ન; [ ] ( ). (૨) (અ) કમાન.

**કૌશલ્યા,** સ્ત્રી દશરથની સ્ત્રી અને શ્રીરામચંદ્રની માતા.

**કૌશિક,** પુ. વિશ્વામિત્ર (૨) ઇંદ્ર

**કૌસ્તુભ,** પુ [सं.] પૌરાણિક ખ્યાતિનો એક મણિ.

**કયમ,** અ. [सं. किम्] કેમ; શામાટે. (૨) વિ. કેવું.

**કયાડો,** પુ. ઘોડાની એક જાત.

**કયામત,** (કિઆમત), સ્ત્રી. [आ.] છેવટના ન્યાયનો દિવસ મુસલમાની ધર્મની માન્યતા પ્રમાણે આ દિવસે દરેક મનુષ્યને ખુદા છેલ્લો ઈન્સાફ આપે છે.

**ક્યારડો,** પુ. [ सं. केदार જેમાં પાણી ભરાઇ–રહી શકે એવું ખેતર; ક્યારીની જમીનનું ખેતર. ક્યારડી=પાણી રહે એવું નાનું ખેતર. (૨) પાળ બાંધીને બનાવેલો જમીનનો ટુકડો; ક્યારો.

**ક્યારી,** સ્ત્રી. ખોદી પાળ બાંધીને પાણી ભરાઈ રહે એવી બનાવેલી જમીન. (૨) નાનો ક્યારડો.

**ક્યારે,** અ. [ सं. कदा ] કયે વખતે; કે વારે, કદા. (૨) કોઇ કોઈ વખત; કોઈ વાર.

**ક્યારો,** પુ. [ सं. केदार ] વનસ્પતિને પાણી મળે તે માટે તેની આસપાસ જમીન ખોદીને કે પાળ બાંધીને બનાવેલો ખાડો.

**ક્યાસ,** પુ [અા.] કસોટી; અનુમાન; અટકળ (૨) તોલ; તુલના; ધારણા (૩) વિચાર.

**ક્યાં,** અ. [ सं. कुत्र-क्व ] કયે ઠેકાણે; કઇ જગાએ; કહી.

**ક્યાંઈ–ય,** કોઈપણ ઠેકાણે; ક્યાંય; કહીંએ પણ.

**ક્રતુ,** પુ. [ सं. ] યજ્ઞ–યાગ. સો યજ્ઞ કરનાર ઇન્દ્ર થાય છે તેથી ઇન્દ્ર 'શતક્રતુ' કહેવાય છે. )

**ક્રતુચ્છદ,** પુ. [सं.] જૈન.

**ક્રમ,** પુ. [ सं. क्रम्=જવું ] એક પછી એક આવે એવી વસ્તુરચના; હાર; ગોઠવણ; વ્યવસ્થા; રીત.(૨) ધારો; રિવાજ; ચાલ.

**ક્રમણ,** પુ. [ सं. क्रम्=જવું ] જવું તે; ગમન; આંટો ફરવું તે. (૨) અભિવૃદ્ધિ; વધારો.

**ક્રમભંગ,** પુ. [ सं. क्रम्+भञ्ज=ભાગવં. ઉ.भङ्ग] વ્યવસ્થાનું તૂટી જવું.

**ક્રમવાર,** અ. [सं.] વ્યવસ્થાનુસાર; એક પછી એક; અનુક્રમ પ્રમાણે

**ક્રય,** પુ. [सं. क्री=વેચાતુ લેવુ] ખરીદી કરવી તે.

**ક્રયવિક્રય,** પુ. [ सं. ] લેવું અને વેચવું; લેવેચનો ધંધો.

**ક્રાંતિ,** (ક્રાન્તિ), સ્ત્રી. [सं. क्रम्=જવું ] એકમાથી બીજામાં જવું; ઉથલપાથલ; ફેરફાર, પરિવર્તન.

**ક્રાંતિવૃત્ત,** (ક્રાન્તિવૃત્ત), ન [सं] સૂર્ય ફરતો દેખાય છે તે માર્ગ.

**ક્રિકેટ,** સ્ત્રી. [ अं. ] ગેડીદડાની અંગ્રેજી એક રમત.

**ક્રિયમાણ,** ન [ सं. ] ક્રિયા-કર્મ; સંસ્કારવિધિ. (૨) વિ. કરાતું; થતુ; બનતુ.

**ક્રિયા,** સ્ત્રી. [ सं. कृ=કરવું જે કંઇ કરાતું હોય તે; કર્મ. (૨) સંસ્કારવિધિ; ક્રિયમાણ. (૩) બનાવટ; અમુક કામ કરવાની રીત; કૃતિ.

**ક્રિયાપદ,** ન. [सं.] વ્યાકરણમાં ક્રિયા બતાવનારૂં પદ.

**ક્રિયાભ્રષ્ટ,** વિ. [सं.] કરવાનું

ચૂકેલું; જે કંઈ કરવું જોઇએ તે નહિ કરવાથી પડેલું-ભ્રષ્ટ થયેલું.

**ક્રિયાવિશેષણ**, ન. [સં.] ક્રિયાપદના વિશેષણ તરીકે વપરાતો શબ્દ.

**ક્રિયાશક્તિ**, સ્ત્રી. [ સં. ] કાર્ય કરવાનું બળ.

**ક્રિયાશ્રય**, પુ. ક્રિયાનો કર્તા.

**ક્રિશ્ચયન**, વિ ખ્રિસ્તી; ક્રાઈસ્ટના ધર્મને માનનાર; વિશ્વાસી.

**ક્રીડા**, સ્ત્રી. [સં.] રમત ગમત.

**ક્રૂઝેડ**, સ્ત્રી. [ અં. ] ધર્મને માટે લડાઇ (૨) ખંત અને જોખમથી એક વાત પાછળ લાગ્યા રહેવું તે.

**ક્રૂર**, વિ. [સં.] નિર્દય; ઘાતકી; દયા વિનાનું.

**ક્રૂરતા-પણું**, સ્ત્રી. [સં.] નિર્દયતા; ઘાતકીપણું.

**ક્રોડ**, વિ. [સં. कोटि] કરોડ; સો લાખની સંખ્યા.

**ક્રોધ**, પુ. [ સં. क्रुध् =ગુસ્સે થવું ] ગુસ્સો; રોષ; કોપ.

**ક્રોધાગ્નિ**, પુ.[સં.]ક્રોધરૂપી અગ્નિ; ગુસ્સાનો આતસ; ક્રોધનો જુસ્સો.

**ક્રોધાયમાન**, વિ. [ સં. ] ગુસ્સે થએલું; રોષે ભરાએલું.

**ક્રોધાવેશ**, પુ. [ સં. क्रोध+ आवेश ] ગુસ્સાનો આવેગ; ક્રોધનો ઉછાળો તે.

**ક્રોધી**, વિ. [ સં. ] ક્રોધવાળું; રીસાળવું.

**ક્રોસ**, પુ. [ અં. કાટખુણ ત્રિશૂળ. (૨) ખ્રિસ્તીઓનું ધાર્મિક ચિહ્ન.

**ક્રૌંચ**, ન. [ સં. ] એક જાતનું પંખી;બગલું.(૨)એક જાતના ધોળા હંસ

**ક્લિષ્ટ**, વિ. [ સં. क्लिश= દુઃખ કરવું ] ક્લેશ પડે એવું; કઠણ; સહેજે ન સમજાય એવું; સરળ નહિ તે.

**ક્લીબ**, વિ. [ સં. ] નપુંસક; નિઃસત્વ.

**ક્લેશ**, પુ. [સં. क्लिश्] દુઃખ; કંકાસ; પીડા. (૨) કજીઓ; કલહ.

**ક્લેશી**, વિ. [ સં. ક્લેશ કરનારૂં.

**ક્વચિત**, અ. [ સ. કદાચ; કદાપિ; કદી.

**ક્વાથ**, પુ. [ સ. क्वथ ] ઉકાળો; કાઢો.

**ક્વિનિન**, (કુઈનાઈન), ન. [અં.] એક વનસ્પતિનું અત્યંત કડવું તાવ ઉતારવા માટે વપરાતું સત્વ.

**ક્વીન**, સ્ત્રી. [ અ. ] રાણી; રાજાની સ્ત્રી.

## ક્ષ

**ક્ષણ**, સ્ત્રી. [ સં. ] થોડામાં થોડા વખતના માપનું નામ; પળથી પણ ટુંકો વખત; સેકંડનો $\frac{4}{5}$ ભાગ.

**ક્ષણભંગુર,** વિ. [ **सं. क्षण+ भञ्ज**=ભાંગવું ] ક્ષણવારમાં ભાંગી જાય—નાશ પામે એવું.

**ક્ષણિક,** વિ. [ **सं.** ] ક્ષણમાત્ર પણ ટકે નહિ એવું.

**ક્ષણું,** સ્ત્રી. ક્ષણ.

**ક્ષત,** પુ. [ **सं.** ] નાનો છેદ; ઘા; જખમ. (૨) વિ ઘવાએલું; જખમી.

**ક્ષતિ,** સ્ત્રી. [**सं.**] ક્ષય; હાનિ. (૨) લાંછન

**ક્ષત્ર,** ન. [**सं.**] ક્ષત્રિય.

**ક્ષત્રાણી,** સ્ત્રી ક્ષત્રિયાણી.

**ક્ષત્રિય** પુ. [ **सं.** ] ચાર વર્ણમાંની પ્રજાનું રક્ષણ કરનારી એક જાત; રજપુત ( આર્યોએ પ્રજાને ચાર મુખ્ય વર્ણમાં વહેંચી નાખી હતી : બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અ- શૂદ્ર.)

**ક્ષત્રિયાણી,** સ્ત્રી ક્ષત્રિયની સ્ત્રી ( ૨ ) બહાદુર સ્ત્રી.

**ક્ષત્રી,** પુ. ક્ષત્રિય.

**ક્ષપણ,** પુ. [ **सं.** ] ત્યાગી; ઉપવાસ કરનારો; શ્રમણ (૨) વિ. નિર્લજ્જ **ક્ષપણક**=બુદ્ધ; બૌદ્ધસાધુ.

**ક્ષપા,** સ્ત્રી. [**सं.**] રાત્રિ; રાત. **ક્ષપાકર**=ચંદ્રમા. ક્ષપાચર=ચંદ્ર. (૨) રાક્ષસ; નિશાચર.

**ક્ષમ,** વિ. [ **सं.** ] યથાર્થ; યુક્ત; યોગ્ય. (૨) સમર્થ; શક્ત ( આ શબ્દ બીજા શબ્દની પછી જોડાય છે. જેમકે તપક્ષમ=તપ કરવાન શક્તિમાન.

**ક્ષમતા,** સ્ત્રી. [**सं.**] યોગ્યતા; સામર્થ્ય.

**ક્ષમા,** સ્ત્રી. [ **सं.** ] માફી.

**ક્ષમાક્ષમણ,** પુ. [ **सं.** ] પાંચ અંગવડે નમસ્કાર કરવા; ક્ષમા માગવી

**ક્ષમાવાન** વિ.[**सं.**]માફકરનારૂં.

**ક્ષમાશીલ,** વિ. [ **सं.** ] ક્ષમા રાખનારૂં; ક્ષમાવાન.

**ક્ષય,** પુ. [**सं.**] ઘસાઇ જવું–ઓછું થઈ જવું તે; ઘટાડો (૨) નાશ. (૩) જેનાથી શરીર ઘસાઇ ઘસાઇને આખરે મરણ થાય એવો રોગ

**ક્ષયરોગ,** પુ. જુઓ ક્ષય

**ક્ષયવૃદ્ધિ,** સ્ત્રી. [ **सं** ] ઘટવું અને વધવું.

**ક્ષયી,** વિ. ક્ષયવાળું: નાશવંત.

**ક્ષયોપશમ,** પુ. [ **सं.** ] નાશ.

**ક્ષર,** વિ. [ **सं.** ] વિનાશ પામે એવું; નાશવંત. [ ક્ષત્રિયવટ.

**ક્ષાત્ર,** ન. [ **सं.** ] ક્ષત્રિયનું;

**ક્ષાત્રકર્મ,** ન. [ **सं.** ] ક્ષત્રિયનું કર્મ. [ તત્ત્વ; લવણ.

**ક્ષાર,** પુ. [ **सं.** ] ખારાશવાળું

**ક્ષારભૂમિ,** સ્ત્રી. [ **सं.** ] ખારાશવાળી જમીન; લુણાવાળી જમીન.

**ક્ષાલન,** ન. [**सं क्षल्**=ધોવું] ધોવું તે; પ્રક્ષાલન **ક્ષાલિત**=ધોએલું.

**ક્ષાંત,** (ક્ષ ન્ત), વિ. [**सं. क्षम्** ] ક્ષમાવાળું; સહનશીલ.

**ક્ષાંતિ,** (ક્ષાન્તિ), સ્ત્રી. [ **सं.** ] ક્ષમા; સહિષ્ણુતા; તિતિક્ષા.

**ક્ષિતિ,** સ્ત્રી. [ **स** ] પૃથ્વી; ભૂમિ.

**ક્ષિતિજ,** સ્ત્રી. [ **सं.** ] દૃષ્ટિ-મર્યાદાની હદ; સીમા.

**ક્ષિતિધર,** પુ. [ **सं.** ] શેષનાગ. ( પૃથ્વીને ધારણ કરનાર. ) (૨) પર્વત. (૩) કાચબો.

**ક્ષિતિપાળ,** પુ. [ **सं. क्षिति+ पाल्**=પાલન કરવું ] પૃથ્વીનો પાળ-નાર; રાજા.

**ક્ષિપ્ત,** [ **सं.** ] નાખેલું; ફેંકેલું; વધારેલું. (૨) પદભ્રષ્ટ; નિંદિત

**ક્ષિપ્ર,** અ. [ **सं.** ] જલદી; તરત; શીઘ્ર.

**ક્ષીણ,** વિ. [ **सं.** ] ઘસાઇ ગ-એલું; સુકાએલું; નબળું.

**ક્ષીણતા,** સ્ત્રી. [ **सं.** ] કૃશતા; દુર્બળતા.

**ક્ષીર,** સ્ત્રી. [ **सं.** ] દૂધ. (૨) દૂધભાતની એક ખાવાની વસ્તુ; ખીર. (૩) પાણી. (૪) ઝાડમાંથી નીકળતો દૂધના જેવો ધોળો રસ.

**ક્ષુદ્ર,** વિ. [ **सं.** ] તુચ્છ; હલકું; માલ વગરનું. [ હલકાઇ.

**ક્ષુદ્રતા,** સ્ત્રી. [ **सं.** ] તુચ્છતા;

**ક્ષુધા,** સ્ત્રી. [ **सं.** ] ભૂખ. (૨) લાલસા. [ ભુખ્યું થયેલું.

**ક્ષુધાતુર,** વિ. [ **सं.** ] બહુ

**ક્ષુધાર્ત,** વિ. ભૂખથી પીડાવું.

**ક્ષુભિત,** વિ. [ **सं.** ] ક્ષોભ પામેલું; શરમાયેલું. (૨) ડોળું.

**ક્ષુર,** પુ. [ **सं.** ] અસ્ત્રો. (૨) ખરી.

**ક્ષુલ્લક,** વિ. [ **स.** ] થોડું. (૨) હલકું; નજીવું. સાધારણ.

**ક્ષેત્ર,** ન. [ **सं.** ] ખેતર. (૨) પવિત્ર સ્થળ; તીર્થ. (૩) શરીર. (૪) સ્થાન; પાત્ર.

**ક્ષેત્રજ** પુ [ **सं** ] સ્ત્રીને તેના પ-તિની આજ્ઞાથી બીજા પુરૂષદ્વારા થયેલો છોકરો.

**ક્ષેત્રજ્ઞ,** વિ. [ **सं.** ] ક્ષેત્રને જાણ નાર આત્મા; જ્ઞાની.

**ક્ષેત્રપાળ,** પુ. [ सं. ] ક્ષેત્રનું રક્ષણ કરનાર; ખેડુત. (૨) સ્વામી; રાજા.

**ક્ષેત્રફળ,** ન. [ सं. ] જમીનની લં-બાઇ પહોળાઇનું માપ;ચોરસમાપ;વિસ્તાર.

**ક્ષેપ,** પુ. [ **सं. क्षिप्**=નાખવું ] ગાળવું; ગુમાવવું.

**ક્ષેપક,** પુ. [ सं. ] ઉમેરો; વધારો.

**ક્ષેપણ,** ન. [ सं. ] અપવાદ.

**ક્ષેપણિ,** સ્ત્રી. હલેસું. (૨) માછલાં પકડવાની જાળ.

**ક્ષેત્રપતિ,** પુ [ **सं** ] ખેડુત (૨) જીવ.

**ક્ષેમ,** [ सं. ] સુસ્થિતિ; આરોગ્ય; કલ્યાણ; શ્રેય.

**ક્ષેમંકર,** વિ. [ स. ] કલ્યાણકારક.

**ક્ષોણિ-ણી,** સ્ત્રી. [ सं. ] પૃથ્વી; ભૂમિ.

**ક્ષોભ**, પુ. [સં.] દબાણ. (૨) ઉદ્વેગ. (૩) વ્યગ્રતા; ચલવિચલ.

**ક્ષૌર**, ન. [સં.] હજામત; મુંડન.

**ક્ષ્મા**, સ્રી. [સં.] પૃથ્વી; દેશ.

**ક્ષ્માપ**, પુ [સં.] રાજા

## ખ

**ખ**, પુ. [ સં. ] ગુજરાતી ભાષાના વ્યંજનોમાંનો બીજો અક્ષર. (૨) સૂર્ય. (૩) ન. આકાશ; ખાલી જગા. (૪) મીંડું; શૂન્ય (કવિતામાં મીંડાના સંકેત તરીકે ખ વપરાય છે. ક્ષના અપભ્રંશ તરીકે ગુજરાતીમાં ખ વપરાય છે. ક્ષમા=ખમા. વળી ષ ને ઠેકાણે ખ અને ખ ને ઠેકાણે ષ બોલાય છેઃ–અભિલાષ=અભિલાખ, વિષે=વિખે.

**ખઇ**, પુ. [ સં ક્ષય ] ક્ષય

**ખકાર**, પુ. [ સં. ) ખ એવો ઉચ્ચાર તેમજ અક્ષર તે.

**ખકખો**, પુ. ખકાર.

**ખખ**, વિ. ખળખળી ગયેલુ; જીર્ણ. (૨) ના ખવાઇ તથા ઘસાઈને અંદરથી પોલું થઇ ગયેલું; ખોખુ.

**ખખડધજ**, વિ. મજબુત બાંધાનું મોટી ઉમરનું માણુસ; શરીરે મજબુત.

**ખખડવું**, જુ. ખટખટવું

**ખખડાટ**, જુ. ખટખડાટ.

**ખખરવખર**, વિ વિખરાઈ ગયેલું; ખાખાવીખી થઈ ગયેલું· દોદળું.

**ખખરવું**, ક્રિ અ. લાગવું; મનમાં ખૂંચવું. (૨) સાલવું (૩) ખરખર એમ બોલવું.

**ખખરી**, જુ ખરખરી

**ખખરો**, જુ ખરખરો.

**ખખળવું**, જુ. ખળખળવું.

**ખખારો**, જુ ખોંખારો.

**ખગ**, પુ. [ સં. ] પક્ષી; પંખી. (૨) ગ્રહ, તારા; નક્ષત્ર (૩) નવની સંખ્યાનો સંકેત.

**ખગપતિ**, પુ. [સં.] પક્ષીઓનો સ્વામી; ગરુડ.

**ખગવાહન**, પુ. [ સં. ] ખગ જેનું વાહન છે એવા વિષ્ણુ.

**ખગાકાર**, વિ. [સં ખગ+ આકાર] ટગર ટગર જોયા કરે એવુ, આભું; ચકિત (૨) ગોળમટોળ; સુંદર.

**ખગાસન**, પુ [ સં ] ઉદયાચલ પર્વત. (૨) વિષ્ણુ.

**ખગેશ**, પુ. [ સં. ] ખગોનો ઈશ્વર; ગરુડ. [ ઈંદ્ર: ગરુડ.

**ખગેંદ્ર**, પુ. [ સં. ] ખગોનો

**ખગોળ**, ન. [ સં. खगोल ] આકાશમંડલ.

**ખગોળવિદ્યા**, સ્ત્રી. [ સં. ] ખગોળ સંબંધી જ્ઞાન આપનારૂ પુસ્તક; જ્યોતિષશાસ્ત્ર.

**ખગોળવેત્તા**, પુ. [ સં. ] ખગોળવિદ્યા જાણનાર; જ્યોતિષી.

**ખગોળશાસ્ત્ર**, ન. [ सं. ] ખ-ગોળવિદ્યા; જ્યોતિષ.

**ખગોળશાસ્ત્રી**, પુ. [ सं. ] ખ-ગોળવિદ્યાનો અભ્યાસી; જ્યોતિષી

**ખગ્ગા**, પુ. [ हिं. ] ખગ:પંખી.

**ખગ્રાસ**, પુ. [ सं. ] આકાશનો ઘેરાવો. (૨) એક ગોળાકારથી બીજું ગોળાકાર ઢંકાતાં ઘેરાયેલો ભાગ આકાશમા બે ગ્રહો સીધી લીટીમા આવતાં એકની છાયાથી બીજો ગ્રહ આખો ઢંકાય છે તે; એવું ગ્રહણ. ( ખગ્રાસ એટલે આખા ગોળાકારનું ઢંકાઇ જવું. પૃથ્વી ચંદ્ર કરતાં મોટી હોવાથી પૃથ્વીની છાયા પડી જ્યારે ચંદ્રનું પૂર્ણ ગ્રહણ થાય છે ત્યારે ચંદ્રનું ખગ્રાસ ગ્રહણ થયું કહેવાય છે. તેજ પ્રમાણે સૂર્ય માટે પણ.)

**ખચ**, ( ખચ્ચ ), અ. સપાડી કે ચામડી ભોંકાતા થતો અવાજ.

**ખચકાવું**, ક્રિ. અ. અચકાવું; ખમચાવું; એકદમ અટકી જવું. (૨) ક્રિ સ ખચ એવો અવાજ થાય તેમ ઘોચવું.

**ખચકો**, પુ. (ખચ ઉ થી) સપાટી ઉપર પડેલો નાનો ખાડો. (૨) અટકાવ, અંતરાય.

**ખચખચવું**, ક્રિ. અ ખીચોખીચ ભરાવું; બિડાવું [ ગાય એમ કરવું;હલાવવું.

**ખચખચાવવું**, ક્રિ સ ખચખચ

**ખચરી**, સ્ત્રી ખચ્ચરની માદા.

**ખચરૂં**, વિ ખરાબ; માઠું ઉ૦ (૨) ઘરડું અથવા શરીરે ખખળી ગયેલું. (૩) નિર્માલ્ય ઘોડું; ખચ્ચર જેવું.

**ખચાખચ**, અ. ખચ ખચ એમ. (૨) ખીચોખીચ; સજડાસજડ.

**ખચાખચી**, સ્ત્રી. ભીડાભીડ; ગીરદી (૨) અ નક્કી; જરૂર

**ખચિત**, વિ [ सं. ] જડેલું; મઢેલું; સજડ કરેલું.(૨) સજડાસજડ રહેલું;વ્યાસ

**ખચીત**, અ. નક્કી; જરૂર, ચોક્કસ; ખરેખર

**ખચીતાઈ**, સ્ત્રી નક્કીપણું

**ખચુકખચુક**, અ. ઉંચું નીચુ થતુ અને ડગમગતુ હોય તેમ; ઢચુકઢચુક ( ઘોડા ગધેડાની કે ગાડાની ખરાબ ચાલને માટે આમ બોલાય છે )

**ખચોખચ**, અ. ખચખચ એવો અવાજ નીકળે તે; ભચોભચ (૨) ખીચોખીચ, સજડાસજડ.

**ખચ્ચર**, ન. [ फा ] ઘોડીને પેટ ગધેડાથી ઉત્પન્ન થયેલું પ્રાણી (૨) હલકી જાતનુ જનાવર

**ખજવાળ**, જુઓ ખંજવાળ.

**ખજાનચી**, પુ. [ फा. खज़ानेह ] ખજાનાનો ઉપરી; તિજોરર; ભંડારી; જામદાર.

**ખજાનો** પુ [ अ ] પૈસો; ધન: દોલત. (૨) ધન મૂકવાની જગા; ભંડાર. (૩) અંડગોળી; રૂ૦ પ્ર૦ અક્કલનો ખજાનો=મૂર્ખ; બેવકુફ. ક્રિ૦ પ્ર. ખજાને પડવું=બંધાઈ જવું.

**ખજીના**, પુ [ फा. ] હથિયાર ભેરવવાની ખોલ, અથવા બાકું-નાકું-ઘર.

**ખજીનો**, પુ. દરીયાનું પાણી ભરી મીઠું પકવવાનો ખાડો; કયારડો.

**ખજુર**, ન. [ **सं. खर्जुर** ] ખુબ પાકીને ગળેલી ખારેક

**ખજુરી**, સ્ત્રી. ખજુરનું ઝાડ. (૨) કણસલામાંથી ઉડતી ઝેણુ; એની અસરથી આવતી ચેળ ખુજલી. **ખજુરી ભાત**=ખજુરીના પાંદડા જેવી ભાત. (કેટલાક લોકો કેફીપીણા તરીકે **ખજુરીનો રસ**–તાડી પીએ છે તાડીને તડકે **રાખી મૂ**કયાથી સરકો બને છે બંગાળા તરફ ખજુરીના રસનો ગોળ અને સાકર બને છે)

**ખજુરૂં**, ન. ખજુરીની જાતનું નાનું ઝાડ. (તેમાથી પણ તાડી કાઢવામાં આવે છે.)

**ખટ**, વિ. [ **सं षट्** ] છ; ૬. (૨) પુ. સવારમા ગવાતા એક રાગનું નામ.

**ખટક**, સ્ત્રી. [ **सं. क्षत** ] ખટકવું તે; ખૂંચવું તે; નાખુશી; નહિ ગમતું થવાથી થતી લાગણી (૨) રહી રહીને ખૂંચવું તે;સણકો.(૩) ચાનક;ફીકર

**ખટકખટક**, અ. ખટખટ એમ થવું તે. (૨) વારંવાર મનમાં ખૂંચ્યા કરવું; લાગણી થયા કરવી તે.

**ખટકરમ**, ન. [ **सं. षट्कर्म** ] યજન, યાજન, અધ્યયન, અધ્યાપન, દાન અને પ્રતિગ્રહ,એ બ્રાહ્મણને અવશ્ય કરવાનાં છ કર્મ (૨) સવારનું નિત્ય કર્મ (૩) આવશ્યક કર્મ.

**ખટકવું**, ક્રિ. અ. કાંકરીની માફક ખૂચવું; અંદરથી લાગવું; કરવું. (૨) ચિંતા થયા કરવી; પશ્ચાત્તાપ થવો.

**ખટકો**, પુ. [ **स. क्षत** ] ઝાટકો લાગવો તે; સણકો લાગવો તે; ખૂચવું તે (૨) અડચણ, હરકત; નડતર (૩) ચાનક; કાળજી. (૪) વહેમ; શક; શંકા

**ખટખટ**, સ્ત્રી બે વસ્તુઓ અફળાવાથી થતો અવાજ (૨) હરકત; નડતર (૩) કજિયો; પંચાતી. (૪) નકામું બોલ્યા કરવું તે; કટકટ.

**ખટખટારો**, પુ ખટખટ થવું તે; ખડખડાટ; પંચાતી; તકરાર

**ખટચક્ર**, ન. [ **सं. षटचक्र** ] યોગશાસ્ત્ર પ્રમાણે શરીરમાના છ ચક્ર: (૧) મુર્દ્ધચક્ર, (૨) કંઠચક્ર, (૩) અનાહતચક્ર, (૪) મણિપૂરચક્ર, (૫) લિંગચક્ર અને (૬) આધારચક્ર

**ખટદર્શન**, ન. [ **सं. षड्दर्शन** ] હિંદુઓના તત્ત્વજ્ઞાન સંબંધી જુદા જુદા જે છ મત તે: સાંખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક; મીમાંસા અને વેદાંત

**ખટપટ**, સ્ત્રી યુક્તિપ્રયુક્તિથી કાર્ય સાધી લેવાની તજવીજ (૨) જંજાળ; પંચાતી, કડાકુટ, મહેનત (૩) દાવપેચની જાળ; યુક્તિપ્રયુક્ત. (૪) તકરાર.

**ખટપટવું**, ક્રિ. અ. ખડખડવું; અથડાવું. (૨) ખટપટ થવી; યુક્તિપ્રયુક્તિ ચાલવી. (૩) ગૂંચવાવું.

**ખટપટી,** વિ. ખટપટ કરે એવું.

**ખટપટીઉં** વિ જેને ખટપટ કરવી ગમતી હોય એવું; કારસ્તાની; તરકટી; પ્રપચી. (૨) જેમાં ખટપટ કરવી પડે એવું.

**ખટપદ,** પુ [સં.] જેને છ પગ હોય એવું પ્રાણીઃ ભમરો; મધમાખ વગેરે

**ખટબાકી,** સ્ત્રી મહેસુલમાની જે બાકી વસુલ આવે એવી ન હોય તે બાકી.

**ખટમધુરૂં,** વિ કંઈક ખાટું અને કઇક મીઠું એવા સ્વાદવાળુ.

**ખટમલ,** પુ. [ **सं. खट्+** मल ] ખાટલાનો જીવ; માંકડ

**ખટ ાસી,** વિ. [ **सं. षण्मासी** ] છ માસે પાકે એવો પાક.

**ખટમીઠું,** વિ. જુઓ ખટમધુરૂ.

**ખ-ર** ા, પુ. [ स. ] છ સ્વાદ. :-ખાટો, ખારો, કડવો, તુરો, તીખો અને મીઠો. **ખટરસ** ભોજન=જેમા છએ રસના સ્વા: હોય એવું જમણ.

**ખ-રાગ,** પુ. [ **सं. षड्राग** ] ગાવાના મુખ્ય છ રાગ: ભૈરવ, માલકોશ, હિંદોળ, શ્રીરાગ, કેદાર અને મલ્લાર. (૨) કજિયો; અણબનાવ. (૩) ખટપટ; જંજાળ.

**ખટરાગી,** વિ. જંજાળી; સંસારની માયામા લપટાયેલું. (૨) કજિયાખોર; ખટપટ કરે એવું.

**ખટલો,** પુ. જીવનના વ્યવહ ર માટે જોઈતું તમામ; સ્ત્રી, નોકર, ઢોર અને સરસામાન વગેરે સર્વ. (૨) મુસાફરી વખતે મોટા માણસની સાથે રહેતી સર્વ ઘરવખરી. (૩) કુટુંબ કબીલો. (૪) (મરાઠી પ્રમાણે ) મુકરદમો; કેસ; ફરિયાદ.

**ખટવવું,** ક્રિ સ. ખાટું કરવું; ખટાશ ચઢાવવી. (૨) રળાવવું; કમાવરાવવું.

**ખટવું,** ક્રિ. સ. ખાટવું.

**ખ શાસ્ત્ર,** ન. [ **सं.** ] આર્યોના તત્વજ્ઞાનના ૭ શાસ્ત્ર: છ દર્શન ગ્રથોઃ સાંખ્યશાસ્ત્ર, યોગશાસ્ત્ર ન્યાયશાસ્ત્ર, પૂર્વ મીમાંસાશાસ્ત્ર અને ઉત્તર મીમાસાશાસ્ત્ર.

**ખટાઇ,** સ્ત્રી. ખટાશ; ખાટો રસ.

**ખટાઉપેદાશ,** સ્ત્રી. હરાયા ઢોરોની હરરાજીમાંની જે પેદાશ થાય તે.

**ખટાખટ,** સ્ત્રી. ખટખટ થવું તે. (૨) વારે વારે ખટખટ થાય તે.

**ખટાટોપ,** પુ. [ **सं** ] ઘણો મોટો કૃત્રિમ દેખાવ કરવો તે દંભ,દમામભર્યો ખાલી દેખાવ; આડંબર.

**ખટાપટી,** સ્ત્રી. ખટખટ થવું તે. (૨) ખટપટ.

**ખટારો,** પુ. ભાર ભરવાનું ગાડું. (૨) ઘરવખરીનો જુનો સરસામાન. (૩) જંજાળ;ખટપટ (૪) બડબડાટ; ખટખટારો.

**ખટાવવું,** ક્રિ. સ ખટાશ ચડાવવી. (૨) ફાયદો કરાવી આપવો; રળાવવું

**ખટાવું,** ક્રિ. અ. ખટાશ ચડવી. ( ૨ ) ફાયદો થવો; કમાવું.

**ખટાશ,** સ્ત્રી. ખાટો સ્વાદ; ખટાઈ.

**ખટુમડું,** વિ. થોડુંક ખાટું.

**ખટ્ટું,** વિ. [ **हिं.** ] ખાટું. ક્રિ.

પ્ર. મન ખટું થઇ જવું=સ્નેહભાવ હોય તેમાં બગાડ થવો.

**ખડ**, ન. ઘાસ; ચારો; લીલી ચાર. (૨) વિ. મોટું; જુનું; વૃદ્ધથી વૃદ્ધ. ૬–ખડ મામો

**ખડક**, પુ. [ **सं. खण्डक** ] સમુદ્રમાંની અણીદાર ડુંગરી; શિખર; ખરાબો. [ મુકેલી ચીજોનો જત્થો; ગંજી.

**ખડકલો**, પુ. ઢગલો; ઉપરાઉપર

**ખડકવું**, ક્રિ સ એક એકની ઉપર ગોઠવવું; ઢગલો સરખો કરવો

**ખડકી**, સ્ત્રી. [ **दे. खडकी** ] ઘરની આગલી ડેલી. (૨) કેટલાક ઘરોની આગળ બાંધેલી ડેલી; દેવડી. (૩) શેરી; થોડાં ઘરનો જત્થો (૪) મકાનનું આગલું મોટું બારણું.

**ખડકું**, ન પથ્થરનો કે લાકડાનો લુગડાં ધોવામાં વપરાતો નાનો કકડો

**ખડખડ**, સ્ત્રી ખડખડાટ. (૨) મોટેથી હસવાથી થતો અવાજ; અટ્ટહાસ્ય. (૩) તકરાર; ઉપાધિ, પીડા; ટકટક; પંચાતી

**ખડખડભડભડ**, સ્ત્રી ગડબડ; વિટમ્બના; પંચાતી.

**ખડખડવું**, ક્રિ અ. ખણખણવું; ખડખડાટ થવો, વાગવું

**ખડખડાટ**, પુ ખડખડ એવો અવાજ (૨) અ ખડખડ થાય એમ

**ખડખડીઉં**, વિ ખડખડ થાય એવું: વાગતું (૨) સુકું નાળીયેર. ખડખડીયું આપવું=કામ ધંધા ઉપરથી રૂખસદ મળવી તે.

**ખડગ**, જુ. ખડ્ગ.

**ખડગું**, ન. એક જાતનું હિંસકપ્રાણી.

**ખડચંપો**, પુ. મોટા ફૂલનો પારસ ચંપો. [ખુજીને કામ ન કરે એવું.

**ખડણ**, વિ હરામ હાડકાનું; જાણી

**ખડતલ**, વિ દુ:ખ સહન કરી શકે એવું; ઘડાયેલું; રાઢું; મહેનતુ.

**ખડતાલ**, સ્ત્રી. [ **सं. षट्+ताल** ] છ તાળ; જેમાં છ તાલ આવતા હોય એવો રાગ. (૨) લાત: પાટુ. (૩) કરતાલ

**ખડતાળવું**, ક્રિ. સ. [ **सं. खुर+ताड** ] ગધેડા પાસે ખોદાવી નાખવું (૨) જડમૂળથી ઉખાડી નાખવું

**ખડદાં**, ન થીજેલા લોચા. (૨) છિદ્ર; દોષ.

**ખડધાન**, ન એની મેળે ઉગીને થતું હલકીજાતનું ઘાસ સામો; મણકી વગેરે.

**ખડધામણી**, સ્ત્રી એક જાતની વનસ્પતિ; મોટી ધામણી

**ખડદા–ધાયેલું**, વિ ખવાયેલું; કીટ લાગેલું; ખોદાયેલું. ખાડું; ગોળાયેલું (૨) ખરડાયેલું; મેલું.

**ખડધાલ**, જુઓ ખડદા ધાયેલું.

**ખડપવું**, ક્રિ. સ. ખેતરમાનું ઘાસ મૂળમાથી ઉખાડી લેવું; ખોતરીને ખણીલેવું.

**ખડપું**, ન ઉખાડી લેવાનું ઓજાર; ખરપડી.

**ખડપો**, પુ. મોટી ખરપડી

**ખડબચડું**, વિ. ખરબચડું, કરકરું; ખાડાખૈયાવાળું.

**ખડબડાટ,** પુ. ઘોંઘાટ; ગડબડ.

**ખડબાદાર,** વિ. બંધાયેલું; સારી પેઠે જામી ગયેલું

**ખડબુચ,** ન. [ **सं. खर्बुज** ] તરબુચ; કલિંગડું

**ખડબુચી,** સ્ત્રી ખડબુચની વેલ

**ખડબુચું,** ન. તરબુચ; તરબુચ.

**ખડબું,** ન જામી ગયેલા પ્રવાહીનો લોચો; બંધાયેલા દહીંનો લોદો; ઢેફું; દડબું

**ખડભડ,** સ્ત્રી. ગડબડ; ખટખટાટ; ધાંધલ. (૨) કજિયો; બોલાબોલી.

**ખડભડવું,** ક્રિ. અ. ખડભડ થવી; પટવું અને અફળાવું. (૨) તકરાર થવી.

**ખડભડાટ,** પુ ગડબડાટ; ધાંધલ. (૨) ખખડાટ.

**ખડભામી,** જુઓ બ્રહ્મી.

**ખડમાંકડી,** સ્ત્રી. [ **सं. खड+ मर्कटी** ] લીલા ઘાસમાં થતું એક જીવડું.

**ખડમોસાળ,** ન. બાપનું અથવા માનું મોસાળ.

**ખડવું,** ક્રિ. અ. પટવું; ઉતરી જવું; સરી જવું; અખડાવું.

**ખડવેવાણ,** સ્ત્રી. દીકરી કે દીકરાની વડસાસુ (તેજ પ્રમાણે ખડવેવાઇ)

**ખડશિંગી,** ન બહુ લાબી શિંગોવાળું એક ઝાડ. [ વાલની તટબંધી.

**ખડસલ,** પુ મકાનનો પાયો; દિ-

**ખડસલીઓ,** પુ. એક જાતની વનસ્પતિ; પીતપાપડો.

**ખડંગ,** ( ખડિંગ ), અ. ધાતુમાંથી નીકળતો એવો અવાજ.

**ખડા,** પુ. જોડાનો પાની આગળનો ભાગ; ખરો ક્રિ. પ્ર ખડા ચડાવવા=પગમાથી નીકળી ન જાય તેમ જોડા પહેરવા. (૨) મરદાનગીનું કામ કરવાને તત્પર થવું જોરથી ચાલવા માડવું. (૨) ચાખડી; પાવડી. [ (૨) શઠતા.

**ખડાઈ,** પુ. સ્ત્રી પાડી; નાની ભેંસ.

**ખડાઉ,** ન પાવડી; ચાખડી. (૨) સુકું ઘાસ [ હુડી.

**ખડાઉલાર,** વિ. તરત મુદતની

**ખડાખડ,** અ. રહી રહીને ખટખડ ખડખડ થાય તેમ.

**ખડાખાટ,** ન. અણબનાવ.

**ખડાખાસટું,** જુઓ ખટાસ્ટકુ.

**ખટાસ્ટકુ,** ન. [ **सं. षट्+ अष्टक** ] છ અષ્ટકવાળો યોગ. (૨) અણબનાવ; વિરોધ: સામી પ્રીત.

**ખડિયાખડખડ,** સ્ત્રી ખળખળી ગયેલુ હોય એવુ જે તે; જીર્ણ; ખંડેર. (૨) જંજાળ; કટકટ. (૩) વિ સખળડખળ [ જુવાન ભેંસ.

**ખડિયું,** જુ ખરડિયું ( ૨ )

**ખડિયો,** પુ. શાહી રાખવાનું નાનું પાત્ર, દોત (૨) દીવો કરવાનો નાનો ડબો. (૩) બે ચાર ખાનાંવાળી ખલેચી; ઝોળી, કોથળો: ખલતો; વાટવો. (૪) બે તરફ ઝુલતો ખભે ભેરવવાનો કોથળો.

**ખડિયોખાર,** પુ ટંકણખાર.

**ખડિયોવાઘ,** પુ. ધોળા ચટાપટાવાળો નાનો વાઘ.

**ખડી**, સ્ત્રી. [ सं. खटिका ] ધોળી માટી. (૨) વગર વિઆયેલી ભેંસ.

**ખડું**, વિ. ઉભું; ટટાર. (૨) તત્પર; તૈયાર. ક્રિ પ્ર. ખડું કરવું=રજુ કરવું

**ખડેધાટ**, વિ ટટાર; અક્કડ. (૨) અ૦ તત્પર. [ રીતે; જાહેર રીતે.

**ખડેચોક**, ( છડેચોક ), અ. ખુલ્લી

**ખડેજોડે**, અ. ઊભેઊભે; તાબડતોબ.

**ખડેલું**, વિ. ખરીને પડી ગયેલું; ભાગીને પડી ગયેલુ (૨) અટકી ગયેલુ; મુલ્તવી; પડેલું. (૩) ન૦ ફળવાને લાયક થયેલી પાડી

**ખડો**, પુ ખરો (૨) કુકડાં કબુતર વગેરેને રાખવાનું પાંજરૂ.

**ખડ્ગ**, ન. [ सं. ] તરવાર; સમશેર (૨) ગેંડાનુ શિગડુ (૩) ગેંડો.

**ખડગપાત્ર**, ન. ગેંડાના શિગડાનું બનાવેલું વાસણ.

**ખણ**, સ્ત્રી. [ सं. खन् ] ખણજ; ચેળ. (૨) [ सं. क्षण ] ચાર સેકંડ જેટલો કાળ; ક્ષણ. (૩) કબાટ કે ટેબલનું ખાનું.

**ખણકો**, પુ. ધાતુનો અવાજ; રણકો (૨) ખટકો; ઓચિંતી વેદના.

**ખણખણ**, અ. ધાતુમાંથી નીકળતો અવાજ; ખણખણાટ. [ ખડખડવું.

**ખણખણવું**, ક્રિ. અ. વાગવું;

**ખણખણાટ**, પુ ધાતુનો અવાજ; ખણખણ એવો અવાજ.

**ખણખણિયાં**, ન. કાંસી જોડાં. (૨) ખડખડે અવી આકરી પૂરીઓ, પાપડ વગેરે.

**ખણખણું**, વિ. ખૂબ શેકાયેલું; ખડખડે એવું થઈ ગયેલું.

**ખણખોજ**, ( ખણખોદ ), સ્ત્રી બારીક તપાસ; ખણખોતર.

**ખણખોતર**, સ્ત્રી. [ सं. खन्=ખણવુ ] ખણવું અને ખોતરવું તે; ખણખોદ.

**ખણજ**, સ્ત્રી. ખંજવાળ; ચેળ

**ખણવું**, ક્રિ. સ [ सं. खन् ] ઉખાડવું; ખોતરવું (૨) વલુરવું (૩) ખોદવું (૪) ચીમટી ભરવી.

**ખણસ**, સ્ત્રી. ખુન્નસ; ખાર; છિદ્ર શોધવાં તે. ક્રિ. પ્ર. ખણસે ભરાવું=ખાર રાખવો. (૨) ખત; કાળજી. (૩) વહેમ, સંશય. (૪) ટેવ; આદત (૫) હાજત.

**ખણસાવું**, ક્રિ. અ૦ વકરાવું. (૨) હાજત થવી.

**ખણિક**, જુઓ ક્ષણિક.

**ખણુ**, ન. [ सं. क्षण ] પળનો સાઠમો ભાગ; ક્ષણ. ખણુ માત્ર=લગાર-વાર. ખણુ ખણુ=ક્ષણે ક્ષણ; વારંવાર.

**ખત**, ન [ अ. ] લેખ; દસ્તાવેજ; લખાણ. ક્રિ. પ્ર. ખત કરવું=સાટુ લખી આપવું. [ લગતા કાગળીઆં

**ખતપતર**, ન. કરાર અને તેને

**ખતમ**, વિ. ખલાસ, સમાપ્ત. (૨) પુરૂ. (૩) સ્ત્રી. [ अ. ] આખર; છેડો. ક્રિ. પ્ર. ખતમ કરવું=પુરૂ કરવું. ખતમ થવું=અંત આવી જવો.

**ખતરવટ**, સ્ત્રી. [ **सं. क्षत्रिय+व्रत** ] કોઇ પણ ભોગે કાર્ય પુરૂં કરવાની વૃત્તિ. (૨) ક્ષત્રિય ધર્મ; ક્ષત્રિયની સાખ

**ખતરી**, પુ. [ **सं. क्षत्रिय** ] ક્ષત્રિય; અસલી હિંદુઓની ચાર જાતિ માની એક જાતિ. (૨) ખતરી; હાલ કાપડ રંગવાનો ધંધો કરનારી એક જાતિ.

**ખતરો**, પુ. [ **अ.** ] વહેમ; સંદેહ; વાંધો. ક્રિ. પ્ર ખતરો મટાડવો=વહેમ ટાળવો.

**ખતવણી**, સ્ત્રી. રોજમેળમાથી જેને તેને ખાતે રકમો ઉતારવી તે; ખતવવું તે

**ખતવવુ'**, ક્રિ. સ. રોજમેળમાં જુદે જુદે ખાતે લખાયેલી રકમોને જે તે ખાતે લઈ જવી. [ નુકશાન

**ખતા**, પુ. ઠોકર; થાપ; ધક્કા;

**ખતો**, પુ. કામળો; ધાબળો.

**ખદખદ**, અ. જાડો પ્રવાહી ઉકળતાં નીકળતો અવાજ; ખદખદવું

**ખદખદતુ'**, વિ. તાતું; ઘણું ગરમ, ખદખદ એવો અવાજ કરતુ.

**ખદખદવુ'**, ક્રિ. અ. ઉભરા ચઢે એમ ઉકળવું.

**ખદડવુ'**, ક્રિ. સ. દોડાવ ; તગડાવવું (૨) મહેનત આપવી; ખદેડવું. [ મણ.

**ખદડામણ**, સ્ત્રી. દોડાદોડી; અથડા-

**ખદ્દુકખદ્દુક**, અ. ખદુકખદુક; ખચુકખચુક. (૨) ઘોડાગધેડાની હલકી દોડના અનુકરણ રૂપ.

**ખદબદ**, અ. તળેઉપર થવું અને સડવું હોય તેમ. (૨) વિ. ખૂબ સડી ગયેલું; જેમા કીડા ઉભરાતા હોય એવું.

**ખદબદવુ'**, ક્રિ. અ. તળે ઉપર થવું; સડવું: કીડાઓનું ઉભરાવું

**ખર**, સ્ત્રી. [ **हिं.** ] ખાદી.

**ખદવુ'**, ક્રિ. અ પાછળ દોડવું

**ખદિર**, પુ. [ **सं.** ખેર. (૨) ઇંદ્ર. (૩) ચંદ્ર.

**ખદિરપત્રિકા**, સ્ત્રી. [ **सं.** ] રીસામણીનો વેલો.

**ખદિરિકા–ખદિરી**, સ્ત્રી. [**सं.**] રીસામણીનો વેલો. [ સાર; કાથો.

**ખાદિરસાર**, પુ. [ **सं.** ] ખેર-

**ખદેડવુ'**, ક્રિ સ. વારંવાર દોડાવવું; ફેરા ખવડાવવા (૨) મહેનત કરાવવી (૩) કાઢી મૂકવું.

**ખદડ**, વિ ધિંગુ; ખદડું; જાડું; ઘટ.

**ખદ્યોત**, પુ. [ **सं.** ] ચોમાસામાં ઉત્પન્ન થતો જીવડો; આગિયો; પતંગિયો. (૨) તારા, સૂરજ, વગેરે.

**ખધ્યા**, સ્ત્રી. [ **सं. क्षुधा** ] ખાવાની તીવ્ર લાગણી; ભૂખનુ જોર. (૨) ખાધાગળો [ (૨) ખંત; લાગણી.

**ખનખન**, સ્ત્રી. શ કા; હાજત; ખંજસ.

**ખનિજ**, વિ. [ **सं.** ] જમીન ખોદીને તેમાથી કાઢેલું; ખાણમાંથી ઉત્પન્ન થયેલું.

**ખનિત્ર**, પુ. [ **सं.** ] માટી ખોદવાનું ઓજાર; પાવડો; કોદાળો.

**ખની**, સ્ત્રી. [ **सं.** જમીનની અંદર પડેલો ખાડો; ખાણ

**ખપ**, પુ. [ **सं. क्षि-क्षप** ] જરૂર; માગણી; ખપત; વપરાશ; ઉપયોગ. (૨) તગી; ખોટ (૩) ઉપાડ; ઉઠાવ. (૪) કામ. ક્રિ. પ્ર. **ખપ** આવવુ=માર્યા જવું; રણમાં પડવુ. **ખપ** લાગવું=કામ આવવું. **ખપ** જાગવો=માગણી થવી.

**ખપજોગું**, વિ. ખપ જેટલું; જોઇએ તેટલું. [ ઉપયોગ; જરૂર; માગણી

**ખપત**, સ્ત્રી. વેચાણ;ઉઠાવ;વપરાશ;

**ખપતું**, વિ. વેચાયા કરતુ હોય એવું. (૨) જરૂર જેટલુ; જોઇતું; ઘટતું (૩) કામનું; ઉપયોગમાં આવે તેવુ (૪) વ્યવહારમાં આવતું

**ખપરડો**, પુ. વાંસની ચીપોની સાદડી; (૨) પડદો. (૩) ખપેડો.

**ખપરેલ**, વિ. ખાપો નાખી નળિયાં ચડાવેલું ( છાપરૂ ).

**ખપવું**, ક્રિ. અ. [ **सं. क्षप** ] ખપ થવો; વેચાવું; વકરો થવો. (૨) ખરચાઈ જવું; વપરાવું; કામમાં આવવું (૩) ગણાવું; લખાવું. (૪) કામ આવવું (૫) ઇચ્છા હોવી. (૬) લડાઈમાં મરણ થવું.

**ખપાટ**, સ્ત્રી વાસની ચીપ; કામઠું; લાકડાની ચીપ. (૨) એક જાતનું ઝાડ.

**ખપાટીઉં**, ન.ખપાટ; કામઠું; ચીપ

**ખપાડવું**, ક્રિ. સ. ખપાવવું; વેચવું. (૨) વાપરવું.

**ખપી જવું**, ક્રિ અ. વેચાઈ જવું. (૨) વપરાઇ જવું (૩) માર્યા જવું.

**ખપુકલી**, સ્ત્રી. ઝુંપડી. (૨) વિ. સુકાઈ ગયેલી; નાજુક.

**ખપુષ્પ**, ન. [ **सं.** ] આકાશકુસુમ; એક મિથ્યા કલ્પનાનો પદાર્થ.

**ખપુસવું**, ક્રિ. સ ખાડવું. (૨) ઝાપટવું. (૨) મડવું; પાછળ લાગવું.

**ખપેડી**, સ્ત્રી. ઉગતા છોડ ખાઈ જનારૂ એક જીવડું. (૨) પોપડો

**ખપેડો**, જુઓ ખપરડો.

**ખપેટી**, સ્ત્રી. કોઇ પણ વસ્તુનું ઉપસી આવેલુ પાતળું પડ. (૨) રોટલા ઉપરનો માડો; કપોટી (૩) એક જાતની પ્રવાહી પદાર્થ ઉપર જામેલી તર.

**ખપોટું**, ભિંગડું; પડ; પાતળું છોડું.

**ખપ્પર**, ન. [ **सं. खर्पर** ] ઝેરી નાળિએરનું ભીખ માગવાનું પાત્ર; ભિક્ષાપાત્ર. (૨) નાશકારક પાત્રઃ—માતાનું ખપ્પર. ક્રિ પ્ર. ખપ્પરમાં લેવું=મારી નાંખવા માટે પોતાના કબજામાં લેવું. (૩) નાશકારક જે કંઇ તે.

**ખફગી**, સ્ત્રી. [ **फा** ] ઇતરાજી; અવકૃપા. [ ચિડાયેલું.

**ખફા**, વિ. [ **फा.** ] ઈતરાજ;

**ખબકાવવું**, ક્રિ. સ. ચોરી છૂપીથી લઇ લેવું; ઉચાપત કરવું.

**ખબડદાર**, વિ [ **फा.** ] ઘણી બાબતોની માહિતી ધરાવનાર; હોશિઆર; કાબેલ. (૨) સાવધ; ચોક્કસ; સાવચેત. (૩) અ. સાવધાન; જાગરૂક.

**ખબડદારી,** સ્ત્રી. સાવધાની; સાવચેતી. (૨) કાળેલિયત. (૩) સંભાળ.

**ખબર,** સ્ત્રી [ अ. ] જાણ; હકીકત; બીના; સમાચાર. (૨) સંદેશો; કહેણ. (૩) ઉડતી વાત; અફવા. (૪) છુપી હકીકત. (૫) ધ્યાન; લક્ષ (૬) ચેતવણી; જાહેર કરવું તે. (૭) જ્ઞાન; માહિતી. ક્રિ. પ્ર. ખબર લેવી=અંટસ રાખી વેર લેવું; મારવું.

**ખબરઅંતર,** સ્ત્રી. શારીરિક આરોગ્ય સંબંધી પડપૂછ કરવી તે; ખરદાસ (૨) નવાજુનીના સમાચાર.

**ખબરદાર,** જુઓ ખબડદાર

**ખબરદારી,** જુઓ ખબડદારી.

**ખબાખબ,** સ્ત્રી ધાંધલ; ગોંધળ.

**ખબુતર,** જુઓ કબુતર.

**ખબુતરી,** સ્ત્રી કબુતરી. (૨) નટડી

**ખબુસવું,** જુઓ ખપુસવું.

**ખબોચિયું,** જુઓ ખાબોચિયું.

**ખભળવું,** ક્રિ. અ. ખળભળવું; ક્ષુબ્ધ થવું. [ પાથલ.

**ખભળાટ,** પુ. ખળભળાટ; ઉથલ-

**ખભો,** પુ. [ सं. स्कन्ध. प्रा. खद्धो ] કાંધ; ખાંધ; ક્રિ. પ્ર. ખભો ચડાવવો=આનાકાની કરવી. ખભો ઠોકવો=ઉત્તેજન આપવું. ખભો દેવો=મદદ કરવી. ખભે હાથ મૂકવો=સોગન ખાવા; ખાત્રી આપવી.

**ખમ,** સ્ત્રી. ( सं. क्षम् ) બાહુ હાથનો થાપો.:-ખમ ઠોકવી (કુસ્તીમાં). (૨) યોગ્ય. ભારેખમ=વજનદાર.

**ખમખમ,** અ. ધાતુના પાત્રમાંથી થતો અવાજ ( તેનું અનુકરણાત્મક ઉચ્ચારણ. )

**ખમખમવું,** ક્રિ. અ. વાગવું; ખટખડવું; છાતીનું ભરાઈ જવું (૨) શરીરમાં તાવની કમકમી આવવી.

**ખમખમાટ,** પુ. ખમખમ એવી તરેહનો અવાજ. [ ખચકાવું.

**ખમચાવું,** ક્રિ. અ. અટકી જવું;

**ખમણ,** ન. કચુંબર; છુંદો. ખમણ ઢોકળાં=ખમણ નાખીને બનાવેલાં ઢોકળાં.

**ખમણવું,** ક્રિ સ. છીણવું; કચુંબર કરવી.

**ખમણી,** સ્ત્રી. ખમણવાનું ઓજાર.

**ખમતખામણું,** ન. જાણે અજાણે થયેલા દોષ માટે માફી માગવી તે.

**ખમધ્ય,** ન. ( सं. ख=આકાશ+મધ્ય ) આકાશમાંનું; માથાપરનું; મધ્યબિંદુ.

**ખમવું,** ક્રિ. સ. [ सं. क्षम् ] સહન કરવું; સાખવું; થોભવું; વેઠવું; ઉપાડવું; ઝીલવું. (૨) ભોગવવું; અનુભવવું.

**ખમા,** અ. [ सं. क्षेम ] આશિષ અને વહાલભર્યો ઉદ્‌ગાર. (૨) સ્ત્રી. [ सं. क्षमा ] દરગુજર; ક્ષમા. (૩) સબુરી; ધીરજ.

**ખમાચ,** પુ. એક રાગ. આ રાગ ઘણેભાગે રાત્રે ગવાય છે ) ખમાચી.

**ખમાવવું,** ક્રિ. સ. ક્ષમા માગવી; માફી માગવી. પજુસણ ઉતર્યા પછી જૈન સ્ત્રીપુરુષો એકબીજાને ત્યાં જઈ બાર

મહીનાનું બોલ્યુંચાલ્યું માફ કરવાની વિનંતિ કરે છે તે 'ખમાવવું' કહેવાય છે. )

**ખમીખાવું**, ક્રિ. અ. અપરાધ સાંખી રહી માફી આપવી; સહન કરવું. સાંખવું.

**ખમીર**, ન [ अ ] વસ્તુમાં વિક્રિયા થઇ તેની ઉપર ખટાશવાળું ઉભરણ આવવું તે; આથો. (૨) ફૂગ; ફીણ ચડવું તે. (૩) સહનશક્તિ; બળ; પાણી. (૪) કુળની મોટાઈ

**ખમીરી**, વિ. ખમીરવાળું; દમદાર.

**ખમીસ**, ન [ अ ] પુરુષને પહેરવાનું કફવાળું ખુલ્લું બદન.

**ખય**, જુઓ ક્ષય [ મૂર્ખ; ઠોઠ

**ખર**, પુ [ सं ] ગધેડો (૨) વિ.

**ખરકલો**, જુઓ ખટકલો

**ખરખડિયું**, ( ખટખડિયુ ), વિ. ખડખડ ખડખડ થાય એવું. (૨) ના. સુકુ નાળિએર (૩) કેળા કે બટેટાના પાતળી પત્રીને મશાલો ચડાવી તેલમાં તળેલી ખાવાની એક વાની

**ખરખબર**, સ્ત્રી. [ अ. ] સરસમાચાર; કંઈ પણ હકીકત કે બાતમી.

**ખરખર**, સ્ત્રી. ખરીને પડેલી રજ. (૨) મનમા ખટક્યા કરે એવી બાબત (૩) ગળામાનો કફ; ખરખરી (૪) અ. એક પછી એક ખરતુ હોય તેમ.

**ખરખરવું**, ક્રિ અ. ગરવું; ખર ખર પડવું (૨) ગળામાં કફ બોલવો; ખરખરી બાઝવી. (૩) ખળખળવુ અને જીર્ણ થઇ જવું.

**ખરખરાજાત**, સ્ત્રી. પરચુરણ ખરચ. (૨) ઘટ; ખાધ; નુકસાન

**ખરખરી**, સ્ત્રી ગળામાં બોલતો કફ સસણી. (૨) ચટપટી; કાળજી.

**ખરખરો**, પુ. સમદુઃખતા બતાવવી તે: શોક દેખાડવો તે; દિલાસો આપવો તે. (૨) શક; અંદેશો.

**ખરખલો**, પુ. ખડકલો; ઢગ, રાશિ (૨) ઉતરડ.

**ખરચ**, ન. [ फा. ] ખરચવું તે; વાપરવું તે. (૨) લાગત; કિમ્મત. (૩) જેમા ખરચ થાય એવું કામ; નાત; વરો; જમણવાર. ક્રિ પ્ર. **ખરચ ઘાલવું**=જે ખરચ થાય તે મજરે આપવું. **ખરચ** ખાવું= કોઇને ખરચે બેઠા બેઠા વખત ગુમાવવો.

**ખરચખુટણ**, ન. ફાલતુ ખરચ. ( ) વરો; જમણવાર

**ખરચવું**, ક્રિ. સ. વાપરવુ; વ્યય કરવો; ખુટવાડવુ. (૨) ગાળવું; ગુજારવું. (૩) કિંમત આપવી.

**ખરચાઉ**, વિ ખરચ કરે એવું; હાથનું છુટું; ખરચાળ (૨) ખરચ લાગે એવું. (૩) ખપવું; ખૂટતું, ઓછુ થાય એવું.

**ખરચાળ**, વિ. જેને હાગે વધારે ખરચ થતું હોય એવું ( માણસ ) (૨) જેની પાછળ વધારે ખરચ કરવું પડે એવું (કામ) (૩) કિમ્મતી

**ખરચાળુ**, વિ. જુઓ ખરચાળ.

**ખરચી**, સ્ત્રી. ખરચવાને માટે જોઈતી. (૨) આજીવિકાનું સાધન; ખાવાનું.

ખરચી-પાણી=ખરચખુટણુ; કહે ખરચી ખૂટી ને માયા તૂટી.

**ખરચુ**, ન. ઝાડો; ખરચુનો રોગ ક્રિ. પ્ર ખરચુ જવું=ઝાડે જવું.

**ખરચો**, પુ લોચને ચોટી રહેલું છોડનું ફૂંકું. હજામત કરતાં રહી ગયેલો વાળનો કોટો; કોટો; દભુગો.

**ખરજ**, સ્ત્રી ખજવાળ આવે એવો ચામડીનો એક રોગ. (૨) ખંજવાળ; ખ-ણુજ; ચેળ. (૩) પુ. ગાયનમાં પહેલો અને છેક નીચો સ્વર.

**ખરજવું**, ન ચામડીનો એક રોગ

**ખરડ**, પુ. જાડા રગડાનો શરીર ઉપર કરેલો લેપ. (૨) ઝાડના ખરબચડા સૂકા નાનાં છોડા. (૩) તળાવની માટીની પોપડી

**ખરડવું**, ક્રિ પ્ર. જાડું પ્રવાહી લગાડવુ; ચોપડવું. (૨) ખરાબ કરવું. (૩) સંડોવવુ

**ખરડાવું**, ક્રિ અ. લડાવું; બગડવું (૨) સંડોવાવુ. [ વર્ષ.

**ખરડિયું**, ન. સુકવણુ; દુકાળ જેવુ

**ખરડો**, પુ. અક્ષરોનું વલણ શિખવાડવાને બનાવેલી પાટી; દાખિસ્તા. (૨) કાયદાનો કે લખાણનો મુસદ્દો. (૩) યાદી.

**ખરપડી**, સ્ત્રી. ખરપી

**ખરપડો**, પુ. મોટી ખરપી.

**ખરપવું**, ક્રિ. સ. ઉખાડવું; ખરપાથી ખણી લેવું.

**ખરપી**, સ્ત્રી. જુઓ ખરપડી.

**ખરપો**, પુ. સપાટી ઉપરથી ઉખાડવાનું ઓજાર; ખરપડો. (૨) મોચીનું ચામડાં ઉઝરડવાનુ ઓજાર (૩) ખેડુત; કણબી; કમઅક્કલ; ગામડીઓ.

**ખરબચડું**, વિ. સપાટી ઉપર હાથ ફેરવતાં લાગે એવું ( ખડબચડું )

**ખરમચી**, સ્ત્રી. આદત; ટેવ.

**ખરમંજરી**, સ્ત્રી [ **सं.** ] અઘેડો.

**ખરયાન**, ન. ગધેડા જોડેલું વાહન.

**ખરલ**, પુ. ખલ; દવા ઘુંટવાનો લંબગોળ આકાર; ખાંડણીઓ. ક્રિ. પ્ર. ખરલ કરવું=ઘુંટવું.

**ખરવ**, જુઓ ખર્વ.

**ખરવાડ**, સ્ત્રી. [ **सं. खल**=ખળુ +**वाट**=વાડો ] ખળાં કરવાની જગા; ખળાવાટ (૨) આમલીના સુકાં સુકાં છોડાં; ખરવટ

**ખરવા**, પુ ઢોરને પગે થતો એક જાતનો કીટરોગ

**ખરવાણુ**, વિ. [**सं. क्षमा+वान**] મજબુત; સહનશીલ.

**ખરવું**, ક્રિ અ છુટું પડવું; દૂર થવું, ઉથલી પડવું.

**ખરસટ**, વિ સુવાળું નહિ તે; ખડબચડું; બરસટ; બરડ. (૨) તકલાદી.

**ખરસલુ**, ન. શ્વાસ; ખડ.

**ખરસાંડી**, (ખરસાંણી), સ્ત્રી. પાંદડાં વગરની પાતળી લીલી લીલી ડાખળીઓવાળુ એક જંગલી ઝાડ. (વાડે થાય છે.)

**ખરાખર**, અ. આખર; હદ ઉપરાંત; (૨) વિ. ખરેખર.

**ખરાખરી**, સ્ત્રી ખરેખરું કરાવવું તે;

પુરવાર; સાબીતી (૨) અણીની વેળા; (૩) સત્યતા; ખરાપણુ

**ખરાજાત,** સ્ત્રી માલ ઉપર પરચુરણ જે લાગત કે ખર્ચ લાગે તે

**ખરાડ,** સ્ત્રી. ખોટ; ઘસારો (૨) જેર; ભુકો; ગર

**ખરાદ,** પુ. સંઘેડા.

**ખરાદી,** પુ. સઘેડીઓ; સંઘેડા ઉપર કામ કરનાર માણસ (૨) એ જાતનો ધંધો કરનારી કોમ. [ વાજબીપણુ

**ખરાપણું,** ન સત્ય; સચ્ચાઈ;

**ખરાબ,** વિ [ अ ] સારૂ નહિ તે, ભુંડુ. (૨) હલકું. ક્રિ પ્ર. **ખરાબ** કરવું=નુકસાન કરવું; પાયમાલ કરવું.

**ખરાબખસ્ત,** વિ અત્યંત ખરાબ થઇ જવું તે; સુધારી ન શકે એટલુ બગડી જવુ તે (૨) પાયમાલ.

**ખરા બપોર,** પુ. ખરેખરા બપોર; બરોબર માથે સુરજ આવેલો હોય તે સમય. (૨) ખરેખરી ચડતી દશા, જુવાની

**ખરાબી,** સ્ત્રી ખરાબ થવુ તે; ખોટું થવું તે; જોખમ (૨) પાયમાલી; અવનતિ; દુઃખ. [ **હાલતવાળું.**

**ખરાબેહાલ,** વિ. ઘણાજ ખરાબ

**ખરાબો,** પુ. પાણીથી ઢંકાયેલો ખડક (૨) ખેડવાને યોગ્ય નહિ એવી જમીન; પાક ન થાય તેવી જમીન.

**ખરાબોલું,** વિ. સત્યવાદી; વગર ડરે (ખરેખરૂં) કહી દેનારૂ.

**ખરાવાડ,** સ્ત્રી. જુઓ ખળાવાડ.

**ખરાવાદી,** વિ. [सं.] સાચું બોલનાર. (૨) પ્રમાણિક; પોતાને જે સત્ય લાગે તેજ પ્રમાણે વર્તનાર.

**ખરી,** સ્ત્રી. [सं. खुर] ચોપગાં પ્રાણીઓના પગના નખની ફાડ.

**ખરીખો,** પુ છોકરાઓની એક રમત.

**ખરીતો,** પુ. [फा. खरीतह] સરકારી કામકાજનાં કાગળીઆંનો લખોટો. (૨) લેખી હુકમ.

**ખરીદ,** સ્ત્રી. [फा.] ખરીદીનું નામ, ખરીદી. (૨) વિ કિંમત આપીને લીધેલુ. ખરીદ ભાવ=ખરીદીનો ભાવ.

**ખરીદદાર,** વિ. ખરીદી કરનાર; વેચાણ લેનાર

**ખરીદવું,** ક્રિ સ કિમત આપીને લેવું; વેચાણ લેવું; સોદો કરવો

**ખરીદી,** સ્ત્રી. જુઓ ખરીદ.

**ખરીદીઓ,** વિ ખરીદીનું કામ કરનાર

**ખરીપટીવેરો,** પુ ગામને કરજમાંથી મુક્ત કરવાને લેવાતો કર.

**ખરીફ,** સ્ત્રી. [ अ. ] ચોમાસામાં થતો પાક;ચોમાસુ પાકની ઉત્પન્ન (૨)વિ. વરસાદના પાણીએ પાકેલુ; ચોમાસે થતું હોય એવું.

**ખરૂં,** વિ. સત્ય; સિદ્ધ; શુદ્ધ; અમર. (૨) વધારે શેકાયેલું. (૩) આકરૂં; કડક; તીખું. ક્રિ. પ્ર. **ખરૂં** કરવું=પાકું કરવું. સાચું ઠરાવવું.

**ખરૂં,** અ. હા; ઠીક; વારૂ.

**ખરે,** અ. સાચે; નક્કી; ખરેખર.

**ખરેખર,** અ. સાચેસાચું; ખચીત.

**ખરેખરૂં**, વિ. સાચેસાચું; અકૃત્રિમ. (૨) કસોટી થાય એવું; મુશ્કેલ.

**ખરેખાત**, અ. ખચીત; નક્કી; નિર્વિવાદ. (૨) વિ. ખરેખરૂં; આબેહુબ.

**ખરેવી**, સ્ત્રી સુકાઇને ફાટી ગયેલી જમીન

**ખરેડી**, સ્ત્રી. ગડગડી; ગરેડી.

**ખરેરી**, સ્ત્રી. શ્વાસ લેતાં પડતી અડચણ. (૨) ગળામાં બાઝેલો મળ અથવા કફ. (૩) નાનો ખરેરો.

**ખરેરો**, પુ. ઘોડાનું શરીર સાફ કરવાનો દાંતાવાળો કાંસકો. (૨) કાથાની ગુંથણીનો ખરેરો ખરેરો કરવો=શરીરને ઘસી મસળીને સાફ કરવું. (વિશેષે કરીને ઘોડા માટે વપરાય છે.) (૨) હલકો માર મારવો.

**ખરેંટો**, પુ. ડાઘો; ઓઘરાળો (૨) વાસણને ચોંટેલા પોપડા.

**ખરેંટી**, સ્ત્રી. નાનો ખરેંટો.

**ખરેડું**, ન. ગાય કે ભેંસ વિઆયા પછી પહેલવહેલું કાઢેલું દૂધ (આ દૂધની બળી થાય છે.) (૨) વાકું પડવું તે; વાંધો.

**ખરોખર**, જુઓ ખરેખર; ખરેખરૂં.

**ખર્જુ**, ન. [सं. खर्जु] ચળ; ખરજ. (૨) ખરજવું.

**ખર્જુર**, ન. [सं.] ખજુરીનાં પાકાં ફળ; ખજુર. (૨) ખજૂરી.

**ખર્વ**, ન. [सं] હજાર કરોડ જેટલી સંખ્યા; ૧૦૦૦,૦૦,૦૦,૦૦૦. (૨) વિ. ઠિંગણું.

**ખર્વટ**, ન. [सं.] પર્વતની તળેટીનું ગામ. (૨) સીમાડે આવેલું શહેર.

**ખલ**, પુ. [सं. खल्ल] જુઓ ખરલ. [ ખળ.

**ખલ**, વિ. [सं] શઠ; પાકું; ધૂર્ત;

**ખલક**, સ્ત્રી. [अ.] દુનિયા; વિશ્વ. (૨) માણસ જાત; સંસાર.

**ખલકખેલ**, પુ દુનીઆની રમત. (૨) સંસારના ખેલ [ મોટો વાટવો.

**ખલતો**, પુ આનાંવાળી કોથળી;

**ખલઅત**, સ્ત્રી. છુપી મસલત; મંત્ર. (૨) આનંદ; મોજ.

**ખલઅત્તો**, પુ. [सं. खल+वर्ती ] ઉપરવટણો; દસ્તો [ ખલેલ.

**ખલલ**, સ્ત્રી [अ.] હરકત; અડચણ;

**ખલવાં**, ન ભજિયા.

**ખલવું**, ક્રિ. સ. ઘુંટવું; બારીક વાટવું (૨) શોભવું; ભળવું

**ખલાસ**, વિ. સમાપ્ત; થઇ રહેવું તે.

**ખલાસ**, પુ. છાપરા સચારવાનો ધંધો કરનાર; તેમજ તે ધંધો કરનારી એક કોમ.

**ખલાસણ**, સ્ત્રી ખલાસીની સ્ત્રી.

**ખલાસી**, પુ. [फा. खलासी] વહાણ ઉપર કામ કરનાર; વહાણવટી; ખારવો. [ ખરેલું; ખરી પડેલું.

**ખલિત**, વિ. [सं. स्खल् ]

**ખલિતો**, પુ. [अ. खलिता= કોથળી-પરબીડિયું. ] કોથળી; પરબીડિયું.

**ખલી**, [सं.] જુઓ ખળી.

**ખલીફ**, પુ. [अ.] મુસલમાની ધર્મનો વડો ગુરુ; ઇસ્લામ ધર્મનું રક્ષણ કરનાર; ખલીફા.

**ખલીફાત**, સ્ત્રી. [अ.] ખલીફના હોદ્દાનું કામ; ખલીફ તરીકેની સત્તા

**ખલુ**, અ. [ सं. ] નક્કી, જરૂર.

**ખલુલો**, પુ. છોકરાઓની એક રમત

**ખલેચી**, સ્ત્રી. ખાનાં અને પડવાળી કોથળી.

**ખલેડી–રી**, જુઓ ખીસકોલી.

**ખલેલ**, સ્ત્રી. [अ] અટચણ; હરકત

**ખલો**, પુ. જોડા કે જોડાનું ચામડું.

**ખવડાવવું**, ક્રિ. સ. જમાડવું; અનાજ મ્હોમાં આપવું (૨) ખોરાક આપવો. (૩) પોષણ કરવું (૪) ભૂલથી ખાઈ જાય તેમ આપવું. (૫) લાચ આપવી; ચટાડવું.

**ખવળવું**. ક્રિ. અ. [ सं. क्षुभ] ખળોટવું. (૨) ખણવું; ઘસવું (૩) હાલવું; ખળભળી ઉઠવું; ગુસ્સામાં આવવું

**ખવાઈ જવું**, ક્રિ. અ. અજાણતાં ખવાવું. (૨) નાશ પામવું; ઉચાપત થઇ જવું; ઘટી જવું (૩) સડીને બગડી જવું.

**ખવાડવું**, ક્રિ સ. જુઓ ખવડાવવું

**ખવાબ**, પુ. [ अ. खोफ ] સ્વપ્ન; સોણું.

**ખવાવું**, ક્રિ. અ ખાઈ શકાવું (૨) ક્ષીણ થઇ જવું. (૩) દુરુપયોગ થવો.

**ખવાસ**, પુ [अ.] ધર્મ કિંવા ગુણ; સ્વભાવ; પ્રકૃતિ; ખાસિયત. (૨) અનુચર; હજુરિયો; દાસ. (૩) રજવાડી સેવકોની એક જાત

**ખવાસણ**, સ્ત્રી. ખવાસની સ્ત્રી.

**ખવાસી**, સ્ત્રી પરિચારિકા; દાસી.

**ખવીસ**, પુ. [अ] ભૂત; પિશાચ. (૨) બિયામણો માણસ; રાક્ષસ.

**ખશિયાણું**, વિ ભોઠું પડી ગયેલું; શરમાઈ ગયેલું; માનભંગ થયેલું; ફીકું

**ખષ્ટ**, વિ. [ सं. कष्ट ] દુઃખી થયેલ (૨) શરમિંદુ; વીલું; ભોઠું; ઝંખવાણું.

**ખષ્ટપડવું**, ક્રિ. અ. માનભંગ થવું

**ખસ**, સ્ત્રી. [ सं. खस ] એક ચેપી ત્વચારોગ; ખુજલી.

**ખસ**, સ્ત્રી. વીરણ નામની વનસ્પતિના સુગંધીદાર મૂળિયાં, વાળો (તેની ટટ્ટીઓ અને પંખા વગેરે બને છે અને તે ઉપર ઉનાળામાં પાણી છાંટવાથી સુગંધી સાથે ઠંડક આપે છે ) [ ઘસરકો

**ખસકો**, પુ ખાંચો; ખચકો. (૨)

**ખસખસ**, સ્ત્રી. [सं. खस्खस] એક વનસ્પતિ રોપો (૨) એ રોપાનાં બી. (એનાં જિંડવાના રસનું અફીણ બને છે તેના સુકાં જિંડવા પોસના ડોડા કહેવાય છે, ને તે માંદા માણસને શેક કરવાના કામમાં આવે છે.)

**ખસખસિયું**, વિ. ખસખસના જેવા રંગનું (૨) ખસખસના દાણા જેવું ઝીણું.

**ખસડફસડ**, વિ ઘસડાતું હોય એવું; તણાતું, ભોંય ઉપર રોળાતું જતું. (૨) અ. જેમતેમ; રગડદગડ

**ખસતું**, વિ આઘું; દૂર; વેગળું. ક્રિ. પ્ર. ખસતું કરવું=મનથી ઉતારી નાખવું. ખસતું મૂકવું=આઘુંપાછું કરવું.

**ખસબો**, પુ. ખુશબો; સુગંધી; વાસ.

**ખસબોઈ,** સ્ત્રી. [अ ] સુગંધી; ગંધ

**ખસમ,** પુ. [ अ. ] ખાવિંદ; ધણી. (૨) રીતભાત; રૂઢિ.

**ખસર,** પુ. આંકો; કાપો [ ઘસરકો.

**ખસરકો,** પુ આંકો; (૨) ઉઝરડો

**ખસરવું,** ક્રિ સ ખેતરમાં ક્યારા પાડવા; વહેંચવું. (૨) ચિત્રની હદ દોરવી.

**ખસરિયો,** પુ. સુતારનું ઝીણી આરવાળું એક હથિયાર

**ખસરો,** પુ. આંકો; લીટો; કાપો. (૨) નિશાની. [સ્વભાવ (૨) આદત ટેવ.

**ખસલત,** સ્ત્રી. [अ] ખાસિયત;

**ખસલી,** સ્ત્રી જુઓ ખરસલી. (૨) વિ. જુઓ ખસિયું.

**ખસલું,** ન ઘાસ; ખરસલું (૨) કસ્તર

**ખસવું,** ક્રિ. અ. [ सं. कृष् ] જરા આઘા જવું; સરકવું (૨) ફાસામાંથી નીકળી જવું (૩) ઠેકાણે નહિ રહેવું. (૪) ઉડી જવું. (૫) લપસી જવું.

**ખસિયું,** વિ ખસવાળું. (૨) ખસખસના રંગનું.

**ખસી, (ખાસી),** વિ. જેના વૃષણ કાપી નાંખેલા હોય એવું. ( ઘોડા–બળદ વગેરે ). ખસી કરવી=વૃષણ કાપી નાખવા. (૨) નામર્દ બનાવવું.

**ખસુસ,** અ. [ अ. खसूस ] જરૂર; નક્કી; ખચીત.

**ખસુસન,** અ. જરૂર; નક્કી.

**ખસેડવું,** ક્રિ. સ. એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ મૂકવું; દૂર કરવું.

**ખસોટી,** સ્ત્રી. કમરે પહેરેલા કપડાની ખોલ; ઓટી.

**ખસોટે,** કમરની ઓટીએ; કેડે.

**ખસોરવું,** જુ. ખસેડવું.

**ખસ્ત,** (સ્તા), વિ. [ अ. खस्ता ] ભાગેલું. (૨) અ. છેકજ; તદ્દન. ખરાબખસ્ત=છેક પાયમાલ.

**ખળ,** વિ. [ सं. खल ] ધૂર્ત; શઠ; લુચ્ચું; કપટી. [ ખડખડવું.

**ખળકવું,** ક્રિ અ. ખણખણવું;

**ખળકો,** પુ. જોરભેર વહી જતો પાણીનો જથ્થો. (૨) પાણીનો મોટો મોજો. (૩) જથ્થો; ઝપાટો

**ખળખળ,** સ્ત્રી. પાણીના વહનથી થતો અવાજ; ખળભળાટ. (૨) અ. અટક્યા વગર વહેતું હોય તેમ.

**ખળખળતું,** વિ ઉકળતું; ઘણું ગરમ. ( પાણી–પ્રવાહી )

**ખળખળવું,** ક્રિ. અ ઘણું ઉકળવું. (૨) જીર્ણ થઈ જવું.

**ખળખળાટ,** પુ. ખળખળ એવો જે અવાજ તે; ખળખળ; સડસડાટ.

**ખળતા,** સ્ત્રી. [ सं. ] ખળપણું; ધૂર્તતા; ઢોંગાઈ. [ લુચ્ચાઈ.

**ખળપણું,** ન. ધૂર્તપણું; ઢોંગાઇ;

**ખળભળ,** સ્ત્રી ખળભળવું તે; હાલવું; ઉથલપાથલ; દોડધામ.

**ખળભળવું,** ક્રિ. અ. ઉથલપાથલ થઇ જવું; તોફાન થવું. (૨) ગભરાઇ ઉઠવું.

**ખળભળાટ,** પુ. વ્યાકુળતા; ઉદ્વેગ; ઉથલપાથલ; ગભરાટ.

**ખળવું**, ક્રિ. અ. શોભવું; બંધ પડવું; અટકવું. (૨) ખેળ ચટાવવી. (૩) ઘુંટવું.

**ખળાવવું**, ક્રિ. પ્રે. અચકાવરાવવું; શોભાવવું. (૨) ખેળ ચડાવરાવવી. (૩) ઘુંટાવવું.

**ખળાંવાડ**, સ્ત્રી. ખળાં કરવાની જગા.

**ખળી**, સ્ત્રી. [ **सं. खलिनी** ] ખળું; અનાજ સાફ કરી લેવાની જગા. (૨) કઠોળની દાળ કરવાની જગા

**ખળું**, ન. ગામના પાદરના વાડામાં કણસલામાથી અનાજ સાફ કરવાની જગા; ખળી. (૨) ખળામાથી દાનમાં જે અનાજ અપાય છે તે ક્રિ. પ્ર ખળાં માગવાં= ખળામાથી અનાજની માગણી કરવી.

**ખંખ**, વિ. ખાલી; ચોકળ; ખખ, ખોખા જેવું (૨) પુ. બદલો વાળવો તે; ખંગ.

**ખંખરોટવું**, ( ખાખરોટવું ), ક્રિ. સ. જરા જરા ચોપડવું.

**ખંખળાવવું**, ક્રિ સ. ધોઈ નાખવું; ખંખાળવું. [ હણાટ.

**ખંખાર**, પુ ખોખારો (૨) હણ-

**ખંખારવું**, ક્રિ અ. ખોંખારવું. (૨) હણહણવું.

**ખંખારો**, પુ. ખોખારો ખોંખારવું.

**ખંખાળવું**, ક્રિ. સ. [ **सं. क्षाल्‌=ધોવુ** ] પાણીમાં મચમચાવીને ધોવું

**ખંખેરવું**, ક્રિ. સ. [**सं. क्षर्** ] ઝાટકવું; ઉડાડી મૂકવું; ઝાપટવું. (૨) ઠપકો દેવો; ધમકાવવું.

**ખંખોરવું**, ક્રિ. સ. ખોરવું; ખખેરવું; સકોરવું. (૨) વેરી નાખવું; (૩ ખોતરવું-ઘસવું

**ખંખોળવું**, ક્રિ. સ ખુણે ખોચરે શોધવું; જેવું; ખાંખાખોળા કરવા (૨) ઘણા પાણીમાં ઝાપટીને ધોવું.

**ખંખોળા**, ન. ખાંખાખોળા કરવા તે; શોધવું તે; ફાફાં મારવાં તે

**ખંખોળિયાં**, ન. માથા ઉપર ખૂબ પાણી રેડીને નહાવું

**ખંગ**, પુ. ઢગલો, રાશિ (૨) બદલો. (૩) ખંત (૪) વિ. લુલું; લગડું.

**ખંગાળવું**, ક્રિ સ. કોગળા કરવા. ખંખાળવું.

**ખંચાવું**, ક્રિ અ અચકાવું. ખમચાવું. (૨) શરમને લીધે અટકી જવું, ઉભા રહેવું

**ખંજ**, વિ [ **सं** ] લગડું; ખોડું

**ખંજન**, ન [ **सं** ] એક જાતનું પંખી. દીવાળીનો ઘોડો. ( ખજનની ચંચળતા ઉપરથી સ્ત્રીઓની આંખને એની ઉપમા આપવામાં આવે છે )(૨) હસતાં હસતાં ગાલમાં જે ખાડો પડે છે તે

**ખંજર**, ન. [**अ.**] બન્ને તરફ ધારવાળું સીધું કટારના જેવું હથિયાર

**ખંજરી**, સ્ત્રી ઘુઘરીઓવાળી નાની નગારી [આવ્યા કરે એવો રોગ; લુખસ.

**ખંજવાળ**, સ્ત્રી; ખણજ; (૨) ખણજ

**ખંજવાળવું**, ક્રિ. અ. [ **सं. खन्** ] નખથી ખણવું; વલુરવું.

**ખંજાછંદ**, પુ. એક માત્રામેળ છંદ.

**ખંજીરી,** સ્ત્રી. ખંજરી.

**ખંજોળવું,** ક્રિ. અ. ખણવું; વલુરવું.

**ખંડ,** પુ. [सं. खण्ड] ભાગ; કકડો; અંશ. (૨) પ્રકરણ; બાબ (૩) ચોળી થાય એટલો કપડાનો કકડો; રેલો (૪) ખાનું; ભાગ. (૫) ઘરનો અમુક ભાગ; ઓરડો. (૬) પૃથ્વીનો મોટો ભાગ, (એશિયા વગેરે). (૭) વિ નાનું; અપૂર્ણ (ખંડકાવ્ય.)

**ખંડણી,** સ્ત્રી. મોટું રાજ્ય નાના રાજ્ય પાસેથી હિસ્સો લે તે; ચોથ.

**ખંડન,** ન. [ सं ] ભાંગવું; તોડી પાડવું; હરાવવું. ઉત્થાપન; રદિયો.

**ખંડનીય,** વિ. [सं.] ખંડન કરવા જેવું; તોડી-ફુલટાવી નાખવા જેવું.

**ખંડપરશુ,** પુ. [सं]શિવ; શંકર; ( ત્રણ ખંડ વાળો પરશુ ધારણ કરનાર.)

**ખંડવું,** ક્રિ. સ. કિંમત ઠરાવવી; આંકવું. (૨) ઉચક ઠરાવવું. (૩) અમુક દેવા પેટે કિંમતે આપવું-લેવું.

**ખંડાખંડી,** સ્ત્રી ભીડાભીડ; ગીરદી; કચરાકચરી.

**ખંડાવવું,** ક્રિ. સ. કોઈ ખાંડે તેમ કરવું; કચરાવવું; છોડાં ઉખેડાવવાં.

**ખંડાવું,** ક્રિ. અ. કચરાવું; ભુક્કો થવો; ભાગી જવું (૨) પીડાવું; ભીડાવું. (૩) નુકસાન પામવું. [ તૂટેલું; ખાંડું.

**ખંડિત,** વિ [ सं. ] ભાગેલું;

**ખંડિતા,** સ્ત્રી. [ सं. ] જેની લાગણી દુખાયેલી હોય એવી; પોતાના સુખમાં બીજીએ ભાગ પડાવ્યાથી રિસાયેલી નાયિકા; જેનો પતિ શોકયને ઘેર જઈ આવ્યો હોય ને તેથી દુઃખી થઇ હોય એવી નાયિકાઃ-(કાવ્યશાસ્ત્રપ્રમાણે.)

**ખંડિયું,** વિ. ખંડણી આપતું હોય એવું; તાબેદાર રાજ્ય.

**ખંડિયેર,** ન. [सं. खण्डित] પડી ગયેલી ઈમારતોનાં અવશેષ; જુના પડી ગયેલાં મકાન વગેરે; ખંડેર.

**ખંડી,** વિ રહેવાસી (વનખંડી).

**ખંડીઆપવું,** ક્રિ. અ. ઓછી કિસ્મતે આપવું (૨) દેવા પેટે અમુક કિમ્મત ઠરાવીને વસ્તુ આપવી, પતાવવું.

**ખંડીરાખવું,** ક્રિ સ. માલની ઉચક કિંમત ઠરાવીને લહેણા પેટે રાખી લેવું.

**ખંડીવાળવું,** ક્રિ. સ. ખંડી આપવું; માંડી વાળવું (૨) દેવું લહેણું અમુક માલની ઉચક કિંમતે પતાવી દેવું.

**ખંડીલેવું,** જુ૦ ખંડી રાખવું.

**ખંડું,** વિ ભાગેલું; તૂટેલું, ખાડું.

**ખંડેર,** ન. ખંડિયેર; ભાગી તૂટી ઈમારતની નિશાનીઓવાળી જગા.

**ખંત,** સ્ત્રી. લાગ્યા રહેવું; મચ્યા રહેવું. (૨) કાળજી; ચાનક. (૩) ચીવટ; ચીડ.

**ખંતી,** વિ. (ખંત+ઇ=વાળું ) ખંતીલું; ચાનકદાર; કાળજી રાખનાર.

**ખંતીલું,** વિ. ચાનકદાર; ખંતવાળું.

**ખંતેપડવું,** ક્રિ અ. પછવાડે લાગવું; કેડો લેવો. (૨) ચાનક રાખવી. (૩) ભૂલ ખોળ્યા કરવી.

**ખંદાઈ-ખંદુ,** જુ. ખંધાઇ-ખંધું.

**ખંધાઈ,** સ્ત્રી. લુચ્ચાઈ; દગાબાજી.

**ખંધું**, વિ. [ **दे. खंधो** ] ખંધાઈ કરનાર; પહોંચેલું.

**ખંધોલો**, પુ. [ **सं. स्कन्ध**= ખભો ] ખભો; ખાંધ.

**ખંપાલી-ળી**, સ્ત્રી. ખેડુતનું ઓજાર

**ખંભ**, પુ [ **सं. स्तम्भ** થાંભલો [ ભાતનું રહેવાસી.

**ખંભાતી**, વિ ખંભાતનું. (૨) ખં-

**ખંભો**, પું૦ ખભો; સ્કંધ; ખાંધ.

**ખા**, અ૦ લેનો જા; ( ટોણો મારવા- માં આ શબ્દ વપરાય છે )

**ખાઈ**, સ્ત્રી. [ **सं. खनि** ખોદીને બનાવેલી ઉંડી ખાર ખાણ (૨) કોટની બહાર ખોદેલી ખાડી. (૩) પાણી વહેવડાવી દેવાને કરેલી ઉંડી નીક (૪) [ **सं. खादू**=ખાવું પરથી. ખાવાનું; ખાવાની વસ્તુ (૨ જ્યાથી ખોરાકી મળતી હોય તે સ્થાન. (૩ ગુજરાનું સધન, આજીવિકા. કહે૦-આઇ વહાલી કે ખાઈ.

**ખાઈકી**, સ્ત્રી. ખાવાનું; ખોરાકી. (૨) લાં ઇ લાંચ રૂશવત લેવી તે; ક્રિ **પ્ર ખા** ઈકી કરવી=છુપી રીતે કંઈ કંઈ કાઢી ખાવું.

**ખાઈજવું**, ક્રિ. સ. [**सं. खादू** ] ખાવું; જમવું (૨) નાઈનું કંઇ લઈ તેને પાછું નહિ આપવું. (૩) સપડાવવું. (૪) કરવી. (૫) નિરુત્તર રહેવું; ખામોશ ખાવી. (૬) ફચાપત કરવું. (૭) પડતું મૂકી દેવું. (૮) કમાઈ જવુ.

**ખાઇજોવું**, ક્રિ. સ. ચાખવું; સ્વાદ લેવો; પરીક્ષા કરવી

**ખાઇપીલેવું**, ક્રિ સ. ભોગવીલેવું; મોજ કરી લેવી (૨) તૈયાર થવું પર- વારવું; અનુભવ કરી લેવો

**ખાઉ**, વિ ખાનાર; સહન કરનાર (૨) ખાવાની લલુતાવાળુ. (૩) ન. ખાવાનુ

**ખાઉકડ**,-ખાઉકણ, વિ ખાખા કરે એવું; જેનું મન હંમેશ ખાવા ઉપર જ રહેતું હોય એવું, ખાઉધરૂ; અકરાંતિયુ

**ખાઉખાઉ**, અ. અત્યંત ખાઉધરા- પણાનો વલોપાત. ક્રિ. પ્ર ખાઉ ખાઉ કરવું=અત્યંત ભુખાળવાપણું બતાવવું.

**ખાઉધર**, વિ. ખાતા ધરાય નહિ એવું; અકરાંતિયુ (૨) લાંચિયુ

**ખાઉપાત્ર**, વિ ખાવાને યોગ્ય; ખાઈકી કરે એવું. [ઇચ્છા; હેતુ

**ખાએશ**, સ્ત્રી. [ **फा.** ] મરજી;

**ખાક**, સ્ત્રી. [**फा.**] રાખ ધા- તુની ભસ્મ; રસાયન (૨)નાશ; પાયમાલી

**ખાકસાર**, વિ. [ **फा. खाक्+ सार**=સરખું ] ખાખ જેવું: નરમ: ગરીબ; તાબેદાર. (૨) પામર: અધમ; નીચુ.

**ખાકાન**, પુ. [**अ.**] મોટો ઉપરી અધિકારી; રાજા. [લગતું; પાદશાહી.

**ખાકાની**, વિ. [**फा.**] રાજ્યને

**ખાકી**, વિ. [**फा.**] ખાકના રંગનુ; મેલખાઉ રંગનું.

**ખખ**, સ્ત્રી. [ **फा.** ] ભસ્મ;

રાખોડી. (૨) મારેલી ધાતુ. ક્રિ. પ્ર. ખાખ થવું=અત્યંત અદેખાઈથી બળી જવું

**ખાખટી,** સ્ત્રી. નાની કેરીઓ; મરવા.

**ખાખર,** પુ. [**સં. खदिर**] એક જાતનું ઝાડ; ખાખરો; પલાશ. ( આ ઝાડના પાંદડાના પડિયા પતરાળા બને છે એનાં ફૂલ કેસુડાં કહેવાય છે તે ચોપટની ચાય જેવાં લાલ રંગના હોય છે ) રૂ. પ્ર. **ખાખરની** ખીસકોલી= હલકા સ્થાનમાં રહેનાર.

**ખાખરી,** સ્ત્રી. ખાખરી: શેકેલી રોટલી. (૨) તમાકુના સુકાઈ ગયેલા કુમળાં પાદડાં

**ખાખરો,** પુ. [**સં. खदिर**] પલાશ; ખાખર.(૨)અંગારા ઉપરશેકીને બનાવેલો ઘઉંનો રોટલો [ ખચીત

**ખાખસુસ,** અ ખસુસ: જરૂર;

**ખાખાવીખી,** વિ ધૂળધાણી; ચુ થાયેલું છિન્નભિન્ન (૨) દુઃખી; હેરાન.

**ખાખી,** વિ ખાખવાળું; રાખોડી જેવા રંગનું (૨) કોરકુ; ખાલી. ખાખી બાવો=શરીરે ખાખ ચોળનાર બાવો; વેરાગી. ખાખી પલટણ=ખાખી રંગનો દરવેશ પહેરનારા સિપાઈઓની ટુકડી.

**ખાખીબંગાળી,** પુ. ખાલી ખીસાનો ફક્કડ માણસ; ખાલી ભભકો દેખાડનારો; દાંડ.

**ખાચર,** પુ કાઠી લોકોની એક જાત.

**ખાજ,** ન. [**સં. खाद्य**] ખાવાની ચીજ; ભક્ષ. (૨) ખુજલી; ખરજ.

**ખાજલી,** સ્ત્રી. જેની અંદર ખાલી જગા હોય એવી નાની કુંડાળી; જાળીદાર વસ્તુ. [ દાર ચકરડું; કુંડાળું.

**ખાજલું,** ન. અંદરથી ખાલી જાળી-

**ખાજવણી,** સ્ત્રી. ખંજવાળ; ખુજલી. (૨) જે શરીરે અડવાથી ખંજવાળ લાવે તેવી એક વનસ્પતિ.

**ખાજું,** ન. [**સં.**] એક જાતનું પકવાન્ન; પુષ્કળ મોણ નાખીને ઘણાં પડવાળી બનાવેલી પૂરી.

**ખાટ,** સ્ત્રી. [**સં. खट्वा**] હીંચકાનું પાટીઉં; છપરખાટ (૨) ખાટવાનું; ફાયદો; લાભ

**ખાટકી,** પુ. [ **સં. आखेट** અથવા **खविक**=મારનાર ] પશુઓને મારી તેના માંસનો વેપાર કરનાર; કસાઈ. (૨) વિ નિર્દય; ક્રર

**ખાટકીવાડો,** પુ. જ્યાં ખાટકીઓ રહેતા હોય તે મહોલ્લો (૨) જ્યાં પ્રાણીઓ મરાતા હોય અને માંસ વેચાતુ હોય તે લત્તો (૩) ગદવાડવાળી જગ્યા. (૪) ક્રૂરતા ચાલતી હોય તે જગ્યા.

**ખાટલી,** સ્ત્રી. નાનો ખાટલો; માંચી. (૨) કરકડી; નનામી

**ખાટલો,** પુ. સુવા બેસવાનું ચાર પાયાવાળું લંબચોરસ ચોગઠુ; ચારપાઈ; માચો; પલંગ. (૨) મંદવાડ. ક્રિ. પ્ર. ખાટલે પડવું=માંદા થવું. ખાટલો આવવો=સુવાવડ આવવી. રૂ. પ્ર. ખાટલાવશ=ઉઠીને હરી ફરી શકે નહિ એવું.

**ખાટવું**, ક્રિ. સ. ફાયદો મેળવવો; કમાવું. (૨) ફાવવું; પાર પડવું.

**ખાટિયું**, વિ. ખટાશવાળું. (૨) ન. કોઈ ખટાશદાર પેય; કઢી.

**ખાંટુવડું**, ન. લગ્નમુહૂર્તના આગલા દિવસનું જમણ

**ખાટું**, વિ. સ્વાદે ખટાશવાળું. (૨) કચવાયેલું; દિલગીર થયેલું; આશાભંગ. ક્રિ. પ્ર ખાટું થઈ જવું=મનથી ઉતરી જવું; સ્નેહમાં વિક્ષેપ પડવો. ખાટુંમોળું થવું=બગડી જવું. ખાટુંબટસ-ખાટું ચૈટ=બહુજ ખાટું. (૩) લગ્નનો આગલો દિવસ. ( ખાટાંની ન્યાત )

**ખાટોડી**, સ્ત્રી એક જાતની ખાટી ભાજી [ ખાઇ; કોતર.

**ખાડ**, પુ. [सं. खात] ખાડો;

**ખાડી**, સ્ત્રી. [स खात] લાંબો અને સાંકડો પાણીનો વહેળો; દરિયાઈ ભરતીઓટનાં પાણી આવે એવી નદી; નદીનું મુખ, સૂકી નદી (૨) નાનો અને સાંકડો અખાત

**ખાડુ**, ન. ભેંસોનું ટોળું.

**ખાડો**, પુ. [ सं. खात ] જમીનમાં થોડાક ઉંડાણવાળો ભાગ; ખાણ; કોતર. (૨) નુકસાની; ખોટ.

**ખાણ**, સ્ત્રી. [ सं. खानी ] જમીનમાં ખોદેલો ઉંડો ખાડો. (૨) ધારમા પડેલો ખાડો (૩) અનાજ ભરી મૂકવાને જમીનમાં કરી મૂકેલો પાકો ખાડો. (૪) જેમાં અમુક વસ્તુનો જથ્થો ભરેલો હોય તે. (૫) ઉત્પત્તિ-સ્થાન; યોનિ. (૬) ઢોરને ખાવાનું ગોળ. [પત્થર.

**ખાણકી**, સ્ત્રી. એક જાતનો ઘડેલો

**ખાણાં**, ન સવાલ જવાબ થતા હોય એવી ગાયનોની કડીઓ બોલવી તે; ચબોલા; ઉખાણા.

**ખાણિયું**, ન. ખાંડણિયું .(૨) ડોબું. (૩)વિ. ખાણ ખાધેલા ઢોરનું દાણાદાર ઘી.

**ખાણી**, સ્ત્રી. [ स. खानी ] ખાણ; ખાડો. (૨) ભડાર

**ખાણું**, ન. [ सं. खादन ] ખાવાનું; જમણ; ભોજન. (૨) ખાવાનાં દ્રવ્યો; ખોરાક (૩) મરણ પાછળ ખાવાપીવાનો જે શોક પાળવામાં આવે છે તે. ક્રિ પ્ર ખાણું આપવું=માનમાં ભોજન કરાવવુ. (૪) ભાતું.

**ખાત**, વિ. [ सं. ] ખોદેલું; ખોગેલું (૨) મકાન વગેરેનો પાયો ખોદવાની ક્રિયા

**ખાતમુરત**, ન. [सं. खात-मुहूर्त ] બાંધકામનો પાયો નાખવાની ક્રિયા કરવી તે; પહેલ વહેલું ખોદકામ કરવાનો શુભ અવસર.

**ખાતર**, ન. ઘાસ, છાણ વગેરે કચરાનો સડી ગયેલો જથ્થો; જમીનને કસદાર કરે એવાં વાવેતર કરતા પહેલાં જમીનમાં નાખવાનાં દ્રવ્યો (૨) કસ; તત્ત્વ. ( ૩ ) ચોરી; લૂટ. ક્રિ. પ્ર ખાતર પાડવું=ચોરી કરવાને ભિંતમાં બાકું પાડવું. કહે૰ ખાતર ઉપર દિવેલ=દાઝયા ઉપર ડામ.

**ખાતર,** સ્ત્રી. [अ.] સરભરા; બરદાસ. (૨) પક્ષ; તરફદારી. (૩) અ. વાસ્તે; કાજે; માટે

**ખાતરજમા,** સ્ત્રી. સાબીત કરી બતાવવું તે; સાબીતી. (૨) મનનુ સમાધાન કરવું તે.

**ખાતરણી,** સ્ત્રી. ગાડા ઉપર ફરતી ત્રણે બાજુએ આડશ તરીકે નખાતી પાંજરી.

**ખાતરદારી,** સ્ત્રી. તરફદારી. (૨) શરમ (૩) બરદાસ્ત, ચાકરી

**ખાતરનિશા,** સ્ત્રી. [ + फा. निशा=નક્કી] સંપૂર્ણ ખાતરી કરવી તે.

**ખાતરપડો,** (પાડુ), પુ ખાતર પાડનારો; ચોર.

**ખાતરપુંજો,** પુ વાસીદું તથા કચરો.

**ખાતરબરદાસ,** સ્ત્રી આગતાસ્વાગતા; સરભરા.

**ખાતરવું,** ક્રિ. સ. જમીનમાં ખાતર નાખવું. (૨) ગાળ દેવી; ભાંડવું.

**ખાતરિયું,** ન. ભીંત કોચવાનું ચોરનું ઓજાર; ગણેશીઓ.

**ખાતરિયો,** પુ. ભૂત પ્રેત કાઢવાની તાંત્રિક વિદ્યા જાણનાર માણસ.

**ખાતરી,** સ્ત્રી. [फा. खातर] પતીજ; ભરોસો. (૨) નિશ્ચય; નક્કી. (૩) સાબીતી; પ્રમાણ. (૪) વણકરની એક જાત ( ખતરી ).

**ખાતરીદાર,** વિ. જેને માટે ખાતરી હોય એવું; વિશ્વાસનું; ખાતરી લાયકનું. (૨) ખાતરી આપનાર; પ્રમાણભૂત; વિશ્વાસપાત્ર.

**ખાતાબંધી,** સ્ત્રી. અમુક જમીનની આટલી મહેસુલ લેવી, એવી વસુલાતી ખાતાની જે ગોઠવણ તે.

**ખાતાબાકી,** સ્ત્રી. જમે ઉધાર થતાં ખાતામાં જે બાકી રહેલું હોય તે.

**ખાતાવહી,** સ્ત્રી. જુદાં જુદાં નામનાં ખાતાં પાડીને જેની તેની રકમ જમા ઉધાર લખવા માટેનો ચોપડો.

**ખાતાવાર,** અ. ખાતાદીઠ.

**ખાતાંપીતાં,** અ. ગુજરાન ચલાવતાં

**ખાતું,** ન. લેણદેણનો હિસાબ. ચોપડામાં અમુકના નામે જે જમે ઉધાર લખાય છે તે (૨) પ્રકરણ; કામ; વિષય. (૩) કામકાજની જુદી જુદી ગોઠવણ; કામકાજની વહેંચણીમાંનું દરેક અંગ.

**ખાતુંપત્ર,** ન. લેણદેણનો હિસાબ. (૨) લેણદેણને લગતું લખાણ.

**ખાતુંપીતું,** વિ. જેને ખાવાપીવાની ચિંતા ન હોય એવું; સાધનસંપન્ન

**ખાદન,** ન. [सं. खाद्] ખોરાક; ખાવાનુ. [ ખોતરેલુ.

**ખાદિત,** વિ. [सं.] ખાધેલુ;

**ખાદી,** સ્ત્રી. સુતરનુ કપડું; હાથે કાંતેલું અને હાથે વણેલું કપડું; પાણકોરૂં.

**ખાદ્ય,** [ सं. खाद् ] ખાવાને યોગ્ય. (૨) ન. ખાવાનું.

**ખાદ્ય,** સ્ત્રી. [ सं. खाद् ] આહાર (૨) ખાવાની વસ્તુ (૩) ખોટ; નુકસાન (૪) ખોડ; ખામી.

**ખાધરો,** પુ. ખાઉધરો. (૨) ખાડો.

**ખાધાગળો,** પુ. સારૂં સારૂં ખાવાનો ભાવ. (૨) ખાઉધરાવેડા (૩) જમણવારના દિવસો.

**ખાધેલપીધેલ,** વિ. જાડું; માતેલું; આરોગ્ય. ખાવાપીવાનું સારી રીતે મળવાથી તંદુરસ્ત રહેનારૂં.

**ખાન,** પુ, [फा.] રાજા; મોટો માણસ, ખાં. (૨) મુસલમાન કોમના મોટા માણસને મળેલો ઇલકાબ

**ખાનખાનાન,** [फा.] મોગલ બાદશાહોના વખતમા સેનાપતિઓને અપાતો ખિતાબ

**ખાનગી,** વિ. [ फा. ] છૂપુ; મનમા રાખવાનું. (૨) એકાંત (સ્થળ). (૩) પોતાની માલીકીનુ; પોતાના એકલાનુ

**ખાનદાન,** વિ. [फा.] ખાનપાન અને પુણ્યદાન વગેરેમાં જેનો વહેવાર સારો હોય એવું; કુળવાન; સારા ઉચા શીલનું. (૨) ન પ્રતિષ્ઠિત; કુલીન વંશમાં જન્મેલું.

**ખાનદાની,** સ્ત્રી. [फा.] કુલીનતા; ખાનદાનપણુ

**ખાનપાન,** ન. ખાવાપીવાની વસ્તુઓ, સામગ્રી (૨) ખાવાપીવાની રીત.

**ખાનસમાન,** પુ ઘરનો કારભારી.

**ખાનાઈ,** સ્ત્રી ખાનપણું; ખાન તરીકેની સત્તા.

**ખાનામીદ,** પુ. ગુલામનો છોકરો.

**ખાનાબાદ,** પુ. આશીર્વાદ.

**ખાનું,** [फा.] ખંડ; વિભાગ; સ્થાન (૨) ભંડાર; સંગ્રહ (૩) ઘર. (૪) કોઠો; આસન. ખાને આબાદ=ખાવામાં ને પીવામાં સુખી.

**ખાપ,** સ્ત્રી. [सं. खर्पर] બહુજ સફાઈદાર ને ચકચકતી પતરી; અત્યંત સ્વચ્છ વસ્તુ; અબરખનું ચાટલું. (૨) મોઢું જોવાનો કાચ; ચાટલુ, આરસી. ખાપનું ભરત=અબરખ અથવા કાચની નાની ગોળ કકડીઓ મૂકીને ભરાતું ભરત.

**ખાપડું,** ન. [ सं. खर्पर ] માટીના વાસણનો ભાગેલો કકડો; ઠીકરૂં.

**ખાપણ,** (ખાંપણ), ન શબ ઉપર નાખવાનું કપડું. (૨) ન્યૂનતા, અપૂર્ણતા (૩) કલંક.

**ખાપરિયું,** ન એક જાતનું ઔષધ. (૨) આંખમાં ભરવામાં આવતું જસતનું ભરણ.

**ખાપરી,** સ્ત્રી લિંટની પોપડી; ગુંગું.

**ખાપરોકોડિયો,** પુ એક એકથી ગાંજ્યા જાય નહિ એવા બે ધૂર્તોમાનો પ્રત્યેક.

**ખાપરોઝવેરી,** પુ. બહુજ પહોચેલો ને પક્કા ધૂર્ત; મહા ઠગ.

**ખાપવું,** ક્રિ. સ ઢગલામાંથી પાવડા વડે થોડું થોડું કાપવુ, ભેળવવુ.

**ખાબડું,** ન. નાનું ખાબોચિયું

**ખાબોચિયું;** ન પાણીનો નાનો ખાડો.

**ખામ,** પુ સ્તંભ; થાંભલો. (૨) ખમો. [ સહનશીલતા.

**ખામચી,** સ્ત્રી. ખામોશી; ધીરજ;

**ખામણિયું,** ન. કોસનો ચામડાનો દોર; વરત.

**ખામણું**, ન. પાણીનું વાસણ મૂકવા સારૂ કરેલો નાનો ખાડો (૨) નાનાં ઝાડને ફરતો જે છાછરો ક્યારો કરવામા આવે છે તે; આલવાલ

**ખામણો**, પુ. ખાનું; ખંડ. (૨) નાનો ઠિંગણો માણસ. (૩) ભટવો

**ખામી**, સ્ત્રી. [फा.] ઓછાપણું; અપૂર્ણતા; ન્યૂનતા. (૨) ભૂલ; દોષ. (૩) કલંક. (૪) ખોટ; ઘટ

**ખામુખા**, અ. [फा. खाह-मख्वाह] ખસુસ; મુદ્દામ; બુદ્ધિપુરઃસર. (૨) નક્કી; ખરેખર.

**ખામોશ**, સ્ત્રી. [फा.] ખમી જવું તે; સહનશીલતા; સબુરી.

**ખામોશી**, સ્ત્રી સાખી રહેવાનો ગુણ; સહનશીલતા; સબુરી

**ખાયકી–ખાઈકી**, સ્ત્રી. ગેરવાજબી રીતે ખાવું તે; લાચ રૂશવતરૂપે જે કંઇ મેળવવું તે; (૨) વટાવ; દલાલી (૭) પેદાશ; મળતર.

**ખાર**, પુ. [सं. क्षार] ખારો પદાર્થ. (મીઠું, સિંધવ વગેરે.) (૨) દ્વેષ; વેર; અદાવત. (૩) ઈર્ષ્યા; અદેખાઈ.

**ખારટ**, વિ. ખારૂ; ખારાટ; થોડી ખારાશવાળું.

**ખારપાટ**, પુ. ખારાવાળી જમીન. (૨) મીઠું પાકતું હોય તે જગા

**ખારપાટિયું**, વિ ખારને લીધે બળનારૂં; ઈર્ષ્યાથી જેનું શરીર લેવાઈ જતું હોય એવું.

**ખારભંજણું**. ન. મુખ સુધારવાનું તે; મોં સારૂ કરવાને ખાવાનું તે.

**ખારવણ**, સ્ત્રી ખારવાની સ્ત્રી.

**ખારવું**, ન ખોળિયુ; ગોદડાનું રંગિત કપડું

**ખારવો**, પુ એક જાતના લોક; વહાણ ખેડનારી જાતિમાંનો એક; વહાણવટી. (૨) છાપરા ચાળનારો; તે જાતનો માણસ. (૩) વિ. ખારાશવાળો (ગોળ).

**ખારાટ**, પુ ખારાપણુ; ખારાશ.

**ખારાશ**, સ્ત્રી ખારાપણુ.

**ખારિયાં**, ન. ચીભડાને મીઠું ચડાવી રાખી મૂકેલા કકડા (૨) ભૂખે મરવું તે; ભૂખ દુકાળ.

**ખારિયું**, વિ ખારીલુ; ઝેરીલું. (૨) જુ૦ ખારિયા

**ખારી**, સ્ત્રી. એક જાતની ખારા સ્વાદની ભાજી: વનસ્પતિ વિશેષ. (૨) એક અમુક વજનનુ તોલ. (૩) વિ. ખારીલું.

**ખારીલું**, વિ ખારવાળું; દ્વેષીલું.

**ખારીવલા**, સ્ત્રી એક જાતનું પંખી

**ખારવી**, સ્ત્રી. વિધવા સ્ત્રીને પહેરવાનો સાડલો.

**ખારૂં**, વિ. જેમાં ખારાશ હોય તેવું. (૨) અપ્રિય; અળખામણું. (૩) ખારવાળું; ઈર્ષ્યાળુ; ખારૂખારૂ ઉસ અથવા ખારૂખારૂ દવ=બહુજ ખારૂ

**ખારેક**, સ્ત્રી. [सं. खर्जुर] ખજુરીનું સુકું ફળ

**ખારેકપાક**, પુ ખારેકોને ખાંડીને બનાવેલો પાક.

**ખારેકીબોર,** ન ખારેકના જેવા મીઠા ને મોટા બોર. [ ડિયો ખાર

**ખારો,** પુ. [**सं. क्षार**] પાપ-

**ખારોડ,** વિ. ક્ષારવાળી જમીન, ખારી જમીન [ ખારાટવાળી જમીન

**ખારોપાટ,** પુ એક રમત. (૨)

**ખાલ,** સ્ત્રી. [ **सं. खल्ल** ] ચામડી; ત્વચા. (૨) છાલ, ખોલ; પડ.

**ખાલડી,** સ્ત્રી. ત્વચા, ખાલ; ચામડી

**ખાલપો,** પુ. [**सं. खल्ल+पू**= સાફ કરવું ] જનાવરોના ચામડા સાફ કરનારો; ચમાર. [ ઠાલવવું.

**ખાલવવું,** ક્રિ. સ. ખાલી કરવું;

**ખાલસા,** વિ. [**अ. खालसाह**] પોતાની સત્તાનું; એક વ્યક્તિના તાબાનું; આગવું. (૨) સરકારી; બ્રિટિશ સરકારના વહીવટનું (૩) શિખની પ્રજાસત્તાથી ઉભા થયેલા રાજ્યને અને લશ્કરને 'ખાલસા' કહેતા. ખાલસા=શીખોના ગુરુની પોતાની ખાસ મીલકત

**ખાલિક,** ખાલેક, પુ પેદા કરનાર.

**ખાલી,** સ્ત્રી. ઝણઝણાટી; ઝણઝણી. ક્રિ. પ્ર. હાથે પગે ખાલી ચડવી.

**ખાલી,** વિ. [ **अ.** ] જ્યાં કંઈ ન હોય તેવું; ભરેલુ ન હોય એવું, ઠાલું; (૨) નકામું; વ્યર્થ. (૩) માત્ર; ફક્ત. (૪) પૈસા વગરનું. [ ઠાલુંઠમ.

**ખાલીખમ,** અ. તદ્દન ખાલી;

**ખાલીપડવું,** ક્રિ. અ. કોઈ ન વાપરે તેવું થવું. (૨) પુરાયા વગર રહેવું. (૩) નબળા પડી જવું [ વ્યર્થ.

**ખાલીપીલી,** અ. અમસ્તું; નકામું;

**ખાલું,** ન. [**सं. खल्ल**] જોડાનુ ઉપલું ચામડું (૨) વણવાની સાળના તતુઓ વચ્ચે રાખવામા આવતું બરૂ (૩) અનાજ ઉપર ઢાંકવાનુ ઘાસ. (૪) વાવેતર કર્યા વિના એક ચોમાસું પડતર રહેવા દીધેલું ખેતર [ ખુલ્લુ.

**ખાલેશ,** વિ. [ **अ.** ] સાફ:

**ખાવરૂં,** વિ. [ **सं. खाद्** = ખાવું ] ખાઉધરુ; ખા ખા કરતું હોય એવું.

**ખાવંદ,** પુ. જુઓ ખાવિંદ.

**ખા,** ખાવાનું; ખાવાની ચીજ. (૨) ખોરાક; ખાનપાન.

**ખાવિંદ,** પુ. [ **अ.** ] ઈશ્વર; સરદાર; શેઠ. (૨) ધણી; પતિ; વર; સ્વામી

**ખાવું,** ક્રિ. સ ભક્ષણ કરવું; જમવું; ગળવું. (૨) સહેવું; વેઠવું (૩) વાપરવું; ભોગવવું. (૪) લાગવુ; ખરચ પડવુ. (૫) ક્રિયા કરવી (૬) ચોરી છુપીથી લેવું ક્રિ. પ્ર. પૈસા ખાવા=લાચ લેવી તડકો ખાવો=સુકાવું. થાક ખાવો= આરામ લેવો. વધામણી ખાવી=આનંદની વાત જણાવવી. ખાઇ બગાડવું= બરોબર બદલો નહિ આપવો. ખાઇને ખોદવું=નીમકહરામ થવું. ખાવા ધાવું= ભયંકર લાગવું. ખાવા લેવું=બદલામાં નાણાં લેવાં. ખાઈ જવું=ઓહિયાં કરવું. ખાઇપી લેવું=પરવારવું. ખાતોપીતો=

સારી સ્થિતિવાળો ખાઈપીને મંડવું=ખંતથી કામ કરવું. સાથે ખાવું=આડો વ્યવહાર રાખવો [ એક ઘાસ.

**ખાવો,** પુ. ઘણાં ઈંટા મૂળવાળું

**ખાસ,** વિ. [अ.] અંગનું, પોતાનુજ. (૨) બહુજ જરૂરી; આવશ્યક.

**ખાસગત,** વિ. [अ.] પોતાનુજ. (૨) ખાનગી.

**ખાસગી,** જુ. ખાસગત

**ખાસડકુટો,** પુ. ખાસડા ખાધા કરે એવો માણસ (૨) કંટાળા ભરેલું કામ.

**ખાસડાંખોર,** વિ. ખાસડાં ખાનાર.

**ખાસડાંબાજી,** સ્ત્રી એકબીજા ઉપર ખાસડાં નાંખીને ગમ્મત કરવી તે; ગડ્ડામસ્તી. (૨) અસભ્ય લડાઈ લડવી તે; લડાઇ.

**ખાસડિયાંકેળાં,** ન. કેળાંની એક જાત (એની વચમાં કાળો રેસો હોય છે)

**ખાસડું,** ન પગરખું; જુનો જોડો.

**ખાસદાર,** પુ સાથે રહેનારો માણસ; પરિચારક; ઘોડાને સંભાળનાર.

**ખાસદોસ્ત,** પુ. બહુજ પ્રીતિવાળો મિત્ર; ખાનગી મિત્ર.

**ખાસબરદાર,** પુ. સરદારનાં હથિયાર લઇ સાથે ફરનાર.

**ખાસાનુંબીડું,** ન. વૈષ્ણવોના મંદિરોમાં મહારાજને અને ઠાકોરજીને માટે જે ખાસ પાનનાં બીડાં બનાવવામાં આવે છે તે.

**ખાસિયત,** સ્ત્રી. [ अ. ] સ્વભાવ; પ્રકૃતિ ( માણસની ). (૨) ગુણ; ધર્મ; અસર; ( પદાર્થની ) ટેવ; આદત; સ્વભાવ.

**ખાસી,** વિ. વૃષણ રહિત. ( બળદ અને ઘોડો જેના વૃષણ કાપી નાખેલા હોય તે ખાસી કહેવાય છે ) (૨) **ખસી.**

**ખાસું,** વિ. [ अ. ] સારૂં; રૂડું.

**ખાસું,** અ. વાહવાહ; સારૂ; બેશ. (૨) શાબાશ; ભલે.

**ખાળ,** પુ. [ सं. क्षाल्=ધોવું ] પાણીની નીક; મોરી જેને એક છેડે પાણી જવાની નળી મૂકેલી હોય એવી ચોકડી. (૨) જેમાં ઘરનું ગંદુ પાણી એકઠું થતુ હોય એવો નાનો ખાડો; (ખાળકુંડી). (૩) ચામડી; છાલ ક્રિ પ્ર. ખાળે જવુ=પિશાબ કરવા જવુ.

**ખાળકુવો,** પુ. ખાળનું પાણી જવાને જમીનમા કરેલો ઉંડો ખાડો. (૨) સંડાસનો કુવો.

**ખાળકુંડી,** સ્ત્રી ખાળને છેડે પાણીમાંનો કચરો ઠરી રહેવા બનાવેલી કુંડી.

**ખાળવું,** ક્રિ સ. બંધ પડાવવું; અટકાવવું; રોકવું.

**ખાળું,** ન. જમીનગીરી; બાયધરી.

**ખાળો,** પુ. રોકાણ; અટકાવ. (૨) વાર; વિલબ (૩) અંદર; મુકામ; વિસામો. (૪) વિ. ખાળનાર; રોકનાર.

**ખાં,** પુ. [ फा. ] મુસલમાન ગૃહસ્થો અને અમીરોને બોલાવવાનો માનવાચક શબ્દ; સરદાર. (૨) ખૂબી પિછાનનાર; કદર બુજનાર; ઉસ્તાદ.

**ખાંખડિયું**, ન. ઠાંસો; ઉધરસ

**ખાંખણું**, ન. ચોળવાનું એક ઓસડ

**ખાંખત**, સ્ત્રી. ચાનક; ધ્યાન; કાળજી; ખંતથી કામ કરવાની ટેવ.(૨) છીટ; ચટ

**ખાંખતી**, વિ ખંતીલું; મહેનતુ; જે કંઇ હોય તે સાચવી રાખવાની ખંતવાળું.

**ખાંખરોટવું**, ક્રિ સ. ઘસીને ચોપડવું; જરા જરા લગાડવુ

**ખાંખાખોળા**, પુ. બધે ઠેકાણે ઉંચું નીચું કરીને ખોળવુ તે

**ખાંખારવું**, ક્રિ. અ ખોંખારવુ: ખોંખારો કરવો. (૨) મોટાનુ બોલવું.

**ખાંખારો**, પુ જુ ખોખારો.

**ખાંખાં**, ન બ. વ. ફાંફાં

**ખાંગડ**. પુ. ભાંગેલો મેંડોળ કકડો. (૨) પીગળી ગયેલી ઇંટનો કકડો.

**ખાંગડી**, સ્ત્રી નાનો ગાગડો

**ખાંગડો**, પુ. [સં. क्षर्=ખરવુ] ખરી ગયેલો કકડો; કાકરો; (૨) શંખલા, સીપ વગેરેના કકડા કે કાંકરા.

**ખાંગુ**, પુ. જાણભેદુ; મળતિયો (૨) ખાનુ.

**ખાંચ**, સ્ત્રી. ખાચો. બોલ; ખોલણ. (૨) સાંકડ; ગુંચવણ (૩) ખોટ; નુકસાન. (૪) જમે ઉધારનો તાળો નહિ મળવો તે; વધઘટ

**ખાંચકો**, પુ આચકો: અટકવું કે ખાળા પડવું પડે તે.

**ખાંચખુંચ**, નાની મોટી ખોડખાંપણ; ભૂલચૂક. (૨) ઝીણવટ.

**ખાંચખુંચવાળું**, વિ. ખોડખાંપણ જાણનારૂં; ઝીણી નજરનું. (૨) ગૂચવણવાળું (૩) ઉંચુનીચું.

**ખાંચખુંચીયું**, વિ ખાંચાખુંચીવાળુ (૨) અઘરૂ. અટપટું

**ખાંચડ**, સ્ત્રી. કઠણની એક તરફની ઉંડી જગા. [પાછુ હઠાવવું.

**ખાંચવું**. ક્રિ સ. ખેંચી રાખવું;

**ખાંચાખુંચી**, સ્ત્રી. નાના મોટા ખાંચાવાળી સ્થિતિ; ખુણાખાચરા; ઉંચુંનીચું [વાળું.

**ખાંચાળું**, વિ. ખાચાવાળું; વાંધા-

**ખાંચો**, પુ ખટો અથવા વાંક (૨) સાકડો રસ્તો; રસ્તાનો ફાંટો; નાનો મહોલ્લો કે પોળ (૩) ખુણો (૪) વાંધો; હરકત. (૫) અટકાવ; બંધી

**ખાંજણ**, સ્ત્રી દરિયાનું પાણી ભરાઇ રહેતું હોય એવી જગા

**ખાંજરૂં**, ન ખુણનું ઠેકાણુ; ખુણો (૨) વાપર વગરની જગ્યા (૩) કુટણીનું સ્થાન; કુટણખાનું; હકો.

**ખાંડ** સ્ત્રી. [સં. खण्ड] ગળપણવાળા રસની બનેલી રેતી જેવી સફેદ વસ્તુ ક્રિ પ્ર ખાંડ પીરસવી=મીઠું બોલવું. ખાંડ ખાવી=જખ મારવી.

**ખાંડકુટ**, સ્ત્રી. ગૂચવણ; અકળામણ; ચિંતા: અજંપો

**ખાંડણિયું**, ન ખાંડવાનું લાકડાનું હથિયાર; સાંબેલું; મૂસળ. (૨) પહોળો ખાંડણિયો

**ખાંડણિયો**, પુ. પત્થર અથવા

લાકડાનું ખાંડવાનું ખાડાવાળુ ગચિયું; ખાંડવાનો ગોળ ખાડો.

**ખાંડણી,** સ્ત્રી ખાંડવાનું નાનું પાત્ર

**ખાંડણું,** ન. ખાડવાની વસ્તુ; ખાંડવાનું. (૨) ખાંડવાની ક્રિયા

**ખાંડવ,** ન. [ **सं.** ] કુરુક્ષેત્ર આગળનું એક વન, જે અર્જુને બાળ્યું હતું તે.

**ખાંડવું,** ક્રિ સ. કચરવું; કૂટવું; ભાગવું. (૨) આઘાત કરવો; ધાન્ધકકા મારવા. (૩) અકળાવવું; રઘડવું.

**ખાંડિયું,** ન નાની ભેંસ

**ખાંડી,** સ્ત્રી. વિશ મણનું માપ.

**ખાંડિબંધ,** વિ પુષ્કળ; જથાબંધ (૨) અ. બાધે જથ્થે.

**ખાંડું,** વિ. [ **सं. खण्डित** ] ભાંગેલું, તૂટેલું

**ખાંડું,** ન. [ **सं. खड्ग** ] બેઉ તરફ ધારવાળી તરવાર.

**ખાંધ,** સ્ત્રી. [ **सं. स्कंध** ] ગરદન. (૨) ખુધ ક્રિ પ્ર ખાધ દેવી= ટેકો કરવો; મદદ આપવી

**ખાંધિયો,** પુ. ઉંચકનાર; ટેકો આપનાર; મડદું ઉંચકનાર (૨) ખુશામતિયો (૩) મદદગાર.

**ખાંધી,** પુ. ખાંધવાળો (બળદ).

**ખાંધું,** (કાંધું), ન. કકડે કકડે નાણાં ભરવાની ગોઠવણ; હફતો

**ખાંપણ,** સ્ત્રી. ખામી; ખોડ. (૨) મડદા ઉપર ઓઢાડવાનું કપડું; કફન.

**ખાંપવું,** ક્રિ. સ. પાવડાથી આમતેમ ફેરવવું; ઉપર ચડાવવુ. (૨) સોરવું; ખાંપા કાઢી નાખવા.

**ખાંપો,** પુ સપાટીની ઉપર રહી ગયેલો કચરો; ગરજો; ખુંપરો

**ખાંભ,** પુ. [ **सं. स्तम्भ** ] થાંભલો; થંભ.

**ખાંભી,** સ્ત્રી. મરી ગયેલા જાણીતા માણસના સ્મરણાર્થે જે સ્તભ ઉભો કરવામાં આવે છે તે; પાળિયો. (૨) ખોભણ.

**ખાંમી,** જુ૦ ખામી.

**ખાંચણિયો,** પુ. જુ૦ ખાટણિયો.

**ખાંચણી,** સ્ત્રી. જુ૦ ખાટણી.

**ખાંસવું,** ક્રિ. અ ઉધરસ ખાવી; ઠાસવું. [ વૃષણ કાપવા તે, ખસી.

**ખાંસી,** સ્ત્રી ઉધરસ; ઠાસો. (૨)

**ખિચખિચ,** અ. ભરચક; સજડાસજડી; ગીચ; ચિકાર

**ખિચગાલ્લું,** ન સરસામાન લાવવાનું ગાડું; ખટારો, ધીરૂ અને હેલા ખાતું ચાલતું ગાડું (૨) વિ ધીમું કામ કરનાર (માણસ).

**ખિચાખિચ,** અ. ભરચક.

**ખિચોખિચ,** અ એક બીજા સાથે ભચરડાઇ રહેલ હોય તેમ (૨) વિ. ગીચ; ચિકાર; અડોઅડ.

**ખિજગાલ્લું,** જુ. ખિચગાલ્લું.

**ખિજડો,** પુ. [ **सं. खदिर** ] એક જાતનું કાંટાવાળું ઝાડ; સમડો.

**ખિતાબ,** પુ. (**अ.**) ઉપનામ; પદવી; ઇલકાબ; ઉપાધિ.

**ખિદમત,** જુ ખીજમત

**ખિન્ન,** વિ. [ सं. खिद् ] મનોભંગ થયેલું, દીલગિર; નાસીપાસ; દુઃખી

**ખિન્નતા,** સ્ત્રી. [ सं. खिद् ] નાસીપાસી; નાઉમેદી; શોક, દીલગિરી

**ખિમણુ,** ન દાગીનાઓમા નંગ બેસાડવાનું ખાનું (૨) વાળીમા જડેલો હીરો

**ખિમા,** જુ ક્ષમા

**ખિયાલી,** વિ. ખીલેલું; મસ્ત. (૨) ખ્યાલી; તરંગી

**ખિલકોડી.** સ્ત્રી. જુ ખીસકોલી

**ખિલત,** જુ. ખિલ્લત

**ખિલવત,** ન. (अ.) ખાનગી સલાહ; ગુપ્ત મસલત.

**ખિલાવટ,** સ્ત્રી પ્રફુલ્લ કરવું તે; કેળવીને સરસ બનાવવું તે

**ખિલાડી,** જુ ખેલાડી

**ખિલાવવું,** ક્રિ સ ખીલે એમ કરવું; ફુલાવવું; ચઢાવવું; ગમ્મત કરવી, રમાડવું; ઉત્તેજન આપવું.

**ખિલોડી,** જુ ખીસકોલી

**ખિલોણું.** ન રમકડું

**ખિલ્લત,** સ્ત્રી પ્રસન્નતા બતાવવાને જે પોષાક આપવો તે, સરપાવ; પહેરામણી ( આમા કપડા, ઘરેણાં અને હથિયારનો સમાવેશ થાય છે )

**ખિસમિસ,** સ્ત્રી. ( फा. किशमिस ) ઠળિયા વગરની સુકી દ્રાક્ષ.

**ખિસવું,** જુ ખસવું.

**ખિંટલિયાળું,** વિ. વાંકડિયું; આંકડીવાળું. ( ખિંટલીયાળા વાળ )

**ખિંડ,** જુ ખીણ.

**ખીખી,** બ દાંત દેખાય તેમ ઉતાવળા હસવું તે; ખડખડ (૨) મજાક કરીને હસવું તે

**ખીચ,** વિ ગીચ; ભરચક

**ખીચડિયું,** વિ શેળભેળિયું; પંચરાઉ. (૨) ખીચડી ખાઈને પડી રહેનાર; ગરીબ

**ખીચડી,** સ્ત્રી એકઠું કરેલું જુદી જુદી જાતનું અન્ન; મિશ્રણ; શેળભેળ (૨) એકઠાં કરેલા દાળચોખા (૩) સીધું. (૪) ખાવાનો એક પદાર્થ ક્રિ પ્ર ખીચડી ખાવી=નકામું પડયા રહેવું.

**ખીચડું,** ન ખીચડીનુ હલકું રૂપ; હલકો ખોરાક. (૨) ખોરાક; સીધું કહે૦ ગાડનું ખીચડું ખાવું ને ગાડાની સાથે જવું.

**ખીચડો,** પુ. ખીચડીનું ગ્રામ્ય રૂપ; ચોખા અને મગના અથવા આખા ઘઉંદાળનો ખાવાનો એક પદાર્થ (૨) ગોટાળો; ગડબડગોટો ક્રિ પ્ર. ખીચડો કરવો= સેળભેળ કરી દેવું, ગોટાળો કરવો.

**ખીચી,** સ્ત્રી ખીચડીનું બાળકની ભાષાનું કાલુ રૂપ (૨) પાપડ સારૂ લોટને બાફવો તે

**ખીજ,** સ્ત્રી.ચિડાઇ જવાની ખાસિયત; ખીજવાઈ જવાનું જે કંઇ કારણ હોય તે; ચીડ; રીસ.

**ખીજમત,** સ્ત્રી. સરભરા; સેવા; હાજરી; તહેનાત.

**ખીજમતદાર,** પુ સેવક; હજુરિયો; તહેનાત ઉઠાવનાર; ખુશામતીયો.

**ખીજમતદારી,** સ્ત્રી ચાકરી; પરિચર્યાની ખુશામત

**ખીજવવું,** ક્રિ. સ. ચીડવવું; ગુસ્સે કરવુ, ઉશ્કેરવું; પજવવુ

**ખીજવાવું,** ક્રિ અ. ચિડાવું; ગુસ્સે થવું [ ચિડાવું.

**ખીજવું,** ક્રિ. અ વઢવું; લડવું;

**ખીટલિયાળું,** વિ. અણીદાર ગરજવાળું; વિંધી નાખે એવું

**ખીટી,** સ્ત્રી. સરસામાન ભેરવવા સારૂ ભિતમાં જે નાના ટુકડા ખીલાઓ ઘાલવામાં આવે છે તે; ખીલી; આંકડા કહે૦ ખીટીએ પોતિયું=જેમાં જવાબદારી નહિ તે. ક્રિ પ્ર ખીટીએ મૂકવું=ઉચે મૂકવું.

**ખીટો,** પુ. હોડીને જમીનમાં ઘાલવાનો માથાવાળો ખીલો; ખુંટો; મેખ

**ખીડકી,** જુ ખડકી

**ખીણ,** સ્ત્રી બે ઉંચા ભાગ વચ્ચેનો પ્રદેશ; ટેકરીઓની વચ્ચે આવેલો સાંકડો રસ્તો, કોતર.

**ખીમો,** પુ. [अ.] છુંદો: ઝીણીઝીણી કરચો કરેલું માંસ

**ખીર,** સ્ત્રી. [ सं. क्षीर ] ભાતને પાણીમાં બાફ્યા પછી તેમા થોડું દૂધ અને ગળામણ નાખી ઉકાળીને બનાવેલો ખાવાનો પદાર્થ. (૨) જેમાં મુખ્ય દૂધ હોય એવું ભોજન. (૩) દૂધ. (૪) નિઃસાર.

**ખીરૂં,** ન. ખીર જેવો જાડો પ્રવાહી રગડો; વેસણ; જલેબી બનાવવાને તૈયાર કરેલો આથો. (૨) તુરત વીયાએલા ઢોરનું દૂધ. (૩) બહુજ કુમળી એક જાતની કાકડી.

**ખીરોદક,** ન. [सं. क्षीर+उदक] દૂધના જેવું ચોક્ખુ ધોળું પાણી, પવિત્ર ચોક્ખું જળ (૨) પુ ન્હાવાને ભેગાં કરેલા દૂધ પાણી (૩) ન સ્ત્રીઓને પહેરવાનું એક વસ્ત્ર.

**ખીલ,** પુ. [ सं. कील ] આંખનાં પોપચામાં જે નાના ગઠ્ઠા થાય છે તે; મસા. (૨) માણસ જુવાનીમાં આવતાં તેના મોઢાના ભાગ ઉપર જે નાની નાની ફોલ્લીઓ થઈ આવે છે તે.

**ખીલગોટીલો,** પુ છોકરાની એક રમત.

**ખીલડો,** પુ. [ सं. कील ] ઘંટીનું ઉપલું પડ જેની આસપાસ ફરે છે તે ખીલો. (૨)ઘંટીના નીચલા પડની વચ્ચે રહેતો લાકડાનો અણીદાર ડકડો.

**ખીલદટ્ટો,** પુ. છોકરાંની એક રમત.

**ખીલમાંકડી,** સ્ત્રી. ખીલડો ને માકડી.

**ખીલવટ,** સ્ત્રી ખીલવણી; વિકાસ; ખેડાણ. (૨) પુ જે કપડામા ચડાવો કરેલો હોય તે.

**ખીલવટો,** પુ ખીલવનાર.

**ખીલવણી,** સ્ત્રી. ખિલાવવું તે; શોભાવવું તે. (૨) ચડવણી; ઉશ્કેરણી

**ખીલવવું,** ક્રિ. સ. ખીલે તેમ કરવું. (૨) કેળવીને વધારે સારૂ બનાવવું (૩) ચડાવવું; ઉશ્કેરવું; ફુલાવવું (૩) ખીલવું.

**ખીલવું,** ક્રિ. અ. ફૂલવું; ઉઘડવું.

(૨) શોભવું; દીપવું; બહાર આવવું. (૩) ખુશીમાં આવવું. (૪) વિફરવું; ફાટવું. (૫) બખીયા દઈને સીવવું.

**ખીલાપાટી,** સ્ત્રી. લાખંડમાં પેચ પાડવાનું ઓજાર તે.

**ખીલારખું,** વિ. ખીલે બાંધ્યું રહેનાર (ઢોર). (૨) ખીલા સરખું; ખીલાના ઘાટનું. (૩) ઉપસેલો કે ખગેલો આકાર

**ખીલી,** સ્ત્રી. નાનો ખીલો; ચૂંક (૨) ટાંકણી. રૂ. પ્ર. ખીલી ઠોકવી=પાકું કરવું; હરકત નાખવી

**ખીલીખટકો,** પુ. ખીલી ખૂંચવા જેવી પીડા; હરકત; નડતર (૨) નુકશાન; લેવા દેવા.

**ખીલીપસિયારાં,** ન. ખીલીવાળા બખ્તરિયાં; કલ્લા સાકળાંના ખીલીવાળા મોઢિયાં.

**ખીલો,** પુ. [ स. कील ] એક તરફ અણી અને બીજી તરફ માથું હોય એવો લાકડા કે લોઢાનો નાનો મોટો કકડો (૨) ઢોરને બાંધવા માટે જમીનમાં ખોડેલી લાકડાની મેખ કહે૦ઢોરખીલાને જોરે કૂદે ક્રિ. પ્ર. ખીલે નક્કી કરવું ખીલો ઠોકવો=સ્થિરતાથી થઈને પડવું

**ખીસર,** પુ. સંક્રાન્તિ

**ખીસકોલી,** સ્ત્રી. ઉંદર જેવા દેખાવનું એક નાનું પ્રાણી; ખિસકોલી.

**ખીસાકાતરૂ,** વિ. ખીસું કાતરનાર; છુપી રીતે ચોરી કરનાર. (૨) ના. સારા દેખાવનો ચોર.

**ખીસાખરચ,** ન. વાપરવા સારૂ ખીસામાં રાખવાનું નાણું; હાથખરચી.

**ખીસાખાલી,** વિ. ભિખારી; ગરીબ.

**ખીસિયાણું,** જુ. ખસિયાણું.

**ખીસું,** ન. ( फा. खसिह ) ગજવું; ગુજ્જુ રૂ. પ્ર. ખીસાખાલી=ગરીબ ખીસાભરૂ=લાંચિયો ખીસાનું તર=પૈસાદાર

**ખુઆર,** જુ. ખુવાર

**ખુજલી,** સ્ત્રી. ખણુજ; ચેળ; ખંજવાળ (૨) એક જાતનો ત્વચારોગ, ખરજ; ખસ, દાદર, ખરજવું, વગેરે. (૩) જેનાથી ખંજવાળ આવે એવી રજોટી

**ખુટકો,** પુ. ખોટ; ઘટ; ઓછ; ખૂટ; કસર [ (૨) આખલો; ગોધો

**ખુટડો,** પુ ધગધગતો અંગારો; લાળો

**ખુટાડવું,** ક્રિ. સ. ઓછું કરવું; ઘટાડવું. (૨) ફોડવું; ફિટાડવું.

**ખુટેલ,** વિ. જેની પાસેથી ધન ખૂટી ગયું હોય એવું, કંગાલ (૨) વચનભંગ, દેવાળિયું. (૩) ફૂટેલું; સામા પક્ષમાં મળી ગયેલું.

**ખુડ,** ન. ધાબું; અગાસી.

**ખુણ,** સ્ત્રી. [ स. क्षुण्ण ] નિશાની; ચિહ્ન. (૨) ખુણો; દિશા.

**ખુણિયાળું,** વિ. ખુણાવાળું; જેને ખુણા હોય એવું.

**ખુણો,** પુ. કોણ; ખૂણો.

**ખુત,** સ્ત્રી. અડચણ; હરકત.

**ખુત્બો,**(આ.)મુસલમાની ધર્મક્રિયા.

**ખુદ,** સ. (फा.) પોતે; જાતે; જેને ઉદ્દેશીને બોલાતું હોય તે પોતે જ. (૨) વિ. અસલ, મૂળ જેવું હોય તેવું; શુદ્ધ.

**ખુદા,** પુ. [फा.] પરમેશ્વર; પ્રભુ.

**ખુદાઈ,** વિ. [ फा. ] ખુદા સંબંધી; ખુદાનું. (૨) કુદરતી; દૈવી. (૩) પવિત્ર; પાક (૪) છળકપટ રહિત; સાદુ

**ખુદાતાલા,** પુ. [ फा. ] પરમેશ્વર; પરવરદિગાર; પ્રભુ.

**ખુદાપરસ્ત,** વિ. [फा.] પ્રભુપરાયણ; ખુદાને માનનાર; આસ્તિક

**ખુદાવંત,** વિ. [ फा. ] ખુદા સમાન; ઈશ્વરતુલ્ય. (મોટાપણું દેખાડનાર વિશેષણ; રાજારાણી કે માલીકને માટે વપરાતું સંબોધન )

**ખુન,** જુ. ખૂન.

**ખુનકી,** સ્ત્રી. [ फा. ] લહેર; ઘેન ભરેલું આળસ

**ખુનખાર,** વિ. [ फा. ] લોહી રેડાય એવુ; લોહીની છોળો ઉડે એવુ; પ્રાણહારક; અતિ ઘાતકી.

**ખુનરેજી,** સ્ત્રી. [ फा. ] કતલ; કાપાકાપી; જેમાં ખુનની–લોહીની નીકો વહે એવી મારામારી અને કાપાકાપી તે.

**ખુનામરકી,** સ્ત્રી. ખુનરેજી; કાપાકાપી.

**ખુની,** વિ. [ फा. ] ખૂન કરનાર; ઘાતકી; જેની આંખોમાં ખૂનનો જુસ્સો હોય તેવુ; મારી નાંખે કે જીવ લે એવું.

**ખુન્નસ,** સ્ત્રી. ખૂન કરાવે એવી ઝેરી લાગણી; વેરઝેર; કિન્નો; ખાર.

**ખુન્નસી,** વિ. ખુન્નસવાળું; કિન્નાવાળું; ખારીલું; ઝેરીલું.

**ખુબ,** વિ. ઘણું; પુષ્કળ.

**ખુબસુરત,** વિ, [ फा. ] સારા ચહેરાવાળુ; દેખાવડું, રૂપાળું; ફૂટડું; સુંદર [ રૂપ; સુંદરતા (૨) શોભા.

**ખુબસુરતી,** સ્ત્રી. [फा.] સ્વ-

**ખુબાફોડ,** ન સીપો ફોડી ખાનારૂં એક પંખી.

**ખુબી,** સ્ત્રી. [ फा. ] અંદર રહેલો સારો ગુણ; રહસ્ય (૨) મઝા; લહેજત. (૩) યુક્તિ; ચતુરાઇ. (૪) નેકી.

**ખુબીદાર,** વિ ખુબીવાળું; ચમત્કારિક.

**ખુમચો,** પુ. છાછરી થાળી; ટાટ; તાસક. (૨) ભેટની વસ્તુ.

**ખુમારી,** સ્ત્રી. [फा.] અહંતા; ગર્વ. (૨) કેફ. [ ભભક; કુમાશ.

**ખુમાશ,** સ્ત્રી. [ फा. ] રંગની

**ખુર,** ન. [ सं. खुर ] ખરી; ઢોરના પગનો નખ; ડાબલો.

**ખુરચન,** ન ભૂકો; ખપાટી. (૨) કચુંબર; કાચુ કોરૂં ખાવાનું.

**ખુરદો,** (ખુડદો), પુ. [ फा. ] કિંમતી સિક્કાને વટાવી ઉતરતી કિંમતનું નાણું લેવું તે; પરચુરણ (૨) ભંગાર (૩) ઉડાડી પુરૂ કરવું તે.

**ખુરદો કરવો,** વેચી નાખવું. (૨) કાઢી નાખવુ. (૩) ભાંગી ફોડી નાખવું.

**ખુરમું,** ન. એક જાતની મિઠાઈ.

**ખુરસી,** સ્ત્રી. [ फा. ] પીઠે અઢેલીને બેસાય એવી બેઠકવાળી માંચી.

**ખુરસું**, ન. માટીનું બેસણું; ઓટલી.

**ખુરસેદ**, પુ. [फा.] સૂર્યનારાયણ; સૂરજ.

**ખુરાસાની**, વિ. ખુરાસાનનું; ખુરાસાની અજમો=ઈરાન તરફથી આવતાં એક જાતનાં બીજ.

**ખુલતું**, વિ. ઢીલું; બહાર પડતું; પહોળું રહેતું હોય એવું. (૨) શોભતું, સારું લાગતું; ખલતું.

**ખુલવું**, ક્રિ. અ. ઉઘડવું; મોકળું થવું; ખસી જવું (૨) શોભવું; ખીલવું, દીપવું

**ખુલાસો**, પુ. [फा.] ભેદ જણાવો તે, સ્પષ્ટ સમજાઇ જવું તે; સ્પષ્ટતા, સમજણ (૩) નિકાલ; નિર્ણય; રસ્તો (૪) છૂટ; મોકળાશ

**ખુલ્લું**, વિ. ઉઘાડું; મોકળું; સ્પષ્ટ; જાહેર. (૨) નિર્મળ (૩) સારું સમજાય અને સંભળાય એવું (૪) નહિ ઘેરાયેલું (૫) નહિ ઘેરું; ઉઘડતું; આછું. (૬) નાગું. (૭) નિષ્કપટી; ભોળું, ઉદાર.

**ખુવાબ**, પુ. [फा. ख्वाब] સ્વપ્નું.

**ખુવાર**, વિ. [फा.] અત્યંત દુઃખી, હેરાન, પાયમાલ; બેજાર

**ખુવારી**, સ્ત્રી. [फा.] પાયમાલી; બેજારી. (૨) નાશ, ક્ષય.

**ખુશ**, વિ. [फा.] આનંદમાં હોય એવું; આરોગ્ય. [ ઉપરનો રસ્તો.

**ખુશકી**, સ્ત્રી. [फा.] જમીન

**ખુશખબર**, સ્ત્રી. [फा.] મંગળ સમાચાર; સારા સમાચાર; વધામણી.

**ખુશનુમા**, વિ. [फा.] ખુશ લાગે એવું; આનંદદાયક; સુંદર; મજેનું.

**ખુશબખતી**, સ્ત્રી. [फा.] ખુશીની સામે ખુશી બતાવવી તે; હાસ્યવિનોદ. (૨) સારી વધામણી કહેનારને કંઈ બક્ષીસ આપવી તે. (૩) ઈનામ; ખુશી થવાથી કંઈ આપવું તે

**ખુશબો**, સ્ત્રી. [फा. खुश+बो] સુગંધ; વાસના; પરિમળ

**ખુસબોઇ**, સ્ત્રી. [फा.] સુગંધ.

**ખુશબોદાર**, વિ. [फा.] સુવાસિત; સુગંધીદાર

**ખુશમિજાજી**, વિ. [फा.] ખુશ રહે એવા સ્વભાવનું; આનંદી; રંગીલું

**ખુશર**, સ્ત્રી. ચીબડી

**ખુશામત**, સ્ત્રી. [फा.] બહુજ વખાણવું તે; હાજી હા કરવું તે; શુશ્રૂષા.

**ખુશામતખોર**, વિ. ખુશામત કરનાર

**ખુશામતિયું**, વિ. ખુશામત કરનારું; ખરાખોટાનો તોલ ન કરતાં હાજી હા કર્યા કરનાર

**ખુશાલ**, વિ. [ फा. ] ખુશ હાલતમાં હોય એવું; ખુશી; સુખી. (૨) આરોગ્ય; તંદુરસ્ત [ (૨) કુશળતા.

**ખુશાલી**, સ્ત્રી ખુશી ભરેલી સ્થિતિ.

**ખુશી**, સ્ત્રી. (फा.] હર્ષ; રાજીપો (૨) મરજી; ભાવ. ક્રિ. અ. ખુશી કરવું=રીઝવવું (૩) વિ. આરોગ્ય; તંદુરસ્ત.

**ખુસરો**, વિ. જેને મૂછો ઉગી ન હોય એવો પુરુષ; બઇમૂછો.

**ખુસિયો,** વિ. ખસી કરેલો; વૃષણ વિનાનો.

**ખુંખારવું,** ક્રિ. અ. ખોખારવું. (૨) પોતાની હાજરીસૂચક અવાજ કરવો. (૩) ઘોડાનું હણહણવું.

**ખુંખારો,** પુ ખોંખારો. (૨) હણહણાટ.

**ખુંચ,** સ્રી. સપાટીમાં પડેલો ખાડો; ખુણો. (૨) ભૂલ; ચૂક; ખોટ. (૩) અદાવત; ઝેર (૪) બારીકી (૫) ખૂચવણુ.

**ખુંચખાંચ,** સ્રી ખાડોખૈયો (૨) ભૂલચૂક; ખોડખાપણુ.

**ખુંચવું,** ક્રિ. અ. [**सं. क्षुद्**] ચામડીને ભોકાયા કરવું તે; ઘોંચાવું, ખટકવું (૨) દુ:ખવું (૩) દુ:ખ થયા કરવું. મનમાં લાગ્યા કરવું. (૪) કળી રહેવું; ખટકવું; અસંતોષ રહેવો.

**ખુંચાવવું,** ક્રિ સ ખેંચીને લઈ લેવું; છુટાવી લેવું; હરી લેવું, તાણી લેવું.

**ખુંટ,** પુ હદનું નિશાન. (૨) અ. બરાબર; માપસર

**ખુંટડી,** સ્રી પગનું કેસણુ

**ખુંટકું,** ન. ખુંટવાનું ઓજાર, ચીપિયો (૨) ખુંટવાનું કામ. [ચીમટો

**ખુંટણ,** ન. ખુંટવાની ક્રિયા (૨)

**ખુંટવું,** ક્રિ. સ. [ **सं. कृष्** ] મૂળમાંથી ખેંચી નાખવું; વીણીવીણીને નિર્મૂળ કરવું; નિકંદન કાઢવું (૨) વાળ ચૂંટવું; વિણવું, વિંધવું. [ કકડો.

**ખુંટાઉં,** ન. ખોયણું; બળતા લાકડાનો

**ખુંટિયો,** પુ બાજીગર; જાદુગર. (૨) સાંઢ; આખલો.

**ખુંટી,** સ્રી. ખીટી; મેખ; કપડાં ભેરવવાનો ખીલો. (૨) ખુણો (કપાળની બે બાજુએ ખુણા કઢાવ્યા હોય તે). (૩) અંગરખાની કળી

**ખુંડું,** ન. ઠુંઠું; કરચો; ખરચો.

**ખુંટો,** પુ. ખીલો; મેખ; માથાવાળો અણીદાર કકડો (૩) ગરજો, ઠુંઠું. (૩) બંદરમાં લંગરાતાં વહાણો ઉપર લેવાતો કર

**ખુંદણું,** ન કૂદતાં કૂદતાં ફરવું તે; ધમ્માચકડી. ખુંદણા ખમવા=જે જે દુ:ખ પડે તે સહન કરવું

**ખુંદવું,** ક્રિ સ ઊભે ઊભે ચાંપવું, ગુંદવું (૨) કૂદતા કૂદતાં ગાવું. (૩) હેરાન કરવું; પજવવું; નરમ કરવું.

**ખુંદાખુંદ,** સ્રી ગુંદાગુંદ; કચરાકચરી. (૨) કુદાકુદ, ધમાધમી.

**ખુંદાવવું,** ક્રિ. સ ગુંદાવવું (૨) હમચી લેવરાવવી. [મારવી

**ખુંદાળવું,** ક્રિ અ ખાઈપીને મોજ

**ખુંધ,** સ્રી. [**सं. स्कन्ध**] ખભા આગળ પીઠપર જે ઢેકો નીકળેલો હોય તે.

**ખુંધું,** વિ ખુંધવાળું; બરડેથી વળી ગયેલું [ પેસી જવું.

**ખુંતવું,** ક્રિ અ કાદવમાં ઉતરી પડવું;

**ખુંપ,** પુ. પરણવા જતા વરનો ચહેરો ઢંકાય તેમ તેના માથાપર નાખવામાં આવતા ફૂલના હાર વગેરે.

**ખુંપડી,** સ્રી. નાની છત્રી.

**ખુંપડો,** પુ. મોટી છત્રી; છત્ર; ટોપ.

**ખુંપરો,** પુ. ખરચો; ક્ષતો. (૨) કપડામાં પડેલી ફાટ કે ચીરો.

**ખુંપવું,** ક્રિ અ અંદર ઉંડું પેસવું; ભોંકાવું; વિંધાવું (૨) અંદર ઉતરી ચોંટી જવું; કળીજવું (૩) સ્થિર થવું; પૂરી સત્તા જમાવવી.

**ખુંપાવવું,** ક્રિ. સ ખુંપે એમ કરવું, પેસાડવું (૨) –માં–અંદર ઘાલી દેવું; ઘોચવું.

**ખૂટ,** સ્ત્રી. ઘટ, ખુટકો; કસર.

**ખૂટવું,** ક્રિ. અ. [ **सं. कुंठ=** અટકવું ] ઓછું થવું; ઘટવું (૨) બધું ખલાસ થઇ જવું; આવી રહેવું.

**ખૂણો,** પુ. [ **सं. कोण** ] બે દિશાની લીટીઓ જ્યા મળતી હોય તે જગા, ખાચો; પ્રાંત; અણી. (૨) ખાડો; ખાણ.

**ખૂન,** ન. [**फा.**] મારી નાંખવું તે; ઘાત, હત્યા (૨) લોહી (૩) જીવ લેવા જેવો ગુનો. (૪) ઝેર; જુસ્સો.

**ખૂપવું,** ક્રિ. અ. પેસવું; દાખલ થવું; અંદર જવું. (૨) જમાવવું.

**ખૂબ,** વિ. [**फा.**] ઘણું; પુષ્કળ. (૨) સરસ; સુંદર

**ખૂંચ,** જુ. ખુચ

**ખૂંચવું,** જુ ખુચવું.

**ખૂંટ,** પુ. જમીનની અમુક હદ દેખાડવાને દાટેલો પત્થર. (૨) વિ. પુરેપૂરૂ;આપસર; બરોબર. [નાશ; પાયમાલી.

**ખે,** પુ. [ **सं. क्षय** ] ક્ષય;

**ખેચર,** ન. [ **सं. खे+चर** ] આકાશમાં ગતિ કરનારૂ; હવામાં ઉડનાર (૨) ન આકાશમાં ફરનારૂ પ્રાણી; પક્ષી. (૩) ચંદ્ર તારા વગેરે ગ્રહ. (૪) દેવ. (૫) ભૂતપ્રેતાદિ.

**ખેચરી,** સ્ત્રી. જેનામાં આકાશમાં ફરવાની શક્તિ હોય એવી સ્ત્રી; દેવી; જોગણી. (૨) સમળી (૩) હવામા ગતિ કરવાની વિદ્યા (૪)એક જાતની યોગમુદ્રા

**ખેટ,** ન. નાનું ગામડું (૨) શિકારી (આખેટ).

**ખેટક,** ન વ્યસન; વળગાડ; વહેમ (૨) પુ શિકારી ( આખેટક ) (૩) ન નાનું ગામડુ. [ ના. શિકારી (૩) એહુત

**ખેટકી,** વિ શિકાર કરનાર (૨)

**ખેટલી,** સ્ત્રી. ઓળેલા વાળ વચ્ચેની ખાલી લીટી; સેંથી.

**ખેટું,** ન છેટું.

**ખેટે,** અ. વેગળે; છેટે; આઘે; દૂર.

**ખેડ,** સ્ત્રી ખેતરને વાવવા વગેરેની ક્રિયા, ખેડવું તે; ખેતી કરવી તે. (૨) ગામ (૩) કાંટાવાળો એક રોપો. [ ક્રિયા તે

**ખેડણ,** (ખેડણ), ન ખેડવાની જે

**ખેડણહાર,** વિ. ખેડનાર. (૨) મહેનત લેનાર; કાર્ય કરનાર. (૨) ન. નાયક; સુકાની; નાવિક.

**ખેડતર,** વિ. ખેડાય એવી જમીન.

**ખેડવુ,** ક્રિ. સ. [ **सं. कृष्** ] વાવવા માટે જમીનને સરખી કરવી; સુધારવું. (૨) કેળવવું. (૩) સફરો કરવી. (૪) વેપાર કરવો; મહેનત લેવી.

**ખેડહક,** પુ. ખેડવાનો જે હક તે.

**ખેડાણ,** વિ. ખેડેલું; ખેડાતું હોય એવું. (૨) ન. ખેડાતી હોય એવી જે જમીન તે. (૩) ખેડવાનો જે ઉદ્યોગ તે

**ખેડુ,** પુ. ખેડુત. [ ખેતીકાર

**ખેડુત,** પુ. ખેડનો ધંધો કરનાર;

**ખેડો,** પુ ખેળો; ખેલ કરનાર.

**ખેત,** ન. [ **सं. क्षेत्र** ] ખેતર.

**ખેતર,** ન. [ **सं. क्षेत्र** ] ખેડીને વાવવા માટે સાફ કરેલી જમીન. (૨) જે ઉદ્યોગથી રળાતું હોય તે, ધંધો. (૩) અવકાશ; માગ. (૪) શરીર; કાર્યવિસ્તાર

**ખેતરપંડી,** જુ છેતરપંડી

**ખેતરપાળ,** પુ ખેતરનું સંરક્ષણ કરનારો દેવ; ગ્રામદેવતા.

**ખેતરવા,** વિ. એક ખેતરના માપ જેટલું અંતર હોય તેટલું [ ફસાવવું.

**ખેતરવું,** ક્રિ સ છેતરવું; ઠગવું;

**ખેતરાઈ,** સ્ત્રી. ઘણાં ખેતર એક બીજાની સાથે લગતા હોય તે બધી જમીન; પાટી.

**ખેતરાઉ,** વિ. ખેતર સંબંધી (૨) ખેતરની વચ્ચેથી નીકળતો માર્ગ.

**ખેતરામણ,** જુ. છેતરામણ.

**ખેતરાં,** ન બ.વ. નાના નાના ખેતરો.

**ખેતી,** સ્ત્રી. [**सं. कृषि** ] ખેડવાનું કામ. (૨) વેપાર. (૩) ખંતથી મહેનત લેવી તે. [ ખેડુ; ખેડુત.

**ખેતીકાર,** પુ. [**सं. कृषिकार**]

**ખેતીવાડી,** સ્ત્રી. [ **सं. क्षेत्र+ वाटिका** ] અનાજનાં ખેતર ને ફળોની વાડી. (૨) જમીન ખેડવાનો ધંધો. (૩) ખેતીનો ઉદ્યોગ; ખેડુતનો ધંધો.

**ખેદ,** પુ. [ **सं. खिद्** ઉ. ] મનમાં જે દુઃખ થાય તે; શોક ક્રિ પ્ર. ખેદ કરવો; ખેદ પામવો. [ ભરેલું.

**ખેદયુક્ત,** વિ. ખેદવાળું; દુઃખથી

**ખેદન,** ન [**सं**.] ખેદ કરવો તે.

**ખેદના,** સ્ત્રી ખેદ; દુ:ખ; પીડા.

**ખેદાનમેદાન,** વિ. ખણાઇને મેદાન જેવું થઇ ગયેલું; ઉખડી ગયેલું; છેક પાયમાલ થયેલું એવું.

**ખેદીવ,** પુ. મીસરના રાજકર્તાનું માનસૂચક ઉપનામ.

**ખેદો,** ( કેડો), પુ પૂઠ પકડવી તે; પાછળ પડવુ તે; એધો.

**ખેન,** ન. [**सं. खिद्**] નડતર; આડ (૨) વેન; હઠ. (૩) કંટાળો; મુસીબત. ખેનખાટલો=મોટું ખેન. (૪) ક્ષયનો રોગ.

**ખેપ,** પુ. સ્ત્રી. [ **सं. क्षिप्** ઉ. ) કોઇ દૂરની જગોએ જઇને આવવું તે; આંટો; ફેરો (૨) લાંબી મુસાફરી. (૩) વેપારી વસ્તુનું એક દેશથી બીજે દેશ આવવું જવું તે. (૪) એક એકવારી; હપતો; વારો. (૫) પખવાડે લાગવું તે; મહેનત; અભ્યાસ; ચાનક. (૬) ખેપીઆનું મહેનતાણું.

**ખેપટ,** સ્ત્રી૦ રજ; કચરો.

**ખેપન,** ન૦ [ **सं. क्षेपन** ] કાઢવું-નાખવું તે.

**ખેપિયો,** પુ૦ એક ઠેકાણેથી બીજે ઠેકાણે ઝડપથી સંદેશા લઈ જનારો; હલકારો; કાસદ.

**ખેપી,** વિ૦ [ सं. आक्षेपी] આક્ષેપ કરનારૂં; ચાનકવાળું

**ખેમ,** વિ૦ [ सं. क्षेम ] કુશળ; આરોગ્યવાળું; શુભ

**ખેમકુશળ,** જુ૦ ક્ષેમકુશળ

**ખેમખુશાલી,** સ્ત્રી૦ સુખી હાલત; તંદુરસ્તી

**ખેર,** અ૦ [अ.] કંઈ ચિંતા નહિ, હશે; હોય. (૩) સ્ત્રી૦ પીડા; બલા

**ખેર,** પુ૦ એક જાતનું મોટું ઝાડ (એનું લાકડું બહુજ કઠણ અને કાળું હોય છે. ખેરના જાડા થડમાં તેના કઠણ ગરના રેસાઓની ઉભી સળીઓ થાય છે તે દવાના કામમા આવે છે તે ખેરસાલ કહેવાય છે ખેરની છાલમાથી કાથો બને છે. ખેરનો ગુંદર પણ દવાના કામમાં બહુ ઉપયોગી ગણાય છે. તેની છાલ અને લાકડામાંથી રંગ પણ બને છે

**ખેરખટ,** (ખેરખેરા), અ૦ એકાએક; જોતજોતામાં; ખરેખર

**ખેરખાહ,** વિ૦ [अ.] શુભેચ્છક; ભલુ ચાહનાર; સભાળ લેનાર; ખેરખાં [કરવાની ઇચ્છા તે; સુજનતા.

**ખેરખાહી,** સ્ત્રી૦ [अ.] ભલુ

**ખેરણ,** વિ૦ ખરી પડેલું, વેરાયેલું; વેરણખેરણ.

**ખેરવવું,** ક્રિ૦ સ૦ ખરી પડે એમ કરવું; પડી જાય તેમ કરવું (૨) ખસેડવું; કાઢી મૂકવું. (૩) કંટાળો આપવો; પજવવું (૪) કાઢી લેવું; પ્રાપ્ત થાય એમ કરવુ

**ખેરસલ્લા,** સ્ત્રી૦ [अ.] સમાધાન; સુખરૂપતા (૨) અ૦ હશે; હોય; જતું કરી દેવું તે

**ખેરસાર,** પુ૦ ખેરના લાકડાંમાંથી નીકળતો એક જાતનો સળીદાર ગર. (૨) કાથો [ ઘાસ. જેર.

**ખેરંચો,** પુ૦ [फा.] રજ;

**ખેરંટો,** જુ૦ ખેરંચો.

**ખેરાત,** સ્ત્રી. [अ] ગરીબને આપી જે દાન ધર્મ કરવું તે; દાન કરવું તે, ધર્માદો. [ (૨) ખેરાત કરનાર

**ખેરાતી,** વિ૦ ખેરાત કરવાને કાઢેલુ

**ખેરિયત,** સ્ત્રી૦ [अ.] સુખરૂપતા; ક્ષેમ; સ્વસ્થતા;સુલેહ, ક્ષેમકુશળતા.

**ખેરી,** અ૦ મેટો; ઘેટો. (૨) એક જાતની જિવાત; ઉધેઈ.

**ખેરીજ,** વિ૦ [अ.] વધારાનું; અંદર આવી ગયેલુ ન હોય તે. (૨) અ૦ વગર; વિના; સિવાય

**ખેરૂં,** વિ૦ ખરી જાય એવું; માલ વગરનું; ઝબકિયું.

**ખેરો,** પુ૦ દોરીઓને ગુંથીને બનાવેલો જાળીદાર (કેરીઓ ભરવા માટે) કાથળો; ઝોળી (૨) અટાયાનો ભુકો;ગાર. (૩) ચોખાના લોટની વડી. (૪) બાજ

**ખેલ,** પુ૦ [ सं. खेल ] રમત;

ગમ્મત; ક્રીડા. (૨) તમાસો; ભવાઇ; નાટક. (૩) બનાવટ; રચના. (૪) વ્યાપાર

**ખેલખોના,** સ્ત્રી૦ ખરાબી; પાયમાલી.

**ખેલણી,** સ્ત્રી૦ નાનાં છોકરાંને રમવાની પુતળી.

**ખેલણું,** ન૦ રમકડું

**ખેલન,** ન૦ [**સં. खेल्=રમવુ**] રમત. ક્રીડા. (૨) તમાસો; નાટક

**ખેલવણું,** ન૦ ખેલવાનું જે કંઇ હોય તે; રમકડું.

**ખેલવું,** ક્રિ૦ અ૦ [**સં. खेल**] ક્રીડા કરવી; રમવું; ગમ્મત કરવી; તમાસો કરવો. (૨) ચાલવું; તજવીજ કરવી; યુક્તિ-પ્રપંચમાં ફરવું.

**ખેલાડી** પુ૦ [**સં. खेल्**] ખેલ કરનાર; નટ. (૨) વિ૦ ખેલાવે એવું; ખિલાવીને કામ કાઢી લે એવુ; ચતુર; હોશીયાર (૩) મદારી; જાદુગર.

**ખેવ,** સ્ત્રી૦ [**સં. क्षेव**] ક્ષણ; પળ; વેળા તુરત; જલદી; (શબ્દના બીજા ભાગ તરીકે તત્ક્ષણના અર્થમા વપરાય છે):-તતખેવ (૨) એક જાતનુ ઘાસ (૩) કાળજી; ખંત.

**ખેવટ,** પુ૦ માર્ગદર્શક; દોરનાર. (૨) ખારવો; નાયક; સુકાની.

**ખેવટીયાં,** ખલાસી; વહાણ ચલાવનાર; હોડીમા બેસાડી પાર ઉતારનાર.

**ખેવટું,** ખલાસીનું કામ, હોડી હંકારવાનું કામ. (૨) વહાણવટું.

**ખેવડો,** પુ૦ એક જાતનું ઘાસ

**ખેવના,** સ્ત્રી૦ કાળજી; સંભાળ.

**ખેસ,** પુ૦ ખભે નાખવાની પિછોડી; દુપટો; પુરૂષને પાસે રાખવાનું વસ્ત્ર.

**ખેસવવું,** જુ૦ ખસેડવું.

**ખેસી,** વિ૦ નજીકનું; પાસેનું.(૨)સગું.

**ખેહ,** પુ૦ ક્ષય; ખે. (૨) સ્ત્રી૦ રજ; ધૂળ.

**ખેળ,** સ્ત્રી૦ આર; કાંજી; લાહી; રાબ.

**ખેળો,** પુ૦ સ્ત્રીનો વેશ લેનારો પુરૂષ; ભવાયો.

**ખેંકડો,** પુ૦ કાચબો.

**ખેંખલી,** વિ૦ જીર્ણ; ખવાઇ ગયેલું; ખળખળી ગયેલુ; સુકાઇ ગયેલુ, નિર્માલ્ય.

**ખેંખેં,** અ૦ ઉધરસ ખાતા થતો અવાજ; ઉધરસ ખાયા કરવી તે

**ખેંચ,** સ્ત્રી૦ ખેચાણ; તાણ; ખેચાઈ જવું તે (૨) આગ્રહ.

**ખેંચતાણ,** સ્ત્રી૦ ખેચવું ને તાણવું તે; ખેચાખેચ; આગ્રહ.

**ખેંચમખેંચા,** સ્ત્રી૦ તાણાતાણ; સામસામેથી ખેચવું તે (૨) અતિઆગ્રહ કરવો તે

**ખેંચવુ,** ક્રિ૦ સ૦ [**સં. कृष्**] જોર કરીને પોતાની તરફ લાવવું; આકર્ષવુ. (૨) કસવુ; તંગ કરવુ.(૩) આગ્રહ કરવો. (૪) આંકવું; દોરવું. (૫) કાઢવું. (૬) ચૂસવું, શોષીલેવું. (૭) ખોવાઇ જવું. (૮) વહોરવું. (૯) નિભાવવું. (૧૦) મોઢેથી બોલવું. (૧૧) સજ્જ કરવું. (૧૨) ઉખાડી નાખવું. (૧૩) તત્ત્વ કાઢવું. (૧૪) પક્ષ કરવો; તરફદારી કરવી.

**ખેંચાખેંચ**, સ્ત્રી. તાણાતાણ. (૨) અતિ આગ્રહ કરવો તે. (૩) તાણ; ભીડ; તંગી.

**ખેંચાણ**, ન૦ તાણ; આગ્રહ; આકર્ષણ.

**ખેંચાણકારક**, વિ૦ ખેંચે એવું; આકર્ષક. (૨) નજર જાય એવું; મોહક

**ખેંતાળવું**, ક્રિ૦ અ૦ નાસી જવું.

**ખેંન**, ન૦ તોબા; મુશકેલી; પીડા (૨) ક્ષયરોગ.

**ખૈ**, પુ૦ [सं. क्षय] ખઇ; ક્ષય; ઘાસણીનો રોગ; રાજક્ષ્મા. (૨) સ્ત્રી૦ ખાડો; ગર્ત.

**ખૈડ**, પુ૦ ખરાટ; લેપ. (૨) સુકવણું; સુકાવું તે; ખરડિયું; અર્ધ દુષ્કાળ જેવી સ્થિતિ

**ખો**, સ્ત્રી૦ [फा.] ટેવ; આદત; વ્યસન; વેર; અદાવત (૩) ખાડો; કોતર; અખોલ; ખીણ.

**ખોઈ**, સ્ત્રી૦ ઝોળી, ખોયુ, નાનાં છોકરાને સુવાડવા ઘોડિયે બાંધવાનું કપડું.

**ખોખ**, ખોખુ ન૦ ખખ, ખળખળી ગયેલું (૨) ખોખા જેવું.

**ખોખરાટ**, પુ૦ ખોખરાપણું; બેસૂરતા

**ખોખરૂં**, વિ૦ બેસૂરૂ; ભાંગેલુ; ફૂટેલું. ક્રિ૦ પ્ર૦ ખોખરૂ કરવું=માર મારવો. [વિ૦ ખળખળી ગયેલી.

**ખોખલી**, સ્ત્રી૦ ઘરડી શિયાળ (૨)

**ખોખલો**, વિ૦ પુ૦ વૃદ્ધ; ખળભળી ગયેલો; ખોંખોં કર્યા કરતો હોય એવો. ખોખલો પંડયો=ઘરડો મહેતાજી.

**ખોખાવું**, ક્રિ૦ અ૦ અદાવત રાખવી.

**ખોખું**, ન૦ સાધારણ બનાવટની પેટી; બારદાન, માલ કાઢી લીધેલી ખાલી પેટી. (૨) કાગળ ને કપડાની બનાવેલી પાઘડી (૩) ભરપાઇ થઇ ગયેલી હુંડી (૪) નમુનો; ડોળિયુ (૫) સત્ત્વ ખેંચી લીધેલી કોઈ પણ વસ્તુ (૬) જીર્ણ થઇ ગયેલું (કલેવર); વૃદ્ધ.

**ખોગીર**, સ્ત્રી૦ [फा.] ઘોડાની પીઠ ઉપર નાખવાની ઊન ભરેલી પોચી નાની ગાદલી

**ખોચરૂં**, વિ આળસુ; હાડકાંનુ ભાગલું (૨) ઘરડુ; વૃદ્ધ.

**ખોચરેલ**, વિ ખોતરાઇ ગયેલુ; ખાંચા અને ખાડાવાળું. (૨) આળસુ.

**ખોજ**, સ્ત્રી શોધ; ખોળ; તપાસ.

**ખોજવું**, ક્રિ સ. તપાસવું; શોધવું

**ખોજો**, પુ. પુરુષત્વહીન પુરૂષ; હીજડો; જનાનખાનામાં સ્ત્રીઓની તહેનાતમા રહેનારો નપુંસક નોકર. (૨) હિંદુ મટી મુસલમાન થયેલી એક જાત

•**ખોટ**, સ્ત્રી. ભૂલ; ચૂક. (૨) નુકસાન; ટોટો. (૩) ઓછાપણું; ઘટ; અપૂર્ણતા. (૪) અછત.

**ખોટકો**, પુ. ખુટકો; ધ્રાક. [જુઠાણું.

**ખોટંખોટા**, અ ખોટેખોટું; તદ્દન

**ખોટાઈ**, સ્ત્રી. જુઠ, અસત્યતા (૨) હરામીપણું; આળસાઇ [ જીવતો લાળો.

**ખોટારવો**, પુ. ધગધગતો અંગારો;

**ખોટારૂં**, ન જુઠાણું; અસત્ય; તરકટ; બનાવટી.

**ખોટારો**, પુ. જુ. ખોટારવો.

**ખોટી**, સ્ત્રી. વાટ જોતા રહેવું તે;

ઢીલ; વિલંબ. ક્રિ. પ્ર. ખોટી કરવું=વાર લગાડવી. ખોટી થવું=વાટ જોવી.

**ખોટીપો**, પુ. રોકાણ; રોકાઇરહેવું તે.

**ખોટીલું**, વિ. ખોટાં હાડકાંનું; આળસુ (૨) ખોડવાળું.

**ખોટું**, વિ. ખરૂ નહિ તે; અસત્ય; જુઠું (૨) ભૂલચૂકવાળું. (૩) બગાડવાળું; નઠારૂ. (૪) બેવફા. (૫) આળસુ (૬) ન. માઠું લાગવું તે ખોટી નજર=કુદૃષ્ટિ ખોટી ચાલ=ગેરવર્તણુક

**ખોડ**, સ્ત્રી. ખામી; ન્યૂનત્વ; ઓછાપણું; કસર (૨) ટેવ; આદત; ખો (૩) કલંક; લાછન. [ગાંઠ

**ખોડ**, પુ ઝાડના થડની બહુ મોટી

**ખોડખાંપણ**, સ્ત્રી ભૂલચૂક; ન્યૂનાધિકપણુ. (૨) ખામી: દોષ.

**ખોડવું**, ક્રિ સ. દાટવું; રોપવું: ઉભુ કરવુ [ડાતુ ચાલવું

**ખોડંગાવું**, ક્રિ અ લગડાવું; ખો-

**ખોડાવું**, ક્રિ અ. એકાદ પગ લંધાય એમ ચલાવું; લગડાવું

**ખોડિયું**, વિ ખોડવાળુ; શરીરે ખામીવાળું; અપંગ

**ખોડીખમચી**, સ્ત્રી ખોડગતા ખોડંગતા ચાલવું તે. (૨) એક પગે કૂદતા કૂદતા ચાલવાની એક રમત.

**ખોડીબારૂં**, ન. ઢોરોથી પેસાય નહિ એવું છીંડુ; બે ફાંટાવાળું લાકડુ જમીનમાં ઘાલીને માણસને જવા આવવાનું કરેલું બારૂ.

**ખોડું**, વિ. જેને પગે ખોડ હોય એવું; લગડુ.

**ખોડો**, પુ૦ [ **સં. ક્ષય** ] નાશ; ઘાણ; સંહાર. (૨) માથાના વાળમાં થયેલો મેલ (૩) ઉદરીનો રોગ; એક જાતનો ત્વચારોગ.

**ખોણિયું**, ન૦ ખુણા પાડવાનું એક ઓજાર; કાટખુણો (૨) ખોયણું.

**ખોતરણી**, સ્ત્રી૦ દાંત ખોતરવાની સળી (૨) ખરપડી. (૩) ખોતરવાનું ઓજાર; ટાંકણું.

**ખોતરણું**, ન૦ ખોતરવાનું ઓજાર; ટાંકણું; ખરપડી.

**ખોતરવું**, ક્રિ૦ સ૦ અંદરથી ઉખાડવું; ખણવું; ખોદવું. (૨) પાયમાલ કરવું; ઉખાડીને નાખી દેવું. [લવાજમ.

**ખોતરામણ**, ન૦ ખોતરવાનું

**ખોદકામ**, ન૦ ખોદવાનું કામ. (૨) કોતરકામ.

**ખોદણી**, સ્ત્રી૦ કોઈ માણસની પાછળ ભુંડું બોલ્યા કરવું તે; નિંદા; બદબોઈ; ગીબત. (૨) ખોદ.

**ખોદવું**, ક્રિ૦ સ૦ ખાડો કરવો; જમીન ઉખાડવી; ખણવું; ખોતરવું; કોતરવું, નકશી પાડવી. (૨) નિંદા કરવી; ભુંડું બોલવું; કોઇનું બુરૂં થાય એમ કરવું.

**ખોદા**, (ખુદા), પુ૦ ઈશ્વર; પરમેશ્વર

**ખોદાઈ**, વિ૦ ખુદાને લગતું; દેવતાઇ; ચમત્કારિક.

**ખોદાખોદ**, સ્ત્રી૦ એક બીજાનું ખોદવું તે; પરસ્પરનાં છિદ્ર કાઢવાં તે; એક બીજાની નિંદા કરવી તે.

**ખોદાણ**, ન૦ ખોદાયેલું જે તે; ખોદકામ. (૨) પાણીના મારથી ખોદાઈ ગયેલી જમીન. તેથી ઉલટું તે પુરાણ

**ખોદામણ**, ન૦ ખોદવાની મજુરી.

**ખોદાવવું** ક્રિ૦ સ૦ કોઇ ખોદે એમ કરાવવું.

**ખોદાવંત**, વિ૦ ખુદાના જેવું;ઇશ્વરી.

**ખોદાવું**, ક્રિ૦ અ૦ ખોદાઈ જવું; ઉંડું ને ઉંડું થતા રહેવું (૨) પેટમાં ગુડગુડ એવો અવાજ થવો: શૂળ મારવી

**ખોદુ**, જુ૦ ખોધુ. (૨) ખોદનાર.

**ખોધું**, ન૦ જાડો અને બહુ ભારે લાકડાનો કકડો; થડનો જાડો ભાગ; ઠુંઠું.

**ખોપ**, જુ૦ ખોફ.

**ખોપડું**, ન૦ ઝુંપડું. [ગનું હાડકું

**ખોપરી**, સ્ત્રી૦ માથાના ઉપલા ભા-

**ખોપરૂં**, જુ૦ કોપરૂ; ટોપરૂ

**ખોફ**, પુ૦ ગુસ્સો; હતરાજી; દ્વેષ; ક્રોધ; કોપ. (૨) મીજાજ

**ખોબલો**, જુ૦ ખોબો.

**ખોબો**, પુ૦ બે હાથના પંજા છતા એકઠા કરવાથી બનતો કોઇ વસ્તુ ધારણ કરાય એવો આકાર.

**ખોભ**, જુ૦ ક્ષોભ.

**ખોભણ**, સ્ત્રી૦ ખાંચો; ખાડો, ઠેસ (૨) ખો; ગુફા; પોલ, ભેખડ

**ખોભરણ**, સ્ત્રી૦ વાર, ઢીલ.

**ખોભરવું**, ક્રિ૦ અ૦ ઉભા રહેવું; ખોટી થવું; થોભવું

**ખોય**, સ્ત્રી૦ ખો.

**ખોયણ**, ન૦ જુ૦ ખોયણું.

**ખોયણી**, સ્ત્રી૦ બળતી વસ્તુને પ્રવાહીમાં ચાંપવી તે.

**ખોયણું**, ન૦ એક છેડેથી સળગેલું બળતું લાકડુ. (૨) જામગરી. (૩) લડાઈ થાય એવી ઉશ્કેરણી કરવી તે

**ખોયું**, ન. નાના છોકરાને સુવા-ડવાની ધોડીયાની ઝોળી

**ખોરણ**, ન. ખોરાઈ ગયેલું હોય તે (૨) ખોરવાનું જે કઈ હોય તે

**ખોરડું**, ન માટીની ભિંતોનું નાનું ઘર.

**ખોરવું**, ક્રિ૦ સ૦ ખખેરવું; (બ-ળતાં લાકડાને) સંકેલવું; કાજળી ઉડાડી મૂકવી. (૨) તળે ઉપર કરવું, ખણી ખોતરી જોવું. ક્રિ. પ્ર. ખોરી બાળવું=બહુ સારી રીતે બાળી મૂકવુ (૨) પતાવી દેવુ સમાધાન કરી નાખવુ.

**ખોરસુ**, ન ત્રિપાઈ, નાનું ટેબલ.

**ખોરાક**, પુ [ફા] ખાવાની વસ્તુ (૨) જેનાથી કાંઈ વાતનો નિર્વાહ થાય તે.

**ખોરાકી**, સ્ત્રી. ખોરાકની વસ્તુઓ

**ખોરાકીપોષાકી**, સ્ત્રી. ગુજરાનનું અને પોષાકનું સાધન;આજીવિકા; જીવાઇ.

**ખોરાશ**, સ્ત્રી. ખોરાપણું.

**ખોરૂં**, વિ. ઘણો વખત થવાથી સ્વાદફેર થયેલું; ખાતા ગળું બળે તેવું; વિકાર કે ગંધવાળુ.

**ખોલ**, સ્ત્રી. ટોટી; ખોલી; લાકડીને છેડે ધાતુની જે ચુટી બેસાડવામાં આવે છે તે. (૨) છાલ; ચામડી. (૩) ઉપલું પડ

(૪) ખામી; કરચલી, ખોડ. (૫) સાપની કાચળી.

**ખોલકી**, સ્ત્રી. નાની ગધેડી

**ખોલકો**, પુ. ગધેડો. (૨) મૂર્ખ; અણસમજુ ને શરીરે તથા વયે મોટો તે

**ખોલણહાર**, વિ ઉઘાડનાર.

**ખોલવું**, ક્રિ સ. ઉઘાડવું; ખુલ્લુ કરવું. (૨) કાઢવુ; સ્થાપન કરવું. (૩) દેખાય એમ કરવું.

**ખોલી**, ( ખોળી ), સ્ત્રી૰ ખોલ (૨) ઓરડી (૩) ગધેડી [ ઢીલુ.

**ખોલું**, વિ ખુલ્લું રહેવું હોય એવુ;

**ખોલો**, પુ ગધેડો (૨) ગમાર જેવો માણસ; શરીરે મોટો પણ અણસમજુ માણસ.

**ખોવરાવવું**, ક્રિ. પ્ર. ગુમાવરાવવુ.

**ખોવું**, ક્રિ સ વસ્તુનું જતું રહેવું; ગુમાવવું. (૨) ગેરલાભ થવો (૩)એળે જવું.

**ખોસવું**, ક્રિ. સ જોરથી દાખલ કરવું; ઘોચવુ, ઘાલવુ

**ખોસાવું**, ક્રિ. અ. એની મેળે દાખલ થવું;ઘલાવું; ધુસવુ; અંદર ભરાવું.

**ખોહ**, સ્ત્રી. ગુફા' ખીણ; કોતર

**ખોહો**, પુ. ખોસનારો. (૨) મોટો મૂર્ખ. [ તપાસ.

**ખોળ**, સ્ત્રી. ખોળવું તે; શોધ;

**ખોળ**, પુ તેલ કાઢી લીધા પછી રહેલા કુચા.(ખોળ ઢોરને ખવરાવાય છે.) (૨) સ્ત્રી. ગાદલાનો કે તકીયા વગેરેનો અલેક; ઢાંકણ; પડ. [ કરવી.

**ખોળવું**, ક્રિ. સ. શોધવું; તપાસ

**ખોળંખોળા**, અ. ગોતાગોત શોધાશોધ. [ લાગવી તે.

**ખાળંભો**, (ભો), પુ. વિલંબ; વાર

**ખોળાખોળ**, શોધાશોધ; અધિરાઇથી આમ તેમ શોધવા મંડી પડવું તે.

**ખોળાખોળી**, સ્ત્રી. શોધાશોધ

**ખોળાદાન**, ન. વામમાર્ગીઓની એક નિર્લજ્જ ક્રિયા.

**ખોળાધર**, પુ. હામી દેનાર માણસ; જામીન.

**ખોળાભરણું**, ન. સીમંત;અઘરણી.

**ખોળી**, જુ. ખોલી.

**ખોળાંખંખોળાં**, ન. ખુણેખોચરે છાની રીતે જોવું તે; ફાંફા મારવાં તે.

**ખોળિયું**, ન ગાદલા ગોદડા ભરવાનું શીવેલું પડ (૨) દેહ; શરીર.

**ખોળો**, પુ. બેસવાની સ્થિતિ; બેસતાં પેટથી ઢુંટણ લગીનો જે ભાગ તે; ઉછંગ. (૨) બે હાથ અથવા પગની વચ્ચે કંઇ લેવાને બનાવવામાં આવતી ઝોળી ક્રિ. પ્ર. ખોળે બેસાડવુ=કન્યાને સાસુ કે સસરાના ખોળામા બેસાડવાની એક વૈવાહિક રીત. (૨) નિર્ણય કરવું. ખોળે લેવું=દત્તક કરવો ખોળો ભરવો=સીમંતની ક્રિયા કરવી ખોળો પાથરવો=આજીજી કરવી.

**ખોંખારવું**, ક્રિ. અ. ઠાંસવું; ઉધરસ ખાવી. (૨) પોતે છીએ, એમ બતાવવાને ગળામાથી અવાજ કરવો (૩) સ્પષ્ટ રીતે મરદાનગીનો અવાજ કાઢવો; કહી દેવું.

**ખોંખારો**, પુ. ખોંખારવું તે. (૨) મરદાનગીનો અવાજ.

**ખોંચ,** સ્ત્રી. ખાંચો; ખોભણ; ખાણ. (૨) કસર; ટોટો. (૩) વાંધો; હરકત (૪) મુશ્કેલી; ગુંચવણ.

**ખ્યાત,** વિ પ્રસિદ્ધ; જાણીતું; પંકાયેલું.

**ખ્યાતિ,** સ્ત્રી. પ્રસિદ્ધિ; કીર્તિ.

**ખ્યાલ,** પુ. [फा.] વિચાર; કલ્પના; ધ્યાન. (૨) તર્ક. (૩) કેડો; પૂઠ (૪) ગાયનની એક ગત: પહેલું ધ્રુવપદ, બીજો ખ્યાલ અને છેલ્લે ટપ્પો

**ખ્યાલી,** વિ તાર્કિક; હવાઇ; કલ્પનાશીલ. (૨) ખ્યાલ બતાવનાર.

**ખ્યાલીખુશાલી,** સ્ત્રી મોજમજા.

**ખ્રિસ્તી,** વિ ઈસુખ્રિસ્ત સબંધી; ઈસુના ધર્મનું.

**ખ્વાબ,** પુ. સ્વપ્ન.

**ખ્વાર,** જુ. ખુવાર

ગ

**ગ,** પુ [ सं· ग ] ગુજરાતી મૂળાક્ષરોમાંનો ત્રીજો વ્યંજન. (૨) 'સારીગમપધની' માંનો ત્રીજો ગાંધાર સૂર. (૩) વિ. [ गम्–જવું ઉપરથી ] ગતિ કરનાર; જનાર. ખગ=આકાશમાં ગતિ કરનાર (પંખી)

**ગઈ,** વિ. [ सं. गता ] ગયેલી; વીતેલી; ભૂતકાળની. કહે. ગઈ આબરૂ પાછી ના આવે ગઈ વાતનો શોક શો ? ગઇ ઘડી જોશીએ વાંચતો નથી ગઈ ગુજરીને મૂકો વિસારી. રૂ પ્ર. બનવાનું બની ગયું.

**ગઉ,** જુ. ગૌ.

**ગઉચર,** જુ. ગોચર અથવા ગૌચર.

**ગઉદાન,** જુ. ગૌદાન.

**ગએલું,** જુ. ગયેલું

**ગકાર,** પુ [ સં. ] ગ એવો ઉચ્ચાર તેમજ અક્ષર

**ગગડવું,** જુ ગડગડવું

**ગગણવું,** જુ. ગણગણવું.

**ગગન,** ન. [ सं ] આકાશ; નભ; આભ ક્રિ પ્ર ગગનમાં ગાજવું=ઘણે ઉંચે ગર્જના થવી. (૨) મોટાઈમાં રહેવું. (૩) બહુ ઉંચું હોવું. ગગનચુંબિત=ઘણું ઉંચું.

**ગગનગાંઠિયા,** પુ. તળીને ખાંડની ચાસણી પાયેલા ઘઉંના લોટના વાટા; એક જાતની મિઠાઈ

**ગગનચર,** વિ [ सं. ] આકાશમાં ગતિ કરનાર; ખેચર, પખી (૨) દેવ, દાનવ, ભૂતપિશાચ, વગેરે.

**ગગરી,** સ્ત્રી. નાની ગાગર. [ हिं. ગગરિયાં] ગાગર.

**ગગરૂં,** વિ ગરગરૂ; ગરી પડે એવું. (૨) દાણાદાર; કકરૂ

**ગગરો,** પુ. તાંબા કે પીતળની ગાગર.

**ગગળવું,** જુ ગળગળવું.

**ગગળું,** વિ ગળગળું; ઢીલું; પોચું; ગળી ગયેલું. (૨) રોઈ પડે એવું; નરમ.

**ગગી,** સ્ત્રી. છોકરી; પુત્રી.

**ગગો,** પુ. છોકરો; પુત્ર

**ગચેટો,** પુ. બાઝી જવું તે; ગચ્ચ થઇ જવું તે. [ છૂટે નહિ એવું.

**ગચ્ચ,** અ. સજ્જડ. (૨)વિ. તૂટે કે

**ગચ્ચી,** સ્ત્રી. છાબંધ જમીન; અગાશી (૨) માટી, ઈંટો, કાંકરા અને

ચુનો વગેરેનું એક સાથે સજ્જડ બાઝી જવું તે ચુનાગચ્ચી=કાંકરેટ.

ગચ્છ, પુ. [ सं. गम् ] સમુદાય; સમૂહ; તડ; સંઘ (૨) પ્રમાણ અને શ્રેઢિમાં કહેલા અંકોની સમુદાય સંખ્યા (૩) વર્ગ; પ્રકાર

ગગ્ગો, પુ. ગ અક્ષર; ગકાર

ગચ, અ. માફક (૨) ગચ્ચ, વિ સજ્જડ; બાઝી ગયેલું. [ ગયેલું

ગચન, વિ. ભરાઈ ગયેલું; ઠસાઈ

ગચાગચ, જુ ગીચ; ભરચક.

ગચિયું, ન. ગઠ્ઠો; મોટું ઢેફું; ચોસલું. (૨) આડ; હરકત; નડતર. ક્રિ. પ્ર ગચિયાં નાંખવાં=હરકત કરવી.

ગચ્છતી, સ્ત્રી. [ सं. गच्छन्ति ] જતા રહેવું; નાસી જવું.

ગજ, પુ. [ प्रा. गज्जो ] લંબાઇ ભરવાનું એક માપ; ચોવિશ આંગળનું માપ; એ માપનો લોઢાનો કે લાકડાનો ચપટો કકડો. (૨) ધાતુનો નકકર સળિયો (૩) બારણાની ભૂંગળ ક્રિ. પ્ર. ગજ ગજ કુદવું=રાજી રાજી થઇ જવું. કહે० ગજની ઘોડી અને સવા ગજનું ભાડું=ટકાની ડોશી ને ઢબ્બો મુંડામણ. ગજ ભરે પણ તસુએ ન ફાડે=વાતો મોટી મોટી કરે પણ કરવાનું આવે ત્યારે કરે કંઈ નહિ એવું. રજનું ગજ કરવું=બહુ વધારીને વાત કરવી.

ગજ, પુ. [ सं. ] હાથી; માતંગ.

ગજકર્ણ, ન. એક જાતનું રેશમી કપડું.

ગજગમન, ન. [ सं. ] હાથીની માફક મદભર ડોલતા ડોલતાં ચાલવું તે; ડોલતી અને મગરૂરીભરી ચાલ.

ગજકરણ, પુ. એક જાતનો ત્વચારોગ: ખુજલી.

ગજકરણી, સ્ત્રી નોળી કર્મમાની એક ક્રિયા; હાથીની માફક ઘણુ પાણી પી તેને પાછું કાઢી નાખવું તે (૨) એક જાતની વનસ્પતિ

ગજગામા, સ્ત્રી [ सं ] હાથીના જેવી ચાલવાળી સ્ત્રી; ગજગામિની. [ ગામા.

ગજગામિની, સ્ત્રી. [ सं ] જુ. ગજ-

ગજગૌરી, સ્ત્રી. પાર્વતી

ગજઘંટ, પુ. [ स ] હાથીના બે બાજુએ જે ઘંટ બાધવામાં આવે છે તે.

ગજછાયા, સ્ત્રી [ सं. ] હસ્ત નક્ષત્રનાં વાદળાંની છાયા; ભાદરવા મહીનામાં હસ્ત નક્ષત્રમાં આવતું મહાલય શ્રાદ્ધ

ગજધર, પુ પાસે ગજ રાખનાર; દરજી, મેરઇ; સઈ

ગજદંત, પુ. [ सं. ] હાથીદાંત; દંતૂશળ. [ સૈન્ય.

ગજદળ, ન. [ सं. ] હાથીઓનું

ગજનવી, (ફા.) ગજનીનો રહેનાર.

ગજપતિ, પુ. મોટો હાથી; ઉત્તમ હાથી

ગજપિપર, સ્ત્રી. [ सं. गजपिपली ] પિપરની એક જાત.

ગજપુટ, પુ. [ सं. ] ગજ લાંબો, ગજ પહોળો ને ગજ ઉંડો ખાડો કરી તેમાં છાણાં ભરી અંદર ભસ્મ કરવાની વસ્તુને મૂકી તેની ભસ્મ કરવી તે.

**ગજપુષ્પી,** સ્ત્રી. [ **સં.** ] એક જાતની વનસ્પતિ (એને હાથીના કાન જેવાં પહોળાં ફૂલ થાય છે).

**ગજબ,** પુ [ **अ** ] ભારે જુલમ; મહાભયકર દુ:ખનો બનાવ; કેર. (૨) વિ. પુષ્કળ; ઘણું; અત્યંત. [ ત્રાસદાયક.

**ગજબી,** વિ. ગજબવાળું; જુલમી;

**ગજમુક્તા,** સ્ત્રી. [ **સં** ] મોટાં મોતી; સારાં મોતી. ( સસ્કૃત સાહિત્ય પ્રમાણે હાથીના ગડસ્થળમાથી મોતી નીકળે છે )

**ગજર,** (ગઝર), સ્ત્રી પહોર પહો-રને અતરે ઘડિયાળાં વગાડવામાં આવે છે તે; ચોઘડિયાં (૨) ઘડીયાળનું એલારમ.

**ગજરાજ,** પુ [**स**] સારી જાતનો અને મોટા કદનો હાથી

**ગજરું,** ન ફૂલનો બેરખો; હાથને કાંડે બાધવાનો ટુંકો હાર (૨) સોના કે મોતીનું સ્ત્રીઓને કાંડે પહેરવાનું એક જાતનું ઘરેણું; ગજરો; ગુજરી

**ગજરો,** પુ ફૂલનો તોરો (૨) સ્ત્રીના અબોડા ઉપર બાંધવાનો ફૂલનો હાર.

**ગજલ,** (ગઝલ), સ્ત્રી [ **फा.**] ફારસી પિંગળમાંનો એક રાગ; રેખતો.

**ગજવદન,** પુ. [ **સં.** ] ગણપતિ.

**ગજવવું,** ક્રિ. સ. [ **સં. गर्ज्** ] ગાજે એમ કરવું; ડંકો વગાડવો; ગર્જના કરી મૂકવી. [ તરી લેનાર; ખીસાચોર.

**ગજવાંકાતરૂ,** પુ. વિ. ગજવાં કા-

**ગજવું,** ન. ખીસું; ગુંજું. રૂ. પ્ર. ગજવાનો વર=પહેરામણી આપવી પડે એવો વર; કુળવાન ક્રિ. પ્ર. ગજવુ ભ-રવું=અપ્રમાણિકપણે પૈસો એકઠો કરવો. ગજવુ જોઇને વાત કરવી=ગજા પ્રમાણે કામ કરવું. કહે૦ ગજવામાં નહિ કોડી ને ઉભી બજારે દોડી ગજવાં હોય ભારી તો રોજ જઇએ વાડી. ગજવે ઘાલવું= મુરતીયાને પહેરામણી આપવી. (૨) નહિ ગણકારવું. (૩) બાળકને ખાવાની ચીજ ગજવામા નાખવી

**ગજવેલ,** સ્ત્રી. ખરૂ લોઢું; પોલાદ. (૨) એક જાતના ચોખા (૩) ભાગે તૂટે કે વળે નહિ એવું જે તે

**ગજશાળા,** સ્ત્રી [ **સં** ] હાથી-ખાનું; હાથીને રાખવાનો તબેલો

**ગજાનન,** પુ ગણપતિ; ગણેશ.

**ગજાર,** (ગોઝાર),સ્ત્રી ઘરના ઓરડાની સમતા રાખવાને માટે સરખી ન હોય તેવી બાજુઓનો જે જુદો ખંડ પાડ-વામાં આવે છે તે ( આ ખંડ રસોડા તરીકે, બેસવા ઉઠવા માટે કે સરસામાન મૂકવા માટે વપરાય છે નાગરિકો તેને ગજાર અને ગામડાના લોક ગોઝાર કહે છે.) (૨) ઓરડાની બાજુનો ખંડ; ઓરડાની બાજુની સાંકડી ગલી.

**ગજાવવું,** ક્રિ. સ. ગાજી રહે એમ કરવું. [ જાતનું રેશમી કપડું.

**ગજિયાણી,** સ્ત્રી. ગજ પનાનું ઉંચી

**ગજિયું,** ન. ગજ પનાનું જાડા સુતરનું કપડું; ખાદી. (૨) વિ. માપમાં

ગજવું [ ધાતુનો સળિયો; ગજ.

**ગજિયો,** પુ. ગજ જેટલો લાંબો

**ગજી,** સ્ત્રી ગજ પનાનું રેશમી કપડું.

**ગજું,** ન શક્તિ; સામર્થ્ય; તાકાત; ગુંજાશ. (૨) પરિમાણ; પાત્રતા. ૩. પ્ર. ગજા વિનાનું આતર.

**ગજેન્દ્ર,** પુ. [ સં. ] હાથીઓમાં ઇન્દ્ર જેવો; ઉત્તમ હાથી.

**ગજેન્દ્રમોક્ષ,** પુ. [ સં ] એ નામનું એક સ્તોત્ર (૨) એ નામની એક પૌરાણિક કથા.

**ગજ્જર,** પુ. વડો સુતાર; સુતારોનો ઉપરી, ( આ ઉપરથી પડેલી અટક ) મિસ્ત્રી. (૨) અમુક વખત થયો એવું દર્શાવનારો જે નાદ તે; ઘડીયાળનું એલારમ. (૩) બરોબર વખત.

**ગટ,** અ. ગળામાં વસ્તુ ઉતરતાં થતો એક અવાજ. ક્રિ. પ્ર. ગટગટાવી જવું=સપાટાબંધ પી જવું. [ એકદમ.

**ગટક,** અ. ગટ લઇને; ઝટ; તરત;

**ગટકગટક,** અ. સપાટાબંધ; તુરતાતુરત. (૨) એક પછી એક; ઉપરાઉપરી.

**ગટકરીજવું,** ક્રિ. ગળી જવું; પી જવું; અપ્રામાણિકપણે ખાઈ જવું.

**ગટકાવવું,** ક્રિ. સ. ગટ થાય એમ ખાવું; ગળી જવું; ઓહિયાં કરી જવું. ગટકાવી જવું=ખાઈ જવું (અપ્રામાણિકપણે)

**ગટગટ,** અ ગટગટ એવો અવાજ થાય એમ; ત્વરાથી; સપાટાબંધ; ઝટ.

**ગટગટક,** અ. ઝટ; તરત; એકદમ.

**ગટપટ,** સ્ત્રી. છાની છાની વાતો કરવી તે; ગોઠ. (૨) ખાનગી વાતચીત કે ઘાલમેલ કરવી તે; છુપો વ્યવહાર.

**ગટર,** સ્ત્રી. મેલું પાણી જવાની નીક, ખાળ.

**ગટરપટર,** અ. આમતેમ; ઉંધુંચતું; ગમેતેમ. [ ઠહે.

**ગઠુથી,** સ્ત્રી. એક જાતની વનસ્પતિ;

**ગટ્ટી** વિ. ઠિંગણું; નીચું.

**ગઠ્ઠુ,** વિ. ઠિંગણુ પણ જાડું ને લઠ્ઠ; ટુંકી ગરદનનું.

**ગઠ્ઠો,** પુ. [ સં. ग्रन्थि ] બાઝેલો લંબગોળ ગાગડો; ચોસલું. ( ૨ ) ગાંઠો. (૩) ઢેકુ; ખડબુ. (૪) કલાઈ અથવા સીસુ ભરેલી કોઠી (૫) દબાવીને બાંધેલી ગાંસડી

**ગઠડી,** સ્ત્રી. ગાસડી; નાની પોટલી.

**ગઠિયો,** પુ. ગઠિયો; ખીસાકાતરૂ. (૨) ઠિંગણો ને લઠ્ઠ; મજબુત બાંધાનો માણસ. (૩) વિ. લુચ્ચો; હરામખોર; પહોંચેલો; કાબેલ.

**ગડ,** ન. [ સં. ग्रन्थि ] ગાંઠ; ગુમડુ; મોટી ગાંઠ. ( લોહીની નાની ગાંઠા તે ગુમડાં, મોટી ગાંઠ તે ગડ. )

**ગડ,** પુ. જુઓ ગઢ.

**ગડગચ્ચો,** પુ.ઘણી વસ્તુઓ આમતેમ પડેલી હોય એવી સ્થિતિ; ખીચડો.

**ગડગડ,** અ. ગડગડ એવો અવાજ થવો તે; ગોઠીમડાં ખાતાં ખાતાં ગડગડવું તે.

**ગડગડવું,** ક્રિ. અ. ગમડવું; નિચાણ

તરફ પડવું. (૨) ગાજવું. (૩) વાગવું; વાદિત્રમાંથી અવાજ થવો.

**ગડગડાટ,** અ. સટસડાટ. (૨) પુ. ગડગડ એવો અવાજ; ગર્જના.

**ગડગડાવવું,** ક્રિ. સ. ગડગડ થાય એમ કરવું. (૨) પીવું; ગુડગુડ થાય એવી રીતે ખેંચવું. (હોકો ગડગડાવવો)

**ગડગુમડ,** ન. નાનાં મોટાં ગુમડાં.

**ગડડગફ,** અ. ટપ; જોતજોતામાં જતું રહે તેમ, સપાટાબંધ.

**ગડદાગડદી,** સ્ત્રી ગડદે ગડદે લડવું. મુક્કામુક્કી. (૨) ભીડાભીડ તે. [ માર

**ગડદાપાટુ,** ન. મુક્કા અને પાટુનો

**ગડદાપોચ,** વિ. ગડદાના મારથી ઢીલું થઈ ગયેલું; નરમ; શિથિલ; અધમુવું. (૨) ગડદા મારવાની યુક્તિ

**ગડદામુક્કી,** સ્ત્રી. ગડદા અને મુક્કીનો માર. (બન્ને હાથના પંજાથી મારવામાં આવે તે ગડદો, અને એક હાથના પંજાને વાળીને જે પ્રહાર કરવામાં આવે તે મુક્કી)

**ગડદી,** સ્ત્રી. [फा. गिर्द=ધૂળ] ઘણી ભીડ; ઠઠ

**ગડદો,** પુ હાથના પંજાવડે જોરથી મારવું તે કહે૦ ગડદો મારવો અને ગડદો ખાવો=આપવું તેમ લેવું.

**ગડબ,** સ્ત્રી. ગાઠ; ચોસલું; ગડ. (૨) ચાંપીને સજ્જડ કરેલું જે તે. (૩) મોટું ઢીમ; ચોસલું.

**ગડબડ,** સ્ત્રી અવ્યવસ્થા; ગભરાટવાળી હાલત; ઉથલપાથલ; ભૂલ; અંધેર; ગુંચવણ; દગો; ખટપટ.

**ગડબડગોટો,** પુ. ગોટાળો, લોચો; અસ્તવ્યસ્ત; ક્રિ. પ્ર ગડબડગોટો વાળવો =ઘાલમેલ કરવી; ન કરવાનું કરી નાખવું

**ગડબડવું,** ક્રિ. અ. તળેનું ઉપર અને ઉપરનું તળે થવું; નીચે સરવું, લોટવું

**ગડબડસરબડ,** સ્ત્રી ગડબડગોટો; ઘાલમેલ. [ ધાંધાટ.

**ગડબડાટ,** પુ ગડબડ થવી તે;

**ગડબડિયું,** ન ગડબડી પડવું તે; ગોથું ખાવું; અમળાઈ પડવું તે (૨)વિ.ગડબડ કરનારું,બોલબોલ કરે એવું,ધાંધલિયું

**ગડબવું,** ક્રિ. સ દાબીને કે ચગદીને અંદરની વસ્તુને સખત બેસાડવી (૨) મારીને અધમુવું કરવું

**ગડભાંગ,** સ્ત્રી (ઘડવું અને ભાગી નાખવું તે ઉપરથી) વિચારની ઘડભાગ (૨) ટચુપચુ; ડામાડોળપણું

**ગડમથલ,** સ્ત્રી. ઉથલપાથલ; માથાફોડ; ફેરફાર. (૨) ખટપટ. (૩) ફાંફાં મારવાં તે; મહેનત કરવી તે.

**ગડવું,** ક્રિ. અ. અંદર ગડી પડવું; પેસવું; અંદર જવું. (૨) લોટવું; ઢળી પડવું.

**ગડવો,** પુ. ઘડાના જેવો ગોળ પણ પડઘીદાર લોટો.

**ગડાકુ,** સ્ત્રી. [ सं. गुड=ગોળ ] હોકામાં પીવા માટે બનાવેલું ગોળ અગર ગોળની રસી અને તમાકુનું મિશ્રણ. (૨) થાકથી નરમ ઘેંશ જેવા થઇ જવું.

ક્રિ. પ્ર. ગડાકુ થવુ=ઘેનથી ઘેરાઈ જવું; તલ્લીન થઈ જવું

**ગડારો,** પુ.નાનો ખાડો; જેમાં શેરડીની આંખો વાવતાં રાખવામાં આવેછે તે ખાડો. (૨) ઢોરના આગલા પાછલા પગ વચ્ચે જે અવકાશ રહે છે તે; અંતરાય. (૩) ટેકરો [ મળીને વાળેલી જુડી.

**ગડિયું,** ન. તમાકુનાં પાંદડાંની આ-

**ગડી,** સ્ત્રી ગરની અંદર જે ગદ્દા હોય તે. (૨) ભજિયાની કણી. (૩) (**મ**) પુ. ઘરધંધો કરનારો ચાકર

**ગડી,** સ્ત્રી. કપડાની વાળેલી સ્થિતિ. (૨) ગાંઠ; કાંકરી. (૩) સળ; આંટી; ઘડ ક્રિ પ્ર ગડી પડવી=ગાંઠ પડવી (૨) અંટસ પડવો. (૩) ઝીણી કણી પડવી.

**ગડીબંધ,** વિ. ગડી જેમની તેમ વાળેલી હોય એવું; વગર ઉકેલેલું.

**ગડુચી,** સ્ત્રી એક જાતની વનસ્પતિ.

**ગડુડવું,** ક્રિ. અ. ગાજવું; ગડુડ-ગડુડ થવું; ગર્જવુ.

**ગડુડુડુ;** અ. ભારે અવાજથી હવામાં જે ક્ષોભ થાય છે તેનું અનુકરણાત્મક ઉચ્ચારણ.—ગડુડુડુ ગરજે મેઘ.

**ગડો,** પુ. ગાંઠિયો; કાંકરો; મરડિયો. (૨) નાકા ઉપર લેવાતો ટોલ; જકાત.

**ગઢ,** પુ. પહાડ ઉપર બાંધેલો કિલ્લો. ક્રિ. પ્ર ગઢ જીતવો=મુશ્કેલ કામ પાર ઉતારવું.

**ગઢપતિ,** પુ. [ **સં.** ] કિલ્લાનો વડો; કિલ્લેદાર. [ ચારણ.

**ગઢવી,** પુ માગણની એક જાત;

**ગઢવું,** ન. પાકી કોઠી (૨) નાનો ઘડો; માટલું.

**ગઢાણુ,** ન. બીડ; જંગલ.

**ગઢી,** વિ. ગઢમાં રહેનાર. (૨) સ્ત્રી. નાની કોઠી.

**ગઢેરો,** પુ. ઘરડેરો; મોટેરો; વૃદ્ધ.

**ગણ,** પુ [ **સં** ] ટોળું; જથ્થો; સમુદાય. (૨) જાત; વર્ગ (૩) દેવના સેવકો; દૂત. (૪) ૨૮ રથ, ૮૧ ઘોડા, અને ૧૩૪ પાયદળ લશ્કરની જે ટુકડી તે. (૫) તારાના ઝુમખામાનો અકકેકો તારો–નક્ષત્ર; અક્ષરનો સમૂહ. (૭) સંખ્યા; રકમ. (૮) ગુણ; લાભ; નફો. કહે૦ગણના ભાઇ દોષ=ગુણ ઉપર અવગુણ કરવો તે.

**ગણકારવું,** ક્રિ સ. માનવું; લેખવવું; દરકાર કરવી; લક્ષપર લેવુ.

**ગણગણ,** અ [ **સં.** ] માખીની પાંખોનો ઝીણો બણબણ (૨)બડબડવું તે.

**ગણગણતું,** વિ. ગણગણતા અવાજવાળુ. (૨) અસ્પષ્ટ; જેમાં આનાકાની હોય એવું.

**ગણગણવું,** ક્રિ. અ 'ગણગણ' થવું; માખ ભ્રમર વગેરેની પાંખનો અવાજ થવો (૨) નાકમા બોલવું; મનમાં બડબડવુ. (૩) આનાકાની કરવી

**ગણગણાટ,** પુ. ગણગણ એવો અવાજ તે. (૨) નારાજ થઇ બડબડવું તે. ક્રિ પ્ર. ગણગણાટ કરવો=બડબડવું.

**ગણગોટી,** સ્ત્રી. એક જાતનું ઝાડ.

**ગણતર,** ન. ગણતરી. (૨) ગણવાનું કામ.

**ગણતરી,** સ્ત્રી. ગણતર. (૨) ગણવાની રીત. (૩) ગણીને કાઢેલી સંખ્યા (૪) લેખું; દરકાર; તમા. ક્રિ. પ્ર ગણતરીમાં લેવું=સામેલ કરવું.

**ગણતી,** (ત્રી), જુ ગણતરી

**ગણત્રી,** જુ. ગણતરી.

**ગણધર,** પુ. જૈન ધર્માચાર્યોની એક પદવી.

**ગણના,** સ્ત્રી [ સં. ] ગણતરી (૨) તુલના; માન. (૩) લેખું; હિસાબ

**ગણનાથ,** પુ ગણોનો ઉપરી: ગજાનન

**ગણનાયક,** પુ ગણનાથ; ગણપતિ.

**ગણપતિ,** પુ ગણનો ઉપરી; ગજાનન; એક દેવ.

**ગણપતિચોથ,** સ્ત્રી [સં] ભાદરવા સુદિ ચોથ. (જે ચોથે ગણપતિનું વ્રત કરાય છે તે ચોથ)

**ગણરવ,** પુ ગણગણ એવો જે અવાજ તે; ગણગણાટ

**ગણવટ,** ન૦ ખેડવાની જમીનના ભાડાનો ખેડુત પાસેથી લખાવી લેવાનો દસ્તાવેજ; ગણોત

**ગણવું,** ક્રિ. સ ગણતરી કરવી; હિસાબ કરવો. (૨) લેખવવું. (૩) માનવું (૪) કિંમત કરવી (૫) અનુભવી થવું. (૬) ગણતરી કરવી [ ઇસારો.

**ગણસારો,** પુ. અવાજની ચેતવણી,

**ગણાધિપ,** પુ. [ सं. गण+अधिप] ગણના અધિપ—રાજા તે;ગણેશ.

**ગણાવું,** ક્રિ. અ. ગણતરી થવી; નામ હોવું; ખપવું; મનાવું. (૨) ભરાઈ રહેવું. [ ગણિતવડે ગ્રહદશા જોનાર.

**ગણિક,** પુ. [ સં. ] જોશી. (૨)

**ગણિકા,** સ્ત્રી. [સં.] ગુણકા; વેશ્યા.

**ગણિત,** ન. [સં.] ગણતરી કરવાનું શાસ્ત્ર. (૨) વિ૦ ગણેલું.

**ગણિતપદ્ધતિ,** સ્ત્રી [સં] ગણતરી કરવાની રીત.

**ગણિતપાટી,** સ્ત્રી. આંકડાઓથી ગણતરી કરવાનું જે પાટિયું અથવા પત્થરપાટી તે (૨) ગણિતનું કોષ્ટક, કોઠો

**ગણિતપ્રમાણ,** ન ચાર સંખ્યાનું પ્રમાણ. (આમાં પહેલી અને બીજીની બાદબાકી તે ત્રીજી અને ચોથીની બાદબાકીની બરોબર હોય છે)

**ગણિતવિદ્યા,** સ્ત્રી. [સં] ગણતરી કરવાનું શાસ્ત્ર

**ગણિતશાસ્ત્ર,** ન [સં.] ગણિતવિદ્યા.

**ગણિતશાસ્ત્રી,** પુ [સં] ગણિતમાં વિદ્વાન.

**ગણિતશ્રેઢી,** સ્ત્રી. [ सं. श्रेढि] બબ્બે આંકડાની સંખ્યા જેમાં વારવાર એની એજ આવે તે. [ તારીજ.

**ગણિતસાર,** પુ ગણિતથી કાઢેલી

**ગણિતાધ્યાય,** પુ ખગોળવિદ્યાનો ગણિતને લગતો એક સંસ્કૃત ગ્રંથ

**ગણીમત,** જુ. ગનીમત

**ગણીલેવું,** ક્રિ. સ. એક એક જોઇ તપાસીને લેવું [ જેટલું ગુણિત.

**ગણું,** વિ. [ सं. गुण ] અમુક

**ગણેશ,** પુ. [ सं. ] ગણનો ઈશ; ગણપતિ. ક્રિ. પ્ર ગણેશ બેસાડવા =કાર્યનો આરંભ કરવો.

**ગણેશીઓ,** પુ ન. ચોરનું નારાજ જેવું ખાતર પાડવાનું હથિઆર.

**ગણેસણે,** જુ. ગનેસને.

**ગણોત,** ન. [ सं. गण+पत्र ] જમીનદાર અને ખેડુત વચ્ચેનું સાથનું લખત; સાંથપટ્ટી; ખેતર કે જમીનની ભાડાચિઠ્ઠી. (૨) સાંથ; વજે

**ગણોતનામું,** ન. સાંથપટો; જમીનની ભાડાચિઠ્ઠી.

**ગણોતિયો,** પુ. ગણોતવાળો (૨) ભાડુતી ખેડુત (૩) જેને ગણોત ભરવું પડતું હોય તે

**ગણ્યગાંઠ્યું,** વિ ગણતરીનું,થોડુંક

**ગત,** સ્ત્રી. [ सं ] સ્થિતિ; હાલત; અવસ્થા (૨) કળા; હીકમત; ચતુરાઇ (૩) રાગ. ઢાળ.

**ગધેડી,** સ્ત્રી. ગધેડાની માદા

**ગધેડું,** ન રાસભ; ખર. ગધેડા ને ગધેડી બનેને માટે સામાન્ય વપરાતો શબ્દ.

**ગધેડો,** પુ. ગર્દભ; રાસભ. (૨) મૂર્ખ; વૈતરૂં કરી જાણે એવો માણસ. ક્રિ. પ્ર. ગધેડા બનવું=મૂર્ખ ગણાવું કહે૦ ગધેડાનું પૂછડું પકડી રાખવું. ગધેડાને ડફણાં ને તેજીને ઈસારો. ગધેડા ઉપર અંબાડી. ગધેડાને લિંડે પાપડ ન થાય. ગધેડાને માથે શિંગડાં. [ ગમાર.

**ગધેવાન,** વિ. ગધેડાં હાંકનાર. (૨)

**ગનીમ,** પુ. [अ.] મુસલમાન; મોગલ. (૨) દુશ્મન; શત્રુ.

**ગનીમત,** સ્ત્રી. [सं.] બસ;ઘણું એ; જોઇએ એટલું હોવું તે. (૨) લૂંટનો માલ.

**ગનેસને,** અ. સણસણાટે; કાનોકાન.

**ગતકડું,** ન ટિંખળ; મજાક; ટોળ.

**ગતભર્તૃકા,** સ્ત્રી [सं.] જેનો ભરથાર મરી ગયો છે તેવી સ્ત્રી; વિધવા; રાંડીરાંડ. [ આવ્યું ગયું.

**ગતાગત,** વિ [सं. गत+आगत]

**ગતાગમ,** સ્ત્રી. [सं.] સમજણ; જ્ઞાન. [જનાર; ચીલે ચીલે ચાલનાર.

**ગતાનુગતિક,** વિ૦ [सं.] પુઠે

**ગતિ,** સ્ત્રી [सं] અવસ્થા;દશા; હાલત. (૨) બળ; શક્તિ.(૩) મતિ; બુદ્ધિ. (૪) ચાલ; વેગ. (૫) મરણાતર અવસ્થા; મુક્તિ. (૬) ન. કાળબળ.

**ગતિભંગ,** વિ જેનાથી હાલચાલ થઈ ન શકે તેવુ; શક્તિહીન. [હોય એવું.

**ગતિમંત,** વિ. ગતિવાળું; ગતિમાં

**ગતિમાન,** વિ. [सं.] ગતિવાળું.

**ગતિમાર્ગ,** પુ. [सं.] ગ્રહાદિને ફરવાની કક્ષા.

**ગતિયું,** વિ ગતે ગયેલું; સદ્દગત. (૨) ગત રમી જાય એવું; યુક્તિથી કામ કાઢી લે એવું.

**ગતેઘાલવું,** ક્રિ. સ. ઠેકાણે પાડવું.

**ગદ,** સ્ત્રી રમતમાં હાર થવી તે; પડ. (૨) રોગ; પીડા; દુઃખ.

**ગદકું,** ન. મિષ; બહાનું.

**ગદગદ**, અ. કંઠ ભરાઇ ગયેલો હોય તેમ; રડવા જેવું; ડુસકા ખાતું.

**ગદઅદિયા**, ન ખૂબ મોજમઝા હોવી તે; ગદબદિયાં; ધીકેળાં.

**ગદઅદું**, વિ. પાણીપોચું, ઢીલું; પલળીને નરમ થયેલું. (૨) કોહી ગયેલું.

**ગદડવું**, ક્રિ. સ. પગવતે દાબવું. ખુંદવું; મસળવું; ચોળી નાંખવું; રગડવું; હેરાન કરવું. [ હાલ્યા કરતા હોય એવું

**ગદબદ**, વિ ખદબદ; જેમાં કીડા

**ગદબદિયાં**, ન. નાણાંની અને ખાનપાનની રેલછેલ હોવી તે; ધીકેળાં.

**ગદવું**, ક્રિ. અ. દઢ ઉભા રહેવું (૨) ધૂળમા મળી જવું. (૩) દોડવું. (૪) ચલાવી લેવું.

**ગદા**, સ્ત્રી. [ **સં.** ] લોખંડની ગોખરૂદાર ગઠ્ઠાવાળી ટુંકી પણ જાડી લાકડી; લડાઇનું એક હથિયાર. (૨)શિલા

**ગદાધર**, ત્રિ. [ **સં.** ] ગદા ધારણ કરનાર; વિષ્ણુભગવાન. [ થતુ યુદ્ધ.

**ગદાયુદ્ધ**, ન. [**સં.**] ગદાઓથી

**ગદારવું**, ક્રિ. સ સ્થિર રાખવું; ટેકો આપવો [ વવું; ફેરા ખવડાવવા.

**ગદાવવું**, ક્રિ. સ થકવવું; દોડા-

**ગદિયાણી**, સ્ત્રી. પીળાં ફુલનો એક છોડ. (૨) કાસકી

**ગદિયાણો**, પુ. અડધા તોલાભારનું એક વજન; સોળ વાલ ભારનું વજન.

**ગદેલું**, ન. ખૂબ રૂ ભરેલું હોય એવું ગાદલું; તળાઈ. [ ઢીલું; પોચું.

**ગદ્ગદ**, વિ. ભરાઈ ગયેલા કંઠવાળું;

**ગદ્ધાઈ**, સ્ત્રી. ગદ્ધાપણું; હલકાઈ; મૂર્ખાઇ. [ ગદ્ધાપાટુ.

**ગદ્ધામસ્તી**, સ્ત્રી.મૂર્ખાઈભર્યું તોફાન;

**ગદ્ધાપચીસી**, સ્ત્રી મનુષ્યનાં પહેલાં પચીશ વર્ષનો કાળ; જેમાં મૂર્ખાઇ તથા ઉદ્ધતાઈ ભરેલા કાર્ય બહુ થાય છે તે કાળ

**ગદ્ધાવૈતરૂં**, ન ગધેડા જેવું અણસમજનું ખોટુ વૈતરૂ કરવુ તે

**ગદ્ધી**, સ્ત્રી. ગધેડી

**ગદ્દેયું**, ન જાડી અને બેડોળ વસ્તુ; જુના વખતનો એક જાડો સિક્કો. (૨) એક જાતનું જીવડું.

**ગદ્ધો**, પુ. ગધેડો. (૨) વિ. મૂર્ખ.

**ગદ્ય**, ન. [ **સં.** ] કવિતાવિનાનું સાદું લખાણ. [ બદ્ધ લખાણ.

**ગદ્યપદ્ય**, ન. સાદું તેમજ કવિતા॰

**ગદ્યાત્મક**, વિ. સાદા લખાણવાળું.

**ગપ**, સ્ત્રી અફવા; પાયા વિનાની ખબર; ઉડતી વાત (૨) જુઠાણું. ક્રિ. પ્ર ગપ મારવી=ગપ ચલાવવી કહે॰ ગપેગપ ચુવાળસો

**ગપગપ**, અ ઉપરાઉપરી; ટપોટપ.

**ગપગોળો**, પુ અફવા; ગપાટો.

**ગપતાળિયું**, ન. ડગળું; ચોસલું; ગચિયું.

**ગપતાળું**, ન. કાપીને કરેલો કકડો.

**ગપસપ**, સ્ત્રી. ગપ. ( ગપની સાથે 'સપ' નિરર્થક વપરાય છે )

**ગપાગપ**, સ્ત્રી. ગપાગપી. (૨) અ. એક પછી એક; ઉપરાઉપરી.

**ગપાગપી,** સ્ત્રી ગપની પરંપરા. (૨) ઉપરાઉપરી મુક્કીઓ પડવી તે.

**ગપાટો,** પુ. અફવા, ઉડતી વાત.

**ગપાષ્ટક,** ન. [ सं.+अष्टक ] ગપની પરંપરા; જુઠા તડાકા.

**ગપાંશ,** પુ. મોટી ગપ; વખત ગાળવા વાત ચલાવવી તે [ મારનાર.

**ગપોડું,** ન. ગપ. (૨) વિ. ગપ

**ગપોલિયું,** ન. ગપોડું (૨) ધીમે ધીમે કાણામાં ઘાલવું તે.

**ગપ્પાં,** ન. આડીઅવળી વાતચીત કરવી તે; નકામી વાતો.

**ગપ્પાંગોષ્ઠી,** સ્ત્રી વાતચીત; સાચી ખોટી વાતો કરીને વખત કાઢવો તે

**ગપ્પી,** વિ. ગપ મારનાર; અફવાઓ ઉડાડનાર

**ગપ્પીદાસ,** પુ. તડાકા મારનાર; ખોટી વાત ચલાવનાર

**ગપ્પું,** ન. ગપ; અફવા ક્રિ. પ્ર ગપ્પાં મારવાં=વાતો કરીને વખત કાઢવો.

**ગફલત,** સ્ત્રી [ अ. ] ભૂલ; ચૂક; (૨) કામમાં ધ્યાન નહિ આપવું તે; અસાવધાની. [ દત પડી ગયેલી હોય એવું.

**ગફલતિયું,** વિ ગફલત કરવાની આ-

**ગફલતી,** વિ. ગફલત કરે એવું (૨) સ્ત્રી. ગફલત; ભૂલ.

**ગફલું,** જુ. ગભરૂ.

**ગફા,** જુ. ગુફા.

**ગફુર,** વિ૦ અ. નરમ; દયાળુ.

**ગફ્ફો,** પુ. મોટો કોળિયો; બુકકો.

**ગબ,** અ. ચટ; ઝટ; એકદમ; ઓચિંતું.

**ગબગબ,** અ. ઉપરાઉપરી. (૨) એવો એક તરેહનો અવાજ (૩) વચમાં બોલવું તેઃ—ગબગબ કરવું.

**ગબડગંડ,** વિ. હાથારી ગુ; ગાંડું; મૂર્ખ

**ગબડગંદું,** વિ. બહુજ ગંદું.

**ગબડવું,** ક્રિ. અ. તળે ઉપર થતા સરવું. (૨) આળોટવું; નીચે પડવું.

**ગબરડી,** સ્ત્રી. એકદમ દોડીને નાસી જવું તે. [ દેખાવડું (૨) ભરેલું.

**ગબરૂ,** વિ માંસથી ભરેલું અને

**ગબાગબ,** અ ઉપરાઉપરી; ટપોટપ (૨) ધાલમેલ.

**ગબાગબી,** સ્ત્રી. ધબાધબ; મુક્કામુક્કી; મારામાર. [ વાળો ખાડો.

**ગબાર,** સ્ત્રી ખાડો (૨) કપરોટ-

**ગબારો,** પુ. [ सं. गर्भागार ] પવન ભરાવાથી ફૂલીને ઉડે એવી કાગળની કોથળી; ગુબારો. (૨) હવાઈ.

**ગબી,** સ્ત્રી. બદી; લખોટીઓની રમતમા જે નાનો ખાડો કરવામાં આવેછે તે.

**ગબોગબ,** અ. ઉપરાઉપરી; એકદમ; એક પછી એક.

**ગબોળો,** પુ. ફજેતો; ભવાડો; બુમાટો.

**ગબ્બ,** અ ભોકાતાં નીકળતો એવો અવાજ; ગબ.

**ગબ્બર,** ન. [ सं. गह्वर ] ખો; ખીણ; ગુફા.(૨) શૂળપાણેશ્વર આગળનું એક ડુંગરનું શિખર; આબુ પર્વતનું એક શિખર

**ગબ્બર,** વિ. ભરેલું; પૂર્ણ. (૨) જબ્બર; તર; પૈસાદાર; સંગીન.

**ગબ્બી,** સ્ત્રી. બદ્દી; ગબી.

**ગબ્બો,** પુ. ખાડો; ખાંચો. (૨) ગોદો; મુક્કો. (૩) બુદ્ધિવિહીન; કણબી.

**ગભરાટ,** પુ. અકળામણ, મનમાંની ગુંચવણ. (૨) હાંફળાંફાંફળા થઇ જવું તે.

**ગભરામણ,** સ્ત્રી. અકળામણ; ગભરાટ; મુંઝવણ; ભારે ચિંતા. [કરવું.

**ગભરાવવું,** ક્રિ. સ. ગભરાય તેમ

**ગભરાવું,** ક્રિ અ રસ્તો ન સૂઝે એવી હાલતમાં આવવું; મુંઝાવું; ગુંચવાવું; અકળાવું. (૨) બીવું; ડરવું.

**ગભા,** પુ. [सं. गर्भ] ગળફા; બડખા.

**ગભાણ,** સ્ત્રી. ગમાણ; ઢોરને ચાર નાખવાને કરેલી જગા. (૨) ન. ગામના પાદરની ગોચર જમીન. (૩) મકાન બાધવાની જમીન. [ભાગ; ગર્ભાગાર.

**ગભારે,** પુ. દેવાલયની અંદરનો

**ગમ,** સ્ત્રી. બાજુ; તરફ. (૨) મનનું વલણ. (૩) સમજણ. (૪) ખામોશ (૫) [अ.] શોક; દીલગીરી. [ઉદાસ.

**ગમગીન,** વિ. દીલગીર; શોકાતુર;

**ગમચાં,** ન. આનાકાની કરવી; નામરજીથી બોલવું ક્રિ. પ્ર ગમચા ગળવાં=રહી રહીને બોલવું.

**ગમતિયાળ,** વિ. ગમતી. [તે;મઝા

**ગમ્મત,** સ્ત્રી.ખુશીમાં વખત કાઢવો

**ગમ્મતી,** વિ. ખુશી કરે એવું; રમુજી.

**ગમતું,** વિ મનને ગમે એવું; ભાવતું; ફાવતું; અનુકૂળ

**ગમન,** ન. [सं.] ચાલવું તે; ચાલ; ગતિ.

**ગમનાગમન,** ન. [सं.] જવું ને આવવું તે.

**ગમવું,** ક્રિ અ ગોઠવું;. મન માનવું; માફક આવવું પસંદ પડવું; ભાવવું.

**ગમા,** પુ. શક્તિ; તાકાત, બળ

**ગમાણ,** સ્ત્રી. ઢોરને ખાવાનું ઘાસ નાખવાની જગા; ગભાણ

**ગમાણિયું,** ન. ગમાણની આડી; એ આડીનું લાકડું. (૨) વિ. ગમાણે બાંધ્યું રહેતું ઢોર.

**ગમાનક,** ન. [सं. गवान्नक] ગાયને આપવાનું અન્ન; ગોગ્રાસ.

**ગમાર,** વિ. મૂર્ખ; ગામડિયું;જંગલી.

**ગમાવવું,** જુ. ગુમાવવું

**ગમી,** સ્ત્રી દીલગીરી; શોક. (૨) અ. તરફ; ભણી. (૩) ગમવાળુ;શોકાતુર.

**ગમેતેમ,** અ. મરજી મુજબ (૨) કોઇ પણ રીતે. [-સમજાય તેવું.

**ગમ્ય,** વિ. [सं. गम्] જવાય

**ગયવર,** પુ [सं. गज+वर] મોટો હાથી.

**ગયાજી,** સ્ત્રી. ગયા નામનું તીર્થસ્થળ. (આ ઠેકાણે શ્રાદ્ધ કરવાનું મોટું મહાત્મ્ય ગણાય છે )

**ગયાવાળ,** પુ એ નામની બ્રાહ્મણ વાણિયાની એક નાત.

**ગયંદ,** પુ. હાથી.

**ગર,** પુ. [सं. गर्भ] ફળમાંનો પોચો મેંદા જેવો ભાગ; માવો. (૨)

મનનો ભેદ. (૩) ઝેરી હગાર. (૪) ફા. પ્ર. કરનાર. –સોદાગર; કારીગર.

**ગરક**, વિ. [ अ. ] ડૂબેલું; અંદર પેસી ગયેલું. (૨) મગ્ન; લીન.

**ગરકવું**, ક્રિ અ. ડૂબી જવું; લીન થઈ જવુ.

**ગરકાવ**, વિ. મશગુલ; ચકચુર

**ગરગડવું**, જુ. ગડગડવું.

**ગરગડિયું**, જુ. ગડગડિયુ. [ ગરેડી.

**ગરગડી**, સ્ત્રી. ફરે એવું નાનું પૈડું;

**ગરગર**, અ ગરવુ તે; ઝીણી રજ.

**ગળચવું**, ક્રિ. સ અકરાંતિયાની માફક ખાવુ

**ગરજ**, સ્ત્રી [अ.] અગત્ય; આવશ્યકતા; દરકાર. (૨) તંગી (૩) મતલબ; સ્વાર્થ ક્રિ પ્ર ગરજ સારવી=તંગી મટાડવી. કહે૦ ગરજ ગણી ગરજે ગધેડી. ગરજે ગધેડાને બાપ કહે ગરજવાનને અક્કલ નહિ. ગરજ સરી કે વૈદ વેરી

**ગરજાણ**, સ્ત્રી. એક જાતનું પંખી ગીધની માદા.

**ગરજના**, જુ ગર્જના.

**ગરજમતલબી**, વિ સ્વાર્થી

**ગરજવું**, જુ. ગર્જવું

**ગરજાઉ**, વિ. ગરજવાન. (૨) આપમતલબી; સ્વાર્થી (૩) જેને ગરજ હોય તે

**ગરજી**, વિ ગરજવાન.

**ગરજીલું**, વિ. ગરજવાળું.

**ગરજુ**, વિ. ગરજવાન. કહે૦ ગરજુ ને ગધેડો બેય બરાબર.

**ગરજો**, પુ. ઊભો કાંટો; સાંઠો; ખીલો. (૨) અંકુર. (૩) ખુંપરો.

**ગરડવું**, ક્રિ. અ. [ सं. घर्ष् ] ખેંચવું; તાણવું. (૨) ઘૂંટવું. ક્રિ. સ. ગળામાંથી બોલવું.

**ગરડગપ**, (ગરડગપ), અ. ગરડ દઈને અંદર જતું રહેવું હોય એમ; એકદમ

**ગરદું**, જુ ધરદું.

**ગરણી**, સ્ત્રી. જેમાથી પ્રવાહી ગળાય તે; ઝીણાં કાણાંવાળી વાટકી; જાડા કપડાની કોથળી; ગળણી.

**ગરણીજી**, સ્ત્રી. જૈન સાધ્વી; આર્યા.

**ગરણું**, ન. પાણી ગાળવાનું કપડું.

**ગરદ**, વિ. [फा.] ખૂબ મચેલું; સંકડામણમાં આવેલું.(૨) ધૂળ, રાખ.

**ગરદન**, સ્ત્રી. [ फा. ] ગળાનો પાછલો ભાગ; બોચી; ડોક. ક્રિ પ્ર. ગરદન મારવું=મારી નાખવુ. (૨) ઘણુંજ નુકસાન કરવુ

**ગરદી**, સ્ત્રી. [ फा. ] ભીડ; ઠઠ.

**ગરદો**, પુ તમાકુનાં પાદડાંનો ભુકો.

**ગરનાળ**, સ્ત્રી. નાની તોપ; નાળ

**ગરનાળું**, ન પાણી જવાનો સાકડો, નાનો અને બાંધેલો માર્ગ.

**ગરબડ**, જુ. ગડબડ.

**ગરબડવું**, જુ. ગડબડવું.

**ગરબડસરબડ**, સ્ત્રી. ઉધુંચતું; ગડબડગોટો.

**ગરબડાટ**, જુ. ગડબડાટ.

**ગરબી,** સ્ત્રી લહેકાવીને ગાવાનુ કાવ્ય; રાસ.

**ગરબો,** પુ. મોટી ગરબી; રાસડો. (૨) ગાતાં ને તાળીઓ પાડતાં આસપાસ ફરવું તે. (૩) કાણાં પાડેલી માટલીમાં ઘીનો દીવો કાયમ રાખી નવરાત્રના દિવસોમા રાતે તેની પાછળ ગવડાવવાનું એક વ્રત (૪) એવી માટલી.

**ગરભછાંટ,** સ્ત્રી. છરા ભરેલો દારૂનો ગોળો. ( એ ગોળો ઉડીને જ્યાં પડે છે ત્યાં ફાટીને ઘણું નુકસાન કરે છે )

**ગરભ,** જુ ગર્ભ.

**ગરમ,** વિ. [ सं. घर्म ] ઊનું; તપેલું. (૨) જલદ; તીખું. (૩) જોસમાં આવેલું. ક્રિ. પ્ર. ગરમ થવુ=ગુસ્સે થવુ.

**ગરમમશાલો,** પુ. તજ મરી લવિંગ વગેરે તેજાનાનો ભુકો.

**ગરમર,** સ્ત્રી એક નાની વનસ્પતિનું મૂળિઉં ( આનું અથાણું થાય છે. તેની ઉપરની ડાંડલી તે ડાળાં કહેવાય છે, ને તેનું પણ અથાણું થાય છે. )

**ગરમાઈ,** સ્ત્રી ગરમી.

**ગરમાઉ,** વિ ગરમી ઉત્પન્ન કરવાના ગુણવાળું

**ગરમાગરમ,** વિ. ઊનું ઊનું.

**ગરમાવો,** પુ ગરમી; ઉષ્ણતા.

**ગરમાળાનો ગોળ,** પુ ગરમાળાની શિંગમાનો ગરભ ( આ દવાના કામમાં લેવાય છે. )

**ગરમાળો,** પુ. એક જાતની શિગ.

**ગરમી,** સ્ત્રી. [ फा. ] ઉષ્ણતા. (૨) ઘામ; બફારો. (૩) તોર; જોર. (૪) ટાંકીપરમિયાનો રોગ.

**ગરલું,** ન. રોટલા વગેરે રાખવાનું છાછરૂ વાસણ

**ગરલ,** ન [सं.] ઝેર; વિષ.

**ગરવ,** જુ. ગર્વ.

**ગરવું,** ક્રિ. અ. [ सं. गृ-गॄ ] પડવું; ખરી પડવુ (૨) અંદર પેસવુ (૩) વિ. ગંભીર; ગૌરવવાળું

**ગરાડ,** વિ મોટું (૨) સ્ત્રી. ખાડો; ઢાળ; ચીલો

**ગરાડી,** વિ. હડેડ બધાણી.

**ગરાડો,** પુ. ઈમારતની દિવાલનો પાયો નાંખવા જે લાંબો ઊડો ખાડો ખોદવામા આવે છે તે.

**ગરાસ,** પુ. [ सं. ग्रास ] ગુજરાનને માટે કે બહાદુરી માટે મળેલો જમીનનો ઈનામી ભાગ.

**ગરાસણ-ણી,** સ્ત્રી ગરાસિયાનીસ્ત્રી

**ગરાસિયો,** પુ. ગિરાસ ખાનારો; રજપુત; જમીનદાર; રાજવંશી ભાયાત.

**ગરિમા,** સ્ત્રી. [ सं. ] મોટાઇ; શ્રેષ્ઠતા (૨) આઠ સિદ્ધિઓમાની એક સિદ્ધિ

**ગરિષ્ઠ,** વિ [ सं. ] ભારે; ઝટ ન પચી શકે એવું

**ગરીબ,** વિ. [अ.] નિર્ધન; પૈસા વિનાનું. (૨) કંગાલ; દરિદ્રી. (૩) ભલું; સાલસ; સહનશીલ; ગરીબગુરબાં; કંગાલ-માણસો; દુર્બળ અને દુઃખી.

**ગરીબડું**, વિ. બહુ ગરીબ

**ગરીબાઈ**, સ્ત્રી જુ ગરીબી.

**ગરીબી**, સ્ત્રી નિર્ધનપણું, કંગાલિયત. (૨) ભલાઈ.

**ગરીબપરવર**, વિ. [ फा. ] ગરીબોની સંભાળ લેનાર; પરમાર્થી; દયાળુ

**ગરુ**, જુ ગુરુ

**ગરુડ**, પુ [ सं ] એક ઘણું મોટુ ને જબરૂ પખી ( પંખીઓમા એ રાજા કહેવાય છે )

**ગરૂડારૂઢ**, પુ. [ सं. ] વિષ્ણુ.

**ગરુડગામી**, વિ. [ सं.+गामी=જનાર ] ગરુડ ઉપર બેસીને જનારઃ વિષ્ણુ

**ગરુડધ્વજ**, વિ. જેની ધ્વજામાં ગરુડનું ચિહ્ન હોય તે; વિષ્ણુ

**ગરુડપુરાણ**, ન [ सं ] અઢાર પુરાણોમાંનું એક પુરાણ ( આ પુરાણ મરણ પામેલા માણસની પાછળ શાંતિને માટે વંચાવવામા આવે છે.)

**ગરુડો**, (ગરોડો), પુ. હેડનો ગુરૂ

**ગરૂર**, વિ. મગરૂર; અહંકારી; મિજાજી. [ અહંકાર; મગરૂરી

**ગરૂરી**, સ્ત્રી. [ अ. ] ગર્વ;

**ગરૂવું**, જુ. ગરવું.

**ગરો**, પુ. ગરોડો; ઢેડનો ગોર.

**ગરોડો**, પુ. જુ. ગરો.

**ગરોળી**, સ્ત્રી. [ सं. गृहालिका ] કાકીડાના જેવું એક નાનું પ્રાણી; ઘરોળી.

**ગર્ક**, જુ. ગરક.

**ગર્ગ**, પુ. વિષ્ણુકુળના ગુરૂ. (એમણે એક ગર્ગસંહિતા નામે પુસ્તક રચેલું છે.)

**ગર્જન**, ન. [ स. गर्ज ] ગરજવું તે.

**ગર્જના**, સ્ત્રી. [ सं. गर्ज ] વરસાદનું ગાજવું તે. (૨) સિંહનું તાડુકવું તે. રૂ. પ્ર. સિંહગર્જના=મોટેથી તાડુકો કરવો તે. [ રહેલું. (૨) તાડુકેલું

**ગર્જિત**, વિ. [ सं. ] ગાજી

**ગર્ત** સ્ત્રી. ખાડો; ખાણ.

**ગર્થ**, પુ. નાણું; પુંજી; કહે૦ ગર્થ ગાઠે ને વિદ્યા પાઠે

**ગર્દ**, સ્ત્રી. ઝીણી ધૂળ; રજ

**ગર્દભ**, પુ. [ स. ] ગધેડો.

**ગર્દભી**, સ્ત્રી ગધેડી.

**ગર્ભ**, પુ. [ सं. ] નરમાદાના સયોગથી માદાના પેટમાં જે પિંડ બંધાય છે તે; ગાભ; હમેલ. (૨) ગર; અંદરનો પોચો માવો.

**ગર્ભકોશ**, પુ. [ सं. ] ગર્ભાશય.

**ગર્ભધારણ**, ન. [सं.] ગર્ભ રહેવો તે. [ પડવું; ગર્ભ પાડવો.

**ગર્ભપાત**, પુ. [ सं. ] ગર્ભનું

**ગર્ભયાતના**, સ્ત્રી. [ सं. ] ગર્ભવાસનું દુઃખ. [ પેટ; હમેલદાર.

**ગર્ભવંતી**, સ્ત્રી. [सं.] ભારે-

**ગર્ભવાસ**, પુ. [ सं. ] ગર્ભનું ઉદરમાં રહેવું તે.

**ગર્ભશ્રીમંત**, વિ. [ सं. ] જ-

ન્મથી શ્રીમંત હોય એવું; શ્રીમતને ઘેર જન્મેલું.

**ગર્ભસુતરૂ**, વિ. રેશમી કાપડમાં સુતરના તાર હોય એવું; અર્ધ હીરાગળ.

**ગર્ભસ્થાન**, ન. [सं.] ગર્ભને રહેવાનું સ્થાન; ગર્ભાશય [ ગળવું તે.

**ગર્ભસ્રાવ**, પુ. [ सं. ] ગર્ભનું

**ગર્ભાધાન**, [ सं.+आधान ] ગર્ભસ્થાનમાં બીજનું રોપાવું તે. (૨) સોળ સંસ્કારમાંનો એ નામનો એક સંસ્કાર. [ ગર્ભસ્થાન.

**ગર્ભાશય**, ન. [ सं.+आशय ]

**ગર્ભિણી**, વિ. [सं.] ગર્ભવંતી.

**ગર્ભિત**, વિ. [सं.] જેમાં અર્થ ભાવ વગેરે રહેલું હોય એવું; ખુલ્લું નહિ તે.

**ગર્વ**, પુ. [ सं. ] અભિમાન; અહંકાર; મગરૂરી

**ગર્વિત**, વિ. [सं.] ગર્વવાળું.

**ગર્વિષ્ઠ**, વિ. [सं.] અહંકારી; મગરૂર.

**ગર્વી**, વિ. અહંકારી; અભિમાની.

**ગર્હિત**, વિ નિંદ્ય; હલકું. [હલકું.

**ગર્હ્ય**, વિ. [सं.] નિંદવા જેવું;

**ગલ**, પુ. માછલાં પકડવાની આંકડી. (૨) બળી ગયેલી ગટાકુ. (૩) કુવામાંથી વસ્તુ કાઢવાની બિલાડી (૪) ઝેરી હગાર અથવા લાળ. (૫) લાલચ. (૬) ગુલબાસ (એક સુગંધી ફુલછોડ).

**ગલકી**, સ્ત્રી. ગલકાંનો વેલો.

**ગલકું**, ન. ગલકીનું ફળ.

**ગલગલિયાં**, ન. [ सं. गल् ] ગલી; ગીલી; ગલીપચી

**ગલગોટો**, પુ. એક જાતનો ફુલછોડ.

**ગલત**, વિ. [ अ. ]પાયાવગરનું; અસત્ય; ખોટું.

**ગલથુથી**, જન્મતા એક બે દિવસ બાળકને ગોળઘીનું પાણી પાવામા આવે છે તે; ગલહુતી. [ ધાણીની સુખડી.

**ગલધાણી**, સ્ત્રી ન. ગોળ અને

**ગલાલ**, ગુલાલ; એક જાતનું રાતું ચુર્ણ ( કેટલાક કદના લોટને પતંગના ફકાળામાં રંગવાથી ગલાલ બને છે )

**ગલંતિકા**, સ્ત્રી. ગળતી.

**ગલપાપડી**, સ્ત્રી સુખડી;ગોળપાપડી

**ગલબા**, પુ. ફટાકા.

**ગલબું**,–બો, ન ગપ; અફવા.

**ગલમેંદી**, સ્ત્રી. મોટી મેંદી

**ગલહુતી**, સ્ત્રી. તુરતના જન્મેલા બાળકને ચટાડવા સારૂ ગોળ અને ઘીનું બનાવેલું મિશ્રણ. [ પ્યાલો.

**ગલાસ**, પુ. [ अं. ] કાચ;કાચનો

**ગલી**, સ્ત્રી. સાંકડી વાટ, શેરી. (૨) કોમળ સ્પર્શથી ચામડીને થતી હસવાની અસર. [ શેરીઓનો માર્ગ.

**ગલીગુંચી**, સ્ત્રી. આડોઅવળો

**ગલીચ**, [ फा. ] ગંદું; મેલું.

**ગલીચી**, સ્ત્રી. ગંદવાડ; ગંદકી.

**ગલીચો**, પુ. [फा.] ગાલીચો; બુટાદાર પાથરણું.

**ગલીપચી,** સ્ત્રી. ગલી; ગીલીચીલી

**ગલેફ,** પુ. [फा.] ગાદી તકિયા વગેરે ઉપર ચડાવવાનું પડ; આચ્છાદન

**ગલેફાં,** સ્ત્રી. જમવાની મીઠ વાની.

**ગલેફું,** ન. ગાલની અંદરનો ભાગ; ગલોફુ [ કુમળો ગલ

**ગલેલી,** સ્ત્રી તાડફળની અંદરનો

**ગલોલ,** સ્ત્રી. કાંકરા ફેંકવાનું નાનું જોતર; ગોફણ. [ ભરેલો ગોળો.

**ગલોલો,** પુ. ગોળો; તાળો અને

**ગલ્લ,** પુ [सं.] ગાલ.

**ગલ્લાંતલ્લાં,** અ. ફાંફાં; વ્યર્થ બકવાદ. (૨) ડરથી સત્ય વાત અટકી અટકીને કહેવી તે.

**ગલ્લો,** પુ. [ फा. ] વકરાના પૈસા નાખવાની પેટી અથવા વાસણ; હટફો

**ગવન,** ન. [ अं. ] સ્ત્રીઓને પહેરવાનું સુતરાઉ ભાતવાળું કપડું.

**ગવડાવવું,** ક્રિ. સ ગાય તેમ કરવું; ગાવા લાગવું; ગાવું ને ગાવા લાગવું. (૨) નિંદા થાય એમ વર્તવું.

**ગવરી,** જુ. ગૌરી. (૨) વિ. ગોરી; ધોળી અને સહેજ લાલ ધાબાવાળી.

**ગવર્નર,** પુ. [अं.] ઈલાકાનો વડો હાકેમ.

**ગવર્નરજનરલ,** પુ. [ अं. ] શહેનશાહ તરફથી નીમાયલો આખા દેશનો વડો હાકેમ; વૉઈસરોય.

**ગવલી,** પુ. [ सं. गोपाल ] ગોવાળિયો (૨) દૂધ વેચવાનો ધંધો કરનાર.

**ગવાક્ષ,** ન. [सं.] જાળિયું; નાની જાળીદાર બારી. નાનું છજું. [ લાગવું.

**ગવાડવું,** ક્રિ. સ. ગવડાવવું; ગાવા

**ગવાનીક,** ન [सं. गवान्नम्= ગવાનક્] ગાયને માટે સખેલી રસોઈ; ગોગ્રાસ.

**ગવાર,** ( ગુવાર ), પુ એક જાતના દ્વિદલ ધાન્યનો છોડ; તેની શિંગ તથા તેનાં બી.

**ગવારફળી,** સ્ત્રી ગુવારની શિંગ.

**ગવારશિંગ,** સ્ત્રી. ગુવારની શિંગ.

**ગવાવું,** ક્રિ. અ ગવાય તેમ થવું. (૨) વગોવાવું.

**ગવાહી,** સ્ત્રી. [ अ. ] સાક્ષી; પુરાવો; ભવિષ્યવાદ

**ગવાળો,** પુ. નકામા સરસામાનનો જથો; પરચુરણ સામાન ભરવાનો કોથળો.

**ગવેહ,** પુ. ખાર; વેર; દ્વેષ.

**ગવૈયો,** પુ. [ सं. गायक ] ગાયન કરનારો.

**ગવ્ય,** ન. [सं.] ગાયનું છાણ.

**ગસગસ,** અ. ધસધસ. [ રખવાળી.

**ગસ્ત,** સ્ત્રી. [ फा. ] ચોકી;

**ગહન,** વિ. [सं.] ન સમજાય કે ન પહોંચી વળાય એવું; ઉંડું અને અઘરું.

**ગહ્વર,** ન. [ सं. ] પર્વતની અંદરની બખોલ; ગુફા.

**ગળ,** સ્ત્રી. માછલાં પકડવાની આંકડી.

**ગળકેરી,** સ્ત્રી. ગોળ નાંખીને બનાવેલું કેરીનું અથાણું.

**ગળકો,** પુ. અમુક જાતના સ્વાદની ભાવના; તિવ્ર રુચિ. સ્વાદની લલુતા; સારૂં સારૂ ખાવાનું વ્યસન.

**ગળગળવું,** ક્રિ. અ. [ **સં. गद्‌गद्** ] ગળગળું થવું; ગદ્‌ગદ્ કંઠે થઇ જવું.

**ગળગળવું,** વિ. નરમ;પોચું; ઢીલું. [ (૨) ગરીબ; દીન

**ગળગોટિયો,** વિ ગોળ; ગોળમટોળ

**ગળચકું,** જુ ગચકડું. [ હોય એવું.

**ગળચટું,** વિ સહેજ ગળપણવાળું

**ગળચવાં,** જુ. ગળચાં; ગમચા. રૂ. પ્ર ગળચવા ગળવાં=ખમચાવું.

**ગળચવું,** ક્રિ. અ. ખાવું; ખૂબ ખાવું; અકરાંતિયા થઇને ખાવું

**ગળચવો,** પુ ગળે પહેરવાનું ઘરેણું

**ગળચિયું,** ન. ડુબકાં ખાવાં. (૨) ગળચી; ગળાનો ભાગ (૩) વિ. ગળા બરોબર પાણી આવે એવું. [ ગરદન.

**ગળચી,** સ્ત્રી. ગળાનો પાછલો ભાગ;

**ગળણી,** સ્ત્રી. [ **સં. गल्** ] પ્રવાહી ગળવાનું ઝીણાં કાણાંવાળું પાત્ર.

**ગળણું,** ( ગયણું ), ન પ્રવાહી ગળવાનું કપડું.

**ગળત,** વિ. [ **સં. गल्** ] નાપાયાદાર. (૨) ગળ્યા કરે એવું.

**ગળતકોઢ,** પુ. [ **સં. गलित+कुष्ठ** ] હાથ પગનાં આંગળાં સડીને ગરી પડતાં જાય એવો એક ભયંકર ચેપી રોગ; પત.

**ગળતી,** સ્ત્રી [**સં. गलंतिका**] પાણી ટપકયા કરે એવી ઝારી (૨) શંકર ઉપર ઉનાળામાં પાણી ગળતું રાખવામાં આવે છે તે, અને તેનું પાત્ર.

**ગળથુથી,** સ્ત્રી. જુ. ગલથુથી.

**ગળપણ,** ન મિઠાશ; ગળ્યો સ્વાદ. (૨) જેમાં મિઠાશ હોય એવી ચીજ.

**ગળફો,** પુ છાતી અને ગળામાંથી જે શ્લેષ્મ છુટું પડી બહાર પડે છે તે; બલગમ, બડખો

**ગળમાણું,** ( ગળવાણું ), ન. ઘઉંના લોટને શેકી તેમા ગોળનું ગળ્યું પાણી નાખી ઉકાળીને બનાવેલું પેય

**ગળધરી,** સ્ત્રી. અન્ન નળની બળતરા, પિત્તવિકારની તિખાશની ગળામાં થતી અસર

**ગળધાઇ,**સ્ત્રી જુ.ગળધરી [વીંટેલો પટો.

**ગળપટો,** પુ. ગળે વિંટવાનો ગું-

**ગળવું,** ક્રિ. અ. [ **સં. गल्** ] પ્રવાહીનું બહાર નીકળવું; ચૂવું; નીતરવું; ટપકવુ. (૨) ઢીલું થવું. (૩) એકરસ થઇ જવુ; ઓગળવું. (૪) બફાવું; ચઢી જવું. (૫) ઉતરી જવું; સુકાઈ જવુ. (૬) વિખરાઈ જવું (૭) ક્રિ. સ આખું ને આખુ ગળે ઉતારવું. (૮) શુદ્ધ કરવું. (૯) ચૂપ રહેવું. રૂ. પ્ર. ગળતી ગાદડીએ=પરવાર્યા પહેલાં; અધવચ.

**ગળામણ,** ન. ગાળવાની મજુરી (૨) ગળતાં જે કંઈ નીકળ્યું હોય તે. (૩) ગળપણ–ગળી ચીજઃ–ખાંડ, સાકર, ગોળ.

**ગળામણી,** જુ. ગળામણ.

**ગળાયો,** પુ. કાંટાનો જથ્થો; ઉપાડો; ભારો.

**ગળાવું,** ક્રિ અ. રસરૂપ થવું; પ્રવાહી થવું. (૨) સુકાઇ જવું; ઘસાવું. (૩) ગાળી શકાય એવું થવું.

**ગળી,** સ્ત્રી કંઠ; અવાજ; સૂર

**ગળી,** સ્ત્રી. [ **सं. नीली** ] એક જાતની વનસ્પતિ; એ વનસ્પતિમાંથી નીકળતું સત્ત્વ; રંગ (ગળીના છોડમાંથી અસમાની રંગ નીકળે છે તે રંગવાના કામમાં આવે છે.) [ રંગરેજ.

**ગળિયારો,** પુ. કપડાં રંગનારો;

**ગળિયું,** વિ [ **सं. गलित** ] ગળી ગયેલું; ઢીલું; નિર્માલ્ય; શક્તિ ન હોય એવું. [ રંગનું; નીલુ

**ગળિયેલ,** વિ. ગળીવાળું; ગળીના

**ગળું,** ન. ધડ અને મસ્તકની વચ્ચેનો અવયવ;કંઠ;કોટ;ગરદન. (૨) અન્ન,પાણી અને પવનને શરીરની અંદર લઈ જવાનો નળ માર્ગ. (૩) સાદ; અવાજ; સૂર. ક્રિ પ્ર ગળું પડવું=ઢોકરાંને થતું એક દરદ. ગળે પડવું=ખોટી રીતે હક્ક કરવો; તહોમત મૂકવું. ગળું કરવું=ગળાનો કાકડો મળી ગયો હોય તેને આંગળી નાખી ઠીક કરવો ગળાંફાંસુ=ખૂની. ગળે હાથ મૂકવો=સોગન ખાવા. ગળે ઉતરવું=ધ્યાનમાં આવવું; ગળે ટાટિયા ભરવવા=સામાને બાઝી પડવું ગળે ટાંટિયા આવવા=મુશકેલીમાં આવી પડવું. ગળે જોતર ઘાલવું=જોખમદારી આપવી. ગળું આવી જવું=ગળામા સોજો થઈ આવવો. ગળે નખ મારવો=ગુગળાવીને મારી નાંખવું. ગળે ઝલાવું=મુશકેલીમાં આવી પડવુ. ગળે છરી મૂકવી=મુશકેલીમાં કે નુકશાનીમાં ઉતારી દેવું.ગળેફાસો આવવો=મુશ્કેલીમાં આવી પડવુ. ગળું કાપવુ=દગો દેવો

**ગળેપડુ,** વિ ગળે પડે એવું; પૂછનારનેજ બાઝી પડે એવું.

**ગળેલું,** વિ. ગળ્યું હોય એવું; સ્વચ્છ. (૨) પાકેલું; ઢીલું થયેલું. (૩) એકરસ થયેલું.

**ગળો,** સ્ત્રી. [ **सं. गल्** ] એક જાતની કડવા સ્વાદની વેલ; અમૃત વેલ; (એમાંથીક્વિનિન જેવું કડવું સત્ત્વ કાઢવામા આવે છે તે ગળોસત્ત્વ.) [એવું;મીઠું.

**ગળ્યું,** વિ. જેમાં ગળપણ હોય

**ગંગ,** સ્ત્રી. ગગા. (૨) પુ. હિંદી ભાષાનો એક પ્રસિદ્ધ કવિ.

**ગંગલીઘાંચણ,** સ્ત્રી. દંતકથાઓઓમાની એક જાદુગર સ્ત્રી.

**ગંગા,** સ્ત્રી. [**सं.**] હિંદુસ્તાનની એક મોટી નદી. (૨) કોઇ પણ નદી. ક્રિ. પ્ર. ગંગા કરવી=નહાવું. કહે૦ ગંગા નહાયા=મુક્ત થયા; પાર પડયા; ૨ પ્ર. ગંગા-

ભાગીરથી=ગંગાસ્વરૂપ વિધવા. સ્ત્રીઓને માટે આમ લખાય-બોલાય છે. વડીલ સ્ત્રીને માટે વપરાય છે. ગંગાનો પ્રવાહ=દોષને પણ નિવારણ કરે એવું હોય તે; પવિત્ર.

**ગંગાગોળી,** સ્ત્રી. ભેદાભેદ વિના જેમાંથી સૌ કોઇ પાણી પીતું હોય એવી ગોળી. (૨) સર્વના ઉપયોગમાં આવતું હોય એવું જે તે. (૩) સદા પવિત્ર ગણાય એવું જે તે.

**ગંગાજમની,** વિ. એક બાજુ જુદા જુદા રંગનું હોય એવું. અર્ધો પીતળનો ને અર્ધો તાંબાનો બનાવેલો (લોટો) (ગંગાનું પાણી સફેદ અને જમનાનું પાણી કાળું હોઈ બેનો સંગમ થયા પછી પણ કહે છે કે, કાળો અને ધોળો રંગ દેખાઈ આવે છે) ગંગાજમની છાપ=વચમાં મૂળ અને તળે ઉપર ટીકા હોય એવી રીતે છાપેલું તે

**ગંગાજળ,** ન. [સં.] ગંગાનું પાણી; સ્વચ્છપવિત્ર પાણી (૨) વિશુદ્ધ; સ્વચ્છ; નિર્મળ; પવિત્ર.

**ગંગાજળી,** સ્ત્રી. ગંગાજળ મૂકવાનું પાત્ર. (૨) તાંબાકુંડી. (૩) ઘોડાની એક જાત. [ધારણ કરનાર; શિવ

**ગંગાધર** પુ. [સં.] ગંગાને

**ગંગેઠી** સ્ત્રી. એક જાતનું ઝાડ.

**ગંગેરીપાન,** ન. નાગરવેલનાં પાનની એક જાત.

**ગંગોતરી,** (ગંગોત્રી), સ્ત્રી. હિમાલયમાં મૂળ આગળનું ગંગાનું નામ; પર્વતમાંથી ઉતરી આવતી ગંગા.

**ગંગોદક,** ન. [સં.] ગંગાનું પાણી. [માળા

**ગંજ,** પુ. [સં.] ઢગલો; રાશિ;

**ગંજન,** ન. ગાજી જવું તે; છેતરપિંડી. (૨) જુલમ; પીડન. (૩) મારવું તે; દબાવવું તે.

**ગંજવું,** ક્રિ. સ. છેતરવું; ભોળવવું. (૨) પીટવું; જુલમ કરવો.

**ગંજાવર,** વિ. બહુજ મોટું; અતિ વિશાળ; જબ્બર

**ગંજિયું,** ન. ગંજમાંનું એકાદ પાત્ર, વાડકી; છાલિયું (૨) વિ. સટનું; ગંજમાંનું એક. (૩) એક બીજાને મળતું.

**ગંજી,** સ્ત્રી. ઘાસના પુળાનો ગોઠવેલો મોટો ઢગ; ઓઘો. રૂ. પ્ર ગંજીનો કુતરો-ગંજીનો સાપ=છુપો દુશ્મન

**ગંજીફરાક,** ન. [અં.] ગળેથી પહેરવાનું શરીરે ચપ્પટ થઈ રહે એવું બદન

**ગંજીફો,** પુ. રમવાના પાનાંનો જત્થો. (૨) એક તરેહની પાનાંની રમત.

**ગંજેટી,** જુ. ગંજેરી.

**ગંજેરી,** વિ. ગાંજાનો બંધાણી.

**ગંઠણ,** ન. ગુંથણી; ગુથવાની આવડત; ગાંઠવાની કળા. (૨) ગંઠામણ; ગુંથવાનો દોરો. (૩) ગંઠાઈ ગયેલું તે.

**ગંઠવું,** જુ ગાંઠવું.

**ગંઠાઈ,** સ્ત્રી. જુ. ગંઠામણ.

**ગંઠામણ,** ન. ગાંઠેલું જે તે; ગંઠમણ; ગાંઠવાનો ગુંથેલો દોરો. (૨) ગાંઠવા કે ગુંથવાનું જે કંઈ મહેનતાણું તે.

(૩) ગાંઠવા ગુંથવાની જે આવડત તે; કળા [ મહેનતાણું; ગંડામણ.

**ગંડામણી,** સ્ત્રી. ગાંઠવા ગુંથવાનું

**ગંડાવવું,** ક્રિ. સ. કીડિયાં મોતી અને મણકા વગેરેને દોરાથી ગુંથાવવાં.

**ગંડાવું,** ક્રિ. અ. ગંડાઈ જવું. (૨) બંધાઈ જવું.

**ગંડિયો,** પુ. [સં. ગ્રંથિ] લુચ્ચો; ઠગારો; ધુતારો. (૨) ખીસાકાતરૂ; ચોર.

**ગંડીછોડો,** પુ. ગાંઠે બાંધેલું છોડી લેનારો; ગંડિયો; ખીસાકાતરૂ.

**ગંડો,** પુ. કેડે પહેરવાનું આભૂષણ; કંદોરો (૨) દાબીને બાંધેલી ગાંસડી. (૩) ગુંડો; જમીન ભરવાનું એક માપ.

**ગંડોડો,** પુ તોડો; સાંકળું (૨) હાથનાં સોનાનાં સાંકળાં. (૩) અંકોડો; (૪) ગાંઠો-પિંપરીમૂળના ગંઠોડા. (૫) એક જાતની મિઠાઇ. [ગાડું.

**ગંડ,** ન. [સં] ખુંધ. (૨) વિ.

**ગંડક,** વિ. ગાડું; ઘેલું.

**ગંડમાળ,** સ્ત્રી. [ સં. ] ગળા ઉપર થતો એક રોગ; કંઠમાળ.

**ગંડવો,** પુ. ગાડો. (૨) ભડવો.

**ગંડસ્થળ,** ન. હાથીના કાનની ઉપરનો કે આસપાસનો ભાગ; લમણાં.

**ગંડું,** વિ. ગાંડું; ઘેલું.

**ગંડકી,** સ્ત્રી. ગાંડી; ઘેલી. (૨) વિ. ગાંડા જેવી. (૩) એક નદી.

**ગંડુષ,** પુ. [ સં. ] કોગળો.

**ગંડેરી,** સ્ત્રી. શેરડીના નાના ગોળ કાતળીના કકડા. (૨) છોલેલી શેરડીના કકડા. (૩) લાકડાના ટુંકા ટુંકા ગોળ કકડા.

**ગંદકી,** સ્ત્રી. ગંદવાડ; કાદવ કીચડવાળી જગા. [ ચ્છતા; ગંદવાડો.

**ગંદવાડ,** સ્ત્રી. ગંદકી. (૨) અસ્વ-

**ગંદું,** વિ. અસ્વચ્છ; દુર્ગંધવાળું; મેલું.

**ગંધ,** સ્ત્રી. [ સં. ] વાસ; બો; સોડમ; નઠારી વાસ. (૨) તિલક; ચાલ્લો; ચંદન.

**ગંધક,** પુ. પીળા રંગની ગરમીથી તરત ઓગળે એવી એક ઉપધાતુ; ગંધરપ.

**ગંધધાણું,** સ્ત્રી નઠારા વાસનું; ચારે બાજુ ફેલાવું તે.

**ગંધપુષ્પ,** ન. ચંદન અને ફૂલ.

**ગંધમાદન,** પુ [ સં. ] હિમાલયમાં આવેલો એક પર્વત.

**ગંધરપ,** પુ. ગંધક [સં. ગંધર્વ] (૨) ગવૈયાની એક જાત.

**ગંધરાજ,** પુ. એક જાતનું ફૂલઝાડ. (૨) સુખડ.

**ગંધર્વ,** પુ. [ સં. ] નૃત્ય અને ગાન કરનારી એક જાત; સ્વર્ગનો ગવૈયો.

**ગંધર્વનગર,** ન. [સં] આકાશમાં ઘડીમાં દેખાય અને ઘડીમાં અદૃશ્ય થાય, એવું જે એક કલ્પિત નગર તે; આકાશમાં દેખાતા મૃગજળ જેવા છાયાના ખાલી દેખાવો.

**ગંધર્વલગ્ન** ન. જુ ગંધર્વવિવાહ.

**ગંધર્વવિવાહ,** પુ [સં.] પ્રીતિલગ્ન; વર કન્યા અન્યોન્ય સમજી રાજીખુશીથી પરણી લે તે.

**ગંધર્વવેદ,** પુ. [સં.] ગંધર્વોનો જે વેદ તે; ગાયનશાસ્ત્ર. [ (૨) પૃથ્વી.

**ગંધવતી,** વિ. [સં.] ગંધવાળી.

**ગંધવહ,** પુ. [ સં गन्ध+वह ] ગંધને વહી જનાર તે; વાયુ

**ગંધવા,** પુ. નજીકપણું; સહવાસ. સાથે રહેવાપણું.

**ગંધવાહ,** પુ જુ. ગંધવહ.

**ગંધસાર,** ન. [ સં. ] સુખડ. (૨) સુગંધીદાર વસ્તુ; અત્તર.

**ગંધાક્ષત,** પુ. [સં. गंध + अक्षत] ચંદન અને અક્ષત.

**ગંધાતું,** વિ. ગંધ મારતું; મેલું

**ગંધાર,** પુ. [ સં. ] ગાયનના સાત સૂરમાંનો ત્રીજો સૂર. (૨) મનમાંની કંઈક વાત બહાર નીકળે તે.

**ગંધાવું,** ક્રિ. અ. વાસ મારવી. (૨) બગડવું; સડવું.

**ગંધ્રપ,** પુ. ગંધર્વ (૨) ગંધક

**ગંધિયાણું,** જુ. ગાંધિયાણું.

**ગંધીલું,** વિ. અદેખું; ઝેરીલું, લટકણું (૨) ચીકણું; વાસ મારતું

**ગંભીર,** વિ. [ સં. ] આશ્ચર્ય તેમજ ભય ઉપજાવે તેવું; મોટું; વિશાળ. (૨) ઠરેલ; ભારેખમ. [ પણું.

**ગંભીરતા,** સ્ત્રી. [સં.] ગંભીર-

**ગંભીરપણું,** ન. ગંભીરાઈ.

**ગાઈ,** સ્ત્રી. [ સં. गौ ] ગાય.

**ગાઉ,** પુ. અમુક અંતરનું માપ; કોસ; દોઢ કે બે માઈલનું અંતર તે.

**ગાગર,** સ્ત્રી. [ સં. गर्गरी ] સાંકડા મોંનું તાંબા પિત્તળનું વાસણ.

**ગાગરડી,** સ્ત્રી. ગાગર; નાની ગાગર.

**ગાગરબેડિયું,** ન. ઉપરાઉપરી ચઢાવેલી બે ત્રણ ગાગરોની ઉતરડ; બેડું.

**ગાગેર,** જુ. ગાગર.

**ગાજ,** ન. એક જાતનું કપડું. (૨) બોરિયું ઘાલવાનું બાકું; બટનનું નાકું

**ગાજર,** ન. [ સં. गर्जु ] એક જાતનું શકરકંદ. કહે૦ ગાજરની પીપુડી વાગી તો વાગી નહિ તો કરડી ખાધી

**ગાજરિયું,** ન કપાળમાં ગાજર જેવું ટીલું કરવામા આવે છે તે. ( તુચ્છકારના કે મશ્કરીના અર્થમા વપરાય છે)

**ગાજવીજ,** સ્ત્રી. ગડગડાટ અને વીજળી થવી તે. ( ૨ ) ધુમ ધામધુમ કરવી તે

**ગાજવું,** ક્રિ. અ આકાશમા ગડગડાટ થવો, ગર્જવું (૨) તડુકવું. (૩) મોટું નામ કરવું. (૪) અવાજ થવો; વાગવું. (૫) મોટેથી બોલવુ (૬) વૈભવ દેખાડવો. (૭) તુમાખીમાં રહેવું. રૂ. પ્ર. ગાજતું વાજતું=છાનુંમાનું નહિ એવું; ચાહન; જાહેર. કહે૦ ગાજતા મેહ વરસે નહિ અને ભસંતા કુત્તા કરડે નહિ.

**ગાઠવું,** ક્રિ. અ ઠગાવું. (૨) ઘસાવું.

**ગાઠું,** વિ ઘસાયેલું; નબળું પડી ગયેલું. (૨) ઓછું; આછું. (૩) ઠગાયલું.

**ગાઠેલું,** વિ. ઘસાયેલું.

**ગાડદી,** પુ. [ અં. ] સિપાઈ; પહેરેગીર; રક્ષક.

**ગાડર,** ન. ઘેટું.

**ગાડરકું,** વિ. ઘેટાના જેવા ગરીબ સ્વભાવનું. [ ગાડર જેવા સ્વભાવનું.

**ગાડરિયું,** વિ. ગાડરના જેવું;

**ગાડરીયો પ્રવાહ,** પુ. ઘેટાના ટોળાની પેઠે એકની પાછળ બીજાએ વગર સમજ્યે ચાલ્યા કરવું તે; દેખાદેખી કરવું તે.

**ગાડરૂં,** ન. ગાડર; ઘેટું.

**ગાડલું,** ન. ગાડું. [ ઘાલવું.

**ગાડવું,** ક્રિ સ. દાટવું; ખોદી

**ગાડવો,** પુ. [ **સં. घट्** ] માટીનું નાના સાંકડા મોંનું વાસણ.

**ગાડી,** સ્ત્રી. બે અથવા ચાર પૈડાનું જમીન ઉપર ચાલતું યાન; ડમણી; નાનું ગાડું; બગી; સગરામ. (૨) આગગાડી; બળદગાડી; ઘોડાગાડી; ઊંટગાડી. કહે૦ ગાડી દેખી ગુડા ભાગે.

**ગાડીઘોડો,** પુ. ગાડી અને ઘોડો.

**ગાડીત,** પુ. ગાડી હાંકનારો; ગાડીવાન.

**ગાડીવાન,** પુ. ગાડી હાંકનાર.

**ગાડું,** ન. મજબુત બાંધણીની મોટી ગાડી; ખટારો. રૂ. પ્ર. ગાડું ગડેરૂં=ગાડું અને તેવુંજ બીજું કોઈ જાતનું વાહન. ક્રિ. પ્ર. ગાડું ચલાવવું=જેમ તેમ કરીને કામ નભાવવું; ગાડેગાડાં=પુષ્કળ. ગાડાવાટ=રાજમાર્ગ.

**ગાઢ,** વિ. [**સં.**] જાડું; ઘાટું; સજ્જડ. (૨) પુષ્કળ; બહુ પરિચિત.

**ગાઢું,** વિ. ગાઢ; બહુજ.

**ગાણું,** ન. [**સં. गान**] ગાયન; ગીત. [ શરીર.

**ગાત,** ન. [ **સં. गात्र** ] અંગ;

**ગાતડી,** સ્ત્રી. છાતી અને બરડાનો ભાગ ઢંકાય એમ કપડું બાંધવું તે. (૨) ઘાટડી.

**ગાતર,** ન. [ **સં. गात्र** ] અંગ; શરીર. (૨) શરીરના જુદા જુદા વિભાગો. ક્રિ. પ્ર. ગાતર ગળે=ગાત્ર શોષાઈ જાય. ગાતર નમાવીને કામ કરવું=શ્રમ લઈને કામ કરવું.

**ગાત્ર,** ન. [ **સં.** ] અંગ; શરીરના ભાગ; અવયવ.

**ગાથા,** સ્ત્રી. [**સં.**] એક જાતની જુની કાવ્યરચના; ગીતિ; ઈશ્કની કહાણી. ગાથાશાસ્ત્ર=પૌરાણિક કથાવિજ્ઞાન; કવિતામાં લખાયેલી પ્રાચીન કથા.

**ગાદલું,** ન. [ **સં. गद्दुल** ] ખુબ રૂથી ભરેલું પાથરવાનું ગોદડું; તળાઈ.

**ગાદી,** સ્ત્રી. બેસવા માટે રૂ ભરેલું નાનું ગાદલું. (૨) આસન; તખ્ત.

**ગાદીતકિયો,** પુ. બેસવાને ગાદી અને અઢેલવાને તકિયાવાળું આસન. (૨) ધન ધાન્યથી પૂર્ણ સુખસ્થિતિ; શેઠાઈ.

**ગાદીપતિ,** પુ. ગાદીનો ધણી; રાજા; મહંત.

**ગાફેલ,** વિ. [ **अ.** ] બેખબર;

કાળજી ન રાખવી તે; અસાવધ; ક્રિ પ્ર. ગાફેલ રહેવું=લક્ષ નહિ રાખવું.

**ગાબડી**, સ્ત્રી. નાનું ગાબડું; નાનું કાણું. (૨) એકાએક જતા રહેવું તે. ક્રિ-ગાબડી મારી ગયા.

**ગાબડું**, ન. બાકોરૂં; મોટું કાણું; ખાડો. (૨) સટકી જવું તે. ક્રિ. પ્ર. ગાબડું પૂરવું=નુકસાન વાળી આપવું.

**ગાભ**, પુ. [ સં. गर्भ ] ગર્ભ. કહે૦ આભ ગાભની કોઇને ખબર નથી પડતી.

**ગાભણી**, વિ. [ સં. गर्भिणी ] ગર્ભવતી: બેજીવવાળી, સગર્ભાવસ્થાવાળી પશુની માદા.

**ગાભરવું**, ક્રિ. અ. ગભરાવું; બીવું; બેબાકળા થઇ જવું.

**ગાભરૂં**, વિ. ગભરાટવાળું; બેબાકળું; અકળાયેલું; ગુંચવાયેલું.

**ગાભલું**, ન. [ સં. गर्भ ] નાજુક જે તે; ખંડ; ભાગ; ગાભો (૨) વાદળાનો જથો.

**ગાભો**, પુ. ફાટેલો તૂટેલો અને મેલો કપડાનો કકડો; પાઘડીમાં ઘાલવાનું બોવાનું. (૨) વસ્તુની અંદરના ડુચા; શરીરમાંના માંસના લોચા (૨) મઢેલાં ઘરેણાંમાં જે સળિયો નાખવામાં આવે છે તે. (૩) ગદ; ડુચો. ક્રિ. પ્ર. ગાભેગાભા કાઢી નાખવા=અભિમાન ઉતરી જાય તેમ સંપૂર્ણ હરાવવું.

**ગામ**, ન. [ સં. ग्राम ] જ્યાં થોડાંક ઘર અને થોડીક વસ્તી હોય એવું ઠેકાણું; ગામડું. કહે૦ ગામમાં પેઠાના સાંસા ને પટેલને ઘેર ઉનાં પાણી. ગામ ગાંડું કરવું. ગામ માથે લેવું. ગામના ઉતાર ગામ ગામનાં પાણી પીવાં.

**ગામગરાસ**, પુ. [ સં. ग्राम+ ग्रास ] ગામ અને ગરાસ; રાજાએ બક્ષિસ આપેલી જમીન; ગામની આવક રૂપી આજીવિકા.

**ગામગોર**, પુ. [ સં. ग्राम+ गुरु ] ગામોટ; ગામનો પુરોહિત ગામનો ગોર.

**ગામઠી**, વિ. [ સં. ग्रामस्थ ] ગામડાનું; જડું; અસંસ્કૃત; દેશી

**ગામડિયું**, વિ. ગામડાની રીતભાતનું; ગામડાનું; નહિ સુધરેલું.

**ગામડિયો**, પુ. ગામડાનો રહેવાસી.

**ગામડી**, સ્ત્રી. નાનું ગામડું (૨) ગામોનો સમૂહ.

**ગામડું**, ન નાનું ગામ

**ગામતરૂં**, ન. બીજે ગામ જવું તે.

**ગામદેવી**, સ્ત્રી. [ સં. ग्राम+ देवता ] ગામનું રક્ષણ કરનારી દેવી.

**ગામપંચ**, ન. ગામ લોકોના વાંધા વગેરેની પતાવટ કરનાર ગામના આગેવાનોનું મંડળ.

**ગામપંચાયત**, જુ. ગામપંચ

**ગામવખો**, પુ. [ સં. ग्रामवि- पत्ति] ગામનો વિયોગ; ગામનું દુઃખ.

**ગામસારણી**, સ્ત્રી.[સં. ग्राम+

સારણી] આખા ગામને ભોજન આપીને સરભરા કરવી તે; શંભુમેળો.

**ગામી,** વિ. ગામવાળો; જેને ઘેર ગામગરાસ હોય એવો. (૨) વિ જનાર:-ક્ષેત્રગામી.

**ગામેતી,** પુ ગામનો બંદોબસ્ત રાખનાર; કોટવાળ. (૨) ગામધણી.

**ગામોટ,** પુ ગામગોર; ગામ લોકોનું ધાર્મિક કામકાજ કરનાર બ્રાહ્મણ

**ગામોટું,** ન ગામના ગોર તરીકે કામકાજ કરવું તે; ગામોટપણું.

**ગામોતર,** પુ. ગામનો બહારવટિયો

**ગામોતરૂં,** ન. [सं. ग्रामान्तर] ગામ તજી જવું તે; દેશત્યાગ. ક્રિ પ્ર. ગામોતરાં કરવાં=પરદેશ કરીને રળવું.

**ગાય,** સ્ત્રી. [ सं. गौ ] જેને ગળે ગોદડી જેવી ચામડી લબડતી હોય એવી જાતના પશુની માદા; ધેનુ (ગાય અને તેનાં છાણ મુતર હિંદુ લોકોની માન્યતા પ્રમાણે પવિત્ર ગણાય છે. ) ગાય જેવું=ગરીબ-સાલસ. કહે૦ ગાયે ગળ્યુ રતન. ગાય દોહીને ગધેડીને પાવું. ગાય વાળે તે ગોવાળ. ગાયનું ભેંસ તળે અને ભેંસનું ગાય તળે. કન્યા ને ગાય જ્યાં દોરે ત્યાં જાય. ગાય પછવાડે વાછરડું. ગાય જેવી દુઝતી ને વહુ જેવી ઝૂલતી

**ગાયક,** પુ. [ सं. ] ગવૈયો; ગાવાનો ધંધો કરનાર.

**ગાયકવાડ,** પુ. એક મરાઠા રાજવંશીની અટક. ( વડોદરાના રાજાઓ ગાયકવાડ કહેવાય છે )

**ગાયકવાડી,** વિ ગાયકવાડને લગતું. ગાયકવાડના રાજ્યઅમલ જેવું.

**ગાયકા,** સ્ત્રી. [सं.] ગાનારી.

**ગાયત્રી,** સ્ત્રી. [ सं. ] એક વૈદિક મંત્ર. 'ગાયત્રી' મંત્રની શક્તિને દેવીરૂપે માનવામાં આવ્યો છે. (૨) એક વૈદિક છંદ. ગાયત્રીપુરશ્ચરણ=સવાલાખ ગાયત્રી મંત્રનો જપ કરવો ને તેને લગતી ધાર્મિક વિધિ કરવી તે

**ગાયન,** ન ગાવું તે; ગાન; ગીત. (૨) ગાવાની વિદ્યા.

**ગાર,** સ્ત્રી. જમીન લીંપવા માટે છાણ અને માટીને મસળીને બનાવેલો ગારો; માટીનો કેલ. (૨) લીંપણ. (૩) વિ. ભિંજવેલું ઘણુંજ ઠંડું:-ઠંડુંગાર. કહે૦ ગારે લિંપ્યાં ઘર સૌનાં ક્રિ. પ્ર. ગાર કરવી=લીંપવું (૪) બરફ.

**ગાર,** પુ. [ फा. ] કરનાર અર્થ બતાવનારો પ્રત્યયઃ-મદદગાર; જુલમગાર.

**ગારદી,** પુ. [ अं. ] પહેરેગીર; ગાર્ડ; રક્ષક.

**ગારવો** પુ. અભિમાન.

**ગારિયું,** ન. ઢાંકવાનું માટીનું ઠામ. (૨) ગારનો ઢગલો. (૩) વિ. ગારનુ; માટીનું.

**ગારિયો,** પુ. ગાર વહેનારો મજુર.

**ગારૂડી,** પુ. [ सं. गारुडिक ] બાજીગર; જાદુગર; નજરબંધીના ખેલ કરનાર વાદી.

**ગારૂડીવિદ્યા,** સ્ત્રી જાદુવિદ્યા; વાદીવિદ્યા. [ કચરો; પંક.

**ગારો,** પુ કાદવ; કીચડ;ભીંજાયેલો

**ગાર્ગી,** સ્ત્રી. [ **સં.** ] વૈદિકકાળની એક મહા વિદુષી સ્ત્રી.

**ગાર્ડ,** [ **અં.** ] આગગાડીની સંભાળ રાખનાર અમલદાર; રખેવાળ; (૨) લશ્કરી સિપાઈ ગાર્ડ ઑફ ઓનર =મોટા અમલદારને લશ્કરી માન આપનારી ટુકડી [ ઘરનો અગ્નિ

**ગાર્હપત્ય,** પુ. [**સં.**] ગૃહસ્થના

**ગાર્હસ્થ્ય,** ન. [**સં.**] ગૃહસ્થપણું; પરણેલી જિંદગીની સ્થિતિ; ગૃહસ્થાશ્રમ

**ગાલ,** પુ. [ **સં. गल्ल** ] મોંની ફાડની બન્ને બાજુના ભાગ. (૨) સ્ત્રી પંક્તિ; ધાલ. [ દળદાર પૂરી.

**ગાલફાડિયું,** ન. એક જાતની

**ગાલમસુરિયું,** ન. ગાલ તળે રાખવાનું નાનું ને નરમ ઓશીકું.

**ગાલાવેલું,** વિ. અડધું ગાંડા જેવું; ભોળું અને કંઇક ઓછી સમજણવાળું.

**ગાલી,** સ્ત્રી. [ **સં.** ] ગાળ; અપશબ્દ. (૨) ખીણ; બે ડુંગર વચ્ચેની જગા; ગાળી.

**ગાલીચો,** પુ. [ **फा.** ] જેમાં વેલબુટા ફૂલ વગેરે હોય એવું સુંદર બિછાનું; ઉંચી જાતની શેતરંજી.

**ગાલ્લી,** સ્ત્રી. નાનું ગાડું; ગાડી; ટમણી. (૨) ત્રિશ મણનું માપ.

**ગાલ્લું,** ન. ગાડું; મોટી ગાલ્લી.

**ગાલ્લો,** પુ છોકરાંને રમવાની ગાડી.

**ગાવડી,** સ્ત્રી. ગાય; ધેનુ.

**ગાવડોલ,** પુ વહાણનો કુવો.

**ગાવટી,** સ્ત્રી. દલાલી; કમિશન.

**ગાવી,** પુ. વહાણના કુવા ઉપર ચડાવેલો સઢ.

**ગાવદી,** વિ. ગંદું; ગાંડું (૨) જંગલી; મૂર્ખ

**ગાવું,** ક્રિ. સ. [ **સં. गै** ] રાગ કાઢવો; લહેકાવીને કવિતા બોલવી. (૨) વખાણ કરવાં; સારૂ કામ કહી દેખાડવું

**ગાસ,** પુ. [**અં.**] ગ્યાસ; કેટલાક દ્રવ્યોમાથી નીકળતી એક હવા

**ગાસલેટ,** ન. [ **અં.** ] પાણી જેવું એક ખનિજ તેલ. ( આ તેલ દીવાબત્તી માટે તેમજ બળતણ તરીકે વપરાય છે

**ગાળ,** સ્ત્રી. [ **સં. गालि** ] અપશબ્દ કહેવો તે; કોઇને રીસ ચડે તેવું કહેવું તે. (૨) પુ નવાણ ગાળતાં જે કચરો નીકળે છે તે

**ગાળવું,** ક્રિ સ. ઉંડું કરવું. (૨) ઓગળવું. (૩) કચરો કાઢી નાખવો. (૪) પાતળું કરી નાખવું. (૫) વખત કાઢવો. (૬) ઝીણાં છિદ્રોમાંથી પ્રવાહીમાં બહાર કાઢવું:–પાણી ગાળવું.

**ગાળાગાળી,** સ્ત્રી. સામસામે ગાળો દઈ લડવું તે.

**ગાળિયું,** ન. ગાળાવાળું દોરડું. (૨) ગળણી. (૩) ગળતાં રહેલું તે.

ક્રિ. પ્ર. ગાળિયું કાઢવું=દાવપેચથી નીકળી જવું. (૨) માથે નહિ રાખવું.

**ગાળી,** જુ. ગાળ; ગાલી

**ગાળું,** ન. વચમાંનો વખત

**ગાળો,** પુ. સરકાવી શકાય એવી આંટી; ફાંસો. (૨) બૈરાંને પહેરવાનું કપડું. (૩) અંતર, ફેર; વટાવ. (૪) ઘરનો ખંડ; વિભાગ (૫) પનો; પહોળાઇ. (૬) મોસમ; રત. (૭) ઘંટીમાં દળણું ઓરવાનું મોં. (૮) સાંધો.

**ગાંગડી,** સ્ત્રી. નાનો ગાંગડો. (૨) બટાકા.

**ગાંગડુ,** પુ. ન પલળે અને ન ચઢે એવો દાણો; ડોળ. (૨) વિ. કડણ; નરમ ન થાય એવું; ન ચઢે એવું; જેવુ અને તેવુંજ રહી ગયેલું (માણસ).

**ગાંગડો,** પુ. નક્કર ચીજનો કકડો

**ગાંગરવું,** ક્રિ. અ. ઢોરનું બરાડવું. (૨) મોટેથી રડવું; ભેંકવું.[ માલ વગરનું.

**ગાંગલું,** વિ. નબળું; ગરીબ; કાંગલું.

**ગાંગાંતલાં,** ન. આનાકાની; બાનાં બતાવ્યા કરવાં તે; હા ના કરવી તે.

**ગાંગું,** વિ૦ રાંક; ગરીબ; નબળુ

**ગાંગો,** પુ. તન, મન અને ધનથી ગરીબ તે. કહે૦ ક્યાં રાજા ભોજ ને ક્યાં ગાંગો તેલી.

**ગાંગરવું,** ક્રિ. અ. સાદ બેસી જાય તેમ તાણીને ગળામાંથી રોવું; ભેંકવું.

**ગાંજવું,** ક્રિ. સ. [ સં. गंज ] છેતરવું; ઠગવું; ફોસલાવવું.

**ગાંજાખોર,** વિ. ગાંજો પીનાર.

**ગાંજાખોરિયું,** વિ. ગાંજો ફુંકવાની જેને ટેવ પડેલી હોય એવું.

**ગાંજો,** પુ. એક જાતની કેફી વનસ્પતિ. (એનાં પાન ભાંગ તરીકે અને કળીઓ ગાંજા તરીકે વપરાય છે.)

**ગાંઠ,** સ્ત્રી. [સં. ग्रन्थि] આંટી મારીને બાંધવું તે. (૨) ઝાડના થડમાનો વેઢો. (૩) મનની આંટી. (૪) વેર; કિન્નો. (૫) ક્રિ. પ્ર. ગાંઠ બાંધવી=નિશ્ચય કરી નાંખવો. ગાંઠ વાળવી=બોધ લેવો. (૫) સંપ; એકતા. ગાંઠે=પાસે; ગર્થ ગાઠે ને વિદ્યા પાઠે. ગાંઠનું=પોતાની તરફનું. ગાંઠનું ખાવું અને ગાંડા સાથે જવું. ગાંઠ ઘાલવી=લોહીનું બંધાઇ જવું. ગાંઠ કરવી=પૈસા એકઠા કરવા. મડાગાંઠ=સજ્જડ બંધાઇ જવું ગાંઠનું ગોપીચંદન=પોતાનું ખરચી પરનું કામ કરવું. ગાઠાગળફો=વાઘોસાઘો. ગાંઠે બાંધવું=લઈ લેવું. ગાઠ=ધન. ગાંઠની ખીચડી ને શેઠની ચાકરી. ગાંઠનું દિવેલ લઈ નાચવા જવું.

**ગાંઠડી,** સ્ત્રી૦ ગાંસડી. (૨) ધન; સંપત્તિ.

**ગાંઠડો,** પુ. પોટલો.

**ગાંઠણુ,** ન. બે તાર સાથે જોડાયેલા હોય તે. (૨) ગંઠાવું તે. (૩) ગાંઠવામા વાપરેલી દોરીઓ. (૪) ગાંઠવાની ઢબછબ.

**ગાંઠવું,** ક્રિ. સ. મણકા કે એવીજ વેહવાળી વસ્તુને દોરામાં કે તારમાં એક

બીજાની સાથે ગુંથવી તે (૨) હુકમ માનવો; ગણકારવું; લેખવવું. (૩) મેળવવું; પ્રાપ્ત કરવું.

**ગાંઠિયો**, પુ. સુકાયેલી હળદરનો લાંબો કકડો. (૨) ચણાના લોટની હાથે વણીને તળેલી જાડી સેવ. (૩) ગાહના આકારનું આંટીદાર જે કંઇ હોય તે. (૪) ધૂર્ત; ગાંજ્યો જાય નહિ એવો. ગાંઠિયો તાવ=મરકી; એવી જાતનો રોગ કે જેમાં તાવ સાથે ગાંઠ થઇ આવે.

**ગાંઠાળું**, વિ. ગાંઠાવાળું.

**ગાંઠો**, પુ. મોટી ગાંઠ (૨) કોઈ વસ્તુનો કઠણ ભાગ; વેઢો. (૩) સાંધો.

**ગાંડ**, સ્ત્રી૦ [ **સં. गूदा** ] શરીરમાંનો મળ બહાર કાઢવાનું દ્વાર; અપદ્વાર; ગુદા. (૨) ચપટી બેસણી. ક્રિ. પ્ર. ગાંડ વગરનો ગાળવો ગાંડ તળે રેલો ને પારકી વાત મેલો. ગાંડ બતાવીએ પણ દાંત ન બતાવીએ

**ગાંડછા**, સ્ત્રી. ગાંડાઈ.

**ગાંડપણ**, ન. ઘેલાપણું.

**ગાંડાઈ**, સ્ત્રી. ગાંડપણ; ઘેલછા

**ગાંડિયું**, વિ. ગાંડું; ઘેલું.

**ગાંડીવ**, ન. [ **સં. गाण्डीव** ] અર્જુનનું ધનુષ.

**ગાંડુ**, વિ. ઢંકણઢાંકણવિનાનું; ખાયલું.

**ગાંડું**, વિ જેનું મન ઠેકાણે ન હોય એવું; ભેજાનું ખસેલું; ઘેલું; દિવાનું. રૂ. પ્ર. ગાંડાં કાઢવાં= ગાંડાના જેવું બોલવું. કહે૦ ગાંડાનાં તે કંઇ ગામ વસતાં હોય ? ગાંડી સાસરે ન જાય ને ડાહીને શિખામણ દે. ગાંડા લોક ગામડે વસે ને ખાસડું મારે તો ખડખડ હસે.

**ગાંડુંઘેલું**, વિ. ગાંડું; જેવું આવડે તેવું; સાદું (૨) અતિ હરખવાળું

**ગાંડાતુર**, વિ. બહુજ ગાંડું;પ્રેમઘેલું.

**ગાંધિયાટું**, ન. ગાંધીવટું. (૨) સેળભેળ (૩) ગુંચવાડો

**ગાંધિયાણું**, ન ગુંચવાડો

**ગાંધી**, પુ કરીયાણું વેચનારો વેપારી

**ગાંધીવટું**, ન. ગાંધીનો ધંધો (૨) થોડું થોડું બધી બાબતનું જ્ઞાન હોવું તે

**ગાંભીર્ય**, ન [**સં**] ગંભીરપણું.

**ગાંયજણ**, સ્ત્રી. ગાંયજી

**ગાંયજી**, ગાંયજાની સ્ત્રી;હજામની સ્ત્રી

**ગાયજો**, પુ વાળંદ; હજામ.

**ગાંસડી**, સ્ત્રી કોઈ વસ્તુનો એકસાથે બાંધેલો જથ્થો; પોટલી (૨) વૃષણ (૩) દલ્લો; પુંજી.

**ગાંસડો**, પુ મોટી ગાંસડી; પોટલો ક્રિ. પ્ર ગાંસડાં પોટલાં બાંધવાં=ઉચાળા ભરવા.

**ગિરચ**, વિ. ભીડાભીડ આવી રહેલું; ભરપુર; સંપૂર્ણ. (૨) અ. સજ્જડ;ચટ.

**ગિદ્દડ**, વિ. સુસ્ત; પડી રહેનાર; આળસુ. (૨) ન. શિયાળ

**ગિધ**, પુ ભમરડાની રમતમાં ફરતા ભમરડા ઉપર બીજાએ ભમરડાની ચોટ મારવી તે. (૨)ધકો;હડસેલો

**ગિબ્બો**, પુ ગબ્બો; ગડદો; જોરથી મુક્કી મારવી તે; ઠોંસો.

**ગિરજા**, જુ. ગિરિજા. [ બોલી.

**ગિરા**, સ્ત્રી. [सं. गिर् ] વાણી;

**ગિરાસ**, જુ ગરાસ

**ગિરિ**, પુ. [सं.] પર્વત; ડુંગર.

**ગિરિજા**, સ્ત્રી. [ सं. गिरि + जा ] ગિરિથી જન્મેલી તે; પાર્વતી.

**ગિરિધર**, વિ. [ सं. ] ગિરિને ધરનાર; શ્રીકૃષ્ણ.

**ગિરિધારી**, પુ. શ્રીકૃષ્ણ.

**ગિરિરાજ**, પુ. [ सं. ] પર્વતોનો રાજા; હિમાલય; ગોવર્ધન પર્વત. (૨) મોટો પર્વત.

**ગિરિવર**, પુ. [सं.] પર્વતોમાં શ્રેષ્ઠ તે; મોટો પર્વત.

**ગિરિવ્રજ**, ન. [ सं. ] મગધ દેશની રાજધાનીનુ શહેર. [શિખર.

**ગિરિશૃંગ**, ન. [सं.] પર્વતનું

**ગિરીશ**, પુ. [सं. गिरि+ईश] ઇશ્વર; હિમાલય પર્વત.

**ગિરેબાજ**, ન. [ हिं. गिरना] કબુતરની એક જાત; ગુલાંટ ખાનારૂં કબુતર.

**ગિરેબાન**, પુ. [ फा. ] ડોક અને ગરદન ઢંકાય એવો પોષાક;ગળપટ્ટો

**ગિલાખોર**, વિ. ચાડીચુગલી કરનાર; બદગોઇ કરનાર. (૨) પુ. ચાડિયો.

**ગિલ્લી**, સ્ત્રી. ચેળ; ખડબુમડને લીધે સોજો થઇ આવે તે. (૨) મોઇ.

**ગિલ્લીદંડો**, પુ. મોઇદંડાની રમત.

**ગિલ્લો**, પુ. [फा.] કોઇની આબરૂ જાય એવી વાત ઉડાડવી તે; નિંદા. (૨) હુમલો.

**ગિસ્ત**, વિ. [फा.] નકામું;ફોગટ.

**ગિંગોડો**, પુ. ઢોરના વાળમાં થતો એક જીવ.

**ગિંડુ**, પુ ફૂલનો દડો

**ગીગલાવું**, ક્રિ અ ગભરાવું; અકળાવું. (૨) ખુશી થવું.

**ગીચ**, વિ. પાસે પાસે આવી રહેલું; સંકડાઇ રહેલું. (૨) ભરચક; ભરપુર.

**ગીચોગીચ**, અ. ખીચોખીચ; ભરચક.

**ગીડગીડતાન**, ન. ટકોરખાનાના ટકોરા; નાચ ગાયનો; તાલ. (૨) આનંદમંગળ.

**ગીત**, ન. ગાયન; કવિતા. (૨) ઘોળ; ગરબી; શુભ અવસરે ગાવાનું ગાણું.

**ગીતા**, સ્ત્રી; [सं.] તત્ત્વજ્ઞાનનો ગ્રન્થ. ( અર્જુનને યુદ્ધ કરવાની ના પાડી ત્યારે શ્રીકૃષ્ણે એને જે જ્ઞાનનો ઉપદેશ કર્યો તે જ્ઞાનનો અઢાર અધ્યાયનો ગ્રંથ.) (૨) ગાયન (૩) સ્તુતિ. [ એક ભેદ.

**ગીતિ**, [ सं. ] આર્યા છંદનો

**ગીદ**, જુ. ગીધ.

**ગીધ**, ન. [ सं. गृध्र ] સમળીથી મોટું એક માંસાહારી પંખી.

**ગીની**, સ્ત્રી. સોનાનો બ્રિટિશ ચલણી સિક્કો. ( તેની કીમત પંદર રૂપિયા ચલણમાં ઠરેલી છે )

**ગીબત**, સ્ત્રી. [ अ. ] નિંદા; બદગોઈ. (૨) આળ; તહોમત. (૩) ચાડી.

**ગીબતખોર**, વિ. નિંદક; ગીબત કરનાર.

**ગીબવું**, ક્રિ. અ. ગડદા મારવા; [ ધીબવું.

**ગીબોગીબ**, અ ઉપરાઉપરી; ધબોધબ.

**ગીરદ**, સ્ત્રી. [ फा. गिरद ] ઝીણી ધૂળ; રજ.

**ગીરદી**, સ્ત્રી. ભીડ; ઠઠ; ભરાવો.

**ગીર**, અ. ગોસાંઈનો અમુક વર્ગ દેખાડનાર પ્રત્યય :–ભભુતગર. (૨) [ फा ] જોનાર, લેનાર, વાળો, વગેરે અર્થ બતાવનારો પ્રત્યય.–તમાસગીર; કબજેગીર.

**ગીર**, ન. ગીરનારને ગલદું. (૨) ડુંગરાળ પ્રદેશ.

**ગીરદેશી**, સ્ત્રી. [फा.] બલિહારી; ખુબી.

**ગીરદો**, પુ. પ્રવાળીનો કચરો; ગાળ; બગદો.

**ગીરનાર**, પુ. જુનાગઢ પાસે આ- [ વેલો પહાડ; રૈવતાચળ

**ગીરનારા**, પુ. ગીરનારની આસપાસ રહેનારા બ્રાહ્મણ; બ્રાહ્મણની એક જાત.

**ગીરફતાર**, વિ. [फा.] તલ્લીન; મગ્ન; મશગુલ.

**ગીરફતારી**, સ્ત્રી. [फा.] તલ્લીનતા; ફસાયલું; મોહવશતા.

**ગીરવી**, વિ. [ फा. ] ઘરેણે આપેલું કે લીધેલું હોય એવું.

**ગીરો**, અ. ઘરેણે; હવાલે.

**ગીરોખત**, ન. [फा.] ઘરેણિયાત લખત; ગીરોનો દસ્તાવેજ.

**ગીર્વાણ**, વિ. [ सं. ] દેવ સંબંધી. (૨) સંસ્કૃત.

**ગીલતાન**, પુ. [फा.] ઘોડિયાટ.

**ગીલસું**, ન. ઘોંસરૂ

**ગીલી**, સ્ત્રી. શરીરના નાજુક ભાગને બીજાનો સ્નેહાળ હાથ કે અવયવ અડતાં જે હસવાની લાગણી અથવા આન્દોલન ઉત્પન્ન થાય છે તે. (૨) મોઈ

**ગીલીપથી**, જુ. ગીલી.

**ગુગળ**, પુ. [ सं. गुग्गुल ] એક જાતના ઝાડનો ગુંદર. (ગુગળની કેટલીક દવાઓ પણ થાય છે. તે વાતરોગ ઉપર તેમજ હવા સાફ કરવામાં ધૂપ તરીકે વપરાય છે.)

**ગુગળી**, પુ. બ્રાહ્મણોની એક જાત (૨) વિ મેલું; ગદું. (૩) કંજુસ. ૩ પ્ર ગુગળી જેવો–ગંદો. (૪) ગુગળનું નાનું ઝાડ. [ માનું; ગુમ.

**ગુપચુપ**, વિ. [ सं. गुप ] છાનું-

**ગુચ્છ**, પુ [सं.] ગોટો; કલગી.(૨) વાળનો જુડો.

**ગુચ્છાદાર**, વિ. ગુચ્છાવાળુ.

**ગુચ્છો**, પુ. [सं. गुच्छ] ગોટો; વાળનો જુડો. [ ખીલો.

**ગુજ**, સ્ત્રી. બે તરફ અણીવાળો

**ગુજર**, પુ. [ सं. गुर्जर ] એક માણસ જાતનું નામ. કહે૦ ગુજરની બેટી તે સોનાની પેટી.

**ગુજરડું**, ( ગુજરડો ), ન. ગાજર જેવી આકૃતિ.(૨) ગણપતિ આગળ મૂકવાનું માટીનું પાત્ર.

**ગુજરવું**, ક્રિ અ જવું; વીતવું (૨) માથે આવી પડવું (૩) મરી જવું. રૂ. પ્ર. ગઇ ગુજરી=બની ગયેલી બાબત. ગુજરી જવું=મરણ પામવું

**ગુજરાત**, સ્ત્રી. [ सं. गुर्जर+राष्ट्र ] ગુર્જરોનોદેશ; એક દેશવિભાગ

**ગુજરાતી**, વિ. ગુજરાત સંબંધી; ગુજરાતનો રહેવાસી. (૨) સ્ત્રી. ગુજરાતની ભાષા; ગુજરાતના લોક સંબંધી જે રીતભાત વગેર તે.

**ગુજરાન**, [ फा. ] જેની ઉપર જીવન નિભાવાય તે; ભરણપોષણ; આજીવિકા. (૨) ખોરાકીપોષાકીની તજવીજ.

**ગુજરી**, સ્ત્રી. [ सं. गुर्जरी ] ગુજરાત દેશની સ્ત્રી. ( ૨ ) ગુર્જરની સ્ત્રી.(૩) કંકણી;સ્ત્રીના કાંડાનું કાંગરીવાળું સોનાનું ઘરેણું. (૪) અઠવાડીયાના અમુક દિવસે ભરાતું બજાર. [ (૨) વીતી જવું

**ગુજરીજવું**, ક્રિ. અ મરી જવું.

**ગુજારટોલ્લો**, પુ. મોઈદંડાની રમતની એક તરેહ.

**ગુજારસ્ત**,સ્ત્રી.[फा.]દરખાસ્ત કરવી તે

**ગુજારવું**, ક્રિ. સ. ગાળવું; વિતાડવું (૨) રજુ કરવું; દાદ માગવી. (૩) સતાવવું; પીડવું. (૪) બરબાદ કરવું.

**ગુજારો**, પુ. નિભાવ; નિર્વાહ.

**ગુજજર**, પુ. [ सं. ] એક જાતના લોક. (૨) ગુજરાતી. (૩) વિ. સુતાર વાણિયાની એક જાત. (૪) એક જાતનો ગુંદર. (૫) બાવળની એક જાત.

**ગુટકો**,પુ નાના માપની જાડી ચોપડી.

**ગુટિકા**, સ્ત્રી [सं] ગોળી (દવાની.)

**ગુડ**, પુ. [ हिं. ] ગોળ.

**ગુડકી**, સ્ત્રી. નાનો સુરવાળ.

**ગુડવું**, ક્રિ. સ. ચાંપીને ભોયમાં દાટવું. (૨) કાપવું; ખોદવું.

**ગુડાકેશ**, પુ. [ सं. ] અર્જુન. (૨) શિવ. [સ્તંભ વિજયધ્વજ.

**ગુડી**, સ્ત્રી મંગળસ્તંભ; માંગ્ય-

**ગુડીપડવો**, પુ ચૈત્ર માસનો શુદિ પડવો. ( વિક્રમના શક સંવત્સરના નવા વર્ષનો પહેલો દિવસ. )

**ગુડો**,પુ.મરનારને ખરખરે-રોવા જવું તે. ( ગુડો વળાવવો ) (૨) પગ; પગનો નળો; ઉભા રહેવાનું બળ (૩) વિ. લુચ્ચું.

**ગુણ**, પુ. [ सं. ] સ્વાભાવિક ખાસિયત; ધર્મ. (૨) લક્ષણ; શક્તિ; ડહાપણ, આચરણ. (૩) ફાયદો; લાભ. ઉપકાર. (૪) અસર (૫) પ્રકૃતિ. (૬) ત્રણ ગુણ; સત્વ, રજ, તમ. (૭) દોરી; પણછ. (૮) ગુણીને વધારેલું. :–શતગુણ. (૯) ભૂમિતિમાં કૌંસની જગા. ક્રિ પ્ર. ગુણ ભૂલી જવો=અપકારી થવું. ગુણદોષ જોવા=પરીક્ષા કરવી. કહે૦ ગુણના ભાઈ દોષ. (૯) ગુણ (ગુણ્ય). સ્ત્રી થેલો; કોથળો. છાલકું; લગડું. ચાર મણનું

માપ; ગુણિ. [ દબાયેલું; ઉપકારી.

**ગુણઓશિંગણ**, વિ. ગુણથી

**ગુણક**, વિ.[ सं.]ગુણનાર અંક.

**ગુણકથન**, ન. [सं.] ગુણ ગાવા તે; સ્તુતિ કરવી તે.

**ગુણકારક**, વિ. [ सं. ] ગુણ કરે એવું; હિતકર.

**ગુણકારી**, વિ. [ सं. ] ગુણ કરે એવું. (૨) સારી અસર કરે એવું

**ગુણકાંક**, પુ. [ सं. गुणक+ अंक ] જે આંકડાથી ગુણવાનું હોય તે અંક.

**ગુણગાન**, ન. [ सं. ] ગુણ-કથન; સ્તુતિ; વખાણ.

**ગુણગુણ**, અ. ગણગણ; ભમરાની પાંખનો ઝીણો અવાજ.

**ગુણગ્રાહક**, વિ. [ सं. ] ગુણ લેનાર; ગુણ જાણનાર; ગુણની પરીક્ષા કરનાર. [ ગ્રહણ કરનાર.

**ગુણગ્રાહી**, વિ. [ सं. ] ગુણને

**ગુણચોર**, વિ. ગુણની પિછાન નહિ કરનાર. [ નાર; કદરદાન.

**ગુણજ્ઞ**, વિ. [सं.] ગુણ જાણ-

**ગુણજ્ઞતા**, સ્ત્રી. [ सं. ] ગુણ જાણવાપણું.

**ગુણનિધિ**, પુ. [ सं. ] ગુણ-સાગર; ગુણનો ભંડાર.

**ગુણપાટ**, પુ. શણ કે સુતળીના વણાટનું તાપડું.

**ગુણપાડ**, પુ. ઉપકાર; આભાર.

**ગુણવંત**, વિ. [ सं. ] ગુણ-વાળું; સારા લક્ષણનું. [ ગુણવાન

**ગુણવંતી**, સ્ત્રી. ગુણવાળી (૨) વિ.

**ગુણવાચક**, વિ. [ सं. ] ગુણ દેખાડનાર. (૨) વિશેષણનો એક ભેદ (વ્યા.)

**ગુણવાન**, વિ ગુણવાળું. [શબ્દ

**ગુણવિશેષણ**, ન. ગુણ બતાવનારો

**ગુણવું**, ક્રિ૦ સ૦ એક સંખ્યાને બીજી સંખ્યા જેટલી વાર વધારવી.

**ગુણસાગર**, વિ. [सं.] ગુણનો સમુદ્ર; ગુણનિધિ.

**ગુણસુ**, વિ. જાડું અને ઠીંગણું.

**ગુણહીન**, વિ. [ सं. ] ગુણ વગરનું.

**ગુણાકાર**, પુ. [ सं. गुण+ आ+कृ ] એક સંખ્યાને બીજી સં-ખ્યાએ ગુણવાથી જે રકમ આવે છે તે; ગુણવાની રીત.

**ગુણાતીત**, વિ. [ सं. गुण+ अतीत ] ગુણની પેલી તરફનું; ત્રણ ગુણોથી આગળ ગયેલું; ઈશ્વર.

**ગુણાન્વિત**, વિ. [ सं. गुण+ अन्वित ] ગુણવાળું.

**ગુણી**, વિ. [ सं. ] ગુણવાળું; સદ્ગુણી. (૨) કળાવાન. (૩) ગવૈયો; ગાયક.

**ગુણી**, સ્ત્રી. ગુણ્ય; કોથળો; (૨) ભુવો.

**ગુણિયલ**, વિ. ગુણવાળું.

**ગુણિયો**, પુ. પાણી ભરવાનું વાસણ. (૨) થેલો (૩) અમુક વજનનું એક માપ.

**ગુણીજન**, ન. ગુણવાળું માણસ; સુજન. (૨) ગુણ જાણે એવો માણસ. (૩) સંગીત જાણવામાં લાયક. (૪) કળાવાન. [ભાગે આવતું હોય તે.

**ગુણોત્તર**, પુ. [ सं. ] સરેરાશ;

**ગુણ્ય**, વિ. ગુણાય એવું; જેને ગુણવાનું હોય તે.

**ગુણ્યાંક**, પુ. [ सं. गुण्य+अंक ] ગુણવા માટેનો આંકડો; જે સંખ્યાને ગુણવાની હોય તે.

**ગુત્તો**, પુ, [ सं गुप्त ] એકહથ્થુ વેપાર; ઈજારો.

**ગુદસ્ત** વિ. [फा.] ગત; પાછલું.

**ગુદા**, સ્ત્રી. [ सं. गुद ] ગાંડ.

**ગુનેગાર**, વિ. [ फा. ] જેણે ગુનો કરેલો હોય તે, અપરાધી. (૨) પાપી.

**ગુનેગારી**, સ્ત્રી. ગુના જેવી ભૂલ; તકસીર. (૨) સજા; દંડ.

**ગુનો**, પુ. [ फा. ] દોષ; વાંક; તકસીર. [ જાણે નહિ તેમ.

**ગુપચુપ**, અ. ચૂપચાપ; કોઈ

**ગુપત**, જુ. ગુપ્ત.

**ગુપતી**, જુ. ગુપ્તી.

**ગુપ્ત**, વિ. [ सं. गुप्त ] છાનું; છુપું; સંતાડેલું.

**ગુપ્તી**, સ્ત્રી. લાકડીમાં છુપી રહે એવી ઓધારી છુરી.

**ગુફ્તેગો**, સ્ત્રી. [ फा. ] ખાનગી વાતચીત; છાની વાત.

**ગુફા**, સ્ત્રી. [ सं. ] પર્વત કે ખડકમાનો ઉંડો અંદર રહેવાય એવો ખાડો; બખોલ.

**ગુમ**, અ. [ फा. ] મૂક; સ્તબ્ધ. (૨) ચકચુર; મસ્ત. (૩) ગુમાવેલું હોય તેમ. (૪) ગુપ્ત; છૂપું. ક્રિ. પ્ર. ગુમ કરવુ=ખોળવુ.

**ગુમજ**, પુ મકાનના ઉપલા ભાગની કળશના આકારની બાંધણી; ઘુમ્મટ.

**ગુમડું**, ન. [ सं. गुल्म ] ગડ, શરીર ઉપર લોહીના ગઠ્ઠા જેવું થઇ આવે તે. કહે૦ ગુમડે ઘસી ચોપડવાનું ગુમડું ફાટ્યું ને વૈદ વેરી.

**ગુમથવું**, ક્રિ. અ. ખોવાઈ જવું; પત્તો ન લાગે એમ જતુ રહેવું. છૂપાઇ જવું; જતું રહેવું. [ માન; ગર્વ.

**ગુમાન**, ન. [ फा. ] અભિ-

**ગુમાની**, સ્ત્રી. [ फा. ] અહંતા. (૨) વિ. અભિમાની; ગર્વી. (૨) તોરી; ફાંકો રાખનાર.

**ગુમાર**, (ગમાર), વિ. [ फा. ] મૂર્ખ; જંગલી. (૨) સુસ્ત; અણઘટ.

**ગુમાવવું**, ક્રિ. પ્ર. ખોવું. (૨) વ્યર્થ જવા દેવું. (૩) ધૂળધાણી કરવું.

**ગુમાસ્તાગીરી**, સ્ત્રી. ગુમાસ્તાનું કામ; મહેતાગીરી.

**ગુમાસ્તી**, સ્ત્રી. ગુમાસ્તાનું કામ. (૨) ગુમાસ્તાનું મહેનતાણું

**ગુમાસ્તો**, પુ. [ फा. ] વેપારીનો મહેતો; કારકુન; દુકાનનું કામકાજ કરનાર કહે૦ ગુમાસ્તાને ખિંટીએ પોતિયું.

**ગુમ્મો**, પુ ગડદો; મુક્કી

**ગુર**, જુ. ગર.

**ગુરખો**, પુ. નેપાળ અને ભૂતાન તરફના લોક; એ જાતનો સૈનિક.

**ગુરગુરવું**, ક્રિ અ. ગુરગુર એવો અવાજ કરવો; ઘુરકવું

**ગુરજ**, સ્ત્રી. [फा.] ગદા; સાંગ.

**ગુરજી**, વિ. કુતરાની એક નાની જાત

**ગુરથમાની**, વિ. સ્વર્ગવાસી.

**ગુરદો**, પુ. [ सं. गुर्द ] મૂત્રપિંડ. (૨) લોઢાનો મગદળ

**ગુરવું**, ક્રિ અ. ઘુરકવું

**ગુરા**, પુ પગ; ચરણ

**ગુરાબ**, ન. એક જાતનું વહાણ.

**ગુરુ**, પુ. [ सं. ] ધર્મનો કે વિદ્યાનો ઉપદેશ આપનાર; શિક્ષક; આચાર્ય; પુરોહિત. (૨) એક ગ્રહ. (૩) વિ. મોટું; ભાર; દીર્ઘ

**ગુરુગમ**, વિ. ગુરુદ્વારા પ્રાપ્ત થાય એવું; ગુરૂ મારફત જાણી શકાય એવું ( જ્ઞાન ). [ જાય એવું.

**ગુરુગમ્ય**, વિ. ગુરૂ પાસેથી સમ-

**ગુરુતલ્પગામી**, વિ. ગુરૂનું ઘર મારનાર ગુરૂની સ્ત્રી સાથે વ્યભિચારકરનાર.

**ગુરુતા**, સ્ત્રી. [ सं. ] ભારેપણું. (૨) મોટાપણું; ગૌરવ. [ શિક્ષકપણું.

**ગુરુતાઈ**, સ્ત્રી. ગુરુતા; મોટાઇ; (૨)

**ગુરુત્વ**, ન. [ सं. ] ગુરુપણું (૨) મોટાઇ; ગૌરવ (૩) ભારેપણું વજન

**ગુરુત્વમધ્યબિંદુ**, ન. [ सं. ] જે બિંદુથી વજનનું સમતોલપણું થતું હોય તે.

**ગુરુત્વરેષા**, સ્ત્રી. [ सं. ] પદાર્થના મધ્યબિંદુથી પૃથ્વીના મધ્યબિંદુ સુધીની લીટી.

**ગુરુત્વાકર્ષણ**, ન. [सं.] સઘળા પદાર્થનું પૃથ્વીના મધ્યબિંદુ તરફ ખેંચાવું તે હલકા પદાર્થનું ભારે પદાર્થ તરફ ખેંચાવું તે.

**ગુરુદક્ષિણા**, સ્ત્રી. [सं.] શિષ્ય તરફથી ગુરુને જે બક્ષિશ અપાય છે તે.

**ગુરુદ્રોહ**, પુ. [ सं. ] ગુરુનો અનાદર કરવો તે; ગુરૂની નિંદા

**ગુરુદ્રોહી**, વિ. [सं.] ગુરુનો દ્રોહ કરનાર; ગુરુની નિંદા કરનાર.

**ગુરુપદ**, ન. [ सं. ] મોટી પદવી; વડીલપણું (૨) શિક્ષક તરીકે કામ કરવું તે

**ગુરુપત્ની**, સ્ત્રી. [सं] ગુરુની સ્ત્રી.

**ગુરુબંધુ**, પુ. [सं.]સહાધ્યાયી; ગુરુનો બીજો ચેલો

**ગુરુભક્તિ**, સ્ત્રી. [ सं. ] ગુરુ ઉપર પ્રેમભાવ રાખવો તે.

**ગુરુભાઈ**, પુ. ગુરુબંધુ. (૨) સહાધ્યાયી.

**ગુરુમંત્ર**, પુ. [**सं.**] છુપી સલાહ આપવી તે; ગુરુ જે મંત્ર આપે તે.

**ગુરુમાન**, ન. [**सं.**] વિ. મોટું રૂસણું; રૂસણામાથી વાંકાં વચન નીકળે તે.

**ગુરુવાર**, પુ. [**सं.**] સાત વારમાંનો એક વાર; બૃહસ્પતિનો વાર

**ગુર્જર**, પુ. [**सं.**] ગુજરાત દેશ. (૨) ગુજરાતનો વતની. (૩) એ નામના લોકો. (૪) એ નામની નાતજાતો.

**ગુર્જરી**, સ્ત્રી. [**सं.**] ગુજરાત દેશની સ્ત્રી (૨) ગોવાળણી. (૩) એક જુનો ગુજરાતી રાસ. (૪) રાગની એક ઢબ.

**ગુર્વિણી**, સ્ત્રી. [**सं.**] ગર્ભિણી.

**ગુલ**, ન. [**फा.**] ફુલ; પુષ્પ. (૨) બત્તી ઉપરનો બળેલો ભાગ (૩) ગુલાબનું ફૂલ. ક્રિ. પ્ર ગુલ કરવું=હોલવી નાખવું.

**ગુલકંદ**, પુ. [**फा.**] સાકર પાયેલી ગુલાબની પાતરી.

**ગુલખાર**, પુ. આસમાની લાલરંગ.

**ગુલખેરી**, વિ. [**फा.**] રતાશ પડતા આસમાની રંગનું.

**ગુલગુલાંટિયો**, પુ. છોકરાની એક [રમત.

**ગુલછડી**, સ્ત્રી. [**फा.**] ગુલાબનો તોરો. (૨) એક જાતનું સોનાનું ઘરેણું.

**ગુલછબુ**, ન. એક જાતનું ફૂલઝાડ.

**ગુલજાર**, પુ. [**फा.**] બાગ; ઉપવન. (૨) વિ. સુંદર; મજેનું; મનોહર. (૩) પ્રફુલ્લિત.

**ગુલતરાશ**, સ્ત્રી. [**फा. गुल+तराश**] દીવાનો મોગરો કાતરવાની કાતર.

**ગુલતાન**, વિ. [**फा.**] લીન; રસમગ્ન, મશગુલ; આનંદમગ્ન.

**ગુલતોરો**, પુ. [**फा.**] ગુલાબનો ગજરો. (૨) એક જાતનું ફૂલઝાડ.

**ગુલથવું**, ક્રિ અ. હોલાઈ જવું (૨) જતા રહેવું.

**ગુલદસ્ત**, પુ. [**फा.**] ફુલનો ગોટો.

**ગુલદાન**, ન. [**फा.**] ફૂલ રાખવાનું સુંદર પાત્ર.

**ગુલદાબરી**, (દાવડી), સ્ત્રી. એક જાતનું ફૂલઝાડ; અને તેનાં ફૂલ.

**ગુલબાન**, ન. [**फा. गलबा**] આનંદની વાતચીત; ગામગપાટા; ગપ. (૨) ઉપહાસની વાતો.

**ગુલબાસ**, ન. [**फा.**] એક જાતનો ફૂલનો છોડ ને તેનું ફૂલ.

**ગુલબુ**, ન. ગપગોળો; ગુલબાન.

**ગુલમહેરી**, સ્ત્રી એક કલ્પિત પક્ષી.

**ગુલમોર**, સ્ત્રી. [**फा.**] એક જાતનું ફૂલઝાડ.

**ગુલર**, પુ. એક જાતના ફળનું ઝાડ; [ઉમરો.

**ગુલરું**, ન. ઉમરાનું ફળ. (૨) લાકડાનું એક રમકડું.

**ગુલસ્તાન**, સ્ત્રી.[**फा.**] ફૂલવાડી; બાગ.

[ ફૂલઝાડ અને તેનાં ફૂલ.

**ગુલાબ**, ન. [**फा.**] એક જાતનું

**ગુલાબજળ,** ન ગુલાબની ખુશબો-વાળુ પાણી.

**ગુલાબદાની,** ન ગુલાબજળ ભરીને છાંટવાની ઝીણા કાણાવાળી નકશીદાર ઝારી (૨) ગુલાબજળ રાખવાનુ પાત્ર

**ગુલાબદાની,** સ્ત્રી. ગુલાબજળ રાખવાની શીશી. (૨) ઝારી

**ગુલાબી,** વિ. ગુલાબના ફૂલ જેવા રંગનુ. (૨) મીઠું; શાંત. ગુલાબી ઉંઘ =મળસ્કામા આવતી મીઠી ઉંઘ

**ગુલામ,** પુ [अ.] ખરીદ કરેલો ચાકર. (૨) નીચ માણસ. (૩) વેશ્યાપુત્ર

**ગુલામગીરી,** સ્ત્રી ગુલામી; દાસપણું. (૨) હલકી તાબેદારી. (૩)ખુશામત.

**ગુલામડી,** સ્ત્રી. દાસી; ખરીદ કરેલી સ્ત્રી [ માણસ

**ગુલામડો,** પુ. ગુલામ (૨) હલકો

**ગુલામી,** સ્ત્રી ગુલામગીરી

**ગુલાલ,** ન જુ ગલાલ

**ગુલાલા,** ન એક જાતનું ફૂલ;ગુલ્લાલા

**ગુલાંટ,** સ્ત્રી જમીન ઉપર માથું ટેકવી ઉલટાઇ જવું તે; ગોઠીમડું. (૨) ઉલટું ફરી પડવું તે. ક્રિ. પ્ર ગુલાટ ખાવી=ફરી જવું. [ (૨) ગળી.

**ગુલી,** સ્ત્રી. જીવડાંનુ ઘર; કોટલું

**ગુલ્ફ,** ન. [सं.] ઘુંટી; ઢિચણ.

**ગુલ્મ,** ન. [सं.] એક જાતનો ગાંઠનો રોગ. (૨) ગોળાનો રોગ.

**ગુલ્લર,** જુ ઘુલર.

**ગુલ્લું,** ન. મગ અડદની કણકના વાટાનો નાનો લુવો; ગોળણુ.

**ગુલ્લાલા,** ન. એક જાતનું ફૂલ; ખસખસના છોડનું ફૂલ.

**ગુવાર,** પુ એક જાતનું દ્વિદલ કઠોળ અને તેનો છોડ. (૨) તેની શિંગ; ગવાર.

**ગુવારફળી,** સ્ત્રી. ગુવારની શિંગ

**ગુવારશિંગ,** સ્ત્રી ગુવારફળી

**ગુસ્સો,** પુ સામે થવાનો અથવા વેર લેવાનો જુસ્સો; ક્રોધ; રીસ.

**ગુહા,** સ્ત્રી. [ सं. ] ગુફા; બખોલ: વિવર.

**ગુહ્ય,** ન. [ सं. गुह=છુપાવવું ] છાની રાખવા યોગ્ય વાત (૨) મતલબ; ભેદ. (૩) વિ. ગુપ્ત

**ગુહ્યક,** પુ [सं.] દેવની એક જાત.

**ગુંગણું,** વિ. નાકમાથી નીકળતા અવાજવાળુ; જેનુ બોલવુ સાફ કે સ્પષ્ટ નહિ ત

**ગુંગળાટ,** પુ શ્વાસના રોકાણની ગભરામણ [ રોધથી મુંઝાવું.

**ગુંગળાવું,** ક્રિ અ. શ્વાસના અવ-

ગુંગું,ન કઠણ થઇ ગયેલો નાકનો મળ.

**ગુંગું,** વિ ગુંગણું. (૨) મૂંગું

**ગુંગો,** પુ નાકના મળનો બંધાઈ ગયેલો પોપડો. (૨) એક જાતનો જીવડો. (૩) વિ. બોબડો.

**ગુંચ,** સ્ત્રી. ઝટ ઉકલે નહિ એવી આંટી. (૨) ઝટ સમજાય નહિ એવી બાબત તે (૩) બારીકી; આંટીઘુંટી.

**ગુંચવણ,** સ્ત્રી. સેળભેળ થઈ જવું તે; આટી; ગડબડ. (૨) ખુલાસો ન થાય એવું જે કંઇ તે.

**ગુંચવણિયું,** વિ. ગુંચવણ ભરેલું.

**ગુંચવણી,** સ્ત્રી. ઉકેલ સૂઝે નહિ એવી સ્થિતિ; ગુચવણ.

**ગુંચવવુ,** ક્રિ સ. કઇ સૂઝે નહિ એવી સ્થિતિમા મૂકી દેવું; ઉકલે નહિ એવું કરી નાંખવું.

**ગુંચવાડો,** પુ. ગુચવણ.

**ગુંચવાવું,** ક્રિ અ. ગુચવણમા પડવું (૨) ગુંથાઇ જવું (૩) ગભરાવું મુશ્કેલીમા આવવું

**ગુંછળી,** સ્ત્રી દોરાની ગડી; આંટી. (૨) કાચ પાયેલા પતંગના દોરની દડી.

**ગુંછળું,** ન. ગોળ આકારમા વિંટેલું હોય એવું જે તે; ગુંચળું.

**ગુંજ,** સ્ત્રી છાની વાત. (૨) ભમરાની પાંખનો ઝીણો અવાજ

**ગુંજવું,** ક્રિ અ ગણગણવું (૨) જોટાવું [ ચણોઠી જેટલું વજન.

**ગુંજા,** સ્ત્રી. [सं.] ચણોઠી. (૨)

**ગુંજાર,** પુ ભમરા કે મધમાખ વગેરેની પાંખોનો અવાજ [ગણાટ.

**ગુંજારવ,** પુ ગંજનો અવાજ; ગણ-

**ગુંજાશ,** સ્ત્રી. ગજુ; શક્તિ.

**ગુંજિયું,** ન. ધુમાતો દેવતા. (૨) ગુંજુ; ખીસું.

**ગુંજુ,** ન. ખીસુ.

**ગુંઠન,** ન. ગુથણ; ગાઠણુ;

**ગુંઠો,** પુ. જમીનનું એક માપ.

**ગુંતાવું,** ક્રિ અ. કામકાજમાં રોકાવું.

**ગુંતો,** પુ. ગુંચ; આંટી. (૨) ઠપકો. (૩) વાંધો; અંટસ.

**ગુંથણ,** ન. [ सं. ग्रन्थन ] ગુંથવાનું કામ. (૨) ગુંથવાની કળા.

**ગુંથણી,** સ્ત્રી; ગુથણની કામગીરી. (૨) ગુંથણની મજુરી. (૩) ગુંથવાની આવડત.

**ગુંથવું,** ક્રિ. સ. [ सं. ग्रन्थ ] દોરા અથવા તારને આંટી મારીને એક બીજાની સાથે સાંકળી લેવા

**ગુંથામણ,** ન. ગુંથવાની મજુરી.

**ગુંથામણી,** સ્ત્રી ગુથવાની મજુરી.

**ગુંથાવું,** ક્રિ. અ. સંકળાવું; એક બીજાની સાથે જોડાવું. (૨) ગુચવાવું. (૩) રોકાવું; સંધાવું

**ગુંદ,** પુ. ગુંદર

**ગુંદડો,** પુ એક જાતનું ઘાસ.

**ગુંદર,** પુ. કેટલાંક ઝાડની છાલમાંથી ઝરતો ચીકણો ઘાટો રસ; ગુંદ

**ગુંદરપાક,** પુ ગુંદર સાથે તેજાનો મેળવીને બનાવેલું પકવાન. (૨) માર.

**ગુંદરિયું,** ન ગુંદર પલાળી રાખવાનુ પાત્ર. [ મીઠી વસ્તુ; ગુલાબજાંબુ.

**ગુંદવડું,** ન એક જાતની ખાવાની

**ગુંદવું,** ક્રિ. સ દાબી દાબીને નરમ કરવું; કેળવવું. (૨) મારવું. (૩) કચરવું; મેળવવું. [ ળાવવું.

**ગુંદાવવું,** ક્રિ. સ ખુંદાવવું; મસ-

**ગુંદાવું,** ક્રિ. અ કચરાવું; ખુંદાવું. (૨) રગડાવું; હેરાન થવું

**ગુંદિયું,** વિ. ગુંદરવાળું; ચીકણું. (૨) ન. ગુંદર રાખવાનું પાત્ર.

**ગુંદી,** સ્ત્રી. જેને ગુંદાં થાય છે તે ઝાડ

**ગુંદીપાક,** પુ. એક જાતની ખાવાની ચીજ. (૨) માર.

**ગુંદું,** ન. ગુંદીના ઝાડનું ફળ [પેઠું.

**ગુંફિત,** વિ. [सं.] ગુંથેલું; સંકળા-

**ગૂ,** ન. [सं. गु ] વિષ્ટા; નરક.

**ગૂઈ,** સ્ત્રી. નાનો ખાડો; બદી.

**ગૂખાણ,** સ્ત્રી. ગૂખાડી

**ગૂઢ,** વિ. [सं.] છુપું; છાનું. (૨) અઘરૂ; કઠણ; ઉંડું. (૩) ગર્ભિત; મામિંક; ઉપરથી અર્થ ન સમજાય એવું.

**ગૂસૈણું,** ન. ગૂ ઉસરડવાનું ઠીકરૂ

**ગૃહ,** ન. [सं.] માણસને રહેવાને બાંધેલું રહેઠાણ; ઘર; મકાન. (૨) દર; ગુફા; માળો; મ્યાન. [ દાખલ થવું તે

**ગૃહપ્રવેશ,** પુ. [सं.] ઘરમા

**ગૃહમેધી,** વિ ગૃહસ્થાશ્રમી.

**ગૃહવ્યવસ્થા,** સ્ત્રી. [सं.] ઘરના કામકાજ સંબંધી ગોઠવણ

**ગૃહસ્થ,** પુ. [सं.] ઘર સંસાર માંડીને રહેલો પુરુષ (૨) પ્રતિષ્ઠિત પુરુષ. નાગરિક. (૩) વિ પૈસાદાર. [સધનતા

**ગૃહસ્થાઈ,** સ્ત્રી. ગૃહસ્થપણું. (૨)

**ગૃહસ્થાવટ,** પુ ગૃહસ્થાઇ.

**ગૃહસ્થાશ્રમ,** પુ. [सं.] કુટુંબી થઇ રહેવું તે. (૨) સ્ત્રી પુરુષે પતિપત્નીધર્મે રહેવું તે (૩) હિંદુ ધર્મમાંનો ચાર આશ્રમમાનો બીજો આશ્રમ.

**ગૃહસ્થાશ્રમી,** વિ. [सं.] ગૃહસ્થાશ્રમવાળું; સંસારી. [છોકરાવાળું.

**ગૃહસ્થી,** વિ. સંસારી; બૈરા-

**ગૃહિણી,** સ્ત્રી. [सं.] ગૃહસ્થની સ્ત્રી. (૨) ઘરધણિયાણી. [માંડીને રહેલું.

**ગૃહી,** વિ. [सं.] ગૃહસ્થાશ્રમ

**ગે,** સ્ત્રી. લગ; મોતી અને મોતીઓની વચ્ચેની લાકડાની પટ્ટી [(૨)સળ; આંકો

**ગેડ,** સ્ત્રી ગડી, કપડાને વાળવું તે.

**ગેડી,** સ્ત્રી. રમવાની લાકડી; એક છેડેથી ગાંઠવાળી વાંકી લાકડી

**ગેડીદડો,** પુ. એક તરેહની રમત; ગેડી અને દડો.

**ગેણી,** જુ. ગીની [ ઓનુ સૈન્ય.

**ગેદળ,** [ सं. गजदल ] હાથી-

**ગેન,** ન. સ્ત્રીઓને પગની આગળીએ પહેરવાનુ ઘરેણું.

**ગેબ,** [ अ. ] ગુપ્ત, અલોપ; એકદમ અદૃશ્ય થઈ જવું તે (૨) વિ એકાએક ગુમ થયેલું.

**ગેબી,** વિ. [ अ ] ન સમજાય તેવું; ઇંદ્રિયાતીત; અતિગુપ્ત. રૂ. પ્ર. ગેબી અવાજ=અગમ્ય અવાજ ગેબી માર=છુપો માર [ જાતનુ પકવાન; ઘેબર.

**ગેબર,** ન. [सं. घृतवर] એક

**ગેય,** વિ. [ सं. ] ગાઈ શકાય એવું; ગાવાને યોગ્ય.

**ગેર,** [ फा. ] અભાવ બતાવનારો ઉપસર્ગ. :-ગેરવાજબી; ગેરહાજર.

**ગેરઆબરૂ,** સ્ત્રી. અપમાન; બદનામી; ફજેતી. [ ઇનસાફ નહિ તે.

**ગેરઇનસાફ,** પુ. અન્યાય; ખરો

**ગેરઉપયોગ,** પુ. દુરુપયોગ. [યથી.

**ગેરકાયદે,** અ. કાયદા વિરુદ્ધ;અન્યા-

**ગેરખુશી,** સ્રી. નારાજી; નાખુશી.

**ગેરત,** સ્રી. આબરૂ રાખવાની સમજ; લાજ. [ બગાડ.

**ગેરફાયદો,** પું. [ફા.] તોટો; ખોટ;

**ગેરબંદોબસ્ત,** પુ. [ફા.] અંધેર; અવ્યવસ્થા; ગોટાળો.

**ગેરમરજી,** સ્રી. [ ફા ] નાખુશી. (૨) ઇતરાજી. [ અવકૃપા.

**ગેરમહેરબાની,** [ ફા. ] ઇતરાજી;

**ગેરમાહીત,** વિ અજાણ્યું; બીનવાકેફગાર. [ બેખબર.

**ગેરમાહીતી,** સ્રી. અજાણપણું;

**ગેરરસ્તે,** અ [ ફા ] આડે માર્ગે; ખોટી રીતે; અન્યાયે. [ યોગ્ય રીતે.

**ગેરરીતે,** અ. નિયમ વિરુદ્ધ; અ-

**ગેરલાભ,** પુ. ગેરફાયદો; નુકસાન.

**ગેરવર્તણુક,** સ્રી. ખોટી-ખરાબ રીતભાત; ખરાબ ચાલ.

**ગેરવલ્લે,** અ. ગમે ત્યાં પડ્યું હોય તેમ; ખોવાયેલું હોય તેમ.

**ગેરવવું,** ક્રિ. પ્ર. ગમે એમ કરવું; પાડવું [ તે; અંધેર કારભાર

**ગેરવહીવટ,** પુ સારો વહીવટ નહિ

**ગેરવાજબી,** વિ. અયોગ્ય; અઘટિત; અણઘટતું. [ તિને માર્ગે

**ગેરવાટે,** અ. ખોટે રસ્તે; અની-

**ગેરવો,** પુ. ઘઉં વગેરેને થતો એક રોગ.

**ગેરશિરસ્તો,** પુ. યોગ્ય માર્ગ-નહિ તે; ખોટી રીત. [ સમજફેર.

**ગેરસમજુત,** સ્રી. ભૂલ; ભ્રમ;

**ગેરસાવધ,** વિ. ગાફેલ; અસાવધ.

**ગેરસોઈ,** સ્રી અગવડ; સોઇ નહિ તે.

**ગેરહાજર,** વિ. હાજર નહિ તે; અપ્રત્યક્ષ. (૨) અસાવધ.

**ગેરહાજરી,** સ્રી. હાજર ન હોવું તે.

**ગેલેરી,** સ્રી. [અં.] છજું; રવેશ.

**ગેહપતિ,** પુ. ઘરનો ધણી.

**ગેહિની,** સ્રી. ગૃહિણી; ઘરધણીયાણી.

**ગેંગડું,** જુ. ગાગડું.

**ગેંઘટ,** વિ ચકચુર; તલ્લીન; મસ્ત.

**ગેંડી,** સ્રી ગેંડાની માદા; રૂ. પ્ર. ગેંડી જેવું=શરીરે હૃષ્ટપુષ્ટ; જાડું.

**ગેંડો:** પુ ભેંશ જેવું એક જંગલી જનાવર (એના નાક ઉપર એક શિંગડું હોય છે. એના ચામડાની ઢાલો બને છે.)

**ગેંણાં,** જુ. ગેંણિયા.

**ગેંણિયાં,** ન. નાના ઠિંગણા બળદ.

**ગેંણું,** ન. નાનું ને ઠિંગણું બળદિયું.

**ગેંદ,** સ્રી. ફૂલ અથવા રેશમની દડી.

**ગૈર,** વિ. પહાડી; ગીરનું.

**ગૈરિક,** વિ. ગેરૂવાળું; ભગવું. (૨) રાતી માટી. (૩) એક જાતની રાતી ધાતુ.

**ગો,** સ્રી. [ **સં.** ] ગાય; શબ્દની આગળ જોડાય છે. :-ગોમુખ;ગોપુચ્છ.(૨) ઇંદ્રિય.ઇંદ્રિયગોચર=ઇંદ્રિયોથી જણાયએવું.

**ગોકર્ણ,** ન. [ **સં.** ] એક તીર્થ. (૨) એક જાતનો મૃગ. (૨) સાપ. (૩) ગાયનો કાન. [સ્પતિ; દુર્વા.

**ગોકર્ણી,** સ્રી. એક જાતની વન-

**ગોકળઆઠમ,** સ્રી. શ્રાવણ વદિ આઠમ; કૃષ્ણજન્માષ્ટમી.

**ગોકળગાય,** સ્રી. ચોમાસામાં થતું

ઝીણું સુંવાળું જીવડું. (૨) ગાયના જેવાં શિંગડાંવાળો જીવડો; પરમેશ્વરની ગાય.

**ગોકળિયુ**, ન ગોકુળ.

**ગોકળી**, પુ. ભરવાડ [ હોંકારો

**ગોકીરો**, પુ. શોરબકોર; ઘોંઘાટ;

**ગોકુળ**, ન. [ सं. ] ગાયોનું ટોળુ; ગૌસમૂહ. (૨) મથુરા પાસેના એક ગામનું નામ [ ગાયની ખરી.

**ગોક્ષુર**, પુ. [ सं ] ગોખરૂ. (૨)

**ગોખ**, પુ. કઠેરાવાળો રવેશ; છજ્જા-માંનું બારણું. (૨) ગોખલો.

**ગોખણપટ્ટી**, સ્ત્રી. ગોખી ગોખીને મોઢે કરવું તે

**ગોખણિયું**, વિ. ગોખનારૂં

**ગોખર**, પુ ગાયોમાં ઉછરેલો ગધેડો.

**ગોખરૂ**, પુ એક જાતનો કાંટાવાળો છોડ, અને તેનું બી. (૨) એક તરેહની ફીત

**ગોખલી**, સ્ત્રી. નાનો ગોખલો.

**ગોખલો**, પુ ચીજ મૂકવા સારૂ ભિંતમાં જે પોલાણ રાખેલું હોય તે; બારણા વગરનું નાનું તાકું

**ગોખવું**, ક્રિ. સ. મોઢેથી વારંવાર એકનું એક બોલ્યા કરવું; યાદ કરવું; મોઢે કરવું. [ કરવું; મોઢે કરાવવું.

**ગોખાવવું**, ક્રિ પ્ર. ગોખે એમ

**ગોખો**, પુ. પક્ષીનું ઘર-માળો.

**ગોગ્રાસ**, પુ. [ सं. ] ગાયને માટે કાઢેલું અન્ન

**ગોઘર**, (ઘોઘાર), પુ. મોટો ને વકરેલો બિલાડો. ગોઘર જેવું=જાડું; માતેલું

**ગોચર**, વિ [ सं. ] ઇંદ્રિયોથી જણાય એવું. (૨) ઢોરને ચરવા માટે ખેડાણ કર્યા વગર અલગ રાખેલો જમીનનો ભાગ; ગૌચર.

**ગોચરી**, સ્ત્રી. માધુકરી; ભિક્ષા.

**ગોચલું**, ન. ટોળુ; વમળ

**ગોચવું**, ક્રિ. સ. ભોંકવું; વિંધવું

**ગોજું**, વિ ચુથાયેલું, ગંદુ

**ગોઝાર**, સ્ત્રી. જુ. ગજાર

**ગોઝારૂ**, વિ. [सं. गो+हत्या] જ્યાં હત્યા થયેલી હોય એવું; અપવિત્ર; અશુભ. (૨) પાપી; ઘાતકી (મનુષ્ય)

**ગોટ**, પુ ઘુંટડો. (૨) ગોળાકાર જત્થો ( ધુમાડાનો ).

**ગોટપોટ**, અ માથે ઓઢી ટુંટિયાં વાળીને સુતેલું હોય તેમ

**ગોટલી**, સ્ત્રી કોઈપણ ફળની અંદરનુ બીજ; કેરીની ગોટલી.

**ગોટલો**, પુ. ફળની અંદરનું કાટલાવાળુ બી (૨) માસના લેચામાંની ગાંઠ. ક્રિ. પ્ર પગે ગોટલા ચડવા.

**ગોટાવું**, ક્રિ અ ગુંચાવું, ગોટા વળવા; ધુમાવું. [ ઉથલપાથલ

**ગોટાળો**, પુ ગડબડ; ગુંચવણ;

**ગોટી**, સ્ત્રી ગોટા જેવી કિનારી. (૨) કસબ બાળ્યા પછી રહેલી ધાતુ;ગોળી (૩) નાની સરખી ગાંઠ.

**ગોટિયું**, ન. પાઘડીની અંદર ઘાલવાનો કકડો; ઓતાનું. (૨) ઉંબાડિયું.

**ગોટીલો**, પુ. રૂ પિંજવાનું ઓજાર.

તાંત ઉપર ઠોકવાની મોગરી. (૨) નક્કર ગોળો (૩) કપડાનો કુચડો; સાટકો.

**ગોટેગોટ,** અ. ઉપરાઉપરી ધુમાડાના ગોટા નીકળવા તે

**ગોટો,** પુ. ફૂલનો ગુચ્છ; કલગી; તોરો (૨) ગલગોટો (૩) ધુમાડાનો ગોળ સમૂહ (૪) નાળિયેરમાં સુકાઈ ગયેલું કોપરૂ (૫)ઉંધુચતુ કરી નાખવું તે.

**ગોટોપોટો,** પુ લોચો; મોઢે માથે ઓઢીને બેસવું કે સુવું તે.

ગોઠ, સ્ત્રી. [સં. ગોષ્ઠી] છાની વાત; અંતરની વાતચીત (૨) ઓચ્છવ (૩) ભેટ (૪) ખાનગી મુલાકાત

**ગોઠડી,** સ્ત્રી અંતરની વાતો કરવી તે; સ્નેહભરી વાતચિત

**ગોઠણી,** સ્ત્રી ઉતરડ ઉભી કરવાની બેસણી; સુંઘિયું. ( ૨ ) ગોઠવણ. (૩) સહચરી [ (૨) અનુકૂળ આવતું

**ગોઠતું,** વિ ગમતું; પસંદ પડતુ.

**ગોઠવણ,** સ્ત્રી. ગોઠવવાની રીત; રચના. (૨) જુગતિ; સોઈ; સગવડ

**ગોઠવણી,** જુ ગોઠવણ

**ગોઠવવું,** ક્રિ. સ પડી જાય નહિ તેમ મૂકવું; વ્યવસ્થાપૂર્વક કરવુ (૨) યુક્તિ શોધી કાઢવી (૩) બધબેસતું કરવું. (૪) રચના કરવી (૫) નોકરને તેની જગ્યાએ નીમવો. [ જવું

**ગોઠવાવું,** ક્રિ. અ બેસી જવું; ધુસી

**ગોઠવું,** ક્રિ. અ. ગમવું; માફક આવવુ; અનુકૂળ પડવું. (૨) પાલવવું; બેસતું આવી રહેવું.

**ગોઠાઇ,** સ્ત્રી અનાદર.

**ગોઠિયણ,** સ્ત્રી. સૈયર; સાહેલી; સખી.

**ગોઠિયો,** પુ દોસ્ત; સાથી; સોબતી.

**ગોઠી,** પુ જૈન દેરાસરનો પૂજારી.

**ગોઠીમડી,** સ્ત્રી એક જાતનો વેલો; જેને ગોઠીમડાં થાય છે તે.

**ગોઠીમડું,** ન. ગુલાટ; માથુ જમીન પર ટેકવી ઉથલાઈ જવું તે. (૨) એક જાતનું નાના લિંબુ જેવડું ફળ; ગોઠીમડીનું ફળ

ગોઠો, પુ. સં. ગોષ્ઠ ] ઢોરને બાંધવાનું સ્થાન; વાડો (૨) જંપ; નિરાત. (૩) પક્ષીનો માળો

**ગોડ,** ન શરીર ઉપર થતી ગાંઠ; ગટ

**ગોડગુમડ,** જુ ગડગુમડ

**ગોડવું,** ક્રિ અ. ખોદવું; ખણવું; ક્યારાની જમીન ખોદીને પોચી કરવી (૨) મૂળમાથી ઉખેડી નાખવુ [ ભેદ.

**ગોડસારંગ,** પુ સારંગ રાગનો એક

**ગોડાવું,** ક્રિ અ. ખોદાવુ

**ગોડિયો,** પુ. જાદુગર; મદારી

**ગોડી,** સ્ત્રી. પાછલા પહોરે ગાવાનો રાગ. (૨) મિઠાશ; મધુરતા

**ગોડીપડવો,** પુ. જુ ગુડીપડવો.

**ગોડે,** અ પેઠે, માફક; ઘોડે.

**ગોઢલો,** ( ગોલ્લો ), પુ ખસી કરેલો બળદ. [ (૨) ગોત્ર; કુળ.

**ગોત,** સ્ત્રી. શોધ; ખોળ; તપાસ.

**ગોતડી,** સ્ત્રી. કંઠ; ઘાંટી; ગળું.

ગોતર, ન. [ સં. ગોત્ર ] ગોત્ર;

કુળ. (૨) કઠોળની શિંગો અને પાન વગેરેનો ભુકો.

**ગોતરજ**, સ્ત્રી. [સં. ગોત્રદેવતા] ગોત્રમાં જન્મેલું તે. (૨) કુળદેવી.

**ગોતરડું**, ન. ગોત્રજની પૂજા માટે બનાવવામાં આવતો માટીનો એક આકાર.

**ગોતરી**, વિ ગોત્રનું; કુટુંબી.

**ગોતવણ**, સ્ત્રી. શોધ; ખોળ; તપાસ

**ગોતવું**, ક્રિ. સ. શોધવું; ખોળવું.

**ગોતીત**, વિ સમજબહાર; ગૂઢ.

**ગોતું**, વિ ટાઢું. (૨) ગંદું; છાંડેલું (૩) સ્વાદરહિત. [ તે; ખાણ.

**ગોતું**, ( ગોંતું ), ન. ઢોરને ખાવાનું

**ગોત્ર**, ન. [ સં. ] કુટુંબ; કુલ-પરંપરા. (૨) કૌટુંબિક નામ.

**ગોત્રગમન**, ન. [સં.] એકજ ગોત્રનાં સ્ત્રી પુરુષનો સંબંધ થવો તે.

**ગોત્રજ**, પુ. [સં.] ગોત્રમાં જન્મેલું જે તે (૨) ગોત્રદેવતા.

**ગોત્રબંધુ**, પુ. [સં.] એક ગોત્રમાં ઉત્પન્ન થયેલો તે; પિતરાઈ ભાઇ.

**ગોત્રસ્ખલન**, ન. [સં.] સ્ત્રીએ પતિનું નામ લેવામાં ભૂલ થવી તે

**ગોત્રહા**, પુ. [ સં. ] ઇન્દ્ર.

**ગોત્રી**, વિ ગોત્રનું (૨) ગોત્રજ.

**ગોથ**, સ્ત્રી. [ અ ગોતા ] ગુલાટ; ફરી જવું તે. (૨) ભૂલથાપ; ચૂક. (૩) ચારની સંજ્ઞા. [ વેપારીનો સંકેત.

**ગોથપડી**, વિ. ચૌદની સંખ્યાનો

**ગોથું**, ન. અથડાવું તે; ફાંફાં મારવા તે. (૨) છેતરાવું તે. (૩) ઉંધે માથે પડવું તે. (૪) ઢોર માથું નીચું કરીને જે ધક્કો મારે છે તે

**ગોદ**, સ્ત્રી. ખોળો; અંક. ક્રિ. પ્ર. ગોદમાં લેવુ=ખોળામા લેવું. ગોદમા ઘાલવું=શરણ આપવું.

**ગોદડ**, વિ ગોદડિયું; ગોદડાવાળું.

**ગોદડી**, સ્ત્રી નાનું અને પાતળું ગોદડું.

**ગોદડિયું**, ન. શીતળા જેવો એક રોગ. (૨) વિ. ગોદડીવાળું.

**ગોદડું**, ન રૂ ભરીને બનાવેલું પાગરણ.

**ગોદાટવું**, ક્રિ. સ. ઉપરાઉપરી ગોદા મારવા; વારંવાર કહ્યા કરવું; ટોકવું

**ગોદાન**, ન. [ સં. ] ગૌદાન; દાનમાં ગાય આપવી તે. (૨) નિષ્પાપ થવાનો એક વિધિ.

**ગોદાવવું**, ક્રિ. અ. ખોદાવવું; ખણાવવું (૨) પોચું થાય એમ કરાવવું. (૨) ભુંડું બોલાવવું. (૪) સગ કરાવવો.

**ગોદાવું**, ક્રિ અ. ખોદાવું. (૨) ગોદા વાગ્યા કરે એવી સ્થિતિમા હોવું.

**ગોદી**, સ્ત્રી. વહાણો બાંધવાનું અને ઉભાં રાખવાનું દરીઆ કિનારાનું બંદર

**ગોદી નાખવું**, ક્રિ સ. ખોદી નાખવું.

**ગોદો**, પુ આચકો; ઠોસો. ( ૨ ) ખોટ; ટોટો.

**ગોધણ**, જુ ગોધન.

**ગોધન**, ન. [ સં. ] ગાયો રૂપી જે ધન તે. (૨) ગાયોનું ટોળું.

**ગોધમ**, જુ ગોધૂમ; ઘઉં.

**ગોધરિયું**, વિ. ગોધરા તરફનું(લાકડું) (૨) હલકી જાતનું; ભેળસેળીયું.

**ગોધુલગન**, ન. ગાયો ચરીને ઘેર આવે તે વખતનું એટલે દિવસના પાછલા પહોરનું લગન તે. [ અનાજ; ઘઉં.

**ગોધૂમ**, પુ. [સં.] એક જાતનું

**ગોધૂળિયું**, જુ. ગોરજ લગન.

**ગોધેઆવવું**, ક્રિ. અ. ગાયનું આધાને આવવું.

**ગોધો**, પુ. આખલો; સાંઢ.

**ગોપ**, પુ. [ સં. ] ગોવાળિયો. (૨) પુરુષના ગળાનો દોરો.

**ગોપકન્યા**, સ્ત્રી. [ સં. ] ગોવાળિયાની છોકરી; ગોપી.

**ગોપદ**, ન. [ સં. ] ગાયનું પગલું; ગાયની ખરીથી પડેલો ખાડો.

**ગોપન**, ન. [ સં. ] સંરક્ષણ. (૨) છાનું રાખવું તે.

**ગોપનીય**, વિ. [ સં. ] ગુપ્ત રાખવા જેવું. (૨) રક્ષણીય.

**ગોપાલિકા**, સ્ત્રી. [સં.] ગોવાળણી; ગાયનું પાલન કરનારી સ્ત્રી.

**ગોપાવવું**, ક્રિ. સ. છુપાવવું.

**ગોપાહાર**, પુ. સ્ત્રીઓના ગળાનું એક ઘરેણું.

**ગોપાષ્ટમી**, સ્ત્રી. [સં.] ગોકુળના ગોવાળિયાઓના ઉત્સવની ચાતુર્માસની આઠમ.

**ગોપાળ**, પુ. ગાયો ચારનારો. (૨) શ્રીકૃષ્ણ. (૩) ( ગો=પૃથ્વી+પાલ=પાળનાર ) રાજા. [ ગોવાળણી.

**ગોપિકા**, સ્ત્રી. [ સં. ] ગોપી;

**ગોપી**, સ્ત્રી. [સં.] ગોવાળણી.

**ગોપીચંદન**, ન. [સં.] ગોમતીની ધોળી માટી. (૨) પૈસો-સત્ત્વ. (લાક્ષણિક) કહે૦ ગાંઠનું ગોપીચંદન.

**ગોપુચ્છ**, ન. [સં.] ગાયનું પૂછડું.

**ગોપુર**, ન. [સં.] છજું; જાળિયું. (૨) શહેરનો દરવાજો; દરવાજા ઉપરનો ખુલ્લો ભાગ; અગાસી.

**ગોપ્ય**, વિ. [સં.] ગુપ્તરાખવા જોગ.

**ગોફણ**, સ્ત્રી. ગોળા ફેંકવાનું ચામડાનું નાનું જોતર. રૂ. પ્ર. ગોફણિયા = ગોફણના ગોળા જેવા ઓછા ઘીના લાડુ.

**ગોફણિયું**, વિ. ગોફણના કામનું; સખત. [ લટકતું રહે એવું ઘરેણું.

**ગોફણી**, સ્ત્રી. સ્ત્રીઓને અંબોડે

**ગોફણો**, પુ. સ્ત્રીઓના ચોટલાને છેડે ગુંથવાનું એક ઘરેણું.

**ગોફતેગો**, પુ. [ફા.] છુપી-ખાનગી વાતચીત; મસલત

**ગોબર**, ન. છૂટું છૂટું થઇ ગયેલું ગાયનું છાણ (૨) ગંદવાડ.

**ગોબરૂં**, વિ. ગંદું; અસ્વચ્છ. (૨) એક જાતનો ત્વચારોગ.

**ગોબાવું**, ક્રિ. અ. વાસણમાં ખાડો પડવો. (૨) ગોબા પડવા. (૩) શરીરના ડાઘ પડવા. [ તે. (૨) વ્રણ; ચિહ્ન.

**ગોબો**, પુ. સપાટીમાં ખાડો પડવો

**ગોમ**, સ્ત્રી. ખોડ. (૨) આનાકાની.

**ગોમટો**, પુ. સાળના તારેતાર જુદા જુદા રહે તે માટે બનાવેલી જાળી.

**ગોમળ**, ન. [સં.] ગાયનું છાણ.

**ગોમંડળ**, ન. [સં.] પૃથ્વીચક્ર.

**ગોમાયુ**, ન. [ સં. ] શિયાળ.

**ગોમાંસ**, ન.[સં.] ગાયનું માંસ.

**ગોમુખ**, ન. [ સં. ] ગાયનુ મોઢું; ગાયના મોઢા જેવો આકાર (૨) એક જાતનું નગારૂ [ કોથળી.

**ગોમુખી**, સ્ત્રી. ગાયના મુખ જેવી

**ગોમૂત્ર**, ન. [સં.] ગાયનું મુતર.

**ગોમૂત્રિકા**, સ્ત્રી. [સં.] ગાયના મુતરની ધાર માફકની લહેરિયા આકૃતિ. (૨) એક કાવ્યરચના [ પોખરાજ.

**ગોમેદ**, પુ. પીળા રંગનો હીરો,

**ગોમેધ**, પુ. [ સં ] જેમા ગાયનો ભોગ આપવામા આવતો હોય એવો યજ્ઞ. (૨) વ્રત; નિમિત્ત.

**ગોયણી, ગોરણી**, સ્ત્રી ગુરુની સ્ત્રી; બ્રાહ્મણી (૨) જે સોવાસણ સ્ત્રીને જમવા તેડી હોય તે સૌભાગ્યવતી સ્ત્રી.

**ગોર**, પુ. [ સં. ] ગુરુ; પુરોહિત ક્રિયાકર્મ કરાવનારો કુળગોર. (૨) તીર્થસ્થાનનો બ્રાહ્મણ

**ગોર, ગોરય**, સ્ત્રી. [સ. ગૌરી] ગૌરી; પાર્વતી દેવીનુ છોડીઓનું એક વ્રત

**ગોર**, પુ. [ ફા ] મનન, વિચાર; મીમાંસા. (૨) ભુકો.

**ગોરક્ષક**, વિ. [ સં. ] ગાયોનું રક્ષણ કરનાર; ગોવાળ.

**ગોરક્ષ**, વિ. ગાયોથી રક્ષાયેલું (૨) ગાયનું રખવાળું (૩) ઇંદ્રિયોને કબજે રાખવી તે.

**ગોરક્ષણ**, ન. [ સં. ] ગાયોનું રક્ષણ કરવું તે.

**ગોરક્ષા**, સ્ત્રી. [સ.] ગોરક્ષણ; ગાયોનુ પાલનપોષણ કરવું તે

**ગોરખ**, વિ ઇંદ્રિયોને સ્વાધીન રાખનાર; સંયમી. (૨) શિવમાર્ગી સાધુઓની એક જાત. [ ઝાડ

**ગોરખઆમલી**, સ્ત્રી. એક જાતનુ

**ગોરખજપ**, પુ. અત્યંત કઠણ તપ જપ કરવા તે.

**ગોરખપંથ**, પુ. [ સ. ] શિવમાર્ગી બાવાઓનો એક સંપ્રદાય.

**ગોરખસુંડી**, સ્ત્રી. એક વનસ્પતિ.

**ગોરજ**, વિ. [સં.] સમીસાંજનુ મુહૂર્ત (૨) સ્ત્રી ગાયોના ચાલવાથી ઉડેલી રજ.

**ગોરજી**, પુ. જૈન સાધુ; ધર્મોપદેશક.

**ગોરટ**, વિ ગોરીઅને રેતાળ;થોડુ ગોરૂં.

**ગોરટિયું**, વિ ગોરૂ.

**ગોરટી**, વિ ગોરી; ગૌરવરણી.

**ગોરટું**, વિ ગોરૂ. [(૨) સ્ત્રી; ગોરી.

**ગોરડી**, વિ. ગોરી; ગૌરવર્ણની.

**ગોરણી**, સ્ત્રી૦ ગોરાણી; ગોયણી.

**ગોરતો**, પુ સૌભાગ્યવતી સ્ત્રીઓને જમાડવાનું એક વ્રત.

**ગોરપદું**, ન૦ [सं. गुरुपद] યજમાનને ક્રિયાકર્મ કરાવવાનો ધંધો

**ગોરમટી**, સ્ત્રી૦ લાલ પીળી માટી; ગાર કરવાની માટી

**ગોરમા**, સ્ત્રી છોકરીઓ ગોરીપૂજન કરે છે તે; એક વ્રત

**ગોરવ**, પુ વરપક્ષને જે જમણ કન્યા પક્ષવાળા આપે છે તે.

**ગોરસ**, ન. [सं.] દૂધ, દહિં, છાશ અને માખણ વગેરે તે. (૨) દહિં.

**ગોરસિયું**, વિ ગોરસવાળું; દહિં દૂધનું સવાદિયું. (૨) ન. ગોરસું [માટલી

**ગોરસી**, સ્ત્રી. દૂધ દહિં રાખવાની

**ગોરસું**, ન. દૂધ દહિં રાખવાનું માટીનું પાત્ર.

**ગોરાડુ**, વિ.પોચી રેતાળ અને સહેજ લાલાશયુક્ત (જમીન); ગોરી હોય એવી.

**ગોરાણી**, સ્ત્રી [सं. गुरुपत्नी] ગોરની સ્ત્રી [ગોર દેહવાળી સ્ત્રી, ગોરી

**ગોરાદે**, સ્ત્રી. [सं. गौर+देहा]

**ગોરાશ**, સ્ત્રી. ગોરાપણું. [સ્ત્રી.

**ગોરી**, વિ ગૌરવર્ણવાળી સુંદર;રૂપાળી

**ગોરીલો**, પુ એક જાતનો વાંદરો.

**ગોરૂચંદન**, ન કોઇક ગાયના માથામાંથી મળી આવતો પિળાશ પડતો એક પદાર્થ. (નાના બાળકને થતી વરાધ-માં આ દવા તરીકે બહુ ઉપયોગી છે.)

**ગોરૂં**, વિ. [सं. गौर] સફેદ વર્ણનું. ગોરૂ ગફલું=બહુજ ગોરૂં

**ગોરોચન**, ન. ગોરોચના; ગોરૂચંદન.

**ગોલ**, પુ. [सं.] ગોળ. (૨) વિ. વર્તુલ જેવા આકારનું; દડા જેવું.

**ગોલક**, પુ. [सं.] ગોળો. (૨) કુમારિકા કે વિધવાને થયેલો છોકરો (૩) ગલ્લો (૪) આંખનો ડોળો; ડોળાનો કાળો ભાગ.

**ગોલણ**, સ્ત્રી. ગોલાની સ્ત્રી.

**ગોલવાડ**, સ્ત્રી. ગોલાઓનો મહોલ્લો.

**ગોલગું**, જુઓ ગુ. [ભરીને ફેંકનાર

**ગોલંદાજ**, ફા તોપમા ગોળા

**ગોલાર્ધ**, પુ. [सं.] ગોળાનો અર્ધ ભાગ.

**ગોલા**, ન. જનાનખાનામાં નોકરી કરનારાં હલકી વર્ણનાં માણસ.

**ગોલી**, સ્ત્રી. ગોલા જાતની સ્ત્રી (૨) જનાનખાનાની દાસી (૩)વિ. લુચ્ચી સ્ત્રી.

**ગોલૈયો**, પુ વગર નોતરે જમવા જનાર.

**ગોલો**, પુ.જનાનાનો નોકર; કચુકી. (૨) હિંદુઓની એક જાત. કહે૦ ગોલો ગોલી લઢે ને ગધેડાના કાન આમળે

**ગોલોક**, પુ. [सं.] સ્વર્ગનો એક વિભાગ; વિષ્ણુલોક.

**ગોલ્લો**, પુ. વાયડો (૨) વગર નોતરે જમવા જનાર

**ગોવધ**, પુ. [सं.] ગાયને મારવી તે.

**ગોવરૂં**, ન. શીતળાની જાતનો એક રોગ (૨)વિ. ગોબરૂં. [પાસેનો એક ડુંગર.

**ગોવર્ધન**, ન. [सं.] મથુરાં

**ગોવર્ધનધર**, પુ. [सं.] શ્રીકૃષ્ણ.

**ગોવાગણુ,** સ્ત્રી. ગોવા તરફની સ્ત્રી. (૨) ગોવા તરફની નાયકણ. ગોવાગરી=ગોવા તરફની. [ રહેવાસી.

**ગોવાનીસ,** ગોવા તરફનું; ગોવાનું

**ગોવારૂં,** ન. ઢોરનું ટોળુ.

**ગોવાવું,** ક્રિ. અ. નિંદાવું; વગોવાવું. (૨) સોંઘું ને સફરૂ વેચાવું. કેરીઓ ગઘેડે ગોવાય છે=કેરીઓ જોઇએ તેથી વધારે સસ્તી મળે છે. [ ચારનાર.

**ગોવાળ,** પુ. [સં. गोपाल] ઢોર

**ગોવાળણ,** સ્ત્રી જુ૦ ગોવાળણી.

**ગોવાળણી,** સ્ત્રી. ગોવાળની સ્ત્રી. (૨) રબારણ. [ એક રમત.

**ગોવાળબકરી,** સ્ત્રી નાનાં છોકરાની

**ગોવાળિયો,** પુ ગોવાળ. (૨) મૂર્ખ-અભણ માણસ •

**ગોવાળું,** ન. ગાયોનું ટોળું.

**ગોવાંદરૂં,** ન. [ સં. गो+वृंद ] ગોંદરો; ઢોરને ઉભા રહેવાની જગા; પાદર.

**ગોવિંદ,** પુ. [સં.] વિષ્ણુનું એક નામ.

**ગોવૃંદ,** ન. [સં.] ગાયોનું ટોળું.

**ગોષ્ઠ,** [ સં. ] ગાયોનો વાડો; ગૌશાળા. (૨) મસલત; છુપી વાતચીત.

**ગોષ્ઠી,** સ્ત્રી. [ સં. ] ખાનગી વાતચીત. (૨) નાટકનો એક પ્રકાર. (૩) દોસ્તદારી.

**ગોષ્પાદ,** ન. [સં.] ગાયનું પગલું; ગાયના પગલાનો પડેલો ખાડો.

**ગોસ,** વિ. જમણી બાજુનું. (૨) ન. માંસ. [ એક જાત.

**ગોસાંઈ,** પુ. [સં.] સાધુઓની

**ગોસ્વામી,** પુ. [સં.] વૈષ્ણવોના જે આચાર્ય તે; શ્રીમદ્‌વલ્લભાચાર્યના સંપ્રદાયના આચાર્યોની અટક (૨) એ આચાર્યોના નામની આગળ મૂકાતો માનવાચક શબ્દ.

**ગોહત્યા,** સ્ત્રી. [ સં. ] ગાય ને મારવી તે. (૨) ગાય મારવાનું પાપ.

**ગોહત્યારૂં,** વિ. ગાયની હત્યા કરનાર.

**ગોહાવું,** ક્રિ. અ ગુંચાવું; અંધારે અથડાવું.

**ગોળ,** પુ. [સં. गुड] શેરડીના રસને ઉકાળીને બનાવેલો પદાર્થ.

**ગોળ,** વિ. વર્તુલાકારનુ; દરેક બાજુ સરખી હોય એવું.

**ગોળકેરી,** સ્ત્રી. ગળકેરી; ગોળ કે ખાંડના પાણીમાં કરેલો કેરીનો ખાવાનો પદાર્થ. (૨) કેરીનું ગળ્યું અથાણું.

**ગોળગોળ,** વિ. નરમ; પોચુ; ઢીલું. (૨) અનુકૂળ; સારાં વચનથી પોતાને અનુકૂળ કરી નાખવું તે. (૩) મોઘમ.

**ગોળચુ,** ન. ગોળના અધિકાંશવાળા અથાણામાનું અકેકેક.

**ગોળધાણા,** પુ. ગોળ અને ધાણા. (૨) આનંદનો અવસર.

**ગોળપાપડી,** સ્ત્રી. ગોળ, ઘી અને લોટને સાથે શેકીને બનાવેલો ખાવાનો એક પદાર્થ; સુખડી.

**ગોળમટોળ,** વિ. સંપૂર્ણ ગોળ. (૨) ભરેલું; પુષ્ટ; જાડું.

**ગોળવો,** પુ. ગોળો. (૨) ગોળ આકૃતિનો લોંદો. (૩) ગોળ મોભિયાનો ટૂંકો કકડો; પીઢ.

**ગોળાઈ,** સ્ત્રી ગોળપણું.

**ગોળાકાર,** પુ. [ સં. ] વર્તુલના જેવી આકૃતિ તે. (૨) વિ ગોળ; જેનો આકાર ગોળ હોય એવું.

**ગોળી,** સ્ત્રી. [ સં. ગુટિકા ] નાનો ગોળો: ગુટિકા (૨) પાણી ભરવાનું નાનું પાત્ર. (૩) વૃષણ. (૪) નાનો લાડુ :–ક્રિ. પ્ર. ગોળી મારવી=બંદુકથી સીસાની ગોળી છોડવી. (૨) બહુ વધારે પડતું જમવાથી જડ થઈ જવું. ગોળીનુ પાણી સુકાવું=કુટુંબનાં સાધનો ઓછા થઇ જવાં

**ગોળો,** પુ. [ સં. गोल ] બધી બાજુએથી ગોળ હોય એવી ચીજ. પાણી ભરવાનું મોટું ગોળ પાત્ર. (૩) પેટના વાયુનો એક રોગ. રૂ. પ્ર ગોળો ચડવો.

**ગોળોપિંડાળો,** પુ સેળભેળ કરી નાખવું તે.

**ગોંદરો,** પુ. ગામનાં ઢોરને ઊભાં રહેવાની ગામની ભાગોળ પાસેની જગા.

**ગોંધવું,** ક્રિ. સ. રોકવું; ખાળવું; કેદ કરવું. [ ગાય જેવું ગરીબ; રક્ષણીય.

**ગૌ,** સ્ત્રી. [ સં. ] ગાય. (૨)વિ.

**ગૌગોટો,** પુ. ગાયના મોઢામાંથી નીકળતો એક પદાર્થ; ગોરોચના.

**ગૌચર,** ન. [સં.] ગામને સીમાડે ઢોરને ચરવા માટે ખેડાણ કર્યા વિનાની રાખેલી જમીન.

**ગૌડ,** પુ. બંગાળાનો એક પ્રાંત. (૨) વિ. ગૌડ બંગાળને લગતું. ગૌડબ્રાહ્મણ=સારસ્વત, કાન્યકુબ્જ, ગૌડ, ઉત્કલ અને મૈથિલ એમ પાંચ જાતના છે.

**ગૌડસારંગ,** પુ. [સં.] સારંગ રાગનો એક પ્રકાર

**ગૌડી,** સ્ત્રી. ગૌડ દેશની સ્ત્રી. (૨) વાણીનો–રાગણીનો એક પ્રકાર

**ગૌણ,** વિ. [ સં. ] મુખ્ય નહિ એવું; પેટાનું; ઉતરતું.

**ગૌતમ,** એક મોટા ઋષિ; બુદ્ધ.

**ગૌતમી,** સ્ત્રી એક પવિત્ર સ્ત્રી.

**ગૌતરાટ,** પુ. [ સં. गो+त्रि+रात्र ] સ્ત્રીઓએ ત્રણ રાત પાળવાનું ગાયનું એક વ્રત.

**ગૌત્રાટ,** જુ ગૌતરાટ.

**ગૌદાન,** ન. [સં.गौ+दा=આપવું] ગાયનું દાન.

**ગૌધન,** ન. [ સં. ] ગાયો રૂપી જે મીલકત તે. (૨) વિ. ઇંદ્રિયોથી સુખી હોય એવું

**ગૌબ્રાહ્મણપ્રતિપાળ,** [ સં. ] વિ. ગાય અને બ્રાહ્મણનું રક્ષણ કરનાર.

**ગૌમુખ,** ન. [સં.] ગાયનું મોઢું.

**ગૌમુખિયું,** વિ. ગાયના જેવા મોઢાવાળું; શરમાળ. રૂ. પ્ર ગૌમુખો વાઘ=

ઉપરથી ગરીબ જેવું દેખાતું પણ અંદરથી વાઘના જેવું.

**ગૌમુખી**, સ્ત્રી. [ सं. ] ગાયના મોઢાના આકારની માળા ફેરવવાની કોથળી.

**ગૌમૂત્ર**, ન. [सं.] ગાયનું મુતર.

**ગૌર**, વિ. [ सं. ] ગોરૂં.

**ગૌરવ**, ન. [सं.] મોટાઈ; પ્રતિષ્ઠા. (૨) વજન. (૩) આબરૂ; માન.

**ગૌરવર્ણ**, પુ. [सं.] ઉજળો રંગ તે.

**ગૌરાંગ**, પુ બંગાળમાં થઇ ગયેલા એક મોટા ધર્માચાર્ય. (૨) વિ. યુરોપિયનોને લગાડવામાં આવતું એક વિશેષણ

**ગૌરી**, સ્ત્રી. [सं.] દેવી પાર્વતીનું નામ (૨) આઠ વર્ષની બાળા (૩) માનાર્થ સ્ત્રીઓના નામની આગળ લગાડાતો શબ્દ.

**ગૌરીજ**, વિ. [ सं. ] ગૌરીથી જન્મેલું; ગણપતિ (૨) અબરખ.

**ગૌરીપુત્ર**, પુ. [सं] ગણપતિ.

**ગૌરીશિખર**, ન. [सं.] હિમાલય પર્વતનું એક ઉંચામાં ઉંચું શિખર

**ગૌવિલાપ**, પુ. [सं.] ગાયોનું કકળાણ.

**ગૌશાળા**, સ્ત્રી. [सं.] ગાયો રાખવાનું મકાન અથવા વાડો તે.

**ગૌશીતળા**, પુ. સેયડ; બળિયાકાકા.

**ગૌહત્યા**, સ્ત્રી. [ सं. ] ગાયની હત્યા કરવી તે.

**ગ્યાલન**, ન. [अं.] પ્રવાહી માપવાનું એક માપ, ૧૦ શેર [પદાર્થ.

**ગ્યાસ**, પુ. [ अ. ] વાયુ રૂપી

**ગ્રથિત**, વિ. [ सं. ] ગુંથેલું; બનાવેલું; રચેલું.

**ગ્રસવું**, ક્રિ. અ. [ सं. ग्रस =ગળવું ] ગળવું (૨) પકડવું; કબજે લેવું. (૩) ઢાંકવું; આવરવું

**ગ્રસ્ત**, વિ. [सं.] ગળેલું; પકડેલું.

**ગ્રસ્તાસ્ત**, પુ. [सं. ग्रस्त+अस्त] ગ્રહાયેલા ( સૂર્યચંદ્ર ) નું અસ્ત થવું તે.

**ગ્રસ્તોદય**, પુ. [सं. ग्रस्त+उदय] ઘેરાયેલા સૂર્યચંદ્રનો ઉદય થવો તે.

**ગ્રહ**, પુ. [ सं. ] આકાશમાં ફરતા દેખાતા તેજસ્વી ગોળાઓમાનો અકકેક તારો; સૂર્યમંડળમાનો દરેક ગોળો. ( રવિ, મંગળ, બુધ, ગુરુ, શુક્ર, શનિ, રાહુ અને કેતુ, એ મુખ્ય ગ્રહો છે. ગ્રહોની પાછળ ફરનારા જે ગોળાઓ છે તે ઉપગ્રહ કહેવાય છે. જેમકે ચંદ્ર. એ પૃથ્વીની આસપાસ ફરે છે. જ્યોતિષ પ્રમાણે નવ ગ્રહ છે અને તે મનુષ્યની ઉપર સારી માઠી અસર કરતા મનાય છે.)

**ગ્રહણ**, ન. [ सं. ] લેવું તે; સ્વીકાર. (૨) પકડવું-ધરવું તે. પાણિગ્રહણ=લગ્ન. (૩) સમજવું તે; ધરી લેવું તે. (૪) ભ્રમણ માર્ગમાં એક ગ્રહની છાયા બીજા ગ્રહ ઉપર પડે તે.

**ગ્રહણી**, સ્ત્રી. [ सं. ] ઝાડાનો રોગ; અતિસાર. સંગ્રહણી=ઝાડાનો રોગ.

**ગ્રહદશા**, સ્ત્રી. [ सं. ] ગ્રહની અસરથી થતી હાલત.

**ગ્રહદાન**, ન. [ सं. ] ગ્રહની નઠારી અસર મટાડવા માટે બ્રાહ્મણાદિને જે કંઇ આપવામાં આવે છે તે.

**ગ્રહનિરીક્ષણશાળા**, સ્ત્રી. [ सं. ग्रह+नि+ईक्ष=જોવું+शाला ] વેધશાળા; ગ્રહમંડળ જોવાને માટે ખાસ ગોઠવણવાળું જે સ્થળ હોય તે.

**ગ્રહનિરીક્ષા**, સ્ત્રી. [ सं. ] ગ્રહની બારીક તપાસ કરવી તે.

**ગ્રહપીડા**, સ્ત્રી. [ सं. ] ગ્રહની અસરથી થતુ દુઃખ.

**ગ્રહપૂજા**, સ્ત્રી. [ सं. ] ગ્રહોની શાંતિને અર્થે તેનું પૂજન કરવું તે.

**ગ્રહબળ**, ન. [ सं. ] ગ્રહની પ્રબળ અસર થવી તે.

**ગ્રહભાવ**, પુ. [ स. ग्रह+भू= થવું ઉ. भाव ] ગ્રહથી થતી અસર.

**ગ્રહમુખ**, પુ. [ सं. ] ગ્રહની શાંતિને અર્થે કરવાનો જે યજ્ઞ તે. ( मख=यज्ञ )

**ગ્રહમંડળ**, ન. [ सं. ] ગ્રહનો [ જે સમુદાય તે.

**ગ્રહરાજ**, પુ. [ सं. ] ગ્રહોનો રાજા તે; સૂર્ય.

**ગ્રહવું**, ક્રિ. અ. [ सं. ] લેવુ. [ પકડવુ; ધરવું.

**ગ્રહશાંતિ**, સ્ત્રી. [ सं. ] ગ્રહોની અસરની શાંતિ નિમિત્તે જે ક્રિયા કરવી તે.

**ગ્રહસંયમ**, પુ. [ सं. ] ગ્રહોનું નિયમન તે.

**ગ્રહેશ**, પુ. [ स. ग्रह+ईश ] ગ્રહોનો ઇશ તે; રવિ; સૂર્ય.

**ગ્રંથ**, પુ. [ सं. ग्रन्थ् ] સંબંધવાળા વાક્યોનો સમુદાય; પુસ્તક (૨) પ્રકરણ; ખંડ. (૩) છંદ; શ્લોક.

**ગ્રંથકર્તા**, પુ. [ सं. ग्रन्थ्+कृ ] પુસ્તકનો લખનાર. [ કરનાર.

**ગ્રંથકાર**, પુ. [ सं. ] ગ્રંથ

**ગ્રંથાંતર**, ન. [ सं. ग्रन्थ्+अन्तर ] એક પુસ્તકને બીજી ભાષામાં ઉતારવું તે (૨) એક સિવાય બીજો.

**ગ્રંથાવલી**, સ્ત્રી. [ सं. ग्रन्थ्+आवली ] પુસ્તકોની હારમાળા.

**ગ્રંથી**, સ્ત્રી. [ सं. ग्रन्थ् ] ગાંઠ; સાંધો.

**ગ્રાનિટ**, પુ. [ અ ] એક જાતનો કાળો કઠણ પત્થર.

**ગ્રામ**, ન. [ सं. ] ગામ; ગામડું. (૨) સ્વર તાણવાનું એક માપ. (૩) સંગ્રહ; સમુદાય.

**ગ્રામકંટક**, પુ. [ सं. ] આખા ગામને દુઃખ દેનાર માણસ; ગામનો ઉતાર.

**ગ્રામણી**, વિ. ગામનું ગોરપદું કરનાર; ગામોટ- (૨) ગામનો નાયક; મુખી.

**ગ્રામદેવતા**, સ્ત્રી. [ सं. ] ગામની અધિદેવતા.

**ગ્રામસિંહ**, પુ. [ सं. ] ગામમાં- વસ્તીમાં સિંહ જેવો જે તે; કુતરો.

**ગ્રામાચાર**, પુ. [ सं. ग्राम+आचार ] ગામનો વ્યવહાર–રૂઢિ.

**ગ્રામાધ્યક્ષ**, પુ. [ **સં. ग्राम+ अध्यक्ष** ] મુખી; ગામનો વડો.

**ગ્રામાંતર**, ન. એક ગામથી બીજે ગામ જવું તે; ગામોતર.

**ગ્રામ્ય**, વિ. [**સં.**] ગામસંબંધી. (૨) અસભ્ય; ગામડિયું; અણઘડ

**ગ્રાસ**, પુ. [**સં.**] જેટલો ખોરાક એકીવારે મોઢામાં ઘાલી શકાય તેટલો તે; કવલ; કોળીઓ. (૨) ગ્રહણને લીધે સૂર્ય ચંદ્રના જેટલા ભાગ ઉપર છાયો પડેલો હોય તેટલો ભાગ.

**ગ્રાસવું**, ક્રિ. ઘેરી લેવું.

**ગ્રાહ**, પુ. [**સં.**] મગર.(૨) પકડ.

**ગ્રાહક**, ન. [ **સં.** ] વસ્તુ લેનાર માણસ; ગ્રહણ કરનાર. (૨) કદર કરનાર; જાણનાર.

**ગ્રાહી**, વિ. [**સં.**] ઝાડાને સરતો અટકાવે એવું ( ઔષધ ). [ગ્રાહ્ય.

**ગ્રાહ્ય**, વિ. [**સં.**] ગ્રહણ કરવાને યોગ્ય.

**ગ્રીક**, વિ. ગ્રીસ દેશનું.

**ગ્રીનલેંડ**, ન. [ અં. ] શીત કટિબંધમાં આવેલો એક મોટો બેટ.

**ગ્રીનિચ**, ન. [ અં. ] ઇંગ્લાંડમાંનું વેધશાળા ને ગ્રહાવલોકન વગેરે માટે પ્રસિદ્ધ શહેર. [ ગળાનો પાછલો ભાગ.

**ગ્રીવ**, ન. [ **સં.** ] ગરદન;

**ગ્રીવા**, સ્ત્રી. [ **સં.** ] ગરદન; ગળાનો પાછલો ભાગ.

**ગ્રીષ્મ**, પુ. [ **સ.** ] ઉનાળો.

**ગ્રેનાઈટ**, પુ. [ અં. ] એક જાતનો કાળો અને લીસો પત્થર.

**ગ્રેટબ્રિટન**, ન. [ અ. ] યુરોપની પશ્ચિમે આવેલો અંગ્રેજ લોકોનો દેશ.

**ગ્લાનિ**, સ્ત્રી. [ **સં.** ] ફિકાશ; ઝાંખપ; દિલગીરી. [ (૨) કાચ.

**ગ્લાસ**, પુ. [**અં.**] કાચનો પ્યાલો.

## ઘ.

**ઘ**, [ **સં. घ** ] ગુજરાતી ભાષાના મૂળાક્ષરોમાંનો કંઠસ્થાની ચોથો વ્યંજન. (૨) વિ. ડોઠ

**ઘઉં**, [**સં. गोधूम**] ઉંચી જાતનું એક અનાજ; ગહું. ઘઉં ખેતમે **ને** બેટા પેટમેં=વૃથા કલ્પના કરવી ઘઉંપુર=ઘઉંના એક દાણાના વજન જેટલું ( ઘઉંની મુખ્ય જાતો:-કાઠા, વાજિયા, ચંદુશી, પોટા, હાસિયા, વણજારૂ, માળવી, દાઉદખાની, કાબરા, પોપટિયા, વગેરે)

**ઘઉંલો**, પુ. એક જાતનું સુગંધી દ્રવ્ય. (૨) ઘાસમાં થતો એક જાતનો છોડ. (૩) વિ ઘઉંલો રંગ=ઘઉં જેવો રંગ. ઘઉંલો સાપ=ઘઉંના રંગનો સાપ.

**ઘઉંવર્ણું**, ( ઘઉંવરણું ), વિ. ઘઉં જેવા રંગનું.

**ઘકાર**. પુ. [**સં. घ+कार**] ઘ એવો વર્ણોચ્ચાર તે; ઘ અક્ષર.

**ઘઘ્ઘો**, પુ. [ **સં.** ] ઘકાર, ઘ એવો ઉચ્ચાર; ઘ અક્ષર. (૨) ડોઠ; બેવકૂફ; મૂર્ખ. (૩) મોટો ડગલો; જામો.

**ઘચ,** અ એકદમ હથિયાર પેસતાં થતો અવાજ

**ઘચઘચ,** અ. ઉપરાઉપરી ઘચ એવો ભોંકાવાનો અવાજ થાય તે.

**ઘચડવું,** જુ. ઘચરડવું [ ભીડ.

**ઘચડાઘચડ,** અ. કચડાકચડ; ભીડા-

**ઘચડાઘચડી,** સ્ત્રી. [સં. ઘર્ષ] ભીડ; ગીરદી.

**ઘચડાવું,** ક્રિ અ. રગદાવું; દબાવું, પિલાવું (૨) જોરથી હિંદોળાવું.

**ઘચરકો,** પુ અપચાનો ઓડકાર. ઘચરકાવિકાર=ઘચરકાને લીધે ગળામાં અને શરીર ઉપર એક જાતનો જે રોગ ફૂટી નીકળે છે તે.

**ઘચરડવું,** ક્રિ. સ. ઘચડ ઘચડ થાય એમ જોરથી હિંચોળવુ.

**ઘચરડાઘચરડી,** સ્ત્રી. વારંવાર ઝોળીમાં નાંખી કંટાળાભેર હિંદોળવું તે. (૨) ગીરદી.

**ઘચડાવું,** જોરથી હિંચોળાવું.

**ઘચુમલ,** સ્ત્રી. ભરાવો.

**ઘચુમલો,** પુ. ઉપરાઉપરી ઘણી વસ્તુઓ એક સાથે એકઠી થવી તે, ભરાવો; જમાવ (૨) ટોળે વળીને ઉભા રહેવું તે.

**ઘચૈડવું,** જુ. ઘચરડવું.

**ઘટ,** પુ. [ સં. ] સાંકડા નાના મોંનું પાણીપાત્ર; કુંભ; કળશ; ઘડો. રૂ. પ્ર. ઘટસ્થાપન=શુભ કામનો આરંભ કરતાં પહેલવહેલો ઘડો મૂકવો તે. ઘટસ્ફોટ=છુપી વાત ખૂલી થવી તે. (૨) ઘટઘટ= પ્રત્યેક શરીર. (૨) બધી ખાલી જગા.

**ઘટ,** સ્ત્રી. [ સં. ઘટ=ઘટવું ] ઘટવું તે; ખૂટ; કસર; ઓછપ (૨) ખોટ; ટોટો; નુકસાન. રૂ. પ્ર ઘટ જવી=ખોટ આવવી. ઘટ ખમવી=ખોટ સહેવી.

**ઘટ,** વિ રગડા જેવું; જાડું; ઘાટું. (૨) ભરચક ભરેલું; ઠાંસીને વણેલું.

**ઘટક,** વિ. [ સં. ] ઘડી આપનાર; સંયોજક; રચનાર ઘટકાવયવ= આખી ઘટનામાંનો દરેક ભાગ

**ઘટક,** પુ. [ સં. ] યોજક: એક આખી વસ્તુના ઘણાક ભાગોમાંનો જે એક ભાગ તે [ માપવાનો વાટકો.

**ઘટકા,** પુ ઘડી; ઘટિકા. (૨) ઘડી

**ઘટકાવયવ,** પુ. [ સં. घटक+ अवयव ] આખાનો દરેક અવયવ; જેના નાના ભાગોથી આખો પદાર્થ બનેલો હોય તે

**ઘટતું,** વિ. [સં. घटित] યોગ્ય; જોઇએ તેટલું ને તેવું; માફક; વાજબી. (૨) ખૂટતુ; ઓછું; કમી

**ઘટના,** સ્ત્રી. [સ.] બેસતે બેસતું આવે એમ જોડવું તે; મેળ. (૨) ગોઠવણ; રચના; બનાવ [ દૃઢાસન.

**ઘટપાટ,** સ્ત્રી. [ સં. ] સ્થિર;

**ઘટમાન,** વિ. [સં] ઘડાતું; બનતું. (૨) સંભવિત. (૩) ઘટતું, યોગ્ય. (૪) ખૂટતું.

**ઘટમાળ,** સ્ત્રી. [સં. घटमाला] રેંટ. (૨) ક્રમ; પરંપરા; પ્રણાલિ.

**ઘટવધ,** જુ. વધઘટ.

**ઘટવવું**, ક્રિ. સ. ઝીણવટથી ગોઠવવું; બેસતું કરવું; યોગ્ય લાગે ને શોભે તેમ કરવું (૨) ઓછું થાય એમ કરવું.

**ઘટવું**, ક્રિ. અ. યોગ્ય લાગવું. (૨) કમી થવું; ખૂટવું. (૩) ચડી જવું; શોષાવું.

**ઘટસ્ફોટ**, પુ. [सं. घट+स्फुट] મડદાને બાળયા પછી ઘડો ફોડવો તે; સંબંધને છેવટનો તોડી નાખવો તે. (૨) કોઇ છુપી વાતનો ભેદ ખુલ્લો કરી નાખવોતે.

**ઘટા**, સ્ત્રી. [ सं. ] વાદળાનો જમાવ; મેઘાડંબર. (૨) ઝાડનાં ડાળા પાંખડાનો ભરાવો કે સમૂહ.

• **ઘટાકાશ**, ન. [सं. घट+आकाश] ઘડામાંનો જે અવકાશ–પોલાણ તે.

**ઘટાટોપ**, પુ. જુ. ઘટા. ઘોરંભો; ઘનવટા; વરસાદનો આડંબર. (૨) ઝાડના ડાળાં પાદડાનો ભરાવો; જમાવ.

**ઘટાડવું**, ક્રિ. સ. ઘટે એમ કરવું; ઓછું કરવું (૨)ઉતારી પાડવું. [ઘટ; ખૂટકો.

**ઘટાડો**, પુ ઘટવું તે; કસર;

**ઘટારત**, જુ. ઘટારથ

**ઘટારથ**, વિ. [ स. घटित+ अर्थ ] ઘટતું; યોગ્ય; વાજબી.

**ઘટારો**, જુ. ઘટાડો. [ લાગુ પાડવું.

**ઘટાવવું**, ક્રિ સ. બેસતું કરવું;

**ઘટિકા**, સ્ત્રી. [ सं. ] સાઠ પળ જેટલો વખત તે; ઘડી. (૨) ઘડિયાળ. (૩) ઘડી માપવાનો વાટકો.

**ઘટિકાયંત્ર**, ન. [ सं. ] ઘડીઓ માપવાનું યંત્ર, ઘડિયાળ.

**ઘટિત**, વિ. [ सं. ] જેવું જોઈએ તેવું; ઘટારથ; વાજબી.

**ઘટી**, સ્ત્રી. [ सं. ] ઘડી. (૨) ઘડી માપવાનો વાટકો.

**ઘટીયંત્ર**, ન. [ सं ] રેંટ; ઘટમાળ. (૨) ઘડીયાળ

**ઘટોત્કચ**, પુ ભીમસેન અને હિડિમ્બાનો પુત્ર; એક રાક્ષસ

**ઘટોદ્‌ભવ**, વિ. [ सं. घट+ उद्+भू ] ઘડામાંથી ઉત્પન્ન થયેલું. (૨) પુ. અગસ્ત્યમુનિ. [ ખીચોખીચ.

**ઘટ્ટ**. વિ જાડું; ઘટ; ઘિંચું (૨)

**ઘટ્ટપણું**, ન જાડાપણું. (૨) ટૂંપણતા.

**ઘડ**, જુ ગઠ

**ઘડઘડવું**, ક્રિ અ. ઘડઘડ એવો અવાજ થવો; ગડગડવું.

**ઘડઘડાટ**, પુ. ઘડઘડ થવું તે; ગડગડાટથી વધારે ભારે અવાજ.

**ઘડણ**, ન ઘડતર (૨) વિ. ઘડનાર.

**ઘડતર**, ન બનાવટ; રચના. (૨) ઘડવાની રીત (૩) ઘડામણી.

**ઘડનાળું**, ન. નીચેથી પાણી જવાને માટે રાખેલો માર્ગ; ગરનાળું.

**ઘડપણ**, ન. વૃદ્ધાવસ્થા.

**ઘડભાંગ**, જુ ગડભાંગ

**ઘડમાંચી**, સ્ત્રી. ઘડો મૂકવાની ત્રિપાઈ.

**ઘડવી**, સ્ત્રી. નાનું ટાંકું. (૨) નાની કોઠી. (૩) ગઢવી; ચારણ.

**ઘડવું**, ક્રિ. અ. [ सं. घट् ] અમુક આકાર આપવો; ઘાટ કાઢવો; રૂપ

આપવું; બનાવવું; રચવું. (૨) ઉત્પન્ન કરવું. (૩) કલ્પના કે તર્ક કરવો. (૪) સંકલના કરવી. (૫) ટીપવું; મારવું. (૬) યોજવું. ક્રિ. પ્ર. ઘાટ ઘડવો=મારી નાખવું; ઠેકાણે પાડી દેવું. [ ઘાટનો મોટો લોટો.

**ઘડવો**, પુ. [ **સં. ઘટ** ] ઘડાના

**ઘડાઈ**, સ્ત્રી ઘડવાની મહેનત; ઘડામણી. (૨) ઘડવાની રીત.

**ઘડાબૂડ**, વિ. ઘડો બૂડે એટલું (પાણી).

**ઘડામણ**, ન. ઘડવાનું મહેનતાણું.

**ઘડામણી**, સ્ત્રી. ઘડામણ.

**ઘડાયેલું**, વિ. ઘડાઇને સીધું થયેલું; અનુભવી. (૨) પલોટાયેલું [ ઘાટ કરાવવો.

**ઘડાવવું**, ક્રિ. સ બનાવરાવવું;

**ઘડાવું**, ક્રિ. અ બનવું (૨) ઠેકાણે આવવું; તૈયાર થવું.

**ઘડી**, સ્ત્રી. [**સં. ઘટી**] ઘટિકા. (૨) કાંસાની ગોળ જાડી તખતી; ઘડિયાળ. (૩) વખત માપવાનો વાટકો. (આ વાડકાને પાણીમા મૂકવામાં આવે છે. તળેના કાણામાથી પાણી ભરાઈ તેને બૂડી જતા બરાબર એક ઘડી લાગે છે.) (૪) વખત; પળ; તક રૂ. પ્ર. ઘડીના છઠ્ઠા ભાગમાં–તુરતજ.

**ઘડિયાળ**, સ્ત્રી. વખત બતાવનારૂ એક યંત્ર; ઘડીઓ ગણી દેખાડનારૂં યંત્ર.

**ઘડિયાળી**, પુ. ઘડિયાળ દુરસ્ત કરનારો. (૨) સ્ત્રી. પાણી ભરી રાખવાની નાની છોબંધ કોઠી.

**ઘડિયાળું**, ન. એકેક ઘડીને અંતરે વગાડવાની ઝાલર; મોગરીથી વગાડાય એવી કાસાની ધાતુની ઝાલર.

**ઘડિયાંલગ્ન**, ન. એકદમ લગ્ન લઈ લેવા તે; શુભાશુભ વખતની રાહ જોવાની ન હોય એવા લગ્ન. (૨) બહુજ ઉતાવળ.

**ઘડિયું**, ન. નાનું ઘડું; નાની કોઠી. (૨) કોઠીના ઘાટનું વાસણ.

**ઘડીએક**, અ ઘડી જેટલો વખત થાય તેમ [ ગડીઓ.

**ઘડિયો**, પુ આંકનો પાડો;

**ઘડીક**, અ ઘડીભર; થોડો વખત; સહેજ વાર. [ નિરંતર.

**ઘડીઘડી**, અ હરઘડી; ક્ષણેક્ષણ;

**ઘડીતાળ**, અ અંતસમય; મરવાની અણી ઉપર [ થોડીવાર.

**ઘડીભર**, અ એક ઘડી સુધી;

**ઘડુડાટ**, પુ. ઘડઘડાટનો અનુકરણાત્મક અવાજ; વાદળાની ગર્જનાનો કે તોપનો અવાજ. (૨) ઘડઘડ થવું તે.

**ઘડુડુધુસ**, અ. ઘડુડુડુ એવો અવાજ થઇને એકદમ પડી જતુ હોય તેમ.

**ઘડુલી**, સ્ત્રી બહુજ નાનો ઘડો.

**ઘડુલો**, પુ. ઘડો; નાનો ઘડો.

**ઘડુડઘડુડ**, અ ખેંચાતી ભારે વસ્તુને લીધે અવાજ થાય તે. (૨) પેટમાં થતો ગડગડાટ

**ઘડું**, [ **સં. ઘટ** ] અનાજ ભરવાની માટીની પાકી કોઠી. (૨) બહુ સારો ઘડેલો નહિ એવો અને હળમાં જાડો ઘડો.

**ઘડો**, [ **સં. ઘટ** ] સાંકડા મોંનું

પાણી ભરવાનું વાસણ; કુલ ક્રિ. પ્ર ઘડો ઢોળવો=સ્નાન કરવું; સગાઇ સંબંધ તોડી નાખવો ઘડો લાડવો કરવો=જેમ ફાવે તેમ કરીને નિકાલ કરવો. પાપનો ઘડો ફૂટવો=જાહેર પડી જવું. અધુરો ઘડો છલકાય=અધુરૂ જ્ઞાન સારૂ નહિ ઘડા જેવડું મોતી નહિ કાને કે નહિ કોટે=હદથી જાદે મોટી વસ્તુ કંઈ કામની નહિ કહે૦ ઘડે ઘડો ભરાય નહિ, ને ખોદાણે ખાડો પુરાય નહિ. ઘડો તેવી ઠીકરી અને મા તેવી દીકરી. ઘડા જેવડું માથું જાજો પણ ચણા જેટલું નાક ન જશો.

**ઘડયોઘાટ,** પુ. તૈયાર માલ.

**ઘઢાણ,** જુ ગઢાણ; ઊભુ ઘાસ.

**ઘણ,** પુ. [ **सं. घन** ] મોટો હથોડો (૨) લક્કડખોદ. (૩) લાકડામાં સડો કરનારો જીવડો.

**ઘણઘણ,** અ ધાતુ વગેરેના અવાજનો હવામા રણકાર થાય તે

**ઘણઘણાટ,** પુ. ખણખણાટ

**ઘણણણ,** અ. હવામા ધાતુનો અવાજ થઇ રહ્યો હોય તેમ.

**ઘણાક,** વિ. ઘણાએક; બહુ.

**ઘણાઘણ,** સ્ત્રી. ઘણાઘણી; બહુ સારો સંબંધ તે.

**ઘણાઘણી,** સ્ત્રી. બહુ સારા વ્યવહાર હોવાપણુ; પ્રેમ; સ્નેહ.

**ઘણાંક,** વિ. ઘણાંએક.

**ઘણાંવાનાં,** ન. બહુવાનાં; ઘણી ઘણી ચીજો. (૨) ઘણી ઘણી રીતે સમજાવવું તે. (૩) બહુ આગ્રહ.

**ઘણું,** વિ. [ **सं. घन** ] વધારે; બહુ; મસ.

**ઘણુ,** અ. મોટા જથામાં;બહુ ક્રિ. પ્ર. ઘણું હોવું=મદવાડ વધારે પડતો હોવો.

**ઘણુંક,** વિ ઘણાથી કંઈક ઓછું.

**ઘણુંકરીને,** અ. બનતા સુધી; વિશેષે કરીને. [ ભાગે

**ઘણુંખરૂં,** અ. બહુધા: મોટે

**ઘણુંજ,** અ બહુજ; અતિશે. વધારે

**ઘણેરૂં,** વિ. ઘણું (કવિતામાં).

**ઘન,** પુ. [ **सं. घन** ] મેઘ; વરસાદ (૨) કોઇપણ સંખ્યાને તેજ સંખ્યાથી ત્રણ વાર ગુણતા જે સંખ્યા આવે તે (૩) લંબાઇ, પહોળાઈ અને જાડાઈમા સરખો આકાર.

**ઘન,** વિ. [ **सं.** ] નક્કર; ભરેલુ. (૨) લંબાઈ પહોળાઈ અને ઉંચાઈ ત્રણેનો જેમા સમાવેશ થતો હોય એવું. (૩) વેદપાઠનો એક પ્રકાર

**ઘનઘટા,** સ્ત્રી મેઘાડંબર; ઘોરંભો.

**ઘનઘોર,** વિ. [ **सं.** ] મેઘથી છવાઈ રહેલું હોય એવું.

**ઘનચકકર,** વિ ઉધાનપાયાનું; સમજ વિનાનુ; અર્ધું ગાંડું

**ઘનફળ,** ન. [ **सं.** ] નક્કર વસ્તુની લબાઈ પહોળાઈ અને ઉંચાઈનું કુલ પરિણામ. [ ઉંડાઈનું પરિણામ.

**ઘનમાપ,** ન. લંબાઈ પહોળાઈ અને

**ઘનમાળ,** સ્ત્રી. [**सं.**] ઘનઘટા; વરસાદનો ઘોરંભો; મેઘમાળા.

**ઘનમૂળ**, ન. [ **સં.** ] ઘન સંખ્યાની મૂળ સંખ્યા ( ગણિતમાં ).

**ઘનરવ**, પુ. [**સં.**] મેઘનો અવાજ; ગર્જના. (૨) મોર.

**ઘનરસ**, પુ [**સં.**] જળ; પાણી. (૨) જાડું સત્વ; કાઢો. (૩) કપુર.

**ઘનવલ્લિકા**, સ્ત્રી. [**સં.**] વીજળી; વિદ્યુત્. [ નરક.

**ઘનવાત**, ન. [ **સં.** ] એક

**ઘનશ્યામ**, વિ. [**સં.**] મેઘના જેવા શ્યામ–કાળા રંગનું (૨) પુ રામ; કૃષ્ણ.

**ઘનસાર**, પુ. [**સં.**] કપુર. (૨) જળ; પાણી. (૩) પારો

**ઘનીકરણ**, ન. [ **સં.** ] સંગીન કરવાની ક્રિયા; બંધાવાની ક્રિયા.

**ઘમઘમ**, અ પોલાણનો થતો એવો અવાજ; જોરથી ચાલતા થતો અવાજ.

**ઘમકવું**, ક્રિ અ. ઘમઘમ થવું; ઘુઘરાનું વાગવું. [ ઘમકો.

**ઘમકાર**, પુ ઘમકવાનો અવાજ;

**ઘમકારો**, પુ. ઘમકાર; ઘમકો.

**ઘમકારિયું**, ન. જેમાથી ઘમઘમ એવો અવાજ નીકળે તે.

**ઘમકાવવું**, ક્રિ. સ. વગાડવું. (૨) દબડાવવું; લઈ લેવું (૩) ઠોકવું

**ઘમકો**, પુ ઘુઘરાના અવાજનો એક એક ઠોકો.

**ઘમઘમ**, અ. ઘમકાનો અવાજ.

**ઘમઘમવું**, ક્રિ. અ. ઘમઘમ થવું.

**ઘમઘમાવવું**, ક્રિ. પ્રે. ઘમઘમ થાય એમ કરવું. (૨) જોરથી મારવું–જોરથી ફેંકીને મારવું. (૩) ધમકી આપવી.

**ઘમઘમાટ**, પુ. ઘમઘમ એવો અવાજ થવો તે (૨) ઘમઘમ થઈ રહેલુ તે; તીવ્ર સુગંધ [ મારવો.

**ઘમવું**, ક્રિ. અ મુક્કાનો માર

**ઘમસાણ**, ન. કામને બગાડી નાખવું તે; ધૂળધાણી કરી મૂકવુ તે. (૨) કાપાકાપી; કતલ. (૩) ઘાલમેલ. [ રમત.

**ઘમરડીચકરડી**, સ્ત્રી. છોકરાંની એક

**ઘમંડ**, ન. ખોટો ડોળ; દંભ; શેખી.

**ઘમંડી**, વિ. દંભી; ડોળી. (૨) અભિમાની (૩) અભિમાન

**ઘમાઘમ**, અ. ઉપરાઉપરી ઘમઘમ થયું હોય તેમ. (૨) ઘાલમેલ.

**ઘમ્મરઘંટી**, સ્ત્રી. ઘમઘમ અવાજ કરતી ફરે એવી ઘંટી. [ ઠુંસ.

**ઘમ્મસઘમ્મા**, સ્ત્રી. ઘાંધલ; હોંસા-

**ઘર**, ન. [ **સં. ગૃહ** ] રહેવાનું ઠેકાણું; ગૃહ; ઓરડુ. (૨) બોડ; દર; માળો. (૩) કુટુંબ; ગોત્ર; કુળ. (૪) સ્ત્રી-પુરુષમાંનું અકકેક તે (૫) સંસાર (૭) ઉત્પત્તિસ્થાન. (૮) ખાનું (૯) મનની હાલત. (૧૦) તાબો; કબજો. (૧૧) રાગ અથવા સૂરની જાત.(૧૨) સ્થિતિ; શક્તિ. (૧૩) બચાવ. (૧૪) વાજાના સૂરનું ખાનું. (૧૫) મ્યાન; ખાનું; ચોકઠું (૧૬) સ્વદેશ; જન્મભૂમિ. ક્રિ. પ્ર. ઘર અજવાળવું=કુટુંબને શોભાવવું; ઘર ઉખડી જવું=કુટુંબનો નાશ થવો. ઘર ઉઘડવું=

કુટુંબનો વેલો ચાલે એમ થવું. ઘર ઉજળું કરવું=કુટુંબની કીર્તિ વધારવી. ઘરનો ભાર ઉપાડી લેવો=સંસાર વ્યવહારનું જોખમ માથે લેવું. ઘર ઉબરે=બહુજ નજીક. ઘર કાણું=ઘરનાં માણસોમાં ફાટફુટ તે. ઘરકુકડો=ઘરમાં ને ઘરમા ભરાઇ રહેવાની આદતવાળો માણસ. ઘરખુણે=અંદરઅંદર; માહોમાહે ઘરઘરનો ઉંદર=ઘરઘરની ખાનગી વાતો જાણનારો. ઘર ચલાવવું=કરકસરથી નિભાવ કરવો.ઘરજવું=આજીવિકાનું સાધન જવું.ઘર જોવું=વેશવાળ કરતાં સારા નરસા કુટુંબ સંબંધી તપાસ કરવી;ઘર તપાસવું; શક્તિ જોવી. ઘર ધોવું=ઘરનો પૈસો ઉડાવી દેવો. ઘરનો થંભ=કુટુંબનો જેની ઉપર આધાર હોય એવો માણસ ઘર ફાડવું=ચોરી કરવાને ઘરમાં પેસવું. ઘર ફૂટવું=કુટુંબનાં માણસોમાં ફાટફુટ થવી. ઘરે બેસવું=નોકરીચાકરી છુટી જવી. ઘર ભરવું=ઘરને સધન કરવુ. (૨) છોકરાંછૈયાંથી કુટુંબનો વિસ્તાર વધારવો ઘર ભાગવું=સ્ત્રી પુરુષ વચ્ચે અણબનાવ થાય એમ કરવું. (૨) પતિપત્નીમાથી એકાદનું મરી જવું. ઘરભંગ થવું=સ્ત્રીનું મરી જવું. ઘર મારવું=વિશ્વાસઘાત કરવો. ઘર માંટવું=સ્ત્રી પુરૂષે મળીને સંસાર ચલાવવો; સ્ત્રી પુરૂષનો વ્યવહાર ચાલુ કરવો. ઘર રાખવું=પોતાનું સંભાળવું. કહેવતોઃ-ઘર કહે તોડી જો અને વિવાહ કહે માંડી જો=તે કાર્યો એવાં છે કે જેમાં અદાજ કાયમ રહે નહિ. ઘરથી નીકળી વનમાં ગયાં તો વનમાં લાગી લાય=ભાગ્ય બે ડગલાં આગળનું આગળ. ઘર ગયું ને ઓશરી રહી=નુકસાનીમાંથી થોડો બચાવ થવો. ઘર જાણે પડોશી અને કુળ જાણે વહેવાઈ=અનુભવ થયો હોય તેજ ખરી બાબત જાણે. ઘર ત્યાં વર નહિ અને વર ત્યાં ઘર નહિ=બધી રીતે સરખાઇ ન હોય. ઘરનાં છૈયાં ઘંટી ચાટે અને ઉપાધ્યાયને આટો=ઘરનાં માણસોને સૌથી પહેલાં લાભ આપવો અને પછી ઉદાર થવું ઘરની કસર અને વહાણની સફર=ઘરની કરકસરની કિંમત ઘણી છે. ઘરની ગત પરને કહેવી નહિ=ખાનગીમાં જે કંઈ કરતા હોઇએ તે બહાર જણાવવું નહિ. ઘરનો રોટલો બહાર ખાવો=આપણે જેવું સ્વાગત કરીએ તેવું પામીએ. ઘર પ્રમાણે બારસાખ=દેવ તેવી પૂજા ઘરમાં ઘોડો ફેરવવો=નુકસાન વહોરી લેવું ઘરમા હનુમાન હડીઓ કાઢે અને ભૂત ભુસકા મારે=ઘરમાં કઇ ન હોય તે. ઘરમાં આડો વાસ કરે તો હાંલ્લુંએ નડે નહિ=અતિશય કંગાલિયત. ઘરમાં હાંલ્લાં કુસ્તી કરે અને બહાર લાલજી મનિયાર=પાસે કઇ હોય નહિ અને બહાર મોટો દેખાવ રાખવો તે ઘર વઠે ઘર જાય=ઘરનાં માણસ ખરાબ હોય તો બધું બગડે. ઘર વેચીને તીરથ કરવું=એવું પુણ્ય કે ધર્મદાન કે વ્યાપાર ન કરવો કે જે શક્તિ ઉપરાંતનું હોય. ઘર સુધરે તો ગામ સુધરે=વ્યક્તિનો સુધારો.

**ઘરઆંગણું**, ન. ઘર અને આંગણું. (૨) અ. જુદું કે દૂર નહિ તેમ. (૩) વિ.

બહુ નિકટ સંબંધનું. ક્રિ. પ્ર. **ઘરઆંગણું** કરવું=માર્ગપ્રતીક્ષા કરવી; અધીરાં થઈ વાટ જોવી.

**ઘરકરવું**, ક્રિ. નાતરૂ કરવું (૨) કાયમના થવું. (૩) અનુકૂળ થઇ રહેવું.

**ઘરકવું**, ક્રિ. સ. ખીજવું; ઘુરકવું.

**ઘરકામ**,ન ઘરનું સાધારણ કામકાજ.

**ઘરકિયું**, ન. તાડુકીને વારવું તે.

**ઘરકેળવણી**, સ્ત્રી. ઘરમાં મળતું શિક્ષણ.

**ઘરખટલો**, પુ. ઘરને લગતો સરસામાન (૨) સંસારનો ભાર. (૩) સ્ત્રી છોકરા વગેરે સમૂહ. (૪) સંસાર વ્યવહારને લગતુ જે કઇ હોય તે બધું.

**ઘરખરચ**, ન. ઘર ચલાવવા માટે થતું ખરચ [ નારૂં; શરમાળ.

**ઘરખુણિયું**, વિ. ઘરમાં બેસી રહે-

**ઘરખુણે**, અ માંહોમાંહે;અંદરખાને.

**ઘરગતુ**, વિ. [ **સં. गृह+गत** ] ઘરમાંનું; ઘરમાં ચાલતુ.

**ઘરઅત્થુ**, જુ. ઘરગતુ.

**ઘરઘોડી**, સ્ત્રી. ઘરમાં જમતી વખતે પહેરવાનું રેશમી કપડું.

**ઘરઘરણું**, [ **સં. गृह+गम्** ] વિધવા સ્ત્રીએ ફરીને ઘર માંડવું તે; નાતરૂ

**ઘરઘર**, ક્રિ અ. 'ઘરઘર' એવો અવાજ થવો; અંતકાળનો શ્વાસ બોલવો.

**ઘરઘરાઉ**, વિ. માંહોમાંહેનું;ખાનગી; ઘરનું હોય એવું. [ જવું.

**ઘરઘવું**, ક્રિ. અ. વિધવાએ નાતરે

**ઘરઘાલુ**, વિ. પોતે પોતાને નુકસાન કરે એવું;ઘરમાં ને ઘરમા ખોટું કામ કરનાર.

**ઘરચોળું**, ન. સ્ત્રીઓને પહેરવાનું એક જાતનું ભાતવાળું લુગડું. [ થયેલું.

**ઘરજણ્યું**, વિ કુટુંબમાં ઉત્પન્ન

**ઘરજમાઈ**, પુ સસરાના ઘરમાં જઇ રહેલો હોય તે પુરૂષ. ક્રિ. પ્ર. ઘરજમાઇ થઈ પડવું=બોજારૂપ થઇ પડવું.

**ઘરડ**, સ્ત્રી. [ **સં. घर्ष्** ] જમીનમાં પડેલી વાટ; ચીલો (૨) શાહ; ધારો. (૩) આમલીની સુકી છાલ.

**ઘરડપણ**, ન. વૃદ્ધાવસ્થા. (૨) મોટાઈ; ડહાપણ; ગાંભીર્ય. રૂ પ્ર. ઘરડપણનો ઘા=ઉત્તરાવસ્થામાં લાગેલો ક ે (૨) સુધરવાની ઝાઝી આશા ન રહે એવુ કહે૦ ઘરડપણ અને ગાંડપણ બરાબર.

**ઘરડવું**, ક્રિ. અ. ઘરડ ઘરડ થવું; ઘરેડો ચાલવો. (૨) ક્રિ. સ. તાણવું; (૩) ઘવડવું; ખણવુ; વલુરવુ.

**ઘરડાપો**, પુ. ઘરડપણને યોગ્ય ડહાપણ હોય તે; સમજુપણું. (૨) વૃદ્ધાવસ્થા.

**ઘરડિયું**, વિ. ઘરડુ થયેલું; વૃદ્ધ.

**ઘરડું**, વિ. ઉમરે પહોંચેલું; મોટી વયનું. (૨) પુરાણું; જુનું. (૩) પાકી ગયેલું; કઠણ. (૪) વડિલ; મોટું. રૂ. પ્ર. (૪) ઘરડું પાન=ઉત્તરાવસ્થાને પ્રાપ્ત થયેલું. કહે૦ ઘરડી ઘોડી અને લાલ લગામ. ઘરડી ગાયને ટોકરો. ઘરડાં ગાડાં વાળે.

**ઘરડેરૂં**, વિ. ઘરડું; વડિલ.

**ઘરણ**, ન. [ **સં. ગ્રહણ** ] સૂર્ય ચંદ્રના બિંબ ઉપર પૃથ્વીનો ઓળો પડવો તે જુ ગ્રહણ. (૨) ઘણ; મોટો ને ભારે હથોડો (૩) અણગમતું એવું જે કંઇ તે; આડખીલી. રૂ. પ્ર ઘરણઘેલું =અદપાંસળું ક્રિ. પ્ર ઘરણ થવું=અડચણ આવવી. કહે૦ ઘરણ વખતે સાપ=અણીને વખતે મુશકેલી ઉભી કરવી [ પાયાનું

**ઘરણઘેલું**, વિ. થોડું ગાંડું; ત્રણ

**ઘરણી**, સ્ત્રી [ **સં. ગૃહિણી** ] ઘરધણિયાણી; ગૃહિણી (૨) ઘરનું કામકાજ ઉપાડી લેનાર વહુ.

**ઘરધન**, સ્ત્રી. [**સં. ગૃધ્ર**] સમળી કરતાં મોટું એક પંખી; ગૃધ્ર; ગીધ.

**ઘરધણી**, પુ. ઘરનો માલીક; ઘર ચલાવનાર મુખ્ય પુરુષ. (૨) પતિ, શેઠ.

**ઘરધણિયાણી**, સ્ત્રી ઘરની મુખ્ય સ્ત્રી (૨) પત્ની. (૩) શેઠાણી.

**ઘરધંધો**, પુ. ઘરને લગતું પરચુરણ કામકાજ.

**ઘરઘાવડું**, વિ ઘરમાં જે હોય તે ઉપર આજીવિકા ચલાવનાર.(૨) નિરુદ્યમી; ઘર સાચવીને બેસી રહેનાર.

**ઘરનાળું**, ન. પાણી જવા માટે બાંધેલું નાળું; નાકું.

**ઘરપ્રવેશ**, પુ. [**સં. ગૃહપ્રવેશ**] ઘરમાં પેસવું તે. (૨) નવા ઘરમાં જઇને રહેતાં કરવાનો વિધિ; વાસ્તુ (૩) પરણીને આવેલી વહુનું પહેલવહેલું ઘરમાં દાખલ થવું તે. (૪) પારકા ઘરમાં દાખલ થવાનો ગુનો. [ નાર; ચોર.

**ઘરફાડુ**, વિ. ઘર ફોડીને ચોરી કર-

**ઘરબાર**, ન ગૃહસ્થાશ્રમી જીવનના તમામ સાધન. ( ઘર, સ્ત્રી, છોકરાં, માલમીલકત, અને રાચરચીલું વગેરે સૌ વાનાં ) (૨) સ્ત્રી; કુટુંબ. (૩) કુટુંબકબીલાવાળી સ્થિતિ.

**ઘરબારી**, વિ. સંસારી; ગૃહસ્થાશ્રમી. [ એવું.

**ઘરબોળુ**, વિ ઘરને પાયમાલ કરે

**ઘરભેદુ**, વિ. ઘરની બધી વાતથી માહીતગાર.

**ઘરમેળ**, પુ. ઘરમાં સૌનો મેળાપ; એકતા; સંપ (૨) વરતુ ખરચ લખવાનો ચોપડો

**ઘરમેળે**, અ. અંદર અંદર; આપસ આપસમા. (૨) દોસ્તીની રાહે.

**ઘરમોળું**, વિ. ઘરમાં બેસી રહેનારૂં.

**ઘરરખુ**, વિ. ઘર સભાળે એવું.

**ઘરવખુ**, વિ ઘરની કાળજી રાખનારૂં.

**ઘરવટ**, સ્ત્રી એક કુટુંબનાં હોય એવો પરિચય; ગાઢો સ્નેહસંબંધ. (૨) કૌટુંબિક સબંધ.

**ઘરવલુ**, વિ. ઘર પ્રત્યે મમતાવાળું.

**ઘરવાખરો**, પુ ઘરને લગતો સરસામાન; રાચરચીલું

**ઘરવાસ**, પુ. ઘર કરીને રહેવું તે. (૨) ગૃહસ્થાશ્રમ

**ઘરવાળું**, વિ. જેને ઘર હોય એવું;

ગૃહસ્થાશ્રમી. ઘરવાળી=સ્ત્રી ઘરવાળો=ધણી.

**ઘરવેરો,** પુ. ઘર ઉપર લેવાતો [ કર.

**ઘરસંસાર,** પુ. [ सं. गृहसंसार ] ઘર અને કુટુંબકબીલો.

**ઘરસંસારી,** વિ ગૃહસ્થાશ્રમી; ત્યાગી નહિ તે. (૨) કુટુંબવાળો.

**ઘરસાડી,** સ્ત્રી સ્ત્રીઓને ઘરમાં પહેરવાનું લુગડું (૨) અબોટિયું.

**ઘરસૂત્ર,** ન. [ सं. गृह+सूत्र ] ગૃહસ્થાશ્રમ ચલાવવાનાં સાધન; સ્ત્રી. (૨) ઘરરૂપી જાળ.

**ઘરાઉ,** વિ. ઘરગતુ; ઘરમાંનુ (૨) ખાનગી; અંદરઅંદરનું.

**ઘરાક,** ન. [सं. ग्राहक] ગ્રહણ કરનાર. (૨) ખુબી પિછાનનાર. (૩) માણનાર; ભોગવનાર.

**ઘરાકી,** સ્ત્રી. ઘણાં ગ્રાહક હોવાં તે; વકરો; ઉઠાવ. (૨) ખરીદી કરવાનો બાંધેલો વહેવાર.

**ઘરાગ,** જુ. ઘરાક.

**ઘરાગી,** જુ. ઘરાકી.

**ઘરાણિયાત,** જુ ઘરેણિયાત.

**ઘરાણિયું,** જુ. ઘરેણિયું.

**ઘરાણું,** જુ. ઘરેણું.

**ઘરૂણી,** સ્ત્રી. [ सं. गृहिणी ] સ્ત્રી; ઘરધણિયાણી; વહુ.

**ઘરૂં,** ન. [ सं. गृह ] કોઈ વસ્તુ રાખવાનું ખોખું.

**ઘરે,** પુ. ગ્રહ. (૨) ઘેર.

**ઘરેડ,** સ્ત્રી. જમીનની અંદર ખણાયેલો માર્ગ; ચીલો. (૨) દોરડાનો કાપો; આકો (૩) ઓળ; હાર; આવલી. (૪) પરંપરાથી પડેલો માર્ગ; પ્રણાલિકા.

**ઘરેડી,** સ્ત્રી. પાણી કાઢવાનું કુવા ઉપરનું ફરતુ યંત્ર; ગરગડી, ગરેડી. (૨) મરણ વખતે થતો ગળામાંનો અવાજ.

**ઘરેડો,** પુ. ઘરડઘરડ બોલતો શ્વાસ.

**ઘરેણાઉ,** વિ. વિ ઘરેણે આપેલું કે લીધેલુ. [ કે આપેલુ.

**ઘરેણિયાત,** વિ. ઘરેણે લીધેલું

**ઘરેણિયું,** વિ. ઘરેણે મૂકેલું કે રાખેલું; જેની ઉપર નાણાં લીધેલાં હોય એવું; લીધેલા અવેજની જોખમદારી મૂકેલું.

**ઘરેણું,** ન. દાગીનો; અલંકાર; ભૂષણ. (૨) શોભા; શણગાર રૂ પ્ર. ઘરેણા જેવું=શોભારૂપ. ક્રિ. પ્ર. ઘરેણાં પહેરાવવાં.

**ઘરેણે,** અ. સાનમાં આપેલું હોય તે; બદલે. ક્રિ. પ્ર. ઘરેણે મૂકવું=જામીનગીરી તરીકે આપવું. ઘરેણે લેવું=કોઈ વસ્તુ ઉપર નાણા ધીરીને તે રાખવી.

**ઘરેબારે,** અ. ઘર, પૈસોટકો વગેરે બધું પ્રાપ્ત થયેલું હોય તેમ. (૨) જામેલા આપઅખત્યારવાળું.

**ઘરોઘર,** અ. બધે ઘેર; ઠેરઠેર.

**ઘરોડ,** સ્ત્રી. ઘરેડ.

**ઘરોબો,** પુ. ઘરના જેવો સંબધ.

**ઘરોળી,** ( ઘિલોડી ), સ્ત્રી. ઘરની દિવાલો ઉપર ફરનારૂં નાનું એક પ્રાણી; ઢેઢગરોળી. [ બફારો.

**ઘર્મ,** પુ. [ सं. ] ઘામ; ઉકળાટ;

**ઘર્ષણ**, ન. [ **સં.** ] ઘસારો-ઘસરકો-ઉઝરડો-આંકો થવો તે. (૨) એક બીજાની વચ્ચે સહેજસાજ બોલાબોલી થવી તે.

**ઘલાવું**, દબાવું. (૨) પહેરાવું .(૩) ભરાવાવું. (૪) પેસાડી શકાવું.

**ઘલોડી**, ( ઘિલોડી ), સ્ત્રી ઘરોળી. (૨) ઘોલાં-ઘિલોડા-ટિંડોરાનો વેલો.

**ઘલોડું**, ( ઘિલોડું ), ન. ઘોલું; ઘિલોડું; ટિંડોરૂં (ઘિલોડાંનુ શાક થાય છે.)

**ઘવડવું**, ક્રિ. સ. ખણવું; ખજવાળવું

**ઘવાવું**, ક્રિ. અ. ઘાયલ થવું; જખમી થવું. [ કળતો અવાજ.

**ઘસઘસ**, અ. ગાઢ ઉંઘમાં ની-

**ઘસઘસાટ**, અ. ઘસઘસ શ્વાસ ચાલતો હોય તેમ. (૨) નચિંત રીતે; નિરાંતે.

**ઘસડવું**, ક્રિ સ. જમીન સાથે લાગી રહે તેમ ખેંચવુ; તાણવું. (૨) મરજી વિરુદ્ધ ખેંચવું. (૩) ઉતાવળે લખી કાઢવું.

**ઘસડાવું**, ક્રિ. અ. ખેંચાવું; પાછળ તણાવું. (૨) જમીન સાથે ઘસાય તેમ ખેંચાવુ.

**ઘસનાર**, વિ. ઘસવાનું કામ કરનાર. (૨) સાફ કરનાર; પહેલ પાડનાર.

**ઘસરકો**, પુ. સપાટી ઉપર ઘસાવાથી પડેલો લીટો; ઘસારો; આંકો.

**ઘસરડવું**, [ **સં. ઘર્ષ્** ] ખેંચવું; તાણવું. (૨) ઉતાવળે લખવું. (૩) જોરથી ઇચ્છા વિરુદ્ધ લઇ જવું.-ક્રિ. પ્ર. ઘસરડી નાખવું=બેદરકારીથી જેમતેમ કરી નાખવું

**ઘસરડાવું**, ક્રિ. અ તણાવું; ખેંચાવું. (૨) જમીન સાથે ઘસાતા જવું. (૩) જોર વિશેષ હોય તે તરફ ખેંચાવુ.

**ઘસરડો**, પુ. ઉઝરડો. (૨) વેઠ; કમનની મહેનત.

**ઘસરપસર**, અ ઘસડાય અને પછડાય તેમ, જેમતેમ.

**ઘસવું**, ક્રિ. સ. [ **સં. ઘર્ષ્** ] એક વસ્તુને બીજી વસ્તુ ઉપર જોરથી દાબીને ચલાવવી. (૨) રગડવુ; ચોળવું; મસળવું (૩) માંજવુ (૪) ઉજાળવું. (૫) છોલવુ. (૬) ધાર ચડાવવી. (૭) જેમતેમ લખી નાખવું (૮) ભુસી નાખવું. રૂ પ્ર. ઘસી પીવું=માંહોમાંહે સમાધાન કરી નાખવુ. (૨) નહિ લેખવવું. ઘસીને કાપવું=મૂળમાંથી કાઢી નાખવુ. ઘસીને ના પાડવી=સાફ ના પાડવી. કહે૦ ઘસીને ગુમડે ચોપડવાના કામમાં આવવુ=અણીને વખતે કામ આવે નહિ ત્યારે પછી શા કામનું ?

**ઘસાઘસ**, સ્ત્રી ઘસઘસ કરવું તે. (૨) સામસામે એક બીજાનુ ભુંડું બોલ્યા કરવું તે.

**ઘસારણ**, ન. ઘસારો. (૨) ઘાસ; ઘસતાં પડેલી રજ. (૩) તોટો; નુકસાન. ઘસવાની મજુરી. (૪) ઘસીને પીવાનું ઓસડ. [ પાવાનું ઓસડ.

**ઘસારવું**, ન. ઘસીને બાળકને

**ઘસારો,** પુ. ઘાસ; ખોટ; નુકસાન. (૨) આકો; લીટો. (૩) ઘસાયાનો ભુકો; રજ; કચરો. (૪) ઘસીને પ્રવાહી બનાવેલું ઓસડ. ક્રિ. પ્ર. ઘસારો પડવો =ખાધ આવવી. ઘસારો આપવો=નુકસાન મજરે આપવું ઘસારો વેઠવો= ખરચ ખમવું

**ઘસાવવું,** ક્રિ. પ્ર. કોઇ ઘસે એમ કરાવવું. (૨) ઉજળું કરાવવું. (૩) છોલાવવું. (૪) ધાર કઢાવવી. (૫) વધારાનું હોય તે ઓછું કરાવવું. (૬) ઓળાવવું. (૭) ભુકો પડાવવો. (૮) લેપ કરાવવો. (૯) ખણુજ ભગાવવી.

**ઘસાવું,** ક્રિ. અ. [ **સં. ઘર્ષ્** ] ઘસારો પડે એમ થવું (૨) ઓછું થવું; ઘટવું. (૩) કામ આવવું. (૪) શરીરે જીર્ણ થઈ જવું. (૫) પૈસાની ભીડમાં આવવું. રૂ. પ્ર. ઘસાતું બોલવું=વિરુદ્ધ બોલવું. ઉઘરાણી ઘસાતી જવી=થોડે થોડે ટુંકી થઈ જવી.

**ઘસિયું,** વિ. ઘસીને ઉખાડેલું; ઉઝરડી લીધેલું. ભુકો થઈ ગયેલું હોય એવું ( મીઠું ).

**ઘસિયો,** પુ. થોડા ઘીમાં શેકેલા લોટનો ખોરાક; થોડા ઘીની છુટી સુખડી. (૨) ઘસવાનું કામ કરનાર.

**ઘસોટિયો,** પુ. ઘઉંના લોટને ઘસીને બનાવેલો ખાવાનો એક પદાર્થ; ઘસિયો.

**ઘળકો,** જુ. ગળકો.

**ઘંઘોલિયું,** ન. ઘુંઘટો; પોતાનું શરીર મોં વગેરે ઢાંકીને ખુણામાં બેસી રહેવું તે. (૨) છેક સાધારણ ઘર; અવ્યવસ્થિત ઘર. (૩) સારી વસ્તુની ખરાબમાં ખરાબ સ્થિતિ થઈ જવી તે.

**ઘંટ,** મોગરી કે બીજું કંઇ પણ ઠોકતાં ઘણઘણાટ અવાજ કરે એવો ધાતુનો ( કાંસાનો ) જાડી લોઢી જેવો કે ઉંધા પ્યાલા જેવો એક આકાર. ક્રિ. પ્ર ઘંટ વગાડવો=જાહેર કરવું; ચેતવણી આપવી રૂ. પ્ર. ઘંટ જેવું=બહુજ પાકું; શઠ ઘરમાં ઘંટ વાગે છે=ઘરમાં કંઈ પણ નથી. પાકો ઘંટ=બહુજ પહોંચેલો માણસ.

**ઘંટડી,** સ્ત્રી નાનો ઘંટ; ટોકરી. ક્રિ. પ્ર. ઘંટડી વાગવી=ખાલી થઇ જવું; (૨) ભોજનની વેળા થવી.

**ઘંટડો,** પુ. મોટો ઘંટ; ટોકરો

**ઘંટમાળ,** સ્ત્રી. ઘંટડીઓની માળા; ઘુઘરમાળ. ( બળદને ગળે બંધાય છે. )

**ઘંટરવાળ,** સ્ત્રી. ન. એક જાતનું શિકારી વાજું. [ ઘંટી.

**ઘંટલો,** પુ ભરડવાની થાળા વિનાની

**ઘંટાકર્ણ,** પુ. [ **સં.** ] શિવનો એક ગણ. ( આ ગણ ભક્તિની કામના પુરનાર ગણાય છે. કેટલાક લોક એની ઉપાસના કરે છે. )

**ઘંટાપંથ,** પુ. [**સં.**] રાજમાર્ગ; જાહેર માર્ગ તે.

**ઘંટારવ,** પુ. ઘંટના જેવો અવાજ.

**ઘંટી,** સ્ત્રી. [ **સં.** ] ઘંટ; ઘંટડી; ટોકરી. (૨) ધક્કા. (મશ્કરીમાં)

**ઘંટી,** સ્ત્રી. અનાજ દળવાની પ-

ત્થરનાં બે પડવાળી એક બનાવટ; કોઈ-પણ ફરતા બે પડવાળું યંત્ર; ચક્કી. કહે૦ ઘરનાં છૈયા ઘંટી ચાટે ને ઉપાધ્યાને આટો. ઘંટીના સો ને ઘંટાનો એક=ઘંટી પ્રમાણે ઓરણું ને ચુલા પ્રમાણે ખોરણું

**ઘંટીચોર,** પુ. ખીસાકાતરૂ. (૨) ચાલાક. કહે૦ ચોરનો ભાઇ ઘંટીચોર.

**ઘંટુ,** ન. હાથીનો ઘંટ

**ઘંટો,** પુ. મોટો ઘંટ. (૨) દળવાની મોટી ચક્કી

**ઘંડ,** પુ. ભ્રમર; ભમરો.

**ઘા,** પુ. [ **સં. घात** ] ધારવાળું હથિયાર જોરમાં વાગવાથી જે કાપ પડે છે તે; ક્ષત; જખમ. (૨) ઝટકો; પ્રહાર (૩) મોટા દુ:ખની ઉંડી અસર. (૪) ચોવિશ કાગળનો જથ્થો; દસ્તો. ક્રિ. પ્ર. ઘા કરવો=અઘટીત નુકસાન કરવું. ઘા ખમવો=નુકસાન ખમવું. ઘા થવો=ચોટ લાગવી. ઘા પડવો=મહાકષ્ટ આવી પડવું. ઘા મારવો=યોગ્ય વખતે યોગ્ય કહેવું. (૨) નુકસાન કરવું. ઘા લાગવો=મોટું નુકસાન થવું. છાતીનો ઘા=અંતરમાં દુ:ખ થાય એવો બનાવ. સોડનો ઘા=વિશ્વાસઘાત ઘામાં લૂણ=દુ:ખમાં વધુ દુ:ખ; 'બળતામાં ઘી.' ઘા-આજરિયું=ઘાને સાધી દેવાનો અને રૂઝ લાવવાનો ખાસ ગુણ ધરાવતી પાણીમાં થતી એક વનસ્પતિ. ઘા ભેગો ઘસરકો=કરવું ત્યારે તો પુરૂજ કરવું.

**ઘાઈ,** સ્ત્રી ઉતાવળ; દોડાદોડી. (૨) ધાંધલ. (૩) ભરાવો.

**ઘાએલ,** જુ. ઘાયેલ.

**ઘાઘરી,** સ્ત્રી. [ **દે. घग्घर** ] કમ્મરની નીચેના ભાગનો છોકરીઓનો ઘેરદાર પોષાક; ચણિયો; નાનો ઘાઘરો. (૨) ઝુલવાળો ગલેફ. (૩) વીણા રાખવાની કોથળી ક્રિ પ્ર. ઘાઘરી પહેરવી=સ્ત્રી જેવા થવું; નર્તક બનવું. ૩ પ્ર. ઘાઘરિયુ ગોતર=છોકરીઓ વધારે થતી હોય એવું કુટુંબ; સ્ત્રીપ્રધાન કુટુંબ.

**ઘાઘરો,** પુ. સ્ત્રીઓને પહેરવાનું કમ્મરથી પગના પંઝા સુધી આવી રહે એવું ઘેરદાર વસ્ત્ર; ચણિયો. કહે૦ ગયો ઘાઘરો ને ગયો ઘરવાખરો=સ્ત્રી ગઈ એટલે ઘર નકામુંજ. રૂ. પ્ર. ઘાઘરા. ચલણ=સ્ત્રીનું ચલણ. ઘાઘરા પલટણ=સ્ત્રીઓનું ટોળું

**ઘાટ,** પુ. [ **સં. घट** ] ઘડીને બનાવેલો આકાર; આકૃતિ. (૨) ચહેરો; સીકલ (૩) નદી કે નવાણ ઉપર પગથિયાંવાળું જે બાંધકામ કરેલું હોય છે તે; નવાણનો મનુષ્યની અવરજવરવાળો કિનારો. (૪) સ્ત્રીઓને પહેરવાનું એક જાતનું રેશમી કપડું; ગાળો. (૫) પર્વતો ઉતરીને જવાનો માર્ગ. (૬) સહ્યાદ્રિ પર્વતનો પ્રદેશ. (૭) ગોઠવણ; યુક્તિ કરીને પાર ઉતારવું તે. (૮) તાલ; પ્રસંગ; લાગ. (૯) રીત; વર્તન; લક્ષણ. ક્રિ. પ્ર. ઘાટ ઘડવો=ઘણું નુકસાન કરવું; મારી નાખવું. (૨) મનોરથ કરવા. ઘાટ ઘાટનાં પાણી પીવાં=દેશ દેશનો અનુભવ લેવો. ઘાટ આણવો=તક લાવવી; ઘાટ

બેસવો=ધાર્યા પ્રમાણે થવું ક્રિ. પ્ર. ઘાટ ઉતારવો=ચોકઠું બેસાડવું. કામ થાય એમ ગોઠવવું.

**ઘાટડી,** સ્ત્રી સ્ત્રીઓને ઓઢવાનું રેશમી લુગડું; ચુંદડી (કન્યાને વર તરફથી મંગળ વસ્ત્ર તરીકે ઓઢાડવામાં આવે છે તે; મંગળ ઘાટડી) (૨) સુવાસણ સ્ત્રીના મડદા ઉપર ઓઢાડવામાં આવે છે તે. ક્રિ પ્ર. ઘાટડી ઘાલવી=મરનાર સુવાસણને પિયેર તરફથી ચુંદડી ઓઢાડવી. ઘાટડી સાથે જવું=પતિના પહેલાં સ્ત્રીનું મરણ થવું આવી ઘાટડીએ અને જઈશ ડાઠડીએ=અર્થાત્ લગ્ન થયાં તે મરણેજ છૂટવાનાં (૩) છાતી અને પીઠ ઢંકાય તેમ શરીરે ગાંઠ મારીને કપડું વિંટાળવું તે. ક્રિ પ્ર ઘાટડી ભીડવી=પહેરેલા કપડાના ઝુલતા છુટા છેડાને કમરે બાંધવા.

**ઘાટણ,** સ્ત્રી. ઘાટીની સ્ત્રી. (૨) ઘરકામ કરનારી સ્ત્રી; ચાકરડી.

**ઘાટદાર,** વિ ઘાટવાળું. (૨) રૂપાળું.

**ઘાટપોત,** ન. હલકી જાતનું રેશમી કપડું.

**ઘાટી,** પુ. દક્ખણના પહાડી પ્રદેશનો રહેવાશી; ચાકરનું કામ કરનારો દખણી માણસ. (૨) ઘરકામ કરનારો ચાકર. (૩) વિ. જાડું; કઠણ હોય એવું; મજબુત મનનું.

**ઘાટીલું,** વિ ઘાટવાળું. (૨) રૂપાળું.

**ઘાટ્ટું,** વિ. ગાઢું; સખત (૨) કઠણ; સંગીન.

**ઘાડ,** જુ. ગાઢ.

**ઘાડવો,** ન માટીનું ઘડા જેવું વાસણ; [ ઘડો.

**ઘાડું,** (ગાઢું), વિ ઘાટું; રગડા જેવું (૨) જાડું. (૩) કઠણ થઇ ગયેલું; રીઢું. (૪) ભરાઉ; ખીચોખીચ.

**ઘાણ,** પુ આખાનો અમુક જત્થા જેટલો ભાગ; વિભાગ. (૨) ધૂળધાણી કરી નાખવું તે, ભેળસેળ કરી નાખવું તે (૩) કચરી છુંદી નાખવું તે; સંહાર (૪) [ सं. घ्राण ] બદલો; દુર્ગંધ. (૫) મોટો હથોડો ક્રિ પ્ર ઘાણ બગાડવો=ગોઠવેલો દાવ બગાડી નાખવો ઘાણ નીકળી જવો=મોટો સંહાર થઇ જવો.

**ઘાણી,** સ્ત્રી. [ सं. घूर्णि ] તેલી બીયાં પીલવાનું લાકડાનું યંત્ર. (૨) મહેનત આપનારૂં અને પીડાકારક થઇ પડેલું અણગમતું કામ. ક્રિ. પ્ર. ઘાણી કરવી=ઘાણી રાખી તલ વગેરે પીલવાનું કામ કરવું. ઘાણીએ જોડવું=કંટાળા ભરેલા કામમાં જોડવું; ઘટમાળમાં નાંખવું. ઘાણીમાં ઘાલીને પીલવું=જેમાથી છુટાય નહિ એવા કામમાં નાખીને દુઃખ દેવું. અવળી ઘાણીએ ઘાલીને પીલવું=સખતમાં સખત શિક્ષા કરવી. રૂ. પ્ર. ઘાંચીની ઘાણી=કંટાળા ભરેલું કામ કે વૈતરૂં. ઘાણીનો બળદ=ઘટમાળમાં ફરતો જીવ; દુઃખ સહેનાર; એકમાર્ગી; બીજી કંઈ ગમ વગરનો માણસ.

**ઘાત,** સ્ત્રી. [ सं. हन् ] મારી નાખવું તે; હત્યા; ખૂન. (૨) અકાળ

મૃત્યુ. (૩) પુ. ઝટકો. (૪) પ્રહાર; ફટકો. (૫) અમુક સંખ્યાને તેનાથી ગુણીને વધારવી તે. ક્રિ. પ્ર. ઘાત કરવી=મારવું. ઘાત જવી=મોતમાંથી બચવું.

**ઘાતક,** વિ. ઘાત કરનાર. (૨) જીવને જોખમ લગાડે એવું (૩) નિર્દય. (૪) પાપી; ખૂની. (૫) પુ. મારો; જલ્લાદ.

**ઘાતકી,** વિ૦ ઘાત કરનાર; ખૂની. (૨) નિર્દય; દુષ્ટ.

**ઘાતચંદ્ર,** પુ. [સં.] જ્યોતિષ પ્રમાણે અમુક રાશિના સ્થાનમાં રહેલો ચદ્ર હાનિકર્તા ગણાય છે તે.

**ઘાતતિથિ,** સ્ત્રી. [સં.] જ્યોતિષ પ્રમાણે અમુક દિવસ જે હાનિકર્તા હોય તે. (૨) અશુભ દિવસ.

**ઘાતનક્ષત્ર,** ન. [ સં. ] હાનિકારક નક્ષત્ર. [ વાર

**ઘાતવાર,** પુ. [સં.] હાનિકારક

**ઘાતસ્થાન,** ન. [સં.] નુકસાન કરનારૂ ગ્રહાદિકનું સ્થાન. (૨) મારી નાખવાનું સ્થળ. [ કસાઈ.

**ઘાતી,** વિ ઘાત કરનાર. (૨) પુ.

**ઘાતુક,** જુ૦ ઘાતકી [ કરનારૂ તેલ.

**ઘાતેલ,** ન. ઘા ઉપર સારી અસર

**ઘાપહાણ,** પુ એક જાતનો પત્થર કે જે ઘા ઉપર લગાડતાંજ ચોંટી જાય છે અને જ્યારે ઘા રૂઝાય ત્યારે ઉખડે છે.

**ઘામરૂં,** જુ. ગાભરૂં.

**ઘાબાજરિયું,** ન. ઘાને રૂજવવાનો ગુણ ધરાવનારૂં એક છોડ઼.

**ઘામ,** પુ. [સં. ઘર્મ] બફારો; બાફ. (૨) પરસેવો; પસીનો. (૩) તાપ.

**ઘામછ,** ન. વહાણના તળિયામાં જે પાણી ભરાય છે તે. (૨) પરસેવો. ( ઘામચ કે ઘામટ. )

**ઘાય,** પુ ઘા; ઘાવ. ( કવિતામાં )

**ઘાયડમલ,** વિ. બહાદુર; શૂર; પહેલવાન. [ હાર છોડ.

**ઘાયપાત,** પુ. એક જાતનો રેસા-

**ઘાયલ,** જુ. ઘાયેલ.

**ઘાયાંબુડયાં,** વિ. કમોતે મુએલાં; ઘા લાગવાથી અથવા પાણીમાં બૂડવાથી મરણ પામેલાં

**ઘાયેલ,** વિ. ઘવાયેલું; જખમી. (૨) જેને કામવિકારની અસર થયેલી હોય એવું; કામપીડિત

**ઘાયો,** પુ ચાવિશ કાગળનો જથ્થો; દસ્તો; ઘા. (૨) ઘાયેલ થયેલો હોય તે. (૩) હૈયુ ભેદાય એવું લખાણ. સંકેતનું લખાણ, કોયડો.

**ઘારણ,** ન ખૂબ ઉંઘ આવવી તે (૨) ખૂબ ઉંઘ આણે એવું જે તે. (ઔષધાદિક.) ક્રિ. પ્ર ઘારણ આવવું= ગાઢ નિદ્રા આવવી. ઘારણ નાખવું-મૂકવું=સામો માણસ ઉંઘે એમ કરવું.

**ઘારાપુરી,** સ્ત્રી. મુંબાઇ પાસે આવેલો એક નાનો ટાપુ. ( ત્યાં બૌદ્ધ સમયની ગુફાઓ છે.)

**ઘારી,** સ્ત્રી. પડમાં પૂરણ રાખીને તળી કાઢેલી પૂરી. (૨) તળેલું ઢેબરૂં;

ચડું. ( ૩ ) ચોટલીની આસપાસ રખાવેલા થોડા થોડા ટુંકા વાળ. (૪) પાણીમાં ઠીકરી મારવાથી પડતું ચકરડું.

**ધારીપુરી,** સ્ત્રી. કણીકના પડમાં પૂરણ મૂકીને કરેલી પૂરી.

**ધારૂં,** ન. રસી નીકળતી હોય એવું ચાઢું; નારૂ. (૨) લવારૂ; ગાડર.

**ઘાલ,** સ્ત્રી. જમવા બેઠેલાં માણસની હાર; પંગત. (૨) નુકસાની; ખોટ. ક્રિ. પ્ર. ઘાલ પાડવી=માણસોને ઓળબંધ જમવા બેસાડવાં. (૩) ઘાલ પડવી= નુકશાન આવવું

**ઘાલખાધ,** સ્ત્રી. આપલે કરવાથી જે નુકસાની પડે તે

**ઘાલઘુસૈડ,** સ્ત્રી ઘાલમેલ; કાઢઘાલ કરવી તે. ક્રિ. પ્ર. ઘાલઘુસૈડ કરવી= વસ્તુને ચુથી નાખવી; ઉલટાસુલટી કરી નાખવી. (૨) કોઇને ત્યાં બહુ જવું આવવું તે [દીવાળિયો

**ઘાલણદાસ,** પુ. નાણાં ઘાલી જનારો;

**ઘાલમેલ,** સ્ત્રી. ગડબડસડબડ; ગોટાળો. (૨) ભેળસેળ; ભેગ. (૩) આવજા. (૪) ખટપટ; પ્રપંચ. (૫) આપલેનો સંબંધ. ક્રિ પ્ર ઘાલમેલ કરવી= બાજી રમવી.

**ઘાલમેલિયું,** વિ. ઘાલમેલ કરનારૂ; ગડબડિયું; ખટપટી; પંચાતિયુ. (૨) ઉતાવળિયું. (૩) ઘુસણદાસ. (૪) પેચી.

**ઘાલવું,** ક્રિ. સ. અંદર મૂકવું; ખોસવું. (૨) પહેરવું; ધારણ કરવું. (૩) ખંતથી મચ્યા રહેવું. (૪) કોઇનાં નાણાં હજમ કરવાં. (૫) મેળવવું; ભેળવવું. ક્રિ. પ્ર ઘર ઘાલવું=કુટુંબમાં ને કુટુંબમાં ખોટુ કામ કરવું; નુકસાન કરવું; કામ બગાડવું. નીચું ઘાલવું=શરમાવું. કોઠી ઘાલવી=પેઢી સ્થાપવી. પગ ઘાલવો=-માં દાખલ થવું. ખોળે ઘાલવું=રક્ષણમાં લેવું. માથે પાણી ઘાલવું=મંદવાડમાંથી સાજા થઇ ઉઠવું. માથે ધૂળ ઘાલવી=ફજેત થવું; નઠારૂં કામ કરવું. વેળ ઘાલવી=લોહીનું બંધાઇને ગાંઠ થવી. નજરમાં ઘાલવું= ધ્યાનમાં લેવું

**ઘાવ,** પુ ધારવાળું હથિયાર વાગવાથી જે ઉંડો કાપ પડે છે તે; જખમ. (૨) સમસ્યા; કોયડો; સવાલ જવાબ વાળું પદ્ય. (૩) ન ઝાકળ [થવું.

**ઘાવું,** ક્રિ અ. ઝટકો લાગવો; ઘાયલ

**ઘાવેડી,** વિ ઝીણી બુદ્ધિનું; ચ ચળ; ચતુર

**ઘાસ,** ન. [સં.] એની મેળેજ ઉગી નીકળતુ તૃણ; ખડ; ચાર. ક્રિ. પ્ર૦ ઘાસ ખાવું=પશુની માફક વર્તવું. ઘાસ કાપવું=સામો ઉપેક્ષા કરે એમ બોલવું. (૨) સ્ત્રી ઘસારો. (૩) ખોટ. ઘાસ ખાવી=ઘટ ખમવી. ઘાસ કાપવી=ઘટ વાળી લેવી. ઘાસ લાગવી=ઘટ આવવી.

**ઘાસચારો,** પુ. ઢોરોના નિર્વાહનું જે કંઈ ઘાસ કડબ વગેરે તે.

**ઘાસતેલ,** ન. જમીનમાંથી નીકળતું એક જાતનું તેલ; કેરોસીન.

**ઘાસદાણો**, પુ ઢોરોના નિર્વાહનું જે ઘાસ અને અન્ન વગેરે તે. (૨) ઘાસ અને દાણારૂપે અપાતી ખંડણી. ( કાઠી-આવાડના રાજાઓ ગાયકવાડને ખંડણી-રૂપે ઘાસદાણો આપે છે )

**ઘાસપુંજો**, પુ કચરોપુંજો, વાસીદું

**ઘાસલેટ**, જુ. ઘાસતેલ

**ઘાસવું**, ક્રિ. અ. [ सं. घर्ष् ] ઘસાવું. (૨) કંઈક ઉપકાર કરવો, લાભ કરવો. ક્રિ. પ્ર. ઘાસી છૂટવું=નોઈનું પણ કામ કરી છૂટવું.

**ઘાસિયું**, વિ ઘાસમાંથી ઉત્પન્ન થયેલું ઘાસિયુ ઘી=જે ઢોર એકલા ઘાસ ઉપરજ રહેતા હોય તેનું ઘી. (૨) ભેળ-વાળું; સત્ત્વરહિત; હલકું; ઉતરતું.

**ઘાસિયો**, પુ. [ अ. ] સાથરો; ઘાસનો પથારો. (૨) ઘાસની દળી, ઘોડાની પીઠ ઉપર નાખવાની દળી.

**ઘાસોટિયું**, ન. બલોયું; હંમેશાં પહેરવાની ચુડી.

**ઘાંઘરડવું**, ક્રિ. અ ભારે ઘાટાએ રડવું. (૨) ગળામાંથી લાબો ને તીણો સાદ કાઢયા કરવો. (૩) રાગ કાઢીને મોટેથી ગાયા કરવું બૂમો પાડયા કરવી; આરડવું; તાણીને રોવું.

**ઘાંઘરી**, સ્ત્રી એક જાતનું વાજું.

**ઘાંઘલું**, ન. ગાંડા જેવું આચરણ; ગાંડું. ક્રિ. અ. ઘાંઘલાં કાઢવાં=ગાંડાં કાઢવાં. (૨) ઓવારણું ક્રિ. પ્ર. ઘાંઘલાં લેવાં=ઓવારણાં લેવા.

**ઘાંઘું**, વિ. નિર્માલ્ય; ગરીબ. (૨) ગભરાયેલું; મુંઝાયેલું

**ઘાંચ**, સ્ત્રી. ચીલામાનો ખાડો (૨) મુશકેલી; ગુંચવણ (૩) અડચણ. (૪) આચકો; ઠપકારો.

**ઘાંચણ**, સ્ત્રી. ઘાંચીની સ્ત્રી ગાંગન લીઘાંચણ=જાદુ જાણનારી શામળભટે કલ્પેલી દતકથામાની એક સ્ત્રી

**ઘાંચી**, પુ. તૈલી બિયાને ઘાણીમાં પીલી તેલ કાઢનાર અને તેલ વેચવાનો ધંધો કરનાર (૨) તે લોકોની નાત. ૩ પ્ર. ઘાંચીનો બળદ=એકને એક રસ્તે વગર સમજે મહેનત કર્યા કરનાર.

**ઘાંચો**, પુ વાંસફોડો; વાંસના ટોપલા ટોપલી વગેરે બનાવનારો (૨) ઘાંચી ( રીસમાં ઘાંચો એમ કહેવાય છે.)

**ઘાંટાઘાંટ**, સ્ત્રી. બૂમાબૂમ; ઉપરા-ઉપરી ઘાંટા પાડવા તે; સામસામે ઘાંટા કાઢવા તે.

**ઘાંટી**, સ્ત્રી ગળાને વચલે ભાગે રહેલુ હાડકું, હરડિયો. ઘાંટી ફૂટવી=જુ-વાની આવવી (૨) ગળાની અંદરથી અવાજ ઉત્પન્ન કરનારો અવયવ. (૩) ઘાત; મોટી મુશકેલી; ક્રિ. પ્ર ઘાંટી આવવી મુશકેલી આવવી ઘાંટી વટાવવી= મુશકેલીમાથી પાર ઉતરી જવુ

**ઘાંટો**, પુ. ગળામાંથી જે અવાજ નીકળે છે તે; અવાજ; સાદ; બૂમ; પોકાર ક્રિ. પ્ર. ઘાંટા કાઢવા=ગુસ્સો કરી મોટેથી બોલવું. ઘાંટો ઉઘડવો=સારો સાદ નીક-ળવો. ઘાંટો પાડવો=બોલાવવું. (૩) ખીજવું.

**ઘાંચજી**, જુ. ગાયજી

**ઘાંચજો**, પુ. હજામ; વાળંદ.

**ઘિમેલ**, સ્ત્રી એક જાતનાં રાતા રંગનાં જીવડાં; રાતી કીડીઓ. (ઝિમેલો.)

**ઘિલોડી**, સ્ત્રી. [स. गृहालिका] સરડાના જેવું એક નાનું પ્રાણી. (૨) ઘિલોડાની વેલ

**ઘિલોડું**, ન. ઘિલોડીના વેલાનું ફળ; ટિંડોરૂં; ઘોલું (૨) ફાંસ; ફાચર.

**ઘિસલું**, ન. બળદ પલોટવાનું લાકડાનું યાન. (૨) છોકરાને રમવાનું વતરણું

**ઘિસવું**, ક્રિ. સ. મુક્કીનો માર મારવો, ટપેરવું.

**ઘિસ્સો**, પુ. માંજાની દોરી ઉપર જે ઘસારો પડે છે તે, દાતિયો ક્રિ. પ્ર ઘિસ્સો દેવો=ક્ષત પાડવો. (દોરમાં) (૨) થાપ દેવી; છટકી જવું.

**ઘી**, ન. [ सं. घृत ] માખણને તાવીને તેમાથી કાઢેલું સત્ત્વ; ઘૃત; તૂપ. કહે૦ ઘી ઢળ્યું તો ખીચડીમાં ઘિયાળ=ઘીવાળું. રૂ. પ્ર. ઘીકેળાં=સારો લાભ. [ તે જગા; ઘીનું બજાર.

**ઘીકાંટો**, પુ. જ્યાં ઘી વેચાતું હોય

**ઘીગળણી**, સ્ત્રી. ઘી ગાળવાનું ઝીણું કાણાં કે જાળીવાળું વાસણ.

**ઘીચ**, જુ. ગીચ.

**ઘીચોપડ**, ન. ઘી અને તેના જેવું ચીકણું દ્રવ્ય.

**ઘીતાવણી**, સ્ત્રી. માખણને તાવીને ઘી બનાવવાનું માટીનું વાસણ.

**ઘીતેલું**, ન. પોયણીનું ફળ. (પોયણીના મૂળમાં જે નાની ગાંઠો થાય છે તે.)

**ઘીસ**, સ્ત્રી તપાસ માટે નીકળેલું ઘણા માણસોનું ટોળું; સંઘ; સમૂહ. (૨) રોન ફરનારાઓનું મંડળ. (ગિસ્ત) (૩) હોળીનો વરઘોડો (૪) જોરથી કરેલો આઘાત.

**ઘીસરૂં**, ન ઘુંસરૂ [ ટીપવું.

**ઘીસવું**, ક્રિ. અ. ઘીબવું; મારવું;

**ઘીસાઘીસ**, સ્ત્રી. ભીડાભીડ. (૨) ઉપરાઉપરી (૩) ધમ્માચકડી. (૪) કજિયો.

**ઘુઘરમાળ**, સ્ત્રી ઘુઘરાની માળા.

**ઘુઘરવટ**, સ્ત્રી. કિનારી ઉપરની ઘુઘરીઓની હાર. (૨) જેને છેડે ઘુઘરીઓ મૂકેલી હોય એવો ઘાઘરો. [તાણવા.

**ઘુઘરાવું**, ક્રિ અ. ગુસ્સાથી ડોળા

**ઘુઘરિયાળું**, વિ. જેને ઘુઘરીઓ લગાડેલી હોય એવું; વાગતું.

**ઘુઘરી**, સ્ત્રી. [ सं. घुर्घुरी ] ધાતુના પતરાનો ખડખડે એવો નાનો અને પોલો દાણો. (૨) સ્ત્રીઓને કાણી ઉપર–બાવડે પહેરવાનું ઘરેણું; લોકીટ. (૩) બાફેલું આખું અનાજ; ટોઠા.

**ઘુઘરો**, પુ. [सं. घुर्घरा] મોટી ઘુઘરી. (૨) છોકરાને રમવાનું ખડખડે એવું રમકડું (૩) ઘુઘરીઓનો ઝુમખો. (૪) મશાલાવાળી એક જાતની પૂરી. (૫) દાળ કરવા માટે પલાળીને સુકવેલું કઠોળ. (૬) ચુનો બનાવવાને પકવેલા મરડિયા. ક્રિ. પ્ર. ઘુઘરા બાંધવા=નાચ કરવો; શરમ

મૂકીને કામ કરવું. ઘુઘરા મૂકવા=સુંદર બનાવવું. કહે૰ પૈસો હોય તેનો છોકરો ઘુઘરે રમે.

**ઘુઘવવું**, ક્રિ. અ. 'ઘુઘુ' એવો અવાજ થવો; ગર્જવું. જોરથી મોટે અવાજે બોલવું.

**ઘુઘવાટ**, પુ ' ઘુઘુ ' એવો જે જોરદાર ભારે અવાજ થવો તે. (૨) ઘાટો; બરાડ; ગર્જના.

**ઘુઘવાટો**, પુ જોરદાર ભારે અવાજ; ગર્જના; હોકારો. (૨) રીસથી મોટે ઘાંટે બોલવુ તે.

**ઘુઘુ**, અ. એવો અવાજ. (૨) હોલાના ગળામાથી નીકળતો અવાજ; ભારે અને ઘરઘર થતો અવાજ

**ઘુમચો**, પુ સમૂહ; ટોળું

**ઘુમજ**, પુ. ઘુમ્મટ. (૨) શિખર. (૩) ગર્ભાગાર; મંદિરની અંદરનો ઓરડો; ઘુમ્મટ તળેનો ભાગ.

**ઘુમટી**, સ્ત્રી. ઘુમ્મટ જેવી નાની આકૃતિ (૨) ઘાસ કે વાસની ચીપોની છત્રી.

**ઘુમટો**, પુ. ઘુમ્મટ જેવી વસ્ત્રની આડ; મો ઢાકવું તે. ક્રિ. પ્ર. ઘુમટો તાણવો=લાજ કાઢવી.

**ઘુમડવું**, ક્રિ સ. જોરથી પ્રવાહીને હલાવવું. (૨) હિંદોળવું.

**ઘુમડી**, સ્ત્રી આમ તેમ ઘુમાવું તે. (ઝોળીનું) (૨) ચકરી; ઘુમરડી. ઘુમડી ઘાલવી=હિંચકા નાખવા.

**ઘુમણી**, સ્ત્રી. ઘુમડી.

**ઘુમરડવું**, ક્રિ. સ. તળેઉપર કરવું; ગોળ ફેરવવું (૨) જોરથી હિંદોળવું. (૩) ચકરચકર ફરે એમ કરવું.

**ઘુમરડી**, સ્ત્રી. ફેર; ચક્કર; વમળ; ભ્રમણ (૨) બાળકને ઘોડિયામાં સુવાડીને ખુબ હિંચકા નાંખવા તે

**ઘુમરાવું**, ક્રિ. અ. રીસથી મોં ચડાવવું (૨) વિકારી થવું; કેફની અસર જણાવી (૩) વરસાદનું ચઢી આવવુ; ઝઝુમી રહેવું.

**ઘુમરી**, સ્ત્રી. ઘુમણી; ઘુમરડી. (૨) વમળ; ભમરો; વહેતા પાણીની અંદર થતાં કુંડાળા. (૩) ચક્કર; અંધારા આવવાં તે

**ઘુમલડી**, સ્ત્રી. ઘુમડી (કવિતામાં).

**ઘુમાઘુમ**, સ્ત્રી. આમતેમ હોંશથી ફરવુ તે.

**ઘુમાઘુમી**, સ્ત્રી. દોડધામ.

**ઘુમાવવું**, ક્રિ. સ. ફેરવવુ; ચારે તરફ ફરે એમ કરવું. (૨) ચારે તરફનો વિચાર કરીને ફેરવવુ.

**ઘુમ્મટ**, પુ. [ फा. गुंबद ] દહેરા અથવા મકાનની ઉપર જે અર્ધ ગોળાકાર ધાબું વળાય છે તે. (૨) દહેરાની અંદરનો અર્ધ ગોળ ભાગ.

**ઘુરકવું**, ક્રિ. સ. ગુસ્સાભેર મોટો અવાજ કાઢીને બોલવુ; સામા થવુ. (૨) ભસવું. (૩) ફાટી આંખે કોઈની સામે જોયા કરવું; તાકીને ડોળા કાઢવા.

**ઘુરકાઘુરકી**, સ્ત્રી. સામસામે ઘુરકવું તે.

**ઘુરકાવવું**, ક્રિ સ. જોરથી બોલીને બીવરાવવું; ધમકી આપવી.

**ધુરકિયું**, ન ધુરકીને બોલવું તે. ક્રિ પ્ર. ધુરકિયાં કરવા=ધુરકીધુરકીને બોલવું.

**ધુરઘુર**, અ એવો થતો અવાજ.

**ધુલર**, ન. એક જાતનું ( અંજીરના જેવું ) વૃક્ષ અને તેનું ફળ; ઉંબરો. (૨) કાનનું એક ઘરેણું.

**ધુલરૂં**, ન બાળકની કોટનું એક ઘરેણું. (૨) સ્ત્રીઓના કાનનું એક ઘરેણુ. (૩) ઝુમખુ: ઝુલતી ઘુઘરીઓનો જથ્થો.

**ઘુવડ**, ( ઘૂડ ), પુ. રાતે દેખે ને દિવસે આંધળુ એવું એક પખી; ઉલૂક.

**ઘુસણિયું**, વિ માનાપમાન ન જોતાં માથું મારનારૂં; ઘુસી જાય એવું.

**ઘુસાડવું**, ક્રિ૦ સ૦ ઘુસે એમ કરવું; ઘાલવુ.

**ઘુંઘટ**, પુ. મ્હોં ન દેખાય તેમ તાણેલો માથા ઉપરનો છેડો;લાજ. ક્રિ. પ્ર ઘુંઘટ તાણવો=લાજ કાઢવી. (૨) બુરખો; મોં ઢકાય એવો પડદો.

**ઘુંઘટડો**, પુ જુ૦ ઘુંઘટ.

**ઘુંઘટી**, નાનો ઘુંઘટ. (૨) માથે નાંખવાની નાની પછેડી.

**ઘુંઘટો**, પુ. માથા ઉપરનો છેડો તાણી બનાવેલો ઘુમ્મટ; ઘુંઘટ; ઘુમટો.

**ઘુંચ**, સ્ત્રી. ગુંચવણ; આંટી; જેનો ઝટ લઇને નિકાલ થઇ શકે નહિ એવી હાલત; મુશ્કેલી.

**ઘુંચવવું**, ક્રિ સ. ગુંચાય એમ કરવું; માર્ગ સૂઝે નહિ એવી સ્થિતિમાં મૂકવું.

**ઘુંચળું**, જુ. ગુંચળું.

**ઘુંચાવું**, ક્રિ. અ. ઘુંચ પડવી; ગુંચાવું; માર્ગ નહિ સૂઝવો.

**ઘુંજવું**, ક્રિ. અ. [ **सं. गुंज** ] 'ઘુઙઙ' એવો અવાજ કરવો.

**ઘુંજું**, ન. ખીસુ; ગજવું. (૨) સુકો મશાલો ભરીને બનાવેલી પૂરી; ઘુઘરો.

**ઘુંટ**, પુ. ઘુંટડો; કોગળો. (૨) વિ. ઘોડાની એક જાત. રૂ. પ્ર. લોહીનો ઘુંટ=ક્રોધનો ઉછાળો; ગુસ્સો.

**ઘુંટડો**, પુ. મોંની બખોલમાં એકજ વખતે જેટલું પ્રવાહી માય તેટલુ તે; કોગળો. ક્રિ પ્ર. ઘુંટડા ગળવા=ગુસ્સાને દાબી રાખવો.

**ઘુંટણ**, પુ. [ **सं.** ] ઢિંચણ. ક્રિ. પ્ર ઘુંટણીએ બેસવું=ઢિંચણવાળીને બેસવું. (૨) પાયમાલ થઈ જવુ ઘુંટણીએ પડવું=ઘુંટણ ઉપર બેસીને નમવું.

**ઘુંટણિયાં**, ન. ઘુટણ ભર ચાલવું તે. ક્રિ૦ પ્ર૦ ઘુંટણિયાં ભરવાં=ઘુંટણ ઉપર ચાલવુ.

**ઘુંટવું**, ક્રિ. સ. [ **सं. घर्ष्** ] બહુ બારીક ભુકો કરવાને ઘસીને પીસવું; લસોટવું; વાટવું (૨) જોરથી ઘસવું. (૩) વારંવાર લખ્યા કરવું. ક્રિ. પ્ર. દોપિસ્તા ઘુટવા=ખરડા ઉપરના અક્ષરમાં ફરી ફરીને કલમ ફેરવવી. (૨) નવેસરથી-એકડે એકથી માંડવું. સૂર ઘુટવો=ઘાંટાને લબાવવો. દમ ઘુટવો=શ્વાસને થોડીવાર રોકી રાખવો.

**ઘુંટી**, સ્ત્રી. પગની પાટલી આગળનું નાનું બહાર નીકળતું હાડકું. (૨) બ-

બચ્ચાંને અપાતી એક ઔષધિ. (૩) ગાંઠ; આંટી. (૪) મુશકેલી; ગુંચવણી. (૫) છળવિદ્યા; પ્રપચજાળ

**ઘુંટો,** પુ ખૂબ ઘુટીને બનાવેલો રગડો, અવલેહ. (૨) ખરડ (૩) બત્તો; ઘુંટવાનું ઓજાર. (૪) ઘુંટવાથી આવતો ઓપ.

**ઘૂડ,** પુ ઘુવડ; ઉલૂક (૨) વિ મુંગો; ગુમાની (૩) અતિ વૃદ્ધ (૪) અંધ. [ બેભાન.

**ઘૂમ,** વિ ગરક; ચકિત. (૨)

**ઘૂમવું,** ક્રિ અ. આમતેમ ફરવું; મોટા કારભાર કરવો; મહાલવું. (૨) આમતેમ ગોટાવું; મસ્ત બની રહેવું. (૩) ચારે પાસ ફેલાવું.

**ઘૂરવું,** જુ ઘોરવું (૨) ઘુરઘુર થવું. (૩) ગળામાથી 'ઘુઘુ' એવો અવાજ નીકળવો [ ઘ્રુજવું.

**ઘૂર્ણાયિમાન,** વિ. [सं.] હાલતું;

**ઘૂસ,** પુ મોટો ઉંદર. (૨) કોળ

**ઘૂસવું,** ક્રિ અ. પરાણે અંદર પેસવું; દાખલ થવું; સામેલ થઈ જવું

**ઘૂસિયું,** ન કોળવાઇ; ઉંદર પકડવાનું સટકિયું.

**ઘૃણા,** સ્ત્રી. [सं.] દયા; અનુકંપા. (૨) તિરસ્કાર. નિર્ઘૃણ=નિર્દય.

**ઘૃત,** ન. [सं.] ઘી, તૂપ. (म.)

**ઘેટી,** સ્ત્રી. ઘેટાની માદા; મેંઢી. (૨) વિ જાડી; માંસલ; તાજી; ઠિંગણી (સ્ત્રી)

**ઘેટું,** ન. આખે શરીરે સુંવાળા વાળવાળું એક ચોપગું ગરીબ સ્વભાવનું જનાવર; મેંઢું; ગાડર (આ પ્રાણીના વાળ તે ઊન કહેવાય છે.)

**ઘેટો,** પુ. ઘેટાની જાતનો નર; મેઢો; મેષ. (૨) જાડો ભરાઉ શરીરનો છોકરો.

**ઘેડ,** ન લોટકો; ઠોચકુ, નાનો ઘડો

**ઘેન,** ન ઉંઘ આવવાની અસર; તંદ્રા; આળસ. (૨) અભિમાન; છક, મદ. (૩) માદક પદાર્થોની અસર

**ઘેબર,** ન. [ सं. घृतवर ] એક જાતનું પકવાન્ન, પુષ્કળ ઘીનું મોણ નાંખીને બનાવેલી ધીમા તળી કાઢેલી અને ખાંડ પાયેલી પૂરી [ કસદાર.

**ઘેબરિયું,** વિ ઘેબરના જેવું; રસ-

**ઘેર,** પુ વર્તુલનો વિસ્તાર; પરિઘ. ઘાઘરા કે અંગરખા વગેરેનો નીચેનો વિસ્તાર (૨) ટોળે થઈ ફરવુ તે; ટોળું. કહે૦ ઘેરઘેર માટીના ચુલા=બધે સરખુ હોય. ક્રિ. પ્ર દીવો ઘેર કરવો=હોલવવો. ઘેર કાંટા પડવા=ઘર ઉજડ થવું

**ઘેરણ,** ન ઘેરી લેવું તે; ઘેરો (૨) ઘારણ ઘેરણગોળી=ઉંઘ લાવે એવી દવા. [ ઘેરવાળું

**ઘેરદાર,** વિ જેને ઘેર હોય એવું;

**ઘેરવું,** ક્રિ સ. આસપાસ ફરી વળવું; વિંટાઈ વળવું (૨) રોકવું; આંતરવું (૩) ખાળવું; અટકાવવું. (૪) ઢાંકવું; છાવું. (૫) મુઝાવી-ગભરાવી દેવુ; સપડાવવું; ફસાવવું. ઘેરી બેસવુ= અમુક કાર્ય કરાવવા માટે કોઈની પણ

સામે રોકાણ કરી બેસવું ઘેરી લેવું=આસપાસ ફરી વળવું.

**ઘેરાવ**, પુ. ઘેર; પરિધ;ફેલાવો;સીમા; વિસ્તાર; ભરાવ (૨) રોકાણ; પ્રતિબંધ.

**ઘેરાવું**, ક્રિ. અ. ચારે તરફથી અંતરાઇ જવું; સંકટમાં આવવું. ઘેરાઇ જવુ=વ્યાપ્ત થઈ જવુ. (૨) હવાલામાં –કબજામાં હોવું.

**ઘેરાવો**, પુ. જુઓ ઘેરાવ. [ રંગની.

**ઘેરી**, સ્ત્રી ઘારી. (૨) વિ ઘેરા

**ઘેરૂં**, વિ ગાઢ; ભરપુર; ભરેલું, (રંગથી) પાકું. ઘેરી આખ=મદભરી આંખ

**ઘેરેઘેર**, અ. દરેક ઘેર; ઠામેઠામ. કહે.ઘેરેઘેરમાટીના ચુલા=બધે ઠેકાણેસરખુ.

**ઘેરૈયો**, પુ હોળીના દિવસોમા ફાગ ખેલનાર છોકરો; ઘેરમાં ચાલનારો. રૂ પ્ર. ઘેરૈયા ચૌદશ=ફાગણ શુદિ ચૌદશ.

**ઘેરો**, પુ ઘેરી લેવું તે; ચારે બાજુથી આંતરી લેવું તે (૨) રોકાણ; અટકાવ; પ્રતિબંધ ક્રિ. પ્ર. ઘેરો ઘાલવો =બધી તરફથી બંધ કરવું. (૩) સમૂહ; સમુદાય.

**ઘેલચંદ**, વિ વખતે ગાંડું અને વખતે ડાહ્યુ થઇ જતુ હોય એવું.

**ઘેલછા**, સ્ત્રી ગાંડપણ; ઘેલાપણું. (૨) મનનું એકમાર્ગી વલણ.

**ઘેલડી**, સ્ત્રી. ગાંડી; પ્રેમઘેલી. (૨) એક દેવી. [ ઘેલછાના અંશવાળું.

**ઘેલસપ્પું**, વિ. ઢંગધડા વગરનું;

**ઘેલાઇ**, સ્ત્રી. ગાંડાઈ; ઘેલછા.

**ઘેલું**,વિ. જેને સારાસાર વિવેક ન હોય એવું; ચસકેલું; મત્ત; પાગલ; દિવાનું; ઢંગ વગરનું. ક્રિ. પ્ર. ઘેલાં કાઢવાં=ગાંડાં કાઢવાં કહે૦ ઘેલાના કંઇ ગામ વસતાં નથી=ગાંડાં તો ક્વચિત–કોઈક જ હોય. ઘેલા થવું=જેવું માણસ હોય તેવા થવું. ઘેલું થઇને છૂટે ને ગામ બધુ લૂટે=જુઠી રીતે ગાંડાં કાઢવામાં કેટલાક ફાવી જાય છે. ઘેલીનાં ઘેરઘેર સાસરાં=ઠેકઠેકાણે ગવાળો નાખવો તે ઘેલી સાસરે ન જાય અને ડાહીને શિખામણ દે=પરોપદેશે પાંડિત્યના જેવું. [ મગ્ન.

**ઘેઘટ**, વિ. ચકચુર; તલ્લીન; મસ્ત;

**ઘેંશ**, સ્ત્રી. છાશમા અથવા પાણીમાં મીઠું નાખીને બનાવેલું જુવાર, બાજરી વગેરેના લોટનું ઘેલ;રાબ.કહે૦ આવડે નહિ ઘેંશ ને રાધવા પેસ=સાદામાં સાદું કામ પણ જેને આવડતું ન હોય તેને મોટા કામમા યોજવુ ઘેંશ ખાય તે ઘોઘર થાય=કરી પાળવાથી હંમેશા ફાયદો થાયછે.

**ઘેંચું**, ન. [ **सं. गहवर** ] ચીલામાં પડેલો ખાડો; બાકું; ઉંડો ખાડો.

**ઘો**, સ્ત્રી. મોટી ગરોળીની જાતનું એક જંગલી પ્રાણી. (આ પ્રાણીની બે ત્રણ જાતો થાય છે. જાડી પાસલા જેવી જાત તે 'પાટલા ઘો' કહેવાય છે, અને પાતળી ઉડતી જાત તે 'ચંદન ઘો' કહેવાય છે. વાઘરી લોકો આ પ્રાણીને દેખે કે તરત મારી નાખતા હોવાથી એવી કહેવત છે કે 'ઘો મરવાની થાય ત્યારે વાઘરીવાડે જાય.' આ પ્રાણીના પંજાના નખની પકડ બહુજ મજબુત હોય છે.)

**ઘોકવું**, ક્રિ. અ. મારવું; ઠોકવું; ઠોંસા મારવા. (૨) મોટો ઘાંટો કાઢીને લડવું (૩) ઘોચવું.

**ઘોઘર**, પુ. વકરેલો જંગલી બિલાડો; ભારે માથાનો ક્રૂર બિલાડો. (૨) બીક લાગે એવું એક ભયકર કાલ્પનિક સ્વરૂપ. રૂ. પ્ર. ઘોઘર જેવું=ભારે અને ભય ઉત્પન્ન કરે એવું. ઘોઘરરાણો=મોટો બિચામણો બિલાડાનો રાજા.

**ઘોઘરરાણો**, પુ ઘોઘરમાં જે મોટો તે. (નવરાત્રીમાં એક મોટી ને સ્થૂલ પુરુષાકૃતિ બનાવી તેની આગળ છોકરા રમે છે અને તેને માતાનો ઘાંચી કહે છે તે.)

**ઘોઘરો**, પુ. જેમાંથી અવાજ નીકળે છે તે ગળાનો ભાગ; ગળું; કંઠ. (૨) ઘાંટો; સાદ; મોટો ભારે અવાજ. ક્રિ. પ્ર. ઘોઘરો ઝાલવો=ટોટો પકડવો. ઘોઘરો કાઢવો=બહુ મોટેથી બોલવું. ઘોઘરો તાણવો=લાંબો સૂર તાણીને ગાવું. કહે૦ ઘોઘરે સિંદુર દે=બોલાય નહિ એમ કર. ઘોઘરે બાઝવું=ગળું પકડવું.

**ઘોઘા**, ન. ભાવનગર પાસેનું એક બંદર. (૨) અમદાવાદ જિલ્લાનો એ નામનો એક તાલુકો. ઘોઘાપાંચમ=નાગપાંચમ. ઘોઘાબાપજી=નાગબાપજી કહે૦ લંકાની લાડી ને ઘોઘાનો વર=ક્યાંનું ક્યાં મળી આવે છે તે.

**ઘોઘારી**, વિ. ઘોઘા તરફનું. (૨) આ નામથી ઓળખાતી કપોળ વાણિયાની નાત.

**ઘોઘો**, પુ. ઘુમ્મટ; ઘુંઘટો તાણવો-કાઢવો તે. ક્રિ. પ્ર ઘોઘો કરવો=કપડામાં મોં છુપાવવું (૨) અભણ-મૂર્ખ માણસ

**ઘોચ**, સ્ત્રી. ચામડીમાં કાંટો ભોકાયાથી પડેલું છિદ્ર; ભોક.

**ઘોચવું**, ક્રિ સ. ઘાલવું; દાખલ કરવું; ભોકવું.

**ઘોટ**, પુ ઘુટડો. [ ઘોડો; ટટ્ટુ.

**ઘોટક**, પુ. [ સં. ] ઘોડો; નાનો

**ઘોડદોડ**, સ્ત્રી. ઘોડાનું દોડવું તે. (૨) સરતથી ઘોડા દોડવાની હરિફાઈની એક રમત (૩) ઘોડા દોડાવવાની ખુલ્લી સપાટ જગા. (૪) ઉતાવળ; ધમાલ.

**ઘોડમહાત**, સ્ત્રી. શેતરંજની રમતમાં ઘોડાની શેહ પહોંચાડી સામાવાળાના પાદશાહને બાંધી લેવો તે

**ઘોડમુખું**, વિ ઘોડાના જેવા મોંનું. (યક્ષો ઘોડમુખા કહેવાય છે)

**ઘોડલી**, સ્ત્રી ઘોડી.

**ઘોડલો**, પુ. ઘોડો. (કવિતામાં)(૨) બારસાખની બે બાજુનાં લાકડાં; ટોડલો

**ઘોડવેલ**, સ્ત્રી સુંદર ઘોડાગાડી.

**ઘોડાગાડી**, સ્ત્રી. જેને ઘોડા જોડાતા હોય એવી ગાડી.

**ઘોડાગાંઠ**, સ્ત્રી. બેવડી ગાંઠ. (આ ગાંઠ ઝટ લઈને છૂટી જતી નથી.) (૨) શેતરંજના બે ઘોડાઓને એકએકના જોરમાં રાખવા તે.

**ઘોડાગીની**, સ્ત્રી. ઘોડાની છાપવાળો બ્રિટિશ સરકારનો સોનાનો સિક્કો.

**ઘોડાઘાટડી**, સ્ત્રી. ઘોડે બેઠેલી

કન્યાને વર તરફથી જે ઘાટડી ઓઢાડવામા આવે છે તે.

**ઘોડાચડ,** પુ સ્વાર; ઘોડે બેસનારો. (૨) ઘોડે બેસે એવો છોકરો.

**ઘોડાપૂર,** ન. નદીમાં ઓચિંતું ખૂબ પાણી આવવું તે (૨) ઝપાટામાં આવી ઝપાટામાં ઉતરી જાય એવી રેલ [સ્પતિ.

**ઘોડામૂઈ,** સ્ત્રી એક જાતની વન-

**ઘોડાર,** સ્ત્રી. [ **સં. ઘોટક+આગાર** ] ઘોડા બાંધવાની જગા; તબેલો; અશ્વશાળા. કહે૦ ઘોડા ઘોડારમાંજ શોભે=મનુષ્ય તેને યોગ્ય સ્થાન ઉપર હોય તોજ શોભે.

**ઘોડારિયો,** પુ. ઠાણિયો.

**ઘોડાલિયું,** ન ભીલ લોકનું એક વાજું. (એના વાગવાને ધમકવું કહે છે.)

**ઘોડાવજ,** સ્ત્રી. એક જાતની વનસ્પતિ.

**ઘોડાવાળો,** પુ. ઘોડાની ચાકરી કરનારો; ઘોડો હાંકનારો; રાવત.

**ઘોડાવેગ,** પુ. ઘોડાના જેવો વેગ.

**ઘોડિયાટ,** પુ. છાપરાનાં આડી આડસર ટેકવવાનું ત્રિકોણિયું.

**ઘોડિયું,** ન. (૧) આડી પાટડી. (૨) ગીલતાન. (૩) મોભ. (૪) પારણું. (ઘોડિયાના બે છેડે બે આંકડીયા નાંખી ઝોળી બાંધી તેમાં બાળકને સુવાડવામાં આવે છે. ) (૫) તાડછાંનો દાંડો. ક્રિ. પ્ર. ઘોડિયું બંધાવું=છોકરાં થવાં. કહે૦ ઘોડિયે ઘર=જે ઘરમાં નાનાં છોકરાં ઘણાં હોય એવું ઘર.

**ઘોડી,** સ્ત્રી. ઘોડાની માદા. (૨) ત્રિપાઈ; જેની ઉપર કોઈ વસ્તુ મુકાય એવી બેસણી. (૩) જેનો ટેકો લઈને ચલાય એવી લાકડી. (૪) કોઇ પણ વસ્તુ ટંગાય અથવા અદ્ધર રખાય એવી લાકડાની ચીપોની બનાવટ (૫) ટેકણ; તંબુરાના તાર ઉંચા રાખવાની ચીપ. (૬) નાની નીસરણી. (૭) કપડાં મૂકવાની લાકડાની ખીટીઓવાળી બનાવટ. (૮) અભ્યાસ નહિ કરવા માટે નિશાળિયાના હાથ બાંધવામાં આવે છે તે (૯) ખુમારી; લહેર. લીલી ઘોડી=ભાંગની ખુમારી; કેફ. લંગડી ઘોડી—ઘોડીચલામણી=છોકરાઓની એક રમત. કહે૦ ઘોડી પખે ઘોડો ને ધરતી પખે દાણો=એક એકના પછી પ્રાપ્ત થાય એવી વસ્તુઓ છે. ઘોડી પ્રસવી ને વાત પ્રસરી=કોઇ મોટી ગપ ચાલે ત્યારે આમ કહેવાય છે. ( લોકોમાં એવી માન્યતા છે કે, જ્યારે ઘોડી દિવસે વિયાય ત્યારે તેનો ધણી એક ગપ ન ચલાવે તો અશુભ થાય. )

**ઘોડું,** ન. ઘોડો અથવા ઘોડી બેમાંનું ગમે તે એક; ઘોડાની જાતનું નાનું પ્રાણી; ટટુ (૨) ઘોડેસ્વાર; હયદળ. કહે૦ કાણું ઘોડું ને વળી કરડકણું. ક્રિ. પ્ર. ઘોડું પાડવું=ધાર્યા કરતાં બહુ ખરચ થવું.

**ઘોડેસ્વાર,** પુ. ઘોડા ઉપર બેસનારો. (૨) ઘોડેસ્વારી કરનારો સિપાઈ.

**ઘોડેસ્વારી,** સ્ત્રી. ઘોડા ઉપર બેસવું તે.

**ઘોડો,** પુ. [ **સં. घोटक** ] એક સુંદર ચોપગું પશુ; તુરંગ; અશ્વ; હય.

(૨) નદી–દરિયામાં આવતો મોજો; તરંગ. (૩) ચાપ; કળ; વાદશે. (૪) અડિયેલ; હઠીલો છોકરો. (૫) જાડી નકશીદાર ખીટી. (૬) બે તરફ ચડ ઉતર કરવાના પગથિયાંવાળો ઉંચો બાંકડો (૭) ઉચી વસ્તુ લેવાય એવી નીસરણી. (૮) કોઈ વસ્તુ મૂકવાને બનાવેલું લાકડાનું ચોકઠું. (૯) ચાર પાખડીનું કપાસનું કાલું. (૧૦) પહેલી આંગળીએ પહેરવાની લંબગોળ વીંટી ક્રિ. પ્ર. ઘોડે ચડવું=આગળ પડવું; પરણવા જવું (૨) તૈયાર થઇ જવું. (૩) ફત્તેત થવું. ઘોડો પલાણુવો =ઉપર સ્વાર થવું. ઘોડો ચડાવવો =બંદુકની કળ ઉચી કરવી ઘોડો પાડવો= બંદુક ફોડવો; બહુ ખર્ચ થવું. ઘોડે પલાણ નાખવું=સત્વર તૈયાર થવું.(૨)લડવા જવું. ઘોડે ચડીને આવવું=જાહેર રીતે આવવું. ઘોડાચાલ=ઉતાવળી ચાલ. ઘોડો ઘડવો= મસલત કરવી. ઘોડો ચડાવવો=ત્રાજવાની દાંડીમા એમ કરવું કે જેથી ઓછુંવતુ જોખાય. ઘોડો બાધ=ધીરજ રાખ. ઘોડો મારી મૂકવો=ઉતાવળે નાસી જવુ. ઘોડાને તંગ અને પુરુષને બંગ=પુરુષને બંગ ભસ્મથી જેટલું જોર આવે છે તેટલું ઘોડાને તંગ બાધવાથી આવે છે. ઘોડો ઘોડાને રૂપે દોડે=જેવી જેની યોગ્યતા તેવું તે કામ કરે. ઘોડો છૂટયો ઘોડી છૂટી= વખતે કંઈ અડચણ આવે.

**ઘોણ**, પુ. [ सं. घन ] મોટા હથોડો; ઘણ.

**ઘોણિયું**, ન. ઘણઘણ થાય એવો ઢોલ. (૨) ઘણ મારવાનું કામ કરનાર.

**ઘોણિયો**, પુ. તાંબાની મોટી વટલોઈ.

**ઘોતું**, જુ ગોતું.

**ઘોબો**, (ઘોબો), જુ ગોબો.

**ઘોયું**, ન. ભમરડા ઉપર બીજા ભમરડાની આરથી થતો ઘસરકો

**ઘોર**, સ્ત્રી. [फा.] મડદા દાટવાનો ખાડો. (૨) મડદુ દાટી તેની ઉપર કરેલુ બાંધકામ; કબર (૩) પુ તંબુરામા પિત્તળના તારથી જે જાડો ખરજનો સ્વર નીકળે છે તે અવાજ. (૪) સ્ત્રી. ઉંઘમાં નાક વાટે જે અવાજ નીકળે છે તે; નસકોરા બોલવાં તે (૫) વિ બિયામણુ; ભયંકર; ક્રૂર (૬) અત્યંત ગાઢ ક્રિ. પ્ર. ઘોર ખોદવી=મડદુ દાટવાનો ખાડો ખોદવો; નુકસાનીને રસ્તે જવું. ઘોરખોદિયો=અકર્મી; મૂર્ખ; ઘોરમાંથી મડદાં ખણીકાઢીનેખાનારૂએકજાતનું પ્રાણી;જરખ.

**ઘોરણ**, ન. ઘોરવું તે; ખૂબ ઉંઘવું તે (૨) ઉઘમા નાકમાંથી અવાજ નીકળ્યા કરવો તે; ઘોર.

**ઘોરદર્શન**, ન. [ सं. ] ઘુવડ.

**ઘોરરાસન**, ન. [ सं. ] શિયાળ.

**ઘોરવું**, ક્રિ. અ. ગાઢ ઉંઘવું. (૨) શ્વાસોચ્છ્વાસથી ઘોરણ બોલે એમ ઉઘવું. (૩) ઉંઘમાં નાકમાંથી અવાજ થવો.

**ઘોરંભાવું**, ક્રિ. અ. વરસાદનું ચડી આવવું; અંધારવું; ઘેરાવું.

**ઘોલું**, ન. ઘોલીનું ફળ; ઘિલોડું. (૨) ફાસ; આડખીલી.

**ઘોલૈયું**, વિ. વગર નોતરે જમવા [ જનારૂં.

**ઘોલ્યું**, ન. ખાસી કરેલો નાનો બળદ ઘોલ્યો=અણપળોટ બળદ.

**ઘોલ્લો**, પુ. વગર નોતરે જમવા બેસે તે. (૨) દીવાળીનો ઘોડો.

**ઘોષ**, પુ. [ સં. ] મોઢે કરવું તે. (૨) આહીરનું ઝુંપડું. (૩) અવાજ; સ્વર; શબ્દ. ક્રિ પ્ર. ઘોજવું=કતરાતે પવને જવું (વહાણોનું).

**ઘોળ**, પુ. ઘોળાય તે; ગુચવણ; ગભરાટ. (૨) પ્રવાહી પદાર્થનો રગડો (૩) ન્યાતિનો અમુક જત્થો ક્રિ પ્ર. ઘોઘાલવો=પંચાત આણવી. ઘોળ બાંધવો= કેટલાક લોકોએ એકત્ર થઇ પોતાનો નવો જત્થો બાંધવો.

**ઘોળવું**, ક્રિ. સ. [ સં. घूर्ण] ચોળીચોળીને નરમ–ઢીલું કરવું. (૨) એકનો એક વિચાર કર્યાં કરવો. (૩) હલાવવું; ફેરવવું. (૪) ચુંથવું; ચર્ચવું. (૫) ઘુંટવું; મેળવવું. ક્રિ. પ્ર. ઘોળીને પીજવું=કશી ગણતરીમાં નહિ ગણવું. [ ચોળાચોળ.

**ઘોળાઘોળ**, સ્ત્રી. સંકલ્પવિકલ્પ;

**ઘોળાઘોળી**, સ્ત્રી. ઘોળાઘોળ કરવી તે; ચર્ચા કર્યા કરવી તે.

**ઘોળાવવું**, ક્રિ. પ્રે. ઘોળાય એમ કરાવવું; ચોળાવવું; ચર્ચાવવું.

**ઘોળાવું**, ક્રિ. અ. આમતેમ આઘુંપાછું થવું. (૨) ચોળાઈને નરમ થવું; વલોવાવું; ચર્ચાવું.

**ઘોન્યું**, અ. બળ્યું, હશે; એમ જણાવવાનો ઉદ્ગારઃ–આટલું ન થાય તો ઘોન્યું.

**ઘોંકવું**, ક્રિ. અ. (૧) ગોદો મારવો. (૨) ભોંખવું. (૩) ઘોચવું. [ મુક્કો.

**ઘોંકો**, પુ કોણીનો ગોદો. (૨)

**ઘોંઘાટ**, પુ. શોરબકોર; કલબલ; કકળાણ.

**ઘોંચ**, સ્ત્રી ઘોંચાયાથી પડેલો ખાડો.

**ઘોંચવું**, ક્રિ. પ્ર. જોરથી ઘાલવું–ભોકવું [ પટવું.

**ઘોંટવું**, ક્રિ. અ. ઉંઘવું; નિદ્રામાં

**ઘોંટાળો**, જુ. ગોટાળો.

**ઘ્ન**, [ સં. हन् ] હણનાર.

**ઘ્રાણ**, ન. [સં.] નાક. (૨) ગંધ; વાસ. [ લેનારી ઇંદ્રિય; નાક.

**ઘ્રાણેંદ્રિય**, સ્ત્રી. [ સં. ] વાસ

ઙ.

**ઙ**, પુ. [ સં. ङ ] ગુજરાતી ભાષાના મૂળાક્ષરોમાંનો કંઠસ્થાની અનુનાસિક અક્ષર.

ચ.

**ચ**, પુ. ગુજરાતી ભાષાના મૂળાક્ષરોમાંનો તાલુસ્થાનનો અક્ષર. (૨) અ. અને; પુનઃ.

**ચઇતર**, જુ. ચૈતર.

**ચઉદું**, જુ. ચૌદું.

**ચઉદ**, જુ. ચૌદ.

**ચઉદશ**, જુ. ચૌદશ.

**ચઉહાણ**, જુ. ચૌહાણ.

**ચક**, પુ. પુ. [ फा. चिक् ] વાંસની સળીઓનો પડદો; નક્શીદાર

અંતરપટ. ક્રિ પ્ર. ચક નાખવો=અંતરપટ રાખવો. (૨) વિ. છક; આભો; ચકિત

**ચકચક**, અ. ચળકાટ મારતું હોય તેમ. (૨) વિ ચકચકતું હોય એવું. (૩) ચકલીનો એવો અવાજ.

**ચકચકતું**, વિ ચળકતું; ઝગઝગતું.

**ચકચકવું**, ક્રિ. અ. ચળકાટ મારવો; ઝગઝગવું.

**ચકચકાટ**, પુ. ચકચક થવું તે; ઝગઝગાટ

**ચકચકિત**, વિ. ચકચકતું; ઉજ્જ્વળ (૨) સ્વચ્છ; સાફ; ઓપદાર.

**ચકચાર**, સ્ત્રી. ખણખોજ; પડપૂછ; ચર્ચા. (૨) તપાસ; તજવીજ.

**ચકચુર**, વિ. તલ્લીન; મસ્ત; નિમગ્ન. ક્રિ. પ્ર. ચકચુર થવું=કેફ કરીને મત્ત બનવું.

**ચકચુંથ**, સ્ત્રી. ઉંડા ઉતરીને ચર્ચા ચલાવવી તે; ચોળાચોળ.

**ચકડોળ**, ન. [सं. चक्रदोला] તળે ઉપર જતો આવતો ને ગોળ ફરતો ફાળકો. (૨) ફેર; ભ્રમ.

**ચકતી**, સ્ત્રી.[ सं. चक्र+वत् ] ચપટી પાતળી નાની ચીજ; કપડા-ચામડા કે પતરાની કકડી; પતરી; પટી.

**ચકતીદાર**, વિ. પતરીદાર; પાસાદાર.

**ચકતું**, ન. [ सं. चक्र+वत् ] ગોળ અથવા ચોરસ પાતળું ટેકું; જાડું દળદાર પટ. (૨) વિ. લાગ જોઇ રહેલું. (૩) ચળકતું.

**ચકદવું**, જુ. ચગદવું

**ચકબંધ**, વિ બધું; સઘળું (૨) અ. તમામ.

**ચકભિલ્લુ**, ન છોકરાંની એક રમત.

**ચકમક**, પુ. [ सं. चमक=प्रस्तर. तुर्की. फा. चकमाक ] બરડ પણ ચકચકિત કણનો એક કઠણ પત્થર; આગિયો પત્થર ક્રિ પ્ર ચકમક ઝરવો=લડાલડ થવી.

**ચકમંડળ**, ન. [सं. चक्रमंडल] ચક્રો-કુંડાળાં-પૈડાનો સમૂહ; ફરતા ગ્રહો વગેરેનો સમૂહ. (૨) એકબીજાને અનુસરતા રહે એવા માણસો સાથે કરેલી અમુક ગોઠવણ; બાજી. (૩) જાળ; ગુંચવણી; ફાંસો [ જાડું કપડું.

**ચકમો**, પુ બનાત; ઊનનું ઓઢવાનું

**ચકરચકર**, અ. ગોળગોળ ફરતું હોય તેમ; ચક્રની માફક ફરતું. ક્રિ. પ્ર. ચકર ચકર ફરવું=ગોળાકારે ઉપરાઉપરી ફરવું. [ માફક.

**ચકરભમર**, અ. ફરતા ચક્ર

**ચકરડી**, સ્ત્રી. છોકરાંને રમવાની ફીરકી. (૨) ફેર; અંધારાં આવવાં; ચકરી. ચકરડી ભમરડી=ગોળ ફરવું તે; ફરવાથી ફેર આવવા તે. ક્રિ. પ્ર. ચકરડી ભમરડી ખવરાવવી=ગુંચવણમાં નાખવું; છેતરવું.

**ચકરડું**, ન ગોળ કુંડાળું; મીંડું. (૨) પૈડા જેવું ગોળ; આટાઆંટાવાળી પાઘડી. ચકરડા જેવું=મોટું (મીંડું).

**ચકરદો**, વિ. જાડો પુરુષ; ઢોલો.

**ચકરવકર**, અ વિકારને લીધે આંખનું આમતેમ ફરવું તે.

**ચકરાકાર,** જુ. ચક્રાકાર.

**ચકરાવો,** પુ. ચક્કર મારીને જવું તે: ફેરાવો; લંબાણુ માર્ગ. (૨) પરિધ; ઘેર (૩) ચક્રાકાર વ્યૂહરચના. અ ચકરાવો.

**ચકરી.** સ્ત્રી. [ सं. चक्री ] તમ્મર. અધારાં આવવાં તે (૨) ગોળ આંટા ચડાવેલી પાઘડી (દખણી પાઘડી) ચકરીદાર=ગોળ આટાઆંટાવાળું.

**ચકરું,** ન ((તિરસ્કારમાં) આંટાદાર પાઘડું. (૨) જાડો ચક્રાકાર રોટલો.

**ચકલી,** સ્ત્રી. ચકલાની માદા. કહે૰ ચકલી ચકલી કેટલો ભાર ? એક ઉતાર. ચકલીભટ=ગરીબ બ્રાહ્મણ (૨) પાણીનો નળ

**ચકલું,** ન. ચકલો અથવા ચકલી (૨) જીવ. (૩) મહોલ્લાઓના મોં આગળની છુટવાળી જગા; ચોક; ચકલો.

**ચકલેદાર,** પુ. [दे.] ચકલાનો રખેવાળ.(૨) મહાલનોવસુલાતીઅમલદાર.

**ચકલો,** પુ. [सं. चटक] ચકલીનો નર. (૨) મહોલ્લાઓના નાકા આગળની છુટી જગા; ભાગોળ; ક્રિ પ્ર ચકલે મૂકવું=જાહેર કરવું; ઉતાર મૂકવો.

**ચકવી,** સ્ત્રી. [सं. चक्रवाकी] ચકવાની માદા; ચકવાકી. ચકલી. (તે જળાશયો પર દેખાય છે અને ટોળામાં રહે છે.)

**ચકવું,** ક્રિ. અ. લાગ લેવો; રાહ જોતા રહેવું; તત્પર રહેવું. (૨) તાકવું; તકાસવું. [ વર્તીપણે; સર્વોપરિપણે.

**ચકવે,** અ. [ सं. चक्रे ] ચક-

**ચકવો,** પુ. [ सं. चक्रवाक ] ચકલો; એક જાતના હોલા જેવા પંખીનો નર. (આ પંખી દિવસે નરમાદા સાથેનાં સાથે રહે છે પણ રાતે તેઓ એક બીજાથી જુદાં પડી સામસામેના કિનારાપર બેસે છે અને વિયોગના કલ્પાંતમાં રાત્રિ ગાળે છે.)

**ચકંદલ,** પુ. ફોલ્લો.

**ચકંદું,** વિ. કસણીને છાડેલું; ગંદું કરેલું. (૨) પહોચેલું; સાવચેત.

**ચકંદો,** પુ. ગાંસડીઓ બાંધવાનો સંચો; સકંજો. (૨) હોશીયાર; કાબેલ.

**ચકા,** સ્ત્રી. સાંઠાની ચીપો.

**ચકાચક,** અ. તરબોળ; ખૂબ;ભરપુર.

**ચકામું,** ન. ચામડી ઉપર ચડેલો ગોળ સોજો; લોહી બંધાઈ જઇને પડેલું ચાઠું.

**ચકાસું,** જુ. ચકામું.

**ચકાર,** [सं.] ચ એવો ઉચ્ચાર અને અક્ષર (૨) કંઈ પણ ઉચ્ચાર કરવો તે. [ અવાણી જોવું, તપાસવું.

**ચકાસવું,** ક્રિ. સ. પ્રકાશવું. (૨)

**ચકિત,** વિ. [सं.] વિ. વિસ્મય પામેલું; છક થઈ ગયેલું; ભ્રાંત; દંગ; અજબ.

**ચકી,** જુ. ચક્રી. (૨) ચકલી.

**ચકોતરું,** ન. [फा. चकोतर] મોટું ખાટું ને મીઠું લિંબુ.

**ચકોર,** [सं.] ચંદ્ર ઉપર બહુજ પ્રીતિ રાખનારૂં એક પંખી. (એમ કહેવાય છે કે, તે ચંદ્રનાં કિરણોનું પાન કરે છે.)

તેની ચાંચ અને આંખો બહુ લાલ હોય છે. તે જીવતા લ્યાળા ખાઈ જાય છે.) (૨) વિ. ચંચળ; ચતુર; ચાલાક.

**ચકોરી**, સ્ત્રી. ચકોર પંખીની માદા

**ચક્કર**, ન. [ સં. चक्र ] ચપટી ગોળ આકૃતિ; વર્તુલ; પૈડું; ચાક. (૨) ગોળ ધારવાળું હથિઆર. (૩) પરિધ; ઘેર. (૪) આંટો. (૫) તમ્મર; ચકરી. (૬) શું કરવું તે સૂઝે નહિ એવી સ્થિતિ. ક્રિ. પ્ર. ચક્કર ફરવું=વસ્તુસ્થિતિનું બદલાઈ જવું. ચક્કર મારવું–લેવું=આમતેમ આંટા મારવા; ફેરો ખાવો (૭) ફાંસો.

**ચક્કી**, સ્ત્રી. [સં. चक्री] ઘંટી, ચકી, વગેરે. (૨) ઘાણી. (૩) ગોળાકારે બાંધેલી ગાંસડી. ક્રિ. પ્ર ચક્કી ચલાવવી =ખા ખા કરવું.

**ચક્કુ**, ન. ચાકુ; ચપ્પુ.

**ચક્ર**, ન. [ સં. ] ચપટી ગોળાકાર વસ્તુ; પૈડું; ચાક. (૨) ગોળ ધારદાર હથિઆર. (૩) દરિયાઈ જંતુની વર્તુલાકૃતિની છિપ. (૪) એક ગોળાકાર ચિહ્ન; કુંડાળું. (૫) આવલી; હાર. (૬) સમુહ; સમુદાય; પ્રદેશ; રાજ્ય.

**ચક્રદંડ**, પુ. [ સં. ] શરીર ગોળ વળે એમ દંડ પીલવા તે.

**ચક્રધર**, વિ. [સં.] ચક્ર ધારણ કરનાર; વિષ્ણુ.

**ચક્રધારા**, સ્ત્રી. [ સં. ] ગોળાકાર ધાર; પરિધ; ઘેરાવો; ચક્રની ધાર.

**ચક્રપાણિ**, પુ. [ સં. ] જેના હાથમાં ચક્ર છે એવા દેવ; વિષ્ણુ.

**ચક્રપાદ**, પુ. [ સં. ] ગોળ પગવાળું જે તે; હાથી. (૨) ચક્ર છે જેના પગ રૂપે તે રથ.

**ચક્રબંધ**, પુ. [ સં. ] ચક્રના આકારમાં વચાય એવી એક કાવ્યરચના.

**ચક્રમુદ્રા**, સ્ત્રી. [ સ. ] ગોળ આકારનો સિક્કો; વિષ્ણુના આયુધની છાપ.

**ચક્રવર્તી**, પુ. [ સં. ] મહારાજા; શાહેનશાહ; ઘણાં રાજ્યો ઉપર રાજસત્તા ભોગવનાર; સમ્રાટ. ચક્રવર્તિની =મહારાણી; સમ્રાજ્ઞી.

**ચક્રવર્તિતા**, સ્ત્રી. [ સં.] ચક્રવર્તીપણું; સર્વ રાજાઓનું ઉપરીપણું.

**ચક્રવાક**, ન. [ સં. ] ચકવાચકવીને નામે ઓળખાતું એક પખી.

**ચક્રવાકી**, સ્ત્રી. [ સં. ] ચકવી; ચક્રવાકની માદા.

**ચક્રવાત**, પુ. [સં.] વંટોળિયો; ફુદડીએ ફરતો પવન; વાવાઝોડાનો વાયુ

**ચક્રવૃદ્ધિ**, વિ. [ સં. ] મુદ્દલમાં વ્યાજ મેળવતા જવુ અને વ્યાજ કાઢતા જવુ તે; વ્યાજના બે પ્રકાર: એક મુદ્દલ ઉપર વ્યાજ કાઢવું તે સાદું વ્યાજ અને બીજું વ્યાજ મુડીમાં ઉમેરીને વ્યાજ કાઢવુ તે ચક્રવૃદ્ધિ વ્યાજ.

**ચક્રવ્યૂહ**, પુ. [ સં. ] ચક્રાકૃતિએ કરેલી સેનાની રચના; કોઠાયુદ્ધ; ચકરાવો. ( મહાભારતમાં ચક્રવ્યૂહને પ્રકારે થયેલા યુદ્ધમાં પાંડવો તરફથી અભિમન્યુ લડયો હતો.)

**ચક્રાકાર,** પુ. [ **સં.** ] ચક્રના જેવો આકાર (૨) વિ. ચક્રના જેવા આકારનું

**ચક્રાંકિત,** વિ. [ **સં.** ] ચક્રના ચિહ્નવાળું. ( વૈષ્ણવ સંપ્રદાયનો એક ભેદ કે જેમાં ચક્રનાં છાપાંતિલક લેવામાં આવે છે )

**ચક્રાંગ,** પુ. [ **સં.** ] લાલ પગ અને લાલ ચાંચવાળો હંસ; ચકવો. (૨) રથ; ગાડી. (૩) સ્ત્રી. ચક્રાંગી=હંસિની

**ચક્રી,** પુ. [ **સં.** ] ચક્રવાળા—વિષ્ણુ. (૨) ચક્રવર્તી રાજા. (૩) કુંભાર. (૪) ચક્ર જેવું હથિઆર રાખનાર.

**ચક્ષુ,** ન. [ **સં.** ] આંખ; નેત્ર.

**ચક્ષુરાગ,** વિ. [ **સં.** ] નજરે જોવા માત્રથીજ પ્રીતિ થઈ જાય એવું

**ચક્ષુ:શ્રવા,** પુ. [ **સં.** ] આંખો-વડેજ જે સાંભળે છે તે; સાપ. [ નયન.

**ચંખ,** ન. [ **સં. ચક્ષુ** ] આંખ;

**ચખણી,** સ્ત્રી. ચાખવું તે; ચાખવા જેવું જે તે. [ કરવું; ચખાડી જોવું

**ચખાડવું,** ક્રિ. સ. ચાખે એમ

**ચગડવું,** ક્રિ. સ. જોરથી દાબીને ઘાલવું. (૨) ચાંપવું; કચરવું; છુંદવું

**ચગદાવું,** ક્રિ. અ. દબાવું; ચંપાવું; કચરાવું. [ દેખાવું.

**ચગવું,** ક્રિ. અ. આકાશમાં ઉડતું

**ચગળવું,** ક્રિ. સ. દાતથી નહિ પણ પેઢાંથી દાબી દાબીને ચૂસવું; મમળાવવું. [ હવામાં ઉંચે ઉડાવવું.

**ચગાવવું,** ક્રિ. સ. ચગે એમ કરવું;

**ચગીજવું,** ક્રિ. અ. સંજ્ઞાથી સમજવું; પારખી જવું. (૨) ફાટી જવું. બહેકી જવું; વંઠી જવું

**ચચુ,** વિ. ચંચળ; ચતુર; ચાલાક. (૨) ન. રેલનાં પાણી ઉતરી ગયા પછી જમીન ઉપર ઠરેલી તરી; કાંપ

**ચચણવું,** જુ. ચણચણવું.

**ચચણાટ,** જુ. ચણચણાટ.

**ચચરવું,** જુ ચરચરવું.

**ચચરાટ,** જુ. ચરચરાટ.

**ચચુકો,** પુ. આમલીનું બી; કચુકો.

**ચચુડો,** પુ કચુકો; ચીચુડો. (૨) ચકડોળ; ચિંચરો.

**ચચ્ચાર,** વિ. ચારચારનું જોડકું

**ચચ્ચો,** પુ એવો ઉચ્ચાર અને અક્ષર.

**ચટ,** પુ. સાચા દેવને ઠેકાણે ટાળનો જે દેવ બનાવી પૂજે છે તે. (૨) સ્ત્રી. આદત; ટેવ (૩) ખાલીખમ (૪) ખંત; કાળજી; જીદ. (૫) અ ઝટ. (૬) ખણસ, હદ.

**ચટક,** પુ. [ **સં.** ] ચકલાની જાતનું એક પખી. (૨) વિ. લાલચોળ; સુંદર (૩) સ્ત્રી લહેઝત.

**ચટકદાર,** વિ ચટકવાળું; સુંદર; મોહક; સુરેખ (૨) લહેઝતદાર; મશાલાદાર.

**ચટકમટક,** વિ. નખરાંબાજ; અભિનયવાળું; ફાંકડું. (૨) મોહ ઉપજાવે એવો હાવભાવ. [ મોહક મરોડવાળું.

**ચટકતું,** વિ. દીપતું; શોભતું;

**ચટકવું,** ક્રિ. અ. ડંખ મારવો. (૨) ખીલવું; ખુલવું; દીપવું. (૩) તૂટવું.

**ચટકાવવું**, ક્રિ. સ. ડંખ દેવો; કરડવું.

**ચટકી**, સ્ત્રી તીવ્ર અસર; ઉંડી-આકરી લાગણી. (૨) રીસ ચડવી; ખોટું લાગવું તે. (૩) મોહિની.

**ચટકીદાર**, વિ. સુરેખ; રંગીલું; મોહિની લગાડે એવું. (૨) તેજી આણે એવું; મોહક; સ્વાદવાળું

**ચટકું**, ન. બિંદુ; ટીપું.

**ચટકો**, પુ. ડંખ; ઝાટકો. ક્રિ. પ્ર ચટકો ભરવો=ડંખ દેવો. ચટકો મારવો=અણી ઘોચાય તેમ કરવું (૨) સખત લાગણી થવી. ક્રિ પ્ર. ચટકો લાગવો=લાગણી થવી; ખીજવાવું.

**ચટચટ**, અ. ઝટઝટ; ઉતાવળે

**ચટણી**, સ્ત્રી. [ **સં. चट** ] મરચા વગેરે ઝીણાં વાટીને કે ખાંડીને બનાવેલો સ્વાદ ઉશ્કેરનારો ખાવાનો પદાર્થ. ક્રિ પ્ર. ચટણી થઈ જવું=સહેજમા ખપી જવું (૨) મુખ્ય નહિ એવું અથવા તુચ્છ એવા અર્થમાં:–એ તો ચટણીમા ખપી જશે (૩) ખુટવાડવું; પુરૂં થઈ જવું.

**ચટણો**, બહુ ચટણી ખાનારો.

**ચટપટ**, અ ઝટપટ. (૨) સ્ત્રી. અતિ આતુરતા; ચિંતા; અકળામણ.

**ચટપટી**, સ્ત્રી. અતિ ઉત્સુકતા; ચિંતાની લાગણી; અકળામણ (૨) તાલાવેલી; વ્યગ્રતા; ઉત્સુકતા; બેચેની.

**ચટાઈ**, સ્ત્રી.[**फा.**]સાદડી;સાથરી.

**ચટાકો**, પુ. ચટકો; તીવ્ર લાગણી. (૨)તીખું ને ખાટું રાઇત;સ્વાદ લાગવો તે.

**ચટાચટ**, અ. જલદી; ચટપટ.

**ચટાડવું**, ક્રિ. સ. ચાટે તેમ કરવું; ખાય તેમ કરવુ (૨) લાભ લેવા દેવો; લાંચ આપવી. કહે૦ મોં ચટાડવુ=ખહુ ફૂટ આપવી. [ બેરંગી પટ્ટા તે

**ચટાપટા**, પુ. આડાઅવળા રંગ-

**ચટાપટી**, સ્ત્રી ચટપટી. (૨) ટાપટીપ; ચાપચીપ.

**ચટિયું**, વિ. જિદ્દી; હઠીલું.

**ચડુડું**, (ચાટુડું), વિ. લાલચુ

**ચટુલ**, વિ. [**સં.**] ચંચળ; ચપળ (૨) સુંદર; મનોહર

**ચડચડ**, અ. લાકડામાંથી નીકળતો એવો અવાજ; પ્રવાહી બળતાં થતો અવાજ.

**ચડચડાટ**, પુ. ચડચડ એવો અવાજ

**ચડપ**, અ. ઝટ; એકદમ; તાબડતોબ; તરતજ.

**ચડપચડપ**, અ. ઉતાવળે; ત્વરાથી.

**ચડપવું**, ક્રિ. સ. ચટ દઇને ઉંચકી લેવું.

**ચડભડ**, સ્ત્રી. બકવાદ;મિથ્યા પ્રલાપ.

**ચડભડવું**, ક્રિ અ ગુસ્સે થઈ બોલવુ; વઢવુ; ખીજવું.

**ચડભડાટ**, પુ. ગુસ્સાની બોલચાલ; ખીજવાટ; લડાઈ; તકરાર.

**ચડવું**, જુ ચઢવું.

**ચડવો**, (ચૈડવો), પુ. માટીનો નાનો લોટકો; હલેચણો.

**ચડસ**, (ચરસ), સ્ત્રી. ભાંગ; ગાંજાનું સત્ત્વ. ( અફીણ અને ગાંજા કરતાં પણ ચટસ વધારે આકરી હોય છે. ) (૨) મમતથી કાર્ય કરવાની ઉત્કંઠા; આગ્રહભરી ટેવ; બહોંસ.

**ચડસાચડસી**, સ્ત્રી. એકબીજાથી સરસ થવાનો મમત; સરસાઈ; હરિફાઇ; સ્પર્ધા.

**ચડસીલું**, વિ. મમતી; આગ્રહી.

**ચડસું**, ન. પાણી તાણવાનું યંત્ર; સુપડા જેવી મોટી લાકડાની પડનાળ.

**ચડીચોટ**, અ એકદમ; સપાટાબધ; ઝપાટામાં. [ થતો એવો અવાજ.

**ચડેડાટ**, પુ. લાકડુ કાટતાં-ભાગતાં

**ચડ્ડી**, સ્ત્રી. અર્ધી સુરવાલ.

**ચઢઉતર**, સ્ત્રી. ચઢવું અને ઉતરવું; વારંવાર ઉપર નીચે જવું આવવું. (૨) ભાવની વધઘટ. (૩) વિવાદમાં ઉતાવળે બોલવું ચાલવું તે. (૪) વિ. ઉત્તરોત્તર ચઢતુ ઉતરતું હોય એવું.

**ચઢણુ**, ન. ઉત્તરોત્તર ઉંચુ ને ઉંચુ ગયેલું હોય એવું જે તે.

**ચઢતી**, સ્ત્રી. ઉત્તરોત્તર સારૂ થતું રહેલું તે; સારી સ્થિતિ; ઉત્કર્ષ.

**ચઢતું**, વિ ઉપર જતું; વધતું; ખીલતું; સારૂ થતું. (૨) વધારે સારૂ; ઉત્તમ; શ્રેષ્ઠ; ઉંચું.

**ચઢવું**, ક્રિ. અ. નીચેથી ઉપર જવું; ઉચ્ચ સ્થાન ઉપર જવું (૨) ઉગવું (૩) ખેંચાઇને વાંકું વળવું. (૪) ઘેરાવું (૫) પીઠ ઉપર બેસવું. (૬) કિમ્મત અથવા ભાવનું વધવું. (૭) ઉન્નત સ્થિતિએ પહોંચવું. (૮) અસર થવી. (૯) વળગવું; ચોંટવું. (૧૦) બેસતું આવવું. (૧૧) ગળવું; પોચું થવું. (૧૨) ગુસ્સે થવું. (૧૩) ફુલાવું; બડાશ મારવી. (૧૪) ધરાવું; અર્પાવું. (૧૫) પાસ બેસવો. (૧૬) સંકોચાવું. (૧૭) ફરફરવું. (૧૮) સામે થવું; ધસવું. (૧૯) આવરણરૂપે લગાડવુ રૂ. પ્ર. કીડીઓ ચઢવી=કામ કરતાં કંટાળવું. (૨) ગધેડે ચઢવું=ફજેત થવું. (૩) ઘોડે ચઢવું=અભિમાન આણવું; કેફ કરવો (૪) છાપરે ચઢવું=માન માગવું. દહાડો ચઢવો=સારૂ થવું; સ્ત્રીને ગર્ભ રહેવો. પાણી ચઢવું=મમતે ભરાવું; શૂર ચઢવું. માથું ચઢવું=મસ્તક દુ:ખવું. માથે ચઢવું= નહિ લેખવવું. મોં ચઢવું=રોષે ભરાવું. લોહી ચઢવું=તાજા-તંદુરસ્ત થવું. કહે૦ ચઢે ઘોડે=તાબડતોબ. ઘોડે ચઢે તે પડે=કાર્ય કરીએ તો સારૂ ખોટું થાયજ.

**ચઢાઇ**, સ્ત્રી. ચઢવાની ક્રિયા; લશ્કરનુ શત્રુની સામે જવું; હુમલો; સ્વારી. (૨) ઉંચો ઉંચો વધતો પ્રદેશ.

**ચઢાઉ**, વિ. કોઈના ચઢાવ્યાથી ચઢી જાય એવું; સાહસિક. (૨) ઉદ્ધત. (૩) ચઢાય એવું. (૪) તેજ; ઉગ્ર; ગુણકારી.

**ચઢાઉતરી**, સ્ત્રી. બોલાચાલી. (૨) વારંવાર ચઢ ઉતર કરવું તે (૩) હોડ. ક્રિ. પ્ર. ચઢાઉતરી=એક બીજા વચ્ચે આગળ વધવાની સ્પર્ધા. [ સાઈ.

**ચઢાચઢ**, સ્ત્રી. હોંસાતુસી; સર-

**ચઢાચઢી**, સ્ત્રી. સરસાઈ; સ્પર્ધા; હરિફાઈ.

**ચઢાવ**, પુ. ચઢતો ભાવ; ચઢવું પડે એવું ઉચાણ; ઉત્તરોત્તર ચઢતો હોય એવો માર્ગ.

**ચઢાવવું**, ક્રિ સ. નીચેથી ઉપર લઈ જવું; એક એકની ઉપર મૂકવું; વધારવું; સિંચવું; (૨) ખૂબ ખાવું. (૩) ઉશ્કેરવું; ખીલવવું; ભમાવવું. (૪) ખેંચવું; તાણવું. (૫) લદાવવું (૬) પ્રેરવું. (૭) મોંઘું કરવું (૮) સ્વર તીવ્ર કરવો (૯) અર્પવું. (૧૦) સવાર કરવું. (૧૧) પકવવું. (૧૨) લગાડવું (૧૩) મઢાવવું. ક્રિ. પ્ર. માથે ચઢાવવું=કબુલ કરવું. (૨) વધારે છૂટ આપવી મોઢે ચઢાવવું=જેમ ગમે તેમ કરવાની છૂટ આપવી. વહાણે ચઢાવવું=માલ ઇત્યાદિને દરિયાપાર મોકલવાં.

**ચઢાવો**, પુ. ચઢાવવું તે; ઉશ્કેરણી; (ભાવમાં) વધારો (૨) સ્વારી કાઢવી તે; ચઢાઇ.

**ચઢિયાતું**, વિ. વધારે સરસ, ઉત્કૃષ્ટ; બીજાથી ચઢતું. (૨) વિ ચઢેલું; ચઢાઉ. (૩) મત્ત; ચકચૂર.

**ચણ**, સ્ત્રી પંખીને માટે નાખવામાં આવતુ અનાજ. (૨) ચીણ (કપડાની); કરચલી કરીને શીવવું તે.

**ચણક**, [ सं. ] ચણા. (૨) એક એક ઋષ; ચાણક્યના પિતા.

**ચણકચીભડી**, સ્ત્રી. છોકરીઓની એક રમત.

**ચણકબાબ**, જુઓ ચિનિકબાલા.

**ચણખાર**, પુ. ચણાના લીલા છોડમાંથી બનાવેલો ખાર; ચણાખાર.

**ચણગારી**, જુઓ ચીણગારી.

**ચણગી**, જુ. ચીણગારી.

**ચણગો**, પુ. તણખો; દેવતાનો કણ

**ચણચણ**, અ. પાણીવાળો પદાર્થ બળતાં થતો અવાજ. (૨) સ્ત્રી. દુઃખ, શોક અને પશ્ચાતાપની લાગણી; રહી રહીને અંતઃકરણમાં ખુંચવું તે

**ચણચણવું**, ક્રિ અ. ચણચણ થવું. દાઝવું. (૨) રહી રહીને બળતરા-પીડા થવી; શોક અથવા પશ્ચાતાપની લાગણી થવી; આગ લાગી હોય એવી અસર થવી.

**ચણચણાટ**, પુ. ચણચણવું તે; દુઃખ કે પશ્ચાતાપની અસર; બળતરા.

**ચણણ**, જુ. ચણચણ.

**ચણતર**, ન ચણવાની રીત; ચણવાનું કામ; ચણેલું તે (૨)બનાવટ; ઇમારત.

**ચણવું**, ક્રિ સ માટી અથવા ચુનાના ગારા સાથે ઇંટ કે પત્થરનાં ચોસલાંને એક બીજાની ઉપર બેસતાં ગોઠવવાં; બનાવવું; બાંધવું; ઉભું કરવું; ગોઠવવું. (૨) વિણી વિણીને ખાવું; ચૂગવું.

**ચણા**, [ सं. चणक ] એક જાતનું કઠોળ ચણા મમરા=શેકેલા ચણા અને મમરા; ચવાણું. રૂ. પ્ર ચણા ચવરાવવા= હેરાન કરવું; જુલમ ગુજારવો. કહે૦ ચણાના ઝાડ ઉપરથી કૂદી પડવું=(મશ્કરીમા) બહુ મોટુ પરાક્રમ કરવુ વેચીને ચણા કરવા=છેતરી જવુ (૨) ઉડાવી દેવું. પાણીમાં ચણા ઓગળે તેમ ઓગળી જવું=(મશ્કરીમાં) જાડા થવું. [ ખાર.

**ચણાખાર**, પુ ચણાનાં પાદડાનો

**ચણાદાળ**, સ્ત્રી. ચણાનાં બે જુદાં જુદાં પડ; ચણાની દાળ

**ચણાપણી**, સ્ત્રી. ચણાના પોપટા-વાળી જુડી.

**ચણાપાપડી**, સ્ત્રી. ચણાદાળમાં ખાંડની ચાસણી મેળવીને બનાવેલી મિઠાઈ

**ચણિયારૂં** ન જેના આધારે બારણું ફરે છે તે; મિજાગરૂં; પેચની પકડ. (૨) કેન્દ્ર; મધ્યબિંદુ. ક્રિ પ્ર. ચણિયારૂ ખસી જવુ=ડાગળી ખસી જવી (૨) ગુસ્સે થવું. ચણિયારાં નચવવાં=કટાક્ષ કરવા

**ચણિયો**, (ચરણિયો), પુ સ્ત્રીઓને કમરેથી નીચે પહેરવાનું વસ્ત્ર; ઘાઘરો.

**ચણી**, સ્ત્રી. ચણાની એક નાની જાત.

**ચણીકબાલા**, જુ. ચીનિકબાલા.

**ચણીબોર**, ન નાની બોરડીઓનાં નાનાં ફળ; ઝીણા નાના બોર

**ચણોઠી**, [ ચનોઠી ], સ્ત્રી. [ **સં. ગુંજા દ૦ कणेठिया** ] કાળા મોંનું અને રાતા અંગનું તુવેર જેવું એક બી; ગુંજા. ( વજનમાં તે અઢી ગ્રેનની ગણાય છે, અને સોના રૂપાના જોખમા વપરાય છે.) ચણોઠીભાર=ચણોઠી જેટલા વજનનું. એની રતાશ બહુજ સુરેખ હોવાથી એમ કહેવાય છે કે, લાલ ચણોઠી જેવું. (બીજા રંગની પણ ચણોઠીઓ થાય છે.)

**ચતરંગ**, પુ એક જાતનું વાજું (૨) એક જાતનો રાગ. (૩) ચાર અંગ-વાળું. જુઓ ચતુરંગ.

**ચતાપાટ**, અ. બરડો જમીનને અડી રહેલો હોય તેમ. (ચતું, છતું, ઉપ-રથી છતાપાટ એમ પણ બોલાય છે. )

**ચતુર**, [ **સં.** ] ચાર. (૨) ઝટ સમજી જાય એવું; પ્રવીણ; કાબેલ; પક્કું. (૩) રસિક, ખુબી સમજે એવું. કહે૦ ચતુરમા ચિતારો અને મુરખમા મોચી. (૪) ધૂર્ત (૫) કાવ્યસાસ્ત્ર પ્રમાણે એક દક્ષનાયક

**ચતુરતા**, વિ. [**સં.**] ચતુરાઈ; પ્રવીણતા; હોશિઆરી.

**ચતુરશિરોમણિ**, પુ ચતુરોમા પણ સૌની ઉપર ચઢે એવો માણસ

**ચતુરસીમા**, સ્ત્રી. [**સં. चतुः+ सीमा**] કોઈ પણ ચીજના ચારે બાજુઓની મર્યાદા

**ચતુરસુજાણ**, વિ ચતુર તેમજ બધી બાબત સારી રીતે જાણનાર, વિચક્ષણ.

**ચતુરંગ**, વિ. [ **સં. चतुर्+ अंग** ] જેને ચાર અંગ હોય એવું (સૈન્ય); જેમાં ગાનના ચાર પ્રકાર હોય એવું ગાયન (૨) પુ. શેતરજ (રમવાની એક બુદ્ધિબળ વધારનારી રમત ).

**ચતુરંગિણી**, વિ. ચાર અગવાળી [સેના]. ( હાથી, ઘોડા, રથ ને પેદળ એ ચાર અંગ સેનાનાં પૂર્વે ગણાતાં

**ચતુરંગી**, વિ. જુ. ચતુરગિણી

**ચતુરા**, સ્ત્રી. [ **સં.** ] ચતુર સ્ત્રી.

**ચતુરાઈ**, સ્ત્રી. ચતુરતા; નિપુણતા. દક્ષતા. (૨) પક્કાઈ; ખંધાઈ (૩) યુક્તિ શોધવાની અને રસ સમજવાની શક્તિ.

**ચતુરાનન**, પુ. [**સં. चतुर्+ आनन** ] ચાર મુખવાળા બ્રહ્મા; ચાર મુખવાળું તે.

**ચતુરી**, સ્ત્રી ચતુરાઈ.

**ચતુર્ગુણ**, વિ ચાર ગણું; ચોગણું.

**ચતુર્ઘાત**, વિ. અમુક સંખ્યાને તેણે ને તેણે ત્રણવાર ગુણતાં જે ચોથી સંખ્યા આવે તે. જેમકે:-૨×૨×૨×૨=૧૬

**ચતુર્થ**, વિ. [સં.] ચોથુ. (૨) એક પ્રકારનો તાલ.

**ચતુર્થાશ્રમ**, પુ. [સં.] પુરુષના જીવનનો ચોથો આશ્રમ, સંન્યાસાશ્રમ.

**ચતુર્થાંસ**, પુ. [સં.] ચોથો ભાગ; ¼ ભાગ

**ચતુર્થી** સ્ત્રી. [સં.] પખવાડિયાની ચોથી તિથિ; ચોથ (૨) વિ ચોથી (વિભક્તિ) ચતુર્થીકર્મ=લગ્ન થયા પછી ચોથે દિવસે કરવાની ક્રિયા (૩) ગુદા (મશ્કરીમા) [ ચૌદ. ૧૪

**ચતુર્દશ**, વિ.[સં.] દશ ને ચાર;

**ચતુર્દશી**, સ્ત્રી. [સં.] પખવાડિયાનો ચૌદમો દિવસ, ચૌદશ.

**ચતુર્દળ**, વિ. [સં.] ચાર પાંખડીવાળું (૨) ચાર ગણું (૩) ચારે જાતનાં દળ જેમાં હોય એવું. ( સૈન્ય )

**ચતુર્ધા**, અ. [સં.] ચારે રીતે, ચાર પ્રકારે.

**ચતુર્ભુજ**, વિ. [સં.] ચાર હાથવાળું ચતુર્ભુજ સ્વરૂપ=જેને ચાર હાથ હોય એવુ સ્વરૂપ (૨) જેના હાથ પીઠ પાછળ બાધવામાં આવ્યા હોય એવું. ચતુર્ભુજ કરવુ=કેદ કરવું.

**ચતુર્માસ**, પુ. [સં.] વરસાદના ચાર મહીના; ચોમાસું.

**ચતુર્મુખ**, વિ. ચાર મુખ ને ચાર બાજુવાળું (૨) વિષ્ણુ; બ્રહ્મા.

**ચતુર્વર્ગ**, પુ. [સં.] ધર્મ, અર્થ, કામ ને મોક્ષ તે.

**ચતુર્વર્ણ**, સ્ત્રી. [સં.] બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર એ ચાર જાતિના લોક તે.

**ચતુર્વેદ**, પુ. [સં.] ઋક્, યજુ, સામ ને અથર્વ એ ચાર વેદ તે.

**ચતુર્વેદી**, વિ ચારે વેદને જાણનાર (૨) બ્રાહ્મણની એક જાતિ

**ચતુર્વિધ**, વિ. [સં.] ચાર પ્રકારનું; બહુ પ્રકારનુ.

**ચતુષ્કોણ**, વિ. [સં.] ચાર ખુણાવાળુ; ચોરસ; ચોખુણ. (૨) ના. ચાર ખુણાવાળી આકૃતિ

**ચતુષ્ટય**, ન. [સં.] ચારનુ ઝૂમખું.

**ચતુષ્પથ**, ન. [સં] ચાર રસ્તાઓવાળી ભાગોળ; ચકલા, માંડવી (૨) નાનુ બજાર

**ચતુષ્પદ**, ન. [સં.] ચાર પગવાળું પ્રાણી; પશુ. (૨) પંચાંગમાંના અગિયાર કરણોમાનુ એક. (૩) ચાર પદનું વૃત્ત.

**ચતુષ્પદી**, સ્ત્રી. ચાર ચાર પદવાળો ગાયનનો રાગ; ચોપાઈ; ચાર પાદનું ગીતિકાવ્ય

**ચતું**, વિ. પીઠ જમીનને અડેલી

હોય અને મોં આકાશ સામે હોય એમ પડેલું; છતું. (૨) પાધરૂં; સવળું. ચતુંપાટ=પાટલાની માફક ચતુ.

**ચત્તુ,** જુ. ચતું.

**ચત્રભુજ,** જુ. ચતુર્ભુજ.

**ચનમનિયાં,** ન ચેનનો વખત; લહેર; ગદબદિયાં

**ચનિક,** ક્ષણિક.

**ચનિકબાલા,** જુ ચીનિકબાલા.

**ચનોઠી,** જુ. ચણોઠી

**ચન્ની,** જુ. ચંદની

**ચપ,** (ચૂપ), અ. [ **सं. चप्** ] છાનો રહે એમ કહેલું તે; નહિ બોલવાનું કહેવાનો ઉદ્‌ગાર (૨) ઝપાટાબંધ.

**ચપકલું,** ન અડપલું; ચાદલું (૨) નાનું ચાપણિયુ. (૩) વિ. દગાવાળુ.

**ચપકાવવું,** ક્રિ સ. ચોંટી જાય એવી ચીજ ચામડી ઉપર દાબવી; ચાપવું; ચપકો દેવો (૨) દાળ શાકમાં વઘાર કરવો.

**ચપકો,** પુ. ઉનું ઉનું લગાડતાં ચટકો લાગે છે તે; ડામ. (૨) એકદમ મનમાં લાગવું તે; ડખ ક્રિ. પ્ર ચપકા દેવા=ડામ દેવા (૨) મેણાં મારવાં.

**ચપચપ,** અ ઝડપથી; ટપટપ.

**ચપચપવું,** ક્રિ. અ. ચપચપ બોલવું

**ચપચપું,** વિ. ચીકણું અને ભીનું; ગદગદું.

**ચપટ,** અ. જમીનની સાથે બરોબર અડેલું હોય તેમ; સજ્જડ. ક્રિ. પ્ર. ચપટ થઇ જવું=ખલાસ થઇ જવું. કહે૰ કપટ ત્યાં ચપટ=કપટ કરનારનો નાશ થાય છે.

**ચપટવું,** ક્રિ. સ. સજ્જડ કરવું; દાબવું. [ સાનમાં આવવું.

**ચપટાવું,** ક્રિ અ. દબાવું; તુક-

**ચપટી,** સ્ત્રી. [**सं. चपेटिका**] અંગુઠો અને તેની જોડેની આંગળી એ બેનાં ટેરવાં મેળવવાં તે; તે બેની વચ્ચમાં રહે એટલું જે તે. (૨) બે ટેરવાં છટકાવવાથી થતો અવાજ. (૩) એ અવાજ થઈ જાય એટલો વખત; પલક ક્રિ. પ્ર. ચપટીમા ઉડાડવું=હસી કાઢવું. (૨) આડી અવળી વાત કહીને સમજાવી દેવું ચપટીમા લેવું=કબજે લેવું. ચપટી વગાડવી=ઝટપટ કરવા કહેવું ૨ પ્ર ચપટીમાં=કબજામાં (૨) સહેજમાં. ચપટી ચાગળું=થોડું ઘણું જે કંઈ હોય તે; જરા.

**ચપટું,** વિ. [ **सं. चिपट** ] લાબું પણ પહોળું; બેઠેલું, દબાયેલું.

**ચપડવું,** ક્રિ. સ. ચપટું કરવું; દાબીને ઘડવું (૨) ચપટ થાય તેમ કરવું. ચપડાલાખ=ચપટી કરેલી લાખ

**ચપડાવવું,** ક્રિ. સ સપાટાબંધ ખાઈ જવું. (૨) ચોરી જવું.

**ચપડિયો,** પુ. તાર ખેંચનારો માણસ.

**ચપડી,** વિ ચાર પડવાળી. (૨) સ્ત્રી. લાખ.

**ચપડું,** વિ. ચાર પડવાળુ, ચોપડું.

**ચપણ,** (ચપ્પણ), ન. ચપણિયું.

**ચપણિયું,** ન. શકોરૂં; મોટું કોડિયું. (૨) તુચ્છ વસ્તુ (૩) ભિક્ષાપાત્ર.

**ચપાણું**, ન. ચપણિયું; શકોરૂં.

**ચપરાશી**, સ્ત્રી. બડાઈ; પતરાજી. (૨) બડાઇખોર; પતરાજી કરનાર. (૩) ચપરાસવાળો નોકર; પટ્ટાવાળો.

**ચપરાસ**, સ્ત્રી. [ **फा. चप+रास्त** ] સિપાઇના પટ્ટાની ધાતુની તખતી (૨) મિજાગરૂ; બરડવું (૩) પતરાજી ક્રિ પ્ર ચપરાસો ફૂટવી=કાખલીઓ ફૂટવી

**ચપસવું**, ક્રિ. સ. [ **फा. चपसीदन** ] દાબવું: ચાપવું: જોરથી દાબીને ચગદવું

**ચપળ**, વિ. [**सं. चपल**] ચાલાક: ચંચળ, તેજ; ઉતાવળું

**ચપળતા**, સ્ત્રી ચંચળાઈ; ચાલાકી; તેજી (૨) અસ્થિરતા

**ચપળા**, સ્ત્રી. [ **सं. चपला** ] ચપળ એવી જે તે; વીજળી. (૨) ચપળ સ્ત્રી. (૩) લક્ષ્મી.

**ચપળાઈ**, સ્ત્રી ચપળપણું

**ચપળાં**, ન. આંખ મિચામણાં;કટાક્ષ.

**ચપાચપ**, અ. ઝટઝટ; ટપટપ (૨) અવાજ ન થાય તેમ. [ખૂબ ખાવું.

**ચપાટવું**, ક્રિ સ. સપાટાબંધ ખાવું,

**ચપાટી**, સ્ત્રી. ચાર પડની રોટલી. ચપાટી જવું=અવશેષ રહે નહિ એમ સઘળું ખાઈ જવું.

**ચપેટી**, સ્ત્રી. આઘાત; ધક્કો. (૨) કબજો; સપાટો (૩) નુકસાન; દબાણ. (૪) તમાચો. ક્રિ. ચપેટવું=દબાવીને લેવું; ચાંપવું. [ ઉપરાઉપરી.

**ચપોચપ**, અ. એક પછી એક એમ;

**ચપ્પ**, જુ. ચપ; ચૂપ

**ચપ્પટ**, અ. પલાઠીવાળીને; ચોટી જવાય તેમ. (૨) ખુબ દબાઇ ગયેલું હોય તેમ.

**ચપ્પણ**, ન. છાછરૂ કોડિયુ; ચપણિયું. ક્રિ પ્ર ચપ્પણ લેવું=અપજશ મળે એવું કામ કરવા તૈયાર થવું. (૨) ભીખ માગવી

**ચપ્પુ**, ન કલમ ઘડવાની નાની છરી

**ચબકવું**, ક્રિ. અ. ચમકવું, ઝબકવું.

**ચબકારો**, પુ. ચમકારો: ઝબકારો

**ચબકાવવું**, જુ ચપકાવવું

**ચબકો**, જુ. ચપકો.

**ચબડચબડ**, ( ચભડચભડ ), અ ચપચપ. (૨) મનમાં આવે તેમ (૩) એવો અવાજ થાય તેમ. (કાચું ફળ ચાવતાં થતો અવાજ )

**ચબરખી**, (ચબરકી), સ્ત્રી કાગળનો નાનો સાંકડો કકડો

**ચબરાક**, વિ. ચપળ; ચંચળ; બોલકણું

**ચબરાકી**, સ્ત્રી. ચંચળાઈ; હોંશિઆરી: ચાલાકી; બોલવાની ચતુરાઈ.

**ચબાવવું**, જુ ચિબાવવું.

**ચબાં**, અ. ચુ કે ચાં-ઉચ્ચાર નીકળતો હોય તેમ (૨) ના જીભ;-ચબાં ઉપડીજ નહિ.

**ચબુતરો**, પુ [**फा**] પોલિસના સિપાઈઓને રહેવાનું સ્થાન; ચાવડી; થાણુ (૨) ઉંચા ચોરસ ઓટલા જેવી બેઠક; ચોતરો ક્રિ. પ્ર. ચબુતરે લઇ જવું=પોલિસ-

માં લઈ જવું. (૩) પંખીઓને માટે દાણા નાખવાનો ઉંચો ઓટલો; પરવડી.

**ચણુરિયો,** પુ. હિંચકો (ખાટનો)

**ચબોલાં,** પુ. સામસામાં ટોણાં મારવા તે; કટાક્ષ વચન; ઉખાણા; ચાબખા.

**ચબોળવું,** ક્રિ. અ. ભાંડવું. (૨) ચોળીને ખાવું

**ચભડચાભડ,** અ. કણકીદાર વસ્તુ ચાવતાં થતો એવો અવાજ. [ ખીજવું

**ચભડવું,** ક્રિ.અ. સામસામે બોલવું;

**ચભડાટ,** પુ. ટંટો; કંકાસ; ચડભડાટ

**ચમક,** સ્ત્રી. [ सं. चमत्कृत ] ચમકવું તે; માનસિક અને શારીરિક ચોક; ભ્રમની તીવ્ર અસર (૨) ચળકાટ; ઝળકી; ચમકારો. (૩) બહેક; ફાટ. (૪) તરવરાટ, તનમનાટ. (૫) પત્થરની લોઢાને ખેંચવાની શક્તિ ચમકચાંદની=બની ઠણી રહેનારી દુશ્ચરિત સ્ત્રી.

**ચમકપત્થર,** પુ. લોટાને ખેંચવાની શક્તિવાળો પત્થર; લોહચુંબક.

**ચમકપહાણ,** પુ. લોહચુંબક.

**ચમકવા,** પુ. ઓચિતી કરોડ ઉપર અસર થઈ અંગ ખેંચાવાનો આજાર; ધનુર્વા.

**ચમકવું,** ક્રિ. અ. ચોંકવું; ભડકવું; ઝબકવું (૨) વંઠવું; ફાટી જવું. (૩) ચળકવું; ઝગઝગવું; ચકચકવું. (૪) પ્રસિદ્ધિ થવી.

**ચમકળી,** (ચંપકકળી), સ્ત્રી. સ્ત્રીઓના કંઠનું સોનાનું ઘરેણું.

**ચમકાટ,** પુ. ચમકારો; ચળકાટ. (૨) ગાંડપણ. (૩) ફાટ; તોર. (૪) તનમનાટ; આવેશ. (૫) વંઠવું તે. [એવો ઝબકારો.

**ચમકારો,** પુ. એકદમ જતો રહે

**ચમકાવવું,** ક્રિ. સ. ભડકાવવું; ચોંકાવવું (૨) ચસકી જાય એમ કરવું. (૩) ફટકારવું.

**ચમકી,** સ્ત્રી. નેતર; ચમચમે એવી સોટી. (૨) સોટીના મારની અસર; ધાક; ડર.

**ચમચક,** પુ. પતંગમાં જ્યાં પૂછડી બાંધવામાં આવે છે ત્યાં જે ચોખંડો કકડો ચોડેલો હોય છે તે.

**ચમચમ,** સ્ત્રી. બળતરા. (૨) જોડાનો એવો થતો અવાજ કહે૦ સોટી વાગે ચમચમ ને વિદ્યા આવે રમઝમ.

**ચમચમાટ,** પુ. ચમચમ થવું તે. (૨) તનમનાટ (૩) બળતરા; દાઢ.

**ચમચી,** સ્ત્રી. [ म. चची ] મુખવાસની વસ્તુઓ રાખવાની ખાનાંવાળી કોથળી (૨) નાનો ચમચો; આચમની. (૩) ચાડાવાળી સળી.

**ચમચો,** પુ. [सं. चमस] નાની કડછી; સીધા ડાડાની પળી. (૨) સીધા હાથાનો પાવડો.

**ચમટી,** સ્ત્રી ચીમટી; ચુંટી; ચોંટી. ક્રિ. પ્ર. ચમટી તોડવી=ચુંટી ખણવી.

**ચમટો,** પુ. ચામડી આમળવી તે; ચોટી ખણવી તે. (૨) મોટો ચીપિયો.

**ચમડતોડ,** ચામડાં પણ તોડી નાખે એવો; બહુ લુગડાં ફાડનાર.

**ચમડપોસ,** ન. ચામડાનું ઢાંકણ; ચામડીની ખોલ.

**ચમડી**, સ્રી. [सं. चर्म] પ્રાણીઓના હાડપિંજર ઉપરનું જે પડ તે; ચામડી; ત્વચા; ખાલ. કહે૦ ચમડી તૂટે પણ દમડી ન છૂટે

**ચમત્કાર**, પુ. [सं.] ચકિત થઈ જવાય એવું જે તે; આશ્ચર્ય પમાડે કે વિસ્મય કરે એવું જે તે. (૨) નહિ સમજાય એવી શક્તિ; કરામત ક્રિ. પ્ર. ચમત્કાર કરવો=નવાઈ લાગે એવું કરવું. (૩) આશ્ચર્યનો વિષય; વિલક્ષણતા.

**ચમત્કારિક**, વિ આશ્ચર્ય લગાડે એવું; જેમા ચમત્કાર હોય એવું

**ચમત્કારી**, વિ. જુ. ચમત્કારિક.

**ચમત્કૃતિ**, સ્રી. [सं.] ચમત્કારનુ કામ તે; ચમત્કારિક રીત. (૨) આશ્ચર્ય, વિસ્મય

**ચમન**, સ્રી. [फा.] બાગ; બગીચો. (૨) આનંદ; મોજમઝા. ક્રિ પ્ર. ચમન કરવુ=ખુશી ખુશાલીમાં રહેવું. ચમનદારી=ચેનબાજી.

**ચમર**, પુ. [सं. चामर] લાંબા વાળની ચમરી; ચામર. (૨) હિમાલયમાં થતી એક ગાય; સુરાગાય. ચમરશિખા=કલગી

**ચમરકઠો**, પુ. એક જાતના ઘઉં.

**ચમરખું**, ન રેંટિયાનુ એક નાકું; ચરખામાં ઘાલવાની ચામડાની ચકતી. રૂ પ્ર ચમરખા જેવું=સુકાયેલું અને ચઢી ગયેલું એવું.

**ચમરબંધ**, પુ ચામડાનો પટ્ટો. (૨) વિ. કમ્મરે ચામડાનો પટ્ટો બાંધનાર; શૂરવીર.

**ચમરબંધી**, વિ ચામડાનો પટ્ટો બાંધનાર; વજકછોટો વાળનાર; મજબુત મન અને શરીરવાળો

**ચમરી**, સ્રી. [सं.] ફૂલની મંજરી.

**ચમસ**, પુ [सं.] સોમરસ પીવાનો પ્યાલો; એક યજ્ઞપાત્ર

**ચમાર**, પુ. [सं. चर्मकार] ચામડાને સાફસુફ કરનાર, ખાલપો (૨) અતિ શૂદ્રની એક જાતિ

**ચમારણ**, સ્રી ચમારની સ્રી.

**ચમારવાડો**, પુ. ચમારોનો મહોલ્લો. (૨) ગંદીગોબરી જગા

**ચમૂ**, સ્રી. [सं.] સેના; જેમાં ૭૨૯ હાથી, ૭૨૯ રથ, ૨૧૮૭ સ્વાર અને ૩૬૪૫ પૈદલ હોય એવી સેના

**ચમેલી**, સ્રી. ધોળાં ને મીઠી સુગંધીવાળાં ફૂલની એક વેલ (૨) ચંપેલીનાં ફૂલ.

**ચમ્મડ**, વિ. ચામડા જેવું; ઝટ તૂટે ફાટે નહિ એવું. ચમ્મડતોડ=ચામડી તૂટી જાય તોપણ પૈસો ખરચે નહિ એવો કંજુસ. (૨) બહુ લુગડાં ફાડનાર

**ચમ્મર**, સ્રી. [सं. चामर] ચમરી.

**ચય**, પુ. [सं] ઢગલો; સમૂહ.

**ચર**, સ્રી. કિલ્લાની આસપાસ ખોદેલી ખાઈ; નહેર; નદીમાં તણાઇ આવેલા કાંપની તરીવાળી જમીન; ભાઠું. (૨) જમીનમાં ખોદીને કરેલી ચૂલ. (૩)

ન. સ્વાતી, શ્રવણ, ધનિષ્ઠા ને શતતારા એ ચાર નક્ષત્રોમાંનું એક નક્ષત્ર; હરણ. (૪) પુ હોમને માટે તેયાર કરેલો ભાત. (૫) વિ. [સં. चर] ફરનાર; ગમન કરનાર શબ્દાદિ આગળ જોડાય છેઃ— જળચર=પાણીમા ફરનાર

**ચરક**, પુ [સં] દૂત, કાસદ; વૈદકનો ગ્રન્થ લખનાર એક ઋષિ (૨) શેરડી પીલવાનો કોલુ (૩) ન છોકરાંની એક રમત; (૪) સ્ત્રી પંખીની હગાર

**ચરકણ**, વિ ડરકણ; ચરકી જાય એવું; બીકણ.

**ચરકણું**, વિ. વારંવાર ચરક્યા કરતુ હોય એવું. (૨) ન. વારવાર ચરકી જવાનો રોગ

**ચરકલું**, ન ચકલું. [ હગવુ

**ચરકવું**, ક્રિ અ. વારવાર જરાજરા

**ચરકસંહિતા**, સ્ત્રી. [ સં. ] ચરક મુનિએ બનાવેલું વૈદક સંબંધી પુસ્તક.

**ચરકીડો**, પુ. ચરખો, કપાસ લોઢવાનો સંચો; ચરખો (૨) સંઘેડો.

**ચરકુ**, વિ. તમતમે એવા સ્વાદનું; કરડું; આકરૂ.

**ચરકો**, જુ. ચરખો. [ સંઘેડો.

**ચરેકો**, પુ. [फा.] રેંટિયો. (૨)

**ચરખિયું**, વિ. ચરખાનું; ચરખાને લગતું. [ પવનચક્કી. (૩) ફીરકી.

**ચરખી**, સ્ત્રી નાનો ચરખો. (૨)

**ચરખો**, પુ [ फा. चरख ] કપાસમાંથી કપાશિયા અને રૂ જુદાં પાડવાનો સંચો; લોઢ. (૨) રૂનું સુતર અને સુતરનું કપડું બનાવવાનો સંચો. (૩) ખટાદીનું ચાક ક્રિ પ્ર ચરખો ચલાવવો= ખાખા કરવું.

**ચરચર**, સ્ત્રી એવો અવાજ. (૨) મનમા બળવું તે; ચિંતા; કાળજી (૩) ચામડી ઉપર થતી બળતરા

**ચરચરવું**, ક્રિ અ. બળતરા થવી; (૨) ચરચર એવો અવાજ થવો.

**ચરચરાટ**, પુ બળતરાની લાગણી, (૨) ફિકર

**ચરચવું**, ક્રિ સ [સં. चर्चन] ચર્ચા કરવી; વિવેચન ચલાવવુ (૨) ચોપડવું (૩) પૂજા કરવી

**ચરચા**, જુ. ચર્ચા. [શાવવી.

**ચરચાવવું**. ક્રિ પ્રે. ચર્ચા ચલાવ-

**ચરચાવું**, ક્રિ અ. ચર્ચા થવી; વગોવાવુ

**ચરડ**, સ્ત્રી ચીરો; ફાટ.

**ચરડકો**, પુ. ફિકર; ચિંતા; કાળજી.

**ચરડવું**, ક્રિ. સ. ચીરવું.

**ચરડવો**, પુ માટીના નાનો લોટો.

**ચરડાવું**, ક્રિ અ. ચીરા પડવા; ફાટી જવું.

**ચરણ**, પુ. [સં.] પગ. ચરણની રજ=પગે વળગેલી રજ; કંઈ લેખામાં નહિ એવું તે; તાબેદાર ચરણ સેવવાં= સેવા કરવી. (૨) શ્લોક અથવા કવિતાની ટૂક; કડી. (૩) કોઈ ચીજનો ચોથો ભાગ. (૪) અનુષ્ઠાન. (૫) મૂળ; ગોત્ર. ક્રિ. પ્ર. ચરણે પડવું=શરણે જવું.

**ચરણસેવા**, સ્ત્રી. [સં.] પગચંપી. (૨) ભક્તિ કરવાનો એક પ્રકાર.

**ચરણસ્પર્શ**, પુ. [સં.] પગને અડીને વંદન કરવું તે

**ચરણદાસ**, પુ. અઢાડમા સૈકામાં થઇ ગયેલો એક મહાત્મા. (તેણે 'સ્વરોદય' નામે ગ્રંથ બનાવ્યો છે.)

**ચરણાકુળ**, પુ. એક માત્રામેળ છંદ

**ચરણામૃત**, ન. [સં.] ચરણનું જે અમૃત તે; દેવ, ગુરુ ને મોટા માણસના પગ ધોયેલું પાણી. (૨) દૂધ, દહીં, ઘી, મધ ને પાણી એકઠાં કરી જેમાં દેવની મૂર્તિને નવરાવેલી હોય તે

**ચરણારવિંદ**, ન. [સં.] ચરણકમળ.

**ચરણિયો**, પુ સ્ત્રીઓનું કેડ નીચેનો ભાગ ઢંકાય એવું કટિવસ્ત્ર; ઘાઘરો

**ચરણો**, પુ ચરણિયો. [પાણી

**ચરણોદક**, ન. [સં.] પગ ધોયેલું

**ચરનદાસ**, ના. ઉત્તર હિંદમાં રાધાકૃષ્ણની ભક્તિનો ઉપદેશ કરનાર અને પંથ ઉભો કરનાર એક મુસલમાન સંત.

**ચરપણ**, ન ચિકાશ; કંજુસાઈ; કૃપણતા.

**ચરપણવેડા**, પુ. કંજુસપણું કરવું તે.

**ચરપી**, વિ કંજુસ; કૃપણ; બખીલ

**ચરફડાટ**, જુ. ચડફડાટ

**ચરબી**, સ્ત્રી. [फा.] મેદ; પ્રાણીઓના શરીરમાંનો ચીકટ પદાર્થ; વનસ્પતિમાંનો સ્નિગ્ધ પદાર્થ. (૨) મદ; પતરાજી ક્રિ પ્ર ચરબી ઉતરવી=પોતાના બળના અભિમાને બીજાની છેડતી શોધવાનો યત્ન કરવો (૨) ચરબી ચઢવી=બળનું અભિમાન આવવું. ચરબીદાર=ચિકાશવાળું

**ચરભક્ષ**, પુ. [સં.] હોમને માટે રાંધેલા અન્નનું પરણતા વરકન્યાએ એક બીજાને ભક્ષણ કરાવવું તે.

**ચરભડવું**, જુ ચડભડવું

**ચરમ**, ન ચર્મ. (૨) મગદળ (૩) વિ અંતિમ; છેવટનું ચરમ સ્થિતિ=યોગીની સમાધિમાંની સ્થિતિ (૪) પુ. અંત; છેડો ચરમકાળ=મરણકાળ

**ચરરર**, અ કાપડ કાગળ વગેરે વસ્તુ જોરથી ફાટતાં થતો અવાજ (૨) ભય, શોક અને દયાની લાગણીની પીડા થતી હોય એમ [નોકર; ખાસદાર.

**ચરવાદાર**, પુ ઘોડાની ચાકરી કર-

**ચરવી**, સ્ત્રી. નાનો ચરૂ.

**ચરવું**, ક્રિ. અ. [सं. चर्] ચાલવું; ફરવું (૨) લીલું ઘાસ અને છોડવા વગેરે ખાવું (પશુએ) દાણા વિણી ખાવા (પંખીએ) (૩) ગુજરાન કરવું

**ચરસ**, જુ ચડસ ગાંજાનું સત્વ. (તમાકુની માફક તે પીવામાં આવે છે તેનું ઘેન ગાંજા જેવું ચડે છે )

**ચરસાચરસી**, જુ ચડસાચડસી.

**ચરંદું**, ન. [फा.] ચરનારું જનાવર; પશુ. (પરંદુથી ઉલટું. પરંદું=પંખી.) [નતાણું.

**ચરાઈ**, સ્ત્રી. ઢોરને ચારવાનું મહે-

**ચરાઉ**, ન. ચારાની જમીન. (૨)

વિ. ઢોરને ચરવા માટે ઇલાયદો રાખવામાં આવેલો ખેતરનો ભાગ.

**ચરાગ**, સ્ત્રી. [ **फा.** ] બત્તી; દીવો; ચિરાગ.

**ચરાચર**, વિ. [ **सं.** ] ચર અને અચર તે; ચેતન્ય ને જડ બધું (ચર=એક ઠેકાણેથી બીજે ઠેકાણે ફેરવાય એવું અને અચર=જ્યા હોય ત્યાંનું ત્યાંજ રહે એવું) જગત ચરાચર=બ્રહ્મ; પરમેશ્વર.

**ચરાણ**, ન ચરાઈ (૨) ચરવાનું સ્થાન

**ચરામણ**, જુ૦ ચરાઈ

**ચરામણી**, સ્ત્રી ચરાઈ

**ચરાવવું**, ક્રિ સ પશુને ઘાસ ખવડાવવું; ચારવું (૨) ખાઈકી કરાવવી.

**ચરાળ**, વિ ઊભુ; ટેડું, વધારે ઉંચું (૨) સ્પર્શની લાગણી વગરનું

**ચરિત**, ન. [ **सं.** ] મનુષ્યનુ આચરણ, ચરિત્ર, વર્તન. (૨) જીવનની ઘટનાઓ ને કાર્યોનુ વર્ણન; જીવનચરિત્ર.

**ચરિતાર્થ**, પુ. [ **सं.** ] નિર્વાહ; ગુજરાન (૨) કૃતકૃત્ય; કૃતાર્થ (૩) ખરૂ પડવું તે

**ચરિત્ર**, ન. [ **सं.** ] મનુષ્યની રહેણીકરણી વગેરે જે તે; આચરણ. (૨) પાખંડ; કાવાદાવા; કરતુક

**ચરી**, સ્ત્રી. કરી; પરહેજી. (૨) ઢોરને ઉભું રાખવાની લાકડાની ઘોડી.

**ચરી જવું**, ક્રિ. અ. પ્રસરી જવું; રગેરગમાં પહોંચી જવું.

**ચરીતર**, (ચરિત્ર), ન. પાખંડ; દાવપેચ; કાવાદાવા.

**ચરુ**, પુ. [ **सं.** ] હોમદ્રવ્ય; હોમને માટે તૈયાર કરેલો ભાત. (૨) મેઘ.

**ચરૂ**, પુ. પહોળા મોંનું પાત્ર; દેગ. ક્રિ. પ્ર. ચરૂ ચઢાવવો=જમણ આપવાની સ્પર્ધામાં પડવું.

**ચરૂડી**, સ્ત્રી. નાનો ચરૂ; દેગ.

**ચરૂડો**, પુ. ચરડવો; માટીનો લોટો.

**ચરેડો**, પુ. ચીરો; સતાપની ફુંડી લાગણી.

**ચરેરાટ**, પુ. ચરરર થવું તે.

**ચરો**, પુ જેમાં ઘાસ ઉગતું હોય એવો જમીનનો કકડો; ચરાની જમીન.

**ચરોતર**, ન મહી અને સાબરમતી નદી વચ્ચેનો ગુજરાતનો રસાળ પ્રદેશ.

**ચરોતરી**, વિ ચરોતરનું.

**ચરોતરૂં**, વિ. ચરોતર સંબધી.

**ચર્ચ**, ન. [ **अं.** ] દેવળ; ખ્રિસ્તીઓનું પ્રાર્થનામદિર; ખ્રિસ્તીઓના સંપ્રદાય.

**ચર્ચરિકા**, સ્ત્રી. [ **सं.** ] નાટકમાં પ્રેક્ષકોનાં મન રજન કરવાને પ્રવેશ પ્રવેશની વચ્ચે મૂકવામા આવતાં ગીત-ગાયન તે.

**ચર્ચરી**, સ્ત્રી ચિતાની લાગણી. (૨) અઢાર અક્ષરનો એક છદ. (૩) ગાવું બજાવવું તે.

**ચર્ચવું**, ક્રિ. સ. ચર્ચા કરવી; વાદવિવાદ ચલાવવો. (૨) લોકમાં ફેલાવવું. (૩) નિંદવું. (૪) લેપ કરવો.

**ચર્ચા**, સ્ત્રી. [ **सं.** ] વાદવિવાદ; ઊહાપોહ. (૨) નિંદા. (૩) વર્ણન; વાત-

ચીત; અફવા. (૪) લેપન; અર્ચા.

**ચર્ચાપત્ર**, ન. [ सं. ] વિવેચન; પેપરમાંનું ટીકાવાળું લખાણ.

**ચર્ચાપત્રી**, વિ, (ના.) ચર્ચાપત્ર લખનાર; વિવેચક, ટીકાકાર.

**ચર્ચિત**, વિ. [ सं. ] ચર્ચેલું. લગાડેલું (૨) જેની ચર્ચા થઈ ગઈ હોય એવું (૩) નિંદિત [ ઘણું

**ચર્પટ**, પુ થપ્પડ; ધોલ (૨) વિ.

**ચર્મ**, ન. [सं] શરીરનું આચ્છાદન, ત્વચા; ચામડું.

**ચર્મકાર**, પુ. (વિ.) [सं.] ચામડાને કેળવીને વાપરવા યોગ્ય બનાવનાર; ચમાર. (૨) મોચી

**ચર્મચક્ષુ**, ન. [सं.] પ્રાણીની કુદરતી આંખ, જોવાની ઇંદ્રિય; નેત્ર

**ચર્મપત્ર**, ન. [सं.] ચામડાના જેવો ચીકણો કાગળ (૨) છાલનો કાગળ, ભોજપત્ર.

**ચર્મપાદુકા**, સ્ત્રી જોડા

**ચર્ય**, વિ. [ सं. ] આચરવા જેવું. (૨) કર્તવ્ય.

**ચર્યા**, સ્ત્રી. [सं.] વખતોવખત જે કંઈ કામકાજ કરવાનું તે, રહેણીકરણી; વ્યવહાર. (૨) જેની ઉપરથી અંદરનો ભાવ સમજાય એવું ચિહ્ન.

**ચર્વણ**, ન. [ सं. ] ચવાણું; ખાવાનું (૨) કોરૂ ખાવાનું.

**ચર્વિત**, વિ. [सं.] ચાવેલું.

**ચર્વિતચર્વણ**, ન. [सं.] જે ચવાઇ ગયેલું હોય તેને ફરીને ચાવવું તે; કોઈ થઇ ગયેલી વાતને ફરી ફરીને કહેવી તે

**ચલ**, અ ચાલ (૨) ખસ, દૂર થા (૨) વિ [ सं. ] ચલાયમાન [વિડેલો થા.

**ચલચલ**, અ દૂર થા, ખસ. (૨)

**ચલણ**, ન. [सं. चलन] ચાલવું તે; સત્તા. (૨) વ્યવહારમાં આવવું (૩) હિંડવું તે (૪) રિવાજ; વ્યવહાર; રીતિ. [ રાવુ હોય એવું.

**ચલણી**, વિ વ્યવહારમાં રોજ વપ-

**ચલન**, ન. [सं.] ચાલવું; ગતિ; ફેરફારી (૨) વાટ; પંથ; પ્રચાર; વ્યવહાર (૩) જ્યોતિષમાં પૃથ્વીની ગતિ ઉપરથી દિનરાતનું દિનમાન કાઢવાની રીત

**ચલનવલન**, ન. હિલચાલ; ગતિ

**ચલમ**, સ્ત્રી હુક્કા ઉપર મુકવાનું માટીનું ચાડું; ધતુરી

**ચલવિચલ**, વિ. [ सं. ] એક સ્થાન પર ન રહે એવું; આસ્થિર (૨) ઉલટ સુલટ [કામ જોગું; મજબુત; ટકાઉ.

**ચલાઉ**, વિ. ચાલે એવું ; નીભે એવું;

**ચલાખો**, પુ મોટો રૂમાલ.

**ચલાણી**, સ્ત્રી. નાની પડઘીદાર પવાલી; પડઘીવાળી વાટકી

**ચલાણું**, ન કાચનો પડઘીવાળો નાનો પ્યાલો.

**ચલાયમાન**, વિ. [सं.] ચાલતું હોય એવું; ચચળ; બદલે એવું.

**ચલાવવું**, ક્રિ. સ. ચાલે એમ કરવું;

નિભાવવું. (૨) અમલમા આણવું. (૩) ગતિમા મૂકવું. (૪) ફેરવવું (૫) ગુજારો કરવો. (૬) આરભ કરવો (૭) જારી રાખવુ. (૮) ટકાવવું.

**ચલિત,** વિ [**સં.**] ચલાયમાન· ચળેલુ; સ્થાનમાથી ખસેલું, ફેરવેલુ. ચલિત કુંડળી=કોઈ ગ્રહ તેના સ્થાનમાથી ખસેલો છે કે નહિ તે જણાય એવી કુંડળી. ચલિત ગ્રહ=ભોગવવાનો બાકી રહેલો હોય એવો ગ્રહ [ પંખી.

**ચલિયું,** ન ચકલાની જાતનું નાનુ

**ચલુકુ,** ન નાની છાછરી વાટકી; કચોળુ (૨) માટીની નાની કુલ્લી

**ચલેઘો,** પુ. કડછો; તવેથો

**ચલો,** અ ચાલો, ઝટ કરો.

**ચલોઠો,** પુ પુરૂષને ખભે રાખવાનુ લુગડુ; ખેસ, ઉપરણો

**ચલ્લુ,** વિ. ચાલુ; ચાલતુ.

**ચલ્લુદ,** વિ. હલકું; માલ વગરનું.

**ચલ્લું,** ન. ચકલાની જાતનુ નાનું પંખી. (૨) ચાગળું.

**ચવ,** પુ હોરા. (૨) આવડત; ગમ. (૩) ચોકસપણું. (૪) મોતીના વજનની એક રીત અથવા તોલ. ( મોતીનું વજન કરી રતીના પોણાચૌદ ટકાને હિસાબે કુલ વજનના ટકા કરી જેટલા દાણા હોય તેટલાએ તેને ભાગી નાંખે છે અને તેમ કરતાં દાણા દીઠ જેટલા ટકા આવે તે મોતીના ચવ કહેવાય છે. ) (૫) સ્વાદ.

**ચવચવ,** સ્ત્રી. જુદે જુદે ઠેકાણેથી ચુંટી કાઢેલું તે; ચુંટણી.

**ચવક,** પુ. એક ચવડો વેલો.

**ચવડ,** વિ તૂટે ફાટે કે ચવાઈ જાય નહિ એવુ; ચવડુ; ચીકણુ.

**ચવડાવવું,** ક્રિ સ ચાવે એમ કરવું, જમાડવું. (૨) લાંચ રૂશવત આપ્યા કરવી. (૩) બળાત્કારથી કામ લેવું

**ચવડું,** વિ. ઝટ ભાગી તૂટી જાય નહિ એવુ; ચીકણુ, ચીવટ (૨) ન. હળમા કોશની સાથે રાખવાનાં ત્રણ ખુણિયા ફાચર

**ચવદાર,** વિ. ચાવતાં રસ પડે એવું.

**ચવલી,** સ્ત્રી બે આનાનો ચાંદીનો સિક્કો; બેઆની.

**ચવલું,** વિ. પાંપણે ધોળા વાળવાળું.

**ચવલો,** પુ સુતરના તાતણાઓની મુલાયમ સાવરણી ( જૈન સાધુઓ રાખે છે તે ) (૨) શેરડીનો એક રોગ.

**ચવવું,** ક્રિ. સ બોલવુ. (૨) ચાખવું; ખાવું [ કર

**ચવવેરો,** પુ ઘર અને જમીન ઉપરનો

**ચવળવું,** ક્રિ અ. ચળવળવુ; ચેળ આવવી; સરવળવું. [ (૨) તનમનાટ.

**ચવળાટ,** પુ ખંજવાળ; ચેળ;

**ચવાણું,** જુઓ ચાવણું.

**ચવાવું,** ક્રિ. અ. દાંતથી સારી રીતે કચરાવું (૨) લોકો નિંદે એમ થવું; ગવાવું; વગોવાવું.

**ચવેણું,** જુઓ ચાવણું

**ચવેણું,** ન. [ **સં. चर्वण** ] કાચું કોરૂં અથવા શેકેલું ચાવીને ખાવાનું તે. ( ધાણીચણા, મમરાસેવો વગેરે. )

**ચવૈયા,** પુ. ચાળા પાડવા તે

**ચવો,** પુ. પગના તળા ઉપરનો ફોલ્લો

**ચવ્વડ,** જુ. ચવડ.

**ચશ્મ,** સ્ત્રી. [ फा चश्मा ] આંખ; નેત્ર રૂ પ્ર ચશ્મપોશી=આખ આડા કાન કરવા.

**ચશ્માં,** (ચશ્મું), ન વધારે સારૂ દેખાય તે માટે આખ આડે રાખવાનો કાચ; ઉપનેત્ર રૂ પ્ર ચશ્માં આવવાં=ઝાખુ દેખાવું. (૨) મદ ચડવો ચશ્મે ધબ=આંધળુ ભિત ચશ્મે સુલાખ=એ-કાક્ષ; કાણુ (૨) કમાનમા જડેલી કાચ કે પારદર્શક પત્થરની તખતીઓની જોડી.

**ચશ્મીકોર,** સ્ત્રી ચશમાના આકારની કિનાર; લાંબી ચોકડીની ભાતવાળી કોર.

**ચષક,** પુ. [सं.] મદિરા પાન કરવાનો સોનાનો નકશીદાર સુંદર પ્યાલો, કટોરી. (૨) મધુ, મદ્ય

**ચસક,** સ્ત્રી ખેંચ; સાંધામાના સ્નાયુનું ઓચિંતુ ખસી જવું તે; સાંધાનું એકદમ અટકી જવું તે; નસનું ખેંચાણુ ક્રિ. પ્ર ચસક આવવી=ઓચિંતી સખત પીડા સાથે નસનું ખેંચાવું

**ચસકવું,** ક્રિ. અ. ખસવુ; છટકવુ; છૂટી જવું. (૨) ફીટી જવું; સળકવું (૩) ચસક આવવી; રગ ખેંચાવી.

**ચસકાવું,** ક્રિ. અ છટકાવું; મર-ડાવુ; લચકાવું; ચસકી જવું.

**ચસકો,** પુ. [ सं. चसण ] સખત ઝાટકો; સાંધા આગળના સ્નાયુનું ખેંચાવું તે. (૨) તીવ્ર ઇચ્છા; ભાવના. (૩) ટેવ; લત; હવસ (૪) ચાળો; નખ-રાંબાજી ચાળો ચસકો=ઢોંગસોગ. (૨) વંઠેલવેડા (૫) ચરસ; તલપ.(૬) મગરૂરી

**ચસચસાટ,** અ જરાય બાકી ન રહે તેમ; ચસ ચસ થાય તેમ ચૂસીને તમામ (૨) જકડ઼: ચસે નહિ તેમ; તગ.

**ચસમ,** પુ રેશમના દોરાની ગુંછળી

**ચસમું,** ન [फा] ચશ્મું.

**ચસવું,** ક્રિ. અ ચળવું; ખસવું; છટકવું (૨) બદલાવું (૩) દબાઇને બેસી જવુ (૪) દોરામાં આવી પડવું (૫) ચૂસવુ [ ખેંચતાણ.

**ચસાચસી,** સ્ત્રી. હરિફાઈ, સ્પર્ધા (૨)

**ચસીજવું,** જુ ચસવું

**ચહા,** સ્ત્રી. જુ. ચા ( ચ્હા, ચા, ચાહ, ચાહા )

**ચહાયના,** સ્ત્રી. ઇચ્છા; ભાવના. (૨) પ્રીતિ; પ્યાર. (૩) પસંદગી

**ચહાવું,** ( ચાવુ, ચ્હાવુ, ચાહવું ), ક્રિ અ ઈચ્છવું; અભિલાષ રાખવો. (૨) પ્રીતિ કરવી; પસંદ પડવું.

**ચહુ,** વિ. ચાર

**ચહુદા,** અ. ચારે દિશાએ.

**ચહુવાણ,** વિ. [ ના. ] રજપૂતની એક અટક. (૨) એ નામના રજપૂતો; ચૌહાણ, ચોહાણ.

**ચહેબચો,** પુ. [ फा. चाह ] લીલ અને વનસ્પતિથી ભરપુર હોજની પાણીવાળી જગા; ગંદું પાણી જેમાં ભ-

રાઈ રહેલું હોય એવો ખાડો; ચહબચ્ચા; ચેહબચો.

**ચળ**, સ્રી. ચેળ; ખણજ (૨) વિ [ સં ચલ્ ] હાલે એવું; એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જઈ શકાય તેવું; ચચળ.

**ચળક**, સ્રી ચળકાટ; તેજ.

**ચળકચળક**, અ. ઝળકઝળક. ક્રિ પ્ર. ચળકચળક થવું=તેજ મારવું; ચળકવું

**ચળકતું**, વિ. ઝળકતુ; તેજ મારતું; ઉજળું

**ચળકવું**, ક્રિ અ ઝળકવુ: તેજ મારવું; પ્રકાશવું; શોભવુ [પ્રકાશ

**ચળકાટ**, પુ. ઝળકાટ; ઝગઝગાટ;

**ચળકારો**, પુ. પ્રકાશનો ચમકારો: ઝબુકો.

**ચળકી**, સ્રી ચળક; પ્રકાશ; તેજ. (૨) શોભા; આપ.ચળકીદાર=ચકચકાટવાળું.

**ચળણ**, જુ. ચલણ.

**ચળણી**, જુ. ચલણી.

**ચળવણી**, સ્રી. આમ તેમ ફેરવવાની કળા; આવડત. (૨) ચાળવાની ચતુરાઈ; ચાળવણી.

**ચળવળ**, સ્રી. ચટપટી; વલોપાત; ગભરાટની સ્થિતિ (૨) ચિંતા, ફિકર; ખત.

**ચળવળવું**, ક્રિ. અ. હાલ્યા કરવું; સળવળવું; તલસવું. (૨) ચેળ આવતી હોય એમ થવું; સાલવું.

**ચળવળાટ**, પુ વલવલાટ; સળવળાટ; તલપ. (૨) ખંજવાળ. (૩) ઉરકેરણીનો રહીરહીને આવતો જુસ્સો.

**ચળવું**, ક્રિ. અ. [ સં. ચલ્ ] ખસવું; હાલવું; ડગવું. (૨) બહેકી જવું. વંઠી જવું.

**ચળાચળ**, વિ ચળ અને અચળ; સ્થાવર જંગમ. ( જગત )

**ચળાઈ**, સ્રી ચળામણી; ઝાપટ ચાળવાનું મહેનતાણું

**ચળામણ**, ન. ચળામણી. (૨) લોટ ચાળતાં રહેલું ભુસુ; થોથાં. કહે૦ ચાળ્યાનું ચળામણ છે

**ચળામણી**, સ્રી ચાળવાનું મહેનતાણું.

**ચળાવવું**, ક્રિ. પ્ર ચાળે એમ કરવું: સંચરાવવું. (૨) વંઠાડવું; ફટાડવું. (૩) વિચાર ફેરવવો; ખસેડવું [બહેકેલુ.

**ચળાંઠ**, વિ ચળી ગયેલું; ફાટેલું;

**ચળિત**, વિ એક ઠેકાણેથી બીજે ઠેકાણે ગયેલું; સ્થાનભ્રષ્ટ થયેલું

**ચળિયાંપુતળિયાં**, ન ઉંબીઓ આવવી તે

**ચળીજવું**, ક્રિ. વઠી જવું; વહી જવુ; આડે માર્ગે ચડી જવું (૨) અભિમાની થઇ જવું

**ચળુ કરવું**, ક્રિ સ જમી રહેતાં હાથ મો ધોવાં. ચળુપાણી=એઠું મોં ધોવાનું પાણી.

**ચળેલ**, વિ. વંઠેલું; ફાટેલું (૨) ડાગળી ખશેલ; ગાંડુ. (૩) ચલિત

**ચળેલું**, વિ ચળેલ; વંઠેલું; ગાંડું.

**ચંગ**, વિ. [સં.] સ્વચ્છ; પવિત્ર. (૨) દક્ષ; કુશળ; સ્વસ્થ; સુંદર. (૩) આનંદી; રંગીલુ. (૪) કજુસ (૫) પુ.

મોઢામાં પકડીને વગાડવાનું વાંસનું એક વાજું; મોરચંગ. (૬) તાળ. (ડફના આકારનું વાજું.) (૭) પતંગનું પૂછડું (૮) ગંજીપામાંની એક તરેહ. (૯) અ ઘટ.

**ચંગા,** વિ. [ **हिं.** ] સ્વચ્છ; પવિત્ર; નિર્મળ કહે૦ મન ચગા તો કથરોટમા ગંગા

**ચંગારી,** સ્ત્રી ચીણગારી; તણખો

**ચંગી,** વિ. રંગીલું, રાગી; વ્યસની.

**ચંગીભંગી,** મનસ્વી; પોતાને ગમે તેમ વર્તનાર; મનમોજી.

**ચંગુ,** વિ. તદુરસ્ત; નીરોગી પવિત્ર

**ચંગુસ,** (ચિગુસ), વિ કંજુસ.

**ચંગોટી,** સ્ત્રી. સુતાં મોઢે માથે લુગડું ઓઢવું તે, સોટ

**ચંચ,** સ્ત્રી. [ **सं. चंचु** ] ચાચ

**ચંચરી,** સ્ત્રી. [**सं.**] ભમરી. (૨) એક છદ.

**ચંચરીક,** પુ. ભમરો. (૨) એક રાગ.

**ચંચવાળવું.** ક્રિ. સ. પપાળવું; ખજવાળવું (૨) હાથમાં રમાડવુ; લડાવવુ (૩) સભાળી રાખવું.

**ચંચળ,** વિ. [ **सं. चंचल** ] આમ તેમ ફરતું અને હાલતું એવું; જપે નહિ એવું; અસ્થિર (૨) ચપળ; હોશિઆર; ઝટ સમજી કે ચેતી જાય એવુ. (૩) અધીર (૪) અવ્યવસ્થિત. (૫) ગભરાયેલુ [ળતા; અસ્થિરતા.

**ચંચળતા,** સ્ત્રી ચચળપણુ; ચપ-

**ચંચળા,** સ્ત્રી. [**चंचल**] વીજળી. (૨) લક્ષ્મી; દોલત. (૩) એક છંદ.

**ચંચળાઈ,** સ્ત્રી. ચચળતા; ચાલાકી; હોશિઆરી.

**ચંચુ,** ન. [ **सं.** ] પંખીનું લાંબું ને અણીદાર મોં; ચાંચ. (૨) ચપટી ભરાય એવી અણી. રૂ. પ્ર ચચુ પ્રવેશ=વિષયમાં પ્રવેશ થવો તે. જરાપણ આવડત; જ્ઞાન. ચંચુમાન=પંખી.

**ચંડ,** વિ. [ **सं.** ] ઉગ્ર; ગરમ; કઠોર; આકરૂ; તીવ્ર. (૨) ગુસ્સામાં આવી ગયેલું (૩) મોટો દૈત્ય (૪) પશુરાજનો એક સામત ચડતા=ઉગ્રતા; ઘોરતા.

**ચંડાળ,** પુ [ **सं. चंडाल** ] નીચ જાતિનો માણસ. (૨) એ નામની એક જાતિ. (૩) મારો; જલ્લાદ. (૪) વિ. દુષ્ટ; નિર્દય; ઘાતકી રૂ. પ્ર. ચંડાળ ચોકડી=ઘાતકી કામ કરનારાઓની ટોળી. કર્મચંડાળ=પાપી

**ચંડાળણ,** સ્ત્રી ચંડાળની સ્ત્રી. (૨) દુષ્ટ અને ઘાતકી કામ કરનારી સ્ત્રી.

**ચંડાળણી,** સ્ત્રી ચડાળની સ્ત્રી. (૨) દુષ્ટ કામ કરનારી સ્ત્રી. [ ચતા.

**ચંડાળતા,** સ્ત્રી. ચંડાળપણું. (૨)

**ચંડિકા,** સ્ત્રી [ **सं.** ] ઉગ્ર શક્તિ; ઘાતકી કામ કરનારી એક દેવતા. (૨) દુર્ગા. (૩) ખરાબ સ્વભાવની કર્કશા સ્ત્રી.

**ચંડી,** સ્ત્રી [ **सं.** ] દેવી; દુર્ગા. ચંડીપતિ=શિવ (૨) ક્રોધીલી સ્ત્રી; ગરમ સ્વભાવની સ્ત્રી.

**ચંડીપાઠ,** પુ. દુર્ગાદેવીનું સ્તોત્ર; સસરાતી. ચંડીપાઠ કરાવવો=ભૂત પ્રેત કે

વહેમ રહે નહિ તે માટે દુર્ગાદેવીનું સ્તોત્ર જપાવવું.

**ચંડુ,** પુ જુ. ચડુલ.

**ચંડુલ,** (ચંડુલ), ન અફીણનો કસ કાઢીને તૈયાર કરેલુ એક અત્યત કેફી તત્ત્વ. (તંબાકુની માફક પીવામા આવે છે, અને પીનાર અત્યત કેફને લીધે ઘોર ઉંઘમાં પડે છે.)

**ચંડોળ,** પુ. ચકલા જેવડું અને મધુર રાગે ગાનારૂ એક પખી. (૨) ચકડોળ

**ચંત,** પુ. ચિત્ત, ધ્યાન, કાળજી (૨) સ્વામી વલ્લભ

**ચંતની,** સ્ત્રી જેનું ચિન્તવન થયા કરતુ હોય તેવી સ્ત્રી; વલ્લભા; પ્રિયા

**ચંતા,** જુઓ ચિતા.

**ચંદ,** પુ. [ स. चद्र ] ચાંદો. (૨) ચાલ્લો (૩) વિ. થોડીવારનું.

**ચદન,** ન. [ सं. ] સુખડનું ઝાડ. (૨) સુખડનુ લાકડુ (૩) સુખડને ઘસીને બનાવેલો સુગંધિ લેપ. (૪) ( तिलक. ચદન-સુખડ કહેવાય છે; કારણ કે ઘણા ખડની વચ્ચે તે ઉગે છે અને તે ખડ અને છોડવાના રસથી પોતાનું પોષણ કરે છે. તે ધોળું પીળું ને લાલ એમ ત્રણ જાતનું થાય છે )

**ચદનગિરિ,** પુ. [ सं. ] દક્ષિણ તરફ આવેલો એક પર્વત કે જ્યાં સુખડનાં ઝાડ થાય છે તે; મલયાચલ. ચંદનવતી=કેરલ દેશની ભૂમિ કે જ્યાં ચંદન વૃક્ષ ઉગે છે.

**ચંદનઘો,** સ્ત્રી. ગરોળીથી મોટું તેને મળતી જાતનું જંગલી પ્રાણી. ( ઘો બે જાતની થાય છે. એક પાટલા ઘો અને બીજી ચંદન ઘો કે ઉડણ ઘો.)

**ચંદનચુડી,** સ્ત્રી. સ્ત્રીઓને હાથે પહેરવાની નકશી ચુડી.

**ચંદબારોટ,** પુ. પૃથુરાજ રાસો નામનું પ્રસિદ્ધ હિંદી કાવ્ય લખનાર એક ભાટ કવિ.

**ચંદનહાર,** પુ. [ दे. चंद्रहार ] સ્ત્રીઓને કોટે પહેરવાનું એક સુંદર સોનાનું ઘરેણું.

**ચંદની,** સ્ત્રી. ચંદ્રનું અજવાળું; ચાદરણુ; ચાદની (૨) ધોળા કપડાનો ચંદરવો; છત (૩) ચંદન ઉતારવાની તબકડી; કટોરી. (૪) જેને બારે માસ ફુલ ઉતર્યા કરે છે એવું એક નાનું ફુલઝાડ; બારમાશી રૂ. પ્ર ચંદની જેવું= નિર્મળ અને સફાઈદાર; ઝળાંઝળાં થઇ રહેલુ હોય એવુ

**ચંદરકળા,** જુ ચદ્રકળા.

**ચંદરવું,** ક્રિ સ જાણીબૂજીને કોઈ વાત પૂછવી. (૨) છેતરવુ; ભુલવાટવું.

**ચંદરવો,** પુ. છતનુ રંગબેરગી કપડુ; ચદની; છત ક્રિ. પ્ર. ચદરવો બાધવો=ભવાડો કરવો.

**ચંદરસ,** જુ. ચંદ્રસ.

**ચંદરૂસ,** જુ. ચદ્રૂસ.

**ચંદા.** સ્ત્રી. [ सं. चन्द्रिका ] ચંદની; જ્યોત્સ્ના. (૨) ચંદ્ર જેવા દેખા-

વનું જે તે; ચંદો. (૩) ગોળ ટપકું; ચાંલ્લો. ૩.પ્ર. ચંદાવા સરસ=વધારે સરસ.

**ચંદાવત,** પુ ક્ષત્રિયોની એક પેટા શાખા. (૮) રાજ્યનો મોટો સામંત.

**ચંદાવું,** ક્રિ અ. ચાંદા પડવા; કહેવાવું લાગવું.

**ચંદી,** સ્ત્રી. પ્રાણીને ખવડાવવાનો દાણો; ઘોડાને ખાવાના દાણા. ચંદી આપવી=ખંડણી આપવી. ચંદી ચઢાવવી=ઘોડાને દાણો ખવરાવવો (૨) ખાવું (૩) પુષ્ટ થાય તેમ ખવડાવવું. (૪) લાંચ રૂશવત આપવી. (૫) પાલન પોષણ કરવું.

**ચંદેરી,** સ્ત્રી. ઉત્તર હિંદમાંનો ગ્વાલિયર રાજ્યમાંનો એક કસ્બો. (૨) વિ ચંદેરીનું.

**ચંદેલ,** પુ ક્ષત્રિયોની એક શાખા

ચંદો, પુ. [ सं. चन्द्र ] ચંદ્ર. (૨) ચંદ્રમા જેવો સપાટ ગોળ આકાર. (૩) ગોળ સુંદર ચકદું; ચાંલ્લો. (૪) મુખવટો; ચેરો (૫) હક; લાગો.

**ચંદ્ર,** પુ [ सं. ] સૂર્યમંડળમાંનો પૃથ્વીનો ઉપગ્રહ; ચંદ્રમા. (૨) ચાલ્લો, ગોળ સુંદર ટપકું. (૩) એકની સંજ્ઞા. (સામાસમાં આ શબ્દ બહુ વપરાય છે: ચંદ્રમુખી; મુખચંદ્ર; વગેરે )

**ચંદ્રક,** પુ. [ सं. ] ચાંલ્લો; ટપકું. (૨) ગોળ સુંદર ચકતી. (૩) કલગી; મોરના પીછામાંની આંખ; ટીલડી.

**ચંદ્રકળા,** સ્ત્રી ચંદ્રમંડળનો સોળમો અંશ. (૨) સ્ત્રીઓને પહેરવાનું એક કાળા રંગનું કપડું. (૩) ચંદ્રમાનું કિરણ. (૪) અંબોડાનું એક ઘરેણું; ચાક.

**ચંદ્રકાંત,** પુ. [सं चन्द्रकान्त] એક જાતનો પત્થર ચંદ્રમણિ

**ચંદ્રકાંતા,** સ્ત્રી ચંદ્રની સ્ત્રી. (૨) રાત્રિ. (૩) એક રાગ

**ચંદ્રકેતુ,** પુ. લક્ષ્મણનો પુત્ર.

**ચંદ્રગુપ્ત,** પુ મગધનો પહેલો મૌર્યવંશી રાજા.

**ચંદ્રગ્રહણ,** ન [ सं ] ચંદ્ર ઉપર પૃથ્વીની છાયા પડવી તે. ( ચંદ્રગ્રહણ પૂર્ણિમાને દિવસે થાય છે, કારણ કે તે દિવસેજ સૂર્ય, ચંદ્ર અને પૃથ્વી એક સીધી લીટીમાં આવે છે. ) (૨) મોતું ઉતરી જવું તે

**ચંદ્રચૂડ,** પુ [ सं ] મહાદેવ: જેના કપાળ ઉપર ચંદ્ર છે એવા દેવ; ચંદ્રચૂડામણિ

**ચંદ્રજ્યોતિ,** સ્ત્રી. [सं] ચંદ્રપ્રભા; ચંદની (૨) ચંદ્રના જેવું અજવાળું આપનાર આતસબાજી (૩) ચંદ્રદ્યુતિ.

**ચંદ્રપુત્ર,** પુ [ सं. ] બુધ.

**ચંદ્રપ્રભા,** સ્ત્રી. [ सं. ] ચંદની; ચંદ્રિકા (૨) એક દેશી ઔષધ.

**ચંદ્રબિંદુ,** ન. [सं.] ચંદ્રની ચકચકિત કોર અને ઉપર છાયાથી ઢંકાયેલું બિંબ દેખાય તેવું ચિહ્ન; ગોળ ટપકું.

**ચંદ્રબિંબ,** ન [सं.] ચંદ્રની સપાટીનો આકાર; ચંદ્રમંડળ; ચંદ્રનો પરિઘ.

**ચંદ્રમણિ,** પુ. [सं.] ચંદ્રકાંત; ચંદનીમાં દ્રવતો પત્થર. (૨) સ્ફટિકનો મણકો.

**ચંદ્રમંડળ,** ન.[सं.]ચંદ્રનુંસપાટ તળ.

(૨) ચંદ્ર અને તેને લગતા તારાઓનો સમૂહ. [ ચંદ્ર; શશી; ચાંદો; ચાંદ.

**ચંદ્રમા,** પુ. [ सं. चन्द्रमस् ]

**ચંદ્રમુખી,** સ્ત્રી. ચંદ્રના જેવા મુખવાળી સ્ત્રી (૨) ચંદ્રને જોઈ ખીલનારાં ફૂલની એક વેલ. [ ચંદ્રચૂડ.

**ચંદ્રમૌલિ,** પુ. [ सं. ] મહાદેવ;

**ચંદ્રલેખા,** સ્ત્રી. ચંદ્રની કળા; ચંદ્રની કોર. (૨) એ નામનું એક વ્રત

**ચંદ્રવદના,** સ્ત્રી. [ सं. ] ચંદ્રના જેવા તેજવાળી સુંદર મોંવાળી સ્ત્રી.

**ચંદ્રવદની,** સ્ત્રી. જુઓ ચંદ્રમુખી.

**ચંદ્રવર્ત્મ,** પુ એક છંદનું નામ.

**ચંદ્રવંશ,** પુ. [ सं. ] ચંદ્રમાંથી ઉત્પન્ન થયેલો વંશ; ચંદ્ર જેનો મૂળ પુરુષ હતો એવો ક્ષત્રિય રાજાઓનો વંશ.

**ચંદ્રવંશી,** વિ. ચંદ્રના વંશમાં ઉત્પન્ન થયેલું.

**ચંદ્રવાર,** પુ. [ सं. ] સોમવાર.

**ચંદ્રશાળા,** સ્ત્રી મકાનની સૌથી ઉપરની મેડી. (૨) અગાશી.

**ચંદ્રશિલા,** સ્ત્રી. [ सं. ] ચંદ્રના જેવી સ્વચ્છ ને શીતળ પથરની પાટ.

**ચંદ્રશેખર,** પુ. [ सं. ] મહાદેવ; શિવ; શંકર.

**ચંદ્રસ,** ન. અલ્જીરિયામાં થતો એક ઝાડનો સુગંધીદાર ગુંદર; રાળ.

**ચંદ્રહાસ,** પુ. એક પુરાણ પ્રસિદ્ધ રાજા. (૨) રાવણની તરવારનું નામ. (૩) તરવાર. [ એક રચના.

**ચંદ્રાવળા,** પુ. એક રાગ. કવિતાની

**ચંદ્રાવળી,** સ્ત્રી એક છંદ. (૨) રાધાની એક સખી.

**ચંદ્રિકા,** સ્ત્રી. [ सं. ] ચાંદની; ચંદ્રનું અજવાળું. (૨) ટીલડી; મોરપીછની આંખ.

**ચંદ્રુસ,** ન એક જાતનો ગુંદર; રાળ.

**ચંદ્રોદય,** પુ. [ सं. ] ચંદ્રનું ઉગવું. (૨) એક રસાયનિક ઓસડ.

**ચંપક,** પુ. [ सं. ] એક જાતનું ખુશબોદાર પીળા ફૂલનું ઝાડ; ચંપો.

**ચંપકવરણી,** ચંપાના ફૂલ જેવા સોનેરી રંગની (સ્ત્રી)

**ચંપકમાળા,** સ્ત્રી એક રાગ.

**ચંપતથવું,** નાસી જવું; છટકી જવું.

**ચંપલ,** સ્ત્રી જાડા ચામડાના તળાનો ઉપરની ખોલ વગરનો જોડો.

**ચંપાવરણું,** વિ. ચંપાના ફૂલ જેવા પીળા વર્ણનું.

**ચંપાવવું,** ક્રિ. સ શરીરને ચંપી કરાવવી; મસળાવવું. (૨) ભારતળે દબાવવું; કચરાવવું. [ કચરાવું; સંકોચાવું.

**ચંપાવું,** ક્રિ અ. ભારતળે આવવું;

**ચંપી,** સ્ત્રી. શરીર દબાવરાવવું તે; હાથપગના માંસના લોચાઓ મસળાવવા તે પગચંપી=પગ ચંપાવવા-દબાવવા તે.

**ચંપૂ,** ન. [ सं. ] ગદ્યપદ્યમય કાવ્યરચના; કાવ્યરચનાની એક તરેહ.

**ચંપેલી,** સ્ત્રી. સુગંધીદાર ફૂલની એક વેલ અને તેનાં ફૂલ; ચંબેલી, ચમેલી. ધોળો અને છુટો એમ દેખાડવાને ભાતને

ઉપમા અપાય છે:-ચંપેલીના ફૂલ જેવો ભાત.

**ચંપો,** પુ. [ **सं. चम्पक** ] સુગંધીદાર પીળા ફૂલનું એક ઝાડ. (ચંપો બહુ સુગંધીદાર હોવા છતાં પણ ભમરા તેની ઉપર જતા નથી સીધું શુદ્ધ ને સાફ એમ બતાવવાને 'ચંપાના છોડ જેવું' એમ કહેવાય છે)

**ચંબુ,** પુ સાંકડા મોનું પાણી ભરવાનું પાત્ર;કુંજો;લોટવો; ટું'કાગળાનીશિરોઈ

**ચંબુડી,** સ્ત્રી નાનો ચંબુ.

**ચંબુડીઓ,** પુ ઉંચા ઘાટનો લોટો

**ચંબેલી,** સ્ત્રી જુ૦ ચંપેલી.

**ચા,** ચાહ, ચહા, સ્ત્રી. પુ તુળસીની જાતના છોડનાં સુકા પાન તે (ચાનો છોડ બેથી ચાર હાથ ઉંચો થાય છે. એના પાદડાં લાંબાં અને પહોળાં તુળસીના પાન જેવાં થાય છે ચા લીલી અને કાળી એમ બે જાતની થાય છે.એ પાદડાનો કવાથ, થાય છે એમાં ખાંડ અને દુધ નાખવામાં આવે છે. (૩) કોઈ પણ વનસ્પતિનો ઉકાળો તે. (૪) લીલી ચા; એક લાંબી પાંદડીનું ઘાસ જેવું વાસ ચાદાની=ચા બનાવવાનું નાળચાવાળું પાત્ર; કીટલી ચાગલણી=ચા ગાળવાની ગળણી. ક્રિ પ્ર ચા પીવી=કંઈ નહિ બની શકવું. (૨) નહિ ચાલવું.

**ચાઉર,** ચાઓળ, સ્ત્રી ખેતરમાં અનાજ ઓરવાનું ઓજાર.

**ચાઉસ,** પુ.(**अ.**) ડંકો નિશાન રાખનારી ટુકડીનો ઉપરી જમાદાર.(૨)આરબ

**ચાક,** ન. [ **सं. चक्र** ] પૈડું; (૨) ચકરડુ; ચક્કર. (૩) ભ્રમણ ઘુમરી; વમળ; ફુદડી ક્રિ પ્ર ચાક ચઢવું=ચારે તરફ ગવાવું; ફજેત થવું ચાક થવું=તંદુરસ્તીમાં આવી જવું કહે૦ ચાક ઉપર પીંડો, વરો ઉતરે કે ગાગર=શું હશે તેનો કંઈ નિશ્ચય ન અપાય (૪) અ. ફક્કડ સારૂ, ચકચકિત. ક્રિ પ્ર ચાક કરવું=તેજ કરવું. (૫) પુ. સ્ત્રીઓનું અંબોડામાં ઘાલવાનું એક ઘરેણું. (૬) કુવાની ગરેડી, (૭) સરાણનું પૈડું

**ચાક,** પુ. [**अं.**] ધોળો ને પોચો ખડિયો પત્થર. (પાટિયા ઉપર લખવાને વપરાય છે)

**ચાક,** વિ (ફા) ફાટેલું (કપડું)

**ચાકટ,** જુ ચાકળ. [ન જાય એવું

**ચાકબાક,** વિ હોશિઆર, કોઈથી ગાજ્યું

**ચાકર,** પુ. [**फा**] ઘરગતુ કામકાજ કરનારા નોકર; સેવક. ચાકર નફર= નોકરિયાત માણસ　　　[ નારી સ્ત્રી

**ચાકરડી,** સ્ત્રી. ચાકરનું કામ કર-

**ચાકરીયાત,** વિ. ચાકરી કરનાર. (૨) ચાકરનું કરેલું; ચાકરનું.

**ચાકરિયું,** વિ ચાકરીના બદલામાં મળેલું હોય એવું; ઇનામી

**ચાકરી,** સ્ત્રી. [**फा.**] ચાકરનું કામ તે; સેવા; ખિદમત. (૨) ફરજ; ધર્મ (૩) માંદાની માવજત; સારવાર (૪) વૃત્તિ;આજીવિકા ક્રિ.પ્ર.ચાકરી કરવી=નોકર તરીકે કામ કરવું સુશ્રુષા કરવી (૨) ચંપી

કરવી ચાકરીએ જવું=નોકરી કરવા જવું કહે૦ ચાકરી કરે તો ભાખરી મળે=કોઈની સેવા કરે તો આજીવિકા મળે. (૫) પગાર; મહેનતાણું [ તરેહ; ભાત.

**ચાકલો,** પુ. ફેરમ કે ડસણની એક

**ચાકળ,** સ્ત્રી. બે મોટાંનો આંધળો સાપ; આંધળી ચાકણ

**ચાકળી,** સ્ત્રી. નાનો ઘડો; ગાગરડી

**ચાકળો,** પુ આખળિયો, આડણી (૨) રેંટ; મોટી ગરગડી (૩) ચામડાની ગોળ નાની ગાદી (૪) ભીંતે લટકાવવાનો ભરત ભરેલો ચોરસ રૂમાલ

**ચાકી,** સ્ત્રી. [ **સં. चक्री** ] ગોળ પેચવાળી ચકતી; ફીરકી (૨) ટગળી, થીગડી; પટ્ટી. (૩) ગોળ ચક્રાકાર ગાસડી (૪) ટગલી; ગોઠવું કિ પ્ર. ચાકી મારવી=થપી ગોઠવવી [ છરી; ચપ્પુ

**ચાકુ,** ન કલમ ઘડવાની નાની

**ચાકું,** ન. ઉપસેલો ડાઘ; ચકામું, ઢીમણું. (૨) વાઢિયું ( ખજુરનું ).

**ચાક્ષુષ,** વિ. [ **સં.** ] ચક્ષુ સંબંધી. (૨) પ્રત્યક્ષ. [ પાવડી.

**ચાંખડી,** સ્ત્રી. લાકડાના જોડા; ખડા;

**ચાખણું,** ન. અથાણું; ચાખવાનું મન થાય એવું જે તે.

**ચાખવું,** ક્રિ. સ. [ **સં. चष** ] જીભથી સ્વાદ લઈ જોવો; અનુભવ કરવો. (૨) ગુણદોષ જાતે અનુભવવા (૩) થોડું ખાવું; જીભે લગાડવું. [ (૨) ચાકળો.

**ચાખળિયો,** પુ. આખળિયો; આડણી.

**ચાચર,** સ્ત્રી માતાના મંદિર આગળનો ખુલ્લો ભાગ; મંડપની બહારનો ચોક. (૨) જાહેર ખુલ્લી જગા.

**ચાચરિયાં,** ન ગ્રામદેવતાના ગણ; ચકલાના ગણ (ચાચરિયું=ચકલાનું)

**ચાચરું,** ન કપાળ; ભાલ

**ચાચાચુંગું,** વિ દાધારીંગું; કમઅક્કલ.

**ચાચો,** પુ. [ **हिं.** ] બાપનો ભાઈ, કાકો

**ચાટ,** વિ. ભોઠું; શરમિંદું ક્રિ પ્ર. ચાટ પડવું=ભોઠું પડવું; ધારતા હોઇએ તેમ નહિ બનવાથી શરમાવું (૨) સ્ત્રી. લપડાક; તમાચો. (૩) મહેણું. (૪) ખાવાને. ગળકો; જીભની લોલુપતા (૫) [ ચાટવ ] સ્ત્રી કુતરાં અને બીજાં પ્રાણીઓને માટે એઠવાડ નાખવાનું પોળમાંનું કુંડું રૂ. પ્ર કૂતરાની ચાટ=ગંધાતી નઠારી સ્ત્રી

**ચાટકો,** પુ. [ **સં.** ] સખત લાગણીની અસર,ચટકો.ગુસ્સો (૨)ટોણો.

**ચાટણ,** ન ચાટીને ખાવાનું તે. (૨) લેહ્ય ઔષધ

**ચાટણિયું,** વિ. ખાવાની લહુતાવાળું; ખાઉધરું (૨) લાચખાઉ (૩) ખુશામતિયું.

**ચાટલું,** ન. મોઢું જોવાની ખાપ; દર્પણ (૨) સપાટ સપાટીનો સ્વચ્છ ચકચકિત ખંડ (૩) જમીનસરસી પથરાઈને ઉગતી વનસ્પતિ. [ચોખ્ખોસિક્કો.

**ચાટલો,** પુ. રૂપિયો; ચકચકિત

**ચાટવું**, ક્રિ. સ. જીભથી ખાવું; રસ લેવો; ચૂસવું. (૨) સ્વાદ લેવો; ચાખવું. (૩) ખુશામત કરવી; ચાટી જવું. =ખાઈ જવું કહે૦હાથ ચાટે કંઇ પેટ ભરાય?

**ચાટવો**, પુ. લાકડાનો કડછો (૨) હોડી ચલાવવાનું હલેસું. [ ખુશામત.

**ચાટુ**, ન. [ સં. ] મીઠું ભાષણ;

**ચાટુકાર**, વિ. [ સં. ] મીઠાબોલું; ખુશામતિયું; ખોટી પ્રશંસા કરનારૂં

**ચાટુડું**, વિ. [ સં. चाटु ] ખુશામતિયું; લાંચિયું. (૨) ખાવાની લાલસાવાળું. (૩) ચિબાવલું.

**ચાટૂક્તિ**, સ્ત્રી. [ સં. ] ખુશામત; મીઠા બોલ. [ ચાટણું.

**ચાટો**, પુ. નાનાં બાળકો માટેનું

**ચાઠું**, ન. ચાઠું; ડાઘ; ચકામુ.

**ચાડ**, સ્ત્રી ચાનક;ચીવટ;ખત; કાળજી.

**ચાડખુ**, ન. [ સં. चार-क ] જાસુસ; બાતમીદાર; છુપી ખબર મેળવી આપનાર. [ બાંધવાની મેખ

**ચાડસરી**, સ્ત્રી તંબુની દોરીઓ

**ચાડિયું**, વિ જેને કોઇ વાત બીજાને પ્રિય થવા માટે કહેવાની ટેવ હોય તે; ચુગલીખોર. પુ ચાડિયો. સ્ત્રી. ચાડિયણ.

**ચાડિયો**, પુ. ચાડી ચુગલી કરનારો માણસ. (૨) સુકલો હાજરપિંજર જેવો માણસ. (૩) નિંદાપાત્ર માણસનું પુતળું. (૪) ગામ કે ફળિયાનો નઠારો માણસ.

**ચાડી**, સ્ત્રી એકની પાસેથી બીજાની ખોટી વાત સાંભળી લઈ કોઈ ને પ્રિય થવા કહેવી તે; ચુગલી; નિંદા. ક્રિ. પ્ર. ચાડી કરવી–ખાવી=એક જણે બીજાને માટે કહેલી બાબત તેને જણાવવી. ચાડીચુગલી=એકની વાત બીજાને પ્રિય થવાને કહેવી તે. [ ટેવ હોય તે.

**ચાડીખોર**, વિ. જેને ચાડી ખાવાની

**ચાડું**, ન૦ વચમાં ખાડાવાળું દીવો મુકવાનું ચકતું. (૨) જેમાં કંઇક માય એવું પહોળું ખામણું. (૩) ચહેરો; ડાચું; મો

**ચાણક્ય**, પુ ચંદ્રગુપ્તના કાળમાં થયેલો એક રાજ્યકાર્યકુશળ મહાપુરૂષ (એણે રાજનીતિ અને નીતિ ઉપર ઘણું લખેલું છે. વાત્સાયનને નામે એણે કામશાસ્ત્ર; ચાણક્યને નામે અર્થશાસ્ત્ર, કૌટિલ્યને નામે નીતિ, અને વિષ્ણુગુપ્તને નામે ધર્મ કે મોક્ષ શાસ્ત્ર લખ્યાં છે ) ચાણક્યનીતિ=કપટનીતિ. ( ૨ ) નીતિને વહેવારના શ્લોકનું એ નામનું એક પુસ્તક

**ચાતક**, ન. [ સં. ] એક પંખી; સદૈવતરસ્યો બપૈયો. (એમ કહેવાય છે કે આ પંખી તરસ્યું રહે છે પણ વરસાદનાં ફોરાનુંજ પાણી પીએ છે, બીજુ પાણી પીતું નથી. ચોમાસાની શરૂઆતમાં આ પંખી 'પીઉ પીઉ' બોલે છે.)

**ચાતરમ**, ન. પંચાયત; લવાદી; લવાદોનો ચુકાદો.

**ચાતરવું** ક્રિ. સ. ચળાવવું;ખસેડવું.

**ચાતરી**, સ્ત્રી. તરાક. (રેંટિયાની)

**ચાતુરી**, સ્ત્રી. [ સં. ] ચતુરાઈ. (૨) ચાલાકી.

**ચાતુર્માસ**, પુ. [ **સં.** ] ચોમાસાના ચાર મહિનાનો સમય તે. (૨) વિ. ચાર માસનું ચાતુર્માસ્ય=**ચાર** માસ લગી કરવાનો એક વૈદિકયજ્ઞ; એક પૌરાણિક વ્રત.

**ચાતુર્ય**, ન. [ **સં.** ] ચતુરાઈ; [ ડહાપણ.

**ચાતુર્વેદી**, પુ. [ **સં.** ] ચાર જાતિઓ તે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર. (૨) ચારે વર્ણોએ પાળવાનો ધર્મ.

**ચાતુર્વર્ણ્ય**, વિ. [ **સં.** ] ચારે વેદનો અભ્યાસી; ચારે વેદનું.

**ચાદર**, સ્ત્રી. ધોળા કપડાનો લાંબો કકડો; પિછોડી; ઓછાડ. (૨) કફન. (૩) પથરાયેલા પાણીનો તેવો દેખાવ (૪) ઓઢણ; ઢાંકણ; છત ફૂલની ચાદર=ફૂલની માળાઓનું ઓઢણ. ચાદરપાટ=ચાદરના કપડાનો તાકો.ક્રિ પ્ર.માથે ચાદર ઓઢવી=પશ્ચાત્તાપનું કારણ ઉભું કરવું;દેવાળું કાઢવું.

**ચાદરૂં**, ન ચાદરથી મોટું અને રંગેલું પાથરણું; જાડું ઢાંકણ; ઓછાડ.

**ચા-દાની**, સ્ત્રી. ચા બનાવવાની કે ભરવાની નાળચાવાળી લોટી; કીટલી.

**ચાનક**, સ્ત્રી. ખંત; કાળજી. (૨) શિક્ષા; બોધ. [ નાની રોટલી.

**ચાનકી**, સ્ત્રી. નાની ભાખરી;

**ચાનકું**, ન. જાડી ને ઢંગઢાળ વગરની ભાખરી.

**ચાપ**, ન. [**સં.**] કામઠું; ધનુષ.

**ચાપકો**, ( ચાબકો ), પુ. ચાબુક; કોરડો. (૨) ટોણો; મેણું. (૩) ચપકો.

**ચાપચીપ**, સ્ત્રી. ઠીકઠાક કર્યાં કરવું તે; ટાપટીપ. (૨) સારૂં ખોટું કર્યાં કરવું તે; ચિકાશ.

**ચાપચીપિયું**, વિ. ચાપચીપ કર્યાં કરે એવું; ચાંપલું; ચાવળું. (૨) કસરિયું; કંજુસ.

**ચાપટ**, સ્ત્રી. લપડાક; તમાચો; ઝાપટ. (૨) ચારપટ વાળું હોય એવું તે.

**ચાપટિયું**, ન. પીળા રંગનું ચપટું નંગ. ચાપટિયાં=કોડીઆંની જોડી.

**ચાપડો**, પુ, બેઉ તરફથી સાધા સજ્જડ રાખે એવો પટ્ટો; બંધ (૨) જેમાંથી ચસકાય નહિ એવો પ્રતિબંધ. (૩) બે લુહઓનો મોટો લુવો.

**ચાપલુસી**, સ્ત્રી. [**સં. चापल्य**] ચતુરાઇ બતાવવાને ચીપી ચીપીને બોલવું તે; ચિબાવલાપણું. (૨) પતરાજી; શેખી. (૩) ખુશામત.

**ચાપલ્ય**, ન. [**સં.**] ચપળપણું; ચંચળતા. (૨) ચિબાવલાપણું; વગર-વિચાર્યું વચમાં બોલબોલ કરવું તે; બહુબોલાપણું.

**ચાપુ**, ન. ચાકુ; ચપ્પુ. (૨) ચાંગળું; અંજલી. (૩) હાથપગનાં આંગળાં પાસેનો ચપટો નાજુક અવયવ; ચાપલું.

**ચાબક**, જુ. ચાબુક.

**ચાબખો**, ( ચાપકો, ચાબકો), **પુ.** લાકડીને છેડે ગુંથેલી દોરીવાળો કોરડો; ચાબુક. (૨) લાગણી થાય એવાં વચન.

**ચાબુક**, સ્ત્રી. ચાબખો. (૨) ચાનક-

કાર શિખામણ; મેણું. (૩) ઉત્તેજન આપે એવી વસ્તુ વગેરે તે. ચાબુકસ્વાર =ઘોડા કેળવનાર

**ચામ**, ન. [सं. चर्म] ચામડું: ત્વચા: ખાલ [જાદુગરની પેટી

**ચામએડું**, ન. મદારીની ઝોળી,

**ચામચીમડિયું**, વિ. જેની ચામડી ચઢી ગઇ હોય એવું; સુકુ ખળખળી ગયેલુ. (૨) ચીડિયું, ચીકણું. (૩) કંજુસ (૪) ચામાચીડીયું [રીગમન.

**ચામચોરી**, સ્ત્રી વ્યભિચાર; પર-

**ચામજૂ**, સ્ત્રી ચામડી ઉપરની જૂ. (૨) જ્યાં ચોટયુ ત્યાથી ઉખડે જ નહિ એવું જે તે.

**ચામઠું**, ન શરીર ઉપરતું મારનું ચાઠુ, સોળે (૨) વિ. ચીકણું [ચીવટ

**ચામઠ**, વિ ચામડા જેવું; ચીકણું;

**ચામડિયેણ**, સ્ત્રી. ચામડિયાની સ્ત્રી.

**ચામડિયો**, પુ ચામડાં સાફ કર-નાર; ચમાર કહે૦ ચામડિયા ગંધ ગઇ= પરિચયથી વિરુદ્ધતા ઓછી થઇ

**ચામડી**, સ્ત્રી. [सं. चर्म] પ્રાણીના હાડમાસ ઉપર જે ટાંકણરૂપ પડ હોય છે તે; ત્વચા, ખાલ; ચામડું; છાલ (૨) સ્પર્શેન્દ્રિય મનુષ્ય વગેરેનું જે નાજુક પડ તે ચામડી અને ઢોર વગેરેનું જે જાડુ પડ તે ચામડુ .રૂ.પ્ર.ચામડી જવી= ખૂબ માર ઘડવો ચામડી આવવી=રૂઝાવું

**ચામડું**, ન. જાડી મજબુત ને ચીવટ ચામડી; ખાલ; ત્વચા. (૨) ઝાડની છાલ; કોઇ વસ્તુ ઉપરતું ચીકણું, મજબુત ઢાંકણ ક્રિ પ્ર. ચામડુ ખગાડવુ=મારવું. ચામડા ચુંથવાં=સત્વ વગરની વસ્તુમાથી રસ લેવાને મથવું.કહે૦ ચામડાનું તાળું=જીવતા જીવની રખેવાળી તે; વરનું ઘરડું માણસ

**ચામર**, ન. [सं] લાંબા વાળની ચમરી, ચમ્મર. (૨) એક રાજચિહ્ન (૩) કવિતાનો એક ઢાળ

**ચામરસ**, પુ રતિરસ;સ્પર્શેન્દ્રિય-દ્વારા મળતો આનંદરસ.

**ચામાચિડીયું**, ન. નાના વાગોળની જાતનું એક ઘરગતુ રાત્રિચર પંખી

**ચામાચેણ**, સ્ત્રી છછુંદર (૨) ચામાચીડીયું. [(૨) ધતુરો

**ચામીકર**, ન. [सं] સુવર્ણ; સોનું

**ચામુંડરાજ**, પુ. ગુજરાતનો એક પ્રસિદ્ધ રાજા. (૨) પૃથુરાજનો એક મોટો સામંત

**ચામુંડા**, સ્ત્રી. [सं.] શબવાહન-વાળી એક ઉગ્રસ્વરૂપ દેવતા; દેવી ચંડિકા

**ચામોદ્દિયું**,[सं. चर्मोद्दीपनम्] સ્પર્શેન્દ્રિય ઉદ્દીપન થાય એવો જે સ્પર્શ તે; અડપલું; ચાંદવું; ચેષ્ટા; ચાળો.

**ચામોદી**, સ્ત્રી. ચાળા કરવાની ભાવના, ચાંદવા કરવાની ટેવ. (૨) વાતને લંબાવવાની આદત (૩) મોટાઈ; ખડાશ (૪) નખરાં.

**ચાયણી**, સ્ત્રી ચહાયના; ચાહ; ભાવ. (૨) વહાલ; પ્રીતિ.

**ચાર**, [सं. चतुर] બે ને બે; ૪ (૨) ઘણુ. (૩) અલ્પ; થોડુ. (૪)

બાતમીદાર; ગુપ્તદૂત; ચર. રૂ પ્ર ચાર-દાણા=કંઇ માલ નથી એવો અર્થ બતાવે છે ચાર ખુંટ=તમામ, ચારે ખુણાએ ક્રિ પ્ર ચાર આંખો થવી=ક્રોધે ભરાવું

**ચાર**, પુ. [ सं. ] છુપી બાતમી મેળવી આપનાર દૂત, જાસુસ (૨) કાસદ; ખેપિયો. (૩) સ્ત્રી લીલું ઘાસ; ચારો (૪) આચાર; રીતિ (૫) ગતિ. ચારક= ચલાવનાર; ગાયો વગેરેને ચરાવનારો; ગોવાળિયો

**ચારકણું**, વિ. ઝીણું દળેલુ નહિ પણ મોટા મોટા કકડા રહે એમ ભરડેલુ જાડું ખાણ.

**ચારકોલ**, પુ. [अं.] કોયલો, કોલસો.

**ચારખાની**, સ્ત્રી એક જાતનું સુતરાઉ કપડુ (ચોકડીની ભાતવાળું)

**ચારખુણિયું**, વિ. ચાર ખુણાવાળુ

**ચારગણું**, વિ ચાર વાર વધારે હોય એવું; ચોગણુ; ઘણું વધારે.

**ચારચક્ષુ**, પુ. [ सं. ] દૂતની આંખે દેખનારો તે; રાજા

**ચારજામો**, પુ ઘોડાની પીઠ ઉપર નાખવાનો એક સામાન

**ચારડ**, સ્ત્રી. ચાર પૈડાનો રથ; બગી

**ચારણ**, પુ રાજાને આશ્રયે તેનાં વખાણ અને કીર્તન કરીને આજીવિકા કરનારી એક જાતિ; બદીજન

**ચારણી**, વિ. ચારણ સબંધી; ચારણને લગતું. (૨) ચાળણી. રૂ. પ્ર. ચાળણી સ્વભાવ=સારી બાબત છોડી નઠારી બાબત ગ્રહણ કરવી તે.

**ચારણો**, પુ મોટી ચાળણી.

**ચારનેત્રો**, પુ છુપા દૂતોથી વાત જાણનાર　　[ ટલી; ખાટલો.

**ચારપાઈ**, સ્ત્રી ચાર પાયાની ખા-

**ચારવાલી**, સ્ત્રી. ચાર વાલ ભારનું કાટલું.

**ચારવું**, ક્રિ. સ. [ सं. चर् ] ચરે એમ કરવું; ચરાવવું, ખવડાવવું. (૨) સિંચવું; છાંટવું. (૩) યુક્તિથી ચલાવવું

**ચારસે**, વિ. ગણતરીએ ચાર વાર સો સો થાય એવુ; ચારસો.

**ચારસો**, વિ ચારસે. (૨) પુ જેની ચારે બાજુ સરખી હોય એવુ કપડુ; ચોરસો　　[ જાસુસી.

**ચારાગીરી**, સ્ત્રી ચરામણી (૨)

**ચારિત્ર**, ન. [ सं. ] આચરણ; વર્તણુક. (૨) રીતભાત, ચાલચલગત.

**ચારિત્રિક**, [सं.] ચારિત્રસબંધી

**ચારિત્ર્ય**, ૦ ન. [ सं. ] ચરિત; રહેણી કરણી; રીતભાત

**ચારિયું**, ન. ખેતરોમા ફરી લીલું ઘાસ કાપી લાવનાર (માણસ) (૨) લીલી ચાર કાપી કાપીને તે નાખવાની ઝોળી (કપડુ). (૩) વિ. જેમા ચાર જ થતી હોય એવું (ખેતર)

**ચારી**, વિ. [ सं. चारिन् ] ચાલનાર. (૨) નૃત્યનું એક અગ.

**ચારી**, (ક્યારી), સ્ત્રી. મોટી રસોઈ માટે ખોદેલો લાંબો ચુલો; ચર (૨) અગ્નિ સળગાવવાનો કુડ. (૩) ક્યારી; પાળવાળું ખેતર

**ચારુ**, વિ. [સં.] સુંદર; રૂપાળું; મનોહર. ચારુશીલ=જેનું શીલ સારું હોય તે. ચારુતર=બહુજ સુંદર ચારુગાત્રી=જેનાં ગાત્ર મનોહર હોય એવી સ્ત્રી. (૨) ન. કુંકુમ.

**ચારુતા**, સ્ત્રી. [સં.] સુંદરતા; મનોહરતા (૨) તાજગી.

**ચારુવતા**, સ્ત્રી. એક માસના સામટા ઉપવાસ કરનારી સ્ત્રી.

**ચારૂં**, ન. ખેડીને પડતર રાખેલું ખેતર. (૨) વારંવાર આર ટોચાવાથી પડેલું ખાલું; આંટણ. [લગભગનું

**ચારેક**, વિ આશરે ચાર; ચારની

**ચારેગમ**, અ. ચારે તરફ; આસપાસ.

**ચારેતરફ**, અ. ચારેગમ; ચારેબાજુ.

**ચારો**, પુ પશુપંખીનો ખોરાક; શિકાર.(માંસ,અનાજ,પાંદડાં,કીડા,વગેરે).

**ચારોળી**, સ્ત્રી. ગુવાર જેવાં પણ ચોચાં અને એક જાતનાં તૈલી બી. (એ મિઠાઈમાં નાખવાના કામમાં આવે છે.)

**ચારોળું**, ન. ચારોળીનું ફળ (૨) ધૂળ; રજ.

**ચાર્વાક્**, પુ. [સં.] એક અનીશ્વર વાદી અને નાસ્તિક મતનો તાર્કિક; નાસ્તિક. (બૃહસ્પતિનો આ એક શિષ્ય હતો. તે ઈશ્વરને અને પરલોકને માનતો નથી. તેના મત પ્રમાણે સુખ એજ આ જીવતરનું મુખ્ય લક્ષ્ય હોવું જોઇએ. અને તે માને છે કે જેમ ગોળ ને ચોખા વગેરેના સંયોગથી મદ્યમા માદકતા ઉત્પન્ન થાય છે તેમ પૃથ્વી, જળ, તેજ અને વાયુ એ ચાર ભૂતોના સંજોગથી ચેતનતા ઉત્પન્ન થાય છે તથા એ ચાર પદાર્થોના જુદા પડવાથી ચેતનતા નાશ પામે છે. અને આ પ્રમાણે નાશ થયા પછી તેનું ફરીને ઉત્પન્ન થવું બનતું જ નથી. વળી તે પ્રત્યક્ષ સિવાય કોઇ પ્રમાણને માનતો ન હતો તે કહે છે કે ઇંદ્રિયોથી પ્રત્યક્ષ જણાતું હોય તે જ જ્ઞાન ખરૂં છે, અને ઈશ્વર કે પરલોક કંઈ જણાતું નથી માટે તે ખોટાં છે ખાવું પીવું, સુખ ભોગવવાં અને મોજમઝા કરવી એ જ ખરૂ છે. પ્રાણી મરી ગયું એટલે થઈ રહ્યું) (૨) ચારુ=સારૂં-મીઠું+વાક્=બોલેલું=તરત લોકને ગળે ઉતરી જાય એવું બોલનારો તે.

**ચાલ**, પુ. [સં. चल] ચાલવાનો નિયમ; કાનુન; રિવાજ; વ્યવહાર; રૂઢિ; આચાર.

**ચાલ**, (ચાલ્ય), સ્ત્રી. [સં. चल्] ચાલવાની પદ્ધતિ; ઢબ, છટા; ગતિ. (૨) વર્તણુક; રીતભાત. (૩) ટેવ; આદત. (૪) પાઘડીપને બાંધેલું અને ઘણી ઓરડીઓવાળું મકાન; ચાલી. (૫) ખેલ; પ્રકાર; ક્રિયા. [નિયંતા; પ્રવર્તક.

**ચાલક**, વિ. [સં.] ચલાવનાર;

**ચાલચલગત**, સ્ત્રી. રીતભાત; વર્તણુક.

**ચાલચલણ**, સ્ત્રી. આચરણ; વર્તણુક; રીતભાત. (૨) કરતાકારવતાપણું. (૩) ચારિત્ર; શીલ.

**ચાલચલણિયું**, વિ. થોડો વખત કામ લાગે એવું; કામચલાઉ; ચાલચલાઉ.

**ચાલણગાડી**, સ્ત્રી. નાનાં બાળકોને

ચાલતાં શીખવવાની ગાડી; ડેલણગાડી.

**ચાલણચુલો,** પુ. ફરતો ચુલો.

**ચાલતું,** વિ. ચાલ્યા કરતું હોય તેવું; જારી. (૨) વર્તમાન; હમણાંનું. (૩) ઉપયોગી; કામ કરવાને લાયક. ક્રિ. પ્ર. ચાલતું કરવું=જારી કરવું.ચાલતું થવું=ખસી જવું; મરી જવુ.

**ચાલનહાર,** પુ ચલાવનાર; લઈ જનાર. (૨) ચાલનાર

**ચાલવું,** ક્રિ. અ. [ **सं. चल्** ] એક જગાએથી બીજી જગાપર જવું; હિંડવું; હાલવું; ખસવું; ફરવું. (૨) પ્રવર્તમાન હોવું. (૩) નિર્વાહ થવો; નીભવું. (૪) ટકવું; પહોંચવું. (૫) વહેવું; વાવું. (૬) ઉપડવું. (૭) કહે તેમ થવું; અમલ થવો. (૮) અનુસરવું; વર્તવું. (૯) બસ થવું; પુરૂં હોવું.

આ ધાતુ જુદા જુદા શબ્દો સાથે સહાયમાં જોડાતાં જુદા જુદા ઘણા અર્થ બતાવે છે:-(૧) અક્કલ ચાલવી=મતિ પહોંચવી. (૨) કલમ ચાલવી=સચોટ ઝપાટાબંધ લખતાં આવડવું. (૩) ગાંડ ચાલવી=મળ વહ્યા કરવો (૪) ઘર ચાલવું=ગુજરાન થવું; સ્ત્રી પુરુષ વચ્ચે સંપ હોવો. (૫) છરી-કાતર-તલવાર ચાલવી= છેદાછેદી કે કાપાકાપી થવી. (૬) છાતી ચાલવી=હિમ્મત હોવી. (૭) જીભ ચાલવી =બહુ બોલ્યા કરવું.(૮) જીવ ન ચાલવો= આનાકાની કરવી. (૯) પગ ચાલવા= શક્તિ-બળ હોવું. (૧૦) મોં ચાલવું= ખાધા કરવું. (૧૧) રાજ ચાલવું=સત્તાથી કાર્ય થવું. (૧૨) રોગ ચાલવો=મરકી ઇત્યાદિનું પ્રસરવું. (૧૩) હાથ ચાલવો= મારવું; ઉદાર થવું. વગેરે.

**ચાલાક,** વિ. [ **सं. चल्** ] તરત સમજી જાય એવું; ચતુર; ચંચળ; ચપળ; કોઇથી છેતર્યું કે ફસાયું જાય નહિ એવું; વ્યવહારકુશળ; દક્ષ.

**ચાલાકી,** સ્ત્રી. ચતુરાઈ; દક્ષતા; પટુતા; કામ કરી લેવાની સફાઈ. (૨) ધૂર્તતા. ક્રિ. પ્ર. ચાલાકી કરવી=સફાઈ-થી છેતરવું; યુક્તિ કરવી.

**ચાલી,** સ્ત્રી. હારબંધ ઘણી ઓરડીઓવાળું લાંબુ મકાન; માળો; ચાલ.

**ચાલુ,** વિ. પ્રવર્તમાન; હમણાનું; ચાલતું હોય એવું; વર્તમાન.

**ચાલુક્ય,** પુ ગુજરાત ને દક્ષિણમાં પ્રખ્યાત થયેલો એક રાજવંશ.

**ચાલ્યું,** અ. ચાલશે, હશે. ખેર, નીભશે, એવા અર્થમાં વપરાય છે.

**ચાવડી,** સ્ત્રી. રાજમહેલની આગળ પહેરેગીરોને બેસવાની દેવડી; થાણું. (૨) ચાવડા જાતિના રજપુતની સ્ત્રી. (૩) વિ. ચાવડાઓનું. (૩) મુસાફરોને વિસામો લેવાનું સ્થાન. [ (૨) ના. ચાડું.

**ચાવડું,** વિ. ચાવળું; વાતોડું.

**ચાવડો,** પુ. [ **सं. चौरा** ] ચાવડા નામના રજપૂતમાંનો એક તે; ચાવડા વંશનો પુરુષ.

**ચાવણિયાં,** ન. ચાવવાને કામ આવે એવું જે કંઇ તે; જડબાં; ડાચાં; દાઢો; દાંત.

**ચાવણું**, ન. [ सं. चर्वण ] કાચું કોરૂ ચાવીને ખાવાનું જે તે. (૨) ખાવાનું, ગુજરાન (૩) લાચ રૂશવત

**ચાવરો**, પુ કરડનારો જીવ; માંકડ

**ચાવલ**, પુ. [ दे. चाउला ] ચોખા; ભાત

**ચાવલાં**, ન લટકા; નખરાં (૨) ચાવી ચાવીને ખુશામતના બોલ બોલવા તે.

**ચાવવું**, ક્રિ. સ. [ सं. चर्व ] દાઢ ને દાતથી કચરવું (૨) ચર્વવું; ચાપી ચાપીને વારવાર એકની એક વાત કર્યા કરવી; નિંદવું. **ચાવી** ખાવુ=ભાગી કચરીને ખાઈ જવું, ચૂસી જવું (૨) વગોવવું; નિંદવું. **ચાવીને** કુચો કરવો=નિઃસત્ત્વ બનાવી દેવુ, ચૂસી લેવું.

**ચાવળ**, સ્ત્રી. ચાર નાની હળપુણીઓવાળું ખેતીનુ ઓજાર; ચાર ફળાવાળી નાની પેરણી. (૨) પુ ચોખા (ચાવલ).

**ચાવળું**, વિ ચીપીચીપીને બોલનાર, ચાપલુ; ચિબાવલુ.

**ચાવી**, સ્ત્રી કુંચી; કિલ્લી, કળ, ચાપ. ક્રિ. પ્ર. **ચાવી** આપવી=ચઢાવવુ; ઉશ્કેરવું, સમજાવવું

**ચાવું**, ક્રિ. સ પ્રીતિ રાખવી (૨) ઇચ્છવુ, પસદ કરવુ (૩) ચાહવું,ચહાવું, ચ્હાવું, ચા'વુ, ચાહાવુ

**ચાષ**, પુ [ सं ] એક જાતનું લીલી પાખોવાળું કાબરના જેવું પંખી (પથીઓ તેના શુકન લે છે )

**ચાસ**, પુ. હળપુણીને લીધે ખેતરમાં જે ઉડા આંકા પડે છે તે. (૨) એ આકામા ઉગેલા અનાજના છોડની હાર. ઓળ (૩) નુકસાન; ટોટો; ઘટ

**ચાસણી**, સ્ત્રી ગોળખાંડના પાણીને ખૂબ ઉકાળી તાર નીકળે એવુ ઘાટુ ચીકણું બનાવવામા આવે છે તે. (૨) ખેતરમા ચાસ પાડવાની જે ક્રિયા તે (૩) કસોટી; તપાસ (૪) માસલો; નમુના માટે જુદું રાખેલુ અવશેષ. ક્રિ પ્ર **ચાસણી** કરવી=ખૂબ ઉકાળવુ.

**ચાસવું**, ક્રિ.સ ચાસ પડે એમ ખેડવુ

**ચાસિયાઘઉં**, પુ પાણી પાયા વગર માત્ર જમીનમાના ભેજને લીધે પાકેલા જે ઘઉં તે; વગર પાણીના ઘઉં.

**ચાહ**, પુ. [ स. उत्साह ]પ્રેમ· પ્યાર. (૨) ઉમળકો, ભાવ, ઈચ્છા, અભિલાષ (૩) આદર (૪) સ્ત્રી ચા નામની વનસ્પતિ અને તેનો કાઢો તે.

**ચાહક**, વિ ચાહનાર; પ્રેમી; હેતાળ.

**ચાહન**, વિ જાહેર; ખુલ્લું; ઉઘાડું. છચોક. [ ચહાયના=ભાવ; પ્રેમ; પ્યાર.

**ચાહના**, સ્ત્રી. ચા'યના–ચાહના–

**ચાહવું**, ક્રિ સ પ્રીતિ કરવી; ઇચ્છવું; પસદ કરવુ [નીચેનો ઝુલતો ઘેર.

**ચાળ**, સ્ત્રી અંગરખાનો કેડની

**ચાળણ**, ન ચાળતાં જે કચરો રહે તે; થુલુ, કસ્તર; ચળામણ.

**ચાળણી**, સ્ત્રી. ચાળવાનું કાણાં કાણાવાળું પાત્ર; ચાયણી; ચારણી.

**ચાળવણી**, સ્ત્રી. ચાળવું તે;

યુક્તિસર ફેરવવુ તે, સ્થળાતર કરવું તે; ફેરબદલી

**ચાળવવું**, ક્રિ સ ચતુરાઈથી ફેરવવુ, જેમ સારૂ લાગે અને ફાયદો થાય તેમ ગોઠવવુ; ઉથલાવવુ

**ચાળવું**, ક્રિ. સ સરખા કદની વસ્તુથી તેમા ભળેલી મોટી વસ્તુ જુદી પાડવી: છણવુ; ગાળવું. (૨) આમ તેમ ફેરવવુ, ઉથલાવીને ફરી ગોઠવવું

**ચાળા**, પુ [ सं. चलन ] કોઇના ચલનવલનનું અનુકરણ તે ક્રિ. પ્ર **ચાળા** પાડવા=બીજુ માણસ કરે તેમ કરીને તેને ચીડવવું (૨) અભિનય; નખરા; લટકા (૩) આનાકાની કરવી તે; રિસાવુ તે. **ચાળાખોર**=ટિખળી; નખરાબાજ. ચાળા કરવા=ભાવ હોવા છતા આનાકાની કરવી. [લટકાં (૨)આનાકાની.

**ચાળાચસકા**, પુ નખરા;હાવભાવ;

**ચાળી**,સ્ત્રી બકરી (૨)વિ ચાળીશ;૪૦

**ચાળીશ**, વિ જેમાં ચાર વાર દસ હોય એવી સખ્યા, ૪૦

**ચાળું**, ન. ઘેટુ, ગાડરૂ

**ચાળો**, પુ. [ सं. चलन ] અવયવના ફરવાનો જે વ્યાપાર તે;હાવભાવ, અભિનય; અંગચેષ્ટા; છટા; લટકો. (૨) ચેષ્ટા; ક્રીડા; ચિહ્ન; ડોળ; ઢગ. (૩) છાપરૂ ચાળનારો

**ચાંઈ**, સ્ત્રી. [ सं. चन्द्रक ] કપાળ વચ્ચે કરવામા આવતું ચંદન કંકુ વગેરેનું તિલક તે: ચાંલ્લો; ટીલું. (૨) વિ. શરમિંદુ; ખસિયાણું.

**ચાંખડ**, વિ ગરીબ

**ચાંખડાઈ**, સ્ત્રી. ગરીબી (૨) ગરીબીનો ખાલી ઢોગ કરવો તે.

**ચાંગળું**, ન ચાપલું; ચાર આગળાની અજલી; પસો (૨) ચાર આંગળાની વચ્ચે રહે અથવા માય એટલુ તે. (૩) વિ. થોડુ, જરા.

**ચાંગી**, વિ. [ फा. चंगा ] ઘોડાની એક જાત

**ચાંચ**, સ્ત્રી. [ सं. चंचु ] પખીઓનું અણીદાર પાતળું-લાંબુ મો, ચચુ; તુડ. (૨) મૂળમા જાડી અને છેડે પાતળી એવી શંકુ આકૃતિ તે. (૩) ચચુ જેવી હરકોઈ આકૃતિ અથવા પકડ તે, સાણસી. ક્રિ પ્ર **ચાંચ** ઉઘડવી=બોલવા માડવું. **ચાંચ** ખુપવી=પ્રવેશ થવો. **ચાંચ** ચઢવું= ગવાવું; નિદાવું. **ચાંચ** મારવી=માથું મારવુ. **ચાંચ** બોળવી=સ્વાદ લેવો. **ચાંચમાં** લેવું=કબજામા લેવુ.

**ચાંચડ**, પુ એક નાનો ઉડતો સ્વેદજ જતુ. (આ જંતુ ઢોર અને ઉંદર વગેરેના શરીર ઉપર થાય છે. કેટલાક ચેપી રોગ તે એક ઠેકાણેથી બીજે ઠેકાણે ફેલાવે છે.)　[ ચાલાકી.

**ચાંચલ્ય**, ન [ सं. ] ચંચળતા;

**ચાંચવો**, પુ જમીન ખોદવાનું લાંબા ચપટા ફળનુ ઓજાર,ત્રિકમ. (તેને ચાંચના જેવું ફળું હોવાથી તે ચાંચવો કહેવાય છે.)

**ચાંચિયો**, પુ વહાણો ઉપર લુંટ ચલાવવાનો ધંધો લઈ બેઠેલા દરિયાઇ

લૂંટારાઓની જાતનો માણસ. (૨) ચાંચ વાળો જે તે; ચાંચિયાં જહાજ=લૂંટનારાઓનાં વહાણ.

**ચાંચુ**ં, અ. કંઈ પણ બોલવું તે; આનાકાની કે વિરુદ્ધતામાં કંઇપણ કરવું તે.

**ચાંટી**, સ્ત્રી. ચુંટી. (૨)ખાલી બડાઈ.

**ચાંડાળ**, પુ. [ સં. चाण्डाल ] ભયંકર કર્મ કરનાર માણસ;પાપી માણસ; ચામડિયો; ખાલપો; ભંગી.

**ચાંડાળણી**, સ્ત્રી. ચાંડાળની સ્ત્રી; પાપી–ક્રૂર કર્મ કરનારી સ્ત્રી.

**ચાંદ**, પુ. [ સં. चन्द्र ] ચંદ્ર; ચાંદો. (૨) [ चन्द्रक ] પદક; માન અથવા કરેલા કામની શાબાશી બદલ મળેલું ચકદું (૩)ટીલા–ટપકા જેવું પશુના માથાપરના વાળમાંનું ધોળું ચિહ્ન.

**ચાંદની**, સ્ત્રી. ચંદની; ચંદ્રપ્રકાશ; જ્યોત્સ્ના. (૨) વિ. ચંદ્રપ્રકાશવાળી. (૩) છત; ચંદરવો.

**ચાંદબીજ**, સ્ત્રી. અમાસ પછી નવો ચંદ્ર દેખાય છે તે બીજ; ચાંદરાત.

**ચાંદરડું**, જુ. ચાંદરણું.

**ચાંદરણી**, સ્ત્રી. તારો; નાનો ચકચકિત તારો (૨) ચંદની; ચાંદની. (૩) અજવાળાવાળું ચાદું.

**ચાંદરણું**, ન. ચંદ્રનું અજવાળું (૨) તારાઓનું અજવાળું. (૩) અજવાળાવાળું ચાદુ; ચાંદરડું.

**ચાંદરાત**, સ્ત્રી. શુદિ પક્ષની જે પહેલી સાંજે ચંદ્ર દેખાય છે તે; અજવાળી બીજ (મુસલમાનો ચાંદરાતને મહિનાનો છેલ્લો દિવસ ગણે છે અને બીજા દિવસથી પહેલી તારીખ ગણવા માંડે છે.)

**ચાંદરૂ**ં, વિ. [ સં. चन्द्रक ] જે ઢોરના કપાળમાં કે શરીર ઉપર ધોળાં ધોળાં ચાંદા હોય તે; ચાંદાંવાળું. (૨) નિરંકુશ; મસ્તાની (૩) આકેલું; છુટ્ટુ મૂકી દીધેલું.

**ચાંદલિયો**, પુ. ચાદો; ચંદ્ર. (કવિતામા વપરાય છે) ક્રિ. પ્ર. ચાંદલિયો ચુંટવો=સારામાં સારૂ હોય તે પ્રસંદકરીલેવું

**ચાંદલો**, પુ. કંકુ વગેરેનું કપાળમાં જે ટપકું કરવામાં આવે છે તે; ચાંલ્લો.

**ચાંદવું**, વિ અટકચાળું; અડપલું.

**ચાંદિયોવા**, પુ. ચામડી ઉપર ચાંદાં ચાંદાં પડી જાય એવો એક ચેપી રોગ.

**ચાંદી**, સ્ત્રી. રૂપું; રજત. (૨) માંસ દેખાય એવું ગોળ ચાઠું કે ચાંદું તે (વ્યભિચારથી ઉત્પન્ન થતો આ એક ચેપી અને બહુજ ભયંકર રોગ છે. એમાંથી બીજા ઘણા રોગો ઉત્પન્ન થાય છે અને કેમે કર્યાં મટતા નથી)

**ચાંદીકામ**, ન. રૂપાના નકશીદાર ઘાટ બનાવવાનું કામ તે.

**ચાંદું**, ન. માંસ દેખાય એવું ચાઠું. (૨) ડાઘ; લાંછન. (૩) છિદ્ર; દોષ.

**ચાંદો**, પુ. [ સં. चंद्र ] ચંદ્રમા. (૨) મોટા ચદ્ર જેવો ગોળાકાર તે.

**ચાંદ્રમાસ**, પુ. [ સં.] ચંદ્રની ગતિ ઉપરથી ગણાતો મહિનો; એક પૂર્ણિમાથી બીજી પૂર્ણિમા લગીનો જે વખત

તે. (ચાંદ્રમાસની પેઠે ચાંદ્રવર્ષ પણ ગણાય છે અને તે ૩૫૪ દિવસનું થાય છે. ચંદ્રને પૃથ્વીની એક પ્રદક્ષિણા કરતાં લાગતો જેટલો કાળ તેજ ચાંદ્રમાસ.)

**ચાંદ્રાયણ**, ન. [સં.] એક વ્રત. (આ વ્રત ચંદ્રની વધઘટ પ્રમાણે વધતા અને ઘટતા કોળિયા ખાઈને કરવામાં આવે છે. સ્ત્રીઓ આ વ્રત સૌભાગ્યની વૃદ્ધિ અર્થે કે પ્રિયપ્રસાદન માટે કરે છે.)

**ચાંપ**, સ્ત્રી. પેચ; કળ; ઉલાળી; કમાન; ઘોડો. (૨) ઠેસી; અટકણ. (૩) ધાક; દાબ; સત્તા. (૪) ધ્યાન; ખંત. (૫) સાન; ચેતવણી. (૬) અટકાવ; લગામ ક્રિ. પ્ર. ચાંપ રાખવી=ખંત રાખવી. ચાંપ મરડવી=કળ ફેરવવી.

**ચાંપણ**, સ્ત્રી. સાળનું એક સાધન જે ચાંપવાથી તાર ઉંચા નીચા થાય છે તે; દાબવાની કળ (૨) ચાંપવાની લાટ; દાબવાનો સંચો (૩) ન રૂની ગાંસડીઓનું બંધામણ. (૪) બંધ (૫) દાબ.

**ચાંપણિયું**, ન. દાબવા જેવા કામનું જે કંઈ તે. (લાકડું, પાટિયું, યંત્ર વગેરે)

**ચાંપણી**, સ્ત્રી. ચાપણ. (૨) ચાંપવાનું જે કામ તે. (૩) તગાદો

**ચાંપણું**, ન. ચાંપણ

**ચાંપતું**, વિ. આકરૂં; સખત.

**ચાંપલું**, વિ. ચાંપી ચાંપીને વાતો કરનારૂં; વાતોડું; ચિબાવલું.

**ચાંપવું**, ક્રિ સ દાબવું; ચપટ કરી નાંખવું; કચરવું; ચગદવું. (૨) પંપાળતાં પંપાળતાં દાબવું; ઓળાંસવું; તળાંસવું. (૩) ડામ દેવો. (૪) સાનમાં કહેવું; ચેતવવું. (૫) ઉશ્કેરવું; ચઢાવવું. (૬) દાબીને ખુણામાં ઘાલવું. (૭) શરમમાં નાંખવું; લાંચ રૂશવત આપવી. ક્રિ. પ્ર. ચાંપી જોવું=તપાસી જોવું (૮) દાબીને ખાવું.

**ચાંપાનેર**, ન. ગુજરાતના એક જુના મોટા શહેરનું નામ. (વનરાજના ચાંપા નામના આશ્રિતે નવમા સૈકામાં પાવાગઢ ઉપર પોતાના નામ ઉપરથી આ શહેર વસાવ્યું હતું. ત્યાં કાલિકાનું મંદિર છે જ્યાં ગુજરાતના લોકો યાત્રાએ જાય છે.)

**ચાંપું**, ન. ફણસની અંદરની પેશી. (૨) ચંપો. (૩) નાકની વાળી.

**ચાંલ્લૈયો**, પુ. ચાંલ્લા કરનારો. (૨) મિનાકારીના ચાંલ્લા બનાવનાર.

**ચાંલ્લો**, પુ હીંગળો-કંકુવગેરેનું કપાળમાં જે ગોળ ટપકું કરવામાં આવે છે તે; ટીલું; તિલક. (૨) કપાળે ચોટવાની મિનાકારી ગોળ ટપકી. (૩) ગોળ ટીકડી; (૪) અપરિપકવ દાગો. ક્રિ પ્ર. ચાંલ્લો કરવો=વિવાહ કરવો. (૨) દાન કરવું. (૩) શુભ અવસરોમાં ભેટ દાખલ કંઈ પણ આપવુ. રૂ. પ્ર. ચુડી ચાંલ્લો=સ્ત્રીના સૌભાગ્યનાં ચિહ્‌ન. ચાલ્લા વહેવાર=એકબીજા વચ્ચે ભેટ આપવાનો વહેવાર.

**ચિકાખાઇ**, સ્ત્રી. એક જાતની વનસ્પતિ. (એનો દવા તરીકે ઉપયોગ થાય છે.)

**ચિકાર**, અ. ભરપુર; જરાપણ ખાલી જગ્યા ન રહે એવું.

**ચિકાશ**, સ્ત્રી. ચોંટે એવો જે વસ્તુનો ગુણ તે; ચીકણાપણું. (૨) આનાકાની,

આગ્રહઅને આમ તેમકર્યાં કરવાનોસ્વભાવ

**ચિકિત્સક,** પુ. [ **સં.** ] ચિકિત્સા કરનાર; વૈદ્ય (૨) પરીક્ષક. (૩) વિચારક (૪)ઝીણી નજરે સામાના ગુણ-દોષ તપાસી જોઈ લેનાર.

**ચિકિત્સનીય,** વિ૦ [**સં.**] ચિકિત્સા કરવા યોગ્ય; પરીક્ષા થઇ શકે એવું (૨) દવા કરવા જોગ

**ચિકિત્સા,** સ્ત્રી૦ [ **સં.** ] દવા કરવી તે. (૨) રોગ પારખવા અને દવા આપવાનું જ્ઞાન તે.(૩)ખોડખાપણ જોવાની અને ટીકા કરવાની ટેવ તે, પરખવાનો ઝીણી ને ચંચળ બુદ્ધિવાળી સમજ તે. ( ચિકિત્સા અને નિદાન એ બે શબ્દોના અર્થ વૈદક પ્રમાણે જુદા જુદા છે નિદાન=રોગનું મૂળ કારણ વગેરે તપાસવું-જાણવું તે;-અને ચિકિત્સા =રોગ ઉપર અમુક દવા આપવા કરવાનું કામ તે ) [માથાના વાળ

**ચિકુર,** પુ૦ [**સં.**] વાળ. કેશ.

**ચિકોટી,** સ્ત્રી૦ હાથની નીચેનો અને પંજાની ઉપરનો ભાગ, કાંડું

**ચિકોર,** વિ૦ ઉદ્ધત; બટકબોલો.

**ચિકોરવું,** ક્રિ૦ અ૦ ટોકવું, યાદ આપવું

**ચિક્ખલ,** પુ૦ કાદવ; ગારો

**ચિગોટી,** સ્ત્રી૦ માથે ઓઢીને સૂવું તે; સોટ

**ચિચાડી,** સ્ત્રી૦ ચીચિયારી; દુઃખ કે ભયની તીણી બૂમ; કીકિયારી

**ચિટ્ઠી,** સ્ત્રી૦ થોડી મતલબનો નાનો લેખ; ટુંકું, મતલબ પુરતુજ જેમા લખાણ લખેલું હોય એવી કાગળની ચીપ; ટિકિટ; હુકમ (૩) મરણના સમાચાર જેમાં લખેલા હોય એવો કાગળ; કાળોતરી ક્રિ૦ પ્ર ચિટ્ઠી આવવી=માઠી ખબર આવવી, ચિઠ્ઠી આપવી=સલામામ કરવી ચિઠ્ઠી લખી આપવી=તરત નાણાં આપવાની સરતે દસ્તાવેજ કરી આપવો. શાહજોગ ચિટ્ઠી=હુંડી કહે૦ ચિઠ્ઠીનો ચાકર=ચિઠ્ઠી પહોચાડવા જેટલો જ જોખમદાર ચિઠ્ઠી ફાટી જવી=કુંવારી કન્યા મરી જવી. [પત્રવ્યવહાર

**ચિઠ્ઠીચપાટી,** સ્ત્રી૦ સાઈસ કેરા;

**ચિઠ્ઠીદોરો,** પુ૦ મંત્ર લખીને માદળિયામાં રખાય છે અને તે માદળિયાને વાળેલી ગાંઠોવાળો દોરો બાંધવામાં આવે છે તે.

**ચિટ્ઠીનાંખવી,** એ ક્રિયા કે જેની મારફતે અમુક વસ્તુ કોણ લે તેનો નિશ્ચય થાય છે તે. [ચબરખી

**ચિઠ્ઠીપતરી,** સ્ત્રી૦ નાનો પત્ર;

**ચિડાણું,** વિ૦ નહિ સાફ થઈ શકે એવું મેલું અને ચીકણું થઈ ગયેલું તે.

**ચિડાવું,** ક્રિ૦ અ૦ ચીડે ભરાવું; ખીજવાવું; બળવું; ઉશ્કેરાવું.

**ચિડડી,** સ્ત્રી૦ સ્ત્રીઓને પહેરવાનું એક જાતનું લુગડું. (૨) ચકલી

**ચિતા,** સ્ત્રી૦ [**સં.**] મડદું બાળવાને કરવામાં આવતી લાકડાંની ચાકી

એહ. ક્રિ૦ પ્ર૦ ચિતા ખડકવી=મરવાની પેરવી કરવી

**ચિતાર,** પુ૦ દેખાવ; વાણીથી, લખાણથી અથવા ચિત્રથી કોઇ પણ વસ્તુનો નજર આગળ આબેહુબ દેખાવ રજુ થાય એમ કરવુ તે. (૨) ચિત્ર; તસવીર. [ચિત્ર કાઢનારો, છબી આલેખનાર

**ચિતારો,** પુ૦ [**सं. चित्रकार** ]

**ચિતાળ,** સ્ત્રી૦ ચીરેલા લાકડાંનો એક ટુકડો [રાણાઓનું આગલુ રાજનગર.

**ચિતોડ,** ન૦ મેવાડનું-ઉદેપુરના

**ચિત,** ન૦ [**સં.**] જ્ઞાન, ચેતના ઈશ્વરનું પરમ સૂક્ષ્મ ચૈતન્ય સ્વરૂપ. (૨) હરકોઈ એવો અર્થ બતાવનારો પ્રત્યયઃ-કદાચિત્.

**ચિત્ત,** ન૦ [**સં.**] અંતઃકરણની એક વૃત્તિ, અંતઃકરણ; વિચાર કરવાની જે શક્તિ તે (૨) ધ્યાન. ક્રિ૦ પ્ર૦ ચિત્ત આપવું=કાળજી રાખવી. ચિત્ત ઘાલવુ=મન ઉપર લેવુ ચિત્ત લગાડવું=કાળજી રાખવી; ૩૦ પ્ર૦ ચિત્ત ઠેકાણે રાખવું=સુખ દુઃખ અને હર્ષ શોકમા સમાન રહેવું. એકચિત થવુ=એકજ બાબત ઉપર મનને લાવી રાખવું.

**ચિત્તચોર,** વિ ચિત્તને ચોરી લેનાર; મોહ પમાડનાર. (૨) મનોહર; ચિત્તાકર્ષક.

**ચિત્તપ્રસાદન,** ન. [**સં.** યોગ પ્રમાણે ચિત્તને થતો એક સંસ્કાર કે જેથી ચિત્ત સંતુષ્ટ ને પ્રસન્ન રહે છે.

**ચિત્તભ્રમ,** પુ. [ **સં.** ] ચિત્તનું ફરી જવું; ગાંડપણ; મનનું ઠેકાણું ન હોય એવી સ્થિતિ.

**ચિત્તવિક્ષેપ,** પુ. [**સં.**] ચિત્તની અસ્થિરતા તે, ચંચળતા. (યોગ પ્રમાણે નવ પ્રકારના ચિત્તવિક્ષેપ છે વ્યાધિ, અકર્મણ્યતા, સંશય, પ્રમાદ, આલસ્ય, અવિરતિ, ભ્રાંતિદર્શન, સમાધિની અપ્રાપ્તિ, અને અનવસ્થિતત્વ )

**ચિત્તવૃત્તિ,** સ્ત્રી. [**સં.**] ચિત્તની જે ગતિ અથવા અવસ્થા તે.

**ચિત્તવેધ,** વેધક, વિ. ચિત્ત વિંધનાર; દિલ ખેંચનાર

**ચિત્તહર,** વિ. [ **સં.** ] ચિત્તને હરી લે એવુ, મનોહર, સુંદર [દેખાવડું

**ચિત્તહારી,** વિ. મનોહારી; સુંદર;

**ચિત્રગુપ્ત,** પુ. [ **સં.** ] ચૌદ યમમાનો એક યમ કે જે પ્રાણીઓના પાપપુણ્યનો હિસાબ રાખે છે. ચિત્રગુપ્તનો ચોપડો=જેમાં પાપ પુણ્યનું લેખું લખાય છે તે. (ચિત્રગુપ્તના ચોપડા પ્રમાણે જીવને યમલોકમાં જતાં શિક્ષા થાય છે.)

**ચિત્રગંધ,** ન હડતાલ.

**ચિત્તાકર્ષક,** વિ. ચિત્તને આકર્ષણ કરે એવું; મનને હરી લે એવું.

**ચિત્તો,** પુ. જેના શરીર ઉપર ચિત્રવિચિત્ર ચટાપટા હોય છે એવું એક હિંસક પ્રાણી; દીપડો; વાઘ.

**ચિત્ર,** ન. [ **સં.** ] કલમ અથવા પીછીથી કોઈ પણ સપાટી ઉપર પાડેલો કોઇ પણ વસ્તુનો આકાર; ચીતરામણ;

છબી; પ્રતિકૃતિ; તસબીર. (૨) કોઈ પણ વસ્તુના જેવો માટી, પત્થર, ધાતુ કે લાકડાનો ઘાટ; પ્રતિમા; પુતળું. (૩) જે જેવું હોય તેને તેવાજ રૂપ રંગ અને દેખાવમાં બરાબર બતાવવું તે. (૪) રંગ પુરેલી આકૃતિ. (૫) આશ્ચર્ય ઉપજાવે એવી વસ્તુ તે. (૬) નવાઈ; આશ્ચર્ય; વિસ્મય. (૭) વિ. અદ્ભુત; અજાયબ જેવું. રૂ. પ્ર. ચિત્રલિપિ=જે વસ્તુ સામાને સમજાવવી હોય તેની આકૃતિ પાડી દેખાડવું તે ચિત્રપટ=ચીતરામણવાળો પડદો; રંગીન કપડું; છિટ [ એક વૃક્ષ વિશેષ.

ચિત્રક, પુ. [ સં. ] ચિત્રો;

**ચિત્રકળા,** સ્રી. ચિત્ર કાઢવાની જે આવડ તે; આલેખનવિદ્યા; ચીતરામણ કાઢવાની જે કળા, ખુબી, યુક્તિ, હથોટી તે. (૨) રગ પુરીને તસબીર તૈયાર કરવાનો હુન્નર

**ચિત્રકંઠ,** ન કબુતર; હોલો.

ચિત્રકાર, પુ. [ સં. ] ચિત્ર કાઢનારો; ચિતારો.

**ચિત્રકાવ્ય,** ન. [ સં. ] ચિત્રની અંદર વંચાય એવી કવિતાની રચના તે; જેમાં વિસ્મય ઉપજે એવી શબ્દરચના હોય તે કાવ્ય.

ચિત્રકૂટ, પુ. [ સં. ] એક રમણીય પહાડ કે જ્યાં વનવાસ ગયેલા રામ ઘણો વખત લગી રહ્યા હતા.

**ચિત્રગ્રીવ,** પુ. હોલો; કબુતર.

**ચિત્રતંડુલ,** પુ. વાવડીંગ.

ચિત્રપટ, ન. [ સં. ] ફલક; પાટી; ચિત્ર કાઢવાનું કપડું. (૨) છિંટ.

ચિત્રભાનુ, પુ. [ સં. ] સૂર્ય. (૨) અગ્નિ.

ચિત્રરથ, પુ. [ સં. ] કુબેરનો એક ગંધર્વ મિત્ર; ગંધર્વરાજ (૨) સૂર્ય.

ચિત્રલેખા, સ્રી. [ સં. ] એક દેવતા; વિધાતા (૨) ઉષા-ઓખાની એક સખી [ હોય એવું; સ્તબ્ધ.

**ચિત્રવત્,** વિ. જાણે ચીતરેલું

**ચિત્રવિચિત્ર,** વિ રંગબેરંગી; તરેહ તરેહવાર રગનું; કાબરચીતરૂ. (૨) તરેહવાર; અજબ (૩) સુદર; મનોહર. (૪) વેલબુટ્ટાવાળું; નકશીદાર.

ચિત્રવિદ્યા, સ્રી. [ સં. ] ચીતરામણ કેમ કાઢવું તે સબંધી શિક્ષણીય માહિતી તે; ચિત્રકળા; આલેખન સંબંધીનું જ્ઞાન.

ચિત્રશાળા, સ્રી. [ સ. चित्रशाला ] ચિત્રો કાઢવાનું અને ચિત્રો કાઢતાં શીખવવાનું જે સ્થાન તે. (૨) જેમાં જુદી જુદી તરેહના ચિત્રો રાખેલાં હોય તે સ્થાન.

ચિત્રા, સ્રી. [ સં. ] એક નક્ષત્ર.

**ચિત્રામણ,** જુ. ચિત્ર.

ચિત્રાર્પિત, વિ. [ સં. ] ચિત્રવત્; દિઙ્મૂઢ; ચકિત; શૂન્ય હૃદયનું; જડ જેવું થઈ ગયેલું.

ચિત્રાંગદ, પુ. [ સં. ] નળના વંશનો એક નામાંકિત રાજા. (૨) એક

યક્ષ (૩) શાંતનુ રાજાનો સત્યવતીને કુખે જન્મેલો પુત્ર

**ચિત્રિણી**, સ્ત્રી. [ સં. ] સુંદર અને ગુણવંતી ચતુર સ્ત્રી. ચતુર, સુંદર, ગુણવાન, અને ચિત્ર જેવા મનોહર મુખવાળી તે ચિત્રિણી. સ્ત્રીઓની ચાર જાતિ કહી છેઃ પદ્મિણી, ચિત્રિણી, હસ્તિની અને શંખિની આમાંની બીજી જાતની સ્ત્રી

**ચિત્રિત**, વિ. [ સં. ] ચીતરેલુ, જેમાં ચિત્રો કાઢેલાં કે પાડેલાં હોય એવું

**ચિત્રો**, પુ. [ સં ] ચિત્રક; અતિ ગરમ ગુણવાળી એક કાષ્ઠઔષધિ.

**ચિત્સરૂપ**, ન. [સં] જ્ઞાનસ્વરૂપ; બ્રહ્મરૂપ; એકજ-અદ્વૈતાત્મા તે.

**ચિદાકાશ**, ન. [ સં. ] પરમ શુદ્ધ એક આકાશ તે; જેમા કંઈ ભેદ નથી એવુ એકરસ સર્વત્ર વ્યાપીને રહેલુ જે બ્રહ્મમય તત્ત્વ તે

**ચિદાનંદ**, પુ. [ સં. ] પરમજ્ઞાનથી ઉત્પન્ન થયેલો જે આનંદ તે; બ્રહ્માનંદ; પરમાનંદ. (૨) જ્ઞાનની અંદરની એકતાનતા તે.

**ચિદાભાસ**, પુ. [ સં. ] હૃદયમાં અમુક સ્વરૂપનો જે આભાસ થવો તે. (૨) જીવને બુદ્ધિથી આત્માનો ભાસ થવો તે; પોતે પોતામાંજ બ્રહ્મસાક્ષાત્કાર કરવો તે

**ચિદ્દ્ઘન**, [ સં. ] જ્ઞાનઘન; સર્વત્ર ચિતનો ભરાવ તે. (૨) વિ. જ્ઞાનથી ભરપુર; સર્વત્ર બ્રહ્મ ભરેલું હોય એવું.

**ચિદ્રૂપ**, વિ. [ સં. ] જ્ઞાન બ્રહ્મ રૂપ હોય એવું મહાજ્ઞાની.

**ચિદ્વિલાસ**, પુ. [ સં. ] પરબ્રહ્મમા જે રમણ તે

**ચિનાઈ**, વિ ચીનનું, ચીનને લગતું. (૨) સ્ત્રી ચીનની બનાવટની રેશમી સાડી.

**ચિનીકબાલા**, પુ મરી જેવા એક જાતની ઔષધિનાં બીયાં.

**ચિન્મય**, વિ. [ સં.] બ્રહ્મમય; આત્મમય; જ્ઞાનમય [ બ્રહ્મમય એવુ.

**ચિન્માત્ર**, વિ. [ સં. ] સર્વ

**ચિપાસિયું**, વિ ચીપીચીપીને આપે કે કાઢે એવુ; કંજુસ. (૨) ચીપી ચીપીને લંબાવ્યા કરવાની ટેવવાળું; જોઈતું હોય તેટલું નહિ પણ થોડું થોડું આપે કે બોલે એવા સ્વભાવનું.

**ચિબાવલું**, વિ. કોઈ વાત કે કામમાં બહુ ચાપગીપ અને ડહાપણ કર્યા કરે એવુ; ચાપલું (૨) હલકું; તુચ્છ (૩) છોકરવાદ. (૪) ખરાબ. [ ખાડો.

**ચિબુક**, ન હડપચી વચ્ચેનો છાછર

**ચિમોટી**, સ્ત્રી ડોક; ગળચી; ગરદન; બોચી. [જાતનાં કાળાં છોડાના બિયાં

**ચિમોડ**, ( ચીમેડ ), સ્ત્રી. એક

**ચિર**, અ૦ [ સં. ] કાયમ રહે તેમ; સાશ્વત. (૨) વિ. ઘણો કાળ કાયમ રહે-ચાલે-ટકે એવું જે તે; ઘણા કાળનુ. ચિરસ્થાયી=ઘણો વખત રહે એવું.

**ચિરકારિતા**, સ્ત્રી. [સં.] લંબાણુ

કર્યા કરવાપણું તે; દીર્ઘસૂત્રીપણું; ટાઢાપણું [ ટાઢો; ધીમો.

**ચિરકારી**, વિ. [सं.] દીર્ઘસૂત્રી;

**ચિરકાળ**, પુ. [ सं ] લાંબો વખત (૨) હમેશ રહેવું તે

**ચિરંજીવ**, વિ. [ सं. ] લાંબી આવરદાવાળું; દીર્ઘજીવી. (૨) પુ પુત્ર.

**ચિરંજીવી**, વિ ચિરાયુ; લાંબા આયુષ્યનું; દીર્ઘજીવી (૨)પુ પુત્ર; છોકરો

**ચિરાઈ**, સ્ત્રી ચીરવાની મજુરી.

**ચરાગ**, સ્ત્રી. [ फा. ] બત્તી, દીવો; ચરાગ. (૨) દીવાની જ્યોત; રાગ

**ચિરાડો**, પુ ચીરો; ફાટ (૨) લાંબો ચીરીને કરેલો કપડાનો કકડો.

**ચિરામણ**, ન. ચિરાઈ; ચિરામણી; લાકડાં ચીરવાની મજુરી.

**ચિરામણી**, સ્ત્રી૰ ચિરામણ.

**ચિરાયતુ**, ન૰ કરિયાતુ; ચરિયાતુ (તેના સર્વ અંગ કડવાં હોઈ દવા તરીકે તે વપરાય છે )

**ચિરાયુ**, વિ૰ [ सं. ] લાંબી આવરદાવાળું; ઘણો કાળ જીવનારું; દીર્ઘાયુ. [ ફાટવું.

**ચિરાવું**, ક્રિ૰ અ૰ ચીરો પડવો;

**ચિરોડી**, પુ૰ એક જાતનો પોચો પથ્થર. [ ફાટે તૂટે નહિ એવું.

**ચિંવડ**, વિ૰ ચીકણું; ઝટ

**ચિષ્ટાં**, ન૰ નાળિયેરની ઉપરનાં છોડાં; રેસા. [ થઇ ગયેલું ચિકણું.

**ચિષ્ઠું**, વિ૰ ન ફાટે કે ન તૂટે એવું

**ચિહ્ન**, ન૰ [ सं. ] વસ્તુ ઓળખાય એવું નિશાન; લાંછન; આંકો; ઘસરકો, છાપ (૨) ગુણ; લક્ષણ; નિદર્શન (૩) ઉપાધિ, પદવી. (૪) ડાઘ; લાખું

**ચિહ્નિત**, વિ૰ [सं.] અંકાયેલું; લાંછિત; જેની ઉપર નિશાની કરેલી હોય એવું. [ (૨) મીંઢું

**ચિંગટ**,વિ૰કંજુસ,બખીલ;ચીકણું

**ચિંગારી**, સ્ત્રી૰ દેવતાનો કણ; તણખો; ચીનગારી

**ચિંગાસુવું**, ક્રિ૰અ૰ જાગ્રત હોવા છતા ઉંઘમાં હોઈએ એમ મુંગા મુંગા સૂઈ રહેવું.

**ચિંગું**, વિ૰ બહુ કરકસરિયું; કંજુસ સ્વભાવનું (૨) મીંઢું; ઝટ બોલી દે નહિ એવું.

**ચિંચ**, સ્ત્રી૰ [म.] આમલીનું ઝાડ (૨) આમલીનાં ફળ-કાતરા તે.

**ચિંચવાવવું**, ક્રિ૰ સ૰ ટળટળાવવું; રગરગાવવું.

**ચિંચિં**, અ૰ ચિંચિં એવો અવાજ. ક્રિ૰ પ્ર૰ ચિંચિં કરવું=ઝીણો ને તીણો દુઃખનો અવાજ કરવો; ચુંચાં કરવું.

**ચિંત**, સ્ત્રી૰ [ सं. ] ચિંતના; ચિંતા; ધ્યાન.

**ચિંતક**, પુ૰ [ सं. ] ચિંતનાર; વિચારનાર; મનન કરનાર. (બીજા શબ્દને લાગે છે:-શુભચિંતક) ધ્યાન કરનાર.

**ચિંતન**, ન૰ [ सं. ] ધ્યાન ધરવું; મનન કરવું તે; ધ્યાન; ધારણા; સ્મરણ. (૨) વિચાર; વિવેચન.

**ચિંતનીય,** વિ૦ [સં.] ચિંતવા યોગ્ય, મનન કરવા જેવું; યાદ કરવા જેવું

**ચિંતવું,** ક્રિ૦ સ૦ [સં.] વિચારવું; ધારવું; મનન કરવું; કલ્પવું (૨) યાદ કર્યા કરવું.

**ચિંતાકુલ,** વિ૦ ફિકરમંદ; વ્યગ્ર.

**ચિંતા,** સ્ત્રી૦ [સં.] વિચાર, ધારણા (૨) મનનો ગભરાટ; કાળજી; ફિકર; બેચેની. ક્રિ૦ પ્ર૦ ચિંતા થવી=ફિકર થવી; દુઃખની આશંકાને લીધે ખટકવું [અગ્નિ તે.

**ચિંતાગ્નિ.** પુ૦ [સં] ચિંતારૂપી

**ચિંતાતુર,** વિ૦ [સં.] ચિંતાથી ગભરાયેલી; ચિંતાગ્રસ્ત

**ચિંતામણિ,** પુ૦ [સં.] જે ઇચ્છીએ તે પ્રાપ્ત થાય એવી એક અદ્ભુત ચીજ; સ્વર્ગમણિ. (એમ કહેવાય છે કે, કલ્પવૃક્ષ, ચિંતામણિ અને કામધેનુ ગાય એ એવી ચીજો છે કે જેમની પાસેથી જે જે ઇચ્છીએ તે તે સૌ મળે જ. (૨) ઇષ્ટદેવ; મહાદેવ. ક્રિ૦ પ્ર૦ ચિંતામણિ કરવા=શિવની નિત્ય નિયમથી પૂજા કરવી.

**ચિંતાર્ણવ,** પુ૦ [સં.] ચિંતારૂપી દરિયો તે; પારવગરની ફિકર.

**ચિંતિત,** વિ૦ [સં.] ચિંતેલું; મનન કરેલું; ચિંતાયુક્ત.

**ચિંત્ય,** વિ૦ [સં.] મનન કરવા યોગ્ય; વિચારવા જેવું.

**ચિંથરિયું,** વિ૦ ચિંથરા જેવું; માલ વગરનું; તુચ્છ (૨) ન૦ માલવગરની વસ્તુ; ટુકું-ક્ષુલ્લક લખાણ તે.

**ચિંથરી,** સ્ત્રી૦નાનું ચિંથરું;કાપલી.

**ચિંથરું,** ન૦ ફાટ્યું તૂટ્યું મેલું લુગડું; જુના લુગડાનો નકામો કકડો; માલવગરની-તુચ્છ વસ્તુ; ધાગો; કાગળનો જુનો નકામો કકડો કહે૦ ચિંથરાના દેવને કપાશિયાની આંખો=જેવી વસ્તુ તેવો તેનો સાજ. રૂ પ્ર ચિંથરેહાલ=નાદાર સ્થિતિ; ઘણીજ ગરીબાઈ.

**ચિંદરડી,** સ્ત્રી૦ લાબી સાંકડી લુગડાની ચીર (૨) લંગોટી

**ચિંદરડું,** ન૦ સાંકડો પણ લાંબો લુગડાનો કાપલો; ચિંથરૂં.

**ચિંદરી,** સ્ત્રી૦ ચિંદરડી

**ચિંધવું,** ક્રિ૦ સ૦ દેખાડવું; ફરમાવવું. (૨) કહેવું (૩) ઓળખવું.

**ચિંપાજી,** ન૦ એક જાતનું માણસને વધારે મળતું આવતું વાંદરું

**ચિંબોળવું,** ક્રિ૦ સ૦ આમળવું; આમળવું. કહે૦ ઓઝો ઓઝી લડે ને ગધેડીના કાન ચિંબોળે=લડે કોઈ અને સહે કોઈ. [કણું પાણી; દૂધ; ચીલ.

**ચીક,** પુ૦ ઝાડમાંથી નીકળતું ચી-

**ચીકટ,** વિ૦ ચીકણું; તેલી (૨) ન૦ ચીકણું એવું જે તે; ઘી, તેલ, ચરબી વગેરે. (૩) ચીકણો એવો વસ્તુનો ગુણ તે. [વાપણું.

**ચીકટપણું,** ન૦ ચિકાશ; ચીક-

**ચીકટવું,** ક્રિ૦ સ૦ ચોંટાડવું; ચોંટવું; ચીકટાય એમ કરવું.

**ચીકટાવું,** ક્રિ૦ અ૦ ચીકટવાળું થવું; ઘી તેલથી ખરડાવું. (૨) ચોડવું; ચોંટવું. [ હોય એવું.

**ચીકટું,** વિ૦ ચીકટવાળું; ચિકાશ

**ચીકટો,** પુ૦ શણનો મુગટો. (૨) રેશમ અને જરીના તાર ચડાવેલું ગુચ્છું

**ચીકણાઈ,** સ્ત્રી ચીકણાશ; ચાપલુસી; કંજુસપણું, બખીલાઈ (૨) સ્નિગ્ધતા.

**ચીકણાશ,** સ્ત્રી૦ ચીકણાઈ

**ચીકણું,** વિ૦ [स. चिक्कण] ઉખડે નહિ ને વળગી રહે એવું ચિબ્બટ; ચોંટવાના ગુણવાળું. (૨) ચાપચીપિયું, બહુ ડહાપણ કરનાર; દીર્ઘસૂત્રી. (૩) જેના હાથમાથી ઝટ નાણું છૂટે નહિ એવું (૪) ચિબ્બટ; ટકાઉ (૫) ચીકટાયેલું રૂ૦ પ્ર૦ ચીકણું લાટ=બહુજ ચીકણું. કહે૦ ચીકણું જોઇને લપસી પડવું =રૂપ કે ધન જોઇને તેની તરફ વળી જવું

**ચીકન,** ન૦ [फा.] રેશમી કપડા ઉપરનું રેશમી દોરાનું ભરત. ચીકન દોજ=ભરત ભરનાર (૨) ક્મળી કાકડીની એક જાત

**ચીચરકો,** પુ૦ પાણીની શેડ ઉડાવવાનું યંત્ર; પીચકારી.

**ચીચરવટી,** સ્ત્રી૦ સાંકડો પણ લાંબો જમીનનો કકડો. (૨) અન્ન નળમા તીખી અને ઠંડી વસ્તુ લેતાં પડતો શેરડો (૩) ધ્રાસકો; ચિંતા.

**ચીચરવટો,** પુ૦ હૃદયમાં થતી તીવ્ર અસર; ધાસ્તી (૨) કાળજી; ચિંતા (૩)લાંબો પટદાર જમીનનો કકડો. [ચીસ

**ચીચવાડો,** પુ૦ બુમાટો; હોકારો.

**ચીચવું,** ક્રિ૦ અ૦ ચિંચિં કરવું

**ચીચવો,** પુ૦ અણીદાર ઉભા લાકડાપર એક આડી મૂકી હેચતા ગોળ ફરવાનું યંત્ર; ચકડોળ

**ચીચિયારી,** સ્ત્રી૦ ઉંડી અને દુઃખની તીણી બુમ; ચીસ; કીકિયારી

**ચીચુડો,** પુ૦ ચીચવો. (૨) [सं. चिंचा] આમલીનો કચિયો. કચુકો.

**ચીજ,** સ્ત્રી૦ કોઇ પણ વસ્તુ, વાત, વિચાર, કામ, વગેરે (૨) તરેહ, વાની (૩) સામાન; અસબાબ (૪) ગાયનનું એકાદ કાવ્ય; ગત. [ જે કામ તે

**ચીટનીશી,** સ્ત્રી૦ ચીટનીસ તરી-

**ચીટનીસ,** પુ૦ મોટા અમલદારનો મુખ્ય કારકુન; અવલકારકુન

**ચીટિયું,** ન૦ પાતળું બાળવાનું લાકડું, સળી જેવું લાકડું: સુકાઈને ચડી ગયેલું હોય એવું જે તે (૨) ઇંધન, બળતણ. [ ચીકટ હોય એવું

**ચીટું,** વિ૦ ચીકણું; જેમાં

**ચીડાં,** ન૦ ગરાસિયા વગેરેએ વેચી નાખેલી જમીનના કકડા (૨) છીડાં (૩) ચીડિયાં [ બળવું, ઉશ્કેરાઇ જવું

**ચીડવું,** ક્રિ સ ગુસ્સે થવું; કંટા-

**ચીડ,** સ્ત્રી. ચીડાવું તે.ગુસ્સો લાગવો તે; રીસ; ખીજ; કંટાળો; ક્રોધ; બળતરા.

**ચીડિયાં,** ન અભાવ, અણગમો, ગુસ્સો વગેરે બતાવવા તે; દાતિયાં

**ચીડિયુ,** વિ સહેજ સહેજમાં ચિડાઈ જાય એવું ચિડાનારૂ; ખિજાનારૂ. (૨) ન ચીડનો ઉભરો; છણકો; દાતિયુ.

**ચીણ,** (ચણ), સ્ત્રી. સ્ત્રીઓને ગળે પહેરવાનું એક ઘરેણું (૨) ચણીયાની કરચલી. (૩) ખોરાક ( પંખીઓનો ).

**ચીણવું,** ક્રિ સ. ચીણ ભરવી. (૨) ચાંચમા લેવું; ચૂગવું.

**ચીણો,** પુ બંટી અને સામાની જાતનું એક હલકુ અનાજ.

**ચીત,** સ્ત્રી કુસ્તીમાં લેવાતો એક દાવ.

**ચીતડું,** ન. ચિત્ત; મન; અંતઃકરણ.

**ચીતણિયો,** પુ. સોના રૂપાના ઘાટ ઉપર ચિત્ર પાડનારો.

**ચીતરવું,** ક્રિ. સ ચિત્ર કાઢવું; આલેખવું; દોરવું. (૨) ઘણે ઠેકાણે કહી વળવું; નોતરવુ (૩) બગાડવું.

**ચીતરો,** પુ. ચિત્રક; એક વનસ્પતિ વિશેષ (૨) વાઘની એક જાત; ચિત્તો.

**ચીતવું,** ક્રિ સ. મનમાં યાદ કર્યા કરવું. (૩) ધારવું; કલ્પવુ; ઇચ્છવું.

**ચીતળ,** સ્ત્રી સાપની એક જાત. (૨) સ્ત્રીઓને ગળે પહેરવાનું એક ઘરેણું. (૩) ચપટી પહોળી બંગડી; પાટલી.

**ચીતળી,** (ચીતરી), સ્ત્રી અભાવ કે અણગમાની કમકમાટભરી લાગણી;કણકણી.

**ચીત્કાર,** પુ. [સં.] તીણો અને કારમો અવાજ; ચીસ; સીત્કાર

**ચીન,** ન હિંદુસ્તાનની પૂર્વ દિશાએ આવેલો એક મોટો દેશ.

**ચીનગારી,** સ્ત્રી. તણખો.

**ચીનવું,** ક્રિ. અ. ઓળખવું; જાણવું.

**ચીનીકામ,** ન માટી અને ચકમકના મિશ્રણના અથવા કાચના પ્યાલા, રકેબી, બરણી વગેરે ઘાટ તે.

**ચીનીખાનું,** ન ચીનની બનાવટો વેચવા કે શોભાને માટે જ્યાં રાખેલી હોય તે જગા.

**ચીનાંશુક,** ન. [સં.] ચીનથી આવતું રેશમી કપડું; ચિનાઈ સાડીઓ.

**ચીની,** સ્ત્રી. ચીનદેશની સ્ત્રી. (૨) ખાંડ; સાકર. [ ચીનનો વતની.

**ચીનો,** પુ. ચીન દેશનો પુરૂષ;

**ચીનીબોર,** ( ચણીબોર ), નાનાં ને રાતાં બોર તે; ચણીબોર.

**ચીપ,** સ્ત્રી. લાકડાનો કે વાંસનો પાતળો કકડો, ખપાટ. (૨) પાતળી થોડી પહોળી પણ લાંબી ધાતુની પટ્ટી

**ચીપટી,** જુ. ચપટી.

**ચીપટો,** જુ, ચીમટો.

**ચીપડો,** પુ આંખનો મેલ; પીયો.

**ચીપવું,** ક્રિ. સ. કપડાંની સફાઈથી પાટલી કરવી (૨) વાતને ચોળીને લાંબી કરવી (૩) પહેલેથી ગોઠવવું (૪) ગંજીફાના પત્તાંને ફેરવવા. [ કુંદન.

**ચીપાસોનું,** ન. ઉંચી ટચનું સોનું;

**ચીપિયો,** પુ લોઢાની ચીપ વાળીને બનાવેલી પકડ. (૨) અંબોડામાં ભરાવવાનો માથાવાળો સળીયો.

**ચીબડી,** સ્ત્રી ઘુવડની જાતનું પણ તેનાથી નાનું એક રાત્રિચર પંખી. ( આ પંખી અને તેનું બોલવું અપશુકન જેવાં

ગણાય છે ) [ ચીણુ.

**ચીબડું,** વિ. ચપટા-બેઠેલા નાકનું;

**ચીબું,** વિ. નાના ટૂંકા નાકનું; ચપટા અથવા બેઠેલા નાકનું

**ચીભડી,** સ્ત્રી. [ सं. चिर्भटी ] ચીભડાની વેલ. [ રિંચુ, મોટી કાકડી

**ચીભડું,** ન ચીભડીનું ફળ; આ-

**ચીમટી,** સ્ત્રી સાણસી, ચીમટામા પકડાતું તે (૨) ચુટી; ચપટી; બે આંગળાની વચ્ચે આવતુ તે

**ચીમટો,** પુ સાણસીના જેવું ચપટ પકડે એવું ઓજાર; ચીપિયો (૨) ચુટલો

**ચીમની,** સ્ત્રી. [ अं. ] ધૂણી બહાર જવાને માટે બનાવેલો માર્ગ; ધુમાડિયું (૨) દીવા ઉપર મૂકવાની કાચ વગેરેની નળી (૩) મિલો વગેરે મોટા કારખાનાનો ધુમાડો જવાને માટે બાંધેલું મોટું ભુંગળું.

**ચીમળાવું,** ક્રિ.સ. કરમાવું; અમળાવું

**ચીમેડ,** સ્ત્રી. એક જાતના કાળા છોડનાં અને પીળા બીજના ચપટા બિયા (આંખના ઓસડ તરીકે વપરાય છે.)

**ચીર,** ન. [सं.] સ્ત્રીઓએ પહેરવાનું ઝીણી કુમાશનું રેશમી વસ્ત્ર; રેશમી લુગડું. (૨) સ્ત્રી લાંબી સાંકડી લીર (૩) ફાટ; તરડ. (૪) ઝાડની છાલ, છાલનું બનાવેલું કપડું; વલ્કલ.

**ચીરડાં,** ન ગરાશિયાએ કે પટેલે બીજાને વેચેલી જમીનના કકડા.

**ચીરવું,** ક્રિ. સ. ઉભુ ફાડવું; કાપવું; ચીરો પાડવો રૂ. પ્ર ચીરીને મીઠું ભરવું=બહુ સખત શિક્ષા કરવી. (૨) ખૂબ પૈસા પડાવી લેવા.

**ચીરીયું,** ન ફળની ઉભી ફાડ. કકડો; ચીરી. [ કકડી; ચીર

**ચીરી,** સ્ત્રી નાની પાતળી ફાડ;

**ચીરો,** પુ લાંબો પાતળો કકડો; ફાડ; ચીર (૨) ફાટ; તરડ (૩) પટકો (૪) ઘા

**ચીલ,** પુ ડાળખી કે ફળમાંથી નીકળતો રસ; દૂધ. (૨) એક જાતની ભાજીનો છોડ. (૩) કિનારો; છેડો (૪) સ્ત્રી સમડી [ બખતર

**ચીલખત,** ન અંગત્રાણ; કવચ.

**ચીલો,** પુ ગાડાંના પૈડાથી પડેલી ઘરેડ (૨) ખોદાયેલો, વપરાતો જાહેર માર્ગ, શિરસ્તો; સંપ્રદાય ક્રિ. પ્ર. ચીલે પડવુ=જેમ રસ્તો પડેલો હોય તેમ હિંડવુ ચીલો કાપવો=રસ્તે રસ્તે આગળ ચાલવું

**ચીવટ,** સ્ત્રી. મનમાં રહેતી ફિકર; કાળજી; ચિંતા; ચાનક.

**ચીવર,** ન. [सं.] વસ્ત્ર; કપડું (૨) રેશમનું સારી કુમાશનું ઉપવસ્ત્ર (૩) વલ્કલ; છાલ ચીવરી=બૌદ્ધભિક્ષુ.

**ચીસ,** સ્ત્રી. અતિશય દુઃખની લાગણીથી તાણીને પાડેલી તીણી બૂમ; રાડ, ચીચિયારી ક્રિ૦પ્ર ચીસ ખાવી=ફરીને કાર્ય કરવાની હિમ્મત ન ચાલે એવું થઇ જવું.

**ચીસરાણ,** ન બુમરાણ; ઘોઘાટ. (૨) કલ્પાંત, લાગણી ભર્યું રૂદન.

**ચીસુ,** વિ ચોળી ચોળીને ચીકણું કરે એવું (૨) કંજુસ.

**ચુકાદો**, પુ. નિકાલ; નિવેડો. (૨) હુકમનામું; ફેસલો.

**ચુકાવણું**, જુ ચૂકવણુ [વનસ્પતિ.

**ચુકો**, પુ એક જાતની ભાજી; એક

**ચુગડી**, સ્ત્રી છવિટિયા; જોટવા

**ચુગલખોર**, વિ ચુગલી ખાનાર; ચાડિયો.

**ચુગલી**, સ્ત્રી. ચાડી; રાવ; નિંદા

**ચુચુક**, પુ. [ सं. ] થાનનો ઉપલો ભાગ, ડિંટડી. [વિચનાર; મણીયાર

**ચુડગર**, પુ ચુડીઓ વેચનાર અને

**ચુડલો**, પુ જુ ચુડો

**ચુડાઉતાર**, વિ ચુડીઓની માફક એકએકથી ઉતરતા ગોળનું

**ચુડાકર્મ**, ન. જેનો પતિ મરણ પામ્યો હોય તે સ્ત્રીનો ચુડો ભાગી નાખવાની જે ક્રિયા તે

**ચુડી**, સ્ત્રી. સ્ત્રીઓને હાથે પહેરવાનું હાથીદાંત, કચકડા કે લાકડાનુ ઉતારેલું બલોયું. (૨) વચમાથી પોલો ચપટો ગોળ કડા જેવો ઘાટ. ૩ પ્ર. ચુડીકર્મ=વર મરતાં તેની વહુના હાથની ચુડીઓ ફોડી નાખવી તે. ચુડીગર=ચુડગર ક્રિ. પ્ર ચુડીઓ પહેરવી=બાયલા બનવું.

**ચુડેલ**, સ્ત્રી પોલા વાસાની અવળપગી એક ડાકણ (૨) કદરૂપી ને ખરાબ સ્વભાવની સ્ત્રી.

**ચુડો**, પુ લાકડાનો, કચકડાનો કે હાથીદાંતનો સ્ત્રીઓને હાથે પહેરવાના બલોયાનો સટ; ચુડીઓ. સૌભાગ્યવતીનું ચિહ્ન. ક્રિ. પ્ર. ચુડો પહેરવો=સ્ત્રી જેવા બનવું. (૨) અમુકને આધીન થઈ રહેવું. (૩) નાતરૂ કરવું. ચુડો ઉતારવો=વિધવા થવું ૩ પ્ર. ચુડો ચાટલો ને ચાંલ્લો=સ્ત્રીના સૌભાગ્યના ચિહ્ન. કહે૰ ચુડામાં મુડો સમાય=સૌભાગ્યવતીની અદબ ચાલ ઢંકાય, વિધવાની ન ઢંકાય ચુડો ભાગવો એવી ગાળ અપાય છે. ચુડો, ચાલ્લો, આશીર્વાદમા કહેવાય છે [ ચીણ

**ચુણી**, સ્ત્રી. બાયની કરચલીઓ;

**ચુનખડી**, સ્ત્રી. ચુનો બનાવવાની કાકરી; ખડી; મરડિયા.

**ચુનચુની**, સ્ત્રી. [ हिं. चीनी ] ચુના જેવી સફેદ ખાડ, બુરૂ, ચીની.

**ચુનાગચ્ચી**, સ્ત્રી ચુનાનું મજબુત ચણતર

**ચુનારૂં**, ન ચુનાનો કેલ ભરવાનું લોખડનુ પાત્ર, તગારૂ. (૨) વિ. ચુનાવાળુ. (૩) વઢકારૂ; બેશરમ

**ચુનારો**, પુ ચુનો પકવનારો (૨) છાબંધનુ કામ કરનારો કડિયો.

**ચુનાળવો**, પુ ખાવાનો ચુનો રાખવાની દાબડી [ ચુનાથી ધોળેલું.

**ચુનાળુ**, વિ ચુનાનું; ચુનેથી ચણેલું;

**ચુની**, સ્ત્રી જવાહીરની નાની કકડી; હીરાકણી (૨) સ્ત્રીઓને નાકે પહેરવાનું એક નાજુક ઘરેણું: ચૂક.

**ચુનુ**, ન કઠોળને ભરડતાં પડેલો ઝીણો ભુકો; ભુંસું.

**ચુનો**, પુ. [ सं. चूर्ण] તીક્ષ્ણ ને ખારવાળી એક ભસ્મ; મરડિયા, પત્થર

અને છીપ વગેરેને પકવ્યાથી બનેલો ખાખ પદાર્થ; છો (આરસપહાણને પકવીને બનાવેલો ચુનો કળીચુનો કહેવાય છે. આ ચુનો પાન તથા તમાકુમાં ખાવામાં કામ આવે છે.ઘણો ધોળો અને સુવાળો હોવાથી ધોળવામાં પણ કળીચુનો વપરાય છે.) (૨) અત્યંત ખાટું, તીખું,ચચરે-બળે એવું જે તે (૩) બગડી જવું તે ક્રિ પ્ર ચુનો મારવો=બાળવું. ચુનો ચોપડવો= ફરીને અંકુર ન આવે એમ કરવું ચુનો છાંટવો=ધોળવું

**ચુપાચુપ,** અ કોઈ કંઈપણ અવાજ કરતું ન હોય તેમ; ચુપચાપ

**ચુમાવું,** ક્રિ. અ મરજી વિરુદ્ધ સહેવું; મન બળવું; ચણચણાટ થવો, (૨) બીજા પાસે ચુંબન કરાવવું

**ચુમી,** સ્ત્રી બચી; ચુંબન. ક્રિ પ્ર ચુમી લેવી=ચુંબન કરવું.

**ચુમોતેર,** વિ. શિત્તેર ને ચાર, ૭૪

**ચુરાડો,** પુ. ચીરો; ફાટ. (૨) ચીરો (૩) ભૂકો [ભૂકી; ચુરો

**ચુરી,** સ્ત્રી. ઝીણી ઝીણી કાતળીઓ;

**ચુરેચુરા,** અ. કકડેકકડા; ભાગીને ભૂકો થયેલો હોય તેમ.

**ચુરો,** પુ. [ **સં. ચૂર્ણ** ] ભૂકો. ઘુંદો; જેર; ભંગાર ક્રિ પ્ર. ચુરો કરવો= કકડા કરવા (૨) પાયમાલ કરવું.

**ચુલડી,** સ્ત્રી. નાનો ચુલો; ચુલી

**ચુલાશગડી,** સ્ત્રી. ચુલા તરીકે વપરાય એવી શગડી; ફરતો ચુલો. (૨) મનસ્તાપ. [વગેરે સમારવાનું કાતું.

**ચુલિયું,** ન. લાકડામાં જડેલું શાક

**ચુલી,** સ્ત્રી માટીનો નાનો ફરતો ચુલો.

**ચુલેતરું,** ન. એક જાતનું પંખી.

**ચુલેતરો,** પુ. કાચી કેરીઓ કાપવાનું ઓજાર; સુડો.

**ચુલો,** [ **સં. ચુલ્લી** ] જેમાં અગ્નિ સળગાવી ઉપર રાંધવાનું પાત્ર મુકાય છે તે. ક્રિ. પ્ર. ચુલો ફુંકવો=રાંધવું. ચુલો પાડી નાખવો=પારકે ઘેર જમવાનું રાખવું ચુલે ચઢી બેસવું=ઉતાવળથી કામ નહિ થવું. ચુલો સળગાવવો=રાંધવાની તૈયારી કરવી. ચુલામા પડવું=બળી મરવું. (૨) ગમે તેમ થવું ચુલામાં પેસવું= રાંધવાનું કામ કરવું ચુલા અબોટ કરવાં =જમ્યા પછી ચુલો વગેરે સાફસુફ કરવું

**ચુવા,** પુ સુગંધી દ્રવ્યનો અર્ક.

**ચુવાચંદન,** ન. સુખડને પાણીમા ઘસીને બનાવેલું ઢીલું ચંદન

**ચુવો,** પુ. [ **સં. च्यु** ] છાપરામાથી પાણીનું ગળવું તે; પાણી ગળે એવું બાકોરું (૨) નાળિયેરની કાચલીનો ઓગાળ; લાકડું બળતાં તેમાંથી નીકળતી રસી. (૩) ચીકણા તેલી પ્રવાહીની નીચે ઠરેલો કચરો. (૪) ઉંદર. કહે૦ સો ચુવા મારી મીનીબાઈ પાટ બેઠાં=ઘણાં સારાં માઠાં કામ કર્યાં પછી પવિત્રાઈ બતાવવી તે.

**ચુસાવું,** ક્રિ. અ. ખેંચાવું; તણાવું. (૨) ઘટવું; ઓછું થવું. (૩) નિઃસત્ત્વ થઇ જવું; શોષાવું.

**ચુસ્ત,** વિ [ **फा** ]એકજ મતને

શ્રદ્ધાથી વળગી રહેલું; એકનિષ્ઠ; આગ્રહી

**ચુંક,** સ્ત્રી. પેટનો દુખાવો; પેટનું શૂળ, આંકડી; ચૂક. ક્રિ પ્ર. ચુક આવવી =આનાકાની કર્યા કરવી;અરુચિ બતાવવી ચુક મટાડવી=કારણ દૂર કરવું. (૨) નાની ખીલી. ક્રિ. પ્ર ચુક મારવી=સજ્જડ કરવું; વિઘ્ન નાખવું (૩) સ્ત્રીઓને નાકે પહેરવાનું એક ઘરેણું; જડ.

**ચુંખળું,** વિ જેની આંખો ઝીણી તેજથી અંજાઈ જતી હોય એવું; ચુંચળું.

**ચુંગલ,** સ્ત્રી. પંખીઓના પગનાં લાંબાં આગળાં તે; એ આગળાંની જે મજબુત પકડ તે; સકંજો; સાણસો. (૨) સંકડામણ. (૩) કબજો. ક્રિ. પ્ર ચુંગલમાં આવવું; કબજામાં આવવું.

**ચુંગા,** પુ પેચ.(૨) સંકડામણ; કબજો.

**ચુંગી,** સ્ત્રી ચલમ; નાની ચલમ.

**ચુંચળું,** વિ તેજથી મિચાઇ જતી હોય એવી આંખવાળું.

**ચુંચાં,** અ. ચું કે ચા એવો કંઈ પણ અવાજ. ક્રિ. પ્ર. ચુંચા કરવું=સામું થવું; આનાકાની કરવી

**ચુંચિયાં,** જુ ચુંચી.

**ચુંચી,** સ્ત્રી. [ सं. चुंचुक ] સ્તનની ડિંટડી. (૨) સ્તન.

**ચુંચું,** અ. એવો અવાજ.

**ચુંટ,** સ્ત્રી. ચુંટવાની ઈચ્છા થાય એવું જે તે; ખણજ; ચેળ; ચુંટી ખણાતી હોય એવી ચામડી ઉપર જે અસર થાય તે.

**ચુંટણી,** સ્ત્રી. ચુંટવાની ક્રિયા; ઘણાઓમાંથી અમુકને પસંદ કરવાની રીત; પસંદગી.

**ચુંટલી,** સ્ત્રી. બે આગળી વચ્ચે ચામડી પકડીને જોરથી આમળવી તે; ચુંટી.

**ચુંટલો,** પુ. મોટી ચુંટી.

**ચુંટવું,** ક્રિ સ બે આંગળીનાં ટેરવાથી પકડીને કોઈ ચીજને છુટી પાડવી તે; તોડવું; ચુંટવું; વીણવું. (૨) પસંદ કરવું. (૩) સમારવું; સુધારવું. ક્રિ. પ્ર. ચુંટી ખાવું=કરડવું; ડંખવું.

**ચુંટી,** સ્ત્રી આગળી ને અંગુઠાના નખથી ચામડીને પકડી જોરથી આમળવી તે; ચીમટી. ક્રિ. પ્ર કુખમાં ચુંટી દેવી= છાની રીતે શિક્ષા કરવી.

**ચુંથ,** સ્ત્રી. ચુંથાવું હોય એમ થવું તે.

**ચુંથવું,** ક્રિ. સ. ચુંથેચુંથા થઈ જાય એમ કરવું; ચોળવું; વલોવવું. (૨) જુદું જુદું કરી નાખવું; છણવું; ચર્ચવું.

**ચુંથાચુંથ,** સ્ત્રી. ચુંથચુથ કરવુ તે. (૨) ચર્ચા; વગોણું.

**ચુંથાડો,** જુ. ચુથારો.

**ચુંથાણ,** ન. ચુથવું તે.

**ચુંથારો,** પુ. ચુથવું તે; ચુંથાચુથ. (૨) હાથ પગમાં ગોટલા ચડવા ને ઉતરી જવા તે. (૩) ગોટાળો. (૪) પંચાતી; વલોપાત; ગભરાટ.

**ચુંથાવું,** ક્રિ. અ. છિન્નભિન્ન થઈ જવું; ફિંદાવું; ગાભે ગાભા નીકળી જવા; બગડવું. (૨) ચોળાવું. (૩) પેટમાં દુ:ખવું; ઉછાળા આવવા. (૪) માંસની પીંડીઓમાં ગોટલા ચડવા. (૫) ચર્ચાવું.

**ચુંથીનાખવું,** ક્રિ. સ. બગાડી નાખવું. (૨) વલોવી નાખવું.

**ચુંથો,** પુ. ફાટેલો અને નિરુપયોગી લુગડાનો કકડો; ગાભો; ચિંથરૂં.

**ચુંદડી,** સ્ત્રી. છોકરીઓને પહેરવાનું રેશમ કે સુતરનું ભાત પાડેલું કપડુ; ઘાટડી; ઘરચોળુ; પટોળુ. (૨) ટપકા ટપકાવાળી જે ભાત તે જાપાની ચુંદડી=જાપાની ઝીણા પોતની રેશમી મજલીન (૩) રૂમાલ જેવડો ચુંદડીની ભાતનો રેશમનો કકડો તે. ક્રિ. પ્ર. ચુદડી પાડવી=ઝીણા ઝીણા ટપકાં પડે એમ કરવું ચુંદડીગરા =બાંધણી બાંધવાનો ધંધો કરનાર.

**ચુંધળુ,** વિ. ઝીણી આંખવાળુ.

**ચુંધી,** સ્ત્રી. ખણખોદ

**ચુંબક,** વિ. [સં.] ચુંબન કરનાર. (૨) સ્નેહથી પોતાની તરફ ખેચનારઃ–લોહચુંબક=લોઢાને ખેચનાર. (૩) પુ. ચકમક; અયસ્કાંત (૪) કંજુસ, કૃપણ. (ચુંબક બે જાતનું છે એક પ્રાકૃતિક અને બીજું કૃત્રિમ તીખા લોઢાને વધારે સખત બનાવવાથી તેના છેડાઓમાં ચુંબક ગુણ આવે છે.)

**ચુંબન,** ન. [સં.] સ્નેહના ઉપળકાથી બે હોઠવતે ચૂસવું તે; ચુમી; બચી.

**ચુંબિત,** વિ [સં.] સ્પર્શ કરવું; ચુંબેલું; અડકેલુ

**ચુંવાળ,** પુ. અમદાવાદ પાટણ અને કડી વચ્ચેનાં ચુંમાળીશ ગામનો જથ્થો તે. (બહુચરાજી ચુંવાળમાં આવેલા છે માટે ચુંવાળના ચોકવાળી કહેવાય છે)

**ચુંવાળાં,** ન બેતાંળાં; આધેડ ઉમ્મર થતાં ચારેક વર્ષ માટે આંખે જે ઝાંખપ આવે છે તે.

**ચુંવાળી,** વિ ચાળીશ ને ચાર; ૪૪

**ચુંવાળીશ,** વિ ચાળીશ ને ચાર; ૪૪

**ચુંવાળુ,** વિ જેમાં ચુંવાળીશ શેર હોય એવો મણ (તોલ).

**ચુંવાળો,** પુ મોટો અને જાડો કામળો

**ચૂઈ,** સ્ત્રી માછલાની શ્વાસ લેવાની ઇંદ્રિય.; ફુસ્સો. (૨) કેટલાક પંખીની ચાંચ નીચે જે લાલ ચામડી લટકતી હોય છે તે.

**ચૂક,** સ્ત્રી ખામી; ગફલત, ભૂલ, (૨) વાંક, અપરાધ (૩) તફાવત, કસુર (૪) વિસ્મરણ

**ચૂકણ,** પુ દરજી, સઈ, મેરાઈ.

**ચૂકર,** પુ. હલકામાં હલકો, ચાકરનો પણ ચાકર તે કહે૦ ચાકરનો ચૂકર અને તેને ઘેર પેજખાના

**ચૂકવવું,** ક્રિ સ ભુલવવું. (૨) લેણ દેણ પતાવી દેવું. (૩) ઉડાવવું. (૪) નિકાલ આણવો

**ચૂકવું,** ક્રિ. અ. [સં. च्यु. दे. चुक्कई] ગફલત થવી; ભૂલવુ, રહીજવું; પડવું. (૨) નિકાલ થવો. (૩) આઘું પાછુ થવું. (૪) ધંધામાં કસર કરવી. (૫) તક ખોવી. (૭) ખસીજવું. કહે૦ અણી ચૂક્યો સો વરસ જીવે=અમુક વખત જતો રહ્યો તો પછી ભય ન આવે.

**ચૂગડી,** સ્ત્રી ચપટી. (૨) છવીંટિયાં.

**ચૂગડો,** પુ. ઝવેરીની મોતીની પોટલી.

**ચૂગણી,** સ્ત્રી પંખીને ખાવાનો દાણો, ચણ

**ચૂગલ,** સ્ત્રી. ચાડી; નિંદા [ ચૂગલ-ખોર=નિંદા કરનાર.

**ચૂગલી,** ચૂગલ, ચાડી [ ચણવું.

**ચૂગવું,** ક્રિ સ ચાંચ મારીને ખાવું;

**ચૂટકી,** સ્ત્રી ચપકી; ટીચકારી. (૨) ચપટીમાં રહે એટલું જે તે; ચપટી.

**ચૂટકો,** પુ. [હિં.] થોડામાં ઘણો મર્મ સમાયો હોય એવું વચન; ચાબખો. (૨) છાંટો; રસના ચટકા. (૩) લહેજો. થોડો વખત.

**ચૂડ,** સ્ત્રી સોના રૂપાનો જે ચુડો વિધવાઓ પહેરે છે તે (૨) છોકરીને હાથે પહેરવાનું મોતીનું આમળિયું (૩) આંટી મારીને વળગી રહેવું તે

**ચૂડગર,** જુ ચુડગર

**ચૂડલો,** જુ ચુડો.

**ચૂડા,** સ્ત્રી [ સં. ] ચોટલી (૨) શિરોભાગ; શિખર; મસ્તક

**ચૂડાકર્મ,** ન [સં] સોળ સસ્કાર-માંનો એક સંસ્કાર તે; નાના બાળકના વાળ લેવરાવવાની જે ક્રિયા તે.

**ચૂડાકરણ,** ન [સં] સોળ સંસ્કા-રોમાંનો બાળકના વાળ લેવરાવવાનો એક સંસ્કાર.

**ચૂડામણિ,** પુ. [સં] મુગટનો મણિ તે. (૨) સર્વોત્તમ વ્યક્તિ. ( ૩ ) સ્ત્રીઓની વેણીનું એક ઘરેણુ.

**ચૂણવું,** ક્રિ. સ કરચલી પાડવી. (૨) વીણવું [ ગુહ્યેન્દ્રિય; યોનિ.

**ચૂત,** પુ [સં] આંબો. (૨) સ્ત્રીની

**ચૂતિય,** વિ ચાટિયું; માલ વગરનું. (૨) મૂર્ખ.

**ચૂનચુની,** જુ. ચુનચુની

**ચૂનવું,** જુ. ચૂણવું; ચુંટવુ.

**ચૂપ,** વિ. [ फा. चस्पीदन ] કોઈ કંઈ ન બોલવુ હોય એવું; શાંત. (૨) અ. છાનું રહે એમ ક્રિ પ્ર ચૂપ કરી દેવું=બોલવુ બંધ પાડવું

**ચૂપકી,** સ્ત્રી. કંઈજ અવાજ કાઢવો નહિ એવી જે હાલત તે.

**ચૂપકીદી,** સ્ત્રી ચૂપકી

**ચૂપચાપ,** અ છાનામાના· કંઈજ અવાજ ન કાઢતાં

**ચૂપવું,** ક્રિ. અ. ખોસવું; ઘાલવું.

**ચૂમવું,** ક્રિ સ. બોકી લેવી; ચુંબન કરવુ. (૨) વગર બોલે સહી રહેવું

**ચૂરમું,** ન. ઘઉંના ભાખરા કે તળેલાં મૂઠિયાં ખાંડીને બનાવેલો લાડુ.

**ચૂરણ,** ન. [ सं. चूर्ण ] કોઈ પણ ચીજનો ભુકો; લોટ; આટો.

**ચૂરવું,** ક્રિ સ. ભુકો કરવો.

**ચૂર્ણ,** ન [સં.] ખાંડીને ખૂબ બારીક બનાવેલી વસ્તુ; ભુકો; લોટ. ક્રિ. પ્ર. ચૂર્ણ કરવું=ભાગી તોડીને નષ્ટ કરવું ( ૨ ) કળી ચુનો.

**ચૂર્ણિકા,** સ્ત્રી. [ સં. ] કવિતાનો અર્થ ગદ્યમાં બતાવ્યો હોય તે: સંક્ષેપ;

સહેલી ભાષામા સમજાતી રૂપે લખાયેલું ગદ્ય. (૨) રજ; ભુકો.

**ચૂલ,** સ્ત્રી. મોટો ચુલો; અગ્નિ સળગાવવા સારૂ ખોદેલો ખાડો.

**ચૂલડી,** સ્ત્રી. નાનો ચુલો.

**ચૂલિકા,** સ્ત્રી. [સં] યુદ્ધ ને મૃત્યુ વગેરે બનાવો રંગભૂમિ ઉપર નહિ દેખાડતાં નેપથ્યમાંથી તેનું સૂચન કરવું તે.

**ચૂલિયું,** ન. શાક સમારવાનો સૂડો. (૨) વિ. ચૂલા જેવું.

**ચૂવું,** ક્રિ અ. છાપરામાંથી પાણી ટપકવુ; ગળવું (૨) ઝરપવુ; નીતરવું.

**ચૂસણિયું,** ન. બાળકને ચૂસવા આપવાનું રમકડું; ધાવણી

**ચૂસવું,** ક્રિ. સ. [सं. चूषण] કોઈપણ વસ્તુનો રસ મોં વડે ખેંચી લેવો તે; ચગળવું (૨) ધાવવું. (૨) સાર સત્ત્વ ખેચી લેવું. ક્રિ. પ્ર. ચૂસીને ખોખું કરવું=નિઃસત્ત્વ બનાવવું લોહી ચૂસવું=વારંવાર પજવવું. [ચીઠી; હુંડી.

**ચેક,** પુ. [अं.] નાણાં લેવાની

**ચેટક,** પુ. [સં.] દાસ; સેવક.

**ચેટક,** ન. ભૂત. (૨) મંત્રાદિકથી વશ થઈ જવું તે (૨) કાળજી; ચાનક. ક્રિ. પ્ર. ચેટક લાગવું=ઘેલું લાગવું.

**ચેટકી,** પુ જાદુગર; તાંત્રિક.

**ચેટી,** સ્ત્રી. [સં.] ચાકરડી. ચેટિકા=અંતઃપુરની ચાકરડી.

**ચેડાં,** ન. ગાંડાં; કાલાં (૨) અડપલા. (૩) છિદ્ર; દોષ. ક્રિ. પ્ર. ચેડાં કાઢવાં=છિદ્ર કાઢવાં.

**ચેણ,** સ્ત્રી. છછુંદરી.

**ચેત,** સ્ત્રી. [सं. चेतम्] ચિત્ત; મન (૨) ચેતના; સંજ્ઞા. (૩) હોશ. (૪) સ્મરણ; શુદ્ધિ.

**ચેતન,** ન. [ सं ] જીવનશક્તિ; હયાતી; પ્રાણ, સમજશક્તિ, જેને જ્ઞાન; અસ્તિત્વ વગેરે હોય તે. (૨) તેજી; શુદ્ધિ; હોશિઆરી ક્રિ. પ્ર. ચેતન આવવું=જીવ આવવો. (૩) ચૈતન્ય; ઓજ (૪) વિ૦ ચેતનાવાળું; જીવતું [ચૈતન્ય.

**ચેતનતા,** સ્ત્રી. [सं.] સજ્ઞાનતા;

**ચેતના,** સ્ત્રી. ચેતનપણું; પ્રાણ. (૨) શુદ્ધિ; સમજણ; સ્મૃતિ. (૩) અક્કલ.

**ચેતરડ,** વિ. દાધારીગું; ઢંગ વગરનું; ઘેલું.

**ચેતવણી,** સ્ત્રી ઇશારો; ખબર (૨) ઉશ્કેરણી. (૩) તાકીદ. ક્રિ પ્ર ચેતવણી આપવી=આગળથી ખબર કરવી

**ચેતવવું,** ક્રિ. સ. ચેતે તેમ કરવું. સળગાવવું (૨) આગળથી ખબર આપવી; સૂચવવું. (૩) ઉશ્કેરવું

**ચેતવું,** ક્રિ. અ. [सं. चित्] જાણી જવું; પામી જવું. (૨) હોશિઆરીમાં રહેવું; જાગ્રત રહેવું; સાવધાન રહેવું (૩) સળગવું; લાગવું.

**ચેતા,** પુ ચિત્તને ખાતરી થઈ જવી તે; ચેતવણી; સૂચના; ખબર. ક્રિ. પ્ર. ચેતા પહોચવા=મનને લાગી આવવું.

**ચેતાવવું,** (ચેતવવું), ક્રિ. સ. ખબર કરવી; સાવધાન રહેવાનું જણાવવું. (૨) તાકીદ આપવી. (૩) સળગાવવું.

**ચેતીજવું**, સમજી જવું; બળી જવું.

**ચેદિ**, પુ. [સં.] હિંદુસ્તાનના એક પ્રાચીન મુલકનું નામ; બુંદેલખંડ ને ચદેરી આગળનો દેશ.

**ચેન**, ન શારીરિક કે માનસિક ઉપાધિ ન હોય એવી મનની હાલત; આરામ. કરાર. (૨) સુખ; ગમ્મત; ખુશાલી. (૩) સહેલ; મોજ. (૪) લક્ષણ, ચિહ્ન. ક્રિ. પ્ર. ચેન પડવું=ગમવું.

**ચેનકાં**, ન ચાળા, બહાના (૨) ચિહ્ન.

**ચેનબાજી**, સ્ત્રી. ગમ્મત કરતા રહેવું તે; મોજમઝા; રંગરાગ; લહેર.

**ચેનલ**, સ્ત્રી. [ अं. ] દરિયાનો સાકડો કાટો. ખાડી.

**ચેના**, પુ અભિલાષ, લાલસા, સ્પૃહા

**ચેપ**, પુ પ્રાણીઓના શરીરમાંથી ને વનસ્પતિમાથી નીકળતો રસ (૨) સંગદોષ, સ્પર્શની અસર (૩) પીડા; હરકત. (૪) ખરાબ છંદ ક્રિ પ્ર ચેપ લાગવે =સોબતની અસર થવી. (૨) રોગ ચટવો ચેપ કાઢવો=હરકત દૂર કરવી ચેપ લેવો=સંપૂર્ણ ખીલેલા દરદની રસી બીજાને મૂકવા સારૂ લેવી.

**ચેપવું**, ક્રિ. સ. દાબવું; નીચોવવું (૨) ખોસવું; રોપવું.

**ચેપી**, વિ ચેપ લાગવાથી થડે એવું. (૨) ચીકણું; ચોટે એવું. (૩) કંજુસ.

**ચેપુ**, વિ. કંજુસ; કૃપણ.

**ચેર**, ન. લાકડાં. (૨) (अं.)ખુરશી. ચેરમેન=સભાપતિ; મંડળનો અધિષ્ઠાતા.

**ચેરવું**, ક્રિ૦ સ૦ છેકી નાખવું; રદ કરવું; ભુંસવું. (૨) ચુંથી ન ખવું; છેકવું; ચર્ચવું.

**ચેરાગ**, સ્ત્રી. [ फा. ] બત્તી: દીવો; જ્યોત

**ચેરીમેરી**, સ્ત્રી કામ કર્યા બદલ ખુશીથી જે કંઈક આપવું તે; લાંચ.

**ચેરૂ**, સ્ત્રી. ક્ષત્રિયોને મળતી હિંદમાંની એક પ્રજા.

**ચેરો**, પુ [फा.] ગળા ઉપરનો માથાનો આગલો ભાગ; મોનો ઘાટ; સિકલ. ક્રિ પ્ર ચેરો ઉતારવો=મોં લેવાઇ જવું ચેરો કાઢવો=કપાળ ઉપરના વાળ ઠીક કરી હજામત કરવી. [(૨) દાસી.

**ચેલકી**, સ્ત્રી પહોચેલી નાની છોકરી.

**ચેલકો**, પુ. નાનો છોકરો (૨) દાસ; રાખનો છોકરો, ચેલો

**ચેલિયું**, ન. તાજવાનું પલ્લું; કળીઉં.

**ચેલી**, સ્ત્રી. શિષ્યા; ઉપદેશ લેનારી; સાધ્વુડી.

**ચેલો**, પુ. [ सं. चेल ] શિષ્ય; સાગિર્દ. ક્રિ પ્ર ચેલો મુંડવો=પોતાનો બનાવવો.

**ચેવલી**, વિ. સોપારી અને પાનની એક જાત. (કોકણમાં ચેવલી ગામ છે ત્યાંનું.)

**ચેવવું**, ક્રિ. સ. ઉના બળબળતા રૂએ શેકવું. (૨) ધીરે ધીરે ચાંપવું. (૩) ભંભેરવું. [ મશ્કરી.

**ચેષ્ટક**, વિ. [सं.] ચેષ્ટા કરનાર;

**ચેષ્ટા**, સ્ત્રી. [सं.] શરીરનો મરોડ;

ઠઠ્ઠા; મશ્કરી. (૨) નિંદા; સતાવણી. (૩) હસવું; ઉપહાસ્ય. [ મશ્કરો

**ચેષ્ટાખોર,** વિ. ચેષ્ટા કરનાર;

**ચેષ્ટાવાળી,**સ્ત્રી.ઠેકડી;મજાક;મશ્કરી

**ચેસ,** પુ. [ **અં.** ] છાપવાનાં બીબાંને સજ્જડ રાખનારૂં લોઢાનું ચોકઠું. (૨) શેતરંજ.

**ચેહ,** સ્ત્રી. [**સં. चिता**] મડદું બાળવા માટે ગોઠવેલા લાકડાં છાણાં વગેરેનો ઢગલો તે; ચિતા. (૨) ( **फा. चाह** ) ખાડો; ગર્ત.

**ચેળ,** સ્ત્રી ખંજવાળ; વલુર; ખણુજ. (૨) ઉત્કંઠા; હોંશ (૩) અજંપો. ક્રિ પ્ર ચેળ આવવી=મનમાં સળવળાટ થવો. ચેળ કાઢવી=દાઝ કાઢવી ચેળ થવી=મન થવું. ચેળ ભાગવી=મન તૃપ્ત કરવુ (૨) દાઝ કાઢવી. [ બતાવે છે જુ ચેચે

**ચેં,** અ. ચકલી વગેરેનો અવાજ,

**ચેંગટ,** વિ. ધીમું; ઢીલું; મઠ્ઠું. (૨) ચીકણું. [ આનાકાની.

**ચેંચિ,** સ્ત્રી ચેંચુ કરવું તે;

**ચેંચું,** અ. એવો અવાજ; સામુ બોલવું તે.

**ચેંચે,** ન. પંખીનાં બચ્ચાંનું બોલવું તે; બકબક. (૨) પતરાજી.

**ચેંદુ,** પુ. દડો. (૨) હાથીદાંતનો પંજો.

**ચેંણ,** સ્ત્રી. છછુંદર. (૨) ઘેરની કરચલી.

**ચેંપે,** સ્ત્રી. ચિં–ચે જેવો અવાજ; હિલચાલ; ચેંચે; બકબક; ગણગણાટ. (૨) સામે થવાની કંઇપણ હિલચાલ.

**ચૈડકો,** પુ કામની તીવ્ર લાગણી; ફિકર; કાળજી. (૨) ચીરો;કકડો (૩)ફાટ.

**ચૈડવો,** પુ માટીનો લોટો; ચરડવો.

**ચૈતન્ય,** ન [**સં**] જે વડે જ્ઞાન થાય છે અને કામ કરાય છે તે શક્તિ; પ્રાણ (૨) જ્ઞાન (૩) બ્રહ્મ. ચૈતન્યઘન=અપૂર્વ શક્તિનો સમુદાય તે,બ્રહ્મ (૪)શક્તિ,પ્રતાપ

**ચૈતર,** જુ. ચૈત્ર [ પાંચમો મહિનો તે

**ચૈત્ર,** પુ. [ **સં.** ] કાર્તિકી સાલનો

**ચૈત્રરથ,** પુ. કુબેરનો બાગ.

**ચૈત્રી,** વિ ચૈત્રનું, ચૈત્રથી શરૂ થતું.

**ચૈત્ય,** પુ. બુદ્ધ દેવનાં અવશેષ ઉપર બાંધેલો મિનારો; મઠ; વિહાર ચૈત્યવંદન=ચૈત્યને નમન કરવું તે. (જૈન)

**ચૈયં,** ન ખાટલાનું વાણ.

**ચૈલ,** ન. [સં] વસ્ત્ર; કપડું.

**ચો,** પુ. [ **प्रा. चोज**=કૌતુક ] શોખ; અભખરો; ટેવ; ઉમળકો. (૨) ચવ.

**ચોક,** પુ. [ **स. चतुष्क. प्रा. चउक्क** ] વસ્તી વચ્ચેની ખુલ્લી જગા–મેદાન. (૨) ખુલ્લા મેદાનમાં ભરાતું બજાર; ગુજરી (૩) થોડાંક ઘરોની આગળનું ચોગાન; ચોકઠું (૪) ઘરમાંની ખુલ્લી જગા; ટાંકા કે કુવા આગળની સારી જગા. (૫) લીપીને, રંગ પુરીને કે બીજી રીતે બનાવેલી ચોરસ આકૃતિ; વેદિ. (૬) ચારની સંખ્યા તે; ચોકો. (૭) ચાર ચાર ટુકડાનો સમવાય તે. (૮) ચાચર; ગભાણુ. (૯) ચાર ગણાય એટલો વખત; પળ; ક્ષણ. (૧૦) સ્થિર; દૃઢ; વશ. ક્રિ.

મ મોતીએ ચોક પુરવા=હવાઇ કિલ્લા બાંધવા, મોટી મોટી વાતો કરવી. (૨) આવકાર દેવાની મોટી ધામધુમ કરવી.

**ચોકડું**, ન. [ **सं. चतुष्क** ] ચાર લાકડાનો કાટખુણુ લંબચોરસ આકાર; બારસાખ (૨) ચોરસ કે લબચોરસ તખતી જેમાં બેસાડવામાં આવે છે તે (૩) માચી, ઘોડી (૪) ચારે બાજુ રસ્તા હોય એવી મોટી ખુલ્લી જગા, ચોગાન (૫) મોટું આંગણું; ઘર વચ્ચેનો ખુલ્લો ચોક. (૬) કવિતાની ચાર લીટીઓનો સમુદાય (૭) દેખાવ ક્રિ પ્ર. ચોકડું બેસારવું=બંધ બેસતુ કરવુ (૨) વિવાહ ગોઠવવો ચોકડે ચડવુ=સબંધ બાંધવો.

**ચોકડાં**, ન. (ચોકડું, તેનું બ. વ) કાને પહેરવાના બે મોતી પરોવેલા સોનાના વેઢલા (૨)ચાર ચારનો સમુદાયતે

**ચોકડિયુ**, ન ચોકડી ભાતનું સ્ત્રીઓને પહેરવાનુ વસ્ત્ર. (૨) વિ. ચોકડી ચોકડીવાળું

**ચોકડી**, સ્ત્રી. એક લીટી ઉપર બીજી લીટી ખેંચવાથી થતી જે આકૃતિ તે; સ્વસ્તિક; ફુદડી+× ક્રિ. પ્ર. ચોકડી મૂકવી=ભૂલ કાઢવી; રદ કરવું (૨) ચાર ખુણા પાડેલા હોય એવી આકૃતિ; ચોકડું. (૩) ચારનો સમુદાય. (૪) ચાર યુગનો સમય. (૫) નિશાન; આંકો. (૬) ભાત; સળ. (૭) ખાળવાળી છોબંધ ચારખુણિયા જગા. રૂ. પ્ર. ચંડાળ ચોકડી=લુચ્ચા લોકોની ટોળી.

**ચોકડું**, ન. લગામ; અંકુશ; દાબ; દાતબંધ. (૨) સોનાની બસરી સેરના બે કાને ઘાલવાના વાળા. (૩) ચારનો સમુદાય (૪) ગાડીમાં માલ ભરવા માટે પાટિયાંથી બનાવેલું ચોકઠું. (૫) રેશમના ભરતની એક તરેહ (૬) વિ૦ ચાર વિભાગોવાળું.

**ચોકવટી**, સ્ત્રી. જ્યાં ચાર વાટો મળતી હોય તે જગા; ચકલું.

**ચોકાવું**, ક્રિ૦ સ૦ માપવું; ભરવું. (૨) રોપવું, ઊભુ કરવું. (૩) ચોંકવું; ચમકવું; ભડકવુ

**ચોકસ**, વિ૦ [ **सं. चोक्ष** ] અમુક; ફલાણુ (૨) સાવધાન; હોશિઆરીથી વર્તનાર. (૩) ખાતરીનુ; નક્કી. (૪) બરાબર; નિશ્ચયાત્મક.

**ચોકસાઇ**, સ્ત્રી૦ તપાસ; તજવીજ; ખાતરી (૨) ખબરદારી; સંભાળ

**ચોકસી**, સ્ત્રી. ચોકસાઈ; ખાતરી. (૨) સાવધાની; હોશિઆરી. (૩) પુ૦ સોના રૂપાનો કસ કાઢી કિમ્મત કરનાર -આંકનાર; સોના રૂપાના દાગીના વેચનાર તથા લેનાર.

**ચોકિયાત**, પુ. ચોકી કરનારો; રખેવાળ; ચોકિયાતી દાણ વગેરે

**ચોકિયું**, વિ. બે જોડવાળું. ચાર બળદ જોડેલું ગાડું.

**ચોકી**, સ્ત્રી. ચારે તરફ ચોકસી રાખી શકાય એવું ઠેકાણું; ચાવડી; દેવડી; ચબુતરો. (૨) રખેવાળોને રહેવાનું સ્થાન; થાણું. (૩) રખેવાળી; સંભાળ. (૪) જકાત વગેરે લેનારાઓનું સ્થાય.

(૫) ચોરસ તખતી. (૬) નાની ચાર પાયાની બેસણી; બાજઠ. ક્રિ૦ પ્ર૦ ચોકી ભરવી=આમ તેમ ટેલ્યા કરવું. (૨) હાજરી માંડવી [ રખેવાળ

**ચોકીદાર,** પુ ચોકી કરનારો;

**ચોકીદારી,** સ્ત્રી. ચોકીદારપણું. (૨) ચોકીદારને મળતું લવાજમ તે.

**ચોકીપહેરો,** પુ. ચોકી અને પહેરો તે; વારા ફરતી આમ તેમ ટેલતા રહી ચોકી કરવી તે; જાપતો; સખત તપાસ ક્રિ૦ પ્ર૦ ચોકી પહેરામા મૂકવુ=જ્યાંથી કશું આઘું પાછું થાય નહિ એવી સભાળમાં મૂકવુ. [ વાળ; પટ્ટાવાળો

**ચોકીવાળો,** પુ. ચોકીદાર; રખે-

**ચોકો,** પુ સાફ કરેલી ચોરસ જગા; રસોઈનું સ્થળ (૨) મરતા માણસને સુવાડવાને તૈયાર કરેલી જમીન તે; મરણપથારી ક્રિ૦ પ્ર૦ ચોકે નાખવું=મરણપથારીએ સુવાડવુ ચોકેથી ઉઠવું=કાળના મોંમાથી બચવુ. ચોકો વાળવો=ગોટાળો વાળવો. ચોકા પાટલા કરવા=જયા રસોઈ કરી ભોજન કર્યુ હોય તે જગા અને વાસણ વગેરે સાફ કરવા

**ચોકખાઈ,** સ્ત્રી ચોખવટ; સ્વચ્છતા (૨) સ્પષ્ટતા; પ્રમાણિકતા (૩) પવિત્રતા. (૪) નિખાલસપણું

**ચોક્ખું,** [ प्रा. चक्खुण्णं ] જેમાં મેલ, વગેરે ન હોય એવુ; સ્વચ્છ (૨) શુદ્ધ; પવિત્ર. (૩) ભેળવગરનું; અસલ. (૪) ખુલ્લું; સ્પષ્ટ. (૫) નિર્દોષ; પ્રમાણિક. (૬) સાવ; નરદમ. રૂ૦ પ્ર૦ ચોક્ખો હાથ=પવિત્રતા (૨) પ્રમાણિકતા. ચોકખો જેમાં ગોટાળો ન હોય એવો ચોકખુ કરવુ=ગોટાળો કાઢી નાખવો (૨) પાયમાલ કરવું ચોકખું કહેવું=ખરે-ખરૂ હોય તે કહેવુ ચોકખું રહેવું=પ્રમાણિક રહેવુ; પવિત્ર રહેવું. ચોકખુ ચણટ=કોરૂંધાકોર. [ સ્પષ્ટતા

**ચોખ,** સ્ત્રી ચોખવટ. સ્વચ્છતા;

**ચોખવટ,** સ્ત્રી. ખુલાસો, ચોકખુ કહી દેવુ તે, સ્પષ્ટતા (૨) સાચવટ. (૩) પવિત્રતા [ ડાનો સમુદાય તે

**ચોખળું,** ન. આસપાસના ગામ-

**ચોખંડ,** વિ. ચોરસ; જેના ચારે તરફના ભાગ સરખા હોય એવુ (૨) ચારે ખંડવાળુ.

**ચોખડું,** વિ ચાર સરખી બાજુ-ઓવાળુ, ચોરસ (૨) ચાર ખડવાળુ

**ચોખા,** પુ ( ચોકખું કરેલું તે ઉપરથી ) ડાંગરને ખાડીને તેમાથી કાઢેલા કણ તે; ભાત ક્રિ૦ પ્ર૦ ચોખા ચડાવવા=સેવા કરવી; ખુશામત કરવી. ચોખા ચોડવા=મગળ તિલક કરવુ. ચોખા નાખવા=ખોળો ભરવો. (૨) નાતરૂ કરવુ. રૂ૦ પ્ર૦ ચોખાપુર=એક ચોખાના વજન જેટલું ચોખાભાર=ચોખા જેટલું. (૨) લગારેક ચોખા બાફવા=બારમું કરવું. ચોખા ચવરાવવા=તાત્રિક કસોટીથી પરીક્ષા લેવી

**ચોખાની,** સ્ત્રી એક જાતનું કપડું.

**ચોખાળવું,** ક્રિ સ ચોકખું કરવુ; માંજવું. (૨) સ્પષ્ટ કરવું. (૩) મોં સાફ કરવુ.

**ચોખાની,** સ્ત્રી. એક જાતનું કપડું

**ચોખુણ,** વિ. ચાર ખુણાવાળું. (૨) તમામ; સર્વ. (૩)ચારે દિશાની વચ્ચે આવેલું.

**ચોખુંટ,** વિ. જેની ચારે દિશા ખુણા નક્કી કરેલી હોય એવુ; ચારે દિશાની મર્યાદામાં આવતુ; તમામ; સર્વ. (૨) ચાર બાજુ; ચાર ખુણા

**ચોગઠ,** સ્ત્રી ચાર ગાદેવાળું તે; ચોરીનું બંધારણ તે. (૨) ચારે છેડે ગંઠાવવુ તે; લગનની ગાંઠ.

**ચોગડો,** પુ. ચારનો આંકડો; ૪.

**ચોગણું,** વિ૦ [ सं. चतुर्गुण ] ચાર ગણું.

**ચોગમ,** અ. ચારે તરફ; ચારે બાજુએ.

**ચોગર્દમ,** અ૦ ચારે તરફ; ચારે બાજુએ ફેલાઇ ગયેલું હોય તેમ.

**ચોગાન,** ન૦ ખુલ્લી લાંબી પહોળી જગા; ચોક.

**ચોઘડિયું,** ન૦ ચાર ઘડી જેટલું કાળમાન; મુહૂર્ત (અમૃત, શુભ, લાભ, ચળ એ ચાર સારાં અને ઉદ્વેગ, રોગ અને કાળ એ ત્રણ નઠારાં મળીને સાત ચોઘડિયાં કહેવાય છે. (૨) ચાર ચાર ઘડીએ વગાડવામા આવતાં ચાર વાદિત્રનો સમૂહ તે; ટકોરખાનું. ( ચોઘડીયાં એમ બ૦ વ૦માં વપરાય છે. ) [ પટેલ.

**ચોગલો,** પુ૦ ગામડાનો અમલદાર;

**ચોચ,** પુ. [સં.] વલ્કલ; છાલ.

**ચોજાવો,** પુ. જાવેથી આવતો ગરમ મશાલો.

**ચોટ,** સ્ત્રી. આઘાત; પ્રહાર; ઝપટ; ઘા; જખમ (૨) પેચ; ફાંસો. (૩) એક જાતનું જાદુ. (૪) નિશાન (૫) સફાઈ. (૬) નુકસાન; મર્યાદા. (૭) લાગ; દાવ. (૮) મુક્કો; ઠોંસો. (૯) ચોટય=પેટમાં ચીકણા મળનું ભરાઈ રહેવુ તે. ચોટય રહેવી=અપચો થવો. ક્રિ૦ પ્ર૦ ચોટ મારવી=ઝપટ લગાવવી; ચોરવુ. ચોટ લાગવી=દાવ ફાવવો (૧૦) આક્રમણ; દુઃખ

**ચોટડું,** વિ. ચોંટી રહે એવું (૨) ન૦ ચોંટીને વળગી રહે એવું જે તે.

**ચોટણું,** વિ. ચોંટી જાય એવુ; ચીકણું. (૨) ન૦ ચીકણો ને લપસી પડાય એવો કાદવ. (૩) ચોટવાનું આસન.

**ચોટલી,** સ્ત્રી. [ सं. चूडा ] પુરુષને માથે લાંબા વાળનો જે ગુચ્છ રાખવામાં આવે છે તે (૨) કોઈ પણ વસ્તુની ઉપરનો તતુમય ગુચ્છ તે. (૩) શિખાત; જેને છોડાવી જવાય નહિ એવો અગત્યનો મુવાળાનો જત્થો. ક્રિ૦ પ્ર૦ ચોટલી મંતરવી=દાવ પેચમાં સામા કરતાં વધી જવુ ચોટલી લઈ લેવી=સામાવાળાને પાછો પાડવો ચોટલી પકડવી=કબજામાં લેવુ ચોટલી હાથ આવવી=સામાનો દાવ જાણી લેવો.

**ચોટલો,** પુ. સ્ત્રીને આખે માથે રાખેલા લાંબા વાળનો જત્થો તે; વેણી; કેશકલાપ. ક્રિ૦ પ્ર૦ ચોટલો વાળવો=તેલ નાખી હોળીને વાળ ગુંથવા અગર બાંધવા. ચોટલા ગુંથવા=વાતને ઉથલાવી ઉથલાવીને વધારવી. (૨) બે જણ વચ્ચે

સાચા જુઠાં કરી વેર કરાવવું. (૩) એક બીજાની સાથે જોડી દેવું (૪) વધારીને વાત કરવી. (૨) પુરુષની પહોળી લાંબી ચોટલી કહે૦ ચાર મળે ચોટલા તો ભાગે ઓટલા=સ્ત્રીઓ એકઠી થાય તો કોઈનું ઘર ભગાવે કે લડાઇ કરાવે રૂ૦ પ્ર૦ ચોટલો કપાય=ચોટલો મુંડાય=વિધવા થાય

**ચોટાવું**, ક્રિ૦ અ૦ નુકસાનમા આવી પડવું (૨) ઝડપમા આવવું

**ચોટી**, સ્ત્રી૦ નાની ચોટલી; શિખા (૨) ચોટ ન ચૂકે એવો માણસ

**ચોટ્ટાઇ**, સ્ત્રી૦ ચોરવાની ટેવ (૨) ખધાઈ, લુચ્ચાઈ [ લુચ્ચું, ખધું

**ચોટ્ટું**, વિ૦ ચોરવાની ટેવવાળું,

**ચોડ**, જુ૦ ચોડો.

**ચોડાવવું**, ક્રિ૦ સ૦ પકવવું; શેકવું

**ચોડવું**, જુ૦ ચોઢવું.

**ચોડાણ**, ન૦ ચોડાપણું, પહોળાપણું; પનો (૨) ચેલાણ

**ચોડું**, વિ૦ પહોળું; વિસ્તૃત. (૨) ચાર પડવાળું, ચેવડુ ચોડાઈ=પહોળાઈ

**ચોડો**, પુ૦ એક એકની ઉપર ચઢાવેલી વસ્તુઓનો જથ્થો; ખડકલો.

**ચોઢણું**, ન૦ ચોઢવાનું જે તે; ચાલ્લો; ટીલડી. (૨) ખાપ.

**ચોઢવું**, ક્રિ૦ સ૦ વળગી રહે તેમ કરવું; ચોંટાડવું; વળગાડવું (૨) મારવું. (૩) જડવું; બેસાડવું. (૪) છોડ રોપવો.

**ચોતરફ**, અ ચારે બાજુએ.

**ચોતરીશ**, વિ. ત્રિશ ને ચાર; ૩૪.

**ચોતરો**, પુ મોટો વિશાળ ઓટલો; વેદી (૨) ઝાડ અથવા થાભલાની આસપાસ કરેલી ઉચી બેસવા જેવી જગા (૩) રંગભૂમિ (૪) ચબુતરો

**ચોતારો**, વિ જેમા ચાર તાર હોય એવું. (૨) સ્ત્રી. એક જાતનું ચોકડીવાળા વણતરનું કપડું [ એવુ

**ચોતારું**, વિ જેમાં ચાર તાર હોય

**ચોતાલ**, વિ. ચાર તાલવાળું (ગાયન).

**ચોથ**, સ્ત્રી [ सं. चतुर्थी ] શુકલ અથવા વદ પક્ષનો ચોથો દિવસ; ચતુર્થી (૨) વદિ ચોથે કરવાનું એક વ્રત. (૩) ચોથો ભાગ તે; ચોથાઈ કિ પ્ર. ચોથ આપવી=ખટણી આપવી ચોથનો ચદ્ર=ભાદરવા શુદ ચોથનો ચંદ્ર જો કોઈ જુએ તો તેને માથે જુઠું કલક ચડે એમ કહેવાય છે. [ ચોથો ભાગ, ચતુર્થાંશ.

**ચોથાઈ**, સ્ત્રી ચોથ; ખટણી (૨)

**ચોથિયું**, ન નાના બાળકના મરણ પછી ચોથે દિવસે તેની જે ક્રિયા કરવામાં આવે છે તે. (૨) ચોથો ભાગ (૩) ચાર ચાર દિવસની વારીએ આવતો તાવ.

**ચોથું**, વિ. [ सं. चतुर्थ ] ક્રમમાં ચારના સ્થાન ઉપર હોય તે.

**ચોદિશ**, વિ. ચાર દિશાઓવાળું. (૨) અ ચારે તરફ.

**ચોધરી**, પુ. સીમના રક્ષણના બદલામાં પસાયતું ખાનાર. (૨) ગાડીવાનોમાંનો વડો.

**ચોધાર**, અ. ચારે બાજુએ ધારાઓ

ચાલી રહી હોય તેમ; પુષ્કળ; ખૂબ

**ચોધારું**, વિ. ચાર ધારોવાળું. ચોધારે રોવું=ચારે ખુણેથી આસુ પડે એમ ઘણું રોવું [ શોખ (૩) ઉત્સાહ

**ચોપ**, સ્ત્રી ચાપ; ઇચ્છા (૨)

**ચોપગુ**, વિ [**સં. चतुष्पाद** ] જેને ચાર પગ હોય એવુ. ન ચાર પગ-વાળુ જનાવર; ઢોર

**ચોપચીની**, સ્ત્રી એક જાતનીઔષધિ.

**ચોપટ**, પુ કપડાના ચાર કકડા ચોડીને બનાવેલી સોગઠા રમવાની બાજી ક્રિ. પ્ર ચોપટ ખેલવો=સોગટાબાજી રમવી (૨) ચાર બાજુએ પટ દોરેલા હોય એવી મર્દાનગીની રમત. (૩) વિ ચારગણુ.

**ચોપડ**, ન. ઘી, તેલ ઇત્યાદિ ચીકણા પદાર્થ (૨) ઘી લોપટ ચોપડ=લાગી રહે ને ચોપડાઈ જાય એવું જે તે, સ્નેહ (૩) વિ ચાર પડવાળું.

**ચોપડવું**, ક્રિ. સ. [**પ્રા. चोप्पई**] લગાડવું; ચોળવું; લીપવું (૨) છાટવું.

**ચોપડાં**, ન. જેને એકથી વધારે અથવા ચાર પડ હોય એવી રોટલી:(ચાર પડવાળું તે ચોપડું,) થેપલા.

**ચોપડી**, સ્ત્રી. ચાર અથવા વધારે પડ કે પાનાંવાળી વસ્તુ ( કાગળની ચોપડી ); વહી; પુસ્તક. (૨) ચાર પડ-વાળી રોટલી.

**ચોપડું**, વિ. ચાર પડવાળું; ચાર કે વધારે દળવાળું. (૨) ચીકણું; ચીકટું. (૩) ન. જેને ચાર પડ હોય એવી રોટલી.

**ચોપડો**, પુ. હિસાબ લખવાની લાબા પાનાની મોટી ચોપડી; નોધપોથી. (૨) કાળી ચીકણી માટીનો થર. ક્રિ. પ્ર ચોપડો રાખવો=વિગતવાર હિસાબ રાખવો.

**ચોપદાર**, પુ ચોબ ( રાજદંડ ) લઈ ચાલનારો; છડીદાર; મુખ્ય હજુરિયો.

**ચોપન**, વિ. પચાસ ને ચાર; ૫૪.

**ચોપવું**, ક્રિ સ દાબવુ; વાવવું; ખોસવુ (૨) ટીપવું

**ચોપાઈ**, સ્ત્રી. [**સં. चतुष्पदी** ] પંદર પંદર માત્રાનો એક રાગ (૨) ચાર પાયાનો નાનો ખાટલો.

**ચોપાટ**, પુ. જેને ચાર પાટ હોય તે; સોગટાં રમવાની બાજી, ચોપટ (૨) સરખી સુધારેલી અનાજ વાવવાની જમીન (૩) અ ચતાપાટ

**ચોપાનિયું**, ન. ચાર અથવા ચારથી વધારે પાનાનું સાહિત્યનું લખાણ; માસિક; સામાયિક પત્ર

**ચોપાયા**, પુ એક જાતનો માત્રા-મેળ છંદ; ચચ્ચાર પદના જોડકાવાળી પદ્યરચના. [ ચારે પાસ.

**ચોપાસ**, અ. [**સં. चतुःपार्श्व** ]

**ચોપાળી**, સ્ત્રી. નાળા અથવા આડામાંથી પાણી ઉલેચી ક્યારડામાં લેવાની એક કળા અને તેમાંની પરનાળ. (૨) નાની ઢીંકુડી. ક્રિ. પ્ર. ચોપાળી તાણવી=ઢીંકુડીની પરનાર નીચીઉંચી કરવી.

**ચોપાળો,** પુ. કઠેડાવાળો સુવા બેસવાનો હિંચકો; ઝુલો.

**ચોફાળ,** પુ. જેમાં ચાર પડ હોય એવી મોટી પિછોડી. ક્રિ. પ્ર. ચોફાળ ઓઢવો=પોક મૂકીને રોવું; પાયમાલ થઈ જવું; દેવાળું કાઢવું [બાજુએ

**ચોફેર,** અ. ચોતરફ; ફરતી ચારે

**ચોબ,** સ્ત્રી. [फा.] નાનો દંડુકો. (૨) તંબુનો વચલો વાંસ. (૩) સોના રૂપાએ મઢેલો દંડ; છડી. [ચાંપવું.

**ચોબવું,** ક્રિ સ ચોપવું; રોપવું. (૨)

**ચોબિયો,** પુ કસુંબીનો રંગ ગળતો સુંવાળો માવો

**ચોબો,** ન. [ सं. चतुर्वेद ] મથુરા તરફનો હુષ્ટપુષ્ટ બ્રાહ્મણ (૨) દંડુકો (૩) ટકાના આઘાતનો સળ (૪) ચપકો; ઉનો ઉનો ડામ (૫) ટોચાવાથી પડેલા ક્ષત

**ચોભીલું,** જુ છોભીલું.

**ચોમગ,** અ. ચારે તરફ, ચોગમ

**ચોમટિયું,** વિ. ચારે છેડે પહેરેલું.

**ચોમાસું,** ન. [सं. चातुर्मास ] વરસાદના ચાર મહિના; વરસાદના દહાડા. (અષાઢ, શ્રાવણ, ભાદ્રપદ અને આસો એ ચાર મહિના ચોમાસાના ગણાય છે.) કહે૦ ચોમાસાનો આંધળો લીલું દેખે=જેણે જેવું જોયું હોય તેવુંજ તેને યાદ આવે.

**ચોમુખું,** વિ. ચાર મોંવાળું; ચાર બારણાંવાળું. (૩) ચોખુણ.

**ચોમેર,** અ. ચારે તરફ; સઘળી બાજુએ.

**ચોયણો,** પુ. ચોરણો; લેંઘો.

**ચોર,** પુ. [ सं. चुर ] વગર હકકે બીજાની વસ્તુ છુપી રીતે લઈ લેનાર; તસ્કર. (૨) બીજાની વિદ્યા કળા વગેરે છુપી રીતે શીખી લે તે (૩) બીજાનું મન હરી લેનારો તે. (૪) વિ છાનું; છુપું; ગુપ્ત. કહે૦ ચોરનારની ચાર અને જોનારની બે=ચોર ગમે તેમ કરીને ઘાપ મારી જાય. ચોરની મા કોઠીમાં મોં ઘાલીને રૂએ=ચોરથી પોતાનું દુઃખ જાહેરમાં રડાય નહિ. ચોરની નજર બચકે તે લોટા લઇને સટકે=ચોર હોય તે લાગ જોતોજ રહેલો હોય. ઉલટો ચોર કોટવાળને દંડે=સામું ગળે પડવું. ચોર પેસવો=શરીરમાં મરણસૂચક વિકાર થવો; શ્વાસ થવો. (૨) મનમા ભય લાગવો.

**ચોરઆમલી,** સ્ત્રી. એક જાતનું ઝાડ.

**ચોરઆંક,** પુ કાપડ ઉપરનો છુપો આંક.

**ચોરખાનું,** ન. અજાણ્યાને ન જડે એવું છુપું ખાનું; ચોરખંડ

**ચોરખીલી,** સ્ત્રી બારણું દેવાની છુપી ખીલી.

**ચોરખીસું,** ન. ન જડે એવું છુપું ખીસુ

**ચોરગાંઠ,** સ્ત્રી. ન છૂટે અને ન સમજાય એવી ગાંઠ.

**ચોરટું,** વિ ચોરી કરવાની જેને ટેવ પડેલી હોય એવું.

**ચોરણી,** સ્ત્રી સુંથણી; લેંઘી.

**ચોરણો,** પુ. ઘુંટીથી ઢિંચણ લગી બેસતો ને ઉપરથી ખુલ્લો એવો લેંઘો; સુંથણો.

**ચોરદાનત,** સ્ત્રી. મૂળથીજ મનમાં કપટ હોય એવો સ્વભાવ તે.

**ચોરદૃષ્ટિ,** સ્ત્રી. વાંકી નજર.

**ચોરબારી,** સ્ત્રી છુપો રસ્તો.

**ચોરવિદ્યા,** સ્ત્રી ચોરી કરવાની કળા

**ચોરવું,** ક્રિ. સ. [ सं चुर् ] વગર હકે કોઇનું કંઈ છુપી રીતે લઈ લેવું. (૨) સામાને ખબર પડે નહિ તેમ છુપાવવું. (૩) આકર્ષવું; મોહિત કરવું

**ચોરસ,** પુ. ચાર સરખી બાજુઓ અને ચાર સરખા ખુણાવાળી આકૃતિ તે (૨) લંબાઇ પહોળાઇના ગુણાકારથી નીકળતું માપ

**ચોરસી,** સ્ત્રી ચોરસ આકારની તખતી. (૨)ગળામાં પહેરવાનું એક ઘરેણું. (૩) સુતારનું એક ઓજાર

**ચોરસું,** ન. ચાર સરખી બાજુઓવાળું ચોસલું; ચોખંડો કટકો; ચાકું. ચોરસાંની જમીન=ચોરસ ઇંટો જડીને બનાવેલી જમીન. [ કપડાનો કટકો.

**ચોરસો,** પુ. ચાર સરખી બાજુઓનો

**ચોરાઉ,** વિ ચોરાયેલું;ચોરાઇઆવેલું.

**ચોરાચોર,** સ્ત્રી. ઘણા જણે જુદી જુદી રીતે છાનુંમાનું વારંવાર ઉઠાવી જવું તે. ક્રિ. પ્ર. ચોરાચોર કરવી=જેમ ફાવે તેમ–ગમે તે વખતે થોડે થોડે ચોરવું.

**ચોરાચોરી,** સ્ત્રી. સામસામે અરસપરસ ચોરી થયા કરવી તે.

**ચોરાણું,** વિ. નેવું ને ચાર; ૯૪.

**ચોરાવું,** ક્રિ. અ. ચોરાઈ જવું. (૨) છેતરાવું; ભુલાવો ખાવો.

**ચોરાશી,** વિ. એંશી ને ચાર; ૮૪. (૨) સ્ત્રી.ગામના તમામ બ્રાહ્મણને ભોજન આપવું તે; બધી નાતોના બ્રાહ્મણોનું પંચ. (૩) અવતારોની ઘટમાળ (એમ કહેવાય છે કે ચોરાશી લાખ જન્મ પ્રાણી વગેરેના થાય છે. આ ઉપરથી એવા જન્મોની પરંપરા તે 'ચોરાશીનો ફેરો' કહેવાય છે) ચોરાશી બંદરનો વાવટો=વેપારનું બહુ મોટું મથક.

**ચોરિયા,** પુ. ગળાની બારી નજીકના માંસપીંડો. ક્રિ. પ્ર. ચોરિયા આવવા=માંસપીંડો ઉપર સોજો ચઢી આવવો.

**ચોરિયો,** પુ. દરિયામાં ચાલતાં વહાણો ઉપર દરોડો પાડનાર.

**ચોરી,** સ્ત્રી. [ सं. चौरी ] ચોરવાની ક્રિયા (૨)ચોરનો ધંધો.(૩)ચોરી=ચારે ખુણે ચાર બેડાં બંધાવી વચમાં વેદી કરી વરકન્યાને પરણવા બેસાડવામાં આવે છે તે જગા; લગ્નમંડપ. કહે૦ ચોરીમાંથી દાંત કરડવા=લગ્ન થતાવેંત વરવહુને અણબનાવ થવો. ચોરીમાથી રંડાપો=શરૂઆતથી બગડવું.

**ચોરો,** પુ. [ सं. चतुर ] છાપરાવાળો વિશાળ ઓટલો; ગ્રામ કચેરી; ચબુતરો; ગેટ; જાહેર અને સરકારી કામકાજ કરવાનું ગામડામાંનું એક ખુલ્લું જાહેર મકાન. (૨) સાધુ સંતોના મડદાને દાટેલી જગ્યા ઉપર ચણેલો ચોતરો.

**ચોલ,** પુ. [ सं. ] દકખણમાંના એક દેશનું નામ. (૨) મજીઠ (૩) કસુંબી ભભક. (૪) વલ્કલ.

**ચોલાઇ,** સ્ત્રી. ચોળાની ભાજી. (૨) લાલ મૂળિયાની ભાજી

**ચોવટ,** ન ચાર વાટવાળી જગા; ચોગાન. (૨) પંચાત.

**ચોવટિયો,** પુ. ચોરે બેસનારો; આગેવાન પુરુષ, લવાદી કરનાર

**ચોવડું,** વિ ચાર પડવાળું.

**ચોવાટ,** સ્ત્રી ચાર રસ્તા ઉપરની જગા ચોવાટે=બારે વાટે.

**ચોવાડ,** વિ. ચારે બાજુએ જેને વાડ કરેલી હોય એવું

**ચોવીઆર,** પુ. સૂર્ય આથમ્યા પછી સૂર્યોદય થતા સુધી અન્ન, પાણી, મુખવાસ કે સુખડી વગેરે કાંઇપણ ન ખાવાનું જૈનોનું વ્રત

**ચોવિશ,** વિ. [ सं. चतुर्विंशति ] વિશ ને ચાર: ૨૪.

**ચોવું,** ક્રિ સ કાદવમા ચોંટવું; શેપવું.

**ચોશવું,** ક્રિ અ શોષવું; ખેંચવું; ચૂસવું

**ચોશિયું,** ન. એક નાનું માપ

**ચોષ્ય,** વિ. [सं ] ચૂસવા લાયક.

**ચોસઠ,** વિ. સાઠ ને ચાર; ૬૪.

**ચોસર,** સ્ત્રી. ચાર સેરની ગુંથેલી દોરી (૨) ગળચવો ક્રિ. પ્ર. ચોસર ગુંથવી=જરાક હોય તેમાથી વણીને મોટું બનાવવું (૩)સોગઠાંરમવાનીબાજી;ચોપાટ.

**ચોસલું,** ન. જાડું ચકતુ (૨) મોટું, જાડ ને ભારે ગચિયું.

**ચોસેર,** વિ. ચાર સેરોવાળું. (૨) સ્ત્રી ચારસેરી ગુંથણી; ચાર સેરોનો હાર.

**ચોસેરૂં,** વિ. ચાર સેરોનું.

**ચોહ,** પુ ચાહ;ભાવ;અભિલાખ,કૂમળકો.

**ચોહાણ,** પુ જુ ચૌહાણ.

**ચોળ,** એક અતિશય લાલ રંગનો પદાર્થ; અળતો; સોનાગેરૂ

**ચોળંચોળા,** સ્ત્રી. એકની એક વાત વારવાર કાઢી તેની ચર્ચા કરવી તે

**ચોળવું,** ક્રિ સ પંજામા લઈને મસળવું; ચીકણું અને એકાકાર થાય તેમ કરવું (૨) એક બીજાની સાથે ઘસવું, રગડવુ (૩) દબાવવું; કચરવું (૪) ચોપડવું, લગાડવું. (૫) માલિસ કરવું (૬) લંબાવવું; ચર્ચા કર્યા કરવી (૮) બગાડવું ૨ પ્ર. પેટ ચોળવું=ખાલી સતાપ કરવો રાખ ચોળવી=ભિખારી થઈ જવું

**ચોળા,** પુ એક કઠોળ ( એની શિંગો લાંબી થાય છે તાજી લીલી શિગો શાક તરીકે ખવાય છે અને ચોળા આખા તથા દાળ કરીને વપરાય છે )

**ચોળાઈ,** જુ ચોળી

**ચોળાચોળ,** સ્ત્રી ઘટભાંગ, સંકલ્પ-વિકલ્પ, વારંવાર ચર્ચા કરવી તે. (૨) ધાંધલ; ગડબડ ક્રિ પ્ર. ચોળાચોળ કરવી. પિંજવું; ચુંથવું; ચર્ચાવવું; વારંવાર કોઈ વાત કાઢવી; અતિ પડપૂછ કરવી.

**ચોળાંચોળી,** સ્ત્રી. જુ. ચોળાચોળ.

**ચોળાફળી,** સ્ત્રી. ચોળાની શાક તરીકે વપરાતી શિંગો તે. [નાની શિંગો

**ચોળી,** સ્ત્રી. ચોળાફળી; મોટા ચો-

**ચોળી,** સ્ત્રી. [ सं. चौलिका ]

સ્ત્રીઓને છાતીએ પહેરવાનો ટુંકી બાંયનો કબજો, કંચુકી. ક્રિ પ્ર ચોળી પહેરવી=બાયલા બનવું. ચોળી ખંડ=એક ચોળી થઇ રહે એટલોજ કપડાનો કકડો તે. [ વામમાર્ગ

**ચોળીમાર્ગ,** પુ કાચળિયો પંથ,

**ચોળો,** પુ કોઇપણ ચીજને પ્રવાહીમા ઉકાળી બનાવેલું ઘાટું પેય; ક્વાથ (૨) કોટો ( અંગરખાનો ) (૩) મનમા વિચારોની જે વારંવાર ઘડભાંગ થવી તે; ગભરાટ; ચિંતા; વલોપાત (૪) દેહ; શરીર.

**ચોંક,** સ્ત્રી શરીરમા એકાએક કંપ થઈ આવવો તે; આચકો

**ચોંકવું,** ક્રિ. સ ચમક-ચમકવું, ભડકવું; ગભરાઈ ઉઠવું (૨) કંપવું; શરીરનું એકાએક મરડાવું. (૩) તાજુબ થવું, ધ્રાસકો પડવો ચોંકાવવું=બીવડાવવું, ચમકાવવું

**ચોંચલાં,** ન. નખરા; ચેડા

**ચોંચલું,** વિ ચુંધળું (૨) છીછરૂં

**ચોંટ,** સ્ત્રી. ચુંટી નાખવા જેવી શરીર ઉપર અસર થવી તે; ખણુજ. (૨) ચોંટય=ચીકણા પદાર્થનો અપચો.

**ચોંટવું,** ક્રિ. અ. સજ્જડ બેસવું (૨) ચિકાશને લીધે વળગી રહેવું. (૩) તાકીને નિશાન મારવું (૪) મન લાગવું.

**ચોંટિયાં,** ન. પોચા હાથે ચુંટીઓ લેવી તે.

**ચોંટી,** સ્ત્રી. ચુંટી.

**ચોંપ,** સ્ત્રી. ખંત; ચાનક. (૨) અ ઉતાવળ. (૩) ઠેસી; કળ; ચાંપ. (૪) ઢોલ વગાડવાની સળી. ક્રિ પ્ર. ચોંપ રાખવી=ખંત રાખવી ચોંપેથી ચાલવું=ઉતાવળે ચાલવું [ બજાર તે.

**ચૌટું,** ન બજાર; ચાર રસ્તા ઉપરનું

**ચૌદ,** વિ દસ ને ચાર; ૧૪. રૂ. પ્ર. ચૌદ ચોકડીનું રાજ્ય=ચાર યુગની એક ચોકડી એવી ચૌદ ચોકડી લગી ચાલે એવું રાજ્ય. કહે૦ ચૌદ જાણે તેને ચાર શું કહે ?=ચૌદ વિદ્યાનો જાણનાર જે પંડિત હોય તેને એકલા ચાર વેદ ભણેલો વેદિયો શી શિખામણ દઈ શકે ?

**ચૌદદાન,** ન. દાનના ચૌદ પ્રકાર છે તે.—અન્નદાન, ઉદકદાન, દીપદાન, તાંબુલદાન, ગૌદાન, કન્યાદાન, વિદ્યાદાન, પાત્રદાન, ચંદનદાન, પુષ્પદાન; વસ્ત્રદાન, શગડીદાન, લોહદાન ને તિલદાન

**ચૌદભુવન,** ન. [ **સં.** ] દેવ, માણસ, વગેરેને રહેવાના જે ચૌદ સ્થાન તે:-સત્યલોક, તપોલોક, જનલોક, સ્વલોક, ભુલોક, ભુર્લોક, એ સાત ઉંચે અને અતલ, વિતળ, સુતલ, તળાતળ, મહાતળ, રસાતળ અને પાતાળ, એ સાત નીચે મળીને ચૌદ ભુવન કહેવાય છે ચૌદ ભુવનનો નાથ=પરમેશ્વર.

**ચૌદમુંરતન,** ન. [ **સં.** ] અમૃત. (૨) માર; શિક્ષા. ( દેવ અને દાનવોએ મળીને સમુદ્ર વલોવ્યો હતો અને એ સમુદ્રમાંથી તેમને ચૌદ રત્ન પ્રાપ્ત થયાં હતાં, તે આ પ્રમાણેઃ-લક્ષ્મી, કૌસ્તુભ, પારિજાતક, સુરા, ધન્વન્તરી, ચંદ્રમા,

કામદુધા, ઐરાવત હાથી, રંભા, સાત-મુખનો ઘોડો, ઝેર, વિષ્ણુનું ધનુષ્ય, શંખ અને અમૃત.

**ચૌદવિદ્યા**, સ્ત્રી. [ **सं.** ] પ્રાચીન સંસ્કૃત સાહિત્યમા ચૌદ વિદ્યાઓ ગણેલી છે તેઃ–ચારવેદ, છ વેદાગ ( શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદ અને જ્યોતિષ ) ધર્મશાસ્ત્ર, પુરાણો, ન્યાય અને મીમાંસા

**ચૌદશ**, સ્ત્રી. [ **सं. चतुर्दशी** ] પખવાડિયાની ચૌદમી તિથિ

**ચૌર્ય**, ન [ સ ] ચોરી,ચોરીનુ કામ

**ચૌલ**, ન [ સ ] નાના છોકરાને પહેલવહેલા વાળ લેવરાવવાની જે ક્રિયા તે. ચૌલકર્મ=મુંડન.

**ચૌહાણ**, પુ એક રજપૂત કુળ

**ચ્યુત**, વિ. [ સ ] પડેલું, સ્થાન–ભ્રષ્ટ થયેલુ; પતિત

**ચ્યુતિ**, સ્ત્રી [ સં ] પાત; પતન. (૨) ગળતી (૩) ખામી; સ્ખલન. (૪) અભાવ.

---

## છ.

**છ**, પુ. [ **सं. छ** ] ગુજરાતી વર્ણમાળાનો અઢારમો અક્ષર (૨) અ. છિ; છટ. તિરસ્કારવાચક ઉદ્ગાર

**છ**, ત્રિ. [ **सं. षट** ] ત્રણથી બમણી સંખ્યા; ૬.

**છઈયું**, ન. [ **सं. शिशुः** ] નાનું છોકરૂં; છૈયું પુ. છઈયો; છૈયો.

**છક**, પુ. અભિમાનનો અતિશય તે; છાક; તોર; ગરૂરી; મદાંધતા. (૨) સ્તબ્ધ થઈ ગયું હોય તેમ; દિઙ્મૂઢ. (૩) ચકિત; તાજુબ. ક્રિ. પ્ર છક કરી દેવું=આશ્ચર્ય પામે એમ કરવું (૪) છના આકનો પાડો

**છકછકાટ**, પુ અભિમાનનો જુસ્સો; તોર; છાક (૨) ઠાઠ; ભપકો.

**છકછુંધું**, વિ. એકઠું કરીને કસ-ણેલું (૨) મદયેલું; તોરી

**છકડી**, સ્ત્રી. [ **सं. षटकी** ] છ કાગળની થોકડી; એક જાતની છ વસ્તુનો સમુદાય તે. [ સમુદાય

**છકડું**, ન. [ **सं षटक** ] છનો

**છકડો**, પુ [ **सं. शकट** ] નાનું ગાડું; છ માણસ બેસી શકે એવું ગાડું. (૨) છનો સમુદાય.

**છકવું**, ક્રિ અ. ફૂલી જવું; ફાટી જવું, નહિ લેખવવું; બહેકી જવું; વંઠી જવું; ઉદ્ધત થઈ જવું (૨) ભરાઈ જવું; ધરાવું; તૃપ્ત થવું. છકાવવું=છકવી નાંખવું.

**છકાઈ**, સ્ત્રી લાગલાગટ છ ઉપવાસ કરવાનું જૈનોનું એક વ્રત છકાયી જીવ=જુદી જુદી છ જાતિના પ્રાણીઓ તે; છ યોનિ.

**છકાર**, પુ છ એવો અક્ષર અને ઉચ્ચાર તે.

**છકિયું**, વિ. [ **सं. षटक** ] જેને છ બળદ જોડેલા હોય એવું (ગાડું).

**છકીજવું**, ક્રિ. અ. ઉન્મત્ત થઈ જવું; બહેકી જવું; વંઠી જવું; ફાટી જવું.

**છકેલ,** વિ. છકેલું; વંઠેલું;વહીગયેલું.

**છક્કડ,** સ્ત્રી. તમાચો; લપડાક. (૨) ઠેસ; ભૂલથાપ. (૩) છક થઈ જાય એમ કરવું તે. (૪) સરસાઇ કરી બતાવવી તે. ક્રિ પ્ર. છક્કડ દેવી=સ્પર્ધામાં ઉત્તમ નીવડવું. છક્કડ મારવી=ભૂલ ખવડાવવી; છક્કડ ખાવી=છેતરાવું [ માંનો એક દાવ

**છક્કલ,** સ્ત્રી સોગઠાંબાજીની રમત-

**છક્કો,** પુ. [ **सं. षट्क प्रा. छक्को** ] છનો સમુદાય તે; એક જાતનાં છ ચિહ્નવાળું પાનું તે છક્કો; જેની ઉપર છનો આંક કે છ દાણા પાડેલા હોય એવો પાસો. રૂ. પ્ર. છક્કોપંચો=ભૂલથાપ ખવડાવવાનો દાવ રમવો તે; ફરેબ; દાવપેચ. ક્રિ પ્ર. છક્કાપંચા રમવા=પ્રપંચની બાજી રમવી. કહે૦ છક્કા છુટી જવા=નાસીપાસ થઈ જવું; હિમ્મત હારી જવું.

**છખુણુ,** વિ. જેને છ ખુણા હોય એવું

**છખુણિયું,** વિ. છ બાજુઓ ને છ ખુણાવાળું તે. [ બકરો; બોકડો

**છગડો,** પુ. છનો જે આંક તે (૨)

**છગણું,** વિ. [ **सं. षट्गुण** ] છએ ગુણાય તેટલું; છપટ

**છગલ.** ( છગ, છાગ, ) ન. બકરૂ; બોકડું. (૨) ભુરૂ વસ્ત્ર.

**છગાર,** સ્ત્રી. શિખર; ટોચ; મથાળું; ઝાડની ઉંચામાં ઉંચી ડાળીઓનો જે સૌથી ઉપલો ભાગ તે.

**છચોક,** અ. જાહેર; ખુલ્લી જગામાં; ઉઘાડી રીતે; સર્વે જાણે તેમ. (૨) છુપાવ્યા વગર. [ (૨) લુચ્ચો; ઠગ.

**છચોર,** પુ. જાહેરમાં પંકાતો ચોર.

**છછઈ,** સ્ત્રી. છાછરા કિનારાની જમીન.

**છછણવું,** ક્રિ. અ. છન્ છન્ થવું; ઘુઘરીનો ઠમકે ઠમકે અવાજ થવો. (૨) રહી રહીને બડબડવું,ગણગણવું; છણછણવું.

**છછણાટ,** પુ. છન્ છન્ થવું તે; છણછણાટ; ખણખણાટ; ધમધમાટ; ઝમઝમાટ. (૨) રીસથી તોરમાં બડબડવું તે.

**છછરૂં,** વિ. છાછર; બહુ ઉંડું નહિ એવું; આછું; ઉપરછલુ

**છછુંદર,** ન. [ **सं. छुछुन्दर** ] ટુંકી પુછડીનું આંધળું ઉંદરના જેવું એક પ્રાણી; ચેણ. (૨) આતસબાજીનો કાતરો. રૂ પ્ર. છછુંદર જેવું=અટકચાળુ; ઘાલમેલિયું (૨) સળવળિયું. કહે૦ છછુંદરનાં છએ સરખા=બધાએ એકજ તરેહનાં. સાપે છછુંદર પકડયું=ખવાય નહિ ને છોડાયે નહિ એવું છછુંદર છોડવું=ગપાટોમારવો.

**છછુંદરી.** સ્ત્રી. [ **सं. छुछुन्दरी** ] છછુંદરની માદા. (૨) વિ. છછુંદરના જેવાં લક્ષણવાળી;અટકચાળી;ધુસધુસકરનારીસ્ત્રી

**છછુંદરૂં,** ન. છછુંદર; છછુંદરની માફક જ્યાં ને ત્યાં ઘુસી જાય એવું જે તે. (૨) ચર્ચા કરાવે અથવા ઉશ્કેરણી ફેલાવે એવુ ગપ્પું. (૩) કોઈ પણ દિશાએ પેસી જાય એવું આતસબાજીનું બાણ.

**છછેકાઈ,** સ્ત્રી સ્વચ્છતા; ચોકખાઈ.

**છછોરી,** વિ. સ્ત્રી. છોકરવાદ; નછોરવી. (૨)આછકલી;હલકામનની;છીછરી.

**છછોરૂં**, વિ. નાદાન; છોકરવાદ. (૨) આછકલું.

**છજાવટી**, સ્ત્રી છજાનો કઠેડો; ઝરૂખાનો આગલો ભાગ. (૨) છજા ઉપરનું નાનું છાપરૂ

**છજાવવું**, ક્રિ. સ. [सं. सज्जीकृ] છજું કાઢીને શણગારવું; આગલી રવેશથી શોભાવવું. (૨) છાપરૂં કરાવવું

**છજું**, ન. બારીની અથવા આખી મેડીની બાજુએ બહાર કાઢી સુશોભિત બનાવેલો રવેશ; ઝરૂખો.

**છટ**, અ. ધુત્કારી કાઢવું તે; છિઃ; છઃ. (૨) તિરસ્કારભર્યો ઉદ્ગાર.

**છટકવું**, ક્રિ૦ અ બંધનમાંથી એકદમ છુટી જવું; હાથમાથી નીકળી જવું; વછુટવું. (૨) નિશાન ચુકવું. (૩) સરી જવું; લપસી જવું (૪) બહેકી જવું; વઠી જવું (૫) ઉછળી જવું; ફરીને દૂર થઈ જવું

**છટકાવવું**, ક્રિ. સ. છટકે અથવા ખસી જાય એમ કરવું, ચટદઇને ઉડાડવું. (૨) ચુકવવું; ભુલવવું (૩) ઉચ્છૃંખળ થાય તેમ કરવું. (૪) સેરવવું.

**છટકિયું**, ન ટુવાલ; ખભે રાખવાનું લુગડુ; અગુચો; હજુરિયો (૨) બારણું બંધ થઈ જાય એવી જે કરામત ને પેચ તે ફાંસો. (૩) સટકીયું; ગાળો

**છટકીજવું**, ક્રિ. અ. વગર હરકતે ખસી જવું; નીકળી જવું; છટકવું; જતા રહેવું (૨) વંઠી જવું; વહી જવું.

**છટકું**, ન ચાંપ; ફાંસો; પેચ; પકડ; જાળ, દાવપેચ; પ્રપંચ ક્રિ પ્ર. છટકુ માંડવું=કોઇને સપડાવવાની બાજી માંડવી; કાવતરૂ રચવું; પાસા નાખવા

**છટા**, સ્ત્રી. [सं. सटा] સામો માણસ છક થઈ જાય એવી બોલવા, ચાલવા, વગેરેની રીત તે, તરેહ; ઢબ; ચાતુર્ય; ખૂબી (૨) કાન્તિ; તેજ, શોભા. (૩) ચંદન વગેરે લગાડવાની જે ચતુરાઈ તે (૪) ઢબછબ, રીતભાત

**છટાછટ**, અ છટ, છટ, એવો અવાજ થાય એમ

**છટાદાર**, વિ મોહ પમાડે એવુ સુંદર, નજેનું (૨) ખુબીદાર; મરોડદાર

**છટાંક**, વિ. [सं. षट्+टक] છ પૈસાભાર (૨) છટાંક ભારનું માપ અથવા વજન તે. [ ચાલાક.

**છટેલ**, વિ છકેલ; વંઠેલું (૨)

**છટ્ઠી**, સ્ત્રી [सं. षष्ठी] બાળકના જન્મ પછીનો છટ્ઠો દિવસ અને તે દહાડે કરવાની ક્રિયા વગેરે તે છઠીના લેખ; બાળકના જન્મ દિવસ પછી ને છટ્ઠે દિવસે વિધાતા તરફથી લખાતા લેખ. ક્રિ. પ્ર છઠીનું ધાવણ કાઢી નાંખવું=ખૂબ વમન થવું. (૨) એવો મારવો કે ફરીને જન્મ લીધો હોય એમ માને. (૩) શરીરને ધોઈ નાખે એવું ઔષધ આપવું. કહે. છઠીનું ઉખડેલું=નાનપણથી વંઠેલું.

**છટ્ઠી**, વિ. અનુક્રમે છ ઉપરનું

**છઠ**, સ્ત્રી. [सं. षष्टी] પખવાડિયાની છટ્ઠી તિથિ તે.

**છડ,** ન છોડું. પડ; ફોતરૂ; છાલ. (૨) બરૂ; બરૂનો છોડ (૩) લાકડી; ભાલાનો હાથો

**છડકવું,** ક્રિ. સ. પાણી છાટવું

**છડવું,** ક્રિ. સ. [ **સં. શટ્** ] છોડા કાઢી નાખવાને ખારણિયામા નાખી મુસળથી ખાંડવું (૨) મારવુ, કચરવું કહે૦ છડનારી છડે ને ઉપણનારી ઢળી પડે=ખરી મહેનત કરનારને કંઈ નહિ અને નહિ મહેનત કરનારને દુ:ખ થાય

**છડા,** પુ હાથના થાપા મારવા તે. (૨) બાળકના પગમા પહેરવાની કડીઓ

**છડામણ,** ન ખંડામણ- છોડાનો ભુકો તે, કુશકી

**છડામણુ,** ન. છડવાની મજુરી તે જહે૦ છડ્યાનુ છડામણ=મહેનતનો બદલો.

**છડામણી,** સ્ત્રી જુ૦ છડામણ

**છડાવવું,** ક્રિ સ ખડાવવુ (૨) ખૂબ મરાવવું.

**છડિયાત,** વિ. સાથ વગરનું, એકલું.

**છડી,** સ્ત્રી. પકડવાની સળી: કલગી. (૨) એક જાતનુ ફૂલ; ગુલછડી (૩) સુશોભિત લાકડી; રાજદંડ (૪) નાજુક સોટી (૫) કડીઓની ગુંથણીની સાંકળ. ક્રિ. પ્ર છડી પોકારવી. (૬) વિ. એકલી; સ્ત્રી બચ્ચા છોકરા વગરની સ્ત્રી.

**છડીછાંટ,** સ્ત્રી. એકલી; જેને છોકરૂ છૈયું ન હોય એવી; સાથે કશું લેવાનું હોય નહિ એવી સ્ત્રી. [ કરનારો; ચોપદાર.

**છડીદાર,** પુ છડીવાળો;રાજદંડધારણ

**છડીધર,** પુ. ચોપદાર.

**છડીનાખવું,** ક્રિ સ. ખૂબ મારવું, કચરી નાખવું; ખાડી નાખવું

**છડીસ્વારી,** સ્ત્રી રસાલા વગર એકલા હોવુ તે, પ ડોપ ડ.

**છડું,** વિ બીજું કોઈ સાથે ન હોય એવું; એકલું. (૨) જેને છૈયાં છોકરા ન હોય એવુ; પંડોપડ.

**છડો,** પુ મોતીનો કડો. (૨) છોકરાંના હાથનું મોતીનું ઘરેણું (૩) છટકાવ (૪) ફુવારો [ છણકા કર્યા કરવા તે.

**છણકછણક,** અ૦ રીસથી વાર વાર

**છણકપાટુ,** સ્ત્રી. છણકા કરવો ને પાટુ મારવી તે, આનાકાની; છણકા; તરછોડો

**છણકવું,** ક્રિ અ. છણકો કરી દૂર ખસી જવુ; છટકી જવું; તરછોડવુ.

**છણકો,** પુ સામા માણસને તરછોડી દૂર ખસી જવુ તે; તુચ્છકાર. ક્રિ. પ્ર. છણકો કરવો=તરછોડી નાખવુ છણકા ખાવા=તરછોડા સહન કરવા

**છણછણ,** અ. એવો અવાજ (૨) રીસમા બડબડવુ તે

**છણછણવું,** ક્રિ અ. અંગ મરડી મચરડી બડબડવુ; છણકા કરવા. (૨) છણછણ એવો અવાજ કરવો.

**છણછણાટ,** પુ. છણછણ એવા અવાજનું થવું તે. (૨) અણગમો; આનાકાનીનો બડબડાટ.

**છણણણ,** અ ગરમ ધાતુ ઉપર અથવા ગરમ તેલમા પાણી પડતાં થતો એવો અવાજ.

**છણવું**, ક્રિ. સ. બારીક ચાળવું. (૨) ચર્ચવું; ચુંથવું; ચેરવું; ચોળવું; છેડવું. (૩) વારંવાર અડકવું; ઉથલાવવું; ઉખેડવું; ખણવું; વલુરવું; ખોતરવું. (૪) સત્ય શોધી કાઢવું

**છણાવું**, ક્રિ. અ. ચળાવું. (૨) ચર્ચાવું (૩) છોલાવું; ઘસારો પડવો; ખણાવું; ખોતરાવું. (૪) તપાસાવું.

**છત**, સ્ત્રી. [ **सं. अस्ति, छत्र, प्रा. छत** ] હોવાપણું; હયાતી. (૨) પેદાશ. (૩) પુષ્કળતા; વધારો. (૪) ચંદરવો. (૫) ધનાઢ્યતા; દોલત કહે૦ છત છાંડીએ નહિ ને ઉદ્દાહ માંડીએ નહિ=વ્યવહારને યોગ્ય હોય તેટલુંજ કરીએ. છત છાની ન રહે=પૈસો ટકો હોય તો તે છાનો રહેતો નથી.

**છતર**, જુ. છત્તર.

**છતરાયું**, વિ. ખુલ્લું; ઉઘાડું; ચાહન

**છતરી**, સ્ત્રી. [ **सं. छत्र** ] તડકો અને વરસાદ ડીલ ઉપર પડે નહિ તે માટે ઓઢવાનું એક બનાવટી છત્ર. (૨) ઉપર છવાઈ રહેલું ઢાંકણું—આચ્છાદન. (૩) વિ ત્રિશ ને છ, ૩૬ (૪) છાપરૂં; મંડપ

**છતરીશ**, વિ. ત્રિશ ને છ; ૩૬.

**છતવાડ**, સ્ત્રી. છત હોવીતે; પુષ્કળતા.

**છતાપાટ**, અ. ચતાપાટ; પીઠ ઉપર ચતું પડેલું

**છતારૂં**, વિ છ તારવાળું. (૨) જેમાંથી છ તાર નીકળતા હોય એવું.

**છતાં**, અ. [ **सं. सतः** ] એમ છે તોય; તોપણ; છતે.

**છતું**, વિ. ચતું; પીઠપર પડેલું (૨) સવળું; પાંસરૂં; સારૂં. (૩) ઉઘાડું; ખુલ્લું. (૪) જીવતું; વિદ્યમાન; વહેતું; નીભતું. ક્રિ પ્ર. છતું રાખવું=વિદ્યમાન રાખવું

**છતે**, અ. [ **सं. सति** ] છતાં પણ; તથાપિ કહે૦ છતે છોકરે બ્રાહ્મણના સમ ખાવા=પોતાનુ હોવા છતાં પણ પારકાને લઈ પડવુ

**છત્તર**, ન. [ **सं. छत्र** ] મોટી ભારે છતરી; આચ્છાદન; ઢાંકણ (૨) વડીલ, પાલક;રક્ષણ કરનારો (૩)આશ્રય; ઓથ. કાગછત્તર=બિલાડીનો ટોપ

**છત્ર**, ન. [ **सं.** ] છતરી; ટોપ (૨) વડીલ; વાલી. (૩) આશ્રય. (૪) ચક્ર, મંડળ ૩૦ પ્ર૦ છત્રભંગ=રાજ્યની એકત્રતા તૂટી જવી તે. છત્રબંધ=એકત્રતાનું બંધન છત્રસિંહાસન=રાજાને બેસવાનું જે છત્રવાળું આસન તે. છત્રપતિ=જેને છત્રીઓ ઓઢવાનો અધિકાર હોય એવો મોટો માણસ. છત્રચામર=રાજાનાં ચિહ્નન—છત્ર અને ચામર.

**છત્રિશ**, વિ છ ને ત્રિશ; ૩૬

**છત્રી**, સ્ત્રી. છત્તર; ટોપ; છત્ર (૨) છ ને ત્રિશ; ૩૬.

**છદ્મ**, ન. [ **सं.** ] બનાવટી રૂપ ધારણ કરવું તે; ઢોંગ (૨) કપટ; દગો (૩) બહાનું; બાજી; કેલ.

**છનછન**, અ. [ **सं. छनच्छन** ] ઝીણી ઘુઘરીઓમાથી નીકળતો એવો અવાજ; છમછમ.

**છન્નાછન્ની**, અ. ઉપરાઉપરીછનછન થતુ હોય તેમ; રૂપિયાનો ચાલુ ખણખણાટ તે. રૂ. પ્ર. છન્નાછન્નો થઈ રહેવી= રૂપિયાની રેલછેલ હોવી.

**છન્નું**, વિ. નેવું ને છ; ૯૬.

**છપગું**, વિ. છ પગવાળું; ભમરો, મધમાખ વગેરે

**છપડું**, વિ. [ **सं. षट्पद** ] છ પગવાળું છપડી=જુચ્ચાઇ.

**છપતરૂં**, ન. નામ માત્રજ છાપ રહેલી રહેલી હોય એવું પતરૂં; અત્યંત ઘસાઇ ગયેલો સિક્કો અથવા પાત્ર તે; ઘસાઈ ગયેલું છીબું. (૨) વિ. પાતળું. (૩) છાછરૂં.

**છપય**, પુ (છ + પદ) જેમાં છ પદ હોય એવો છંદ; છપ્પો.

**છપર**, જુ છપ્પર.

**છપરપગું**, વિ. જેની પાની અને પાટલી વચ્ચેનો ભાગ ઉંચો રહેતો હોય એવા પગવાળું (માણસ).

**છપરપલંગ**, પુ. જેની ઉપર મચ્છરદાની નાંખેલી હોય એવો સારી બનાવટનો ઢોલિયો તે છતરપલંગ=છતરીવાળો ખાટલો.

**છપવું**, ક્રિ. અ. સંતાવું; છુપાવું. (૨) સંકોચાવું; શરમાવું; દબાવું; બીવું.

**છપાઈ**, સ્રી. છાપવાની ઢબછબ; છાપ; છાપણી. (૨) છપામણી.

**છપામણ**, ન. છાપવાનું લવાજમ.

**છપામણી**, સ્રી. છાપવાનીજેમજુરીતે.

**છપાયું**, વિ. છ પગવાળું. (૨) છુપાયેલું.

**છપાવવું**, ક્રિ સ. છાપે તેમ કરવું; પ્રસિદ્ધ કરવું અથવા કરાવવું; પ્રકટ કરવું. (૧) છાપ પડાવવી. (૩) જાહેર કરવું; ફજેત કરવું. [ અગિયારા ગણી જવા.

**છપાંચગણવા**, ક્રિ. અ. નાસીજવું;

**છપોસાત**, પુ. છ ને એક એમ સાત પડવા તે. (બાજીમાં બે પાસા હોય છે તે નાખવાથી છ ને પો=એક) એમ સાતની સંખ્યા પડે છે

**છપ્પન**, વિ. [ **दे. छपण्णो** ] પચાસ ને છ; ૫૬. (૨) અ. વારંવાર; ઘણીવાર. રૂ. પ્ર. છપ્પનમે ખુણે=ગમે ત્યાં. ક્રિ પ્ર. છપ્પનના વિતાડવા=હેરાન કરવું કહે૦ છપ્પનપર ભુંગળ વાગવી=અઢળક ધન હોવું. નહિ ત્રણમાં, નહિ તેરમાં અને નહિ છપ્પનના મેળમાં=કશામાં ગણનાજ નહિ, એવા અર્થમાં. છપ્પન વેપારી અને ભારો કુંચીઓ=કરવું કંઈ નહિ ને દમામ ઘણો. છપ્પનિયો=છપ્પનની સાલમાં પડેલો દુકાળ (૨) વ્ય. દુકાળિયો; દીવાળિયો.

**છપ્પનભોગ**, પુ. છપ્પન તરેહની રસોઈ કરી ઠાકોરજીને ધરાવવાનો એક ઉત્સવ તે; અન્નકૂટનો ઓચ્છવ.

**છપ્પય**, પુ. જુ. છપ્પો.

**છપ્પર**, ન. [ **सं. छद्**=છાવું ] છાપરૂં. (૨) મથાળું; શિખર (૩) છત્રી; મચ્છરદાની. કહે. છપ્પરપર ભુંગળ વાગવી =ગમે તેટલી ધાંધલ થાય પણ કંઈ સાંભળવુંજ નહિ.

**છાપરબંધ,** પુ છાપરૂ સમારનારો. (૨) વિ જેની ઉપર છાપરૂ ઉતારેલુ હોય એવુ (મકાન).

**છપ્પો,** છ પદનો એક છંદ તે; છપય

**છબકછબક,** અ છબછબ થાય એમ, છીછરા પાણીમા ચાલતા પગલે પગલે પાણીનું ઉડવું તે.

**છબછબ,** અ. છબ એવા અવાજ સાથે પાણી ઉછળે ને બોલે એમ ક્રિ પ્ર છબછબ કરવુ=છાછરૂ પાણી હાથપગ અફાળીને ઉડાડવું

**છબછબાવવું,** ક્રિ સ. લુગડાને પાણીમા બોળીને ધીમેથી ધોવુ

**છબતરૂં,** ન ઘસાઈ ગયેલુ પતરૂ (૨) વિ. ગંદુ; ચુંથાયેલું

**છબરકી,** સ્ત્રી ચબરખી, કાગળનો ઝીણો ને નાનો કકડો [ અડકવું.

**છબવું,** ક્રિ અ ઠરવું, લાગવું (૨)

**છબી,** સ્ત્રી. [ **સં. છવિ** ] હાથે ચીતરેલી અથવા છાયાવડે પાડેલી આકૃતિ; તસબીર; પ્રતિકૃતિ; ચિત્ર (૨) મનમાં જે ચિત્ર પડે છે તે. ક્રિ પ્ર. છબી લેવી=પ્રતિબિંબ પડે એમ કરવું; કાગળ પર આકૃતિ ઉતારી લેવી (૩) આલેખ; દેખાવ.

**છબીદાર,** વિ. સુંદર; મોહક; રૂપાળુ; ચાટીલું. [ રૂપાળું.

**છબીલું,** વિ. મોહક છબીવાળું;

**છબોતરૂં,** ન. ઘસાયેલું પાતળુ પતરૂ (૨) નાનો નમાલો કાગળનો કકડો.

**છમ,** અ. તપેલી વસ્તુ ઉપર પાણી પડતા થતો એવો અવાજ. (૨) ઘુઘરીમાંથી નીકળતો એવો અવાજ ક્રિ પ્ર. છમવડું=તળીને બનાવેલું વડું કોઈ મા ભને છમવડું=મુશ્કેલિતપણું બતાવવાના અર્થમા વપરાય છે [ ઝમઝમ, ઠમકઠમક

**છમકછમક,** અ. છમછમ થાય એમ;

**છમકલું,** ન ચમકારો; અટકચાળુ, અડપલુ (૨) જરાક લાગીને રહી જવુ એવું જે તે.

**છમકવુ,** ક્રિ. અ છમકછમક થવુ

**છમકાર,** પુ છમકારો; ઝમકાર

**છમકારવું,** ક્રિ સ છમ થાય તેવી રીતે ગરમ વસ્તુને પાણીમાં ઝબકોળવી. (૨) ગરમ કરેલી વસ્તુ નાખીને પાણીની ઠંડક ઓછી કરવી (૩) વઘારવું, તળવું

**છમછમ,** અ. છમ એવો અવાજ થતો હોય તેમ; ઠમકઠમક.

**છમછમતું,** વિ છમછમ એવો અવાજ કરતું (૨) તાતુ, ઉનુંઉનુ

**છમછમાટ,** પુ છમછમ એવો અવાજ થાય એમ કરવું તે. (૨) નાચી કુદીને ઝાંઝરનો ઝમકાર કરવો તે; થનથનાટ. (૩) આનંદના તોરમા આમતેમ મહાલવું તે (૪) લાટભરી રીસનો કકળાટ.

**છમછમિયાં,** ન. ઘુઘરીઓવાળાં ઘરેણા, ઝાંઝરિયા (૨) કાંસાની તખતીઓ તે (૩) વાગતી નાની નાની ધાતુની તખતીઓનું બનાવેલું એકવાજું; કરતાલ; ઝાંઝ.

**છમછરી,** સ્ત્રી. [**સં. સંવત્સરી** ] વાર્ષિક મરણ તિથિ.

**છમાશી,** સ્ત્રી. મરણ પછી છ મહિને જે શ્રાદ્ધ વગેરે કરવામાં આવે છે તે ક્રિયા.

**છર,** પુ અભિમાનનો જુસ્સો તે; તાન; મસ્તી, માનની ખેતમા તે (૨) આવેશ; ઘેલછા. (૩) તોર; મદ; અભિમાન. ક્રિ પ્ર છર ઉતારવો=ગર્વ તોડવો. છર કરવો=બહેકીને ઘણું બોલવુ. (૪) ચસકો; ઉગ્રભાવ. (૫) [ **સં. क्षुर** ] છોર; અસ્રો. ક્રિ. પ્ર છર ફેરવવો=કર્યુ કારવ્યુ ધોઈ નાખવું (૬) સ્ત્રી બરૂની અંદરનો રેસો.

**છરતું,** વિ ઉપર ઉપર થઇને વાકુ જતું; કતરાતું, છરર એવો અવાજ કરીને આડુ ઉતરી જતું; છોલાતુ

**છરરર,** અ. એવો થતો અવાજ.

**છરવંધું,** વિ છરવાળું; સારાસાર નહિ જોતા ગમે તેમ બોલી દે એવુ; આવેશાવેલું

**છરો,** પુ. [ **સં. क्षुरा** ] બંદુકમાં ભરીને ઉડાડવાના ધાતુના કકડા, ગોખરૂ; ગોળીના કકડા. (૨) જેમાથી છરા ઉડે એવો મારો તે

**છરાયેલું,** વિ જેને વખતો વખત છર આવી જતો હોય એવું; ઉચ્છૃંખળ; આવેશાયેલું.

**છરી,** સ્ત્રી. [ **સં. छुरी** ] શાક વગેરે સમારવામાં કામ આવે એવું નાનું ચપ્પુ, પાળી. (૨) નાનું કાપવાનું હથિઆર. ક્રિ. પ્ર છરી જેવી જીભ=ખરાબ-આકરી વાણી.બગલમાં છરી=છુપી રીતે ઘા કરવાની દાનત. કહે૦ છરીનું કામ છરી કરે અને નરેણીનું કામ નરેણી કરે=જેનું કામ હોય તેજ તે કરે (૩) વેર; અદાવત [ ક્રોધીલું.

**છરેલ,** વિ છરાયેલું; આવેશાયેલું;

**છરો,** પુ મોટી છરી; કટારના જેવું હથિઆર.

**છર્દી,** સ્ત્રી. [**સં**] વમન, ઉલટી.

**છલ,** જુ. છળ

**છલકછોળયાં,** અ છલક છલક થતું હોય તેમ (૨) છલકાતુ

**છલકાવું,** ક્રિ. અ. [ **સં. स्रु-सर** ] પાત્ર ભરાઈ જઈને ઉપરથી પ્રવાહીનું બહાર પડવું; ભરપુર ભરાઈ જવું, ઉભરાઇ જવું; ખાલી બડાઈ મારવી; ફુલાઈ જવુ [ ગ્યુ તે.

**છલન,** ન. [ **સં.** ] છળવું; છેત-

**છલગ,** સ્ત્રી. [**સં.**] દુર્વા,ધ્રો;દરો.

**છલંગ,** સ્ત્રી. [ **સં. उच्छलन** ] એક ઠેકાણેથી ઉછળીને બીજે ઠેકાણે પડવું તે; ઉછાળો; ઠેકડો; ફલગ, કુદકો; ગળ. ક્રિ પ્ર. છલંગ મારવી=ફલગ મારવી. (૨) મોટા સાહસનું અથવા જોખમનું કામ કરવું. (૩) એકદમ એક ઠેકાણેથી બીજે ઠેકાણે જઈ પડવુ

**છલાછલ,** વિ. ભરપુર; ટોચ લગી ભરેલું; છલકાઈ જાય એમ ભરેલું. (૨) અ. મથાળા ઉપર થઇને બહાર પડે એમ.

**છલાવું,** ક્રિ. અ. છલકાવું.

**છલિત,** વિ. [ **સં.** ] છેતરાયેલું. (૨) છળી ગયેલું; ચમકેલું.

**છલુડી,** સ્ત્રી. નાની છાછરી વાડકી.

(૨)પહોળા મોંની બેઠકવાળી પવાલી;કચોળું.

**છલ્લૈયું**, ન. ઘસાઇને ફોતરા જેવું થઈ ગયેલું; છલ્લુ ં. (૨)લાકડાની ચુડી વગેરે તે.

**છલ્લો**, પુ. સ્ત્રીઓને હાથે પહેરવાનું બલોયું. (૨) લોઢાની કડી; વાળો.

**છવાવું**, ક્રિ. અ. [ सं. छद् ] ઢંકાવું; ઘેરાવું

**છવીટિયાં**, ન. સ્ત્રીઓને પગની આંગળીએ પહેરવાની વીંટીઓ; જોટવાં.

**છવિશ**, વિ. વિશ ને છ; ૨૬.

**છળ**, ન. [ सं. छल ] છેતરવું તે; કપટ; ઠગાઇ. (૨) ખોટો વેશ; જુઠી બનાવટ (૩) બહાનું; મિષ

**છળકો**, પુ ઉછળતા પાણીનો જથો; છોળ; મોજું; લોઢ (૨) ખળકો; એકદમ પાણીના મોટા જથ્થાનું જોરભેર આવવું તે.

**છળના**, સ્ત્રી. દગલબાજી; કપટ; છેતરપિંડી [ કપટપ્રબંધ

**છળપ્રપંચ**,પુ. [ सं. ]દગોફટકો;

**છળભેદ**, પુ. [ सं. ] ભેદ રાખીને જે ખોટું કરવું તે.

**છળવિદ્યા**, સ્ત્રી. [सं.] છળવાની જે આવડત તે, કપટકળા.

**છળવું**, ક્રિ. સ. ઠગવું; છેતરવું. (૨) ચમકી જવું; થરથરી જવું; હબકી જવું (૩) ગભરાઇ જવું; ભડકવું.

**છળો**, પુ. પ્રવાહીનો રગડો; ચળો.

**છંછણવું**, જુ. છણછણવું.

**છંછન**, જુ. છનછન.

**છંછેડવું**, ક્રિ. સ. [ दे. छिण्णच्छोडणं ] શાંત સ્થિતિમાં ભંગ કરવો; અટકચાળું કરવું; સંતાપવું; ખીજવવું. (૨) તરછોડી નાખવું. (૩) ઉશ્કેરવું.

**છંછેડાવું**, ક્રિ. અ. ઉશ્કેરાવું; રીસે ભરાવું, ખીજવાવું.

**છંટકાવ**, પુ છાટા છાંટા રૂપે જમીન ઉપર પાણી નાખવું તે. ક્રિ. પ્ર. છંટકાવ કરવો=થોડું થોડું પાણી છાંટવું તે. (૨) થોડી શાંતિ થાય તેમ કરવુ.(૩) જમીનને થોડું પાણી છાંટીને પવિત્ર કરવી; છાંટણ

**છંટકોરવું**, છાટવુ.

**છંટાવું**, ક્રિ અ. છટાયેલી હાલતમા આવવું. (૨) ટાઢા પડવું; શાંત થવું. (૩) બુઝાવું; હોલવાવું. (૪) ગાય ભેંસનું ગર્ભિણી થવું. (૫) કપાવું; તૂટવું; છેદાવું.

**છંડવું**, ક્રિ સ. છોડી દેવું; છાંડવું.

**છંડાવું**, ક્રિ અ. છોડી દેવાવું; તજાવુ (૨) ખવાતા વધવું. (૩) છણાવું; ઈનસાફ થવો.

**છંદ**, પુ. [ सं. छन्दस् ] વેદની ઋચાઓ (એમાં ગાયત્રી, ઉષ્ણિક, અનુષ્ટુપ, બૃહતી, પંક્તિ, ત્રિષ્ટુપ, અને જગતી, એ મુખ્ય સાત ભાગ છે) (૨) વેદ (૩) કાવ્ય; વૃત્ત; રાગ. (અક્ષરમેળ ને માત્રામેળ એમ બે પ્રકારના છંદ છે) (૪) જેમાં કવિતાના માપ સંબંધી નિયમો આપેલા હોય તે; પિંગળ; છંદશાસ્ત્ર. (૫) અભિલાષ; ઇચ્છા. (૬) સ્વેચ્છાચાર. (૭) નાદ; હઠ; લળકો. (૮) વ્યસન; નઠારી ટેવ. (૯) સ્ત્રીઓને હાથે

પહેરવાની ચુડીઓનો સમૂહ. (૧૦) રંગ-ઢંગ. (૧૧) યુક્તિ; પ્રપંચ; છળભેદ. ક્રિ. પ્ર. છંદ લાગવો=વ્યસન પડવું; અનુરાગ ચઢવો. છંદે પડવું=ચીટવવું; પાછળ પડવું કુછંદ=નઠારી ટેવ.

**છંદશાસ્ત્ર**, ન. [ **સં.** ] કવિતા રચવાના નિયમોની વિદ્યા; પિંગળ.

**છંદી**,વિ જેને છંદ–નાદ લાગેલો હોય એવું, વ્યસની; છંદીલું

**છંદીલુ**, વિ. નાદીલું; મોજી; શોખીન. (૨) અમુક માણસ કરે તેમ કરવાના આગ્રહવાળું. (૩) ચાળા પાડનાર.

**છંદોબદ્ધ**, વિ. [ **સં.** ] શ્લોક-બદ્ધ; પદ્યરૂપ

**છાક**, સ્ત્રી. આકરી વાસ તે; દુર્ગંધ. (૨) પુ. કેફને લીધે ગમે તેમ બોલવું તે. (૩) મિજાજ; ગર્વ; પતરાજ. (૪) દારૂ પીધા ઉપર સવાઈ લેવી તે ક્રિ પ્ર છાક રાખવો=અભિમાનનો તોર રાખવો. છાકે ચઢવું=કોઇને કશામાં નહિ ગણવું. છાકી જવું=ગર્વથી ફાટી જવું.

**છાકટ**, વિ છાકટું; મદાંધ

**છાકટાઈ**, સ્ત્રી. છાકટાપણું; ઉછાંછ-ળાઈ; ભાન વગરના થવું તે.

**છાકટું**, વિ. ભાન રહિત બનેલું; મત્ત; પીધેલું. (૨) ગમે તેમ બોલે ચાલે એવું; ઉછાંછળું. [ તેથી વધારે.

**છાકમછોળ**, અ. ભરચક; જોઈએ

**છાકવું**,ક્રિ.અ.બહેકી જવું; વહી જવું. ફાટવું. (૨) છલકાઈ જવું; ફુલાઈ જવું.

**છાકીજવું**, ક્રિ. અ. મદથી કોઇને ગણકારવા નહિ એવા થઈ જવું. (૨) ફૂલાઈ જવું [ ગર્વભર્યો છણકો તે.

**છાકોટો**, પુ મદભર્યો તિરસ્કાર તે,

**છાગ**, ન. બકરૂ

**છાગળ**, ન. બકરૂ (૨) ચામડાની નાની બતક. [ કરનારૂં; ઉડાઉ.

**છાગળિયું**, વિ વધારે ખરચ

**છાછર**, વિ ઉંડું થોડું ને પહોળું બહુ એવું; છાલકું. (૨) સ્ત્રી. છીછું; રકેબી; તાસક. [ (૨) ઓછું; છમછળિયું

**છાછરૂં**, વિ. છાછર; છાછર હોય એવું.

**છાજ**, ન. [ **સં. छद्–छादन** ] છાપરૂં ઢાકવાના કામમાં આવતું એક જાતનું ઘાસ; ડાભ; છાજવાનું જે તે. (૨) ઝુંપડા ઉપરનું ઘાસ; વંડીના મથાળા ઉપર કરવામાં આવતું આચ્છાદન;ઢાંકણ.

**છાજલી**, સ્ત્રી ભિંતે ઉંચે જડેલું પાટિયું; અભરાઈ ઉપરનું પાટિયું. (૨) સાંકડું નાનું છજું. (૩) બારી કે છજા ઉપરનું છાપરૂ. (૪) ચારે તરફ પોચું પોચું પથરાઈ રહેલું હોય એવું જે તે

**છાજવું**, ક્રિ. સ. [ **સં. छद्** ] છાજથી ઢાંકવું; છાવું; છાયા કરવી. (૨) ઘટાટોપ આવી રહેવું.(૩) અનુકૂળ આવવું; લાયક હોવું. (૪) સારૂં દેખાવું. (૫) ઘણો વખત ચાલવું; નીભવું.

**છાજિયું**,ન. શોકના આવેશમાં છાતી કૂટવી તે; કૂટણું. ક્રિ. પ્ર. છાજિયું લેવું= જોરમાં ને જોરમાં કૂટવું; જેની ઉપર ક્રોધ આવ્યો હોય તેને નામે કૂટવું; પશ્ચાત્તાપ કરી રોવું ને કૂટવું.

**છાજું**, ન. વંડી ઉપરનું છાદન તે

**છાણ**, ન૦ [ **सं. छगण** ] ગાય ભેંસનો મળ; ગોબર ક્રિ૦ પ્ર૦ છાણ કરવું=પોદળો કરવો રૂ૦ પ્ર૦ છાણમાં તરવાર મારવી=ખોટી બડાશ મારવી છાણપુંજો=વાસીદું. કહે૦ છાણના દેવને કપાશીઆની આંખો=જેવું પાત્ર તેવું દાન (૨) બળ; દમ, શૌર્ય. કહે૦ છાણ જોઇ છલકાઈ ને પાણી જોઈ મલકાઇ=થોડામાં રાજી થવુ. છાણનો કીડો છાણમા મરે=જ્યાથી ઉત્પત્તિ થાય ત્યા મરણ પણ થાય

**છાણવું**, જુ૦ છણવું.

**છાણિયું**, ન છાણમાટીનું બનાવેલું વાસણ (૨) વિ૦ પોચું; ઢીલું. (૩) છાણ ખાઇને રહેનાર

**છાણું**, ન ઘાસના ભુકા સાથે છાણ મસળીને બનાવેલુ ગોળ થપેલુ ( સીમમાં જ્યા પડયુ હોય ત્યાજ સુકાઈ ગયેલું છાણુ તે અડાયુ, થાપેલું તે છાણુ. • ક્રિ૦ પ્ર૦ છાણા થાપવા=બહેકી જઇને દુઃખ દેવુ; સંતાપવુ છાણાં સંકોરવાં=ઉશ્કેરવું. કહે૦ છાણે વિંછી ચડાવવો=જાણી જોઇને દુઃખ થાય તેવું કામ કરવુ

**છાતરક**, સ્ત્રી છલંગ, ફાળ; કુદકો.

**છાતરાં**, ન છોતરાં, છોડાં; ભિંગડાં.

**છાતી**, સ્ત્રી. [ **सं. छद्** ] પાંસળીઓવાળો શરીરનો આગલો ભાગ તે. ક્રિ૦ પ્ર૦ છાતી કાઢીને ચાલવુ=અક્કડ રહીને ચાલવુ. છાતી કૂટવી=પશ્ચાત્તાપ કરવો છાતી તોડવી=સખત મહેનત કરવી. છાતીપર બેસવુ=ચોંપથી કામ લેવુ; સખત જાપતામાં કામ કરાવવુ છાતીમાં ઘાલવું=શરણે લેવું છાતીપર રાખવું=બહુ સંભાળથી રાખવુ. છાતીએ ચાંપવું=છાતી સરસુ લ ાડવું (૨) સ્તન; કુચ; પયોધર. ક્રિ૦ પ્ર૦ છાતી ફૂટવી=જોબન આવવુ છાતીએ વળગાડવુ=ધવરાવવુ; છાતી સરસું રાખવું. છાતીએ હાથ મુકાવવો=આશા આપવી છાતીપર હાથ નાખવો=સ્ત્રીની આબરૂ લેવા જવું. છાતી પાકવી=સ્તન ઉપર ગુમડુ થવુ ( ૩ ) અતઃકરણ; હૃદય, કાળજું, હૈયું ક્રિ૦ પ્ર૦ છાતી ફાટવી=હૃદય ચિરાઇ જવું. છાતી ભરાઈ આવવી=શોકની ભારે અસર થઈ આવવી છાતીપર પથર મૂકવો=શોકના જુસ્સાને પરાણે દબાવવો. છાતી પીગળવી=દિલમા લાગી આવવુ છાતી બળવી=જીવ બળવો, અદેખાઇની અસર થવી. છાતી ઠરવી=સતોષ મળવો છાતીમાં ડાઘ લાગવો=અંતઃકરણ દુખાવું છાતીનો ઘા=અતઃકરણને અસર કરે એવો બનાવ-પ્રહાર. છાતી ઉભરાવી=હૈયું ઉછળવું. અસર થાય નહિ એવું જે અંતઃકરણ તે. પોચી છાતી=ઝટ અસર થાય એવું હૃદય તે; ડરકણ; બીકણ; છાતીની મુક્કી=અંતરનો ઘા. છાતી ટાઢી થવી=આંતરડી ઠરવી. ( ૪ ) હિમ્મત; ધૈર્ય; હૃદયબળ. ક્રિ૦ પ્ર૦ છાતી બેસવી=હિમ્મત જતી રહેવી છાતી થાબડવી=ધીરજ આપવી. છાતી ચલાવવી=હિમ્મત ધરવી. છાતીવાળું=હિમ્મતવાળું. છાતી હાથ ન રહેવી=ધૈર્ય જતું રહેવું. છાતી ઠોકવી=હિમ્મત આપવી.

**છાતીચલું**, વિ. હિમ્મતથી કામ કરે એવું; હૃદયબળવાળુ; સાહસિક.

**છાતીપૂર**, વિ છાતીલગી આવે તેટલું.

**છાતીફાટ**, અ છાતી ફાટી જાય તેમ

**છાત્ર**, પુ. [ **सं.** ] શિષ્ય; વિદ્યાર્થી; ચેલો

**છાત્રાલય**, ન૦ [ **सं. छात्र+ आलय** ] વિદ્યાર્થીઓને રહેવાનું સ્થાન; બોર્ડિંગ હાઉસ.

**છાનાછાની**, સ્ત્રી. એક બીજાથી છાનું રાખવાની ઘાલમેલ તે; વાત કે કામ-કાજની ચોરી રાખવી તે (૨) વિ૦ છાનું હોય તેમા પણ વળી છાનું એવુ

**છાનું**, વિ. [ **सं. छन्न** ] કોઈ જાણે કે સાંભળે નહિ એવી રીતનુ; છુપું; ખાનગી. (૨) ચૂપ; મૌન; નહિ બોલતું. (૩) નહિ ખુલ્લુ; ઢાંક્યું (૪) ખાનગી વર્તન કહે૦ 'છાના આવજે' નો કહે ઊંટે ચઢીને આવીશ=કહેવાથી ઉલટુ જ કરનાર. ક્રિ૦ પ્ર૦ છાનું રાખવું=રડતું બંધ રાખવું. છાનું રહેવું= મૌન રહેવું (૨) અજ્ઞાતવાસમાં રહેવું.

**છાનુંછપનું**, વિ છાનું ને છુપું એવું; કોઇ સાંભળે કે જાણે નહિ એવું. (૨) ન૦ ગોઠ; ગુંજ; મંત્ર (૩) ખાનગી કામકાજ.

**છાનુંમાનું**, વિ. કોઈ જાણે કે સાંભળે નહિ એવી રીતનું. (૨) નહિ બોલતું; મુંગુંમુંગું. (૩) સંતાતું.

**છાપ**, સ્ત્રી. એકાદ વસ્તુની આકૃતિનું બીજી વસ્તુ ઉપર પડવું તે; સિક્કો; મહોર; ભાત; તરેહ; છપાવું તે. (૨) જેના વડે છપાતું હોય તે બીબું. (૩) અમુક માણસ કે બાબતને માટે મનમાં જે અભિપ્રાય બંધાવો તે (૪) ખ્યાતિ; પ્રસિદ્ધિ; નામના. (૫) કવિતાને છેડે કવિએ પોતાનું નામ મૂકવુ તે. (૬) શેહ; દાબ; અતિભા. (૭) છાપવાની જે સફાઈ તે. (૮) ડામ ક્રિ૦ પ્ર૦ છાપ મારવી= અંકિત કરવું. રૂ૦ પ્ર૦ મહોર છાપ= સિક્કો; મુદ્રા દ્વારકાની છાપ=ખાતરી થાય એવો પુરાવો; પ્રમાણપત્ર.

**છાપખાનું**, ન. [ **फा. चापखाना** ] પુસ્તકો વગેરે છાપવાનું કારખાનું; મુદ્રાલય; પ્રિન્ટિંગ પ્રેસ.

**છાપગર**, પુ. છાપ પાડવાનું કામ કરનારો; છીપો; ભાવસાર. (૨) કપડાં છાપવાનો ધંધો કરનારી એક જાત.

**છાપટ**, સ્ત્રી૦ પાણીની છોળ; પાલક. (૨) લપડાક; થાપટ. [પવાની રીત.

**છાપણી**, સ્ત્રી. છાપની સફાઇ; છા-

**છાપત**, સ્ત્રી. છાપ. (૨) શાખ, આબરૂ.

**છાપનાર**, પુ છાપવાનું કામ કરનારો; છાપખાનાનો ઉપરી.

**છાપરિયા**, પુ માંગરોળ તરફના વાણિયાની એકનાત (૨)વિ.છાપરાના બરનું. (૩)ભરવાડ જેવા ભટકતા લોકોનો સમુદાય.

**છાપરી**, સ્ત્રી. નાનું છાપરૂ; ઝુંપડી; મઢુલી.

**છાપરૂં**, ન, [ **सं. छिप्पिरं** ] રહેવાના સ્થાન ઉપર કરવામાં આવતું

આચ્છાદન તે (૨) જેની ઉપર આચ્છાદન હોય એવું નાનું રહેવાને બાંધેલું સ્થાન; ઝુંપડું. ક્રિ૦ પ્ર૦ છાપરે ચઢવું=મોઘા થવું; ઉંચા જવું. છાપરે ચડાવવું=ફુલાવવું; ચડાવવું. છાંપરાં ઠેકવાં=હદપાર આનંદ દેખાડવો; નિરંકુશ બની જવું.

**છાપવું,** ક્રિ. સ. એક ચીજ ઉપરનો આકાર બીજી ચીજ ઉપર દાબીને પાડવાની ક્રિયા કરવી તે; સિક્કો ઉઠાડવો; ભાત કે તરેહ પાડવી. (૨) 'અમુક આવું તેવું છે' એમ જાહેર કરવું; ઓળખાવવું (૩) ફજેતી કરવી;જાહેરકરવું.

**છાપું,** ન. વર્તમાનપત્ર; પત્રિકા. (૨) છાપીને પાડેલું ચિહ્ન કે આકાર (૩)બીબું; છાપવાનું ઓજાર (૪)ચામાચેણ

**છાપેલું,** વિ. ચિહ્નિત; જાહેર (૨) પ્રસિદ્ધ થયેલું; અમુક પ્રકારની છાપ પડી ગયેલી હોય એવું.

**છાપો,** પુ. ઓચિંતો હુમલો તે; એકદમ તૂટી પડવું તે. (૨) છાપ; સિક્કો (૩) તિલક; અમુક ચિહ્ન (૪) લાગો, વેરો. ક્રિ. પ્ર. છાપો મારવો=ઓચિંતું તૂટી પડવું. છાપો ભરવો=વેરો ભરવો.

**છાબ,** સ્ત્રી. [ सं. शराव ] વાંસની ટોપલી; છાબડી. (૨) ધાતુની છાછરી થાળી; ટાટ. (૩) લગ્ન પ્રસંગે વર પક્ષ તરફથી કન્યા માટે લુગડાં ઘરેણાં વગેરે આપવાં તે.

**છાબડી,** સ્ત્રી. નાની છાબ; છાછરી ટોપલી. ક્રિ. પ્ર. છાબડી કળપવી=મરણ પાછળ કરવામાં આવતી એક ક્રિયા. છાબડી વાળવી=સ્ત્રીના મરણ પછી તેનાં પિયેરિયાએ છેલ્લીક્રિયાનાકપડાં વગેરેઆપવાતે.

**છાબડું,** ન. છાબ.

**છાયા,** સ્ત્રી. [ सं. ] પડછાયો; ઓળો; છાંયડો. (૨) પ્રતિબિંબ, ઓળાની આકૃતિ છાયાચિત્ર=ફોટોગ્રાફ (૩) તેજના કિરણો; નૂર; કાન્તિ. (૪) રોફ; દાબ; દમ (૫) છત્ર; આશ્રય. (૬) અલ્પાંશ; આભાસ. (૭) ચિત્રમાં ઓળાનો જે ઝાંખો આકાર પડે છે તે. (૮) ભૂત; પિશાચ. ક્રિ. પ્ર. છાયા કરવી=આથ આપવી. છાયા પડવી. રોફ પડવી=છાયા લેવી=અમુકને મળતું આવે એવું કરવું. રૂ. પ્ર છાયા જેવું=સદા જોડાયેલું રહેતું હોય એવું

**છાયાનટ,** પુ. એક જાતનો રાગ

**છાયાપુરુષ,** પુ. સપાટ મેદાન વચ્ચે ઉભા રહી ઘણીવાર સુધી એકીટસે પોતાની છાયા સામું જોઈ રહી એકદમ આકાશભણી ઉચું જોતાં પોતાના જેવીજ જે પુરુષાકૃતિ દેખાય છે તે.

**છાયાયંત્ર,** [ सं. ] છાયા માપવાનું યંત્ર. (૨) છાયાના પ્રમાણ ઉપરથી વખત કાઢવાનું ઓજાર. (૩) છાયા ઉપરથી છબી પાડવાનું યંત્ર.

**છાયેલ,** [ दे. छाइलो ] સ્ત્રીઓને પહેરવાનું છાપેલું લુગડું; છાયલ, છાલ.

**છાયો,** પુ. છાયા; ઓળો; પડછાયો. છાયડો.

**છાર,** પુ. [ सं. क्षार ] ખાખ;

બળતાં ઓગળીને ખરેલો રાખ જેવો છંદેનો ભુકો. (૨) સ્ત્રી. રાખ; ધૂળ; કચરો. (૩) છારી.

**છારવું**, ક્રિ. સ. બળીને ખાખ થઈ જાય એમ કરવું (૨) છારે દબાવવું (૩) છમકારવું. (૪) માંડીવાળવું. (૫) ઢાંકવું; છાવરવું. [ માંજવાનો લાકડાનો કુચડો

**છારિયું**, ન વાસણને અંદરથી

**છારી**, સ્ત્રી ઝીણાં ચીકણાં પરમાણુઓનું પડ. (૨) ઝીણી ધૂળ-રજ. (૩) સેંદ્રિય વસ્તુઓ ઉપર મુવાળા જેવું ઉગે છે તે. (૪) ફુગ. ક્રિ. પ્ર છારી આવવી=ઝાંખું દેખાવું. છારી વળવી=ફૂગ આવવી; થોડુ દેખાવુ; મોતિયો આવવો.

**છારું**, ન. નળિયાં ને ઇંટ વગેરેનો બળેલો કચરો. (૨) ભૂકરે ક્રિ પ્ર છારું નાખવું=ઇંટ વગેરેના બળેલો ભુકો જમીનપર દાબીદેવો. (૩) આકરું; તીખું; કડક.

**છારોડિયું**, વિ. વાશી; પિત્તને લીધે તીખું ને વિકારી એવુંઃ—છારોડિયા ઓડકાર.

**છાલ**, સ્ત્રી. [ **સં.** ] વનસ્પતિનું ચીકણું રેસાદાર ઢાંકણું; વનસ્પતિની ચામડી. ક્રિ. પ્ર. છાલ પાડવી=ઉપર ઉપરથી સોરવું; માણસને ઝાટકવું અંતરછાલ=વચલી છાલ (ઓસડમાં અંતરછાલ કામ આવે છે. કેટલીક છાલ પાતળી ને સફાઈદાર હોય છે. કેટલીકના લાંબા રેસા નીકળી તેનાં લુગડાં વણાય છે.)

**છાલક**, સ્ત્રી. [ **સં. ક્ષાલન** ] પ્રવાહીના જથ્થાનું ઉછળીને બહાર પડવું તે; છાળ. ક્રિ. પ્ર. છાલક ઉડાડવી=પાણીના જથ્થાને ઉછાળવો. કહે૦ ઝાપે છાલકો મારવી=ખૂબ ઉદાર થઈ ઉડાડવું.

**છાલકબાજી**, સ્ત્રી. છોકરાઓને પાણીમા રમવાની એક રમત.

**છાલકું**, વિ. છલકાઈ જાય એવું; નહિ ઉંડું (૨) હલકું; મોટા પેટનું નહિ એવું. (૩) બેઅદબ; પાજી. (૪) ન. પીઠની બેઉ બાજુએ રહે એવી અનાજ વગેરે ભરીને ગધેડા ઉપર ચડાવવાની ગુણ. (૫) છાલકામા રહે એટલા વજનનું તે; (૬) મોટા કોથળા જેવું પેટ; ફાંદ.

**છાલાં**, ન સુકી છાલના પડ; છાલના કરેલા લીલાસુકા કકડા; છોડા (૨) છોડાં; છેતરા; ફોતરા (૩) પ્રાણીની ચામડી ઉપરનાં લિંગડા. ક્રિ પ્ર. છાલા ફૂટવાં=રેસા જુદા પાડવા. (૨) ખોટી મહેનત અથવા માથાફોડ કરવી છાલા વીણવાં =ખાલી વલખાં મારવાં કહે૦ છાલાં તે આખર ઠાલાં=ખાલી ઉપર ઉપરનો દેખાવ કરવો તે પરિણામે નકામો.

**છાલિયું**, ન. પતરાનો વાટકો.

**છાલી**, સ્ત્રી. નાની છાછરી વાડકી. (૨) ચુડી. કહે૦ આ લે તારી છાલી અને હું તો મારે ચાલી. (સ્ત્રીની અસહનશીલતા અને સ્વચ્છંદતા બતાવે છે)

**છાલું**, ન. છોડું; ફોતરું. (૨) ઘડીમાથી લોટવાળવાનું છોડું (૩) નાનીતાંસળી.

**છાવણ**, ન. છાજ; આચ્છાદન.

**છાવણી**, સ્ત્રી. સૈન્યનુ મથક; શિબિર; લશ્કરનો પડાવ-મુકામ. (૨) કોઈપણ સમુદાયનો પડાવ. ક્રિ. પ્ર. છાવણી

નાખવી=મુકામ કરવો. [ (૨) ઢાંકપિછોડો.

**છાવર,** પુ. આચ્છાદન; ઢાંકણુ

**છાવરવું,** ક્રિ. સ. [ **સં. छद्** ] ઉપર ઉપરથી ઢાંકવું; દોષ હોય તેને ઉઘાડો નહિ પડવા દેવો; ઉપરથી ઉડાવી દેવું (૨) તરફદારી કરવી.

**છાવું,** ક્રિ. સ. [ **સં. छद्** ] ઢંકાય એમ ઉપર પાથરવું

**છાશ,** સ્ત્રી. [ **સં. तक्र** ] દહીંને વલોવીને બનાવેલું ખાટું પવાહી. ક્રિ પ્ર છાશ પીવી=શિરામણી કરવી. છાશ પીવાટાણું=સવાર છાશબાકળા=કસવગરનું

**છાસટિયો,** પુ. પાણી પાઇને ઉગારેલી જુવાર.

**છાશી,** વિ એંશી ને છ; ૮૬ છયાશી

**છાસઠ,** વિ સાઠ ને છ; ૬૬.

**છાળ,** સ્ત્રી છોળ. (૨) ઓરો.

**છાંઈ,** સ્ત્રી. છાયા [ નારો; ગપ્પી

**છાંકું,** ન ખોટી ને મોટી વાતો કર-

**છાંગળ,** પુ કીટો; ઇંટના રસનો ગંઠો

**છાંછવું,** વિ. ઉછાછળું, છોકરવાદ; ઉદ્ધત. [ ઉપલકિયું.

**છાંછળમાંછળ,** અ. ઉપર ઉપરનું;

**છાંછળું,** વિ ઉદ્ધત; અણસમજુ; ગમે તેમ બકી દે એવું. (૨) આછકલુ, હલકું.

**છાંછું,** અ. મંતર ભણીને ફુંક મારવી તે. (૨) વિ. ગંદુ; મેલું; જ્યા ત્યા માથું મારે એવું. (૩) સુજી.

**છાંટ,** સ્ત્રી પાણીની ઝીણી ઝીણી ફરફર; પાણીના છુટક છાંટા. (૨) રંગની જે ઝીણી ઝીણી ટપકી નાખી હોય તે; ભાત (૩) ઝડપ; ઉતાવળ. (૪) અફવા; બડાઈની વાત (૫) ગુણપાટની ભરેલી થેલી. ક્રિ પ્ર. છાંટ નાખવી=પાણીના છાટા નાખીને પવિત્ર કરવું છાટ મારવી =ગપ્પાં મારવા; બડાઇ કરવી.

**છાંટણું,** ન છાટા નાખવા તે; છાટાની ભાત; છાંટા છાટા પડેલા હોય એવુ જે તે. (૨) છાટિયુ; મરી ગયેલાને નહાવુ તે.

**છાંટવું,** ક્રિ સ દેવતા ઉપર પાણી નાખવું; હોલવવું. (૨) સિંચવું; ટપકા ટપકાં થઈ પડે એવી રીતે રેડવુ. (૩) છાંટાની માફક ભભરાવવુ; વાવવું. (૪) ઉડાડવું; ઉછાળીને નાખવુ. (૫) રંગનું પાણી લીપવું; આછુંઆછું ચોપડવુ. (૬) ઉપર ઉપરથી થોડુ થોડુ કાતરી નાંખવું; દૂર કરવું. (૭) લાંચ આપવી (૮) ગપ મારવી (૯) ગર્ભ રહે એમ કરવું (૧૦) ખીજવું; ઠપકો દેવો છાટી નાખવું= ઉપર ઉપરથી કાપી નાખવું

**છાંટિયું,** ન. સ્ત્રીઓની કોટનુ એક ઘરેણું, મંગળસુતર. (૨) માત્ર પાણીની છાંટથીજ શુદ્ધ થવાય એવું છેટેનું સૂતક. (૩) છાંટ નાખવાનો જે કુચો તે; પીછી (૪)પાણી છાટવાની ઝીણાંકાણાંવાળી ઝારી.

**છાંટી,** સ્ત્રી. પાણીના ઝીણા ઝીણા છાટા તે; ફરફર. (૨) ટીપું; બિંદુ.

**છાંટું,** વિ. ગપ્પી; જેમ ફાવ્યું તેમ બોલી નાખનાર.

**છાંટો**, પુ. [ सं. छटा ] પ્રવાહીનુ ટીપું; બુંદ (૨) ડાઘ, બદનામી; દોષ. રૂ. પ્ર છાટો પાણી=દારૂ પીવો તે ક્રિ પ્ર. છાંટા ઉડવા=સોબતની અસર થવી; બગડવુ (૩) ઘી ચોપડ (૪) અંજલિ આપવી તે; અર્ઘ રૂ. પ્ર બે છાંટા નાંખી લો=ઝટપટ સંધ્યા પૂજા કરી લો. ક્રિ. પ્ર છાટો લેવો–આપવો=અન્નપાણી લેવા દેવાનો વ્યવહાર છાટો નાખવો=થોડું આપવું (૨) મરણોત્તરની કોઈ ક્રિયા કરવી (વરસીનો છાટો નાખવો) રૂ પ્ર છાટો બંધ=આપલેનો વ્યવહાર બંધ કરી દેવો તે.

**છાંડણ**, ન. [ स उच्छन्न ] છાડવુ તે (૨) છાંડેલુ તે: ખાતા વધેલુ તે, અજીઠું

**છાંડવું**, ક્રિ૦ સ૦ તજવુ; છોડવું, મૂકી દેવું (૨) છેડો ફાડી આપવો (૩) જમતા ભાણામાં બાકી રહે તેમ કરવું, અધુરેથી તજી દેવું. (૪) છાણવું; છીણવું. રૂ પ્ર૦ મૂકી છાંડવુ=લઈને રાખી મૂકવું; બૈરું છાડવુ=પરણેલી બાઈડીને તલાક આપવી કન્યા છાડવી=વિવાહિત કન્યાને છાડી દેવી [ (૨) જમતાં વધેલુ

**છાંડેલું**, વિ તજેલું; તલાક આપેલુ

**છાંડ્યું**, વિ છાડેલું;ભાણામાં વધેલુ

**છાંદવું**, ક્રિ સ સરખું કરવું; જાડું જાડું લીપવું; છાણમાટીની ગાર દબાવવી. (૨) ઢાંકપિછોડો કરવો; છાવરવું.

**છાંદો**, પુ૦ જાડું લીપણ; ગારો. (૨) છાડણ; છંડામણ.

**છાંદોગ્ય**, ન એક મોટું ઉપનિષદ.

**છાંય**, જુ છાય; છાયા

**છાંયડી**, સ્ત્રી. છાયા; નાનો અને આછો ઓળો

**છાંયડો**, પુ છાયા; છાંયા, ઓળો.

**છિટ્છિટ્**, અ. છટ.

**છિદ્ર**, ન. [ सं ] કાણુ: બાકું; નાકુ. (૨) દોષ; ખામી. ક્રિ૦ પ્ર૦ છિદ્ર કાઢવા=ખામી કાઢવી છિદ્ર શોધવાં= ગમે તેમ કરીને દોષ ગોતી કાઢવા.

**છિદ્રાળુ**, વિ કાણાવાળુ (૨) ખામીવાળુ. [ કુલટા સ્ત્રી.

**છિનાળ**, સ્ત્રી વ્યભિચારિણી, જારિણી;

**છિનાળવું**, વિ વ્યભિચારી

**છિનાળી**, સ્ત્રી છિનાળુ (૨) છિનાળુ કરનારી સ્ત્રી

**છિનાળું**, ન પુરુષે પરસ્ત્રી સાથે અને સ્ત્રીએ પરપુરુષ સાથે સબધ કરવો તે, વ્યભિચાર [ જુદું પાડેલું.

**છિન્ન**, વિ [ सं ] કાપેલું; છેદેલું;

**છિન્નભિન્ન**, વિ. કપાઇને જુદું પડી ગયેલું; હાલહવાલ

**છિપોલી**, સ્ત્રી છીપ, શુકિત.

**છિયાડી**, સ્ત્રી વાતાવરણમાની નીચે પડેલી ઝીણી રજોટી (૨) ધુમાડીની રજ.

**છિયાડો**, પુ વાથી ઉડી પડેલો કચરો.

**છિંક**, સ્ત્રી. [ सं. छिक्का ] નાકમાં સળવળાટ થઇ પાણી અને વાયુનું જોરથી નીકળવું તે; છિકવું તે.

**છિંકણી**, સ્ત્રી. છિંક આણે એવું

સુંઘવાનું તમાકુનું ચૂર્ણ. (૨) સુંઘવાની અજર; તપખીર

**છિંકવું**, ક્રિ૦ અ૦ છિંક ખાવી; નાકમાંથી અવાજ સાથે વાયુ કાઢવો કહે૦ છિંકતાં છીંડાં પાડવાં=સહેજ સહેજમાં દોષ કાઢવો.

**છિંકારડું**, ન. જેની ફુકનું ઝેર ચઢે છે એવું એક નાનું પ્રાણી

**છિંકારવું**, ન વારંવાર છિંક છિંક કનારૂં હરણ; કુરંગ

**છિંકારૂં**, ન. હરણ.

**છિંટ**, સ્ત્રી રંગિત ભાત પાડેલું કપડું; વેલબુટ્ટીવાળું કપડું.

**છિંટલો**, પુ. કાટાનો ભારો ઉપાટવાની બે કાંટાવાળી લાકડી

**છિઃ**, અ છટ (૨) છિંકનો અવાજ ૩. પ્ર. અછિઃ=કૃત્રિમ છિંકનો અવાજ. (૩) વિ ગંદુ; મેલુ, અશુદ્ધ; અસ્પર્શ. (૪) સ્ત્રી. નરક; ગૂ

**છી**, સ્ત્રી ગંદી અથવા અપવિત્ર વસ્તુ; નરક, લિંટ, વગેરે. ક્રિ૦ પ્ર૦ છી કરવી=બાળકનું હગવું. રૂ૦ પ્ર૦ મોંએ છી ગંધાવી=અણખાણ થવું. વ્યંગમાં-નાનું બાળક (૨) વિ. મલિન; અપવિત્ર. (૩) અ૦ કંઈ માલ નથી, એવા અર્થમાં વપરાય છે. –છી છી　　　[ છીછલ્લું

**છીછકલું**, વિ. છાછરૂં; હલકા પેટનું;

**છીછલ્લું**, વિ હલકું; બહુ ઉંડું નહિ એવું.

**છીછી**, અ. છટછટ.

**છીટ**, સ્ત્રી. અણગમો; તિરસ્કાર; અભાવ (૨) અ૦ ધુતકારી નાખવું તે; છટ ક્રિ૦ પ્ર૦ છીટ હોવી=અણગમો હોવો. (૩) કંટાળો (૪) હરકત; વાંધો.

**છીટકોરવું**, ક્રિ. સ. ઝારીથી પાણી છાંટવું　　　　　　　[ પોતડી.

**છીટી**, સ્ત્રી૦ આખી છાપેલી નાની

**છીડું**, ન બહાનું; મિષ (૨) છિદ્ર. (૩) રેસાવાળું છોડું.

**છીણવું**, ક્રિ સ ઘસીને બારીક થઇ જાય એમ કરવું; છાણવું. (૨) કાપવું; મોળવું; સમારવું (૩) બારીક રેસારેસા જેવી ચીરીઓ થાય એમ કરવું; છુંદો કરવો: ખમણવું

**છીણી**, સ્ત્રી. છીણવાનું ઓજાર. (૨) કઠણ વસ્તુ કાપવાનું લોઢાનું ત્રિધણું; ફરશી (૨) લાકડા વગેરે ફાડવાની લોઢાની ફાચર,ક્રિ૦ પ્ર૦છીણી મારવી=ફાંસ મારવી; થતા કાર્યને છેદી નાખવું. છીણી મૂકવી= કાપી નાખવું; બગાડી નાખવું.

**છીત**, સ્ત્રી. છીટ; અભાવ; અણગમો.

**છીતરી**, સ્ત્રી. બે ઘરોના કરા વચ્ચેની સાંકડી ગલી; નવેળી.

**છીતવું**, ક્રિ. અ છીછરા પાણીમાં વહાણનું લાધવું.

**છીદડી**, સ્ત્રી. જુ. છીદરી.

**છીદરી**, સ્ત્રી. સ્ત્રીઓને પહેરવાનું છાપેલું કપડું; ઝીણા અને પોલા દાણાની ભાતનું છાયલ; છીદડી. (૨) દાણાનું વેરાવું તે ક્રિ૦ પ્ર૦ છીદરી કરવી=દરેડો

કરવો; આમતેમ વસ્તુઓ નાખી રાખવી.

**છીદરૂં**, વિ. [સં. छन्न] આછું. (૨) છુટુંછુટું; વેરાતું.

**છીદવું**, જુ છેદવું

**છીનવું**, ક્રિ. સ. [ સં. छिद् ] છીનવી લેવું; તાણી લેવું; ઝુંટવી લેવું. (૨) છળકપટથી લઈ લેવું; હરી લેવુ

**છીનવું**, ક્રિ. સ. [ સં. छिद्] છીણવું; કાપવુ; મોળવું; સમારવું. (૨) જુદો કરવો; ખમણવું. (૩) ઘસીને ચાળવું અથવા ગાળવુ.

**છીપ**, સ્રી. [ સં. शुक्ति ] એક જાતની માછલીનું ઘર; સીપ; છિપોલી; કાલુ નામની મોતી બનાવનારી માછલીનુ કોટલું.

**છીપકળી**, સ્રી એક જાતનો સાપ

**છીપણું**, ન. [ સં. सिच ] કિનારા પર પાણી છીપવુ તે; સિંચન. (૨) છીપવાનું પાત્ર; છીપ. છીપણી= જેમાથી પાણીની ધારાઓ નાખી શકાય એવી પાણી સિચવાની ઝારી.

**છીપર**, સ્રી. પત્થરની છાટ; શિલા. (૨) પાતળો લીસો નિસાતરો; નિસા.

**છીપરૂં**, વિ. ગંદું; ચુંથાયેલું (૨) ધોવાનો નાનો પત્થર.

**છીપવું**, ક્રિ. સ. [ સં. सिच्] થોડું થોડું પાણી નાખવું; સિંચવું; છાંટવું. (૩) છાંટા છાંટા પડયા હોય એવી ભાત પાડવી; છાપવું. ક્રિ૦ અ૦ સંતાવુ; લપાવું. (૩) શરમાવું; મોં સંતાડવું [ છીછરૂં ઢાંકણ; તાસક.

**છીબું**, ન. તપેલી ઉપર ઢાંકવાનું

**છીલટું**, ન. છોડુ, છોતરૂં.

**છીલર**, ન. આછા પાણીનું ખાબોચિયુ; છીછરૂં તલાવડું. [ છોલવું.

**છીલવું**, ક્રિ સ. છોડાં કાઢવાં;

**છીંડી**, સ્રી. ઘરની પાછળની ગલી; પછીતની સાંકડી બારી.

**છીંડું**, ન વાડમાં થઈને જવા આવવાનું જે નાનું દ્વાર તે; ફાટક; ઝાંપો. (૨) છિદ્ર. ક્રિ૦ પ્ર૦ છીંડું પાડવું=બાકું પાડવું, રસ્તો કાઢવો. કહે૦ છીંડે ચડયો તે ચોર=જે પકડાય તે ગુનેગાર.

**છીંપો**, પુ. [ સં. छिम्पक ] કપડા ઉપર રંગની તરેહ છાપનારો; રંગારીનું અને કપડાં છાપવાનું કામ કરનારી એક નાત.

**છુ**, અ ફુંકનો અવાજ; મંત્રની ફુંક; ઉડાડવું, ખસેડવું, વગેરે ક્રિયાઓ બતાવવાને તાંત્રિકો ઓઠથી અવાજ કરે છે તે. છુમંતર=તંત્રમંત્રની ક્રિયા; જાદુ.

**છુટક**, અ. છુટુ છુટું અપાય લેવાય તેમ; પરચુરણ; જુદુ જુદુ પડયું હોય તેમ. (૨) વિ૦ છુટુંછુટું; વિખરાતું. (૩) ના૦ છુટકો; છેડો (૪) અમુક રીતે કર્યા વગર ચાલેજ નહિ એવું જે તે.

**છુટકબારી**, સ્રી. છુટવાની બારી; છેવટનો માર્ગ; છુટકો.

**છુટકારો**, પુ. છુટી જવું તે; મોક્ષ; મુક્તિ. (૨) છેડો; પરિણામ. (૩) નિકાલ; છુટા થઇ જવું તે.

**છુટકો,** પુ. છુટી જવું તે; મોક્ષ; મુક્તિ. (૨) છેડો; પરિણામ (૩) નિકાલ; તોડ. ક્રિ. પ્ર. છુટકો કરવો=નિકાલ કરવો

**છુટાછેડા,** પુ બંધનમાથી છુટા થવું તે; ફારગતી; લગ્નના બંધનમાંથી છુટા થવું તે (૨) ગર્ભથી મોકળા થવું તે (૩) ભાગીદારીમાથી વહેંચણી કરીને છુટા થવુ તે.

**છુટાપણું,** ન. સ્વતંત્રતા; બંધનરહિતપણું; છૂટ.

**છુટી,** સ્ત્રી. છૂટ હોવી તે: રોકાણ નહિ હોવુ તે, છૂટ. (૨) રજા; આરામ: પાછી (૩) નવરાશ; અવકાશ. ક્રિ૦ પ્ર૦ છુટી થવી=અવરોધ નીકળી જવો છુટી કરવી=પ્રતિબંધ કાઢી નાખવો

**છુટું,** વિ નહિ જોડાયેલું; જુદુ. (૨) નહિ બાંધેલું. (૩) વેરાયેલું; પ્રસરી પડેલું. (૪) મોકળુ; ખુલ્લું (૫) અલગ રહેલું; સાથ રહિત (૬) અનિયંત્રિત; કાબુમાં ન હોય એવુ. (૭) સંગરહિત; મુક્ત (૮) સ્વતંત્ર; અંકુશ રહિત. (૯) ઝુલતુ, લબડતુ. ક્રિ૦ પ્ર૦ છુટુ કરવુ=રજા આપવી: મુક્ત કરવુ; છોડી દેવુ. છુટુ પાડવુ=અલગ કરવું; જુદુ પાડવુ. છુટું મેલવું=સ્વતંત્રતા આપવી; છોડી મૂકવુ. છુટુ મૂકવુ=દાબ નહિ રાખવો. મોછુટું=શરમાય નહિ એવુ. હાથ છુટો=ઉડાઉ; ઉદાર. (૨) ચોરટું છુટુ રાખવુ=બંધનમા નહિ લેવુ (૧૦) પરચુરણ; ખુરદો (૧૧) નહિ વળગેલુ એવુ તે. છુટી જવુ=આરોપમાંથી મુક્ત થવુ; છટકીજવું. છુટું છુટું=અલગ અલગ છુટે મોઢે=પોકે પોક મૂકીને છુટે દુપ્પટે=કંઇ પણ સરસામાન રાખ્યા વગર; એકલાજ. છુટું છવાયુ=થોડેથોડે અંતરે, કહીંકહીં

**છુપાછુપ,** અ છાનેમાને, છુપી રીતે (૨) છાનું; ખાનગી [ઢાંક્યું.

**છુપાયું,** વિ છાનુ, ગુપ્ત; ખાનગી;

**છુપાવવું,** ક્રિ સ. છાનુ રાખવું; કોઈના જાણવામાં આવે નહિ તેમ કરવું.

**છુપું,** વિ છાનુ; ગુપ્ત, ખાનગી.

**છુમકાર,** પુ છુમછુમ એવો અવાજ તે; ઝમકાર. [તે, ઝંકાર

**છુમછુમ,** ન. છમઝમ એવો અવાજ.

**છુમંતર,** પુ કોઈ જાણી શકે નહિ એવો મંત્રથી જે ચમત્કાર કરવો તે. (૨) છાની તાંત્રિક વિદ્યા; જાદુઈક્રિયા. (૩) મંત્રપ્રયોગ

**છુરી,** સ્ત્રી. છરી; ચાળી. (૨) અસ્ત્રો.

**છુવાવું,** ક્રિ. અ. [ सं. क्षुर ] અભડાવુ, અપવિત્ર થવું.

**છુંછાં,** ન. તતુના નકામા છેડા; સુતર વગેરેના ટુકા પાતળા ને સુંવાળા છેડા; દશી.

**છુંછું,** ન. મોં; મુખ (ગ્રામ્ય)

**છુંદણી,** સ્ત્રી. છુંદણાં પાડવાની રીત. (૨) છુંદવાની ક્રિયા. (૨) છુંદીને પાડેલી ભાત તે

**છુંદણું,** ન શરીર ઉપર કાળા રંગનું ટપકુ કરી તેને છુંદી છુંદીને જાય નહિ, કાયમ રહે તેમ કરવું તે; ત્રાજવું; ચિહ્ન;

ટોચણું. ક્રિ૦ પ્ર૦ છુંદણાં છુંદવાં=ચામડી પર ચિહ્ન ટોચાવવાં. (૨) એકને એક દોષને આગળ ધરી ધરીને મેણાં માર્યા કરવા છુંદણાં પાડવા=દોષ કાઢ્યા કરવો

**છુંદવું**, ક્રિ. સ. [ सं. छिद् ] અણીવાળા હથિઆરથી ટોચ ટોચ કરવું (૨) પગ તળે દાબવું; કચરવું. (૩) ખૂબ મારવું; કકડે કકડા કરી નાખવા. (૪) કૂટવું; વાટવું.

**છુંદાવવું**, ક્રિ પ્ર છુંદાય તેમ કરાવવું.

**છુંદો**, પુ. કચુબર; છુંદી છુંદીને કરેલી ઝીણી નાની કચર તે ક્રિ પ્ર. છુંદો કરવો=કચુબર કરવી.

**છૂટ**, સ્ત્રી. અટકાવ કે કબજો નહિ હોવો તે; અપ્રતિબંધ; સ્વાતંત્ર્ય (૨) હક; સત્તા. (૩) રજા; પરવાનગી. (૪) છોડી દેવું; ઘટાડો આપવો તે. (૫) મોકળાશ. (૬) ચપળતા, હોશયારી:-કામની છૂટ સારી છે ક્રિ. પ્ર છૂટ આપવી=સ્વતંત્રતા આપવી છૂટ મૂકવી=ઓછુ લેવુ. (૨) સ્વાતંત્ર્ય આપવું. (૩) છુટ્ટુ રહેવા દેવું. છૂટ રાખવી=પરવાનગી રહેવા દેવી; ખુલ્લું રાખવું છૂટ લેવી=સ્વતંત્રતા માગી લેવી. છૂટછાટ=કંઇક છોડી દેવું તે; નિર્ભયતાથી બોલવુ.

**છૂટવું**, ક્રિ અ. બંધનમાંથી બહાર નીકળવું; છુટા થવું. (૨) જુદા પડવું; છુટા પડી જવું. (૩) નીકળવું; જોરથી ઉડવું. (૪) ભડાકો થવો.

**છૂટકારો**, પુ. છુટકો; તોડ; મુક્તિ; મોક્ષ [ છાના રહેવું

**છૂપવું**, ક્રિ અ સંતાઈ રહેવું;

**છૂવું**, ક્રિ. અ અડકવું, અભડાવું; અપવિત્ર કરવું

**છેક**, અ તદ્દન; બીલકુલ; નરદમ, સાવ (૨) પુષ્કળ, હદ ઉપરાત. (૩) લીટી, છેકો.

**છેકણી**, સ્ત્રી. છેકો, લીટો અને આંકો કરવાનું ઓજાર. (૨) છેકછાક કરવી તે (૩) છેકછાક કરવાની રીત

**છેકવું**, ક્રિ. સ. છેકો મારવો; ચેરવું. ભુંસવું; કાઢી નાખવું.

**છેકાછેક**, સ્ત્રી ગમે તેમ છેકા કરવા તે, ચેરાચેર (૨) અ. સાવ અંતે આવી ગયલુ હોય તેમ.

**છેકો**, પુ છેકવુ તે; છેદ; લીટો; રદ કરવાને જે લીટો મારવો તે. (૨) ડાઘ, લાંછન; ચિહ્ન [પોતડી; સુગટી

**છેટી**, સ્ત્રી. [ सं. शाटी ] નાની

**છેટું**, ન. બે વસ્તુઓ વચ્ચેનું અંતર; આનરો: ગાળો; ટપ્પો. ક્રિ પ્ર. છેટું પડવું=અતરમાં વધારો થવો; મન જુદાં પડવાં છેટુ ભાગવું=અતર ઓછુ કરવું; વાંધો હોય તે કાઢી નાખવો.

**છેટે**, અ. દૂર; આઘે; વેગળે. (૨) વ્યવહાર બહાર. ક્રિ. પ્ર. છેટે બેસવું=સ્ત્રીનું અભડાવુ; રજસ્વલા થવું

**છેડણી**, સ્ત્રી છેડવું તે; અટકચાળું; અડપલું. ક્રિ. પ્ર. છેડણી કરવી=ખીજવવું.

**છેડતી**, સ્ત્રી. છેડાવા કે ઉશ્કેરવાનું

કારણ તે; અટકચાળું; અડપલું (૨) દોષ; વાંક; ખોટ; છિદ્ર. ક્રિ. પ્ર. છેડતી શોધવી =વાંધો પડે એવો લાગ શોધ્યા કરવો

**છેડલો**, પુ. છેડો; કપડાનો છેવટનો ભાગ; પાલવ. (કવિતામાં વપરાય છે.)

**છેડવું**, ક્રિ. સ ઉશ્કેરવું; અટકચાળું, અડપલું કરવું; વતાવવું (૨) છેડાય એમ કરવું; ખીજવવું. (૩) હલાવવું ક્રિ. પ્ર છેડી જોવું=વતાવી જોવું. છેડ્યા કરવું= ખીજવ્યા કરવું [વરને છેડા બાધવાનું વસ્ત્ર.

**છેડાગાંઠણ**, ન. વરકન્યાના પરણતી

**છેડાછેડ**, સ્ત્રી. સતાવણી; ખીજવાટ. (૨) વારવાર સતવવું તે; અડપલાં કર્યા કરવા તે. [ગાંધવા તે (૨) છેડાછેડ

**છેડાછેડી**, સ્ત્રી. વરવહુના છેડા

**છેડો**, પુ કોઇપણ વસ્તુ અથવા વિચાર વગેરેનો છેલ્લો ભાગ તે; હદ; સીમા (૨) પાર; નિકાલ; ખુલાસો; પરિણામ. (૩) ટોચ; મથાળુ (૪) અગ્ર; અણી; નાકું. (૫) મોત. (૬) પાલવ (૭) મોં ઢંકાય એમ ઓઢવું તે; પડદો ક્રિ પ્ર છેડો કાઢવો=લાજ કાઢવી. છેડો છોડવો= નિકાલ કરવો; ફારગતી આપવી. છેડો ઝાલવો=આશ્રય લેવો છેડો ફાડવો=લગ્નના હકથી મુક્ત કરવું છેડો પાથરવો=નમ્ર થઇ માગવું. છેડો મુકાવવો=રોવું છાનું રાખવું છેડો વાળવો=માથે ઓઢીને લાંબે ઘાંટે રોવું. છેડો તાણવો=અટકચાળુ કરવું; લાજ કાઢવી છેડો શોધવો=અંત શોધી કાઢવો. છેડા ગાંઠવા=વહુવરનાં વસ્ત્રોના છેડા એક બીજાની સાથે બાંધવા; છેડે ગાંઠ વાળવી; યાદ રાખવું. છેડે બાંધવું=સાથે રાખવું; આશ્રયમાં લેવું; છેડે બાંધીને લઈ જવું= સાથે લઇને સ્વર્ગમાં જવું. રૂ. પ્ર. છુટે છેડે=છોકરાંછૈયાં કે બીજું કોઇ સાથે ન હોય એમ; એકાકી. માથે છેડો નાંખવો= લાજ શરમ મુકી દેવી [છેતરવાની કળા.

**છેતરપિંડી**, સ્ત્રી છેતરવું તે. (૨)

**છેતરવું**, ક્રિ સ. ભૂલ ખવડાવવી; આડુઅવળું સમજાવી પોતાનું કામ કાઢી લેવું; થાપ દેવી; ઠગવું; છળવું.

**છેતરામણ**, ન છેતરાવાપણું; પ્રતારણા; વચના. [વંચના; પ્રતારણા.

**છેતરામણી**, સ્ત્રી. છેતરામણ;

**છેતરાવું**, ક્રિ. અ ઠગાવું;ગફલત ખાવી.

છેદ, પુ [सं. छिद्] ઘા; કાપો; વાટ; ચીરો. (૨) કાણું; નાકું; છિદ્ર; વેહ. (૩) ગણિતમાં જેનાથી વિભાગ કરવાના હોય તે સંખ્યાનો આંક; ભાજક. ક્રિ પ્ર છેદ કાઢવો=ભાગીને ઓછું કરવું. છેદ ઉડાડવો=મોટી રકમને નાની રકમથી ભાગવી (૪) નાશ; લય

**છેદક**, ત્રિ. છેદનાર; વિભાગ પાડનાર (૨) ભાજક. (૩) ઘાતક; દ્રોહી.

**છેદન**, ન. [सं.] છેદવું તે; કાપવું તે (૨) ખંડન; ક્રિ પ્ર. છેદન કરવું= કાપી નાખવુ. વિરુદ્ધ બોલવું તે.

**છેદનબિંદુ**, ન. [सं.] બે કરતાં વધારે લીટીઓ જ્યાં મળતી હોય તે બિંદુ.

**છેદવું**, ક્રિ. સ. [सं. छिद्] કાપવું; વાઢવું; ચીરવું; વચમાંથી ફાડવું.

(૨) કાણું પાડવું. (૩) ઘડાડવું (૪) નાશ કરવો

**છેદાવું,** ક્રિ અ. કપાવું; વઢાવું.

**છેર,** પુ ઢીલું છાણ (૨) કચરો; ભુકો; જેર. [હગવું.

**છેરવું,** ક્રિ. અ ઢોરનું અપચાનુ

**છેરંટો,** પુ ઢોરને થતો અપચાનો જે રોગ તે; છેતરામણ. (૨) કચરોપુંજો.

**છેરાટો,** પુ હગામણ.

**છેરામણ,** સ્ત્રી. છેરંટો; ઢોર કે માણસને અપચાનો જે પાણી જેવો મળ આવે છે તે

**છેલ,** પુ. [ प्रा. छल्लिओ ] વરણાગિયો; ટાપટીપિયો; ફક્કડ. (૨) વિ રૂપાળા થઇને ફરવાની હોંસવાળું; ફાંકડું.

**છેલકડી,** સ્ત્રી પુરુષને કાને પહેરવાની વાળી; કડી.

**છેલકાંટો,** પુ૦સ્ત્રીને કાને પહેરવાનો લટકતી સેરેનો મોતીનો કાંટો; એક ઘરેણું

**છેલછબિલું,** વિ. ટાપટીપિયું; ભભકાદાર; રૂપાળું; મજેનું; મોહક.

**છેલડો,** પુ. છેલ; જુવાનિયો; ફક્કડ; રંગીલો; છેલ.

**છેલપડી,** સ્ત્રી. સોળનો આંક; સોળ.

**છેલબટાઉ,** પુ. [ छेल+बटु ] ટાપટીપ કરીને મોજમઝામાં રહેનારો જુવાન; નફકરો માણસ. કહે૦ છેલબટાઉ ને હાથમાં છાણું, ઘેર આવ્યા ત્યારે કસેદું કાણું. [ સૌની પાછળનું.

**છેલવહેલું,** વિ. છેલ્લામાં છેલ્લું;

**છેલાઇ,** સ્ત્રી. છેલપણું; વરણાગી (૨) છેલપાણું કરવું તે.

**છેલાણી,** વિ. છેલાઈની ધૂનમાં રહેનાર; સહેલાણી; લહેરી; મોજી

**છેલો,** પુ. છૈયો; છોકરો. (૨) છેલ; જુવાનિયો.

**છેલ્લું,** વિ. છેડાનું; અંતનું; છેવટનું; અંતિમ. રૂ. પ્ર છેલ્લો ઉપાય=છેવટનો પ્રતિકાર છેલ્લા દહાડા=જનન કાળની નજીકનો વખત. (૨) આયુષ્યનો પાછલો ભાગ છેલ્લી ઘડી=અંતકાળ,છેલ્લી સલામ, છેવટના રામરામ. છેલ્લું ઘર=બાજીમાં છેવટનું ખાનું તે. (૩) ફરીને બીજું લગ્ન ન થાય એટલી મોટી ઉમરે કરેલો સંસાર. છેલવહેલું=સૌથી છેવટનું. છેલ્લે પગથિયે =અંતને વખતે છેલ્લે પાટલે=એકદમ છેલ્લી વાતે ઉતરી પડવું તે. છેલ્લો અક્ષર =છેવટની શિખામણ છેલ્લી સનંદ=છેલ્લો જન્મ; મનુષ્યાવતાર. છેલ્લે કયારે પાણી= છેલ્લા-ઘરડપણના દહાડા છેલ્લું ઓસડ છાશ=બીજું કંઇ ઓસડ ફાયદો ન કરે ત્યારે છાશનો પ્રયોગ કરવો.

**છેવટ,** ન. અંત; પાર; પરિણામ; આખર. ક્રિ પ્ર છેવટ આવવું=અંત આવવો. છેવટ લાવવું=પાર લાવવો.

**છેવાડું,** વિ. છેલ્લું; અંતનું;આખરનું. (૨) છેક છેડા ઉપરનું; આગળ પાછળનો આધાર ન હોય એવું.

**છેહ,** વિશ્વાસઘાત; દ્રોહ; દગો; વિશ્વાસમાં રાખીને મારી નાખવું તે. (૨) વિશ્વાસમાં રાખી છોડી દેવું તે. (૩) ઘા;

કાપ; છેદ (૪) અંત; છેવટ. ક્રિ. પ્ર. છેહ દેવો=વિશ્વાસમાં રાખીને ધક્કો મારવો.

**છેંતાળીશ,** વિ. ચાળીશ ને છ;૪૬

**છૈયું,** ન. [ **सं. शिशु** ] છોકરું; નાનું બચ્ચું. છૈયો=છોકરો.

**છો,** ક્રિ. હો ધાતુના વર્તમાન કાળનું બીજા પુ. બ. વચનનું રૂપ રૂ. પ્ર. છો રહ્યુ, છો કરતો=મર પડ્યું, ભલે કરનો. છોને=ભલેને કહે૦છો ભલા તો છીએ ભલા= બહુ મળતાપણું એ નહિ અને બહુ અતડાપણું એ નહિ એવા સબંધથી રહેવું તે. (૨) વિ છ, ૬.

**છો,** સ્રી મરડિયા પત્થરના કકડા વગેરે પકવીને બનાવેલી ચુનાની ગાર અને એનું બાંધકામ તે (છોનો કુવો=ચુનાનો ચણેલો કુવો તે) ચુનો; ચુનાકામ; કેલ ક્રિ પ્ર. છો કરવી=ચુનાનું પડ ચઢાવવું છો દેવી=ચુનો ચઢાવવો; રદ કરી નાખવું

**છોઈ,** સ્રી. સાંઠા ઉપરની પાતળી ચીપ; છાલ. (૨) પતરાળાં કરવાની સાંઠાની સળીઓ. (૨) છો

**છોકરમત,** સ્રી. બાળકબુદ્ધિ; છોકરા જેવી હઠ કરવી તે. ક્રિ. પ્ર. છોકરમત કરવી=બાળકબુદ્ધિએ વર્તવું

**છોકરવાદ,** સ્રી બાળકબુદ્ધિ; છોકરમત

**છોકરવાદી,** સ્રી. બાળકની માફક વર્તવું તે; નાદાની

**છોકરી,** સ્રી. કન્યા; દીકરી.

**છોકરું,** ન. બચ્ચું; છૈયું; બાળ; સતાન; ફરજંદ. કહે૦ છોકરાંથી છાશ સિવાય નહિ=જે જેને લાયક ન હોય તેની પાસે તે કામ કરાવવા જઈએ તો ઉલટું બગડે છોકરૂ કેડમાં અને સારા શહેરમાં શોધ્યુ=અધુરી તપાસનું પરિણામ છોકરૂં ને ગરાસિયુ=એક સરખાં આડા હોય છે.

**છોકરો,** પુ. દીકરો; પુત્ર.

**છોગલું,** ન. છોગું.

**છોગલો,** પુ રૂમાલથી સહેજ મોટો કપડાનો કકડો; અંગુચો. (૨) માથે છોગા તરીકે ઘાલવાનો લુગડાનો કકડો.

**છોગાળો,** પુ. છોગા રાખનારો છેલ; જુવાનિયો; ફક્કડ તરુણ

**છોગું,** ન. પુરુષને માથે બાંધવાના ફેટાનો છેડો જે ઝુલતો રહે તે; કલગી; ધજાની માફક માથે ફરફરતો રહેતો ફેટાનો છેડો; પાઘડીમાં ખોસેલો ફૂલનો તોરો રૂ. પ્ર. ઉપરે છોગે=સૌ કોઇ જાણે જુએ એમ; ચાહન.

**છોછ,** સ્રી. [ **सं शौच** ] પવિત્રતાની કાળજી; શકા; વહેમ; સંકોચ. ક્રિ પ્ર છોછ રાખવી=અભડાયાનો વહેમ રાખવો [ ખણખોદ.

**છોછત,** સ્રી. ખંત; કાળજી;

**છોછં** વિ છાછરૂ; નહિ ઉંડું (૨)ઉઘાડું; અસહાય; આછુ. (૩) ગંદું;મેલું; અશુદ્ધ.

**છોટું,** વિ. નાનું; ટૂંકું; કનિષ્ઠ. (૨) ના. છોડિયુ; છોડું.

**છોડ,** પુ. વનસ્પતિનો તાજો ઉછરતો નાનો રોપો; છોડવો; કરસણ. (૨) સુકાઈ ગયેલું છોડું તે; ગર્ભ સુકાઈ જઈ પેટની અદર બાઝેલું પડ.

**છોડણહાર,** પુ. છોડાવનારો. (૨) વિ. છોડવનારૂ.

**છોડબાંધ,** સ્ત્રી. છોડવું અને બાંધવું તે

**છોડવવું,** ક્રિ. સ છોડાવવુ; ચુકાવવું; રજા અપાવવી

**છોડવું,** ક્રિ સ. છુટું કરવુ (૨) કાઢી નાખવુ (૩) મૂકી દેવુ. (૪) વહેતું મૂકવુ (૫) ત્યાગ કરવો. (૬) ફોડવુ (૭) હવામા ઉડાડવું ગતિ આપવી. (૮) પડ્યુ મૂકવુ; જવાદેવું. (૯) બંધ કરવું; અટકાવવું (૧૦) બહાર નીકળવું (૧૧) પહોળુ કરવું; ખુલ્લું મૂકવુ.

**છોડવો,** પુ છોડ; રોપો.

**છોડાવવું,** ક્રિ સ. મુકાવવુ; છોડવવુ

**છોડિયું,** ન. છાલ; છોડું; ત્વચા (૨) નાનું છોડુ; છોતરૂ. ક્રિ. પ્ર છોડિયા પાડવા=લાકડાના જીણા કકડા ઉખાડવા. (૨) દોષ બતાવવો; સખત ટીકા કરવી.

**છોડી,** સ્ત્રી. છોકરી; દીકરી. (૨) દાસી

**છોડું,** ન. ફળ ઉપરનું ઢાંકણ; છાલ; છોતરૂ. (૨) છાલનો કકડો; ચામડી ઉપરનુ પડ. ક્રિ પ્ર છોડા ઉતારવાં=છોતરાં કાઢવાં. (૨) ચામડી ચિરાઇ જાય એમ મારવું. છોડા કાઢવાં=ચામડી ઉખડે એવો માર મારવો.

**છોતરૂં,** ન છોડું; છાલ; ફોતરૂ

**છોતો,** પુ. કુચડો. (૨) છફો.

**છોબંધ,** વિ. છોથી બાંધેલું; છોવાળું

**છોભાવું,** ક્રિ અ. શરમાવું; લાજ આવવી. (૨) આશંકાવું; શરમિંદા પડવું; ધાક લાગવી. [ શરમિંદું.

**છોભીલું,** વિ. છોભું પડેલું;છોભાયેલું;

**છોભું,** વિ. શરમિંદું; ઝાંખું પડી ગયેલું. (૨) શરમાળ.

**છોર,** પુ. [ **सं. क्षुर** ] અસ્ત્રો; સજૈયો, છર.–દાઢીએ છોર ઉઠવો=અસ્ત્રાની મારફતે બીજા માણસને થયેલા ગડગુમડનો ચેપ લાગવો તે

**છોરૂ,** ન છોકરૂ; નાનું બાળક; છૈયું. પુ છોરો સ્ત્રી છોરી કહે૦ છોરૂ કછોરૂ થાય પણ માતા કમાતા ન થાય=છોકરાં કદાપિ ગુણ ભૂલી જાય પરંતુ માતા પોતાના બાળક પરનો સ્નેહકદીભૂલેનહિ (૨)સંતાન.

**છોલ,** સ્ત્રી. વનસ્પતિની ઉપરની ત્વચા; ફોતરૂં; છાલ (૨) સૌથી ઉપરની છેલ્લી નાજુક પાતળી ને કઠણ છાલ તે. (૩) છોલીને ઉતારી નાખેલી છાલ.

**છોલવું,** ક્રિ. સ ઉપલું પડ ઉખડે એમ કરવું; પડ કાટ વળગાટ કે મેલ ઉઝરડવો (૨)શાક વગેરેની ઉપલી છાલ કાઢી નાખવી. (૩) ઉપર ઉપરનો ભાગ કાપીને ઝળકી આણવી; નિંદા કરવી; ભુંડુ બોલવું.

**છોલાવું,** ક્રિ. અ. ઉપરની સપાટી ઉખડવી; ઘસાવું; છોડિયા પડવાં.

**છોલાણું,** વિ છોલાયેલું (૨) છોબંધ.

**છોવડાવવું,** ક્રિ પ્રે ચુનો દેવડાવવો.

**છોવડાવું,** ક્રિ. અ. અડકાવું; અભડાવવું; અપવિત્ર થવું

**છોવું,** ક્રિ. સ. અભડાવવુ; અપવિત્ર કરવુ;અડવું.(૨)મકાનને છો લગાડવી.

**છોહ,** પુ. વિશ્વાસ આપીને દૂર ખસી જવુ તે; છેહ; દ્રોહ. (૨) વિયોગ; ત્યાગ.

**છોળ,** સ્ત્રી. પાણીનો મોટો ઉછાળો. તે; તરંગ; લોઢ; મોજું

**છોળવું,** ક્રિ. છલકાવું; નાનાં છોકરાંના પેટમાંથી વધારાનું ધાવણ છલકાઇને બહાર નીકળી જવું.

**છોંતેર,** વિ. શિત્તેર ને છઃ ૭૬

---

## જ.

**જ,** પુ. [ **सं. ज** ] ગુજરાતી મૂળાક્ષરોમાંનો ઓગણીશમો અક્ષર.

**જ,** વિ. [ **सं. जन** ] જન્મેલું. પ્રત્યય તરીકે વપરાય છે—વર્ણજ; અંડજ, સ્વેદજ. અ. નિશ્ચય, આગ્રહ અને વિશ્વાસ બતાવે છે. (૨) હદ; મર્યાદા વગેરે બતાવે છે. તથા અમુક અર્થ ઉપર વજન મૂકવાને પણ વપરાય છે

**જઇ, (જયઇ),** પુ. હલકી કિમ્મતનો તાંબાનો સિક્કો; પૈસો. [ વૃદ્ધ.(૨)અશક્ત.

**જઇફ,** વિ. [ **फा.** ] ઘરડું,

**જઇફી,** સ્ત્રી ઘડપણ; વૃદ્ધાવસ્થા (૨) અશક્તિ. [ સાતુ

**જઉ,** પુ. [**सं. यव**] જુ૦ જવ;

**જક,** સ્ત્રી. એકની એક બાબત બહુ આગ્રહથી પકડી રાખવી તે;જીદ; આગ્રહ; આડાઇ; હઠ. ( ૨ ) ભાંજગડ; પચાત; માથાફોડ.

**જકડવું,** ક્રિ. સ. જતરડામાં ઘાલીને ખૂબ દાબવું, ખેંચવું અથવા વાળી નાખવું. (૨) ખસી ન શકે તેમ પકડવું. (૩) નિચોવવું; કચરી નાખવું.

**જકર,** સ્ત્રી જુ જીકર.

**જકાત,** સ્ત્રી. [ **अ. जकात्** મુસલમાની ધર્મ પ્રમાણે કમાણી ઉપરનો ધર્મવેરો (૨) દેશમા આવતા જતા માલ ઉપર રાજ્ય તરફથી જે હાસલ લેવામાં આવે છે તે. દાણ; કર.

**જકાતદાર,**પુ જકાત લેનારો અમલદાર

**જકાતી,** વિ જેની ઉપર જકાત લેવાતી હોય એવું (૨) પુ જકાત ઉઘરાવનારો [ અને ઉચ્ચાર તે.

**જકાર,** પુ [**सं**] જ એવો અક્ષર

**જકી,** વિ. જક ધરનાર; હઠીલું (૨) તકરારી

**જકુખડ,** વિ. ફાટી તૂટી જાય નહિ એવું; ચીકણું, ઘસારો ખમે એવુ. (૨) વછૂટે નહિ એવું; જડસું.

**જક્ષ,** પુ, [ **स. यक्ष** ] દેવ અને મનુષ્ય વચ્ચેની એક જાતિ; યક્ષ. (૧) ખાઈ જાય એવો માણસ. (૩) એક ભૂતજાતિ.

**જક્ષિણી** સ્ત્રી જક્ષ જાતિની સ્ત્રી. (૨) ખાઇ જાય એવી વિકરાળ સ્ત્રી; એક જાતની જોગણી.

**જખ,** સ્ત્રી. [ **सं. झष** ]માછલી. ક્રિ. પ્ર. જખ મારવી=મરજી વિરુદ્ધ કામ કરવાની ફરજ પડવી. કહે૦ જમીને જખ મારવી=જમી રહ્યા પછી અજીઠવાડ ધોવો પડવો.

**જખમ,** પુ. [ **फा. जखम्** ] ચામડી ભેદાઇને પડેલો ઉંડો ખાડો; ઘા;

કાપ; ઝટકો. (૨) ખોટ; હાનિ (૩) બદનામી; બટ્ટો. (૪) સળેખમ. ક્રિ પ્ર. જખમ થવો=ઘા થવો. જખમ કરવો=લાગણી દુઃખવવી જખમ રૂઝવો=ઘામાં અંગુર આવવા ને મટવું;લાગણી ભુલાઇજવી

**જખમી,** વિ જખમ જેને થયેલો હોય તે, ઘાયેલ. (૨) સખત લાગણી થયેલી હોય એવું [ ખાઇ જવું; ભરખવું.

**જખવું** ક્રિ. અ. [सं. जक्ष्]

**જગ,** ન. [ सं. जगत् ] વિશ્વ; જગત. [ (૨) બ્રહ્મા.

**જગકર્તા,** પુ. જગતનો કરનાર; પ્રભુ;

**જગચ્ચક્ષુ,** પુ [सं] સૂર્યનારાયણ

**જગજીવન,** પુ. જગતને જીવાડનારો; પરમેશ્વર.

**જગત,** ન. [ सं. जगत् ] પરમેશ્વરે ઉત્પન્ન કરેલું એવું આ જે બધું તે; વિશ્વ; દુનિયા; ખલક. (૨) પૃથ્વી. રૂ પ્ર. જગતપાણી=ગાળો પીવો રગ પાણી. જગતનો વા=દુનિયાદારીની અસર ક્રિ. પ્ર. જગત જીતવું=લોકોમા યશ મેળવવો [ કરનારી; દુર્ગાદેવી.

**જગતજનેતા,** સ્ત્રી જગતને ઉત્પન્ન

**જગતજામ,** વિ. જગતમાં સર્વત્ર જામી રહેલું. (૨) ના. પરમેશ્વર.

**જગતજેતા,** પુ. જગતને જીતનારો; ચક્રવર્તી રાજા.

**જગતપ્રસિદ્ધ,** વિ. જગજાહેર; જગતમાં સર્વત્ર જેની પ્રસિદ્ધિ હોય એવું

**જગતભવાડો,** પુ. જાહેરમાં ફજેતી થવી તે; મોટો ફજેતો.

**જગતી,** સ્ત્રી. [ सं. ] જગત. (૨) પૃથ્વી. (૩) કવિતાના છંદોનો એક વર્ગ તે

**જગત્પતિ,** પુ. [ सं ] જગતનો સ્વામી; પરમેશ્વર.

**જગત્રય,** ન. ત્રણે જગતઃ સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ

**જગદમ્બા,** સ્ત્રી. [ सं. जगत्+अम्बा ] જગતની માતા; દુર્ગા.

**જગદંબિકા,** સ્ત્રી. [सं.] જગતની માતા; દેવી

**જગદાત્મા,** પુ. [ सं. जगत्+आत्मा ] જગતનો જે આત્મા તે; પરમેશ્વર. [ જગત્પતિ; પરમેશ્વર.

**જગદીશ,** પુ. [सं.जगत्+ईश]

**જગદીશ્વર,** પુ [सं.] પરમેશ્વર.

**જગદુદ્ધાર,** પુ. [ सं जगत्+उद्धार ] જગતનો છુટકારો. (૨) વિ જગતને ઉદ્ધારનાર

**જગદ્ગુરુ,** પુ. [सं.] જગતનો ઉપદેશક. (૨) મહાદેવ (૩) શાંકરમતના મુખ્ય આચાર્યની ઉપાધિ.

**જગદ્ધર,** પુ. [सं] પરમેશ્વર.

**જગદ્ધાત્રી,** સ્ત્રી. [सं.]જગદંબા;દેવી.

**જગદ્વંદ્ય,** વિ. [सं] આખી દુનિયાંને વંદન કરવા યોગ્ય.

**જગન,** પુ. [ सं. यज्ञ ] વૈદિક ધર્મ પ્રમાણે દેવોને આહુતિઓ પહોંચાડવાને મંત્રો ભણી ભણીને અગ્નિમાં સમિધો હોમવાની જે ક્રિયા તે; યજ્ઞ; યાગ.

**જગન્નાથ,** પુ. [ सं. ] જગતનો

નાથ; પરમેશ્વર; વિષ્ણુનો અવતાર; બુદ્ધાવતાર. (૨) જગન્નાથપુરીમાં વિષ્ણુ ભગવાનની જે મૂર્તિ છે તે (૩) સંસ્કૃત ભાષાનો એક મહાન પંડિત

**જગન્નાથપુરી**, ના. ઓરીસા પ્રાંતમાં મહા નદીના મુખ આગળ આવેલું એક મોટું શહેર અને વૈષ્ણવોનું યાત્રાનું ધામ.

**જગન્નાથી**, સ્ત્રી. મલમલથી સહેજ હલકી જાતનું સફેદ કપડું; જગન્નાથજી તરફના વણાટનું સુતરાઉ કપડું.

**જગન્નિવાસ**, પુ. [સં] જગતમાં રહેલા એવા પરમેશ્વર. [ એવું.

**જગન્નિંદ્ય**, વિ. સૌ કોઈથી નિંદાય

**જગન્મિત્ર**, પુ [સં.] જગદ્‌બંધુ.

**જગપતિ**, પુ જગતનો પતિ તે; પરમેશ્વર [ બીડ; અણખેડ જમીન.

**જગબી**, સ્ત્રી જંગલની જમીન;ચરો;

**જગમાન્ય**, વિ બધું જગત જેને માનતુ હોય એવું; સર્વમાન્ય.

**જગમોહન**, વિ. જગતને મોહ પમાડે એવું.

**જગરાય**, પુ. જગતનો રાજા;પરમેશ્વર.

**જગા**, સ્ત્રી. સ્થાન; ઠામ. (૨) કામનું સ્થાન; નોકરીચાકરી. (૩) પ્રયોજન; કારણ (૪) બારું; માર્ગ રૂ. પ્ર. ઉભું રહેવાની જગા=આશરો; આધાર. (૫) બેસણું; હોદ્દો; પદવી.

**જગાડવું**, ક્રિ. સ. [सं. जागृ] ઉંઘમાથી ઉઠાડવું (૨) ચેતવવું; સાવધાન કરવું (૩) ઉશ્કેરવું

**જગાત**, જુ. જકાત

**જગાવવું**, ક્રિ સ મચાવવું; ઉભું કરવું. (૨) ગજાવવું

**જગો**, સ્ત્રી. સ્થાન; જગા.

**જગ્ધું**, ન નાનુ છોકરું; બાળક.

**જગ્યા**, સ્ત્રી. જગા.

**જઘન**, સ્ત્રી. [ सं. ] ઢીંચણ ઉપરનો પગનો આગલો ભાગ; જાંગ; જંઘા.

**જઘન્ય**, વિ. હલકુ; (૨) શૂદ્ર.

**જઘાત**, જુ. જઘાતિયા

**જઘાતિયાં**, ન. કુવારાનાં શ્રાદ્ધ કરવાની તિથિ (૨) ના. જઘાતિયો= કુંવારો છોકરો અથવા વાઢો

**જજમાન**, વિ. [सं. यजमान] યજ્ઞ કરનાર; હોમહવન કરનાર. (૨) પુ. બ્રાહ્મણ પાસે યજ્ઞ કરાવરાવી ફળ લેનારો; પોતાને ત્યાં યજ્ઞ કરાવનાર. (૩) ધર્મ સંબંધી ક્રિયાકર્મ કરાવનારો; બ્રાહ્મણને આશ્રય આપનાર; કર્મના બદલામાં દાન દેનાર.

**જજમાનવૃત્તિ**, સ્ત્રી. [ सं. ] જજમાની કરીને ગુજારો કરવો તે; ગોરપદુ; પુરોહિતપણું.

**જજમાનિયું**, વિ. જેનો આધાર જજમાનો ઉપર હોય તેવું. (૨) જજમાનોને કરાવવામાં આવતું હોય એવું; બાહુતી ( ક્રિયા-કામ ).

**જજમાની**, સ્ત્રી. જજમાનવૃત્તિ; જજમાનોને ક્રિયા વગેરે કરાવવાં તે.

**જજિયાવેરો**, પુ. [अ. झजियी]

મુસલમાન રાજકર્તાઓ પરધર્મીઓ પાસેથી માથા દીઠ જે કર લેતા હતા તે.

**જજિયો,** જુ. ઉપલો શબ્દ.

**જટલ,** વિ. જંગલી; અનાડી.

**જટા,** સ્ત્રી. [ **सं.** ] માથાના વધારેલા વાળનો સમૂહ તે; બાવાઓનો માથાના વાળનો જથ્થો. (૨) કેટલીક વનસ્પતિની છાલ ઉપર થતા લાંબા એક બીજાની સાથે ગુંચવાઇ ગયેલા રેસાનો જે સમૂહ તે. (૩) વડ અથવા પિપર વગેરેનાં લટકતાં મૂળિયાંનો સમૂહ; વડવાઇઓ (૪) વેદ ગાવાનો એક પ્રકાર. ક્રિ. પ્ર. જટા રાખવી=માથે લાંબા વાળ વધારવા. જટા બાંધવી=વડ વગેરે દુધિયા વનસ્પતિનું ચીકણું છીર નાખી વાળની ગાંઠ વાળી દેવી. [ સમૂહ

**જટાજુટ,** ન. [ **सं.** ] જટાનો

**જટાધર,** વિ. જટા ધારણ કરનાર. (૨) ના૦ શિવ.

**જટાધારી,** વિ. જેને માથે જટા હોય તેવું. ( ૨ ) ના૦ શિવ; તપસ્વી. (૩) પુ. વડ.

**જટામાશી,** સ્ત્રી. [ **सं.** ] એક ઔષધિ; જટાશંકરણ; વલદ; વજ. (એ બિલાડીની પૂછડી જેવું ઉપર રેસાવાળું મૂળ છે. એનો સ્વાદ કડવો અને તીખો હોય છે. તેમાં સુગંધી હોવાથી ચંદનમાં જટામાશી વપરાય છે.)

**જટાયુ,** ના. એક મોટું પંખી (પૌરાણિક); અરુણ; વિનતાનો પુત્ર ને સંપાતિનો ભાઈ.

**જટાસુર,** ના એક રાક્ષસ.

**જટિયું,** ન. જટાની એકાદ લટ. (૨) વિ. જટાવાળું.

**જટિલ,** પુ. [ **सं** ] બ્રહ્મચારી; (૨) તપસ્વી; જટાધારી સાધુ. [ હોજરી.

**જઠર,** ન. [ **सं.** ] પેટ; ઉદર;

**જઠરાગ્નિ,** પુ. [ **सं. जठर+अग्नि** ] પેટની ખોરાક પચાવવાની જે શક્તિ તે

**જડ,** સ્ત્રી. [ **सं.** ] મૂળનો જે છેલ્લો નાજુક મર્મભાગ તે; મૂળ; મૂળિયું (૨) ખીલી; મેખ; ફાચર. ( ૩ ) ચુની; સ્ત્રીઓને નાકે પહેરવાની નાની જડ. ક્રિ. પ્ર જડ ફુખડી જવી=સમૂળ જતું રહેવું; નાશ પામવું.

**જડ,** વિ. [ **सं.** ] અચેતન; સંજ્ઞારહિત. (૨) ઘન; નક્કર; સંગીન. (૩) પચે નહિ એવું (૪) સુસ્ત; ધીમું. (૫) અજ્ઞાન; જાડી બુદ્ધિનું. (૬) અચંચળ; શૂન્ય લાગણીવાળું. (૭) સ્તબ્ધ; ચકિત (૮) મુગું. (૯) બેરૂં. (૧૦) જેની ઇંદ્રિયો તેજ ન હોય એવું.

**જડજ,** પુ. [ **अं.** ] ન્યાયાધીશ.

**જડતર,** ન. મળતર; પ્રાપ્તિ. (૨) જડવાની રીત તે; જડાવ કામ; જડવું તે [ જાડ્ય.

**જડતા,** સ્ત્રી. જડપણું; અજ્ઞાનતા;

**જડત્વ,** ન. [ **सं.** ] પદાર્થનો અસલ સ્થિતિમાં રહેવાનો ધર્મ તે. (૨) જડતા.

**જડખું**, ન. મોની ફાડની ઉપર-નીચેનો અવયવ; ડાચું. ક્રિ પ્ર. જડખું ફાટવું=મોં પહોળું થવું. (૨) બોલાવું. જડખું ભાંગી નાખવું=મારવું. (૨) બોલતાં દાબી દેવું.

**જડબેસુલાખ**, અ૦ તાબડતોબ; તરત ને તરત. (૨) સજ્જડ; ચપટ.

**જડભરત**, ના. જેને કંઈ જ્ઞાન ન હોય એવું માણસ; અણસમજુ. (૨) પ્રિયવ્રત રાજાના પુત્ર ઋષભદેવ અને તેનો પુત્ર ભરત તે

**જડમૂળ**, ન. મૂળનો મર્મભાગ તે; પ્રાણભૂત તંતુ; વનસ્પતિનો ભોંય સાથે લાગેલો એવો બીજભૂત તતુ કે જેમાંથી અંકુર નીકળે છે. ક્રિ પ્ર. જડમૂળ કાઢવું =ફરીને ઉગે કે વૃદ્ધિ પામે નહિ એમ નિર્મૂળ કરી નાખવું. જડમૂળ ઉખાડી નાખવું=નિર્મૂળ કરી નાખવું.

**જડવું**, ક્રિ. સ. [सं. युज्] એક વસ્તુને બીજી સાથે સજ્જડ બેસાડવી; સાંધા મેળવવા; મઢવું; જોડવું; લગાડવું; બેસાડવું. (૨) ખોવાયેલું હોય તે હાથ લાગવું; મળી આવવું; પ્રાપ્તથવું.

**જડસો**, પુ. [सं. जड] જાડી બુદ્ધિનો માણસ, આચાર વિચાર રહિત માણસ; શરીરે અને બુદ્ધિએ જાડો એવો જે તે; ગામડિયો

**જડાઈ**, સ્ત્રી. જડવાની રીત; જડાવ કામની આવડ. (૨) જડવાની મજુરી.

**જડાઉ**, વિ. જડાવેલું; જડિત્ર. (૨) જડવા જેવું. (૩) જડવાના કામમાં આવે એવું. [(૨) જડતર, જડવાની કળા.

**જડામણ**, ન. જડવાનું મહેનતાણું.

**જડામણી**, સ્ત્રી જડામણ; જડાઈ.

**જડામૂળ**, ન. જડ સહિત મૂળ; બીજાંકુર (૨) નસંતાન; નખોદ, કુળક્ષય.

**જડાવ**, પુ હીરા માણેક જેમાં જડેલાં હોય એવી બનાવટ; જડવાનું કામ. (૨) વિ. જડિત; જડિત્ર

**જડાવવું**, ક્રિ સ બેસડાવવું; સજ્જડ કરાવવું; ગોઠવાવવું. (૨) ઝાપટવું; મારવું; લગાડવું; ચોડવું.

**જડિત**, વિ જડેલું; મઢેલું -રત્નજડિત=જેમા રત્ન બેસાડેલાં હોય એવું.

**જડિત્ર**, વિ જડેલું; મઢેલું.

**જડિમા**, સ્ત્રી. [सं.] જડતા.

**જડિયું**, ન. જડ; મૂળનો છેવટનો છેડો, કે જે જમીનમા ઉંડો ગયેલો હોય છે.

**જડિયો**, પુ સોનાના ઘાટમાં હીરા માણેક વગેરે બેસાડવાનું કામ કરનાર; પચ્ચીગર

**જડી**, સ્ત્રી. [सं. जटी] વનૌષધિ; ઔષધિનું ગુણકારક મૂળિયું.

**જડીબુટ્ટી**, સ્ત્રી. [सं. जटी-टा +वर्ती] વનૌષધિની ગોળી. ક્રિ. પ્ર. જડીબુટ્ટી સુંઘાડવી=સામો માણસ પોતાને જ દેખે એમ કરવું. (૨) રામબાણ ઔષધિ. (૩) વિ. છેતરાય નહિ તેવું.

**જણ**, સ્ત્રી. [सं. जन] આસામી; સખસ; માણસ (માણસની સંખ્યા

બતાવવાને માટે સંખ્યાવાચક વિશેષણ સાથે વપરાય છેઃ–એક જણુ; બે જણુ આમા સ્ત્રી પુરુષ બેઉનો સમાવેશ થાયછે)

**જણુતરે**, ન. [ सं. जन् ] જણવુ તે; પ્રસવ. (૨) ઓલાદ; પરિવાર.

**જણુતી**, સ્ત્રી જન્મ આપનારી; માતા.

**જણનારી**, સ્ત્રી. જન્મ આપનારી; જનેતા; માતા

**જણવવું**, ક્રિ સ. જણાવવું; ખબર આપવી. (૨) જણનારીને જણવામા મદદ મળે એમ કરવું.

**જણવું**, ક્રિ. સ. [ सं. जन् ] સ્ત્રીએ બાળકને જન્મ આપવો; પ્રસવવું; પેદા કરવું. કહે૦ જણે તેના પૂત ને કાતે તેનું સૂત=જે જેની માલીકીનું હોય તેજ તેનું છે. જણ્યાંને જીવાડવા અને પરણ્યાને પાલવવાં એમા શાનો પાડ? જણનારીમા જોર નહિ તો સૂયાણી શું કરે?=જેનું કામ હોય તેણે પોતે હિમ્મત ને જોર રાખવું જોઇએ.

**જણશ**, [ अ. जिनस ] વસ્તુ; ચીજ. (૨) નંગ; દાગીનો. (૩) રકમ; સીલક. (૪) અફીણ (૫)કિમ્મતી ચીજ

**જણશભાવ**, સ્ત્રી. સરસામાન; દરદાગીનો.

**જણશાઉ**, વિ. જણશ ઉપર આપેલું–લીધેલું એવું; ધરેણાઉ; જણશ ઉપર લેવા આપવાનું.

**જણાવવું**, ક્રિ. પ્રે. જાણ થાય એમ કરવું; કહેવું;ખબર આપવી.(૨) ચેતવવું; સૂચવવું. (૩) જણવાના કામમાં મદદ કરવી; પ્રસવ કરાવવો

**જણાવું**, ક્રિ. અ. ખબર પડવી; માલૂમ પડવું; જાહેર થવું (૨) ભાસ થવો; કંઈક કંઇક સમજાવું (૩) જન્મ આપવો; પ્રસવ થવો.

**જણી**, સ્ત્રી. જણનું નારીજાતિ રૂપ.

**જત**, અ. [ सं. यत् ] સંબંધ દર્શક શબ્દ. (૨) જે; કારણ કે; એમ કે; આથી જાણવું કે; એટલે કે (૩) હવે; હવે ત્યારે.

**જતન**, ન. [ सं. यत्न ] સાચવવું તે; સંભાળ રાખવી તે; ખૂબ કાળજી પૂર્વક તજવીજ રાખવી તે

**જતરડો**, પુ. [सं. यंत्र] સોના રૂપાના તારને તાણી તાણીને લંબાવવાનું એક યંત્ર. જતરડામાં ઘાલીને તાણવું=ખસી શકે નહિ એવી પકડમાં પકડીને ખેંચવું; બરોબર કાબુમા લઈ પછી તેની પાસે કામ કરાવવુ.

**જતી**, પુ. [ सं. यति ] જૈન સાધુ; ગોરજી (૨) કવિતાના ચરણમાં વિરામ લેવાનું સ્થાન. કહે૦ વાટ્યું ઓસડ ને મુંડ્યાં જતી, એ બેની ઓળખાણ નથી. (૩) ત્યાગી; મુમુક્ષુ; યોગી–વેરાગી. કહે૦ પારકાં છોકરાને જતી કરવા=ખોટી સલાહ આપવી.

**જતુ**, સ્ત્રી. [सं.] લાખ. જતુગૃહ=પાંડવોને બાળી મૂકવા માટે દુર્યોધને લાખનું ગૃહ બંધાવ્યું હતું તે; લાક્ષા

ભવન. જતુરસ=લાખમાંથી બનાવેલો એક જાતનો લાલ રંગ: અલક્તક; અળતો.

**જથ્થો,** પુ. [सं. यूथ] સમૂહ; સમુદાય; સમવાય (૨) ટોળું; મંડળ. (૩) પક્ષ; વર્ગ. (૪) થોક; ગંજ; સટ

**જત્રુ,** સ્ત્રી. [सं.] ગળાની નીચેનું પહેલું પાંસળું; હાંસડી, કાંઠલો. રૂ પ્ર. ગૂઢજત્રુ=તંદુરસ્ત; ઢંકાએલી હાંસડીનું; માંસથી ભરેલા શરીરનું.

**જથરપથર,** અ. આમતેમ વેરાયેલું હોય તેમ; અવ્યવસ્થિત; કપડાં વગેરે આમતેમ ખસી ગયેલાં હોય તેમ.

**જથા,** અ. [सं. यथा] જેમ; જે પ્રમાણે; જેવી રીતે; જેવું. કહે૦ જથા રાજા તથા પ્રજા.

**જથાબંધ,** અ૦ છુટક નહિ તેમ; સામટું આપવું તે (૨) ટોળાબંધ; સામટી રીતે; જથ્થામાં

**જથારથ,** વિ. [सं. यथार्थ] ઘટતું; જેવું જોઇએ તેવું. (૨) અ. જેમ ઘટતું હોય તેમ; બરોબર; વાજબી; યોગ્ય.

**જદા,** [सं. यदा] જે વખતે; જ્યારે.

**જદુકુળ,** ન. [सं. यदुकुल] યદુનું કુળ તે.

**જદુનાથ,** પુ. [सं. यदुनाथ] યદુવંશીઓના નાયક તે; શ્રીકૃષ્ણ.

**જદ્દાતદ્દા,** અ. [सं. यद्वातद्वा] એલફેલ; જેમ મનમાં આવે તેમ; ફાવે તેમ.

**જન,** ન. [सं. जन] માણસ; મનુષ્ય; માનવી (૨) લોક; પ્રજા; રૈયત. (૩) દુનિયા; જગત. કહે૦ સાંભળીએ સૌ જનનું, પણ કરીએ તો ધાર્યું મનનું.

**જનક,** પુ. [सं.] પિતા; જન્મ આપનાર. (૨) પાળનાર. (૩) પરમેશ્વર. (૪) રામાયણના મુખ્ય નાયક રામચંદ્રનો સસરો, સીતાનો પિતા ને વિદેહ અથવા મિથિલાનો તે વખતનો પ્રખ્યાત તત્ત્વજ્ઞાની રાજા.

**જનકજા,** સ્ત્રી. [सं.] જનક રાજાનાં પુત્રી; સીતા; જાનકી.

**જનકતનયા,** સ્ત્રી. [सं.] સીતા.

**જનકથા,** સ્ત્રી. [सं.] લોકમાં ચાલતી વાત (૨) લોકોથી થતી ચર્ચા તે. (૩) મુખપરંપરાએ ચાલતી જે કથા તે; દંતકથા.

**જનતા,** સ્ત્રી. [सं.] લોકપણું. (૨) લોક સાથે જે એકભાવપણું તે. (૩) રૈયત; એક જાતિના લોકનો જે સમૂહ તે.

**જનન,** ન. [सं.] જણવું તે. (૨) ઉત્પત્તિનું કારણ. (૩) દેખાવ; પ્રાદુર્ભાવ; જીવન. રૂ. પ્ર. જનનમરણ= જન્મવું ને મરવું.

**જનની,** [सं.] જન્મ આપનારી; [ માતા.

**જનપદ,** પુ. [सं.] દેશ; મુલક.

**જનપદધર્મ,** પુ [सं.] દેશાચાલ; રૂઢી.

**જનપ્રવાદ,** પુ. [सं.] લોકાપવાદ.

**જનમ,** પુ. જુ. જન્મ.

**જનમવું,** ક્રિ. અ. [सं. जन्.]

અવતરવું; પેદાથવું; ઉદ્ભવવું; ઉત્પન્ન થવું; જન્મવું.

**જનમારો**, જુ. જન્મારો.

**જનમેજય**, પુ. [सं] અભિમન્યુ ને ઉત્તરાના પુત્ર પરીક્ષિતનો પુત્ર; પાંડુ-વંશી રાજાઓમાંનો એક મોટો પ્રતાપી, ધાર્મિક,સાહસિક અને સાહિત્યપ્રિય રાજા

**જનમોતરી**, સ્ત્રી. જુ. જન્મોત્રી

**જનયિત્રી**, સ્ત્રી. [सं] જન્મ આપનારી; માતા.

**જનરલ**, પુ. [अं.] સેના નાયક. (૨) એક સૈનિક પદવી.

**જનરંજન**, વિ. [सं] માણુ-સને ખુશી કરે એવું.

**જનલોક**, પુ. [सं.] પૌરાણિક સાહિત્ય પ્રમાણે કલ્પાયેલા સાત લોક-માંનો એક લોક

**જનવાદ**, પુ. [सं.] લોકોમાં ઉડતી વાત; અફવા; ગપ (૨) લોકોમાં થતી અપકીર્તિ.

**જનવાર્તા**, સ્ત્રી. [सं.] લોકોમાં ચાલતી વાત; દંતકથા.

**જનસમુદાય**, પુ.[सं.] લોકસમૂહ.

**જનસ્થાન**, ના. [सं.] દંડકા-રણ્યનો ગોદાવરીના કિનારા ઉપર આવેલો એક પ્રદેશ.

**જનહિત**, ન. [ सं. ] માણુસ જાતિનું જેથી સારૂં થાય એવું જે તે; લોકકલ્યાણ.

**જનહિતકારી**, વિ લોકનું હિત કરનાર.

**જનહિતેચ્છુ**, વિ. લોકનું હિત ઇચ્છનાર.

**જનાકારી**, સ્ત્રી (फा) વ્યભિચાર; છિનાળું. [ બળ.

**જનાખ**, **જનાક**, સ્ત્રી. હીર; સત્ત્વ;

**જનાખું**, ન. જીવતર

**જનાચાર**, પુ. [सं.] લોકાચાર.

**જનાજો**, [अ. जनाज़ा] મુ-સલમાનમાં મડદાંને દાટવા લઈ જવાની જે ખાટલી તે; ઠાંઠડી. (૨) ઈસ્લામી-ઓના મડદા પાછળ જનારૂ જે સરઘસ તે

**જનાદી**, [ फा. दीनार ] હલકી કિમ્મતનો એક સિક્કો; પૈસો;દોઢિયું.

**જનાનખાનું**, [फा. जन+ खानह] સ્ત્રીઓ માટેનો ખંડ. (૨) ઓઝલમાં રહેનાર સ્ત્રીઓનો સમુદાય તે.

**જનાની**, વિ. બૈરક સ્વભાવનું;બાયલું. (૨) સ્ત્રીઓના જેવું શરમાળ અને બીકણુ. (૨) જનાનાને લાયકનું (૪) અંતઃપુરમાં રહેનારૂ.

**જનાનો**, પુ [फा.] મહાલમાં રહેનારો સ્ત્રીસમુદાય. (૨) કુટુંબકબીલો. (૩) ઓઝલ; પડદો.

**જનાબ**, વિ. [फा.] માનવંત; મહેરબાન; કૃપાળુ. (૨) મોટા માણુસને સંબોધીને વપરાતું માનનું વિશેષણ. (વધારે માનથી બોલવું હોય તો વળી જનાબે–આલી, એમ કહેવાય છે.)

**જનાબાઈ**, ના. મીરાંબાઈ જેવી દક્ખણની એક ભક્તકવિ સ્ત્રી. ( એ

નામદેવ નામના દક્ષણના પ્રસિદ્ધ ભક્તને ત્યાં રહી અને આખો જન્મારો કુંવારાં ગાળ્યો. એણે મરાઠીમાં ભક્તિભાવવાળી કવિતાઓ કરેલી છે )

**જનાવર**, ન. [फा ] જાનવર; પશુ ( માણસ વગરનાં બીજાં બધાં પ્રાણીઓનો જનાવરમાં સમાવેશ થાય છે) જનાવરખાનું=જુદી જુદી જાતનાં પ્રાણીઓ જ્યા રાખવામાં આવતા હોય તે સ્થાન.

**જનાવાદી**, પુ. હલકી કિમ્મતનો તાંબાનો એક સિક્કો; પૈસો; કાવડિયું;જઈ.

**જનિત**, વિ [ सं ] જન્મેલું; ઉદ્ભૂત; ઉપજેલું; પેદાથયેલું; અમુકથી બનેલુ

**જનેતા**, સ્ત્રી. જન્મ આપનારી; મા; માતા.

**જનોઈ**, સ્ત્રી. [सं. यज्ञोपवीत] (દ્વિજ વર્ણના પુરુષો જે સત્તાવિશ તાતણાવાળું રૂના તારનું સૂત્ર પહેરે છે તે; યજ્ઞોપવીત. જનોઇવાઢ=જનોઈ રહે તે જગાએ કાપવું તે.

**જન્મ**, પુ [सं ] જનમવું તે; ઉત્પત્તિ; ઉદ્ભવ; પ્રભવ; ઉદય થવું તે; પેદા થવું તે; પેટમાથી નીકળી આવવું તે. (૨) અવતાર; ભવ (૩) જીવનનો જે કાળ તે; હયાતીનો સમય. ક્રિ. પ્ર. જન્મ આપવો=જણવું; નવું બનાવવું. જન્મ થવો=ઉત્પન્ન થવું. જન્મ લેવો= અવતાર ધારણ કરવો. રૂ પ્ર નવે જન્મ આવવું=મરતાં મરતાં બચી જવું. પેલે જન્મ=બીજે અવતારે.

**જન્મકુંડળી**, સ્રી. [ सं.] જન્મ વખતના ગ્રહસંયોગનો બરોબર કાળ લઇને બનાવેલું જન્મનારનું શુભાશુભ જોવાનું બાર રાશિવાળું ચક્ર; જન્માક્ષર; જન્મપત્રિકા.

**જન્મગાંઠ**, સ્રી. જન્મ થયાનો વાર્ષિક દિવસ તે; જન્મદિવસ

**જન્મચરિત**, ન. [ सं. ] જન્મચરિત્ર; જીંદગીનો હેવાલ; જીવનવૃત્ત.

**જન્મતિથિ**, સ્રી [सं ] જન્મદિવસ

**જન્મદિવસ**, પુ [ सं. ] જન્મ થયાનો વાર્ષિક દિવસ તે.

**જન્મનક્ષત્ર**, ન [ सं ] જન્મ વખતનું જે નક્ષત્ર તે.

**જન્મનામ**, ન. [सं ] જન્મપત્રિકાને અનુસાર જે નામ આવતુ હોય તે

**જન્મપત્રિકા**, સ્રી [ सं ] જન્મ વખતના ગ્રહ વગેરેનું જે ટાચણ તે; જન્મપત્રી; જન્મકુંડળી.

**જન્મપ્રજતિ**, અ. [सं ] જન્મથી માંડીને આજ લગી એમ.

**જન્મભાષા**, સ્રી [ सं. ] જન્મથી બોલાતી હોય તે ભાષા

**જન્મભૂમિ** સ્રી [सं ] જે ભૂમિમા જન્મ થયેલો હોય તે; વતન; સ્વદેશ.

**જન્મવું**, ક્રિ અ. [सं. जन्] જન્મ લેવો; ઉત્પન્ન થવું; પેદા થવું; અવતરવું; હયાતીમાં આવવું [ સાર્થક્ય.

**જન્મસાફલ્ય**, ન. [ सं. ] જન્મનું

**જન્મસ્વભાવ**, પુ. [ सं. ] મૂળ પ્રકૃતિ; જન્મથી જે સ્વભાવ પડેલો હોય તે.

**જન્માક્ષર**, પુ. [ सं. जन्म +

**અક્ષર** ] જન્મકાળનાં ગ્રહરાશિ વગેરે સંબંધી જે આંક તે; જન્મપત્રિકા; જન્મકુંડળી

**જન્માષ્ટમી,** સ્ત્રી. [**સં. जन्म+अष्टमी** ] કૃષ્ણજયંતી; શ્રાવણ વદિ આઠમને દિવસે કૃષ્ણનો જન્મ થયો હતો તે સાંવત્સરિક દિવસ.

**જન્માંતર,** પુ [ **સં.** ] એક જન્મ છોડીને બીજો જન્મ ધરવો તે; પુનર્જન્મ (૨) પરલોક; હવે પછી પ્રાપ્ત થનારો જે લોક તે (૩) અ. આ જન્મમાં તો નહિ એમ.

**જન્માંધ,** વિ. [ **સં. जन्म+अन्ध** ] જન્મથી આંધળું. (૨) ન. જન્મથી જે આંધળું તે.

**જન્મોત્તરી,** સ્ત્રી. [ **સં. जन्म+उत्तरी** ] જન્મ પછી ઉત્તરોત્તર બનનારા બનાવ વર્ણવેલા હોય એવી જે ગણિત કરીને જોશીએ બનાવેલી પત્રિકા તે; જન્મોત્રી, જનમોતરી

**જન્ય,** વિ [સં ] જન્મેલું; પેદાથયેલું

**જપ,** પુ [ **સં.** ] જપવું તે; નામ, મંત્ર વગેરેનું રટન તે; આવર્તન, જાપ. ક્રિ. પ્ર જપ કરવા=વારંવાર યાદ કરીને અમુક વસ્તુની રાહ જોયા કરવી (૨) નિરુદ્યમી રહી ધ્યેય વસ્તુની આશા રાખ્યા કરવી. જપ કરાવવા=મંત્રાદિકનું અનુષ્ઠાન કરાવવું.

**જપત,** વિ. [ **फा जपत** ] કબજે કરેલું; હવાલે લીધેલું. ક્રિ. પ્ર. જપત કરવું=માલીકી રદબાતલ કરી કબજે લઈ લેવું

**જપતી,** સ્ત્રી જપત કરવું તે; કબજે લેવું તે; ટાંચ; ક્રિ. પ્ર. જપતી બેસાડવી=આઘુંપાછું થાય નહિ એવો બંદોબસ્ત રખાવવો.

**જપમાળા,** સ્ત્રી. [ **સં. जपमाला** ] જપ કરવાનો બેરખો–માળા તે; એક એક નામ કે મંત્ર બોલી બોલીને મણકો મુકાય એવી તસબી તે.

**જપવું,** ક્રિ. સ. કોઇ ઈષ્ટના નામનું રટન કર્યા કરવું; જપ કરવો. (૨) સ્મરવું; યાદ કર્યા કરવું (૩) ધ્યાન ઉપર રાખવું; એકની એક વસ્તુનું લક્ષ રાખ્યા કરવું કહે૦ બાવો બેઠો જપે ને જે આવે તે ખપે=સાધુતાનો ખાલી ઢોંગ બતાવવો

**જપા,** સ્ત્રી. [ **સં.** ] લાલ ફૂલનું એક ઝાડ ને તેનાં ફૂલ; જવા. (જવાપુષ્પ કે જપાપુષ્પ.)

**જપિયો,** પુ. કથા વખતે વ્યાસની સામે જપમાળ લઇને બેસનારો બ્રાહ્મણ; જપ કરનારો; જાપી, જાપિયો.

**જફા,** સ્ત્રી. [ **फा** ] જુલમ; સખતી; જબરજસ્તી.

**જબર,** જુ. જબ્બર

**જબરજસ્તી,** જબરદસ્ત; વિ. જોરાવર; મજબુત; કદમાં મોટું અને ખૂબ ભારે હોય એવું. (૨) જુલમગાર; ક્રૂર.

**જબરજસ્તી,** સ્ત્રી. જબરાઇ; અઘટિત જોર કરવું તે; જુલમ; સખતી.

**જબરાઈ,** સ્ત્રી. જબરદસ્તી; સખતી.

**જબરી,** સ્ત્રી. જુ. જબરજસ્તી.

**જબરૂં,** વિ. [अ. जब्र] મોટું; ભારે; ઉંચું; ન પહોંચી વળાય એવું; સખત; જોરાવર; અઘરૂં; ગહન

**જબાન,** સ્ત્રી. [फा. ज़बान] જીભ (૨) બોલી; ભાષા.

**જબાની,** સ્ત્રી જબાનથી જે વાત કહેવી તે; સાક્ષી; જુબાની.

**જબાપ,** જુ જવાબ [બોલી; ભાષા.

**જબાં,** સ્ત્રી જબાન; જીભ. (૨)

**જબીરૂ,** ન એક જાતનું પંખી (એ બીજાં પંખી કરતાં ઘણું ઉચુ અને ખૂબ ધોળું હોય છે.)

**જબેહકરવું,** ક્રિ. સ. ઝટકો મારીને કાપી નાખવું, જાનથી મારી નાખવું. (જબ્બે–જબ્બે કરવું એમ પણ બોલાય છે)

**જબ્બર,** વિ. જબરૂ; મજબુત; કઠણ; સખત. (૨) જોરવાળું. (૩) ભારે–સંગીન

**જમ,** પુ. [सं. यम] મોતનો દેવ; મરણ પછી જીવને તેનાં કર્મ પ્રમાણે શિક્ષા કરનારો દેવ; યમ (૨) મોત; મરણ (૩) ભયકર દેખાવનો માણસ (૪) જેને જોતાંજ થરથરાટ થાય એવો જે તે. જમ જેવું=જબરૂં અને ત્રાસ આપે એવુ. કહે૦ જમ ને જમાઈ સરખા =જમના જેવોજ જમાઈ પણ દુઃખ અને ત્રાસ આપનારો ગણાય છે તે ઉપરથી.

**જમકિંકર,** પુ. [सं] જમનો દૂત; યમરાજના સેવકો; મરણ પછી પાપી જીવને લઈ જનાર દેવદૂતો

**જમડો,** પુ જમ; જમદૂત

**જમણ,** [सं. जम्] જમવું અને જમાડવુ તે, જમવાનું કરવું તે; નાત; વરો. (૨) જમવાના પદાર્થો તે (૩) એક વારનું જમવાનું તે

**જમણવાર,** પુ જમવાનું હોવું તે; ભોજનસમારંભ તે; નાત; વરો (૨) શાન્તિથી અને ધીરેધીરે ગમ્મત ને સ્વાદથી જમવું તે.

**જમણું,** વિ પૂર્વાભિમુખે ઊભા રહેતાં દક્ષિણ તરફનુ (અગ તે); દક્ષિણ; અપસવ્ય રૂ પ્ર. જમણો હાથ=બહુ ઉપયોગમાં આવતો દક્ષિણાંગ તરફનો જે હાથ તે. (૨) જેના વગર ચાલે નહિ એવો સહાયક માણસ તે. કહે૦ જમણો હાથ હમેશ મો ભણી વળે=જેનુ જે તરફ વલણ હોય તે તરફ તે વળે. જમણું અંગ=વહાલું માણસ.

**જમદગ્નિ,** ના ભૃગુવંશના ઋચીક મુનિ ને સત્યવતીનો પુત્ર અને પ્રસિદ્ધ પરશુરામનો પિતા [રાજાના દૂતો.

**જમદૂત,** પુ. [सं] જમકિંકર; યમ-

**જમના,** સ્ત્રી. [सं. यमुना] જમનાજી; યમુના નદી. (જમનાનું પાણી દેખાવે આસમાની હોવાથી તે કાલિંદી પણ કહેવાય છે.)

**જમનોત્રી,** સ્ત્રી. જમના નદીના મૂળ આગળ આવેલો ઉના પાણીનો ઝરો. (આને કેટલાક જમનાનું મૂળ કહે છે.

આ ઝરાનું પાણી ઘણું ગરમ રહે છે. ચોખાની પોટલી બાંધી જમનોત્રીમા બોળી કાઢતા ચોખા ચડી જાય છે. )

**જમરૂખ,** ન. જામફળ; પેર (પેરૂ)

**જમરૂખડી,** સ્ત્રી જામફળી; જમરૂખી

**જમરૂખી,** સ્ત્રી જામફળી. [જત્થો.

**જમલો,** પુ. જુમલો; એકઠો થયેલો

**જમવાનું,** ન જમવાના કામનું જે તે; ખાવાનું; ભોજન; ખોરાક. (૨) ખાવાને જવાનું નોતરું; આમંત્રણ.

**જમવું,** ક્રિ. સ. [ **सं. जम्** ] સારૂં સારૂં ખાવું; ભોજન કરવું. (૨) સારી રીતે હાથ મારવો; ઉચાપત કરવું; ઉડાવી જવું; ઉપભોગમા લેવું. (૩) ક્રિ. અ. ઠરવું; બંધાવું; નીતરવું; જામવું.

**જમસેદી–નવરોજ,** પુ. [ फा ] ઈરાનમાં થઈ ગયેલા જમસેદ નામના પાદશાહે સૂર્યની ચાલ ઉપરથી વર્ષ ગણવાનો ઠરાવ કરી જે દિવસે મેષરાશિમાં સૂર્ય દાખલ થાય તે દિવસને વર્ષનો પહેલો દિવસ–નવરોજ ઠરાવી તે દિવસે ધર્મની અમુક ક્રિયા કરવાનું–'જસન' રાખ્યું હતું તે. ગુજરાતમાં પારસીઓ આ તહેવાર પાળે છે. એ દિવસે રાત અને દહાડો સરખાં હોય છે. )

**જમા,** સ્ત્રી. [ **अ.** ] આવક; ઉપજ; નીપજ; વસુલ. (૨) એકઠું થવું તે. (૩) અનામત; એકઠી થયેલી રકમોનું એકત્ર પડી રહેવું તે. (૪) ભંડાર; ખજાનો; તિજોરી. (૫) ચોપડામાં આવક લખવાની ડાબી બાજુ તે. (૬) એકઠું; ભેગું. જમા માંડવું=વ્યાજે લેવું–રાખવું. (૭) જુમલો; સરવાળો; કુલ રકમ તે જમા ખરચ= આવક જાવકનો હિસાબ. ક્રિ૦ પ્ર૦ જમા ખરચ પાડવું=આપલે થયેલી રકમોનો હિસાબ લખવો

**જમાઈ,** પુ. [ **सं. जामातृ** ] દીકરીનો વર તે; જામાતૃ.

**જમાઉધાર,** પુ. આવ્યા ગયા નાણાનો જે રીતસર રખાતો હિસાબ તે. (૨) મેળવવું ને ગુમાવવુ તે.

**જમાખરચ,** ન જમા અને ખરચ તે; ઉપજખર્ચ. ક્રિ. પ્ર જમાખરચ પાડવું= હિસાબમાં નહિ આવેલી રકમની વ્યવસ્થા કરવી.

**જમાડવું,** ક્રિ. પ્ર. ખવડાવવું; ભોજન કરાવવું. (૨) લાંચ આપવી; લાભ કરાવવો.

**જમાત,** સ્ત્રી. [**अ.**] સમુદાય; સમૂહ. (૨) અમુક વ્યવહાર કરવાને એકઠું થયેલું મંડળ; નાત (૩) સાજનું; નાત; પંચ; મુસલમાનોના એકાદ વિભાગનો સંઘ

**જમાદાર,** પુ. [**फा. जमात**] સિપાઇઓની નાની ટુકડીનો ઉપરી; એક સમુદાયનો નાયક

**જમાદારી,** સ્ત્રી જમાદારનું કામ તે; જમાદારપણું. (૨) ઉપરીપણું; કામ લેવાની હોશિઆરી.

**જમાન,** પુ. જામીન.

**જમાની**, સ્ત્રી. જામીનગીરી.

**જમાનો**, પુ. [फा. जमान] યુગ; સમય (૨) મનુષ્યના ઉદ્યોગી જીવનકાળ જેટલો એટલે કે લગભગ વિશેક વરસ જેટલો કાળ તે; એક પેઢી જેટલો સમય; લાંબો કાળ (૩) અમુક કાળની જે એક સરખી પ્રવૃત્તિનો સમય તે.

**જમાબંદી**, સ્ત્રી. [फा.] જમીનની માપણી કરી તેની ઉપર વરસે આટલો કર લેવો એમ ઠરાવવું તે. (૨) જમીન ઉપરનો સરકારી કર; મહેસુલ. (૩) સરકાર તરફથી લેવાના કરો ઠરાવવા તે (૪) લશ્કરને માટે માણસોની ભરતી કરવાની જે વ્યવસ્થા.

**જમાબંધી**, જમાબંદી; સ્ત્રી. મહેસુલનો દર ઠરાવવો તે.

**જમાલગોટો**, પુ. [हिं.] નેપાળો. (એનાં બી સારક ઓસડ તરીકે વપરાય છે. તેનાથી બહુ સખત જુલાબ થાય છે; એટલુંજ નહિ પરંતુ તે ઝેરી પણ છે.)

**જમાવ**, પુ. એક જાથે એકઠું થઇ જવું તે; ઘણાનો એક સાથે થયેલો ભરાવો. (૨) ટોળું; ઠઠ; સમૂહ. (૩) મેળાવડો; મેળો (૪) જમાવટ.

**જમાવટ**, સ્ત્રી. એક બીજાની સાથે મળતે મળતું-બંધ બેસતું આવી રહેવું તે. (૨) મળી જવું, જામી જવું તે. (૩) શોભતે શોભતું આવી રહેવું તે. (૪) મેળવણી; મેળ.

**જમાવવું**, ક્રિ. સ. જામે એમ કરવું; મેળવવું; આપ્રછરવું (૨) ઘનીકરણ થાય એમ કરવું; ઠારવું (૩) દૃઢીકરણ કરવું; મજબુત બેસાડવું; ચોંટયુ રહે એમ કરવું (૩) રસ ઉત્પન્ન કરે એમ જુદી જુદી વસ્તુઓને એક સાથે મેળવવી. (૪) સર્વે સાધનો સમયોગે મળે એવી વ્યવસ્થા કરવી (૫) એકઠું કરવું. (૬) ખીલવવું; વધારી દેવું.

**જમાવો** પુ જમાવ.

**જમિયો**, પુ જુ. જમૈયો

**જમીજવું**, ક્રિ સ. ખાઈ જવું

**જમીન**, સ્ત્રી. [फा. जमीन] પૃથ્વી; ભોય; ભૂમિ; ધરા; ધરતી. (૨) કોરો સપાટ ભૂભાગ તે; ધરાતલ. (૩) દેશ; મુલક; જનપદ. (૪) પાકને માટે સાફ કરેલી ભૂમિ; ખેતર. (૫) માંસ. (૬) જગત, વિશ્વ. (૭) સપાટ ભાગ; સપાટી; વિસ્તાર (૮) આધારભૂત પદાર્થ; જગા. ક્રિ પ્ર જમીન ભરવી=ઝપસી પડવું. જમીન કરવી=કિનારે ઉતરવું. જમીન આવવી=રૂઝ આવવી. જમીન મરવી=કહોવાણુ ને ઉંટાણુ થવું (૨) ખેતર, વગેરેની હદ ઓછી થયા કરવી. (૩) ભોયમાંથી વાંક જતો રહેવો. જમીન સુંઘવી=સુંઘીને જમીનનો કસ જોવો. જમીનવાળવી=જમીન ઉપર ઘસડાય એમ કપડું વગેર રાખવું જમીનખણવી=શરમાવું; જમીન માપવી=પલાયન કરીજવું. (૨) ચતાપાટ પડી જવું. જમીનમાં પેસવું=ઉંચા નહિ વધવું; ઠિંગણા રહેવું. (૨) શરમિંદા પડી જવું.

**જમીનદાર,** વિ ખેતીની જમીન ધરાવનાર. (૨) ખેડુત; પાટીદાર. (૩) પુ. ઘણી જમીનનો માલીક; જાગીરદાર; ગામગરાસનો ધણી; તાલુકદાર.

**જમીનદારી,** સ્ત્રી. જમીનદારપણું. (૨) જમીનદારની જે હાલત તે (૩) વિ જમીનદારના તાબાનું.

**જમીનદોસ્ત,** વિ. જમીનની બરોબર કરી નાખેલું, જમીન ઉપર બાંધેલા બાંધકામને ખોદી પાડીને જમીનસરસું કરી કરી દીધેલું તે. (૨) પાયમાલ; હતા ન હતા જેવું. ક્રિ. પ્ર. જમીનદોસ્ત થઈ જવું= મિટ્ટી મિટ્ટી થઈ જવું.

**જમેઉધાર,** પુ જમા અને ઉધાર કરવું તે. (૨) નફોતોટો, પુણ્યપાપ, વગેરેની જે ન્યૂનાધિકતા તે. ક્રિ. પ્ર. જમે ઉધાર કરી નાખવું=ચોકખું કરી નાખવું; પતાવી દેવુ.

**જમૈયો,** પુ. [અ.] વાંકડા પાનાનુ મૂંઠવાળું હથિયાર; કટાર; જમિયો.

**જય,** પુ. [સં.] બીજાની ઉપર જીત મેળવવી તે; જીત; ફતેહ; સામાના કરતા સરસ થવું તે. (૨) કલ્યાણ; શ્રેય; બઢતી; સૌભાગ્ય. રૂ. પ્ર. જયજયકાર=જીતની ખુશાલીનો ધન્યવાદ.

**જયકામી,** વિ. [સં.] જયની-કીર્તિની ઈચ્છાવાળું.

**જયદેવ,** ના. બંગાળના વીરભૂમિ પ્રાંતનો કાન્યકુબ્જ જાતિનો બ્રાહ્મણ કવિ. (એ બારમા સૈકામાં વિદ્યમાન હતો. એણે ગીતગોવિંદ અને પ્રસન્નરાઘવ વગેરે સંસ્કૃત કાવ્યગ્રંથો બનાવેલા છે)

**જયદ્રથ,** ના. સિંધુ દેશનો રાજા અને દુર્યોધનનો બનેવી (તે મહા પરાક્રમી અને દુર્યોધનના જમણા હાથ જેવો હતો)

**જયમંગળ,** પુ. રાજાને બેસવાનો મોટો હાથી; હાથીઓમા ઉત્તમ હાથી.

**જયશાળી,** વિ જયવંત; ફતેહમંદ.

**જયશિખરી,** ના. વનરાજ ચાવડાનો પિતા (એ કચ્છના રણ નજીક પંચાસરમા આઠમા સૈકામાં રાજ્ય કરતો હતો.)

**જયંત,** પુ. ઇન્દ્રનો પુત્ર.

**જયંતી,** સ્ત્રી. ઇન્દ્રની પુત્રી. (૨) ગૌરી. (૩) પતાકા. (૪) કોઇ મહાન્ વ્યક્તિના સંસ્મરણ નિમિત્તે ઉત્સવાદિ કરવાં તે (૫) અશ્વમેધના ઘોડાના કપાળ ઉપર બંધાતી દિગ્વિજય પત્રિકા.

**જયાનંદ,** પુ. [સં] જીતવાથી થયેલો જે આનંદ તે.

**જયી,** વિ. [સં.] જીતેલુ, જેણે જીત મેળવી હોય તે; વિજયી; ફતેહમંદ.

**જય્ય,** વિ. [સં.] જીતવા જેવું. (૨) પુ. જય.

**જર,** વિ. ઘસાઈ ગયેલું; જીર્ણ થઇ ગયેલું.

**જર,** પુ. સોના રૂપાના તારનું રેશમ વગેરે સાથે કરેલું વણતર તે; કસબ. (૨) સોનું; ધન; દોલત; પૈસો; નાણું. (૨) ઓર; મેલી. કહે૦ જર ચાહે સો કર= પૈસા હોય તો બધું થાય. જર દેખી

મુનિવર ચળે. જર જમીન ને જોરૂ એ ત્રણે કજિયાનાં છોરૂ

**જરકશી,** વિ. જરીનું; કસબી; જેમાં સોનાના તારનું વણતર હોય તેવું.

**જરકોસ,** પુ. હલકી ધાતુના તારનો વણાટ તે; ખોટો કસબ.

**જરખ,** પુ. ગધેડા જેવડું પણ અત્યંત આળસુ અને ગદુ એક હિંસક પ્રાણી; ઘોરખોદિયો (આ પ્રાણી ઘોરો માંથી માણસ વગેરેના મડદાં ખેંચી કાઢી ખાઈ જાય છે. મહારાષ્ટ્રમાં તેને તરસ, અને હિંદમાં લક્કડવાઘ કે જીરાક કહે છે.)

**જરજર,** વિ. જીર્ણ; ઘસાઈ ગયેલું, જુનું; ખળભળી ગયેલું

**જરજરિયાન,** ન. નાણું, ઘરેણું અને જરકશી કિંમતી કપડાં વગેરે તે; જોખમનું હોય એવું જે તે

**જરજરિયું,** વિ. જીર્ણ થઈ ગયેલું એવું; આછું એવું.

**જરજોખમ,** ન. [फा.] પૈસો અને બીજું જે કંઈ કિંમતી અને જોખમવાળું હોય એવું તે

**જરઠ,** વિ. [सं.] વૃદ્ધ; ઘરડું; (૨) પાકું; રીઢું. (૩) મજબુત; કઠણ.

**જરત્કારુ,** ના. એક મુનિ. (જનમેજયના સર્પસત્રમાંથી વાસુકીના કુળને બચાવી લેનાર આસ્તિક મુનિના પિતા)

**જરતોસ્તી,** વિ. [फा. जरतोस्त्] જરતોસ્ત પેગંબરના ધર્મને માનનાર, પારસી (ઈ પૂ. ચારથી છ હજાર વર્ષ ઉપર જરતોસ્ત થયા હતા. તેણે પર્વત ઉપર રહી તપ કરી કરીને સિદ્ધિઓ મેળવ્યા પછી ગુસ્તાસ્પના દરબારમાં જઈ પોતાનો ધર્મ તેને અંગીકાર કરાવ્યો હતો. પછી એ રાજાની સહાયથી જરતોસ્તનો ધર્મ ઈરાનમાં અને આસપાસના પ્રાંતોમાં પ્રસાર્યો હતો. એમનો પ્રવર્તાવેલો ધર્મ એમના નામ ઉપરથી 'જરતોસ્તી' કહેવાય છે.)

**જરદ,** વિ. [फा. जर्द] પીળું; ઝાંખા પીળા રંગનું.

**જરદાલુ,** ન. એક જાતનું ફળ; આલુ. (અફઘાનીસ્તાન અને ઈરાનમાં તે ઘણાં થાય છે. ઈસ્ફાની જરદાલુ વખણાય છે.)

**જરદો,** પુ. તમાકુના કુમળાં પાતળાં પાનાનો પીળો ભુકો. ( ભીલ લોકો તેને ભાંગ કહે છે. )

**જરદોજ,** પુ. [फा. जरदूज] સોના રૂપાના રેશમ સાથે વણેલા તારનું ભરતકામ કરનાર; કસબ ભરનાર; જરીવાળો.

**જરબ,** પુ. [फा. जर्ब ] ત્રાસ; દહેશત (૨) દાબ; ધાક; શેહ.

**જરવું,** ક્રિ. અ. [सं. जृ] જીર્ણ; થવું; ઓગળીને ભળી જવું; ઘસાઇ જવું; (૨) પચવું; હજમ થવું. (૩) ચડવું; મુલાયમ થઈ જવું; જુદું પડી જવું.

**જરા,** સ્ત્રી. [ सं. ] વૃદ્ધાવસ્થા; ઘડપણ; બુઢાપો. ( ૨ ) જીર્ણતા. ( ૩ ) જીર્ણત્વચા; સાપની કાચળી.

**જરા**, અ. લગાર; થોડું. (૨) કંઈક; સહેજ. રૂ૦ પ્ર૦ જરાતરા =સહેજસાજ.

**જરાક**, (જરાએક), અ. લગારેક; થોડુંક.

**જરાયત**, વિ. [फा. जराअत्] જેને વરસાદનુંજ પાણી મળતું હોય એવું; આકાશિયા; વરસાદ ઉપર જેના પાકનો આધાર હોય એવું.

**જરાયુ**, ન. [सं] ગર્ભને વિંટાયેલું પાતળી ચામડીનું પડ; જેમાથી બચ્ચાનો જન્મ થાય છે તે ચામડીની કોથળી; ઓર

**જરાયુજ**, વિ. [सं.] જરાયુમાંથી જેનો જન્મ થાય છે તે; સચેતન દશામા જન્મનારૂ પ્રાણી.

**જરાસંધ**, ના. [सं.] ચદ્રવંશી મગધના રાજા બૃહદ્રથનો પુત્ર અને કંસનો સસરો. (તે બે ફાડિયા (કકડા)માં જન્મ્યો હતો. જરા નામની રાક્ષસીએ એ બે ફાડિયા સાધી તેને જીવતો કર્યો તેથી તે જરાસંધ કહેવાય છે.)

**જરિયાન**, ન. [फा.] સોના રૂપાના જડાવના દાગીના; સોનેરી વસ્રો અને બીજું જે કંઈ મૂલ્યવાન હોય તે.

**જરી**, સ્રી. સોનારૂપાના તાર સાથે વાળેલો તંતુ; કસબ. (૨) અ. લગાર.

**જરીક**, સ્રી. લગારેક; જરજરી

**જરીપટકો**, પુ. પેશ્વાના સૈન્યનો કસબી વાવટો; કસબી પતાકા.

**જરીપુરાણું**, વિ. ઉતરીગયેલું; ફાટીતૂટી ગયેલું હોય એવું; જર્જરિત નેજુનું થઇ ગયેલું.

**જરીફ**, સ્રી. [अ. जरीब] જમીન વગેરેની માપણીનું કામ. (૨) માપણીનું કામ કરનારો

**જરીફખરડો**, પુ માપણીની તપસીલવાળી નોધપોથી

**જરૂર**, સ્રી. [अ] જેને ઘણું કામ હોય તે; અગત્ય; ગરજ; મતલબ.

**જરૂર**, અ ગમે તેમ કરીને; નક્કી; અચૂક; ખચીત; અવશ્ય; ખાસુખા.

**જરૂરિયાત**, સ્રી. જરૂર; અગત્ય; આવશ્યકતા.

**જરૂરી**, વિ. જરૂરનું.

**જર્જર**, વિ. [सं.] ખળખળી ગયેલું; જીર્ણ; શિથિલ થઈ ગયેલું હોય એવું.

**જર્જરિત**, વિ જીર્ણ થઇ ગયેલું; છિન્નભિન્ન થઇ ગયેલુ; બહુ જુનું થઈ ગયેલું.

**જલ**, ન. [सं.] પાણી; વારિ; નીર.

**જલજ**, ન. [सं.] જળમાં જન્મેલું તે; કમળ. (૨) શંખ વગેરે.

**જલજા**, સ્રી. [सं.] લક્ષ્મી.

**જલદ**, પુ. [सं.] જળ દેનારો તે; મેઘ; વરસાદ. (૨) [फा.] બહુજ આકરૂ; તીખું; તેજ; ઉતાવળું.

**જલદાગમ**, પુ. [सं.] વર્ષાકાળ; ચોમાસું [પાડવું તે; જળસમાધી.

**જલદાહ**, પુ. શબને પાણીમાં ઠેકાણે

**જલદી**, સ્રી. [फा.] ઝટપટ. (૨) અ. ઉતાવળે, તાકીદે; તાબડતોબ; સત્વર.

**જલધર**, પુ. [सं.] મેઘ; વરસાદ.

**જલધિ**, પુ. [ સં. ] સમુદ્ર, દરિયો; સાગર

**જલંદર**, ન. જલોદર.

**જલાદ**, પુ. [ फा. ] મારો; ફાંસિયો; માણસનો શિરચ્છેદ કરનારો ક્રૂર માણસ. (૨) કસાઈ; પ્રાણી કાપનારો.

**જલાદી**, સ્ત્રી જલાદનું જે કામ તે

**જલાલ**, વિ. ઝગઝગતું; ઉજ્જ્વળ

**જલાલી**, સ્ત્રી. ઉજ્જ્વળતા; ભભકો; જાહોજલાલી.

**જલાશય**, ન. [ સં. ] જળનો જે આશય તે; નવાણ.

**જલેબી**, સ્ત્રી. એક પકવાન્ન; ખાવાની એક મિષ્ટ વસ્તુ. (ઘઉંના મે દાની પેંણીમાં ગુંછળાં પાડી તળી કાઢેલી અને પછી ચાસણીમાં બોળેલી ખાજલી)

**જલોદર**, ન. [ સં. ] પાણી ભરાઈને પેટ મોટું થાય એવો રોગ

**જલ્પ**, પુ. [ સં. ] જલ્પવું તે; બડબડાટ; જેમ તેમ બોલ્યા કરવું તે. (૨) ચાલુ ધીમો અવાજ (૩) બોલબોલ કરવું તે; લવારો.

**જલ્પવું**, ક્રિ. અ. [સં.] અર્થ કે સાર વગરનું બહુ બોલવું; બડબડવું; ગણગણવું; લવારો કરવો.

**જવ**, પુ. [સં. यव] એક જાતનું ધાન્ય; યવ; સાતુ. (ઘઉંની માફક તે રબીનો પાક છે. એનો છોડ, ઉંબી અને દાણો ઘઉંને મળતાં આવે છે. જવને દળીને રોટલા કરાય છે. યુરોપમા જવમાંથી 'બીર' નામનો દારૂ બનાવવામા આવે છે. જવતલ લાવવા=મરણક્રિયાની તૈયારી કરવી. જવતલ મુકવ.=શ્રાદ્ધ સરાવવું. (૨) વેગ, ગતિ (૩) આંગળાની કરચલી-મા બનતો જવ જેવો જે રેખ કાર તે. (૪) જવ જેટલી લબાઈનુ અને વજન-નું માપ તે (૫ જવના આકારનો સોનાનો મણકો:-જવાળી; જવમાળા. (૬) અ. જ્યારે; જે વખતે.

**જવખાર**, પુ. [સં. यव+क्षार] જવના વાસમાથી નીકળતો જે ખાર તે. (આ ખાર ઓસડ તરીકે વપરાય છે.)

**જવન**, પુ, [સ. यवन] યવન; મુસલમાન;ગ્રીક વગેરે પરદેશી ને પરધર્મી.

**જવનિકા**, સ્ત્રી [સં] પડદો; ચક, કનાત.

**જવરઅવર**, સ્ત્રી. વારંવાર જવું આવવું તે; પરિચય; બેઠકઉઠક; જવા આવવા-મળવાનો સબધ-સહવાસ તે.

**જવલો**, પુ. [ સં. यवलव ] જવના જેવાં એક બીજની વનસ્પતિ. જવના દાણા જેવો જે દાણો તે; મણકો; નાના પોટલિયા

**જવલ્લે**, અ. [फा.] ક્વચિત્; ક્લીજ; કદાચ; ભાગ્યે; કદાપિ; રહ્યુંખડ્યું.

**જવવું**, ક્રિ. અ. [ સં. जीव ] જીવતું થવું. (૨) ઉત્પન્ન થવું; જન્મવું; ઉછરવું; પેદા થવું. (૩) ટપકવું.

**જવાદેવું**, ક્રિ. સ. [ **सं. या** અને **दी** ] જાય એમ થવા દેવું; નહિ અટકાવવું.(૨) જવું કરવું; છોડી દેવું માફ કરવું; ક્ષમા આપવી. (૪) ઉપેક્ષા કરવી; આંખ આડા કાન કરવા. (૫) નહિ સતાવવું; નહિ પીડવું. (૬) રજા આપવી.

**જવાન**, વિ જુવાન જવાનપટ્ઠો=જુવાન તેમજ પુષ્ટ એવું જે તે; બળવાન.

**જવાની**, સ્ત્રી. જુવાની; યૌવન રૂ૦ પ્ર૦ જવાની આવવી=નવો ઉત્સાહ ઉત્પન્ન થવો; જુવાનની માફક વર્તવું.:-જવાનીનું જોર=જુવાનીના જેવું બળ. કહે૦ જવાનીનું રળ્યું અને પરોઢિયાનું દળ્યું દીસી આવે. જવાની ને દિવાની એક સરખાં

**જવાબ**, પુ. [**फा.**] કોઈ કંઈ પૂછે તેની સામે જે કંઈ ખુલાસારૂપ કહેવું તે; ઉત્તર. (૨) પ્રતિશબ્દ, પડઘો; પ્રતિધ્વનિ ક્રિ પ્ર. જવાબ દેવો=આયવ્યયનો હિસાબ આપવો (૨) ચાલવું, ટકવું (૩) ટક્કર લેવી. (૪) જોખમ ભરી આપવું. (૫) ઉપયોગી થઇ પડવું જવાબ લેવો=સાહેદી લેવી; તપાસ કરવી, નુકશાન ભરી લેવું.

**જવાબદાર**, વિ. જેને માથે જવાબ દેવાનું હોય તે; જુમ્મેદાર; જોખમદાર.

**જવાબદારી**, સ્ત્રી. જવાબ દેવાનું જે જોખમ તે; જુમ્મેદારી; જોખમદારી.

**જવાબી**, સ્ત્રી જવાબદારી. ( ૨ ) વિ. જવાબ લખ્યો હોય એવી ( હુંડી ) તે; (૩) જવાબ આપવાની ચતુરાઈ તે; જવાબ દેવાની શક્તિ તે; હાજરજવાબી=એકદમ જવાબ દેવાની ચતુરાઈ.

**જવારઅવાર**, સ્ત્રી. જવરઅવર; પરિચય; સહવાસ.

**જવારો**, પુ. [ **सं. यवस** ] જવ ઇત્યાદિના તાજા નાના અંકુર; નાના અને કુમળા ફણગા (કોઇ ધર્મક્રિયાના અવસરે અનાજના જે ફણગા ઉગાડવામાં આવે છે તે)

**જવાસો**, પુ. રેતાળ ને સુકી જમીનમાં વગર પાણીએ ઉછરતી એક કાંટાવાળી વનસ્પતિ (કોરી જમીનમાં ઉનાળામા તે લીલો થાય છે અને વરસાદ પડતાં તે સુકાઈ જાય છે. આથી જવાસાને અદેખાની ઉપમા આપેલી છે )

**જવાહિર**, [ **अ. जवाहिर** ] કિંમતી ચીજ; અમોલ વસ્તુ, હીરામાણેકનું નગ (૨) હીરા માણેકથી જડેલો દાગીનો; જેવર; ઝવેર. (૩) ઉમદા હથિયાર.

**જવાહિરખાનું**, ન જવાહિર રાખવાનો ઓરડો; રત્નભંડાર.

**જવાળી**, સ્ત્રી. અંગુઠા ઉપરની એક રેખા. (૨) જવના આકારના સોનાના આકારના મણકાની માળા (વાકજવાળી)

**જવાંમરદ**, પુ. [**फा.**] જુવાન મરદ; બહાદુર માણસ. [ (૨) હિમ્મત.

**જવાંમરદી**, સ્ત્રી. બહાદુરી; પરાક્રમ.

**જવું**, ક્રિ. અ. [**सं. या**] એક સ્થળેથી કોઇ પણ રીતે ગતિ કરીને બીજે સ્થળે પહોંચવું. ( ૨ ) પાસેથી જતું રહેવું; ગુમાવવું. (૩) નાશ પામવું. (૪) ખરાબ થવું; પાયમાલ થવું. (૫) ગુજરવું; વીતવું. (૬) માવું; સમાવું. (૭) ઓછું

થવું. (૮) સોબત કરવી (૯) મુસાફરીકરવી.

**જવૈ, જવાઈ,** પુ૦ કલમ કરવાનો કઠણ સાંઠો.

**જશ,** પુ૦ [सं. यश] વખાણ, માન; આબરૂ; કીર્તિ. ક્રિ પ્ર જશ ગાવા =સારૂં બોલવું. જશના થવા=ફતેહ મળવી; ડંકો વાગવો. જશ મળવો=વખાણ થવાં; કહે૦ જશ તો જનગરો=જશ મેળવવો એ બહુ મુશ્કેલ કામ છે. જશને બદલે જુતિયાં=માન-શાબાશી તો આપવી રહી પણ સામો ઠપકો મળવો તે.

**જશવંત,** વિ. જીતવાથી જેને શાબાશી મળેલી છે તે; વિજેતા; વખણાતો

**જસત,** ન. આસમાની રંગની એક ધાતુ (આ ધાતુ ઉદ્યોગની ઘણી વસ્તુઓમાં કામ આવે છે એની ભસ્મ ઓસડ તરીકે પણ વપરાય છે. આપણા લોકો તેનો ભૂકો કે જે કસાંજણ કહેવાય છે તે આંખે આંજવાના કામમાં લે છે. બે ભાગ તાંબુ અને એક ભાગ જસત એકઠું કરતાં પીતળ બને છે. કલાઈ, તાંબુ અને જસત મળવાથી 'જર્મનસીલવર' નામની ધોળી ધાતુ બને છે.)

**જસું,** વિ. [सं यादश]જેવું;સરખું: સમાન.

**જહાજ,** ન. [ फा. जहाज़ ] વહાણ; દરિયા ઉપર સફર કરનારૂં મોટું વહાણ. [ દુનિયાં; જગત.

**જહાન,** સ્ત્રી. फा. जहान ]

**જહાન્નમ,** ન. [फा.] દોજખ; નરક. ક્રિ.પ્ર. જહાન્નમમાં જવું=મુઉં;ધોળ્યું; બળ્યું (તિરસ્કારમાં એમ કહેવાય છે)

**જહાલ,** વિ. ઉદ્દામ; ઉદ્ધત; ઉગ્ર; આકળું. [ (૨) દુનિયા.

**જહાં,** અ. જ્યાં; જે ઠેકાણે; જહીં.

**જહાંગીરી,** વિ જહાંગીરના વખતનું (૨) સ્ત્રી કડક અમલબજવણી; સખતાઈ; જોહુકમી; જુલમ. ક્રિ પ્ર જહાંગીરી ચલાવવી=જોહુકમી ચલાવવી; કહે૦ જહાંગીરી ફકીરી=ખૂબ જાહોજલાલીથી રહેવું કે ફકીરની માફક રહેવું; દોરી લોટો કે ગાદીતકિયો

**જહાંપન્નાહ,** વિ. [ फा. ] દુનિયાનું સંરક્ષણ કરનાર; મોટા પાદશાહને સંબોધીને બોલવાની એક મોટી પદવી. [ ભસ્મ જુ. જેહુ.

**જહુ,** સ્ત્રી. ધૂળ; રેત (૨) રાખ;

**જહેજ,** ન કન્યાદાન દેવું તે

**જહ્નુ,** પુ. [सं.] એક મોટો રાજા, સુહોત્ર રાજાનો પુત્ર. (ભગીરથ રાજા ગંગાને લઈ જતા હતા ત્યારે જહ્નુ તેને પી ગયા પછી ભગીરથની વિનતિથી તેમણે ગંગાને પુત્રી ગણી વહેવા દીધી તેપરથી ગંગા જાહ્નવી કહેવાય છે.)

**જહ્નુકન્યા,** સ્ત્રી. [सं.] ગંગા નદી; ભાગીરથી; જાહ્નવી.

**જળ,** ન. [सं. जल] પાણી; નીર; ઉદક; વારિ. (૨) આંસુ. (૩) નિયમ; પણ. (૪) બળ; હીર. ક્રિ. પ્ર. જળ ચડવું=પાણી ચઢવું; ભરતીના પાણીનું

વધવું. જળજંપવું=બહુ શાંત થવું. જળ ઝીલવું=પાણીમાં નહાતાં નહાતાં રમવું અને ગમત કરવી. આંખે જળ ભરવું=રોવું. જળ મૂકવું=અમુક કામ નહિ કરવાનો સંકલ્પ કરવો. જળ રેલવું=પાણી ફરી વળવાં. જળ શમવું=પાણી ઓસરી જવાં. જળપોતિયાં કરવાં=નાગા નહાવું. કહે૦ જળને ઠેકાણે થળ અને થળને ઠેકાણે જળ=મોટા ફેરફાર થવો તે. જળમાં રહેવું અને મગર સાથે વેર=જ્યાં રહીએ ત્યાં મિત્રતા અને સ્નેહ રાખવાં. જળજળ અંબાકાર=પાણી પાણીમય થઈ રહ્યું હોય એવું.

**જળકમળ**, ન. [ **સં.** ] જળમાં થતું સુંદર પુષ્પ તે; લાલ અને ધોળી ઘણીક પાંખડીઓવાળું એક ફૂલ. સ્થળ-કમળ=ગુલાબ.

**જળકુકડી**, સ્ત્રી. [ **સં. जल-कुक्कुडी** ] જળાશયોમાં વસતી કાળા રંગનાં પંખીની એક જાતી.

**જળકુંડું**, ન. [ **સં. जल+कुंडली**] આછાં પાણી ભરેલાં વાદળ-થી ચંદ્રની આસપાસ જે બંગડી જેવું વર્તુલ દેખાય છે તે. (ચંદ્રની આસપાસ થતા એ કુંડાળા ઉપરથી વરસાદ ક્યારે અને કેવો થશે તે વિશે લોકો અનુમાનો કરે છે.) (૨) પાણી છાંટીને પાડેલું વર્તુલ તે. (૩) સ્થિર પાણીમાં પત્થર નાખતાં જે ગોળ લહરીઓ ઉત્પન્ન થાય છે તે.

**જળકેલિ**, સ્ત્રી. [ **સં.** ] જળમાં ઉતરી નહાતાં નહાતાં રમતગમત કરવી તે.

**જળક્રીડા**, સ્ત્રી. [ **સં.** ] નહાતાં નહાતાં પાણીમાં રમતગમત કરવી તે. (૨) તરતાં તરતાં કે હોડકામાં બેસીને જળમાં ફરવું અને રમવું તે.

**જળચક્રી**, સ્ત્રી. [ **સં. जल+चक्री** ] પાણીના ધક્કાના જોરથી ચાલતું યંત્ર; પાણીના જોરથી ચાલતી ઘંટી.

**જળચર**, ન. [ **સં. जलचर** ] જળમાં રહેનારૂં પ્રાણી; માછલાં, મગર, વગેરે. (૨) વિ. પાણીમાં વસનારૂં

**જળજળવું**, ક્રિ. અ. [ **સં. ज्वल** ] ભડકે બળવું; પીડા થાય એમ બળવું. ચરચરવું

**જળજળું**, વિ. જળે ભરાયેલું હોય એવું; આંસુભર્યું. (૨) સંધ્યાકાળનો સમય; થવું અંધારૂં.

**જળજંતુ**, ન. [**સં. जलजंतु**] પાણીના જીવ; પોરા, માછલાં વગેરે.

**જળજંત્ર**, પુ. જળચક્રી (૨)ફુવારો.

**જળજાંબવો**, પુ. [**સં. जल-जम्बुक**] જળમાં થતી એક વનસ્પતિ.

**જળણ**, ન. [**સં. ज्वलन**] બળવું તે (૨) ઇંધન.

**જળતરંગ**, પુ. [ **સં. जल-तरंग** ] મોજો; લોઢ; લહરી. (૨) પાત્રમાં પાણી ભરી તેમાંથી સૂર નીકળે એમ વગાડવાની એક કરામત તે. (૨) એક જાતનો લહેકાતો રાગ તે.

**જળદાહ**, પુ. [सं. जल+दह्] શબને પાણીમાં ઠેકાણે પાડવું તે; જળસમાધિ.

**જળદેવતા**, [सं.] જળની જે એક દેવતા મનાય છે તે; જળદૈવત; જળદેવતી; વરૂણ

**જળદેવતી**, સ્ત્રી [सं.] જળદેવતા; જળની અધિષ્ઠાત્રી; જળની રાણી તે.

**જળધર**, પુ [सं.] જળને ધારણ કરનારા જે તે; મેઘ; વરસાદ.

**જળધિ**, પુ [सं] સમુદ્ર, દરિયો

**જળધિતનયા**, સ્ત્રી.[सं.]લક્ષ્મી.

**જળનિધિ**, પુ. [सं.] જળનો ભંડાર તે, સમુદ્ર, દરિયો

**જળનીલિકા**, સ્ત્રી.[सं.]સેવાળ.

**જળપટલ**, ન. [सं.] જળનો પડદ તે, વાદળાં.

**જળપતિ**, પુ. [सं.] જળ-દેવતા, વરુણ. (૨) સમુદ્ર

**જળપર્યટન**, ન. [सं.] જળમા ફરી આવવું તે, સમુદ્રયાત્રા. વહાણની મુસાફરી.

**જળપાત્ર**, ન. [सं.] પાણી ભરવાનું વાસણ તે; લોટા, વગેરે.

**જળપાન**, ન. [सं.] પાણી પીવુ તે.

**જળપ્રલય**, પુ. [सं.] અતિ વરસાદથી અને જળની રેલથી દુનિયાનો નાશ થવો તે. (૨) હિમના પડવાથી પ્રાણી વગેરેનો સામટો નાશ થવો તે.

**જળપ્રવાસ**, પુ. [सं.] જળ ઉપર થઇને મુસાફરી કરવી તે; સફર.

**જળપ્રવાહ**, પુ. [सं.] પાણીના જત્થાનું વહેવું તે.

**જળબિલાડી**, સ્ત્રી. પાણીમાં રહેતું બિલાડી જેવું એક જળચર પ્રાણી તે.

**જળમય**, વિ બધે પાણી પાણી થઈ રહેલુ હોય એવું.

**જળમાણસ**, ન. [सं. जल-मनुष्य] માણસના આકારને કંઇક મળતું જળચર પ્રાણી

**જળમાર્ગ**, પુ. [सं.] જળ ઉપર થઇને જવાનો રસ્તો તે (એથી ઉલટું-ખુશકી માર્ગ=જમીનમાર્ગ.)

**જળયંત્ર**, ન. [सं.] જેથી જળ ઉંચુ ચઢે એવી જે બનાવટ તે; ફુવારો. (૨) જળના જોરથી ચાલે એવું સાંચાકામ તે.

**જળયાત્રા**, સ્ત્રી. [सं.] જળ ઉપર થઇને પ્રવાસ કરવો તે;દરિયાની સફર. (૨) વૈષ્ણવોનો એક તહેવાર; ઠાકોરજીને જલવિહાર કરાવવાનો દિવસ

**જળયાન**, ન. [सं.] જળ ઉપર ચાલે એવું વહાણ વગેરે તે; જળવાહન.

**જળવાસ**, પુ. [सं.] જળમા પડવું તે (૨) પાણીમાં પડીને બુડી મરવું તે.

**જળવું**, ક્રિ. અ. [सं. ज्वल्] બળવું; સળગવું. (૧) લાગણીવાળી અસર થવી.(૨) દાઝ ઉઠવો; દાઝવું; ઝાળ લાગવી.

**જળશાયી**, વિ. [सं.] જળમાં શયન કરનાર; વિષ્ણુ ભગવાન.

**જળસ**, પુ. નહિ પચેલો ખોરાક

મળ તે; મળની પાછળ પડતો ચીકણો પરૂ જેવો વિકાર; આમાંશ.

**જળસમાધ,** સ્ત્રી. જળસમાધિ ક્રિ. પ્ર. જળસમાધ કરવી=પાણીમાં બુડીમરવું

**જળસમાધિ,** સ્ત્રી. પાણીમાં બુડીને મરી જવું તે.

**જળસોઇ,** સ્ત્રી. [ सं. जल-शायिन् ] જળમાં છેવટના સૂઇ જવું તે જળશાયી થવું=પાણીમાં બુડી મરવું તે. ક્રિ પ્ર જળસોઈ કરાવવી=મરવા ની અણી ઉપર આવેલા સાધુ સંન્યાસીને ગળે પથરો અને ચોખા બાંધી પાણીમા પધરાવી દેવો તે.

**જળંધર,** પુ. જાલંધર નામના ઋષિ. (૨) જલંદર (૩) યોગની એક ક્રિયા

**જળાઉ,** વિ બળતણતરીકેવપરાયએવું.

**જળાતિસાર,** પુ. [सं.] વારંવાર પિશાબ કરવો પડે એવો રોગ; મૂત્રાતિસાર.

**જળાધારી,** સ્ત્રી શિવલિંગની આસપાસ પાણી રહે એવો ઘાટ. જેમાં શિવનુંલિંગ બેસાડેલું હોય તે બેડક.

**જળાપો,** પુ બળાપો; સંતાપ; પીડા; કઢાપો

**જળાભાસ,** પુ. [ सं. ] જળ હોય એમ દેખાવું તે; મૃગજળ, જળના જેવો જે ખોટો આભાસ થવો તે

**જળાશય,** ન. [ सं. जल+आशय ] જળ રહેવાનું ઠેકાણું; કુવો, તળાવ, વગેરે.

**જળો,** સ્ત્રી. [ सं. जलूका ] પાણી અને કાદવમાં થતો એક જીવ. ક્રિ. પ્ર. જળો મુકાવવી=બગડેલું લોહી જળો વળગાડીને ચુસાવી લેવરાવવું.

**જળોદર,** [सं. जलोदर] પાણી વિકારથી પેટ મોટું થાય એવો જે રોગ તે.

**જળોયું,** ન. બે પાટિયાંની સાંધ ન દેખાય તેમ જડવાનું પાતળું પાટિયું.

**જંગ,** પુ. [ फा. ] મોટી લડાઈ; યુદ્ધ; સંગ્રામ. (૨) મોટું ધિંગાણું. ક્રિ. પ્ર. જંગ મચાવવો=લડાઈ ઉભી કરવી. જંગબહાદુર=લડાઈમા બહાદુર (૨) શૂર-વીરતા દર્શક એક ઈલકાબ

**જંગડિયા,** પુ. રોકડ નાણું એકગામથી બીજે ગામ પહોચાડી આપનારા સિપાઈઓ

**જંગમ,** વિ. [सं.] એક ઠેકાણે-થી બીજે ઠેકાણે ખસી શકે એવું; ચલ.(૨) શિવલિંગ પૂજનારા બાવાઓનો એક વર્ગ.

**જંગલ,** ન. [ सं. ] માણસની વસ્તી વગરનો જે પ્રદેશ તે; વન, અરણ્ય. (જેમાં માણસની વસ્તી ન હોય અને જ્યા ખેતીવાડી કે બાગ બગીચા ન હોય પણ ઝાડી ઝાડી હોય એવો સપાટ પ્રદેશ જંગલ કહેવાય છે.) ક્રિ. પ્ર જંગલ જવું= ઝાડે-ફરવા જવું જંગલ વસાવવું =વૈરાગ્ય લઈ વનમા જઈ રહેવું જંગલ થઈ જવું=મનુષ્યવસ્તીનો નાશ થઈ કુદરતી રીતે ઝાડ પાન ઉગી નીકળવાં.

**જંગલી,** વિ. જંગલનું; રાની; સંસ્કાર અને વિવેકવિનાનું માણસ; અણ-ઘડ; મૂર્ખ. (૨) ખેડયા કે વાવ્યા વગર એમને એમ ઉગી નીકળેલું (ઘાસ).

**જંગલીજટ**, વિ. જંગલમાં રહેનાર માણસના જેવું; છેક અણસમજુ. (૨) ગામડિયું; અણઘડ; જડસું

**જંગલો**, પુ ગાવાનો એક રાગ.

**જંગાલ**, પુ. [ सं. ] તાંબાનો લીલો ભુરો કાટ.

**જંગાલી**, વિ જંગાલનું

**જંગી**, વિ. [ फा. ] લડાઈનું. (૨) મોટું; જબરૂ; ભારે. જંગી વહાણ=લડાઇનું વહાણ. જંગી ઢોલ=મોટો ઢોલ.

**જંગોટો**, પુ ખાખી બાવાઓ ગોફણ જેવી જે લઓટી પહેરે છે તે

**જંગોડા**, પુ કુતરાને કાને બાઝે છે તે એરટીના જેવો એક જીવડો; ગિંગોડો

**જંઘા**, સ્ત્રી [ सं ] જાંઘ; કમરના નીચેનો અને પગના મૂળનો માંસલ ભાગ તે; પગનાથાપાનો અંદર પડતો ભાગ તે; સાથળ (કવિતામાં જંઘ વપરાય છે)

**જંજાર, જંજાળ**, સ્ત્રી. દારૂ ઠાંસી ગોળો ફેંકવાનું તોપથી નાનું અસ્ત્ર; મોટી ગોળી ખાય એવી બંદુક.

**જંજાળ**, સ્ત્રી ઘર, સંસાર વગેરેને લગતી જે મુશકેલીઓ તે; ઉપાધિ, ખટપટ; પંચાતી; વિટંબના; પ્રપંચ.

**જંજાળી**, વિ. જેને જંજાળ વળગેલી હોય તે; સંસારની ઉપાધિવાળું. (૨) બહુ કામકાજના રોકાણવાળું; ખટપટી.

**જંજીર**, સ્ત્રી. [ फा. ] સાંકળ. (૨) બેડી. (૩) ઘડિયાળની કમાન. (૪) લંગર; ઝાઝરિયા. જંજીરનો માર=પાતળી સાંકળોના કોચડાનો માર. (૫) નાની તોપ. મોટી બંદુક જંજીરનો ગોળો=કડીઓથી જોડી દીધેલા બે ગોળા તે.

**જંજીરો**, પુ. [ फा. ] પાણીમાં બાંધેલો કિલ્લો (૨) પૈડાંવાળી નાની તોપ. (૩) હનુમાનની સાધનાનો મંત્ર. (૪) ટાપુ; બેટ (૫) અંકોડાની વેલ કેઝાલર.

**જંત**, ન. [ सं. जंतु ] જંતુ; નાનું જીવડું. :–જીવજંત.

**જંતર**, પુ. [सं. यंत्र] યુક્તિ; ખુબીદાર ગોઠવણ; સંચો; યંત્ર. (૨) ધાતુ કે ભોજપત્ર ઉપર ખાનાં પાડીને મંત્ર વગેરે લખેલું ચમત્કારી પત્ર; ચમત્કારસાધક મંત્ર.

**જંતુ**, ન. નાનો જીવ; ક્ષુદ્ર જીવડું.

**જંતુવિદ્યા**, સ્ત્રી. [सं.] જંતુને લગતું શાસ્ત્ર; એવી શોધ થઈ છે કે, કેટલાક ઉડતા રોગ અત્યંત બારીક જંતુઓ મારફતે ઉત્પન્ન થાય છે, આ સંબંધીની જે વિદ્યા તે

**જંત્ર**, [सं. यन्त्र] સંચો. (૨) જંતર. (૩) એક તંતુવાદ્ય; સીતાર.

**જંત્રી**, [ सं. यन्त्र ] યુક્તિ; રચના; ગોઠવણ (૨) ઓજાર; સંચો. (૩) મંતરેલી બાજીવાળી ચોકી. (૪) કોઠો.

**જંત્રી**, સ્ત્રી ચમત્કારિક મંત્ર વગેરે લખેલી તખતી; તાવીજ. (૨) અમુક બાબતના આકડાઓ ગણી રાખીને તૈયાર કરેલો કોઠો. (૩) જંત્ર વગાડનાર. (૪) જાદુગર; ખેલાડી.

**જંપ**, પુ. [ **सं. यम्** ] જંજાળ-માંથી મનને વાળી લઈ શાંતિ લેવી તે; નિરાંત, આરામ; શાંતિ. ક્રિ૦ પ્ર૦ જંપ વળવો=શાંતિ મળવી કહે૦ સંપ ત્યાં જંપ=જ્યાં સંપ ત્યાં શાંતિ હોય છે

**જંપવું**, ક્રિ. અ. [ **सं यम्** ] નિરાંતે રહેવું; શાંત પડવું; સ્વાસ્થ્યથી બેસવું (૨) ઊંઘવું

**જંબીર**, ન. એક જાતનું ઝાડ અને તેનું ફળ; કપૂરીનું ઝાડ અને તેનાં ફળ-કપૂરીં. [ફળ. (૨) એક દ્વીપ

**જંબુ**, ન. જાબુનું ઝાડ અને તેનું

**જંબુક**, ન. [ **सं.** ] શિયાળ.

**જંબુદ્વીપ**, પુ. [**स.**] પૌરાણિક મતે પૃથ્વીના સાત દ્વીપમાંનો એક દ્વીપ. (હાલના મત પ્રમાણે જબુદ્વીપ તે એશિયા અને યુરોપનો મધ્ય ભાગ અને તેમાંના દેશો.) [ ઓજાર.

**જંબુર**, ન. ખીલા ખેંચી કાઢવાનું

**જંબુરીઓ**, પુ. નાનો છોકરો.

**જંબુરો**, પુ. [**फा.**] મોટી તોપ (૨) બાજીગરનો મદદનીશ છોકરો.

**જંબે**, અ. જે અંબે; જય જય અંબે ક્રિ૦ પ્ર૦ જંબે જંબે કરવું=નાચી કૂદીને આનંદ કરવો.

**જંભા**, ન. [ **सं.** ] બગાસું; મોં ફાડીને જોરથી શ્વાસ મૂકવો તે

**જાઆવ**, સ્ત્રી. જવું આવવું તે. (૨) ધક્કા ખાવા તે. (૩) ઘાલમેલ; પરિચય; પેસનીકળ.

**જાઇ**, સ્ત્રી. [ **सं. जाति** ] એક જાતની ફુલવેલ; (જૂઈ જાઈ એમ બોલાય છે.) (૨) [ **सं. जन्** ] માતા; દેવી. (૩) વિ૦ જણી. :-માજાઇ બહેન. જાયી, જાયો, જાયું=એક માનયા ભાંડુ. માજાયી બહેન=સહોદર બહેન. સાસુજાયે=નર. (૪) હિતેચ્છુ; હિમાયતી.

**જાકડસીકલું**, વિ. નબળા શરીર-નું; માંદા જેવું; જાવળું.

**જાકારો**, પુ (જવું ઉપરથી) 'જા' એમ કહેવું તે; અભાવ કે ગુસ્સાથી કોઈને દૂર થવાનું કહેવું તે; નકાર.

**જાગ**, પુ [**सं. याग**] જગન; યજ્ઞ; હોમહવન કરવા તે ( જાગજગન એમ સાથે વપરાય છે ) (૨) માતૃદેવ-તા; રન્નાદેવી; માતાના પૂજન અર્થે ઘટ સ્થાપન કરી જવારા વાવવા તે; આઠ દિવસનું દેવીનું અનુષ્ઠાન

**જાગતીજોત**, સ્ત્રી જેની જ્યોતિ બંધ થતી ન હોય એવી દેવી; માતા.

**જાગતીજોધ**, સ્ત્રી. સાવધ અને જોરાવર દેવી; તરત પારખું બતાવે એવી માતા

**જાગતું**, [ **सं. जागृ** ] ઉંઘમાં ન હોય એવું; જાગ્રત. (૨) સાવધાન; હોશિઆર; સાવધ. (૨) તેજદાર; ઉત્સાહી; ચાલાક. (૩) તરત જવાબ આપે એવું; તાત્કાલિક ફળ આપનાર; હાજરાહજુર.

**જાગરણ**, ન. [ **सं.** ] જાગવું તે; ઉજાગરો કરવો તે. (૨) કોઈ દેવતાના વ્રતાદિ નિમિત્તે આખી રાત જાગીને ભજન કીર્તન કરવા તે.

**જાગરણિયો,** પુ. જાગરણ કરનારો.

**જાગરિત, (જાગરૂક),**વિ. [સં.] જાગતુ. (૨) સાવધ.

**જાગરિયો,** પુ. [ સં. जागृ ] ભુવાની સાથે જાગરણ કરનારો; સાગરીત; જાગરિયો; પાવડિયો. કહે૦ ઘરના ભુવા ને ઘરના જાગરિયા=માહોમાહેના વખાણનારા.

**જાગરૂત,** વિ જાગતું. (૨) સાવધ; હોંશિઆર; ચાલાક

**જાગરૂતી,** સ્ત્રી. [ સં. जागर्ति] જાગતાપણુ. (૨) સાવધાનતા (૩) ખંત; ઉલટ; તપાસ.

**જાગવું,** ક્રિ. અ. [સં. जागृ] ઉઘી ઉઠવું. (૨) સાવધ થવું; પોતાના કામમાં તત્પર થવું; કાળજીથી કામ કરવા માંડવું (૩) ચેતી જવું; પામી જવુ (૪) જ્ઞાન પ્રાપ્ત થવુ. (૫) તાજા થવું; ઉત્થાન પામવું. (૬) ભાનમા આવવું

**જાગા,** સ્ત્રી જગા; સ્થાન

**જાગામીઠું,** થોડું જાગતુ અને થોડુંક ઉંઘતું હોય એવું.

**જાગીર,** સ્ત્રી. [ फा. ] સરકાર તરફથી ગામ જમીન વગેરે આપવામાં આવે છે તે; વાર્ષિક ઉત્પન્ન આવ્યા કરે એવી જમીન, ગામ કે ગિરાસ તે; કોઇપણ કામના બદલામાં આપેલી દેણગી.

**જાગીરદાર,** પુ. જાગીરવાળો; જાગીરનો માલીક-ધણી-ભોગવનાર.

**જાગીરી,** વિ. જાગીરને લગતું (૨) સ્ત્રી જાગીરદારી.

**જાગ્રત,** જુ૦ જાગ્રત.

**જાગો,** પુ. જાગનારો. (૨) જાગીરદાર; ગામધણી; જમીનવાળો. કહે૦ નાગો કુદે કે જાગો કુદે=નાગાને આપવું લેવું નહિ એટલે તે બેફિકરો અને જાગો-જાગીરદાર તેથી તે બેફિકરો એટલે જેમ ફાવે તેમ કરે [(૨) સાવધ; જાગરિત

**જાગ્રત,** વિ. [ સં. ] જાગતું;

**જાગ્રદવસ્થા,** સ્ત્રી જાગતી હાલત; સર્વ વસ્તુનું ભાન હોય એવી અવસ્થા તે; જાગર્તિમાં હોવું તે.

**જાચક,** પુ. ( વિ. ) [ સં. याचक ] માગનાર; ભિખારી. (૨) અભ્યાગત, માગણ.

**જાચના,** સ્ત્રી. [ સં. याचना] જાચવું તે; માગવું તે; ગરીબાઇ દેખાડી કંઇ આપવાની માગણી કરવી તે (૨) ભીખ માગવી તે.

**જાચવું,** ક્રિ. સ. [ સં. याच ] ગરીબી દેખાડી આજીજી કરીને મફત કંઇક માગવું; બક્ષીશ લેવાને આજીજી કરવી, કામકાજ માટે વિનવવું (૨) ભીખ માગવી.

**જાચાવેડો,** પુ માગણની માફક કરવું તે; માગણવેડા; ખુશામત કરવી ને દૈન્ય બતાવવું તે.

**જાચીક,** જુ જાચક.

**જાચુ,** વિ. યાચના કરનારૂં; ભિક્ષુક; માગી ખાનારૂં. (૨) ગરીબ; દીન.

**જાજમ,** સ્ત્રી. ભોંયપર પાથરવાનું રંગિત જાડું કપડું; શેતરંજી; પાથરણું.

**જાજરમાન**, વિ. [**सं. जाज्वल्यमान** ] પ્રકાશતું; આંજી નાંખે એવા તેજવાળું; દેદીપ્યમાન. (૨) તરત પારખું દેખાડે એવું. (૩) આકરા મિજાજનું; કરડું; તીખું. (૩) દબદબાથી ભરેલું; રૂવાબદાર; પ્રતાપી; પરાક્રમી; બાહોશ. (૫) ઘણું વધી ગયેલું હોય એવું.

**જાજરૂ**, પુ. [**फा.जाय+जरूर**] સંડાસ; ઝાડે ફરવાની બંધ જગા; પાયખાનું; તાજખાનું.

**જાજરૂં**, વિ. [ **सं. जर्जर** ] જરજરિત થઇ ગયેલું હોય એવું; સહેજમાં નાશ પામે એવું; જાવરૂં.

**જાટ**, પુ. પંજાબી રજપુતોની એક જાત અને તેમાનો પુરૂષ તે સ્ત્રી જાટણ (૨) ઘેટા અથવા બકરાના જાડા વાળ; જાડું ઊન.

**જાડ**, ન જાડાપણું; જાડું એવું જે તે

**જાડાઇ**, સ્ત્રી. જાડાપણું (૨) અવિવેકપણું. (૩) બુદ્ધિમાંદ્ય; જડતા.

**જાડાશ**, સ્ત્રી જાડાપણું. (૨) અજ્ઞાન. (૩) અશિષ્ટતા.

**જાડિયું**, વિ જાડું. પુ જાડિયો.

**જાડું**, વિ. [ **सं. जड** ] દળદાર; પહોળાઇદાર; વિસ્તારવાળું ને સંગીન. (૨) શરીરે ભારે; માંસલ; લોહિયાળ; માતું; પુષ્ટ; ફુલેલું; મજબુત; સ્થૂળ. (૩) સજ્જડ ભરેલું; ઘાટું; ભરાઉપોતનું (૪) રેલો ચાલે નહિ એવું; ગાઢું. (૫) નહિ તીણું; ખોખરૂં; ભારે. (૬) ગ્રામ્ય; અશિષ્ટ; ગામડિયું. (૭) ઝટ સમજે નહિ એવું; કમઅક્કલ; સ્થૂળ બુદ્ધિનું. રૂ૦ પ્ર૦ જાડું ખદડ=જાડા સુતરનું અને વળી ઠાંસીને વણેલું હોય એવું; ખાદી જેવું. જાડું બંબ=બહુજ જાડું; જાડુ ભમ; જાડું ભોલ. જાડું રેટ=બહુ જાડું-જાડું પાતળું=યથાસંપત.

**જાડેજા**, પુ રજપુતની એક જાતિ.

**જાણ**, સ્ત્રી. [ **सं. ज्ञान** ] જાણવું તે; ખબર પડવી તે; માહિતી મળવી તે; જ્ઞાન (૨) ઓળખાણ; પરિચય; સહવાસ (૩) વિ જાણનાર; કદર કરનાર; સમજનાર (૪) સારૂં ખોટું પારખનાર (૫) જાણીતુ; ભોમિયું; માહીતગાર.

**જાણણહાર**, વિ. જાણનાર

**જાણનાર**, વિ. જાણતો હોય તે; કદરદાન; માહીતગાર.

**જાણપણ**, ન. જાણવાપણું. [(૨)આવડ.

**જાણપણું**, ન. જાણપણ; માહિતી.

**જાણપિછાન**, સ્ત્રી જાણવા અને પિછાનવાપણું; માહિતી; પરિચય

**જાણપુરુષ**, પુ અનુભવી, જાણીતો અને કિમ્મત કરી જાણે એવો માણસ તે.

**જાણભેદુ**, પુ. (વિ.) ભેદ જાણનાર; અંદરની વાતની જેને ખબર હોય તે.

**જાણવાજોગ**, વિ. જાણવા જેવું; જ્ઞાતવ્ય; જેની માહિતીની જરૂર હોય એવું (૨) સાંભળવા જેવું; જિજ્ઞાસા ઉશ્કેરે એવું; સમજવા જેવું.

**જાણવું**. ક્રિ. સ. [ **સં. ज्ञा** ] પાચ ઇંદ્રિયો અને મન મારફતે શું છે તે સમજવું, જ્ઞાન પામવું તે (૨) ઓળખવું. (૩) સભારવું; માનવું. (૪) અનુભવ હોવો (૫) માહિતી હોવી (૬) ભણેલા હોવું. (૭) પારખ હોવી. (૮) ધારવું; કલ્પના કરવી. [ છતા પણ

**જાણીજોઈ**, અ જાણવા અને જોયા

**જાણીબુઝી**, અ. જાણવા ને સમજવા છતાં.

**જાણીતું**, વિ. જાણમાં હોય એવું; ઓળખીતું. (૨) જેની માહિતી હોય એવું; શીખેલું; હોશિયાર. [ થવાથી; સહસાજ.

**જાણેઅજાણે**, અ.ભૂલચૂકથી;ગફલત

**જાણેકે**, અ અમુક રીતે હોય તેમ; આમ હોય તેમ. (૨) એમ થાય છે કે; એવો વિચાર આવે છે કે

**જાણો**, પુ. જાણનારો. (૨) વિ શાણું.

**જાણોવાણો**, અ અડધુંપડધું જાણવામાં આવે તેમ. (૨) પુ. થોડુંઘણું જાણવું તે.

**જાણસંવીણસ**, વિ આમ તેમથી સહેજસાજ જાણેલુ સાંભળેલું હોય એવું.

**જાત**, વિ. [**સં. जात**] જન્મેલું; ઉત્પન્ન થયેલું; ઉદ્દભૂત-પેદા થયેલું. જળજાત=જળમાં ઉત્પન્ન થયેલું. જાતપક્ષ =પાંખો આવેલી હોય એવું.

**જાત**, સ્ત્રી. [ **સં. जाति** ] વર્ણવિભાગ અથવા વર્ગ તે; જાતિ; દેશને લક્ષીને પડેલી જાતો. જેમકેઃ-હિંદુસ્તાની, જાપાની, પંજાબી અને ગુજરાતી વગેરે. ધર્મને લક્ષીને પડેલી જાતો:-હિંદુ, મુસલમાન વગેરે કર્મને લક્ષીને પડેલી જાતો. :-બ્રાહ્મણ, ક્ષત્રિય, વગેરે. ધંધાને લક્ષીને પડેલી જાતો. :-મોચી, લુહાર, વગેરે. વર્ણ ઉપરથી :-ગોરી, કાળી, વગેરે. જન્મને લક્ષીને. :-માણસ, પશુ. (૨) અસલ ખાસિયત તે; અસલ જન્મના ભાવોથી પડેલા ભેદોમાંના દરેક તે. (૩) શરીર; દેહ જાતે=પોતેજ રૂ. પ્ર જાતનું અડધું=માંદું. જાતનું=પોતાનું. જાતકજાત= જન્મથી જ સારાખોટાપણું તે. ક્રિ૦ પ્ર૦ જાત ચોરવી=બહુ શારીરિક શ્રમ ન લેવો; જાત તોડવી=ખૂબ મહેનત કરવી. જાત બોળવી=દેહને ભ્રષ્ટ કરવો. જાત વેચીને પુરૂ કરવું=પોતાનો દેહ વેચીને પણ ઋણ વગેરે અદા કરવું. જાતેજાત જુદી કરવી= વસ્તુના જાતવાર વિભાગ પાડવા. કહે૦ જાત જણાય પણ મન ન જણાય. જાત વિના ભાત ન પડે. જાતજાતને ખાય.

**જાતકર્મ**, ન. [ **સં.** ] જન્મેલા છોકરાને કરવાના દસ સંસ્કારમાંનો એક સંસ્કાર તે; જન્મેલા છોકરાને તેના પિતાએ સોનાને ચમચે તેની જીભ ઉપર ઘી લગાડવું તે.

**જાતજમાત**, સ્ત્રી. અમુક વર્ણનું જે ટોળું અથવા પંચ તે. [માણસ; નાતીલો.

**જાતભાઇ**, પુ. પોતાની જાતનો

**જાતરા**, સ્ત્રી. [ **સં. यात्रा** ] પવિત્ર તીર્થસ્થાનોમાં જવું તે; ઈષ્ટદેવનાં

દર્શન કરવાને જવું તે. (૨) ઉત્સવાદિ કરવાને ભેગા થવું તે; મેળો; સમારંભ. રૂ૦ પ્ર૦ જળજાતરા=ઠાકોરજીનું પાણીમાં વિહરવું તે જેલજાતરા=કેદખાને જઈ આવવું તે. (૩) ભ્રમણ; ફરવું તે

**જાતવંત,** **જાતવાન,** વિ જાતવાળું; કુલીન; ખાનદાન.

**જાતવેદ,** પુ. [सं.] અગ્નિ; દેવતા.

**જાતા,** વિ. જણેલી; જાયી; પુત્રી.

**જાતિ,** સ્ત્રી. [सं.] જેમાં જન્મ થયો હોય તે-વર્ગ-વર્ણ, મનુષ્ય, પશુ, વગેરે પ્રકાર-વર્ગ અને ભેદ તે; કુળ; વંશ; વર્ણ; જ્ઞાતિ. (૨) ગણિત-પ્રમાણમાં અમુક આંકડો (૩) એક ફૂલવેલ.

**જાતિભેદ,** પુ. [सं.] વર્ણભેદ; જ્ઞાતિભેદ, નાતજાતપણું; એ વિભાગો વચ્ચેની જુદાઇ

**જાતિભ્રષ્ટ,** વિ. [सं.] જાતિમાંથી બહાર નીકળી ગયેલું; જાતના જે આચાર-વિચાર હોય તેનું ઉલ્લંઘન કરીગયેલું; પતિત.

**જાતિભ્રંશ,** પુ. [सं.] જાતિમાંથી પડી જવું તે.

**જાતિવહેવાર,** પુ. પોતાના સમુદાય સાથે આપલે કરવાનો સંબંધ તે.

**જાતિવાચક,** વિ. [सं.] જાતિદર્શક.

**જાતિવેર,** ન. કુદરતી વેર; સ્વાભાવિક દ્વેષભાવ તે; વર્ગ વર્ગ વચ્ચેનું વેર.

**જાતિસ્વભાવ,** પુ. [सं.] જન્મખાસિયત; અમુક વર્ગનો જે સ્વભાવ હોય તે સ્વભાવનું; જાતિએ ઉતરેલુ વલણ તે; જાતિનો એકાદો ખાસ ગુણ તે.

**જાતિસ્મરણ,** ન પોતાની જાતનું જે સ્મરણ તે; પેલા જન્મ સંબંધી યાદ તે

**જાતી,** સ્ત્રી. જાત; જાતિ.

**જાતીય,** વિ. [सं.] જાતનું. સ્વજાતીય=પોતાની જાતનું.

**જાતીલું,** વિ. પોતાની જાતિનું; સ્વજાતીય

**જાતુધાન,** પુ. [सं. यातुधान] રાક્ષસ; નિશાચર.

**જાતે,** અ. પોતે; સ્વયં; પોતાની મેળે.

**જાત્યંધ,** વિ. જન્મથીજ આંધળું હોય એવું.

**જાત્યભિમાન,** ન. પોતાની જાતિનું જે અભિમાન તે.

**જાત્રા,** સ્ત્રી. [सं. यात्रा] તીર્થોમાં મુસાફરી કરવી તે; સમૂહમાં રહી પ્રવાસ કરવો તે. તીર્થયાત્રા=પવિત્ર ધામોમાં ધર્મ સાધવાને માટે ફરવું તે. (૨) દેવ નિમિત્તે જે ઉત્સવ કરવો તે. (૩) શરીરનો નિર્વાહ કરવો તે.:-દેહયાત્રા.

**જાત્રાળુ,** વિ. જાત્રા માટે ફરવા નીકળેલું; તીર્થ ફરનાર. (૨) ભીક્ષા માગીને તીર્થોમાં ફરનાર.

**જાથુ,** વિ. ચાલુ; હમેશ ચાલ્યા કરે એવું. (૨) અ. સદા; હમેશ.

**જાથુક,** વિ. હમેશનું; સદા ચાલે એવું.

**જાદરણી,** સ્ત્રી. જાનડી.

**જાદર,** ન. ધોળા આછા વણાટનું રેશમી કપડું. :-જાદર કાંચળી=પરણતી વખતે કન્યાને જે રેશમી કાપડું પહેરાવે છે તે.

**જાદરિયું,** ન. જુવાર કે ઘઉંના પોંકનો લાડુ. [ પુરુષ

**જાદવ,** [**सं. यादव**] યદુવંશીય

**જાદવાસ્થળી,** સ્રી જાદવો વચ્ચે માહોમાહે થયેલી લડાઈ; અંદર અંદરની ભયંકર લડાઈ

**જાદા,** અ. [ **फा.** ] ખૂબ; વધારે.

**જાદી,** સ્રી [ **फा.** ] છોકરી; બેટી :–સાહેબજાદી.

**જાદુ,** ન [ **फा.** ] મંત્ર, તંત્ર, હાથચાલાકી કે બીજી કોઇ રીતે બીજાથી સમજાય નહિ અને સૌને આશ્ચર્ય લાગે એવું જે કામ તે. (૨) ચમત્કારિક કામો સાધવાની જે વિદ્યા તે; તંત્રવિદ્યા; મંત્ર મોહિની; કામણ; ઈલમ; નજરબંધી; ગારુડી વિદ્યા; ઈન્દ્રજાળ.

**જાદુઇ,** વિ ચમત્કારિક; જાદુસંબંધી.

**જાદુખોર,** પુ જાદુનો વ્યસની, જાદુ જાણનારો.

**જાદુગર,** પુ. જાદુના ખેલ કરનારો; બાજીગર; ખેલાડી; ગારુડી.

**જાદુગારું,** વિ. જાદુઈ અસર ઉત્પન્ન કરે એવું; મોહિની લગાડે એવું; વશ કરી લે એવું; મોહક; માયાવી.

**જાદુગીરી,** સ્રી. જાદુની વિદ્યા તે; માયા; ઇલમ (૨) જાદુ કરવાની આવડત.

**જાદુમંતર,** પુ. જાદુ સંબંધી મંત્ર.

**જાદે,** અ. જોઈએ તે કરતાં વધારે હોય તેમ; વધારે. [ શાહજાદો.

**જાદો,** પુ. [**फा**] છોકરો; બેટો:–

**જાન,** સ્રી. વરને પરણાવવા જનારાઓનો જે સમૂહ તે. ક્રિ પ્ર. જાન સોંડાડવી=જાનને એકઠી કરી લઇ જવી. જાને જવું=વર પરણાવવાને જવું;માનભર્યા પરોણા થવું.

**જાન,** પુ [ **फा** ] પ્રાણ; આત્મા; જીવ રૂ. પ્ર. જીવજાન=પ્રાણપ્રિય. ક્રિ પ્ર જાન આપવો=જીવ આપવો. જાનથી મારવું=પ્રાણ જતો રહે એવું મારવું, જાન લેવો=જીવ લેવો જાન પર આવવું= પ્રાણના રક્ષણ માટે જે સામા થવું ને જાન સંભાળીને કામ કરવું=જીવ સાચવીને કામ કરવુ. (૩) ન. [ **फा. जियान** ] નુકસાન, હાનિ, ખોટ, ગેરલાભ. [ના પુત્રી; સીતાજી.

**જાનકી,** સ્રી. [**सं.**] જનકરાજા-

**જાનપિછાન,** ન જાણવામા અને ઓળખવામાં હોય એવું જે તે; સારો પરિચય હોય તે.

**જાનમાલ,** પુ જાન અને માલમતા બેઉ તે; પ્રજા અને તેની માલમિલકત

**જાનરડી,** સ્રી. જાનમાંની સ્રી.

**જાનવર,** ન. [ **फा.** ] જેનામાં ચૈતન્ય હોય એવું પ્રાણી; ઢોર; પશુ

**જાનાં,** સ્રી. માશુક; પ્રિયા; પ્યારી

**જાનિ,** પુ. [ **सं.** ] પતિ.

**જાની,** વિ. [ **फा.** ] જીવજાન; પ્રાણ જેવું વહાલું; :–જાની દોસ્ત.

**જાનીવાસો,** પુ. જાનનો ઉતારો.

**જાનુ,** સ્રી. [ **सं.** ] જાંગ.

**જાનેવારી,** પુ. ઇસવીસનનો પહેલો મહિનો; જાન્યુઆરી.

**જાનૈયો,** પુ. જાનમાંનો માણસ.

**જાનોતર,** સ્ત્રી. જાન અને તેમાં નોતરેલા પરોણાઓ વગેરે તે.

**જાપ,** પુ જપ.

**જાપક,** પુ. જપ કરનારો; જપિયો.

**જાપતો,** પુ. [फा. जाबिता] ખંતીલી સભાળ રાખવી તે; ચોકશી; તકેદારી; સાવચેતી; પાકો બંદોબસ્ત. ક્રિ પ્ર જાપતો રાખવો=સખતાઈથી નજર રાખવી. [ સંબંધી.

**જાપાની,** વિ જાપાનનું; જાપાન-

**જાપ્ય,** વિ. [ सं. ] જપવાને યોગ્ય હોય એવું

**જાફત,** સ્ત્રી. [अ. जियाफत] મીજબાની; ઉજાણી; ઉત્સવ ક્રિ. પ્ર જાફત આપવી=ખુશાલીનું ભોજન આપવું.

**જાફરમાની,** વિ. [ फा. ] કેસર જેવા રંગનુ, કેસરીઉં

**જાફરાન,** ન [फा.] કેસર. કહે૦ ગધેકુ જાફરાનકી કયા કિંમત.

**જાફાટ,** ન બેદરકારીપણું.

**જાબજા,** અ બહુ થઈ જાય તેમ; વધારે પડતુ.

**જામ,** પુ. [फा.] પડઘીવાળુ પવાલું; કટોરો. (૨) દારૂ પીવાની પિયાલી. (૩) જમરૂખ.(૪)જામનગરના રાજાની અટક.

**જામ,** પુ. [ सं. याम ] દિવસનો આઠમો ભાગ; ત્રણ કલાક જેટલો વખત તે; પહોર.

**જામગરી,** (જામગિરી), સ્ત્રી. તોપ અને બંદુકના થડ આગળનું ખામણું કે જ્યાંથી અંદરના દારૂને સળગાવાય છે તે; કાન (૨) તોપ બંદુક વગેરેના દારૂને ચેતાવનારી કે દેવતા પાડવાની દોરી; પલીતો. ક્રિ. પ્ર જામગરી સળગાવવી=ઉશ્કેરણી કરવી જામગરી ચાંપવી=ભડકો ઉઠે તેમ કરવું.

**જામણ,** ન. જમાવનાર; કોઈ વસ્તુ જામી જાય એમ કરે એવું જે તે; મેળવણ.

**જામદગ્ન્ય,** ના. [सं.] જમદગ્નિનું સતાન તે; પરશુરામ [ સુતરાઉ કપડું.

**જામદાની,** સ્ત્રી ઉંચા વણાટનું

**જામદાર,** પુ [ फा ] જામદારખાનાનો ઉપરી; ખજાનચી, કીલીદાર.

**જામદારખાનું,** ન [फा.] જવાહિર, દાગીના અને રોકડ વગેરે રાખવાનું સ્થાન તે; તિજોરી; ભંડાર

**જામની,** સ્ત્રી. [सं. जामिनी] સ્ત્રી (૨) રાત્રિ.

**જામફળ,** ન. જમરૂખ [ઝાડ.

**જામફળી,** સ્ત્રી. જમરૂખડી; જામફળનું

**જામવું,** ક્રિ. અ છુટા છુટા તત્વોનું એકત્ર થવું; સઘટ્ટન થવું; ઘન થવું; બંધાવું; ઠરવું; બાઝવું. (૨) બરોબર ચાલી રહેવું; ખૂબ મચવું; ખીલવું. (૩) બધાવું; ઠરવું. ક્રિ૦ પ્ર૦ ધંધો જામવો =વેપાર સારી સ્થિતિએ પહોચવો. જામી જવું=ટપાટપી થવી; ચોંટવું.

**જામાતૃ, જામાત્ર,** [સં.] જમાઈ.

**જામિની,** સ્ત્રી. [सं. यामिनी] રાત્રિ, રજની.

**જામીન,** પુ [ फा. ] અમુક કામ અમુક ન કરે તો તે કરી આપવાની જોખમદારી લઈ તે વિશે કબુલત આપનારો; ખોળાધર; જવાબદાર.

**જામીનગીરી,** સ્ત્રી. જામીન તરીકે કબુલત કરવી-આપવી તે; કોઇની જોખમદારી માથે લેવી તે; જવાબદારી. (૨) વિશ્વાસ; ખાતરી.

**જામો,** પુ. [ फा ] પુરુષને પહેરવાનો ઢીંચણની બહુ નીચે લગી લબડતો રહે એવો ઘેરદાર ડગલો કે અંગરખો; વરરાજાને પહેરાવવાનો જરીનો ડગલો-અંગરખો; વાઘો

**જાયનશીન,** પુ. વાલીવારસ; વંશજ; કુટુંબના હકદાર પુરુષો.

**જાયપત્રી,** સ્ત્રી. [ सं. जाती-पत्री ] જાયફળ ઉપરનું સુગંધિદાર છોડું; જાવતરી; જાવત્રી.

**જાયફળ,** ન. [सं. जातीफल] સોપારી જેવડું પણ સુગંધિદાર એક ફળ; એક તેજાનો. [ વહુ; પત્ની.

**જાયા,** સ્ત્રી. [ सं. जाया ] સ્ત્રી;

**જાયી,** વિ. [ सं. जन ] જન્મેલી; પુત્રી; દીકરી. [ બચ્ચું.

**જાયું,** વિ. જન્મેલું; જણ્યું; છોકરૂ;

**જાયો,** પુ. જન્મેલો; જણ્યો; છોકરો; પુત્ર.માડીજાયો=ભાઇ.સાસુજાયો=વર;પતિ.

**જાર,** સ્ત્રી. જુવાર (૨) પુ. [सं.] જે પરપુરુષ સાથે સ્ત્રીને પ્રીતિ હોય તે;આશક.

**જારકર્મ,** ન. [ सं. ] પરાયાં સ્ત્રી પુરુષે આડો વહેવાર રાખવો તે; વ્યભિચાર.

**જારકર્મી,** વિ. જારીનું કામ કરનાર; વ્યભિચારી. [ જન્મેલું છોકરૂ

**જારજ,** વિ. [ सं. ] વ્યભિચારથી

**જારણ,** ન. [ सं. जॄ ] જર્જર થઈ જવુ તે; જાવરૂ થવું તે. (૨) માણસ જીર્ણ થઈ જાય એવો જે તાંત્રિક પ્રયોગ તે; મૂઠ; ચોટ.

**જારણું,** ન. જારણ કરવું તે.

**જારત,** સ્ત્રી મુસલમાનોમાં મરણને ત્રીજે દિવસે કરવામાં આવતી ક્રિયા

**જારિણી,** સ્ત્રી. જારકર્મ કરનારી; વ્યભિચારિણી [ વ્યાભચાર.

**જારી,** સ્ત્રી. જારકર્મ કરવું તે;

**જારી,** અ. ચાલુ; શરૂ [યુક્તિપ્રયુક્તિ.

**જારીવજારી,** સ્ત્રી. લુચ્ચાઇ; ચાલાકી;

**જારીવિજારી,** સ્ત્રી. વ્યભિચાર કરવો અને વળી તેને છુપાવવો તે; જારકૌશલ્ય

**જાલ,** સ્ત્રી. [ सं. जाल ] જાળ. (૨) છટકું. [ (૨) અસહ્ય; જુલમી.

**જાલમ,** વિ. ક્રૂર; તીક્ષ્ણ; નિર્દય.

**જાલમી,** સ્ત્રી. જાલમપણું; ક્રૂરતા;જુલમ.

**જાલિંદર,** પુ. સાધુઓની એક જાત

**જાલી,** વિ. ક્રૂર; જુલમી.

**જાવક,** વિ. બહાર મોકલવાનું; રવાના કરવાનું. (૨) ના. મોકલેલી કે મોકલવાની વસ્તુઓ તે. (૩) ઉપરે-બહાર જાય કે અપાય તે.

**જાવકબારનીશી,** સ્ત્રી. બહાર જતા કાગળ પત્રોની નોંધપોથી.

**જાવડભાવડ,** અ. જેવુંતેવું; તકલાદી; આછું પાતળું; લાંબો વખત ટકે નહિ એવું. [ જયાં લગી.

**જાવત,** અ. [ सं. यावत ]

**જાવંતરી,** સ્ત્રી. [ सं. जातीपत्री ] જાયફળ ઉપરની છાલ; એક ગરમ મશાલો.

**જાવંત્રી,** સ્ત્રી. જાવંતરી

**જાવરી,** સ્ત્રી. પચી જાય એવું ખાણું; મગની દાળની ખીચડી. દાળભાત:–જાવરીની હાજરી.

**જાવરૂં,** વિ. દોદળું; જર્જરી જાય એવું; ક્ષણભંગુર. [ પાંદડાંની સાદડી.

**જાવલી,** સ્ત્રી જાવલું; ખજુરીનાં

**જાવળું,** નિ જીર્ણ; દોદળું. (૨) ના. પાતળી રાખ; કાજળી

**જાવું,** જવું તે. (૨) જવુ.

**જાવેદાન,** વિ. નિરંતર નીભ્યા કરે એવું; કાયમનું. (૨) નવી દુનિયા.

**જાવેદાની,** સ્ત્રી. અનાદ્યંતતા; નિત્યતા; નીભ્યાજ કરે એવી સ્થિતિ તે

**જાશક,** અ. પુષ્કળ; જોઇએ તેટલું.

**જાશક્યિાં,** ન. ભયો ભયો થઈ રહે એવું તે; પુષ્કળ થઈ પડવું તે. [ ફૂલવેલ.

**જાસવેણુ,** સ્ત્રી. જાસુદ; જાસ્વંદ; એક

**જાસુ,** સ્ત્રી. જાસુદ; એક જાતની ફૂલવેલ. 'કલેશડી' અને તેનાં ફૂલ.

**જાસુદ,** સ્ત્રી. એક જાતની ફૂલવેલ.

**જાસુદી,** સ્ત્રી. જાસુદનો છોડ અથવા વેલ તે.

**જાસુસ,** પુ. [ अ. जासूस ] છુપા વેષે ફરી બાતમી લાવનારો દૂત; બાતમીદાર; છુપી ખબરો લાવનારો; ચાર. (૨) કાસદ; ખબર કે કાગળ લઈ જનાર લાવનાર; બેપિયો; ટપાલી.

**જાસુસી,** સ્ત્રી. છુપી બાતમીઓ લાવવાનું કામ તે; ચારકર્મ; દૂતનું કામ તે.

**જાસો,** પુ. ધમકીના કાગળ લખવા જાસ્તી ગુજારનારો;મરણિયો થઇ;વગર વિચાર્યું જે તે કામ કરી નાખનારો;આતતાયી; બારવટિયો.

**જાસ્તી,** [ अ. ] જુલમ; સખતાઈ; જોરથી કામ કરાવવું તે; મારીઝુડીને કામ લેવું તે; બળજોરી કરવી તે. ક્રિ પ્ર. જાસ્તી ગુજારવી=જોરજુલમ કરવો; બળાત્કાર કરવો [ જોઇએ તે કરતાં વધારે.

**જાસ્તી,** અ. જ્યાદે; અતિશય;

**જાસ્વંદ,** સ્ત્રી. જાસુદનો રોપો અને તેના ફૂલ તે.

**જાહેર,** વિ. [ फा. जाहिर ] કોઈથી છાનું નહિ એવું; સૌ કોઇ જાણે જુએ એવું; ખુલ્લું; પ્રકટ; છતું; જે જાણવાની, જોવાની ને વાપરવાની સૌને છૂટ હોય તે. (૨) સાર્વજનિક; પ્રજાકીય. ક્રિ પ્ર. જાહેર થવું=જાણમાં આવવું. જાહેર પડવું=છતા થવું.

**જાહેરખબર,** સ્ત્રી. [ अ. ] એવી ખબર કે જે સૌ લોકના જાણવા વાંચવામાં આવે તે; જાહેરાત; સૌના જાણવામાં આવે એવી રીતે કોઇપણ એકાદી બાબત બહાર પાડવી તે.

**જાહેરનામું,** ન. [ फा. ] અમુક

બાબત કરવી ન કરવી તે સબંધી સૌ લોક જાણે એમ સર્વેને જાણ કરવું તે; દાંડી પિટાવીને જણાવવું તે; ઢંઢેરો. (૨) ચેતવણીનો લેખ. [ કરવુ તે.

**જાહેરાત,** સ્ત્રી. જાહેરખબર; જાહેર

**જાહેલ,** [ फा ] ઝટ તપી જાય એવું; જહાલ; ઉગ્ર; આકળું; ક્રોધી

**જાહો,** જુ. જાસો

**જાહોજલાલી,** સ્ત્રી. [ फा. जलाल् ] દબદબો: ઠાઠમાઠ; વૈભવ, ગૌરવ. (૨) દીપ્તિ; આબાદી પ્રભાવ, વિભૂતિ; ઐશ્વર્ય.

**જાળ,** સ્ત્રી. [ सं. जाल ] માછલાં વગેરેને પકડવાની દોરાની જે ગુથેલી જાળી તે. છુટા છુટા તાતણાવાળું આછું વસ્ત્ર (૨) ઝટ સમજી ન શકાય એવી પકડવાની યુક્તિ, ફાસો, સકંજો; છટકું; પેચ (૩) ઝટ સમજાય નહિ એવી રચના; ફેટબાજી. (૪) આડી અવળી ગોઠવેલી ઘણી બાબતોનો સમૂહ, જથ્થો; હાર; પંક્તિ; સમુદાય (૫) ભમરડાની દોરી.

**જાળક,** પુ. જાળ કરનારો. (૨) જાળવનારો. [ ભાળ; સાચવણી.

**જાળવણી,** સ્ત્રી. જાળવવું તે; સં-

**જાળવવું,** ક્રિ. સ. સંભાળીને રાખવું; સાચવવું. (૨) હાનિ પહોચે નહિ તેમ કાર્ય કરવું; લક્ષ રાખીને કરવું.

**જાળવાળિયું,** ન. આછું કપડું; ઘણુંજ ઝીણું કપડું.

**જાળાવાળા,** વિ. જેનું પોત છિન્નભિન્ન થઈ ગયું હોય એવું; જળી ગયેલું; જાળવાળિયુ (૨) આછા વણાટનું.

**જાળાંઝાંખરાં,** ન. જાળાં અને ઝાંખરા તે; એકબીજા સાથે ગુંથાઇ ગયેલાં ઝરટાં અને જાળો વગેરેનો જે ગુંચવાડો તે

**જાળિયું,** ન. [ सं. जालक ] જેમાં સળિયા નાખેલા હોય એવી ભીંતમા મૂકેલી નાની બારી; જાળીવાળી બારી (૨) ભીંત અથવા છાપરામાનું નાનું બાકું; ધુમાડિયું (૩) એક જાતનો છોડવો ( ઝાળના પાદડાનો રસ નાના છોકરાને ગાયો હોય તો તેમની છાતીમાં કફની જે જાળ બાઝી હોય તે નીકળી જાય છે ) (૪) વિ. જાળીવાળું; આછા બાકાબાકાંવાળા વણાટનું; જાળીદાર

**જાળિયો,** પુ કોટમાં પહેરવાનું એક જાળીદાર ઘરેણુ

**જાળી**. સ્ત્રી. [ सं. जाल ] વચમા વચમા અવકાશ રહેલો હોય એવી ગુથણી. (૨) સળિયાઓ ભરેલી બારી (૩) અમુક પ્રમાણથી મોટુ હોય તો પસાર થાય નહિ એવી તખતી. (૪) વાડ; આડ; આંતરો. (૫) ભમરડાની દોરી. (૫) ગળણી

**જાળીદાર,** વિ જાળીવાળું; જેમાં જાળી પડેલી હોય એવું.

**જાળું,** ન. એક બીજા સાથે ગુંથાઇ જઈને બનેલું જે તે; નાના છોડવા ને ડાળાં વગેરેનો ઘચુંબલો તે; ડાળાનો

સમૂહ. (૨) જાળીદાર પડ; જાળ જેવી ગુંથણ-રચના. (૩) કરોળિયો અને તેની જાતના જીવડાએ લાળના તંતુઓની કરેલી ગુંથણી; બાવું. (૪) આંખની સપાટી ઉપર આવતું પાતળું પડ; છારી. (૫) કજિયા કંકાસથી કોઈને કામ સુઝવા દે નહિ એવું તે. (૬) ફાંસો; પેચ; છટકું. (૭) ગુચ; ગુંચવણ. ક્રિ. પ્ર. જાળાં બાઝવાં

**જાંગ,** જુ. જાંઘ

**જાંઅડ,** વિ. માત્ર જોવા દેખાડવાને માટે અદબદ લીધેલું તે. (૨) અ. વાજાનો એવો અવાજ.

**જાંગલો,** પુ. ટોપીવાળો; યુરોપિયન. (૨) જંગલનો રહેવાસી.

**જાંગી,** પુ. મોટું ઢોલ. જંગી=મોટું.

**જાંઘ,** સ્ત્રી. [ **सं.** ] કમર નીચેનો પગનો માંસલ જાડો ભાગ તે; જંઘા; સાથળ.

**જાંઘિયો,** પુ. જાંઘો ઢંકાય એવી પહેરવાની ચડી; તંગિયો; લંગોટ.

**જાંબુ,** ન. [ **सं. जाम्बु** ] જાંબુડાનું ફળ; પહેલા ચોમાસામાં મળતો લીલો મેવો. (૨) કાળો રતુંબડો રંગ. (૩) જંબુસર તરફના એ જાતના બ્રાહ્મણો.

**જાંબુક,** ન. શિયાળ; જંબુક.

**જાંબુડી,** સ્ત્રી. જાંબુનું નાનું ઝાડ. (૨) બાળકના હાથમાં આપવાનું એક રમકડું; ધાવણી. (૩) વિ. જાંબુના જેવા રંગનું.

**જાંબુડું,** ન. જાંબુ.

**જાંબુડો,** પુ. જાંબુનું મોટું ઝાડ. (૨) જાંબુના જેવો કાળો રતુંબડો રંગ તે.

**જાંબૂનદ,** ન [ **सं.** ] સોનું; સુવર્ણ.

**જિકર,** સ્ત્રી. [ **अ.** ] જીકર; એકાદી બાબત ઉપર આગ્રહ કર્યા કરવો તે; હઠ. (૨) આજીજી; કાલાવાલા. (૩) તકરાર; ભાંજગડ; રકઝક. (૪) પુ. વિવાદ અને આગ્રહની બાબત. (૫) દમ; જીવ; સત્ત્વ. ક્રિ૦ પ્ર જિકર કરવી=તકરાર કરી કરીને કંટાળો આપવો. [ હૈયુ; દિલ.

**જિગર,** ન. [ **फा.** ] કાળજું:

**જિગીષા,** સ્ત્રી [ **सं.** ] જીતવાની ઈચ્છા.

**જિગીષુ,** વિ [ **सं.** ] જીતવાની ઇચ્છાવાળું. [ વાળું.

**જિઘાંસુ,** વિ [ **सं.** ] મરવાની ઇચ્છા

**જિજ્ઞાસા,** સ્ત્રી. [ **सं.** ] કંઈ પણ બોધ લેવાની જે ઇચ્છા તે; જાણવાની આતુરતા; પૃચ્છા.

**જિજ્ઞાસિત,** વિ. [ **सं** ] જાણવા માગેલું; પૂછેલું; વિચારેલું.

**જિજ્ઞાસુ,** વિ. [ **सं.** ] જાણવાની ઇચ્છાવાળું; પૃચ્છક; આત્મજ્ઞાનની જેને ઇચ્છા રહ્યા કરતી હોય તે.

**જિત,** વિ. [ **सं.** ] જીતેલું; પરાભૂત. શબ્દની આગળ પાછળ જોડાતાં જુદાજુદા અર્થ બતાવે છે. :–જિતકામ= જીતેલો છે કામ જેણે તે. અને કામજિત=કામથી જીતાયેલો જે તે. (૨) સ્ત્રી. જય; ફતેહ. [ એમ કરવું.

**જિતાડવું,** ક્રિ. [ **सं.** ] જિતે

**જિતેન્દ્રિય,** વિ. [ **सं.** ] જિતેલી છે ઈન્દ્રિયો જેણે તે; સંયમી.

**જિન**, પુ. [ **सं.** ] અર્હંત; બુદ્ધ.

**જિનેશ્વર**, પુ. બુદ્ધ ભગવાન; વિષ્ણુ ભગવાન; જૈન ધર્મના ઈષ્ટદેવ.

**જિન્નસ**, જુ જણસ

**જિમ**, અ. જેમ (કવિતામા)

**જિયાફત**, સ્ત્રી. [ अ. ] આનંદ ખાતર ભોજન આપવું તથા ગમત કરાવવી તે: ઉજાણી; મિજબાની; જાફત.

**જિયાવર**, [ सं. जायावर ] કન્યાનો વર. (૨) સુભાગી વર

**જિયો**, અ. (જીવો)-ઘણું જીવો અને સુખી રહો, એવા અર્થનો ઉદ્‌ગાર.

**જિરાફ**, ન આફ્રિકાનાં જંગલોમાં થતું રોઝની જાતનું એક જનાવર.

**જિષ્ણુ**, પુ વિષ્ણુ ભગવાન; પરમેશ્વર

**જિહ્‌વા**, સ્ત્રી. [सं.] જીભ; જીભડી.

**જિહ્‌વાગ્રે**, અ. [ सं. ] જીભની અણી ઉપર હોય તેમ; મોઢે; પાઠે.

**જી**, સ્ત્રી માતા; બા; માતાજી.

**જી**, અ. હુંકારાનો માનભર્યો ઉદ્‌ગાર; હાં, હા; આ રહ્યો; વારુ, વગેરે બતાવનારો ઉદ્‌ગાર. (૨) વડીલનું બહુ માન બતાવવા સારૂ શબ્દની આગળ જોડાતો પ્રત્યય. :-પિતાજી. શબ્દની આગળ માન દેખાડવાને જોડાતો આગમ :-જીકાકા; જીમામા. (૩) સાસરિયાંની સગાઇ દેખાડનારો પ્રત્યય:-કાકાજી; મામાજી. ૩. પ્ર જીહજૂરે=વિનયથી અધીન રહેવું તે.

**જીક**, સ્ત્રી જક; હઠ; જીદ.

**જીકવું**, ક્રિ. સ. ઉંચું કરીને પછાડવું. (૨) ઉપાડીને અંદર નાખી દેવું: હોમાવવું. (૩) હરાવવું; પછાડી નાખવું.

**જીકાર**, પુ. જી, જી, એમ વિવેકભેર બોલવું તે

**જીજી**, સ્ત્રી. જી; બા; માતાજી. (૨) મોટા મા: દાદી; નાની. [મોટી બહેન

**જીજીબા**, સ્ત્રી મોટી નણંદ; વરની

**જીજીમા**, સ્ત્રી ઘરડીમા; દાદી; નાની; વડિયાઈ. [ બાપ; આજો

**જીજો**, પુ દાદો; બાપનો કે માનો

**જીતવુ**, ક્રિ. સ. [ सं. जित ] શત્રુની સામે ફાવવું; સામાને હરાવવો

**જીદ**, સ્ત્રી. [ फा. ] જીદ; હઠ; જક; તકરાર. [ હઠીલું.

**જીદી**, વિ જીદ કરનાર; આગ્રહી;

**જીન**, પુ મરીને ભૂત થયેલો મુસલમાન; ખવીસ (૨) [ अं. ] ઘોડાની પીઠપર મૂકવાનું ચામડાનું સાજ. (૩) કપાસ લોઢવાનુ યંત્ર

**જીનો**, પુ. દાદરબારી; દાદરો;કઠેરાવાળી નીસરણી.

**જીભ**, સ્ત્રી. [ सं. जिह्‌वा ] પ્રાણીઓના મોંમાંનો એક માંસલ અવયવ; જિહ્વા. (આ અવયવથી પ્રાણીઓ મોમાં ચવાતા ખોરાકને સંકોરે છે, ચાટી શકે છે અને અવાજ કાઢી બોલી શકે છે. (૨) કોઇ અવકાશની વચ્ચે આમ તેમ હાલી શકે એવો લબડતો દંડીકો કે પટ્ટી તે. (૩) બહાર નીકળેલી ચપટી અણી; ફણું. (૪) પ્રાણીના શરીર ઉપર

સબટતી ચામડી; ખોટો આંચળ; લાળી. (૫) બોલવું તે; ભાષણ. ક્રિ૦ પ્ર૦ જીભ ઉપડવી=છૂટથી બોલવું. જીભ કઢાવવી=બહુ હેરાન કરવું. જીભ હલાવવી=બે સારા શબ્દ કહેવા. મોંમાં જીભ ઘાલવી=મુગા રહેવું. જીભ ટુંકી થઇ જવી=બોલવાની શક્તિ જતી રહેવી; અવસાનની નિશાની જીભ ચલાવવી=બહુ બોલ બોલ કરવુ જીભ બંધ કરવી=નિરુત્તર બનાવી દેવું. જીભ કરડીને મરી જવુ=આપઘાત કરવો. જીભનો કુચો કરવો=કહી કહીને થાકી જવું. જીભના કટકા કરવા= ઉચ્ચાર કરવાને મુશ્કેલી પડવી. જીભ વાળવી=શુદ્ધ ઉચ્ચાર કરતાં શીખવું રૂ. પ્ર. જીભ ન હોવી =શાંત રહેવું. જીભ લાંબી હોવી=વાચાળ હોવું. જીભની છૂટ=ગમે તેમ બોલવાની ધૃષ્ટતા; જીભનુ વગર અંકુશે હાલવું તે ચામડાની જીભ=સમજ વગરનો અવયવ છે તેને ગમે તેમ હાલવા દેવો નહિ જીભને ટેરવે=મોઢે. જીભે સરસ્વતી=બોલવાની બાહોશી અને ચતુરાઈ. જીભે કાંટા વાગવા=માઠું બોલવું. કહે૦ જીભમાં ગોળ ને જીભમાં ઝેર=જીભને લીધે સારૂ અને જીભને લીધે માઠું બને છે.

**જીભડી**, સ્ત્રી૦ [ सं. जिह्वा ] જીભ.

**જીભલડી**, સ્ત્રી૦ જીભ. (કવિતામા)

**જીભાજોળી**, સ્ત્રી૦ તકરાર; વાદ; બોલાબોલી; વિવાદ. [ અપશબ્દયુક્ત.

**જીભાળું**, વિ. ભુંડું; નઠારૂં; ખરાબ.

**જીભી**, સ્ત્રી. જીભના આકારનો વહાણના મોઢાનો આકાર તે; વહાણની અણી. ( ૨ ) દેશી વહાણોમાના ત્રણ શઢમાનો વચલો શઢ તે. ( ૩ ) પાતળી ચપટી અણી જેવું જે તે. ( ૪ ) જીભ ઉપરની ઉલ ઉતારવાની ધાતુની પટ્ટી.

**જીમૂત**, પુ. [ सं. ] મેઘ; વરસાદ. (૨) પર્વત

**જીરણ**, વિ. [ सं. जीर्ण ] જુનું થઇને ઘસાઇ ગયેલું; જુનું.

**જીરવવું**, ક્રિ. સ. [ सं. जीर्ण ] જીર્ણ કરવું; પચવવું. (૨) ગ્રહણ કરેલી વસ્તુનું યોગ્ય રીતે ધારણ કરવું; સાંખવું.

**જીરવાવું**; ક્રિ. અ. ધારણ થવું; સખાવું. (૨) પચાવું

**જીરાયત**, વિ. વરસાદથીજ જેમાં પાક થાય છે એવી જમીન તે; જરાયત.

**જીરાસાળ**, સ્ત્રી. ઝીણા દાણાની ડાંગેરની એક જાત.

**જીરિયું**, વિ. જીરા જેવી વાસવાળું. (૨) જીરૂ ભરેલું.

**જીરૂં**, ન. [ सं. जीरक ] વરિયાળીની જાતનાં સુગંધિવાળાં બિયાં; એક જાતનો મશાલો.

**જીર્ણ**, વિ. [ सं. जीर्ण ] ખળભળી ગયેલું; જુનું; ઘસાઇ ગયેલું.

**જીર્ણતા**, સ્ત્રી [ सं. ] જીર્ણપણું; જુનાપણું.

**જીર્ણોદ્ધાર**, પુ. [ सं. ] જુના—ખળભળી ગયેલા બાંધકામનો ઉદ્ધાર કરવો તે; સમારવું તે; મરામત; સારોદ્ધાર.

**જીલ્લએ**, અ. અતિશય અધીન હોય એમ; હાજરાહજુર; તાબે. (૨) પાંશરૂં-દોર; સીધુંસડાક

**જીલ્લો**, પુ. [ अं. जिल्ला ] દેશની વ્યવસ્થા કરવા માટે પાડેલા ભાગોમાંનો એકાદ ભાગ તે; પ્રાંત; મુલક. (૨)શહેરના વિભાગોમાનો એકાદ તે;લત્તો; મહોલ્લો. (૩) અમલ ચલાવવા જેટલો પ્રદેશ; વહીવટનું કામ કરવાનો વિભાગ. (૪) બે ત્રણ રાગના મિશ્રણથી બનતો જે ઢાળ તે; મિશ્રરાગ.

**જીવ**, પુ [सं.] દેહધારીઓમાં જણાતું જે ચૈતન્ય તે; પ્રાણીઓમાં રહેલું કર્મ અને જ્ઞાનની ઇંદ્રિયોનું પ્રેરકતત્ત્વ; પ્રાણ; અસુ; આત્મા; ઈશ્વરાંશ. (૨) ચૈતન્ય જેની સાથે મળીને પ્રતીત થાય છે તે;દેહને નામે ઓળખાતો પદાર્થ; ચૈતન્યવાળો પદાર્થ તે; દેહી; પ્રાણી. (૩) જેની ઉપર પ્રાણીનો જીવન આધાર હોય તે; ગુજરાનનાં સાધન તે. (૪) નાનું ક્ષુદ્ર પ્રાણી તે; જંતુ. (૫) વસ્તુમાં રહેલો મુખ્ય ગુણ; શક્તિ; તેજ; ધર્મ; રસ; દમ; બળ. (૬) લક્ષ; ધ્યાન. (૭) મન; સારાસાર વિચારશક્તિ; આંતરડી; અંતઃકરણ. (૮) પુંજી; દોલત; પૈસો. (૯) ઇચ્છા; ભાવ; મરજી. (૧૦) નજર.

રૂ. પ્ર. એકજીવ થવું=મળતા થવું; શાંત થવું; એકદિલ થવું. (૨) જીવ અડધો અડધો થઈ જવો=આતુર બની જવું; બહુ હરખાઇ જવું. (૩) જીવ આપવો=મન લગાડીને કામ કરવું; આપઘાત કરવા તત્પર થવું. (૪) જીવ આવવો =સજીવન થવું; નિરાંત વળવી. (૫) જીવ ઉડી જવો=એકાએક ગભરાઈ શૂન્ય પડી જવું. (૬) જીવ ઉપર આવવું=આપઘાત કરવા તૈયાર થવું; જીવના જોખમની પણ દરકાર નહિ કરવી. (૭) જીવ ઉંચો થવો =ચિંતાતુર બનવું. (૮) જીવ ખાઇ જવો =પાછળ લાગવું; સતાવવું. (૯) જીવ ખાટો થવો=નારાજ થવું. (૧૦) જીવ ગતે જવો=સદ્ગતિ થવી. (૧૧) જીવ ઘાલવો=મન દઈને કામ કરવું (૧૨) જીવ ચલાવવો=હિમ્મત કરવી. (૧૩) જીવ ચકડોળે ચઢવો=ભ્રમિત થવું. (૧૪) જીવ જવો=મરણ જેવું દુઃખ લાગવું. (૧૫) જીવ જોવો=પરીક્ષા કરવી (૧૬) જીવ ઝાલ્યો ન રહેવો=મન ઉપરનો અંકુશ જતો રહેવો. (૧૭) જીવ ટાઢો પડવો=સંતોષ વળવો. (૧૮) જીવ ટંગાઈ રહેવો=આતુર રહેવું (૧૯) જીવ ટુંકો થવો=કંજુસ થવું. (૨૦) જીવ ઠરવો= નિરાંત વળવી. (૨૧) જીવ ઠેકાણે ન રહેવો=ચિત્ત ભમી જવું. (૨૨) જીવ ડોળાવો=ગભરાવું. (૨૩) જીવ તલપાપડ થવો=બહુ આતુર થવું. (૨૪) જીવ તલસવો=અભિલાષ થયા કરવો. (૨૫) જીવ તાળવે ટિંગાવો=મોટી ચિંતામાં રહેવું. (૨૬) જીવ તોડવો=આતુર રહેવું; બહુ મહેનત કરવી. (૨૭) જીવ થવો=પુંજી થવી. (૨૮) જીવથી મારવું=ઠાર મારવું. (૨૯) જીવથી જવું=પોતાનો જીવ ખોવો.

(૩૦) જીવ દઈને=મન લગાડીને. (૩૧) જીવ દાઝવો=મન બળવું. (૩૨) જીવ ધરપવો=સ્વસ્થ થવું. (૩૩) જીવ નીકળી જવો=ઘણું દુઃખ થવું. (૩૪) જીવના સમ=જાતના સોગન. (૩૫) જીવનો તરસ્યો=સંતાપ્યા કરે એવો. (૩૬) જીવપર બેસવું=હઠથી માગવું. (૩૭) જીવ પડીકે બંધાઇ જવો=ખરાબ પરિણામના ભયની બહુ ભારે અસર થવી. (૩૮) જીવ ફરવો =શરીરે અસુખ થવુ. (૩૯) જીવ બળવો =ચિંતા થવી. (૪૦) જીવ બાળવો=ચિંતા કરવી. (૪૧) જીવ બેસવો=મનની એકાગ્રતા થવી. (૪૨) જીવ બગાડવો=ખરાબ દાનત કરવી. (૪૩) જીવ ભરાઈ રહેવો= અભિલાષ રહેવો. (૪૪) જીવ મળવો =મૈત્રી બંધાવી. (૪૫) જીવમાં જીવ આવવો=શાંતિ વળવી. (૪૬) જીવ માને નહિ=મન કબુલ કરે નહિ. (૪૭) જીવ મોટો કરવો=ઉદાર થવું. (૪૮) જીવ રહી જવો=ભાવના રહી જવી. (૪૯) જીવ રાખવો=કાળજી રાખવી (૫૦) જીવ લઈને નાસવું=મરણનો ભય જોઈને નાસવું. (૫૧) જીવ લાગવો=ધ્યાન લાગવું. (૫૨) જીવ લેવો=મારી નાખવું; રગડવું. (૫૩) જીવ લબુક લબુક થવો=હૃદયમાં મોટી ચિંતા રહ્યા કરવી. (૫૪) જીવ નહિ માનવો=મન પ્રસન્ન ન થવું. (૫૫) દાંતે જીવ આવવો=મરણાંત સંકટ આવી પડવું.

**જીવજંત,** ન. જુ. જીવજંતુ.

**જીવજંતુ,** ન. [સં.] નાના મોટા કીડા તે; જીવસમૂહ. (૨) એરૂઝાંઝરૂ, વીંછીકુંછી, કે એવાંજ બીજાં નાનાં ઝેરી પ્રાણી તે. (૩) કોઇપણ જાતનાં સાધારણ પ્રાણીઓ તે.

**જીવજાન,** વિ. [ फा ] જીવ ને પ્રાણના જેવું વહાલું; અત્યંત પ્રિય; પ્રિય પ્રાણ. [ (કવિતામાં.)

**જીવડલો,** પુ. જીવ; આત્મા; પ્રાણ.

**જીવડો,** પુ. જીવ. (૨) કીડો

**જીવતાજાગત,** અ. જીવે ને જાગે ત્યાં સુધી. [ જીવ; જીવાત.

**જીવડું,** ન. ક્ષુદ્ર જીવ; નાનો ગરીબ

**જીવણ,** ન. જીવન. (૨) જીવને આધાર આપનાર એવો તે; જીવનાધાર; પતિ; ધણી. (૩) શ્રીકૃષ્ણને માટે ગોપિકાઓએ યોજેલો પ્રર્યાય ('જીવણજી' એમ પણ વપરાય છે.)

**જીવતચરા,** સ્ત્રી. [ **सं. जीवित+चर्या** ] જીવતાંજ મરણોત્તર ક્રિયાઓ કરવી તે.

**જીવતદાન,** ન. [ **सं. जीवितदान** ] કોઈને જીવતું રાખવું કે રખાવવું તે; મરણમાંથી બચાવી લેવું તે; જીવનનું દાન તે.

**જીવતર,** ન. જીંદગીનો કાળ તે; આયુષ્ય કાળ; જીંદગી; જીવન; જન્મારો; ભવ. (૨) અવતાર; મનખો. (૩) જીવવું તે.

**જીવતું,** વિ. જીવવાળું; જીવન જેનામાં હોય તે; જીવદાર; હાલતુંચાલતું. (૨) જીવપણાનો જેમાં સંચાર હોય એવું;

લીલું; બળતું; વહેતું. (૩) યોગ્ય; લાયક. (૪) ઉમદા (૫) મજબુત. ક્રિ. પ્ર. જીવતું કરવું=જીવવાળું કરવું; જગાડવું; તાજું કરવું; તેજ કરવું. જીવતો મુઓ=જીવતા છતાં મુઆ જેવો

**જીવદયા,** સ્ત્રી. [ સં. ] જીવ પ્રાણી ઉપર દયા રાખવી તે; અહિંસાધર્મ.

**જીવન,** ન. [ सं. जीवन ] જીવવું તે. પ્રાણવાળુ હોવું તે (૨) જેથી જીવતુ રહેવાય તે; જીવવાનુ સાધન; જીવવાનો આધાર; વૃત્તિ; આજીવિકા; ગુજરોઃ નિર્વાહ (૩) પાણી; ઉદક (૪) એક ઔષધ (૫) જીંદગી; જીવતર; આયુષ્ય (૬) પોતાનુ અત્યંત પ્રિયજન.

**જીવનગાળો,** પુ. જેની ઉપર જીવન ગાળવાનો આધાર હોય તે; આજીવિકા આપનાર સાધન

**જીવનચરિત,** ન [સં.] જિંદગીનો હેવાલ જેમાં હોય તે; જીવનચરિત્ર (૨) જિંદગી ભોગવવાનીરીતભાત.ચાલચલગત

**જીવનદોરી,** સ્ત્રી. જીવવાનો જેની ઉપર આધાર હોય તે; જીવનસૂત્ર

**જીવનિયું,** ન જીવન; જીંદગી (૨) આજીવિકા; રોજી [ વેલી; ડોડી.

**જીવની,** સ્ત્રી. [ स. ] એક જંગલી

**જીવન્મુક્ત,** વિ. [ સં.] જીવદશામાં પણ માયાના બંધથી રહિત; બ્રહ્મનિષ્ઠ.

**જીવન્મુક્તિ,** સ્ત્રી. [ સં ] દેહમાં હોવા છતાં દેહ ને જગત સૌ ખોટું છે એવી જે જ્ઞાનપરતા તે.

**જીવલગ,** વિ જીવની સાથે લાગેલું તે; પોતાના જીવની સમાનજ હોય એવું; અતિ પ્રિય; પ્રાણપ્રિય

**જીવવું,** ક્રિ. અ. પ્રાણ ધરી રહેવુ; સજીવ રહેવું. (૨) ટકવુ; બચવું; ઉગરવું. (૩) ઉછરવુ. (૪) સક્રિય હોવું. (૫) શ્વાસ લેવો જીવતી માખ=ખુલ્લે ખુલ્લું; ન જીરવાય એવું. જીવતો લ્યાળો=ધખધખતો અંગારો જીવતી ડાકણ=કુવૃત્તિવાળી. કહે૦ જીવવુ થોડું ને ભ્રમણા ઘણી=જીવવા કરતાં પણ જીવનની તૃષ્ણાઓ ઘણી

**જીવસટોસટ,** અ જીવનુ જોખમ હોય તેમ (૨) વિ. જીવના જેટલુંજ જોખમનુ, બહુ મુશ્કેલ

**જીવહત્યા,** સ્ત્રી જીવતા જીવોને મારી નાખવા રૂપી હીણું કર્મ તે

**જીવંત,** વિ. જીવવાળુ; જીવતુ. (૨) તેજ; સક્રિય (૩) ચાલતું; જાગતું; બળતું (૪) જાજરમાન; ભભુકતું.

**જીવાઈ,** સ્ત્રી ખોરાકી બદલ અમુક રકમ મળ્યા કરે એવી જે ગોઠવણ તે; જીવારો (૨) જીવન ભોગવવા જેટલી જમીન વગેરેની જે મળેલી બક્ષીશ તે. (૩) પેનશન; રોકડ ખાધાખરચ (૪) જીવનનો કાળ તે; વય; જીવનગાળો.

**જીવાઈદાર,** વિ. જેમને જીવનના સાધન રૂપ જમીન વગેરે મળેલાં હોય એવા લોક તે; જેમને નામે જીવાઈ ચાલતી હોય તેઓ–ગરાસિયા વગેરે.

**જીવાત,** સ્ત્રી. નાના જીવ અને જંતુ-ઓના સમૂહ તે; જીવ; જીવડાં. (૨) નાના મોટા કીડા; કૃમિ.

**જીવાડવું,** ક્રિ. સ. જીવે એમ કરવું, જીવતું રાખવુ (૨) બચાવવુ; ઉગારવું (૩) પાળીપોષીને મોટું કરવું; ઉછેરવું. (૪) સજીવન કરવું. [ નરઘું; તબલું.

**જીવારી,** સ્ત્રી. તાલ કે ઠેકો દેવાનું

**જીવાળ,** વિ જીવવાળું; સજીવન (૨) કૌવતવાળું; તેજવાળું (૩) જેની પાસે ધન હોય એવું; સુખી

**જીંડવું,** ન કપાસનું કોટલું; હિંડવુ. કાલું; જાડી છાલનો પોપટો (૨) જોડું; જોડકું; ગર્ભમા જે બે છોકરા હોય તે.

**જીંદગાની.** સ્ત્રી. [फा.] આયુ-ષ્ય; આખી વય લગીનો સમય; જન્મારા. જીવનકાળ. (૨) જીવન;જીંદગી.(૩) જીવ-નચર્યા; જીવન ભોગવવાની રીતભાત તે

**જીંદગી,** સ્ત્રી. [ फा. ] જીવન: જીવનનો કાળ તે; જીવનચર્યા. (૨) જીવવું તે; સજીવપણું; ચૈતન્યાવસ્થા (૩) જીવન ગુજારવાને પ્રાપ્ત થયેલી જે સારી માઠી હાલત તે.

**જીવાડણહાર,** વિ. જવાડનાર; રક્ષક.

**જીવાતખાનું,** ન. નાનાં જીવજં-તુના રક્ષણ માટે પાંજરા પોળમાં રાખ-વામાં આવતું સ્થાન [જન્મારો.

**જીવારો,** પુ. જીવાઈ. (૨) જીવનગાળો;

**જીવાત્મા,** પુ. [सं.] માયાના બંધ-નવાળો દેહમાં રહેલો આત્મા તે; દેહી; જીવ (૨) હુંપણાનો માનનાર; દેહાભિ-માની આત્મા; પ્રત્યગાત્મા.

**જીવિકા,** સ્ત્રી [सं.] જીવન; જીવવું તે, જીવતર. (૨) ગુજરાનની વૃત્તિ; આજીવિકા [ જીવન.

**જીવિત,** વિ. [सं] જીવતુ. (૨) ન.

**જીવિતકાલ,** પુ [सं.] જીવતરનો સમય. [ -સ્વામી તે; પતિ.

**જીવિતેશ,** પુ [सं.] જીવનનો ઈશ્વર

**જીવી,** વિ. જીવવાળુ. (૨) જીવવા માટે બીજાનો આધાર રાખનાર; અનુજીવી (૩) પ્રાણી; જીવ

**જીસાહેબ,** અ અદબી હુંકારાનો ઉદ્ગાર, હા સાહેબ [ જુવાખાનું.

**જુઆખાનું,** ન જુગારખાનું;

**જુઆખોર,** પુ જુગારી; જુવાખોર.

**જુઆરૂં,** ન. જુગાર રમવો તે; દ્યૂત (૨) વિ. જુવાર; જુદુ (૬) નાના મોટા ઘરથી જુદો પાડેલો જે વ્યવહાર તે

**જુઓ,** પુ જુવો, એક જાતનો જીવડો (૨) જુગાર.

**જુક્તિ,** સ્ત્રી [ सं. युक्ति ] જુકતી; જુગતી.

**જુક્તી,** સ્ત્રી. [ स. युक्ति ] જુગતી; કળા; કરામત; તદબીર; હિક-મત. (૨) ઉપાય; યોજના.

**જુખામ,** ન સળેખમ.

**જુગ,** ન. [ स. युग्म ] જોડું; જોડકું; બેલડું.(૨) બે સોગટીની જે જોડ તે.

**જુગ,** ન. [ सं. युग ] કેટલાંક વરસોનો જે લાંબો કાળવિભાગ તે; લાંબો

સમય. ( જુગ ચાર છે. કૃત ૪૮૦૦ વર્ષનો, ત્રેતા ૩૬૦૦ વર્ષનો, દ્વાપર ૨૪૦૦ વર્ષનો અને કલિ ૧૨૦૦ વર્ષનો ગણાય છે. ) (૨) ચારની સંજ્ઞા.

**જુગજુગ,** અ. જુગેજુગ; જુદે જુદે સમે. (૨) જન્મ; અવતાર; ઘણા લાંબા વખત લગી; ઘણા જુગો સુધી.

**જુગટિયું,** ન. જુગટું. (૨) વિ. જુગટું રમનાર; સટોરિયું.

**જુગટું,** ન જુગાર; સટ્ટો; નશીબ ઉપર આધાર રાખી હારજીતની રમત રમવી તે

**જુગત,** સ્રી. [ सं. युक्ति ] જુક્તિ; કળા; યુક્તિ. (૨) ખેલ; પ્રપંચ; દાવ. (૩) વિ. જોડેલું હોય એવું. (૪) માફક; અનુકૂળ [ તદબીર.

**જુગતી,** સ્રી. [सं. युक्ति] કળા;

**જુગતું,** વિ. [ सं. युक्त ] બંધ બેસતું; ઘટિત; યોગ્ય; શોભે એવું; અનુરૂપ; માફક.

**જુગદંબા,** સ્રી. જગદંબા.

**જુગદીશ,** પુ. જગદીશ.

**જુગબળ,** ન. [ सं. युगबल ] કાળબળ; સમયને લઇને જે અસરો થાય તે.

**જુગમ,** ન. [सं. युग्म] જોડ; જોડું.

**જુગલ,** ન. [सं. युगल] જોડ; જોડું. જુગલ સ્વરૂપ=બે જણની ભેગી પ્રતિમા વગેરે તે. :–રાધાકૃષ્ણ; નરનારાયણ.

**જુગલકિશોર,** ન. બે બાળકની જોડ; બે તરુણ જુવાનની જોડ; જુવાન-દંપતી. ( ૨ ) કૃષ્ણ બળદેવ; બે ભાઈઓની જોડ તે.

**જુગાર,** [ सं. द्यूत ] અમુક સરતે હારજીતની બાજી ખેલવી તે; દ્યૂત; જુગટું; સટ્ટો. ક્રિ. પ્ર. જુગાર ખેલવો=દ્યૂત રમવું. જુગાર રમવો= હારજીતની બાજી રમવી.

**જુગારી,** વિ. જુગાર રમનાર; જુગટિયો. (૨) જુગારનો ધંધો કરનારો તે. (૩) જુગારીપણું.

· **જુગુપ્સ,** સ્રી. [सं] નિન્દા. (૨) ચીતરી ચડે એવું તે; જોવું કે સાંભળવું ગમે નહિ એવું તે.

**જુગુપ્સિત,** વિ. [सं.] નિંદિત. (૨) કંટાળો આપે એવું.

**જુગેજુગ,** અ. એક પછી એક આવતા જુગોમાં; હરહંમેશ. [ તર; સદૈવ.

**જુગોજુગ,** અ. હરહંમેશ; નિરં-

**જુગ્મ,** ન. [ सं युग्म ] જોડ; જોડું.

**જુજવું,** વિ. જુદું જુદું; નોખું નોખું; અલગ; ન્યારૂં.

**જુજી,** વિ. નજીવું; માલવગરનું.

**જુઠ,** સ્રી. જુઠાપણું; અસત્ય બોલવું તે; જુઠું તે. [ અસત્યવાદી.

**જુઠડું,** વિ. જુઠું; જુઠું બોલનાર;

**જુઠણ,** ન એઠું; છંડામણ. (૨) પુ. ભવાઇમાં બોલફેલ પણ સમયોચિત બોલનારો માણસ તે; રંગલો; મશ્કરો.

**જુઠાણું,** ન. જુઠું. (૨) તરકટ; ઠગાઇ; ખોટારૂં.

**જુઠાબોલું**, વિ. જે વારંવાર જુઠું બોલતો હોય તે; અસત્ય બોલનાર.

**જુઠેજુઠ**, અ. ખોટેખોટું; જુઠા સામે જુઠું એમ; નરદમ–સાવ જુઠું તે.

**જુઠું**, વિ. અસત્ય; ખોટું; મિથ્યા; અનૃત. (૨) કલ્પિત; બનાવટી. (૩) એઠું; અજીઠું; ભ્રષ્ટ; બોટેલું; અશુચિ; અપવિત્ર (૫) ના. જુઠાણું; લબાડી. (૪) ઢોંગ. (૫) બાદલું; નહિ અસલ.

**જુઠો**, વિ. જુઠું બોલનારો.

**જુડી**, સ્રી. [सं. युज्] સાથે બાંધેલા રેસા વગેરે તે.

**જુડો**, પુ [सं. युज्] ઘણી વસ્તુઓ સાથે બાંધીને બનાવેલો જે જથ્થો તે; ઝુમખું; સમૂહ. (૨) વાળને એકઠા કરીને બાંધવા તે; જૂટ; જટાજૂટ; અંબોડો. (૩) પુળો. [ જોડેલું.

**જુત**, વિ [सं. युत] વાળું. (૨)

**જુતિયાં**, ન. જુનાં ખાસડાં; પગરખાં. (૨) સખત ઠપકો દેવો તે; ટપલાં; મહેણાં; ટોણાં. રૂ. પ્ર. જાતને માથે જુતિયું =જાતજ હલકી છે, એવો અર્થ બતાવે છે.

**જુતી**, સ્રી. પગરખી; પેજાર; સ્રીઓને પહેરવાની મોજડીઓ તે.

**જુતીખોર**, વિ. ખાસડાંખાઉ; નઠોર; નિર્લજ્જ. (૨) જ્યારે ખાસડાં પડે ત્યારેજ સમજે એવું.

**જુતું**, ન. ખાસડું; પગરખું. (૨) અપમાન સાથે નકાર કરવો તે. ક્રિ. પ્ર. ઠપકો મળવો. જુતું મારવું=ખાસડું મારવું; દુરાચારીને કાઢી મૂકવું. રૂ. પ્ર. જુતે મારી=જુતા બરોબર=ખાસડાને તોલે.

**જુથ**, ન. [सं. युथ] જૂથ; ટોળું.

**જુથડું**, ન. ઘણી વસ્તુઓનો જથ્થો; જૂથ; ટોળું. [ સમુદાયનો જમાવ.

**જુથેજુથ**, ન. ટોળેટોળાં; મોટા

**જુદાઈ**, સ્રી. જુદાપણું.

**જુદાગીરી**, સ્રી. જુદાપણું; જુદાઈ.

**જુદાપણું**, ન. જુદાઈ.

**જુદું**, વિ. [फा. जुद] વેગળું; પૃથક; ભિન્ન; નહિ સંબંધવાળું; અલગ; નોખું; નિરાળું.

**જુધ**, ન. [सं. युद्ध] જુદ્ધ; સંગ્રામ; લડાઇ. (૨) મારામારી; વઢવાડ. ક્રિ. પ્ર. જુધ મચાવવું=ધિંગાણું કરવું.

**જુનવટ**, સ્રી. જુનાપણું.

**જુનું**, વિ. [सं. जीर्ण] વપરાયેલું; જીર્ણ. (૨) નહિ તાજું; આગલા જમાનાનું; પૂર્વનું; આગલું. રૂ. પ્ર. જુના જમાનાનું=આગલા વખતનું. જુનો પાપી=ઘણા લાંબા વખતથી પાપકર્મ કરતો રહેલો હોય એવો. જુનો મિત્ર= બાલમિત્ર. જુના વિચાર=અસલ ઘરડાંના જેવા જે વિચારો તે. જુનું વેર=આગલું વેર. કહે૦ જુની આંખે નવા તમાસા= ઘરડાંએ જુવાનિયાંની રીતભાતના ઢંગ રંગ જોવા તે. જુનું તે સૂનું=જે આગલા વખતનું છે તે સોના જેવું સારૂં છે.

**જુનુંખખ**, વિ. બહુજ જુનું; જીર્ણ થઈ ગયેલું હોય એવું.

**જીનુંપુરાણું**, વિ. જુનું અને ઘણા વખતનું; વપરાયેલું; ફાટ્યુંતૂટ્યું હોય એવું

**જીબાન**, સ્ત્રી [फा.] જીભ; જીભાન; જબાન. (૨) બોલી.

**જીબાની**, સ્ત્રી. [फा.] જીભથી બોલીને જણાવેલી હકીકત તે; જબાની; સાક્ષી.

**જીબાં**, સ્ત્રી. જુબાન

**જુબીલી**, સ્ત્રી. [अं.] હરખનો ઉત્સવ તે; પચિશ કે પચાસમા વર્ષનો ઉત્સવ તે. (જીવનના પચિશ વર્ષ પુરાં થતા કરવામાં આવતા ઉત્સવને 'સિલ્વર જ્યુબીલી', પચાસ વર્ષના ઉત્સવને 'ગોલ્ડન જ્યુબીલી' અને સાઠ વર્ષના ઉત્સવને 'ડાયમંડ જ્યુબીલી' એમ ઇંગ્રેજીમા કહેવામાં આવે છે)

**જુમખું**, ન જુ ઝુમખુ

**જુમલો**, પુ [अ. जुमल] જુદી જુદી ઘણી રકમો મળીને થયેલી એક સંખ્યા તે; ઘણી રકમોનો સામટો સરવાળો તે.

**જુમામસજિદ**, સ્ત્રી [अ] બંદગી કરવાની મોટી મસજિદ તે; મુસલમાનોનું નમાજ પઢવાનું સ્થાન.

**જુમેરાત**, સ્ત્રી. ગુરૂવારની રાત, જે દિવસે બધા મુસલમાનો સાથે મળીને નમાજ પઢે છે; મોટી બંદગીનો દિવસ.

**જુમ્મો**, પુ. [अ जुम्म] અમુક કામકાજની જે તમામ જોખમદારી તે; વિશ્વાસના યથાર્થ પરિપાલનનો ભાર તે.

**જુરત**, સ્ત્રી. [अ.] હિમ્મત; ધૈર્ય; છાતી ચલાવવી તે [ હિમ્મત.

**જુરિયત**, સ્ત્રી. [अ.] જુરત:

**જુલમ**, પુ [अ] સામા માણસને સતાવવો તે; ન સહેવાય એવુ દુઃખ દેવું તે; જબરજસ્તી, સખતાઈ; બળાત્કાર: જોરાવરી; બળજોરી (૨) સત્તાનો દોર ચલાવવો તે; અન્યાય; અધમ.

**જુલમગાર**, વિ જુલમ કરનાર; જુલમી [ રવો તે.

**જુલમાટ**, પુ જુલમ; જુલમ ગુજા-

**જુલમી**, વિ જુલમગાર; જુલમ કરનાર (૨) ક્રૂર; નિર્દય કઠોર. (૩) જેમાં જુલમ ચાલતો હોય એવું.

**જુલાઈ**, પુ. [अं] ખ્રિસ્તી વરસનો સાતમો મહિનો

**જુલાપ**, પુ જુલાબ; વિરેચન

**જુલાબ**, પુ [अ] ઝાડા થાય એવી દવા તે, રેચ (૨) દસ્ત; ઝાડા થવા તે. ક્રિ. પ્ર જુલાબ આપવો=ઝાડો થાય એવી દવા આપવી; દમ દેવો.

**જુલ્ફાં**, *ન. વાળનાં ગુંછળા; લટિયાં.* જુલ્ફા રાખવાં=વાળના ગુચ્છા રાખવા.

**જુવતી**, સ્ત્રી. [ सं.. युवती ] જુવાન સ્ત્રી, નારી.

**જુવંતી**, સ્ત્રી. [सं.] જુવાન સ્ત્રી.

**જુવા**, પુ દ્યૂત; જુગાર રમવો તે.

**જુવાખાનું**, ન. જુવા હોય એવું સ્થળ; ઢોરનો તબેલો. (૨) જુગારખાનું.

**જુવાખોર**, વિ. જુગારી; દ્યૂત રમનાર.

**જુવાન**, વિ. [ सं. युवान ] સોળથી છત્રિશ વર્ષની ઉમરનું ( માણસ );

સંપૂર્ણ ખીલવણીની હાલતે પહોંચેલું. તરુણ; જવાન; ખીલેલું; ઉમ્મરે આવેલું (૨) નવા જુસ્સાવાળું; સ્થિર વિચારનું નહિ એવું

**જુવાનજોધ,** વિ. ભરજુવાન; તન મનથી મજબુત ને ઉત્સાહવાળું.

**જુવાની,** સ્ત્રી. શરીર ખીલી રહે એવી જે અવસ્થા તે; તરુણાવસ્થા, જોબન. (૨) યુવાવસ્થાનો વખત તે કહે૦ જુવાની તે દિવાની=તરુણાવસ્થા દિવાના-ગાંડપણ જેવી છે

**જુવાર,** સ્ત્રી. એક ધાન્ય, જાર.

**જુવારા,** પુ. [ सं. यवस ] ધાન્યના નાના નાના નવા ફણગા; જવારા.

**જુવારી,** પુ જુગાર ખેલનારો; જુગારી

**જુવારૂં,** ન મુખ્ય ઘરથી જુદા પડીને માંડેલું જુદું ઘર.

**જુવાળ,** પુ. દરિયાના પાણીનો ચડાવો તે; ભરતી. ( ચંદ્રના આકર્ષણથી સમુદ્રનું પાણી પ્રતિદિન બે વાર ચડ ઉતર થાય છે. એ રીતે પાણી ચડે છે તેને જુવાળ કહે છે. ) [ જુગાર

**જુવું,** ન. [ सं. द्यूत ] જુગટું;

**જુવો,** પુ. [सं. यूका] ઢોરના શરીર ઉપર થતી જૂ.

**જુસરી,** સ્ત્રી. [सं. युज् ] બળદની ખાંધ ઉપર રહેતો ગાડી વગેરેનો આગલો ભાગ; ધુંસરી.

**જુસ્સો,** પુ. [सं. जुस्त] લાગણીનો ઉભરો; ઉશ્કેરણી; મનોવિકાર.

**જુહાર, જુવાર,** પુ. શ્રાવક અને વણિકોમાં એક બીજાને મળતાં વિવેકથી 'વંદન' ને ઠેકાણે વપરાતો વિનયોદ્ગાર; સલામ; નમસ્કાર. જુહાર પટાળાં=સારાં વસ્ત્ર પહેરીને આશીર્વાદ લેવાને જે નમન કરવું તે. [ તે; બળજોરી; ઉદ્ધતતા.

**જુંગાઈ,** સ્ત્રી. જુંગાની રીતે વર્તવું

**જુંગો,** પુ. જબરો માણસ; ઉદ્ધત; લડાયક જુસ્સાનો ઠિંગણો માણસ.

**જુંફવું,** ક્રિ અ. બેઠા બેઠા ઉંઘવું ને ઝોકાં ખાવાં [ મહેનત.

**જુંબેશ,** (ફા ) તકરાર, ચર્ચા;

**જૂ,** સ્ત્રી. [ सं. यूका ] પરસેવાની ગંદકીને લીધે વાળમાં અને લુગડામાં થતો એક ઝીણો જીવ (જૂ બે જાતની થાય છે એક કાળી ને બીજી ધોળી )

**જૂઈ,** સ્ત્રી. એક જાતની ફૂલવેલ.

**જૂજ,** વિ. બહુ થોડું; જરા. (૨) હલકું, વિસાતવગરનું. [ લગ; ભિન્ન.

**જૂજવું,** વિ. જુદું; નોખું; અ-

**જૂટ,** ન. [ सं ] લટનો સમૂહ; જુડો:—જટાજૂટ

**જૂત,** ન. બળદની જોડ

**જૂતવું,** ક્રિ. સ. જોડવું :-ગાડું જૂત્યું.

**જૂથ,** ન. [सं ] ટોળું; ભરાવો; જત્થો.

**જૂન,** પુ. [ अं. ] ખ્રિસ્તી વરસનો છઠ્ઠો મહિનો. [ ઉત્સાહ; જોમ.

**જૂમ,** સ્ત્રી. કામ કરવાનો અતિશય

**જે,** પુ. [सं. जय] જય; જીત. (૨)જય થાય એવો આશીર્વાદાત્મક ઉદ્ગાર.

(૩) વંદનાત્મક ઉદ્‌ગારઃ-ક્રિ. પ્ર. જે ગાવી =વખાણ કરવાં. જે બોલાવી=સારૂં ઇચ્છવું.

**જે**, સ્ત્રી. [ **સં. जय** ] જીતની આશા આપનારો જે આધાર તે; અગ્ર; કોર.

**જે**, સ. [ **સં. यत्** ] વસ્તુનો નિર્દેશ કરી તેનો બીજા સાથે સંબંધ બતાવે છે. (૨) અ. વાક્ય જોડવામાં વપરાય છે.

**જેગોપાળ**, પુ. [**સં. जयगोपाल**] વૈષ્ણવોનો વંદનાત્મક ઉદ્‌ગાર.

**જેજે**, અ. [**સં. जयजय**] જયાત્મક ઉદ્‌ગાર. ક્રિ. પ્ર. જેજે કરવી= સારૂં બોલવું. (૨) દેવદર્શન કરવાં.

**જેજેકાર**, પુ. [ **સં. जयजयकार** ] જય જયનો જે ઉદ્‌ઘોષ તે; બહુ સારી રીતે પાર પાડવું તે. ક્રિ. પ્ર. જેજેકાર કરવો=ખુશી ખુશાલી અને આનંદના ઉદ્‌ગાર કરવા તે.

**જેજેવંતી**, સ્ત્રી. એક રાગિણી.

**જેટલું**, વિ. [ **સં. यावत्** ] સમ, સરખું,એવા અર્થમાં માપ, વજન, અને સંખ્યાની હદ દર્શાવે છે. અમુક માપનું; અમુક સંખ્યાનું; અમુક વજનનું.

**જેટલે**, અ. જે વખતે; જ્યારે. (૨) અમુક હદ લાગી હોય તેમ.

**જેઠ**, પુ. [**સં. ज्येष्ठ**] પોતાના વરનો મોટો ભાઈ તે. (૨) વિક્રમ સંવતનો આઠમો મહિનો. (૩) વિ. મોટું; પૂર્વે જન્મેલું.

**જેઠાણી**, સ્ત્રી. જેઠની વહુ તે.

**જેઠી**, સ્ત્રી જેઠ મહિનાની પુનમ.

**જેઠીપુત્ર**, પુ. વડો પુત્ર; પહેલા ખોળાનો છોકરો.

**જેઠીમધ**, ન. [**સં. यष्टि**] એક જાતની મીઠા સ્વાદવાળી ઔષધિ. (એના મૂળના સત્ત્વમાંથી બનાવેલું ઔષધ તે જેઠીમધનો શીરો કહેવાય છે.)

**જેઠીમલ**, પુ. મુષ્ટિમલ (૨) મોઢ બ્રાહ્મણની એક જાત.

**જેઠો**, પુ. ગુંદી કાઢયા પછીનો કસુંબાનો રંગ. (૨) જ્યેષ્ઠા નક્ષત્રમાં જન્મેલો છોકરો તે.

**જેઠોણું**, ન જેઠ મહિનાનું જમણ (વરકન્યાનો વિવાહ થઈ ગયા પછી કન્યાને ત્યાં વરવાળાઓને જે પહેલું જમણ આપવામાં આવે છે તે.)

**જેણીગમ**, અ. જે તરફ; જે બાજુએ

**જેપ્લિન**, ન. [**અં.**] જેપ્લિન નામના એક જર્મન શોધકે મોઈના આકારનું બનાવેલું વિમાન.(આ વિમાન તેમાં ભરેલા હલકા વાયુને લીધે આકાશમાં અદ્ધર રહે છે અને હલકા એંજિનથી ચાલે છે.)

**જેપ્રમાણે**, અ. જે રીતે; જે પ્રકારે.

**જેબ**, પુ. (સ્ત્રી.) [ **फा. जेब** ] શોભા; ઉત્તમતા; ધન્યતા. ક્રિ. પ્ર. જેબ આપવી=શોભા આપવી. (૨) તેજ; પ્રકાશ. (૩) જુલમ. (૪) જથાબંધ બહાર નીકળવું તે; ઝરણ. જેબજેબાં=બહુ પરસેવો વળવો.

**જેમ**, અ. જે રીતે; જે પ્રકારે; પેઠે; માફક. (૨) એવીને એવી હાલતમાં. (૩) રૂચે તેમ; યથા. (૪) ધીરે ધીરે; ક્રમે ક્રમે.

**જેમકે**, અ. આ રીતે; આ પ્રમાણે; દાખલા કે.

**જેમતેમ**, અ. જે રીત હોય તે રીતે. (૨) ગમેતેમ; હરકોઈ રીતે; જ્યાં ત્યાં; મુશકેલીથી; પરાણે. [તેમજ; ફેરફાર વગર.

**જેમનુંતેમ**, અ. જેમ અસલ હોય

**જેર**, વિ. [ फा. जेर ] નરમ; શિથિલ; ઢીલું. (૨) પાયમાલ; જમીનદોસ્ત. (૩) કમજોર. (૪) વશ. ક્રિ. પ્ર. જેર કરવું=પાયમાલ કરવું. (૫) ભૂકો.

**જેરકડી**, સ્ત્રી. ઘોડાને કબજે રાખવા તેના ચોકડામાં જે કાંટાકાટાવાળી કડીઓ હોય છે તે; ચોકડું; લગામ

**જેરણું**, ન. છાણ ને ઘાસ સાથે મસળીને બનાવેલું છાણું.

**જેરદસ્ત**, વિ. [ फा. ] કબજામાં આણેલું; ઢીલું કરેલું. (૨) કમજોર; વશ.

**જેરબંદ**, પુ. [ फा. ] ચામડાનો કોરડો; ચાબુક. (૨) ચામડાની લાંબી પટ્ટી. (૩) ઘોડાના તંગની સાથે બાંધવામાં આવતી પટ્ટી. જેરબંધ ખેંચવા=કોરડાવડે માર મારવો.

**જેરવવું**, ક્રિ. સ. [ सं. जू-जिर ] જીરવવું; પચાવવું. (૨) સહન કરવું; ખમવું. (૩) ટકાવવું.

**જેરો**, પુ. ધચુંબલો; ઘાસ, છોડ વગેરેનો સાથે સાથે ઉગેલો સમુદાય; ટોળું; (૨) તમાકુનાં કુમળાં પાન સુકાઈને થયેલો ભૂકો; જરદો. (૩) આગ; લાય.

**જેલ**, સ્ત્રી. [ અં. ] તુરંગ; કેદખાનું. ક્રિ. પ્ર. જેલજાતરા=કેદમાં જઈ આવવું.

**જેવડું**, વિ. અમુક કદ કે અમુક માપનું, એવા અર્થમાં વપરાય છે (૨) અમુક વયનું કે વર્ષનું એમ કાળની હદ દર્શાવે છે.

**જેવર**, ન. [फा.] જડિત્ર દાગીના; જવાહિર. (૨) અલંકાર; આભૂષણ. (૩) ઘુઘરિયાળાં ઝાંઝર [ ધનુષની દોરી.

**જેવરી**, સ્ત્રી. [ सं. ज्या ]

**જેવાણી**, ન [રસોડાનું પાણી; એઠવાડ.

**જેવારે**, અ. જે વખતે; જ્યારે; જેટાણે

**જેવારો**, પુ. [सं. जय+वार] જયનો વખત; ફતેહ; વિજય; લાભ થવો તે.

**જેવું**, વિ. [सं. यादृश् ] અમુક સમાન; અમુક તરેહનું, રીતનું, કીસમનું, એવા અર્થમાં રૂપ, ગુણ, વગેરે બતાવે છે. ( જેવુંની સાથે વળતા અર્થમાં તેવું આવે છે.) કહે૦ જેવો દેશ તેવો વેષ.

**જેવે**, અ. જે વખતે; જ્યારે. (જેટલેની માફક બે પ્રસંગોના સંધિ ઉપર આવે છે. જેવે તે નીકળ્યો તેવેજ અણધાર્યો મારો તીર તેને વાગ્યો.)

**જેષ્ટિકા**, સ્ત્રી. [ सं. यष्टिका ] લાકડી; સોટી.

**જેઠ**, વિ. [ सं. ज्येष्ठ ] મોટું; પહેલું; વડું. (૨) પુ. વિક્રમ સંવત્સરનો આઠમો માસ; જેઠ.

**જેષ્ઠા**, પુ. [ सं. ] એક નક્ષત્ર.

**જેસુઈટ,** પુ [ अं ] ખ્રિસ્તીઓનો એક સમ્પ્રદાય. (૨) એ સમ્પ્રદાયના અનુયાયીઓ તે.

**જેહ,** સ જે (કવિતામાં)

**જેહુ,** સ્ત્રી ધૂળ; રજ (૨) રાખ; ભસ્મ.

**જેળ,** ન. [ सं. ज्वल ] તેજ, વત; સત્ત્વ; પ્રભાવ. (૨) જળીને ભસ્માવશેષ થઇ જવું તે.

**જેંસલી,** સ્ત્રી પૈડાં વગરનું યાન. (અણપલોટ બળદને પલોટવા માટે પહેલા જેંસલે જોડી કેળવવામાં આવે છે) (૨) ચાર પાડવાનું ખેડુતોનું ઓજાર.

**જેંસલો,** પુ બળદને પલોટવાનું સાધન

**જૈત્ર,** પુ. [ सं ] જેતા; જીતનારો (૨) વિજય; ફતેહ.

**જૈન,** પુ. [स] જિન ધર્મનો અનુયાયી; શ્રાવક. (૨) જિન સંબંધી; જિનનું

**જૈની,** પુ. જૈન. (૨) વિ જૈન ધર્મ માનનાર; જૈન ધર્મનું.

**જૈમિનિ,** પુ. [ सं ] એક મોટા મુનિ. (પૂર્વ મીમાંસા નામનો તત્ત્વજ્ઞાનનો શાસ્ત્રીય ગ્રંથ લખનાર.)

**જૈં,** પુ. પૈસો; કાવડિયું; દોઢિયું; કહિયુ. (૨) ધન; સંપત્તિ.

**જો,** અ. [ स. यदि ] સંશયરૂપી સંબંધી અવ્યય; એ સરત બતાવે છે અને જેની સાથે તેનો સંબંધ રહે છે (૨) ધ્યાન દે, એવો અર્થ બતાવે છે. (૩) હે, અરે, એવા ધ્યાન ખેંચવાના અર્થમાં વપરાય છે. (૪) દેખ, એવા અર્થમાં જો ધાતુના બીજા પુરુષ એક વચનના રૂપે વપરાય છે.

**જોઈતું,** વિ. કામ જેટલું, જરૂર જેટલું. (૨) ઘટતુ; લાયક. (૩) અ. મર્યાદાસર; પુષ્કળ; ઓછું નહિ એમ.

**જોઇલેવું,** ક્રિ. બદલો વાળવાનો વિચાર રાખવો; અટસ રાખવો. (૨) જે વખતે જેમ થાય તેમ કરવાને રાખીલેવું. (૩) અનુભવ ઉપર રાખવું.

**જોક,** સ્ત્રી. [ सं. जलूका ] જળો. (૨) વાડો, સગ્રહ; જૂથ.

**જોખ,** પુ. [ सं. जोष ] સુખ; આનંદ; મોજમઝા

**જોખ,** પુ. જોખવાની જે રીત તે; તોલ. (૨) જેથી જોખાય તે; કાટલાં. (૩) જોખવાનું જે યંત્ર તે; કાંટો. (૪) જોખવાની જે ક્રિયા તે.

**જોખમ,** ન૦ [अ.] નુકસાનની ધાસ્તી. (૨) નુકસાન; ખરાબી. (૩) જુમ્મો; જવાબદારી. (૪) નુકસાનની ધાસ્તીવાળી વસ્તુ; (નાણું, ઘરેણું, વગેરે) (૫) ભય. ક્રિ૦ પ્ર૦ જોખમ આપવું=નુકસાન ભરી આપવું જોખમ ઉતારવું=વિમો ઉતારવો. જોખમ ખેડવું=સાહસ કરવું. જોખમમાં ઉતારવું=ખોટ સહેવી, જોખમ વહોરવું=જવાબદારી માથે લેવી.

**જોખમકારક,** વિ૦ જોખમ કરે એવું; જવાબદારીવાળું; નુકસાન પહોંચાડે એવું (૨) ભયંકર.

**જોખમકારી,** વિ૦ જોખમવાળું.

**જોખમદાર,** વિ૦ જેને માથે જોખમ હોય તે; જવાબદાર.

**જોખમદારી,** સ્ત્રી૦ જવાબદારી.

**જોખમાપ,** ન૦ જોખવાના અને ભરવાનાં સાધનો.

**જોખમાવું,** ક્રિ૦ અ૦ જોખમ લાગવું, નુકસાન થવું.

**જોખવું,** ક્રિ૦ સ૦ તોલ કરવું; વજન કરવું (૨) ભાંડવું; ગાળ બોલવી. (૩) માર મારવો (૪) સુખ માણવું

**જોખામણ,** ન૦ જોખવાનું મહેનતાણું તે

**જોખામણી,** સ્ત્રી૦ જોખવાની મજુરી.

**જોખિયો,** પુ૦ જોખનારો; મપારો.

**જોખો,** પુ. [सं. जोष] જોખ; સુખ. (૨) આનંદ; ખુશાલી

**જોગ,** પુ. [सं. योग] જોડાવું; એકઠા થવું તે; મેળાપ; સંબંધ. (૨) નિયોજન; વિધાન; ન્યાસ. (૩) ઉપાય; સાધન; બંદોબસ્ત; સોઈ. (૪) અવસર; વખત; સમો. (૫) તાલ; લાગ. (૬) તજવીજ; જોગવાઈ. (૭) પંચાંગની રીતે સારાં માઠાં ફળવાળો કાળ. (૮) ખંતથી મચ્યા રહેવું તે. (૯) વૈરાગ્ય લેવો તે; ભેખ. (૧૦) યોગ-એ નામનો તત્ત્વજ્ઞાન સંબંધી વિચારોનો એક પ્રકાર.

**જોગ,** વિ. [सं. योग्य] સંભાવિત; પ્રતિષ્ઠિત; યોગ્ય. (૨) લાયક; દુરસ્ત. (૩) ઘટિત નામ અને ક્રિયાની આગળ જોડાય છે:-પરણ્યાજોગ; કામજોગ

**જોગ,** અ. પ્રતિ; તરફ. (૨) ઉપર. નામજોગ=જેના નામ ઉપર હોય તેને એમ શાહજોગ=જે કોઈ સાહુકાર હોય તેના ઉપર છે એમ. શાહજોગ હુંડી=કોઈ પણ શાહુકાર જોગ સ્વીકારે એવી હુંડી

**જોગટી,** સ્ત્રી. જોગણ;બાવી, વેરાગણ

**જોગટો,** પુ. જોગી, બાવો; વેરાગી, ભિખારી; ધૂર્ત માગણ.

**જોગણ,** સ્ત્રી. સંસારનો ત્યાગ કરી ભગવાં પહેરી ઈશ્વરભજન વગેરેમાં જીવન ગાળનારી સ્ત્રી (૨) વેરાગણ; સાધુડી. (૩) જોગીની સ્ત્રી તે

**જોગણી,** સ્ત્રી. [सं. योगिनी] ઈશ્વરીશક્તિવાળી કલ્પિત સ્ત્રી; દેવી; માતા. (૨) દેવતાઈ સ્ત્રી; ચમત્કારી ને રાક્ષસ જેવી વૃત્તિવાળી સ્ત્રી. (જોગણીઓ ચોસઠ કહેવાય છે) (૩) ઈશ્વરભક્તિ કરનારી-સંસારથી દૂર રહેલી સ્ત્રી; જોગણ; વેરાગણ.

**જોગનિદ્રા,** સ્ત્રી. [सं. योगनिद्रा] સૃષ્ટિનો પ્રલય અને પ્રભવ એ બેની વચલો કાળ તે. (૨) લાંબી અને ચિંતા રહિત શાંત ઉંઘ. (૩) પ્રલય; નાશ. (૪) કશી પણ હિલચાલ નહિ કરતાં શાંત અને એકાંત બેસી રહેવું તે.

**જોગમાયા,** સ્ત્રી. [सं. योगमाया] સૃષ્ટિને ઉત્પન્ન કરનારી ઈશ્વરની મોટી શક્તિ.

**જોગવટો,** પુ. [ **સં. योग+ वृत्ति** ] જોગ ધારણ કરવો તે: જોગીની સ્થિતિ.

**જોગવવું,** ક્રિ. સ. મેળાપ કરવો. (૨) ભોગવવું કે માણવું. (૩) ગોઠવવું

**જોગવાઈ,** સ્ત્રી. જોઈતા સંજોગોવાળો અવસર. (૨) ગોઠવણ; તજવીજ; બંદોબસ્ત. (૩) અનુકૂળતા (૪) ઠેકાણું

**જોગાણ,** ન. ઘોડા વગેરેને ખાવાનું અનાજ; ચંદી.

**જોગાનજોગ,** અ. અનુકૂળતાઓ મળી આવે તેમ.

**જોગાભ્યાસ,** પુ. [ **સં. योगाभ्यास** ] યોગની પ્રક્રિયાઓ કર્યા કરવી તે; બ્રહ્મૈક્ય સાધનનો અભ્યાસ તે.

**જોગિયો,** પુ. એક જાતનો રાગ.

**જોગી,** પુ. [ **સં. योगी** ] યોગ પ્રક્રિયાથી આત્મશ્રેય સાધવાના યત્ન કરનારો તપસ્વી. (૨) ત્યાગી; વૈરાગી. (૩) બાખી બાવાઓની એક જાતિ. (૪) રાવળિયાની એક નાત. (૫) એક રાગિણી.

**જોગીઆશાવરી,** સ્ત્રી. એકરાગિણી.

**જોગીડો,** પુ. જોગી; બાવો; ત્યાગી.

**જોગું,** વિ. લાયકનું. (૨) અ. તરફ; પ્રતિ; ભણી.

**જોજન,** પુ. [ **સં. योजन** ] ચાર ગાઉ જેટલું અંતર તે.

**જોજો,** સંભાળજો; યાદ રાખજો.

**જોટડી,** સ્ત્રી. પહેલવેતરી ભેંસ

**જોટડું,** ન. જુવાન ઢોર. (૨) વિ. કાચી સમજનું; જેનામા ઝાઝી પહોંચ ન હોય એવું.

**જોટવું,** ન. સ્ત્રીઓને પગને અંગુઠે પહેરવાનું ઘરેણું; કરડો.

**જોટું,** ન. જુવાન ઢોર.

**જોટો,** પુ. [ **સં. जूट** ] બે સરખે સરખી વસ્તુઓની જોડ તે, જુગલ, યુગ્મ. (૨) એકને બધી રીતે મળતી આવતી જે બીજી વસ્તુ તે

**જોડ,** સ્ત્રી. સરખે સરખી બે વસ્તુઓ હોય તે; બે સમ વસ્તુઓનો સમવાય તે; જુગલ; જોડી; યુગ્મ (૨) સમોવડિયું; બરોબરિયું. (૩) સાથે જન્મેલાં બે છોકરાં તે (૪) તંબુરાના વચલા બે તાર તે (૫) મેળાપ. (૬) બેનો સાથ.

**જોડકણું,** ન. નવુંજ જોડી કાઢેલું હોય એવું જે તે. (૨) બનાવટ: જોડી કાઢેલું એવું જે તે. (૩) ઉપજાવી કાઢેલી વાત; ગપ. ( ૪ ) સાચાં જુઠાં. ( ૫ ) પ્રપંચ; તરકટ.

**જોડકું,** ન. જોડું; યુગ્મ. (૨) એક બીજાની સાથે વળગેલી એવી જે બે વસ્તુઓ તે.

**જોડણી,** સ્ત્રી જોડવાની જે રીત તે; મેળવણી. (૨) અક્ષરો, શબ્દો અને વાક્યોને લખવાની જે રીત તે.

**જોડવું**, ક્રિ. સ. [ सं. युज् ] બે જુદી જુદી વસ્તુઓનો એક બીજાની સાથે સંબંધ કરાવવો; એકની સાથે બીજાને લગાડવું; સાંધવુ; યોજવું; બાંધવું; ભેગું કરવું; ગુંથવું (૨) સંગ્રહ કરવો; એકઠું કરવું. (૩) સ્નેહ બાધવો. (૪) બહાનું શોધવું (૫) ગોઠવવું (૬) ભરી આપવું; પુરૂ કરી આપવું. (૭) બનાવવું; રચવું. (૮) નમન કરવું. રૂ. પ્ર હાથ જોડવા=આજીજી કરવી. જોડી કાઢવું= બનાવટી ઉભું કરવું (૯) શરૂ કરવું. કહે૦ હાથ જોડીને બેસી રહેવુ=કંઇ પણ ઉદ્યમ કરવો નહિ. (૧૦) ના. જોડું.

**જોડા**, પુ પગે પહેરવાની ચામડાની બનાવટ; પગરખા, જોડો; કાટારખા; જુતિયા ક્રિ૦ પ્ર જોડા ફાડવા=બહુ ફેરા ખાવા; ખુશામત કરવી. જોડા મારવા= ગુણને બદલે દોષ દેવો; ઠપકો દેવો. જોડા ખાવા=ઠપકો ખાવો

**જોડાક્ષર**, પુ. [सं. युक्ताक्षर ] જોડેલા અક્ષરો તે. [પાસે; સાથે સાથે.

**જોડાજોડ**, અ. એક બીજાની પાસે

**જોડામણ**, ન. જોડવારૂપી જે કામ તે. (૨) જોડવાની મજુરી; ભાડું.

**જોડામણી**, સ્ત્રી. જોડામણ; ભાડું.

**જોડાવું**, ક્રિ૦ અ સંબંધ કરવો; ભેગા થવું; સંયુક્ત થવું; સંધાવું; યોજાવું; સામેલ થવું; મળી જવું.

**જોડિયો**, પુ. કોઈ પણ કામમાં પોતાની સાથે રહીને પોતાના જેવુંજ કામ કરનારો તે; સાથી; સહચર; મિત્ર. (૨) બરોબરિયો; ભાગિયો

**જોડી**, સ્ત્રી. બેની જોડ તે; સાથે રહેનારા-કામ કરનારા-ફરનારા જે બે જણા તે. (૨) જેને બબ્બે ઘોડા જોડાતા હોય એવી ઘોડાગાડી તે. (૩) નાનો જોડો.

**જોડીકાઢવુ**, ક્રિ સ. નવી બનાવટ બનાવવી; ગોઠવવું. (૨) ખોટું ઉભુ કરવુ

**જોડીદાર**, પુ. જોડે કામ કરનાર; ભાગિયો. (૨) મિત્ર. (૩) અમુકના જેવુંજ કામ કરી જાણે એવો જે તે.

**જોડું**, ન. અન્યોન્ય સહાય થવાને બંધાયેલી જે બે જણની ટોળી તે; બે જણનું મંડળ; દ્વંદ્વ; જુગલ; જોડ; વરવહુ. (૨) અન્યોન્યને સહાયકારક બે જીવ. (૩) જોડે જન્મેલા બે છોકરા તે. રૂ પ્ર સજોડું=સ્ત્રી પુરુષનું સાથે સાથે હોવું તે [ જોડીને.

**જોડે**, અ. સાથે. (૨) પાસે. (૩)

**જોડો**, પુ પગે પહેરવાની ચામડાની બનાવટ તે; પગરખાં.(૨) સરખા રૂપ ગુણ સ્વભાવ ચરિત્રનું જે એકાદ જણ તેઃ જોડો;

**જોણું**, ન. જોવાનુ તે' દૃશ્ય; જોવા જેવું; ફજેતી. (૨) જોવું તે; જોવાની ક્રિયા તે.

**જોત**, સ્ત્રી. [ सं. ज्योति ] અગ્નિની બળતી તેજદાર શિખા; તેજનો ઝગઝગાટ મારતો ભાગ (૨) સળગેલો કાકડો. (૩) તેજદ્યુતિ; કિરણસમૂહ. (૪) ચળકાટ; તેજ. (૫) બળતો દીવો. રૂ.

પ્ર. જાગતી જોત=તરત પારખું દેખાડે એવું ચમત્કારિક.

**જોતજોતામાં**, અ. આંખ ઉઘડે ને મિંચાય એટલામાં; લગાર વારમાં

**જોતર**, ન. [ **सं. योत्र** ] ધુસરી સાથે બળદને જોડનારો પટ્ટો તે; જોતરૂ

**જોતરવુ**, ક્રિ. સ. [ **सं. युज** ] જોતરના પટ્ટાથી પશુને ધોંસરા સાથે જોડી દેવું-વળગાડવું; જોતર ઘાલવું. (૨) વાહનને ચાલુ કરવાં (૩) કોઇને કંટાળા ભરેલા કામમા જોડવું; ધંધે લગાડવું

**જોતરાવું**, ક્રિ. અ. જોડાવુ; લાગવું; ફરજમા પડવું;ગુંથાવુ જોતરાવવું=જોડાવવું.

**જોતરૂં**, ન જોતર; ધુંસરીની સાથે બળદને જોડી રાખવાનો પટ્ટો (૨) લફરૂ ક્રિ૦ પ્ર જોતરૂ ગળે ઘાલવું=કામનો ભાર નાખવો. જોતરે જોડાવુ=જોખમના કામમા પડવું.

**જોતિષ**, ન. જુ. જ્યોતિષ.

**જોતી**, સ્ત્રી જોત, જ્યોતિ.

**જોતું**, જુ. જોઇતુ

**જોદ્ધો**, પુ. [**सं. युध** ] લડવૈયો; સૈનિક; શૂરવીર; યુદ્ધ કરનારો.

**જોધ**, પુ. [ **सं. युध** ] લડવૈયો; સૈનિક. રૂ. પ્ર. જુવાનજોધ=જુવાન અને વળી મજબુત બાંધાનું.

**જોનાર**, પુ. દ્રષ્ટા; પ્રેક્ષક; તમાસગીર.

**જોની**, સ્ત્રી. [ **सं. योनी** ] ઉત્પત્તિસ્થાન. (૨) જાત; અવતાર.

**જોબન**, ન. [ **सं. यौवन** ] જુવાનીનો સમય તે; બાળક અવસ્થા ઉતરીને શરીર અને મનની પુખ્ત હાલતની ખીલવણી થાય છે તે અવસ્થા; તારુણ્ય; યૌવન; જુવાની. જોબનનો બહાર=જોબનની પૂર ખીલવણી ભરજોબન=જોબન અવસ્થાનો ખરેખરો સમય.

**જોબનવંતી**, સ્ત્રી યૌવનાવસ્થામાં આવેલી સ્ત્રી.

**જોબના**, સ્ત્રી જુવાન સ્ત્રી; તરુણી.

**જોબનિયું**, ન. જોબન. (કવિતામાં.)

**જોબાવું**, ક્રિ અ જોબાઇ જવું, શરીરે પરસેવો થઈ આવી સજ્ઞાનુ જતુ રહેવું; જીવ ઉંડો ઉતરી જવો.

**જોબો**, બેભાન થઇ જવું તે; પરસેવો આવી શરીર અને ઇંદ્રિયોનું શૈથિલ્ય આવી જવું તે; જીવ ઉંડો જતો રહેવો તે ક્રિ પ્ર જોબો આવવો=સજ્ઞા જતી રહેવી; જીવ ઉંડો ઉતરી જવો.

**જોમ**, ન મન અને શરીરનું બળ તે; જુસ્સો; જોર.

**જોમી**, વિ જોમવાળુ

**જોયાજેવું**, વિ. જોવાને યોગ્ય એવું ક્રિ. પ્ર. જોયાજેવું કરવું=ખરાબ દેખાય તેવું કરવું.

**જોર**, ન. [**फा.**] શારીરિક કે માનસિક બળ; કૌવત; સામર્થ્ય. (૨) કાર્ય-ગુણ-અસર ઉપજાવવાની કોઈ પદાર્થની શક્તિ તે. (૩) જોસ; બહાર; તેજી. (૪) હથિયારનું સારી પેઠે ઉછળવું તે. (૫) શરીરની મજબુતી માટે કસરત કરવી તે. (૬) ભાર; વજન. (૭) ટકી રહેવા-

ની શક્તિ તે. (૮) જોસનું વધવું તે. (૯) જુલમ; ગેરઈનસાફ; જબરજસ્તી. (૧૦) વગવશીલો; સિફારસ. (૧૧) આગ્રહ; દબાણ. (૧૨) ટેકો; પુષ્ટિ. (૧૩) પરાક્રમ; દમ. ક્રિ. પ્ર. જોર અજમાવવું=પોતાનામાં અમુક કાર્ય કરવાની શક્તિ છે કે નહિ તેનો અનુભવ કરી જોવો. જોર કરવું=બળ વાપરવું. જોર કાઢવું=શક્તિ વાપરી જોવી. જોર જોવું=બળની અજમાશ લેવી. જોર મારવું=પરાક્રમ કરી બતાવવું જોર ચલાવવું=શક્તિની અસર થાય એમ કરવું.

**જોરકસ,** વિ. જોર આણવાને જોગ કસરત કરેલી હોય એવું; કસાયેલું. (૨) જેમા જોરની કસોટી થાય એવું (કામ)

**જોરજબરી,** સ્ત્રી. જબરજસ્તી; જુલમ

**જોરજુલમ,** પુ. પરાણે દબાવીને કામ લેવું તે; સખતી વાપરવી તે; બળજોરી.

**જોરતલબી,** (ફા.) ખટણી

**જોરભેર,** અ જોરથી; બળ પૂર્વક; જુસ્સામાં ને જુસ્સામા.

**જોરવાન,** વિ. જોરવાળું; જોરાવર.

**જોરાવર,** વિ જેનામાં ઘણુ જોર હોય તે; જોરવાળું; જબરૂ; મજબુત. (૨) પરાક્રમી; પ્રતાપી. (૩) ગુણકારી. (૪) જુલમગાર. (૫) ખૂબ જોસવાળું.

**જોરાવરી,** સ્ત્રી. જબરજસ્તી; બળાત્કાર; જુલમ; ઘણી સખતાઇ. (૨) આગ્રહ. રૂ. પ્ર. જોરાવરીનો પોરો=જબરજસ્તીનો સમય તે.

**જોરાળ,** વિ. જોરવાળું.

**જોરાળાપણું,** ન. જોરવાળાહોવાપણુ.

**જોરાળું,** વિ. જોરવાળું.

**જોરી,** વિ. જેને બીજાનું જોર હોય એવું.

**જોરૂ,** સ્ત્રી. બાઈડી; વહુ; પત્ની, ભાર્યા; સ્ત્રી.

**જોરો,** પુ જોર; દાબ; આગ્રહ (૨) સત્તા; હુકમ. (૩) જુલમ; સખતી.

**જોવરાવવું,** ક્રિ. સ. જોવડાવવું; તપાસ કરાવવી; શોધાવવું.

**જોવાજેવું,** વિ. જોવાનું મન થાય એવું; જોવા સરખું; અજાયબી ભરેલું.

**જોવું,** ક્રિ. સ. [सं. दृश] ચક્ષુ ઇંદ્રિયે કરીને જાણવું; દેખવું (૨) કોઇપણ વિષયનું જ્ઞાન મેળવવું. (૩) વિચારવું; આલોચવું (૪) તપાસવું; શોધવું. (૫) ધ્યાન આપવું (૬) અંદરનું જાણી લેવું. (૭) અનુભવ લેવો; અજમાશ કાઢવી ક્રિ. પ્ર જોઇને ચાલવું=વિચારીને પગલું ભરવું જોઇ વિચારીને ચાલવું=નજરે જોઈ તપાસીને તથા વિચાર કરીને કામ કરવું ઘર જોવું=પોતાનું ગજું વિચારવું. (૨) કુળ-ખાનદાની વગેરે જોવું. નાડ જોવી=રોગનો નિર્ણય કરવો. (૨) ઉંડા ઉતરીને જોવુ.

**જોશન,** ન. હાથે પહેરવાનું ઘરેણું.

**જોશી,** પુ. જોષ જોનારો; ગ્રહાદિકની ગતિ ને ભાવ વગેરે જોઇ ભવિષ્ય કહેનારો; જ્યોતિષ જાણનારો; ખગોળવેત્તા; જયોષી; જ્યોતિષી; જોષી.

**જોષ,** પુ. ગ્રહનું સારૂં માઠું ફળ,

મુહૂર્ત જોવાની વિદ્યા તે; નશીબ જોવું તે.

**જોસ**, પુ. [ **सं. जुष्** ] ઉછાળો; ઉભરો. (૨) આવેશ; ઉશ્કેરાયેલી મનની હાલત તે; જુસ્સો. (૩) આગળ વધવાનો વેગ; જોર. (૪) નીશો; મદ. ક્રિ પ્ર જોશ આવવો=ઉછાળો આવવો. જોશ ચડવો=ઉભરાવું જોસ નરમ પડવો=જોર નરમ પડવું.

**જોસન**, ન. વિદ્યાર્થીને પોતાની ચોપડીઓ વગેરે રાખવાની કોથળી.

**જોસ્તેજો**, ના. [ **फा.** ] તપાસ; (૨) ઉહાપોહ

**જોસ્સો**, પુ. [ **फा. जुस्स** ] જુસ્સો; ઉભરો; જોસ; ઉછાળો. (૨) ઉશ્કેરાયેલી લાગણીને લીધે આવતું બળ તે; મનોવિકાર; જોમ; જોર.

**જોહાર**, પુ સ્ત્રીઓએ કેસરિયાં કરવા તે

**જોહુકમ**, પુ દોર; અમલ; હુકમનો કડક અમલ કરવો તે (૨) અ. જેવો હુકમ હોય તેમ.

**જોહુકમી**, સ્ત્રી. દોર તોરનું જોર તે; કડક અમલ ચલાવવો તે.

**જોંસણ**, ન પરાણે નાંખવું તે.

**જોંસવું**, ક્રિ સ બાળવું. (૨) પીરસવું; મૂકવું; (તિરસ્કારમાં) નાખવું

**જ્ઞ**, પુ. [ **सं. ज्ञा** ] જ્ અને ઞ મળીને બનેલો એક જોડાક્ષર (૨) પુ. જાણવાવાળો માણસ તે; પંડિત; બુધ. (૩) વિ. સમાસમાં શબ્દની આગળ જડાઇ જાણનાર એવો અર્થ બતાવે છે:-મર્મજ્ઞ; સર્વજ્ઞ.

**જ્ઞપ્તિ**, સ્ત્રી. [ **सं.** ] બુદ્ધિ; સમજશક્તિ. (૨) બુદ્ધિવડે પદાર્થ જાણવામાં આવવો તે. (૩) તોપણ.

**જ્ઞા**, અ. શબ્દને અંતે જોડાય તો 'જાણવું' એવા અર્થને બતાવનારો પ્રત્યય જેમકે:-અવજ્ઞા; પ્રતિજ્ઞા; સંજ્ઞા.

**જ્ઞાત**, વિ. [ **सं.** ] જાણવામાં આવેલું; જાણવાનું જેના જાણવામાં આવેલું હોય એવું. જ્ઞાતયૌવના=યૌવન આવ્યું છે એમ જાણનાર સ્ત્રી; સમજમાં આવેલી કન્યા. [ સમજવા જેવું

**જ્ઞાતવ્ય**, [ **सं.** ] જાણવા જોગ;

**જ્ઞાતા**, વિ. [ **सं** ] જાણનાર. (૨) પુ. જેને સારી પેઠે જ્ઞાન હોય તે

**જ્ઞાતિ**, સ્ત્રી. [ **सं** ] કુટુંબના-જાતિના માણસોનો સમુદાય તે; નાત. જ્ઞાતિભ્રષ્ટ=જ્ઞાતિમાથી નીકળી ગયેલ. જ્ઞાતિબહિષ્કૃત=નાતમાંથી બહાર કાઢેલો. જ્ઞાતિદ્રોહ=જ્ઞાતિનાજનોને દગો દેવો તે.

**જ્ઞાન**, ન. [ **सं.** ] ઇંદ્રિયોદ્વારા સમજાવું તે; જાણવું તે; સમજણ. (૨) જીવાત્મા અને પરમાત્મા સંબંધી સમજ તે (૩) સમજશક્તિ; વિચારશક્તિ. ક્રિ. પ્ર. (પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને શબ્દ દ્વારા સર્વ પ્રકારનું જ્ઞાન થાય છે. જ્ઞાનના વળી યથાર્થજ્ઞાન અને અયથાર્થજ્ઞાન એવા બે પ્રકાર છે.)

**જ્ઞાનકથા**, સ્ત્રી. [ **सं.** ] સમજણની વાત; બોધની બાબત. (૨) મોક્ષ વિશેની વાત.

**જ્ઞાનકળા,** સ્ત્રી. [ સં.] સમજશક્તિનો વિકાસ તે. (૨) બુદ્ધિની જે અપૂર્વતા તે.

**જ્ઞાનકાંડ,** પુ. [ સં.] તત્ત્વજ્ઞાન સંબંધી પ્રકરણ તે. ( વેદના ત્રણ વિભાગ છે. (૧) કર્મ કાંડ, ( ૨ ) ઉપાસના કાંડ અને (૩) જ્ઞાનકાંડ. જેમાં જીવાત્મા પરમાત્મા સંબંધી ઊહાપોહ કરી મોક્ષનો વિચાર કરેલો છે તે જ્ઞાનકાંડ.)

**જ્ઞાનઘન,** વિ. [ સં. ] જ્ઞાનથી ભરચક ભરેલું; જ્ઞાનથી પૂર્ણ.

**જ્ઞાનચક્ષુ,** વિ. જ્ઞાનરૂપી જેને આંખ છે એવું. (૨) ના. જ્ઞાનશક્તિવાળી આંખ હોય તે

**જ્ઞાનચર્ચા,** સ્ત્રી. [ સ. ] જ્ઞાન સંબંધી જે વાદવિવાદ અને વિચાર તે.

**જ્ઞાનતંતુ,** પુ. [ સં. ] જ્ઞાનને વહન કરનારા શારીરિક તંતુઓ.

**જ્ઞાનદર્પણ,** ન જ્ઞાન રૂપી દર્પણ

**જ્ઞાનદાન,** ન. [ સં. ] જ્ઞાનરૂપી દાન.

**જ્ઞાનદીપ,** પુ. [ સં ] જ્ઞાનરૂપી [ દીવો તે.

**જ્ઞાનદૃષ્ટિ,** સ્ત્રી. [ સં. ] કોઈપણ બાબતમાંથી કંઇપણ સમજ લેવાની ઝીણવટવાળી જે નજર તે.

**જ્ઞાનપરંપરા,** સ્ત્રી [સં.] ઉત્તરોત્તર જેમાંથી જ્ઞાન મળ્યા કરે એવી જે પરંપરા તે; જ્ઞાનની જે સાંકળી તે.

**જ્ઞાનપ્રસારક,** સ્ત્રી. [ સં. ] જ્ઞાનનો ફેલાવો કરનાર.

**જ્ઞાનમય,** વિ. જ્ઞાનવાળું.

**જ્ઞાનમાર્ગ,** પુ. [ સં. ] જ્ઞાન અર્થાત્ તત્ત્વચિંતવનનો માર્ગ તે; તત્ત્વ શોધવાથીજ મોક્ષની પ્રાપ્તિ થાય છે એવો જે મત તે.

**જ્ઞાનમાળા,** સ્ત્રી જ્ઞાનની માળા તે; જુદા જુદા જ્ઞાનનો જે સંગ્રહ તે.

**જ્ઞાનયોગ,** પુ. [સં.] જ્ઞાનમા નિષ્ઠા.

**જ્ઞાનરજ્જુ,** સ્ત્રી. [સં.] જ્ઞાનતંતુ.

**જ્ઞાનવલ્લી,** સ્ત્રી. જે ખાધાથી જ્ઞાનશકિત વધે એવી ઔષધિ તે.

**જ્ઞાનવાન,** વિ. જ્ઞાનવાળું; જ્ઞાની. (૨) જેને સારાસાર વિચાર અને તત્ત્વાદિકનું જ્ઞાન હોય તે.

**જ્ઞાનવિજ્ઞાન,** ન. [સં. ] સૃષ્ટિના જુદા જુદા પદાર્થો અને પંચમહાભૂત તથા તત્ત્વો વગેરેના સામાન્ય તેમજ વિશેષ જ્ઞાન સંબંધી ઊહાપોહ અને વિચાર તે.

**જ્ઞાનવૈરાગ્ય,** પુ. [ સં. ] જ્ઞાન વડે ઉત્પન્ન થયેલો વૈરાગ્ય.

**જ્ઞાનહીન,** વિ જ્ઞાન વિનાનું; અણસમજુ; બેવકૂફ.

**જ્ઞાનાભિલાષી,** પુ. [ સં. ] જ્ઞાનનો અભિલાષી; ફીલસુફ.

**જ્ઞાની,** વિ. [ સ. ] સારાસાર સમજવાની શકિતવાળું; જાણનાર. (૨) જીવેશ્વર સંબંધી તત્ત્વનું જેને જ્ઞાન હોય તે; મુમુક્ષુ. [આમાં શ્રેષ્ઠ તે.

**જ્ઞાનીશ્વર,** પુ. [ સં.] જ્ઞાની-

**જ્ઞાનેન્દ્રિય,** સ્ત્રી. [ **સં.** ] શરીરના તે અવયવો કે જેવડે બહારના પદાર્થોનું પ્રાણીઓને જ્ઞાન થાય છે. જ્ઞાનેન્દ્રિયો પાંચ છે-૧ ત્વગિંદ્રિય, ૨ ચક્ષુરિંદ્રિય, ૩ શ્રોત્રેંદ્રિય, ૪ રસનેંદ્રિય અને ૫ ઘ્રાણેંદ્રિય.

**જ્ઞાનોદય,** પુ. [ **સં.** ] જ્ઞાનનો ઉદય. [ ઉપદેશ.

**જ્ઞાનોપદેશ,** પુ. [ **સં.** ] જ્ઞાનનો

**જ્ઞાનોપાસના,** સ્ત્રી. [ **સં.** ] ત્રણ પ્રકારની ઉપાસનાઓમાની એક તે; જ્ઞાન માર્ગે ઉપાસના

**જ્ઞાપક,** વિ. [ **સં.** ] સમજી શકાય એવું (૨) જ્ઞાન આપનારો.

**જ્ઞાપન,** ન. [**સં.**] જ્ઞાન આપવું તે; બોધન [ કરાવેલું; શિખવેલું

**જ્ઞાપિત,** વિ. જણાયેલું; જાહેર

**જ્ઞેય,** વિ જ્ઞાન પ્રાપ્ત કરવા જેવું; જાણી શકાય તેવું. [ તેમ

**જ્યમ,** અ. જેમ, અમુક રીતે હોય

**જ્યમત્યમ,** અ. જેમતેમ.

**જ્યા,** સ્ત્રી. [ **સં.** ] ધનુષની દોરી; પણછ (૨) વર્તુલના કૌંસને છેડા જોડનારી લીટી.

**જ્યામિતિ,** સ્ત્રી. [ **સં.** ] ભૂપરિમાણવિદ્યા; ક્ષેત્રગણિત; રેખાગણિત

**જ્યારે,** અ જે વખતે; જે સમે.

**જ્યારેત્યારે,** અ. વારંવાર; વખતોવખત

**જ્યાં,** અ. જે ઠેકાણે; જે સ્થળે

**જ્યાંત્યાં,** અ. જહીં તહીં; દરેક જગાએ. (૨) મુશ્કેલીથી. (૩) બરોબર નહિ તેમ. [ જ્યુબીલી.

**જ્યુબીલી,** સ્ત્રી. [ **અં.** ] જુ.

**જ્યુરર,** પુ. [ **અ.** ] ફોજદારી કેસમાં ન્યાયાધીશને નિર્ણય વિશે સલાહ આપનાર પંચ અને તેમાંના ગૃહસ્થ

**જ્યુરી,** સ્ત્રી. [ **અં.** ] ન્યાયાધીશ આગળ રજુ થતી બાબતોનો નિર્ણય આપવાને બેઠેલું પંચ.

**જ્યંગું,** વિ. જ્યુંગા જેવું; જાડું ને ઠીંગણું ક્ષુદ્ર જેવું; બરાઉ શરીરનું; મજબુત

**જ્યેષ્ટ,** વિ. [**સ.**] મોટું; વડું. (૨) પહેલું. (૩) ના. પુ. સંવત વર્ષનો આઠમો મહિનો; જેઠ

**જ્યેષ્ઠા,** સ્ત્રી. [**સં.**] સત્તાવિશ નક્ષત્રોમાંનું અઢારમું નક્ષત્ર.

**જ્યોતિ,** સ્ત્રી. [ **સં.** ] જોત; તેજ; દીપ્તિ; પ્રકાશ; અગ્નિની શિખા; જ્વાળા (૨) સૂર્ય, ચંદ્ર, તારા, નક્ષત્રાદિ ગ્રહો તે. (૨) આંખની જે દર્શનશક્તિ તે. (૩) ઝગઝગાટ; ચળકાટ. (૪) બુદ્ધિ; બળ; વીર્ય.

**જ્યોતિર્લિંગ,** ન. [**સં.**] શંકર તરીકે પૂજાતુ જે દેવતાઈ સ્વરૂપ તે; શંકરનું બાણ તે. (હિંદુસ્તાનમાં જુદે જુદે ઠેકાણે મળી શંકરનાં બાર જ્યોતિર્લિંગ પૂજાય છે આ બાર જ્યોતિર્લિંગ નીચે પ્રમાણે છે.-૧ સોમનાથ, ૨ મલ્લિકા-

જુંન, ૩ મહાકાલેશ્વર, ૪ ઓંકારેશ્વર, ૫ કેદારેશ્વર, ૬ ભીમાશંકર, ૭ વિશ્વેશ્વર, ૮ ત્ર્યંબકેશ્વર, ૯ વૈદ્યનાથ, ૧૦ નાગેશ્વર, ૧૧ રામેશ્વર, અને ૧૨ ઘૃષ્ણેશ્વર

**જ્યોતિર્વિંદ**, પુ. [સં.] જ્યોતિષ જાણનારો; જોશી [ રાશિચક્ર

**જ્યોતિશ્ચક્ર**, ન. [સં.]ગ્રહમંડળ;

**જ્યોતિશ્શાસ્ત્ર**, ન. [સં.] આકાશમાંના ગ્રહ, નક્ષત્ર, તારા વગેરેને લગતી જે વિદ્યા તે; જ્યોતિષ

**જ્યોતિષ**, ન. [સં.] તારા, નક્ષત્ર અને ગ્રહ વગેરે સંબંધી વિદ્યા તે; ગ્રહાદિકની ચાલથી પૃથ્વી અને પ્રાણી ઉપર થતી અસરો સંબંધી વિદ્યા તે (૨) ખગોળ. (જ્યોતિષના મુખ્ય ત્રણ ભાગ છે:–ગણિત, ફળ અને મુહૂર્ત)

**જ્યોતિષી**, પુ. [સં.] જોશી; જ્યોતિષવિદ્યા જાણનારો. (૨) ગ્રહાદિક જોનારો તે.

**જ્યોતિષ્મત**, વિ. [સં.] પ્રકાશમારતું; ઝગઝગતું; જ્યોતિવાળું; જ્યોતિષ્માન.

**જ્યોતિષ્મતી**, વિ સ્ત્રી. જ્યોતિવાળી; ચાંદનીવાળી (રાત) (૨) એક ઔષધિ.

**જ્યોત્સ્ના**, સ્ત્રી. [સં.] ચંદ્રિકા; ચાંદની; ચાંદરણું.

**જ્વર**, પુ. [ સં. ] શરીરની સાધારણ ગરમીમાં જે વધારો થાય છે તે; તાવ; તાપ.

**જ્વરઘ્ન**, વિ. [સં.] જ્વરનો નાશ કરનારું; તાવને હરનાર.

**જ્વરાંકુશ**, ન. તાવને અટકાવનારું ઓસડ [ અંશ તે.

**જ્વરાંશ**, ન. [સં] તાવનો જે

**જ્વલન**, ન. [સં.] બળવું તે. (૨) અગ્નિ (૩) કોડીખાર.

**જ્વલિત**, વિ [સં.] બળતુ. (૨) પ્રકાશિત; ઝળહળતુ.

**જ્વાળા**, સ્ત્રી. [સં] બળતી ઝાળ; ભડકો (૨) ધગધગતો અગ્નિ તથા તેનો તાપ. (૩) મનને આકરૂ લાગવુ તે; અતિ ક્રોધ. [ સળગી ઉઠે એવું જે તે.

**જ્વાળાગ્રાહી**, વિ [સં.] તરત

**જ્વાળામુખી**, વિ જેના મુખમાંથી જ્વાળાઓ નીકળતી હોય એવું. જ્વાળામુખી પર્વત=જેમાથી બળતા ભડકા, ધુમાડા, બળતા પથરા ને ધગધગતો રસ વગેરે નીકળતું હોય એવો બળતો પહાડ.

## ઝ.

**ઝ**, પુ. [સં. झ] ગુજરાતી ભાષાના મૂળાક્ષરોમાંનો એક અક્ષર.

**ઝકઝક**, જુ. ઝગઝગ. [ ભરપુર.

**ઝકઝોળ**, વિ. ઝાકમઝોળ· ભરપુર;

**ઝકાર**, પુ. [સં.] 'ઝ' એવો ઉચ્ચાર–અક્ષર તે.

**ઝકોર**, સ્ત્રી. ફરફરવું તે; પવનમાં ઉડી રહેવું તે. (૨) ગાડું. [ વાવું તે.

**ઝકોળ**, સ્ત્રી. ફરફરાટ. (૨) પવનનું

**ઝખ**, ન. **સં. झष** માછલું

**ઝગઝગ**, અ. ઝગઝગાટ થઈ રહ્યુ હોય તેમ; ઝળહળ થઈ રહેલું હોય તેમ

**ઝગઝગતું**, વિ. ઝગઝગ થતું; ચળકતું.

**ઝગઝગવું**, ક્રિ અ. ઝગઝગ થવું; પ્રકાશી રહેવું; ચકચકવું

**ઝગઝગાટ**, પુ. ઝગઝગતો એવો તેજસ્વી પ્રકાશ; ચળકાટ.

**ઝગમગ**, અ. ઝગઝગ

**ઝગમગવું**, જુ. ઝગઝગવું

**ઝગવું**, ક્રિ. અ [ **સં.** ] તેજ મારવું, પ્રકાશવુ (૨) દીપવું; શોભવું

**ઝઘર**, વિ કચરાયેલું; કચરાઈ પિ-લાઈ ગયેલું એવું. (૨) અ જડ થઈ ગયેલું હોય તેમ

**ઝઘડવું**, ક્રિ અ ઝઘડો કરવો; લડવું; ટંટો કરવો; બોલચાલ કરવી.

**ઝગડાખોર**, પુ. ટંટાખોર; સહેજ-માં લડાઈ કરે એવો

**ઝગારેજવું**, ક્રિ. અ ખૂબ અજવાળું પડે તેમ બળ્યા કરવું; ઝગઝગ થઈરહેવું

**ઝઘડો**, પુ. [ **સં. हन्-जघ्न** ] લડવું તે: મારામારી; લડાઈ.

**ઝઘરણ**, ન. [ **સં. जागृ** ] જોરમાં ટંટો ચાલવો તે; લડાલડી થવી તે; ઝઘડો (૨) પંચાતી; કલહ

**ઝજ્જો**, પુ. 'ઝ' અક્ષર; ઝકાર.

**ઝઝણાટ**, પુ ઝણઝણાટ, 'ઝણઝણ' એવો અવાજ (૨) લાગણી ઉશ્કેરે એવી અસર, આકરી પીડ. (૩) વીણાના તાર-નો ધ્રુજારો. (૪) રોમાંચ.

**ઝઝણી**, સ્ત્રી. કંપારી જેવી અસર; ખાલી; કમકમી. (૨) ઝાઝ; ગુસ્સો, ક્રોધની ચામડી ઉપર થઈ આવતી અસર. ક્રિ પ્ર ઝઝણી ચડવી=ક્રોધને લીધે મનમાં અને ચામડી ઉપર તીવ્ર કંપારી જેવી લાગણી થવી.

**ઝઝુમવું**, ક્રિ. અ. લટકી રહેવું; બહાર લટક્યા કરવું; ટમટમી રહેવું (૨) તલપ્યા કરવું. (૩) ધાઈ ધાઈને સામા ઉપર પડવું. (૪) જોર કર્યા કરવું

**ઝટ**, અ. [ **સં. झट्** ] તરત; એકદમ; તાકીદે; તાબડતોબ

**ઝટક**, સ્ત્રી. ઝાપટ; ઝાટક; આચકો. (૨) કુસ્તીનો એક દાવ

**ઝટકવું**, ક્રિ. સ. જોરથી તરછોડી નાખવું; ઝાટકવું.(૨) ઉચકીને દૂર ફેંકી દેવું.

**ઝટકામણ**, ન. સુપડાથી ઝાટકતાં ફોફાં જેવુ નીકળે તે, ફોતરાં-કુસકા

**ઝટકામણી**, સ્ત્રી ઝાટકવાની મજુરી.

**ઝટકાવવું**, ક્રિ પ્ર. કોઇ ઝાટકે એમ કરવું; સુપડાથી ચોકખું કરાવવું. (૨) હથિઆરથી જખમ કરવો; મારવું; ઝટ-કાવી નાખવું.

**ઝટકો**, પુ. હથિયારથી કરેલો આ-ઘાત તે; ઘા; જખમ; ચીરો. (૨) લા-ગણીનું એકદમ ખૂબ દુખાવું તે. (૩) આચકો; ધક્કો. (૪) રીસ ચડવી તે. ક્રિ. પ્ર ઝટકા પડવા=મોટી હાનિ થવી. ઝટકા ખાવા=ઘા સહેવા. ઝટકા મારવા= આકરા મેણાટોણાં મારવાં. ઝટકાના

બોલ=ટાણા; મેણું. [ ઝટપટ.

**ઝટઝટ,** અ ઉતાવળે ઉતાવળે; **ઝટપટ,** અ. તરતજ; એકદમ; તાબડતોબ.

**ઝટપટી,** સ્ત્રી જોશમાં ચાલેલી તકરાર.

**ઝટવું,** ક્રિ. સ. ઝુંટી લેવું; ખુંચવી લેવું. (૨) ઝડપ મારીને પડાવી લેવુ; છીનવી લેવું. [ બોલાબોલ.

**ઝટાપટી,** સ્ત્રી મારામારી; કજિયો;

**ઝડ,** સ્ત્રી સરખા ઉચ્ચારના સમ સ્વરવાળા અક્ષરોની ધારા તે.:-ઝડઝમક. (૨) એક તાલ. (૩) લેહ; તાલ.

**ઝડકામણુ-ણી,** ન. ઝાડકણ. (૨) ઝાડકવાની મજુરી.

**ઝડકાવવું,** ક્રિ. સ સુપડાવડે અનાજ વગેરે ચોકખું કરાવવું; છટકાવવુ. (૨) ડપકો દેવરાવવો

**ઝડકો,** પુ. ચીરો; ઝરડકો.

**ઝડઝમક,** સ્ત્રી તે શબ્દાલંકાર કે જેમાં એક એ:ની સમાન અક્ષરો આવે અને સ્વરમા તાન ઉપજાવે.

**ઝડતી,** સ્ત્રી બારીક તપાસ ચલાવવી તે. (૨) જપતી.

**ઝડપ,** સ્ત્રી દોડ; ઉતાવળી ચાલ; ત્વરા. (૨) ઉતાવળ; તાકીદ. (૩) ચાલાકી; છટા. (૪) ઝપટ; અડફટ; સપાટો.

**ઝડપપંખો,** પુ. ઝડપથી ચાલનારો મોટો પંખો.

**ઝડપલું,** ન. ઝુટ મારવી તે; ચોટ.

**ઝડપવું,** ક્રિ. સ. એકદમ અદ્ધરથી પકડી લેવું; ઝપટ મારીને ઓચિંતું લઈ લેવું. (૨) સપાટાબંધ સળગવું; ભડકો લઇ ઉઠવું. (૩) એકદમ પંજામાં લઇ લેવું.

**ઝડપાઝડપી,** સ્ત્રી. ઘણા જણે એકી વખતે કોઈ વસ્તુ ઉપર ઝડપ મારવી તે; અમુક ચીજ લઇ લેવાની ઘણા જણની ધમાલ તે. (૨) સામસામે જે સખત મારામારી થવી તે; હોસાહુંસીની લડાઈ.

**ઝડપીલેવું,** ક્રિ. સ એકદમ-ઓચિંતુ અદ્ધર ઉપાડી લેવું; ઝડપવું.

**ઝડપઝડ,** અ સહેજસાજ; જરાતરા

**ઝડાકો,** પુ. ઝપાટો; સપાટો. (૨) એકદમ જોરશેર કઈ કરવુ તે. (૩) ખૂબ દમ ભરાવવો તે.

**ઝડી,** સ્ત્રી. એકે સપાટે વરસાદનું પડવુ તે; વરસાદના ઘણાંક ઝાપટામાંનું એક એક ઝાપટું તે (૨) ગાયનનું એક એક પછી એક એમ થતુ આવતું આવર્તન તે; રમઝટ (૩) ઉપરા ઉપરી કોઇ વાતનું ચાલુ રહેવું તે.

ઝણકાર, [ सं. झण ] 'ઝણ ઝણ' એવો અવાજ થવો તે; વીણાના તારમાથી કે ઝીણી ઘુઘરીઓના હાલવાથી થતો એવો રણકાર તે.

**ઝણઝણ,** અ. ઝણકાર થતો હોય તેમ. (૨) બળતરા; ચરચરે એવી અસર થતી હોય તેમ

**ઝણઝણવું,** ક્રિ. અ. ઝણઝણ એમ થવું; તમતમવું; ચણચણવું. (૨) ઝણણ એવો ઝીણો અવાજ થયા કરવો.

**ઝણઝણાટ,** પુ. ઝણઝણ થઈ રહેવું

તે; ઝમઝમાટ. (૨) બળવાની જરા વધારે પીડા તે. ધમધમાટ; રોમરોમ લાગણીની અસર થઈ રહેવી તે.

**ઝણુઝણી,** સ્ત્રી. ઝઝણી; રુધિરાભિસરણ અટકવાથી થઈ આવતી એક અસર; ખાલી. (૨) રીસ; તમતમાટી ક્રિ પ્ર ઝણઝણી ચડવી=કંપારી આવવી; રીસની તીવ્ર અસર થવી.

**ઝણુણુણ,** અ. તારમાંથી ને ઘુઘરીઓમાંથી નીકળતો એવો અવાજ (૨) કંપારી ઉત્પન્ન કર એવી અસર.

**ઝણુત્કાર,** પુ [ સં ] ઝણકાર.

**ઝનુન,** સ્ત્રી. ( ન ) [ આ. ] ગાડો જુસ્સો; અત્યંત આકળો ક્રોધ; ધર્મને માટે જે જ્વલંત લાગણી થઈ આવવી તે

**ઝનુની,** વિ. ઝનુનવાળું; ઉગ્ર ક્રોધથી એકદમ બહેકી જઇ ગાંડું બનતુ હોય તે.

**ઝપઝપ,** અ. તરતજ; ચપચપ, ઝટઝટ.

**ઝપટ,** સ્ત્રી. ઝપાટો; એકાએક જોરથી તલપ મારવી તે; આક્ષેપ; આચકો. (૨) દોડ; વેગ (૩) ચાલાકી. (૪) ત્વરા; ઉતાવળ. ક્રિ. પ્ર. ઝપટ મારવી=ઝૂંટ મારવી.

**ઝપટપંખો,** પુ ઝપાટાબંધ પવન નખાય એવો વિંઝણો કે પંખો.

**ઝપટાવું,** ક્રિ. અ. ઝપટમાં આવવું; અમુકની અસર તળે આવવું (૨) બંખેરાવું. (૩) ઠપકામાં આવવું. (૪) સપડાવું; ભિડાવું; દબાણમાં આવવું.

**ઝપાઝપી,** સ્ત્રી. એક બીજાની સામે સપાટાબંધ મારામારી થવી તે; નાની લડાઈ; કાપાકાપી.

**ઝપાટવું,** ક્રિ. સ લગાવી દેવું; ઠોકવું. (૨) મેણાં ટોણાં મારવાં; ખૂબ ઠપકો દેવો. (૩) ઉતાવળા ઉતાવળા ખાવું; ચાંપીને જમવું

**ઝપાટો,** પુ જોરભેર ઝપટનું લાગવું તે; તમાચો; આંચકો (૨) સપાટો; અમુકના જોરનો જે આઘાત લાગવો તે (૩) કાર્ય કરી નાખવાની ત્વરા અને બાહોશી તે

**ઝપેટ,** સ્ત્રી ઝપાટો.

**ઝપેટવું,** જુ ઝપાટવું.

**ઝપેટો,** પુ ઝપાટો

**ઝપોઝપ,** અ. ટપોટપ; એક પછી એક ઝટઝટ ઉઠાવી લેવાય તેમ

**ઝબ,** અ. ઓચિંતુ; એકદમ; ઝડપથી અમુક કાર્ય કરાતુ હોય તેમ; તરત.

**ઝબકવું,** ક્રિ. અ. ચમકવું; એકદમ જાગી ઉઠવું; ચોકવું. (૨) રહી રહીને ચળકાટ મારવો; ઝબુકવુ.

**ઝબકારો,** પુ રહી રહીને ઓચિંતો અને એકદમ પ્રકાશનો ચળકાટ થવો તે; તેજનો ભબુકો. (૨) ભડકી ઉઠવું તે; ચમકવુ તે: ચમકારો થવો તે.

**ઝબકોળવું,** ક્રિ. સ. ઝબદઈને બોળી કાઢવું; કોઈ વસ્તુને પાણીમા ડુબાડી તરત કાઢી લેવી; જેમ તેમ ધોઈ નાખવું. (૨) પલાળીને ખાવું.

**ઝબકોળા,** પુ પાણીમાં બુચકવું અને તરત પાછું કાઢવું, એમ કર્યા કરવું તે.

**ઝબુકવું,** ક્રિ. અ. રહી રહીને ચમકવુ; ચળકવું; ચકચકવું.

**ઝબુકો,** પુ. ઝબકારો; ચળકાટ ઉઠવો તે; એકદમ હવામાં તેજનો ભભુકો થઇ તરતજ પાછો બંધ પડી જવો તે

**ઝબોઝબ,** અ. ઉપરાઉપરી; એકદમ; ઝપોઝપ.

**ઝબોળવું,** ક્રિ. સ. કોઇ ચીજને વારેવારે પ્રવાહીમાં બોળી કાઢયા કરવું

**ઝબોળિયું,** ન. કોઇ વસ્તુને પાણીમાં ઝબોળી કાઢવી તે (૨) ડુબકી; પાણીમા ડુબકી મારી ઝટ લઇને બહાર નીકળી જવું તે

**ઝભલું,** ન. નાનાં છોકરાનું પેરણ. રૂ. પ્ર. ઝભલાં ટોપી=બાળકના વસ્ત્ર

**ઝભ્ભો,** પુ. [ फा. जुब्बा ] ગળાથી પગના નળા લગી રહે એવું છુટું ને ઢીલું કપડું; કફની; જામો (૨) હમેશના સાધારણ પોષાક ઉપર પહેરવાનો ડગલો, કે જે પહેરનારની પદવી વગેરે બતાવે છે.

**ઝમક,** સ્ત્રી. [ सं. यमक ] સજાતીય શબ્દોચ્ચારથી ઉત્પન્ન થતો જે લલિત ધ્વનિ તે; સરખા ઉચ્ચારના શબ્દોની આવૃત્તિ; પ્રાસાનુપ્રાસ.

**ઝમકવું,** ક્રિ. અ. ઝમકાર થવો; ખડખડવું; વાગવું.

**ઝમકાર,** પુ. ઝમકારો; રણકો; ઠણકો.

**ઝમકારો,** પુ. રણકો, બળતી વસ્તુને એકદમ પાણી વગેરેમાં બોળતા થતો અવાજ

**ઝમઝમ,** અ. પાણી વગેરે બળતાં થતો એવો અવાજ. (૨) તીખું તમતમું ખાવાથી મોઢામાં ગરમી જેવી અસર થાય તે; ચામડી પર થતી એવી અસર; ઝીણી પીડા થયા કરવી તે.

**ઝમઝમ,** ( આ. ) મુસલમાનોમાં પવિત્ર ગણાતો મક્કા શહેરનો કુવો. ઝમઝમી=એ કુવાનું પાણી રાખવાનું પાત્ર.

**ઝમઝમવું,** અ. 'ઝમઝમ' એમ થવું; ઝીણો ને ધીમો અવાજ થયા કરવો. (૨) રહી રહીને વેદના થયા કરવી; ચણચણવું; તમતમવું (૩) ઝીણા ધીમા અવાજ સાથે પાણીનું ટપકવું; ઝરવું.

**ઝમઝમાટ,** પુ. બળતરા; તીવ્ર વસ્તુની ચામડી ઉપર થતી અસર; ખણખણાટ; ઘુઘરીઓનો ઝીણો ધીમો અવાજ.

**ઝમરખ,** કાચની સુંદર હાડીઓવાળી બત્તી. [ બહાર ફૂટી નીકળવું.

**ઝમવું,** ક્રિ અ. ટીપે ટીપે પાણીનું

**ઝમાઝમી,** સ્ત્રી એક બીજાની સામે મારતા ને હાથના ચાળા કરતાં લડવું તે.

**ઝમીજવું,** ક્રિ. અ. થોડે થોડે અંદરના બધા પ્રવાહીનું નીકળી જવું; ટપકી જવું; ધીરે ધીરે નીતરી જવું. (૨) ઝામી જવું; બાઝવુ.

**ઝમૈર,** પુ. [ हिं. जमहर ] કમકમી છૂટે એવું મરણ (મરણો) થવું તે; અગ્નિમા પડીને જીવતાં બળી મરવું તે. નહિ જોયુ ને નહિ સહન કર્યું જાય એવું જે કારી મરણ–કતલ–તે

**ઝરડ,** સ્ત્રી. લુગડું ફાટતી વખતે થતો એવો અવાજ. (૨) કાંટાવાળાં ઝરડાનો ઝુકો.

**ઝરડકો,** પુ ઉતરડો; લુગડામાં ઉભો ને ઉભો જે ચીરો પડેલો હોય તે; ચીરો.

**ઝરડવું,** ક્રિ. સ. ઉભું ફાડવું; લંબાણે ચીરવું (૨) તાણી ફાડીને ખેંચીલેવું.

**ઝરડી નાખવું,** ક્રિ. સ. ગમેતેમ ચીરી નાખવું; કકડે કકડા કરી નાખવું. (૨) નખથી વલુરવું; ઘવડવું; ઉઝરડવું.

**ઝરડું,** ન કાંટાવાળા ઝાડની ડાળખી; ઝાંખર.

**ઝરણ,** ન. [ **सं. झर्झरम्** ] ઝરવું તે; ટપકવું તે. (૨) ઝરેલું તે. (૩) થોડું થોડું પાણી ઝરીને ચાલતો જે નાનો રેલો તે; વહેળો; ઝરો; નિર્ઝર. (૪) જીર્ણ થઈ જવું તે; નાશ પામવું તે.

**ઝરણી,** સ્ત્રી. ધીરજ.

**ઝરણું,** ન. પાણી ઝરી ઝરીને ચાલેલું વહેળિયું; ઝરણ.

**ઝરપવું,** ક્રિ અ. વિકાસવું; ફૂલવું; ખીલવું (૨) ગળવું, ઓગળી જવું; પિગળવુ; ઝરીને બહાર નીકળવુ: પચીજવુ

**ઝરમર,** ના. ઝીણે ઝીણે છાંટે વરસાદ વરસવો તે. (૨) સ્ત્રી. સ્ત્રીની કોટનુ સોનાનું એક ઘરેણું. (૩) ઝીણી ઝીણી ઘુઘરીઓવાળાં એક તરેહનાં ઝાંઝર. (૪) ઝીણા સુતરનું ને આછા નાજુક વણાટનું સ્ત્રીઓને પહેરવાનું એક લુગડું.

**ઝરમરિયું,** વિ. [**सं. जर्जरित्**] ઝરમર ઝરમર થતું; આછું; હલકું; ધીરું; થોડું થોડું. (૨) આછા વણાટનું; ઝીણી જાળીવાળું; નાજુક; મુલાયમ. (૩) ના. આછા બારીક વણાટનું રેશમીવસ્ત્ર. ગાજ.

**ઝરવું,** ક્રિ. અ. પ્રવાહીનું ધીમું ધીમું બહાર નીકળવું; સ્રવવું; ગળવું; ટપકવું; નીતરવું. (૨) પિગળીને પ્રવાહી થઈ વહેવું; દ્રવવું. (૩) ઘસાઈ જવું; જીર્ણ થઇ જવું [ રાણી માટેની સંજ્ઞા.

**ઝરિના,** સ્ત્રી. રૂશિયાના ઝારની

**ઝરીજવું,** ક્રિ. અ. ઝરવુ; નીતરવું; ટપકી જવું. (૨) સ્રવી જવું; ખાલી થઇ જવું. (૩) કપડાના વાણા તાણા આઘાપાછા થઇ જવા; ફસકી જવું.

**ઝરૂખો,** પુ. મોટા ઉંચા મકાનની મેડાની બારીની બહાર કાઢેલો રવેશ તે; બારીની બહાર કાઢેલું ઝુલતું છજું; ગોખ; અટારી.

**ઝરો,** પુ. [ **सं. झर्झर** ] પાણી ઝરીને ચાલેલો જે પ્રવાહ તે; ઝરણ; નિર્ઝર; નાની નદી. (૨) જ્યાથી પ્રવાહ ચાલતો હોય તે ઝરણનું મૂળ. (૩) જેમાથી પ્રવાહ ચાલે એવો સંચય; અખૂટ ભંડાર; જેમાંથી આવક થયા જ કરે એવું જે કંઇ હોય તે; ફુવારો. (૪) એક જાતનો પાખવાળો જીવડો.

**ઝલ,** પુ વંદો=વાંદો; અવાવરૂ ને ગંદી જગામા થતો એક જીવડો.

**ઝલક,** સ્ત્રી. ઝળક; તેજસ્વિતા; સુંદરતા. (૨) ઓપ; ચળકાટ.

**ઝલકાવું,** ક્રિ. અ. ઉપર થઇને બહાર છલકાવું; મર્યાદાની બહાર ઉછળી નીકળવું. (૨) ઝળાંઝળાં થઇ રહેવું; પ્રકાશવું; દીપવું.

**ઝલાવવું**, ક્રિ. પ્ર. પકડાવવું.

**ઝલાવું**, ક્રિ. અ. પકડાવું. (૨) નિગ્રહમાં આવવું; બંધાવું.

**ઝલિયારા**, પુ બ્રાહ્મણોની એક નાત.

**ઝલું**, વિ. તૈયાર ને તૈયાર રહેલું તે; હુકમ ઉઠાવવા માટે તત્પર રહેલું તે.

**ઝલે**, સ્ત્રી. [ हिं. झलेह ] સફાઇ અને તેજની જે ભભક તે; ઓપ; પ્રભા; છટા (૨) [ सं. झल्ला ] ઝગઝળાટ; શોભા; સુંદરતા; ચમક

**ઝલેદાર**, વિ. ભભકાદાર; તેજસ્વી; ચમકદાર

**ઝલ્લક**, ન. [सं.] કાંસીજોડા; ખડતાળાં

**ઝલ્લરી**, સ્ત્રી. [सं] ઝાંઝ; મંજીરા.

**ઝલ્લાવું**, ક્રિ અ ઝાળથી દાઝવું; ફોલ્લા પડી જાય એવું દાઝવું.

**ઝવેર**, ન. [ फा ] જવાહીર; હીરા, માણેક, મોતી અને જડાવના દાગીના વગેરે (૨) હીર; સત્ત્વ; બળ; તેજ; પ્રભાવ.

**ઝવેરખાનું**, ન. હીરા, માણેક, મોતી વગેરે રાખવાનો જે ઓરડો તે (૨) ઘણું એક ઝવેરાત તે.

**ઝવેરાત**, ન. ઝવેર. (૨) સત્ત્વ; બળ; તેજ; હોશિયારી

**ઝવેરી**, પુ. [ फा ] ઝવેરનો વેપારી. (૨) ઝવેરાતના પાણીનો પરીક્ષક; રત્નાદિકની પરીક્ષા કરનારો. (૩) કોઈ પણ વસ્તુનો પરીક્ષક તે.

**ઝષ**, ન. [ सं. ] માછલું.

**ઝષકેતન**, પુ. કામદેવ; કંદર્પ; માછલું જેની ધ્વજાએ છે એવો જે તે; મીનકેતન.

**ઝહોરા**, (આ.) શુક્રનો તારો. (૨) હજરત મહંમદ પેગંબર સાહેબની દીકરીનું નામ; શાહજહા પાદશાહની દીકરીનું નામ.

**ઝળક**, સ્ત્રી. ઝળકાટ; ચળકાટ; ઓપ; તેજ. (૨) તેજસ્વિતા; પ્રભા; ચળક. ક્રિ. પ્ર. ઝળક મારવી=તેજ મારવું.

**ઝળકવું**, ક્રિ. અ. તેજ મારવું; ચળકવું; પ્રકાશ આપવો. (૨) શોભવું.

**ઝળકાટ**, પુ. ચળકાટ; તેજનો ભભુકો.

**ઝળકારો**, પુ. તેજનો ચમકારો; ચળકાટ; ભભક.

**ઝળકી**, સ્ત્રી. તેજદાર પ્રભા; ભભક; તેજસ્વિતા; ઝળક. (૨) તેજસ્વી; શોભા; ઝળકે એવી સુંદરતા. (૩) તાવની સહેજસાજ ગરમી તે. (૪) કોઇ પણ જાતની અસરનો સહેજસાજ આવિર્ભાવ તે.

**ઝળકો**, પુ. ઓપ; ચળક; ચકચકિતપણું. ક્રિ. પ્ર. ઝળકો આણવો=ઓપ ચઢાવવો.

**ઝળઝળ**, અ. ઝાળપર ઝાળ નીકળતી હોય તેમ. (૨) વિ. જ્વાળાએ બળતું. (૩) તેજ મારતુ; ચકચકિત.

**ઝળઝળાટ**, પુ. જ્વાળાનો ભભુકો; મોટી જ્વાળાઓનો પુષ્કળ પ્રકાશ તે. (૩) વિ. ખૂબ પ્રકાશ આપતું. (૨) ઝગઝગાટ; ચળકાટ; ઝળહળાટ.

**ઝળઝળિયાં**, ન. આંખમાં પાણી ભરાઈ આવવું તે; આછા આસુ.

**ઝળઝળિયું**, ન સુરજ ઉગતા પહેલાં

અને આથમ્યા પછી જે થોડો થોડો પ્રકાશ હોય છે તે સમય.

**ઝળઝળું**, ન. ઝળઝળિયું; સુરજ ઉગતા પહેલાં થતું અને આથમ્યા પછી રહેતું જે ઝાંખુ અજવાળું તે.

**ઝળવું**, ક્રિ. [ सं. ज्वल् ] જળવું; બળવું; જ્વાળાથી દઝાવું

**ઝળહળવું**, ક્રિ. અ. [सं. ज्वल् ] ખૂબ પ્રકાશ આપવો; અજવાળું થઈ રહે તેમ બળવું.

**ઝળળળ**, અ એકદમ ઝળકારો થવો તે.

**ઝળામણ**, ન. ઝાળવાની મજુરી તે. (૨) જે વસ્તુથી ઝળાય છે તે; ઝાળણ

**ઝળામણી**, સ્ત્રી. ઝળામણ. (૨) ઝાળવાની જે ક્રિયા તે.

**ઝળાવવું**, ક્રિ. પ્રે. ધાતુના પાત્રને સંધાવવું, રાચ મુકાવવી; ઝાળણ કરાવવું

**ઝળાંઝળાં**, અ. ઝળહળ થઇ રહેવું તે; ખૂબ પ્રકાશ પડવો તે; અજવાળું અજવાળું થઈ રહેવું તે; ઘણો ઝળહળાટ.

**ઝળેળો**, પુ. [ सं. ज्वलन् ] જ્વાળા લાગવાથી ચામડી ઉપર ફોલ્લો થઈ આવવો તે. (૨) ઉગ્ર ઔષધોપચારથી પાણી ઉભરાઈને ચામડીનું ઉપસી આવવું તે.

**ઝંકાર**, પુ. [ सं. ] ઝણઝણ થવું તે; ઘુઘરીનો રણકાર. (૨) નાનાં પંખેરૂની પાંખથી હવામાં થતો જે ઝીણો અવાજ તે; ગણગણાટ. [ ઝંકાર.

**ઝંકૃતિ**, સ્ત્રી. ઝંકાર થઈ રહેવો તે;

**ઝંખના**, સ્ત્રી. (ઝાંખવું=દર્શન કરવાં.) અતિ પ્રિય જનને મળવા અથવા જોવાની મનમાં જે ઉત્કટ અભિલાષા તે. (૨) કોઈ પણ વાત અથવા વસ્તુનું વારંવાર રહી રહીને સ્મરણ થયા કરવું તે. (૩) ફિકર; કાળજી; વ્યગ્રતા; ચિત્તોદ્વેગ (૪) કોઈ વિષય કે વાતનો સ્વપ્નાદિકમાં ભાસ થયા કરવો તે. (૫) રટન; તાલાવેલી.

**ઝંખવાણું**, વિ. ભોઠું પડી ગયેલું; શરમિંદુ; ખશિયાણું; ઝાંખું; મંદ; ખિન્ન.

**ઝખવાવું**, ક્રિ. અ. તેજની સામે આંખનું મિચાઇ જવું; મંદ પડી જવું. (૨) શરમને લીધે મોઢું ઉતરી જવું.

**ઝંખવું**, ક્રિ. સ. જોવાને કે મળવાને આતુર રહેવું; વારંવાર સ્મરણ કર્યા કરવું; તલસવું, ઝંખના કર્યા કરવી. (૨) રટવું; યાદ કર્યા કરવું; તલસવું; આતુર રહેવું; વ્યગ્ર રહ્યા કરવું.

**ઝંખાઇજવું**, ક્રિ. ઝાંખા પડી જવું; નહિ દેખાવું; આંખનું મિચાઇ જવું. (૨) શરમિંદા પડી જવું. (૩) અંજાઈ જવું; સામાના પ્રતાપમાં લેવાઈ જવું.

**ઝંખાણું**, વિ. ઝંખવાણું; ઝાંખું પડેલું; શરમિંદુ; ખશિયાણું. ક્રિ. પ્ર. ઝંખાણું પડવું=ખોટા પડી શરમાઇ જવા જેવા થવું તે.

**ઝંઝણાટ**, પુ. તંગ તાર તરછોડાવાથી નીકળતો જે અવાજ તે; ઝણઝણાટ. (૨) અણગમાનો બડબડાટ.

**ઝંઝા**, સ્ત્રી. ખાલી આકાશમાં પવન-

ના સુસવાટથી જે અવાજ થાય તે; (૨) ફરફર.

**ઝંઝાવાત,** પુ. બહુ જોરથી વાતો જે પવન તે; વંટોળિયો; તોફાની પવન; પ્રચંડ વાયુ; વંટોળિયા સાથે વરસાદનું પડવું તે. (૨) સુકા દેશોમાં ધૂળના વરસાદ સાથે જે ભારે વંટોળિયા ચઢે છે તે.

**ઝંઝેટો,** પુ. એક જાતનો ઓસડમાં વપરાતો છોડ; અંઘેડો.

**ઝંઝેડવું,** ક્રિ. સ. ફળ-પુષ્પ વગેરે ગરી પડે એમ હલાવવું; જોરથી ખંખેરવું. (૨) તરછોડી નાખવું; સખત ઝાટકણી કાઢવી; ખૂબ ઠપકો દેવો.

**ઝંડાઝુલણ,** જુ. ઝંદો.

**ઝંડિયો,** વિ. મોટું; ખૂબ ઉંચું, પહોળું ને ભયંકર એવું.

**ઝંડો,** પુ ઝુંડો; ધ્વજાદંડ. (૨) લઠ.

**ઝંદ,** સ્ત્રી. ઇરાનીઓની પ્રાચીન ભાષા (જેમાં ઇરાનીઓના 'અવસ્તા' વગેરે ધર્મપુસ્તકો લખાયેલાં છે.) [ધર્મપુસ્તક.

**ઝંદાવ·તા,** સ્ત્રી. પારસીઓનું મુખ્ય

**ઝંપક,** પુ. ગાયનમાં એક તાલ.

**ઝંપલાવવું,** ક્રિ. અ. યા હોમ કરીને પડવું; સાહસ કરવું; સાહસિક કામકાજમાં પોતે પોતાને નાખવું; કૂદી પડવું.

**ઝંપલાવું,** ક્રિ. અ. યા હોમ કરીને કૂદી પડવું; ધસવું. (૨) બળતામાં પેસવું; ઝડપાવું; દઝાવું.

**ઝંપાપાત,** પુ. [ સં. ] યા હોમ કરીને કૂદી પડવું તે; જોયા વિચાર્યા વગર પડતું મૂકવું તે. રૂ. પ્ર. ઝંપાપાત કરવો=અગ્નિમાં પડીને બળી મરવું; ઉંચેથી પડતું મૂકવું; મોટા જોખમકારક સાહસમાં પડવું. [માન;ઉજ્જવળ;સાફસુફ;ચકચકિત.

**ઝાકઝમાળ,** વિ. ઝગઝગાટ; દેદીપ્ય.

**ઝાકડું,** ન. ઝાંખો દિવસ; વરસાદ અને ખૂબ શરદીવાળો સમય તે.

**ઝાકમઝોળ,** સ્ત્રી. આનંદનો ઉભરો; પુષ્કળતાને લીધે થયેલી જે આનંદકારક મનસ્તૃપ્તિ તે. [ ટીનો પાટીઓ.

**ઝાકરિયો,** પુ. પહોળા મોનો મા-

**ઝાકળ,** ન. દિવસે ગરમ થઈ થોડે ઉંચે ચડેલી જે હવા રાતે નીચેની હવાના સંયોગથી ભીની થઈ ઠંડી સપાટી ઉપર ઝીણા જળકણ રૂપે ઠરી જાય છે તે; તુષાર; ઠાર; ઓસ. રૂ. પ્ર. ઝાકળ ઉડાવવું=સુસ્તી કાઢી નાખવી ઝાકળભર્યું=તાજું.

**ઝાકળિયું,** વિ. ઝાકળવાળું; ઝાકળ ભરેલું. (૨) ચાસિયું; ઝાકળથી પાકતું.

**ઝાકળી,** વિ. ઝાકળ વરસાવનારો (વાયુ).

**ઝાઝ,** પુ. નાવિક; ખલાસી; વહાણવટી.

**ઝાઝુ,** વિ. બહુ; ઘણું; પુષ્કળ. કહે૦ ઝાઝી સૂયાણીએ વેતર વંઠે=ઘણી સુયાણીથી કામ બગડે છે. ઝાઝાં મળ્યાં ને ખાવા ટળ્યાં=ઘણાંને લીધે કામકાજની વ્યવસ્થા રહેતી નથી ઝાઝા હાથ રળિયામણા=સમુદાયના બળથી મોટાંકામ થાય.

**ઝાઝેરૂં,** વિ. ઝાઝું; ઘણું; વધારે પડતું; પુષ્કળ. ( કવિતામાં )

**ઝાટકણુ**, ન. અનાજ વગેરે ઝાડકતાં નીકળેલો કચરોઃ ફોફાં; ફોતરાં.

**ઝાટકણી**, સ્ત્રી. ઝાડકવું તે. (૨) સખત ઠપકો દેવો તે. (૩) ઝડકામણ.

**ઝાટકવું**, ક્રિ. સ. ઝાડકવું; અનાજ વગેરેને સુપડામાં નાખી સોવું; ઉપણવું (૨) ઝપટ મારીને ઉડાડવું; ખંખેરવું; ઝાટકવું (૩) હવામા જોરથી તરછોડવુ (૪) ઝાટકી નાખવું; ઠપકો આપવો.

**ઝાટકો**, પુ. ઝાપટ ઉછાળીને ઉડાડી મૂકવું તે (૨) રહી રહીને ન સહન થાય એવી તીવ્ર વેદના થઈ આવે છે તે. (૩) મગજ ઉપર જે તીવ્ર અસર થવી તે; જ્ઞાનતંતુઓને જે એકદમ આચકાભેર દુઃખ થઇ આવવું તે. (૪) કઠણ વચનથી મનમાં જે તીવ્ર અસર થાય છે તે; ચાટકો; રોષ. (૫) આઘાત; ઝટકો; ઘા

**ઝાડ**, ન. [सं. झाट] જમીનમાં ઉંડા મૂળ નાખી ઉંચી વધતી જે મોટી વનસ્પતિ તે; વૃક્ષ; તરૂ. (ઘણું કરીને પંદર વિશ હાથથી ઉંચાં ને લાંબો વખત જીવે એવાંની ઝાડમા ગણના થાય છે બહુ ઉંચા નહિ અને ઘણાં વર્ષ જીવે પણ નહિ એવાં તે છોડ ગણાય છે ) (૨) ઝાડ જેવી લાગે એવી બનાવટ; ડાળાં પાખડાંવાળી કોઈ પણ આકૃાત જેમકેઃ-રોશની કરવાના ઝાડ; પેઢી ઝાડ ક્રિ. પ્ર. દુઃખનાં ઝાડ ઉગવાં =બહુ દુઃખ પડવું. ઝાડ થવું=જનાવરનું પાછલા પગ ઉપર ઉભા થવુ.

**ઝાડકઝુડક**, ન. ઝાડકવું ને ઝાપટવું વગેરે તે; સાફસુફ (દાણા વગેરેને) કરવુ. (૨) ઘરબાર અને સરસામાનને વાળી ઝાપટીને સાફ કરવો તે.

**ઝાડકણુ**, ન. જુ. ઝાટકણુ.

**ઝાડકવું**, ક્રિ. સ. સુપડાવતે સોઇને સાફ કરવું; ઝાટકવું. [જે ક્રિયા તે.

**ઝાડકો**, પુ ઝાટકવું તે; ઝાડકવાની

**ઝાડઝુડ**, સ્ત્રી. ઝાડવું અને ઝુડવું તે; સાવરણીથી વાળીને તથા લુગડાના કકડાથી ઝાપટીને સાફસુફ કરવું તે; સાફસુફ. ક્રિ પ્ર. ઝાડઝુડ કરવી=સાફસુફ કરવી

**ઝાડપાન**, ન મોટા ઝાડ, છોડવા તથા વેલા વગેરે જે વનસ્પતિ તે;ઉદ્ભિજ્જ.

**ઝાડપાલો**, પુ. મોટાં ઝાડ અને નાના પલ્લવવાળી બીજી બધી વનસ્પતિ તે; ઝાડપાન

**ઝાડપિપળી**, સ્ત્રી ઝાડ ઉપર ઝટ ચઢવા ઉતરવા ને કૂદી પડવાની એક રમત.

**ઝાડબીડ**, ન ઝાડ અને ઘાસ જ્યાં પુષ્કળ ઉગેલાં હોય તે (૨) ઝાડ અને બીજી જંગલી વનસ્પતિ-ઘાસ વગેરે તે.

**ઝાડવું**, ન નાનું ઝાડ.

**ઝાડવું**, ક્રિ. સ. ઝાડુથી વાળવું; કચરો કાઢવો; સાફ કરવું. (૨) ઝાપટવું; ખંખેરવું (૩) સખત ઠપકો આપવો; ઝાટકી નાંખવું. (૪) મંત્ર ભણી ભણીને ઉંજણી નાખવી. વહેમ વગેરે ઉતારી નાખવા (૫) જેમ કહેવું હોય તેમ છુટે મોએ-સંકોચ રાખ્યા વગર-કહેવું.

**ઝાડી,** સ્ત્રી. ઝાડ, વેલા, ઘાસ વગેરેનો જે ભરાવો તે. (૨) જંગલ; વન; જ્યાં ખીચોખીચ વનસ્પતિ ઉગીને એક બીજા સાથે ગુંચવાઈ ગઈ હોય એવું સ્થળ

**ઝાડુ,** ન. [ फा. ] સાવરણી. (૨) વાળવા—ઝાડવાથી નીકળી જાય એવું જે તે; કચરો; પુંજો. ક્રિ. પ્ર. ઝાડુ કાઢવુ=વાળવું; સાફ કરવું. ઝાડુ મારવુ=પાધું પાડવું ને ઠપકો આપવો. ઝાડુ પડવું=ઠપકો મળવો.

**ઝાડો,** પુ પ્રાણીઓએ ખાધેલા ખોરાકનો જે અવશેષ ગુદા વાટે બહાર નીકળે છે તે, ગૂ; મળ; દસ્ત; વિષ્ટા; નરક (૨) છાણ; હગાર. ક્રિ પ્ર. ઝાડો આવવો=મળ બહાર નીકળવો. ઝાડે ફરવું=હગવુ ઝાડે જવું=હગવા જવું. ઝાડો થઈ જવો=પેટ છૂટી જવું.(૨) બહુજ ડરી જવું. ઝાડો લેવો=ખોવાયેલી વસ્તુને માટે શકવાળા માણસની તપાસ લેવી; ચોકશી કરવી.

**ઝાતકાર,** (ઝાત્કાર), વિ ઝણઝણાટ ઉત્પન્ન કરે એવું; આચકો આણે એવું; જાગ્રત; હોશિયાર (૨) શરીરમાં ગરમીની ઝણઝણી ઉત્પન્ન કરે એવું; ચકચકિત. (૪) પુ. ચમત્કાર; તેજી; જાગર્તિ; ઝણત્કાર.

**ઝાપટ,** સ્ત્રી. ઝપટાવું તે; અથડાવું તે; ઝપાટો; ફટકો; લપડાક; થાપટ; અડફટ. (૨) છાળ.

**ઝાપટવું,** ક્રિ. સ. ઝાપટ મારવી તે; ઝુડવુ; ખંખેરવું; સાફ કરવું (૨) ફટકાવવુ; ઝાપટો મારવી (૩) ધમકાવી નાખવું. (૪) ખૂબ ખાવુ.

**ઝાપટિયો,** પુ ઝાપટ મારનારો; ફટકાવનારો; ઝાપટ મારી મારીને ભીડ ઓછી કરનારો વૈષ્ણવમંદિરોનો એક નોકર.

**ઝાપટું,** ન. વરસાદનું ઝપાટાબંધ થોડો વખત પડવું તે; સરવડુ; આંતરો લઈ લઈને જે વરસાદ પડે છે તે.

**ઝાબો,** પુ ચામડાની નાળચાવાળી ઝારી.

**ઝામ,** સ્ત્રી. ઝુમ; લગભગપણુ, અમુક વર્ષ નજીકની વેળા

**ઝામર,** પુ એક રોગ; નજલો. (ઝામરનો રોગ પ્રથમ માથાની નસોમાં ઉત્પન્ન થાય છે અને પછી તે વાળ ઉપર, કાન ઉપર કે આંખ ઉપર ઉતરે છે.)

**ઝામરઝોળ,** વિ ડગમગતુ; પડું પડું થઈ રહેલું; ડામાડોળ (૨) પુ ડોળ; આડંબર; ખોટો દેખાવ

**ઝામરી,** સ્ત્રી ચામડી ઉપર ફોલ્લીઓ ફૂટી નીકળવાનો ઝેરી રોગ. (એ ફોલ્લીની અંદર જળ મિશ્રિત પરૂ હોય છે. એ ફૂટી જતાં લાલ ઘારૂં પડે છે ને તેને રૂઝાતાં બહુ વાર લાગે છે. નાની ફોલ્લીઓવાળા રોગને ઝામરી ને મોટા ફોલ્લાવાળા ઉગ્ર રોગને ઝામરો કહેવાય છે.)

**ઝામરો,** પુ. શરીર ઉપર મોટા ઘોળા

પાણી ભરેલા ફોલ્લા ફૂટી નીકળે છે તે.

**ઝમોરો,** સ્ત્રી. ઝાડની છેક છેલ્લી કુણી—નાજુક ડાળીઓ.

**ઝાર,** પુ. રૂશિયાનો શહેનશાહ (ઝરીના=રૂશિયાની શહેનશાહબાનુ.)

**ઝારપટોળાં,** (જુહારપટોળાં), બે-સતા વર્ષનો—કારતક સુદ ૧ નો દિવસ; એ દિવસનો ઉત્સવ. એ દિવસે વડીલોને જુહાર કરવામા આવે છે, અને વડીલો તેમને ભેટ આપે છે.

**ઝારવું,** ક્રિ. સ. [ **સં. क्षाल्** ] ઊનું પાણી રેડીને શેકવું. ઊના પાણીની ધારથી ધોવું. (૨) ઝારાનાં કાણાંમાથી પાડવું, ટપકાવવું. (૩) ધાતુપાત્રને સાંધવું; રેણ દેવું; રાય મૂકવી. (૪) ઝાડનાં ડાળાપાખડા કાપી નાખવા; ખાંપવું;સોરવું.

**ઝારી,** સ્ત્રી નાળચાવાળો લોટો (૨) (૨) કાણા કાણાંવાળો તવેથો; નાનો ઝારો

**ઝારૂં,** ન. મોટુ ડાળુ (૨) ટોળું; ધાડું.

**ઝારો,** પુ. તાવડામાથી તળાયેલી વસ્તુ કાઢવાનું કાણાં કાણાંવાળું રસોઇ-યાનું ઓજાર. (૨) ઝાડને પાણી સિંચ-વાનું નાળચા ઉપર નાનાં કાણા કાણાં-વાળું સાધન. (૩) તંબુરાના તાર નીચે ઘોડી ઉપર જે ગાભો મૂકવામાં આવે છે તે. (૪)'ખરજ' સૂર નીકળે છે તે તાર.

**ઝારોળા,** પુ. બ્રાહ્મણ વાણિયાની એક નાતનું નામ. [ કર્ણફૂલ; લોળિયું.

**ઝાલ,** સ્ત્રી. કાનનું એક જડાવ ઘરેણું;

**ઝાલક,** સ્ત્રી. પ્રવાહીનું બહાર ઉછળી પડવું તે; છોળ; છાલક. રૂ. પ્ર ઝાપે ઝાલકો મારવા—ખૂબ ખર્ચ કરવું.

**ઝાલણ,** ન રેણ; રાય. (૨) ઝાળવું તે; સાંધો પૂરવો તે. (૩) જે-નાથી વસ્તુ ઝિલાય તે; મોભ; પાટડી

**ઝાલર,** પુ. લાંબું ને ચપટું એક દ્વિદલ ધાન્ય. વાલ. (૨) માછલાં વગેરેનો શ્વાસ લેવાનો અવયવ.

**ઝાલર,** સ્ત્રી. કિનારી; બાંધેલી કોર; ઝૂલ. (૨) કાસાનું ગોળ ચકટું (ઘડિયાળ),

**ઝાલરી,** સ્ત્રી. નાની ઝાલર.

**ઝાલવું,** ક્રિ સ. પકડવું; ધરવું; રોકવું રૂ. પ્ર. હાથ ઝાલવો=સંભાળમાં લેવું. (૨) પરણવું.

**ઝાલા,** પુ. રજપૂતની એક જાત. (ઝાલી=ઝાલા રજપૂતની દીકરી.)

**ઝાલાવાડ,** પુ ઝાલા રજપૂતોનો પ્રાંત. (૨) જ્યા ઝાલાઓ રહેતા હતા તે પ્રદેશ, કાઠિયાવાડમાનો એક પ્રદેશ. ઝાલાવાડી=ઝાલાવાડનું. (૩) રજપૂતસ્તાન-માં આવેલું એક દેશી રાજ્ય. (તેના રાજકર્તા ઝાલા રજપૂત છે. તે રાજ્યનું મુખ્ય શહેર ઝાલરાપાટણ છે.)

**ઝાલાં,** ન. જહાલ હુકમો; ચાઢિયાં; મેણાં, ટોણા.

**ઝાવસોઈ,** જુ. ઝાબસોઈ.

**ઝાવળી,** સ્ત્રી. નાળિએરી અને ખજુ-

રીની સુકી ડાળીઓ તે. (૨) પાંદડાની ગુંથેલી સાદડીઓ વગેરે

**ઝાવાં**, ન. પાણીમાં બૂડતું માણસ જે ફાંફાં મારે છે તે; આધાર માટે વલખાં મારવાં તે, તડફડિયાં; વલખાં.

**ઝાળ**, સ્ત્રી. [ **सं. ज्वाला** ] ભડકો; કોઇ પદાર્થમાંથી નીકળેલા વાયુનું ભડકાભેર હવામાં બળવું તે; જ્વાળા; શિખા. (૨) બળતા દેવતાની દૂરથી લાગતી ગરમી (૩) મન ઉપર એકદમ આકરી અસર થવી તે. (૪) જાળ

**ઝાળણ**, ન ઝાળવું તે; ઝાળવાની જે ક્રિયા તે. (૨) જેણે કરીને ઝળાય તે; રેણ; રાય. (૩) ઢાંકપિછોડો; થાગડથીગડ.

**ઝાળવું**, ક્રિ. સ. ધાતુપાત્રની તરડ જોડી નાંખવી તે; ધાતુની બે સપાટીઓ વચ્ચે રેણ મૂકીને ગરમ કરેલા ઓજારે તેને જોડવી (૨) બાળવું; બળે એમ કરવું.

**ઝાંખ**, સ્ત્રી. ઝાંખું, માલિન્ય; અસ્પષ્ટતા. (૨) ઝાંખું દેખાવું તે; વ્યવધાન; છારી. (૩) છાયા; આભાસ. ક્રિ. પ્ર. ઝાંખ આવવી=આંખે ઝાંખું દેખાવા માંડવું. (૪) મંદતા; નિસ્તેજતા. (૫) લાંછન; બટ્ટો; ડાઘ.

**ઝાંખટું**, ન. ઝાંખા જેવું જે તે; ઝાંખો-નિસ્તેજ દેખાવ લાગે તે.

**ઝાંખરૂં**, ન. કાંટાવાળી લીલી સુકી ડાળી; બાવળ બોરડી વગેરેનું ખૂબ કાંટાવાળું સુકું ઝરડું. (૨) કાંટાવાળાં નાનાં નાનાં ઝાડવાં તે. (૩) તુચ્છ, નમાલી વસ્તુ. (૪) વળગ્યું છૂટે નહિ એવું જે તે; લફરૂં ક્રિ. પ્ર. ઝાંખરૂ ઝીટવું=જેમ તેમ કરીને દૂર કરવું. ઝાંખરૂં વળગાડવું=લફરૂં લગાડવું.

**ઝાંખવું**, ક્રિ. સ. ઝીણી આંખ કરી તાકી તાકીને જોવું; ભાવપૂર્વક જોવું.

**ઝાંખાશ**, સ્ત્રી. ઝાંખાપણું; મલિનતા; મંદતા.

**ઝાંખી**, સ્ત્રી. દર્શન કરવું તે; ભાવથી જોવું તે ક્રિ. પ્ર. ઝાંખીને જોવું=ટીકી ટીકીને જોવું.

**ઝાંખું**, વિ. નિસ્તેજ; મલિન; ચકચકતું ન હોય એવું (૨) બરાબર સ્પષ્ટ નહિ એવું; આછું. (૩) શરમિંદુ, અંજાઇ ગયેલું એવું. ક્રિ. પ્ર. ઝાંખું પાડવું=શરમાવી નાખવું ઝાખું પડવું=તેજ કે સફાઈ જતી રહેવી.

**ઝાંઝ**, સ્ત્રી. કાંસીજોડાં; કાંસાની કે ધાતુના પત્રાની ટીકડીઓ જડેલી લાકડીની જોડીનું એક વાદ્ય. (૨) ગુસ્સો; રીસ.

**ઝાંઝ**, સ્ત્રી. [ **सं. झंझा** ] ક્રોધનું ધુંધવાઇ જવું તે; ગુસ્સાનો આવેશ ચઢવો તે; ખીજવાટ. ક્રિ. પ્ર. ઝાંઝ ચઢવી =એકદમ ઉશ્કેરાઈ જવું.

**ઝાંઝર**, ન. [ **सं. झर्झरम्** ] સ્ત્રીઓને પગે પહેરવાનું ઝીણી ઝીણી

ઘુઘરીઓવાળું રૂપાનું એક ઘરેણું; નૂપુર (૨) સીસાની ગોળીઓ ભરેલી પીતળની પોલી કલ્લી. (એ ગાયને પગે પહેરાવવામાં આવે છે) ક્રિ. પ્ર. ઝાંઝર પહેરવાં=નાચનારીનો વેશ લેવો. (૨)કેદી થવું.

**ઝાંઝરિયાં,** ન. ઝાઝરની જોડી તે. (૨) જંજીર; બેડીની સાંકળ (૩) ઝમઝમ અવાજ કરે એવી પતરાના કકડા જડેલી માફામાંની રચના; ખણખણિયાં.

**ઝાંઝરિયું,** ન. કેડે પહેરવાનો એક દાગીનો. (૨) ઝાઝરિયાંની જોડમાંનું એકાદ ઝાંઝર તે. (૩) વિ. ઝાળામાળા

**ઝાંઝરી,** સ્ત્રી. ખણખણ થાય એવું એક ઘરેણું; નાના બાળકનું ઝાંઝર (૨) લાકડીએ બાંધેલી ઘુઘરીઓ; વાળી;કડીઓ.

**ઝાંઝવાં,** ન. [ **सं. झंझा** ] ખારવાળી-સુકી રેતાળ સપાટ ભોંયવાળા મેદાનમાં તડકી વખતે દૂરથી જે પાણી ભરેલું હોય એવું દેખાય છે તે; મૃગજળ. (૨) આંખમાં આછું પાણી ભરાઈ જવું તે (૩) અંધારા; રાતાં પીળા દેખાવાં તે; દૃષ્ટિ આગળ કુંડાળાં વળતાં હોય એવું દેખાવું તે.

**ઝાંઝી,** વિ. જેને એકદમ ઝાંઝ ચડી જતી હોય એવું; તીખું; આકળું.

**ઝાંપ,** સ્ત્રી. ઝાંખ. (૨) કાંઠલાવાળી જાળ, પારા. (૩) નાની છાબડી

**ઝાંપડી,** સ્ત્રી. ભંગડી; મલિન ભૂત. (૨) એક મારણ પ્રયોગ કરવાની ક્રિયા. ક્રિ. પ્ર. ઝાંપડી મૂકવી=મેલડી મૂકવી.

**ઝાંપડો,** પુ. ભંગિયો. (૨) ભૂત થયેલો ભંગિયો

**ઝાંપલી,** સ્ત્રી. વંડી કે વાડનું ઝરડાંનું બારણું; ઝાંપાનું ઢાકણુ તે ઝાપલી.

**ઝાંપી,** સ્ત્રી. ઘાસ કે ખજુરીની પાતરીનો વાટવો; ઘાસનો ગુંથેલો નાનો કરંડિયો.

**ઝાંપો,** પુ ગામ, શેરી કે વાડામાથી બહાર નીકળવાનો રસ્તો; મોટું છીંડું (૨) વાડમાના મોટા છીંડાનું બારણું. (૩) ગામની ભાગોળ; પાદર, ચકલું (૪) આગણું. રૂ. પ્ર. ઝાંપે નોતરાં=ગામનાં સર્વેને નોતરાં. ક્રિ પ્ર. ઝાંપો ઝૂડવો= એકની એક વાત લંબાવીને મોટી કરવી.

**ઝાંય,** સ્ત્રી પ્રતિબિંબ, પડછાયો. (૨) ઝબક; તેજ.

**ઝિકાળવો,** પુ. ઇટોનો ભૂકો; છાર.

**ઝિણાશ,** સ્ત્રી. બારીકી; ઝીણાપણું. (૨) દોઢડહાપણ

**ઝિયાણું,** ન પ્રથમ પ્રસવ પછીનું [ આણું.

**ઝિરાયણું,** ન. પહેલા પ્રસવ પછીનું આણું તે. (૨) સ્ત્રીઓ પહેલા ખોળાનું બાળક લઈને સાસરે જતાં જે પોતાના પિયેરથી કરીઆવર લઈ જાય છે તે.

**ઝિલાણું,** ન. સુપડાથી પાણી ઝીલવાની જે ગોઠવણુ તે; ઉલેચીને ઉસરડવું તે. (૨) ઝિરાયણું; પ્રસવ પછીનું આણું.

**ઝિલ્લી,** સ્ત્રી. તીણો અવાજ કાઢનારાં જીવડાંની એક જાતિ; તમરાં

**ઝિંઝોટી,** સ્ત્રી. એક રાગિણી.

**ઝિંઝરટો,** પુ. એક ઔષધિ.

**ઝિંઝવો,** પુ. ઘાસની એક જાતિ.

**ઝિંઝી,** સ્ત્રી. જેને ગોળ જોડિયા પાન થાય છે એવું એક ઝાડ; આસોદરો.

**ઝિંટ,** સ્ત્રી પીડા; લફરૂ; વળગણ; પૂંછડું.

**ઝિંટવું,** ક્રિ. સ. ઝરડાને વળગાડવાં તે; અઝાડવું; ચોટાડવું. (૨) ખડકવું; ઢગલો કરવો.

**ઝિંટું,** ન. જુઓ ઝિંટ

**ઝીક,** સ્ત્રી. ઝીકવું-પછાડવું તે (૨) સોના રૂપાના ઝીણા ઓપદાર તારની ગુંથણીનો કસબ. (૩) ઝીકના કસબનું ભરત તે. (૪) હાર; પરાજય

**ઝીકણું,** ન ઝીકવું તે; હારી જવું તે; પરાજય પામવું. (૨) રકુ કરવું તે.

**ઝીકવું,** ક્રિ. સ. ઉચકીને જોરથી નીચે નાખવું-અફાળવું. (૨) હોમવું; નાખવું; રેડવું; સંડોવવું. (૩) માર મારીને નીચે પાડી દેવું; હરાવવું.

**ઝીણ,** સ્ત્રી. કેરીની ગોટલીના પાતળા પડ ઉપર રૂવાં સાથે કઠણાશ આવવી તે; જાળીદાર પડ બંધાવું તે. (૨) ઝીણા ઝીણા તંતુઓની પાકટ જાળ બંધાવા માંડવી તે.

**ઝીણકું,** વિ. નાનું; ઘણું નાનું.

**ઝીણપણ,** ન. બારીકીથી-સૂક્ષ્મતાથી કામ કરવાપણું તે; વિચાર અને ધીરજથી ઉંડા ઉતરીને કામ કરવું તે. ડહાપણ; ચતુરાઈ

**ઝીણવટ,** સ્ત્રી ઝિણાશ; બારીકી. (૨) ચતુરાઈ; ડહાપણ. (૩) ચીકણાપણું; દોઢડહાપણ.

**ઝીણું,** વિ. [सं क्षीण ] બારીક; બહુજ નાના કણ હોય એવું. (૨) પાતળું; આછું; નાજુક તારનું; મુલાયમ. (૩) તીણી ધારવાળું; અણીદાર (૪) નાનું; ઠિંગણું. (૫) ધીરૂ; હળવું. (૬) બહુ સંભાળથી કરવા જેવું; કારીગરીનું. (૭) ચતુર; ઠરેલ; વિચારીને કામ કરે એવું. (૮) નકશી-કોતરણીનું; ગુંચનું; કરકસરથી કામ લેવું તે. કહે૦ ઝીણો પણ રાઇનો દાણો=નાનું પણ તેજદાર. ઝીણું જાડું=સારૂં ખોટું. (૯) આડું; વાકું; કટાક્ષભરેલું; મોહભર્યું

**ઝીપટો,** પુ. એક છોડ; જેઠીમધ.

**ઝીપવું,** ક્રિ. સ. અદ્ધરથી ઝડપી લેવું; ઝીલવું.

**ઝીમી,** સ્ત્રી.સ્ત્રીઓને ઘાઘરાને બદલે પહેરવાનું એક જાતનું કાણું કપડું; જીમી.

**ઝીલ,** સ્ત્રી. એક રોપો. એના દાતણ થાય છે. કહે૦ દાતણ કરીએ ઝીલનું તો પાપ જાય દિલનું. (૨) સા[illegible] લણવાનું વાંસનું ઓજાર. (૨) તંબુરાના એક તાર. (૪) લાખેલી મોટી બરણી. (૫) ઉંડા પાણીની જગો. (૬) છોળ; છાલક.

**ઝીલવું**, ક્રિ. સ. સામેથી આવતી વસ્તુને અદ્ધર-હવામાંથી પકડી લેવી; નીચે પડતા પહેલાં કોઇ વસ્તુને ઉપાડી લેવી. (૨) એક જણનું બોલવું બીજાએ ઉપાડી લેવું. (૩) ખમવું; માથે લઈ લેવું. (૪) માણવું; ભોગવવું (૫) પાણીમાં રમવું; જળક્રીડા કરવી. (૬) કબુલ રાખવું.

**ઝીલું**, ન. નીચેને ઠેકાણેથી ઉંચી જગાએ પાણી લઇ જવાની એક રચના તે. ક્રિ. પ્ર. ઝીલું જોડવું=પ્રવાહી-ઢીલો ખોરાક ઝપાટાબંધ ખાવો.

**ઝીલો**, પુ. મોટી લાંબેલી બરણી.

**ઝુકવું**, જુ. ઝૂકવું.

**ઝુકારવું**, ક્રિ. સ ઝૂકે-નમે એમ કરવું; નમાવવું; ઊંટને બેસાડવું.

**ઝુકાવડો**, પુ. ઝોકાવતા રહેવાની વૃત્તિ તે; મચ્યા રહેવાપણું.

**ઝુકાવવું**, ક્રિ. સ. ઝુકે એમ કરવું; નમાવવું. (૨) લબડાવવું; લટકી પડે એમ કરવું. (૩) ક્રિ. અ. ચા હોમ કરીને પડવું; સાહસ કરવું. [ વવું; થકવવું.

**ઝુઝાવવું**, ક્રિ. સ. લડાવવું; હંફા-

**ઝુડિયું**, ન. નહિ સોરેલી ડાળી; નહિ છોલેલી-ખાંપેલી-જેવી ને તેવી ઝાડની ડાળી; ઝુડાય એવી ચીજ; ઝૂડવાની લાકડી. રૂ. પ્ર. ઝુડિયાં પડવાં=ખાસડાં પડવાં.

**ઝુડિયો**, પુ. ઢુંડાં ઝૂડવાનું બુધું; જાડી લાકડી; દાંડિયો

**ઝુડો**, પુ. અંબોડામાં ઘાલવાનો વાળનો જત્થો; રેશમ અથવા સુતરના તાંતણાનો જત્થો; જુડો; ઝુમખો.

**ઝુણઝુણ**, અ એવો થતો અવાજ.

**ઝુપકી**, સ્ત્રી. ડોલુ; ઝોકુ.

**ઝુમખડાં**, ન. તુરિયા ને કુકરપાડાની જાતનાં વેલા ઉપર થતા શાકફળ. (ઝુમખાબંધ થતાં હોવાથી આ ફળને બહુ વચનમાં ઝુમખડાં કહેવામાં આવે છે.)

**ઝુમખડું**, ન. ઝુમખું; જત્થો; ટોળું.

**ઝુમખું**, ન. એકજ જાતની ઘણી વસ્તુઓનો જે સમૂહ તે; જૂથ; જત્થો; ટોળુ; સમુદાય.

**ઝુમખો**, પુ જુડો; સમૂહ; ઝુમખું.

**ઝુમણું**, ન જત્થાને ભારે ઝૂમી પડતું એક ઘરેણું; ઝૂલતો રહે એવો અલંકાર.

**ઝુમ્મર**, ન. સાથે સાથે ઘણા દીવા કરાય અને એક સાથે તે બધા ઝૂલતા રખાય એવી કાચ કે ધાતુની રચના તે; દીવાઓ કરવાનું ઝુલતું રહેતું ઝાડ. (૨) એક ઝુલતું રહે એવું ઘરેણું; મીરજાં.

**ઝુરણ**, ન. ઝુરવું તે; વલસવું તે; આતુરતામાં ચિંતા કર્યા કરવી તે; રડયા કરવું તે; વલોપાત.

**ઝુરાપો**, પુ. રાત્રિ દિવસ તલસ્યા કરવું તે; બળાપો; શોક; દુઃખ; વિલાપન. (૨) નાઉમેદી; નિસાસો. [ ઝળાવું

**ઝુલડી**, સ્ત્રી. બાળકને ઝુલતું રહે એવું

**ઝુલણહાર,** વિ. ઝુલામાં બેસી હિંચકા ખાનાર. ઝુલાવણહાર=ઝુલાવનાર. (૨) મોજ કરાવનાર. [ ગનો એક છંદ.

**ઝુલણાછંદ,** પુ. પરભાતિયાના રા-

**ઝુલણાં,** ન. હિંચકા; હિંચ. (૨) હિંદોળો; પારણું (૩) ડોરણા (૪) ઝુલાવવું તે; રમાડવું તે; લાડ; મોજ મરાવવી તે (૫) ઝુલતાં રહે એવાં ઘરેણાં.

**ઝુલણિયું,** વિ. ઝુલતું હોય એવું. (૨) મોજનું; લાડકોડનું (૩) ન. લટ-કણિયું; ઝુલતું રહે એવું ઘરેણું. (૪) મનમોજી; મોજીલું.

**ઝુલાવવું,** ક્રિ. સ. ઝુલે એમ કરવું; હિંચોળવું. (૨) લડાવવું; મોજ કરા-વવી; હુલાવવું.

**ઝુલો,** પુ. ઝુલાવી શકાય એવી બેસ-વાની એક રચના: હિંચકો. (૨) ડોળી. (૩) નુકસાન; ખાય. ક્રિ. પ્ર. ઝુલા ખાવા =હિંચકા ખાવા. (૨) અથડાયા કરવું.

**ઝુસ્તી,** સ્ત્રી. લડાઇ; ટંટો.

**ઝુંટ,** સ્ત્રી. એકદમ ધસીને ખુંચવી લેવું તે; ઝડપ મારીને ખેંચી લેવું તે. ક્રિ. પ્ર. ઝુંટ મારવી=ઝપટ મારવી.

**ઝુંઝાર,** પુ. મોટી લડાઇનો હંગામ; મોટી લડાઇ. (૨) લડવૈયો; યોદ્ધો; લડ-વાની ઇચ્છાવાળો.

**ઝુંટવું,** ક્રિ. સ. ઝપટ મારીને લઈ લેવું; જોર કરીને ખેંચી લેવું; આંચકી લેવું.

**ઝુંટાઝુંટ,** સ્ત્રી. એક બીજાની પાસેથી ઝુંટી લેવું તે; સામે સામે ઝુંટ ચલા-વવી તે; લુંટાલુંટ; ખેંચાખેંચ.

**ઝુંટાવવું,** ક્રિ. સ. ઝુંટ મારીને લઈ લેવું; પડાવી લેવું; આંચકી લેવું.

**ઝુંડ,** [ સં. યૂથ ] ટોળું; સમુ-દાય; જત્થો; સમૂહ.

**ઝુંડો,** પુ. [ સં. યૂથ ] ધજા-વાળો ઉંચો વાસડો તે; નિશાન; ધ્વજા; ધર્મરાજ્ય કે બળનું ઓળખાણ આપે એવા ચિહ્નવાળી જે ધ્વજા તે; વાવટો. ક્રિ. પ્ર ઝુંડો ઉપાડવો=કોઈ કાર્યની આગે-વાની લેવી. ઝુંડો ઉડાડવો=ફતેહ કરવી. ઝુંડો રોપવો=મંડાણ કરવું ઝુંડા તળે= આશ્રયે; તરફેણમાં. (૨) કોઈ મોટું કામ; દિગ્વિજયનું મંડાણ હોય એવા કાર્યનું ઉત્થાન તે.

**ઝુંપડી,** સ્ત્રી ગરીબનું આરામનું સ્થાન; ઘાસ તૃણથી ઉભું કરેલું નાનું ઘર; મઢુલી.

**ઝુંપડું,** ન. છાજ વગેરેથી બાંધેલું છાપરૂં.

**ઝુંફ,** સ્ત્રી. જુઓ ઝુંફણ. [ખાવાં તે.

**ઝુંફણ,** ન. ઉંઘ–સુસ્તી–ઘેનનાં ઝોલાં

**ઝુંફવું,** ક્રિ. અ. ઉંઘ, ઘેન કે સુસ્તીને લીધે બેઠાં બેઠાં ઝોકાં ખાવાં.

**ઝુંસરી,** સ્ત્રી. ધુંસરી; હળ વગેરેની જે આડી બળદની ખાંધે મૂકવામાં આવે છે તે.

**ઝુંસરૂં,** ન. ધુરા; ધર; ધુંસરૂં.

**ઝૂકવું**, ક્રિ. અ. નમી પડવું; લચી જવું; ઝૂમવું, ઝૂલવું, લટકવું

**ઝુઝવું**, ક્રિ. અ. [ **સં. युध** ] જુદ્ધ કરવું; લડવું; આઝવું (૨) મચ્યા રહેવું; ઝઝુમવું.

**ઝૂડ**, ન. વળગ્યુ છૂટે નહિ એવું જળચર પ્રાણી; મોટો મગર;ગ્રાહનક (૨) છૂટે નહિ એવી જે જબ્બર પકડ તે; ચૂડ. (૩) ન છૂટે એવી બલા. રૂ. પ્ર. ઝૂડ વળગ્યુ=ન છુટે તેવો સંબંધ થવો. ઝૂડ જેવું=વળગ્યુજ રહે એવું.

**ઝૂડવું**, ક્રિ. સ. ધૂડિયાથી મારવું; બુધાથી ખૂબ મારવું. (૨) ધોકાથી ઝાપટીને ધોવું (૩) ઝપટ મારીને રજ ઉડાડી દેવી. (૪) ખખેરવું; પછાડી પછાડીને ઝાપટવું (૫) જોર વાપરાને લેવાય તેટલું લેવું. (૬) દાબીને ખાવું. કહે૦ નીચી ઓરડી સૌ ઝૂડે=ગરીબને સૌ પજવે

**ઝૂમ**, સ્રી. ઉસ્કેરણી વગેરેની જે ઉગ્ર અસર તે; જોમ. (૨) ઝુમખું

**ઝૂમવું**, ક્રિ. અ ઝૂકવું; બહાર ધસી રહેવું; ટિંગાવું; ઝઝુમવું. (૨) ટાપી રહેવું; આતુરતાથી આસપાસ વિંટળાઈ રહેવું. (૩) પડુંપડું થઇ રહેવું.

**ઝૂરવું**, ક્રિ. અ. કલ્પાંત કર્યા કરવું; તલસવું; બળાપો કરવો; હિજરાવું; વલોપાત કરવો

**ઝૂલ**, સ્રી. કોઈ ચીજની કિનારીએ રાખેલી ચીણ તે; શોભા માટે રાખેલો કિનારીપરનો જે ઝૂલતો ભાગ તે (૨) ગાયનની અંદર આવતી હલકદાર જે નાની નાની કવિતાની કડીઓ તે.

**ઝૂલતું**, વિ કિનારી બહાર લટકતું. (૨) હિંચકા ખાતુ (૩) રખડતું (૪) છુટું; ખુલ્લું; મોકળું.

**ઝૂલવું**, ક્રિ અ. હિંચકા ખાવા; હવામાં આમ તેમ હાલ્યા કરવું (૨) લટકવું; લબડવું; ડોલ્યા કરવું (૩) કોઈ પણ કામમાં પછાત પડવું, કાર્યસિદ્ધિ નહિ થવી (૪) નીચા નમી જવું, લળી જવું (૫) ડગમગતું રહેવું; હવામાં ફરફરવું

**ઝેર**, ન. [**फा**] પ્રાણીના જીવનને અને તબિયતને હાનિ પહોચે એવા ગુણ –અસરવાળું દ્રવ્ય; ગરલ; વિષ; જે ખાવાથી મરી જવાય તે (૨) અદેખાઈ; ઇર્ષ્યા; દ્વેષ. (૩) વેર; સામાને હાનિ કરવાની અને પોતાને થયેલી હાનિનો બદલો વાળવાની લાગણી તે.(૪) કુસંપ; સ્નેહભંગ; લડાઈ. ક્રિ૦ પ્ર. ઝેર આપવું= વિષ ખવરાવવું. ઝેર ઉતરવું=વિષની હાનિકારક અસરનું કમી થવું; અદેખાઈ મટવી. ઝેર ખાવું=વિષ લેવું; આત્મઘાત કરવો. (૨) અપ્રિય કે હાનિકારક વસ્તુને સહન કરવી તે ઝેર ચઢવું=ઝેરી અસર થવા માંડવી. (૨) સોબતની ખરાબ અસર થવા માંડવી. ઝેર થવું=વેર બંધાવું ઝેર વાવવું=જેનું પરિણામ સારું ન આવે એવું કાર્ય કરવું.

**ઝેરકચુરો,** પુ. જુ૦ ઝેરકચોળું.

**ઝેરકચોળું,** [ ઝેરકોચલું ] ન. એક વનસ્પતિ (૨) એ ઝાડનું કડવું અને વિષની અસર કરનારૂં બિયું ( ઓસડમાં તેનો ઉપયોગ થાય છે એ અફીણના જેવું કડવું અને કાતિલ વિષ છે. અડધા ટીપાથી મરણ નીપજે છે )

**ઝેરકાજળી,** સ્ત્રી લોહીમાંનું વિષ જે પરસેવા રૂપે બહાર નીકળે છે તે; ઝેરી પરસેવો થઈ આવવો તે ક્રિ. પ્ર. ઝેરકાજળી છુટવી=ઝેર પરસેવા તરીકે બહાર નીકળવું

**ઝેરણી,** સ્ત્રી. છાશ કરવાની હાથરવાઇ.

**ઝેરી,** વિ. વિષ ચડે એવું,ઝેરવાળું; જેમા ઝેર હોય એવું. (૨) અદેખું; ઈર્ષ્યાળુ; અંટસ રાખે એવું

**ઝેરીનાળિએર,** ન. દરિયાઈ વનસ્પતિનું એક કોટલુ. (એને ફાડીને નાવડા જેવું બનાવવામા આવે છે અને તે સાધુ સન્યાસીઓ પાત્ર તરીકે વાપરે છે)

**ઝેરીલું,** વિ. ઝેરવાળું; અદેખું; બીજાનું સારૂ નહિ જોઈ શકે એવું; જેના મનમાં બીજા માટે વેરની વૃત્તિ હોય એવુ.

**ઝેર,** ન. ઝાપટું.

**ઝેંણ,** ( ઝિંણ),સ્ત્રી. અત્યંત ઝીણી રજોટી; બારીક રજકણ. ( ૨ ) ફોધની ધુળારી; ઝનુન. ક્રિ૦ પ્ર૦ ઝેંણ ઉડવી= અત્યંત બારીક પરમાણુનું હવામાં ઉડવું.

**ઝોક,** પુ. આંખમાં એકાએક કંઈ વાગવું તે. (૨) વાકું વળવું તે; વલણ; ફેર. (૩) ઢળવુ-નમતું રહેવું તે; અમુક બાજુ તરફ સહેજ વળવું હોય એવું જે તે. (૪) ભરવાડો જે વાડામાં બકરાં ને ઘેટાં વગેરે રાખે છે તે વાડો. (૫) બકરાં કે ઘેટાનું ટોળું તે. (૬) નુકસાન; ખાધ.

**ઝોકવુ,** ક્રિ. અ. ઝોકાં ખાવા;ડોલાં ખાવા; બેઠા બેઠા ઉંઘવું. ક્રિ. સ. ફેંકવું; ઉંચું કરીને ઉસેટવું (૨) નીચા નમવુ; વળવું. (૩) લટકતું રહેવું; લબડયા કરવું

**ઝોકંડા,** પુ જમવા ઉપર કે મોજમઝા ઉપર ખુબ પડવું તે

**ઝોકાવડા,** પુ. ઝોકંડા; યા હોમ કરીને કોઇ કામકાજમાં કૂદી પડવા વગેરેની જે વૃત્તિ તે

**ઝોકાવવું,** ક્રિ.અ.ઝંપલાવી પડવું;યા હોમ કરીને કૂદી પડવુ. (૨) ક્રિ. સ. કૂદી પડે એમ કરાવવું.

**ઝોકું,** ન. ઉંઘ, કેફ કે સુસ્તીથી માથું નમી જવું તે. (૨) ઉંઘ; નિદ્રા.

**ઝોકો,** પુ. ઝોક; ગોદો. (૨) ઝુકી પડે એમ કરવું તે; ઝુલાવવું તે; ઝોલો.

**ઝોટિંગ,** પુ૦ મરી ગયેલા મુસલમાનનો ભમતો જીવ; ભૂત. (૨) રખડતો દાંડ માણસ. (૩) મેલું માણસ. (૪) એકદમ પડાવી લેવું કે જોરજુલમ ચલાવવાં તે. ઝોટિંગ પાદશાહી=અંધાધુધીનું રાજ્ય.

**ઝોડ**, ન. ભૂત; પિશાચ; વળગણ. (૨) વળગ્યું છૂટે નહિ એવું જે ચીકણું માણસ તે. (૩) લક્ષ્ણઃ-કતરઝોડ=કેમે છૂટે નહિ અને કંટાળો આપે એવું જે માણસ તે. ક્રિ. પ્ર. ઝોડ વળગવું=એવા ભૂતના સપાટામાં સપડાવું કે કેમે કર્યું અળગું થાય નહિ. (૨) કંટાળો આપે એવા માણસે બાઝી પડવું. ઝોડ છૂટયું=પીડા ટળી.

**ઝોડઝપટ**, સ્ત્રી પિશાચના સપાય માં આવી જવુ તે; ભૂતની ચોટ લાગવી તે. (૨) વળગાડ;ભૂત પ્રેતનું વળગવું તે.

**ઝોયણી**, (ઝોલણી), સ્ત્રી. ઝોળી; ખડિયો; કપડાના ચાર છેડા ભેગા રાખીને બનાવેલી ખલેચી.

**ઝોરણો**, પુ. ચાર પડ કે ખાનાંવાળી ખલેચી; કપડાં વગેરે ભરવાનો સારો કોથળો; ઝોલણો.

**ઝોરોસ્ટર**, ન. ઇરાનના એક અસલી રાજવંશનું નામ. ( સુર અને અસુર, તેજ અને અંધકારના ઝગડામાંથી ઝરથુસ્તે એક નવો ધર્મ ચલાવ્યો તેના અનુયાયીઓ 'ઝોરોસ્ટર' કહેવાય છે. એ ધર્મ પારસીઓ પાળે છે. )

**ઝોલણો**, પુ. ચોરણો; મોટી ઝોળી.

**ઝોલવું**, ક્રિ. અ. ઝુલવુ; ડોલવું; હાલવું. (૨) ઝોકાં ખાવાં.

**ઝોલું**, ન. ટોળું; ઝુંડ; સમુદાય. (૨) ઝોકું; ડોલું. ક્રિ. પ્ર. ઝોલાં ખાવાં=લબડવું; વળખાં મારતા રહી જવું (૩) અવકાશ; અંતર; આંતરો; છેટું. (૩) ઝુલવું; ડોલવું; ડગમગવું

**ઝોલો**, પુ. ઝુલો; હિંદોળો. (૨) હિંદોળાનું અકકેક આંદોલન તે. (૩) વચમાંથી ઢીલા પડીને નમી જવુ તે ક્રિ. પ્ર ઝોલો નાખવો=વચમાથી ઝુકાવી–નમાવી નાખવું ( ૪ ) નકામું રખડયા કરવું તે;અધવચ લબડયા કરવુ તે (૫) મોહબાણ; કટાક્ષ.

**ઝોળ**, સ્ત્રી [સં. ज्वाळा ] ઝાળ. (૨) હરકોઈ વળગણ જેવુ તે; ભૂતપ્રેત.

**ઝોળવું**, ક્રિ. સ. ઝુલાવવું; ઝોલવું; હિંદોળવું. (૨) આમ તેમ હલાવીને રગડી નાખવું; પીખી નાખવું.

**ઝોળાવું**, ક્રિ. અ આમતેમ ઝોકાં ખાવાં. (૨) ઘોળાવુ; પાર ન પડતાં વચમાં રહી જવું.

**ઝોળાવો**, પુ. ટીંબા ને કોતરોવાળો જમીનનો ભાગ. (૨) ઢોળાવ.(૩)નમણું; ઝોક; ઝોલો; ખાડ.

**ઝોળી**. સ્ત્રી. ચારે છેડા સાથે બાંધી લઈ વચમાંથી ઝુલતો રાખેલો લુગડાનો એક ઘાટ.(૨) બાળકને સુવાડવાને ઝુલતું રહે એમ બાંધેલું કપડું તે; ખોયું. (૩) કપડાની સાદી ખલેચી; ઝોળણી; નાનો ખડિયો. ઓળી ઝોળી=નાના બાળકનું નામ પાડતી વખતે કરવામાં આવતી એક ક્રિયા. ક્રિ. પ્ર. ઝોળીમાંથી ઝડપાવું=ઝોકરો

બાળક હોય ત્યારથી વિવાહની માગણી થઈ જવી. ઝોળી ફેરવવી=ભીખ માગવી.

**ઝોળો**, પુ. ઝોલો; લચક; વચમાંથી લબડી પડવું તે. (૨)મોટી ઝોળી;કોથળો. રૂ. પ્ર. ઝોળાશેક=દવાનું ચૂર્ણ બાંધેલી પોટલીનો શેક તે

**ઝોંટવું**, ક્રિ૦ અ૦ એકદમ ઝડપ મારીને ઝુંટી લેવું તે; ખુંચાવી લેવું; ઝુંટ મારીને લઈ લેવું.

**ઝોંટીલેવું**,ખુંચાવી લેવું;પડાવી લેવું.

**ઝોંસવું**, ક્રિ. સ. રીસ કરી તિરસ્કારથી આપવું;અભાવને લીધે અદ્ધરથી રીસ કરીને દેવું

## ઞ.

**ઞ**, પુ. [સં.] ગુજરાતી ભાષાની લિપિના મૂળાક્ષરોમાં એકવિસમો અક્ષર. ચ, છ, જ અને ઝ ની પહેલાં આવતા અનુસ્વારમાં આનો ઉચ્ચાર થતો હોવાથી અનુસ્વારને બદલે સંસ્કૃત લખતી વખતે તે જોડાય છે.:—ચઞ્ચળ,જઞ્જાળ; વગેરે.

## ટ.

**ટ**, પુ. [સં. ट] ગુજરાતી ભાષાના અક્ષરોમાંનો અગિયારમો વ્યંજન.

**ટઈપડવું**, ક્રિ૦ અ૦ તુટી પડે એમ થઈ જવું; ગદગદી જવું; ભરચક ભરાઈ જવું. જેમકે:–છોકરાં ખસથી ટઈ પડે છે.

**ટક**, અ૦ રહી રહીને થતો ટકોરાનો અવાજ; ડોકાનો રણકો.

**ટકટક**, સ્ત્રી. 'ટક' એમ કરીને વારંવાર થતો એવો અવાજ. (૨) બબડયા કરવું તે; ખોટી તકરાર; બકબકાટ; નકામું ટાયલું કર્યા કરવું તે. (૩) અ. એક નજરે જોયા કરવું તે; ટગર ટગર.

**ટકટકવું**, ક્રિ. અ. ટકટક થાય એમ વાગવું (૨) બડબડવું; તકરાર કરવી. (૩) મીટ માંડીને જોયા કરવું

**ટકટકાટ**,પુ. ટકોરાના રણકાર પડયા કરવા તે. (૨) તકરાર કર્યા કરવી તે;બડબડયા કે ગણગણયા કરવું તે; ટોક ટોક કરવું તે.

**ટકટકારો**,પુ ટકટક કર્યા કરવું તે; લવારો

**ટકટકિયું**, વિ. ટકટક કર્યા કરે એવું; તકરારી; લવારો કર્યા કરનાર; ગણગણ્યા કે બડબડયા કરે એવું.

**ટકવું**, ક્રિ. અ. સ્થિર ઉભા રહેવું. (૨) જારી રહેવું; નીભ્યા કરવું. (૩) ખોટી થવું; ઝાઝી વાર રોકાવું. (૪) ઘણો વખત ચાલવું; પહોંચવું; નીભવું.

**ટકાઉ**, વિ. ટકે એવું; લાંબો વખત પહોંચે એવું; મજબુત; ધીંગું,ચિરસ્થાયી.

**ટકાર**,પુ૦ ટ અક્ષર;ટ એવો ઉચ્ચાર.

**ટકાવ**, પુ. ટકવાપણું; ચાલ્યા કરવું તે સ્થિતિ કરીને મક્કમ રહેવું તે; કસોટીની વચ્ચે પોતાની સ્થિતિ જાળવી રાખવી તે.

**ટકાવવું**, ક્રિ સ. ટકે, પહોંચે, નીભે,

ચાલે એમ કરવું; ચલાવવું; નિભાવવું

**ટકો,** પુ. ત્રણ પૈસા તે. (હાલ જેમ "આનો" શબ્દ વપરાય છે તેમ પહેલાં 'ટકો' શબ્દ વપરાતો) (૨) સોમો ભાગ તે. (૩) ટકાનું વ્યાજ=દરસેંકડે દર માસે એક રૂપીઆ પ્રમાણેનું વ્યાજ. [ **સં. टंक** ] છાપવાળો રૂપાનો સિક્કો; રૂપિયો. ક્રિ. પ્ર. ટકા કરવા=માલ રોકડે વેચી પૈસા એકઠા કરવા ટકા ચઢાવવા=દલાલી-કમિશન તરીકે દર વધારી કહેવું. (૨) વખાણવું; વધારવું; અતિશયોક્તિ કરવી રૂ. પ્ર. ટકાનું માણસ=ઓછું પાત્ર ટકાના ત્રણ શેર=કશા હિસાબમાં નહિ એવું; તુચ્છ. કહે૦ ટકાની ડોશી અને ઢબ્બો મુંડામણ=માલની કિમ્મત કરતા ખરાજાત વધારે ટકો મળે પણ તક ન મળે=પૈસા કરતાં વખતની કિમ્મત બહુ મોટી છે

**ટકોટક,** અ જુ૦ ટંકોટંક.

**ટકોર,** સ્ત્રી. મરોડની બોલી; મશ્કરીમાં ટીકા કરવી તે; મેણું મારવું તે; આક્ષેપ; પરિહાસ; વક્રોક્તિ (૨) ટોક; ટોકણી, ઠપકાનો ભય (૩) તપાસ; કામ લેવાની ચોકશી; દાબ; ધાક.

**ટકોરખાનું,** ન. ટકોરા પાડી વખત જણાવનારાઓને બેસવાનું સ્થાન તે. (૨) ચાર ચાર ઘડીએ ચોઘડિયાં વગાડનારાઓનું જે ખાતું તે; તેવી જોડીઓનો સમુદાય તે.

**ટકોરવું,** ક્રિ. સ. ટકોરો મારીને કહેવું; ટોકવું; ઠપકો દેતા રહેવું; ચાનક આપ્યા કરવી; ચેતવતા રહેવું; જાગ્રત રાખવું (૨) ઇસારત કરવી; જણાવવું; પ્રેરવું.

**ટકોરી,** સ્ત્રી ટોકરી; ઘંટડી. (૨) હલકો આઘાત; ઠોક; હડસેલો; આંગળીની ઠોકર. (૩) ઝીણો રણકો (૪) નાનો મુદ્‌ગર; મોગરી

**ટકોરો,** પુ રણકો; ઠોકાનો અવાજ. (૨) મોગરીનો હલકો આઘાત, ઠોક; થાપટ. ક્રિ. પ્ર. ટકોરો મારવો=અવાજ થાય એવો ઠોક મારવો; તપાસી જોવું. ટકોરો મારી જોવુ=ચાપી ખખડાવી જોવું. રૂ. પ્ર. બારને ટકોરે=બરોબર બાર વાગે.

**ટક્કર,** સ્ત્રી. લડાઇ; તકરાર. બે જણાઓએ બરાબર ટકી રહેવું તે; ભાગી જવું કે પાછા નહિ હઠી જવું તે. (૨) ઠોકર. (૩) કપાળનો એક તરફનો દુખતો ભાગ તે. ક્રિ પ્ર ટક્કર લેવી=સામો મારો હિમ્મતથી ઝીલવો. ટક્કર મારવી=સામાના કરતાં સરસ નીવડવું ટક્કર ઝીલવી=સામો હુમલો ઝીલવો.

**ટગટગ,** અ એક નજરે જોયા કરવું તે; ટગરટગર; ટગમગ.

**ટગમગ,** અ. ટગટગ. (૨) વિ. ટગુમગુ; મુશકેલીએ સ્થિર રહેલું; ડગમગ.

**ટગર,** સ્ત્રી. એક સરખી નજરે જોવું તે; કટાક્ષ. [માંડીને જોવું તે; ટગટગ

**ટગરટગર,** અ. એક નજરે મીટ

**ટઅરહી,** સ્ત્રી. ટેકરીનો આકાર તે; ઉતરડ ચડાવી હોય એવું તે; હદ–મર્યાદાની બહાર ધસી રહેલું હોય એવું તે.

**ટગરમગર,** અ. ટગરટગર.

**ટગુમગુ,** વિ. અસ્થિર; પરાણે ટકી શકે એવું; ડગડગતું; ડોલંડોલા. ( ૨ ) પરાણે–મુસીબતે નીભતું હોય એવુ (૩) ધીમું ધીમું; જેમ તેમ કરીને.

**ટચ,** અ લાકડા વગેરે ઉપર ઘા પડતા થતો એવો અવાજ. (૨) લગાર વારમાં. (૩) ટચ એવો અવાજ થાય તેમ; ઝટ; એકદમ, ચપટી વગાડતાંની સાથે.

**ટચ,** સ્ત્રી. કાપવાથી અને ઘસવાથી જણાતો જે સોના રૂપાનો ખરો કસ તે; કસોટી; અશાશની જે છાપ તે; કાપ; ચિહ્ન; વગાશ. રૂ. પ્ર. સો ટચનું સોનું =ઉંચામાં ઉંચુ.

**ટચકડી,** સ્ત્રી. બે આગળીઓના ટેરવાં જોરભેર દાબીને છુટાં પાડતાં થતો જે અવાજ તે (૩) ટચુકડી, ઠિંગણી, નીચી, નાની ( સ્ત્રી )

**ટચકારી,** સ્ત્રી. ટુચકી. (૨) ડચકારી; જીભને ઉંચી ચડાવી એકદમ નીચે પાડવાથી થતો એવો અવાજ.

**ટચકાવવું,** ક્રિ સ. ટચકા મારી મારીને કાપવું; મારવું; છુંદવું; ઝટકા મારવા.

**ટચકિયું,** ન. કમરનું એકદમ રહી જવું તે; સાંધાનું એકદમ અકડાઈ જવું તે. (૨) સાંધા અને હૃદય એકદમ કામ કરતા રહી જવાથી થતું મરણ; ટુંટિયુ.

**ટચકું,** ન. ટેરવું; ગોળ છેડાનો ગોળ અવયવ. ( ૨ ) નાનું ટાણું; સાધારણ પ્રસંગ; ટાણુંટચકું (૩) ટીંડલું; કકડો.

**ટચકો,** પુ 'ટચ' એવા અવાજ સાથે પડતો જે ઘા તે. (૨) ઘા પડતાં થતો અવાજ તે. (૩) માનભંગથી ખોટું લાગવું તે. ક્રિ. પ્ર ટચકો લાગવો= રીસ ચડવી.

**ટચટચ,** અ. એવો અવાજ થાય તેમ.

**ટચરો,** પુ ડોસો.

**ટચલીઆંગળી,** સ્ત્રી. છેલ્લી ને સૌથી ટુંકી આંગળી તે; કનિષ્ઠિકા.

**ટચાક,** વિ. ખાલી ભભકો કરનાર; શેખીખોર; આછકલો; દંભી

**ટચાકડી,** સ્ત્રી. ટચાક સ્ત્રી ( ૨ ) ટુચકી વગાડવી તે; ચપટીનો અવાજ. (૨) (૩) નાની બંદુક; ટચ દઈને ભડાકો થાય એવી પિસ્તોલ તે.

**ટચાકો,** પુ. 'ટચ' એવો અવાજ તે; સાંધાનો કડાકો. ક્રિ પ્ર. ટચાકા ફોડવા =આંગળાં ખેંચીને અવાજ કરવો; સુસ્તી કાઢવા અંગ મરોડવા. (૨) દુખણાં લેવાં.

**ટચુકડી,** સ્ત્રી૦ નાની. જેમકે:– ટચુકડી સો વાતો.

**ટટવાણી**, સ્ત્રી. નાની ઘોડી; ટટ્ટુની જાતના ઘોડાની માદા.

**ટટવું**, વિ. નાનું ઠીંગણું ઘોડું.

**ટટળવું**, ક્રિ. અ. ઝુરવું; ઝઝુમવું; ઉપરથી નીચે લટકવું; લબડવું; અંતરાળે રહેવું (૨) આશાએ આશાએ ઇચ્છિત વસ્તુની આસપાસ ફરવું. (૩) તલસવું; રીબાવું; પીડાવું; ખાલી વલખાં મારવાં (૪) કળકળવું; રોવું; ઝંખવું; તલપવું. (૫) નિષ્ફળ જવું; રહી જવું

**ટટળાટ**, પુ ટટળવું તે; વલોપાત; વલખાં મારવાં; તલસ્યા કરવું તે.

**ટટળાવવું**, ક્રિ પ્રે ટટળે એમ કરવું; વલોપાત કરવું આશામાં ને આશામાં રાખવું; તલસાવવું; ઝંખાવવું; રિબાવવું

**ટટાર**, વિ સીધું વગર આશ્રયે ઉભું રહેવાની શક્તિવાળું; કૌવતવાળું; સશક્ત; હોશિઆર; તંદુરસ્ત. (૨) સીધું; સોટા-જેવું; અક્કડ (૩) તેજ; જાગ્રત; સાવ-ધાન. ક્રિ. પ્ર. ટટાર થવું=પોતાના બળ ઉપર ઉભા રહેવાય એવા થવું ટટાર ઉભા રહેવું=સીધા ઉભા રહેવું.

**ટટ્ટી**, સ્ત્રી. વાંસની સાદડી;આડો પડદો કરવાને કામ આવે એવું ગુંથીને બના-વેલું જે પડ તે. (૨) ભીંત તરીકે ભરેલાં જે કામડાં વગેરે તે. (૩) સળીઓનો પડદો તે; બારી બારણામાં રાખવાની ગુંથેલી જાળી; ચક. (૪) વાળા અથવા જવાસાનો ચક; આડ; આંતરો. (૫) સંડાસ; જાજરૂ.

**ટટ્ટુ**, ન. નાનું ઘોડું; બટ; નબળું ઘોડું; ઠીંગણું ઘોડુ (૨) ઉપાય; ઈલાજ; (૩) ચલણ; દોર. ટટ્ટુ નભાવવુ=સાધારણ રીતે કોઈ પણ કામકાજ ગબડાવે જવું.

**ટટ્ટો**, પુ. 'ટ' અક્ષર; ટકાર.

**ટડપડ**, (ટેટપૈટ), સ્ત્રી ખાલી દોર-તોરનો દેખાવ કરવો તે; ડંફાસ મારવી તે; જોર બતાવવાનો યત્ન કરવો તે. (૨) ઉદ્ધતાઈ; છાક;ઉછાંછળાપણું;ખોટી ધાંધલ. (૩) ઉતાવળ; દોડધામ.

**ટડપડાટ**, પુ. પ્રતિકાર; અવરોધ. (૨) બડબડાટ. (૩) શેખી; ઉદ્ધતાઈ.

**ટણક**, વિ કહ્યા છતાં ચાનક ન લાગે એવો; ડોઠ.(૨) ભટકણ; અટકચાળું.

**ટણકો**, પુ બહુ ખોટું લાગવું તે; તીવ્ર લાગણી થવી તે; ઝટકો; ચપકો.

**ટન**, પુ. [અં] વજનનું એક મોટું પ્રમાણ. (લગભગ ચોપન મણ વજન.)

**ટપ**, અ. ઝટ લઇને ટપકુ પડે તેવી રીતે. (૨) એવો અવાજ થાય તેમ. (૩) ઝટ; તાબડતોબ; તરત.

**ટપકટપક**, અ. એક પછી એક ટપકાં પડયા કરે તેમ.

**ટપકવું**, ક્રિ. અ. ટીપારૂપે ધીમે ધીમે નીચે પડવું; ગળવું;ચૂવું. (૨) ઓગ-ળીને ટીપા ટીપા રૂપે વહી જવું.

**ટપકાવવું**, ક્રિ. સ. ટપકે એમ કરવું. (૨) ટુંકાણમા લખી લેવુ; નોંધ રૂપે લખી રાખવું

**ટપકિયું**, ન. ટપ દઈ ને મરણ થવું તે. (૨) થોડા વખતમાંજ મરણ થઈ જાય એવો એક રોગ.

**ટપકી**, સ્ત્રી. ગોળ નાનું બિંદુ; નાનો ચાંલ્લો; બિંદી. (૨) મિનાકારી કરેલી અબરખની નાની ગોળ પતરી; ટીલડી; ટીપકી (૩) કસબી ભરતમાં વપરાતો ધાતુનો નાનો ગોળ ચકચકિત ચાલ્લો. (૪) ફુદડી; ઝીણી ગોળ કુડાળી

**ટપકું**, ન. નાનું ગોળ બિંદુ; બિંદી; નાનો ચાંલ્લો. (૨) ટીપું, છાંટો; ફોરૂ; કણુ. (૩) મીંડું; શૂન્ય; અનુસ્વાર. (૪) ચિહ્ન; નિશાન. (૫) થોડું.

**ટપકો**, પુ. જન્મકાળના ગ્રહો વગેરેનું જે ટાચણુ તે; જન્માક્ષર. (પારસીમાં)

**ટપટપ**, અ. ટીપાં પડ્યેથી થતો એવો અવાજ. (૨) ચામડાના કકડા ઉપર ચપટી વસ્તુ આમ તેમ ફેરવવાથી થતો અવાજ (૩) ચટચટ; તરત; એકે સપાટે-સામે-એકદમ (૪) એક પછી એક; ઝટ ઝટ; (૫) સ્ત્રી. પાછલો ખટખડાટ.

**ટપટપાટ**, પુ. બડબડાટ. (૨) ટપટપ એવો અવાજ તે. (૩) ચાપલ્ય. (૪) ખટરાગ; ગરબડ; બોલંબોલા.

**ટપટપિયું**, વિ. ટપટપ કરનારૂં; તકરારી. (૨) ન. ટપટપી; ચામડાની સલાડી.

**ટપટપી**, સ્ત્રી. ચામડાના જે કકડા ઉપર હજામો અસ્રાને ટપટપ કરે છે તે.

**ટપલી**, સ્ત્રી. ધીરે રહીને કોઈ વસ્તુ ઉપર હાથનાં આંગળાં મારવાં તે; હલકી લપાટ; લપડાક; ધીમો તમાચો. ક્રિ. પ્ર. ટપલી મારવી=હલકેથી લપાટ મારવી. (૨) સોદો નક્કી કરવો. (૩) મેણું મારવું. (૪) ઠપકો દેવો.

**ટપલું**, ન. કુભારનું હાલ્લાં ટીપવાનું ઓજાર; લાકડાની ચપટી હથોડી. ટીપણી.

**ટપલો**, પુ. મોટી ટપલી. (૨) મેણું; ટોણો. (૩) તહોમત; બટ્ટો; આળ; બદનામી; દોષ. ક્રિ પ્ર. ટપલો મારવો= ટોણો મારવો.

**ટપવું**, ક્રિ અ. ઉપર થઇને જવું; વધવું; કૂદી જવુ; ટપી જવું.

**ટપસટપસ**, જુ. ટપુશટપુશ

**ટપસિયાં**, જુ. ટપુશિયાં.

**ટપાટપ**, સ્ત્રી. ઉપરાઉપર સવાલ જવાબ થવા તે; બોલચાલ; ટપાટપી; લટાલડી. (૨) અ. ટીપા પડતાં હોય તેમ. (૩) ઝટપટ; તરત; ટપટપ

**ટપાટપી**, સ્ત્રી. બોલચાલ; લડાલડી; ટપાટપ. (૨) ચડાઉતરી કરવી.

**ટપારવું**, ક્રિ. અ. વારવાર કહેવું. (૨) મારવું જુ. ટપેરવું.

**ટપાલ**, સ્ત્રી. એક ઠેકાણેથી બીજે ઠેકાણે કાગળપત્ર પહોંચાડવાની વ્યવસ્થા તે; ડાક. (૨) ટપાલદ્વારા આવેલું જે કંઈ હોય તે. (૩) કાગળપત્રનો કોથળો; કામકાજનું જે લખાણુ તે; ચીઠ્ઠીચપાટી, કાગળપત્ર, પત્રવ્યવહાર વગેરે તે.

**ટપાલી,** પુ. ટપાલમાં આવેલા કાગળો વહેંચનારો; એક ગામથી બીજે ગામ કાગળપત્ર લઈ જનારો. [થવું; ટપી જવું

**ટપાવવું,** ક્રિ અ. બીજાથી સરસ

**ટપીજવું,** ક્રિ. અ. બીજાથી સરસ થવું; વધી જવું; કૂદી જવું

**ટપુશટપુશ,** અ. ટપ ટપ અવાજ કરે એમ; ધીરેધીરે; ઝોલાં ખાઈ ખાઇને (૨) જોડા ટપ ટપ પાનીએ અફળાતા રહે એમ ચાલવું તે; જોડા ઘસડાતા જાય તેમ ધીમે ધીમે ચાલવું તે (૩) ટપકી મરાતી જાય અને કાય થતુ જાય તેમ

**ટપુશિયાં,** ન. ફાટયા તૂટયાં ખરા વગરનાં ખાસડાં, ટપુશટપુશ થાય એવા ખાસડા (૨) અનાજ વગેરે ઝાડકતા સુપડાને આગલે ભાગે આવતી ધૂળ ઉડાડી મૂકવાને જે ઝાડકો દેવામાં આવે છે તે

**ટપેરવું,** ક્રિ અ. ટપલાથી મઠેરવું; હલકે હાથે ટીપવું. (૨) મારવું, ઠોકવું. (૩) ભોગવવું.

**ટપોટપ,** અ એક પછી એક; ઉપરાઉપરી; ઝટપટ; ટપટપ

**ટપ્પો,** પુ. અમુક લબાણનો આંતરો તે; છેટું; અંતર. (૨) અમુક અમુક અંતરે પડતા વિસામા તે; મુકામ; મજલ (૩) ગાયનમાંનો ઉથલો અને વિરામ લઇ ઉલટાવવાની ટુકોનો ક્રમ તે. (૪) મેણા-ટોણા રૂપ બોલ; છક્કડ; ચાબખો. (૫) ઘોડાગાડી; ટાંગો.

**ટબાટોચ,** વિ ભરપુર, છલકાઈ જાય તે પ્રમાણે પુરેપુરૂં ભરેલું.

**ટબારો,** પુ. ઘરગતુ સરસામાન. (૨) બધુ ગુંચવાઈને સેળભેળ થઇ જાય તે.

**ટબુકડિયું** ન. ઘીમાં કાલવેલો જલેબી કે લાડુનો ભુકો; કેલ. (૨) નાજુક; ઠીંગણું; નાનું; ટબુકડું.

**ટબુડી,** સ્ત્રી નાની લોટી; કળસલી. (૨) ઠીંગણી છોકરી; ટબુકડી.

**ટબો,** પુ પાનામાં પાડેલો હાંસિયો. (૨) હસ્તલિખિત ગ્રંથોનાં પાનાંમાં જે તળે ઉપર હાંસિયામાં લખેલી ટીકા હોય છે તે.

**ટમટમવું,** ક્રિ અ. પહુ પહુ થઇ રહેવું; વરસાદ આવવાની તૈયારી થઇ રહી હોય એમ વાદળનું ઝીણે ઝીણે ફોરે ટપકી રહેવું; ઝઝુમી રહેવુ; તૂટી પડે એમ થઈ રહેવું. (૨) આશાભેર જોયા કરવું; ઉપર ને ઉપર ફર્યા કરવુ

**ટમટમાટ,** પુ ઉપરને ઉપર ઝઝુમી રહેવું તે. આશામા ને આશામાં તલપી રહેવુ તે (૨) 'ટમટમ' એવા અવાજનું થઇ રહેવુ. (૩) ઉતાવળ; ત્વરા.

**ટમેટાં,** ન. એક જાતનુ ગોળ શાકફળ.

**ટરપેનટાઇન,** ન [अ. ] એક જાતનાં ઝાડોમાથી કાઢેલું તેલ.

**ટલ્લો,** પુ. ધક્કો; ટોલ્લો; હડસેલો. (૨) ફેરો; આંટો

**ટવળવું,** ક્રિ. અ ટળવળવું; વલવલવું, ઝંખવું; તલસવું. (૨) રીબાવું; પીડાવું; હેરાન થવું.

**ટશિયો**. પુ૦ લોહીના ટીપાનું બહાર આવવું તે. ટસર; ધાગો; છાંટો; ટીપું. (૨) તરડ ચીરો [ મીટ; સરત

**ટસ**, સ્ત્રી૦ બાજુ; કોર. ( ૨ )

**ટસટસ**, અ૦ ચુસતા થતો એવો અવાજ ( ૨ ) ટગરટગર.

**ટસટસવું**, ક્રિ૦ અ૦ ચુસાવું; ટીપેટીપું તણાઇને જવું. ( ૨ ) ઢીલું અને પોચું પોચું થઇ જવું.. ( ૩ ) તંગ થઇ જવું; કચકચવું, ચસચસવું.

**ટસટસાટ**, અ૦ ચસચસાટ; તમામ ચુસાઇ જાય તેમ.

**ટસટસાવવું** ક્રિ૦ સ૦ ચસચસાવવું; તમામ લઇ લેવું.

**ટસર**, સ્ત્રી૦ જોરથી સપાટી ઉપર ધસી આવેલી લોહી-રસી વગેરે પ્રવાહીની રેખા, ટશિયો. (૨) રેખ, ફુણો; આંખમાં દેખાતી ઝીણી લાલ નસ.

**ટહકારો**, પુ૦ અશક્તિ અથવા દુઃખને લીધે શ્વાસ લેતા ને મૂકતા એની મેળેજ થઇ જતો ઉંહકારો. (૨) ટહુકવું તે, ટહુકો.

**ટહુકડો**, પુ૦ કોયલનો લાંબો સાદ, ટહુકો; ટૌકો. ( ૨ ) મોરનો લંબાઇને નીકળેલો અવાજ, કેકા.

**ટહુકવું**, ક્રિ૦ અ૦ મોર કોયલનું બોલવું. [ તે; ટહુકો.

**ટહુકાર**, પુ૦ ટહુ એવો અવાજ

**ટહુકો**, પુ૦ ટહુકવું તે, ટૌકો; મોર અને કોયલનું લહેકાવીને લાંબા સૂરે બોલવું તે. ( ૨ ) ચાલતી વાતમાં હાજિયો પૂરવો તે; ટેકો; હુંકારો. (૩) પૂરવણી, પૂરતી; વધારો (૪) લહેકો.

**ટહેલ**, સ્ત્રી૦ ટેલ; વસ્તીને બોધદાયક સુભાષિત સંભળાવીને ભીખ માગવી તે ( ૨ ) સુભાષિત લલકારતા લલકારતા વચ્ચે ફરવું તે.

**ટહેલવું**, ક્રિ૦ અ૦ ટેલવું; ડોલતા ડોલતા ને ગાતા કે વિચાર કરતા કરતા આમ તેમ ધીરે ધીરે આટા મારવા

**ટહેલિયો**, પુ૦ ટેલિયો, ટહેલ નાંખીને ભીખ માગનારો બ્રાહ્મણ. (૨) વગર નોતરે જમનારો બ્રાહ્મણ

**ટળવળવું**, ક્રિ૦ અ૦ તરફડિયાં મારવાં; વલખા મારવાં; તરફડવું; વલવલવું; ફાંફાં મારવા. (૨) રીબાવું; પીડાવું; હેરાન થવું; દુઃખ ભોગવવું. ( ૩ ) ઝુરીમરવું; ઝંખવું.

**ટળવળાટ**, પુ૦ ટળવળવું તે; વલખા મારવા તે; ફાંફા. ( ૨ ) વલોપાત કકળાણ; ઝંખના; વલવલાટ. ( ૩ ) શોક; સંતાપ; ચિંતા.

**ટળવું**. ક્રિ૦ અ૦ વટવું; દૂર થવું; આઘું જવું, જતું રહેવું. ( ૨ ) તિરસ્કારથી ખસવું. ( ૩ ) મટવું, સારૂં થવું. ( ૪ ) જવું; છૂટવું. [મટીજવું

**ટળીજવું**, ક્રિ૦ અ૦ જતું રહેવું;

**ટંક**, પુ૦ [ સં. ] છાપ મારેલો સિક્કો, રૂપિયો. (૨) વેળા; વખત; વાર

**ટંકણખાર**, પુ૦ [ સં. ટંક+ક્ષાર ] ધાતુ વગેરેને ટાંકી-ગાળી નાખે એવો એક જાતનો ખાર.

**ટંકશાળ,** [ **सं. टंकशाला** ] ચલણી સિક્કા પાડવાનું સરકારી કારખાનું.

**ટંકશાળી,** પુ૦ ટંકશાળનો વડો; ટંકશાળવાળો. ( ૨ ) એક અટક.

**ટંકાર,** પુ૦ [ સં. ] ધનુષની દોરી તાણીને મૂકી દેવાથી થતો જે ધ્વનિ તે. ( ૨ ) લડાઇની તૈયારી સૂચવનારો હથિયારોનો જે અવાજ તે. (૩) ઉપોદ્ઘાત; પ્રસ્તાવના, ચેતવણી; સૂચના. ( ૪ ) વિસ્મય; ઝણત્કાર.

**ટંકાવવું,** ક્રિ૦ સ૦ ટાંકણાથી ખણાવવું. ખડબચડું કરાવવું; ટાંકણાથી ટાકવું. ( ૨ ) ટાંકા મરાવવા; ટાંકાથી સધાવી જોડી દેવું. ( ૩ ) નોંધાવવું; અક્ષરે ટુંકામાં લખાવવું; ટપકાવરાવવું.

**ટંકિત,** વિ૦ [ સં ] ટાકેલું; ખણેલું; અંકિત, ચિહ્નિત; કોરેલું.

**ટંકેટંક,** અ૦ એક ચોકસ વખતથી બીજા ચોકસ વખત લગી; ફેરેફેરે; હરવખત; યોગ્ય વખતેજ. (૨) ટાકોટાંક; ભરપુર ભરેલું હોય તેમ; છલા છલ; ટંકોટંક. ભરપુર. (૩) વારોવાર; વખતોવખત

**ટંગ,** પુ૦ ટાગો; ટાંટિયો; પગ.

**ટંગડી,** સ્ત્રી૦ પગથી ઘૂંટણ લગીનો જે લાંબો અવયવ તે; પગ.

**ટંગાવું,** ક્રિ૦ અ૦ અદ્ધર રહેવું; લબડવું; લટકી રહેવું; ઝૂલી રહેવું. (૨) ક્રિ૦ સ૦ લટકાવવું, લબડાવવું; ઝુલતું રહે એમ મૂકવું. ( ૩ ) ફાંસી દેવું; લબડાવીને મારી નાખવું; ઉંચે બાંધવું. ( ૪ ) આશ્રિત થઇ રહેવું; કોઇને આધારે હોવું.

**ટટાખોર,** વિ૦ જ્યાં ત્યાંથી ટંટો કરે એવું; લડકણું, કજિયાખોર.

**ટંટો,** પુ૦ કજિયો; લડાઇ; અણબનાવ, તકરાર.

**ટંડેર.** વિ૦ મોટું, બહુ ઉંચું.

**ટંડેલ,** પુ૦ વહાણ ઉપરનો મુખ્ય ખલાસી તે; સુકાની.

**ટાઇપ,** ન૦ [ અ. ] ઉપસેલા અક્ષરનું બીબું; છાપવાના અક્ષરનો સિક્કો છાપ. ( ૨ ) મળતો આકાર.

**ટાઇપરાઇટર,** ન૦ [ અં ] તમામ અક્ષરોના બીબાનું એક એવી ગોઠવણીવાળુ યંત્ર કે જેથી માણસ હાથે લખતો હોય તેમ દરેક બીબા ઉપર આંગળીઓ દાબીને કાગળ છાપી શકે.

**ટાઉટાઉ,** અ૦ બહુ બકવાદ કરવો તે.

**ટાકર,** સ્ત્રી૦ ટકોરી; ઠોકર.

**ટાકરડી,** સ્ત્રી૦ હલકો આઘાત કરવો તે; ઠોકર. ( ૨ ) કઠણ-રણકી જમીન.

**ટાચકડુચક,** વિ૦ ટાપટીપ કરાય એટલું : ઉપર ટપકે ચાલી શકે એટલું; ફાલતું; પરચુરણ; કામ પુરતું.

**ટાચકો,** પુ૦ હાથ પગની આંગળીઓના સાંધાને ખેંચતાં જે અવાજ થાય છે તે. (૨) ઘોડિયે લટકાવવાનું

છોકરાંને રમવાનું ઝુમખું; લાકડાના ગોળ મણકાનું રમકડું. (૩) મેણા-ટોણાની કે કડવા વચનની જે તીખી લાગણી થવી તે; રીસ.

**ટાટ**, સ્ત્રી૦ શણ અથવા રેસાના વણાટનું જાડું કપડું; ગુણપાટ. (૨) મોટી થાળી, તાટ (૩) વિ૦ અક્કડ; સખત, સજ્જડ; કઠણ, કડક. (૪) મત્ત; ચકચૂર; ખૂબ ચઢેલ. (૫) બેશરમ; નિર્લજ્જ. [કપડું.

**ટાટપટ્ટી**, સ્ત્રી૦ સુતળીનું જાડું

**ટાટલું**, ન૦ વાસણ, ઠામ.

**ટાટિયાં** ન૦ કામડાના બારણાં (૨) ગાડામાં વાંસની ચીપોના કકડા ગોઠવીને બનાવેલી જે આડ તે.

**ટાટી**, સ્ત્રી૦ ટટ્ટી.

**ટાટું**, ન૦ દર્ભની સળીઓનું આસનિયું. (૨) કામડા વગેરેની બનાવેલી નાની સાદડી. (૩) વાંસ, કામડાં, વગેરેની ભીંત–આંતરો તે. (૪) કામડાનું બારણું; ઝાંપો. (૫) ઘાસની ભીંતોનું ઝુપડું. ક્રિ૦ પ્ર૦ ટાટું ભરવું=આંતરો ભરી લેવો; નાનું ઝુપડું ઉભું કરવું.

**ટાઢ**, સ્ત્રી૦ શરીરને જે ઠંડકની અસર લાગે છે તે; શીતલતા; ઠંડી; શરીરને જે કણકણી ચડી આવે છે તે. શૈત્ય. ક્રિ૦ પ્ર૦ ટાઢ આવવી=ઠંડક લાગતી હોય એવી અસર થવી; તાવની કણકણી આવવી. (૨) કંપારી આવવી; નહિ ગમવું. ટાઢ ચડવી= અણગમો થવો; દુઃખ લાગવું. ટાઢ પડવી=ઠંડી લાગવા માંડવી. રૂ૦ પ્ર૦ ટાઢતડકો=સમય સમયની સારી માઠી અસરો તે

**ટાઢક**, સ્ત્રી૦ શીતળતા; ઠંડક. (૨) પાણીના અંશથી જે ઠંડી લાગવી તે (૩) નિરાંત–શાંતિ તે; સંતોષ; શાતા. ક્રિ૦ પ્ર૦ ટાઢક કરવી=ઠંડા દ્રવ્યથી તપેલા રૂધિરનુ શાંત કરવું તે; ગરમીના રોગ ઉપર શીતળ ઔષધ પાવાં તે. (૨) નિરાંત કરવી. ટાઢક વળવી=અગન શમવી; ચિંતા મટવી.

**ટાઢકિયું**, ન૦ ઠંડક ઉત્પન્ન કરે એવું ભીનું લુગડું, ટાઢક કરે એવી વસ્તુ તે. (૨) પાણી ઠંડું રહે તે માટે વાસણ ઉપર જે ભીનું લુગડું વિંટાળવામાં આવે છે તે.

**ટાઢા**, પુ૦ ડામ. (જેમ તપાવેલા લોઢાના ગરમ ડામ દેખાય છે તેમ અત્યંત ઠંડા લોઢાના પણ ડામ દેવામાં આવે છે, તે ટાઢા કહેવાય છે.) (૨)ઠંડાં પણ અંદરથી બાળી મૂકે એવાં જે વચન, તે.

**ટાઢિયોતાવ**, પુ૦ નિયમિત વખતે ટાઢ વાઇને આવતો તાવ તે; શીતજ્વર; મેલેરિયાનો તાવ. (૨) જોઇનેજ કંટાળો–કણકણી ચડી આવવી કે ત્રાસઉત્પન્ન થવો તે.

**ટાઢી**, સ્ત્રી૦ રાખ; રાખોડી; વાની. ક્રિ૦ પ્ર૦ ટાઢી વાળવી=ચિતાની રાખને વાળી લઇ નદી વગેરેમાં નાખી દેવાની ક્રિયા કરવી તે.

**ટાઢીશીયળ**, સ્ત્રી૦ શીતળા સાતમ; શ્રાવણ સુદિ કે વદિ સાતમ.

**ટાઢું**, વિ૦ શીતળ; ઠંડું; દઝાય નહિ એવું. (૨) ગરમી શાંત પાડે એવું; તાપ શમાવનારૂં; ઠંડક કરે એવું. (૩) ધીમું; ધીરૂં; મંદ. (૪) ચંચળ નહિ એવું; ઝટ ઉશ્કેરાય નહિ એવું. (૫) કાંગલું; ગરીબ; મોળુ. (૬) ઘાઝું તેજ ન હોય એવું, ઝાંખું; ફીકું (૭) ધરાયેલું; સંતુષ્ટ, શાંત. (૮) નરમ; શાંત. ક્રિ૦ પ્ર૦ ટાઢું કરવું=શાંત પાડવું. ટાઢું પાણી રેડવું=ઉશ્કેરણીની અસર દાબી દેવી રૂ૦ પ્ર૦ ટાઢા પહોરનું=ઉડતા તરંગ જેવું, ગપ જેવું. ટાઢું લોહી=સ્વાભાવિક શાંતમિજાજનું (૨) ઉંઘતું; નિદ્રામાં પડેલું. ટાઢો માર=ઉપરથી દેખાય નહિ પણ બહુજ સાલે એવો માર; છુપોમાર. ટાઢાંઉના=ઘરવટનાં ખાનપાન તે. (૨) સંસારનાં સુખદુઃખ. ટાઢુંબોળ=ઘણુંજ ટાઢું. ટાઢું મીઠું= આંતરિક સુખ દુઃખનું. ટાઢુંશીળું= ટાઢું અને વાશી.

**ટાઢો**, પુ૦ ડામ. ક્રિ૦ પ્ર૦ ટાઢો દેવો=ડામ દેવો. (૨) મેણાં મારવાં.

**ટાઢોડિયું**, ન૦ ટાઢકિયું, ભીનું લુગડું. (૨) પાણી ટાઢું કરવાનું પાત્ર. (૩) ઠંડક ઉત્પન્ન કરે એવું જે કંઇ હોય તે (૪) શરદી; ઠંડીનો વખત તે.

**ટાઢોડું**, ન૦ ચાલુ વરસાદ ને લીધે હવામાં થયેલી જે શરદી તે; ટાઢોડિયું.

**ટાણું**, ન૦ ચોક્કસ વખત; સમય (૨) સંજોગ; સંધિ; લાગ (૩) સારૂં માઠું કોઇ કાર્ય કરવા-ઉજવવાનો વખત; અવસર ક્રિ૦ પ્ર૦ ટાણું માંડવું= ઉજવણી કરવી; નાત જમાડવી. સારૂં ટાણું=સીમંતાદિકનો અવસર; ધાર્મિક કે પ્રજાકીય ઉત્સવનો પ્રસંગ; વારતહેવાર.

**ટાણુંટચકું**, ન૦ નાનું ટાણું. (૨) વારતહેવારનો પ્રસંગ.

**ટાપટીપ**, સ્ત્રી૦ સારૂં દેખાય તેમ કરવું તે; તાલમેલથી શણગારવું તે, સંસ્કાર; શિષ્ટાચાર, વિધિ, ચાપચીપ (૨) ડોળ; દંભ; ભભકો. (૩) ભાગ્યુંતૂટયું ઠીકઠાક કરવું તે; યુક્તિબંધ ગોઠવી સારૂં દેખાય ને મજબુત લાગે એમ કરવું તે. ક્રિ૦ પ્ર૦ ટાપટીપ કરવી=ઉપર ઉપરથી સારૂં દેખાય એમ કરવું; શણગારવું.

**ટાપટીપિયું**, વિ૦ ખાલી દેખાવ કરનારૂં; ડોળી; દભી. (૨) સારૂં દેખાવાની તજવીજ કરવાની જેને આદત હોય એવું. (૩) તકલાદી.

**ટાપલી**, સ્ત્રી૦ ટપલી.

**ટાપસી**, સ્ત્રી૦ એક માણસ કંઇક વાત કરતું હોય તેમાં બીજાએ ઉમેરો કરવો તે; ટેકો આપવો તે; અનુમોદન આપવું તે. (૨) હાજિયો પૂરવો; હુંકારો ભણવો; રસથી સાંભ-

જેવું અને ચાલતી વાતને ઉત્તેજન મળે એમ વચમાં વચમા બોલ્યા કરવું તે. ક્રિ૦ પ્ર૦ ટાપશી પૂરવી=ઉમેરણ થાય એમ કરવું; સાહેદી પૂરવી; ઉત્તેજન આપવું.

**ટાપી,** સ્ત્રી૦ ટપલી; ટાપલી. (૨) ટીપવાનું નાનું ઓજાર. (૩) હલકી થાપટ.

**ટાપુ,** પુ૦ જેની ચારે બાજુએ પાણી હોય એવો જમીનનો ભાગ; બેટ, દ્વીપ, નાનો બેટ.

**ટાપવા,** પુ૦ વણેલા નહિ પણ હાથે ટીપેલા રોટલા. ટાબકા.

**ટામોટાં** ન૦ ટમેટા

**ટારડું,** ન૦ નાનુ ઘોડું. ટારડી=નાની ઘોડી (૨) જેને ત્યા થોડા ઘોડેસ્વારરહેતા હોય એવો નાનો ગરાસિયો; (મશ્કરીમાં કે તિરસ્કારમાં.)

**ટાયલું,** વિ૦ માલ વગરનું ખાલી બકવું તે. લંબાણ ભાષણ કે લેખ તે ક્રિ૦ પ્ર૦ ટાયલું કરવું=માલ વગરની વાતને લંબાવવી.

**ટાલ,** સ્ત્રી૦ માથાના જે ભાગમાંથી વાળ જતા રહ્યા હોય તે ભાગ. ક્રિ૦ પ્ર૦ ટાલ પડવી=અમુક ભાગમાંથી વાળના મૂળ નાબુદ થવાં. (૨) બોજો ઉપાડી ઉપાડીને માથાના વાળ ઘસાઇ જવા; ભારે નુકસાન થવુ.

**ટાલકી,** સ્ત્રી૦ ટાલ; નાનીટાલ. (૨) તાલકી; માથાની વચલી ખોપરી.

**ટાલકું,** જુઓ તાલકું.

**ટાળણ,** ન૦ સારૂં સારૂં લઇ લેઇ રહેવા દીધેલું અવશેષ તે; ટાળી મૂકેલું તે. (૨) ચળામણ; ઝટકામણ.

**ટાળણટાળણ,** ન૦ રદ તરીકે પાછું કાઢી નાખેલું તે; છાંડેલું તે; પાછળ રહેલું કનિષ્ઠ પ્રકારનું તે.

**ટાળવું,** ક્રિ૦ સ૦ દૂર કરવું; ખસેડવું, અળગું કરવું છોડી દેવું; રદ કરવુ (૨) તજી દેવું. (૩) મટાડવું; સારૂં કરવું; કાઢવું. (૪) નમાલું હોય તે છોડી દેવુ [દીધેલું, છાંડેલું.

**ટાળેલું,** વિ૦ પડયું રહેવા

**ટાળો,** પુ૦ વાયદા કર્યા કરવા તે. (૨ ટાળવુ તે.

**ટાંક.** પુ૦ [સં. ટંક] પૈસો. (૨) ટકો, રૂપિયો. (૩) એક પૈસાભાર જેટલું વજન તે. (૪) કલમની લેખણની ચાંચ; લેખંડનો કિત્તો. (૫) છાપ, લેખ, સિક્કો. (૬) ટંક; વખત; વાર

**ટાંકણી.** સ્ત્રી૦ સોય જેવો નાનો પાતળો અણી ને માથાવાળો સળીયો. (૨) ખોતરવાનું અક હથિઆર. (૩) ટાંકવાનુ કામ તે.

**ટાંચણું,** ન૦ કોતર કામ કરવાનું ગોળ અણીવાળું ઓજાર; ટાંકવાનું જે ઓજાર તે (૨) સારા માઠા અવસરનો વખત, ટાણું. (૩) જોગ; જોગવાઇ; સંધિ. (૪) અગત્યનો સમય તે. [ રંડીબાજ.

**ટાંકર,** વિ૦ લુચ્ચો; લફંગો;

**ટાંકલી,** સ્ત્રી૰નાનું ટાંકું; ટાંકી. (૨) નાની ચમચી, પળી. (૩) ટાંકી; ચાદીનો રોગ.

**ટાંકલું,** ન નાનું ટાકું.

**ટાંકવું** ક્રિ૰ સ૰ ખોદવું; ખાડા પાડવા; ખણવું. (૨) લીસું હોય તેને ખડબચડું બનાવવું; કરકરૂં કરવુ. (૩) ટાંકા ભરવા; ટેભા દેવા. (૪) સાથે જોડવું; સામેલ રાખવું. (૫) વાત વિચાર વગેરેની ટુંકી નોધ કરવી; ટપકાવવું.

**ટાંકી**, સ્ત્રી૰ ટાકલી: નાનું ટાકું. (૨) પ્રવાહી ભરી રાખવાની ટાકા જેવી બનાવટ. (૩) પાણી ભરાઇ રહે એવી છોબંધ ખાળકુંડી. (૪) ગુણ; અસર; (૫) ચાદીનો રોગ.

**ટાંકું,** ન૰ વરસાદનું પાણી ભરી મૂકવાને જમીનની અંદર બનાવેલો કોઠલો. (૨) પાણીની ઠારેલી ઘીની પતરીઓ. (૩) તાકું, મોટો ગોખલો.

**ટાંકો,** પુ૰ ટેભો; બખિયો.

**ટાંગ,** સ્ત્રી૰ પગનો નળો (૨) ઘુંટણની ઉપરનો સાથળનો ભાગ તે: જાંગ (૩) ટાંગો; પગ; ચરણ

**ટાંગણ,** નિ૰ ટટ્ટુ, નાનું નમાલું ઘોડું. (૨) ઠીંગણું બેડોળ માણસ

**ટાંગવું,** ક્રિ૰ સ૰ ચોડવું; વળગાડવું; લબડાવવું; લટકાવવું.

**ટાંગાટોળી,** સ્ત્રી૰ ટાંટિયા અને ખભા ઝાલીને લબડતું ઉપાડવું તે; ટીંગાટોળી.

**ટાંગો,** પુ૰ પગ; ચરણ; પાદ. (૨) ઘોડા ગાડી; ટપ્પા ગાડી.

**ટાંચ,** સ્ત્રી૰ જપતી; કલમબંધી. (૨) કલમની અણીપરનો ત્રાંસો કાપ. (૩) કસોટી કરવાનો ટચકો; ટાંકણાનો આઘાત. (૪) ખૂટ; ઘટ; ઓછ; તંગી; કસર; ખોટ; ક્રિ૰ પ્ર૰ ટાંચ મારવી=જપત કરવું.

**ટાંચણ,** સ્ત્રી૰ ઉપર ટપકે લખી રાખવું તે; નોધ કરવી તે. [ નોધ.

**ટાંચણી,** સ્ત્રી૰ ટાકણી. (૨)

**ટાંચમ**, સ્ત્રી૰ ઘટ; ખોટ, ઓછપ.

**ટાંચવું**, ક્રિ૰ સ૰ ટાંકવુ. (૨) ટેભા દેવા; ટાકા મારવા. (૩) અણી કાપવી, છાટવું. (૪) છુંદવું; ટચકા મારવા. (૫) કસર કરવી.

**ટાંચું**, વિ૰ ટાંચવાળું; ઓછું; કમી; ઊણું. (૨) ન૰ વાંકુ, આડું; ક્રિ૰ પ્ર૰ ટાચું પડવું=કમી પડવુ; નાકું પડવું.

**ટાંટાટરડુ**, વિ૰ હિંડતાં હિંડતાં જેના પગ મરડાઇ જતા હોય એવું; રાઢું. (૨) ચિબાવલું.

**ટાંટિયો,** પુ૰ પગનો નળો; પગ; ચરણ. રૂ૰ પ્ર૰ ટાંટિયા જોરમાં છે=ઉમંગમા છે. ટાટિયા ભાગ્યા છે=નાઉમેદ થઇ ગયો છે. ટાંટિયાતોડ=નકામા પગ તોડવા તે. ક્રિ૰ પ્ર૰ ટાટિયા અકડાઇ જવા=ઝટ હાલે ચાલે નહિ એવા થઇ જવું. ટાટિયા આવવા=નાના બાળકને ચાલતાંઆવડવું; શક્તિ આવવી (૨) નવો ઉત્સાહ આવવો. ટાટિયા

ઉલાળવા=પગ ઉંચા લેવા. દેવાળું કાઢવું ટાંટિયા કાપવા=મૂળથી છેદન કરવું. ટાંટિયા ગળે ભરાવા=ફસાઇ પડવું; સંકટમાં આવી પડવું ટાંટિયો ટકવો=સ્થિર રહેવું. ટાંટિયા તૂટવા=પગની પીંડીઓમા પીડા થવી. ટાંટિયા પહોળા થઇ જવા=હા–ફીથાકી જવું; હારી જવુ. ટાંટિયા ભાગી નાખવા=ના હિમ્મત કરી નાખવું; પાયમાલ કરવુ. [કંપ; ધ્રૂજારી.

**ટાંડર**, સ્રી૦ તકરાર, કજિયો. (૨)

**ટાંડું**, ન૦મુકામ કરવો તે; પડાવ નાખવો તે; ઉતરવું તે. (૨) પોઠ; વણજાર; પશુઓનું ટોળું. (૩) ખાઇ પીને સારી રીતે મોજમઝા કરવાનો અવસર.

**ટાંપ**, સ્રી૦ મીંડા જેવું નાનું ચિહ્‌ન, નિશાન, પૂર્ણ વિરામ.

**ટાંપણી**, સ્રી૦ ટાંપી રહેવું તે; તત્પર થઇ રહેવું તે; તલપી રહેવું તે.

**ટાંપવુ**, ક્રિ૦ સ૦ આતુરતાથી તત્પર થઇ રહેવું, ટીકી રહેવું; તલપી રહેવુ; તલપ મારવાને લાગ શોધતા બેસી રહેવું. (૨) ચિહ્‌ન કરવું; ટાંપ મૂકવી.

**ટાંપાટરડું**, વિ૦ રાંડું.

**ટાંપું**, ન૦ અમુક અંતરે જઇ આવવું તે; ફેરો; આંટો. ક્રિ૦ પ્ર૦ ટાંપુ કરવુ=કાર્ય થાય કે ન થાય પણ જઇ આવવું તે. ટાંપા ખાવાં=ચાલી આવીને ખાલી પાછા જવુ.

**ટાંપુંટૈયું**, ન૦ ફેરાઆંટા ખાવાનું કામ કરવું તે.

**ટિકાયત**, વિ૦ જેને વડા તરીકે પહેલું તિલક થયું હોય તે; મુખ્ય; વડો. (૨) પાટવી; અભિષેકને યોગ્ય.

**ટિકિટ**, સ્રી૦ [અં.] ટિકટ; અમુક છાપ મારેલી કાગળની નાની કાપલી. (૨) પૈસા લઇ આપેલો પરવાનો. (૩) પેટી વગેરે ઉપર ચોડેલી નાની કાપલી તે; ચીઠી.

**ટિક્કડ**, ન૦ જાડો રોટલો

**ટિક્કી**, સ્રી૦ વચ્ચે કાણાવાળી પાતળી ને ગોળ નાની ચકતી. ટીલડી (૨) જેને માટે ઉદ્યમ ચલાવ્યો હોય તે વસ્તુ પ્રાપ્ત થવી તે. (૩) ગુણ થવો તે, સારી અસર ઉપજવી તે. (૪) વગ સિફારશ. (૫) બિંદી, ટપકુ; નાનો ચાલ્લો.

**ટિક્કો**, પુ૦ મોટું ટીલું, ચાલ્લો (૨) જોરથી મારીને પાડેલી છાપ તે; આઘાત, ઘણ. (૩) ડામ. ક્રિ૦ પ્ર૦ ટિક્કા કરવો=ડામ દેવો; ચાલ્લો કરવો; નિશાન કરવું.

**ટિચાવું**, ક્રિ૦ અ૦ આમ તેમ રખડવુ; ફેરાઆંટા ખાવા પડવા (૨) અફળાવું; ગોબાવું; અથડાવું, કુટાવું.

**ટિટોડી**, સ્રી૦ [ સં. टिट्टिभ ] જળાશય નજીક રહેનારું કાબર જેવડું એક પંખી

**ટિટોડો**, પુ૦ ટિટોડીનો નર.

**ટિપ્પણુ**, ન૦ [સં.] થોડી સમજુતીવાળી નાની ટીકા (૨) યાદદાસ્ત

માટે કરેલી ટુંકી નોંધ; ટાંચણ. (૩) ટીપ; યાદી (૪) વિગતવાળું લખાણ.

**ટિપ્પો**, પુ૦ ટપ એવો અવાજ; ભમરડાનો આઘાત (૨) ભારે ટપલો. (૩) ટપ દઈને દોષ દેખાડી આપવો કે મેણું મારવુ તે.

**ટિલાયત**, વિ૦ તિલકને યોગ્ય; મુખ્ય વડું; પાટવી.

**ટિખળ**, ન૦ જેમાથી હસવું આવે અને ગમત થાય એવું બોલવું ચાલવું તે. એવો ઢોગસોગ અથવા બોલ કે જેમાથી ગમત મળે. ( ૨ ) મશ્કરી, મજાક. (૩) હાસ્યરસને ઉપન્ન કરે એવી વાણીની છટા અને અંગનો ચાળો તે. [ ગમતી, મશ્કરું.

**ટિખળી**, વિ૦ ટિંખળ કરે એવું,

**ટિંગાટોળી**, સ્ત્રી૦ બે જણે મળી ત્રીજાના પગ અને ખભા પકડી ઝુલતો ઉપાડી લેવો તે, ટાંગાટોળી. (૨) પગ ઝુલતા રહે અને બન્ને બાજુ બે જણ બે બગલમાથી ઉપાડી લે તે

**ટિંગાવું**, ક્રિ૦ અ૦ લબડવુ; લટકવુ; ઝુલતા રહેવું; આશ્રયે રહેવું; ભરાવુ, ટગાવું. [ ઉદ્ગાર તે.

**ટિટિ**, અ૦ દુઃખનો કે કાયરતાનો

**ટિંડોરૂં**, ન૦ એક વેલનું શાક-ફળ, ઘિલોડું, ઘોલુ.

**ટિંબરવો**, પુ૦ ટિંબરનું ઝાડ.

**ટિંબરૂ**, ન૦ ટિંબરવાનું ફળ તે.

**ટિંબો**, પુ૦ માટીનો ઢગ, ટેકરો; નાનો ડુંગર; ઢગલો. ટિંબાટેકરા= ચઢઉતરનો ભાગ તે; નાના મોટા ટેકરા; (૨) શકરો, દર બહાર કાઢેલી ખોદાણની માટીનો ઢગ તે. (૩) વસ્તુઓનો ખૂબ જમાવ, ઢગલો; ખડકલો.

**ટિંહુક**, અ૦ મોરનો એવો અવાજ. ( ૨ ) ચીડવવાને ડૈયો દેખાડી એવો અવાજ કરવો તે

**ટીકવુ**, ક્રિ૦ અ૦ ધારી ધારીને જોવું, એકટસે કોઇ સામું જોયા કરવું બરોબર જોવામા આવે તેમ જોવું.

**ટીકા**, સ્ત્રી૦ [ સ ] કોઇ અઘરો વિષય સમજાવવાને કરેલું જે વિવેચન તે, સમજુતીનું લખાણ.ખુલાસો; વિવરણ (૨) કટાક્ષમાં ચર્ચા કરવી તે; ટાળમા વિરુદ્ધ બોલવું તે. (૩) ઠેકડી; મજાક. મશ્કરી; વગોણું નિંદા.

**ટીકાકાર**, પુ૦ [ સં ] ટીકા કરનારો, વિવેચક. (૨) મશ્કરો, ટાળી; મજાકી (૩) નિંદક

**ટીચકારી**, સ્ત્રી૦ શેખીની મજાક મશ્કરી કરવી તે, મગરૂરીભેર હસવું તે (૨) બડાશની ટેડાઇ. ક્રિ૦ પ્ર૦ ટીચકારીઓ કરવી=શેખીમાં મગરૂર બની કોઇની મજાક કરવી તે.

**ટીચકારો**, પુ૦ ટીચવાનો અવાજ તે. (૨) ડચકારો; ટેડાઇનો અવાજ. રૂ૦ પ્ર૦ ટીચકારા=મત્સરનો રૂ-માહ. ક્રિ૦ પ્ર૦ ટીચકારા કરવા=કોઇની પાછળ મોટેથી હસવું; ડચકારા કરવા; શેખી મારવી.

**ટીચકું** વિ૦ ઘણું નાનું; સરખામણી કરતા વધારે નાના કદનું; ઠિંગ-

ણું. (૨) ના૦ નાનું શિખર કે મથાળું; ટેરવું. અણિયું.

**ટીચવું**, ક્રિ૦ સ૦ બે વસ્તુઓ એક બીજા સાથે અથડાય એમ કરવું. (૨) અફાળવું. કુટવું; ગોબા પડે એમ કરવું. (૩) ભાંગવું: બેડોળ બનાવી દેવું. (૪) ગળચવું; ખાવું; અકરાંતિયાં થઇ ખાવું. (૫) મારવું; ઠોકવુ ઘડવુ. [ પડેલો ખાડો તે.

**ટીચો** પુ૦ ગોબો ટિચાયાથી

**ટીટિયારો**, પુ૦ કજિયો, કંકાસ, લડાઇ. બખેડો; બડબડાટ કકળાટ. (૨) રોજની રોજ બોલચાલ થયા કરવી તે

**ટીટિયાણું**, ન૦ કકળાણુ; બોલાબોલ ને રોકુટ, કલેશકંકાસ.

**ટીડ** જુ૦ તીડ. [તીડોનો નાયક.

**ટીડારાણો**, પુ૦ મોટું તીડ;

**ટીપ**, સ્ત્રી૦ ટૂંકી નોંધ, ખરડો; ઉઘરાણાનો કાગળ; લખણી. (૨) ટાંચણ, યાદી (૩) ટૂંકી ટીકા; સંક્ષિપ્ત વિવેચન (૪) ગુનેગારને કરવામાં આવતી સજા; શિક્ષા. (૫) તંગી; તાણ. (૬) ભીંતની વચ્ચેના સાધાઓમાં ચુનો પુરવો તે. ક્રિ૦ પ્ર૦ ટીપ કરાવવી=ભીંતની સાંધોમાં ચુનો લગાડાવવો. (૭) ઉંચો સૂર લેવો તે (૮) નાની બાલદી. (૯) અનુક્રમણી.

**ટીપણિયો**, વિ૦ ટીપણું જોઇ ભવિષ્ય ભાખી આજીવિકા કરનારો; જોશી. (૨) ટીપણી કે ટીપ કરનારો.

**ટીપણી**, સ્ત્રી૦ [ સં. ] પાણીની તંગી, અછત; ભીડ. (૨) ટીપવું તે; સજ્જડ થાય તેમ કરવું તે (૪) ટીપ કરી ઈંટોના સાંધાઓમા છો ભરવી તે. (૪) છોને ટીપવાનું કડિયાનું ઓજાર; થાપી.

**ટીપણું**, ન૦ [ સં. टिप्पणी ] તિથિ, વાર, નક્ષત્ર વગેરેની ટૂંકી નોંધનું પંચાગ. (૨) ટૂંકામા સર્વ વિગત ટાંકેલી હોય એવું ટાચણ તે. (૩) કાગળો સાંધી સાંધીને બનાવેલું મોટું ભુંગળું તે. લંબાણ પિંજણની જેમા નોંધ હોય એવું જે તે; જન્મ સબંધી નોંધ. (૪) વહી, પેઢીનામું; વંશાવલી: કૌટુંબિક હકીકત.

**ટીપરી**, સ્ત્રી૦ અરધા શેરનું માપ: અનાજ વગેરેનું મુંબાઇમા વપરાતું એક નાનું માપ.

**ટીપવું** ક્રિ૦ સ૦ ઉપર ઠોકવું; ઘા મારવા; ઘડવું. (૨) ચોંટી જાય તેમ ઠોકી બેસાડવું; ટીપી-મારીને બેસાડવું (૩) ભાંગવું; ભુકો કરવો, વાટવું, ઝીણું થાય એમ કરવું. (૪) ટપલી મારવી; મારવું; ઠોકવું, ઝૂડવું.

**ટીપી નાખવું**, મારવું; ખૂબ ઠોકવું (૨) મારીને બેસાડી દેવું; હરાવવું, સરખું થઇ જાય એમ કરવું -

**ટીપું**, ન૦ ફોરૂં; બિંદુ; કણ; લવ. બુંદ. કહે૦ ટીપે ટીપે સરોવર ભરાય અને કાંકરે કાંકરે પાળ બંધાય.

**ટીબ**, સ્ત્રી૦ એક જાતનું ભરત.

**ટીમણુ**, ન૦ મુસાફરી દરમિયાન ખાવાને માટે રાખેલું. (૨) ખાદુંવદું; લગનને આગલે દહાડે સગાં સંબધી વગેરેને જમાડવાં તે.

**ટીમર**, સ્ત્રી૦ ટેકરી; ટિંબો.

**ટીલડી**, સ્ત્રી૦ [ સં. तिलक ] સ્ત્રીઓના કપાળમાં ચોડવા માટે બનાવેલી અબરખની નાની ટીકડી; ચાલ્લા જેવી ગોળ ટીપકી. (૨) બિંદી ( ૩ ) નાનો ચંદ્રક; આખ; પિંછામાનીટીલડી

**ટીલણું**, વિ૦ જેના કપાળમાં ટીલાનું ચિહ્ન હોય એવું. (૨) ટીલાં ટપકાં કરનાર

**ટીલવો**, પુ૦ [ સં. तिलक ] તિલક કરવાને યોગ્ય એવો જે તે; બ્રાહ્મણ; તિલક-ટીલું કરનારો તે ટીલવો; તિરસ્કારના અર્થમા-ભણેલો ગણેલો કે જ્ઞાની નહિ પણ માત્ર બાહ્ય ચિહ્નવાળો જાતે બ્રાહ્મણ તે.

**ટીલી**, સ્ત્રી૦ [ સ. तिलक ] ટીલડી; નાના ચાલ્લા જેવી કરેલી અબરખની ગોળ ચક્તી; મિનાકારીનો નાનો ચાંલ્લો. (૨) ચિહ્ન; નાનું ટીલું; ડાઘ, કલંક, લાંછન રૂ૦ પ્ર૦ કાળીટીલી= લાંછન; અપવાદ; આળ; ખરાબ આરોપ, અકીર્તિ; અપજશ.

**ટીલું**, ન૦ [સં. तिलक] ચંદન વગેરેનું કપાળમા જે ચિહ્ન કરવામાં આવે છે તે; તિલક; ચાંલ્લો; ત્રિપુંડ્ર. ક્રિ૦ પ્ર૦ ટીલું કરવું=કપાળે કંકુ વગેરે લગાડવું. (૨) કપાળમાં ચોડવું; ટીલું ચાટી જવું=સામાનું ખાઇ જવું; છેતરવું.

**ટીલો**, પુ૦ મોટું ટીલું; ચાંલ્લો. (૨) ડામ; ડાઘ. (૩) મોટો લાબોઆડો.

**ટીશી**. સ્ત્રી૦ વનસ્પતિનો નવો-તાજો ફૂટતો અંકુર; કુંપળ. ( ૨ ) ફૂલની પાદડીઓની ખીલ્યા પહેલાંની અણીદાર કળી. ( ૩ ) ટોચ; શિખર; અણી. ( ૪ ) પતરાજ; બડાઇ; શેખી; અભિમાન.

**ટીશીખોર**, વિ૦ શેખીખોર.

**ટીસો**, પુ૦ ગેડીદડાની રમત

**ટીહો**, પુ૦ દૈયો દેખાડી મોઢેથી મશ્કરીનો સીત્કાર કરવો તે.

**ટુક**, સ્ત્રી૦ ટોચ, શિખર. ( ૨ ) કવિતાની કડી; પદ; ચરણ.

**ટુકડાખાઉ**, વિ૦ રોટલાના કકડા માગી ખાનાર; ભિખારી. (૨) હલકું; ક્ષુદ્ર; તુચ્છ.

**ટુકડાખોર**, વિ૦ ના૦ ટુકડાખાઉ.

**ટુકડી**, સ્ત્રી૦ટોળી, એક ઉપરીના હાથ તળે મૂકેલા થોડાક સૈનિકોનો સમૂહ તે. ( ૨ ) કકડી; કરચ. ( ૩ ) જત્થો; વર્ગ, સમાન અભ્યાસવાળા થોડા જણની નાની મંડળી તે.

**ટુકડો**, પુ૦ [સં स्तोक] નાનો ભાગ; કકડો (૨) ગ્રાસ; બચકું.

**ટુકકલ**, સ્ત્રી૦ (પુ૦) ગોળ કમાનની મોટી પતંગ; બહુ મોટો કનકવો.

**ટુચકી**, સ્ત્રી૦ વચલી આંગળી અને અંગુઠાથી કરવામાં આવતો

અવાજ તે; ચપટી. (૨) ક્ષણ; વિપળ; જરાવાર. (૩) ચપટી.

**ટુચકો**, પુ૦ નાની વાત; ફકરો. (૨) વિષય. (૩) મંતરજંતર સંબંધી ભણવામાં આવતાં નાનાં નાનાં વાક્ય તે. (૪) મંતર જંતરનો નાનો પણ અસરકારક પ્રયોગ, વહેમ મટાડે એવું કંઇક જાદુ અને તેનો પ્રયોગ-અખતરો; ઇલમ. (૫) ઇસારો. (૬) દવાનો નાનો પ્રયોગ. (૭) નાનો કકડો; અંશ. ટુકડો. ક્રિ૦ પ્ર૦ ટુચકો કરવો=વહેમ મટવાને માટે જાદુ જેવો નાનો પ્રયોગ કરવો.

**ટુટક**, વિ૦ તૂટેલું હોય એવું, ખંડિત. (૨) બરોબર મળતું ન હોય એવું, સંબંધ વગરનું. છુટુંછુટું.

**ટુટફાટ**, સ્ત્રી૦ તૂટી ને ફૂટી જવું તે; છુટું પડી જવું તે; વિભેદ; કુસંપ; ફૂટ; અણબનાવ; વિગ્રહ (૨) ભાગી તરડાઇ જવું તે; ભાંગફોડ તે; ભાગ્યું તૂટ્યું હોય તે. ક્રિ૦ પ્ર૦ ટુટફાટ થવી= મતભેદ પડવો.

**ટુટવું**, ક્રિ૦ અ૦ આખામાંથી જાુદું થવું; છુટું પડવું;જાુદું પડી જવું; ભાંગવું; તુટી જવું. (૨) સંધાયેલા અવયવોનું જાુદું પડવું તે. (૩) મતભેદ પડવો. (૪) તરડાવું; ચીરાવું. (૫) બંધનું નરમ પડી જવું; શક્તિ ઘટી-જવી (૬) એકદમ ધસી જવું; કોઇની ઉપર હલ્લો કરી કતલ ચલાવવી તે. (જાુ૦ તુટવું.)

**ટુટીઆર**, વિ૦ નાડીના બંધ શિથિલ પડી ગયા હોય એવું; કમજોર; જીર્ણશરીરનું.

**ટુમટુમી**, સ્ત્રી૦ ટુમટુમ એવો અવાજ કાઢનારી–નગારી–થાળી વગેરે તે; ડુમડુમી.

**ટુમણ**, ન૦ મંતરતંતર સંબંધી જે વહેમી ક્રિયા પ્રયોગ વગેરે તે. (૨) રીસ; ઓછપનું વાંકું. (૩) કણક ગહડવાનું જે ઘી કે તેલ તે.

**ટુવાલ**, પુ૦ [ અ. ] શરીર લુછવાનો જાડા વણાટનો લુગડાનો નાનો કકડો; અંગુછો.

**ટુવો**. પુ૦ ખાડો; ગોબો. (૨) ઉંડું દર; ભોક; નાર. (૩) ટપકુ બિંદુ.

**ટુંક** સ્ત્રી૦સ્વમાનનો ટેક. હુંપદ; સ્વાભિમાનની લાગણી. (૨) લાજ; શરમ. (૩) ટુંકું; સંક્ષિપ્ત.

**ટુંકડું**, વિ૦ ટુંકું; નહિ લાંબું.

**ટુંકાક્ષરીલિપિ**, સ્ત્રી૦ ટુંકામાં ઉતાવળે શબ્દ અને ભાષણો લખી લેવાની રીત

**ટુંકારવું**, ક્રિ૦ અ૦ તોછડે બોલાવવું, ટુંકારો કરવો.

**ટુંકારો**, પુ૦ [ સં. त्वंकार ] તું એવો તોછડો બોલ તે; તોછડાઇથી કોઇને સંબોધવું તે.

**ટુંકું**, વિ૦ લાંબું નહિ એવું; બહુ મોટું નહિ એવું. (૨) જોઇએ તેટલું; સંક્ષિપ્ત. (૩) થોડું; ઓછું; નાનું. (૪) સરભર ન થઇ રહે એવું; અપૂર્ણ; નહિ પૂરતું. (૫)

સાંકડું. ક્રિ૦ પ્ર૦ ઠુંકું કરવું=ઠુંકામાં પતાવવું; કમતી કરવું; ઠુંકી નજર= હૃદયની વિશાળતા નહિ તે; બુદ્ધિ નહિ દોડાવવી તે. (૨) કંજુસાઇ.

ઠુંટમુટ, વિ૦ ઠુંટિયાવાળીને મુગું મુગું પડી રહેલું. (૨) ભાગેલું; તૂટેલું હોય એવું. [ખોડવાળું.

ઠુંટળું, વિ૦ ઠુંકું; હાથે

ઠુટિયાં, ન૦ ઢીંચણમાંથી પગ વાળી રાખવા તે, પગને વાળીને ટુંકા રાખવા તે. ક્રિ૦ પ્ર૦ ઠુંટિયા વાળવા= પગને ઢીંચણમાંથી વાળી દઇને પડી રહેવુ તે (૨) મોકળે મને કાર્ય નહિ કરવું તે.

ઠુંટિયું, ન૦ તાવ આવે અને સાંધા રહી જાય એવો એક સંસર્ગી મરજ; એક જાતનો ફુડતો વાતવ્યાધિ. (૨)ઢીંચણમાથી પગ વાળી રાખવા તે.

ઠુંઠ, વિ૦[સં. रूण्ड] જેને હાથે ખોડ હોય તે; જેનો પ જો તુટી ગયેલો હોય તે; ઠુંઠું. (૨) જેના હાથના અવયવો કામ કરી શકતા ન હોય તે.

ઠુંડી, સ્ત્રી૦ કુવામાં રેતીનું પડ આવતાં કણુઝીનાં પાટિયાનું એક મોટું ચકરડું કરી અંદર ઉતારે છે તે; કુંડી. (એ ચકરડુ તે ઠુંડી અથવા કઠવો કહેવાય છે. એના ઉપર પછી ઇટાથી ચણતર ચણવામા આવે છે.)

ઠુંઠું, વિ૦ ઠુંઠું; વાંકા હાથનું; વળી ગયેલા હાથવાળું; ઠુંઠું.

ઠુંઠો, વિ૦ જન્મઠુંટો; ઠુંકા હાથવાળો. (૨) ઠગ ધૂર્ત.

ઠુંપણુ, ન૦ ઠુંપવું તે; ચુંટી નાખવું-મૂળમાથી ખેંચી નાખવું તે. (૨) નિંદણુ. (૩) ખૂબ ગુંદવું, મસળવું તે. (૪) ઠુપવાનું જે ઘી અથવા તેલ તે.

ઠુંપણું. ન૦ઠુંપવું તે. (૨)ઠુંપવાનું ઓજાર (૩)વાળ ઠુંપવાની ક્રિયા.

ઠુંપવું, ક્રિ૦ સ૦ વાળ ખેંચી નાખવા, ખુંટવું; તોડવુ. (૨) રૂને કાલામાથી ચુંટી છુટું કરવું. (૩) શરમિંદુ કરવું, નીચું જોવરાવવું; પીખી નાખવું. (૪) મસળીને ગદડવું; આમળી આમળીને ખેચવું અને કસણુવુ (કણકને).

ઠુંપિયો, પુ૦ કોટે પહેરવાનું ગુંથણીવાળું સોનાનું ઘરેણું; ગળચવો.

ઠુંપો, પુ૦ દાબીને સજ્જડ કરી નાખવું તે. ગળામા કંઇ ઉતરે નહિ એમ હરડિયો દબાવવો તે; શ્વાસ બંધ થાય તેમ ગળું દાબીને સજ્જડ કરી દેવું તે (૨) બીજાથી લાભ લેવાય નહિ એમ કરવું તે; બંધ; દાબ. સખત પકડ; ફાસો ક્રિ૦ પ્ર૦ ગળે ઠુંપો દેવો=હરડિયો દાબવો.

ઠુંબો, પુ૦ મેણું.

ઠૂક, સ્ત્રી૦ ટોચ, શિખર. (૨) કવિતાની કડી; પદ; ચરણુ.

ઠૂટ, સ્ત્રી૦ તુટી જવું તે; અણબનાવ; વિગ્રહ; વાંધો. (૨) ફાટ; તરડ;

ચીરો. ( ૩ ) અછત; ખોટ. ક્રિ૦ પ્ર૦ ટૂટ પડવી=ભંગ પડવો.

**ટેક**, પુ૦ બોલેલાને ગમે તેમ કરીને પણ વળગી રહેવાનો આગ્રહ તે; અમુક મુદ્દાની વાતપર મુસ્તાક રહેવું તે; પણ. નિશ્ચય ( ૨ ) અચળતા; નિશ્ચલતા; દઢતા. (૩) આબરૂ, સાખ; ભાર. કવિતામાં રાગનો પહેલો ઢાળ બતાવનારી ટુક; આસ્તાઇ; ધ્રુવપદ. રૂ૦ પ્ર૦ ટેકનું પુતળુ=સ્વાભિમાની; એક નિશ્ચયવાળું.

**ટેકણુ**, ન૦ ટેકાના કામમાં આવે એવું જે તે; ટેકો; ઠેસી; અટકણ; ફાસ. (૨) અઢિંગણ; આધાર, આશ્રય.

**ટેકરી**, સ્ત્રી૦ સપાટી ઉપર ઉપસી રહેલો જમીનનો ભાગ; નાનો ટેકરો. ( ૨ ) ડુંગર; ઉંચી જમીન.

**ટેકરો**, પુ૦ મોટી ટેકરી. પૃથ્વીની સપાટી ઉપર ઉપસી આવેલી અથવા માણસોએ કરેલી ઉંચી જમીન; ડુંગરો; કોઇ વસ્તુનો ઢગ.

**ટેકવવું**, ક્રિ૦ સ૦ આધારે મૂકવું; ટેકો મળે એમ રાખવું; ઠેરવવું; અદ્ધર ઉભું રાખવું; ઝિલાઇ રહે એમ કરવું. (૨) મદદ કરવી.

**ટેકવું**, ક્રિ૦ અ૦ અઢિંગવું; આધારે રહેવું. ( ૨ ) શોભવું; ઉપર ઝિલાઇ રહેવું.

**ટેકાવવું**, ક્રિ૦ સ૦ ટેકો આપવો; બીજાને આધારે મૂકવું; નિભાવવું; ચલાવવું.

**ટેકી**, સ્ત્રી૦ નાનો ટેકો; થાભલી. (૨) ટીકી; ટીકડી. ( ૩ ) ટેકારૂપ થઇ પડવું; આધાર મળવો. સારી અસર થવા માંડવી તે. (૪) વિ૦ ટેકવાળું; ટેક મૂકે નહિ એવું, પોતાના નિશ્ચયને વળગી રહેનારૂં, ટેકીલું; આગ્રહી. ક્રિ૦ પ્ર૦ ટેકી લાગવી=સારી અસર થવા માંડવી (૨) કાર્ય સફળ થવાને મદદ મળવી; આશ્રય મળવો.

**ટેકીલુ**, વિ૦ ટેકવાળું; આગ્રહી, એક નિશ્ચયવાળું.

**ટેકો**, પુ૦ જેને આધારે કોઇ વસ્તુ રહે તે; આધાર; સ્તંભ; થાંભલો ( ૨ ) આશ્રય; આધાર સહાય. (૩) કોઇના બોલવાને સંમતિ આપવી તે; અનુમોદન; પુરતી; હાજિયો. ક્રિ૦ પ્ર૦ ટેકો આપવો=સંમતિ આપવી. ટેકો કરવો=મદદ કરવી ટેકો રાખવો= ખંતથી મદદમા રહેવું.

**ટેચ** સ્ત્રી૦ કચકચ; તકરાર. (૨) અહંતા; ગર્વ; મગરૂરી.

**ટેટી**, સ્ત્રી૦ નદીના ભાઠા ને રેતાળ જમીનમાં થતું આરિયા અને તરબુચની જાતનું એક મીઠું ફળ; સકરટેટી.

**ટેડું**, ન૦ બારૂનું મૂળ. (૨) પગની ઘુંટી અને ઢીંચણ વચ્ચેનો માસવાળો અવયવ તે

**ટેટો**, પુ૦ વડનુ ફળ ( ૨ ) મોટા ફટાકડો. ( ૩ ) પડ ઉપસીને બનેલો પોકળ આકાર.

**ટેડું**, વિ૦ જરાક નમતું રહેતું હોય એવું; મરોડદાર, તાનમાં ઢળતું

રહેતું; બાંકું. (૨) વળેલું; વાંકું; કમાન જેવું. (૩) અહંતાના મદવાળું; મત્સરવાળું; ગર્વી, મિજાજી. (૪) વિચિત્ર.

ટેડાઇ, સ્ત્રી૦ વાંક; વક્રતા. (૨) મરોડ, રોફ. (૩) બેપરવાઇ, ગુમાન; ગર્વ. (૪) મમત; શેખી. (૫) કડક-પણું, મિજાજ.

ટેડાપણું, ન૦ ટેડાઇ.

ટેપ સ્ત્રી૦ [ અ ] માપણીની પટ્ટી, ટીપ.

ટેબલ, ન૦ [અં] ઉંચી પાટ કે બાકડા જેવી પાટિયાંની બનાવટ,મેજ.

ટેભો, પુ૦ શીવણનો ટાકો; બખિયો; બે બાજુઓને જોડવાને મારેલા ટાકા તે. ક્રિ૦ પ્ર૦ ટેભા દેવા= ટાંકા મારવા.

ટેરવવું, ક્રિ૦ સ૦ પાયાને વારં-વાર ઉંચો નીચો કર્યા કરવો; બરોબર આવે એમ કર્યા કરવું. (૨) વખતો વખત સહાય કર્યા કરવી. (૩) આગળ ધરવું, અનુમોદન આપવું; પુરતી કર્યા કરવી રૂ૦ પ્ર૦ પાયો ટેરવવો= સહાય આપતા રહેવું.

ટેરવું, ન૦ પાતળો છેડો; અણી. રૂ૦ પ્ર૦ જીભને ટેરવે=મોઢે, પાઠે. આગળીને ટેરવો=તૈયાર, સહેજે કહી દેવાય એમ.

ટેરો, પુ૦ પડદો, અંતરપટ. (૨) પત્થર જેવું કઠણ હોય તે.

ટેલ, સ્ત્રી૦ જુઓ ટહેલ.

ટેલિગ્રાફ, પુ૦ [ અ ] ધાતુના તાર મારફતે વિજળિક પ્રવાહથી દુર સંદેશો મોકલવાનું યંત્ર

ટેલવું, ક્રિ૦ અ૦ જુ ટહેલવુ

ટેલિગ્રામ, પુ૦ [ અ. ] તારનો સંદેશો

ટેલિફોન ન૦ [અં] એક છેડા, ઉપર બોલેલું બીજા છેડા ઉપર સંભ-ળાય એવું જે યંત્ર તે. (૨) એ યંત્ર-દ્વારા સંભળાયેલો સંદેશો.

ટેલિયો, પુ૦ જુ ટહેલીયો.

ટેવ, સ્ત્રી૦ શરીર અને મનનું પરિચયથી અમુક બાબત તરફનું જે વલણ તે. આદત, મહાવરો, હેવા; ખાસિયત. (૨) વર્તણુક; રીતભાત; વહીવટ. રીત, ગુણ. ખોટી ટેવ= ખરાબ લત; વ્યસન;

ટેવરાવવું, ક્રિ૦ પ્ર૦ ટેવ પડે એમ કરવું.

ટેવવવું, ક્રિ૦ સ૦ ટેવ પાડવી; મહાવરો કરાવવો; પરિચયમાં લાવવું.

ટેવવું, ક્રિ૦ સ૦ જોયા કરવું. (૨) ધારવું, અટકળ કરવી. (૩) સહ-વાસ કરાવવો

ટેવાવું, ક્રિ૦ અ૦ ટેવ પડી જવી; કામથી પરિચિત થવું, હળવું.

ટેં, એવો બીકનો અવાજ (૨) વિ૦ (અ૦) થાકીને લોથ થઇ ગયેલું; હારેલું એવુ. નિઃસત્વ; બેહાલ.

ટેંકું, વિ૦ થાકીને લોથપોથ થઇ ગયેલું હોય એવું; જેનાથી કંઇ

પણ થઇ શકે નહિ એવું. (૨) કેફથી ચકચૂર. બેહાલ. (૩) વ્યસની. અફીણી (૪) નિઃસત્વ, કાયર, અને વ્યસનમાં ડુબડુબાં થઇ રહેલો ગરાસિયો તે. (૫) એક વનસ્પતિ ને તેનાં મૂળિયાં.

**ટેંટેં**, સ્ત્રી૦ અણગમાનો બડબડાટ. ચેંપેં. (૨) ખાલી દુઃખ ઉત્પન્ન કરે એવી દયા ભરેલું રડવું તે. શિકારમાં ઝલાયલા પક્ષીનું રડવું તે.

**ટોક**, પુ૦ ટોકણું: ટોકણી: પડપૂછ કરવી-ઠપકો દેતા રહેવું તે (૨) નજર: દૃષ્ટિ

**ટોકણી**, સ્ત્રી૦ વારંવાર ટોકવું તે; ટોકણું. (૨) નજર લાગવી તે; ટોકવું તે

**ટોકણું**, ન૦ ટોક; ટોકણી.

**ટોકર**, સ્ત્રી૦ ઠોકર, હડફટ; ઓચિંતો આઘાત; ટક્કર: અથડાવું તે. ઠેસ. [ઘંટડી (૨) ઘંટની જીભ.

**ટોકરી**, સ્ત્રી૦ નાની ટકોરી;

**ટોકરો**, પુ૦ મોટો ગોળ મણકા જેવો ઘંટ. ટકોરાબંધ વાગે એવો ઘાટ.

**ટોકવું**, ક્રિ૦ સ૦ વારંવાર પડપૂછ કરવી અને ઠપકો દેતા રહેવું; ખંત-સંભાળ રાખવાનું કહ્યા કરવું: પૂછવું: યાદ આપવું. માગવું; ઉઘરાણી કરતા રહેવું. (૨) કોઇના કોઇ એક કાર્ય તરફ વહાલભરી કે અદેખી આંખે જોવું. નજર બેસાડવી

**ટોકળો**, પુ૦ મોટી જૂ; વકરેલી જૂ.

**ટોચ**, સ્ત્રી૦ ઝાડ વગેરેનો છેક ઉપલો ભાગ: સૌથી ઉંચી શાખા. (૨) પર્વત મહેલ વગેરેનો ઉપલો ભાગ; શિખર; મથાળું. (૩) છેલ્લી ઉંચી અણી; ઉપર ઉપર જતા જે કોઇ વસ્તુનો છેલ્લામા છેલ્લો ઉપલો છેડો તે. (૪) મેણું: ટુંબો (૫) ભોંક, કાણું.

**ટોચકી**, સ્ત્રી૦ નાનું ટોચકું.

**ટોચકું**, ન૦ કોઇ પદાર્થનું ઉપલું ગોળ મથાળું; મોગરો. (૨) માથું; મસ્તક. (૩) ટીચકું.

**ટોચવું**, ક્રિ૦ સ૦ ખોદવું; ખોતરવું; ઉખાડવું. (૨) ગોદા-ઘા મારવા. (૩) કાગળ વગેરેમાં કાણું પાડવું.

**ટોટી**, સ્ત્રી૦ દાબવાથી દારૂ સળગી ઉઠે એવી તાંબાની ખોલી. (૨) હોકાની નેહના મોં ઉપર બેસાડેલી નાની ધાતુની ભુંગળી. (૩) ડિંટડી; છોકરાં ચગળી શકે એવી નળી. (૪) કાનનું એક ઘરેણું.

**ટોટો**, પુ૦ વેપાર ધંધામાં જે નુકસાન જાય તે; ખોટ. (૨) ગળાનો હરડિયો. (૩) [illegible]જીની એક બનાવટ. [ઘુઘરી.

**ટોઠા**, પુ૦ આખા બાફેલા દાણા;

**ટોડર**, પુ૦ ડમરો; ડમરાની માંજર.

**ટોડલો**, પુ૦ ટોડો.

**ટોડી**, સ્ત્રી૦ માલકોશ રાગની એક રાગિણી. (૨) ટોડા રજપૂતની કુંવરી.

**ટોડલો,** પુ૰ બાજુની ભીંત. (૨) બારસાખની ઉપલી બે બાજુએ લાંબા રાખેલા ચોરસ ડોયા; ઘોડલો. (૩) કુવા તલાવના ઘાટ પરના પ્રવેશ માર્ગના બે બાજુના કીનારા. (૪) પુરૂષને પગે પહેરવાનું સાંકળું. (૫) નાણા ભરેલી કોથળી.

**ટોડો,** પુ૰ ટોડલો. (૨) મિનારો; ઝરૂખાદાર ઉંચો સ્તંભ; ઉંચી શિખરબંધી (૩) ઉત્સાહ, અભિમાન, પ્રેમ અને કીર્તિનો અસહ્ય ઉછાળો. (૪) મોખરો, આગોળ, અગ્રભાગ.

**ટોણો,** પુ૰ મેણું.

**ટોપ,** પુ૰ સૈનિકને માથે પહેરવાની લોખંડની ટોપી. (૨) મોટી છતરી; છત્ર; ખુંપડો. (૩) તપેલું, પહોળા મોંનું વાસણ. (૪) શિલીન્ધ્ર, બિલાડીનો ટોપ.

**ટોપરાપાક,** પુ૰ લીલા ટોપરાના ખમણને ચાસણી પાઇ બનાવેલો ખાવાનો એક પદાર્થ; કોપરાપાક (૨) માર.

**ટોપચી,** પુ જુ૰ તોપચી.

**ટોપરૂં,** ન૰ નાળિયેરની અંદરનું ફળ-ગડ; કોપરૂં. ટોપરા જેવું=મીઠું, સ્વાદિષ્ટ; લહેઝતદાર.

**ટોપલી,** સ્ત્રી૰ વાસની ચીપોની મોટી બનાવટ, સુડલી.

**ટોપલો,** પુ૰ મોટી ટોપલી, સુડલો, પહોળા મોનું વાંસની ચીપોનું પાત્ર. (૨) જોખમ; જવાબદારી (૩) ભારબોજ.

**ટોપી,** સ્ત્રી૰ કપડાનું શિવેલું માથાઢાંકણું. (૨) ટોપી પહેરનારી પ્રજા તે. ક્રિ૰ પ્ર૰ ટોપી પહેરવી=નિર્લજ્જ થવું; દેવાળું કાઢવું.

**ટોપીવાળો,** પુ૰ ટોપી પહેરનારી પ્રજાઓમાંનો કોઇ પણ ઇસમ તે, યુરોપિયન. [ નાનો કળશિયો.

**ટોયલી,** સ્ત્રી૰ કશલી, લોટી;

**ટોયલું,** ન૰ પહોળા મોંનું ઘી તેલ વગેરે રાખવાનું વાસણ.

**ટોયું,** ન૰ દાણાનું નાનું માપિયું; ગડીયું. [ ઉડાડનારો માણસ.

**ટોયો,** પુ૰ બૂમો પાડીને પંખીઓ

**ટોરપિડો,** સ્ત્રી૰ [ અં. ] નાશકારક દ્રવ્યથી ભરેલું સમુદ્રના પાણીમાં રહી દુશ્મનના વહાણનો નાશ કરનારૂં એક યંત્ર, એ યંત્ર જેમાં હોય એવી જળસંચારી બોટ; સબમરિન.

**ટોલ,** પુ૰ [ અ ] જાહેર બાંધકામના વાપર માટે લેવાતો કર તે; વેરો; દાણ.

**ટોલો** પુ૰ મોટીજૂ. [ નિંદાવું.

**ટોવાવું,** ક્રિ૰ અ૰ વગોવાવું;

**ટોલ્લો,** પુ૰ ઘડિયાળનો ટકોરો; ખોઇ ઉપર મારવામા આવતો જે ફટકો તે (૨) ઉડાડવું તે; વાયટો. ક્રિ૰ પ્ર૰ ટોલ્લે મૂકવું=વિસરી જવું. ટોલ્લો મારવો=ઉડાવવું, કાઢી મૂકવું.

**ટોવું,** ક્રિ૰ સ૰ બૂમ પાડીને પંખી ઉડાડવાં. (૨) પુમડા કે ચમચીવડે થોડી થોડી વારે પાણી પાયા કરવું; સિંચવું; છીપવું.

**ટોળ**, સ્ત્રી૦ (ન૦) હસવું આવે અને ગમ્મત મળે એવી ક્રિયા. (૨) મશ્કરી; મજાક; ઠઠ્ઠા. (૩) અડપલું; છેડતી (૪) નકલ. બનાવટ. (૫) ટોળું; સમૂહ. જથ્થો.

**ટોળક** પુ૦ ટોળકિયા બ્રાહ્મણ-માંનો એકાદજણ (૨) વિ૦ ટોળકિયાનું.

**ટોળકી**, સ્ત્રી૦ નાની ટોળી, થોડા જણની મંડળી.

**ટોળવું**. ક્રિ૦ અ૦ કામ કરવું.

**ટોળિયો**, પુ૦ ટોળ કરનારો: મશ્કરો, ગમ્મત કરાવે તેવો માણસ તે; ટિખળી.

**ટોળી**, સ્ત્રી૦ નાનું ટોળું; મંડળી; થોડાજણનો સમુદાય. ટોળકી.સમૂહ.

**ટોળું**, ન૦ ઘણાજણનું એકઠું થવું તે મંડળ; ઘણા માણસોનો સમુદાય તે; સંઘ; સમૂહ. જથ્થો.

**ટોંચ**, સ્ત્રી૦ ટોચવાથી પડેલો ખાડો-ભોક તે. ટોચવું તે; આઘાત. (૨) ટોણો મેણું (૩) ફાચર; ફાંસ. (૪) ટકોરઃ ઠોકર.

**ટોંચણું**, ન૦ ટાંકણું.

**ટોંચવું**. ક્રિ૦ સ૦ ટાંકણાથી ખોદવું ટાકા મારવા (૨) ઠપકો આપવો. (૩) કાગળમાં ઝીણું કાણું પાડવું.

**ટૌકાર**, પુ૦ ટૌ એવો ઉચ્ચાર તે.

**ટૌકારવ**, પુ૦ મોરનો કે કોયલ નો સ્વર ટહુકાર

**ટૌકો**, પુ૦ કોયલ અથવા મોરનો શબ્દ· સાદ બૂમ (૨) ચાલતી વાતમાં હાજિયો ભણવો તે. (૩) ધાટો; સાદ. હાક ક્રિ૦ પ્ર૦ ટૌકો કરવો=બોલાવવું. ટૌકો પુરવો=હાજિયો ભણવો.

**ટૌટૌ**, અ૦ કઇ બની શકે નહિ એવો ખાલી અવાજ તે.

**ટ્રામવે**, સ્ત્રી૦ [અં.] સડ- ઉપર નાખેલા લોઢાના પાટા ઉપર પશુઓથી અથવા યાંત્રિક શક્તિથી ચલાવવામાં આવતી ગાડીઓની જે ગોઠણ તે

## ઠ

### ઠ

**ઠ**, પુ૦ [ સં. ] ગુજરાતી ભાષાની લિપિનો બારમો વ્યંજન

**ઠકઠક**, અ૦ ઠોકવાનો એવો અવાજ તે. (૨) ફરતા પૈંડાના ભાગ-વાથી થતો અવાજ તે; કોઇ વસ્તુ જમીન વગેરે સાથે રહીરહીને અફળા-વાથી થયા કરતો જે અવાજ તે.

**ઠકરાઇ** સ્ત્રી૦ ઠાકોરપણું કરવું તે ઠકરાઇ (૨) શેઠાઇ મોટાઇ. (૩) અમલ ભજવણી. જોહુકમી.

**ઠકરાણું**, ન૦ ઠાકોરની સ્ત્રી; ઠક-રાણાં, ઠકરાણી; ગરાસણી.

**ઠકરાણી**, સ્ત્રી૦ ઠાકોરની સ્ત્રી; ગરાસણી. ( ૨ ) અમલ ચલાવનારી; શેઠાણી; જોહુકમીવાળી સ્ત્રી.

**ઠકરાત**, સ્ત્રી૦ ઠકરાઇ, ઠાકોરપણું. ( ૨ ) ઠાકોર તરીકે અમલ કરવાની જે સત્તા તે (૨) જાગીર.

**ઠકરાળાં**, સ્ત્રી૦ ઠકરાણી. ( ૨ ) નાના નાના ઠાકોરોની જાગીરો તે

**ઠકરાળુ**, ન૦ ઠાકોરનું ગામ; જાગીર [ ઉચ્ચાર તે; ઠહો.

**ઠકાર**, પુ૦ ઠ એવો અક્ષર અને

**ઠક્કર**, વિ૦ કેટલીક જાતિઓની અટકનુ ઉપનામ; લુવાણા જાતિની ખાસ અટક. ( ૨ ) ઠાકોર.

**ઠગ**, વિ૦ ઠગી લેનાર; ઠગારૂં; લુચ્ચું; ખંધું; ધુતારૂ. (૨) ઠગ નામની લુટારાઓની એક જાતિ.

**ઠગણું**, વિ૦ ઠગારૂં, ઠગે એવું.

**ઠગબાજી**, સ્ત્રી૦ ઠગવાની જે કળા તે, ઠગવાની આવડત તે ( ૨ ) ઠગાઇનો ધંધો તે; પ્રપંચ, દગો

**ઠગવિદ્યા**, સ્ત્રી૦ ઠગવાની કળા તે; ઠગબાજી, ઠગવાની ચતુરાઇ; ઠગાઇ કરવાની આવડત.

**ઠગવું**, ક્રિ૦ સ૦ ભોળવીને લઇ લેવું; ખોટું ખરૂં સમજાવી કોઇની પાસેથી કંઇ પડાવી-છીનવી લેવું; કપટથી લેવું; છેતરવું; ધૂતવું; ફોસલાવવું.

**ઠગવેડા**, પુ૦ ઠગપણું કરવું તે; ઠગાઇ ચલાવવી તે, ઠગવૃત્તિ.

**ઠગાઈ** સ્ત્રી૦ ઠગપણું; ઠગવિદ્યા.

**ઠગારૂં**, વિ૦ (પુ૦ ઠગારો સ્ત્રી૦ ઠગારી) ઠગે એવું જે તે; ઠગાઇ કરનાર; ઠગાઇથી ભરેલું; પ્રપંચી; લુચ્ચું ઢોંગી

**ઠગાવું** ક્રિ૦ અ૦ છેતરાવું ધુતાવું; ભૂલ થાપ ખાવી; ફોસલાઇ જવું.

**ઠઠ્ઠા** સ્ત્રી૦ મશ્કરી; ચેષ્ટા ( ૨ ) અડપલું

**ઠઠ્ઠાખોર**, ત્રિ૦ મશ્કરી ઠઠ્ઠા કરનારૂં; મજાકી; સામાની મશ્કરી કરીને ગમ્મત મેળવનાર

**ઠઠ્ઠાબાજી**.સ્ત્રી૦ ઠઠ્ઠા મશ્કરી કર્યા કરવી તે ટિખળ કર્યા કરવા તે.

**ઠઠ્ઠો**, પુ૦ 'ઠ'કાર.

**ઠઠ**, સ્ત્રી૦ [ સં. સ્થા ઉપરથી ] માણસ વગેરેનો ખૂબ ભરાવો; જમાવ, ટોળું સમૂહ જત્થો. (૨) ભીડ, ગીરદી.

**ઠઠકારવું**, ક્રિ૦ સ૦ ઠપકો દેવો; ધધડાવવું ( ૨ ) મારવું.

**ઠઠમઠ**, સ્ત્રી૦ ઠીકઠાક કરી મઠેરી આપવું તે ઠીકઠાક કરવાની તજવીજ તે; ટાપટીપ. ( ૨ ) ઠઠવેઠ, સેવા સંબંધી કામકાજ; સારવાર, વહીવટ હારભાર. (૩) ચાકરી; બરદાસ; મહેમાનગીરી, સેવા.

**ઠઠરવું**, ક્રિ૦ અ૦ પોતે ને પોતે ઠઠારો કરવો (૨) ટાઢથી ધ્રુજવું;

**ઠઠવું**, ક્રિ૦ અ૦ ઠાઠ કરવો; રચવું, બનાવવું.

**ઠઠવેઠ**, સ્ત્રી૦ ઠઠમઠ; સારવાર;

સરભરા: સેવા; ચાકરી; બરદાસ.

**ઠઠળવું**, ક્રિ૦ અ૦ આમ તેમ હાલ્યા કરવું; નકામું રઝળવું: રખડવું. (૨) ખળખળી જવું; જીર્ણ થઇજવું; ડડળવું.(૩) ટાઢથી ધ્રુજવું.

**ઠઠાડવું**, ક્રિ૦ સ૦ બીજાની સાથે સામેલ કરી દેવું, ભેળવી દેવું. (૨) ખરૂં ખોટું જેમ વખતને અનુકૂલ હોય તેમ બોલી દેવું; ઘુસાડી દેવું; અંધએસ્તું કરી નાખવું, અડાવી દેવું.

**ઠઠારવું**,ક્રિ૦ અ૦ ઠઠારો કરાવવો; ઠાઠમાઠ કરાવવો; શણગારવું; સારૂં દેખાય એમ કરવું. (૨) કૃત્રિમ બનાવવું.

**ઠઠારો**, પુ૦ સુશોભિત બનાવી દેવુ તે; ખૂબ ઠાઠ કરવો તે; શણ- ગારવું તે.

**ઠઠોળી**, સ્ત્રી૦ મશ્કરી; ઠઠોરી.

**ઠણક**, સ્ત્રી૦ ધાતુનો ઘાટ ઠપકા- વાથી થઇ થઇને રહી જતા અવાજોમાંનો દરેક એક એક રણકો તે. (૨) રહી રહીને આવતું રૂંગું તે. (૩) રહી રહીને વાગતો જે આંચકો કે આઘાત તે; ઝબકારો.

**ઠણકવું**, ક્રિ૦ અ૦ ખડખડવું; ઠણકો-રણકો થવો. (૨) હલકેથી અફ- ળાઇને વાગવું-લાગવું. (૩) નરમ આઘાત કે અંદરથી પીડ થવી; રહી- રહીને વાગવું-રોવું આવવું.

**ઠણકારવું**, ક્રિ૦ સ૦ ઠણકે એમ કરવું; ઠમકો થવો; ખડખડે એમ કરવું. (૨) ઝાપટવું; ઠપકો દેવો. (૩) ઠોકવું: મારવું; વગાડવું.

**ઠણકો**, પુ૦ [ सं. ठणत्कार ] ધાતુ પાત્ર ઠપકાયાથી નીકળતો અવાજ: રણકો. (૨) છાતીને ઠપકાવીને કાઢ- વામાં આવતો રૂદનનો અવાજ; ઠણ- કલો (૩) ટાઢની કંપારી, ધ્રુજારી; કંપ. (૪) સણકો.

**ઠણઠણ**, સ્ત્રી૦ ધાતુપાત્રને ઠોક- વાથી નીકળતો એવો અવાજ. (૨) ખાલીખમ. રૂ૦ પ્ર૦ ઠણઠણ પાક=માર પડવો તે. ક્રિ૦ પ્ર૦ ઠણઠણ થવું= ખડખડવું. ઠણઠણ કરવું=અણગમો કર્યા કરવો; રોવું.

**ઠણઠણવું**, ક્રિ૦ અ૦ ઠણઠણ એવો અવાજ થવો; ખડખડવું; વાગવું. (૨) રહીરહીને ઠણકલા કર્યા કરવા; રહીરહીને રોવું.

**ઠણઠણાટ**, પુ૦ ઠણઠણ એવો અવાજ થવો તે; ખડખડાટ. (૨) ઠણકલા કરવા તે; અણગમો; કણ- કણાટ; રહી રહીને રડવું તે.

**ઠણત્કાર**, પુ૦ [ सं. ] ઠણઠણ એવો અવાજ થવો તે; ઠણકારો; રણત્કાર.

**ઠપ**, અ૦ કોઇ ચીજ એકદમ પછડાવાથી નીકળતો એવો અવાજ: ટપ; ધબ.

**ઠપકવું**, ક્રિ૦ અ૦ પછડાવું; ઠોકાવું; અફળાવું; અથડાવું.

**ઠપકારવું**, ક્રિ૦ સ૦ અફાળવું;

અથડાવવું: મારવું; ટીપવું; ઠોકવું. (૨) ઠપકો દેવો; ખીજવું.

**ઠપકો**, પુ૦ ખોટું કામ કરવા માટે વઢવું તે, શિખામણ દેવી તે; ઠોક દેવો તે (૨) ઉપાલંભ. ઠપકા પાત્ર=દોષી.

**ઠપકાવું**, ક્રિ૦ અ૦ અથડાવું: અફળાવું (૨ ઠપકો ખાવો

**ઠબકવું**, ક્રિ૦ અ૦ અથડાવું. (૨) રખડવું. ઠપકવું.

**ઠબલાવું**, ક્રિ૦ અ૦ કુટાવું; પીટાવું; પછડાવું.

**ઠબકારવું**, ક્રિ૦ સ૦ ઉપરથી ઠોકવું; બેસાડવું. (૨) ઠપકો દેવો; વઢવું. ખીજવું.

**ઠમક**, સ્ત્રી૦ ઠોકે ઠોકે ઝાંઝર વગેરેનો જે અવાજ થાય છે તે. (૨) ઠોક પડે એમ ચાલવાનો મરોડ; ચાલવાની એક ઢબ-તરેહ તે; એક પછી એક અવાજ થવો તે; ઠુમક; મરોડ; લટક લહેકો; વરણાગી.

**ઠમકઠમક**, અ૦ ઠમઠમ થાય તેમ; ખડખડે એમ; ચટક મટક; સ્ત્રીઓની ચાલની ઢબછબ.

**ઠમકવું**, ક્રિ૦ અ૦ ઠમઠમ થવું; ખડખડવું, રહી રહીને ઠમ ઠમ એમ થવું; ઠેકેઠેકે વાગવું.

**ઠમકારો**, પુ૦ ઠમ એવો ધાતુનો જે રણકો તે. ઠમકો.

**ઠમકો**, પુ૦ ચાલતાં થતો કમરનો જે ઝોક અને લટક તે; મરોડ. ઠુમકો; ચાળો; લટકો. (૨) લહેકાતી ચાલને લીધે ઘરેણાંનો જે અવાજ થવો તે; લહેક. ક્રિ૦ પ્ર૦ ઠમકો કરવો=ઘરેણાં લુગડાં પહેરી અંગ મરોડીને ચાલવું.

**ઠમઠમવું**, ક્રિ૦ અ૦ ઠમઠમ એવો અવાજ થવો; ઠોક ખાઇ ખાઇને ખડખડવું; અથડાઇને ખણખણવું.

**ઠમઠમ**, અ૦ એવો અવાજ તે.

**ઠમઠમાટ** પુ૦ ઠમઠમ થવું તે; ખડખડવું તે. (૨) ખાલી ભભકો; આડંબર; ધમધમાટ. (૩) પતરાજ; ખાલી દમ. (૪) છણછણાટ;થનથનાટ.

**ઠમણી**, સ્ત્રી૦ ઠામ ઘોડી, વાંચવાની ચોપડી મૂકવાની ત્રિપાઇ.

**ઠરઠરાવ**, પુ૦ પાકો ઠરાવ, નક્કી બંદોબસ્ત કરવો તે. ઠેકાણું તે.

**ઠરઠામ**, ન૦ ઠરીને રહેવાનું

**ઠરઠેકાણું** ન૦ નક્કી ઠેકાણું તે; વ્યવસ્થિત રહેવા સુવાનો બંદોબસ્ત તે. (૨) વ્યવસ્થા; ગોઠવણ; રચના; બંદોબસ્ત. (૩) પત્તો, તજવીજ; ભાળ.

**ઠરડ**, સ્ત્રી૦ વક્રતા, મરોડ;ઠરડાઇ જવું તે. વાંકા થઇ જવું તે. (૨) ગર્વ; તોર; અભિમાન. (૩) પુ૦ ધાતુના સળિયાનો જે વાંક તે. ઠરડાટ.

**ઠરડાવું**, ક્રિ૦ અ૦ વંકાવું; વાંકા વળી જવું. (૨) વંકાવું. રીસાવું; વાંકું ચાલવું; વિરુદ્ધ રહેવું; મોં મરડીને ચાલવું.

**ઠરવું**,ક્રિ૦ અ૦ [સં.स्था] સ્થિર

થવું; ઉભા રહેવું; ચંચળતા મટવી. (૨) ધીરું પડવું; ખોટી રહેવું. (૩) શોભવું; ટકવું. (૪) મુકરર થવું; નિશ્ચય થવો. (૫) જામવું; એકઠું થવું; નીતરીને બેસવું. (૬) જાડું થવું; ઘટ્ટથવું (૭) ટાઢું; પડવું, શાંત થવું; થીજવું. (૮) બંધાઇ જવું; જોડાવું; બાઝી જવું. (૯) ટાઢથી સંકોચાઇ જવું; ઠંડા થઇ જવાવું; ચઢી જવું. (૧૦) ભાવ નક્કી થવો; નિશ્ચય કરવો. (૧૧) બંદોબસ્ત થવો ગોઠવણ થવી (૧૨) પ્રસન્ન થવું; ખુશી થવું; સંતોષ વળવો રાજીથવું. (૧૩) મિચાવું; લીન થઇ જવું (૧૪) તૃપ્તિ થવી.

**ઠરાવ,** પુ૦ ઠરાવવું-નક્કી કરવુ તે. નિર્ણય; સરકારની આજ્ઞા. (૨) સરત, કરાર, કમાલો (૩) બંદોબસ્ત.

**ઠરાવપત્ર,** ન૦ કરારનામું; સાટું, બોલી.

**ઠરાવવું,** ક્રિ૦ સ૦ નક્કી કરવું

**ઠરીઠામ,** અ૦ નક્કી ઠેકાણે; સ્થિર એમ; નિવૃત્તસ્થિતિમાં

**ઠરેલ,** વિ૦ જેના વિચારો સ્થિર થયેલા હોયએવું શાણું. ગંભીર,પુખ્ત.

**ઠલવવું,** ક્રિ૦ ઠાલવવું.

**ઠલવાવું** ક્રિ૦ અ૦ ખાલી થવું; એક પાત્રમાંથી બીજા પાત્રમાં પડવું.

**ઠસ,** અ૦ સજડાસજડ થઇ ગયેલું હોય તેમ; ખીચોખીચ ભરાઇ ગયેલું હોય તેમ; ઠસાયેલી હાલતમા હોય એમ; જરાએ માગ ન હોય તેમ; ઠસોઠસ. (૨) ઠબ, જડ. નરમ; ઢીલું; શિથિલ.

**ઠસકબાજ,** વિ૦ રોફદાર; ગર્વી; અભિમાની (૨) ભભકાદાર, તેજસ્વી; દીપતુ; રાભીતું; ઠસ્સાદાર.

**ઠસકાદાર,** વિ૦ રોફદાર; ભભકાદાર. (૨) તોર ને અભિમાનનું ભરેલું. (૩) જાજરમાન.

**ઠસકો** પુ૦ મગરૂરીનો ઉદ્ધત દેખાવ. તોરની છાલકાઇ, છર, તરછોડ. (૨) ઝલેહ. ભભક.

**ઠસણિયું.** ન૦ અટકણ તરીકે વાપરવાનું જે કંઇ હોય તે, આડખાલી; ઠેસી, ચાપ ઠેસણિયું.

**ઠસવું,** ક્રિ૦ અ૦ [ સં. સ્થા. ] સ્થિર થઇ બેસવું; સારી પેઠે મનમાં ઉતરવું; સજ્જડ ચોટવુ, સમજમાં આવવું.

**ઠસાઠસ,** અ૦ જરા પણ માગ રહ્યો ન હોય એમ; પૂરેપૂરું; સજડાસજડ ઠસોઠસ.

**ઠસાવવું.** ક્રિ૦ સ૦ મનમાં ઉતારવું; પાકું સમજાવવું; છાપ પાડવી; સજ્જડ કરી નાંખવું.

**ઠસોઠસ.** અ૦ ઠાંસીને ભરેલું હોય એમ. ખૂબ દાબીને ભરેલું હોય એવું.

**ઠસ્સાદાર** વિ૦ ગર્વનો છટાવાળુ; ભભકાદાર. તોર ને ભભકવાળું; ઓહદાર; ગરૂરીદાર. રોફદાર; જાજરમાન.

**ઠસ્સાબંધ,** વિ૦ રોફભેર; દમા-

મબંધ. ( અ૦ ) દમભેર; મરોડમાં; તોરમાં; ગરૂરીમાં.

**ઠસ્સો.** પુ૦ મગરૂરીનો જે લટકો તે; રોફદાર દેખાવ કરવો તે ભભકની છટા; લહેરી લટકો, ડોળ; શીકલ; છેલાઇ.

**ઠળિયો,** પુ૦ ફળમાંનો કઠણ બીજરૂપી કણ; ઠીલો; બિયો; બી, ગોટલો.

**ઠંગરાણું.** ક્રિ૦ અ૦ ઠંડું થવું; ઠીંગરાવું ઠરી જવું અકડાઇ જવું.

**ઠંઠેરવું,** ક્રિ૦ અ૦ ઠાઠા ભાગી નાંખવા ઠોકવું. મારવું (૨) સાધામાંથી નરમ કરી નાખવું; ખ ખેરવું; ઝંઝેડવું. ( ૩ ) ખૂબ ઠપકો આપવો. રૂ૦ પ્ર૦ ઠઠેરી કાઢવું=હમેશ માટે કાઢી મૂકવું.

**ઠઠોરવું,** ક્રિ૦ સ૦ ઠાઠાં ભાગે એમ કરવું. અધકચરૂં કરવું; ખોખરૂં કરવું ( ૨ ) છેતરવું. ( ૩ ) મારીને કાઢી મૂકવું. [ શૈત્ય; શરદી.

**ઠંડ,** સ્ત્રી૦ ઠંડી; ટાઢ ટાઢક.

**ઠંડક** સ્ત્રી૦ ટાઢક ઠંડી શીતળતા. ( ૨ ) શાંતતા; માઘ. અનુદ્વેગતા. ક્રિ૦ પ્ર૦ ઠંડક કરવી=ગરમી શાંત પડે એમ કરવું. ( ૨ ) પોતાને જરૂર જોગી વસ્તુ અને કામ કરી લઇને નિરાતે બેસવું. ઠંડક વળવી=ગરમી ઓછી થવી નિરાત થવી.

**ઠંડકિયું,** ન૦ ઠંડક આપે એવું ભીનું ( ૨ ) વિ૦ એકદમ તપી ન જાય એવું; ઠંડા મિજાજનું.

**ઠંડાઇ,** સ્ત્રી૦ ધીમાપણું, ટાઢક; ઠંડક. ( ૨ ) આળસ; સુસ્વાઇ.

**ઠંડાશ,** સ્ત્રી૦ ટાઢક; ઠંડાપણું. ( ૨ ) ધીમાપણું, ઠંડક.

**ઠંડિલ** ન૦ [સં સ્થંડિલ] વેદી; ચોતરો હવન કરવાની નાની ઓટલી.

**ઠંડી,** સ્ત્રી૦ હવા ટાઢી થવી તે; શૈત્ય ટાઢની જે અસર લાગે છે તે ( ૨ ) શરદી.

**ઠંડુ,** વિ૦ ઠંડીવાળું, ટાઢું; શીતળ ઓછી ગરમીવાળું. (૨) ધીમું; મંદ મોળું. (૩) સુસ્ત, આળસુ. (૪) વાશી. ( ૫ ) ઉતાવળુ નહિ એવું; અનુદ્વેગી ક્રિ૦ પ્ર૦ ઠંડુ પડવું=ગરમી ઓછી થઇ જવી મિજાજ હેઠે બેસવો. ઠંડુ પાડવું=શાંત કરવું; ઝગડો પતાવવો. રૂ૦ પ્ર૦ ઠંડુગાર=બહુજ ઠંડું. ઠંડા લોહીનું=શાંત સ્વભાવનું : નિરાતનું. ઠંડી મશ્કરી=વ્યંગનું બોલવું. ઠંડુ પાણી રેડવું=કોઇ વાત ટાઢી પડે એમ કરવું. ઠંડો માલ= બેઠેલો માલ. ઠંડુ પડવું=રંગની ધમક ઝાંખી થઇ જવી. ઠંડે પેટે=વગર ગભરાયે; નિરાતે; ધીરે રહીને.

**ઠસાવું** ક્રિ૦ અ૦ સજડાસજ્જડ ભરાવું, દબાઇને રહેવું; માગ ન હોય તોપણ કચરાઇને-જકડાઇને રહેવું. ( ૨ ) પરાણે પીવાવું; ન માય એમ ભરાઇ જવું.

**ઠા,** પુ૦ સ્થિરતા; ઠેકાણું; સ્થૈર્ય. (૨) ઠરઠેકાણું. (૩) ઉંડાણ; તળીયું.

**ઠાકઠીક,** વિ૦ બરોબર ગોઠવેલું હોય એવું; વ્યવસ્થિત રીતસરનું; ટાપટીપ બ ધ; સુઘડાઇ–સફાઇવાળું; સટરપટર નહિ એવું ઠીકઠાક.

**ઠાકર,** ન૦ ઠાકોર; જમીનદાર; ગરાશિયો. (૨) દેર, દીયર.

**ઠાકરડા,** પુ૦ જમીનદાર અને વળી થોડોક રાજઅધિકાર ધરાવતા લોકોના વ શજો રજપુતની એક જાત (૨) ભીલ, કોળી વગેરે તે. (સ્ત્રી૦ ઠાકરડી.)

**ઠાકરાં** ન૦ ઠાકોર જાતિના રજપૂત વગેરે તે ઠાકોરના સંતાનો તે. (૨) ઠકરાણા: ઠાકોર લોકની સ્ત્રીઓ.

**ઠાકરિયો,** વિ૦ પુ૦) ઠાકોરનો રૂપાળો મજનો જુવાન છલ છબીલો છોકરો, રૂપાળો છલછલીલો, વરણાગિયો (૨ રાજમાનને યોગ્ય એવો, રાજેશ્રી. રાજવી. (૩) વીંછીની એક જાતિ.

**ઠાકોર.** પુ૦ નાના નાના ગરાશીયા, ભીલ. કોળી અને રજપૂત રાજાઓના ભાયાતો અને વંશજો તે. (૨) નાનો રાજા; ગામધણી; ગરાશિયો; તાલુકદાર તે. (૩) પૂજવાને માટે રાખેલી દેવની મૂર્તિ કે છબિ તે

**ઠાકોરજી.** પુ૦ વિષ્ણુ, કૃષ્ણ વગેરે દેવની મૂર્તિ તે.

**ઠાગલી,** સ્ત્રી૦ અદ્ધર ને અદ્ધર મારેલી જે ઠોકર તે; દડેલી મોઇ પડતા પહેલાં તેને દંડાનો જોરથી ફટકો મારવો તે.

**ઠાગુ.** ન૦ ઠગારા: ઠાગો કરનાર

**ઠાગો.** પુ૦ ઠરાવ. સંતલસ; સંકેત: અમુક વખતે અને અમુક જગાએ અમુક કામ કરવાને માટે આ પ્રમાણે એકઠા થવું એવી જે આગળથી કરેલી ગુપ્ત ગોઠવણ તે. (૨) દંડાથી મોઇને અદ્ધરને અદ્ધર ફટકો મારવામા આવે તે

**ઠાઠ** પુ૦ ચકિત બનાવી દે એવી રચના· દબદબો· ડિમાક: ભભકો. (૨) શોભા ઠઠારો, ટાપટીપ રોફ. (૩) સારી વ્યવસ્થા; યુક્તિદાર ગોઠવણ ને સગવડ તે ધામધુમ; ખૂબ ભભકાવાળી તૈયારી (૪) દેખાવ, આલોક (૫) ધાંધલ: આડંબર: ડોળ.

**ઠાઠડી,** સ્ત્રી૦ શબને સ્મશાને ઉંચકી લઇ જવાની વાસની કરકટી; નનામી જનાજો

**ઠાઠમાઠ** પુ૦ ઠઠારો; ઠાઠ· ધામ ધુમ (૨) આડંબર, ડોળ (૩) મોટી-તૈયારી દબદબો (૪) શોભા શણગાર.

**ઠાઠિયું,** ન૦ સખળડખળ થઇ ગયેલું જુનું અને ભાગ્યુંતૂટ્યું ગાડું. (૨) જજ'રિત સાલપોલિયુ ક્રિ૦ પ્ર૦ ઠાઠિયું બેસી જવું=રોજગાર પડી ભાંગવો.

**ઠાઠી** વિ૦ ઠાઠ કરનારૂં, ઠાઠવાળું· (૨) ભભકાદાર (૩) ડોળી.[આડંબરી

**ઠાઠીલું,** વિ૦ ઠાઠી; દાભિક:.

**ઠાઠું,** ન૦ કલેવર; હાડકાંનું

બંધારણ; હાડપિંજર; કમર અને છાતીનાં મોટાં હાડકાંનું ખોખું; ચોકઠું; પ્રાણીઓનું શરીર જે વડે ટેકવાઇ રહે છે એવી જે હાડકાંની રચના તે (૨) કમરનું મોટું હાડકું કે જેની સાથે પગનાં હાડકાં જોડાયેલાં છે તે; હાથનું હાડકું પોલું ખોખું (૩) હીકળ; ઘણા વરસાદને લીધે જે ટાઢ થાય છે તે; ઠાઠોડિયું (૪) જુની ભાંગી તુટી હાલ. કોઇ પણ ખળખળી ગયેલી વસ્તુ; હાલી ગયેલું જર્જરિત ચોકઠું કે ખોખું વગેરે તે (૫) બાજરિયાને બહુ છડેથી નીકળેલા ફણગા તે. (૬) ગાડાનો પાછલો ભાગ.

**ઠાણુ** ન૦ સં. સ્થાન સ્થાન; જગા, ભ મ તબેલામાં જેટલી જગામાં ઘોડો બાંધ્યો રહે છે તેટલી જગા તે (૨) સ્ત્રી૦ મિજાજ, ઢબ, લટકા નખરાં; ટાપટીપ

**ઠાણિયો**, પુ૦ ઘોડાનું ઠાણુ સારું સુફ કરનારો, રાવત; ઘોડાવાળો. (૨) ઉંચી જાતિનો ઘોડો. (૩) વિ૦ લુચ્ચો; લફંગો જાગીલું.

**ઠાભ**, વિ૦ માલમ હોય એવું;

**ઠામ**, ન૦ સં. સ્થાન રહેવાનું ઠેકાણું. મુકામ. (૨) બેસવાની જગા; આસન; સ્થળ (૩) ભાંડ વાસણ; ઠોબરું; પાત્ર. (૪) થાળી. પતરાળી; ભાણું ક્રિ૦ પ્ર૦ ઠામ કરવું=ગમે તેમ કરીને સમાવું; ઠેકાણે પડવું; ઠામ બેસવું=નાતરે જવું ઠામ બેસાડવું નાતરું કરાવી આપવું. રૂ૦ પ્ર૦ ઠામ ઠામ=ઠેરઠેર; ઠેકઠેકાણે. ઠામે ઠામ= જ્યાં ત્યાં બધે ઠેકાણે. (૫) વિ૦ દ્દઢ; ચોક્કસ. કહે૦ ઠામ તેવી ઠીકરી ને મા તેવી દીકરી.

**ઠામણું**, ન૦ વાસણ; ભાંડ પાત્ર.

**ઠામપાલટો** પુ૦ ઠામ બદલો; રહેવા સુવાની જગામાં ફેરફાર તે.

**ઠામુકું**, વિ૦ તમામ તદ્દન સાવ; બિલકુલ મુદ્દલ . ઠેરઠેર.

**ઠામેઠામ**, અ૦ ઠેકાણે ઠેકાણે;

**ઠાર** વિ૦ (ના૦) સુતારની અટક.

**ઠાર**, પુ૦ ઓસ, ઝાકળ. (૨) અત્યંત ટાઢ પડવી તે (૩) ઠામ; ઠેકાણું; જગા (૪) અ૦ તદ્દન. જીવથી. ક્રિ૦ પ્ર૦ ઠાર મારવું=જીવથી મારવું. ઠારકરવું=મારી નાખવું. (૫) ન સત્ત્વ થઇ ગયું હોય તેમ [સંતોષ આપનારું

**ઠારક** વિ૦ ઠારનાર ટાઢક-હ્રદયને

**ઠારવું**. ક્રિ૦ સ૦ ઠંડું પાડવું; ટાઢું કરવું ઠરી જાય એમ કરવું. (૨) હોલવવું; શાંત પાડવું. બુઝાવવું. (૩) રજકણ નીચે બેસે એમ કરવું; ઘટ થાય એમ કરવું (૪) નિરાંત વળે એમ કરવું; સંતોખવું પ્રસન્ન કરવું.

**ઠારે ઠાર** અ૦ ઠામે ઠામ

**ઠાલવવું** ક્રિ૦ સ૦ ખાલી કરવું; એકમાંથી બીજામાં નાખવું કાવું.

**ઠાલિયું**, ન૦ રૂ કાઢી લીધેલું

**ઠાલું**, વિ૦ ખાલી; ભર્યા વગરનું; જેમાં કંઇ સત્ત્વ ન હોય એવું (૨).

નહિ વારેલું; આડું કરેલું (૩) નકામું ફોગટ; અમસ્તુ.

**ઠાલુંમાલું**, વિ૦ તદ્દન ખાલી; જેની પાસે કંઇ ન હોય તેવું. (૨) અમસ્તુ. ખાલી; નકામું.

**ઠાવકાઇ**, સ્ત્રી૦ ધીરું-ગભીર-વિવેકી વર્તન તે. ગંભીરાઇ.ઠાવકાપણું.

**ઠાવકું**, વિ૦ ગંભીર; વિવેકી; અલાજાદાર ડાહ્યું : શાણું.

**ઠાણું**, વિ૦ ઠાવકું.

**ઠાંગરૂં**, ન૦ પીરસેલું ભાણું.

**ઠાંગું**, વિ૦ ધૂર્ત. (૨) ન૦ ભાણું પીરસેલી થાળી

**ઠાંઠું**, ન૦ ઠાઠું. (૨) બાફતાં વગર ચડેલો દાણો

**ઠાંઠું** ન૦ ખીટી ખીલો; ખુંટો.

**ઠાંસ**, સ્ત્રી૦ લુખી ઉધરસ અને તેનો સળવળાટ. (૨) ઠાસવું પડે તે. (૩) ખોટું અભિમાન; અહંતા. ખાલી મિજાજ મારવો તે, અકડાઇ; અડાઇ; દંભ

**ઠાંસવું** ક્રિ૦ સ૦ દાબીને ભરવું; પૂરવું ગડબવું; ચગદીને ઘાલવું. (૨) ખૂબ દાબીને ખાવું કે પીવું, ઠોંસવું; ગળચવું. (૩) ગનમાં ઉતારવું; ઠસાવવું; બેસાડવું; બંધ કરવું. (૪) ઉધરસ ખાવી. ખોખોં કરવું.

**ઠાંસી**, જુઓ ખાંસી.

**ઠાંસો**, પું૦ મોટી ઉધરસ ખાવી તે; જોરથી ખોંખારવું તે. (૩) ઠાંસવાનું ઓજાર તે.

**ઠિઠોળી**, સ્ત્રી૦ઠઠોરી; મશ્કરી.

**ઠિંગરાવું**, ક્રિ૦ અ૦ અત્યંત ઠંડકથી સંકુચિત થઇ જવું: ચઢી જવું: બંધાઇ જવું. (૨) ટાઢું પડી જવું; તેજી ઉડી જવી (૩) ગંઠાઇ જવું; ન ચડે કે ઓગળે એવાં થઇ જવું. (૪) ખૂબ શૈત્ય લાગવું. ઠરી જવું.

**ઠિંગાઠોળી**, સ્ત્રી૦ એક બીજાની મશ્કરી કરવી તે; ઠઠ્ઠાબાજી; આપસઆપસમાં ગપ્પામારાઇની ગમ્મત કરવી તે. (૨) મશ્કરીઓની વાતો કરવી. અમસ્તો વખત ગાળવો.

**ઠિકું** ન૦ કોઇપણ ભાગીતૂટી વસ્તુ. (૨) વિ૦ નકામું; કામ વગરનું.

**ઠીક**, વિ૦ ઘણું સારૂં પણ નહિ તેમ નઠારૂં એ નહિ એવું તે સામાન્ય. પ્રમાણસર. (૨) જોઇએ તેવું; કામમાં આવે એવું (૩) અ૦ વારૂ ભલે; અસ્તુ, ક્રિ૦ પ્ર૦ ઠીક થવું=સારૂં થવું; મટવું. ઠીક કરવું=જેમ ઘટે તેમ કરવું; મટાડવું. સુધારવું. ઠીક લાગવું=સારૂં થતું જણાવું; સારૂં દેખાવું. ઠીક પડવું=સારૂં પડવું; ગોઠવું; ફાવવું.

**ઠીકઠાક**, અ૦ જેમ જોઇએ તેમ; બરોબર. સંથાવત. ક્રિ૦ પ્ર૦ ઠીકઠાક કરવું=વ્યવસ્થાપૂર્વક ગોઠવવું.

**ઠીકરી**, સ્ત્રી૦ માટીના વાસણની નાની કકડી; નાનું ઠીકરૂ.

**ઠીકરુ** . ન૦ માટીનાં પકવેલાં વાસણનો કકડો; ઠીબ. ક્રિ૦ પ્ર૦ ઠીકરૂં ફોડવું=આજીવિકાનું સાધન તોડી

નાખવું; રહસ્ય ખુલ્લું કરી દેવું: ઘણો અનુભવ લેવો. (૨) પાત્ર; ભાણું; થાળી, ભિક્ષાપાત્ર. ઠીકરૂં ફોડી નાખવુ =ગુજરાન અટકી જાય એમ કરવું. ઠીકરૂં ફૂટવુ=ખાણું ખરાબ થવું. ઠીકરૂં મોકલવુ=મરણના સમાચાર મોકલવા. ઠીકરૂ ફેરવવું=ભીખ માગવી.

**ઠીકાઠીક,** અ૦ વાહવાહ; ઠીક ઠીક. કામચલાઉ; ઉત્તમે નહિ અને કનિષ્ટે નહિ એવું.

**ઠીઠી,** અ૦ મશ્કરી કરીને અવાજ થાય એમ મોટેથી હસવું તે, દાંત દેખાય તેમ મોટેથી હસવુ તે.

**ઠીબ,** સ્ત્રી૦ માટલાનો મોટો કકડો, કલેડું; મોટું પહોળું ને ઉંડું ઠીકરૂ.

**ઠીલો,** પુ૦ કોઇ ફળમાંનું કઠણ કોટલાવાળું બી ઠળિયો

**ઠીસરૂં,** ન૦ હસીને અડપલું કરવું તે, મશ્કરી.

**ઠીસિયારી,** સ્ત્રી૦ મશ્કરી, ચેષ્ટા.

**ઠીંગણું,** વિ૦નાનું, ઠુંકું, નીચું ને જાડું. (૨) ઠરીને ગંઠાઇ ગયેલું.

**ઠુઠવાવું,** ક્રિ૦ અ૦ ટાઢે ચડી જવું; ટાઢ વાવાથી સંકોચાઇ અને ધ્રુજી જવું; ટાઢથી પીડાવું

**ઠુઠવો,** પુ૦ અવાજ થાય એમ મોટેથી રોવું તે. ક્રિ૦ પ્ર૦ ઠુઠવો મૂકવો=મોટેથી રોવુ.

**ઠુમકો,** પુ૦ પતંગના દોરને ખેંચવો ને એકદમ ઢીલો મૂકવો તે; આંચકો; ઝોલો દેવો તે ક્રિ૦ પ્ર૦ ઠુમકા દેવા=પતંગને લોટાવી દેવા વારંવાર આંચકા મારવા [તરેહનું નામ

**ઠુમરી,** સ્ત્રી૦ ગાવાના એક રાગની

**ઠુમરો** પુ૦ જારના દાણા જેવો પત્થરના મણકો (૨) છડેલી જારનો ભાત; ટોઠા; જારનું ભરડકું

**ઠુસકી.** સ્ત્રી૦ મ દ્વારમાથી વાયુ નીકળતાં થતો ઝીણો ફુત્કાર તે

**ઠુંગણ,** ન૦ ઠુંગો કરવો તે; અફીણિયા લોક જે કંઇ થોડુંક કાચું કોરૂં ખાય છે તે.

**ઠુંગણી,** સ્ત્રી૦ ઠુંગણ ઠુંગો.

**ઠુંગવું,** ક્રિ૦ અ૦ ઠાસીને ખાવું. (૨) કાચુ કોરૂ ખાવું; અમલ કરીને મિઠાઇ વગેરે ખાવાં તે.

**ઠુગાર** પુ૦ ઠુંગણ

**ઠુંગો** પુ૦ અફીણિયા લોક કસુંબો પીધા પછી જે કંઇક કાચુંકોરૂં ખાય છે તે ઠુગાપાણી; અમલ કર્યા પછી લેવાનો નાસ્તો.

**ઠુંઠું** વિ૦ બુઠ્ઠા હાથવાળું. (૨) ધાર ઘસાઇ ગઇ હોય એવું; અણી વગરનુ; બુઠું. (૩) ના૦ ડાળાં પાંખડાં કાપી નાખેલું બોડુ ઝાડ (૪) સાધારણ ઝાડ. રૂ૦ પ્ર૦ ઠુંઠામાં દેવવુ =નહિ ગણકારવું નહિ લેખવવું;

**ઠુંઠી,** સ્ત્રી૦ હડપચી.

**ઠેશ,** સ્ત્રી૦ ઠરડ; ઘાણ; હાડકાં પાંસળા નરમ થઇ જાય એવી ખૂબ મહેનત પડવી તે. (૨) શ્વાસ.

**ઠુંસ.** સ્ત્રી૦ અભિમાન; ગર્વ; ખોટા મમત; અહંતા. બડાઇ

**ઠુંસલો,** પુ૦ ઠોસો. ઠોક, ગોદો; હડસેલો. ( ૨ ) મેણું ટાણો.

**ઠુંસો** પુ૦ મુઠીવાળીને ગોદો મારવો તે હડસેલો; ઠોસો.

**ઠેકડિયો** વિ૦ ઠેકડા મારનાર. પુ૦ ( ૨ ) છાપગરૂં છાપનારૂં.

**ઠેકડી.** સ્ત્રી૦ મશ્કરી

**ઠેકડો** પુ૦ કુદકો. છલંગ

**ઠેકવું** ક્રિ૦ સ૦ ઉંચુ ઉછળવું. કૂદવું; ફાળ ભરવી. ( ૨ ) ચઢવું; ઓળંગી જવું (૩) છાપવું ઠોકવું

**ઠેકાણું.** ન૦ [સં. સ્થાનક] રહેવાની જગા મુકામ, ઘર. (૨) સ્થાન. સ્થળ. જગા. ( ૩ ) આસન બેઠક. (૪) વિશ્વાસ, ખાતરી નિશ્ચય. ( ૫ ) સ્થિરતા, દઢતા અચલતા. (૬) ધ્યાન; અવધાન; લક્ષ. ( ૭ ) પત્તો; પગરણ; પ્રારંભ. (૮) પાયો. મૂળ. (૯) ભોલવા કરવામાં ઘડમાથું નહિ તે ( ૧૦ ) સીમા; હદ. ( ૧૧ ) વિવેક; સદસદ્ વિચાર કરવાની શક્તિ તે. ક્રિ૦ પ્ર૦ ઠેકાણું કરવું=યોગ્ય સ્થાને ગોઠવી દેવું. ધંધે વળગાડવું, મારી નાખવું. ઠેકાણે આવવું=થાકી કબુલ કરવું; સુધરવું. ઠેકાણે કરવું=મારીને કાઢી નું; વાપરી નાખવું. ઠેકાણે રહેવું= નીતિના માર્ગ ઉપર રહેવું; વરતવું. ઠેકાણે મૂકવું=વ્યવસ્થા કરી દેવી. ઠેકાણે લાવવું=સમજાવીને રસ્તા ઉપર લાવવું. ઠેકાણે=બદલે; જગાએ. ઠેકાણે પાડવું=ધંધે વળગાડવું. વ્યવસ્થા કરી નાખવી વાપરી નાખવું.

**ઠેકો,** પુ૦ જોરથી તાલ દેવો તે; ઠોક; ઠોકો ( ૨ ) ઠોક મારવાનો જે વિરામ તે. ( ૩ ) ઠેકડો. ( ૪ ) આચકો ઝોક.

**ઠેઠ,** અ૦ આરપાર; સળંગ; સાદ્યંત; અંત લગી; એક છેડાથી બીજા છેડા લગી એમ. (૨) નક્કી કરેલા છેડા લગી; મુકરર જગા સુધી. ઠેરવેલી જગાની છેક નજીક લગી (૩) સરખું. ક્રિ૦ પ્ર૦ ઠેઠ જવું=છેલ્લામાં છેલ્લી હદ લગી જવુ. ઠેઠ પહોચાડવું= છેલ્લામાં છેલ્લી કસોટીએ લઇ જવું; ખરેખર વિતાડવું.

**ઠેઃણું** વિ૦ બધી બાબતનું જાણીતુ; ધૂર્ત, કાવાદાવાબાજ.

**ઠેઠુ,** પુ૦ ચોર; મુસાફર જ્યાંથી નીકળ્યો હોય ત્યાંથીજ તેની સાથે નીકળેલો ભોમિયો ચોર. ( ૨ ) તપાસ રાખનારો ચોર. ( ૩ ) બધી વાતનો જાણકાર; અથેતિ વિગત જાણનાર

**ઠેણું.** ન૦ પગની ઠેસ.

**ઠેર,** અ૦ [ સ. સ્થલ. ] ઠેકાણે; ઠામે; અમુક જગાએ; ખરી જગાએ;. અચલ સ્થળે. ( ૨ ) ચલન રહિત હોય તેમ, ઠાર ક્રિ૦પ્ર૦ ઠેર કરવું=ઠારમારવું;

**ઠેરઠેર,** અ૦ સ્થળેસ્થળ; ઠેકઠેકાણે; દરેક જગાએ. કહે૦ ઠેર

ઠેર કુતરાં ભસાવવાં=ઠેકઠેકાણે બુરૂં બોલાવરાવવું; ઠામેઠામ અટકચાળાં કરવાં

**ઠેરવવું**, ક્રિ૦ સ૦ ઠરાવવું. નક્કી કરવું. (૨) સ્થિર કરવું. હાલી જાય નહિ એમ કરવું (૩) અટકાવવું; ઉભુ રાખવું; રોકવું.

**ઠેરવુ**, ક્રિ૦ અ૦ ઠરવું; જામવું; બાઝી જવુ બંધાઇજવું. (૨) બનવું; થવુ - ઝપેડો લાગવો.

**ઠેરાવ**, પુ૦ ઠરાવ; મુકરર—નક્કી વિચાર તે નિશ્ચય; નિર્ણય. સિદ્ધાંત; સંકલ્પ. (૨) કરાર; કબાલો; સાટું. (૩) બંદોબસ્ત.

**ઠેરાવુ**, ઠરાવું; ટકાવુ (૨) ઠરવું સ્થિરથવું.

**ઠેલમઠેલા** સ્ત્રી૦ ધક્કાધક્કી; ભીડાભીડ, ગીરદી (૨) હોંસાતુસી; આગ્રહ ક્રિ૦ પ્ર૦ ઠેલમઠેલા કરવી= એક બીજાને ઠેલ્યા કરવુ તે

**ઠેલવુ**. ક્રિ૦ પ્ર૦ હડસેલવું; ધકેલવું ધક્કો મારવો. (૨) દૂર લઇ જવું ખસેડવુ; ખેંચવું; તાણવું. (૩, ધક્કો મારીને દૂર કાઢવું. (૪) ઘાલવું; જોરથી ઉંડું પેસાડવું.

**ઠેલાઠેલ**, સ્ત્રી૦ સામસામું એક બીજાને ઠેલઠેલ કરવુ તે; ધક્કા દેવા તે, ઠેલમઠેલા.

**ઠેસ**, સ્ત્રી૦ ઓચિંતી કોઇ વસ્તુ પગે અથડાવી તે; ઠોકર; ચોટ. (૨) પગથી કોઇ ચીજને ધીરેથી ધક્કો મારવો તે. (૩) ખત્તા. (૪) નુકસાની. ક્રિ૦ પ્ર૦ ઠેસ ખાવી= ઠોકર ખાવી. ઠેસ મારવી=લાત મારવી; તુચ્છગણી કાઢવું. (૫) ફાંસ મારવી તે. ન સુધરે તેમ કરવું તે. ઠેસે ચડાવવું=ટોલ્લે ચડાવવું

**ઠેસણિયું**, ન૦ અટકણિયું,ઠેસ. અટકણ.

**ઠેસવું**, ન૦ ઠેસ. પગનો ગોદો -ધક્કો તે (૨) ચાલતાં ચાલતા કોઇ વસ્તુ સાથે પગ અથડાવો તે. (૩) ઠોકર ધક્કો.

**ઠેસી**, સ્ત્રી૦ અટકણ; ઉલાળી.

**ઠૈ** અ૦ સ્તબ્ધ થઇ ગયું હોય તેમ; ધરાયેલું હોય તેમ થાકીને લોથ થઇ ગયેલુ હોય તેમ. છક્ક; બાબુ. (૨ વિ૦ ચકિત, દિઙ્મૂઢ નિઃસત્વ. ક્રિ૦ પ્ર૦ ઠૈં થઇ જવુ.

**ઠૈડ** સ્ત્રી૦ હુંસ. નિસત્વ થઇ જવાનું તે; થાકીને લોથ જેવા થઇ જવાનું તે; ધીરજ જતી રહેવી તે

**ઠોક**, પુ૦ ઠોકવુ તે, પ્રહાર; ગડદો; ઝપાટો. (૨) મેણું મારવું તે; ટપલો. ટોણો; ફટકો; ઝટકો. (૩) રણકો મોગરીના એક ફટકાનો અવાજ તે. (૪ ઠક્કો. (૫) પશ્ચાત્તાપ શિક્ષા.

**ઠોકઠોક**, સ્ત્રી૦ કંઇ કંઇ ઠોકીને ગડબડ કરવી તે, ખડખડાટ

**ઠોકમઠોકા**, સ્ત્રી૦ સામ સામે વારંવાર ઠોકવું તે; ઠોકઠોક.

**ઠોકર**, સ્ત્રી૦ બે વસ્તુઓનું એક બીજાને અથડાવું તે; અથ-

ડાઇને પડી જવું તે; અત્યાઘાત લાગવો તે; ઠેસ: ધક્કો, હડસેલો. (૨) નુકશાન; ખોટ; હાનિ. (૩) થાપડ બોધ દાયક ભૂલ, શિક્ષા; ખત્તા. ક્રિ૦ પ્ર૦ ઠોકર ખાવી=ભૂલ ખાવી. (૨) અથડાઇ પડવું. ઠોકર મારવી=ઠેસ મારવો. નિષ્ફળ જાય એમ કરવું. (૨) અડચણની સામે થઇને સરસ કામ કરી બતાવવું. ઠોકર લાગવી=અફળાવું. ખત્તાખાવા.

**ઠોકરાવું**, ક્રિ૦ અ૦ ઠોકર ખાવી' અફળાવું. ઠોકર લાગવી.

**ઠોકવું**, ક્રિ૦ સ૦ જોરથી અફળાવવું; મારવું; ઘાત કરવો. (૨) મારમારવો; પ્રહાર કરવો. મુક્કો મારવો. (૩) વગાડવું; બજાવવું. (૪) નસિયત કરવી. (૫) ખોટી વાત ઉડાડવી (૬) બેસાડવું. (૭) સંગ કરવો; પ્રેરવું.

**ઠોકાઠોક** સ્ત્રી૦ વારંવાર ઠોકઠોક કરવું તે; ઠોકમઠોકા. (૨) ઠોકવાથી થતી ગડબડ તે.

**ઠોકારવું**. જુઓ ઠોકવું.

**ઠોકો**, પુ૦ આઘાત; પ્રહાર; એક ઠોક તે; ઠોકો. (૨) ઠોકવાથી થતો અવાજ. (૩) ઠોકનારો. જારપુરુષ.

**ઠોઠ**, વિ૦ (ના૦) જેનામાં અક્કલ ન હોય તે; જડ; અભણ; મૂર્ખ. બેવકૂફ.

**ઠોઠિયું**, ન૦ કુલ્લાનું ફેડશિયું.

**ઠોબરું**, ન૦ સાધારણ ઉપયોગનુ ધાતુ અથવા માટીનું વાસણ. હાંલ્લું.

**ઠોબલું**. ન૦ ઠોબરું (૨) વિ૦ બેડોળ. ઘાટવગરનું ભોણું.

**ઠોબારી**, પુ૦ મૂર્ખ, ઠોઠ.

**ઠોયો** પુ૦ સપાટી ઉપર ઉભો નીકળી રહેલો ખુંટો, ગરજો; કરચો. (૨) ઠોકર વાગે એવો સપાટી ઉપરનો બુઠ્ઠો ખીલો; સપાટીની બહાર નીકળી રહેલો લાકડાનો છેડો; ખીલડો.

**ઠોર**, પુ૦ તળીને ખાંડ ચડાવેલો જાડો રોટલો. (૨) ન૦ ઠામ; ઠેકાણું; જગા. (૩) પુ૦ પૈસો. ઠોરમુઠી=મુઠીપર મુઠી રાખીને રમવાની નાના છોકરાંની એક રમત.

**ઠોરવું**, ક્રિ૦ અ૦ રમતમા એક બીજાની મુઠી ઉપર મુઠી માડવી તે.

**ઠોરીલેવું**, ક્રિ૦ ઢંઢેરવુ ; ખુંચી લેવું. (૨) જીતીલેવું. [ ખાવું.

**ઠોલવું**, ક્રિ૦ અ૦ ચુંટી-તોડી

**ઠોવાવું**, ક્રિ૦ અ૦ અટકાવું; શોભવું.

**ઠોવું**. ક્રિ૦ સ૦ રોકવુ.

**ઠોળિયાં** ન૦ લોળિયા, સ્ત્રીઓને કાનની બુટ પહેરવાના ઘરેણાં.

**ઠોળિયું**, વિ૦ મૂર્ખ; અભણ; અણસમજુ ને વળી રખડાઉ. (૨) ઢંગધડા વગરનું. (૩) ઠટ્ઠા મશ્કરી કરનારૂં; મજાકી.

**ઠોળિયો**, પુ૦ મજાક—ઠઠ્ઠા કરનારો; કંઇ પ્રતિષ્ઠા વગરનો, હાંડિયો, ઠોળિયાબાજી=મશ્કરી કરવી ને વખાણ

કાઢવો તે. ઠાળિયાવાજું=નિર્લજ્જ માણસનું ટોળું તે; મશ્કરાઓનું ટોળું. [ મારઝૂડ.

**ઠોંસાબાજી,** સ્ત્રી૦ ગદ્ધામસ્તી;

**ઠોંસો,** પું૦ મૂઠીવાળીને ગોદા મારવો તે હડસેલો; ધક્કો કહે૦ ઠોંસો મારવો ને ઠોંસો ખાવો=વ્યવહારમાં બરોબર રહેવું.

# ડ

## ડ

**ડ,** પું૦ [ સં. ] ગુજરાતી મૂળાક્ષરમાનો તેરમો વ્યંજન.

**ડકડક,** અ૦ એવો એક અવાજ; જીભને ઉંચી કરી નીચે અફાળવાથી થતો એક અવાજ તે. ડાકલી.

**ડકાર,** પું૦ [ સં ] ડ અક્ષર અને ડ એવો ઉચ્ચાર તે; ડક્કો.

**ડક્કો,** પું૦ [ અ. ] વહાણોમાં માલ ચડાવવા ઉતારવા માટે દરિયા કિનારે બાંધેલો જે ઘાટ તે, ફુરજો, ગોદી. ( ૨ ) વહાણો આવીને ઉભા રહે એવો દરિયાનો ઓવારો.

**ડખલ,** સ્ત્રી૦ અડચણ; હરકત; નડતર. (૨ ) આડખીલી; ફાસ. ( ૩ ) પંચાત ઘાલમેલ.

**ડખલિયું,** ન૦ રગડા જેવું ઢીલું; શાક અને કઠોળને એકઠા રાંધી બનાવેલી જાડી દાળ તે; ડખુ (૨) વિ૦ આડખીલીરૂપ થઇ પડે એવું.

**ડખુ,** ન૦ શાક અને કઠોળને ભેગાં રાંધીને બનાવેલો ખાવાનો નરમ પદાર્થ; ડખલિયું.

**ડખો,** પું૦ વચમાં નડે એવું જે કંઇ તે; પંચાતી, ગોટાળો વાંધો; આડખીલી. ઝગડો. (૨) ગુંચવણ; ગડબડ; અવ્યવસ્થા; ખીચડો ક્રિ૦ પ્ર૦ ડખો ઘાલવો=ઝગડો નાખવો કે વાંધો કાઢવો.

**ડખોળવું,** ક્રિ૦ સ૦ પ્રવાહી પદાર્થને ખૂબ હલાવવો; ડોળી નાખવું; વલોવવું (૨) હલાવીને એકઠું કરવું. (૩) ચુથી–સંડોવી નાખવુ, ધુમરડવું; છણવું, વલોવ્યા કરવું.

**ડગ,** ન૦ ડગલું, પગલું.

**ડગડગ,** વિ૦ આમતેમ ડગી જતું હોય એવું; ડગડગતું. (૨) અ૦ ડગડગતુ હોય તેમ. ક્રિ૦ પ્ર૦ ડગડગ થવું=આમતેમ ડોલવું. ( ૨ ) ડગડગ એવો અવાજ થવો.

**ડગડગવું,** ક્રિ૦ અ૦ આમ તેમ ડોલવું, ડગડગ થવું હાલવું. ( ૨ ) નિશ્ચય ઉપર દૃઢ નહિ રહેવું; ઢચુપચુ થવું.

**ડગડગો,** પું૦ મનમાં એક નિશ્ચય નહિ હોવો તે; ખતરો; વહેમ; શંકા;

સંશય ઢચુપચુ પણું (૨) અવિશ્વાસ; ખાતરી નહિ હોવી તે, દગદગો.

**ડગમગ,** અ૦ ડગડગ; ડોલમડોલા થતું હોય તેમ (૨) વિ૦ અસ્થિર.

**ડગમગવુ,** ક્રિ૦ અ૦ સ્થિર નહિ રહેવું ડોલવું; હાલવું. (૨) ઢચુપચુ થવું; નિશ્ચય ઉપર નહિ રહેવું; દઢતા ઉપર નહિ રહેવું.

**ડગમગાટ** પુ૦ ડગમગવું તે.

**ડગરી,** સ્ત્રી૦ ડોકરી; ડોશી.

**ડગરો,** પુ૦ ડોકરો; ડોસો.

**ડગલી,** સ્ત્રી૦ નાનાં છોકરાંઓને પહેરવાની અંગરખી; જાડું બદન, અસ્તરવાળી બંડી.

**ડગલું,** ન૦ ડગ; પગલું; કદમ. (૨) બે પગલાં વચ્ચેનું અંતર તે. (૩) એક જગા કે બિંદુથી જે કંઇ આગળ વધારો કરવો તે. ક્રિ૦ પ્ર૦ ડગલું ઓળખવું=પગલું પારખવું, વલણ જોવું. ડગલું ભરવું=કંઇ કામ કરવા તત્પર થવું, આગળ ચાલવું. રૂ૦ પ્ર૦ જોઇને ડગલું ભરવુ=વિચાર કરીને કામ કરવું.

**ડગલો,** પુ૦ ગળાથી ઘુંટણ લગીનું પુરુષને પહેરવાનું શીવેલું વસ્ત્ર; કોટ.

**ડગવું,** ક્રિ૦ અ૦ હાલવું, ધ્રુજવુ. ડોલવું. ડગમગવું (૨) ખસવુ; જવું. (૩) પાછુ ફરવું; હઠવું. (૪) તાબે થવું.

**ડગળવું,** ચગળવું.

**ડગળી,** સ્ત્રી૦ નાની થીંગડી; ચક્તી; કકડી. (૨) ડાગળી; મગજની સમજશક્તિ.

**ડગળું,** ન૦ વચમાંથી કાઢેલો જાડો કકડો ફાડિયું; ચીરો (૨) બચકું ભરવાથી પડેલો રોટલા વગેરેનો જાડો કકડો

**ડગુમગુ,** વિ૦ આમ તેમ હાલતું ડગડગતું. (૨) અસ્થિર; અદઢ; અનિશ્ચિત.

**ડચ,** અ૦ જીભ થડકાવીને કરાતો એવો અવાજ-ઉચ્ચાર. ડચકારો. (૨) પુ૦ હોલાડનો રહેવાસી; વલંદો.

**ડચકારવું,** ક્રિ૦ અ૦ ડચકારો કરીને પ્રેરવું; શાંત પાડવું કે અટકાવવું; હાકવું. (૨) ઉશ્કેરવું; પ્રેરવું; ધસાવવું; ઉત્તેજિત કરવું.

**ડચકારી,** સ્ત્રી૦ ડચકારાથી કંઇક ધીમો અવાજ, ડાકલી.

**ડચકારો,** પુ૦ મોંની બખોલમાં જીભ થડકારવાથી થતો એવો અવાજ તે; મોટી ડચકારી ક્રિ૦ પ્ર૦ ડચકારો કરવો=ઉશ્કેરવું; ઉત્તેજવું.

**ડચકિયું,** ન૦ જુ૦ ડચકું.

**ડચકું,** ન૦ ગળાની બારીમાંથી નીકળતો એવો અવાજ; કંઇક ગળે ઉતારતા મુશ્કેલી પડવી અને તેને લીધે હરડિયો તણાઇને થતો અવાજ તે; ઘાંટ લેવા પડવા તે. (૨) વાયુ લેતાં મૂકતાં ગળું ને હરડિયો ખેંચવો તે.

**ડચકો,** પુ૦ ઉપરથી પોચું અને

અંદરથી કઠણ ટેકું; ગાંઠ, દડણું. (૨) સપાટી ઉપર તરી આવેલી ગાંઠ; ગડબ તે (૩) લોંદો; જાડો ગાઠો.

**ડચુરો,** પુ૦ અન્નનળ પુરાઇ ગયા હોય તેમ ગળું એચિંતું સજ્જડ થઇ જવું તે,અન્નનળીનું બંધાઇ ભરાઇ જવું તે; શોક દુઃખ વગેરેના શોકાણને લીધે છાતીમાં રૂંધામણ જેવી અસર થાય તે. ગાભો.

**ડચ્ચો,** પુ૦ ડટ્ટો; દાટો. (૨)

**ડજન,** વિ૦ [ अ ] બાર, સમુદાયમા બાર, એક જથે, બાર નંગ

**ડટણુ,** વિ૦ ડટ્ટણ; દટાયેલું રહે એવું; જમીનની અંદરનું.

**ડટ તર,** ન૦ પૃથ્વી ઉથલપાથલ થઇ વસ્તીવાળા પ્રદેશો દટાઇ જવા તે; શહેરો અને ગામડાં દટાઇને પાયમાલ થઇ જવા તે. (૨) વસ્તીનો સામટો નાશ કરે એવી સ્થિતિ તે, કેર.

**ડટાવું,** ક્રિ૦ અ૦ દટાવું, જમીનમા પુરાવું.

**ડટ્ટો,** પુ૦ ગોળ નાળચા જેવા મો ઉપરના કાણામાં ઘાલવાનો બેસતો લાકડાનો કે બીજો ડુચો કે કકડો, બુચ, દાટો

**ડડ્ડો,** પુ૦ [ સં. ] ડકાર; ડ એવો અક્ષર ને ઉચ્ચાર તે.

**ડણું** ન૦ જાડું ડફણું; જાડું ટુંકુ અને બેડોળ લાકડું. (૨) હરાઇ ગાય ભેસને ગળે બાંધવાનું જાડું ડફણુ, ડેરો. (૩) ખૂબ જાડું ઢોકળું.

**ડપકામણુ** ન૦ ડર દેખાડવો તે; ધમકી, ધાક.

**ડપકો,** પુ૦ પ્રવાહી પદાર્થનું મોટુ ટીપું કે લોંદો પડવો તે, મોટો છાટો, લચકો. (૨) ડાઘ; ઘાબું. (૩) વહેમ શંકા ખતરો; વાંધો. (૪) ફાળ. ધ્રાસકો; ચરેરો. (૫) ભાજી ને કણકના નાના મોટા તળેલા ગોળા કે ગાંઠયા તે. ક્રિ૦ પ્ર૦ ડપકો પડવો=વહેમ પડવો.

**ડપટ,** વિ૦ દાટેલું-સંતાડેલું હોય એવું. ભોયમા રાખેલું; ગુપ્ત; છાનુ; ભંડારેલું (૨) ઠેકાણે કરી દેવું-નજરે પડે નહિ એમ છુપાવી દેવું તે. ક્રિ૦ પ્ર૦ ડપટીદેવું=સંતાડી દેવું.

**ડપટવું,** ક્રિ૦ સ૦ દાટીને સંતાડવું; બેવડા જાપતામા રાખવું; છુપાવવું; સંતાડી રાખવું. (૨) લુચ્ચાઇથી હાથ કરી લેવુ; કોઇને હાથ લાગે નહિ એમ ક્યાંનું ક્યાંઇ છુપાવી અદ્રશ્ય કરી દેવું.

**ડપટીબેસવું,** દબાવી બેસવું; પચાવી પડવું, બગલમા ઘાલીદેવું; ડપટવું.

**ડપોટા,** પુ૦ ગુણપાટનો ખાંડનો કોથળો. (એ ઉપરથી બંગાળી ખાંડ 'ડપોટા'ની ખાંડ એવે નામે ઓળખાતી)

**ડફ,** ન૦ [फा] લાકડાની ચુડીપર મઢેલા ચામડાનું એક વાજું; ઢોલ. (૨) એકદમ પોચી વસ્તુમાં બીજી કઠણ વસ્તુ ઘોચતા થતો એવો અવાજ;

ડફ એવો અવાજ થાય તેમ; ઝટ દેઇને.

**ડફ્ફડાવવું**, ક્રિ૦ સ૦ વહાણ–હોડી હંકારવાં (૨) ધમકાવવું.

**ડફણાવવું**, ક્રિ૦ સ૦ દટાવવું. (૨) ડફણે મરાવવું. (૩) ખરાબ કર્મ કરાવવું.

**ડફણું**, ન૦ નાની લાકડી; જાડીને ટુંકી લાકડી. (૨) સાધારણ કામ કરે એવું હથિયાર, નકામા જેવી તરવાર. કહે૦ તેજીને ટુંકારો ને ગધેડાને ડફણાં.

**ડફલાવવું**, ક્રિ૦ સ૦ ડફ ડફ થાય એમ કરવું, ગોદાટવું; ધાલકાઢથી હચમચાવી દેવું. (૨) પીડાવવું; વિતાડવું; હેરાન કરવું; મુશ્કેલીમાં નાખવું.

**ડફોળ**, વિ૦ બેવકુફ; મૂર્ખ; અણસમજુ; અભણ; નિરક્ષર. (૨) ઝટ સમજી શકે નહિ એવું.

**ડફ્ફલ**, (ડફ્ફર), વિ૦ વાથી ફુલી ગયેલું. નિ:સત્ત્વ. (૨) મૂર્ખ; બેવકુફ.

**ડબકવું**, ક્રિ૦ અ૦ ડુબકી મારવી. (૨) દબાવું. [ તે; શેહ; ધાક.

**ડબકાણું**, ન૦ બીક બતાવવી

**ડબકામણું**, ન૦ ડબકાણું.

**ડબકી**, સ્ત્રી૦ ડુબકી.

**ડબકો**, પુ૦ ડપકો.

**ડબગર**, પુ૦ નગારાપર ચામડાં મઢનારી એક જાતિ ને તેમાંનો પુરુષ; ચામડાં છત્રીઓ વગેરે ઉપર રોગાન અને રંગ ચડાવનારો.

**ડબડબ**, અ૦ ઉતાવળે, એક પછી એક ક્રમે; સપાટામાં; ટપોટપ. (૨) કોગળે કોગળે પાણી પિવાઇ જવાય તેમ; કોળિયે કોળિયે ઝટ ઝટ ખાઇ જવું તે. [ (૨) દાબડી (૩) કુલ્લી.

**ડબડી**, સ્ત્રી૦ નાનું ડબલું, ઢેફલી.

**ડબડું**, ન૦ દડબું; ઢેફું; દબડું. (૨) કુલ્લું. [ભોલ; પોદળા જેવો.

**ડબડો**, વિ૦ પુ૦ કુલ્લા જેવો;

**ડબરૂ**, ન૦ પાતળા પડનું કુલ્લું. (૨) વિ૦ ફીકું; નિ:સત્ત્વ ડબરુ જેવું= લોહીનું પાણી થઇ જવાથી જેની ચામડી તગતગતી હોય એવું, સોથરવાળું (૩) હાલી ચાલી શકે નહિ એવું; મંદ; અચંચળ. [ડબ્બો.

**ડબરો**, પુ૦ તાંબા પિત્તળનો

**ડબલું**, ન૦ ડબગરે બનાવેલું ચામડાનું વાસણ; કુલ્લું. (૨) વગર પકવેલું હાલ્લું.

**ડબવું**, ક્રિ૦ અ૦ દબાઇ જવું; ઢીલા–મંદ પડી જવું.

**ડબાડબ**, અ૦ એક પછી એક એમ; ઝપો ઝપ; ડબડબ; ઝટ લઇને; સપાટાબંધ; ડબોડબ

**ડબાવવું**, ક્રિ૦ સ૦ દબાવવું; દબાય તેમ કરવું, ચંપાવવું, ચગદવું; ચાંપવું. (૨) શેહમાં લેવું; દાબ દેવો; ધમકાવવું, ભય દેખાડવો. (૩) દાબીને ખાવું. (૪) હોઇયાં કરી જવું.

**ડબાવું**, ક્રિ૦ અ૦ દબાવું; ચંપાવું. (૨) શેહમાં લેવાવું; નરમ થઇ જવું; દબી જવું. (૩) નુકસાનમાં આવવું; કોઇ ભાર તળે આવી જવું.

**ડબીર,** પુ૦ [ આ. ] લખનાર; મુનશી, હિસાબ રાખનાર.

**ડબુક** અ૦ ડુબતુ હોય તેમ; એક પછી એક 'ડબ' એવો અવાજ થતો હોય તેમ. (૨) ડબ એવા અવાજ સાથે, તરતજ; જલદી

**ડબુચો.** પુ૦ ડુચો; ધાગો. (૨) મેલા ફાટેલા લુગડાનો લોચો. [ભાગ.

**ડબુસો,** પુ૦ વહાણનો પાછલો

**ડબેલ,** વિ૦ દબાયેલુ; ઓશિયાળુ ઓશિ ગણ, તાબેદાર

**ડબોળવું,** ક્રિ૦ સ૦ પ્રવાહીમાં બુડાડવું. બોળવું. (૨) અપવિત્ર કરવું; બગાડવું [ડબ્બો.

**ડબ્બી.** સ્ત્રી૦ દાબડી. નાનો

**ડબ્બો** પુ૦ દાબડો, ચારે તરફથી બધ કરી શકાય તેવુ વાસણ. ( ૨ ) તેલ ભરવાનો ખડિયો. ( ૩ ) રઝળતાં ઢોર પુરવાનો વાડો. (૪) મધ્યમ કદનુ ઘડિયાળ. ( ૫ ) અમદાવાદી ગોળ પાઘડી ( વ્યંગમા )

**ડબ્લિન,** વિ૦ બેવડા દોરાના વણાટની ખાદી. કાપડની એક જાત. ( ૨ ) ન૦ આયર્લાંડનુ મુખ્ય શહેર.

**ડમકો,** પુ૦ ડંકો; સવારીમાં ઘોડા ઉપર બે બાજુ રાખવામાં આવતી નગારીઓ, દુંદુભી

**ડમખળ,** ન૦ તોસ્તાન; સવારીમા રાખવામા આવતા પશુ અને સરસામાન વગેરેનો જે સમુદાય વગેરે તે. ( ૨ ) ધાંધલ, ધમાલ; મન અને શરીરને અશાંતિ અને શ્રમ આપે એવું જે પચાતી ભરેલું કામ કે વસ્તુઓ તે. (૩) માણસો, સરસામાન, પશુઓ વગેરેની પંચાતી તે.

**ડમડમ,** અ૦ ઢોલનો હવામા થતો ધ્રુજતો અવાજ. ધમધમ; ઢમઢમ. (૨) ન૦ ડંકા નિશાનના વાજાંમાંનું એક ઢોલ; લશ્કરી ઢોલ. ( ૩ ) કલકત્તાની પાસે આવેલું એક લશ્કરી છાવણીનુ નાનું ગામ, એ ગામના દારૂગોળાના કારખાનામા બનતી બંદુકની ગોળીઓ.

**ડમડમાક,** પુ૦ 'ડમડમ' એવો અવાજ તે, ઢોલનો જે ધમકારો તે.

**ડમડોળ,** અ૦ તંગ થયેલુ હોય તેમ, ઢમઢોલ, સખત ચડેલું એવું. ( ૨ ) અસ્થિર; ચંચળ, અદ્દઢ ( ૩ ) અપૂર્ણ હાલતમા હોય એવું.

**ડમણિયું,** ન૦ નાની ને સાદી બનાવટની ગાડી; ડમણી.

**ડમણી,** સ્ત્રી૦ નાની ખુલ્લી ગાડી; એકકો

**ડમણું,** ડમણીયું.

**ડમરવું,** ક્રિ૦ અ૦ ડમરા જેવી નાની વનસ્પતિને ફૂલ કે માજરો આવવી; ફાલવુ; મોર આવવો.

**ડમરૂ,** ન૦ દોરીની ગાઠના આઘાતથી વાગતુ ચામડું મઢેલું વાજું; ડાકલું. ૨. પ્ર. વિ૦ ઇંદ્રિયોને કાબુમાં રાખનારૂં:-ડાહ્યુ ડમરૂં.

**ડમરો,** પુ૦ એક જાતનો તુલ-

સીની જાતનો છોડ; સુગંધિવાળા રોપાઓમાંનો એક રોપો.

**ડમાક**, પુ૦ રોફ, ભભકો; દમામ; ડિમાક; ઠાઠ

**ડર**, પુ૦ ભય, બીક; ભો.

**ડરકણુ**, વિ૦ બીકણુ; ભીરૂ.

**ડરપવું**, ક્રિ૦ અ૦ ડરવું; બીવું.

**ડરપી**, વિ૦ બીકણુ, ભીરૂ; ડરકણુ.

**ડરવું**, ક્રિ૦ અ૦ બીવું; ભય ધરવો; ડરપવું; ભો લાગવો. [મણું.

**ડરામણું**, વિ૦ ભયંકર; બિયા-

**ડરાવવું**, ક્રિ૦ સ૦ બીવરાવવું; ધાસ્તી આપવી ( ૨ ) મર્યાદામાં રાખવું. શેહ રાખવી.

**ડરૂં**, વિ૦ ભયભીત થઇ જાય એવું; ચકિત; સ્તબ્ધ. ( ૨ ) ડરકણુ; બીકણુ; ભીરૂ.

**ડલ્લો**, પુ૦ દલ્લો; પુંજી.

**ડસકડસક**, અ૦ ડુસકા ખાતાં ખાતા; એક એકની પાછળ આસુનાં ટીપાં પડતાં હોય તેમ.

**ડસકલો**, પુ૦ હાથપગ બંધાઇ રહે એવી બેડી; હેડ; ચોર-કેદી વગેરેના હાથ બંધાઇ રહે એવો લાકડા કે લોઢાનો પેચ, કડી; બેડી. ( ડસે-ડંખે તે ડસકલું. પગના કડલા વગેરે ભારે ઘરેણાંને પણ ડસકલાં કહે છે. )

**ડસકું**, ન૦ થોડે થોડે વખતે લંબાણ ઉંડા શ્વાસ લેવા પડે તે; શ્વાસ લેતાં રહી રહીને ડચકાં ખાવાં પડે તે; ક્રિ૦ પ્ર૦ ડસકાં લેવાં=સંભારી સંભારીને રોવું તે. ડસકે ચડવું=વારંવાર ડસકાં ખાવાં; વળી વળીને રડી જવાવું.

**ડસડસવું**, ક્રિ૦ અ૦ મનમાં ને મનમાં રૂંધાવું; પીલાવું ( ૨ ) શોકે મુંઝાઈજવું; અકળાઇ રહેવું. ( ૩ ) ડસકા ખાળી રાખવાં.

**ડસવું** ક્રિ૦ સ૦ કરડવું; બચકું ભરવું. ( ૨ ) ઝેર ચડે એમ કરડવું; હૃદયને દુ:ખની લાગણી થાય એમ કરવું.

**ડહાપણુ**, ન૦ [ सं दाक्षिण्य ] વિવેક ને વિનયવાળી રીતભાત. ( ૨ ) ચાતુર્ય, પ્રસંગને વિચારી ચાલવાપણું. ક્રિ૦ પ્ર૦ ડહાપણ ડોળવું=કોઇ વાતમાં માથું મારી પોતાની આવડત બતાવવી.

**ડળકડળક**, અ૦ બિંદુરૂપે એક પછી એક નીકળે તેમ; ઉપરાઉપરી; ટપટપ.

**ડળકવું**, ક્રિ૦ અ૦ લોલુપ થવું; સળકવું, લીન થઇ જવું; લાલચ થવી.

**ડળવું**, ક્રિ૦ અ૦ લાલચથી ગદ્ગદ્ થઇ જવું; વિષયોમાં એકતાર થઇ જવું; ઉંડાણમાં ઉતરી જવાવું; આધીન થઇ જવાવું. ( ૨ ) નિષ્ક્રિય થઇ જવું; વિલીન થઇ જવું; ભાગી-ફાટી પડવું; ઢગલો થઇ જવું. ( ૩ ) ખોખારૂપ થઇ જવું, અંદર ધસી પડવું.

**ડળી**, સ્ત્રી૦ ઘોડાના સાજમાંનું ઊનનું જાડું ગોદડી જેવું સાધન; દળી.

**ડંકાપલટી**, સ્ત્રી૦ નગારા ઉપર દંડા મારી સમજાવવાની એક સૈનિક સાંકેતિક ભાષા તે.

**ડંકો**, [ સં. दुदुभी ] સૈન્યમાં ઘોડા ઉપર બે બાજુ ગોઠવી વગાડવાની મોટી નગારીઓ; દુંદુભી. (૨)ડુગડુગી જેવું જાડા ચામડાનું એક વાજું. ( ૩ ) જાહેરાત; ઢંઢેરો. ( ૪ ) ધાક; હાક. ક્રિ૦ પ્ર૦ ડંકો વગાડવો =નામના મેળવવી; જાહેર કરવું. ડંકો દેવો=વિજય મેળવવો; સ્વારીએ ચડવું.

**ડંખ**, પુ૦ [ સં. दंश. ] દંશવું; ડંખવું તે; કરડવું તે; ચટકો દેવો તે; છેદ; આઘાત; ચોટ; ચટક; ચટકો. ( ૨ ) આંકડો; અણી, તીણી અણીવાળો વીંછી ને મચ્છર વગેરેનો અવયવ તે. (૩) ચણચણે-સાલે એવો વાણી વગેરેનો આઘાત તે; ઉંડું અંતઃકરણ દુખાવું તે. ( ૪ ) ઝેરી લાગણી; દ્વેષ; ઉંડી વેરભાવના.

**ડંખવું**, ક્રિ૦ અ૦ ચટકો અથવા ડંખ દેવો; ચટકવું; આકડો મારવો; ટોચવું. (૨) ચીપટી ભરવી. ( ૩ ) અંતઃકરણ દુખાવું; મનમાં લાગણી થવી; ખટકવું. (૪) વેર ઝેરની તીખી ચાલુ લાગણી રહેવી.

**ડંગ**, અ૦ આશ્ચર્યથી દિઙ્મૂઢ બનવું તે, ચકિત; સ્તબ્ધ; દંગ.

**ડંગો**, પુ૦ દંગો; બંડ; તોફાન.

**ડંગોરૂં**, ન૦ ડંગોરો.

**ડંગોરો**, પુ૦ [ સં. दंड ] જાડી ટુંકી લાકડી, ધોકો; ડાંગ.

**ડંડ**, પુ૦ [ સં. दण्ड ] દંડ.

**ડંડવું**, જુઓ દંડવું.

**ડંડાઇ**, સ્ત્રી૦ ડાંડાઇ; દાંડિયાપણું; વ્યવહારથી ઉલટા ચાલવું તે; લુચ્ચાઇ; દોંગાઇ; ડંડાબાજી.

**ડંડાવું**, ક્રિ૦ અ૦ દંડાવું; નુકસાનમાં આવવું; શિક્ષા થવી.

**ડંડિયો**, પુ૦ બે કકડા જોડીને બનાવેલો સાલ્લો; રાતી ભોંય અને અંદર ધોળી લીટીઓ હોય એવું સ્ત્રીઓને પહેરવાનું લુગડું; ડંડિયું= દંડ-થાંભલાપરનું:-એક દંડિયો મહેલ.

**ડંડીકો**, પુ૦ દંડીકો; ડાંડિયો; નગારૂં વગાડવાની નાની પાતળી લાકડી. ( ૨ ) વાસ વગેરેના સાંઠાની બે ગાંઠો વચ્ચેનો સીધો ભાગ તે.

**ડંડુકો**, પુ૦ [ સં. दंड] નાનો પાતળો લાકડાનો કકડો; નાની ટુંકી લાકડી; ડંડો.

**ડંડો**, પુ૦[સં. दंड] દંડો: નાની ટુંકી લાકડી; ડંડુકો; ડાંડિયો. (૨) લાંઠ; કામ કાઢી લે એવો ને લુચ્ચો માણસ; ખાલી દમ ભરાવી ગુજારો કરનારો; ઢાંઢ; નાગો.

**ડંફાસ**, સ્ત્રી૦ પોતાનાં વખાણ ગાવાં તે; ફુલ મારવી તે. ( ૨ ) ગપ; જુઠી વાતનો તડાકો. ક્રિ૦ પ્ર૦ ડંફાસ મારવી=પોતાનું પરાક્રમ બતાવવું.

**ડંફાણ**, સ્ત્રી૦ ડંફાસ; બડાઈ મારવી તે.

**ડંબર**, ન૦ [સં.] ડોળ દેખાવ.

(૨) ઘટા; ઘુંમટ; ઘેરાવો. [જે તે.

**ડંભારણુ**, ન૦ ડામ પડે એવું

**ડંભાવવું**, ક્રિ૦ સ૦ ડામ દેવરાવવો; બાળી મૂકવું; ચપકા દેવરાવવા; લાછાં લેવાં.

**ડંશ**, પુ૦ કીનો; ઉંડા વેરની દાઝ.

**ડસ**, પુ૦ [સં. दश ] દંશ; ડંખ. (૨) કીનો.

**ડંસવું**, જુઓ ડંખવું.

**ડાઈ**, સ્ત્રી૦ ડહાપણનું કામ તે. સારી સમજની સુલેહ; સંધિ; સમાધાની.

**ડાઇનો ઘોડો**, પુ૦ છોકરાંને રમવાની એક રમત; દહીંનો ઘોડો; દૂધ દહીં ખાનારો ઘોડો–છોકરો.

**ડાક**, ન૦ [ સં. ढक्का ] એક જાતનું ચામડાનું વાજું; ડુગડુગિયું; નાનું ઢોલ; ડાકલું.

**ડાક**, સ્ત્રી૦ કાગળ પત્ર અને મુસાફરોને એક ઠેકાણે પહોંડવાની ગોઠવણ તે; ટપાલ. ડાક ગાડી=ટપાલ લઇ જનારી ગાડી. ડાક બંગલો=મુસાફરોને ઉતરવાનું મકાન; ધર્મશાળા; મુસાફરખાનું.

**ડાકચોકી**, સ્ત્રી૦ ટપાલવાળાઓ અને મુસાફરોને વિશ્રાંતિલેવાનું થાણું; ટપ્પાચોકી.

**ડાકટર**, પુ૦ [ અં. ] વૈદ; ચિકિત્સક; દાકતર. (૨) પંડિત; મોટો વિદ્વાન; કવિવર. [મોટા ઠાઠમાઠ.

**ડાકડમાક**, પુ૦ ભભકો; રોફ;

**ડાકડમાળ**, ન૦ ભાગ્યો તુટયો પરચૂરણ સરસામાન.

**ડાકણ**, સ્ત્રી૦ [ સં. डाकिनी ] સ્ત્રીજાતિનું એક ભયંકર ને હઠીલું ભૂત; પિશાચિણી. (૨) મેલી વિદ્યા જાણનારી સ્ત્રી; જેની નજર લાગે એવી સ્ત્રી. (૩) ગાજરનું ડીંટું અને અંદરનો કઠણ રેસો. ડાકણ કુંડાળું=ઉતારની આસપાસ પાણીનું જે કુંડાળું કરવામાં આવે છે તે. ડાકણ કોઠો=છોકરીઓ ધૂળની પાળ કરી સાત કોઠા પાડી જે રમત રમે છે તેમાનો દરેક કોઠો તે

**ડાકણી**, સ્ત્રી૦ ડાકણ. (૨) વિ૦ ડાકણ જેવી; નઠારી ભુખાળવી ને ભયંકર સ્ત્રી.

**ડાકણું**, વિ૦ ડાકણ જેવું ભુખાળવું; નજર લગાડે એવુ (માણસ.)

**ડાકલિયો**, પુ૦ ડાકલું વગાડનારો; ભુવાનો સાગરિત.

**ડાકલી**, સ્ત્રી૦ છજું.

**ડાકલું**, ન૦ નાના ઢોલના આકારનું વાજું; ડાક; ભુવા વગેરેને વગાડવાનું વાજું. ક્રિ૦ પ્ર૦ ડાખલું. બેસાડવું=નવરાત્રિમાં માતાના સ્થાપન આગળ ડાકલું વગડાવવું તે. (૨) ભુવાને બોલાવી ભૂત જાય નહિ ત્યાં લગી રોજ વગડાવવું તે.

**ડાકિયું**, વિ૦ ડાકણની માફક વળગે એવું. (૨) ખાઉ ધરૂં.

**ડાકુ**, ન૦ લૂટ. (૨) લૂટારો.

**ડાકો**, પુ૦ લૂટ. (૨) લૂટારો.

**ડાખલું**, જુઓ ડાકલું.

**ડાગવું**, ક્રિ૦ અ૦ નોધવું; ઉતારી લેવું; લખવું.

**ડાગળી**, સ્ત્રી૦ ભેજું; સારાસાર વિચાર કરીને કાર્ય કરવાની જે સમજશકિત તે, મગજ. (૨) અક્કલ; બુદ્ધિ, મતિ; સમજ શકિત. (૩) ગોળ દાટા જેવી પટી, થીગડી; ગાબડી.

**ડાગળો**, પુ૦ વિદૂષક; રંગલો. (૨) ગાડાનો વાસો. (૩) દટો

**ડાઘ**, પુ૦ [ સં. दाग ] ડપકો; છાંટો; દાગ. (૨) કલંક; લાછન; આળ; બટ્ટો. (૩) કીનો; વેર; ખાર.

**ડાઘાડુઘી**, સ્ત્રી૦ છાંટા ડપકા કે ઘસરકા વગેરેના ધાબા તે, મલિનતા; ગંદવાડ જેવું જે તે; ચહેરાયેલું, છેકછાક થયેલું.

**ડાઘિયું**, વિ૦ ખારીલું; વેરીલું.

**ડાઘિયો**, પુ૦ મોટો ફાડી ખાય એવો કુતરો; ઝેરીલો કુતરો.

**ડાઘી**, વિ૦ ખારીલું.

**ડાઘુ**, પુ૦ [સં. दाहक] મડદાને સ્મશાનમાં લઇ જઇ બાળનારો; ખાંધિયો.

**ડાઘેલ**, વિ૦ ડાઘાવાળું. (૨) ખારીલું. (૩) બળેલું; દઝાયેલું.

**ડાચો**, પુ૦ ડાઘ. (૨) વકરેલો કુતરો. (૩) જબરો ને વકરેલો હોય એવો જે તે. (માણસ)

**ડાચાકુટ**, સ્ત્રી૦ ખાલી બોલ બોલ કરવું તે; માથાઝીક.

**ડાચાબળિયું**, વિ૦ બોલતાં થાકે નહિ એવું; બહુબોલકણું.

**ડાચું**, ન૦ મોં. (૨) ભયંકર દેખાતું મો તે. (૩) જડબું; લાબું મોં.

**ડાટ**, પુ૦ દાટ; દટંતર; દટાયાથી નાશ થવો તે; ઉંધુ વળી જવું તે; સત્યાનાશ જવું તે; જેનો ઉપાય થઇ શકે નહિ એવો ભાર આવી પડવો કે ઘાણ વળી જવો તે. ક્રિ૦ પ્ર૦ ડાટ વાળવો=ધુળધાણી કરી નાખવું.

**ડાટણું**, ન૦ ડાટાનું કામ કરે એવું જે તે; બારસાખની ઉપરનું ઉપલા ચોકઠામા બેસતું લાકડું તે. (૨) ડાટવાનું જે કામ તે.

**ડાટવું**, ક્રિ૦ સ૦ દાટવું. ભોયમાં સંતાડવું; દાબીદેવું; નહિ ચર્ચવું કે નહિ ખુલ્લુ કરવું.

**ડાટી**, સ્ત્રી૦ ગીરદી; ભીડ

**ડાટો**, પુ૦ દાટો; બંધ કરવાનું લાકડા કે કપડાનું ઢાંકણું તે; દટ્ટો; ડુચો. ક્રિ૦ પ્ર૦ ડાટો દેવો=બંધ કરવું; ડાટા કરવા=ઉપવાસની આગલી સાંજે પેટપૂર ખાવું.

**ડાઢ**, સ્ત્રી૦ દાઢ [ સં. दंष्ट्रा ] ખોરાક ચાવવા-દળવાના જે દાંત તે. (૨) પકડ. ક્રિ૦ પ્ર૦ દાઢમાં ઘાલવું-લેવું=પડાવી લેવાનો કે ખાઇ જવાનો મનસુબો કરવો.

**ડાઢરખી**, સ્ત્રી૦ અવાળુ.

**ડાઢિયાળો**, પુ૦ દાઢીવાળો; જેને

દાઢી મૂછ ફુટેલાં હોય એવો મરદ; આદમી.

**ડાઢી**, સ્રી૦ દાઢી. (૨) હડપચી.

**ડાઢું**, ન૦ પુરુષને ડાઢી ઉપર આવતા વાળનો જથ્થો, દાઢું;

**ડાપણ** ન૦ ડહાપણ: શાણપણ.

**ડાફરિયાં**, ન૦ આમ તેમ જોયા કે તપાસ્યા કરવું તે; ફાંફાં.

**ડાફું**, ન૦ ડાચું ફાડીને એકદમ બચકું ભરવા જવું તે (૨) બચકું; કરડ. (૩) ચોર.

**ડાફોળિયાં**, ન૦ આમ તેમ વલખાંમારવાં તે, ફાફાં; ડાફરિયાં.

**ડાબ**, પુ૦ દાબ; દબાણ તે; ધાક, અંકુશ; બીક; શેહ. (૨) ડાબવું તે.

**ડાબડિયું**, વિ૦દાબડીના જેવું.

**ડાબડી**, સ્રી૦ ઢાંકણાવાળું નાનું પાત્ર; ડબ્બો; દાબડી.

**ડાબડો**, પુ૦ ઢાંકણાવાળું મોટું પાત્ર; ડબ્બો; દાબડો. (૨) ગોળ પઢ્ઢી જેવો આખો નખ.

**ડાબણ**, ન૦ દબાણ, ભાર. (૨) દાબવાની ક્રિયા તે, દાબવાનું યંત્ર તે; ડાબણિયું.

**ડાબણિયું**, ન૦ દાબવાનું યંત્ર; જેનાથી વસ્તુ દબાય તે. (૨) પોલા મોંનું વાસણ. (૩) બારસાખના ચોકઠા ઉપરનું દબાણ સખનારું પાટિયું.

**ડાબરિયું**, ન૦ એક ધાતુ પાત્ર

**ડાબલિયાળ**, વિ૦ ડાબિયાળ: ડાબી બાજુએ રહીને દોડનાર-કામ કરનાર; ડાબોડી,

**ડાબવું**, ક્રિ૦ સ૦ દાબવું; ચાંપવું: નીચે જાય એમ કરવું. (૨) અટકાવવું, બંધ પાડવું. (૩) છુપાવવું; સંતાડવું. (૪) લાચ આપવી; નરમ પાડવું; પીલવું; ચગદવું. હેલવું.

**ડાબાજમણી**, અ૦ વારાફરતી બન્ને બાજુએ; દક્ષિણ ને ઉત્તર બન્ને દિશા તરફ રહે તેમ.

**ડાબિયેલ**, વિ૦ ડાબોડી ડાબી બાજુએ જેને કામ કરવું ફાવતું હોય એવું.

**ડાબું**, વિ૦ પૂર્વ ભણી મો કરી ઉભા રહેતાં આપણી ઉત્તર તરફનું જે તે; જમણાથી ઉલટું. સવ્ય (૨) અળખામણું; અણમાનીતું. અળગું.

**ડાબોડી**, વિ૦ ડાબે હાથે કામ કરનાર. [કુથ.

**ડાભ**, પુ૦ [સં दर्भ] એક ઘાસ;

**ડાભડો**, પુ૦ જંગલી દર્ભ.

**ડાભોડિયું**, વિ૦ ડાબોડી.

**ડામ**. પુ૦ [સ. दग्धम्] ગરમ ધાતુ કે દેવતા અડકવાથી ચામડી બળી જઇ જે ડાઘ પડે છે તે અને તેથી જે તીવ્ર દુઃખ થાય છે તે; ચપકો. (૨) ટીકો; ચાંલ્લો, ચપકો. (૩) ટાઢો. ક્રિ૦ પ્ર૦ ડામ દેવા=ગરમ ચપકા ચાંપવા (૨) મેણાં મારવાં. ડામ ચાંપવા=દઝાડવું. રૂ૦ પ્ર૦ એને

આપવાનું નથી એવા અર્થમાં એમ કહેવાય છે કે 'એને શું ડામ દે'

**ડામચિયો**, પુ૦ ગાદલા ગોદડાં મૂકવાની લાકડાની પાટ.

**ડામણુ** ન૦ ઘોડાને પગે જે દોરડું બાધવામાં આવે છે તે (૨) માળ રાખવા સારૂ રેંટિયાના આરા ઉપર જે દોરી બાધવામા આવે છે તે. (૩) અંગરખાની ચાળનું ઓટણ. (૪) સુકાનને વાળવું તે

**ડામર**, પુ૦ લાકડા અને ખનિજ કોલસાની ધુણીમાથી મળતો એક જાતનો કાળો પદાર્થ

**ડામવું**, ક્રિ૦ સ૦ ચામડી ઉપર ચપકો દેવો, દઝાડવું; બાળવું. (૨) મેણા મારવા. (૩) પગે ડામણુ બાંધવું. [અસ્થિર.

**ડામાડોળ**, વિ૦ ડગુમગુ;

**ડામીસ**, ત્રિ૦ [ અં. ] જેને બદનામી લાગેલી હોય તે; જે ગુનેગાર ઠરી કેદખાને જઇ આવેલો હોય તે; જાણીતો ચોર. (૨) નાપાક; નીચ.

**ડામેલ**, વિ૦ ડામેલું; જેને ડામ દીધો હોય એવું.

**ડાયરો**, પુ૦ ડાહ્યા માણસોનો જે સમુદાય તે; રાવણું. (૨) નાત-જમણ.

**ડાયું**, વિ૦ ડાહ્યું; શાણું.

**ડાયુંડમરૂં**,વિ૦ ઘણું ડાહ્યું; ધીરૂં; શરમાળ. [ધમકી; બીક; દહેશત.

**ડારો**, પુ૦ ડર દેખાડવો તે;

**ડાલર**, પુ૦ [ અ ] ચીન તરફ આફ્રિકામાં અને અમેરિકામાં ચાલતો ચાંદીનો એક ચલણી સિક્કો.

**ડાલું**, ન૦ [સં. डल्लक] વાંસ કે ઘાસની ગુંથણીનું કરંડિયા જેવું ટોપલાથી મોટું પાત્ર.

**ડાહપણ** ન૦ ડહાપણ

**ડાહ્યું**, વિ૦ [સં. दक्ष] ડહાપણ-વાળું; શાણું; સમજુક. (૨) બહુ ચીકણું; ઉંડો વિચાર કરનારૂં. રૂ૦ પ્ર૦ દોઢડાહ્યું=બહુ ચીકણું.

**ડાળ**, ન૦ મુખ્ય થડમાથી નીકળતા ફાંટા; શાખા. ક્રિ૦ પ્ર૦ ડાળે વળગવું=આજીવિકાને સાધને મારવું.

**ડાળખી**, સ્ત્રી૦ નાની ડાળી,શાખા.

**ડાળખું**, ન૦ નાનું ડાળું; ઘણી ડાખળીઓવાળી શાખા; ડાળ

**ડાળાંપાંખડાં**, ન૦ પાંખડીઓ સાથે હોય એવાં ડાળાં.

**ડાળી**. સ્ત્રી૦ નાનું ડાળું; શાખા.

**ડાળું**, ન૦ થડમાથી નીકળેલો ફાંટો; શાખા; ડાળ. રૂ૦ પ્ર૦ ડાળાં પાંખડાં જુદા કરવા=ડાળીઓના ફાંટા અને પાંદડાં વગેરે છુટું કરી નાખવું. (૨) છિન્ન ભિન્ન કરી નાખવું.

**ડાંક**, પુ૦ નંગની નીચે જે ચકચકિત પતરી મૂકવામાં આવે છે તે. (૩) ધાતુના સાંધ પુરવાને જે જુદી મૂકવામાં આવે છે તે; રાણ.

**ડાંખળી**, સ્ત્રી૦ નાની ડાળી. (૨) નાની ડાળીઓના કકડા તે; ઘાસની

સળીઓ.

**ડાંખળું**, ન૦ ડાળખું; ડાળી; કિસલય; કુંપળ (૨) ડાળીનો સુકો કકડો. (૩) ડાળીઓના કકડા, ભુકો.

**ડાંગ**. સ્ત્રી૦ મોટી લાંબી અને મજબુત લાકડી; છેડે લોખંડ જડેલી વાંસની લાકડી

**ડાંગર**, સ્ત્રી૦ [ સં. कडंगर ] જેમાંથી ચોખા નીકળે એવું ધાન્ય; શાલી; ભાત.

**ડાંગેર**, સ્ત્રી૦ ડાંગર.

**ડાંડ**, પુ૦ ડંડાથી કામ લેનારો; અસભ્ય-લાઠ માણસ (૨) બૈરાં છોકરાં વગરનો માણસ; છડો; વાંઢો. (૩) લબાડ; લુચ્ચો; લફંગો; ધૂર્ત; ઠગ, બેશરમો (માણસ).

**ડાંડગાઇ**, સ્ત્રી૦ [ લ. ] ડાંડાઇ.

**ડાંડગો**, પુ૦ [ સં. ] ડાંડ; લાંઠ; લુચ્ચો.

**ડાંડલી**, સ્ત્રી૦ ડાખી; ડાળખી; કુમળી કુંપળ. (૨) દાંડી; નાનો હાથો.

**ડાંડલો**, પુ૦ ડાંડો; કુમળો શાખા. (૨) પાનની અંદરનો રેસો; કુમળી ડાળીનો ફણગો; અંકુર. (૩) દાંડો; હાથો; પકડ; (૪) વાળાનો લાબો આંકડો [સાઠા

**ડાંઠા**, પુ૦ જુવારના લીલા

**ડાંડાઇ**, સ્ત્રી૦ લુચ્ચાઇ;ઠગવિદ્યા. (૨) બીવરાવીને કામ કરવાની રીત– નો; દોંગાઇ; નાગાઇ. [સોની મંડળી.

**ડાંડિયાટોળી**, સ્ત્રી૦ ડાંડ માણ-

**ડાંડિયારસ**, પુ૦ સ્ત્રી૦ પુરુષો એક સાથે દાંડિયા રમે તે, એક પુરુષ અને એક સ્ત્રી એમ ગોળ કુંડાળે રહી દાંડિયાની રમત રમવી તે; દાંડિયા રમવા તે.

**ડાંડિયું**, વિ૦ ડાડાઇ કરનારૂં, લુચ્ચું; ઠગારૂં; . ધૂર્ત. (૨) ન૦ બન્ને તરફના બે કકડા સાધીને બનાવેલું લુગડું.

**ડાંડિયો**, પુ૦ ડાંડાઇ કરનારો; ડાંડ; લુચ્ચો; લંફગો (૨) રોન ફરનારો,ડાંડી પીટનારો. (૩) લાકડીનો ઢુંકો કકડો; ડંડુકો; દંડો.

**ડાંડી**, સ્ત્રી૦ ત્રાજવાનાં પલ્લાં સમાંતર રહે એમ પકડવાની લાકડી. (૨) નાજુક પાતળો હાથો. (૩)દંડીકો મારવાથી વાગે એવી થાળી ઘડિયાળ કે ચામડાનું વાજું તે. ડાંડી પીટવી= ઢંઢેરો ફેલાવવો.(૪) ધજા ચડાવવાની લાકડી; વાવટા કાઠી. (૫) એક સરખી સીધી ધાર તેઃ–નાકની ડાંડી.

**ડાંડો**, પુ૦ લાંબો જાડો કકડો; ડંડુકો; હાથો. (૨) લાટ; ધરી; લઠ્ઠો. (૩) પરાઇ; મૂશળ. (૪) ફણગો; ગરનો; અંકુર.

**ડાંભવું**, ક્રિ૦ સ૦ ડામવું; દબાડવું. (૨) વિકાર પામે નહિ અથવા વિફરે નહિ તેમ કરવું. [એક ભાજી.

**ડાંભો**, પુ૦ એક વનસ્પતિ છોડ;

**ડાંસ્લો**, પુ૦ ડાંડલો; કુમળો વનસ્પતિનો અંકુર; કુમળી શાખા.

(૨) દંડ; ડંકો. (૩) હાથો; ખીલડો.

**ડાંસ**, પુ૦ ડંખ દેનારું પાંખોવાળું એક જંતુ. મચ્છર.

**ડિમાક**, પુ૦ ડોળ; ઠઠારો.

**ડીંગ**, ન૦ (સ્ત્રી૦) ખોટી–બનાવટી વાત, ગપ, અફવા; ખાલી બડાઇની વાત. ક્રિ૦પ્ર૦ ડીંગ મારવી=ખોટી વાત ઉડાવવી. અધિકાર ન હોવા છતાં સત્તા ચલાવવી. ડીંગમાર=બનાવટી વાત ઉડાવનાર. [શાક.

**ડીંગરી**, સ્ત્રી૦ એક જાતની ભાજીનું

**ડીંગલું**, ન૦ હદની બહાર દેખાતું અણિયું; અંતભાગ, શિખર; ટોચ, મથાળું; માથું. (૨) કોઇ છોડનો કુમળો શિખાંતનો ભાગ; નવો ફુટી નીકળેલો અંકુર (૩) પાન વગરની ઓડીરોડી દૂધ ભરેલી શાખા.

**ડીંગળ**, ન૦ઘણી ડિંગોનો સમુદાય તે; બનાવટી–ખોટી વાતો તે; બનાવટી જોડકણું તે. (૨) ગાયન કે ગીતનું લાંબું પિંગળ તે. ડિંગળ ભાષા =ખોટી બનાવટની બાની; ડીંડવાણું.

**ડીંટ**, ન૦ ડીંટું; ફળ જે ઠેકાણેથી ડાળી સાથે જોડાયેલું હોય છે તે ભાગ; (૨) મૂળ, બીજ. ક્રિ૦ પ્ર૦ ડીંટ જવું =જડમૂળથી નાશ થઇ જવો. ડીંટ કાઢવું=જડ મૂળથી ઉખેડી નાખવું.

**ડીંટડી**, સ્ત્રી૦ સ્તન ઉપરનો બોરિયા જેવો અગ્ર ભાગ તે

**ડીંટડું**, ન૦ ડીંટું; અણિયું; અગ્રભાગ.

**ડીંટવું**, ક્રિ૦ સ૦ ડીંટામાથી તોડવું; ફળ, શિંગ ને ફૂલ વગેરેને તેના ડીંટથી જુદાં પાડવા. (૨) ફળને લાગી રહેલી ડાખળીઓ તોડી નાખવી.

**ડીંટી**, સ્ત્રી૦ ડીંટડી.

**ડીંટું**, ન૦ ફળનો તે ભાગ કે જે શાખા સાથે લાગેલો હોય છે; શાખાનો અગ્રભાગ (૨) ફૂલની ડાખળી. (૩) ફલફૂલનું મૂળ

**ડીંડવાણું**, ન૦ ગોટાળાવાળું હોય એવું, ગડબડિયું; ખરુંખોટું જણાય નહિ એવું; અનિશ્ચિત કામકાજ વગેરે તે. (૨) ગોટાળો, ગોલમાલ; અંધેર; ગેરવહીવટ. ક્રિ૦ પ્ર૦ ડીંડવાણું ચલાવવું=ખોટે ખોટું ચલાવવું તે.

**ડીંડવું**, ન૦ અંદરથી પોલું–પોચું ફળ; ડોડવું. જિંડવું. (૨) વનસ્પતિની કુમળી શાખા અથવા તેનો કકડો.

**ડીચકું**, ન૦ ડીંટું. (૨) નાની ગાંઠ જેવો લોચો સપાટીની બહાર નીકળેલો જે ભાગ તે. (૩) ટોચકું; શિખર.

**ડીચો**, પુ૦ એક જાતનું પંખી.

**ડીકવું**, ક્રિ૦ સ૦ મુશ્કેલીથી બનવવું; મહા મહેનતે પુરું કરવું. (૨) મારવું; ઠોકવું.

**ડીકું**, ન૦ લીલી કુમળી ડાળીનો કકડો. (૨) જાડી ને ટુંકી લાકડી; નાની પરોણી. (૩) લાકડાનો ટુંકો નાનો

કકડો; ડફણું. (૪) જાડું અને મજબુત. (માણસ) (૫) ગપ.

**ડીબું**, ન૦ ડચકો; ડીચકું; ઢેકો. (૨) બીબું.

**ડીઓ**, પુ૦ ડચુરો; ડુમો; છાતીની મુંઝવણ તે. (૨) મોટો લખોટો.

**ડીમણું**, ન૦ ઢીમચું; વેઢો; લાકડાનો બેડોળ કકડો. [મન.

**ડીલ**, ન૦ શરીર; અંગ. (૨) દિલ;

**ડુઓ**, પુ૦ ડુવો; રગડો; જાડું પ્રવાહી. (૨) ડુવો; પ્રવાહી પદાર્થ પીરસવાનું હાથાવાળું વાસણ.

**ડુકરી**, સ્ત્રી૦ ભુંડણ; ડુક્કરની માદા. [ને જાડો માણસ; દોંગો.

**ડુકરો**, પુ૦ ભુંડ, શૂકર. (૨) ગંદો

**ડુકાવું**, ક્રિ૦ અ૦ ભુલાવું; ડોકાવું.

**ડુકીજવું**, થાકીજવું.

**ડુક્કર**, [ સં. शूकर ] જાડું ગંદું અને ઘેટા જેવું ચોપગું પ્રાણી; ભુંડ; શૂકર; વરાહ; સૂવર.

**ડુગડુગિયું**, ન૦ ચામડું મઢેલું દોરી હલાવતાં વાગે એવું વાજિંત્ર; ડમરૂં; ડાકલું; ડુગડુગી.

**ડુગડુગી**, સ્ત્રી૦ ડમરૂં; નાનું ડાકલું.

**ડુઘો**, પુ૦ પ્રવાહી વસ્તુ પીરસવાનું વાસણ; ઓધરાળો.

**ડુચડો**. પુ૦ ડુચો; ચિંથરાનો લોચો કે દાટો તે (૨) ગાભો; ચિંથરાંનો જત્થો; ડુચો; જાડી પીછી. (૪) મોટો કોળિયો

**ડુચવું**, ક્રિ૦ સ૦ પાત્રને મોઢે માંડવું. (૨) ડુચા ભરવા; દાટો મારવો. (૩) મોટે કોળિયે ખાવું.

**ડુચો**, પુ૦ જુના લુગડાનો ફાટયોતૂટયો કકડો, ચિંથરૂં; ગાભો. (૨) ચિંથરાનો લોચો, લોચાનો દાટો. (૩) મોં ભરાઇ જાય એવો મોટો કોળિયો. ક્રિ૦ પ્ર૦ ડુચા કાઢવા=થકવી નાખવું. ડુચો મારવો=બંધ કરવું; મૌન રહેવું. (૪) ચુંથો. ડુચા ઉડી જવા=રજરજ જેટલા કકડા ઉડી જવા. (૫) વિ૦ અશિક્ષિત, રાભો. (૬) ખેડુત; કણબી; ગામડીઓ. [અંદર પેસીજવું તે.

**ડુપકી**, સ્ત્રી૦ ડુબકી; પાણીની.

**ડુપટો**, પુ૦ પુરુષે ખભે નાખવાનું વસ્ત્ર; ખેસ; દુપટ્ટો; પિછોડી.

**ડુબકી**, સ્ત્રી૦ પાણીમાં ડુબી રહેવું તે, ક્રિ૦ પ્ર૦ ડુબકી મારવી=પાણીમા પેસવું. (૨) સંતાઇ જવું; દૂર ખસી જવું.

**ડુબવું**, ક્રિ૦ અ] પાણીમાં ગરક થઇ જવું. (૨) પાણીમા ગુંગળાઇ મરવું; બુડવું. (૩) પાપી થવું. (૪) સંસારની ફુગ્ધાથી રીબાવું. (૫) દબાઇ જવુ; નુકસાનમાં આવવું; તલ્લીન થઇ જવું.

**ડુબાડવું**, ક્રિ૦ સ૦ ડુબે એમ કરવું; બુડાડવું. (૨) નુકશાન આપવું; ડુબાવવું. (૩) ચકચુર કરી નાખવું; તલ્લીન કરવું.

**ડુબાડુબ**, વિ૦ લગભગ ડુબ્યા જેવુંજ થઇ રહેલું હોય તેમ ડુબડું

**ડુબામણું**, વિ૰ ડુબી જવાય એટલું.

**ડુબાસ**. પુ૰ દુબાસ; વહાણનો દલાલ; વહાણનો મારફતિયો.

**ડુમચી**. સ્ત્રી૰ [फा.] ઘોડાના પૂછડાના મૂળ સાથે બાંધવામાં આવતી સાટ. ( ૨ ) ઘોડાનો થાપો. (૩) વિ૰ કુંજરાયેલું.

**ડુમડુમ**, અ૰ ઢોલકામાંથી નીકળતો અવાજ.

**ડુમલ**, ન૰[आ.] ગુમડું,ડુંમલ.

**ડુમાસ**, ન૰ દુમાસ; એક જાતનું કપડું,

**ડુમો**, પુ૰ ડચુરો; દુ:ખ કે શોકના અતિશયે છાતી ભરાઇ આવવી તે.

**ડુલવું**, ક્રિ૰ અ૰ જવું રહેવું; ખતમ થઇ જવું; કિંમતે ભરપાઇ થઇ જવું. ( ૨ ) બુડી-ડુબી જવું; ગરક થઇજવું. (૩) અમુકની આગળ કુછવિસાતમાં નથી એવા અર્થમાં વપરાય છે.

**ડુવો**, પુ૰ રગડો.

**ડુસકું**, ન૰ ડસકું; રોઇ રહ્યા પછી રહી રહીને જે ડચકાં આવે છે તે.

**ડુસવું**, ક્રિ૰ અ૰ દાબી-ચાંપીને ભરવું; મોટે મોટે કોળિયે ખૂબ ખાવું; અકરાંતિયાપણે ખાવું કે પીવું તે.

**ડુંખ**, સ્ત્રી૰ કુમળી પાંખડી; શાખાગ્ર. (૨) તાજી બહુજ કુમળી અને ફુટતી ડાળખી.

**ડુંખરાવવું**, ક્રિ૰ સ૰ ઘોંટા કાઢીને બીવરાવવું; ડરી જાય તેમ ખીજવું; ડરાવવું.

**ડુંગર**, પુ૰ [सं. तुंग.] જમીનની સપાટીથી ઘણો ઉંચો નીકળેલો ટેકરો; પર્વત. ક્રિ૰ પ્ર૰ ડુંગર નવરાવવો=ડુંગરપરની વનસ્પતિ બાળી મૂકવી; દવ લગાડવો.

**ડુંગરવટ**. વિ૰ પહાડી,ડુંગરાળ. (૨) ના. ડુંગરમાંનો રસ્તો.

**ડુંગરાળ**, વિ૰ પહાડી; જેમાં ઠેકઠેકાણે ડુંગરા હોય એવો પ્રદેશ. (૨) ડુંગરનું.

**ડુંગરી** વિ૰ ડુંગરમાં થતું-નીપજતું; ડુંગર સંબંધી (૨) સ્ત્રી૰ ટેકરી; નાનો ડુંગર.

**ડુંગરો**, પુ૰ નાનો પર્વત; મોટો ટેકરો. (૨) મોટો ઢગ.

**ડુંગળાવું**, ક્રિ૰ સ૰ ચીમળાવું; કુંજરાઇ જવું. ( ૨ ) વેલાનાં ફળ ચીમળાઇ નાનાં થઇજવાં તે.

**ડુંગળી**, સ્ત્રી૰ મૂળા વગેરેની જાતિનું એક કંદમૂળ; પ્યાજ; પલાંડુ; કાંદો; કૃષ્ણાવળી. [ધંતુરી; ચલમ.

**ડુંઘો**, પુ૰ માટીનો હુકકો;

**ડુંટી**, સ્ત્રી૰ દુંટી; નાભી. રૂ૰ પ્ર૰ ડુંટીનો વાળ=જેનો એકે ઉપાય નહિ એવું તે. કહે૰ ડુંટીનો વાળ નહિ તોડયામાં ને નહિ જોડયામાં. ડુંટીનો ઉમળકો=અંતરના પ્રેમ ભાવનો ઉછાળો તે. ડુંટીનું હસવું=અંતરના ભાવનું હાસ્ય તે.

**ડુંટો,** પુ૦ સપાટી ઉપર તરી નીકળેલો ગાંઠ જેવો ભાગ તે; ડપકો; ગાંઠો; ઢેકો; ડુંટી ઉપરનો ચામડીનો ગટ્ઠો.

**ડુંડ,** સ્ત્રી૦ [ સં. तुंडि—નાભી ] પેટની બહાર ધસતી ને લબડતી ફાંદ; દુંદ.

**ડુંડાળું,** વિ૦ ફાંદવાળું; મોટા પેટનું; દુંદાળું.

**ડુંડાળો,** પુ૦ મોટી ફાંદવાળો–ગણપતિ; ગણેશ; દુંદાળો.

**ડુંડી,** સ્ત્રી૦ નાની નગારી; ડાંડી. ડુંડી પિટાવવી=ડુંડી વગડાવવી અને જાહેર કરવું.

**ડુંડું,** ન૦ જેમાં અનાજના કણ બાઝે છે તે કણસલું; કણનો ડોડો. (જેમાં દુધિયા કણ હોય તે ડુંડું અને પાકીને કઠણ કણ થયા હોય તે બાજરિયું કે જારિયું એમ કહેવાય છે.)

**ડુંડો,** પુ૦ મોટું ડુંડું. (૨) ફૂરમો. (૨) ડુંટો.

**ડુંભારણું,** ન૦ જેનાથી દઝાવાય તેવું ઓયણું; ડામ દેવાનો સળિયો.

**ડુંમી,** વિ૦ મીંઢું; કપટી; મનમાં ને મનમાં વાત રાખે એવું.

**ડુર,** ન૦ પરાળ; ડાંગેરનું ઘાસ.

**ડુલ,** સ્ત્રી૦ સ્ત્રી પુરુષોને કાને પહેરવાનું એક ઘરેણું; અકોટી નીચેનું ઝુમખું. (૨) ખેતરમાં ઉગતું એક જાતનું નકામું ઘાસ.

**ડુશ,** સ્ત્રી૦ ડુસ; ડુંશ; ઘણો પરિશ્રમ પડવાથી શક્તિ ખૂબ કમી થઇ જવી તે. (૨) ગુદાવાટે પેટમાં પાણી ચઢાવવાનું યંત્ર.

**ડેગ,** સ્ત્રી૦ [फा. देग] પહોળા મોંનું રાંધવાનું મોટું વાસણ; દેગ; મોટી દેગડી.

**ડેગડી,** (દેગડી), સ્ત્રી૦ નાની દેગ. (૨) પાણી ગરમ કરવાનું પહોળા મોંનું વાસણ; પહોળા મોનો ઘડો.

**ડેગડો,** ( દેગડો ), પુ૦ પાણી ભરવાનું વાસણ. હાંડો.

**ડેડકું,** ન૦ દેડકું.

**ડેફરાવું,** ક્રિ૦ અ૦ પેટ ઉપસવું. (૨) લોહીનું પાણી થઇ જવું; ફેફર ચડવી.

**ડેફરું,** ન૦ મોટું ઉપસેલું પેટ.

**ડેર,** પુ૦ જે લાકડાના કડકામાં રવાઇ ફરે છે તે ગોળી ઉપર ઢંકાઇ રહે એવું લાકડું.

**ડેરાવું,** ક્રિ૦ અ૦ ઉંઘથી ઘેરાવું; મંદ થઇજવાવું; ઘોરવું.

**ડેરું** ન૦ દેવમંદિર; દેવસ્થાન; દેરું.(૨) અનાર્ય લોકોનો એક દેવ,એક મેલી દેવતા કે જેને તેઓ શત્રુ સામે છોડી મૂકતાં તેનો નાશ કરતી કે પીડા દેતી માને છે તે.

**ડેરો,** પુ૦ તંબુ; કનાતનું કામ ચલાઉ ઘર. (૨) મુકામ. છાવણી; પડાવ; સવારી. ડેરા તાણ્યા=છાવણી નાખી. ક્રિ૦ પ્ર૦ ડેરો કરવો=પડ વ નાખવો. ડેરા દેવા=અડગ પથારી

નાખવી તે. (૩) ડહેરો; હરાયા ઢોરની કોટે બાંધવામાં આવતું જાડું લાકડું તે.

**ડેલી**, સ્ત્રી૦ [સં. देहली] ડહેલી; ખડકી; ઘરનો આગલો ભાગ પડાળી, દેવડી, પોળના ખાંચાનો ભાગ; નાનો ડેલા જેવો રવેશ–ભાગ

**ડેલું**, ન૦ ડહેલું, મોટા દરવાજાવાળું છાછરું મકાન, તબેલો (૨) નાની પોળનો દરવાજો અને તેની ઉપરનું બાંધકામ તે. (૩)પહોળી બારસાખનો દરવાજો અને તેનો આવવા જવાનો માર્ગ તે.

**ડેલો**, પુ૦ જુ૦ ડેલું.

**ડેહકાણી**, પુ૦ [फा. दिहकान्] ગામડિયો, ગમાર; મૂરખો;

**ડેંડલું**, ન૦ પાણીનો સાપ.

**ડૈચો**, ન૦ મશ્કરીમાં અંગુઠો દેખાડવો તે;

**ડોઈ**, સ્ત્રી૦ [सं. दर्वी] લાકડાના હાથાનું મોટા વાડકા જેવું અથવા મોટી પળી જેવું પાત્ર તે.

**ડોક**, સ્ત્રી૦ધડ અને માથા વચ્ચેનો અવયવ; ગળું; કોટ; ગરદન. ક્રિ૦ પ્ર૦ડોક ઉંચી કરવી=સામે થવું; કામમાંથી પરવારવું.

**ડોકરી**, સ્ત્રી૦ ડોશી

**ડોકરું**, વિ૦ ઘરડું.

**ડોકરો**, પુ૦ ડોસો.

**ડોકલી**, સ્ત્રી૦ ઘી તેલ વગેરે કાઢવાની પળી.

**ડોકાબારી**, સ્ત્રી૦ અરધી બારી (૨) મોટા દરવાજા કે ડહેલાની નાની બારી. [કાઢીને જોવું; અટકાવવું.

**ડોકાવવું**, ક્રિ૦ સ૦ ડોકું બહાર

**ડોકાવું**, ક્રિ૦ અ૦ અટકાવું; ડોકિયા કર્યા કરવાં.

**ડોકિયું**, ન૦ ડોક બહાર કાઢીને જોવું તે, નજર. ક્રિ૦ પ્ર૦ ડોકિયું કરવુ=નજર કરવી તે, મળવું; ખબર કાઢવી. ડોકિયાં કરવા=કોઇનું રહસ્ય જોવાને નજર કર્યાં કરવી.

**ડોકી**, સ્ત્રી૦ ડોક; ગળું; ગરદન.

**ડોકું**, ન૦ ડોક ઉપર રહેલો શરીરનો જે ભાગ તે; માથું; મસ્તક; શિર. ક્રિ૦ પ્ર૦ ડોકું આપવું=માથું આપવુ. ડોકુ કાપવું=વિશ્વાસઘાત કરવો. ડોકું કાઢવું=ઓચિંતા હાજર થઇ જવુ. ડોકું ઉંચું કરવું=સામે થવું; કામમાથી ફારગત થવું. ડોકુ ધુણાવવું =હા ના કહેવી. ડોકું મૂકવું=જીવની દરકાર નહિ રાખવી.

**ડોકો**, પુ૦ કડબનો સાંઠો; મહોખું. [શાંનું ટાળું.

**ડોખલ**, ન૦ ભુંજરવાડ; છોક-

**ડોઘલી**, સ્ત્રી૦ નાનું ડોઘલું.

**ડોઘલું**, ન૦ પહોળા મોંનો માટીનો ઘડો; ઢોચકું. (૨) વિ૦ સાદું; ભોળું; ઝટ ન સમજી કે ચેતી જાય એવું (માણસ); ડોધું.

**ડોધું**,વિ૦ અચતુર, સાબડભોથું; ટાપટીપ ને રોફરંગ વગરનું.

**ડોઘો** પુ૦ મૂરખો; શઠો; બોથડ.

**ડોચકું**, ન૦ ડોકું; માથું. (૨) ટોચ. શિખર

**ડોટ**, સ્ત્રી૦ [ સં. દ્રુ ] દોટ; હડી.

**ડોટાવવું**, ક્રિ૦ સ૦ દોટાવવું; ઉતાવળે દોડી જાય એમ કરવું; દોડાવવું. [લુગડું. ખાદી.

**ડોટી**, સ્ત્રી૦ એક જાતનું જાડું

**ડોટો**, પુ૦ ફટકો. ઝપાટો.

**ડોડ**. સ્ત્રી૦ હોંશ કોડ.

**ડોડકું**, ન૦ તુરિયાની જાતનું એક શાકફળ; ડોડા જેવું ફળ તે. રૂ૦ પ્ર૦ ડોડકાં છોલવાં=નવરા બેસી રહેવું.

**ડોડવું**, ન૦ ફૂટતો ડોડો; ફલાંકુર; નાનું ડોડું; કણસલું; ઉગતું ફળ. (૨) જીંડવું; કાલું: કાચું ફળ. (૩) એક જાતનું ડોડકાં જેવું ફળ થાય છે તે. [ચવાળો વગર ખીલેલો ગોટો તે.

**ડોડવો**, પુ૦ ફૂલ ફળના સમુદા-

**ડોડળાવાં**, ન૦ ફૂલી ગયેલાં આંખના પોપચાં. [માંડવા.

**ડોડાવું**, ક્રિ૦અ૦ ડોડા આવવા

**ડોડાળું**, વિ૦ ડોડાવાળું.

**ડોડિયા**, સ્ત્રી ડોડીવાળા; રજપૂતોની એક જાત. [ફુમળી વેલ

**ડોડી**, સ્ત્રી૦ સીમમાં થતી એક

**ડોડી**, સ્ત્રી૦ ડોડાના જેવા આકારનું એક ઘરેણું; પોટલિયો. (૨) આકડાનું ફળ.

**ડોડું**, ન૦ ડોડીનું ફળ.

**ડોડો**, ફળના ગર્ભવાળો નવો ફૂટતો અંકુર; બીજનો કોશ; ફળવાળું હુંડું. (૨) દાણા ભરેલી મકાઇ.

**ડોઢ**, સ્ત્રી૦ વસ્ત્રની દોઢ તે. (૨) વિ૦ જુઓ દોઢ. [દોઢડાહ્યું

**ડોઢડાહ્યું**, વિ૦ ચિબાવલું

**ડોઢાં**, ન૦ દોઢા. દોઢાના આંક.

**ડોઢિયું**, ન૦ પૈસો. જનાદી; તાંબિયો. (૨) દોઢ પને બનાવેલું કપડું, સાંધો નાખી બનાવેલું વસ્ત્ર.

**ડોઢી**, સ્ત્રી૦ મોટા મંદિર આગળ કાઢેલી પડાળી-ઓસરી તે, દેવડી; દોઢી, ડેલી.

**ડોઢું**, વિ૦ દોઢું; દોઢગણું.

**ડોબરૂં**, ન૦ ભાગેલું માટીનું વાસણ

**ડોબું**, ન૦ ભેંશ; મહિષી. (૨) વિ૦ જાડું, ધીમું ને પોદળા જેવું. (3) અણસમજુ; અચતુર. કહે૦ ડોબાં ચારવા=જેમાં આવડત ન હોય એવું સાદું કામ કર્યા કરવું. ડોબાં મુંડવા=નવરા બેસી રહેવું.

**ડોયણું**, ન૦ ખોઇ બાંધવાનું ઘોડિયાનું લાકડું; ડંડુકો.

**ડોયો**, પુ૦ મોટો ખીલો; બહાર નિકળેલો ગરજો; ડોઇનો અથવા ઉલેચણાનો હાથો. (૨) ઉલેચણો, ડોઇ. (૩) નાળીયેરને કોરીને થોડુંક પાણી રહે એવું બનાવેલું ઠામ, ઉલખો

**ડોરણું**, ન૦ બેરિયું.

**ડોલ**, સ્ત્રી૦ કુવામાંથી પાણી કાઢવાની બોખ. (૨) પાણી ભરવા-

ની આંકડીવાળી કુંડી; પવાલી.

**ડોલકાચિંડો.** પુ૦ જેનું ગળું રાતું હોય એવો કાકીડો.

**ડોલચી.** સ્ત્રી૦ નાની ડોલ.

**ડોલણુ,** વિ૦ડોલતું.

**ડોલણિયું,** વિ૦ ઝુલતું; ડોલ ડોલ થાય એવું; અસ્થિર; ચંચળ.

**ડોલમડોલા,** વિ આમ તેમ ાલી જતું હોય એવું; ડગુમગુ; અસ્થિર, અદૃઢ; ડગમગતું.

**ડોલર,** ન૦ એક જાતનું ફૂલ; બટમોગરો.

**ડોલરિયો,** પુ૦ જેની મંજરીઓ હવામાં આમ તેમ ડોલીને રમણીયતા ઉત્પન્ન કરતી હોય એવું એક ફૂલઝાડ, ડોલર. (૨) વિ૦ જેનાં ફૂલ અથવા જીંડવાં હવામાં ઝુલતાં રહે છે એવો છોડ-કપાસ વગેરે. (૩) જેણે મોગરાના ફુલના હાર પહેરેલા હોય તે.

**ડોલવું,** ક્રિ૦ અ૦ [ સ. દુલ ] આમ તેમ નમી જવું; ડગુમગુ થવું; હાલવું. (૨) આમ તેમ ઝુલવું. (૩) ધુણવું; નમવું ને વળી ઉંચા થવું; દોલવુ.

**ડોલું,** ન૦ ઝુકીને નીચું નમી જવું તે; ઝોકું. (૨) ગોચું; છકકડ.

**ડોલો,** પુ૦ તાબુત, તાજીયો. (૨) મીયાનો; પાલખી.

**ડોવાણું,** ન૦ અ૦ વગર ખપે આડે આવવું.

**ડોવું,** ક્રિ૦ સ૦ ભેળી દેવું; એકમેક કરી નાખવું; રગડો કરી મેલવો; ફીણવું.

**ડોસલાં,** ન૦ પારસીઓ પૂર્વજોની યાદગીરી માટે જે વાર્ષિક ક્રિયા કરે છે તે. (ડોસાં-ઘરડેરાની યાદગીરીની ક્રિયા તે ડોસલાં.) ક્રિ૦ પ્ર૦ ડોસલાં બેસવાં=પડી ભાગવું; નાસીપાસ થઇ જવું.

**ડોસલી,** સ્ત્રી૦ડોશી.(તિરસ્કારમાં)

**ડોશી,** સ્ત્રી૦ મોટી ઉમ્મરની સ્ત્રી; વૃદ્ધ સ્ત્રી, બુઢ્ઢી બૈરી;વૃદ્ધા. ડોશી શાસ્ત્ર= બૈરકશાસ્ત્ર. ડોશી મારવી=સહેલું સુતરું કામ કરવું તે. રૂ૦ પ્ર૦ ડોશીનો રેંટિયો =ધીમે ધીમે પણ નિયમિત કામ થયા જ કરે એવો જે ક્રમ તે. કહે૦ ડોશી મુઆનો ભય નથી પણ જમ પળકયાનો ભય છે.

**ડોસું,** વિ૦ ઘરડું; વૃદ્ધ.

**ડોસુંડગરૂં,** ન૦ ડોસો કે ડોશી જે કોઇ ઘરડું હોય તે. (૨) વિ૦ ઘરડુંવરડું.

**ડોસો,** પુ૦ ઘરડો; વૃદ્ધ.

**ડોહ,** પુ૦ ઉંડા પાણીનો ખાડો; ધરો.

**ડોળ,** પુ૦ કઠોળ ભરડતાં આખો રહી ગયેલો જે દાણો તે. ક્રિ૦ પ્ર૦ ડોળ પાડવા=પોચું ભરડવું તે. ડોળ કાઢવા=દાળમાંથી આખા દાણા જુદા પાડવા. (૨) મહુડાનું બીજ; ડોળી;(૩) વિ૦ મૂર્ખ; અભણ; ઓછી અકકલનો; નહિ સુધરેલો; જેવો ને તેવોજ રહેલો (માણસ).

**ડોળ,** ન૦ ઘાટ; આકાર; કાઠું; (૨ )છબી; ચેરો; સુરત; સ્વરૂપ. ( ૩) તરેહ; રીત ( ૪ ) ચિહ્ન; નિશાન. ( ૫) ઢંગ; દેખાવ; આડંબર; ભભક; ઠાઠ. ( ૬ ) હિંચકો. ડોળઓચ્છવ= ઠાકોરજીને હિંચકે ઝુલાવવાનો ઉત્સવ.

**ડોળઘાલુ,** વિ૦ દાંભિક; દંભી ઢોંગી; ડોળી; ખોટા દેખાવ કરનાર.

**ડોળચાલણી,** સ્ત્રી૦ દાળમાંથી આખા દાણા જુદા પાડવાની ચાળણી.

**ડોળદાર,** વિ૦ ઘાટીલું; સારા ઘાટનું, ડોળવાળું.

**ડોળવવું,** ક્રિ૦ સ૦ ડોળિયું કરવું; અમુકના જેવી રૂપરેખા તાણવી; ઘાટ લાવવો.

**ડોળવા,** પુ૦ ઘાણી વગેરેમાં કૂટયા વગર રહી ગયેલા દાણા; ઓગણા.

**ડોળવું,** ક્રિ૦ સ૦ ઉપર ઉપરથી ગબડાવી કાઢવું. (૨) વલોવવું; ઘુમરડવું. ( ૩ ) વિસ્તારવું; ફેલાવવું; વધારવું.

**ડોળિયું,** ન૦ મહુડાના ડોળનું તેલ. (૨) અમુક આકાર કે ઘાટનું જે પૂર્વ રૂપ તે, રૂપરેખા; નમુનાનો નકશો. ( ૨ ) મુસદ્દો.

**ડોળિયો,** પુ૦ ડોળીવાળો; ભોઇ; ડોળિયો બળદ=લાંબા શીંગડાંવાળો બળદ.

**ડોળી,** સ્ત્રી૦ [ સ૦ दोला ] ઝુલતી ઝોળી; માંચી; પાલખી. ( ૨ ) મોંકાણ; કાણ; માઠી ખબર (૩) વિ૦ દંભી; આડંબરી. (૪) મહુડાનું ફળ.

**ડોળું,** વિ૦ મેલું; ગંદું: નહિ નીતરેલું; રગડાવાળું.

**ડોળો,** પુ૦ આંખમાનો લંબગોળ અવયવ; આંખનો ગોળો. ( ૨ ) આંખનો વચલો ભાગ. ( ૩ ) આંખ; ચક્ષુ ( ૪ ) દષ્ટિ; નજર. (૫) નીઘા; ધ્યાન; લક્ષ; સંભાળ. ( ૬ ) ચાંલ્લો; પીંછામાંનો ચંદ્રક. ક્રિ૦ પ્ર૦ ડોળા ઉઘાડવા=સમજ પાડવી;ચાનક લગાડવી. ડોળા કાઢવા=ક્રોધ બતાવવો. ડોળા ઉંચે જવા=ગર્વ ચડવો. ડોળા ખેંચાવવા=રાહ જોવરાવવી;આંખ તણાવવી. ડોળા ફોડવા=જોવું. ક્રિ૦ પ્ર૦ ડોળો હોવો=ચોટ હોવી. ડોળો ખુંપવો= લલચાવું. ડોળો દેખાડવો=ધાસ્તી બતાવવી. ડોળો રાખવો=નજર રાખવી. ( ૭ ) દોહદ. ( ૮ ) ઓઝણું; પહેલું આણું.

**ડોળો,** પુ૦ રગડો; કસુંબો.

# ઢ

ઢ

**ઢ,** પુ૦ [ સં. ] ગુજરાતી મૂળાક્ષરોમાનો ચૌદમો વ્યંજન; ઢકાર. ( ૨ ) ઠોઠ; મૂર્ખ; આવડવગરનો.

**ઢઉઆ,** પુ૦ ઢગુવો; માલ વગરનો માણસ; પુરુષત્વ ન હોય એવો માણસ. ભડવો.

**ઢકાર.** પુ૦ [સં.] ઢઢ્ઢો; ઢ એવો અક્ષર અને ઉચ્ચાર તે.

**ઢગ,** પુ૦ ઢગલો; જત્થો; એકત્ર કરેલો ઉંચો દેખાતો ટેકરો; અત્યંત એવા અર્થમાં વપરાય છે.

**ઢગરાં,** ન૦ ગાંડની બન્ને બાજુએ તરફના જે મોટા ને ભારે માંસલ અવયવો તે: કુલા; થાપા

**ઢગરૂં,** ન૦ ગાંડનો બે બાજુએ જે માંસલ અવયવો હોય છે તેમાંનો અકેકે તે; કુલો; નિતંબ.

**ઢગરો,** પુ૦ ઢગરૂં. ( ૨ ) હલકા પગારનો સિપાઇ.

**ઢગલી,** સ્ત્રી૦ નાનો ઢગલો.

**ઢગલેઢગલા,** અ૦ ઘણું એ; થોકેથોક; પુષ્કળ.

**ઢગલો,** પુ૦ મોટો જત્થો; ગંજ; રાશિ, ઢગ; અંબાર; ખૂબ; પુષ્કળ. (૨) ટેકરો. ક્રિ૦ પ્ર૦ ઢગલો થઇ જવું =શરીરને ટટાર નહિ રાખી શકાવું.

**ઢગો,** પુ૦ મૂર્ખ; બેવકુફ; માલ વગરનો માણસ.

**ઢચરો,** પુ૦ ઘરડો માણસ; ડોસો ( તિરસ્કારમાં )

**ઢચુપચુ,** વિ૦ કરવું કે નહિ કરવું એવા વિચાર ઉપર રાખેલું; અનિશ્ચિત; અદ્ધરદ્ધ રાખેલું; ડગુમગુ.

**ઢચ્ચર,** વિ૦ જીર્ણ; ખોખા જેવું; બહુ ઘરડું; ઉતરી ગયેલું.

**ઢઢ્ઢો,** પુ૦ ઢ; ઢકાર; ઢ એવો અક્ષર અને ઉચ્ચાર તે. (૨) બેવકુફ; મૂર્ખ; આવડ વગરનો માણસ; ઠોઠ. ( ૩ ) પતંગ અથવા કનકવામાનો વચલો સળિયો.

**ઢઢણાવવું.** જુ૦ ઢણઢણાવવું.

**ઢણકવું.** ક્રિ૦ અ૦ નકામા ફર્યા કરવું; રઝળવું; ભટકવું; રખડવું.

**ઢણઢણ,** અ૦ ઢોલમાંથી નીકળતો એવો અવાજ.

**ઢણઢણવું,** ક્રિ૦ અ૦ ઢણઢણ થવું; વાગવું. (૨) જોરથી બધું એક સાથે હાલી ઉઠવું.

**ઢણઢણાવવું,** ક્રિ૦ સ૦ વગાડવું. (૨) ધમધમાવવું; ગજાવવું; ધ્રુજાવી દેવું; ધણધણાવવું.

**ઢબ,** સ્ત્રી૦ રીત; તરેહ; પદ્ધત; લઢણ; વલણ; છટા.

**ઢબછબ,** સ્ત્રી૦ રીતભાત; પદ્ધતિ; લઢણ. ( ૨ ) કાર્ય કરવાની છટા; ચાળો; અભિનય. [મારવું; ઢીબવું.

**ઢબાડવું,** ક્રિ૦ સ૦ ધબડવું;

**ઢમઢબવું**, ક્રિ૦ અ૦ પાણીમાં તરતાં હાથ પગ હલાવવા.

**ઢબવું**, ક્રિ૦ અ૦ લોપ થવું, ચુડી જવુ; અદશ્ય થવું. (૨) થોડા મંદવાડમાં જ મરી જવું.

**ઢબીજવું**, મરીજવું.

**ઢબુ**. ( ઢબ્બુ ), પું૦ તાંબાનો એવડિયો પૈસો; જાડો ભારે પૈસો. કહે૦ ટકાની ડોશી ને ઢબુ મુંડામણ. (૨) સ્ત્રી૦ ઢીંગલી; બાવલી; ઢબુડી; બાળકી; છોકરી.

**ઢબુકવું**, ક્રિ૦ અ૦ વાગવું; ઢોલનુ ગર્જવું. (૨) પાણીમાં ડુબકાં ખાવાં. [ચિંથરાની ઢીંગલી.

**ઢબુડી**, સ્ત્રી૦ નાની બાવલી;

**ઢબુરવું**, ક્રિ૦ સ૦ કપડાંમાં ઘાલી દેવું; સંતાડવું; છુપાવવું. (૨) ખૂબ ઓઢાડીને બાળકને સુવાડવું; ઢાંકી દેવું: ઓઢાડવું.

**ઢબુલો**, પું૦ ઢીંગલો: મોટી ઢીંગલી. (૨) જાડો ને જડ માણસ; અણસમજું; ભોટ; ઠોઠ.

**ઢબુવો**, પું૦ ઢબુ; એવડો પૈસો. (૨) ભડવો. (૩) જાડો ને જડ એવો જે તે. [મૂર્ખ.

**ઢબો**; પું૦ ભડવો. (૨) બેવકુફ;

**ઢમકવું**, ક્રિ૦ અ૦ ઢોલનું વાગવું; ધમકવું; ગાજવું; અવાજ કરવો; ધમધમ થવું. [ધમકારો.

**ઢમકારો**, પું૦ ઢોલનો અવાજ;

**ઢમકો**, પું૦ ઢોલમાંથી નીકળતો ભારે અવાજ તે, ઢોલની ગર્જના.

**ઢમઢમ**, અ૦ ઢોલ—પડઘમ વગેરેનો અવાજ.

**ઢમઢોલ**, વિ૦ બહારથી મોટા ભારે દેખાવવાળું પણ અંદરથી પોલું એવું; ઉપરના દેખાવનું. (૨) ખાલી; મિથ્યા; આડંબરી. કહે૦ ઢમઢોલ ને માંહે પોલ.

**ઢમાક**, અ૦ ઢોલનો અવાજ.

**ઢરડકો**, પું૦ 'ઢરડ' એવો અવાજ તે; અપાનવાયુ સરતાં થતો એવો અવાજ. (૨) પોદળો.

**ઢરડવું**, ક્રિ૦ અ૦ અપાનવાયુ મૂકવો. (૨) તાણવું; ખેંચવું; ઘસડવું.

**ઢસડવું**, ક્રિ૦ સ૦ તાણવું, ખેંચવું. (૨) તાણી લઇ જવુ; ઘસડવું.

**ઢસરડવું**, ક્રિ૦ સ૦ જમીન સાથે ઘસાતું રહે તેમ ખેંચવું; તાણવું; ઘસડવું.

**ઢસરડો**, પું૦ જ્યાં ત્યાં ખેંચવું તે; આંખ મીંચીને કામ કરવું તે. (૨) પુષ્કળ કામ હોવું તે; એકને એક જાતના કામકાજનો જે ભાર વહ્યા કરવો તે; વહેવું-તાણવું-ખેંચવું તે.

**ઢસવું**, વિ૦ ઢીલા સ્વભાવનું; પોચું; આળસુ. (૨) સ્વમાનની લાગણી વગરનું; સાદું; ભોળું; નિર્માની.

**ઢસું**, ન૦ રેતીનો ઢગ; ઝીણી ધૂળ

**ઢસોર**, વિ૦ જેનું મન લાગણી રહિત થઇ ગયેલું હોય એવું; નિષ્ઠુર

જજ. લાગણીઓ બહેર મારી ગયેલી હોય એવું; નઠોર. (૨) ઢીલું; કાળજી ન હોય તેવું; એદી; આળસુ

**ઢળકતું**. વિ૦ એકાદ બાજુ તરફ નમતું; વાંકું; આડું પડતું, લચતું; લબડતું : ઝુલતું, ઢાળપડતું.

**ઢળકવું**, ક્રિ૦ અ૦ ઢળતું-નમતું રહેવું, ઝુલતું રહેવું, ઢાળ પડતું રહેવું; લટકવું (૨) ઢાળને લીધે સુંદર દેખાવું; સારૂં લાગવું.

**ઢળવું**, ક્રિ૦ અ૦ પ્રવાહીનું બહાર નીકળી જવું; વહેવું (૨) વાંકું વળવું, નમવું. (૩) બીબામાં પડવું; રેડાવું ઠરવું, લચવું. (૪) સરવું. લપસવું ઢળી પડવું=ડગીજવું. (૨) કબુલ થઇ જવું (૩) સૂઇજવું.

**ઢળાવવું**, ક્રિ૦ સ૦ ગાળેલી ધાતુના રસનો આકાર પાડવો ભરાવવું. (૨) ઢોળાય તેમ કરાવવું.

**ઢળિયાં**. ન૦ સાડા પાંચના ગુણકારના આંકનો ગડિયો તે (ઉઠા=૩॥ ઢી ચા=૪॥ અને ઢળિયાં=૫॥ ગણાય છે.) , ને રેતીનો ગોળો.

**ઢળિયું**, ન૦ ઢેફું, રોડું; માટી

**ઢંકાવું**. ક્રિ૦ અ૦ આચ્છાદિત થવું વસાવું; નિંટાવુ આવરણ થવુ (૨) બંધ થવું; બિડાવું છાનું રહેવું

**ઢંગ**, પુ૦ વર્તન, રીતભાત, ચાલચલગત; ચેનચાળા, આચાર; રહેણીકરણી. ક્રિ૦ પ્ર૦ ઢંગે રહેવુ = વિવેક-મર્યાદામા રહેવું. (૨) ઠામ ઠેકાણું; એક સરખી વૃત્તિ (૩) વેષ; પહેરવેશ ઢંગવગરનું=વર્તનની સ્થિરતા વગરનું. ઢંગધડો=ઠેકાણું; વિશ્વાસ; નક્કીપણું.

**ઢંઢાર**, વિ૦ અંદરથી ખાલી અને બિયામણું, જબરદસ્ત.

**ઢંઢેર** વિ૦ ઢઢાર

**ઢંઢેરો**, પુ૦ ડાંડી પીટી લોકને એકઠા કરી અમુક બાબત જણાવવી તે. ઢંઢેરોપીટવો= લોક જાણે તેમ કરવુ. (૨) છાની વાત ઉઘાડી પાડવી.

**ઢંઢોળવું** ક્રિ૦ સ૦ ખૂબ હલાવવું; આમ તેમ ફેરવવુ ,હચમચાવવું.

**ઢાકઢોળ**, પુ૦ ડોળ; આકાર; ઘાટ.

**ઢાકળો**. પુ૦ રીતભાત, ઢંગ; વર્તણૂક. ડહાપણ; સમજદારી. (૩) શરમ, નમ્રતા, લાજ; વિવેક. (૪) ઠેકાણું; ભલીવાર. [સીને ઢાકવો તે.

**ઢાકોઢુમો**, પુ૦ સરસામાન તપા-

**ઢાઢી**, પુ૦ ગાઇ બજાવીને આજીવિકા કરનારા જે લોક તે, એવા લોકનો જે સમુદાય તે. (૨) સરણાઇવાળા વગેરે તે.

**ઢાલ**, સ્રી૦ ઝટકો ઝીલવાનું ચામડાનું સાધન તે (૨) શત્રુના ઝપાટા કે ચોટ સામે રક્ષણ આપનાર જે કંઇ તે. રક્ષણ કરનાર.

**ઢાલગર**. પુ૦ ઢાલ બનાવનાર; એ ધંધો કરનારી એક જાત અને તેમાંનો કોઇ માણસ.

**ઢાળ,** પુ૦ સપાટીનો ઉત્તાર; ઢોળાવ; ઉપરથી નિચાણ તરફ ઢળતી સપાટી. (૨) તફો; વ્યવહાર; સંબંધ. (૩) ઘાટ; આકાર; સ્વરૂપ. (૪) રીતભાત; ચાલ: વર્તણુક. (૫) કળતર; અંદાજ. (૬) રાહ; ગત; ઢબ. (૭) ઢંગ. (૮) યોગ; તાલ. ક્રિ૦પ્ર૦ ઢાળ પડવો=એક તરફ ઢળતું રહેવું. ઢાળ ઉતરવો=યોગ આવી લાગવો. ઢાળ ઉતારવો=ઘાટ લાવવો. ઢાળે પાડવું=રાગે પાડવું.

**ઢાળકી,** સ્ત્રી૦ સોના રૂપાને ગાળીને પાડેલી લગડી.

**ઢાળકો,** પુ૦ ઢંગ; વર્તણુક. (૨) કામકાજની સફાઇ. (૩) સમજણ; બુદ્ધિ. (૪) મોટી ઢાળકી.

**ઢાળણી,** સ્ત્રી૦ કાપણી; ઢાળવું તે. (૨) જેમાં સોના રૂપાનો રસ ઢાળવામાં આવે છે તે. (૩) બીબાં ઢાળવાની આવડત.

**ઢાળવું,** ન૦ કોળી વગેરે હલકી જાતિની સ્ત્રીઓ સાડલા ઉપર જે આડું લુગડું બાંધે છે તે.

**ઢાળવું,** ક્રિ૦ સ૦ કાપવું; કાપણી કરવી તે. (૨) નીચે નાખવું; સુવાડી દેવું; પાથરવું. (૩) ખેરાવવું; ગેરાવવું; ટપકાં પાડવાં; નિગાળવું. (૪) રેડવું; રસ કરી તેને ઠારવો; નામવું; ભરવું. (૫) અંદાજ કાઢવો.

**ઢાળિયું,** ન૦ ઢાળકી. (૨) ઢાળવાળું ખેતર કે જમીન તે. (૩) એકજ બાજુવાળું છાપરું.

**ઢાળિયો,** પુ૦ કાપણી કરનારો માણસ. (૨) ખેતરમાં પાણી લઇ જવાને બાંધેલી ઉંચી પાળી તે. (૩) સોના રૂપાનો પાસલો.

**ઢાળો** પુ૦વિસામો. (૨) વિશ્રામ; આરામ: જરાક આડા થઇ આરામ લેવો તે (૩) ઢંગ, રીતભાત; ચાળો.

**ઢાંકણ,** ન૦ આચ્છાદન, આવરણ; પટલ. (૨) રક્ષક: સંભાળ લેનાર; સંવરણ કરનાર; રખેવાળ.

**ઢાંકણિયું,** ન૦ ઢાકણ તરીકે વપરાતી નાની ચીજ. (૨) વિ૦ ઢાકનારૂં. (૩) ખોપરી જેવું હાડકું; ઢાંકણી.

**ઢાંકણી,** સ્ત્રી૦ વાસણ ઢાંકવાનું છાછરૂં કોડિયું: શકોરૂં: ચપણિયું.

**ઢાંકણું,** ન૦ બરોબર બેસતું આવી રહે એવું જે ઢાકણુ-ઢંકાય એવું પાત્ર કે બીજું જે કંઇ હોય તે.

**ઢાંકપિછોડો,** પુ૦ ઢાંકવાનો જે પિછોડો તે; ઢાકવાના જે કાવાદાવા તે; છુપાવવા અટકાવવા કે દાબી દેવાને યત્ન કરવો તે; થાબડથીબડ કરવું તે.

**ઢાંકવું,** ક્રિ૦ સ૦ બંધ કરવું; બંધ કરવું; આવરણ કરવું; આવરવું. (૨) છાવું; આચ્છાદવું. (૩) સંતાડવું; છુપાવવું; ઓઢવું. (૪) છાનું રાખવું; દાબી દેવું; નહિ ઉઘાડું પાડવું.

**ઢાંકયું**. વિ૦ ઢાંકેલું, છુપું; છાનું.

**ઢાંખર**. અ૦ ઢાકર; ઢોરની આગળ આવતો શબ્દ:-ઢોરઢાંખર.

**ઢાંગરૂ**, ન૦ આરિયું; ચીભડું.

**ઢાંડુ** ન૦ મરી ગયેલું ઢોર.

**ઢાંઢો**, પુ૦ પુષ્ટ ઉંમરનો બળદ.

**ઢિગાર**, પુ૦ ઢગલો, ઢગ, રાશિ.

**ઢીકલી**, સ્ત્રી૦ લડાઇમા પત્થર ફેંકવાનું યંત્ર; શતઘ્ની.

**ઢીચ**, વિ૦ ઢીમચા જેવું જાડું તે.

**ઢીબવું**, ધીબવું, માર મારવો.

**ઢીમ**, સ્ત્રી૦ સોનાની લગડી; ગોળા. (૨) વિ૦ અત્યંત જાડું; સ્થૂલ.

**ઢીમણું**. ન૦ લાકડાની ચપટી ગંઠ; ખોડચું; જાડો ને ટુંકો લાકડાનો કકડો. (૨) કચરાની જાડી કોઠી. (૩) ઠીંગણું-ગટકી માણસ.

**ઢીમણું**, ન૦ શરીર ઉપર એક જગ્યાએ આવેલો સોજો; સોજાથી કઠણ થયેલો જે ભાગ તે; ગડ; ગાઠ.

**ઢીમર**, પુ૦ [સં૦ ધીવર] માછી; મચ્છીમાર; માછલાં પકડનારો; ધીવર.

**ઢીમું**, ન૦ ઢીમણું.

**ઢીલ**, સ્ત્રી૦ વાર; વિલંબ; ખોટી. (૨) ઢીલું કરવું-મૂકવું તે. (૩) વખત જવા દેવો તે; ધિમાશ; ઢંડાશ; આળસ. ક્રિ૦ પ્ર૦ ઢીલ કરવી=વાર લગાડવી.

**ઢીલઅંડું**. વિ૦ પોચું; ઢીલું; નરમ સ્વભાવનું. (૨) બીકણ.

**ઢીલું**, વિ૦ તંગ નહિ; એવું; નહિ ખેંચેલું; ઝુલતું. (૨) નહિ સજ્જડ એવું; નહિ કસેલું; પોચું. (૩) રગડા જેવું; નરમ; પ્રવાહી. (૪) નહિ કઠણ; પોચું. (૫) પલળે-અસર કરે એવું; આર્દ્ર. ન સહન કરી શકે એવું. (૬) હિંમત રહિત. (૭ નહિ સખત; નરમ. ક્રિ૦ પ્ર૦ ઢીલું પાડવું=રગડા જેવું કરવું; પોચું કરવું. ઢીલુંઢસ=બહુજ ઢીલું. [મૂઠીનો ઘા.

**ઢીંક**, સ્ત્રી૦ હલકો ઠોસો.

**ઢીંકડું**, વિ૦ ઢીંકણું.

**ઢીંકણી**, સ્ત્રી૦ પૌંવા ખાંડવાની ખાંડણી. [ફલાણું.

**ઢીંકણું**, વિ૦ અમુક; એકાદ;

**ઢીંકવો**, પુ૦ ઢીંચણ સમાણું પાણી રહે એવો ખાડો. (૨) નદી કે તળાવમાંથી પાણી લેવાને કરેલો હલાળિયો તે.

**ઢીંકુડી**, સ્ત્રી૦ નાનો ઢીંકવો.

**ઢીંગઢીંગી**, સ્ત્રી૦ ઢુગઢુગી; એક વાજું.

**ઢીંગલી**, સ્ત્રી૦ લુગડાની બનાવેલી બાવલી; પુતળી. (૨) નાજુક બાંધાની ઠીંગણી સ્ત્રી. (૩) નાની રૂપાળી રમાડવા જેવી છોકરી.

**ઢીંગલું**, ન૦ લુગડાનું પુતળું. (૨) નાનું રમાડવા જેવું છોકરું.

**ઢીંગલો**, પુરૂષ જાતિનું લુગડાનું પુતળું. (૨) નાનો ઠીંગણો પુરૂષ.

**ઢીંચ**, પીવાનું [illegible]

**ઢીંચણ**, પુ૦ ઘુંટણ. ક્રિ૦ પ્ર૦ ઢીંચણ ભાગવા=ઉઠી કે ચાલી શકે નહિ એમ કરવું. (૨) નાહિંમત થઇ જવું. (૩) જીવન શક્તિ નાશ પામવી. ઢીંચણ માંડવા=ભાખોડિયાં ભર થવું.

**ઢીંચણિયું**. વિ૦ ઢીંચણ જેટલું ઉંચું; ઢીંચણપુરતું. (૨) ન૦ જમવા બેસતાં ઢીંચણ તળે જે ટેકણ રાખે છે તે; ટેકણિયું.

**ઢીંચવું**, ક્રિ૦ સ૦ અકરાંતિયા-પણે પીવું; વારવાર તેમજ ખૂબ પાન કરવું.

**ઢીંચાં**, ન૦ સાડાચારનો આંક.

**ઢુંકવું**, ક્રિ૦ નજીક જવું.

**ઢુંકડું**, અ૦ પાસે; નજીક; અતિ દૂર નહિ તે.

**ઢુંગલું**, ન૦ ઝાડના નાના રોપાની આસપાસ ઝાંખરાંની જે વાડ કરવામાં આવે છે તે. ( ૨ ) ઝરડાં ઝાંખરાં વગેરેની નાનો મઢુલી જેવું જે તે.

**ઢુંઢવું**, ક્રિ૦ સ૦ [ સં. ઢુંઢ ] શોધવું; ખોળવું; તપાસ કરવી.

**ઢુંઢિયો**, પુ૦ શોધ કરનારો; એ નામે ઓળખાતા સંપ્રદાયનો અનુયાયી તે;જૈન-શ્રાવકોનો એક સંપ્રદાય; તે સંપ્રદાયનો જે એકાદો માણસ તે. (૨) મેલો-ગલીચ રહેનારો માણસ તે.

**ઢુંઢણી**, સ્રી૦ એક જાતની રમત; ખાડિયો ખાડો. (૨) ડાંગરની એક જાત.

**ઢુંઢવું**, ક્રિ૦સ૦ ઢુંડવું; શોધવું. ( ૨ ) ખેતરમાંથી નિંદામણ કાઢી નાખવું; રાંપી દેવી.

**ઢુંસું**, ન૦ જાર બાજરાનું ફોતરું. (૨) સત્ત્વ વગરની જણુસ.

**ઢુંસો**, પુ૦ ઢુંસાં વગેરે તે. (૨) પોચો લાકડાં ને ઘાસનો ગર તે; ભુકો. ( ૩ ) લાકડાંનો વહેર અથવા છોલ. (૪) ઘઉંનો મોટો જાડો ભાખરો.

**ઢેક**, વિ૦ છેલ્લું. ( છોકરાઓ રમતમાં વાપરે છે. )

**ઢેકલી**, સ્રી૦ નાનો ઢેકો; નાની ગાંઠ, ગડબ; નાની ટેકરી.

**ઢેકલો**, પુ૦ ઢેકો; ઉપસી રહેલો હાડકા વગેરેનો ટેકરો; ખુંધ.

**ઢેકુટ**, સ્રી૦ માથાકુટ; માથાઝીક; કડાકુટ. (૨) પંચાતી.

**ઢેકો**, પુ૦ સપાટી ઉપર ઉપસી રહેલો જે ભાગ તે; ટેકરો (૨) ખુંધ (૩) કરમરના હાડકાના અકોડા તે; બસ્તિ; કુલો. ક્રિ૦ પ્ર૦ ઢેકો નમાવવો =અંગ વાળીને મહેનત કરવી. ઢેકા= ખાડાખૈયા; નીચી ઉંચી જમીન તે.

**ઢેખાળી**, સ્રી૦ ઇંટનો ભુકો; ઇંટના કકડા.

**ઢેખાળો**, પુ૦ ઇંટનો મોટો કકડો; ખંડિત થયેલી અને અફળાતી ઇંટ; રોડું. (૨) કંઇ નહિ; શૂન્ય.— એને શું મળવાનું છે, ઢેખાળા ? રૂ૦ પ્ર૦ ઢેખાળાની પેઠે અથડાવું=કંઇ ગણત્રી વગર જ્યાં ત્યાં રખડયા કરવું.

( ૨ ) કંઇ હિસાબમાં નહિ એમઃ-ઢેખાળાની માફક રવડે છે.

**ઢેડ,** પુ૦ એ નામની-અસ્પર્શ જાતિના લોકનો એક સમૂહ-નાત તે; એ નાતનો માણસ (૨) પાજી અને મલીન વૃત્તિનો માણસ; લડવાડિયો; નીચ સ્વભાવનો માણસ. (૩) ક્રોધ. (૪) વિ૦ ભ્રષ્ટ; સંકર; ગંદું. ઢેડ ફજેતી=જાહેરમાં એક બીજાના દોષ કાઢીને લડવું તે

**ઢેડ ગુજરાતી,** વિ૦ અશુદ્ધ અસંસ્કારી ગુજરાતી ભાષા.

**ઢેડફજેતો,** સ્ત્રી૦ તકરાર કરી એક બીજાની ફજેતી કરવી તે.

**ઢેડવાડો,** પુ૦ ઢેડ લોકને રહેવાનો મહોલ્લો તે; ઢેડવાસ. ( ૨ ) ગંદી અસ્વચ્છ જગા; કંટાળો અને ચીતરી ચઢે એવી ખરાબ જગા તે. ગંદકી કર્યા કરે એવું જે ( માણસ વગેરે ) તે. (૩) ગંદકી; કચરો પુંજો વગેરે; પીડાકારી એવું જે તે.

**ઢેડાઉ,** વિ૦ ઢેડ સંબંધી; ઢેડે વણેલું-બનાવેલું તે; જાડું; નહિ સફાઇદાર; ગામઠી.

**ઢેડિઉં,** વિ૦ ઢેડ સરખું; નીચ.

**ઢેડીયો,** પુ૦ ઢેડ.

**ઢેડી,** સ્ત્રી૦ ઢેડની સ્ત્રી.

**ઢેડું,** ન૦ ઢેડ ઇત્યાદિનું ટોળું; ઢેડ વાઘરી ને હલકાં ભિખારી વગેરે તે. (૨) ધાડું; ટોળું. (૩) વિ૦ ઢેડાઉ.

**ઢેઢિયો,** પુ૦ ઢેડ.

**ઢેડો,** પુ૦ ઢેડ.

**ઢેપલી,** સ્ત્રી૦ નાની ચપટી ચેપલી; ચપટું ઢેફું.

**ઢેપલું,** ન૦ નાનું ઢેફું; ચોસલું; ચકતું. ( ૨ ) સુજેલો શરીરનો ભાગ.

**ઢેપું,** ન૦ [ સં. સ્તેવ ] દભડું; બાઝી ગયેલું મટોડું; ચોસલું; ચકતું; ગડબ; રોડું; ઢગડું.

**ઢેફું,** ન૦ ઢેપું.

**ઢેબરિયો,** વિ૦ ઢેબરાં લઇને આવેલો (સંઘ).

**ઢેબરૂં,** ન૦ તળીને અથવા તેલ કે ઘી લગાડીને બનાવેલો રોટલો; ટીમણના રોટલા. રૂ૦ પ્ર૦ ઢેબરાં બાંધીને=ગાંઠનું ગોપીચંદન ખરચીને.

**ઢેબો,** પુ૦ શરીરની સપાટી ઉપસેલો જે ભાગ તે; ટેકરો; સોજો; ગડબ.

**ઢેમણો,** પુ૦ એક ઔષધિ.

**ઢેર,** પુ૦ ઢગલો.

**ઢેરી,** સ્ત્રી૦ ઢગલી.

**ઢેલ,** સ્ત્રી૦ મયૂરી; મોરની માદા.

**ઢેલડી,** સ્ત્રી નાની મયૂરી.

**ઢેશકું,** ન૦ ચોદળો ( ૨ ) કંડી.

**ઢેસકાં,** ન૦ લોળિયાં.

**ઢેસરો,** પુ૦ ઢોરે જે પોદળો મૂક્યો હોય તે.

**ઢેંક,** વિ૦ તાજું; ગબ્બર; પૂર્ણ ભરેલું.

**ઢેંગી,** વિ૦આળસુ; સુસ્ત; એદી.

**ઢેંચવો,** પુ૰ લાંબી પુંછડી વાળો કાળો જંગલી ચકલો.

**ઢેઢ,** વિ૰ ખૂબ નમી–તરડાઇ–ગયેલું:–વાંકુંઢેડ.

**ઢેયું,** ન૰ માટીની ગડબ; ભેખડ. (૨) પાણીમાંનો ખાડો.

**ઢેયો,** પુ૰ ઢગલો; ભેખડોનો ઢગ; ટેકરો; ઢેકોઢેયો. (૨) ખાડો, ખાચો.

**ઢોકળાં,** ન૰ લોટને પલાળી આથો આણીને બનાવેલો ખાવાનો એક પદાર્થ. (૨) વચમાંથી જાડાં દબડાં.

**ઢોકળિયું,** વિ૰ જેની વચમાં ફુલેલી ઢોકળી નીકળેલી હોય એવું (વેલણ). (૨) વચમાંથી જાડું ને ફુલેલું હોય એવું; ઢોકળી જેવું તે.

**ઢોકળી,** સ્ત્રી૰ જાડી ને ઉપસેલી નાની ગોળ દબડી; ચકતી; જાડી નાની ટીકડી (૨) દાળમાં ચઢાવેલી ખાવાની જાડી રોટલી. (૩) માંસના લોચાની ગાંઠ; ગડબ; નાનો ગોટલો. (૪) સાંકડા પટ્ટાની ઇંટ; દાળ ઢોકળી=દાળ અને દાળમાંજ બાફેલી ઢોકળી. [ નાનો લોટકો.

**ઢોચકી,** સ્ત્રી૰ માટીનો સાદો

**ઢોઠો** પુ૰ વાણામાં ભરવાની કોકડી. ઢોઠા ભરવા=વાણાને માટે બરૂના કકડા ઉપર તાર વિંટાળી આપવા.

**ઢોર,** ન૰ પશુ; ગાય, ભેંસ, વગેરે ચોપગું પ્રાણી. (૨) જનાવર; જંગલમાં ઘાસ વગેરે ચરીને રહેનારા પ્રાણી; મનુષ્યના જેવી જેને વાણી અને વિચાર કરવાની બુદ્ધિ નથી તે. (૨) વિવેક—વિચાર રહિત; અણસમજુ; મૂર્ખ.

**ઢોરઢાંખર,** ન૰ ઢોર વગેરે.

**ઢોલ,** ન૰ અંદરથી પોલા ખોખાને મોએ જાડું ચામડું જડીને બનાવેલું વાજું; નગારૂં; પટહ. ક્રિ૰ પ્ર૰ ઢોલ વાગવું=જાહેર થવું. ઢોલ વગાડવું=ઢોલ વગાડી જાહેર કરવું; ચાહન કરવું. વાગતે ઢોલે જવું=ચાહન જવું.

**ઢોલક,** ન૰ નાનું ઢોલ; પખાજ.

**ઢોલકી,** સ્ત્રી૰ નાનુ ઢોલ, નગારી. ક્રિ. પ્ર૰ ઢોલકી બજાવવી=નાચને અનુકુળ નગારૂં વગાડવું. (૨) ખુશામત માટે હાજી હા કરવું; બંને તરફની ઢોલકી બજાવવી=બેઉ પક્ષને સારૂં સારૂં કહ્યા કરવું.

**ઢોલકું,** ન૰ હલકું નગારૂં; જેવું તેવું નાનું ઢોલ. ક્રિ૰પ્ર૰ ઢોલકું કુટવું=જ્યાં ત્યાં ખરૂં ખોટું હાજી હા કરવું; જેમ ફાવ્યું તેમ બોલવું.

**ઢોલણી,** (ઢોલડી), સ્ત્રી૰ નાનો રંગિત ખાટલો; પલંગડી.

**ઢોલાણ,** પુ૰ઢોળાવ; ઢાળ; ઢળતો ભાગ. [ખાટલો; પલંગ.

**ઢોલિયો,** પુ૰ મોટો રંગિત

**ઢોલી,** પુ૰ ઢોલ વગાડવાનો ધંધો કરનારો; રાવળિયા વગેરે.

**ઢોલો**, પુ૰ [ સં. नायक. नाय-कनुं ढोल्ल ने प्रियानुं घण-वेण्णु माफ़तमां आदेश રૂપે થાય છે ] પ્રિયતમ; નાયક; વર; ધણી. ( ૨ ) મૂર્ખ; કંઇ સમજે નહિ એવો; અચતુર; ખાઇ પીને બેસી રહે એવો; સ્થૂલ; સારો દેખાવડો પણ ચંચળ નહિ એવો.

**ઢોસો**, પુ૰ જાડો ભાખરો.

**ઢોળ**, પુ૰ તાંબાપીતળ ઉપર સોના રૂપાની જે ઝળકી ચઢાવવામાં આવે છે તે; પડ; થર; પાસ; ટાપટીપ; આડંબર; દંભ; ખોટી શોભા. ક્રિ૰ પ્ર૰ ઢોળ ચડાવવો=ઉપર ઉપરથી સારૂં ભભકાદાર દેખાય તેમ કરવું; ઓપ આપવો. ( ૨ ) ઢોળાવ; ઢાળ પડતી જમીન.

**ઢોળકું**, ન૰ ઢળી પડે એવું ઢોચકું; અનિશ્ચિત સ્વભાવનું માણસ.

**ઢોળવું**, ક્રિ૰ સ૰ રેડવું; વહેવરાવવું; છાંટવું; અભિષેક કરવો; ઢળે તેમ કરવું. ( ૨ ) વિંઝવું; હલાવવું; પવન નાખવો. ( ૩ ) બરબાદ કરવું; ઉસેટી દેવું : નિરર્થક ગણી કાઢીનાખવું

**ઢોળાવ**, પુ૰ ઢળતો પ્રદેશ; ઢાળ. (૨) ઉતરતા ઢાળવાળો જે ઘાટ તે; ઘુમ્મટની બાજુઓનો ઉતરતો ઢળતો ઘાટ.

**ઢોળાવું**, ક્રિ૰ અ૰ રેડાવું; છંટાવું; ઢળવું. (૨) વિંઝાવું; ફડવું; આસપાસ ઘુમાવું.

**ઢોળીપાડવું**, ક્રિ૰ સ૰ નીચે નાખી દેવું; ધક્કો મારીને સુવાડી દેવું; ઢળી પડે એમ કરવું. (૨) કોઇને માથે નાખી દેવું; પોતાનો દોષ બીજાની ઉપર મૂકી દેવો; જોખમ ઓઢાડવું; બીજાને શિર ઓળવવું. (૩) જમીનદોસ્ત કરી નાખવું; નાશ કરવું; બરબાદ કરવું.

**ઢોળો**, પુ૰ ઢાળ; ઢોળાવ; કઢણ.

**ઢોંગ**, પુ૰ ખોટો દેખાવ કરવો તે; દંભ; આડંબર; દેખાવ ( ૨ ) ધુતારાપણું; કપટીપણું; પ્રપંચ. ( ૩ ) ચાળા; મજાક; ટટ્ઠા; પરિહાસ. ( ૪ ) બહાનું; મિષ. ( ૪ ) વેષધારીપણું; વેષ; ખેલ; રમત. (૬) ખોટું ધતિંગ ખોટારૂં. ક્રિ૰ પ્ર૰ ઢોંગ કરવો=ખોટો દેખાવ કરવો; ઢોંગ ચલાવવો=અંદરથી સાર-તત્ત્વ રહિત પણ બહારથી મોટા આડંબરવાળું ધતિંગ ચલાવવું. ઢોંગ માંડવો=સામું માણસ અંજાઇ જાય એવું ખોટું ધિંગાણું મચાવવું

**ઢોંગી**, વિ૰ ઢોંગ કરનાર; દંભી; આડંબરી. ( ૨ ) ધુતારો; અંદરથી એક અને બહારથી બીજો દેખાવ કરનાર; નહિ સાચો; દિમાકી.

**ઢોંચ**, વિ૰ જીર્ણ; ખળખળી ગયેલું; ખખ.

**ઢોંચરૂં**, ન૰ ઢોચ્ચર; ગોતું; ખાણ; ટાઢું અને સ્વાદ રહિત ખાનું) તે. ( ૨ ) વિ૰ બહુ ટાઢું; વાસી; બેસ્વાદ; ગોતા જેવું.

**ઢોંડફોડો**, પુ૰ [ ગ્ર. ] પત્થર ફોડનારો તે; શલાટ.

**ઢાંડો**, પુ૦ પત્થર; પહાણો. (૨) મોટો અને ઘરડો ખખ બળદ. (૩) વિ૦ મોટા ઉંચા હાડપિંજરવાળો; ખૂબ મોટો; ઉંમર લાયક; પ્રૌઢ. (૪) મૂર્ખ; અક્કલ વગરનો; બેવકુફ; બુદ્ધિ વગરનો.

**ઢાંકણું**, ન૦ ઢાંકણું; ખોઇ પહોળી રાખવાનો દંડિકો

**ઢૌવો** પુ૦ ઢૌઓ; ભડવો; બેઅદલી; જોયા કરે એવો માણસ; ગોલો; નામરદો; પોતાની સ્ત્રીને પોતાના કાબુમાં રાખી શકે નહિ એવો; ઢાલો.

# ણ

## ણ

**ણ**, પુ૦ [સં.] ગુજરાતી ભાષાનો પંદરમો વ્યંજન.

આ અક્ષરથી શરૂ થતો કોઇ પણ શબ્દ ગુજરાતી ભાષામાં નથી.

